## અનુક્રમણિકા




★ 'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામપુનર્ઘટના, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ અને બીજા રચનાત્મક કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને ફોટાઓ આવકારવામાં આવે છે.

★ બદલાનાં સામયિકો અને ગ્રંથાવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે.

★ **પ્રકાશન અર્થે પસંદ થયેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે.**

★ 'સંજીવન' માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો યોગ્ય ટિકિટો બીડી હશે તોજ પાછી મોકલવામાં આવશે.

★ 'સંજીવન'માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થતાં મન્તવ્યો સાથે મુંબઇ પ્રાંતિક દારૂબંધી-સમિતિ હરહંમેશ સંમત છે એમ માનવાનું નથી.

ટીપ:-'સંજીવન' ગ્રાહકોને દર માસના પહેલા અઠવાડિયામાં પહોંચતું ન થાય તો તેઓએ ઓફિસને તા. ૧૫ મી પહેલાં જણાવવું. ત્યાર પછી કોઈપણ જાતની ફરિયાદ સાંભળવામાં આવશે નહિ.

મુંબઇ પ્રાંતિક દારૂબંધી-સમિતિ : નં. ૨૯૬, બજાર ગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ ૧.

# રામતીર્થ બ્રાહ્મી તેલ

(રજી. નં. ૧) (મેડીકેટેડ)



મગજના જ્ઞાન અને ક્રિયાતંતુઓ બળવાન બને છે. વાળ કાળા અને ચમકીલા બને છે. ખરતા અટકે છે. ટાલમાં વાળ ઉગે છે. ખોડો, જુ, લીખ, નાશ થાય છે. યાદશક્તિ વધે છે. આંખોમાં આંજવાથી દૃષ્ટિ વધે છે. કાનમાં નાખવાથી કાનના રોગો મટે છે. ગાઢ નિદ્રા આવે છે.

બધી ઋતુમાં બધાને ઉપયોગી છે. બધે મળે છે.

કિંમત:—રતલી બાટલીના રૂા. ૩॥, નાની બાટલીના રૂા. ૨.

ટપાલથી મંગાવનારે મોટી બાટલી માટે રૂા. ૫–૫–૦ અને નાની બાટલી માટે રૂા. ૩–૭–૦ (પેકીંગ અને ટપાલ ખર્ચ સહિત) મોકલવા. વી. પી. થતું નથી.

રામતીર્થ યોગાશ્રમ, મુંબઈ ૪.



હીંદુસ્તાન સ્નો

ચહેરાની સુંદરતા માટે લવંડર ગ્લીસરીન વાળો માટે ઉત્તમ છે.

યુનીવર્સલ પરફ્યુમરી વર્કર્સ

પો બો. ૩૧૩૦ ૯૫ કામ્બેકર સ્ટ્રીટ. મુંબઈ ૩ ગ્રામ:હીરસો

## દસકાઓ થયા પીડાતાં બચ્ચાંઓની સેવામાં



દસકાઓથી, પિત્તાશય અને બરોળની નલીમ બીમારીથી પીડાતાં

હજારો બચ્ચાંઓની કુમળી જીંદગીઓને મૃત્યુના મુખમાંથી બચાવવામાં 'જમ્મીના લીવર ક્યોરે અગત્યનો ભાગ ભજવ્યો છે.

શરૂઆતનાં અને જૂનાં દર્દોમાં સપડાયેલાંઓને માટે ડાક્તરો 'સીમ્પલ' અને 'કોમ્પ્લીકેટેડ' લીવર ક્યોરની ભલામણ કરે છે.

"સીમ્પલ" 'લીવર ક્યોર' નાના ડોઝમાં લેવાથી તે એક અમૂલ્ય દવા તરીકે કામ આપે છે. તે ભૂખ અને પાચનશક્તિને સુધારે છે, કબજીઆત દૂર કરે છે અને પિત્તાશય તથા બરોળની ક્રિયાને નિયમિત કરે છે.

પિત્તાશય અને બરોળ જેવાં અવયવો માતાના શરીરમાંથી બંધાય છે એવા આયુર્વેદશાસ્ત્રના કથનને અનુલક્ષીને બનાવવામાં આવેલ 'જમ્મીનું' ટોનીક પિત્તાશયથી પીડાતાં બાળકોની માતાએ ગર્ભાવસ્થામાં લેવું સલાહભર્યું છે.




જમ્મી વેંકટારામય્યા એન્ડ સન્સ.

મયલાપુર, મદ્રાસ (ફો. નં. ૮૧૩૬) સેંડહર્સ્ટ રોડ, મુંબઇ ૪. (ફો. ન. ૪૧૫૯૩), હેરીસન રોડ, કલકત્તા. ઉપરાંત: લખનૌ, બેંગલોર, ત્રીચીનોપલી વગેરે.





## દમ સારો થશે પણ પુરોહિત શ્વાસહારીથીજ

પાંચ મિનિટમાં કે એક રાતમાં દમ સારો કરનારા ઉપાયોથી તમારો દમ સારો થવાને બદલે ફક્ત વધે છે. પુરોહિત શ્વાસહારી એજ એક ઔષધ એવું છે કે તે લેવાની શરૂઆત કરતાં જ કફ છુટે છે, શ્વાસ ઓછો થાય છે, પાચનક્રિયા સુધરે છે અને ફેફસાં મજબુત થઇ દમ ખાત્રીપૂર્વક અને પુરેપુરો મટે છે. રૂ. ૩-૮ રૂ. ૬ અને રૂ. ૧૦ ના પેકીંગમાં બધી જગાએ મળે છે, અગર ડો: પુરોહિત ફાર્મસી, કોલ્હાપુરથી મંગાવો.



પુરોહિત
શ્વાસહારી

# સંજીવન

વર્ષ બીજું ] ઑગસ્ટ—૧૯૪૯ [ અંક પહેલો


## પુણ્યોજ્જ્વલા પંદરમી

( મિશ્રોપજાતિ )

મૂર્ત સ્વરૂપે પરમોચ્ચ પ્રેરણા
બની અમારાં હતવીર્ય, શૂન્ય,
ગુલામીજન્મી જડતાભર્યાં શાં
આ જીવને નૂતન જોમજ્યોત
જલાવતી; ને રસથી ભર્યું ભર્યું

કરી જતી જીવન; ચેતનાની
ઉષ્માભરી અક્ષતી તાઝગી તહિં;
સ્વાતંત્ર્યનાં મંગલ એ રહસ્યને
'નેરી છટાથી સમજાવતી વળી:
એવી તને ન્યાળી સમીપ આવતી,
ઑગસ્ટની પંદરમી તિથિ હે!
નમી પડે સાદર શીર્ષ મારૂં!

વિરાટ આ કાળમહોદધિ મહીં
અસંખ્ય મોજાં અહિં આદિ કાળથી
રહ્યાં વહન્તાં, ન તથાપિ જાણ કે
એ સૌ મહિંથી, નહિ અન્ય, તુ જ
સ્વાતંત્ર્યની એ અમ યુદ્ધહોડીને
નિર્વિઘ્ન પ્હોંચાડીશ ભૂમિકાંઠડે.

પરંતુ કો' તર્કપ્રપંચપ્રેમી
કહેશે: "ભલા! ઠીક, સ્વતંત્રતા હાં
ઑગસ્ટની પંદરમી તિથિએ
આવી; ભલે, કિંતુ ફરી ફરીને
પ્રત્યેક વર્ષે ઉજવ્યે ય અર્થ શો?"
વર્ષોતણાં બંધન, અંધકારની
કાળી નિશા જે ક્ષણ પૂર્ણ થાતી,

ને જે ક્ષણે મંગલ મૂર્તિ કેરી,
ઊગી ઉષા ઉજ્જવળ ને અપૂર્વ,
તે ધન્ય ને પ્રેરક, પુણ્ય આ ક્ષણ
બુદ્ધિ અને તર્કતણાં જ ધોરણે
કસી, બનીશું બસ શું કૃતઘ્ન?

ને તે છતાંયે કહું આટલું જ:
ઋષિમુનિના તપયજ્ઞકાળમાં
પ્રત્યેક આવાસમહીં અખંડ
ગાર્હસ્થ્ય અગ્નિ પ્રજળંત રહેતો;

ને યજ્ઞટાણે તહિંથી જ તર્ત
અગ્નિ લઇ યજ્ઞક્રિયા શરૂ થતી;
પ્રત્યેકનાં અંન્તરમાંહિ તેમ
સ્વાતંત્ર્યપ્રેમાગ્નિ અખંડ સર્વદા
જ્વલંત રહે, ને જહિં યુદ્ધયજ્ઞની
ઉદ્ઘોષણાથી નભ થાય ગાજતું,
દીપ્તિભર્યો અગ્નિ તહિંથી સાંપડે:

—એ રાષ્ટ્રનાં વ્યાપક શ્રેય કાજે,
પ્રત્યેક વર્ષે દિન એહ એકને
પૂજી, નમી ના બનીએ કૃતાર્થ કાં?

વ્યક્તિ નહિ, ભારતવર્ષ કેરા
સમસ્ત સૂના ઇતિહાસમાંહી
અંકાઇ તું તેતસુવર્ણપૃષ્ઠે;
ને કોતરાઇ અમ સર્વ અંતરે:
ઑગષ્ટની પંદરમી તિથિ હે!
તને નમે આ અવિશેષ મસ્તક!

જયાનંદ દવે

# રસસિદ્ધ કવીશ્વર
# ગુરુદેવ ટાગોર

લેખક:

શ્રી. વિજયરાય ક. વૈદ્ય

જગત કેટલું વિચિત્ર છે! એવી એક વિચિત્રતા આ વિષયમાં મેં પણ અનુભવેલી. ભારતભાનુ રવીન્દ્રનાથ ટાગોર જેવા વિશ્વનાગરિકનું– નાત જાતનાં બન્ધનોમાં નહિ માનનાર ને નહિ પાળનારનું – નામ મેં ૧૯૧૪માં એક જ્ઞાતિપત્રમાં વાંચ્યું હતું! આગલે જ વર્ષે કવિશ્રીને મળેલી આધુનિક 'લાખ પસાય' યાને નોબેલપ્રાઇઝની* વાત તેમાં હતી; તેમાં 'ગીતાંજલી'નો આછો પરિચય હતો; અને એ ત્રિમાસિક પણ સંકુચિત લાગે તેવી માગ નાત– નજરે ચાલતું નહોતું, ઉચ્ચ જ્ઞાતિનું હોઇને, વિના ભેદભાવે સારાં સંસ્કારી લખાણો છાપતું, એટલે ઉપર કહ્યું તેનો પરિચય આપતાં પ્રભુપદમાં અપાયેલી એ ગીતોની અંજલિમાંના ભક્તહૃદયના ભાવો વિશે તેમાં એમ કહ્યું હતું કે કવિએ વારંવાર એવા તો સહજ માનવ ભાવો ગીતોમાં ઝીલ્યા– ઝિલાવ્યા છે કે સામાન્ય વાંચકને પોતાની સુખની કે દુઃખની પળોના અનુભવો જાણે એ અત્યન્ત મનોહર કાવ્યોમાં ગૂંજાયલા લાગે. આવી અપૂર્વ સિદ્ધિ રસસિદ્ધ કવીશ્વર સિવાય બીજા કોની હોય? એ સ્થૂલદેહે આપણી વચ્ચેથી આઠ વર્ષ પર ગયા પણ એમની કૃતિઓ દ્વારા એમની યશઃકાય તો અમર છે અને રહેવાની.

## અખૂટ પ્રેરણાનિધિ

પછી તો, (બંગાળી જાણીએ નહિ તેથી) અમે એ જમાનાના ભાવનાશીલ જુવાનો રવિબાબુનું એક પણ નાનુંમોટું લખાણ, 'મોડર્ન રિવ્યુ'માં કે જ્યાં અને જોઇએ ત્યાં, દીઠું છોડતા નહિ. આજે સુપ્રસિદ્ધ 'જનગણમન'નું ભાષાન્તર એવી રીતે પહેલવહેલું વાંચેલું! ને એવી જ રીતે એમની અદ્ભુત પ્રતિભામાંથી સ્ફુરેલાં કાવ્યો કે લેખોએ, 'ગાર્ડનર' તથા 'ક્રિસેંટ મૂન' આદિ નાના શા મહાન ગ્રંથોએ પોષી હતી અમારી વિકસતી રસવૃત્તિ અને જગાડયો હતો અમ હૈયે રાષ્ટ્રપ્રેમ! એ વેળાનાં અમારાં વિધાયક બળોમાં ગાંધી – વાણી ન હોત અને રવીન્દ્રવીણા પણ ન હોત તો સાહિત્યના કે ઇતર ક્ષેત્રે થતી અમારી દેશસેવા રસહીન રહી હોત, સત્ત્વહીન જ ઠરી હોત. એ પ્રેરણા હતી તો જ કૉલેજની વિવાદસભામાં ચાલેલા અંગ્રેજી વિવાદપ્રસંગે એકદા ચોખવટ કરવી પડી હતી કે તમે બધા ટાગોરની "ફિલસૂફી–ફિલસૂફી" એમ રટયા કરો છો પણ તેમણે કાંઇ કાન્ટની જેમ માત્ર બુદ્ધિગમ્ય 'ક્રિટિક ઑફ પ્યૉર રીઝન' યા તો એનાથી કાંઇક સૂક્ષ્મદર્શી એવા બર્ગસનના 'ક્રીએટીવ ઇવોલ્યુશન'ની જેમ તત્ત્વજ્ઞાનના ગ્રંથો– ભલા લાગે તેવા– નથી લખ્યા. આ મહાન ભારતીય રસદ્રષ્ટાએ તો આપણા દેશનાં પ્રાચીન ઉપનિષદ્‌માંનાં સત્યોને રસાત્મક કલા દ્વારા સૌ કોઇને સુગમ કરવાના સહજ સુન્દર સફળ–પ્રયોગો કર્યા છે.

## પ્રત્યક્ષ દર્શનનો પ્રસંગ

—અને, એક વાર દૈવી સન્દેશવાહક સમા એ રસરાજવી મહર્ષિનાં પ્રત્યક્ષ દર્શન પણ થયાં હતાં. આંખો મીંચું છું અને તેમને એ સમયના †નવજીવન પ્રેસના પાછલા એકાન્ત ચોગાનમાં એમની ધીરલલિત ગતિએ આવતા જોઉં છું; વાતાવરણ ગંભીર તેટલું જ રમણીય બને છે; પોતે નીચી બેઠક પર બેસે છે; એમની સુધીર વાણીની માનવબંધુત્વબોધક અખંડ ધારા એમના અતીવ સુન્દર ઇંગ્લીશમાં સુણતાં આત્મા આનંદ અને ઊંડી શાન્તિ અનુભવે છે.

કવિશ્રીની આવી વિરલ પ્રતિભા, ઉચ્ચ કુળસંસ્કાર ધનિક કુટુંબની અનુકૂળતાઓ, સ્વાશ્રયી વિદ્યાભ્યાસ તથા ઉભરાતા પ્રકૃતિપ્રેમ વડે પોષાઇ હતી. પ્રકૃતિ સાથે નિરન્તર ગાઢ, સૂક્ષ્મ સંપર્ક એ તો બીજાં સર્વ સાથ્યાં તેમ આ કવિજીવનનું એક મોટું રહસ્ય છે; અને એથી મોટું ગણાય તેવું તેમના આન્તર જીવનનું આ રહસ્ય છે કે પોતે કલાકો ને કલાકો સુધી પરમાત્મચિન્તન કરતા એવી રીતે ધ્યાનસ્થ બેસતા— એમના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથના ધ્યાનસ્થાનકનાં આન્દોલને આવરાઇને, — કે એમાં જાગ્રત થયેલા આત્માની અખંડ પ્રેરણા વડે તેમના હૃદય તથા બુદ્ધિને પ્રાણપદ પોષણ મળતું અને તેમાંથી અપૂર્વ કાવ્યો રચાતાં

---

* આ ઇનામ આઠ હજાર પાઉન્ડનું! તેથી, એ જમાનાની ગણતરીએ રૂ. એક લાખ વીસ હજાર.

† અમદાવાદમાં, સારંગપુર દરવાજા બહાર, સરખીખરાની વાડીમાં.

## કવિની જીવન દેવતા

અગોચર લોકોમાંથી પોતાને અહર્નિશ પ્રેરતી એવી આત્મશક્તિને કવિએ પોતાની 'જીવનદેવતા' તરીકે ઓળખાવી છે. એનો તેમને સાક્ષાત્કાર થયો હતો એમ પણ તેમનાં આ વિષયનાં કેટલાંક કાવ્યગત વચનો પરથી કહી શકાય. જેમ એવી પ્રેરણા, તેમ, પોતાની સંપ્રજ્ઞ ('સભાન') મનોદશામાં પોતે જેટલું ઉપનિષદો, બૌદ્ધ ને ખ્રિસ્તી ધર્મો, વૈષ્ણવ ભક્તકવિઓ તથા અંગ્રેજી રંગદર્શી ('રોમેન્ટિક') કવિઓ— આ સર્વેનું જેટલું વાંચ્યું હતું, સંસ્કારજલ બલ્કે અમૃત પણ ઘણે અંશે તેમના ઘડતરમાં સહાયકારી થયાં હતાં.

આમ બહુવિધ પ્રેરક બળો વડે તેમ વિવિધ પ્રવાસોના અનુભવે જે કવિતા ઉદ્ભવી તે કેવી હતી?

રવીન્દ્રનાથનું પહેલું કાવ્ય 'કવિકાહિની' હતું. ઘણા મહાકવિઓ સંબન્ધી બને છે તેમ, આ પ્રથમ પ્રયાસ પર સ્વાભાવિક રીતે જ અન્ય સાહિત્યની પ્રબળ અસર આ યુવાન સત્તર અઢારની જ વયના— કવિ પર હતી. એ અરસામાં જ રચાયેલા 'ભગ્ન હૃદય' માંથી ઘણી વાર યુવાની ને સહજ હોય છે તેવા, જીવન વિશે નિરાશાના સૂર ઊઠે છે.

હવે કવિ પરાઈ અસરથી છૂટતા જાય છે એની પ્રતીતિ આપણને અધીરતાયુક્ત 'સાન્ધ્યસંગીત'માં થાય છે. પણ કવિઉરમાં તુરત જ આ પ્રકારનાં સંવેદન વિરુદ્ધ જાણે યુદ્ધ શરૂ થયું, અને તેનો આવિર્ભાવ 'પરાજય સંગીત' માં થયો છે. સુપ્રસિદ્ધ 'વાલ્મીકિ પ્રતિભા' પણ આ સમયની જ એક સુન્દર રચના છે.

પછી રચાયું 'પ્રભાતસંગીત'. આમાં કવિ તે ભાવો – વિશ્વની પ્રકૃતિથી પોતાને થતા અનન્ય આનન્દના ભાવો – આલેખે છે જે એમના જીવનના પ્રધાન ભાવો છે. એ ભાવ એટલે, ખરી રીતે, કુદરતમાં તેમ મનુષ્યજીવનમાં પણ તેમને અંશમાં થતું પૂર્ણનું દર્શન, અન્તમય પ્રાણી પદાર્થમાં થતી અનંતની અનુભૂતિ. જેને તેમણે પોતે ઉત્તરાવસ્થામાં 'સર્વાનુભૂતિ' કહી. તેવી આ ભાવસંવેદના જુદેજુદે રૂપે તેમના કવનમાં હમેશની વ્યાપક બની છે કેમ કે એ એમની કવિતાપ્રવૃત્તિનું મૂળ છે. આ ભાવની સમૃદ્ધિ એમનામાં નવીન ચેતનાની જેમ વ્યાપી ગઈ હોઈને તેમની હવેની કવિતાનાં ભિન્ન ભિન્ન મિષ્ટ ફુવારારૂપે – 'છબિ ઓ ગાન' તથા 'કડિ ઓ કમળ'થી માંડીને છેવટનાં કેટલાંક મૃત્યુવિષયક કાવ્યો લગી – જગતને અમોઘ રસપાન કરાવતી રહી છે.

સંખ્યાબન્ધ કાવ્યસંગ્રહો 'માનસી' 'સોનાર તરી' 'ગીતાલિ' 'ચૈતાલિ' 'કલ્પના' 'ક્ષણિકા' 'નૈવેદ્ય' 'શિશુ' 'ખેયા' 'વલાકા' 'ગીતાંજલી' ઇત્યાદિમાં અર્વાચીન જગતના પ્રથમ પંક્તિના કવિઓમાંના આ એકની કવિતાસમૃદ્ધિ ચિરંજીવ છે.

## સાહિત્ય સેવનની વિવિધતા

ઘણાખરા સમર્થ સાહિત્યકારો પુષ્કળ લખતા હોય છે એટલું જ નહિ પણ તેમનામાં સાહિત્યના અનેક પ્રકાર સેવવાની શક્તિ પણ હોય છે. રવિબાબુનેય તેવી બક્ષીસ હોવાથી જ તેમણે કવિતા ઉપરાંત નાટક, નવલકથા નવલિકા તેમજ નિબન્ધ તથા વ્યાખ્યાન જેવી વિવિધ રચનાઓ કરી છે અને તે દ્વારા દેશના – ખરી રીતે, કેટલેક અંશે જગતના – સાહિત્યમાં સરસ, ચિન્તનસભર અભિવૃદ્ધિ પણ કરી છે.

તેમની સૌથી પહેલી નવલકથા 'બહુરાણીનો હાર' તથા પહેલું નાટક 'પ્રકૃતિનો પરિશોધ' નામનું હતું. આ નાટકમાં કવિએ એવો અનુભવ આલેખ્યો છે કે પોતે પ્રકૃતિથી વિખૂટા પડી ગયેલા, એ વિરહનું દુ:ખ પોતે હૃદયમાં જ અવશતાથી ઘુંટ્યા કર્યું હતું પરન્તુ છેવટ પ્રભુકૃપાએ પોતે એવી દુ:ખી અવસ્થા અળગી કરી શકતાં, ફરી એક વાર, વિશ્વભરમાં સૂક્ષ્મ ભાવે વિસ્તરેલા આનન્દનો લહાવ લીધો હતો. બીજા નાટક 'ચિત્રાંગદા' માં ઇન્દ્રિયભોગનાં ચિત્રણ છે પણ એની મર્યાદાય બતાવવામાં આવી છે. કવિની યુવાવસ્થાની એ કૃતિનું રસીલું રહસ્ય એવું છે કે વિશ્વમાંનું તથા જીવનમાંનું સૌન્દર્ય એ ખરી રીતે ઇન્દ્રિયગ્રાહ્ય રૂપે પ્રકટ થતું આધ્યાત્મિક તત્વ છે; ને, એ સૌન્દર્ય માત્ર બાહ્ય નથી પણ એમ આન્તરે પણ હોવાથી, એની પરેજ ચિરંજીવ પ્રેમ નાવલંબે છે.

ઘણાંક નાટકો, નવલકથાઓ તથા નવલિકાના ચિરલસર્જક તરીકે રવીન્દ્રનાથમાં આપણે કેટલાંક ઉચ્ચ ગુણલક્ષણો જોઇએ છીએ: એમાં મનુષ્ય હૃદયના અનેક જુદાજુદા ઊંડા ભાવોનું આલેખન તો છે જ, પણ પ્રસંગોપાત એ હૃદયનાં મન્થન પણ વ્યક્ત થયાં હોય છે. તેમની આ કૃતિઓ કલાત્મક હોય તેમાં તો આશ્ચર્ય નથી, પણ તેનું રહસ્ય યાને પરીક્ષ સારબોધ વાચકમાં એવી ઉન્નતગામી જીવનદૃષ્ટિ ઉઘાડે છે, જે સિદ્ધિ જગતના સાહિત્યસ્વામીઓને જ સહજ બલ્કે અનિવાર્ય બનતી હોય છે. રવિબાબુના બીજાં ગદ્ય લખાણોમાં 'પ્રાચીન સાહિત્ય' નામે સંસ્કૃત સાહિત્યની કેટલીક વધુ મોટી કૃતિઓના રસવિવેચનનો સુન્દર નાનોસરખો ગ્રન્થ સૌથી પહેલું ધ્યાન ખેંચે તેવો રસભર્યો તથા મર્મગામી છે. બીજા ગદ્ય ગ્રન્થોમાંની તેમની રસપૂર્ણ શૈલી તો તુરત નજરે ચઢતું સુલક્ષણ છે.; ઉપરાંત, તેમના જ્ઞાનસંભાર, માનવકલ્યાણની ભાવના તથા ઝળહળતા સ્વદેશ પ્રેમના ગુણે પણ એ ગ્રન્થોને ગુણગરવા નિ:શંકપણે કહી શકાય.

## કવિવરનો જીવન સંદેશ

કવિવર રવીન્દ્રનાથ સરખાનો જીવનસંદેશ જે હોય તે સ્વદેશ માટે તેમ દેશમાત્રને માટે પણ હોય: વળી તે એક આર્ય મહાપુરૂષનો સંન્દેશ, તેથી તો આર્ય પ્રજાની લાક્ષણિકતા પણ તેમાં હોયજ; ત્રીજું, એ સન્દેશની જો જગતને આજથી બાવીશ વર્ષ પર અગત્ય હતી, તો આજે તો મહાઅગત્ય છે. એવાં એમનાં કેટલાંક મૂલ્યવાન વચનો, અહીં આ નમ્ર અંજલિલેખને અન્તે, જર્મનીના હાંબુર્ગ શહેરમાં તા. ૧૦ મી સપ્ટેમ્બર ૧૯૨૭ ને રોજ તેઓશ્રીએ 'આધ્યાત્મિક સંસ્કારિતા અને ભૌતિક ઉન્નતિ' એ વિષય પર આપેલા વ્યાખ્યાનમાંથી ઉતારવાં ઉચિત ગણાશે:—

"ભૌતિક ઉન્નતિ મનુષ્યજીવનનું લક્ષ્ય નહી પણ માત્ર એક સાધન છે અને આત્મિક સંસ્કાર પરમાર્થની સિદ્ધિ છે. એ સાધન નહિ પણ સાધના છે. એને લીધે આખા જગતમાં એ કલ્પના ભાવનો અનુભવ થાય છે.

જેમ રથ ચલાવવા માટે સારથી તેમજ અશ્વો આવશ્યક છે તેમ લૌકિક સફળતા માટે આત્મિક સંસ્કારિતા અને ભૌતિક ઉન્નતિ બંને આવશ્યક છે. જો સારથી મંદોન્મદ હોય તો રથનો વેગ મનોનુકૂલ નથી બનતો, તેમ આત્મિક સંસ્કાર વગર ભૌતિક ઉન્નતિનું પણ એવું જ છે. પૂર્વના દેશોમાં કાયમની શાન્તિ ફેલાઈ છે. લૌકિક ઉન્નતિનો લોકોને બહુજ થોડો ખ્યાલ છે. એનું પરિણામ એ આવ્યું કે ત્યાંના લોકો પોતાનું સ્વાતંત્ર્ય તદ્દન ખોઈ બેઠા છે. બીજી તરફ એ પણ બીક રહે છે કે રખેને પૂર્વના લોકો પાશ્ચાત્યોની રીતનું નવું અનુકરણ કરતા થઈ જાય. "સાચી સ્વતંત્રતા તે કહેવાય કે જેથી આપણાં હૃદયમાં કૂટસ્થતાની પ્રાપ્તિ થાય. ભૌતિક ઉન્નતિથી ફક્ત શારીરિક ઇચ્છાઓ પૂરાય છે અને આત્મિક ઉન્નતિથી મનમાં ત્યાગશક્તિ ઉત્પન્ન થાય છે."




## એથી પણ ભયંકર

જાજવલ્યમાન અગ્નિ કે બે કાંઠે વહેતી નદીમાં પડવા કરતાં દારૂ પીવો તે ઘણુંજ ભયંકર છે. અગ્નિ કે પાણી માત્ર શરીરનો નાશ કરે છે, પણ દારૂ તો શરીર તથા આત્મા બેયનો ઘાણ કાઢી નાખે છે ......

—મહાત્મા ગાંધીજી

# સાચું સ્વરાજ્ય

**મધુભાઈ માસ્તરે એકલે હાથે કલ્યાણગ્રામને કઈ રીતે સુધાર્યું અને સ્વાશ્રયના રૂડા સિદ્ધાન્ત દ્વારા બાપુજીના રામરાજ્યની કલ્પના ગ્રામજનોને કઈ રીતે મૂર્ત કરી બતાવી તેની એક રસમદ વાર્તા**

—: લેખક :—

**સીતારામ જે. શર્મા**

સેવામંડળ તરફથી કલ્યાણગ્રામમાં ગ્રામસુધારણાના હેતુથી થોડાંક ચિત્રપટો બનાવવામાં આવ્યાં. તેમાં ગામોના ગામોમાંથી માખીઓને કેવી રીતે દેશવટો દેવામાં આવ્યો તે ચિત્ર ખૂબજ આકર્ષક થઈ પડ્યું. ગામડાંમાં ઉકરડા, ઢોરોનાં છાણમૂતર, ભેજ અને પાણીનાં ખાબોચિયાંમાં માનવીની–મહાશત્રુસમી માખીઓ ઉત્પન્ન થાય છે; તે માખીઓ મળમૂત્રથી માંડીને ભોજનની વસ્તુઓ સુધી મન ફાવે ત્યાં બેસીને ક્ષય, કોગળિયું, પ્લેગ, મરડો, ટાઈફોઈડ, અપચો જેવા વીસેક પ્રકારના રોગનાં જંતુઓનું વાહન બને છે. આવી માનવશત્રુ માખીઓની અગણ્યસેના ઉપર આક્રમણ કરીને અમેરીકાનાં અનેક ગામોએ એક હજારે નવસો ને નવ્વાણું માખીઓનું નિકંદન કાઢવામાં કેવી સફળતા મેળવી અને તેથી સ્વાસ્થ્ય અને આર્થિક દૃષ્ટિએ ઓછે ખરચે કેવા મોટા લાભ થયા તે બતાવવામાં આવ્યું હતું. આવી માખીઓ માત્ર માણસોનેજ નહીં પણ ગામડાંની ગાયો ભેંસોને માટે પણ ભયાનક છે. તંદુરસ્ત જનાવરોનું લોહી ચૂસી લેનારી અને દૂઝણાં ઢોરોનું દૂધ શોષી લેનારી માખો ગામડાંને દરવરસે હજારોનું નહીં પણ લાખો કરોડો રૂપિયાનું નુકશાન કરે છે. એની પ્રત્યેક વીગતનું તેમાં સચિત્ર વર્ણન - દર્શન પણ કરવામાં આવ્યું હતું; તેથી દૂધમાં પચીસ ટકાનો અને ઢોરોના વજનમાં બત્રીસ ટકાનો ઘટાડો થાય છે, તે આ દસ્તાવેજી ચિત્રપટ દાખવતું હતું.

ચિત્રની સાથે તેની સમજણ આપનાર ગ્રામસેવકે કહ્યું: "આવું માત્ર અમેરીકામાંજ બની શકે અને હિંદુસ્તાનમાં અથવા ગુજરાતમાં બની ન શકે એમ માનશો નહી. માત્ર 'ડી.ડી.ટી.' નામની દવા અને સ્વચ્છતા માટેની ચીવટની મદદથી જે અમેરિકામાં બની શક્યું તે તમે કલ્યાણગ્રામમાં પણ ખુશીથી કરી શકો તેમ છો. તેમાં ખરચ પણ ઝાઝું થતું નથી. વસ્તીના માથા દીઠ એકથી દોઢેક આના જેટલા પૈસા અને થોડીક જાત મહેનતથી કલ્યાણગ્રામનાં માણસોના તથા જનાવરોના ભયંકરમાં ભયંકર શત્રુઓના દશકટકને તમે દૂર કરી શકો તેમ છો. આ ઝાંપટણથી ખેતીવાડીને માટે પણ કેટલાય પ્રકારના લાભ મેળવી શકાય તેમ છે. રોગ અને આરામના દુશ્મનોનું નિકંદન કાઢવાથી ભવિષ્યના અગણ્યશત્રુઓના વંશની વૃદ્ધિ થતી પણ તમે અટકાવી શકો છો અને માનવ જાતિને માટે તેમ પશુઓને માટે એ લાભ જેવો તેવો નથી."

બીજું ચિત્ર મચ્છરોને લગતું બનાવવામાં આવ્યું. તેમાં કૂવા, તળાવ, નદી, ઘરઆંગણે ભરાતાં પાણીમાં ગણ્યા ગણાય નહી તેટલા મચ્છરોની ઉત્પત્તિ કેવી રીતે થાય છે, એ મચ્છર કરડવાથી મેલેરિયા થાય અને તેથી લાખો માનવીઓ મરી જાય અને કરોડો માંદા પડીને અશક્ત થઈ જાય તે બતાવવામાં આવ્યું. તે પછી યુરોપ અમેરીકાએ માનવીઓને માટે રાક્ષસો કરતાંય ભયંકર એવા આ શત્રુઓને પોતાની ભૂમિમાંથી કાયમનો દેશવટો દેવા માટે કેવા વ્યવસ્થિત પ્રયાસ કર્યા, તેની જુદી જુદી પ્રક્રિયાઓ બતાવવામાં આવી.

ગ્રામસેવકે એ ચિત્રને સમજાવતાં કહ્યું: "હિંદુસ્તાનમાં સહુથી વિશેષ મરણ મેલેરિયાને લીધે થાય છે, તે પછી ક્ષયરોગ આવે છે. મેલેરિયા મચ્છરને આભારી છે અને મચ્છર પાણીનાં ખાબોચિયાંમાં અબજોની સંખ્યામાં જન્મે છે. આ નાનકડો મચ્છર દેશને કેટલું બધું નુકસાન કરે છે? એના નિકંદનથી દેશના લાખો માનવીઓ મૃત્યુના ભોગ થતા બચશે, કરોડો મેલેરિયાની માંદગી અને તે પછીની અશક્તિના ભોગ થતા બચશે અને તેથી દેશને અબજો રૂપિયાનો આર્થિક લાભ થશે. જો આપણે બધા ચીવટ રાખીએ, ઘર આંગણે પાણીના રેલા ન કાઢીએ, કૂવા, તળાવ, નદી, જેવાં સાર્વજનિક સ્થળો કાદવ કીચડને પાણીનાં ખાબોચિયાંથી મુક્ત રાખવા ગામના વતનીઓ તરીકે સાથે મળીને મથીએ, તો આપણા નાનકડા કલ્યાણગ્રામને આપણે જોતજોતામાં મચ્છરમુક્ત બનાવી દઈએ."

ત્રીજું ચિત્ર ખેતીને લગતું હતું: તેમાં યુરોપ

કામ કરવાનો સંકલ્પ કરો, સૌથી પહેલું તમારું ઘર, આંગણું તથા ઢોરોની ગમાણો અરીસા જેવાં ઉજળાં અને ચોકખાં રાખો, અને બીજું કામ ગામના કૂવા, ખાડા અને નદી, તળાવ પર ગંદવાડ કે કીચડ કરતાં અટકો.''

એ કામ અઘરાં નહોતાં તેમ છતાં થોડાંક માણસો સિવાય બીજાઓને એમાં લેતર અને વેઠ દેખાયાં!

પછીના થોડાક દિવસમાં આખું કલ્યાણગ્રામ અને તેનાં નવાણો સાફ થઈ ગયાં, તેની વાતો અખબારોને પાને ચડી અને કોંગ્રેસ સમિતિઓનું એ અખતરા તરફ લક્ષ ખેંચાયું.

ધીરે ધીરે કલ્યાણગ્રામના તમામ વતનીઓનું ચિત્ત ગ્રામ સફાઈ તરફ આકર્ષાયું. તેમણે ગામની છેક બાજુમાં ઉકરડા હતા તે ત્યાંથી દૂર ખસેડવાનાકામમાં મધુભાઈની ટોળીને મદદ કરવાની તૈયારી કરી.

દિવસે સવાર સાંજ આ કામ ચાલતુ હતું અને રાતે મધુભાઈ વાર્તાસભા ચલાવતા. તેમાં દુનિયાના પ્રગતિમાન દેશો કેવી રીતે આગળ વધ્યા તેની, દેશ દેશમાં થતી વિજ્ઞાનની શોધોની, જગતના ઈતિહાસની, દુનિયાભરના સાહસિક સ્ત્રી-પુરુષોની, ઔદ્યોગિક વિકાસની, રાજકારણી, અર્થકારણી અને સામાજિક પલટાઓની વાતો થતી, પ્રશ્નો પૂછાતા તથા ઉત્તરો અપાતા. તેમાં સ્વાધીન હિંદની રાષ્ટ્રિય સરકારની કામગીરીની સમાલોચનાઓ થતી, એના ગુણદોષની કાર્યકારણના સંબંધની કસોટી ઉપર પરીક્ષા થતી, પ્રજાની અંદર રહેતા દોષનું આત્મનિરીક્ષણ થતું. સ્વાધીનતાની સાથે આવતી જવાબદારી, ફરજો અને હક અધિકારની સમજણ અપાતી, તથા લોકશાહી, બિન સાંપ્રદાયિક લોકશાહી, સરમુખત્યાર શાહી, મૂડીવાદ, સમાજવાદ, સામ્યવાદ, ગાંધીવાદની તુલનાત્મક દૃષ્ટિએ વિચારણા થતી.

આથી કરીને કલ્યાણગ્રામના લોકો મધુભાઈના નવા પ્રયોગના ફાયદા સમજતા થયા. આટલી ભૂમિકા પછી મધુભાઈએ સામાજિક સુધારાની દિશામાં પગરણ માંડ્યાં. તેનો આરંભ વ્યસનના નિષેધથી કર્યો. ગામડાં ગામમાં મનોરંજનનાં સાધનો નથી હોતાં, તેથી મધુભાઈએ નાની નાની હેતુલક્ષી નાટિકાઓ રચાવીને તે ભજવવા માંડી. તેથી પ્રેક્ષકોને મનરંજનની સાથે સાથે દારૂના ગેરફાયદા, બાળલગ્નોથી થતું નુકસાન, સંપ અને સહકારથી થતા લાભ આપોઆપ સમજાવા લાગ્યા.

વચ્ચે વચ્ચે સારી કોટિનાં ચિત્રપટો લાવે, વ્યાયામ કુસ્તી અને રમતગમતની હરીફાઈઓ ગોઠવે, ઋતુ ઋતુના તહેવારદિનોએ મેળાની યોજના કરે, ભજનિકોને અને સંગીતકારોને બોલાવી ભજન કીર્તન સંભળાવે, ગરબાના સમારંભ યોજે. આમ મધુભાઈએ કલ્યાણગ્રામનું પાયામાંથી ઘડતર કરવા માંડયું અને તેમાં તે સારી રીતે ફાવતા ગયા.

ધીરે ધીરે મધુભાઈની સેવામંડળી કલ્યાણગ્રામની સર્વાંગિક ઉન્નતિની પ્રયોગશાળા બનતી ગઈ, ધીરે ધીરે ગ્રામવાસીઓ સ્વેચ્છાએ એ તમામ પ્રયોગોમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સમરસ બનતાં ગયાં. એટલે લાગ જોઈને મધુભાઈએ આર્થિક સ્વરાજની યોજનાનો અમલી અખતરો આરંભ્યો. રેંટિયા શાળાથી શરૂ કરીને નાના નાના ગૃહઉદ્યોગો, સહકારી બેન્ક, સહકારી ખરીદ વેચાણ મંડળી અને શાસ્ત્રીય ઢબે ખેતીની દિશામાં, એક ડગલું સ્થિર થયા પછી બીજું ડગલું ભરવાના વ્યવહારુ નિર્ધારથી તેમણે પ્રગતિ કરવા માંડી.

કલ્યાણગ્રામ પૂરતી પ્રજાકીય સુધરાઈ, લવાદપંચ અને પંચાયત સ્થાપી, ગ્રામસફાઈ, ગ્રામન્યાય અને ગ્રામહિતના પ્રશ્નોની ચર્ચા વિચારણાની સક્રિય તાલીમની સગવડ ઊભી કરી, તે અંગે થતા ખર્ચની જોગવાઈ માટે ફરજિયાત ઉઘરાણાની સફળ વ્યવસ્થા પણ કરી નાખી. ગ્રામચોકી માટે સ્વયંસેવકોની ટૂકડી તો સૌ પહેલાં જ તૈયાર કરવામાં આવી હતી.

આમ મધુભાઈ જેવા સાત્વિકવૃત્તિના સેવાભાવી કાર્યકરના પ્રતાપે કલ્યાણગ્રામ આદર્શગ્રામ બની ગયું અને બાપુજીની રામરાજ્યની કલ્પનાનું સાચું સ્વરાજ્ય પ્રાપ્ત કરી, સ્વાશ્રયી, સ્વાવલંબી, લોકશાહી સ્વાધીનતાનો ઉપયોગ કરતું થયું.

સામુદાયિક રીતે સહિયારી ખેતીનો મોટા પાયા-પરનો અખતરો મધુભાઈએ સૌથી છેલ્લો અજમાવ્યો. આરંભમાં મરજિયાત ધોરણે મજિયારી ખેતી નાના પાયા ઉપર શરુ કરી, ધીરે ધીરે એના લાભ ગ્રામવાસીઓને સમજાતા ગયા તેમ તેમ મજિયારી

ખેતીમાં ઘણા માણસો જોડાતા ગયા. છતાં સમસ્ત કલ્યાણગ્રામની ખેતીની સુધારણાનો પ્રયોગ તો વ્યક્તિગત ખેતી કરનારાઓને માટેજ ચાલુજ રાખ્યા હતા. વ્યક્તિનો સમૂહની ખાતર ભોગ ન લેવાય, સૌ પોતપોતાની વૈયક્તિક સ્વતંત્રતા સાચવે અને એ રીતે સામુદાયિક હિત સમાનભાવે સંરક્ષાય, તે પ્રકારનો સર્વોદયનો અખતરો મણુભાઇએ ધીરધીરે કલ્યાણગ્રામમાં સફળ કરી બતાવ્યો, ત્યારે ગામમાં કોઈ વ્યસની નિરૂદ્યમી, બેકાર, નિરક્ષર કે ભૂખ્યું રહેતું ન હોતું એમની ગંદકીની સાથે માંખો અને મચ્છરો ચાલ્યા ત્યારથી મેલેરીઆ, મરડા, અપચા જેવા રોગો તથા કોળિયું અને બીજા ચેપી રોગોય અદ્રશ્ય થઇ ગયા હતા. તેનું ઉદાહરણ આપીને સરકારી તથા કોંગ્રેસી આગેવાનો કહેતા: " એકજ પ્રામાણિક સેવાભાવી માણસની સાચી નેતાગીરી શું કરી શકે છે, તે જોવું હોય તો કલ્યાણગ્રામની યાત્રા કરી આવો."

—:o:—

## લેજો પ્રતિજ્ઞા

(મિશ્રોપજાતિ)

જામી રહ્યું'તું અતિ ઘોર યુદ્ધ
રાણા અને બાબર બેઉ વચ્ચે
ઝનૂન જેમે રજપૂત ખેલે
માથાં મૂકીને રણમાં ઝઝૂમે.
સામે લડે મોગલ સૈન્ય તેમ
ખુમારીથી ટક્કર ઝીલતું ત્યાં.

વીરત્વ ભાળી રજપૂતનું, ને
રાણાતણું શૌર્ય બળે પ્રચંડ
કંપી રહી બાબર કેરી કાયા
ને આખું પાણીપત ધ્રૂજતું'તું.
ઉભો ઉભો મોગલકેસરી ત્યાં
કરે પ્રશંસા મનમાંય શત્રુની.

થાકી ગયું મોગલ સૈન્ય અંતે
ને શૌર્યઘેલા રજપૂત હસ્તે
તે ઘાસની જેમ કપાઇ રહ્યું'તું.

"<u>હારી જવાનો</u>
<u>નક્કી હવે હું</u>"

સેવી રહ્યો બાબર ભીતિ એવી,
છતાં ધરી હિંમત, તે ખુદાની
કરી રહ્યો બંદગી શુદ્ધ ચિત્તે;
ઉશ્કેરતો મોગલ સૈનિકોને
વધો પ્રતિજ્ઞા: "<u>નહિ પીઉં દારૂ</u>
જો જીત પામું રણમાં અહીં તો!"

ને કૅમ જાણે સુણી હોય બંદગી
ઝનૂન જાગ્યું ત્યમ મોગલોમાં,
નૈરાશ્યને થાક બધા હરાયાં
ઉત્સાહને ચેતનવંત જેમે
તૂટી પડ્યા મોગલ સૈનિકો સૌ
લાગ્યા કપાવા રજપૂત સર્વે.

ચમત્કાર થયો તેમ રાણો હારી ગયો ત્યહીં
જીત્યા સૌ મોગલો અંતે પ્રતિજ્ઞા ઇશ્વની ફળી

કુમુદચંદ્ર મહેતા

# લિપિ વિષે વિચારણા

લેખક
શ્રી. હિંમતલાલ ગ. અંજારિયા
એમ.એ. એલએલ.બી.

બોલાતી ભાષાને કાયમ સ્વરૂપ આપવા માટે ઉચ્ચારોની અમુક અમુક નિશાનીઓ નક્કી કરવામાં આવી, અને તે નિશાનીને અક્ષર એવું નામ અપાયું. અક્ષર એટલે ઉચ્ચારની નિશાની. ઉચ્ચાર બોલતાં બોલતાં નાશ પામતા જાય છે, તે તે ઉચ્ચારોને કાયમ જાળવી રાખવા માટે નિશાનીઓ નક્કી કરવામાં આવી–તે નિશાની લખી રખાય એટલે તે 'ક્ષર' ન થઈ શકે, તેનો નાશ ન થઈ શકે એટલે 'અક્ષર'. બધાજ ઉચ્ચારો માટે અક્ષર નક્કી કરવામાં આવ્યા હોય છે. આ બધા અક્ષરોનો સમુદાય તે લિપિ. જે લિપિમાં દરેક ઉચ્ચાર માટે અક્ષર હોય, એક ઉચ્ચાર માટે એકજ અક્ષર હોય, એક અક્ષરનો એકજ ઉચ્ચાર હોય તે લિપિ સંપૂર્ણ અને ચોક્કસ એટલે કે નિશ્ચિત કહેવાય. દરેક ઉચ્ચાર-માટે જૂદા જૂદા અક્ષર, એક અક્ષરનો એકજ ઉચ્ચાર અને બધાય ઉચ્ચારો માટે પૂરેપૂરા અક્ષરો: આવી નિશ્ચિત અને સંપૂર્ણ વ્યવસ્થા જે લિપિમાં હોય તે લિપિ સંપૂર્ણ અને નિશ્ચિત–ચોક્કસ–કહેવાય. તેજ લિપિ શુદ્ધ સાચી અને સંપૂર્ણ લિપિ કહેવાય.

## દેવનાગરીનાં લક્ષણો

સંસ્કૃત ભાષા જે લિપિમાં લખાય છે તેને સંસ્કૃત લિપિ કહી શકાય, પણ તેનું સર્વસ્વીકૃત નામ 'દેવનાગરી' અથવા ટૂંકામાં 'નાગરી' એવું છે. આપણી ગુજરાતી લિપિ દેવનાગરીમાંથીજ બની છે. નાગરીમાં અક્ષર પર માથા બંધાતાં હતાં તેને બદલે જૂના વખતમાં એક સળંગ લીટીથી તે દર્શાવાતાં; પણ હળવે હળવે લીટીનો ઉપયોગ બંધ થતો ગયો અને ગુજરાતી અક્ષરો સ્વરૂપફેર પામી પામી આજના સ્વરૂપમાં સ્વીકારાયા. લિપિ સંસ્કૃત ભાષાની એટલે નાગરી હોવાથી ગુજરાતી લિપિ પણ નાગરી લિપિના ગુણોવાળી બની–તો પણ બોલાતી ભાષામાં કાંઈ કાંઈ ફેર પડે છે તેમ થોડાક ફેરફાર થયા, અને સંસ્કૃત લિપિ જેટલી સંપૂર્ણ અને ચોક્કસ હતી તેટલી સંપૂર્ણ અને ચોક્કસ ગુજરાતી લિપિ નજ રહી.

## ઉચ્ચારમાં ફેરફાર

સ્વરોના ઉચ્ચારમાં ફેર પડ્યો તે લિપિમાં ઉતારી શકાયો નહિ–ઉતર્યો નથી. મોર એટલે આંબાના મોર. એ મોર શબ્દમાં 'ઓ'નો ઉચ્ચાર કાંઈક પહોળો છે. મોર એટલે મયૂર અને મોર એટલે આંબામોર એ બંને મોર શબ્દો બોલાય છે જૂદી જૂદી રીતે, પણ લખાય છે એકજ રીતે. તેમજ ગોળ (આકાર) અને ગોળ (ખાવાનો) અને એવા બીજા ઉચ્ચાર ફરે પણ છે. વ્યંજનમાં ગુજરાતીમાં ળ ઉમેરાયો છે. જૂનાં વૈદિક સંસ્કૃતમાં તે ઉચ્ચાર હતો, પણ હળવે હળવે એ ભૂલાયો, વિસારાયો અને નાબૂદ થયો. સંસ્કૃતમાં તે ઉચ્ચાર નથી. ગુજરાતીમાં ઉતરી આવ્યો અને કાળ અને કાલ એ શબ્દોના જૂદા જૂદા અર્થ છે એ આપણે જાણીએ છીએ. પણ ડ અક્ષર એકજ હોવા છતાં તેના ઉચ્ચાર જૂદા જૂદા થાય છે. ડગલો શબ્દમાં ડ નો જે ઉચ્ચાર થાય છે તેવો ઉચ્ચાર વાડીમાંના ડ નો નથી થતો. આટલી આપણી ગુજરાતી અચોક્કસ છે.

આ રીતે તપાસતાં સંસ્કૃત લિપિ સંપૂર્ણ અને ચોક્કસ છે. જો કે આધુનિક કાળમાં ઋ, ૠ અને ઌ ના ઉચ્ચાર ભૂલાઈ ગયા લાગે છે. તે સ્વરો કેમ બોલાતા હશે એ જાણવા હવે કાંઈ સાધન નથી. ગુજરાતમાં આપણે 'રૂ' જેવો ઉચ્ચાર કરીએ છીએ, ઉત્તર હિંદુસ્થાનમાં રિ જેવો ઉચ્ચાર કરવામાં આવે છે, આટલી અચોક્કસાઇ તો તેમાં પણ માલુમ પડે છે.

અંગ્રેજી લિપિ તો તદ્દન અચોક્કસ અને ઢંગધડા વગરનીજ છે. C અક્ષરના સ અને ક બે ઉચ્ચાર થાય, સ્વરાંત ઉચ્ચાર પણ નક્કી નથી. આમ એ લિપિ તદ્દન નિયમવગરની, ચોકસાઈ વગરની, ઢંગધડા વગરની-અપૂર્ણ, અચોક્કસ અને અશુદ્ધ કહેવાય તેવી છે.

## ચાર ગુણો

લિપિમાં આપણે ચોકસાઇ, પૂર્ણતા અને શુદ્ધિ એ ગુણો ઉપર કહ્યા. તે ઉપરાંત પણ એક વધારે ગુણ હોવો જોઇએ–હોય તો લિપિ સર્વથા સંપૂર્ણ ગણાય. તે ગુણ

ઉચ્ચારનાં સ્થાન પ્રમાણે અક્ષરોની યોજના હોય તે ઉચ્ચારનાં સ્થાન પ્રમાણે અક્ષરોની યોજના હોય છે. ઉચ્ચારનાં સ્થાન પ્રમાણે ક્રમબદ્ધ વ્યવસ્થાથી જે લિપિના અક્ષરો યોજવામાં આવ્યા હોય તે લિપિ શાસ્ત્રીય કહેવાય. સંસ્કૃતમાં આવી વ્યવસ્થા છે. ગળામાંથી કવર્ગ, તાળુમાંથી ચ વર્ગ, એમ અક્ષરોની યોજના એવી ક્રમબદ્ધ, સુઘટિત, કુદરતી અને સંપૂર્ણશુદ્ધ છે કે તે લિપિ સંપૂર્ણ રીતે શાસ્ત્રીય કહી શકાય.

સારામાં સારી લિપિમાં સંપૂર્ણતા, ચોકસાઇ એટલે કે નિશ્ચિતતા અને શાસ્ત્રીયતા એ ત્રણે ગુણો હોવા જોઇએ.

વળી, આ ગુણો ઉપરાંત પણ લિપિમાં એક વધારે ગુણની જરૂર છે. તે ગુણ લખવા છાપવા તથા એના બીજા બધા વ્યવહારમાં–જેવા કે ટાઇપિરાઇટીંગ, મોર્સ સિસ્ટમ એટલે તાર યત્રમાં વગેરે બધા વ્યવહારમાં–સરળતા હોવાનો ગુણ છે. આ ગુણ લિપિને બહુ પ્રિય-સર્વ પ્રિય-બનાવી શકે છે.

આ બધા ગુણો એટલે કે સંપૂર્ણતા, નિશ્ચિતતા, શાસ્ત્રીયતા અને સરળતા એ ચારે ગુણો જે લિપિમાં હોય તે લિપિ ઉત્તમોત્તમ કહેવાય.

પણ સર્વસંપૂર્ણ તો માત્ર ઇશ્વર એકજ છે. માણસ– માત્રની બધીજ કૃતિઓમાં કાંઇ કાંઇ અપૂર્ણતા તો રહી જાય છે. લિપિમાં પણ તેવુંજ માલમ પડે છે.

સંસ્કૃત-નાગરી-લિપિમાં પહેલા ત્રણ ગુણો પુરેપૂરા છે. તે લિપિ સંપૂર્ણ છે, ચોક્કસ છે, શાસ્ત્રીય છે. પરંતુ વ્યંજન સાથે સ્વરનું જોડાણ તેમજ એક વ્યંજન સાથે બીજા વ્યંજનનું જોડાણ એવું છે કે લખવામાં બહુ અગવડ પડે છે, છાપવામાં તેથી પણ વધારે અગવડ રહે છે, ટાઇપિરાઇટીંગ કે તારયંત્રમાં તો બહુજ મુશ્કેલી અને અડચણ પડે છે. એટલે એ લિપિમાં સરળતાનો ગુણ નથી.

ગુજરાતી, મરાઠી, જેવી કોઇ કોઇ લિપિએ જરાક સરળતા માટે પ્રયત્ન કર્યો છે, પણ મૂળ શાસ્ત્રીય પદ્ધતિ જ અગવડવાળી હોવાથી, તે મુશ્કેલી દૂર કરવામાં સફળતા મળી નથી.

રોમન– અંગ્રેજી લિપિમાં પહેલા ત્રણ ગુણનો અભાવ હોવા છતાં, તેમાં ચોથો ગુણ પુરેપૂરો માલમ પડે છે. સ્વરવ્યંજન, અને વ્યંજન વ્યંજનના જોડાણ એકધારાં, એકસરખાં, સીધી લીટીનાં, અને એટલાં બધાં સગવડવાળાં અને સરળતાવાળાં છે કે એ ગુણને લીધે, લખવા, છાપવા, ટપટપવા (ટાઇપરાઇટીંગમાં લખવા). અને તારયંત્રમાં વાપરવા બહુજ સહેલાઇથી તે લિપિનો ઉપયોગ થઇ શકે છે.

## નવા સંયોજનની શક્યતા

નાગરીની અક્ષર યોજના રોમન– અંગ્રેજી લિપિમાં બંધબેસતી કરીએ, અને રોમનની સ્વર વ્યંજનના જોડાણની સરળ રીત નાગરી લિપિમાં દાખલવામાં આવે; એટલે કે બંનેના સારા અંશોનો સુમેળ કરવામાં આવે, તો એક સર્વથા સંપૂર્ણ લિપિ ઉપજાવી શકાય. આ લિપિ સંપૂર્ણ, ચોક્કસ, શાસ્ત્રીય, સરળ અને સર્વથાશુદ્ધ અને સર્વત્ર ઉપયોગી બને.

આમ ઉપજાવેલી લિપિ સર્વ રીતે સરસ હોય તોપણ માણસમાત્રમાં મમત્વની, મારૂં તે સારૂં એવી, મોહમયી લાગણી એટલી બધી જોરદાર છે કે કોઈ પણ નવી વસ્તુ સ્વીકારતાં સ્વાભિમાન વિરોધ કરે છે, મિથ્યા મોહ જનતાને જકડી રાખે છે, અને લોકસમસ્ત આવા સુધારાને સફળ થવામાં મોટો અંતરાય ખડો કરી રહ્યું છે. ફેરફારની વિરૂદ્ધ આવી લાગણી હંમેશાં પુરાતન પક્ષપાતી હોય છે એ ખરૂં છે, તથાપિ તેનો વિરોધ કરનારાને સમજાવી શકાય તો સકળ જનતાને ઘણો મોટો ફાયદો થાય એવી આ બાબત છે.

## સરળતા અને સગવડ

વળી, લિપિ તો બદલાતીજ આવી છે– ભાષા અને લિપિ બંને કાળે કાળે અને દેશે દેશ બદલતીજ રહી છે એટલે લિપિના ફેરફારની સામે વિરોધ કરવો એ તો ભૂતકાળને ભૂલી જવા જેવું છે. આપણે આપણી લિપિ તજી દેવાની નથી, પણ આપણી લિપિ ઉપરાંત બીજી એક લિપિ શીખવાની છે કે જે લિપિ સંપૂર્ણ રીતે શાસ્ત્રીય અને સરળ હોવાથી સમગ્ર હિન્દમાં તેનો ઉપ-યોગ દરેક દેશ અને દરેક ભાષા કરી શકશે. ભાષા જુદી

હોવા છતાં લિપિ તો દરેકે દરેક હિન્દીની એકજ—સમાનજ— બની શકશે. જેમ હિન્દી- હિન્દુસ્તાની રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવામાં આવવાની છે, તેમજ આ નવો લિપિ રાષ્ટ્રલિપિ તરીકેજ સ્વીકારવી– અપનાવવી– જોઈએ. સંસ્કૃત પ્રાકૃતમાંથી ઉતરી આવેલી દરેક ભાષા આ લિપિથી લખી શકાશે. – હિન્દી – હિન્દુસ્થાની પણ લખી શકાશે. -આ લિપિ સ્વીકારવાથી સકળ હિન્દમાં એકજ લિપિ સર્વજ્ઞાત થશે– જેવું ભાષા ઐક્ય તેવું લિપિ ઐક્ય પણ સિદ્ધ થશે. હિન્દી રાષ્ટ્રભાષા, અને આ લિપિ રાષ્ટ્રલિપિ બનશે. લિપિના ફેરફાર તો થતા આવ્યા જ છે. પહેલ પ્રથમ હિન્દમાં બ્રાહ્મી લિપિ હતી. તેમાં ફેરફાર થતાં થતાં સંસ્કૃત લિપિ હયાતીમાં આવી, અને એ લિપિ એટલી સરસ થઈ, કે હળવે હળવે તેનો સર્વત્ર સ્વીકાર થયો. દેશદેશની ભાષા યુગેયુગે બદલતી રહી, તોપણ સંસ્કૃત લિપિ એટલીજ સંપૂર્ણ અને શાસ્ત્રીય લાગી કે, ભાષા બદલી, તો પણ લિપિ તો તેની તે જ રહી. પ્રાકૃતો જૂદી જૂદી હોવા છતાં, બધી પ્રાકૃતો સંસ્કૃત લિપિમાંજ લખાતી રહી. પ્રાકૃત ભાષાઓમાંથી અર્વાચીન દેશભાષા ભિન્નભિન્ન થવાલાગી, તે વખતે પણ હિન્દી, મરાઠી જેવી ભાષાઓ તો સંસ્કૃત લિપિ– જેને દેવનાગરી અને ટૂંકામાં નાગરી લિપિ નામ અપાઈ ચૂક્યું હતું તેને– જ અપનાવી રહી. ગુજરાતી બંગાળી જેવી ભાષાઓની લિપિ બદલી ખરી, પણ નાગરી લિપિનું જ્ઞાન અને તેનો પ્રચાર સારા પ્રમાણમાં ચાલુજ રહ્યાં.

આ વસ્તુસ્થિતિ એટલું તો નિર્વિવાદપણે સિદ્ધ કરે છે કે જરૂરીઆત અને સગવડ પ્રમાણે લિપિ બદલાતી જાય છે, બદલવામાં આવે છે, બદલી શકાય છે, અને તેથી લિપિને બદલવાથી આપણે કાંઈ ગુમાવતા તો નથી, પણ ઉલટું આપણને સગવડ અને સરળતાના લાભ મળે છે.

---

## અનિવાર્ય કાયદો

......અમેરિકા જેવડા વિશાળ દેશમાં જ્યાં મદ્યપાન સાધારણ ટેવ છે ત્યાં પણ લોકો સંપૂર્ણ દારૂનિષેધનો કાયદો કરી શક્યા તો પછી હિન્દમાં અને બ્રહ્મદેશમાં જ્યાં પીવું એ શિષ્ટાચાર નથી, જ્યાં મોટા ભાગના લોકો પીવા માગતા નથી અને જ્યાં જો પૂછો તો કરોડો લોકો સંપૂર્ણ દારૂનિષેધના પક્ષમાં કહો તેવી સહી આપે—તેવા સ્થળમાં કાયદો કરવો એ કેટલું બધું વિશેષ સહેલું હોવું જોઈએ? પચ્ચીસ કરોડ રૂપિયાની આબકારી આવક છે! આ આવક એવી નથી કે જે લઈને પોતાનું તંત્ર ચલાવવા કોઈપણ સરકારે ગર્વ ધારણ કરવો જોઈએ। આ આવકનો તો ભોગ આપવોજ જોઈએ. અને જ્યાં સુધી તે આવતી હોય ત્યાં સુધી તેને બદીનો નાશ કરવા સિવાય બીજામાં વાપરવાનું હરામ ગણવું જોઈએ, પરંતુ આજે એ આપણાં બાળકોને કેળવણી આપવા પાછળ ખરચાય છે! પરિણામે આવશ્યક એવો આ મદ્યનિષેધ કાયદો કરવામાં મોટું વિઘ્ન નંખાયું છે. લોકોને એમ સમજાવવામાં આવે છે કે જો આ આવક બંધ થઈ તો તમે તમારાં બાળકોને કેળવણી નહિ આપી શકો. જો આ પ્રમાણે બિનરોક ચાલ્યા કરે તો આખી પ્રજાનો નાશ થવાનો વારો આવે જો બદી ફેલાતી ગઈ તો કાયદો કરવાનો વખત પણ વીતી જશે. આ બદી સંપૂર્ણ દારૂનિષેધનો કાયદો કર્યેજ ઉખેડી શકાય.

—મહાત્મા ગાંધીજી

# ઇતિહાસને ઓવારેથી

આજથી અઢીસો વર્ષ પહેલાં દક્ષિણના મહીસુર રાજ્યના મુસ્લિમ રાજવી ટીપુ સુલતાને પોતાની હકુમતના પ્રદેશમાં બાર વર્ષ સુધી દારૂબંધીનો સખ્ત અમલ કરેલો. તવારીખનાં પાનાં ઉપર અંકાયેલી એ હકીકત કદાચ કોઇને નવી લાગશે. પ્રસ્તુત લેખમાં લેખકબંધુએ એને તાજી કરી છે. દારૂબંધી એ હિન્દી પ્રજા માટે કોઈ નવો અનુભવ નથી. હિન્દી સંસ્કૃતિના ઇતિહાસમાં પાને પાને આ હકીકત જોનારને મળી આવશે.

—: લેખક :—

શ્રી. શાહુરાવ ઉજગરે

હિંદના ભવ્ય ઇતિહાસના ગણ્યાગાંઠયા ઊંડા અભ્યાસીઓના અપવાદ સિવાય ભાગ્યેજ કોઇને ખ્યાલ હશે કે દક્ષિણના માઇસોર સંસ્થાનમાં ઇ. સ. ૧૭૮૭ થી ૧૭૯૯ સુધીના બાર વર્ષના ગાળા દરમિયાન કલમના એક માત્ર સપાટે તમામ પ્રકારનાં કેફી પીણાંઓ ઉપર સંપૂર્ણ પ્રતિબંધ મૂકાયો હતો. દારૂબંધીના આ અદ્ભુત પ્રયોગને એક ફરમાન માત્રથી અમલમાં મૂકનાર મહામાનવ હતો તે વખતના 'દક્ષિણનો વાઘ' ટીપુ સુલતાન! અને એણે એ કઇ રીતે કર્યું? એણે એક માત્ર સખ્ત હુકમનામું બહાર પાડ્યું અને સર્વત્ર એનો અમલ થઇ ગયો.

## ટીપુ અને ઔરંગઝેબ

ટીપુ સુલતાન એક મહત્વાકાંક્ષી માણસ હતો. શહેનશાહ - ઔરંગઝેબની પ્રતિષ્ઠાને ઝેબ આપવાની એની મુરાદ હતી. પ્રત્યેક સુન્ની મુસલમાન અત્યાર સુધી પણ શહેનશાહ ઔરંગઝેબને ખુદાના દોસ્તદાર માને છે. ઔરંગઝેબ, મહાન પાદશાહ ગણાયો કારણ કે એણે થોડા અપવાદ સિવાય સમગ્ર હિંદને પોતાની હકુમત હેઠળ આણ્યું. અને પ્રત્યેક બિન મુસ્લિમને મુસ્લિમ બનાવવાનું ઝનુન અને ધર્માન્ધતા એણે દાખવેલ ન હોત તો તલવારના જોરે મહત્તા પ્રાપ્ત કરનાર રાજવી તરીકે એનું ગૌરવ જળવાઇ રહેત. ઔરંગઝેબ ધર્માન્ધ બન્યો એનું પણ એક ખાસ કારણ છે. તે એ કે એની બે બહેનોએ ખ્રિસ્તી ધર્મ ગ્રહણ કરેલો. એ બે રાજલક્ષ્મીઓને ઇતિહાસ "મુમતાઝ મહાલની બે પુત્રીઓ" તરીકે ઓળખાવે છે. ટીપુ જેવા આદર્શપ્રેમી જુવાનને ઔરંગઝેબની આ કારકિર્દી અનુસરણીય લાગી હશે. પરંતુ એની મુરાદ તો એથીયે જબરી હતી. ટીપુએ જોયું કે ઇસ્લામનું ગૌરવ અને મુસ્લીમ - સૈન્યની અજેયતા ઉપર પડતીનાં વાદળ - ઘેરાઇ રહ્યાં છે. ટીપુના સમયમાં મરાઠાઓ સર્વસત્તાધીશ હતા. હિન્દી મુસ્લિમોમાં ક્ષાત્રત્વનું જે જોર રહ્યું હતું તેને કારણેજ મુસ્લિમ રાજ્ય - અમલની પડતી થઇ રહી હતી એમ ટીપુ માનતો. અને એટલેજ એનો ઉદ્દેશ ધાર્મિક પુનરુત્થાન કરવાનો હતો.

## ટીપુની મહત્વાકાંક્ષા

ટીપુને એનો બાપ હૈદરઅલી - મૂર્ખ - 'ઇડિયટ' - ગણતો! હૈદરઅલી વ્યવહાર બુદ્ધિવાળો દુનિયાદારીનો માણસ હતો. જગતની નરી વાસ્તવિકતા શું છે એ તે સમજતો. એટલે એને એના બહાદુર બચ્ચાનાં મહત્વાકાંક્ષી સ્વપ્નોમાં ઘેલછા અને મૂર્ખાઇ દેખાય તે સ્વાભાવિક છે. છતાં ઉપર કહ્યા તે બાર વર્ષના ચમત્કારભર્યા ગાળા દરમિયાન તો ટીપુએ પોતાના આદર્શોને વ્યવહારમાં મૂર્ત કર્યાજ. અને તે પણ સફળતાપૂર્વક.

ટીપુએ કુરાનમાં આલેખાયેલી જીવનપ્રણાલીને મૂર્ત સ્વરૂપ ક્ષણભર તો આપ્યું. મનુષ્ય સુલભ બધાજ દુન્યવી એષણાઓને દબાવીને પણ એણે ધર્મને પ્રાધાન્ય આપ્યું. આમાં એની મુખ્ય ભૂલ એ હતી કે એણે ઇસ્લામ ધર્મનેજ માત્ર ઈશ્વરનું સ્વરૂપ માન્યો. અને પોતાના મન્તવ્યને એ ઠેઠ સુધી વળગી રહ્યો.

દારૂબંધીને માયસોર રાજ્યમાં અમલમાં મૂકવા માટે

ટીપુ સામે કોઇ 'વિરોધ 'રૂપે મુશ્કેલી ખડી થઇ નહોતી. એમાં કોઇનો વિરોધ નહોતો. માત્ર મહેસુલી આવકમાં જે ખોટ પડતી હતી એજ એની મુશ્કેલી હતી. અને આપણી સરકારને પણ આજે એજ મુશ્કેલી છે. એટલે ટીપુએ દારૂબંધીનો ક્રમશઃ અમલ કરવાનો મધ્યમમાર્ગ શોધી કાઢ્યો. એણે એ બાબતમાં સ્થાનિક વિકલ્પને જરાયે અવકાશ રહેવા દીધો નહિ.

## દૂરદર્શી સૂચનાઓ

રાજગાદીએ આવ્યા પછી પાંચ વરસે-૧૭૮૭ મા ટીપુએ દારૂબંધી અંગેનો પહેલો હુકમ છોડ્યો. **"Mysore Revenue Regulations in British India Analysed"** નામક પુસ્તકની ૯૧મી કલમમાં આપણે ટીપુએ પોતાના મહેસુલી અધિકારીઓને આપેલી નીચેની સૂચના જોઇએ છીએ :—

"તમારા જિલ્લામાં દારૂની દુકાનો જો તમારા જોવામાં આવે તો પ્રત્યેક ચાર દુકાનોમાથી બે બંધ કરો અને બીજી બે ઉપર બમણો કર નાખો". એજ પુસ્તકની ૬૯, ૯૨, ૯૩ અને ૧૦૧- એ કલમોમાં પણ આપણે ટીપુએ રેવન્યુ અમલદારોને આપેલી સૂચના જોઇએ છીએ

"તમારા જિલ્લાઓમાં દેશી ઓષધીઓમાંથી બનાવાતાં કેફી પીણુંઓની દુકાનો છે. આ દુકાનો ઉપર તમારે અત્યાર સુધી લેવાયેલ કરથી બમણો કર નાખવો."

"તમાકુને વધારે કડક બનાવવા માટે એની સાથે સ્પીરીટ અને અને બીજી હાનિકારક ચીજો ભેળવવામાં આવે છે આના ઉપર પ્રતિબંધ મૂકવો."

"તમારા જિલ્લાનાં ઘણાંખરાં ગામડાંઓમાં ફકીરોનાં પીઠાંઓ દેખાય છે. આમાંના ઘણાંખરા ફકીરો આવતા જતા લોકોને કેફી પીણાંઓ વેચતા જણાય છે. આવા ફકીરોને આવી હાનિકારક પ્રવૃત્તિ ન કરવા માટે તમારે સખ્ત હુકમ કરવો. અને તમારા એ હુકમનું ઉલ્લંઘન કરીને પણ જે કોઇ દારૂ વેચવાની પ્રવૃતિ ચાલુ રાખે તેને હદબહાર કાઢવો.

ફકીરો આવાં કોઇ નવાં પીઠાંઓ શરૂ ન કરે તે માટે પણ તમારે ચાંપતી દેખરેખ રાખવી".

આમ જોઇ શકાશે કે દારૂબંધીનો અમલ કડક કરવામાં ટીપુ સખ્ત અને નિષ્પક્ષ હતો.

એજ પુસ્તકની ૧૯મી કલમ પ્રમાણે ભાંગ ઉપર પણ પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો. ટીપુનો હુકમ નીચે મુજબ હતોઃ-

"આ રાજ્યની હકુમત હેઠળના તમામ પ્રદેશમાં ભાંગના વાવેતર ઉપર પ્રતિબંધ મૂકવામાં આવે છે. જે કોઇ ખેડૂત ભાંગનું વાવેતર કરશે તે દંડને પાત્ર થશે. ગયા વર્ષના પાકમાથી જે જથ્થો બાકી હોય અથવા તો બીજાં રાજ્યોમાંથી વેપારીઓ લાવ્યા હોય તેના ઉપર બમણી જકાત નાખવી. જે કોઇ પોતાના ઘરની પાછળ અથવા પોતાની વાડીમાં ચોરી છૂપીથી ભાંગનું વાવેતર કરશે તે સજાને પાત્ર થશે."

## પ્રજા હિતની રક્ષા

ટીપુની દારૂબંધી અંગેની નીતિ જેમજેમ સફળ થતી ગઇ તેમ તેમ દારૂના વેપારીઓને બીજા વધારે માનભર્યા ધંધા તરફ વાળવામાં ટીપુએ પોતાનું લક્ષ દોર્યું. ટીપુના જીવનચરિત્રકાર બોવરિંગ ટીપુની એના અમલદારોને અપાયેલ સૂચના આ પ્રમાણે ટાંકે છેઃ-

"કેફી પીણાંના ઉત્પાદન અને વેચાણ ઉપર સખ્ત પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે અને એજ કારણસર કેફી પીણાંના વેપારીઓ પાસેથી એ ધંધો નહી કરવા બાબત લેખિત લેવામાં આવેલ છે. દારૂના વેપારીઓ બીજા કોઇ ધંધામાં બરાબર ગોઠવાઇ જાય છે કે નહી એ તમારે જોવું."

ખરેખર, કહેવું જોઇએ કે ટીપુ લોકોનો શ્રેયસ્કર્તા હતો.

## અફર નિર્ણય

નિશાળે જતું દરેક બાળક જાણે છે કે ટીપુના પિતા હૈદરઅલીએ ૧૭૬૧ માં હિંન્દુ. રાજા નંદરાયનું રાજ્ય ખૂંચવી લીધું. હૈદરઅલીનો બાપ ફત્તેહ મહમદ મોગલ દરબારમાં માત્ર એક સામાન્ય કારભારી હતો. ફત્તેહ મહમદના અવસાન પછી હૈદરઅલીને દક્ષિણમાં આવવું પડ્યું. એને બીજું કાંઈ સાધન નહોતું. એટલેજ માયસોરની જનતાની સ્વાભાવિક વફાદારી ઉપર ટીપુને

બિલકુલ હક નહોતો. વળી હૈદરઅલીને દારૂની ખૂબ બૂરી લત હતી. એટલે મદ્યપાન ઉપર પ્રતિબંધ મૂકવાથી જનતામાં બહુજ સહેલાઈની લોકપ્રિય થવાય તેમ હતું. આખો ઈતિહાસ બતાવે છે તેમ હિંદુઓ નિર્વ્યસનીજ હતાં.

ત્યારે ટીપુને દારૂબંધીની નીતિ અખત્યાર કરવાની કેમ ઈચ્છા થઈ ? આનો જવાબ "Views on the Origin and conduct of War with Tipoo Sultan" નામક પુસ્તકમાં બીસ્ટને ટાંકેલા એક ફકરામાં મળી રહે છે. નાણાંના અભાવે દારૂબંધીની નીતિ છોડી દેવા માગતા પોતાના વડાપ્રધાનને અહીં ટીપુએ કહેલ છે:

"રાજાઓ પોતાના હુકમમાં અફર હોવા જોઈએ. દારૂના ઉપયોગને ઈશ્વરે નિષિદ્ધ ગણ્યો છે. પોતાના રાજહુકમોનું પ્રજા બરાબર અને સખ્ત પાલન કરે છે કે નહિ તે રાજાએ જોવું જોઈએ"

કુરાને દારૂનો કોઈપણ સ્વરૂપમાં અથવા કોઈપણ ઉદ્દેશ સબબ વપરાશ નિષિદ્ધ ગણેલ છે. એનોજ અહીં ઉલ્લેખ છે.

## સુજનજૂની ઝંખના

રાજ્ય એકહથ્થુ હોય, લોકશાહી હોય કે પ્રજાસત્તાક હોય તો પણ પ્રજાની દૃષ્ટિએ તો એણે પિતૃભાવેજ કામ કરવાનું રહ્યું અને પ્રજાને એકંદરે હાનિકારક એવી કોઈપણ વસ્તુનો ઉપયોગ એણે અટકાવવાનોજ રહ્યો. દારૂબંધીને અમલી બનાવવા માટે વપરાતાં સાધનો ભલે રાજ્યની રાજકીય પરિસ્થિતિ પ્રમાણે જુદાં જુદાં હોય. આ બાબતમાં તો સાધ્યની દૃષ્ટિએજ સાધનની ઉપયુક્તતા જોવી જોઈએ. દારૂબંધી જેવા ઉચ્ચ ધ્યેયમાં ટીપુ સુલતાનને વિરોધ સહન કરવો પડેલો. એ અર્વાચીનો માટે એક દૃષ્ટાન્ત છે. ટીપુનો આ પ્રયોગ હિન્દની દારૂબંધી માટેની સુજનજૂની ઝંખનાનો એક પુરાવો છે. હિંદના સુપુત્રોનાં હાથમાં સત્તા આવતાં દારૂબંધીએ હરહંમેશ દેખા દીધી છે. અને ટીપુના કિસ્સામાં બન્યું તેમ, પરદેશીઓના હાથમાં સત્તા જતાં દારૂબંધી અસ્ત થઈ છે!

---

## હે જલ વરસો

વરસો, હે જલ! વરસો!

શુષ્ક તરૂવર,
તૃષિત વનેચર,
મૃત ભૂમિ, ખેતર-

ઝટ વિલસો!
વરસો, હે જલ! વરસો!

ચૂપ મયૂરવર,
નહી કોકિલસ્વર,
ચાતક અંતર-

શોકિત, સદ્ય, હસો,
વરસો, હે જલ! વરસો!

નહી અવબંધન,
નહી અવક્રંદન,
મુક્ત ભૂમિ; અમ રંજન-

કાજે મ્હેક મહેક થઈ હસો!
વરસો, હે જલ! વરસો!

'શશિન' ઓઝા

# શારીરિક તાલીમ

## શાળાના અભ્યાસક્રમમાં તેની અગત્ય

****

લેખક:
મનુભાઈ પ્ર. વૈદ્ય
એમ. એ. એમ. એડ.

**શરીરમાદ્યં ખલુ ધર્મસાધનમ્॥** કેટલું ટૂંકું પણ ગહન સૂત્ર! ધર્મનું મૂળ સાધન સારું શરીર. કર્તવ્ય બજાવવાનું પ્રથમ સાધન સ્વસ્થ શરીર. પહેલું સુખ તે જાતે નર્યા. શરીર સારું કે તંદુરસ્ત ન હોય તો માણસને જીવન જીવવામાં કોઈ જાતનો રસ રહેતો નથી. તે જીવન માણી શકતો નથી. સેવાની ધગશવાળાએ પણ શરીર તો સુદૃઢ સશક્ત રાખવું જ પડે. અને જ્યારે હિંદુસ્તાને આઝાદી મેળવી છે ત્યારે તો તે મોંઘેરી આઝાદી ટકાવી રાખવા માટે પણ વ્યાયામ અને લશ્કરી તાલીમની જરૂર રહેશે. હિંદુસ્તાનમાં મરણપ્રમાણ ઘણું છે. સરેરાશ મૃત્યુવય ૨૨ ની ગણાય છે. મરણ પ્રમાણ ઘટાડવા અને સરેરાશ મૃત્યુવય ઊંચે લાવવા જેમ સારા ખોરાક કે સ્વચ્છ ઘરની જરૂર છે તેમ વ્યાયામની પણ જરૂર છે. માત્ર ચરબીવાળો ખોરાક ખાવાથી શરીર સુદૃઢ થતું નથી. સ્નાયુબદ્ધ શરીર કરવામાટે નિયમિત વ્યાયામની જરૂર છે અને તેની શરૂઆત બચપણમાંથી, થવી જોઈએ.

### શરીર અને મનનો સંબંધ :—

શિક્ષણનો ઉદ્દેશ જીવનતૈયારીનો છે એમ કહેવાય છે. શારીરિક, માનસિક તેમજ આધ્યાત્મિક શક્તિઓનો સર્વાંગી, સુંદર વિકાસ કરવો તે પણ એક ધ્યેય મનાય છે. તો શરીરને સુદૃઢ બનાવ્યા સિવાય માણસ જીવનની તૈયારી કેમ કરી શકતો હશે? અને માનસિક કે અન્ય શક્તિઓનો વિકાસ કયા આધાર ઉપર કરવાનો છે! શરીર ઉપરજ, રોગિષ્ટ શરીર રોગિષ્ટ માનસ ઉત્પન્ન કરે તેવો સંભવ છે. માનસશાસ્ત્રીઓ ઘણી વખતે માણસને "body mind" કહે છે. પૂર્વના તત્વચિંતકો, "*Body Mind-Soul*" કહે છે. એક વાત નિર્વિવાદ છે કે સ્વચ્છ મનની અસર શરીર ઉપર સારી થાય છે. તેવીજ રીતે તંદુરસ્ત શરીરની અસર મન ઉપર સારી થાય છે. શારીરિક શિક્ષણ એ કંઇ મલ્લો કે કુસ્તીબાજોનો વિષય નથી. તે શિક્ષણનું એક અગત્યનું અંગ છે. શિક્ષણ એટલે માત્ર બૌદ્ધિક શિક્ષણ તે ખ્યાલ હવે જીર્ણ થતો જાય છે. તે ખ્યાલે આપણને બહુ પછાત રાખી દીધા છે. શારીરિક તેમજ માનસિક શિક્ષણ એકબીજામાં ઓતપ્રોત થઇ ગયેલ છે, જીવનની માફક શિક્ષણના જડ અલાયદા ભાગ પાડી ન શકાય. જીવન તૈયારીમાં ત્રણેય તત્ત્વો—શારીરિક, બૌદ્ધિક તેમજ નૈતિક—આવી જાય છે,

મનનું કામ આસપાસની દુનિયાને જાણવાનું છે. અને તે કામ જુદી જુદી ઇન્દ્રિયો મારફત થાય છે. અને આ જાણીને દુનિયાને અનુકૂળ બનાવવાનું કે દુનિયાને પોતાને અનુકૂળ બનાવવાનું કાર્ય માણસને કરવાનું હોય છે. આ કાંઇ સહેલું હોતું નથી. તે કરવામાં અનેક ઘર્ષણો વેઠવાં પડે છે. આ કાર્ય માટે ધૈર્ય, હિંમત, સહનશક્તિ જોઇએ. સ્વભાવજન્ય આવેગોને રોકવા બુદ્ધિ જોઇશે. પણ આ બુદ્ધિને બાહ્ય દુનિયા સાથે સંપર્ક તો શરીર મારફત સાધવો પડે છે. જો શરીર સાધન હોય તો તે સાધનને કાર્યક્ષમ બનાવવામાં આપણું હિત સમાયું છે. આનો બીજો અર્થ એ પણ થાય કે માનસિક પ્રવૃત્તિઓથી અલગ શારીરિક પ્રવૃત્તિઓ ન હોવી જોઇએ. આ વિધાન કેળવણીકારોએ સમજવાનું અને યાદ રાખવાનું છે.

સામાન્ય મન મનને મગજ સાથે જોડે છે. મગજના સામાન્ય બે ભાગ અગત્યના મનાય છે. લઘુ મસ્તક (cerebellum) અને બૃહદ મસ્તક (cerebrum) બૃહદ મસ્તકને નુકસાન પહોંચે કે તરતજ બધું ભાન ગાયબ થશે. બુદ્ધિનો શારીરિક હલનચલન ઉપરે કરેલો અંકુશ રહેશે નહિ. જ્ઞાનતંતુઓની ક્રીયા ઉપર બૃહદ મસ્તકની ક્રિયાનો આધાર છે. લોહી ફીક્કું હોય, પાચન શક્તિ મંદ હોય, પોષણ અપૂર્ણ હોય તો તેની અસર મગજ ઉપર થાય છે. માથાનો દુખાવો, થાક, ચીડીયાપણું, સંયમનો અભાવ ફીકા લોહીનું પરિણામ છે. આ ખામી દૂર કરવા માટે વ્યાયામની જરૂર છે. તંદુરસ્ત જીવનનો આધાર પાચનશક્તિ, શ્વાસ લેવાની શક્તિ અને મલોત્સર્ગ કરવાની શક્તિ ઉપર છે. ફેફસાં, કિડની, વગેરે બરાબર કામ નહિ આપતા હોય તો તેની અસર મન ઉપર પણ થશે. આ દૃષ્ટિથી શારીરિક તાલીમ લેવી પડશે.

## ઇતિહાસ :—

શારીરિક તાલીમમાં ફક્ત કસરતો, રમતો, તરવું અને નાચવું એટલુંજ નહિ પણ તેમાં મરદાનગીની રમતો, સ્વતંત્ર રમત, ચાલવાનાં પર્યટનો, સફાળી મુસાફરી, છાવણી નાખવી વગેરેનો સમાવેશ થાય છે. ઈ. સ. ૧૯૦૪માં શારીરિક તાલીમનો અભ્યાસક્રમ બહાર પાડવામાં આવ્યો. તે પછી તેમાં સુધારો કરી ૧૯૦૬માં તે ફરીથી છપાવવામાં આવ્યો. ૧૯૧૯માં ફરીથી સુધારો થયો. પણ શારીરિક તાલીમ પ્રત્યે કોઈને રસ ન હતો. કોઈ તેની અગત્ય સ્વીકારતું ન હતું. ૧૯૨૪ અને ૧૯૨૮ની વચ્ચે અમેરિકાથી બે વ્યાયામ-વિશારદો અહિં મુંબઈમાં આવ્યા. મિ. વેબર અને ડૉ. નોહરન Y. M. C. A માં કામ કરતા હતા. સરકારનું તેમના તરફ ધ્યાન ગયું. ૧૯૨૪ માં તે વખતની સરકારે મિ. વેબરને શારીરિક તાલીમના નિયામક નીમ્યા. ૧૯૨૬ માં ડૉ. નોહરન તે સ્થાને આવ્યા. થોડાં સમય પછી કરકસરનો પ્રથમ કુહાડો કેળવણી ઉપર પડયો અને આ જગ્યાજ નીકળી ગઈ.

૧૯૨૭માં શ્રી કનૈયાલાલ મુનશીના પ્રમુખપણા નીચે સરકારે નિમેલી એક બીજી સમિતિએ કેટલીક દરદારી ભલામણો કરી. પણ સંજોગવશાત્ અમલમાં ન આવી. શારીરિક તાલીમની પ્રગતિ બહુ ધીમી હતી. વ્યક્તિઓના અંગત ઉત્સાહને અંગે ક્યાંક ક્યાંક વ્યાયામ શાળાઓ કે અખાડાઓ નીકળ્યા. ઈ. સ. ૧૯૩૭ માં કોંગ્રેસી પ્રધાન મંડળો રચ્યાં. મુંબઈપ્રાંતમાં શ્રી. બાળાસાહેબ ખેર પંતપ્રધાન થયા. શિક્ષણનું ખાતું તેમણે સ્વીકાર્યું. શ્રી. ખેરસાહેબ જેવા ઉમદા કેળવણીકારે કેળવણીના પ્રશ્નો અંગે એક સમિતિ નીમી. આ સમિતિની ભલામણોએ નવી જાગૃતિ ઉત્પન્ન કરી. તે સમિતિની ભલામણોનું આટલું નક્કર પરિણામ આવ્યું. –

(૧) કાંદીવલીમાં શિક્ષકોને શારીરિક તાલીમ આપવા માટે એક સંસ્થાની સ્થાપના કરવામાં આવી.

(૨) શારીરિક તાલીમ માટે એક બોર્ડની રચના થઈ.

(૩) બધી શાળાઓમાં શારીરિક શિક્ષણનો ફરજિયાત તાસ (period) રાખવો એમ નક્કી થયું.

(૪) દેશી રમત ગમતોને પ્રોત્સાહન આપવાનું ઠરાવ્યું.

(૫) આર્થિક મદદ માટે વ્યાયામ શાળાઓની પણ ગણના કરવામાં આવી.

(૬) શારીરિક શિક્ષણની તપાસણી માટે નિરીક્ષકોની નિમણૂંક થઈ.

## ૧૯૪૫ની ભલામણો.

૧૯૪૫માં સરકારે ફરીથી એક સમિતિ નીમી. તેના રિપોર્ટમાં જે ભલામણો કરવામાં આવી છે તેમાંની કેટલીક નીચે મુજબ છેઃ—

૧. શારીરિક શિક્ષણનું ધ્યેય રાષ્ટ્રના ઉપયોગી અંગ બનવાનું હોય છે.

૨. શારીરિક શિક્ષણ માટે એક કોલેજ સ્થાપવી.

૩. શારીરિક શિક્ષણમાં સંશોધનને ઉત્તેજન આપવું.

૪. ટૂંકી મુદતના વ્યાયામ-વર્ગો કાઢવા.

૫. પ્રાથમિક ટ્રેનિંગ કોલેજમાં આ વિષય ફરજિયાત રાખવો. બી. ટી. તથા ટી. ડી. માટે તે વિષય ફરજિયાત રાખવો.

૬. શારીરિક શિક્ષણને પરીક્ષાનો વિષય બનાવવો.

૭. દરેક વર્ગને દરરોજ ૪૦ મિનિટનો એક તાસ (period) શારીરિક તાલીમ માટે મળવો જોઈએ.

૮. કાંદીવલી ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુટમાં તૈયાર થયેલ અભ્યાસક્રમ માધ્યમિક શાળામાં દાખલ કરવો.

૯. સ્કાઉટીંગ તથા કેમ્પીંગને ઉત્તેજન આપવું. આવી પ્રવૃત્તિઓની સાથે નિરક્ષરતાનિવારણ કે અન્ય સામાજિક શિક્ષણનું કાર્ય સંકેલવું.

૧૦. ક્રિકેટ-ટેનિસ ઉપર ખર્ચ ન કરવું. દેશી રમતોને ખાસ ઉત્તેજન આપવું

૧૧. જુનિયર કેડેટ કોરની શાળામાં સ્થાપના કરવી.

૧૨. શાળામાં દૂધ તથા અન્ય પુષ્ટિકારક ખોરાક આપવાની સગવડ કરવી.

૧૩. વૈદકીય તપાસ ફરજિયાત બનાવવી.

૧૪. સરકારે પ્રાંતભરમાં અમુક દાક્તરોની તે માટે નિમણુંક કરવી.

૧૫. બને ત્યાં સુધી શાળાઓમાં ચિકિત્સાકેન્દ્રો કાઢવા ઉત્તેજન આપવું.

૧૬ સરકારે પ્રાંતભરમાં અમુક દાક્તરોની તે માટે નિમણુંક કરવી.

૧૭ બને ત્યાંસુધી, શાળાઓમાં ચિકિત્સાકેન્દ્રો કાઢવા ઉત્તેજન આપવું.

**અભ્યાસ ક્રમ**

હવે આવીએ અભ્યાસક્રમ પર. પહેલાં પ્રાથમિક શાળાઓમાં રમતોની જોગવાઈ વિશેષ કરવી જોઈએ. તંદુરસ્તી વધારવામાં, ચારિત્ર્ય ઘડવામાં અને સંઘભાવના ખીલવવામાં રમતો બહુ ઉપયોગી છે. તે દરેક સ્વીકારે છે. સમય પત્રકમાં તેમનો સમાવેશ કરવાની જરૂર છે. દોડવું, પાછળ પડવું, દડાની રમત, હુ-તુ-તુ, ખોખો વગેરે રમતો નાના બાળકો માટે સારી છે. રમતના તાસમાં બધાં બાળકોને રમતનો અને તાલીમનો સરખો હિસ્સો મળવો જોઈએ. ખાસ ટુકડીઓ અથવા ખાસ રમનારા ઉપર વધારે પડતું ધ્યાન આપવું એ કેળવણીની દષ્ટિએ અયોગ્ય છે. ઘાસ ઉપર રમતો સારી રીતે રમી શકાય છે અને તેથી આખી શાળા સગવડથી રમી શકે તેવાં રમતનાં મેદાનો મેળવવા માટે વધારેમાં વધારે પ્રયત્ન કરવો જોઈએ. રમતના તાસમાં વાતાવરણ ચેતન, જોમ અને આનંદથી ભરપૂર હોવું જોઈએ. નાનાં બાળકો માટે ૨૦ થી ૩૦ મિનિટની રમત હોવી જોઈએ. મોટાં છોકરાં માટે ૩૦ થી ૪૦ મિનિટની રમત હોવી જોઈએ. પ્રસંગોપાત સંગીતસાથે કસરતનું કામ લેતાં બાળકોને આનંદ પડે છે.

માધ્યમિક શાળાએ માટે "Syllabus of Physical Education Activities for Secondary Schools" એ નામનું પુસ્તક કાંદીવલી ટ્રેનિંગ ઈન્સ્ટીટ્યુટે પ્રસિદ્ધ કર્યું છે. તે જોઈ જવાની અમો દરેકને ભલામણ કરીએ છીએ. મોટી ઉંમરના વિદ્યાર્થીઓ માટે કુસ્તી, મલખમ, લકડી, લાઠી હોવાં જોઈએ. માધ્યમિક શાળાના પહેલાં ધોરણમાં નીચે પ્રમાણે શારીરિક તાલીમ આપી શકાય:- (૧) દોડવું, કુદવું, દોરી કુદવી, (૨) એક બીજાને પકડવા દોડવું; (૩) Marching કુચ; (૪) Callisthenics: ૧૬ જાતની અંગકસરતો; (૫) હુ-તુ-તુ, લંગડી અને બીજી રમતો; (૬) ગીતો સાથેની રમતો; (૭) પછવાડે દોડવું, હનુમાન કુદકો, દોરડું કુદવું, બટાટા-રેસ, વગેરે. આ પ્રમાણે અન્ય વર્ગોનું.

આપણા બાળકોની ઊભા રહેવાની તેમજ બેસવાની ટેવ બહુ ખામી ભરેલી છે. ટટ્ટાર ઊભા રહેતાં કે બેસતાં તેમને આવડતું નથી પરિણામ એ આવે છે કે છાતી બેસી જાય છે. ખભા વંક બને છે. અને ઘણી વખતે પછવાડે ખુંધ. stoop નીકળે છે. ફેફસાંના રોગ આથી થાય છે.

દરેક શિક્ષક તથા માબાપને અમારી આગ્રહભરી ભલામણ છે કે આ બાબત ઊપર ખાસ ધ્યાન આપે. વાંકા વળેલી સ્થિતિમાં બાળકને બેસવા દે નહિ, ચાલવા દે નહિ. ટટ્ટાર બેસવું તથા ચાલવું

**વૈદકીય તપાસ**

હવે પ્રશ્ન આવે છે વૈદકીય તપાસનો. આપણા દેશની કમનશીબી છે કે શાળાએ આવતાં બાળકોમાંથી પચાસ ટકા બાળકોને તો વૈદકીય સારવારની જરૂર છે. આ ચિકિત્સા તથા ઉપાય બાળમંદિરથી શરૂ થવા જોઈએ

દરેક બાળકની દરવર્ષે વૈદકીય તપાસ થવી જોઈએ તેમ અમો માનતા નથી. આ વિશાળ દેશમાં તે શકય નથી. આવી તપાસ ઉપરછલી હોય છે. તેમાં દેખાવ વિશેષ હોય છે. શાળાની કારકીર્દી દરમિયાન ચાર વખત આ વૈદકીય તપાસ થવી જોઈએ. [૧] પ્રાથમિક શાળામાં કે બાળમંદિરમાં દાખલ થાય ત્યારે; [૨] પ્રાથમિક શાળાનો અભ્યાસ પૂરો કરે ત્યારે; [૩] માધ્યમિક શાળામાં આવ્યા પછી ત્રીજે વર્ષે; [૪] અને માધ્યમિક શાળાનો અભ્યાસ પૂરો કરી શાળા છોડે ત્યારે. દરેક વિદ્યાર્થી માટે જુદું પ્રગતિપત્રક રાખવું જોઈએ, સાચવવું જોઈએ. વચ્ચેથી એક શાળામાંથી બીજી શાળામાં જાય તો તે પત્રક ત્યાં મોકલી આપવું. જે બાળકો આ વૈદકીય તપાસ વખતે માંદલા કે ખામીવાળા માલુમ પડે તેની ૭ ૭ મહિને તપાસ થવી જોઈએ. તપાસ પછી જે માવજત કે સંભાળ રાખવી જોઈએ તે અગત્યનું છે. તેમાટે માબાપોનો સંપર્ક સાધવો જોઈએ, દરેક વિદ્યાર્થીનાં ઉંચાઈ અને વજન શિક્ષકે વર્ષમાં બે વખત લેવાં જોઈએ અને તેની નોંધ રાખવી જોઈએ.

જે થોડાઘણા આંકડા મળે છે તે ઉપરથી લાગે છે કે ટોન્સીલ (કાકડા), દાતનાં દર્દ, નબળી આંખો તથા નબળું પોષણ બાળકોમાં ખાસ દેખાય છે. દાંતની સંભાળ રાખવાનું બાળકોને ખાસ શિખવવું પડશે. શ્વાસ કેમ લેવો તે આપણામાંના ઘણાને આવડતું નથી. પરિણામે કાકડા તેમજ નબળી છાતી. એક વાત તરફ શિક્ષકો, દાકતરો તથા વાલીઓનું ધ્યાન ખેંચવું જરૂર લાગે છે. આવી ફરિયાદો પ્રાણાયામ તથા આસનોથી સારી રીતે દૂર થઈ જાય છે. તો ખર્ચાળ દવા કે શસ્ત્રક્રિયા કરાવતાં પહેલાં આ કુદરતી ઉપાયો અજમાવવા જોઈએ. અમો તો માનીએ છીએ કે આપણી શાળાઓમાં આ સાદી આસન ક્રિયાઓ બાળકોને શિખવવી જોઈએ Personal Hygiene અંગત આરોગ્ય અને સ્વચ્છતા ઉપર આપણે ખૂબ ધ્યાન આપવું પડશે. શારીરિક તાલીમનું તે એક આવશ્યક અંગ છે. ગમે ત્યાં થુંકવાની, ગમે ત્યાં કચરો નાંખવાની, ગમે ત્યાં એઠવાડ ફેંકવાની ટેવો સુધારવી પડશે. શાળા શરૂ થાય તે પહેલાં સ્વચ્છતા અંગેની પેરેડ - Health and Cleanliness Parade પાંચેક મિનિટ માટે થવી જોઈએ

## અન્ય પ્રવૃતિઓ

શારીરિક તાલીમમાં બાળવીર પ્રવૃત્તિ [Scouting] પર્યટન શિબિર (camping) નો સમાવેશ થાય છે. આ પ્રવૃત્તિઓ દરેક શાળામાં ચાલવવી જોઈએ. આ પ્રવૃત્તિ માટે અમો એક સૂચના કરીએ છીએ. આ સંઘ પ્રવૃત્તિઓની સાથે સાથે સામાજિક સેવાના પ્રાથમિક પાઠો વિદ્યાર્થીઓને ભણાવવા જોઈએ, નિરક્ષરતા-નિવારણનું કાર્ય વિદ્યાર્થીઓએ અવશ્ય હાથ ધરવું જોઈએ. અજ્ઞાન સાથેનું તે એક ધર્મયુધ્ધ છે. માંદાઓની શુશ્રૂષા પણ શિખવી જોઈએ. જેમ શરીરનો મન સાથે સંબંધ છે તેમ આ તાલીમનું એક ધ્યેય સામાજિક સેવા તો હોવું જોઈએ. યુવાનો પર્યટન ઉપર નહી જાય તો કોણ જશે? સાહસ એટલેજ યૌવન યૌવન વર્ષોમાં ગણાતું નથી તે તો થનગનાટમાં, સાહસમાં આવેલું છે. હિમાલય ચડવા જો પરદેશોથી યુવાન અહિં આવેતો આપણા યુવકો શું કરે છે? આપણે ખડતલ બનવું પડશે. મુશ્કેલ જગ્યાઓમાં પર્યટને જવું પડશે યુવાન મુશ્કેલીથી ન ડરે. વ્યાયામની નીડરતા લાવે છે.

## શારીરિક શિક્ષણ દિન

છેલ્લે આવે છે શારીરિક શિક્ષણ દિન. છેલ્લાં કેટલાક વર્ષોથી મુંબઈ પ્રાંતમાં દર વર્ષે એક જ દિવસે આ દિન ઉજવાય છે. સવારમાં સમૂહ રમતો હોય છે. સાંજે પાંચ વાગે સમૂહ કવાયત થાય છે. અમોને ડર છે કે આ પ્રસંગનું મહત્વ આપણી જનતા બરાબર સમજી નથી. જે શહેરમાં એક કરતાં વધારે શાળા હોય ત્યાં બધી શાળાઓના વિદ્યાર્થીઓ ગણવેશમાં એકઠા મળે અને એક હુકમ પ્રમાણે સાથે કવાયત કરે. નિયમિત અને સુયોજિત પધ્ધતિ પ્રમાણે થતી કવાયત એક આલ્હાદક દૃશ્ય છે. તેમાંથી દરેકને આબાળવૃધ્ધને પ્રેરણા મળવી જોઈએ

મુંબઈ પ્રાંતના કેળવણી પ્રધાન શ્રી. ખેર સાહેબ આ શારીરિક તાલીમની અગત્ય બરાબર જાણે છે. મુંબઈ તે રીતે ભાગ્યશાળી છે. ઇચ્છીએ કે લોકો અને લોકપ્રિય સરકાર આવતી કાલનાં નાગરિકોનાં તન અને મન સારી રીતે કેળવવામાં સફળ થાય.

ત્રણ પચ્ચીસીને ઉંબરે પહોંચેલ હોવા છતાં ડોશીમાની કાયા ખડતલ હતી. ઝડપથી કામ કરતી એની આંગળીઓનો તરવરાટ આશ્ચર્ય પમાડે તેવો હતો... ડોશીમાં સો વર્ષ તો સહેજે જીવી જાય તેમ હતાં: આથી એ જુલ્સને ખેતર વેચેજ શાના? એટલે જ જુલ્સને એવો ઉપાય શોધવો રહ્યો કે જેથી સાપ મરે નહિ અને લાઠી ભાંગે નહી....

# પ્યાલીના પ્રતાપે

અનુવાદક :-
શ્રી. જયંત દેસાઈ

પાકથી લહેરાતાં ખેતરો જોઇ જુલ્સ હરખી ઊઠ્યો અને અંતરમાં ઊંડો તૃપ્તિનો આનંદ અનુભવ્યો. પરંતુ તે સાથેજ બાજુનુ ખેતર જોઇ વર્ષોથી દબાએલી અસંતોષની જ્વાલા ભભૂકી ઊઠી. એ ખેતર પોતાને હાથ પડે તો કેવું સારૂં! પોતાને કેટલો લાભ થાય! એ આશાએ તો એણે કેટકેટલા મનોરથો ઘડ્યા હતા. પણ ખેતરની માલિક જક્કી ડોશીનો વિચાર આવતાં ફરી પાછું મન ખેદથી ભરાઇ ગયું. હરેક વાર જ્યારે એ ખેતર લેવાની વાત લઇને ડોશી પાસે ગયો ત્યારે દરેક વખતે ડોશીએ તો નન્નોજ વાર્યો હતો.

"લાવને આજ છેલ્લો દાવ નાંખું" કહી એણે ઘોડો ડોશીના ઘર તરફ લીધો અને મનમાં અનેક ઘોડા ઘડતો તે ઘોડાને દોડાવવા લાગ્યો.

ઘર આગળ આવી જોયું તો ડોશીમાં ઘેરજ હતા. બેઠાંબેઠાં બટાટા છોલતાં હતાં. નાનો ઝાંપો વટાવી ને ડાહ્યા કુતરાને પંપાળી તે ડોશીમા પાસે જઇને બેઠો.

"કેમ છો માજી? તબીયત તો મજામાં છેને?"

"ઓહો કોણ જુલ્સ, આવ દીકરા, બેસ" કહી ડોશીએ આવકાર આપ્યો.

"કેમ છે તબીયત?" ઔપચારિક સ્નેહ બતાવતાં ડોશી બોલી.

"ઠીક છે. ચાલે છે. આ જરા સંધિવાએ હેરાન કર્યો બાકી તો બધી રીતે મજામાં છું."

"હં" કહી ડોશી ફરી કામમાં ગૂંથાઇ ગઇ.

બોતેર વર્ષનું વય સૂચવતી રેખાઓ તેના મોં પર સ્પષ્ટ દેખાતી હતી. પણ ઝડપથી કામ કરતી આંગળીઓનો તરવરાટ આશ્ચર્ય પમાડે એવો હતો. લાંબા સુદૃઢ હાથો, ખુકલકડી ટટાર કાયા સંપૂર્ણ સ્વાસ્થ્યની સાક્ષી પૂરતાં હતાં.

ઘડીભર માન છવાયું. જુલ્સને શું બોલવું તે સમજાયું નહિ. મનમાં ને મનમાં તે ડોશીમાને મનાવવા, વાક્યો ગોઠવવા લાગ્યો.

આખરે એણે થોથરાતાં થોથરાતાં શરૂ કર્યું-:

"માજી—મારે—મારે જરા—એક વાત"

"હા હા, શું છે બોલી નાંખને"

આ જુઓને, મારા ખેતરની બાજુમાં તમારૂં ખેતર છેને — તે લેવાનો મારો—"

"હા હા સમજી ગઇ. તે તારે ખરીદવું છે એમને?" ડોશીએ કડક સૂરે કહ્યું અને આગળ ચલાવ્યું:

"આ જો તમે છેલ્લી વાર કહી દીધું! હું એ ખેતર વેચવાની નથી-હરગીઝ નહિ. સમજ્યો? માટે ફરી એ વાત ઉચ્ચારતોજ નહિ."

"ત્યારે તમે એ નહિ વેચો એમને?"

"ના ના. નહિજ."

"ઠીક ત્યારે નમસ્તે."

દશેક દિવસ બાદ જુલ્સે ફરી દર્શનીઆં દીધાં. આ વખતે તેના મોઢા પર નિશ્ચયની છાપ હતી. કંઇક શોધ્યું હોય એવો ઉત્સાહ એના વદન પર દેખાતો હતો. આવતાંવેંતજ એણે શરૂ કર્યું:

"જુઓ માજી, આ વખતે એવો રસ્તો શોધ્યો છે ન પૂછો વાત. સાપ મરે નહિ અને લાઠી ભાંગે નહિ. ખેતર તો જાણે મારે લેવું જ છે."

"પણ મારે—" ખેતરની વાત આવતાં ડોશી તરત તાડૂકી ઉઠી.

"પણ જરા સાંભળો તો ખરા. જુઓ ખેતર જાણે તમારૂંજ રહેશે એટલુંજ નહિ વળી હું તમને દર મહિને દોઢસો ફ્રાંક આપીશ. સમજ્યાં? ખેતર તો તમારૂંજ પણ તમારા મૃત્યુ બાદ ખેતર મનેજ મળે એવી વ્યવસ્થા તમારે કરવી.—અને તમો છો ત્યાંસુધી તમને પૈસા તો મળ્યાજ કરશે – અને તમારી તબીયત જોતાં તમો સહેજે વીસ વર્ષ કાઢશો- એટલે વાત તો તમારા લાભનીજ છે-પછી તો તમારી મરજી બોલો શો વિચાર છે?"

"હું હં. વાત તો સારી છે પણ—" ડોશીનું મન શંકાશીલ બન્યું: "દર મહિને દોઢસો ફ્રાંક! પણ જુસ્સ. મને જરા વિચાર કરવા દે."

ડોશીમા સો ગળણે ગાળી પાણી પીએ એવાં હતાં.

"હા હા કંઇ નહિ, તમો નિરાંતે જવાબ આપજોને. જુઓને વળી તમારે આગળ પાછળ કોઇ સગુંસાવં કુ તો છે નહિ- દૂરનો ભત્રીજો છે તે તો તમારી સામુંએ કોઇ દિવસ જોતો નથી. વળી હું તમારો પાડોશી" જુસ્સે ઉત્સાહપૂર્વક પોતાનો પક્ષ સબળ બનાવતાં કહ્યું.

"હા-હા- એ ખરૂં કહ્યું." ડોશીને કંઇક રસ પડતો જણાયો. દોઢસો ફ્રાંકથી તેનું મન પણ ભમી ગયું પણ જરા વિચારી કહ્યું.

"જોની દીકરા, એક અઠવાડિયા પછી તને નક્કી કહીશ."

"ભલે ત્યારે હું જાઉં".

જુસ્સ ગયો પણ ડોશીનું મન ચગડોળે ચડાવતો ગયો. સારી રાત એને ઉંઘ ન આવી. ઘડીકમાં ખેતર તો ઘડીકમાં ફ્રાંકથી ભરપૂર કોથળીઓ તેની આગળ નાચવા લાગી. આખરે દોલતના સ્વપ્નોથી ભરપૂર નિદ્રામાં તે ડૂબી ગઇ.

બીજી સવારેજ તેણે પોતાના વકીલના ઘરનો રસ્તો લીધો. મનની ગડભાંગ ચાલુજ હતી. રખેને કંઇ દાવનું હોય-ક્યાંક ફસાઇ તો નહિ જવાયને– એ વિચારી એનું મન પાછું પડતું હતું.

વકીલને તો એણે પ્રશ્નોથી મૂંઝવીજ માર્યો. આખરે જ્યારે વકીલે વારંવાર ખાત્રી આપી કે સોદો ઘણોજ સારો છે અને તેણીએ કંઇજ ગુમાવવા જેવું નથી ત્યારેજ તેનો જીવ હેઠે બેઠો.

વળી વકીલે કહ્યું:

"પરંતુ માજી તમે મહીને ૨૫૦ ફ્રાંક માગી જુઓ કારણ આમેય તમારૂં ખેતર નાંખી દેતા ૩૦,૦૦૦ ફ્રાંકનું ગણાય અને તમો દશ વર્ષ જીવો એ હિસાબે તમને ૩૦,૦૦૦ ફ્રાંક તો મળવા જોઇએને?

"હા-હા- એજ ઠીક છે" કહી એણે ચાલવા માંડ્યું.

બરાબર સાત દિવસે જુસ્સ આવી પહોંચ્યો.

"કેમ પછી શો વિચાર કર્યો?"

"મારો વિચાર તો જાણે પાકો જ છે. પણ મહીને દોઢસો ફ્રાંક તો બહુ ઓછા કહેવાય માટે તું જો અઢીસો ફ્રાંક આપતો હોય તો સોદો કબૂલ."

"બાપરે અઢીસો ફ્રાંક" જુસ્સ જગડી ઉઠ્યો. "એટલે તમો જો વીસ વર્ષ જીવો તો તો મારા બારજ વાગી જાય" જુસ્સે જરા ચીડથી કહ્યું.

"તો પછી રહ્યું? મારે ક્યાં વેચવું છે?" ડોશીએ મક્કમતાથી કહ્યું.

આખરે સોદો પત્યો- અને સહી સિક્કા પણ થઇ ગયા. અને ડોશીમાએ બસોને ફ્રાંક અને દશ દિવસ સોદા બદલ ખખડાવી લીધા.

* * *

એક બે ત્રણ; ત્રણ ત્રણ વર્ષો વીતી ગયાં.

વેગથી સરી જતા સમયના પ્રબળ પ્રવાહની ડોશી પર તો જરાએ અસર ના થઇ. એ તો એવી ને એવીજ રહી. એટલુંજ કામ- એટલીજ અનેકવિધ પ્રવૃત્તિઓ અને એજ તનનો તરવરાટ.

જુસ્સને નાકે દમ આવી ગયો.– એને થયું આમને આમ જો ચાલતું રહે તો દેવાળુંજ નીકળે. વાત-વાતમાં "સાળી મરતીએ નથી" એવો નિઃશ્વાસ તો કેટલીએવાર એણે નાંખ્યો હશે.

એમ કરતાં પાંચ વર્ષ વીત્યાં. જુસ્સની ચિંતાનો પાર રહ્યો નહિ. દરરોજ કંઇક વિચારે અને કંઇક

ગોઠવે. વળી ડોશીમાની મુલાકાત લઇ આવે અને આખરે ક્રોધથી બળે!

આખરે કોઇ પણ રીતે ડોશીનું કાસળ કાઢવાનો એણે વિચાર કર્યો. કેટલાય મંથન બાદ એને એક આબાદ તુક્કો સુઝયો.

એક સવારે જુલ્સ આવીને ઈંડા ગોઠવતી ડોશીમાને કહે "માજી કેમ તમે તો કંઇ દેખાતાંજ નથીને? શરીરતો ઠીક છે ને? જુઓ આજે એક આમંત્રણ આપવા આવ્યો છું. લોકો વાત કરેછે કે આપણને બનતું નથી. એ તે કંઇ રીત છે ભલા. માટે હવે તમે બજારે આવો ત્યારે જમવાનું મારે ત્યાંજ રાખજો. લોકોને પણ આપણે બતાવી આપીએ કે આપણો સબંધ તો મા-દીકરા જેવોજ છે.

"હા હા જરૂર હું બે ત્રણ દિવસે તારા તરફ આવીશ" ડોશીમા આવો લાગ ચૂકે એવાં ન હતા.

બીજેજ દિવસે ગુજરીનો વાર હોવાથી એણે તો રસ્તો માપવા માંડ્યો અને નવેક વાગે તો હાંફતા હાંફતાં જુલ્સને ત્યાં પહોંચી ગયાં.

જુલ્સ ઘેરજ હતો. એણે ઉમળકા ભેર આવકાર આપ્યો. બારેક વાગે ડીનર ગોઠવાયું. વાનીઓનો કંઇ પાર ન મળે. ભાજીનો સુપ અને રોડીમાંસનો સ્વાદ જેણે જીંદગી ભર લીધો તેવી ડોશીમાને આ જમણ ખરેખર આહ્લાદક લાગ્યું.

સારી પેઠ ઠોખ્યા બાદ જુલ્સ કહે.—:
"ત્યારે થોડો દારૂ પીશો ને?"

"હું આમ તો પીતી નથી પણ જો નરમ હોય તો લાવ જરા ચાખું?"

"અરે રોઝી, જરા સ્પેશિયલ બ્રાંડી લાવ તો" કહી એણે સોનેરીલેબલવાળી બાટલી મંગાવી બે પ્યાલી ભરી.

પ્યાલી લેતાં વળી ડોશીએ વિચાર કર્યો. નિતનાં સંયમી મને ઘડીક આંચકો ખાધો. ચતુર જુલ્સ સમજ્યો અને તરત કહ્યું:

"અરે ગભરાઓ ના. જરાએ ચડે એવો નથી. જાણે દૂધજ જોઇ લ્યો. આ હું તો દશ બાર પ્યાલી ચડાવી જાઉં તોએ ખબર ન પડે. અને જરા સ્વાદ તો જુઓ. જાણે નર્યું અમૃત!"

'હું' કહી તેમણે એક ઘૂંટડો ભર્યો.

"આહા! છે તો સરસ." કહી સ્વાદની સ્વર્ગીય સુખદ ક્ષણો લંબાવવા તેણે ધીમે ધીમે નાના ઘૂંટડા ભરવા માંડ્યા જુલ્સ એક ચિત્તે જોઇ રહ્યો.

ડોશીએ છેલ્લું ટીપું પી જેવો પ્યાલો ટેબલપર મૂકયો કે તરત જુલ્સે ભરી દીધો. "લો-લો-ને જરા,,

"ના ના"

"અરે કંઈ નહિ. એમ તે કંઇ ચાલે?"
એમ ખેંચ તાણ કરતાં ડોશીએ એ પ્યાલી પણ ચડાવી દીધી.

ત્રીજી પ્યાલી ભરાઇ—અને એ પણ અર્ધી પીવાઈ ડોશીમાએ રજા લીધી. શરાબના માદક ઘેનથી એનું મન ચિત્રવિચિત્ર ઘૂમરીઓ લેતું હતું.

થોડા દિવસે જુલ્સે એક બોટલ ભેટ મોકલી અને ચારેક દિવસ બાદ જુલ્સ ફરી મુલાકાતે ગયો. બહાર પરસાળમાં કોઇ ન હતું. રસોડામાં ડોશીમા રોટીના ટૂકડો કાપતાં હતાં. ધ્રુજતી આંગળીઓ પરથી એણે પરિસ્થિતિ તરતજ માપી લીધી. તે છતાંએ વધુ ખાત્રી કરવા નજીક જઈ કહ્યું.

"માજી, કેમ છો?"

**નરમ માનીને ડોશીમાએ દારૂ તો પીધો પણ પછીથી એનો ચસકો કાયમ માટે રહી ગયો... સાંજ પડે ને ડોશીનાં ગાત્રો ઢીલાં થવા માંડે અને એક પ્યાલી ચઢાવે ત્યારેજ એની આંગળીની ધ્રુજારી અટકે. પણ એક પ્યાલીથીજ ડોશીમા કંઈ થોડાંજ અટકવાનાં હતાં? એકમાંથી બે અને બે માંથી ચાર! અને એમ કરતાં સો વર્ષ જીવનની આશા આપતાં ડોશીમાનાં સોએ વર્ષ એકવાર પુરાં થઇ ગયાં!**

"હું ઠીક છે!" શરાબની ઉગ્રવાસ જુલ્સને અકળાવી રહી. વળી ધીરેક રહીને કહે :

"માજી થંડી બહુ પડે છે. લાવો જરા દારૂ હોય તો થોડો પીએ."

તરતજ તેઓએ ત્રણ ત્રણ પ્યાલીઓ ગટગટાવી.

*   *   *

હવે વાતમાં કહેવાનું થોડું રહે છે. જુલ્સના પાસા પોબાર પડ્યા. ડોશીએ હદ છાંડી પીવા માંડ્યું. કેટલીએ વાર, વાડામાં, રસોડામાં તો કોઇ વાર જાહેર રસ્તાપર તે ઢળી પડતી અને પાડોશીઓ જેમ તેમ ઘેર પહોંચાડતા. વાત વાયુવેગે પ્રસરી ગઇ. જુલ્સે પણ હવે આવવું બંધ કર્યું. કોઇ ડોશીમાના સમાચાર કહેતું તો કહેતો "મૂર્ખાઇ, બીજુ શું? ભાઈ, સાંઠે બુદ્ધિ નાઠી એમાં આપણે શું કરીએ ભાઇ? મેં તો બહુ સમજાવી" અને પછી મનમાં જરા હસી લેતો.

અને તેજ શિયાળામાં નાતાલને દિવસે ડોશીએ હદ ઉપરાંત ઢીચ્યો અને ફાવે તેમ બબડતી ફરવા નીકળી પડી. રસ્તેજ બેભાન બની બરફમાં પટકાઇ પડી. અને સવારે ટોકડું વાળી ગયેલું શબ માત્ર હાથ પડ્યું.

જુલ્સને ખેતર મળ્યું !

એક પ્યાલીના પ્રતાપે ડોશીએ આખરે સ્વાસ્થ્ય, સંપત્તિ વિગેરે સઘળું ખોયું*

*"Guy De Maupassant" ની વાર્તા "The Little Cask" નો થોડો ફેરફાર સાથેનો આ ભાવાનુવાદ છે

[०]

## —: કામદારોને :—

તમે વાંચનાર તો શરાબ નહિ પીતા હો. પણ તમારા સાથીને સારૂ તમે કેમ જવાબદાર થઇ શકો? એ પ્રશ્નનો જવાબ એ છે કે સાથીને સારૂ જવાબદાર થવામાંજ સ્વરાજ છે. સાથીને મનાવવો અને શરમાવવો એ તમારૂં કામ છે. દારૂ પીનાર કામદારની તમે જ ચોકી કરો. એમના સુધારાનો બોજો તમારી ઉપર જ હોવો જોઇએ, અને આમ તમારામાં દહાડે દહાડે સુધારા કરતા જાઓ ત્યારે જ પગારમા વધારા, ઇનામો વગેરે શોભે. જો તમે સુધારા ન કરી શકો તો તમારી તરફ લોકલાગણી હંમેશાંને સારૂ ન રહી શકે એ તો તમે સમજી શકો એવી વાત છે.

ગાંધીજી

# —* સ્વચ્છતા *—

તંદુરસ્તી અને સુખાકારી માટે દૈનિક જીવનમાં સ્વચ્છતાની કેટલી અગત્ય છે એ રોજના અનુભવમાં આવતાં છતાં નજર-માંથી સરકી જતાં દૃષ્ટાન્તો વડે સ્ફુટ કરતો વિચારણીય નિબંધ...

: લેખક :

## શ્રી. શાન્તિલાલ પરીખ

બી. એ.

સ્વચ્છતા વિષે આપણને બાળપણથી કંઇક જાણવાનું, કંઇક શીખવાનું મળે છે. પ્રાથમિક અભ્યાસ અને પાઠ્યપુસ્તકમાં પણ સ્વચ્છતા વિષે શીખીએ છીએ. ત્યારબાદ પણ આપણને સ્વચ્છતા વિષે ઘણું જાણવાનું, જોવાનું, સાંભળવાનું ને શીખવાનું મળે છે. પણ આપણે દરેક વસ્તુને શીખી, જાણી જીવનમાં ઉતારતાં શીખ્યા નથી. સારું લાગે ને પચાવી શકીએ એટલું પણ આપણે પચાવતા નથી. આપણે શીખતાં ઓછું આવડે છે ને ભૂલતાં વધુ આવડે છે. માણસના સ્વભાવને કોણ જાણે કેમ પણ આ પ્રકારની કુટેવ જ પડી ગઇ હોય છે—કે જે ખૂબ જ નુકસાનકારક છે.

જીવનમાં આપણે કેટલા અસ્વચ્છ રહીએ છીએ તેનો જો ઊંડો વિચાર કરીએ તો જણાશે કે સ્વચ્છતા શું છે તે આપણે સમજવાનું શીખ્યા જ નથી. માણસના આરોગ્યનો, તેના આયુષ્યનો આધાર જે અનેક વસ્તુઓ પર અવલંબે છે—તેમાંની એક ને અગત્યની વસ્તુ સ્વચ્છતા છે. તેના દુર્લક્ષથી થતી આપણી દુર્દશાનો અંદાજ ને, અડસટ્ટો આંકીએ તો આપણે એક જ સાર તારવવાનો રહે ને તે એ કે નાની ને નજીવી બેદરકારી બદલ આપણે મોટો ને મહામૂલો ભોગ આપવાનું પસંદ કરીએ છીએ.

બીજાના મુખના બદબોની જ્યારે આપણે વાતો કરીએ છીએ ત્યારે આપણે પોતે કેટલા સ્વચ્છ છીએ તે પ્રત્યે સંપૂર્ણ બેભાન રહીએ છીએ. કેટલાક માણસોની ગંદી ટેવો બદલ ટીકા કરવા જતાં આપણા પોતાનામાં એવી કેટલી કુટેવો છે તે પ્રત્યે બેદરકાર બનીએ છીએ. આડોશીપાડોશીની ગંદકી જોઇ નાક દાબતાં પહેલાં આપણા ઘરમાં કેટલી બદબો છે તેનો વિચાર કરવાનું ભૂલી જઇએ છીએ.

### આપ ભલા તો જગ ભલા

'આપ ભલા તો જગ ભલા'—પણ માણસ તે કથનને અનુસરવાને બદલે આડે રસ્તે જાય છે. આજે તો માણસ જગનો પહેલો વિચાર કરે છે ને પછી પોતાનો. પોતાના કરતાં એને બીજાની પંચાત કરવાની બૂરી ટેવ પડેલી છે. મોટે ભાગે આ એક જ કારણથી માણસ પોતાનું શ્રેય સાધવાનું ભૂલી જાય છે. સૃષ્ટિ, સમાજ, સગાં, સ્નેહી, સ્વજન એ બધાંની વાત ને બધાંનો વિચાર વેગળો કરી—એ લપ ને છપમાંથી બહાર આવી માનવી સહુથી પહેલું 'સ્વ' નું શ્રેય સાધે—પહેલું પોતાનું જ પ્રમાણે—ને બધાં જો એજ રીત અનુસરે ને અપનાવે તો આખા યે સમાજનું સદ્‌ભાગ્ય સહેલાઇથી સર્જાઇ શકે. એમાં સહેજ પણ સ્વાર્થ જેવું નથી. માણસ બીજાની ગરબડ ને ગડબાંજ કરવામાં જ પોતાનું બગાડે છે. સ્વચ્છતાની બાબતમાં પણ આ નિયમ લાગુ પડે છે.

ભેંસ, ગાય, ગધેડાં કે ઘોડાનાં તબેલા પાસેથી પસાર થતો માણસ ગંધથી અનુકંપા અનુભવે છે. પણ એ પોતે કેટલો સ્વચ્છ છે તે વિષે ઓછો વિચાર કરે છે. આખી યે આલમના ઉકરડાઓમાં એક માણસનો ઉકરડો જ એવો ગંદો ને ગંધાતો હોય છે કે ત્યાંથી પસાર થવું મુશ્કેલ બની જાય. અનેક પ્રકારના જીવોમાં એક માણસનો જીવ જ એવા પ્રકારનો છે કે જેના શરીરમાંથી બહાર આવતો કચરો બદબોથી ભરેલો હોય. બેશક સ્વચ્છતા વિષે લખવા જતાં આ વિષય તેથી વેગળો છે—છતાં એ સ્પષ્ટ કરવા માટે એટલું કહેવું આવશ્યક છે—માણસને, પોતે જ્યાં સુધી સ્વચ્છતા શું છે તે ન સમજે ત્યાં સુધી બીજાની ટીકા કરવાનો લેશમાત્ર અધિકાર નથી.

### સ્વચ્છતાનો દંભ

આપણા સમાજમાં કેટલાક પ્રસંગો ઉજવવામાં આવે છે—તે પણ જાણે ધતીંગ હોય તેમ તેમાં યે આપણે આપણી જાતને ને બીજાને છેતરતાં બીલકુલ ખચકાતા નથી. ઘણા શહેરમાં સાર્વજનિક સંસ્થાઓ તરફથી 'સ્વચ્છતા દિન' ઉજવવામાં આવે છે. ગૃહ સફાઇ માટે ઇનામો જાહેર કરવામાં આવે છે. અહિં પણ સ્વચ્છતાનો સાચો મહિમા પિછાણવાને બદલે આપણે માત્ર ઇનામ મેળવવાનીજ ઇંતેજારી રાખીએ છીએ. સવારથી જ સાફસુફીનું કાર્ય શરૂ થાય. બ્હાર સાફ દેખાય ને અંદર કચરો ધકેલાય. આપણે કચરો એવી રીતે વાળીએ કે ઉપરથી સ્વચ્છ થાય ને અંદરથી ગંદકી થાય; ઝાટક એવી રીતે ઝાપટીએ કે આજુબાજુનાં બધાં ઘરમાં તેની રજકણો ઉડીને જમા થાય. ગંધાતા ગોદડાંની થપ્પી કરી ઉપર એક ઉજળી ચાદર ઓઢાડી દેવાય, બ્હારથી ચકચક થતાં વાસણોની ધારોમાં મેલની થપ્પીઓ દેખા દે, અહિં તહિં રખડતા ગંધાતા ગંદા ડૂચાઓને એક ડબ્બામાં પૂરી દે, ગટરને પાણીની છાલકથી સ્વચ્છ કરી એક કુંડીમાં બધો કાદવ જમા કરી દે, આવું તો કેટલું યે થાય. ઉપરથી જે સ્વચ્છતા દેખાય તે ખરી સ્વચ્છતા નથી હોતી પણ માત્ર દેખાવપૂરતી જ સ્વચ્છતા હોય છે.

### દૈનિક જીવનમાં બેદરકારી

કોઇ મહુલીમાં રહેતા માનવીને શહેરની આલીશાન ઇમારતો પ્રત્યે આકર્ષણ થતું હશે, પણ ઇમારતોમાં જીવતાં નર્ક હોય છે તેનો તેને ઓછો ખ્યાલ હોય છે. શહેરની સ્ત્રીઓ ગમે ત્યાં ગમે તેવી રીતે ગમે તે કચરો ફેંકે છે. કચરા માટે પીપ હોતાં નથી ને હોય તો તેમાં કોઇ નાખવા જતું નથી. કુસકી, કતરણો, કચરો, બધું યે એ ઉપલે માળેથી જાળીમાંથી એવી રીતે નાખે કે એમાંથી અડધું જ માત્ર જમીન પર પડે ને બાકીનું બીજું બીજે માળે રહેતા ભાડૂતની જાળીમાંથી ઘરમાં પડે.

આપણે સ્વચ્છતા યે ન શીખ્યા ને સભ્યતા પણ ન શીખ્યા. ઝાડુ કાઢનાર માત્ર ક્ષણિક સફાઇ માટેજ કામ કરી જતો હોય તેમ આપણે વર્તીએ છીએ. હજુ તો હમણાંજ એ ઝાડુ મારી ગયો, હોય તેટલામાં તો આપણે જમીનને ક્ષણવારમાં છોતરાં ને છાલોથી ફરીથી ખીચોખીચ ને ખદબદ કરી દઇએ છીએ. અમુક વર્ગ તો આથીયે નીચે ઉતરી અધમતાને માર્ગે વળે છે—ને એ ઝાડુ કાઢતા કામદારની ઉપરજ આખો માંચીનો કચરો નાખે છે.

### તંદુરસ્તી સાથેનો સંબંધ

આપણે આપણી પોતાની તંદુરસ્તી પરત્વે પણ બેદરકાર રહીએ છીએ. તનની તંદુરસ્તી ઉપર મનની તંદુરસ્તીનો મોટો આધાર છે. આરોગ્યની મુખ્ય ચાવી શરીરની સ્વચ્છતામાં છે. દર વર્ષે જે લાખો લોકો જુદા જુદા રોગોના ભોગ થઇ મરણશરણ થાય છે—તેમાનો મોટો ભાગ સ્વચ્છતાના સાદા નિયમોનું ઉલ્લંઘન કરનારો હોય છે. વગર મહેનતે આપણે જે સિદ્ધિ મેળવી શકીએ તે મેળવવાનું મુનાસબ ન માનતાં આપણે શારિરિક ને આર્થિક રીતે ઘસાવાનું પસંદ કરીએ છીએ. આપણા શરીરની રચના જ એવા પ્રકારની છે કે તેને અંદરથી ને બ્હારથી સાફ રાખવું તે સાવ સહેલું છે. છતાં ઘણા માણસો એવી સ્વચ્છતામાં ન માનતા હોય તેમ જોવામાં આવે છે.

શરીરની સ્વચ્છતા પછી કપડાંની સ્વચ્છતા પણ અગત્યની છે. સ્વચ્છ કપડાં ને સ્વચ્છ શરીરથી મન નિર્મળ રહે છે તે અનુભવથી બધા યે જાણે છે. થોડાક દિવસ ઉજળાં ને થોડાક દિવસ મેલાં આમ એકનાં એક કપડાં હોય છતાં એ બન્ને વખતે માણસ મનથી જુદી જુદી ભાવના અનુભવશે. સ્વચ્છતા પૈસાનો ભોગ માગતી નથી. સાદું ને સસ્તું વસ્ત્ર હોય છતાં સ્વચ્છ હોય તો ગમે તેટલાં મોંઘા વસ્ત્ર કરતાં ઉત્તમ દીપી ઉઠે છે. એક ગૃહસ્થની વાત કરૂં. એ ઉંચી ને ખડબચડી ખાદીની ધોતી પહેરે છે. છતાં એમાં યે એ એટલા સ્વચ્છ ને સુઘડ રહે છે કે બીજાના મનમાં તેમના માટે આદર ઉત્પન્ન થાય – તેમની આ કપડાં સ્વચ્છ રાખવાની રીત માટે!

### કેટલીક કુટેવો

અસ્વચ્છતાને જ જીવનનો મંત્ર માની બેઠા હોય એવા માણસોનો એક આખો જુદો વર્ગ અસ્તિત્વ ધરાવે છે. કોઇપણ ચેપી જંતુઓ સામે આપણે જે પ્રકારની તેના મારણ માટેની ઝુંબેશ ઉપાડીએ છીએ– તેવી જ

મુંબેશ આવી અસભ્ય વ્યક્તિઓ પરત્વે ઉપાડવી જોઇએ. એમાંના દરેકને જુદી જુદી જાતની ટેવો હોય છે.

એમને છીંક ખાવાની તાલીમ આપવાની જરૂર હોય છે. છીંક કેવી રીતે આવી તે તેમને આવડતું નથી. માથું પેસી જાય એટલું પહોળું મોઢું કરી એ એવી તો જાલીમ છીંક ખાશે કે આજુબાજુ બેઠેલા બધાંને તેના છાંટા ઉડે. તેના પોતાનાં કપડાં તો એ બગાડશે ને ઉપરાંત બીજાને પણ ગુસ્સો આવે તેવું કરશે. પુજારી હોય ને આરતી ઉતારતાં છીંક એવી રીતે ખાય કે આરતીના આઠેક દીવા ઓલવાઈ જાય.

ઘણા માણસોને ગમે ત્યાં ગમે તેવી રીતે થુંકવાની ટેવ પડી ગઇ હોય છે. એ થુંકે ત્યારે તેમને ભાન નથી રહેતું કે આગળ કોણ જઇ રહ્યું છે કે પાછળથી કોણ આવી રહ્યું છે. થુંકે છે તે જગ્યા ચાલવા માટે છે. બીજાને પણ સ્વાસ્થ્ય ને શરીરની કિંમત હોય છે. આ બધું એમને શીખવવાની જરૂર હોય છે.

આ ઉપરાંત સીગારેટ પીનારો એક વર્ગ એવો જે માત્ર ધુમાડો જ કાઢી જાણે છે ને તેનો લાભ ને આપે છે. એમની બીડીઓનાં ઠુંઠાથી જે ગંદકી એ તો ઠીક પણ એમના ધુમાડાથી બાજુ પર ...ઓની લાગણી દુભાય તેનું તેમને ભાન નથી ...ું. શહેરની સો જેટલી મિલોના ધુંમાડાનો નિકાલ કરવા ...ી ઊંચી ચીમનીઓ હોય છે—પણ લાખ્ખો લોકોના ...ામાં સળગતી સીગારેટ–બીડીમાંથી નીકળતા ધુમાડાના નિકાલ માટે કંઇ વ્યવસ્થા હોતી નથી. એ માત્ર હવામાં ...ળી જઇ આરોગ્યને નુકસાન કરે એટલું જ।

આવું આવું જો લખવા જઇએ તો કંઇક લખી શકાય. ઘણા માણસોને બેસતાં શી રીતે શીખવું તે શીખવવાની જરૂરીઆત જણાય છે. ગાડીમાં કે ટાંગામાં એ એવી રીતે ઉભા પગે બેસે છે કે બહુજ બેહુદું દૃશ્ય દેખાય. બીજાના સુખ સગવડ કે સ્વચ્છતાની એમને સહેજેય પરવા હોતી નથી.

ઉભા પગે બેસવાની આ બુરી ટેવ સારા સારા માણસોમાં પણ જોવામાં આવે છે. ધોતીયું પહેરીને બેસતો હોય તે પાટલુન પહેરીને પણ એવી જ રીતે બેસે છે. એ બેસવાની રીત 'વી' શેપ જેવી છે. એથી એ સારી રીતે ઓળખાવીએ તો ઘરડેઘરડાં ડોશી ટપટપ રોટલો ટીપતાં જે રીતે બેસે છે તે રીતે. તેઓ ખુરશી ઉપર સુધ્ધાં બેસી શકે છે. સહેજ સુધરે તો એક પગ ઉપર રાખે ને બીજો લટકતો રાખે.

કેમ બેસવું, કેમ બોલવું, કેમ ચાલવું— વગેરે બધું જાણે હજુ શિખવાનુ બાકી હોય તેમ સ્વચ્છતાનાં સાદા નિયમોનો ભંગ કરનાર આ વર્ગના વર્તન ઉપરથી જણાય છે. બહુ જ થોડા, પણ ગણ્યાગાંઠ્યા એવા માણસો પણ મોજુદ હોય છે કે નાકમાં કે કાનમાં આંગળા ઘાલી પછી તે આંગળા સુંઘી જુવે છે. આથી પણ આગળ વધીએ તો અશ્લિષ્ટતાનો અનુભવ થાય તે હિસાબે બીજા થોડાક દાખલાઓ આપવાનું મુલતવી રાખવું પડે છે. પણ વિચારી જોતાં જણાશે કે કેવી કેવી જાતના માણસો દુનિયામાં જીવે છે.

તે ઉપરાંત આપણને વસ્તુઓ ઉલ્ટાવીને વાપરવાની ટેવ પડેલી હોય છે. ગંદુ બ્લોટિંગ ઉલ્ટાવી ઉજળું ઉપર લાવીએ કે તેવું બીજું કંઇ કરીએ તો તે ક્ષમ્ય છે. પણ ઘણા માણસો માથાની ટોપીની ગડી ઉલ્ટાવી ગંદી બાજુ અંદર લઇ જાય ને ઉજળી ઉપર લાવે. ચાદર, પડદા, ગલેફ બધું એ ઉલ્ટાવે કે જેમાં આપણા આરોગ્યને એટલે કે તે વસ્તુઓ વાપરનારના સ્વાસ્થ્યને અવશ્ય નુકસાન થયા વિના ન રહે.

## આંધળું અનુકરણ

સ્વચ્છતા ને આરોગ્યનો વધુમાં વધુ ભંગ આપણે કરતાં શીખ્યા તેને માટે ઘણાં કારણો જવાબદાર છે. તેમાંનું એક મૂખ્ય કારણ- પાશ્ચાત્ય સંસ્કૃતિનું આંધળું અનુકરણ કરવાની આપણી બુરી આદત છે. આપણા દેશના રીતરિવાજ, આપણી સામાજિક વ્યવસ્થા, આપણી રહેણીકરણી, આપણી આર્થિક સ્થિતિ — આ બધું એવા પ્રકારનું છે કે એ રીત આપણને હંમેશાં હાનિકારક જ નીવડે. આવી જાતનું અનુકરણ આપણા આરોગ્યને એટલું નુકસાનકારક, એટલું આફતકારક છે કે તેની જો ગંભીર રીતે ગણતરી કરીએ તો એમ પૂરવાર થઈ શકે કે રોગોનાં ચેપી જંતુઓમાં વધારેમાં વધારે વિનાશક જંતુઓ કોઇ હોય તો તે માનવ જંતુઓ છે.

છેલ્લા બેત્રણ દાયકામાં આપણે એટલા બધા આગળ વધી ગયા માનીએ છીએ કે ગમે તેવા બુટ

પહેરી, ગમે તેવા રસ્તા પર ચાલી, ગમે તે તળીએ લગાડી સીધા ને સડસડાટ ઘરમાં પેસી જઈએ છીએ. આપણે બધા 'સાહેબો' બની ગયા છીએ – ને તેમાં જ આપણે તે ભૂલી જઈએ છીએ કે સ્વચ્છતા ને આરોગ્યને આપણે કેટલી હદે ખેંખમાવી રહયા છીએ.

આપણા વડીલો ને વૃદ્ધોએ સ્વચ્છતાના જે સાદા નિયમો અપનાવ્યા છે. ધર્મ, નીતિના નામે તેઓ જે સ્વચ્છતા જાળવી રહયા છે તે ખરેખર આદર્શરૂપ છે. એ આદર્શને આપણે અપનાવતાં શીખીએ તો જે ભયાનકતા ભણી આપણે ઘસડાઈ રહયા છીએ તેમાંથી અવશ્ય ઉગરી જઈએ. આ નિયમો આપણને ભલે ગમે તેટલા અરૂચિકર કે અળખામણા લાગે– છતાં આપણે જે સમાજમાં રહીએ છીએ તેની વ્યવસ્થાને તે જ બરાબર બંધબેસતા છે. આપણા સમાજની તાકાત ને તંદુરસ્તી, આપણા સમાજનું આરોગ્ય ને આયુષ્ય તે આદર્શો ઉપરજ અવલંબે છે. આપણે જેટલું વહેલું એ સત્ય સમજશું તેટલા વહેલા આપણે પ્રગતિને નામે જે અવગતિ સાધી રહયા છીએ તેમાંથી ઉગરી શકીશું – ને ભાવિ પેઢીઓ માટે સુખ ને સમૃદ્ધિનો કિંમતી વારસો મૂકી જઈશું.

## દારૂ છોડો રે

દારૂ છોડો દારૂ છોડો દારૂ છોડો રે,
જીવનનાશી પ્રાણવિનાશી દારૂ છોડો રે! ટેક

ઉરમંદિર અભડાવે એવો,
આતમ-દીપ બૂઝાવે એવો,
તનમનધનનો સર્વવિનાશક:
—દારૂ છોડો રે!

કુટુંબસુખ વણસાડે એવો,
અંતરદેવ દુભાવે એવો,
યાદવકુળ કેરો સંહારક:
—દારૂ છોડો રે!

ધ્યાન ધર્મ નેવે મૂકાવે,
ધોળે દહાડે રાત બતાવે,
નરનારીનો ભેદ વિલોપક:
—દારૂ છોડો રે!

દીનતામાં ડૂબાડે એવો,
ઘરઘર ભીખ મંગાવે એવો,
રૌરવ નર્ક તણો અધિનાયક:
—દારૂ છોડો રે!

દારૂ છોડો દારૂ છોડો દારૂ છોડો રે,
જીવનનાશી પ્રાણવિનાશી દારૂ છોડો રે.

મોહિનીચંદ્ર

# બાળકને કેળવશો કેમ?

લેખક:
શ્રી. જયંતિલાલ હ. પંજા



ઘણાં માબાપોની સર્વસામાન્ય ફરિયાદ હોય છે કે એમનાં બાળકો પૈસા માટે કજિયા કરે છે અને ઘરમાં ગમે તેટલું ખાવાપીવાનું અને સુખસગવડ હોવા છતાં કજિયા કરીને પરાણે મેળવેલા પૈસા વડે બજારમાંથી ખરીદેલી ચીજો જ એ ખાય છે! આ કોઇ નજીવી કુટેવ નથી. આમાંથીજ બીજી અનેક કુટેવો પ્રગટે છે અને એની છાપ લાંબે ગાળે આખા રાષ્ટ્રની સંસ્કારિતા ઉપર પડે છે. બાળકની પૈસા માટે તોફાન કરવાની અને જ્યાં ત્યાં જે તે ખાવાની વૃત્તિ ઉપર ચાંપતો અંકુશ રાખવો જરૂરી છે. આ પણ બાળકેળવણીનો એક મહત્વનો પ્રદેશ છે. પ્રસ્તુત લેખમાં શિક્ષકબંધુએ સ્વાનુભવની ભૂમિકા ઉપર આ પ્રશ્નની યોગ્ય મીમાંસા કરી છે.

નાની શાળાઓમાં તેમજ ઘર આંગણે નાનાં બાળકોમાં નજીવી જણાતી કુટેવો તેમની તંદુરસ્તી બગાડે છે. ઘણાં રોગોનું મૂળ એ કુટેવોમાં હોય તેવું અનુભવે સમજાયું છે. ભેળપૂરી, પાણીપૂરી, આઇસક્રૂટ, બરફનો પંખો, (ગોળો) મ્હેસુરી મીઠી બનાવેલી સોપારી વગેરે ખાવાની ટેવ ઘણાં બાળકોને હોય છે અને તેનાં પરિણામો વિચિત્ર આવે છે. જેમકે સવારે ઊઠતી વખતે રડવાની ટેવ, દાતણ ન કરવું, ચા પાણી, નાસ્તો વગેરે જલદી ન કરવાં, શરીર સ્વચ્છ ન રાખવું, ઘરપાઠ ન કરવા, અને અમુક વાનગીઓ ઘરમાં ભોજન વખતે મેળવવાનો આગ્રહ અને ન મળે તો રડવાની ટેવ, માગણવૃત્તિ, વગેરે અનેક પરિણામો ગણાવી શકાય. આ રીતે સામાન્ય ગણાતી ટેવો નાનાં બાળકોની તંદુરસ્તીને ઘણી હાનિકારક નીવડે છે. અને તેનાં મૂળ નાની શાળાઓ તેમજ બાળકોનાં ઘરના વાતાવરણમાં હોય છે.

## મુખ્યશિક્ષકની ફરજ

પ્રાથમિક શાળાઓમાં ભણતાં બાળકોની આ ટેવો પ્રત્યે મુખ્ય શિક્ષકની બેદરકારી તેને માટે જવાબદાર ગણી શકાય. ભેળપુરી, પાણીપુરી, આઇસક્રીમ, બરફના ગોળાની ગાડીઓ, સોપારી વગેરે વેચનાર ફેરિયાઓ, ગમે તેવા પદાર્થો પોતાની શાળા નજીક ન વેચે તે મુખ્ય શિક્ષકે ખાસ જોવું જોઇએ. ગમે તે ધંધાદારીને તેનો ધંધો કરતો ન અટકાવી શકાય. તેની સાથે સાથે શાળાના બાળકોને આવા ધંધાદારીઓની કમાણીનું સાધન પણ ન બનવા દેવાં જોઇએ. એટલે કે શિયાળો તેમજ ચોમાસાની ઋતુમાં બરફની ગાડીવાળાને પોતાની શાળા નજીક ન આવવા દેવા જોઇએ. ભેળપૂરી, તેમજ પાણીપૂરી વેચનાર ફેરિયાઓને પણ તેજ રીતે સ્વચ્છ, તાજો અને સંભાળપૂર્વક રાખેલો માલ હશે તો જ અહીં બેસવા દેવામાં આવશે તેવી તાકીદ આપવી જોઇએ. સાથે દરેક વિદ્યાર્થીને અમુક પૈસાથી વધારે કિંમતનો માલ ન વેચવો તેવી ગોઠવણ પણ કરવી જોઇએ. જેથી બાળકો તે જ વસ્તુને પ્રિય માની ખાઉધરાની પેઠે ખાય નહિ. આ રીતે શાળાના મુખ્ય શિક્ષકે તે બાળકોની તંદુરસ્તી પરત્વે દુર્લક્ષ ન રાખતાં જોઇએ. તેની ખાસ સંભાળ રાખવી જોઇએ અને પોતાની સૂચનાનું પાલન થાય છે કે નહિ તે પણ ખાત્રી કરી જાણી લેવું જોઇએ.

## ઘરના વાતાવરણની અસર

હવે ઘર આંગણે બાળકનાં માબાપની વર્તણુક તેમજ વાતાવરણ વિષે વિચારીએ. ઘણાં કુટુંબોમાં પોતાના પાડોશીઓ સાથે મળી બપોરના વખતે એકાદ ભેળપૂરીવાળાને માળામાં બોલાવી, વત્તાઓછા પ્રમાણમાં ભેળપૂરી કે પાણીપૂરી ખાવાની ટેવ હોય છે. મુંબઇમાં ખાસ કરીને કેટલાક ભાઇઓને ધંધાના સ્થળે અને બહેનોને ઘર આંગણે, આ ટેવ વધુ પ્રમાણમાં જોવામાં

આવે છે. તેને પરિણામે, ખસ, ખુજલી, ખાંસી, અને સવારમાં નાના બાળકોને બેચેની એટલે ઊઠતી વખતે રડવાની ટેવ જોવામાં આવે છે. તીખા અને ખાટા પદાર્થો ખાવાની ટેવથી સવારમાં શારીરિક નબળાઇ, સાંધાના દુખાવા, ઊઠવામાં બેચેની અને આળસ, વગેરે જોવામાં આવે છે. નાનાં બાળકો આવા દર્દોની જાણ બીજાને કરી શકતાં નથી. એટલે તેઓ પોતાનાં હથિયાર રૂદનને અજમાવે છે. પણ તેના એ રડવામાં માબાપને આવી ભૂલનો અને બાળકની શારીરિક નબળાઇનો ખ્યાલ ક્યાંથી આવે? કેમકે દરેક બાળકની શારીરિક નબળાઈ માટે આ એકજ દાખલો બંધબેસતો કેમ ગણી શકાય? તે તો ડૉકટરી તપાસ અને માબાપની ઊંડી વિચારશક્તિ જ માંગી લે છે. સામાન્યતઃ ઘણાં ખરાં બાળકોની આવી ટેવનું મૂળ કોઇક આવા કારણમાંજ હોય છે.

## બાળક કેમ બગડે?

જેથી ભોજન વખતે પણ બાળક પોતાને ખાસ પ્રિય તેવો ખોરાક નહિ મળતાં ખાવાની આનાકાની કરે છે અને રડે છે. પીરસેલો ખોરાક થોડા પ્રમાણમાં પણ ઉપયોગમાં લેતો નથી. માટે કોઇ પણ કુમળા બાળક પર એવા સંસ્કાર ન પાડવા જોઇએ કે જેથી પોતાને મન ગમતી વસ્તુ મેળવવા માટે શાળાએ જતાં નિયમિત પૈસા માગે, તે માબાપ ન આપે તો ગમે ત્યારે ગમે તે સ્નેહી પાસેથી માગે. કે ગમે ત્યાંથી ચોરીને લાવે. અથવા તો પોતાની ઇચ્છાને પૂર્ણ કરવા તેને બીજા રસ્તા શોધવા પડે. કુટેવોનાં દર્દોથી બાળક ઘેરાઇ ન જાય. શારીરિક તંદુરસ્તી જળવાઇ રહે. આગળ વર્ણવી ગયા તે રીતે બીજી ફરીયાદો, દાતણ ન કરવું, ચા, દૂધ ન પીવાં, શરીરની ચોખ્ખાઇ ન રાખવી, જમતી વખતે રડવું, શાળાએ જતાં નિયત પૈસા માગવા, આપવામાં ન આવે તો ગમે તેની પાસેથી માગવા, ચોરી કરવી, એવી કેટલીક કુટેવોમાંથી બાળકને જરૂર બચાવી શકાય. તેમાં ખાસ કરીને શાળા પોતાના મકાનની નજીક હોવા છતાં પણ પૈસાની લાલચ આપી બાળકને શાળાએ મોકલવાની અથવા સ્વેચ્છાએ નિયમિત શાળાએ જતાં પૈસા આપવાની માબાપની ટેવ પણ બાળકની આવી ફરિયાદોનું કારણ બને છે. તેથી તે જાતના સંસ્કાર દૃઢ બને છે. અને બીજી ફરિયાદોનું કારણ બને છે.

## દીપકભાઇનો પ્રયોગ–

મારી શાળામાં નવા આવતા અને બાળવર્ગમાં અભ્યાસ કરતા દીપકભાઇને બરફનો ગોળો ખાવાની ટેવ હતી. તે ટેવ જતાં બીજી ફરિયાદો, કેવી રીતે દૂર થઇ તે વાચકવર્ગની જાણ માટે લખું છું. દીપકભાઈની ઉમર લગભગ ૭ વર્ષની હશે. શાળામાં નવા આવેલા, ઘર પણ શાળાની નજીકજ એટલે બપોરે રામો ચા નાસ્તો પણ લાવે. પોતે પણ ઘેરથી કજિયા કરી પૈસા લાવે. અને શિયાળાના દિવસો હોવા છતાં રોજ બપોરે બરફનો ગોળો ખાય. શરદીનુ તેને કાયમનું દરદ હોવા છતાં પણ બરફનો ગોળો એક દિવસ ખાધા વગર ન ચાલે. ઘેરથી શાળાએ આવતાં પૈસા માગવાની મેં મનાઇ કરી અને રોજ જેટલા જોઇએ તેટલા પૈસા મારી પાસે માગજો તેમ કહ્યું, પણ બીજા શિક્ષકોની હાજરીમાં મારી પાસે પૈસા માંગવાની શરમ આવે, એટલે પૈસા માગવાની હિંમત ન થાય. ઘેર પણ મારી પાસે તેમજ માબાપ, પાસે પણ પૈસા શી રીતે માગી શકાય? કેમકે મેં તેને રોજ જોઇએ તેટલા પૈસા શાળામાં માગવા કહ્યું હતું. હવે દીપકભાઇની બુદ્ધિએ પૈસા મેળવવા નવો માર્ગ ગ્રહણ કર્યો. દીપકભાઇના બાપાની પેઢી પણ શાળાની સામેજ એટલે બપોરની છૂટીમાં હવે રોજ તે ભાઈ પેઢીમાં જતા થયા અને પેઢીના નોકર વર્ગ પાસેથી તેમજ પેઢી નીચે વખારમાં ગુંદર સાફ કરતી બાઇઓ પાસેથી પૈસા માગી બરફ ખાતા થયા. અને એ રીતે પછી ગમે તેની પાસેથી પૈસા માગી ગમે તે વસ્તુ ખાવા લાગ્યા. નબળાઇને લીધે બપોરના પેઢીમાં ઊંઘી જાય. અભ્યાસમાં ચિત્ત લાગે નહિ. ખાંસી અને શરદી કાયમી દરદ થયાં.

તેના બાપાએ પેઢીના તેમજ બધા લાગતાવળગતા માણસોને પૈસા ન આપવાની ભલામણ કરી. હવે દીપકભાઈની મૂંઝવણ વધી. ઘેરથી તેમજ રસ્તામાં ઓળખીતા ગમે તે માણસ પાસેથી માગીને લાચારીથી તેમજ રડીને પૈસા લેવા માંડ્યા. એક દિવસ તો શાળાના હેડમાસ્તર પાસેથી પૈસા માગીને બરફ ખાધો. તે મેં જાતે જોયું.

હવે દીપકભાઇની માગણવૃત્તિ પરાકાષ્ઠાએ પહોંચી. હું બધું જોયા કરતો અને વિચારતો કે શું કરવું? તેના પિતાશ્રી પણ કંટાળી ગયા. મને મળ્યા અને જણાવ્યું કે હવે તેને હાલ તુરત શાળા તો છોડાવવી પડશે. મેં તેમને ધીરજ આપી કહ્યું, કે તેને અભ્યાસમાં

મયાન-

* * * ાં તમને

તો. ભલે

શ્રીકૃષ્ણે પોતાનું સમસ્ત જીવન સત્ય ન ખાવાની
ઉપાસનામાં, અધમોના ઉદ્ધાર કાજે ગાળ્યું માગે તે વસ્તુ
એના જીવનનો વિકાસ થતો આપણે જે તેવી શરત કરી.
વનમાં ગોપીઓના હૃદયને હરી લે ાકો સાથે વર્ગમાંજ
તરીકે, દ્વારિકાના પ્રજાવત્સલ દિવસ શાળા નીચે ન ઉત-
વિષ્ટિકાર તરીકે, અર્જુનના પણ પાસે પૈસા ન માગવા.
તરીકે. શ્રીમદ્ ભગવદ્‌ગીતાના રી. એ રીતે કંઇક નવા
એક મહાન યોગેશ્વર ઠ દસ દિવસ સુધી દીપકભાઇ
આપણે એને પિછાણી મનોને મેવો આપ્યો. પછી મેવા
પૂજીએ છીએ. વસ્તુઓ ઘેરથી મંગાવવાનું નક્કી કર્યું.

શ્રીકૃષ્ણ વગેરે અવારનવાર ઘેરથી મોકલેલી જુદી
ભગવદ્‌ગીતામાં તો થયા. મેં મેવો આપવાનું બંધ કર્યું
એની આર્ષદ્રષ્ટીમાં વર્ગમાં ઘાટીએ આપેલી વસ્તુ ખાઇને
ઈક વખત શાળા નીચે પણ જાય. જ્યારે શાળા
"જાય ત્યારે અવારનવાર સૂચના આપ્યા કરું.
રફ ખાશો નહિ." બીજી તરફ છૂપી દેખરેખ માટે
વિદ્યાર્થીઓને મોકલું, કે બરફ ખાય તો મને જણા-
વવું. મેં પણ તેવી જ રીતે દેખરેખ રાખી. પણ બરફ
ખાવાની અને પૈસા માગવાની જૂની ટેવ એટલે હજી
કોઇ કોઇ વખત પૈસા માગે અને બરફ ખાય. મને
ખબર મળે કે બરફ ખાધો છે, એટલે ફરીથી તાકીદ
કરૂં. એ રીતે એક વિદ્યાર્થી પાસેથી પૈસા લઇ છૂપી
રીતે બે હાથમાં બે બરફના ગોળા લઇ ઉજાણી કરતાં
મેં પકડી પાડયા. એ બન્ને ગોળાને તરતજ કચરા
પેટીમાં નખાવી દીધા. તે વખતે મેં જરા ધમકાવ્યા.
અને સમજણ પાડી કહ્યું. તેનું મન એમ કહેતું લાગ્યું
કે હવે બરફ ન ખવાય. મને પણ કંઇક અંશે ખાત્રી
થઇ. કે હવે બરફ ખાશે નહી. ત્યારપછી કોઇક પૈસા
આપે તો લે ખરા પણ બરફ શિવાય બીજી વસ્તુ ખાઇ
લે. તે વાત મારા ખ્યાલમાં આવી. ફરીથી સમજાવીને
કહ્યું કે કોઇ પૈસા આપે તો લેવાય જ નહી. અને
ઘેરથી આવેલી વસ્તુ સિવાય બીજી ખવાય જ નહી.
હવે કોણ પૈસા આપે છે, અને તેનો શું ઉપયોગ થાય છે,
તે તરફ મેં લક્ષ દોર્યું. તો જણાયું કે જે પૈસા કોઇ
આપે તે પૈસા ઘેર પાછા આપે અને બાની પાસે માગે
કે કાકાએ અથવા મહેતાજીએ પૈસા આપ્યા અને
મેં લીધા. તમે માસ્તરને કહેશો નહી. એક બે વખત
મેં બીજા વિદ્યાર્થીઓ મારફત પૈસા મોકલી જણાવ્યું.
તમે દીપકભાઇને આપજો. અને કહેજો કે, આ પૈસા
તમારા મોટાબાપાએ આપ્યા છે. એ રીતે મેં સામે
રહીને ભૂલ કરાવીને ખાત્રી કરી કે પૈસા લઇને શું કરે
છે પણ તે તો પાછા બાને મળે બા પાસે માફી માગે.
આ રીતે બીજી વખત મેં પૈસા મોકલ્યા. ત્યારે મારી
વાત ઉઘાડી પડી ગઇ; કે આ પૈસા માસ્તરજ મોકલે છે.
એટલે લીધા નહિ. ત્યારપછી જે કોઇ પૈસા આપે તેને
તે પૂછે, "તમને માસ્તરે પૈસા આપવાનું કહ્યું છે નહીં!
હું નહિ લઉં". એ રીતે પૈસા ન લે. મેં પણ કહ્યું કે
હવે જેની પાસેથી પૈસા લેશો તે વાતની મને ખબર
પડશે. એટલે આ વહેમથી કોઇની પાસેથી પણ પૈસા લેતા
નથી.

આ રીતે હવે દોઢ મહિના પછી તેના પિતાશ્રી
તેમજ બીજા લાગતા વળગતા તેના સુંદર માનસની
પ્રશંસા કરે છે.

## હજાર રોગનું મૂળ

હવે સૌને ખાત્રી થશે કે દીપકભાઇના હજાર
રોગનું મૂળ એક કારણ હતું. એ રોગનું મૂળ
ઘરમાં હતું. માબાપ ધનવાન એટલે ઉનાં
ળામાં શરબતો તેમજ ઠંડાં પીણાં પીએ, બરફને
અવારનવાર છૂટથી ઉપયોગ કરે. તેને લીધે બરફ
તેમજ ઠંડું ખાવાની ટેવ પડી ગયેલી. આ રીતે ખેત
શાળા કરતાં ખાસ કરીને ઘરનું વાતાવરણ ઘણા અંશે
બાળકોની કુટેવો અને તંદુરસ્તીની હાનિ માં
જવાબદાર હોય છે. માનો કે ટેવ પડી ગઇ. તે
પછી ઉપર દીપકભાઇની કુટેવ માટે જે માર્ગ લેવામ
આવ્યો તે અન્ય શિક્ષક અથવા મા બાપ લે તે
લાંબા ગાળે પણ ટેવ સુધરે ખરી. કારણ કે " કૂમળ
છોડને જેમ વાળીએ તેમ વળે". તે કહેવત મુજબ
બાળકોના મગજ પર વધારેમા વધારે નવથી દસ વર
સુધીમાં સારા કે ખરાબ જે દૃઢ સંસ્કારો પાડવામ
આવે તે જલદી ભૂંસાતા નથી. ત્યારપછી પણ કાળજી
રાખવી જરૂરી છે. કેમકે ધન કમાણા. પછી પણ તેનુ
રક્ષણ તો થવું જ. પડે છે. નહિતર તે ધન વેડફા
જાય છે. એ રીતે દરેક શિક્ષક તેમજ માબાપ
તરફથી બાળકો પર સારા સંસ્કાર પાડવામાં આવે તે
દરેક બાળક તંદુરસ્ત, આદર્શ, સંસ્કારી બનતું રહે



બાળ વિભાગ




ઘણા જૂના વખતની એક છે. એક માણસને એકવાર પૈસાદાર થવાની ઇચ્છા એણે અહીંતહીં ખૂબ ફાંફાં પણ ક્યાંય પૈસા મળે નહિ. માં જે મળે તેને પૂછે: પૈસા, ક્યાંયથી વશો ખૂબ પૈસા મળે ઉપાય દેખાડશો?" પણ કોણ બતાવે?

છેવટે એને એકવાર એક .ધ મળ્યો. એણે એને : "હો ...જરૂર બતાવું. દુનિયામાં એક સ્થળે એક એવું ઝાડ છે કે એની નીચે જો તમે બેસો તો સોનાનો વરસાદ વરસે. અને તમે આખી દુનિયામાં ...માં મોટા પૈસાદાર ...ી શકો."

પેલા માણસને એવું ...તવાની ખૂબ તમન્ના ... તો નીકળ્યો એની દુનિયાનાં ચારેય ખૂણા એ ફરી વળ્યો. ...દર વૃક્ષો એણે જોયાં. પણ ક્યાંય સોનાનો ...સાવતું ઝાડ જોવામાં આવ્યું નહિ.



છેવટે એ હિન્દુસ્તાનમાં આવ્યો. ત્યાં તેને એક સાધુ મળ્યો. એને એણે સોનાના વરસાદવાળા ઝાડ વિષે વાત કરી.

સાધુએ કહ્યું : "ઓહો! એતો અહીંજ છે. જુઓ, પેલા મંદિરની પાછળ આજે રાતે જજો. ત્યાં તમને એવું ઝાડ જો મળશે."

માણસનું હૃદય આનંદથી નાચી ઊઠ્યું. રાત પડવાની એ રાહ જોવા લાગ્યો. એને લાગ્યું કે આખરે પોતાની ઉમેદ ફળી છે. એને સોનાનો વરસાદ વરસાવતું ઝાડ મળ્યું છે. હવે એ પૈસાદાર થઈશ કરો.

રાત પડી અને એ મંદિરની પાછળ ગયો. મંદ મંદ પવન વાતો હતો. ચાંદની રાત હતી. ચાંદામાંમા વાદળાની ભૂલભૂલામણીમાં રમતા હતા. એ ઝાડનીચે આવ્યો. 'હમણાં જ સોનાનો વરસાદ વરસશે' એમ વિચાર કરતો એ થોડીક ક્ષણ ઉભો રહ્યો.

ત્યાં તો પવનનો એક સપાટો આવ્યો. અને આખુયે વાતાવરણ કોઈ અલૌકિક સુગન્ધથી ભરાઈ ગયું. ઝાડ ઉપરથી કેટલાંક સોનેરી પુસ્પો ખરી પડ્યાં. એવી તો સરસ એની સુગન્ધ હતી કે પેલો માણસ સોનાની તો વાતજ સાવ ભૂલી ગયો!

એને થયું: "આવાં સરસ સુગન્ધી સોનેરી ફૂલો હોય પછી બીજા સોનાની તો જરૂર જ શી?

અને એક ફૂલ એણે સુંઘ્યું ત્યાં આનંદથી એનું હૈયું નાચી ઊઠયું.

આ ફૂલ કયું તે તમે જાણો છો? એનું નામ ચંપો. એને કેટલાક ચંપક પણ કહે છે. ચંપાનું ઝાડ ખૂબ સુન્દર હોય છે. કેટલીક વાર એ સો ફીટ ઊંચું હોય છે. એના પાંદડાં પણ ખૂબ લાંબાં હોય છે. એનાં ફૂલો ખૂબ સુગન્ધી અને પીળાશ પડતાં ધોળાં હોય છે.

ચંપાનું ઝાડ આસામમાં, બ્રહ્મદેશમાં, પશ્ચિમ ઘાટમાં અને દક્ષિણ હિંદમાં થાય છે. ચંપાના ઝાડને ભેજી આબોહવા અને લીની જમીન જોઇએ છીએ ચંપાનું બી વવાય છે, એમાંથી ઝાડ ઊગી નીકળે છે.

ચંપાનું ફૂલ સ્ત્રીઓ શણગાર તરીકે વાપરે છે. દવા તરીકે પણ ચંપો વપરાય છે. ચંપાના ઝાડનું લાકડું સરસામાન બનાવવા માટે વાપરી શકાય છે પણ એ ઝાડને એવા ઉપયોગ માટે કાપવામાં આવતું નથી. કેમકે એ પવિત્ર ગણાય છે. અને એથીજ ચંપાનું ઝાડ ખાસ કરીને મંદિરોની આસપાસ જોવામાં આવે છે.

---

## ઊંટ

નદી અથવા દરિયાની મુસાફરી આપણે કરવી હોય તો આપણે વહાણ અથવા સ્ટીમરમાં બેસીએ છીએ એ તો તમે જાણતા હશોજ. પરંતુ તમે કોઈ દિવસ રણના વહાણ વિષે સાંભળ્યું છે? રણ તમે કોઈ દિવસ જોયું છે? રણ એટલે ખૂબ મોટો રેતાળ પાણી વગર-નો પ્રદેશ. ત્યાં કોઈ [illegible] નહિ કે [illegible] કરી શકે [illegible] એવા રણમાં જો [illegible] હોય તો ઊંટ ઉપર બેસીને સહેલાઇથી થઈ શકે.

એટલેજ ઊંટને રણનું વહાણ કહેવામાં આવે છે.

ઊંટના શરીરની રચના તમે જોશો તો તરત લાગશે કે એને જાણે કે રણમાં ફરવા હરવા માટેજ પ્રભુએ ન બનાવ્યું હોય. બળદ અને પાડાની જેમ ઊંટને શીંગડાં હોતાં નથી. એના દાંત બહુજ મજબૂત હોય છે અને એ ગમે તેવી લીલોતરી હેસલાઇથી ચાવી શકે છે. ઊંટ કંઈ કુણું કુણું ઘાસ અને લીલાંછમ કુમળાં પાંદડાં ખાતું નથી. એને તો ખાવા માટે જોઇએ ઝાળાંઝાંખરાં વાળી લીલોતરી.

ગીમડો એને સૌથી વધારે ભાવે છે. ઊંટની આંખો પહોળી અને આગળ પડતી હોય છે. એટલે એ રણમાં દૂર દૂર સુધી જોઇ શકે છે. ઊંટની ભમ્મરો આંખ ઉપર ઢળતી હોય છે. એટલે એ ઊંચે જોઈ શકતું નથી. પરંતુ એવી એને રણમાં ધખધખતા સૂર્યનો તાપ લાગતો નથી.

બીજાં બધાં પ્રાણીઓ કરતાં ઊંટ વધારે લાંબા વખત સુધી તરસ સહન કરી શકે છે. ચાર-પાંચ દિવસ સુધી ચાલે એટલું પાણી તો એની ડોકની નીચેના ઘડામાંજ હોય છે એમ કહેવાય છે. કેટલીકવાર રણની લાંબી મુસાફરી દરમિયાન મુસાફરને ક્યાંય પાણી મળતું નથી અને તરસથી એનો જીવ કંઠે આવી જાય છે ત્યારે ઊંટને મારીને આ પાણી એને પીવું પડે છે. ઘોડાના પગના ડાબડા જમીન ઉપર પડે છે ત્યારે ડબડાક.. ડબડાક... અવાજ થાય છે. જ્યારે ઊંટના પગ બિલકુલ અવાજ કરતા નથી. ઊંટના પગનાં તળિયાંની રચના એવી હોય છે કે જેથી તે રેતીમાં સહેલાઈથી લાંબો વખત ચાલી શકે છે.

ઊંટની અત્યારસુધી બે જાતો જાણવામાં આવી છે. તેમાં આપણે ત્યાં તો ખાસ કરીને અરબસ્તાનનાં ઊંટો જોવામાં આવે છે.

આપણે ત્યાં એવી કહેવત છે કે ઊંટનાં તો અઢારેય અંગ વાંકાં એનું એકેય અંગ સીધું, સરખું, દેખાવડું નહિ. એથી ઊંટનો દેખાવ બહુજ કદરૂપો લાગે છે. ઘોડા જેવી છટા અને તેજી ઊંટમાં ન લાગે! તેમ છતાં આરબ લોકોને તો ઊંટ ખૂબજ વ્હાલું લાગે છે. કારણ કે એ એમને રણમાં હરવા ફરવા માટે બહુજ ઉપયોગી છે ઊંટ વગર એમનો વહેવારજ ન ચાલે.

ત્યારે ઊંટને જોઈ તમને કેવો વિચાર આવે? માત્ર એટલોજ કે પરમેશ્વરે માણસની જરૂરિયાતને ધ્યાનમાં લઈ કેવાં કેવાં વિવિધ પ્રાણીઓ બનાવ્યાં છે?

---

# અશોકની મૂંઝવણ

"બાપુજી, તમે મોટા કે અમારા હેડમાસ્તર?" સાત વરસના અશોકે એના બાપને પૂછ્યું.

એના બાપ એક મોટી હાઇસ્કુલના પ્રિન્સીપાલ હતા અને અશોક ગુજરાતી નિશાળમાં ભણતો હતો. વાર્ષિક પરીક્ષા પુરી થઇ હતી એનાં ઇનામો વ્હેંચવાનો મેળાવડો હતો. બધાં બાળકો અને એનાં માબાપો એકઠાં થયાં હતાં. મોટાં મોટાં ભાષણો થતાં હતાં. ઈનામો વ્હેંચાતાં હતાં. ચા નાસ્તા તૈયાર હતા.

નાનો અશોક મેળાવડામાં આગળની હરોળની ખુરશી ઉપર બેઠો અને નાસ્તાની રકાબીમાંથી એક કેળું કોઇને પૂછ્યા વગર ઉપાડી લીધું.

પાસે ઉભેલા હેડમાસ્તરે એને કેળું ઉપાડતાં જોયો...એટલે હૉલની બહાર કાઢી મૂકયો. અશોકને આથી ખૂબ માઠું લાગ્યું. પોતે મોટી અંગ્રેજી હાઇસ્કુલના હેડમાસ્તરનો દીકરો હોવા છતાં એને નાની ગુજરાતી નિશાળના હેડમાસ્તર કાઢી મૂકીજ કેમ શકે?

એટલે ઘેરે આવીને એણે ઉપર મુજબ પ્રશ્ન કર્યો.

નાનો અશોક બે રીતે કમનસીબ હતો. એક તો એ કે એ એનાં

# સાદું જીવન અને ઉચ્ચ આચરણ

II

દારૂબંધીના જગમશહૂર પુરસ્કર્તાઓમાં ડૉ. એસ. ૭. મુકરજી પણ એક મહત્વનું સ્થાન ધરાવે છે. એઓ આંતરરાષ્ટ્રિય ટેમ્પરન્સ સોસાયટીના એક વખતનાં ઉપપ્રમુખ હતા અને દક્ષિણ એશિયાની ટેમ્પરન્સ સોસાયટીના મંત્રી હતા. સંપૂર્ણ નિર્વ્યસન ( તમાકુ સહિત ) દ્વારા સમસ્ત એશિયાખંડના સામાજિક જીવનનો ઉત્કર્ષ સાધવા માટે આ સંસ્થા હાલ આંતર–રાષ્ટ્રિય દરજ્જે કામ કરી રહી છે. આ સંસ્થાના મત મુજબ જે કોઈ વસ્તુ માણસને 'કૈફ' ચડાવે તેના ઉપયોગનો સંપૂર્ણ ત્યાગ એટલેજ 'ટેમ્પરન્સ'.

સુરતના વિદ્યાર્થી જગતને ડૉ: મુકરજીને સાંભળવાનો અનેરો અવસર તા. ૧૭ - ૧૮ અને ૧૯મી જુને મળેલો. આંતર રાષ્ટ્રિય ટેમ્પરન્સ સંસ્થાને ખ્રિસ્તી મિશનરી સાથે સંબંધ હોઈ આ વ્યાખ્યાનો આઈ. પી. મીશન હાઈસ્કુલમાં યોજાયાં હતાં.

## બોલતા આંકડા

મુંબઇ પ્રાંતમાં જુદે જુદે સ્થળે જુન માસમાં દારૂબંધી અંગેની ૪૩૩ પ્રચારસભાઓ યોજવામાં આવી હતી. ૧૮૭ પવાડાના કાર્યક્રમોની રજૂઆત થઇ હતી. કલાપથકોએ જુદા જુદા ૭૨ કાર્યક્રમો રજૂ કર્યા હતા. પ્રચાર ગાડીઓ દ્વારા ૧૨૨ ફીલ્મો ( દારૂબંધી અંગેની તેમજ સામાજિક ) દર્શાવવામાં આવી હતી. પંદર હજાર એકસો ને દસ ભીત્તિચિત્રો વ્હેંચવામાં આવ્યાં હતા. અને ૨૩૫૭ પામ્ફલેટ્સ બ્રોડકાસ્ટ કરવામાં આવ્યાં હતા.

એકંદરે બત્રીસ લાખ અને છત્રીસ હજારની વિરાટ જનમેદનીનો સંપર્ક આ વિવિધ પ્રચાર કાર્ય દ્વારા સધાયો હતો.

## માનવ માનસની ચંચળતા

'સાદું' જીવન અને ઉચ્ચ આચરણ''– એ જીવન સિદ્ધાન્તના પ્રકાશમાં ડૉ. મુકરજીએ સરકારની દારૂબંધી અંગેની નીતિની સમીક્ષા કરેલી. વિખ્યાત રોમન શહેનશાહ માર્કસ ઓરેલીયસના સમયથી પશ્ચિમના લોકો આ જીવન સિદ્ધાન્તને પામેવા પ્રયત્ન કરી રહ્યા છે. દારૂ, તમાકુ કે એવી બીજી કોઇપણ કેફી ચીજનો પરિત્યાગ એટલેજ જીવનની જરૂરિયાતોનું સમધારણ– એમ ડૉ. મુકરજીએ શ્રોતાવર્ગને કહેલું:

"માનવમાનસ તો બહુજ ચંચળ છે. કોઇપણ આકર્ષણનો સામનો કરવાના નૈતિક બળનીજ માણસને ખૂબ જરૂર છે. મને મારી ત્રુટિઓનો ખ્યાલ છે. એથીજ અઢારમા વર્ષથી માંડીને હું પ્રભુ પાસે એવી શક્તિની પ્રાર્થના કરી રહ્યો છું કે જેથી હું દારૂના દૈત્યના પંજામાં ન સપડાઉં!"

આ છે ડૉ. મુકરજીનું આત્મનિરીક્ષણ. દુનિયાના પ્રવાસ દરમિયાન એ દારૂના આકર્ષણનો સામનો કરી શક્યા કારણ કે એમ કરવાની એમને ઐશ્વરી શક્તિ મળી.

## વર્તમાનપત્રોનો સહકાર

મુંબઈ પ્રાંતનાં વર્તમાનપત્રો સરકારની દારૂબંધીની નીતિનો એકી અવાજે પુરસ્કાર કરી રહ્યાં છે એ હકીકત દારૂબંધી અંગેના કાયદાઓને જે ઠેર ઠેર પ્રસિદ્ધિ અને અનુમતિ મળી રહી છે તે ઉપરથી ફલિત થાય છે. ગુજરાતી ભાષાનાં વર્તમાનપત્રો પણ

પશ્ચિમ-ખાનદેશ, સતારા, સોલાપુર, ધારવાર જિલ્લામાં તેમજ મુંબઈના પરાંવિભાગમાં કરવામાં આવ્યો હતો. આ પ્રચાર-ગાડીઓ દ્વારા વિવિધ કાર્યક્રમો રજૂ કરવામાં આવે છે. જુદી જુદી સામાજિક તેમજ દારૂબંધી અંગેની ફિલ્મો પણ એમાં બતાવવામાં આવે છે. આ પ્રચાર ગાડીઓ ઉપરાંત પ્રકાશન ખાતાંની મોબાઈલ પબ્લીસીટી વાન પણ સુરત, બિજાપુર, સોલાપુર, અહમદનગર, સતારા વગેરે જિલ્લાઓમાં ફરી હતી.

## આંકડાઓ કહી આપશે

જુન ૧૯૪૯ દરમિયાન પ્રાંતના ઓગણીસ જિલ્લામાં દારૂબંધીનો જે વિવિધાંગી પ્રચાર કરવામાં આવ્યો તેના આંકડા નીચે મુજબ છે:–

જુન માસ દરમિયાન ૪૩૩ પ્રચારસભાઓ કરવામાં આવી હતી; ૧૮૭ પવાડાના કાર્યક્રમો ગોઠવવામાં આવ્યા હતા. કલાપથકોએ ૭૨ કાર્યક્રમો જુદે જુદે સ્થળે રજૂ કર્યા હતા. પ્રચાર ગાડીઓ દ્વારા ૧૨૨ ફિલ્મો (દારૂબંધીની તેમજ સામાજિક) બતાવવામાં આવી હતી. ૧૫૬૬૦ ભીંતચિત્રો વહેંચવામાં આવ્યાં હતાં અને ૨૩૫૭ પામ્ફલેટ્સ બ્રોડકાસ્ટ કરવામાં આવ્યાં હતાં.

આ પ્રચારકાર્યનો લાભ એકંદરે બત્રીસ લાખ અને છત્રીસ હજાર માણસોએ લીધો હતો.

## શહેરના સમાચારો

નાર્થબ્રુક ગાર્ડન્સમાં શ્રી. ગાડગે મહારાજે એક ઘણોજ રસપ્રદ કાર્યક્રમ રજૂ કર્યો હતો. આશરે દસ હજારની મેદની એમને સાંભળવા એકત્રિત થઈ હતી. દારૂથી થતાં નુકશાનોનો એમણે દાખલા-દલીલો અને સચોટ દૃષ્ટાન્તોથી એવી હૂબહુ રીતે સમજાવ્યાં કે આખી મેદની એકચિત્તે સાંભળી રહી.

શ્રી. ગાડગે મહારાજ જે કીર્તનોનો કાર્યક્રમ હાલમાં આપી રહ્યા છે તેનું સ્થાન દારૂબંધીના પ્રચારકાર્યમાં બહુજ મહત્વનું છે. એના શ્રોતાવર્ગ આખો વિશાળ જનસમુદાય છે.

એમણે સબર્બન ડિસ્ટ્રિક્ટ કોંગ્રેસ કમિટિના દારૂબંધી-કાર્યકરોની ચેમ્બુર ખાતે મળેલી સભાનું પ્રમુખસ્થાન શ્રી. એસ. એમ. પાટીલે લીધેલું. કાર્યકરોએ જે જે મુશ્કેલીઓ સભામાં રજૂ કરેલી તેનો રદિયો તેઓશ્રીએ આપેલો. શ્રી. એસ. એમ. પાટીલે કાર્યકરોને કહેલું કે 'દારૂબંધીને સફળ બનાવવાનું કામ ઘણું અઘરૂં છે અને એને માટે સતત પ્રયત્નની જરૂર છે.

સભા આશા અને ઉત્સાહના વાતાવરણમાં વીખરાઈ હતી

મદનપુરા એક મુસ્લિમ લત્તો છે અને એમાં ખાસ કરીને સુતરાઉ કાપડની મિલો આવી છે. અત્યાર સુધી ત્યાં કોઈ જવા પ્રયત્ન કરતું નહીં, એ લત્તો દુર્ભેદ્ય ગણાતો. શહેરની દારૂબંધી સમિતિએ ત્યાં પ્રચારગાડી મારફત દારૂબંધી અંગેના કાયદાઓને વહેતા મૂક્યા. અને એમ સમજાયું કે લોકો દારૂબંધીના સંદેશાને બહુજ હૃદયપૂર્વક સ્વીકાર કરે છે.

આબકારી ખાતાના પ્રધાન શ્રી. એસ. એમ. પાટીલ તથા કમિશ્નર બંને એક્સાઈઝ સિપાઈઓના કવાર્ટર્સમાં ઉજવાયેલ સત્યનારાયણની મહાપૂજાના પ્રસંગે હાજર રહ્યા હતા. શ્રી. પાટીલે ત્યાં વ્યાખ્યાન કરતાં જણાવ્યું હતું કે દારૂબંધી વિષે અત્યારસુધીમાં ઘણું ઘણું કહેવાઈ ગયું છે. હવે તો માત્ર એ કાર્યક્રમને અમલમાં મૂકવાનો અવસર આવ્યો છે. વ્યાખ્યાનથી શ્રોતાવર્ગમાં નવો ઉત્સાહ આવ્યો હતો.

મુંબઈ શહેરની દારૂબંધી સમિતિએ "વોર્ડ સમિતિઓ" રચવાનું નક્કી કરેલ છે. તે મુજબ બી. વૉર્ડની એક સમિતિ નં.૭૫- મહમદઅલી રોડ ઉપર રચવામાં આવી છે. એના પ્રમુખ તરીકે દારૂબંધી સમિતિના એક સભ્ય શ્રી એ. એચ. મિરઝાની વરણી થઈ છે.

નાર્થબ્રુક ગાર્ડન્સના કલ્યાણકેન્દ્રને વસવાટની તંગી ઉભી થઈ છે, લગભગ એક સો જેટલા કાર્યકરો વસવાટની સગવડ માટે પ્રયત્ન કરી રહ્યા છે. એમના પ્રયત્નો સફળ થશેજ.

—✱✱✱—

# વિષય સૂચિ

[ ઑગસ્ટ ૧૯૪૮ થી જુલાઇ ૧૯૪૯ પર્યન્તના પહેલા વર્ષ દરમિયાન સંજીવનમાં પ્રગટ થયેલ લેખોની કક્કાવાર સંપૂર્ણ યાદી ]

## કાવ્યો

## મદ્યાર્ક



## વિવેચન, વિજ્ઞાન, લોક-સાહિત્ય વગેરે.



## સામાજિક ધારાઓ



## સામાજિક ઉત્સવો



## સ્ત્રી- કેળવણી

## પ્રકીર્ણ લેખો




## સંજીવન

### લવાજમના દર

| | મુંબઇ પ્રાંતમાં | મુંબઇ પ્રાંતની બહાર (હિંદમાં) | પરદેશમાં |
|---|---|---|---|
| | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા |
| વાર્ષિક ... | ૩—૦—૦ | ૪—૮—૦ | ૯—૦—૦ |
| ૭ માસિક ... | ૧—૮—૦ | ૨—૪—૦ | ......... |
| છૂટક નકલ ... | ૦—૬—૦ | ૦—૬—૦ | ૦—૧૨—૦ |

## પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

(૧) **NEW LIVES FOR OLD:**

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પુરી પાડતી આ પુસ્તિકામાં મુંબઇના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઈના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રીશ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંશયોનો રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે.

ક્રાઉન સાઈઝનાં ૧૩૧ પાનાં, દ્વિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂ. ૧-૪-૦.

(૨) **પાપનું પ્રાયશ્ચિત્ત:** લેખક: શ્રી મનુભાઈ સુખલાલ શાહ; પૃષ્ઠ સંખ્યા ૪૦; કિંમત ૦-૨-૦
ગામડામાં બહુજ ઓછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા.

(૩) **દારૂનો દવ:**
દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતાં અને દારૂડિયાનું કરુણ અધઃપતન વર્ણવતાં શ્રી ઉમાશંકર જોષી, શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં સોળ કાવ્યોનો સંગ્રહ.

(૪) **સ્વરાજ્યની સંગાથે:**
સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતાં મજૂરજીવનમાં આવેલ નવચેતનને સ્પર્શતી ત્રણ નવલિકાઓ. કિંમત ૦-૨-૦

(૫) **આંખ ઊઘડી:** (બે નવલિકાઓ) શ્રી સોપાન અને શ્રી ધનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે બોધક વાર્તાઓ, પૃષ્ઠ સંખ્યા ૨૮, કિંમત ૦-૨-૦

(૬) **માણસાઈનો વિજય:** (બે વાર્તાઓ) પૃષ્ઠ સંખ્યા ૨૪, કિંમત ૦-૨-૦
શ્રી પીતામ્બર પટેલ અને શ્રી સીતારામ શર્માની દારૂડિયાનાં હૃદયપરિવર્તન વર્ણવતી બે વાર્તાઓ

(૭) **છેલ્લી ઘડીએ:** લેખક - શ્રી ધનસુખલાલ મહેતા.
બહુજ ઓછી મહેનતે ભજવી શકાય એવી દારૂનિષેધ અંગેની એક સચોટ નાટિકા.

**તમારી નકલો વી. પી. થી મંગાવો**

**મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિ**

ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ-૧.

### વિજ્ઞપ્તિ

'સંજીવન' નું લવાજમ તેમજ પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનોની કિંમત અંગેની રકમ —મનીઓર્ડરથી કે ચેકથી—હવે પછીથી નીચેના શિરનામે રવાના કરવી:—

**મંત્રીઃ—પ્રાંતિક દારૂબંધી સમિતિ**

ઓલ્ડ- કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ ૧.

Registered No. B-5301

દારૂબંધી

વિનાશ

દારિદ્રય

દારૂનું
વ્યસન

# દારૂબંધીને સફળ કરો

પ્રાંતિક દારૂબંધી-સમિતિ, મુંબઇ



મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિનું આ મુખપત્ર લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ પ્રેસ-અંધેરીમાં
શ્રી રસિકલાલ જી. પટેલ છાપ્યું છે અને મુંબઈ સરકારના પ્રકાશન ખાતાએ પ્રસિદ્ધ કર્યું છે.

( કિંમત રૂા. ૦–૬–૦ )

## અનુક્રમણિકા



★ 'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામપુનર્ઘટના, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ અને બીજા રચનાત્મક કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને ફોટાઓ આવકારવામાં આવે છે.

★ બદલાનાં સામયિકો અને ગ્રંથાવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે.

★ **પ્રકાશન અર્થે પસંદ થયેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે.**

★ **'સંજીવન'** માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો યોગ્ય ટિકિટો બીડી હશે તોજ પાછી મોકલવામાં આવશે.

★ **'સંજીવન'**માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થતાં મન્તવ્યો સાથે મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ હરહંમેશ સંમત છે એમ માનવાનું નથી.

**ટીપ:-'સંજીવન'** ગ્રાહકોને દર માસના પહેલા અઠવાડિયામાં પહોંચતું ન થાય, તો તેઓએ ઓફિસને તા. ૧૫ મી પહેલાં જણાવવું. ત્યાર પછી કોઈપણ જાતની ફરિયાદ સાંભળવામાં આવશે નહિ.


મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ : નં. ૨૯૬, બઝાર ગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ ૧.

# સંજીવન

વર્ષ બીજું ] સપ્ટેમ્બર—૧૯૪૯ [ અંક બીજો

## અભ્યર્થના

(વસંત)

આત્માથકી મલિનતા હરવા જરૂર,
વ્હાલાંતણું વદન સોહવવા સુનૂર;
સંવાદ–સંપ–સુખ, રેલવવા સુ–પૂર,
ભાગી જવું ઉચિત મદ્યથી દૂર દૂર ...

આરોગ્ય ઉજ્જવલ સદા સદને ચહો જો
એ કિલકિલાટ શિશુનો સુણવા ચહો જો;
દુઃસંગ રંગ થકી મુક્ત થવા ખસૂસ
ભાગી જવું ઉચિત મદ્યથી દૂર દૂર ...

ચૈતન્ય, સ્ફૂર્તિ તન મેળવવાં હશે જો;
માંગલ્ય ઉન્નતિ સદા વરવાં હશે જો;
ને પામવા વિભુનું દર્શન વિશ્વ–નૂર
ભાગી જવું ઉચિત મદ્યથી દૂર દૂર ....

દીર્ઘાયુ ભોગવી ચહો જગ–સેવના જો,
ચાહો વિકાસ સહુ દિશ તણો સખે જો;
ને ઝંખના પ્રગતિ દેશતણી જ ઉર,
ભાગી જવું ઉચિત મદ્યથી દૂર દૂર ...

સૌંદર્યને લલિત રમ્ય કલા વિષે જો
કોઇ અનન્ય નવવેગ ઉરે ચહો જો,
જો વાંછના પશુ મટી બનવા જ સુર
ભાગી જવું ઉચિત મદ્યથી દૂર દૂર ...

"વિવિત્સુ"

## મદ્યાર્ક વિષે

# કેટલુંક યથાર્થદર્શન

——:[o]:——

ખાંડવાળા કોઈપણ મિશ્રણને આથો ચડવા દેવાથી જે પદાર્થ ઉત્પન્ન થાય છે તેજ મદ્યાર્ક. સૂક્ષ્મદર્શક યંત્ર વડેજ પારખી શકાય એવી પ્રક્રિયા વડે આ આથો ચડે છે અને મિશ્રણમાં બારથી તેર ટકા મદ્યાર્ક ઉત્પન્ન થતાં એ નાશ પામે છે.

પશ્ચિમમાં બીયર, એલ, પોર્ટર અને સ્ટાઉટ નામના દારૂ અને આપણે ત્યાં તાડી આ રીતથી બનાવવામાં આવે છે. ઉપર કહ્યા તે પાશ્ચાત્ય પ્રકારના દારૂમાં ચારથી આઠ ટકા મદ્યાર્ક હોય છે જ્યારે તાડીમાં આઠથી દસ ટકા મદ્યાર્ક હોય છે. ઇંગ્લેન્ડનું એક લોકપ્રિય પીણું સાઇડર સીતાફળના રસને આથો ચડાવીને બનાવવામાં આવે છે. જ્યારે પોર્ટ, શેરી અને શેમ્પેન દ્રાક્ષના રસમાંથી બનાવવામાં આવે છે. જે દારૂમાં તેરથી વધારે ટકા મદ્યાર્ક હોય છે તેમાં શુદ્ધ મદ્યાર્કની મેળવણી કરેલી હોય છે અને એ કારણેજ એની માદકતાનું પ્રમાણ વધેલું હોય છે.

મદ્યાર્કનું પચાસ ટકા જેટલું પ્રમાણ ધરાવતાં પશ્ચિમનાં સ્પીરિટ્સ ગાળવાની પદ્ધતિથી બનાવવામાં આવે છે: આથો ચડેલ દ્રાક્ષને ગાળવાથી બ્રાન્ડી બને છે. ઘઉં, બારલી, રાય, ઓટ કે આ સઘળાં અનાજના મિશ્રણના આથો ચડાવેલ લચકામાંથી વ્હીસ્કી બનાવવામાં આવે છે. શેરડીના રસને અથવા આથો ચડેલ ગોળને ગાળવાથી રમ બનાવવામાં આવે છે.

એરેક નામે ઓળખાતા દેશી દારૂમાં પાંત્રીસથી ચાલીસ ટકા મદ્યાર્ક હોય છે અને તે મહુડાંના ફૂલોમાંથી કે તાડના ગોળ અને ચોખાના આથો ચઢાવેલ મિશ્રણને ગાળીને બનાવવામાં આવે છે.

લક્ષમાં રાખવાની વસ્તુ એ છે કે આ બધાં પીણાંઓ, ભલે જુદી જુદી રીતે બનાવાતાં હોય તો પણ માદક તો છેજે. અને જેટલા પ્રમાણમાં એમાં મદ્યાર્ક હોય છે તેમજ જેટલા જથ્થામાં એ લેવામાં આવે છે તે મુજબ એનાથી કેફ ચડે છે. આ કેફી પીણાંઓ માણસનાં ધ્યાનમાં આવ્યાં કે તરત એનો ઉપયોગ શરૂ થયો. અને એનાં માઠાં પરિણામોની જાણ હોવા છતાં પણ માણસે એનો ઉપયોગ ચાલુ રાખ્યો.

### લોકમતની કેળવણી

મનુષ્યના શરીરની રચના ઉપર થતી મદ્યાર્કની અસર વિષે વૈજ્ઞાનિક સંશોધનો દ્વારા મેળવેલી માહિતી ઓગણીસમી સદીના ઉત્તરાર્ધ સુધી ઉપલબ્ધ નહોતી. આ માહિતી જ્યારે મળી અને એની હાનિકારક અસર જ્યારે વધુ સંશોધનો થતાં ખૂબ પ્રચલિત બની ત્યારેજ આ પીણાં માણ[illegible] જાત માટે ઉપયોગી હોઇ શકે કે કેમ તે વિ[illegible] જાહેર લોકમત કેળવાતો ગયો. મદ્યાર્કન[illegible] શરીરરચના ઉપર થતી અસર વિષે ખાસ અભ્યાસ જેણે કરેલ એવા એક વૈજ્ઞાનિકનાજ શબ્દોમાં કહીએ તો: "પહેલી વસ્તુ તો એ સાબિત થઇ કે મદ્યાર્ક [illegible] એક બંધાણુ થઇ જાય તેવું માદક પીણું છે અને એ[illegible] કોઈ પણ સંજોગોમાં 'સ્ટીમ્યુલન્ટ' ગણી શકાય તેમ નથી." અર્થાત્ પીણાં તરીકે મદ્યાર્ક કેટલો હાનિકારક છે [illegible] સમજી શકાય તેમ છે.

### ચાર તબક્કા

ડૉકટર સર બેન્જામીન વૉર્ડ રિચર્ડસને મદ્યાર્કથી નીપજતા કેફના ચાર તબક્કા વર્ણવ્યા છે. પહેલો તબક્કો પ્રાથમિક આવેશનો છે. ઝીણી રક્તનળીઓ ઉપર અંકુશ ધરાવતી નસોની ક્રિયાશીલતા આથી કુંઠિત થાય છે અને પરિણામે ચહેરા ઉપર સહેજ 'ઉરોજન' જેવું દેખાય છે. રક્તવાહિનીઓમાં લોહીના હલનચલનમાં ખળભળાટ થતાં હૃદયના ધબકારા જરા વધી જાય છે. જેટલા વધુ પ્રમાણમાં મદ્યાર્ક લેવાયો હોય તેટલા પ્રમાણમાં આ ધબકારા વધે છે. થોડા વખત પછી વધુ પડતા પરિશ્રમને લીધે હૃદયનું દબાણ વધી જાય છે અને એથી ગતિ ટકાવવા માટે વધારે મદ્યાર્કની જરૂર પડે છે. લોહીના વ્યવસ્થિત પરિભ્રમણમાં ખળભળાટ થવાથી જઠર, લીવર, પાંસળી, કીડની અને બીજાં અંગોમાં લોહીનો ફેલાવો જોઇએ તે કરતાં વધારે થાય છે.

કેફના બીજે તબક્કે 'સ્પીનલ કૉર્ડ' ઉપર અસર થાય છે, સ્નાયુઓ ઉપરનો અંકુશ ઘટી જાય

છે. અને ચોક્કસ યાંત્રિક કામ લગભગ અશક્ય બને છે. ત્રીજે તબક્કે જાત ઉપરનો અંકુશ કેવળ ગુમાવાય છે અને માણસમાં રહેલાં જાનવરના ભાવો બેશરમ રીતે પ્રદર્શિત થાય છે. ચોથે તબક્કે માણસ કેવળ બેભાન થાય છે અને માત્ર હૃદયજ પોતાનું કામ ચાલુ રાખે છે.

આમ આપણે જોઈ શકીએ છીએ કે આલ્કોહોલ ધીમે ધીમે માણસની શારીરિક અને બૌદ્ધિક શક્તિઓનો નાશ કરે છે અને છેવટે એને બેભાન બનાવી મૂકે છે. અહીં એનું ભયંકર કાર્ય પુરૂં થયું ગણાય.

## અનેક રોગોનું કારણ

મદ્યાર્ક એક બહુજ શક્તિશાળી ઔષધી છે–અને વૈદકીય દ્રષ્ટિએ એ બીજુ હોઈ પણ શકે નહિ– અને એથીજ કેફથી ઇતર એવી બીજી અસર પણ એ ઉપજાવી શકે છે.

મદ્યાર્ક લોહીના પરમાણુઓમાં વિસ્તરે છે અને ઘણીવાર લોહીનું દબાણ જુવાન માણસોમાં પણ વધારી દે છે. મદ્યાર્કવાળાં કેફી પીણાંઓ લેવાથી મૂત્રાશયના અનેક પ્રકારના રોગો થાય છે. શરીરનું ઝેર બહાર કાઢવામાં મદ્યાર્કને લીધે મૂત્રાશયને વધુ શ્રમ પડતો હોઇ એની શક્તિ ક્ષીણ થતી જાય છે. એક અંગ્રેજ વૈજ્ઞાનિકે કહેલ છે તે પ્રમાણે મૂત્રાશયનાં રોગોનો ૭/૮ ભાગ દારૂના વ્યસનને આધારે થાય છે. અમેરિકાના બેટલ ક્રીક સેનેટોરિયમમાં કરાએલા કેટલાક પ્રયોગો ઉપરથી ફલિત થાય છે કે મૂત્રાશયની કામ કરવાની શક્તિમાં મદ્યાર્ક વડે ૫૦ ટકાનો ઘટાડો થાય છે. એથી શરીરમાં ઝેરનો ભરાવો થાય છે. અને અનેક જાતના રોગો ફાલીફૂલી ઉઠે છે.

નિષ્ણાત ડોકટરોના કહેવા મુજબ દારૂડિયાનું હૃદય નબળું પડી ગયેલું હોય છે. કારણકે મદ્યાર્કના સેવનથી હૃદયને બમણો શ્રમ વેઠવો પડે છે એથી એને વહેલો ઘસારો લાગે છે.

કેન્સરનો રોગ અર્વાચીન દુનિયામાં ખૂબ જ ભયંકર ગણાય છે એને વિષે વૈજ્ઞાનિક સંશોધન કરતાં પ્રો. જે. બી. એસ. હાલ્ડેન લખે છે:

"કેન્સરને લીધે નીપજતાં મૃત્યુનું વધુ ભયંકર કારણ મદ્યાર્ક પણ છે. ૬૫ વર્ષ નીચેની ઉમરનાં દારૂના ધંધામાં પડેલાં માણસોનું કેન્સરને લીધે જે મૃત્યુ થાય છે એનું પ્રમાણ સરેરાશ કરતાં બમણું છે. કેન્સરના કારણોમાં પહેલું જો ગરીબાઇ ગણીએ તો બીજું અત્યંત મદ્યપાન કરવાની ટેવને પણ ગણી શકાય."

મદ્યાર્કનું સેવન ચોક્કસ રીતે આયુષ્યમાં ઘટાડો કરે છે. એજ સેવનથી ગુના કરવાની વૃત્તિ વધે છે. સાંસારિક આપત્તિઓ આવી પડે છે. અને શારીરિક માનસિક તેમજ સામાજિક એવા અનેક પ્રકારના રોગો થાય છે.

મહારાણી વિક્ટોરિયાના એક વખતના દાકતર સર એન્ડ્રયુ કલાર્ક આ સબંધી લખે છે: "હોસ્પિટલના વોર્ડોમાં હું જેમજેમ ફરતો ગયો તેમ તેમ મને લાગ્યું કે દર દસ રોગીઓમા સાત રોગીઓ તો દારૂડિયાંજ હતા. કેટલું ભયંકર પરિણામ! આ વિષે જ્યારે હું ઊંડો ને ઊંડો વિચાર કરૂં છું. ત્યારે મને ઘડીભર થઇ આવે છે કે એકવાર તો હું મારો ધંધો છોડી મારૂં સર્વત્ર ત્યાગી દઉં અને દારૂવિરોધી પવિત્ર જેહાદમાં સાથ પુરાવું! અને માનવજાતને કહું કે માનવતાના આ શત્રુથી સદાસર્વદા ચેતતા રહો!

અને જ્યારે આવા ભયંકર પદાર્થને લોકો લીધાજ કરે છે અને એ લેવામાં પોતાની નજીવી કમાણીનો ભોગ આપે છે અને બદલામાં તો માત્ર રોગગ્રસ્ત શરીર, માનસિક નબળાઈ, સાંસારિક ઉપાધિ અને નૈતિક પતન મેળવે છે ત્યારે હરકોઇ દેશભક્તે સખ્ત કાયદા વડે ફરજીયાત એને દારૂ મળતો અટકાવવો જાઈએ!

## અશક્ય સામનો

મદ્યાર્કનો કોઇ પણ સ્વરૂપમાં ઉપયોગ શરીરને હાનિકારકજ છે. મદ્યાર્ક જેવો જઠરમાં જાય છે કે તરત જઠરના રસો ઘટ્ટ થાય છે અને મદ્યાર્કની અસરથી અલિપ્ત રહેવા માટ એ મ્યુકસના થોડા પ્રમાણને બહાર ફેંકે છે. જઠરનાં શોષક તત્વો એને પહેલી તકે બહાર કાઢવા માટે પ્રવૃત્તિશીલ બને છે. એ લોહીમાં ભળતાંની સાથેજ એને કાળજામાં મોકલવામાં આવે છે.

અને કાળજાનું પણ એમાંથી બને તેટલું શોષણ કરી લેવા માટે પ્રયત્ન કરે છે. મદ્યાર્કનાં તત્વો વાળું લોહી જ્યારે હૃદય સુધી પહોંચે છે ત્યારે હૃદય વધારે જોરથી ધબકવા માંડે છે જેથી કરીને એ અસ્વચ્છતા દૂર કરનાર અવયવો તરફ બને તેટલી ઝડપથી પહોંચી જાય. આવો એક અવયવ તે ફેફસું છે. શ્વાસોચ્છવાસ દ્વારા તે ઝેરને બહાર કાઢે છે. ફેફસાના કાર્યમાં ચામડી અને કીડની બંને મદદ કરે છે એથી કરીને મદ્યાર્કનાં તત્વો પેશાબ અને પરસેવા દ્વારા બહાર નીકળી જાય છે. ખરૂં પૂછો તો શરીરમાં મદ્યાર્ક પ્રવેશ્યા પછી દરેકે દરેક અવયવ એને બહાર કાઢવા માટે જ પ્રયત્ન કરે છે.

આ કામ કરતા પાચ્છળ મલિનતા દૂર કરનારે અવયવોને વધારે શ્રમ પડે છે. અને એથીજ એની શકિત ક્ષીણ થઇ જાય છે. દહાડે દહાડે શરીરમાં ઝેર વધુને વધુ એકઠું થાય છે અને એને પરિણામે રોગોનો સામનો કરવાની શકિત ઘટી જાય છે.

મદ્યાર્ક લોહીની એકેએક નસોમાં પ્રવેશ કરે છે અને બીજે તબક્કે એ મુખ્ય રકતવાહિની દ્વારા કાળજામાં જાય છે ત્યાં એનું લોહીની સાથે મિશ્રણ થતાં એ નસોમાં ભરાઇ જાય છે અને એથી એ વહેલી ક્ષીણ થાય છે. શરીરમાંથી ઝેરને બહાર કાઢવાની પ્રવૃત્તિ ચોવીસે કલાક ચાલતીજ હોય છે મદ્યાર્ક એમાં ખલેલ પહોંચાડે છે અને એથી નુકશાન થાય છે.

લોહીમાં કેટલાંક ધોળાં પરમાણુઓ હોય છે. રોગના કોઇપણ જંતુ અથવા તો કોઇપણ પ્રકારનું ઝેર લોહીમાં પ્રવેશવા પામે તો એને આ ધોળાં પરમાણુઓ નષ્ટ કરે છે. મદ્યાર્ક આ ધોળાં પરમાણુઓની શકિતને રૂંધે છે અને એથી એ રોગના જંતુઓને નષ્ટ કરી શકતાં નથી. આ સંજોગોમાં રોગના જંતુઓ શરીરના કોઇપણ ભાગમાં અને ખાસ કરીને નબળા ભાગમાં જ્યાં ત્યાં અથડાય છે અને એની કાર્યશકિતને હાનિ પહોંચાડે છે. રોગનો સામનો કરવાની લોહીનાં આ પરમાણુઓની શકિતને મદ્યાર્ક કુંઠિત કરે છે એ બાબતમાં કેટલાએક વૈજ્ઞાનિકોએ સંશોધન કર્યાં છે અને ચોકકસ પુરાવાઓ આપ્યા છે.

રોગોનો સામનો કરવાની શકિતના અભાવને લીધે દારૂડિયો બહુજ જલદીથી એવા રોગોનો ભોગ બની જાય છે. ક્લેસગોના જાણીતા ડોકટર મી. એન્ડરસન આ સંબંધી કહે છે "ઘણુંજ પ્રાણઘાતક કોલેરાના આગળ પડતાં કારણરૂપ મદ્યાર્કવાળાં પીણાં હોય છે એમ મારા જોવામાં આવ્યું છે. ૧૮૩૨ માં વોરસોમાં કોલેરાના ભયંકર રોગથી મૃત્યુ પામેલ માણસોમાં લગભગ ૪૦ ટકા જેટલા તો દારૂના વ્યસનીઓ હતા.

બ્રિટિશ સિપાઇઓને જ્યારે ગરમ દેશોમાં નોકરી અંગે મોકલવામાં આવતાં ત્યારે તેઓ જેટલે દરજ્જે મદ્યાર્કથી મુકત રહેતા તેટલે દરજ્જે તેઓ રોગને સામનો કરી શકતા. એ વસ્તુસ્થિતિ ઉપરથી આપણને ખ્યાલ આવશે કે જે દારૂડિયો દારૂનું સેવન ચાલુજ રાખે તે એની સહનશકિત એકદમ તુટી પડે છે.

મદ્રાસના લશ્કરી થાણાની યુરોપીઅન ટુકડીઓની માંદગી અંગેનો ૧૮૪૯ માં આવેલો એક અહેવાલ જણાવે છે તેમ સદરહુ ટુકડીમાં સિપાઇઓના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા હતા. એક સંપૂર્ણ નિર્વ્યસની બીજો મધ્યમસર મદ્યપાન કરનાર અને ત્રીજો અઠંગ દારૂડિયાઓનો. આ સૌને વેઠવી પડતી માંદગીની તારવણી કરતાં જણાયું હતું કે નિર્વ્યસનીઓ જ્યારે સાઠ માંદા પડતા ત્યારે અર્ધ વ્યસનીઓ બાસઠ માંદા પડતાં અને અઠંગ દારૂડિયાઓ સો માંદા પડતા.

સરજનોનો મોટાં શહેરોની હોસ્પિટલોનો પણ આજ જાતનો અનુભવ છે. બહુજ સહેલું ઓપરેશન જે નિર્વ્યસની ઉપર ઘણીજ સહેલાઇથી થઇ શકે તે અઠંગ દારૂડિયા ઉપર કરવાં જતાં પ્રાણઘાતક નીવડ્યું હોવાનો તેઓનો અનુભવ છે.

## ભાવિ પ્રજાને વારસો

પોતાની ખૂરી આદત માટે માત્ર દારૂડીઓ પોતેજ સહન કરે છે એવું નથી. ઘણા કિસ્સાઓમાં વધારેમાં વધારે નુકસાન દારૂડીઆને પોતાને થતું પણ નથી હોતું. કેટલાએ મધ્યમસર મદ્યપાન કરનાર લોકો અને અઠંગ દારૂડિયાઓ પણ કુદરતના કાનુનની વિરૂદ્ધ પણ સિત્તેર સિત્તેર વર્ષનું લાંબુ આયુષ્ય ભોગવી જાય છે. તેમ છતાં પણ દારૂડિયો ભલે પોતાનાં પાપનાં પરિણામોમાંથી છટકી જતો પણ એનાં બાળકો છટકી શકતાં નથી.

સર જ્યોર્જ ન્યુમેને કહ્યું છે તેમ વિકૃત પ્રજોત્પત્તિનાં ચાર કારણોમાં મુખ્ય કારણ માબાપનું દારૂનું વ્યસન પણ ગણાય. એજ ડાકટરે સંશોધન કર્યું છે તેમ શારીરિક અને માનસિક ખોડને લીધે આશરે દસ લાખ જેટલાં આવાં બાળકો વિદ્યાભ્યાસનો યોગ્ય લાભ લઈ શકતાં નથી. આજ વિષય ઉપર સંશોધન કરતાં ડૉક્ટર જી. સીમ્સ વુડહેડ લખે છે: "દારૂડિયા માબાપોનાં બાળકોમાં માનસિક શકિતનો વણોજ અભાવ હોય છે અને એમની શારીરિક તાકાત અત્યંત કમતી હોય છે. તેમજ એમનામાં કેટલીક ગંભીર પ્રકારની ખામીઓ હોય છે એમ સાબીત કરવા માટે પુષ્કળ પ્રમાણમાં પુરાવો મળી રહે છે."

Life Shortening Habit નામના પોતાના પુસ્તકમાં ડૉકટર આરનોલ્ડ લોરેન કહે છે કે મનુષ્યનું અસ્તિત્વ ભવિષ્યમાં ટકાવી શકે એવા જીવાણુઓનો મદ્યાર્ક સદંતર નાશ કરે છે આગળ ચાલતાં એજ પુસ્તકમાં એજ વિદ્વાન લખે છે:-

"દારૂડિયા માબાપોનાં બાળકોનો વિકાસ બરાબર થતો નથી. જુદા જુદા રોગોનો સામનો કરવાની એમનામાં ઘણી ઓછી શકિત હોય છે. અને કેટલીક વાર ક્ષયનો રોગ એમને ઘણીજ સહેલાઈથી અસર કરે છે."

"મદ્યાર્ક વડે ઉત્પન્ન થયેલી કુરી અવસ્થા દરમ્યાન આવેલાં બાળકોમાં એક પ્રકારની ખાસ નબળાઈ દેખા દે છે. અને એનાં ગાત્રો ખૂબજ ઢીલાં હોય છે. આગળ જતાં આ બાળકો હિસ્ટીરિયા અને નોરેસ્થેનિક જેવાં અનેક દર્દોના ભોગ થઈ પડે છે."

કેટલીક સ્ત્રીઓને બાળઉછેર માટે ઘણોજ શોખ હોય છે પરંતુ તે બરાબર કરી શકતી નથી. આ શકિત વારસામાં ઉતરી હોય છે. જે માતા બાળકોનો ઉછેર બરાબર કરી શકતી નથી. તેની દીકરી પણ એ કામ માટે અશકત નીવડે છે. જે કિસ્સામાં માતા બાળઉછેર માટે શકિતમાન હોય છે પરંતુ દીકરી અશકત હોય છે એવા દાખલાઓમાં પ્રોફેસર લંગેને સંશોધન કરતાં જણાયું છે કે એવી પુત્રીઓના પિતાઓમાં ૧૮ ટકા જેટલાં અઠંગ દારૂડિયાઓ હતા. પોતાનાં સંશોધન ઉપરથી લંગેએ પ્રોફેસરે નીચે પ્રમાણે તારવણી કરી.

"દારૂડિયાની દીકરી પોતાનાં બાળકોનો ઉછેર કરવા માટે ભાગ્યેજ શકિતમાન હોય છે. એક નિયમ તરીકે જો બાપ દારૂડિયો હોય તો એની દીકરી એના બાળકોને ધવરાવવા માટે અશકત નીવડે છે. અને બાળઉછેરની થોડી ઘણી રહેલી શકિત પણ ત્યાર પછીની પેઢીઓમાં સંપૂર્ણ રીતે નાશ પામે છે. આ એક એની મેળે ઉપસ્થિત થયેલી પરિસ્થિતિ નથી આની સાથે અધઃપતનના બીજાં ચિન્હો પણ દેખાવ દે છે રોગોનો સામાનો કરવાની શકિત ઘટી જાય છે. દાંતમાં સડો પેસે છે, જ્ઞાનતંતુઓ નબળા પડી જાય છે અને કેટલીક વાર ક્ષય પણ લાગુ પડી જાય છે આથી કરીને ઉછરતી પેઢીને પોષણ ઓછું મળે છે અને અનેક આધિવ્યાધિઓ પછી કાલાન્તરે આખી પેઢીનો નાશ થાય છે."

દારૂડિયો પોતાના બાળકોમાં દારૂનું વ્યસન કઈ રીતે ફેલાવે છે એ સંબંધે ડૉકટર જે એચ. કેલોગ લખે છે.

"ઘણાખરા કિસાઓમાં અઠંગ દારૂડિયાઓએ પોતાનું વ્યસન વારસામાં મેળવેલું હોય છે તેઓ પોતાના વ્યસન માટે જેટલા જવાબદાર છે તેથી વિશેષ જવાબદાર અને વિશેષ ગુન્હેગાર જેઓના વ્યસન એમના અંદર પેસી ગયાં છે તેઓનેજ ગણવા જોઈએ. એક દારૂડિયાનું દારૂનું વ્યસન પાંચ પાંચ પેઢી સુધી પણ વિસ્તર્યું હોય એવા દાખલાઓ મળી આવે છે."

"મદ્યપાનની ટેવ લોકોમાં વધી રહી હોય તો એનું વધુમાં વધુ સબળ કારણ આજ હોઈ શકે; દારૂડિયાનો પુત્રો દારૂડિયા બને છે અને પોતાની ટેવ પોતાના સંતાનોને વારસામાં આપે છે. આમ વિનાશની પરંપરા અખંડ રીતે ચાલ્યેજ જાય છે.

## ચિત્રકારનું આત્મનિરીક્ષણ

રીલમે એક જાણીતો ચિત્રકાર હતો. ૩૯ વર્ષની જુવાન ઉમરે ક્ષય અને કાળજાના રોગથી એનું મૃત્યુ થયેલું. આ ચિત્રકારના જીવનની અંતિમ પળોમાં એ. એસ. હારદિકે લીધેલી મુલાકાતનું ખૂબજ હૃદયદ્રાવક વર્ણન આપણને A Painter's Pilgrimage Through Fifty Years નામના પુસ્તકમાં મળે છે.

"હું ગ્લાઉસેસ્ટરશાયરમાં થોડા વખતથી રહેતો હતો. ઓણે મને તેને મળવા આવવાનો [illegible]

અને કાળજું પણ એમાંથી બને તેટલું શોષણ કરી લેવા માટે પ્રયત્ન કરે છે. મદ્યાર્કનાં તત્વો વાળુ લોહી જ્યારે હૃદય સુધી પહોંચે છે ત્યારે હૃદય વધારે જોરથી ધબકવા માંડે છે જેથી કરીને એ અસ્વચ્છતા દૂર કરનાર અવયવો તરફ બને તેટલી ઝડપથી પહોંચી જાય. આવો એક અવયવ તે ફેફસું છે. શ્વાસોચ્છ્વાસ દ્વારા તે ઝેરને બહાર કાઢે છે. ફેફસાના કાર્યમાં ચામડી અને કીડની બંને મદદ કરે છે એથી કરીને મદ્યાર્કનાં તત્વો પેશાબ અને પરસેવા દ્વારા બહાર નીકળી જાય છે. ખરું પૂછો તો શરીરમાં મદ્યાર્ક પ્રવેશ્યા પછી દરેકે દરેક અવયવ એને બહાર કાઢવા માટે જ પ્રયત્ન કરે છે.

આ કામ કરવા પાછળ મલિનતા દૂર કરનાર અવયવોને વધારે શ્રમ પડે છે. અને એથીજ એની શકિત ક્ષીણ થઇ જાય છે. દહાડે દહાડે શરીરમાં ઝેર વધુને વધુ એકઠું થાય છે અને એને પરિણામે રોગોનો સામનો કરવાની શકિત ઘટી જાય છે.

મદ્યાર્ક લોહીની એકેએક નસોમાં પ્રવેશ કરે છે અને બીજે તબક્કે એ મુખ્ય રકતવાહિની દ્વારા કાળજામાં જાય છે ત્યાં એનું લોહીની સાથે મિશ્રણ થતાં એ નસોમાં ભરાય જાય છે અને એથી એ વહુલી ક્ષીણ થાય છે. શરીરમાંથી ઝેરને બહાર કાઢવાની પ્રવૃત્તિ ચોવીસે કલાક ચાલતીજ હોય છે મદ્યાર્ક એમાં ખલેલ પહોંચાડે છે અને એથી નુકશાન થાય છે.

લોહીમાં કેટલાંક ધોળાં પરમાણુઓ હોય છે. રોગના કોઇપણ જંતુ અથવા તો કોઇપણ પ્રકારનું ઝેર લોહીમાં પ્રવેશવા પામે તો એને આ ધોળાં પરમાણુઓ નષ્ટ કરે છે. મદ્યાર્ક આ ધોળાં પરમાણુઓની શકિતને રૂંધે છે અને એથી એ રોગના જંતુઓને નષ્ટ કરી શકતાં નથી. આ સંજોગોમાં રોગના જંતુઓ, શરીરના કોઇપણ ભાગમાં અને ખાસ કરીને નબળા ભાગમાં જ્યાં ત્યાં અથડાય છે અને એની કાર્યશકિતને હાનિ પહોંચાડે છે. રોગનો સામનો કરવાની લોહીનાં આ પરમાણુઓની શકિતને મદ્યાર્ક કુંઠિત કરે છે એ બાબતમાં કેટલાએક વૈજ્ઞાનિકોએ સંશોધન કર્યાં છે અને ચોકકસ પુરાવાઓ આપ્યા છે.

રોગોનો સામનો કરવાની શકિતના અભાવને લીધે દારૂડિયો બહુજ જલ્દીથી એવા રોગોનો ભોગ બની જાય છે. ગ્લેસગોના જાણીતા ડોકટર મી. એન્ડરસન આ સંબંધી કહે છે "ઘણુજ પ્રાણઘાતક કોલેરાના આગળ પડતાં કારણરૂપ મદ્યાર્કવાળાં પીણાં હોય છે એમ માલ જોવામાં આવ્યું છે. ૧૮૩૨ માં પેરીસમાં કોલેરાના ભયંકર રોગથી મૃત્યુ પામેલ માણસોમાં લગભગ ૪૦ ટકા જેટલા તો દારૂના વ્યસનીઓ હતા.

બ્રિટિશ સિપાઇઓને જ્યારે ગરમ દેશોમાં નોકરી અંગે મોકલવામાં આવતા ત્યારે તેઓ જેટલે દરજ્જે મદ્યાર્કથી મુકત રહેતા તેટલે દરજ્જે તેઓ રોગનો સામનો કરી શકતા. એ વસ્તુસ્થિતિ ઉપરથી આપણને ખ્યાલ આવશે કે જો દારૂડિયો દારૂનું સેવન ચાલુજ રાખે તે એની સહનશકિત એકદમ તૂટી પડે છે.

મદ્રાસના લશ્કરી થાણાની યુરોપીયન ટુકડીઓની માંદગી અંગેનો ૧૮૪૯ માં આવેલો એક અહેવાલ જણાવે છે તેમ સદરહુ ટુકડીમાં સિપાઇઓના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા હતા. એક સંપૂર્ણ નિર્વ્યસની બીજે મધ્યમસર મદ્યપાન કરનાર અને ત્રીજો અઠંગ દારૂડિયાઓનો. આ સૌને વેઠવી પડતી માંદગીની તારવણું કરતાં જણાયું હતું કે નિર્વ્યસનીઓ જ્યારે સાઠ માંદા પડતા ત્યારે અર્ધ વ્યસનીઓ છાસઠ માંદા પડતા અને અઠંગ દારૂડિયાઓ સો માંદા પડતા.

સરજનોનો મોટાં શહેરોની હોસ્પિટલોનો પણ આજ જાતનો અનુભવ છે. બહુજ સહેલું ઓપરેશન જે નિર્વ્યસની ઉપર ઘણુંજ સહેલાઇથી થઇ શકે તે અઠંગ દારૂડિયા ઉપર કરવાં જતાં પ્રાણઘાતક નીવડ્યું હોવાનો તેઓનો અનુભવ છે.

## ભાવિ પ્રજાને વારસો

પોતાની બૂરી આદત માટે માત્ર દારૂડીઓ પોતેજ સહન કરે છે એવું નથી. ઘણા કિસ્સાઓમાં વધારેમાં વધારે નુકસાન દારૂડીઆને પોતાને થતું પણ નથી હોતું. કેટલાએ મધ્યમસર મદ્યપાન કરનાર લોકો અને અઠંગ દારૂડિયાઓ પણ કુદરતના કાનુનની વિરૂદ્ધ પણ સિત્તેર સિત્તેર વર્ષનું લાંબુ આયુષ્ય ભોગવી જાય છે. તેમ છતાં પણ દારૂડિયો ભલે પોતાનાં પાપનાં પરિણામોમાંથી છટકી જતો પણ એનાં બાળકો છટકી શકતાં નથી.

સર જ્યોર્જ ન્યુમેને કહ્યું છે. તેમ વિકૃત પ્રજોત્પત્તિનાં ચાર કારણોમાં મુખ્ય કારણ માબાપનું દારૂનું વ્યસન પણ ગણાય. એજ ડોક્ટરે સંશોધન કર્યું છે તેમ શારીરિક અને માનસિક ખોડને લીધે આશરે દસ લાખ જેટલાં આવાં બાળકો વિદ્યાભ્યાસનો યોગ્ય લાભ લઇ શકતાં નથી. આજ વિષય ઉપર સંશોધન કરતાં ડૉક્ટર જી. સીમ્સ વુડહેડ લખે છે: "દારૂડિયા માબાપોનાં બાળકોમાં માનસિક શકિતનો ઘણોજ અભાવ હોય છે અને એમની શારીરિક તાકાત અત્યંત કમતી હોય છે. તેમજ એમનામાં કેટલીક ગંભીર પ્રકારની ખામીઓ હોય છે એમ સાબીત કરવા માટે પુષ્કળ પ્રમાણમાં પુરાવો મળી રહે છે."

Life Shortening Habit નામના પોતાના પુસ્તકમાં ડૉકટર આરનોલ્ડ લોરેન કહે છે કે મનુષ્યનું અસ્તિત્વ ભવિષ્યમાં ટકાવી શકે એવા જીવાણુઓનો મદ્યાર્ક સદંતર નાશ કરે છે આગળ ચાલતાં એજ પુસ્તકમાં એજ વિદ્વાન લખે છે:–

"દારૂડિયા માબાપોનાં બાળકોનો વિકાસ બરાબર થતો નથી. જુદા જુદા રોગોનો સામનો કરવાની એમનામાં ઘણી ઓછી શકિત હોય છે. અને કેટલીક વાર ક્ષયનો રોગ એમને ઘણીજ સહેલાઇથી અસર કરે છે."

"મદ્યાર્ક વડે ઉત્પન્ન થયેલી કેફી અવસ્થા દરમ્યાન આવેલાં બાળકોમાં એક પ્રકારની ખાસ નબળાઇ દેખા દે છે. અને એનાં ગાત્રો ખૂબજ ઢીલાં હોય છે. આગળ જતાં આ બાળકો હિસ્ટીરિયા અને ન્યુરેસ્થેનિક જેવાં અનેક દર્દોનાં ભોગ થઇ પડે છે."

કેટલીક સ્ત્રીઓને બાળઉછેર માટે ઘણોજ શોખ હોય છે પરંતુ તે બરાબર કરી શકતી નથી. આ શકિત વારસામાં ઉતરી હોય છે. જે માતા બાળકોનો ઉછેર બરાબર કરી શકતી નથી. તેની દીકરી પણ એ કામ માટે અશકત નીવડે છે. જે કિસ્સામાં માતા બાળઉછેર માટે શકિતમાન હોય છે પરંતુ દીકરી અશકત હોય છે એના સંજોગોમાં પ્રોફેસર લર્ગને સંશોધન કરતાં જણાયું છે કે એવી પુત્રીઓના પિતાઓમાં ૧૮ ટકા જેટલાં અઠંગ દારૂડિયાઓ હતા. પોતાનાં સંશોધન ઉપરથી લર્ગએ પ્રોફેસરે નીચે પ્રમાણે તારવણી કરી:

"દારૂડિયાની દીકરી પોતાનાં બાળકોનો ઉછેર કરવા માટે ભાગ્યેજ શકિતમાન હોય છે. એક નિયમ તરીકે જો બાપ દારૂડિયો હોય. તો એની દીકરી એના બાળકોને ધવરાવવા માટે અશકત નીવડે છે. અને બાળઉછેરની થોડી ઘણી રહેલી શકિત પણ ત્યાર પછીની પેઢીઓમાં સંપૂર્ણ રીતે નાશ પામે છે. આ એક એની મેળે ઉપસ્થિત થયેલી પરિસ્થિતિ નથી આની સાથે અધઃપતનના બીજાં ચિન્હો પણ દેખા દે છે રોગોનો સામનો કરવાની શકિત ઘટી જાય છે. દાંતમાં સડો પેસે છે, જ્ઞાનતંતુઓ નબળા પડી જાય છે અને કેટલીક વાર ક્ષય પણ લાગુ પડી જાય છે આથી કરીને ઉછરતી પેઢીને પોષણ ઓછું મળે છે અને અનેક આધિવ્યાધિઓ પછી કાલાન્તરે આખી પેઢીનો નાશ થાય છે."

દારૂડિયો પોતાના બાળકોમાં દારૂનું વ્યસન કઇ રીતે ફેલાવે છે એ સંબંધે ડાકટર જે. એચ. કેલૉગ લખે છે.

"ઘણાખરા કિસ્સાઓમાં અઠંગ દારૂડિયાઓએ પોતાનું વ્યસન વારસામાં મેળવેલું હોય છે તેઓ પોતાના વ્યસન માટે જેટલા જવાબદાર છે તેથી વિશેષ જવાબદાર અને વિશેષ ગુન્હેગાર જેઓના વ્યસન એમની અંદર પેસી ગયાં છે તેઓનેજ ગણવા જોઇએ. એક દારૂડિયાનું દારૂનું વ્યસન પાંચ પાંચ પેઢી સુધી પણ વિસ્તર્યું હોય એવા દાખલાઓ મળી આવે છે."

"મદ્યપાનની ટેવ લોકોમાં વધી રહી હોય તો એનું વધુમાં વધુ સબળ કારણ આજ હોઇ શકે; દારૂડિયાના પુત્રો દારૂડિયા બને છે અને પોતાની ટેવ પોતાના સંતાનોને વારસામાં આપે છે. આમ વિનાશની પરંપરા અખંડ રીતે ચાલ્યેજ જાય છે.

## ચિત્રકારનું આત્મનિરીક્ષણ

રીલમે એક જાણીતો ચિત્રકાર હતો. ૩૯ વર્ષની જુવાન ઉમરે ક્ષય અને કાળજાના રોગથી એનું મૃત્યુ થયેલું. આ ચિત્રકારના જીવનની અંતિમ પળોમાં એ. એસ. હાર્ટ્રિકે લીધેલી મુલાકાતનું ખૂબજ્માં હૃદયદ્રાવક વર્ણન આપેલું A Painter's Pilgrimage Through Fifty Years નામના પુસ્તકમાં મળે છે

"હું ગ્લાઉસેસ્ટરશાયરમાં થોડા વખતથી રહેતો હતો. એણે મને તેને મળવા આવવાનું કહ્યું અને હું એને

મળવા જઈ શકયો. એ પોતાના જીવનની અંતિમ પળો વિતાવતો હતો. અને એક સોફા ઉપર પડયો હતો. એક કરૂણ હાસ્ય કરતાં તેણે મને કહેલું "હાર્ટ્રિક, મારો બાપ દારૂડિયો હતો અને હું પણ દારૂડિયો જન્મ્યું."

શીલમે જેવો પ્રતિભાશાળી યુવાન તો માત્ર અપવાદરૂપ જ ગણાય કારણ કે મોટા ભાગના દારૂડિયાઓના બાળકોમાં સામાન્ય બૌદ્ધિક અને શારિરીક શક્તિઓનો અભાવ હોય છે. ન્યુયોર્કના એક વિખ્યાત ડોકટર બીલર્ડ પારકરે કહ્યું છે "જે દારૂડિયાને વારસામાં દારૂનું વ્યસન મળ્યું હોય છે તેની સ્થિતિ વારસો આપનાર કરતાં ઘણીજ વધારે વિષમ હોય છે અને એને પોતાને જે બાળકો થાય છે તેની સ્થિતિ એથીયે વધારે કફોડી હોય છે સિવાય કે આવાં બાળકોને માતા તરફથી કંઈક નિર્વ્યસનના પરિણામરૂપ કૌવત મળે. વળી દારૂડિયો વારસામાં માત્ર દારૂની જ ટેવ આપે છે એવું નથી અને કારણે તો ગાંડપણ, ધિત્રા અને એવા બીજા કેટલાએક મગજના અને જ્ઞાનતંતુઓના રોગો થાય છે અને આ રોગો વારસાગત એક પછી એક પેઢીમાં ઉતરતા જાય છે. કેટલાક સંજોગોમાં દારૂડિયાના – વ્યસનની આવી બધીજ હાનિકારક અસર એના બાળકો ઉપર પૂરતા પ્રમાણમાં થતી નથી ત્યાં પણ જેટલી હાનિ થાય છે તેનું સ્વરૂપ ખૂબજ ગંભીર પ્રકારનું હોય છે. આ સંબંધે ડોકટર એડમન્સ લખે છે: કેટલાંક બાળકો બહુજ ચિડિયા સ્વભાવનાં હોય છે અને એમની વિચારશક્તિ કેવળ ગાંડપણ ભરેલી હોય છે. આનું કારણ એમના માબાપોનું દારૂનું વ્યસન ગણી શકાય."

આ બધી હકીકતો માત્ર પરદેશો માટેજ નહિ પણ હિંદને માટે પણ સાચી છે. જેઓએ આપણા દેશના ઔદ્યોગિક વિસ્તારો જોયા હશે તેઓને ખાત્રી થશે કે ઉછરતાં બાળકો પણ કમાણી શરૂ કરે કે તરતજ દારૂની આદતમાં સપડાય જાય છે આ વારસાગતજ ગણાય. * (ચાલુ)

* ડૉ. એચ. સી. મુકરજીના અંગ્રેજી લેખને આધારે

:[૦]:

## પ્રમુખોનું જાહેરનામું

[ ઇ. સ. ૧૮૩૩ માં ન્યુયોર્કના એડવર્ડ સી. ડેલવન વર્જીનિયામાં ભૂતપૂર્વ પ્રમુખ મેડીસન પાસે ગયેલા અને નીચેના જાહેરનામાં હેઠળ એમની સહી લીધેલી. ત્યારપછી પ્રેસીડન્ટ જોન્સન સુધીના પ્રત્યેક અનુગામી પ્રમુખની સહી મેળવવામાં ડેલવનને સફળતા મળેલી – માત્ર અપવાદ તરીકે વિલિયમ હેન્રી હેરિસન ની સહી મેળવી શકાઇ નહોતી. કારણ કે હોદ્દા ઉપર આવ્યા પછી એક માસમાંજ એમનું અવસાન થયેલું.]

**"માદક સ્પીરિટ એક પીણાં તરીકે માત્ર બિનજરૂરીજ નહીં પણ નુકશાનકારક છે અને એના ઉપયોગ સંપૂર્ણ રીતે બંધ કરવાથી જનસામાન્યની તંદુરસ્તી. ચારિત્ર્ય બળ અને સુખાકારીમાં અભિવૃદ્ધિ થાય તેમ છે એમ નિરીક્ષણ, અનુભવ અને વૈદકીય અભિપ્રાયના દાર્શનિક પુરાવાથી ફલિત થતાં, અમે અમારી દૃઢ માન્યતા પ્રદર્શિત કરીએ છીએ કે યુનાઇટેડ સ્ટેટ્સના લોકો, અને ખાસ કરીને જુવાનો, જો એનો ઉપયોગ સદંતર બંધ કરે તો તેઓને અંગત ફાયદા થશે એટલુંજ નહિ. પણ આપણા રાષ્ટ્રનું અને દુનિયાનું પણ તેઓ હિત વધારશે."**

| | | |
|---|---|---|
| ૧. જેમ્સ મેડિસન | ૫. ફ્રેન્કલીન પીઅર્સ | ૯. જેઇમ્સ કે. પોક |
| ૨. જહોન ક્વીન્સી આદમ્સ | ૬. એન્ડ્રુ જેકસન | ૧૦. જેઇમ્સ બુચેનન |
| ૩. જોન ટિલર | ૭. એમ. વાન બ્યુરેન | ૧૧. અબ્રહામ લિંકન |
| ૪. મિલર્ડ ફિલમૂર | ૮. ઝેડ. ટેલર | ૧૨. એન્ડ્રુ જહોનસન |

# હૃદય પલટો

લેખક:
શ્રી. વનસુખલાલ મહેતા

સામાજિક કાર્યની પ્રવૃત્તિને અંગે મારે અનેક ગામડાંઓમાં જવું પડતું હતું. એવા એક ગામમાં હું પહેલાં ઘણીવાર જતો પણ અચાનક મારે કાર્યનાં સ્થળ બદલવાં પડ્યાં હતાં એથી એ ગામમાં પાછો બરાબર ૭-સાત વર્ષે પગ મૂકયો હતો. હું એ કામને અંગે ત્યાંના માણસોને મળતો ગયો તેમ તેમ તેમાંનાં પાંચ-સાત માણસોએ પાવરી શેઠનું નામ લીધું અને દાનવીર, પરોપકારી, ખુદાના ખાસ બંદા વગેરેની ઉપાધિઓ તેમની આગળ મૂકી. આટલુંજ નહિ પણ બેચાર માણસોએ તો તેમને મહાત્મા પાવરીજી પણ કહી નાખેલા! મેં આ પાવરી શેઠ વિશે તપાસ કરવા માંડી તો જણાયું કે એ એક પારસી ગૃહસ્થ છે ને આધેડ વયના છે. ગામમાં ગામડીઆઓને પોષાય તેટલી રકમ લઇને તેમને આયુર્વેદિક, યુનાની તેમજ હોમિઓપેથિક દવાઓ આપે છે. બેચાર પૈસા પણ ન આપી શકે તેવાઓને તદ્દન મફત દવા પણ આપી છૂટે છે. બહુ માંદા માણસ હોય તેમને ત્યાં પણ જાય છે. ગામનાં છોકરાં-છોકરીઓને ભેગાં કરી તેમને નિયમિત પોતે અને પોતાનાં ધણીઆણી વ્યાયામ શીખવે છે. તે સિવાય બીજી રમતગમતો પણ રમાડે છે. દારૂબંધીનો ઉપદેશ આપે છે, બીડી અને તમાકુનું વ્યસન છોડવાની સલાહ આપે છે. પ્રમાણિકતા સચ્ચાઇ, પવિત્રતા વગેરેના પાઠ બધાંને આપે છે. પતિ-પત્ની અતિશય સાદાઇથી રહે છે અને નમુનેદાર જીવન ગાળે છે અને બીજાને તેમ કરવા ઉત્તેજે છે; અને તે પણ બહુ મીઠાશથી, સ્નેહથી કશી પણ જાતના દંભ વગર!

મને આ પાવરી શેઠને મળવાની ઇચ્છા થઇ આવી. તે ગામનો ચહેરો જોતાં મને એવું લાગેલું તો ખરું કે એ ગામડું તદ્દન બદલાઈ ગયું છે. પણ એવો સરસ પલટો શાથી આવેલો તે હું સમજી શકયો નહિ. એ પ્રકારનો પલટો લાવનાર માણસ વ્યક્તિત્વશાળી હોવોજ જોઇએ એમ ધારીને હું વખત કાઢીને તેમને મળવા ગયો.

તેમની નાની બંગલી, તેની આસપાસનો કમ્પાઉન્ડ અને તે કમ્પાઉન્ડમાં આવેલ નાનકડું દવાખાનું ઘણાંજ સ્વચ્છ હતાં. માણસોની અવરજવર ઘણી રહેતી, છતાં ખૂબ શાંતિ પ્રસરેલી જણાઈ.

એક છોકરા સાથે મેં મારા નામની ચીઠ્ઠી મોકલી એટલે મને પોતાની બંગલીમાં બેસવાનું કહેવડાવ્યું. હું ત્યાં જઇને એક નાના ખંડમાં બેઠો ત્યાં પા કલાક પછી એક ઉંચો, કદાવર, પ્રભાવશાળી પુરુષ દાખલ થયો. તેની રગે રગમાં તંદુરસ્તી હતી. મોંયે મોટી દાઢી હતી જેથી તે પુરુષના પ્રભાવમાં વધારો થતો હતો. મને જોઇને તેણે આછું સ્મિત કર્યું હોય તેમ મને લાગ્યું— ક્ષણભર મને એમ પણ થયું કે આ માણસ મારી સામે હસી રહ્યો છે. પણ મારી સાથે તે ગામનાં બેત્રણ માણસ હતાં એટલે હું કાંઇ બોલ્યો નહિ. થોડીકવાર આમ તેમ વાતો કરી અને હું ઉઠવા જતો હતો એટલે પેલા પાવરી શેઠે મને બહુ આગ્રહ કરીને બેસાડ્યો અને મારી સાથેનાં માણસોને કહી દીધું કે આ મંગળદાસ શેઠ મારે ત્યાં નાસ્તો લઇને પછી ઉતારે આવશે. હું અજબ તો થયો પણ પેલાં માણસો વિનયથી ચાલ્યાં ગયાં એટલે મારે માટે બીજો માર્ગ પણ નહતો.

એઓ ગયાં એટલે પાવરી શેઠે એક અટ્ટહાસ્ય કર્યું અને મોટી બૂમ મારી: "દીના! દીના! અરે, આમ આવતો આ આપણા જરીપુરાણા દોસ્ત આવ્યા છે".

અને હું આ વાક્યોથી આશ્ચર્યચકિત થઇને કાંઇ કહું તે પહેલાં તો પાવરી શેઠનો રાઠોડી ધબ્બો મારા વાંસામાં પડ્યો "કેમ દોસ્ત મખીચુસ મંગળ!" તે બોલ્યો. "અલ્યા! મનેજ ભૂલી ગયો? હું પેલો જાણીતો અવેતન એક્ટર અને પ્રસિદ્ધ દારૂડિયો પેસ્તનજી!"

"કોણ કોણ? પાઉંચોર પેસી!" મારાથી બોલી જવાયું "એજ એજ દોસ્ત, પાઉંચોર પેસી પણ અત્યા-

રનો પેસ્તનજી પાવરી ઉર્ફે પાવરી શેઠ!" તેણે ઉત્તર આપ્યો. "પણ–પણ–" હું આગળ બોલું તે પહેલા એની પત્ની દીના આવી પહોંચી અને "અ હો હો, મંગળબાબા! કાંઈ કેટલે વર્ષે આમ અચ મૂચ ફુટી નીકળ્યા" એમ કહીને મને વાતોમાં નાંખ્યો.

+ × +

હું દીનાબહેન જોડે વાતો કરતો હતો પણ સાથે સાથે હમણાંના પાવરીશેઠ – ધર્માત્મા પાવરી શેઠ અને આગળના પાઉચૌર પેસીના જીવનનાં પાનાં મનમાં ફેરવીને જોતો હતો.

કાંઇ કેટલાં વર્ષો ઉપર એ પેસ્તનજી મારો સ્કૂલનો અને પછીનો કોલેજનો મિત્ર. તે વેળા એ અદ્ભુત અવેતન નટ હતો. એનો અભિનય ભલભલા ધંધાર્થી એક્ટરોના અભિનયને પણ ભૂલાવે તેવો હતો. સ્વભાવનો લાક્ષણિક પારસી – નિખાલસ, રમુજી, નિર્દોષ અને ઉદાર તે વેળા એને વ્યસનો પણ નહિ જેવાં. પણ પાછળથી દારૂનું ભયંકર વ્યસન એને વળગ્યું. એ વળગતા પહેલાં એના માતાપિતા ગુજરી ગયાં હતાં. પત્નીએ વારવાનો ઘણો યત્ન કર્યો પણ તેમાં તેને વિજય મળ્યો નહિ.

ધીમેધીમે જામતી જતી વકીલાત પર પાણી ફર્યું. દારૂનો સંગાથી મિત્ર જુગાર પણ એને વળગ્યો. પાસે પૈસો હતો તે તો સપાટાબંધ ઊડી ગયો. આવકનાં સાધન બંધ થયાં. ખડતલ, ફક્કડ બદન તૂટવા માંડ્યું. અંતે એને એની પત્નીને સુભાગ્યે પિતાએ કરેલ ટ્રસ્ટ હતું તેમાંથી બે જણ સાદાઇથી, સુખથી રહી શકે તેટલું મળતું હતું. તે ઉપર જીવન નિર્વાહ ચાલતો.

મારા જેવા બે ત્રણ મિત્રોએ એને સાચા માર્ગ ઉપર લાવવાનો યત્ન કરી જોયો. છેલ્લે છેલ્લે, એની અભિનયકાર તરીકેની શક્તિના વખાણ કરી, એની આત્મપ્રશંસાને ઉત્તેજીત કરી એને ફિલ્મ લાઇનમાં જોડાવા માટે પણ સગવડ કરી આપી અને આ ભયંકર વ્યસન એની કેડે ન વળગ્યું હોત તો એ ક્ષેત્રમાં પણ એ સહેલાઈથી આગળ આવ્યો હોત. અને, સાથે સાથે સારા પૈસા પણ ભેગા કરી શકયો હોત પણ એ જીવલેણ વ્યસને અમારા સર્વ યત્ન મિથ્યા કર્યા અને ધીમે ધીમે પેસ્તનજીએ અમને મળવાનું પણ ઓછું કરવા માંડ્યું. બીજા બધા મિત્રો તો છૂટી ગયા પણ કોણ જાણે શાથી મને છેક છોડ્યો નહિ. મને કોઇક કોઇક વાર જરૂર મળતો–હું પણ કવચિત્ કવચિત્ એને ઘેર જતો.

મેં ગામડાં ગામમાં ફરવાનું શરૂ કરી દીધું હતું. એ વેળા, એક વખત હું આજ ગામમાં, આજથી ૭ સાત વર્ષ ઉપર આવવા નીકળ્યો હતો ત્યારે હું પેસ્તનજીને ત્યાં જઇ ચડ્યો ... લગભગ અર્ધા નશામાં એ એક આરામખુરશી ઉપર પડ્યો હતો. દીનાબહેન પાસે બેઠી બેઠી કાંઈ કરી રહી હતી. પેસ્તનજી તો ના પાડશેજ એવી મારી ખાતરી હતી છતાં મેં એને કહ્યું "પેસી! બિરાદર! ચાલ, મારી સાથે... ગામડે. ત્યાં બેચાર દિવસ રહીશું. તું સાથે આવશે તો મને પણ મઝા પડશે. અને તને પણ ઠીક લાગશે."

"અરે ભલા! તારી સાથે હું ગામડેગામ મારાં હાડકાં ભંગાવવા કયાં આવું!"

"નહિ નહિ, એમ શું કરે છે! એક વારતો ચાલ આપણે અસલમાં કેટકેટલી ઉજાણીપર ગયેલા. યાદ છે ને?" મેં કહ્યું.

"અરે યાર, તે જમાનો ગયો – સદાને માટે ગયો. તે વખતનો હું બધાંનો માનીતો. અત્યારનો હું બધાંને ભારરૂપ હવે તો આ ફાની દુનિયામાથી છૂટો થઈ જાઉં એટલેજ બસ. આ બિચારી દીના! મેં એને કેટલી દુઃખી કરી છે!" આટલું બોલતાં બોલતાં એના અવાજમાં કંપ આવ્યો.

"મારૂં જીવન જો બધું બરાબર ચાલ્યું હોત તો, બિરાદર, આ દીના મોટા જજની બૈરી થઇને લેડી પાવરી થઈ હોત. પણ જવા દે યાર! હવે કોઈપણ માર્ગે આશા જેવું રહ્યું નથી." એ બોલ્યો.

પણ મેં આગ્રહ ચાલુ રાખ્યો. કબીર, નરસિંહ મેહતા, મીરાંબાઈ, વગેરેના અનેકાનેક ભજનો લલકારનાર અને અસંખ્ય બોધ આપતી બેનોને બહલાવનાર મને ગામડામાં ઘણો ઉપયોગી થઈ પડશે એમ કહીને આખરે મેં એને તૈયાર કર્યો, એની પત્નીને પણ એથી ઘણું સારૂં લાગ્યું.

આ પ્રમાણે હું અને પેસ્તનજી પાવરી આજ ગામમાં આવી પહોંચ્યા. એકાદ - બે દિવસ પેસ્તનજી જરા અસ્વસ્થ રહ્યો અને એણે મને બે ત્રણ વાર તતડાવ્યો પણ

ખરો કે આવાં ગામડાંમાં મને ક્યાં તે ઝડપ્યો! પણ પછીથી એના અસલ સ્વભાવે ત્યાંનાં હવાપાણીથી અને સાદા છતાં સરસ ખોરાકથી દોમા દીધી. ગામડીઆઓનાં મન એણે તરત જીતી લીધાં.

એટલામાં મને ખબર પડી કે ગામમાં ગંગાબાનો ચતુર ઘણો માંદો છે. એ સમાચાર મળ્યા કે હું તેમને ત્યાં ગયો. ગંગા વિધવા હતી. અને ચતુર તેનો એકનો એક પુત્ર-એકનું એક સંતાન-હતો. ચતુર વીસ-એકવીસનો જુવાન હતો, તરતનો પરણેલો હતો. સારા પ્રમાણમાં ગરીબ હતાં છતાં છેક મજૂર વર્ગનાં નહિ હોઈ, કોઈ આગળ હાથ ધર્યા વિના જીવન વીતાડતાં હતાં અને ગાલે તમાચો મારીને તેને લાલ રાખતાં હતાં. મેં જઈને બધી સ્થિતિ જોઈ. તાવ અને ઉધરસથી પીડાતો ચતુર દવાદારૂ કરતાં સાત્ત્વિક ખોરાક વિના મૃત્યુને માર્ગે જતો હતો. ગામડામાં દાક્તર તો નહતો, પણ સારા વૈદ્ય જેવો પણ કોઈ નહતો. આઘેના ગામમાંથી દાક્તર આવે અને ચતુરની દવા કરે એ આશા રાખવી વ્યર્થ હતી. ચતુરના ખાટલા પાસે મા અને જુવાન વહુ બેઠાં બેઠાં છૂપાં આંસુ સારતાં હતાં.

મેં જઈને બંનેને આશ્વાસન આપ્યું. ચતુરને પણ થોડી ઘણી હિંમત આપી. પણ ત્રણે જણના મનમાં એમજ હતું કે એક વખત જો કોઈ દાક્તર અહીં આવે તોજ ચતુર બેઠો થાય. આ પ્રશ્ને પહેલાં તો મને મૂંઝવ્યો પણ પછી મને એની યુક્તિ સૂઝી આવી. મેં એમને કહ્યું કે થોડી વારમાં હું દાક્તરને લઈ આવું છું, ત્યાં સુધીમાં એને શેક શરૂ કરી દો.

મેં ઉતારે જઈને પેસ્તનજી પાવરીને બધી વાતો કરી. એણે તે સાંભળી અને પછી ઉદાસીન વૃત્તિથી કહ્યું. "સૉરી બિરાદર! પણ એમાં આપણાથી શું થાય?"

"ઘણું થાય, જો તું કરવા ધારે તો!" મેં જવાબ આપ્યો.

"મારાથી થાય! તું પણ ભલા! મારી મશ્કરી કરવા નીકળ્યો છે! હું તો દુનિયામાં ભારરૂપ છું. દારૂ પીઉં છું અને પડી રહું છું. હાં, જો મારો જાન તારા જુવાનને અપાતો હોય તો આપી દઉં" આમ બોલીને એ મોઢું ફેરવ્યો.

"નહિ નહિ, પેસી; તું તો ઘણો કામ લાગે. તું ધારે તો આ ત્રણ જણના સંસારને સુધારી દે." મેં કહ્યું.

"હું સુધારવા તૈયાર છું." પાછો હસીને પેસી બોલ્યો.

"જો, હું હસવા માટે નથી કહેતો. એ ત્રણ જણને એવી તીવ્રેચ્છા છે કે એક વખત દાક્તર આવી જાય તો ચતુર બચી જાય. તું દાક્તર બની જા." મેં કહ્યું.

"હું દાક્તર?" પેસીએ અજબ થઈને પૂછ્યું.

"હા, તું દાક્તર! ડૉક્ટર પેસ્તનજી પાવરી! તારે એવો અભિનય કરીને આ ચતુર અને એની મા તેમજ વહુને દિલાસો આપવાનો છે." હું બોલ્યો.

"અરે જવા દેને યાર! મારી પાસે એવી ક્યાં માથાઝીક કરાવે છે." પેસીએ કહ્યું.

પણ હું એકનો બે ન થયો. આખરે એ તૈયાર થયો અને પોતાની અભિનય કલાને પુનઃપ્રકાશવાનો અવસર આવ્યો છે એમ તેની ખાતરી થતાં તે ઉત્સાહમાં આવી ગયો. આટલા ઉત્સાહમાં મેં તેને વર્ષોથી જોયો ન હતો. તે મારી સાથે આવ્યો. ભલ ભલા દાક્તરોને આંટી મારે તેવી રીતે તેણે દર્દીને તપાસ્યો. અમારી સામાન્ય બુદ્ધિ કહેતી હતી કે ચતુરને ન્યુમોનિયા હતો. એથી દાક્તરે ચોવીસ કલાક શેક કરવાની અને માત્ર પ્રવાહી ખોરાક ઉપર દર્દીને રાખવાની સલાહ આપી. એટલું જ— આ ડાક્તર પેસી પાવરીનું વર્તન જોઈ પેલાં ત્રણ-મા દીકરો વહુ ઉપકાર વશ થઈ રડી પડયાં. આ જોઈને પેસીનો પોરસ ખરો જાગ્રત થયો. તેણે પોતાનાં ગજવાં ફંફોસી તેમાંથી જેટલા નીકળ્યા તેટલા — આશરે ચોવીસેક રૂપીઆ માના હાથમાં મૂકી દીધા અને કહ્યું કે "મેં તો મારું બનતું કર્યું છે. વધારે જેની જરૂર છે તે ચાકરી અને ભગવાનનું ભજન". આમ કહીને દાક્તરે તો એકાદ બે ભજનની ટૂંક લલકારી દીધી.

અમે બહાર નીકળતા હતા ત્યારે મા અને વહુ તો દાક્તરના પગમાં લોટી પડ્યાં. એમને ઉઠાડીને પેસીએ ગંભીર સાદે કહ્યું. "મને પગે લાગવા કરતાં તે સરજનહારને પગે લાગો. અને સવાર સાંજ ભજનની ધૂન મચાવો. તમારો ચતુર સારો થાય ત્યાંસુધી હું અહીંજ રહેવાનો છું અને રોજ એક આંટો મારી જઈશ. પણ

એક પગ ગૂંટણથી વાળીને પાછળ લઇ જાય છે ને બીજો પગ સીધો રાખીને વીરાસન કરે છે. યોગનાં આસનો એ પણ કસરતનોજ એક પ્રકાર છે એ તો સૌ કોઇ જાણે છે. આમ કસરતને અનુરૂપ એવું પ્રથમ એ આસન જમાવે છે. ધ્યાન માટે આવશ્યક એવું એ પદ્માસન નથી હોતું, પણ મલ્લો, યોદ્ધાઓ, ને દરબારીઓ જેને આવશ્યક માની શકે એવું વીરાસન હોય છે એ ખાસ નોંધવા જેવું છે.

પછી તંબુરો, સારંગી, તબલાં આદિનો બરાબર મેળ મળી ગયા બાદ કુસ્તી માટે આવાહન કરનારા મલ્લની પેઠે એ ખોંખારો ખાય છે અને ખોંખારો ખાધા પછી, મલ્લ જેમ જાંઘ ઠોકીને અવાજ કરે છે તેમ એ 'આ-આ-આ' કરીને મુખમાંથી અવાજ કાઢે છે. સામે ઉભેલો મલ્લ જેવી રીતે પહેલા મલ્લને પોતાની જાંઘ તથા કોણી પર હાથ વડે પ્રહાર કરીને જવાબ આપે છે તેવી જ રીતે આ ગવૈયાને પણ તબલચી તબલા પર થાપ મારીને જવાબ આપે છે ને એના આવ્હહનનો સ્વીકાર કરી લેછે. પછી ધીમે ધીમે ગવૈયોને તબલચી પેંતરાઓ ભરવા માંડે છે. એકબીજાને દાવમાં સપડાવવા જુદીજુદી યુક્તિઓ અજમાવે છે. એમાંથી એક ચિત્ત થઇ જાય ત્યારે સાંભળનારાઓ તાળી પાડીને વિજેતાને વધાવી લે છે. પ્રખ્યાત ગાયકોના જલસાઓ જેણે સાંભળ્યા હશે તેને આવો અનુભવ ઘણી વાર થયો હશે. ગવૈયા અને તબલચી, તેમજ ગવૈયા અને એનો સાથ કરનાર બીજા બજવૈયા સાથેની આ જાતની કુસ્તી ઘણાઓએ જોઇ હશે.

આ તો કુસ્તીની વાત થઇ. પણ કુસ્તી કરતાં પહેલાં મલ્લોને કસરત કરીને તાલીમ લેવી પડે છે. કુસ્તી તો એઓ કોઇક વાર કરે છે, પણ કસરત તો એમને હંમેશ કરવાની હોય છે. એજ પ્રમાણે ગાયકો પણ આ જાતની કુસ્તી હંમેશાં કરતા નથી. કોઇ કોઇ વાર પોતાનું પાણી બતાવી આપવા કરે છે- પરંતુ કસરત તો એઓને નિયમિત રીતે જ્યારે જ્યારે ગાવા બેસે છે ત્યારે કરતા જ રહે છે.

કોઇ પણ ગવૈયાને તમે ગાતો જુઓ- સાંભળો નહિ, પણ જુઓ. સંગીત એ તો શ્રવણનો વિષય છે, ચક્ષુનો નહિ એવી શંકા ન કરશો. કારણ કે આજના જમાનામાં ગરબા, કવિતા વગેરે જેવા શ્રવણના વિષયને ચક્ષુના વિષય સહેલાઇથી બનાવી શકાયા છે.

જ્યારે કોઇ માણસ કસરત કરતો હોય છે ત્યારે એના શરીરના સ્નાયુઓમાં જેવું પરિવર્તન થાય છે તેવુંજ પરિવર્તન ગવૈયો ગાતો હોય છે ત્યારે એના મુખના સ્નાયુઓમાં થવા માંડે છે.

કસરતમાં શરીરના સ્નાયુઓને જુદીજુદી રીતે વાળવા પડે છે, અસાધારણ પ્રકારની કહી શકાય એવી તાણ એને વેઠવી પડે છે, તેજ રીતે ગાયકના મોઢાના સ્નાયુઓ જુદીજુદી રીતે વળાંક લેતા ને અસાધારણ પ્રકારની તાણનો અનુભવ કરતા દેખાય છે. મોં પહોળું થઇ જાય છે, હોઠ વાંકા થઇને એકબાજુ ખેંચાઇ જાય છે, તળાતી પુરીની પેઠે ગાલ એકદમ ઉપસી આવે છે, આંખો સંકોચાઇ જાય છે, ભંમર ચઢી જાય છે, કપાળ પરની રેખાઓ ફુલી આવે છે ને લુહારની ધમણની પેઠે શ્વાસોચ્છ્વાસ જોરમાં ચાલવા માંડે છે.

સામાન્ય પ્રકારની કસરત શરીરના બધા અવયવો માટે હોય છે, પણ તેમાં શરીરના ઉત્તરાંગ, મોઢું, આંખ, નાક, કાન મસ્તક આદિ માટેની કસરત ઓછી હોય છે. સંગીતમાં મોટે ભાગે ઉત્તરાંગ, એટલે મુખ, આંખ, કપાળ, માથું, કાન વગેરે માટેની કસરત હોય છે- એટલે સામાન્ય પ્રકારની કસરત ને સંગીતની કસરત મળીને આખા શરીરની કસરત સંપૂર્ણ બને છે, બંને પ્રકારની કસરત એકબીજાની પૂરક છે.

સંગીત એ મોટે ભાગે ઉત્તરાંગની કસરત હોવા છતાં કેટલાક ગાયકો હાથપગની કસરત પણ જોડે જોડે કરી લેતા હોય છે. સમ પર આવતી વેળા એક હાથ આગળ ને બીજો પાછળ લઇ જવાની અથવા એક હાથની મુઠ્ઠિ વાળીને તેને ઊંચે લઈ જઇને પછી બીજા હાથની હથેલી પર પછાડવાની ક્રિયા કેટલાક ગવૈયાઓ કરે છે. અને કોક તો ગાતાં ગાતાં બેઠક કરવાની ઇચ્છા થઇ આવી હોય તેમ બેઠક પરથી અડધા ઊભા થઇ જઇને ફરી પાછા બેસી જાય છે.

કસરતનો ઉદ્દેશ શરીરને સુધારવાનો ને સંગીતનો ઉદ્દેશ શ્રોતાઓને આનંદ આપવાનો હોય છે. એટલે બંને એકબીજાથી ભિન્ન છે એવી શંકા કદાચ કોઇ ઉઠાવે એવો સંભવ છે. બંનેના ઉદ્દેશ જુદા ગણાય છે એ સાચું. પણ કેટલીક વાર કસરત કરવાથી શરીર સુધરવાને બદલે બગડે છે અને સંગીત શ્રોતાઓને આનંદ આપવાને બદલે કંટાળો આપે છે. પણ તેથી

શું કસરત, કસરત મટી જાય છે અથવા સંગીત સંગીત નથી રહેતું? ઉદ્દેશ કે ફલનો વિચાર આપણે કરવાનો જ નથી હોતો. ગીતામાં નથી કહેલું કે **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।?** આપણો અધિકાર કર્મ પૂરતોજ છે—ફલનો કદી નહિ.

આમ છતાં બંનેનું પ્રત્યક્ષ—આંખ દ્વારા જોઇ શકાય એવું—ફલ આવે છે તે જુઓ. ખાતરી થયા વિના નહિ રહે કે બંનેનું ફળ એકજ છે.

હું નાનો હતો ત્યારે મારા માતામહ મને આગ્રહ કરીને અખાડે મોકલતા. 'અખાડે જઈને શું કરવાનું?' હું પૂછતો; 'કસરત' એ કહેતા. 'કેટલી?' હું પૂછતો. 'પરસેવો થાય એટલે બંધ કરવી' એ જવાબ દેતા. હું અખાડે જતો અને ત્યાં બીજાઓને કસરત કરતા જોતો ને મને પરસેવો થઈ જતો. બસ. પછી કસરત કરવાની મારે જરૂર રહેતી નહિ. એટલા અખાડાના અનુભવ પરથી મને જ્ઞાન થયું કે કસરતનું પરિણામ અથવા ફળ તે પરસેવો છે અને તે કસરત કરનારને જ થાય છે, એમ નથી, પણ જોનારને પણ થાય છે.

કસરતને પરિણામે જેમ કસરત કરનારને તેમ કેટલીક વાર જોનારને પણ પરસેવો થાય છે તેમજ ગાયન ગાવાને પરિણામે ગાનારને ને કોઈ કોઈ વેળા સાંભળનારને પણ પરસેવો થઈ જાય છે. શિયાળાની ઠંડી રાત્રિમાં પણ ગાનારને રૂમાલ કાઢી વારંવાર પોતાનું મોં લુછવું પડે છે ને એણે પહેરેલાં કપડાં પરસેવે રેબઝેબ થઈ જાય છે એ તો ઘણાના અનુભવની વાત છે.

થોડા સમય પર એક સુવિખ્યાત સંગીતકારે બીજા સંગીતકારોને હરાવી દિગ્વિજય કરવાની વાત કરી હતી. દિગ્વિજય કરવાનું કામ રાજાઓ અથવા મલ્લોનું હોય છે. સંગીતકારો રાજા નથી—હોત તો એમનાં રાજ્યો આજે જતાં રહ્યાં હોત—એટલે એ એક જાતના મલ્લ છે એમજ માનવું પ્રાપ્ત થાય છે. અને મલ્લોનો સંબંધ હંમેશ કસરત સાથે હોય છે.

સંગીતની કસરતનો લાભ ગાનાર ને સાંભળનાર બંનેને મળે છે. ગાનારના મુખ પરના અવયવોને ને સાંભળનારના કાનને સારી કસરત કરવી પડે છે. કેટલીક વાર ગાનાર બહુ જ બેસુરૂં ગાતો હોય છે ત્યારે સાંભળનારને દંડ ને બેઠક બંનેનો અનુભવ કરવો પડે છે. પરાણે અણગમતું ગાયન સાંભળવાનો દંડ એને ભોગવવો પડે છે ને સભ્યતાને ખાતર બેસી રહેવું પડે છે એટલે બેઠકનો પણ લહાવો મળે છે.

આટલી બધી દલીલો છતાં તમારી ખાતરી થતી ન હોય કે સંગીત એ કસરત છે તો ગાવા પ્રયત્ન કરી જુઓ ને તમને તેમજ તમારૂં ગાયન સાંભળવાનો અથવા તમને ગાતા જોવાનો પ્રસંગ દુર્ભાગ્યે પ્રાપ્ત થશે તેમને જરા પણ સંદેહ નહિ રહે કે સંગીત એ ખરેખર કસરત છે.*

---

*ઑલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી



# પ્રૌઢ માનસને કેળવવાની પદ્ધતિ

લેખક
શ્રી. પુરુષોત્તમદાસ શાહ
એમ.એ.બી.ટી.

*પ્રૌઢ વર્ગ માટેનું સામાજિક શિક્ષણ એ વર્તમાન યુગનો એક મહત્વનો પ્રશ્ન છે. એ જેટલો વિકટ છે તેટલોજ ગહન છે અને એને સાંગોપાંગ પહોંચી વળવા માટે ખાસ પ્રકારની તૈયારીની જરૂર રહે છે. દુનિયાદારીના અનેકવિધ અનુભવોથી ઘડાયેલ પ્રૌઢ માનસને કેળવણીની કોઇપણ માન્ય પદ્ધતિએ શિક્ષણ આપવા બેસીએ તો તે વ્યર્થ જાય! એને માટે તો જુદુંજ દ્રષ્ટિબિન્દુ જોઇએ, શિક્ષણની જુદીજ ફિલસૂફી જોઇએ. પ્રસ્તુત લેખમાં અનુભવી લેખકબંધુએ પ્રૌઢોને કેળવવા માટે જોઇતી વિશિષ્ટ તૈયારીનો પરિચય આપેલ છે.*

ઈ. સ. ૧૯૩૮ માં જ્યારે કોંગ્રેસના આગેવાનોએ પ્રધાનપદો સંભાળ્યાં ત્યારે તેમનું ધ્યાન ઘણાજ અગત્યના બે મુખ્ય પ્રશ્નો પરત્વે કેન્દ્રિત થએલું હતું. આખા પ્રાંતમાં દારૂબંધી કરવી એ પ્રથમ પ્રશ્ન અને નિરક્ષરતાના ટકા ઘટાડવા એ બીજો પ્રશ્ન. બીજાં રાષ્ટ્રોની સરખામણીમાં હિંદની નિરક્ષરતાના ટકા ઘણા ઊંચા છે તે કોઇપણ સમજુ સ્વમાનશીલ વ્યક્તિને ખૂંચ્યા સિવાય રહે નહીં, તેથી તદ્દન નિરક્ષર પ્રજાજનોને લખતા વાંચતા કરવા, રાજકારણથી માહિતગાર રાખવા અને લોકશાહીને સમજી શકે એટલા 'સાક્ષર' બનાવવા ઠેર ઠેર પ્રૌઢશાળાઓ ખોલવાની ઝુંબેશ ચલાવવામાં આવી. દરેક શહેરમાં અને ગામડે ગામડે કોંગ્રેસનો અવાજ પહોંચી ગયો અને ત્યાંના ખડતલ કાર્યકર્તાઓએ પ્રૌઢશાળાઓ, રાત્રીશાળાઓ ખોલી ને નિરક્ષરોને 'સાક્ષર' બનાવવાનું કાર્ય આરંભી દીધું. તે માટે પ્રાથમિક શિક્ષકોની અને બીજા સેવાભાવી કાર્યકરોની મદદ લેવામાં આવી અને જે કોઇ એક નિરક્ષરને 'સાક્ષર' બનાવે તેને અમુક વેતન આપવું તે પણ નક્કી કરવામાં આવ્યું. તે પ્રમાણે વેતન મળવાથી સારા પ્રમાણમાં શિક્ષકો મળી આવ્યા. પ્રવૃત્તિને અજબ વેગ મળ્યો. કાર્ય આગળ ચાલ્યું પણ પ્રધાનોએ પોતાના હોદ્દાનાં રાજીનામાં એકાએક મોકલી આપ્યાં એને પરિણામે આ ઝુંબેશનો વેગ અટકી પડ્યો, કાર્યમાં મંદતા આવી અને રાત્રીશાળાઓ તેમજ પ્રૌઢશાળાઓ મળતી મદદના અભાવે અને ઓસરી જતા રસને લીધે, ધીમે ધીમે બંધ પડવા માંડી. છેવટે આખી પ્રવૃત્તિમાં શિથિલતા આવી ગઈ.

આ ઝુંબેશથી એટલું તો અચૂક સમજાયું કે પ્રૌઢ-શિક્ષણનો પ્રશ્ન ઘણો વિકટ છે. આપણા મોટા દેશના ૮૬ ટકા જેટલા નિરક્ષર પ્રૌઢોને લખતા વાંચતા કરી દેવા એ કોઇ નાનો સૂનો પ્રશ્ન નથી. તેને માટે લાંબો સમય, અખૂટ ધીરજ, અથાક શ્રમ અને પૈસાની જરૂર છે. હવે આપણી કોંગ્રેસ સરકારે આ પ્રશ્નને ફરીથી હાથમાં લીધો છે અને પૂરા જોર શોરથી તે દિશામાં અનેકવિધ પ્રયત્નો થઇ રહ્યા છે. જનતા અને સરકાર તરફથી મન માગી મદદો મળી રહેશે, અખૂટ ધીરજવાળા કાર્યકર્તાઓ મળી આવશે. તેમની સાથે સાથે પ્રૌઢ માનસને સમજનારા શિક્ષકો પણ જોઇશે. જેમ નાનાં બાળકોને ભણાવવા માટે દરેક શિક્ષકે બાલ માનસનાં વિશિષ્ટ લક્ષણો જાણવાં તેમ પ્રૌઢોને શિખવતી જોઇએ વેળાં દરેક શિક્ષકે પ્રૌઢ માનસનાં વિશિષ્ટ લક્ષણો પણ જાણવાં જોઇએ.

## વિશિષ્ટ લક્ષણો

હાલ પ્રૌઢોને ભણાવવા જે પ્રયત્નો થઇ રહ્યા છે તેમાં પ્રૌઢ માનસને સમજી એને અનુરૂપ યોજના ઘડી પાઠ તૈયાર કરાવી ભણાવવાનું ચાલે તો પ્રવૃત્તિને વધુ વેગ મળે. શિક્ષકો આ વિશિષ્ટ લક્ષણોને બરાબર સમજી લે તો થોડુંક કાર્ય કર્યા પછી તેઓ કંટાળે નહીં, કાર્ય મૂકી દેવાનું તેમને મન ન થાય તેમજ વારંવાર ફરિયાદો કરવાનું ન સૂઝે. તેને બદલે મુશ્કેલીઓનો સામનો કરી વિચાર કરી દરેકને માટે વ્યક્તિગત માર્ગ શોધવા પ્રયત્ન કરે. તેટલાં માટે આ નાના લેખમાં પ્રૌઢ માનસનાં વિશિષ્ટ લક્ષણો સમજાવવા પ્રયત્ન કર્યો છે.

## દૃષ્ટાન્તોની ઉપયોગિતા

નાના બાળકોને ચિત્રો બહુ ગમે છે તેમને જે કંઈ શીખવવાનુ હોય તે ચિત્રો મારફતે શીખવવા આપણે પ્રયાસ કરીએ છીએ. ઇતિહાસ શીખવતી વેળા નકશા દોરાવીએ છીએ, વ્યાકરણમાં પણ ચિત્રોનો ઉપયોગ થાય છે. ભાષાનાં પુસ્તકોમાં પણ ઘણા મોટા પ્રમાણમાં ચિત્રો હોય છે તે **પ્રમાણે પ્રૌઢ માણસો ને દૃષ્ટાંત આપીને ભણાવવા જોઈએ.** બાલ માનસને ધ્યાનમાં રાખી લખાયેલાં પુસ્તકો પ્રૌઢો માટે અનુકૂળ હોતાં નથી. તેમના માટે તો એવા પાઠ-પોથી તૈયાર કરેલા હોય કે જેમાં ચિત્રો કરતાં દૃષ્ટાંતો ઘણા મોટા પ્રમાણમાં હોય. વળી તે દૃષ્ટાંતો વ્યવહારૂ જીવનમાંથી લીધેલાં હોવાં જોઈએ. વ્યાખ્યાન કે કથા ચાલતી હોય ત્યાં પ્રૌઢ માણસોને ઘણી મોટી સંખ્યામાં ધ્યાનપૂર્વક સાંભળતા જોઈએ છીએ તેનું કારણ કથામાં આવતાં વ્યવહારૂ દૃષ્ટાંતો છે. તેથી તેમની જાનકારીમા વધે છે, તેમને રસ પડે છે ને ભણવાનું છોડી દઈ જતા રહેવાનું તેમને મન થતું નથી. આ દૃષ્ટાંતો તેઓ યાદ રાખે છે અને તે દાખલા બીજાઓને કરી બતાવવામાં તેમને ઘણોજ આનંદ પડે છે.

બાળકોનુ માનસ જ્યારે કાલ્પનિક સૃષ્ટિમાં વિહરતું હોય ત્યારે તેમને બહુધા ચિત્રો જોવાં બહુ ગમે તે બાલ માનસનો વિષય છે. પ્રૌઢોની સ્થિતિ તેવી કાલ્પનિક હોતી નથી. તે તો નક્કર જમીન પર ઉભા હોય છે, અનુભવે તેમની સમજણ વત્તા ઓછા પ્રમાણમાં ઘડાયેલી હોય છે. કલ્પનાઓ તેમને ઝાઝી ગમતી નથી ને તેમાં તેમને રસ પણ નથી પડતો. તેટલા માટે પ્રૌઢો માટે જે પાઠ તૈયાર કરવામાં આવે તેમાં માહીતિ સાથે દૃષ્ટાંતો વ્યવહારૂ – આંખતળે બનતા અને બનેલા દાખલા – વિપુલ પ્રમાણમાં હોય તો તેઓ હોંશેહોંશે જરૂરથી વાંચે. તેમને વાંચતા કરવા માટે આ એકજ સાદો સીધો માર્ગ છે

## વ્યવહારની ભૂમિકા જોઈએ

બાળકોને ભણાવતી વખતે બીજી બાબત એ ધ્યાનમાં રખાય છે કે બાળકનુ ધ્યાન બહુજ અસ્થિર હોય છે માટે તેના ધ્યાનની છટકતી કમાનને કબજે રાખવા વિષયમાં રસ ઉત્પન્ન કરવાની જરૂર પડે છે. રસ ઉત્પન્ન થાય તોજ બાળક બરાબર ધ્યાન આપી

પ્રૌઢોની બાબતમાં આવો પ્રશ્ન ઉભો થતો નથી. પ્રૌઢો ધારે તો લાંબા સમય સુધી ધ્યાન આપી શકે છે. માત્ર તેમને એમ લાગવું જોઈએ કે જે કામ તે કરે છે તે તેમના લાભનું છે, જે કંઈ તે ભણે છે તેથી તેમને ભવિષ્યમાં લાભ થવાનો છે માટે **પ્રૌઢોને ભણાવતી વખતે તે બાબતના ઉપયોગ તરફ તેમનું ધ્યાન ખેંચવાની જરૂર છે.** ઉપયોગ તે આખી બાબતનું લક્ષ્યબિંદુ હોવું જોઈએ. એટલા માટે તેમને એકલું અક્ષરજ્ઞાન આપવા કરતાં કોઈ હુન્નરજ્ઞાન સાથે અક્ષરજ્ઞાન અપાય તે વધુ વાસ્તવિક છે. વર્ધા યોજનામાં જેમ ગમે તે એક હુન્નરને સ્વીકારવામાં આવે છે ને તેની આજુબાજુ બીજા જ્ઞાનને સાંકળવામાં આવે છે તે પ્રમાણે અહી પણ બને – પાયાની કેળવણી પ્રમાણે ભણાવવાનો પ્રયાસ થાય – તો પ્રૌઢો તેમને અપાતા શિક્ષણનો ઉપયોગ સમજી શકે ને હોંશેહોંશે ભણી શકે. બાકી હાલની રૂઢશાળાઓમા જે બીનઉપયોગી અથવા તો ભવિષ્યમાં જીવનના કોઈક ભાગમાં ઉપયોગી નીવડવાની આશા એ અપાતું હાલનું શિક્ષણ પ્રૌઢોમાં રસ ઉત્પન્ન કરી શકે નહીં ને તેઓ થોડાક સમયમાં કંટાળી જાય. માટે તેમના રોજબરોજના જીવનમાં ઉપયોગી નીવડે તેવું શિક્ષણ તેમને અપાય તો તેથી તેઓ કંટાળે નહીં.

બાળકોને માટે જે પાઠ્ય પુસ્તકો યોજવામાં આવે છે તેમાં મૂકાતા પાઠ મોટે ભાગે કલ્પનાશીલ અને બોધક હોય છે. પ્રૌઢો આવા પાઠ વાંચી જાય છે ખરા પણ તેની કશી અસર તેમના મનપર થતી નથી. કારણ કે તેમની સ્થિતિ કરે બોધ લેવાથી આગળ વધી ગએલી હોય છે. કેટલાક તો બીજાને બોધ આપી શકે તેવી કક્ષાના હોય છે. માટે બોધક પાઠોને બદલે **વ્યવહારૂ અને વાસ્તવિક પાઠો - તેમના રોજીન્દા ધંધાને લક્ષ્યમાં રાખી - લખાય** તો તે તેમને વધુ ગમે. અક્ષર જ્ઞાન સાથે તેમના જ્ઞાનનો વધારો થાય અને તે પ્રમાણે જ્ઞાનનો વધારો થતાં તેમની સમજણ - મર્યાદા લંબાય છે, તે વિચાર કરતાં શીખે છે, દૃષ્ટાંતોને યાદ રાખી તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરે છે, તેમના પ્રયત્નો જેટલા સાચા દીલના તેટલાજ વ્યવહારૂ હોય છે, પરીઓ અને અપ્સરાની વાતો તેમને બહુ નથી ગમતી. પ્રવાસ કથાઓ સાથે ધાર્મિક અંશ ભળેલો હોય તો તે તેમને વધારે અનુકૂળ આવે. તેમના હંમેશના ધંધાને અનુકૂળ પાઠ યોજના કરી હોય તો તેમને વધારે

ફાવે. તેથી તેમને બે લાભ થાય: જ્ઞાન મળે તેની સાથે અક્ષરજ્ઞાન વધે. બીજું તેમના ધંધાને અંગે આવશ્યક માહિતી પણ મળે.

બાળકોને શીખવતી વેળાં જે શૈક્ષણિક સાધનોનો ઉપયોગ કરવામાં આવે છે તે બહુધા તેમની રસવૃત્તિને ઉત્તેજિત કરી તેમનું ધ્યાન ટકાવી રાખવા માટે હોય છે. આગળ આપણે જોયું કે પ્રૌઢોની બાબતમાં આ મુશ્કેલી હોતી નથી. તે લાંબા સમય સુધી ધ્યાન આપી શકે તેવા હોય છે તેથી તેમને ભણાવતી વેળા જે શૈક્ષણિક સાધનો વપરાય તે જ્ઞાનને વધારનાર હોવાં જોઈએ.

## માહિતી આપવાની દૃષ્ટિ

**ભીંત પત્રો પર લખાતા સમાચારો, ગામડે ગામડે બતાવવામાં આવતાં ફિલ્મ ચિત્રો અને જાદુઈ દીવાઓ બતાવતાં ચિત્રો** વગેરેથી તેમના જ્ઞાનમાં વધારો થાય છે ને તે મારફતે તેઓ ધીમે ધીમે વાંચતાં લખતાં શીખી જાય છે.

ત્યારપછીનું પગથિયું એ છે કે તેમને ધીમે ધીમે **વર્તમાનપત્રો વાંચતા કરી શકાય.** વર્તમાનપત્રોના વાંચનથી તેમની વાંચવાની ઝડપ વધે ને દેશપરદેશના સમાચારોથી તે માહિતગાર રહે. આઝાદ હિંદની લોકશાહીમાં આ સમજણની ખાસ જરૂર છે જેથી તે પોતાની સરકારને અને પોતાની સરકારનાં કાર્યોને સમજતા થાય ને બીજાના દોરવાયા તે દોરવાઈ જાય નહીં.

વળી પ્રૌઢોને તેમના શિક્ષણમાં રસ લેતા કરવા હોય તો ગામેગામ **સહકારી મંડળીઓ** ખોલી તેમાં તેમને સ્થાન આપવું જોઈએ. તે સ્થાનને સ્વમાનપૂર્વક સાચવી રાખવા અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરવા ને વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવા તેઓ સ્હેજે લલચાશે. આવી એક નહીં પણ જુદા જુદા ધંધાઓની, જુદી જુદી પ્રવૃત્તિઓની જુદા જુદા શખ્સોની અનેક મંડળીઓ ઉભી કરી શકાય. શિક્ષણને લગતી મંડળીઓને પણ તેમાં સ્થાન રહે. હાલ જે તેમનું સ્વમાન ખેંચાઈ ગયું છે, તે હતવીર્ય થઈ ગયા છે, તેમનામાં આ સ્વમાન જાગતાં અજબ ચેતન આવશે ને નિરક્ષરમાંથી સાક્ષર થવા તે પોતેજ પ્રયત્ન કરશે તે વખતે આપણે આપેલી મદદ તેમના જીવનમાં અજબ પલટો લાવી દેશે.

## અમેરિકન શિક્ષણશાસ્ત્રીનો પ્રયોગ

અમેરિકન શિક્ષણ-વિશારદ **ડૉ. ફ્રેંક લાઉબાખે** નિરક્ષરતાને ઝડપથી નાબુદ કરવા જે પદ્ધતિ શોધી કાઢી છે તે પણ આપણી વિચારણા માગી લે છે. તે પદ્ધતિ મુજબ જે જે ભાગના નિરક્ષરો જે જે ધંધાઓમાં રોકાયલા હોય તેને લગતા પ્રથમ ચાર પાઠ તૈયાર કરી તેમને આપવામાં આવે છે. આ દરેક પાઠમાં માત્ર દસ દસ શબ્દોજ નવા હોય છે, અને તે પણ તેમના ધંધાને અંગે હોઈ તેની જાણ તો તેમને હોય છેજ તે શબ્દોને વાંચતાં અને લખતાંજ માત્ર તેમને શીખવાનું હોય છે. પ્રશ્નોદ્વારા અથવા તો તેમને વારંવાર વાપરીને તે શબ્દોને પ્રૌઢોના મગજપર બરાબર ઠસાવી દેવા જોઈએ.

બીજી ભૂમિકામાં ૭૫ પાનાના એક પાઠ્યપુસ્તક દ્વારા દરેક પાનામાં કે પાઠમાં પાંચ કે દસ નવા શબ્દો શીખવવામાં આવે છે. આ રીતે પ્રયોગ તળેના પ્રૌઢો ત્રણ મહીનામાં ૮૦૦ શબ્દોને વાંચતાં અને લખતાં શીખી જાય છે. ત્યાર પછી ચાર ચાર પાનાની એક ચોપડી આપવામાં આવે છે કે જેમાં દરેક પાને માત્ર પાંચેક જેટલા નવા શબ્દો હોય. આ પ્રમાણે એક વર્ષમાં એક પ્રૌઢ ત્રણ હજાર જેટલા શબ્દોનો જાણકાર થઈ શકે છે. આ શબ્દો એવી રીતે શોધેલા ને તૈયાર કરેલા હોવા જોઈએ કે રોજબરોજના કામધંધા માટે તેમજ પોતાની આજુબાજુ બનતા બનાવોને સમજવા માટે આ ત્રણ હજાર શબ્દો પૂરતા હોવા જોઈએ. **ડૉ. લાઉબાખના** મત પ્રમાણે આ પદ્ધતિથી એક વર્ષ દરમિયાન મોટી ઉંમરનાં નિરક્ષર સ્ત્રીપુરુષો સાધારણ વર્તમાનપત્ર વાંચવા– સમજવા જેટલું જ્ઞાન પામ્યાં હશે.

પ્રૌઢ માનસનાં વિશિષ્ટ લક્ષણોને સામે રાખી **ડૉ. લાઉબાખ** ની પદ્ધતિ પ્રમાણે પ્રૌઢો માટે પાઠ તૈયાર કરવામાં આવે તો તે દિશામાં આરંભાયેલી આપણી કૂચ વધારે પ્રગતિશીલ બને તેમ માનવું જરાયે અસ્થાને નથી.



# રામુનું રૂપાન્તર

: લેખક :

શ્રી કૃષ્ણદાસ શાહ

### પ્રવેશ ૧ લો

(સ્થળઃ- શહેરના મીલ વિસ્તારની એક ચાલીમ એક મજૂર કુટુંબ આનંદમાં ગરકાવ થયેલું છે. મજૂરોને સાડાચાર મહિનાનું બોનસ મળ્યું છે. મીલમજૂર રામુ બહારથી આવે છે. એના હાથમાં બેચાર છાબડીઓ છે. બીજા હાથમાં થેલી છે. ઘરમાં પ્રવેશતાંજ છોકરાઓ એને વીંટળાઈ વળે છે. રામુને ઘરની અંદર પણ પ્રવેશવા દેતા નથી અને એટલામાંજ એને વીંટળાઇ વળે છે. પાંચ વર્ષનો નાનીઓ અને બે છોકરીઓ ચંચી અને મંગુ એને બાઝી પડે છે.)

રામુ:—અલ્યા, આઘા તો ખસો ઘરમાં તો પેસવા દો; પછી હું તમને આપું છું.

(બારણામાં ઉભાઉભા રામુની સ્ત્રી લક્ષ્મી ખડખડ હસે છે.)

લક્ષ્મી:—તે આજે છે શું તે આટલી બધી છાબડીઓ અને થેલી બધું ભરીને લાવ્યા છો?

રામુ:—(મહા મહેનતે ઘરમાં દાખલ થતાં) તને ખબર નથી આજે બોનસ પેટે પૈસા મળ્યા છે. પૈસા આવ્યા ને પછી તો પૂછવુંજ શું? કંદોઇની દુકાને જઈને આ છાબડીઓ લીધી અને ચોકસી બજારમાંથી આ તું રોજ યાદ કરતી હતી તે લીધું.

(રામુ થેલીમાંથી બે કડાં [બલૈયાં] કાઢે છે અને લક્ષ્મીના હાથમાં આપે છે લક્ષ્મી એના પગમાં નાખે છે અને પછી તીરછી નજરથી એના પગ સામું જુએ છે.)

રામુ:—હવે તું નાચ કરે તો સુંદર લાગે હોકે?

લક્ષ્મી:—જા, જા, હવે મૂંડા, ત્રણ ત્રણ છોકરાનો બાપ થયો તોપણ બોલતાં શરમાતો નથી? હવે તો મારાથી નચાતું હશે કે.?

(છોકરાંઓ રામુ અને લક્ષ્મી વિ. આનંદમાં ગરકાવ છે. બધાં સાથે મીઠાઇ જમવા બેસે છે નાનીઓ પાડોશમાંથી એના મિત્રોને બોલાવી લાવે છે. બધાં સાથે ઉજાણી કરે છે સાડાચાર મહિનાનું બોનસ મળવાનો આનંદ જણાઈ આવે છે.)

(પડોશી સ્ત્રી ગંગા આવે છે. ગંગા એક મીલ *કારકુનની સ્ત્રી છે.*)

ગંગા:—લક્ષ્મી, આજ તો કંઇ તારા ઘરમાં ખૂબ આનંદ દેખાય છે. રામુભાઈ કંઇક લાવ્યા લાગે છે.?

રામુ:—ગંગા બેન, હાં આજે બોનસ આવ્યું એટલે મને થયું કે લાવ છોકરાઓ માટે કંઇક લેતો જાઉં.

ગંગા: અને અમારી લક્ષ્મી માટે કંઇ નહી?

રામુ:—અરે! એમ તે કંઇ બનતું હશે કે? લક્ષ્મી માટે આ લાવ્યો જુઓ (રામુ એટલું કહી ચાંદીનાં કડાં ગંગાને બતાવે છે. ગંગા જોઇને ખુશ થાય છે.)

રામુ:—ગંગાબેન તમે બીજું સાંભળ્યું કે? હવે આ વખતે તો કારકુનોને પણ અમારા જેટલુંજ બોનસ મળવાનું છે. કોર્ટમાંથી ચુકાદો આવી ગયો છે. (રામુની હકીકતથી ગંગાના ચહેરા પર પણ આનંદની સુરખી છવાય છે, લક્ષ્મી રામુ જે મિઠાઈ લાવ્યો હતો એમાંથી ગંગાને આપે છે. ગંગા ના પાડે છે. પણ લક્ષ્મી આગ્રહ કરીને એમને આપે છે.)

લક્ષ્મી:—બેસો! બેસો! ગંગાબેહન તમે ક્યાં પારકાં છો? તમારા ભાઈની મીઠાઇ તો તમારે ખાવીજ જોઈએ.

(ગંગા પણ બધાની સાથે બેસે છે. લક્ષ્મી બધાને મીઠાઇ પીરસે છે. એવામાં મનહર આવે છે. મનહરની નજર ગંગા પર પડે છે.)

(ગંગા ઝડપથી ઉભી થાય છે એટલે લક્ષ્મી બહાર આવે છે)

લક્ષ્મી:—આવો! મનહરભાઈ તમે પણ આવો, આજે અમારા ઘરમાં મિજલસ છે.

મનહર:—શાની મિજલસ? રામુને બોનસ મળ્યું હશે. એટલે આજે જલસાપાણી ઉડાવ્યાં હશે કેમ બરાબરને?

[એટલું કહેતાં મનહર પણ અંદર દાખલ થાય છે.]

રામુ:—હા! ભાઇ હા, અમે તો મજૂરીઆ રહ્યા. આવે એટલે ઉડાવીએ. કાલની વાત કાલ. અમે તમારી માફક કાલનો વિચાર કરતા નથી

મનહર:—નથી કરતા તો કોઈ દિવસ પસ્તાશો, આવે એટલું ઉડાડવું એમાં ડહાપણ નથી.

રામુ:—તારે કહેવું હોય તે કહે, બાકી તો આપણે તો એ રામ! એના એ જ. એમાં કંઈ ફરક ન પડે.

(રામુનું કુટુંબ લક્ષ્મી, મનહર, ગંગા વિ. બધા મીઠાઈ વિ. જમીને ઊઠે છે. લક્ષ્મી બધાને "આવજો" કહે છે. બારણાં બંધ કરી લક્ષ્મી રામુની પાસે આવીને બેસે છે. રામુ ફરી ચાંદીનાં કડાં પગમાં પહેરાવે છે અને લક્ષ્મીના સામુ જોઇ રામુ ફરી વાર એને કહે છે:— લક્ષ્મી, એકવાર નાચ જોઈએ? લક્ષ્મી શરમાય છે. છોકરાઓ માના સામુ જોઇ રહે છે લક્ષ્મી ઉભી થાય છે પાણી લેવાને બહાને એ એના કડાં પહેરેલા પગને નૃત્યની તાલ આપે છે. રામુ ખુશ થાય છે બોનસથી ખુશ થયેલુ કુટુંબ શાંતિની નિંદ્રા લે છે.)

[પડદો પડે છે.]

* * *

## પ્રવેશ ૨ જો

[કાપડની મીલો પર આર્થિક મંદીનાં વાદળ ઘેરાયાં છે. એક પછી એક મીલો બંધ કરવાની નોટીસો મૂકાય છે રામુ જે મીલમાં જતો હતો એ મીલ બંધ પડે છે.અને રામુ બેકાર બને છે. તે સુખી કુટુંબ પર દુઃખની છાયા ફરી વળે છે. આર્થિક મંદીના કારણે રામુની માફક બીજા મજુરો પણ મીલોમાંથી છુટા થઇ રહ્યા છે. મહિના, એ મહિના પસાર થઇ જાય છે. છતાં રામુની મીલ ફરી શરૂ થતી નથી. રામુ બેકાર રહે છે પૈસા ખૂટવા માંડયા છે, ખરચી મળતી નથી. બહારથી આવે છે તો ગુસ્સે થાય છે. છોકરાઓને પણ ગમે તેમ બોલે છે. લક્ષ્મીને મારપીટ કરે છે.]

રામુ:—(બહારથી આવીને) કયાં મરી ગઇ છે! પથારી કર. જોતી નથી તારા બાપનું શરીર કેટલું ધીખે છે?

(લક્ષ્મી રામુના કપાળે હાથ મૂકે છે. રામુનું કપાળ ધીખે છે. એને સખ્ત તાવ આવ્યો છે.)

લક્ષ્મી:—ઓ બાપરે! આટલો બધો તાવ! અને આ તમારૂ મોં શાથી ગંધાય છે? દારૂ જેવી વાસ! રામુ! રામુ! તેં શું દારૂ પીધો છે?

રામુ:—હા; દારૂ પીધો છે, દારૂ, એક વાર નહિ પણ હજાર વાર પીશ. તારા બાપનું એમાં શું જાય છે? દારૂ પીધો છે તેમાં તે કંઈ કોઈના બાપનો ગુન્હો તો નથી કર્યો ને?

[લક્ષ્મીની આંખો આંસુભીની બને છે. છોકરાઓ બેબાકળા બનીને ઉભા છે. એવામાં એકાએક બિલાડી આડી ઉતરે છે. લક્ષ્મીને અમંગળની શંકા થાય છે.]

રામુ:—આટલો બધો મને તાવ આવ્યો છે ને? પાછી રડે છે કે ચાહ મૂકવાની પણ સુઝ પડતી નથી. ઊઠ, ઉભી થાય છે કે, નહિ? (રામુ લક્ષ્મીને ધક્કો મારે છે. લક્ષ્મી ચાહ કરવા ઊઠે છે એની આંખમાંથી આંસુની ધારા વહે છે. લક્ષ્મી સગડી સળગાવીને ચાહ મૂકે છે. એવામાં રામુને કઇંક યાદ આવે છે. તાવવાળો એ પથારીમાંથી ઉભો થાય છે.)

[લક્ષ્મીની પાસે જઈને એ કહે છે]—સાંભળે છે કે? પેલા પૈસા મેં તને આપ્યા હતા એ કયાં છે? બોલ, કયાં છે?]

લક્ષ્મી:—એતો વપરાઇ ગયા છે. મારી પાસે એક પણ પાઇ નથી.

રામુ :—(ગુસ્સે થઈને) મેં તને પચાસ રૂપીઆ તે દિવસે રાખવા આપ્યા હતા એ ક્યાં ગયા? કોને આપ્યા? ક્યાં વાપરી નાખ્યા? બોલ, જલ્દી કર, મારે બ્હાર જવું છે.

લક્ષ્મી :—અત્યારે આ સ્થિતિમાં રામુ, તાવવાળો ક્યાં જઈશ?

રામુ :—જહન્નમમાં, તારે શું કામ છે? લાવ. પૈસા લાવ. ચલ જલ્દી કર.

[લક્ષ્મી ઉભી થાય છે. એક ડબ્બામાં મૂકેલી પાંચ પાંચની દસ નોટો કાઢીને રામુને આપે છે. રામુ નોટો ખૂંચવીને બ્હાર જાય છે.]

લક્ષ્મી :—પણ રામુ, આ ચાહ તો પીતો જા.

રામુ :—મારે તારો ચાહ નથી પીવો. પાજે તારો જે કોઈ ... ... ... ...

લક્ષ્મી—(રામુના પગ પકડીને) શું કહ્યું? મારા માથે શું આળ ચડાવ્યું? રામુ! રામુ? તને આ શું થયું છે?

(રામુ, ખુબજ ગુસ્સામાં આવીને લક્ષ્મીના હાથ છોડવીને એને દૂર કરતા)

"ચાલ હવે દૂર હટ મારે તારો ચાહ નથી પીવો, ચાહ કરતાંએ સરસ ચીજ પીવા જઉં છું.

લક્ષ્મી :—[રડતાં રડતાં] દારૂને? રામુ રામુ, તને આ શું સૂઝ્યું છે? આ ઘરનું સત્યનાશતો કાઢવું નથી ને?

રામુ :—જે થાય તે. દૂર થાવ મારાથી તું અને તારા છોકરાં.

[નાનીઆને ધક્કો મારીને તાવવાળો રામુ બેકારીનું એનું દુઃખ ભૂલવા મયખાને જાય છે. નાનીઓ પડી જાય છે. એના કપાળમાથી દડ દડ લોહી ટપકે છે. લક્ષ્મી એનું માથું ખોળામા લઈને ભાગ્યને રોતી બેઠી છે. એના કંઠમાંથી દર્દનું ગીત નીકળે છે. રોતી રોતી લક્ષ્મી ગાય છે.]

[પડદો પડે છે]

## પ્રવેશ ત્રીજો

(મયખાનામાંથી લથડિયાં ખાતો રામુ ઘેર આવે છે. એનામાં ચાલવાના હોશકોશ નથી. એનાં કપડાં ફાટી ગયાં છે. લક્ષ્મીએ આપેલા પૈસા લૂંટાઈ ગયા છે. લથડીઆ ખાતો ખાતો રામુ ઘેર આવે છે. લક્ષ્મી માંદી પડે છે. પથારીમાં છે, એની બાજુમાં છોકરાંએ બેઠા છે, મનહરને ખબર પડતાં મનહર લક્ષ્મીની તબીયત જોવા આવે છે. લક્ષ્મીને તાવ ધીકતો હોય છે એનાં ગાત્રો શિથિલ થઈ ગયાં છે. મનહર લક્ષ્મીની બાજુમાં બેઠો છે લક્ષ્મીના કપાળે હાથ મૂકી એને કેટલો તાવ છે એ તપાસે છે એવામાં રામુ શરાબી હાલતમાં પ્રવેશે છે. લક્ષ્મીની બાજુમાં મનહરને જોઇ એની આંખ લાલ થાય છે.)

રામુ :—(ભાન ભૂલ્યો હોય એ રીતે ગુસ્સામાં) હરામખોર! મારી ગેરહાજરીમાં લક્ષ્મીને ... રામુએ એટલું કહેતામાં તો ખુણામાં પડેલું ધારીયું ઉઠાવ્યું મનહર (ઘરની બ્હાર જતાં) — "રામુ, રામુ, સાંભળ તો ખરો." (એટલું કહે એ પહેલા તો રામુએ ધારીયું ઊગામ્યું અને મનહરને ઘા કરવા જાય છે ત્યા લક્ષ્મી પથારીમાથી ઉઠીને રામુનો ધારીયાનો ઘા ઝીલી લે છે. ધબાક દઈને લક્ષ્મી લોહીથી તરબોળ હાલતમાં જમીન-પર પટકાઈ પડે છે. રામુના હાથમાંથી ધારીયું પડી જાય છે. રામુ અને મનહર એને ઉઠાવીને પથારીમાં લાવે છે.)

[મનહર ડોક્ટરને બોલાવવા જાય છે. લક્ષ્મી બેભાન હાલતમાં પડી છે. છોકરાંઓ રોકકળ કરી મૂકે છે બાજુમાંથી ગંગાબ્હેન આવે છે. અને બધી પરિસ્થિતિ સમજી જાય છે.]

(શરાબી રામુના હાથમાં લક્ષ્મીનો દેહ પડ્યો છે. થોડો વખત વીતે છે. રામુનો નશો ઓછો થાય છે. પોતે દારૂના ઘેનમાં શું કર્યું એનું એને ભાન થાય છે)

રામુ :—લક્ષ્મી! લક્ષ્મી! મારા સામુ તો જો, હું રામુ, મને માફ કર; હું હવે કોઇ વાર કોઇ દિવસ દારૂ નહિ પીઉં. મને માફ કર.

લક્ષ્મી આંખો ખોલે છે. એનાથી બોલાતું નથી. છતાં તુટતા અવાજે રામુના સામું જોઇ કહે છેઃ—

"રામુ! રામુ! બસ કહે કે તું હવે દારૂ કોઈ દી નહિ પીએ?"

રામુ:—હા. કોઈ દિવસ નહિ. મારી લક્ષ્મી મને માફ કર. (લક્ષ્મીના કપાળે રામુએ પોતાનું ધોતીયું ફાડીને પાટો બાંધ્યો છે લક્ષ્મીની આંખો ફરી મીંચાય છે મનહર ડોકટર લઈને આવે છે.)

રામુ:—(લક્ષ્મીને ઢંઢોળતાં)

લખુ ઓ લખુ! જો આ ડોકટર આવ્યા મનહરભાઈ આવ્યા [લક્ષ્મી ધીમે રહીને આંખો ખોલે છે. ડોકટર એની નાડી તપાસે છે. લક્ષ્મીનું શરીર તાવથી કંપતું હોય છે ડોકટરનો ચહેરો ગંભીર છે. એવામાં લક્ષ્મી તુટતા અવાજે ફરી બોલે છે.]

લક્ષ્મી:—રામુ! રામુ! શું તું સાચુંજ કહે છે? ફરી દારૂ કોઈ દિ' નહિ પીએ!

રામુ:—ના, કોઈ દિ નહિ. લક્ષ્મી, કોઈ દી નહિ.

લક્ષ્મી:—"વચન આપો તો!"

રામુ:—લે, લક્ષ્મી આ મારો બોલ (એમ કહી રામુએ લક્ષ્મીના હાથમાં પોતાનો હાથ મૂક્યો લક્ષ્મીએ સંતોષ અનુભવતાં એક વાર ફરી ઉચ્ચાર્યું:— તો આ છોકરાંઓ હવે હું તમારા હાથમાં મૂકું છું, એમ કહી લક્ષ્મીએ પોતાનાં છોકરાંઓને પાસે ખેંચ્યા અને રામુને સોંપતા ફરી આંખો મીંચી. નાડી ડોકટરનાં હાથમા જ રહી ગઈ.) એકાએક ડોકટર બોલી ઉઠયા— ઓ! આ શું થયું.!

(રામુના ખોળામાં માથું મૂકીને લક્ષ્મીએ છેવટની આંખ મીંચી હતી.)

રામુ:—(લક્ષ્મીના દેહ પર માથું પછાડતાં પોક મૂકીને) લક્ષ્મી! લક્ષ્મી! આ તેં શું કર્યું? ઓ! ભગવાન, મને મારી નાંખ, હું પાપી છું. પાપી છું."

[મહામહેનતે ગંગાબ્હેન અને મનહર રામુને ઉભો કરે છે. છોકરાઓને ગંગાબ્હેન પોતાને ઘેર લઈ જાય છે અને રામુનાજ હાથે સ્વર્ગવાસ પામેલી લક્ષ્મીનો અગ્નિસંસ્કાર કરવાની વિધિ થાય છે.]

(પડદો પડે છે.)

* * * *

### પ્રવેશ ૪ થો

(મુંબઈ સરકાર મુંબઈ પ્રાંતમાં દારૂબંધી અમલમાં મૂકે છે. અને માટે પ્રોહીબીશન ગાર્ડઝની નોંધણી થાય છે. છાપાંઓમાં એની જાહેરાત આવે છે.

(રામુ પ્રોહીબીશન ગાર્ડઝની ઓફીસે જાય છે. અધિકારી સમક્ષ ગાર્ડ તરીકે પોતાનું નામ નોંધાવે છે)

અધિકારી— તું તો દારૂડિયો છે! ભલા ભાઈ, દારૂડિયા તે કોઈ દિવસ પ્રોહિબીશન ગાર્ડઝ તરીકે નીમાતા હશે! તો તો પછી દારૂબંધી સફળ થાયજ શાની?

રામુ:—ના સાહેબ, હું સાચેજ પ્રોહીબીશન ગાર્ડ બનવા માગું છું. દારૂની બદીથી હું અને મારું કુટુંબ કેટલું પાયમાલ થયું છે એનો મને અનુભવ છે. મેં જાતે અનુભવ્યું છે એટલુંજ નહિ પણ "લક્ષ્મી" જેવી મારી બૈરી ગુમાવી છે. એટલે હું પ્રોહીબીશન ગાર્ડ તરીકે આપને સારૂં કામ આપી શકીશ. સાહેબ! હું મારાં પાપ ધોવા માગું છું.

(રામુ પ્રોહીબીશન ગાર્ડ બને છે દારૂ ગાળવાના છુપા રસ્તા, અડ્ડાઓ, દારૂની કલબો, અને દારૂ પીનારાઓ વિષે રામુ ઉપરી અધિકારીઓને અગત્યની માહિતીઓ આપે છે. સરકાર તરફથી રામુની કદર થાય છે. એનઈનામમાં સરકાર તરફથી સુવર્ણ ચાંદ મળે છે.)

(પ્રોહીબીશન ગાર્ડના પોશાકમાં રામુ સરકારી ચંદ્રક લઈને ઘેર આવે છે. લક્ષ્મીના ફોટા સામે એ ઉભો રહે છે. પોતાને મળેલો સુવર્ણ ચંદ્રક હાથમાં લઈને લક્ષ્મીના ફોટાને લશ્કરી ઢબે સલામી આપતાં રામુ કહે છે—લક્ષ્મી! મારી લક્ષ્મી, મેં મારૂં વચન પાળ્યું છે હું દારૂ પીતો નથી પણ દારૂની ઘોર ખોદી રહ્યો છું તુ સુખી થાજે.)

(છોકરાઓ નાનીઓ ચંચી અને મંગુ રામુને વળગી પડે છે. છોકરાઓને બગલમા લઈને રામુ જોશમાં આવીને છોકરાઓને કહે છે:—)
બોલો શરાબ બંધીનો જય! દારૂ તાડી મુર્દાબાદ.
છોકરાઓ જોરથી જોશમાં આવીને પોકારે છે:—
**દારૂ તાડી મુર્દાબાદ! શરાબબંધીનો જય.**

# પ્રગતિને પંથે



લેખિકા

સૌ. ઊર્મિલાબહેન મહેતા

હિન્દુ સમાજમાં સૈકાઓથી પુરુષવર્ગે સ્ત્રીઓ ઉપર પોતાનો માલિકી હક સ્થાપી એને કાયદાની દ્રષ્ટિએ, વ્યવહારમાં તેમજ સામાજિક દૃષ્ટિએ જે અનેકવિધ અન્યાયો કર્યા છે તેમાં સૌથી મોટો અન્યાય તો પુરૂષ એક ઉપર બીજી પત્ની કરવાનો જે નિર્બંધ હક ભોગવતો આવ્યો છે તેથી થઈ રહેલ છે. આથી ઘણા સંજોગોમાં પહેલી પત્નીની જે દીન, હીન અને કરૂણ પરિસ્થિતિ થાય છે તે વર્ણવી વર્ણવાય તેવી હોતી નથી. જીવનની નૌકાનું સ્થિર વહન કરવા માટે એકમેકને પૂરક નીવડે તેવાં બે સુકાનીઓમાંથી એકને થતો બેફામ અન્યાય કોઈપણ સંસ્કારી સમાજ ન સહન કરી શકે તે દેખીતું છે. એથીજ મુંબઈ પ્રાંતની ધારાસભાએ એક ઉપર બીજી વાર લગ્ન કરવાની પ્રથાને પ્રતિબંધિત કરતો કાયદો પસાર કરેલ છે. પ્રસ્તુત લેખમાં એની પૂર્વભૂમિકાનું દિશાસૂચન વાચકને મળી રહેશે.

૧૯૪૬ માં પ્રથમ આ કાયદો મુંબાઈ ઈલાકાની ધારાસભામાં મુંબાઈ પ્રાંતની પ્રજાને માટે પસાર થયો. એ કાયદામાં તો શબ્દો સ્ત્રી અને પુરૂષને બંન્ને માટે છે. પણ હિન્દુ સમાજમાં– જે હિન્દુઓ માટે આ કાયદો કરવામાં આવ્યો, છે– તેમાં પત્નીને તો એક ઉપર બીજો પતિ કરવાની છૂટ હતીજ નહિ. એટલે અનેક પત્નીત્વ અટકાવવા માટેજ આ કાયદો હતો એમજ કહી શકાય. કેટલાયે વર્ષોથી હિન્દુ સમાજમાં સ્ત્રી પર કેટલીયે રીતે કાયદાની-દૃષ્ટિએ અનેક અન્યાયો થઈ રહ્યા છે. કાયદાની દૃષ્ટિએ તેમ હતું એટલે તેથી કરીને સમાજમાં સ્ત્રીનું સ્થાન પુરૂષ કરતાં ઉતરતુંજ ગણાતું આવ્યું છે. સ્ત્રી અને પુરૂષ એક બીજાનાં complements છે, અને એ બન્નેએ સાથે રહીને એક બીજાના સહકારથી જીવનના પોતપોતાના ક્ષેત્રમાં પોતાની ફરજો અદા કરીને દુનિયાનો વ્યવહાર ચલાવવાનો છે પણ તેથી સ્ત્રી, પુરૂષ કરતા કોઈપણ રીતે ઉતરતી છે એમ તો નજ કહી શકાય– તો પણ આમ સ્ત્રીઓને અન્યાય કેમ?

## ભૂતકાલીન પરિસ્થિતિ

હિંદમાં મુસલમાની રાજ્ય આવ્યું, અને ફરજિયાત પડદાની પ્રથા દાખલ થઈ ત્યારથી, આમ છે તેમ નથી પણ તે પહેલાંથી ઉપર જણાવેલી પરિસ્થિતિ હતી. સ્ત્રીઓને આર્થિક હક્કો નહોતાજ એમ ઇતિહાસ બતાવે છે–સ્ત્રીનું સ્થાન વેદકાળ ને તેની પૂર્વે કેવુંયે હશે પણ ધીમે ધીમે સ્ત્રીનું સમાજમાં સ્થાન નીચું થતુંજ ગયું ને તે એટલે સુધી ગયું કે સ્ત્રી ને પુરૂષના ભોગનું સાધન કે સ્ત્રી તે પુરૂષની મિલકતજ ગણાવા લાગી. આર્થિક દૃષ્ટિએ સ્ત્રીઓ પાસેથી બધાજ હક્ક લઈ લેવામાં આવ્યા તેથીજ સ્ત્રીઓની સમાજમાં આ સ્થિતિ થઈ તેમાં કંઈ શંકા નથી.

## લગ્ન વિષે હિન્દુઓનું મન્તવ્ય

હિન્દુ લોકો તો પાછા એમ કહે છે કે લગ્ન એ ધાર્મિક બંધન છે. ઇશ્વરે કરેલું જોડાણ છે. ઉપરજ તે સબંધ થાય છે ને ત્યાંજ તે તૂટી શકે. પણ ખરી વસ્તુસ્થિતિમાં તેમ છે ખરૂ? ધાર્મિકજ બંધન જો ગણાવું હશે તો તે ફક્ત સ્ત્રીઓનેજ માટે. હિન્દુ સમાજમાં સામાન્ય રીતે બધાંજ નીતિનાં બંધન સ્ત્રીઓનેજ લાગુ પડતાં આવ્યા છે તેમજ થયું છે. લગ્નની બાબતમાં હિન્દુ સ્ત્રીને પતિને દેવસમો માનવાનો–જ્યારે પતિ પત્નીને માત્ર ભોગના સાધન રૂપેજ ગણે મીલકતની માફક વેચાતી સુદ્ધાં લઈ શકે અને તે ઉપરાંત પત્ની તરફથી દહેજ પણ મોટું આવતાં કે પત્ની

કરતાં કેવળ પણ વધારે આકર્ષક સ્ત્રી મળતાં તે પતિ પત્નીને બાજુએ મૂકી તેના ઉપર બીજી પત્ની કરી શકે; પતિ પત્નીને મારે, દુઃખ દે પણ તેનો તો સમસ્ત આધાર પતિ ઉપરજ એટલે એ બિચારી જાય ક્યાં? આવો હિંદુ કાયદો અસ્તિત્વમાં હોતાં સ્ત્રીને કેટલાએ વર્ષોથી એવી અભણા-વસ્થામાં રાખવામાં આવી છે કે તે બિચારી પોતાનું હિત શેમાં છે તે પણ નક્કી કરી શકે તેમ નથી. એટલે તેણે મૂંગા મોએ બધું ચલાવ્યું—પતિ એટલે પુરૂષોએ જે કર્યું તે માન્યું. પતિના સુખમાં સુખ માન્યું.

## એકમેકનાં પૂરક

પતિપત્ની સહકારથી રહે, એક બીજાનાં સહચરો બની જીવનનાવ સાથે ચલાવે તેમજ પતિ પત્નીના સુખમાં સુખ માને કે પત્ની પતિના સુખમાં સુખ માને તો કાંઇ ખોટું નથી. એમ એક બીજાના સુખે સુખી ને દુઃખે દુઃખી થઈ શકે, સુખદુઃખની આપસે કરી શકે તોજ બંને આ દુનિયામાં શક્ય તેટલાં સુખી થઇ શકે તેમાં કંઇ શંકા નથી. પણ આ બધી વાતો એક તરફીજ છે—પત્નીને પતિના સુખમાં રાચવાનું ને દુઃખે દુઃખી થવાનું ત્યારે પતિને પત્નીના સુખની કે દુઃખની દરકાર સુદ્ધાં કરવાની ફરજ નહિ! પત્નીને હૃદય હોય છે, તેને લાગણીઓ હોય છે, તે પણ એક માનવી છે તે ભૂલીજ જવાનું. પત્નીને તો સામાન્ય રીતે ઘરમાંજ રાંધવા કરવા એક સોંઇ મજુરણના રૂપે તથા સ્વર્ગમાં લઇ જવા માટે પ્રજાને જન્મ આપવા માટે સંચા રૂપે ઘરમાં લાવવામાં આવતી. પુરૂષોએ આવી રીતે કાયદાઓ ઘડ્યા. આટલા વર્ષો આવી રીતે શું શું સહન કરવું પડ્યું છે તે તો જાણીતી વસ્તુ છે. આમાનો એક મોટો અન્યાય એક ઉપર બીજી પત્ની કરવાનો હક પરત્વે હતો.

## મહાન અન્યાય

પુરૂષ એક ઉપર બીજીજ કરી શકે તેમ નહતું બે ત્રણ ગમે તેટલી પત્નીઓ કરવાની તેને છૂટ હતી—બાળક તેમાં ખાસ કરીને પુત્ર ન હોય— પોતાની પત્ની કરતાં બીજી વધુ આકર્ષક સ્ત્રી મળે તો પુરૂષોને પોતાની પત્ની હયાત છતાં, તેના કંઇ પણ ગુન્હા વગર એક પત્ની ઉપર બીજી પત્ની કરતાં જરાએ આંચકો લાગતો નહિ.—છેલ્લાં થોડાં વર્ષોથી તો એક મોટો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો. નાની ઉંમરના છોકરા ને છોકરીના લગ્ન કરવામાં આવે. છોકરાને તો કમાવા માટે કેળવણી આપવીજ પડે એટલે તેને સ્કુલ કોલેજમાં ભણવા મોકલવામાં આવે ને ત્યાં બને એવું કે એની પત્ની અભણજ કે થોડું ઘણું વાચતાં લખતાં શીખી હોય. છોકરો કોલેજમાં કે એમ એની સાથે ભણનાર બીજી છોકરીના સમાગમમાં આવે, તે સામાન્ય રીતે વધારે ચબરાક હોય એટલે તેને માટે આકર્ષણ થાય. પત્ની તરફ અણગમો આવે ને તેમાંથી બને એવું કે પેલી કહેવાતી ભણેલી છોકરી પેલી પહેલી પત્નીના સ્વમાનની—સુખની જરાય પણ દરકાર કર્યા વગર તેની શોકય થઇને જાય. કેટલીએ વખત એવું પણ બને કે પ્રથમ પત્નીને બાળકો પણ હોય (જો કે પતિ પત્નીને બાળક ન થાય તો તેમાં પત્નીનોજ દોષ હોય એમ શા માટે માની લેવાતું હશે તે હું સમજતી નથી પતિનો પણ દોષ હોઇ શકે છે)—આવી રીતે પતિ બીજી પત્ની લાવે, બાળકોને પતિ લઇલે તો પણ માને દુઃખ, નહિં તો એકલે હાથે બાળકોનું બધું જોવું પડે—નહિ તો શોકયની સાથે રહી, ઘરમાં નોકરડી કે અણમાનીતી પત્ની તરીકે રહી હંમેશ દુઃખી થયા કરવાનું.

છેલ્લા દસકામાં તો આવા કેટલાંયે લગ્નો થયાં જ્યારે પ્રથમ આવા એકાદ બે લગ્ન—ને તે પણ જાણીતા કુટુંબોમાં થયા ત્યારે સમાજે ખરેખરો વિરોધ પ્રદર્શિત કર્યો હોત, આવી રીતે પરણનાર જોડલાનો સામાજિક બહિષ્કાર કર્યો હોત તો આવાં લગ્નો કદાચ અટકત. પણ આપણો સમાજ બહૂજ ટૂંકી યાદગીરીવાળો છે. આવા લગ્નો થયાં ત્યારે તરતજ હોહા થઇ. ને પછી કંઇ નહિં. આવા લગ્નોમાં પુરૂષોનો જેટલો વાંક કાઢી શકાય તેટલો અથવા તેથી વધારે પેલી ભણેલી છોકરી કે જે પોતાનીજ એક બેનના હક્ક પર તરાપ મારતી તેનો વાંક કઢાવવો જોઇએ, પણ કાયદાની દૃષ્ટિએ આ ચલાવી લેવાતું હતું. એક સ્ત્રી કદીએ પતિ ન કરી શકે એટલુંજ નહિં પણ એક વખત તો એવો હતો કે એક સ્ત્રી વિધવા થાય તોપણ બીજો પતિ ન કરી શકતી જ્યારે એક પતિ તો એક સાથે ગમે તેટલી પત્ની કરી શકે. રાજા મહારાજાઓ આવી રીતે કેટલીએ રાણીઓ કરતા ને વધુ રાણીઓ તેમ રાજાઓનો મોભ્ભો વધારે ગણાતો.

## શિક્ષિત સમાજની જાગૃતિ

આ સ્થિતિ બધાને એટલી બધી સાલવા લાગી કે

કે મુંબઇની ધારાસભામાં કેટલાક સભ્યને લાગ્યું કે એ સ્થિતિ સુધારવીજ જોઇએ. ને તેથીજ મુંબઈ પ્રાંતની ધારાસભામાં એક પત્નીત્વ ફરજીયાત કરતી કલમ હિન્દુ કાયદામાં પ્રથમ ૧૯૪૬માં દાખલ કરવામા આવી. રાહતની દૃષ્ટિએ હિન્દુ સ્ત્રીને થતા અન્યાયો દૂર કરવા માટે જે પગલાં લેવાયા છે તેમાનું આ એક મહત્વનું પગલું કહી શકાય. હિન્દુ એટલે શીખ, જૈન, બુદ્ધ, આર્યસમાજ તેમજ બ્રાહ્મસમાજના લોકોને પણ આ કાયદો લાગુ પાડવામાં આવ્યો છે. મુંબઇ પ્રાન્તમાં લાગુ પડતો કાયદો એટલે મુંબઇના રહેવાસી બહાર જઇને પણ આવી રીતના લગ્ન કરે તો તે લગ્ન તરીકે ગણાય નહી તેટલુંજ નહિ પણ આ કાયદો તોડનાર સજાને પણ પાત્ર થાય છે. આવી રીતે કોઇ નાની ઉંમરના છોકરાને (minor) એક-પત્ની ઉપર બીજી પત્ની કરવામાં મદદ કરનાર લોકોને પણ સજાના પાત્ર બનાવવામાં આવ્યા છે.

## એક સુધારો

૧૯૪૮ના કાયદામાં થોડો સુધારો કરવામાં આવ્યો જેમાં એક મહત્વનો સુધારો હતો જે આવા લગ્ન માટે અમુક છૂટ મૂકતો હતો. એક કોઇ પુરુષ કે સ્ત્રીના લગ્ન થયાં હોય પણ સાત વર્ષ સુધી તેની પત્ની કે પતિ તેને છોડીને ચાલી ગયેલ હોય, તો તેને માહિતી મળી શકે તેવી રીતે બીજા લગ્ન માટે જાહેરાત કરીને પછીથી તે પુરૂષ કે સ્ત્રી બીજાું લગ્ન કરી શકે.

આમ આ કાયદાથી છેલ્લા થોડા વર્ષથી જે એક સળગતો પ્રશ્ન થઇ ગયો હતો તેનો નીકાલ લાવતો સુધારો હિન્દુ કાયદામાં કરવામાં આવ્યો. જોકે ખરૂં જોતાં હિન્દુ કાયદામાં આમ ટૂકડે ટૂકડે સુધારા કરવાથી કેટલીકવાર ઘણી મુશ્કેલીઓ ઉભી થવાનો સંભવ છે પણ સમસ્ત હિન્દુ કાયદો સુધરે તેને તો સમય લાગવાનો સંભવ છે જ્યારે મુંબઇ પ્રાન્તે એક પત્નીત્વની બાબતમા પોતાનો મત પ્રદર્શિત કરી દીધો છે. ને તે માટે મુંબઇની સરકાર અને ધારાસભાના સભ્યોને ખરેખર ધન્યવાદ આપું છું.

## વધુ જોગવાઇની આવશ્યકતા

અન્તમાં એક મહત્વની બાબત તરફ અંગુલિનિર્દેશ કરવો જરા જરૂરી જણાય છે. આ કાયદો એમ સ્થાપિત કરે છે કે જો કોઇ પુરુષ એક ઉપર બીજી પત્ની કરે તો તે લગ્ન ફોક ગણાશે. બીજી વાર પરણતો પુરુષ અલબત્ત, પોતાની આગલી પત્ની નથી અથવા તો પોતે અગાઉ પરણ્યોજ નથી એવો ઢોંગ કરશે અને કોઇ કુમારિકાને ફસાવશે. એનું આ લગ્ન એક પત્નીની ઉપરવટ થયું છે એમ જાણમાં આવતાં એ ફોક થયું ગણાશે. એથી પુરુષને તો બહુ તો થોડી ઘણી શિક્ષા થશે. પણ પેલી ભોળવાઇ ગયેલી સ્ત્રીનું શું? ધારો કે એ સ્ત્રી સાથે લગ્ન કર્યા સબબનો એનો ગુનો જાહેર થાય તે દરમિયાનમાં બીજી સ્ત્રી સગર્ભા બની હોય, તો એ બાળકનું ધણી કોણ થાય? કાયદામાં આની કંઇ જોગવાઇ છે? આવી સ્ત્રીને પરણવા તૈયાર થનાર યુવકો સહેલાઇથી મળી આવે એટલો વિકસિત હજુ આપણો સમાજ થયો નથી. એવા સંજોગોમાં પુરુષે કરેલ ગુનાનો ભોગ બનતી સ્ત્રીને કંઇક સંરક્ષણ મળે તે જરૂરી ગણાય.



# અનાજનો દુર્વ્યય અટકાવો

લેખક:
શ્રી. શાંતિલાલ પરીખ
બી. એ.

**અનાજની બાબતમાં દેશને સ્વાવલંબી બનાવવા માટે 'વધુ અનાજ ઉગાડો' ની ઝુંબેશ હિન્દને ખૂણે ખૂણે પ્રસરી રહી છે. એવીજ અસરકારક ઝુંબેશ જો અનાજનો બગાડ અટકાવવા માટે ઉપાડવામાં આવે તો ધ્યેય વહેલું સિદ્ધ થાય. અનાજનો એક એક કણ કેટલો ઉપયોગી છે, કેટલો મોંઘો છે એની સમજ જો સામાન્ય માણસને આવે તો હરરોજના જીવનમાં અનેકધા બગડતું કેટલુંયે અનાજ બચે અને રાષ્ટ્રિય આપત્તિમાંથી ઉગરી જવાય. પ્રસ્તુત લેખમાં કઇ કઇ રીતે અનાજનો દુર્વ્યય અટકાવી શકાય તે દર્શાવવામાં આવેલ છે.**

કોણ જાણે કેમ, પણ આપણને એવી આદત પડી ગઇ છે કે આપણે કોઇપણ તકલીફને ખરી દૃષ્ટિએ જોતાં શીખ્યા નથી. એક ક્ષેત્રે નહિ પણ અનેક ક્ષેત્રે આપણે આવી જ જાતની ભૂલની પરંપરા કરીએ છીએ. માનવીના સ્વભાવનું બંધારણ જ એવા પ્રકારનું થઇ ગયું છે કે તે હમેશાં આગ લાગ્યા પછી કુવો ખોદવાનો વિચાર કરે છે.

એક વખત આપત્તિ દુઃખ કે દર્દ આવ્યા પછી આપણે તેના મારણ માટેનો ઇલાજ શોધવા માથાકુટ ને મહેનત કરીએ છીએ. Prevention is better than cure — જેવા સાદા સત્યને સમજવા જતાં આપણે આફતને આમંત્રણ આપી તેમાંથી ઉગરવા માટે ફાંફા મારીએ છીએ.

અન્નક્ષેત્રે આપણી અવદશા આવા જ પ્રકારની છે. આપણા આજ જે હાલહવાલ હસ્તી ધરાવે છે તે માટે સંપૂર્ણ જવાબદાર આપણે છીએ. આજ 'વધુ અનાજ ઉગાડો'ની જોશભેર ઝુંબેશ ચાલે છે. આ ઝુંબેશ અવશ્ય આવકારપાત્ર ને આદર પાત્ર છે. અનાજનીવધતી જતી વપરાશને પહોંચી વળવા વધુ ઉત્પાદનની આવશ્યકતા છે.

પરંતુ અનાજ વધુ શાથી વપરાય છે, ધાન્યના ભંડાર સમા ભારતમાં અનાજની અછત શાને આભારી છે, અન્નની બાબતમાં સ્વતંત્ર એવો દેશ પરદેશ પર શા માટે અવલંબે છે. તેનાં મૂળભુત કારણો જાણવા આપણે પ્રયાસ કરવો જોઇએ.

એક માણસ ખૂબ ખર્ચ કરે. આવક કરતાં જાવક વધે. પછી વિચાર કરે ને તેનાં કારણ શોધવા પ્રયત્ન કરે. તેને વધુ કમાવાની આવશ્યકતા દેખાય ને તે માટે તે પ્રયત્ન કરે. છતાં પરિણામ નિરાશાજનક આવે, ને આવક કરતાં જાવક વધારે જ દેખાય. ત્યારે તે બીજો માર્ગ પકડે. જાવક પર દેખરેખ રાખે ને ખોટા ખર્ચમાં કાપકુપ મૂકે. હવે તેને જરૂર સફળતા મળે. શરૂઆતમાં આવક જાવકનાં પાસાં સરખાં થાય- પછી જાવક કરતાં આવક વધતી દેખાય— ને અંતમાં તેની પાસે સારા જેવો પૈસો જમા થાય.

કોઇપણ વસ્તુનો વ્યાવહારિકતાથી ને વિવેકથી વિનિમય કરતાં માણસને આવડે તો તે જરૂર સુખી ને સંતોષી જીવન જીવી શકે. ઉપર જે દૃષ્ટાંત દ્રવ્યની બાબતમાં આપ્યું તેજ દૃષ્ટાંત અન્નની બાબતમાં પણ લાગુ પડે છે. 'વધુ અનાજ ઉગાડો'ની ઝુંબેશનો વિચાર કરો. આ ઝુંબેશ બેશક આવકારદાયક છે- છતાં તેથી વિશેષ પણ બીજે પક્ષે થઇ શકે તેમ છે. દેશ પ્રત્યેની આપણી એ ફરજ છે કે આપણે એ ઝુંબેશને આગળ ધપાવવા પ્રયત્ન કરવો. —જમીનની બરાબર જાત સાંભળ રાખવી. ખાતર, ખેડ, ખેડૂત વગેરે બાબતમાં ધ્યાન આપવું. જમીનના રસકસને સાચવવો. બને તેટલો વધુ પાક વર્ષ દરમિયાન લેવો. સહકારની ભાવનાથી કામ કરવું. વાડાઓમાં પણ શાકભાજીનો ઉછેર કરવો. પડતર જમીનને એની લાયક બનાવવી. જમીનોનું એકીકરણ કરવું. ખેડૂતોને

આર્થિક મદદ કરવી- વિગેરે. આ આપણો અન્ન મોરચો.

હવે હાલની બીજી બાજુ તપાસો. તમે શહેરી હો-ખેતર, ખેડૂત, ખાતર, કશાયનું તમને ભાન ન હોય તો તમે આ ક્ષેત્રે- એટલે કે અન્નક્ષેત્રે દેશને સ્વાવલંબી બનાવવા કઈ રીતે સહકાર આપશો? વધુ અનાજ ઉગાડવાની જવાબદારી જેમ ખેડૂતને માથે છે તેમ વધુ અનાજ નહિ વેડફવાની જવાબદારી તમારે શિરે છે. ખર્ચની બાબતમાં ઉપર કહ્યું તેમ આવક કરતાં જાવકનું પલ્લું નીચું ન જાય તે જોવાની જવાબદારી તમારી છે. આ માટે તમારે ભૂખ્યા રહેવાની કે એકટંક ખાવાની કે ઓછું ખાવાની કંઇ જ જરૂર નથી. હાલની બીજી બાજુ- "ઓછું અનાજ બગાડો"ની છે.

અનાજના વ્યયની વાત કરીએ તો આપણને ખ્યાલ આવે કે આપણે આપણી જાતને હાથે કરીને રહેંસી રહ્યા છીએ. ગુન્હેગારની શોધ માટે ફાંફાં મારતી આપણી આંખો એટલું પણ નથી ઓળખતી કે પોતાનો આત્મા જ ખરો ગુન્હેગાર છે. અનાજના એકેએક કણની આજે કિંમત છે- એ સત્ય આપણે જ્યાં સુધી નહિ સમજીએ ત્યાં સુધી ઓછું – બને તેટલું ઓછું અનાજ બગાડવાની ભાવના આપણા દીલમાં જાગ્રત થવી અશક્ય છે. 'ચલતા હય, હોતા હય, ખાતા હય, પીતા હય' જેવી બેદરકારી ને બેકાળજીમાં આપણે આપણા નાશને નોતરી રહ્યા છીએ. 'ઇધર ઉધર' ને 'અહિં તહિં' ની પારકી પંચાતમાં આપણે આપણી પોતાની નાદારી નોંધાવવા નીકળી પડયા છીએ.

## ગૃહિણીનો સહકાર

'ઓછું અનાજ બગાડો'ની ઝુંબેશમાં પહેલો સહકાર આપણને ઘરની ગૃહિણીનો ખપે છે. બેનો આ ક્ષેત્રે જેટલો સહકાર આપે તેટલો ઓછો છે. 'નવયુગની નારી' ને નામે પોતાને ઓળખાવવામાં અભિમાન લેતી સ્ત્રીએ અન્નક્ષેત્રે બીલકુલ આંખમિંચામણાં કર્યાં છે. પોતાના ઘરમાં શું બની રહ્યું છે તે જોવાને બદલે દુનિયામાં શું બની રહ્યું છે તે જોવાની તે વધુ ઇંતેજારી રાખે છે. બેનોની આ બેદરકારી અક્ષમ્ય છે. ઘરનાં ઘરડાં માજીનો અનાજની સારી સંભાળ રાખવાના સંસ્કારનો ઉચ્ચતમ વારસો તેને ખપતો નથી. પારાની થેપલીઓ નાખવી, અવારનવાર અનાજ જોવું, તેની સાફસુફી કરવી વગેરે બાબતમાં રચ્યાપચ્યા રહેવાનું તેને લગીરે ય પસંદ પડતું નથી. બહાર એ જેટલો વખત કાઢે છે તેથી દશમા ભાગનો વખત એ અનાજની બાબતમાં આપે તો યે બહુ થઇ ગયું. અનાજને ભેજ ઉધા લાગે, સડો લાગે, જીવાત લાગે- આ બધાની જવાબદારી ઘરની ગૃહિણીની છે.

નાનાં બાળકોનો જમણો હાથ મ્હોં તરફ જ વળે છે. તેને શી રીતે ખાવું તે શીખવાડવાની જરૂર પડતી નથી કે તે માટે શિક્ષક રાખવો પડતો નથી. છતાં માબાપોની તેમનાં બાળકોના સંસ્કારનાં ઘડતર પ્રત્યેની બેકાળજીને લીધે પણ અનાજનો ઘણો વ્યય થાય છે. એક બાળકના પેટમાં જેટલું અનાજ જાય છે તેથી વધુ અનાજ પત્થર પર, પાટલા પર, પોષાક પર, તે પાડે છે.

## હાનિકારક પ્રથાઓ

એઠવાડાની વાત તો આપણા જ ઘરમાં હોય છે ખાતાં ખાતાં ઢોળેલું, વેરેલું તે બધું એંઠવાડના રૂપે આપણે બહાર ફેંકી દઇએ છીએ. અનેક ઘરના એંઠવાડા જ્યાં ભેગા થાય ત્યાં એક મોટો ઉકરડો થાય છે. કોઇ પરદેશી આગળ આપણે આ પુરાણ વાંચીએ તો તે આપણા સંસ્કાર માટે શું ધારશે તે કહેવાની અહિં જરૂર જણાતી નથી. આપણા આરોગ્યને જોખમાવતા આવા ઉકરડાઓ આપણા સમાજની બગાડ કરવાની વૃત્તિનાં પરિણામ છે— ને તે આપણું એક મોટામાં મોટું કલંક છે.

જરૂર કરતાં વધારે રાંધવું, જરૂર કરતાં વધારે પીરસવું, ને જરૂર કરતાં વધુ આગ્રહથી ખવડાવવું, ફેશનની તાણમાં તણાઇ થાળીમાં થોડું છાંડવું - આ બધાં કૃત્યો ગુન્હાહિત છે. માત્ર મધ્યમ વર્ગના જ નહિ, પણ સારાં કુટુંબોમાં પણ આ કુટેવ જોવામાં આવે છે. આપણે જેને વિવેક ને વિનય માનીએ છીએ તે ખરેખર આપણી બેવકુફી જ હોય છે. આ રીતે અનાજનો વ્યય કરી વધેલું એઠું કોઇને ખવડાવવું કે પછી ઉકરડાને ખદબદતો રાખવો એ

આપણા કહેવાતા સંસ્કારનું 'સુરેખ' ચિત્ર છે. જરૂર કરતાં વધારે રાંધવામાં, વધારે પીરસવામાં, વધારે છાંડવામાં, આપણે આપણા અન્ન મોરચાને મુશ્કેલીમાં મૂકી રહ્યા છીએ એટલું યે જો સમજીએ તો ઘણું છે.

પાકશાસ્ત્રમાં પૂરતી પ્રવીણતા વિના જાતજાતના જીભના સ્વાદોને સંતોષવા ખાતર અનાજનો ઉઘાડો દુર્વ્યય કરવો એ પણ અસ્થાને છે. કોઈ કહેશે કે બૈરાંની વાતમાં આદમીઓ શું સમજે? પણ કંઈક સમજે છે માટે જ કહું છું. પેલી મનોરમાએ કોણ જાણે ઢોકળાંનો લોટ એવો તે કેવો પલાળ્યો કે એકે ય ઢોકળું સીધું ન ઉતરતાં બધો લોટ ફેંકી દીધો. પેલાં આઠ ઈંજેકશન લઈ હમણાં જ ઉભા થયેલાં વિમળા બેન રોટલીની કણક એવી તે કેવી બાંધી કે એકેય રોટલી સીધી ન વણાતાં બધી કણક ફેંકી દેવી પડી. પેલાં મંજુબેને ઘરડે ઘડપણે મગજ એવો તે કેવો બનાવ્યો કે ખાતાં વેંત છોકરાંને ઉલટી થઈ જતાં બધો મગજ ફેંકી દેવો પડ્યો. આવા તો એક સો ને એક દૃષ્ટાંત આંખ સામે છે. આ બગાડ ને 'બરબાદી અનાજનો મોરચો કેટલો નબળો કરે તેનો સરવાળો કરીએ તો સમજાણું પડે કે આપણે મોટામાં મોટા ગુન્હેગાર છીએ.

## શોભા કે શરમ ?

ઘરમાંથી હવે આપણે બ્હાર આવીએ. અંદર શું કે બ્હાર શું, બંને આપણે એક સરખો અનાજનો વ્યય કરતા આવ્યા છીએ. અનાજની વખારો, અનાજની દુકાનો, દળવાની ઘંટીઓ વગેરે સ્થળોએ જથ્થાબંધ અનાજનો વ્યય થાય છે. આધુનિક ઢબનાં અનાજનાં સંગ્રહાલયોને અભાવે ઘણું અનાજ કાં તો સડી જાય છે કે પછી ઉંદરના ઉદરમાં ચાલ્યું જાય છે. હિંદમાં કૂદકે ને ભૂસકે વધતી જતી આ મૂષકોની વસ્તીનું કારણ પણ તે જ છે. ઘણા બનાવોમાં આખી રાતભર માણસોની હાજરીમાં ઉંદરો ઘરની અંદરના અનાજના ઉઘાડા પડેલા જથ્થાઓ ઉપર લશ્કરી ગેરીલા નૃત્ય કરતા જણાય છે.

બીજી બાજુ ન્યાતવરાની વાત કરો. પોતાને પ્રમાણિક પ્રજાજન તરીકે પ્રમાણતા ઘણા પુરુષો કાયદા ને કાનૂનને પોતાના ગજવામાં રાખી જમણવાર ન કરવાના કે અમુક માણસોથી વધુ માણસોને ન જમાડવાના પ્રતિબંધનો છડેચોક ભંગ કરે છે. કાયદામાં રહેલી છટકબારીનો તેઓ લાભ ઉઠાવે છે. એક ઘરને બદલે અનેક ઘરે ચુલા મંડાવે છે ને જમણ માટે આમંત્રાયલા સજ્જનોને ઘરે ઘરે વહેંચે છે.

અત્યારની આ વાત બાજુએ રાખતાં જ્યારે જમણવારની જાહોજલાલીના દિવસો હતા ત્યારની વાત કરો. આવા જ્ઞાતિવરાઓમાં અનાજનો અઢળક વ્યય થતો. ખાદ્યપદાર્થોનો ખુરદો વળી જતો. પાછળ રહેલા એંઠાને લુંટતા માણસો જ્યારે લુંટ ચલાવી બ્હાર તેની વહેંચણી કરતા જોવામાં આવતા ત્યારે જણાતું કે એક રાતના જમણવારમાં, એક ટંકના વારામાં શ્રીમંતાઈને બળે ઘણા સજ્જનો અનેક દિવસના, અનેક માણસોને ચાલે તેટલા અનાજનો એંઠી રૂપે કચ્ચરઘાણ વાળી દેતા. જમણવારોમાં પોતાની શ્રીમંતાઈની શોભા, પોતાની સંસ્કૃતિની સચ્ચાઈ માનતા માણસો દેશના અવ્વલ નંબરના દુશ્મનો છે.

આ ઉપરાંત વીશીઓ, ભોજનાલયો, હોટલો વગેરે જગાએ અનાજનો જે વ્યય થાય છે તે જુદો. આવી ઘણી સંસ્થાઓમાં વ્યવસ્થાનું ઉઘાડું દેવાળું હોય, કમાવાની તમન્ના સિવાય બીજી કોઈ ભાવનાની નાદારી હોય ત્યાં આગળ અન્નનો કેટલો વ્યય થતો હશે તેની કલ્પના કરવી જ અસહ્ય ને અકારી છે. ખાલી જીભના સ્વાદને સંતોષવા ખાતર અહીં ઉતરી પડતાં ટોળાંઓનો વિચાર કરો તો સમજાય કે માનવી માનવી મટી કેવો ખાઉધરો બની રહ્યો છે.

અને એમના સંસારનું આ 'સુરેખ' ચિત્ર જુઓ. બ્હાર આરોગી મોડા મોડા ઘેરે આવતા પતિદેવની રાહ જોતી પત્નીને સાંભળવા માટે માત્ર આટલા જ શબ્દો મળે છે. 'આજ મને ભૂખ નથી' કે 'આજ મને રૂચિ નથી' કે 'અત્યારે મારે જમવું નથી.' પોતાને માટે તૈયાર રાખેલી રસોઈ પાછલી બારીએથી બૈરી ફેંકી ન દે તો બીજું શું કરે? આમ તો કેટલું યે અનાજ આપણે ફેંકી દઈએ છીએ. માનવી માત્ર એટલું જ સમજે કે તેને એક મોંઢું ને એક જ પેટ છે—તો અનાજનો આવો થતો વ્યય અવશ્ય અટકી જાય.

## ભાવના ભૂખ્યા ભગવાન !

આપણાં તીર્થધામો ધીમે ધીમે આપણા ધર્મની શરમરૂપ બની રહ્યાં છે. પચાસ હજારની વસ્તી ધરાવતાં શહેરમાં જેટલું અનાજ નહિ વપરાતું હોય તેટલું અનાજ પંદરહજારની વસ્તી ધરાવતા તીર્થધામમાં વપરાતું હોય છે. અહિં ઉતરી પડતા ભાવિક ભકતો અનેક દિવસનું અનાજ એક જ દિવસમાં વેડફી મારે છે. અનેક દિવસનું અનાજ એક જ દિવસે ખાઈ લેવા માગતા માણસો, અહીં બીજે દિવસે ભૂખ્યા ને ભૂખ્યા જ હોય છે. આપણા તીર્થ સ્થળોનો ઇતિહાસ ઉકેલવાનો ઇરાદો નથી – છતાં અનાજનાં તે વ્યયક્ષેત્રો છે તે વાત નિઃશંક ને નિર્વિવાદ છે.

આપણા ધાર્મિક રિવાજો મુજબ જે અન્નકૂટ ને છપ્પન ભોગ થાય છે તે વિષે કહીએ તો જરૂર કોઇ ભાવિકનું હૃદય દુઃખાય. પણ સમજનાર સમજી શકે છે કે ભગવાન ભાવનાના ભૂખ્યા છે – અન્નના નહિ. અન્નકુટને નામે આ પ્રમાણે માત્ર પોતાના જ સ્વાર્થ ખાતરે પ્રભુની પાસે ઢગલા કરી દેવામાં કોઇ ધર્મની જાહોજલાલી જણાતી નથી. મંદિરના મુખ્યાજી પાસેથી અનાજના વપરાશનો, સીધાસામાનની આવકનો જો હિસાબ માગવામાં આવે તો આ આખીયે વાત ઉઘાડી થાય તેવી છે. ભગવાન બારે માસ ભૂખ્યા રહી એકી દિવસે બધું અન્ન આરોગવાના નથી – એ વાત પણ ચોક્કસ છે. આ તો આપણા ધર્મની આપણે જ ક્રૂર મશ્કરી કરી રહ્યા છીએ – એટલું જ નહિં પણ અન્નને ખોટી રીતે વેડફી રહ્યા છીએ.

માન ને મેળાવડા, સભા ને સમારંભ, જાન ને જલસાના આ જમાનામાં પણ અનાજનો ઉઘાડો દુર્વ્યય થઇ રહ્યો છે. આવું કંઇક ને કંઇક કરતા રહેવાની બુરી આદત બધાને પડી ગઇ છે. માન લેનારા ને દેનારાનો આજ રાફડો ફાટી નીકળ્યો છે. આ સમારંભો લુખ્ખા હોતા નથી – એની પાછળ પણ લખલુટ અનાજનો વ્યય થતો આવે છે. હાલના તબક્કે આવા સમારંભો બીલકુલ અનાવશ્યક છે–

## આજની જવાબદારી

આપણે આપણી જવાબદારી સમજીએ, દેશ પ્રત્યેની આપણી ફરજ ઓળખીએ, દિવસે દિવસે આવતી વસમી પરિસ્થિતિ પીછાણીએ, પરદેશ પર અન્ન માટે અવલંબિત રહેવાની તકલીફ જાણીએ તો આપણે આ ક્ષેત્રે આપણો સહેલાઇથી સહકાર આપવાનું શકય માની શકીએ. એક સાધારણ ને સહેલી બાબતમાં આપણા સહકારથી આપણે જરૂર મહાન પરિણામ ઉપજાવી શકીએ.

'વધુ અનાજ ઉગાડો' ની ઝુંબેશથી આપણે જે પરિણામો લાવી શકીશું તેટલાજ સારાં ને સુંદર પરિણામો આપણે 'ઓછું અનાજ બગાડો' ની ઝુંબેશથી લાવી શકીશું.



"સ્વરાજયમાં રાજસત્તા દારૂ – અફીણનો વેપાર ન જ કરે"

—ગાંધીજી

**એકવાર ગામના મોભા રૂપ ગણાતી જાજરમાન પારેખ-હવેલીની કંગાળ હાલત જોઇ નવનીતને બહુ નવાઈ લાગી! જૂનો દોસ્ત કંચનલાલ પારેખની આવી દુર્દશા શાને લીધે થઈ?**

વકીલાતના ધંધામાં પડયા પછી બહાર ગામ તો ભાગ્યેજ નીકળાતું. તેમાંય ગામડામાં જવાનો પ્રસંગ તો ક્વચ્ચિતજ પડતો. હમણાં જમીન બાબતનાં કામ અંગે જમીનની માપણી કરવા માટે એક ગામમાં જવાનું થયું. ગામની ભાગોળે પગ મૂકતાંજ મનમાં થયું જાણે આ ગામ જોયેલું છે. જાણે હું અહીં આવી ગયેલ છું. અનેક વર્ષોના પગ ઉખાડી હું સ્મૃતિ તાજી કરવા લાગ્યો. હું અહીં ક્યારે આવ્યો હતો?




આ મંદિર, એનો પેલો ઊંચો ઓટલો, ગામનો ચોક, વળતાં આવતો ગામનો કૂવો ..... બધું જોયું હોય એમ લાગતું હતું. કે પછી બધાં ગામડાંઓની રચનાજ આવી હશે! આમ જોવા જઇએ તો વાત કેટલી નાની હતી. હું આ ગામમાં આવ્યો કે નહિ એ નક્કી ન થાય તોય કંઇ ફરક પડે તેમ નહતો. એથી કંઇ નફો કે નુકશાન પણ થવાનું નહતું છતાં મન જાણે એનીજ ઘટમાળમાં પડી ગયું હતું. હું ન્હાયો, નાસ્તો કરી આડો પડ્યો. તોય મન તો એની એજ ગડમથલ કર્યાં કરતું હતું. કેસના કાગળ જોવાના હતા પણ મનની સ્વસ્થતા વગર શું જોવું! પાનાં ફેરવવા લાગ્યો પણ આંખે અક્ષરો અડકતા જ નહતા. હું ક્યારે આવ્યો હતો, શા માટે આવ્યો હતો? ... આ પ્રશ્નોનો ઉકેલ જડતો નહતો.

હું કંટાળીને મકાનની પાછળ ખુલ્લી જગ્યા હતી ત્યાં આંટા મારવા લાગ્યો. ગામ તો નાનું હતું. બધાંય એક઼ ઢોરનાં, એક માળનાં મકાનો હતાં. દૂર છેવાડે ... વાઘરીનાં છાપરાં હતાં. પણ બધામાં એક મકાન ... ઊંચાઇથી અને તેની બાંધણીથી જુદું તરી આવતું હતું. ગામની વચ્ચે નહિ તેમ છેક છેવાડે પણ નહિ એ રીતે એ મકાન સૌનું ધ્યાન ખેંચતું ઊભું હતું. હું એ મકાન તરફ એકીટશે જોઇ રહ્યો હતો. ગામના નાક જેવું એ મકાન હતું. એ મકાન પણ જોયું હોય એમ થવા લાગ્યું. હું આ રીતે આંખો ફાડીને તાકી રહ્યો હતો. ત્યાં મારા અસીલ મને શોધતા આવ્યા

'ત્યાં શું જોઇ રહ્યા છો સાહેબ!'

'પેલું મકાન કોનું છે?'

'એજ પારેખની હવેલી ...... આપણા પ્રતિવાદી કંચનલાલ પારેખની હવેલી.

'પારેખની હવેલી...' હું મનમાં બબડયો; કંચનલાલ પારેખ અને પારેખ હવેલી નામ સાથે સાંભળીને મારી ફીકી હાલી ઉઠી.

'હાં ... હાં હવે યાદ આવ્યું. આ કંચનલાલ અને હું તો સાથે ભણેલા અને એવામાં હું પારેખ હવેલીમાં આવી ગયેલો! મનમાં બોલવાની વાત હું ઉતાવળથી બોલી ગયો.

'તમે અને કંચનલાલ સાથે ભણેલા?' આશ્ચર્યથી મારા અસીલે પૂછ્યું.

'હાં, અને ભણતા હતા ત્યારે દોસ્તો હતા. પણ રાહ જોઇ તો ત્રીસ વર્ષ વહી ગયાં. હું વકીલાતમાં પડ્યો શબ્દો મળે અમે કદી મળ્યા ય નથી. આજે તો એ મને રૂચિ ટાળખે પણ નહિ.

પોતાને મારે ફેકી ન દે તો અસીલ મારી સામે કંઇક વિચિત્ર ભાવે આપણે ફેંકુ જોઇ રહ્યા અને ધીમે અવાજે બોલ્યા: સમજે કે ... સાહેબ, આપણે તો કંચનલાલ સામે લડવાનું અનાજનો ... કેસ ને...'

'એમ તમે શા માટે ગભરાવ છો. તમારા કેસને કંઇ નુકશાન નહિ થાય ...'

'એતો હું જાણુતો જ હતો ... ન્યાયની બાબતમાં તો તમે સગાભાઇ નેય ...' અને એ મીઠું હાસ્ય કરી ચાલ્યા ગયા.

હું કોઇ ભૂતકાળની ઇમારતને ધારીધારીને જોતો હોઉં એ રીતે પારેખ હવેલીને જોઈ રહ્યો હતો. ત્રીસ વર્ષ પહેલાં એની કેવી જાહોજલાલી હતી. કંચનલાલના પિતા મહાસુખભાઈ પારેખ એ વખતે વહીવટ સંભાળતા હતા. ગામના ધણી હોય એવો એમનો ઠાઠ હતો. એમની ધાક પણ જબરી હતી. માનમરતબો પણ જબરી હતો. પારેખ હવેલીનો વૈભવ મહેમાનોને આંખે દે તેવો હતો પણ આજે એ પારેખ હવેલી નિસ્તેજ બની ગઇ હતી. વૃદ્ધાવસ્થામા ગાત્રો જેમ ગળી જાય, મોં પરની હલક ચાલી જાય એવી હવેલીની દશા બની ગઇ હતી. પહેલાંની રોનક જ ક્યાં દેખાતી હતી!

હું સાંજના પારેખ હવેલી તરફ વળ્યો. મારા અસીલ તો સાથે શાના આવે? અરે એતો કહેતા હતા: 'સાહેબ, હવે એમાં કંઇ કસ રહ્યો નથી. નાહકના બુટ ઘસવા જેવું થશે.' પણ અહીં સુધી આવું, ને કંચનલાલને મળ્યા વગર શે જવાય. ગમે તેવો તોય તે મારો એક સમયનો મિત્ર હતો. એને મળવું હતું એથીય વિશેષ તો મારે પારેખ હવેલીને મળવું હતું. પારેખ હવેલી એક જીવંત પાત્ર જેવી હતી.

હવેલીની કંગાલિયત જોઇને મને દુઃખ થયું. ન મળે દરવાન ન મળે કોઇ આવકાર આપનાર. ન મળે નોકર ચાકર. હવેલીની આગળ બગીચો હતો. હું પહેલાં આવ્યો હતો ત્યારે એ બગીચામાં ફરેલો. મહાસુખભાઇ ફુલના શોખી હતા તેથી તેમણે બગીચામાં જાત જાતનાં, રંગ બેરંગી, દરેક જાતના ફુલ છોડ એકઠાં કર્યાં હતાં. જ્યારે જુઓ ત્યારે બગીચો હસતો જ હતો. જોઇ ન રહીએ એવો નયનરંજક એ દૃશ્ય હતું. વચ્ચે એક હોજ હતો. બાજુમાં છોકરાંને રમવા માટેનું મેદાન હતું. હવેલીની આગળ એક ફુવારો હતો. ગામડા ગામમાં આવી સાયબી પણ કલ્પવી મુશ્કેલ હતી. કોઇ રાજ મહેલમાં પ્રવેશ કરતા હોઇએ એવો એ સમયે હવેલીના દરવાજે જોઇને ખ્યાલ આવતો. ગામમાં પણ હવેલી વિશે જાત જાતની વાતો થતી. હવેલી એ સૌને માટે કૌતુકનો વિષય હતો. હવેલીમાં ગમે તે માણસ પ્રવેશી પણ શકતો નહિ. એ હવેલીના આ દેદાર! બગીચાનું તો નામ નિશાન રહ્યું નહતું. તેના અવશેષમાં બે નાનાં અંગ હતા એજ. ફુવારો તો તૂટી ગયો હતો. ફુલ છોડની જગ્યાએ જાળાં ઝાંખરાં ઊગ્યાં હતાં. આ સાફ કરાવવાનીય કોઇને પડી ન હતી. મેં ચોમેર નજર કરી જોઇ. ક્યાંય જૂનો વૈભવ દેખાતો નહતો.

હવેલીની અંદર ગયો. ભોંય તળિયાનું રાચ રચીલુ તો દેખાતું જ નહતું. મહાસુખભાઇએ મહેમાનો માટે સ્વાગત ખંડ શણગાર્યો હતો એ ય જોવા જેવો હતો. આજે તો એમાંના કંઇ નહતું ત્યા એક મોટું તોતિંગ ટેબલ પડ્યું હતું એના પર પણ કચરો ચડી ગયો હતો. વચ્ચે તડ પડી હતી. ખસેડવાના આળસે ટેબલ પડયું હોય એવું દેખાતું હતું. એવડા મોટા ટેબલને હવે પણ કોણ?

હું દાદરો ચડવા ગયો ત્યાં સામેથી એક નોકર મળ્યો. બસ આખી હવેલીમાં આ એકજ નોકર રહ્યો હતો. પહેલાં મહાસુખભાઇની હાક પડે અને એક કહેતાં એકવીસ નોકરો આવીને ઊભા રહેતા એની જગ્યાએ આવડી મોટી હવેલીમાં ફક્ત એકજ નોકર! એને મેં મારું નામ આપ્યું અને કંચનલાલને મળવું છે એમ જણાવ્યું.

કંચનલાલ કદાચ મને નામથી ના ઓળખી શક્યા હોય. ગમે તે કારણ હોય પણ મને થોડીવાર બેસવાનું કહ્યું. બીજો પ્રસંગ હોત તો તો અપમાન ગણીને ચાલતો થાત. પણ મારે તો મારા વિદ્યાર્થી મિત્ર કંચનલાલને મળવું હતું એટલે એને મળ્યા વગર તો કેમ જવાય!

બેસવું ય ક્યાં? એક જૂની ખુરશી પડી હતી. તેના સાંધા ઢીલા થઈ ગયા હતા. તોય કોઈ દુરસ્ત કરાવતું નહતું. હું અંદર બેસવાને બદલે બહાર ટેલવા લાગ્યો. ત્રણ દાયકામાં ત્રણ સદીઓ જેટલું પરિવર્તન થઈ ગયુ હતું. કોઈ મધ્યકાલીન રાજમહેલ જોતો હોઉં, કોઇ ભૂતકાલીન ઇમારત જોતો હોઉં એવા હાલ આ હવેલીના થઇ ગયા હતા. દિવાલ પરથી

હું કંચનની સાથે બે દિવસ રહ્યો. તેની પત્ની કુટુંબની પ્રણાલિકા પ્રમાણે આઝલમાં રહેતી હતી. તેને ઓળખતો પણ ન હતો. કંચનને સમજાવે, તેના હૃદયને અસર કરે એવું બીજું કોઈ પણ હતું. તોય મેં હિંમત ન ખોઈ શ્રદ્ધાથી કંચનની સૂતેલી માનવતાને જગાડવા માટે સતત પ્રયત્ન કર્યો. તેના અંધકાર ભર્યા હૈયામાં આશાનો પ્રકાશ ફેંક્યો. તેને તેની સ્થિતિનું ભાન કરાવ્યું. મહાસુખભાઈની નામનાની યાદ દેવડાવી. પારેખ હવેલીના ગૌરવની વાત કરી. એ કુટુંબનો નબીરો આમ હારીને બેસી જાય!

એ સાથે કંચન સામે તેનાં છોકરાઓના ભાવિનો પડદો રજુ કર્યો. તેની પત્નીની દશાનો ખ્યાલ કરાવ્યો. કુટુંબીઓની, પત્નીની, બાળકોની યાતનાઓનો વિચાર કરી એથી આંખો ભીની બની. એના હૈયામાં ઘમસાણ શરૂ થયું:

'પણ હવે હું શું કરું! મારાથી હવે શું થાય!'

'તારાથી બધું થાય તેમ છે. હજુય તું ધારે તો પારેખ હવેલીનું ગૌરવ જાળવી શકે તેમ છે.'

'પણ નવનીત... હું હારી ગયેલો છું. મારામાં કંઈ તાકાત નથી. મારાથી કંઈ થતું નથી. હું કંઈ કરી શકું તેમ નથી...'

'એની ચિંતા તું કરીશ નહી. ફક્ત એકજ કામ કર ... બસ એક કામ કર બીજું હું સમાલી લઈશ.'

'શું કામ કરું!'

તું દારૂ છોડી દે ...'

દારૂ છોડી દઉં ... એ હવે શે છૂટે ... નવનીત તું ખાવાનું છોડવાનું કહે તો એ છૂટી શકે પણ દારૂ તો શે છૂટે! એ તો મારા મોત સુધી મારી સાથે જ રહેશે.'

'એ તારી ખોટી માન્યતા છે તું છોડવા માગે તો આજ ઘડી છોડી શકે તેમ છે. તું નકામો એને આટલું ગંભીર સ્વરૂપ આપે છે. મનથી નિશ્ચય કર અને સાપ જેમ કાંચળી ફગાવી દે છે તેમ તું એ વ્યસન ફગાવી દે. ઘણા લોકોએ એ પ્રમાણે દારૂ છોડી દીધા છે.'

કંચન ચૂપ રહ્યો.

'જો એમ કર. તું મારી સાથે ચાલ. તને ફાવે તો તું મારે સાથે રહેજે. ત્યાં તને દારૂ યાદજ નહિ આવે. પછી તો કોઈ તારી સામે પ્યાલી ધરશે તોય તું ના પાડીશ.'

કંચન ગડમથલ કરતો હતો. ના હા કરતો હતો. તોય તેને મિત્રપ્રેમના હક્કથી ઘસડીને મારી સાથે લઈ ગયો. મારા અસીલવાળો કેશ સાવ પાંગળો હતો. તેમને સમજાવીને એ કેસ તો માંડી વાળ્યો. બીજી વિગતો એકઠી કરવા માટે મેં પારેખ કુટુંબના ચોપડાં મંગાવ્યા.

કંચન શરૂઆતમાં તો ન તો કંઈ બોલે કે ન તો કંઈ વાતમાં રસ બતાવે. ચૂનમૂન બેસી રહે. તેને કદાચ વ્યસન સતાવતું હશે. પણ ધીમે ધીમે તે મારાં છોકરાં સાથે રહીને વાત પણ કરવા લાગ્યો. મારી સાથે કલબમાં આવવા લાગ્યો. અને બે ત્રણ મહિનામાં તો તે દારૂનું નામ લેતો પણ બંધ થઈ ગયો.

* * *

આજે પારેખ હવેલી પાછી હસી રહી છે. બગીચો પાછો ખીલી ઉઠયો છે. ઘરમાં છોકરાં કલ્લોલ કરે છે. કંચનલાલ પરીખ મહાસુખભાઈની પેઠે ગામનું માન અને પ્રેમ પાછો મેળવી શક્યા છે. કંચનલાલની જીંદગી બદલાઈ ગઈ છે. દારૂની હારમાં કંચનલાલની અને પારેખ કુટુંબની જીત થઈ છે.

★

.... ... મેહૂલિયો ઠીક વરસ્યો છે. પરંતુ
... ...ન વરસ્યો હોત તો ગ્રામલલનાઓએ..
.... કઇ રીતે તેની આરાધના કરી હોત તેનું
.... ... ....મનોહર શબ્દ ચિત્ર.... ..

# મે | હૂ | લિ | યો

— — રજૂ કરનાર : — —

— શ્રી બહાદુરસિંહજી માંગરોળિયા —

—:o:—

ચોમાસું આવ્યું. પણ હજી ધરતી ધોમ ધખે છે. વર્ષા ઋતુમાં યે ગ્રીષ્મના જેવી ગરમી દેમાર કરી રહી છે! સૂખીસૂકી ધરતી ધગધગી રહી છે. પરંતુ મેઘનું એક ટીપું પણ ટપકતું નથી.

જગતનો તાત વિચારે છે કે મેઘ ક્યાં? જગતનો આધાર કિસાન, કિસાનનો આધાર મેહુલો! એના આગમને તો લીલા લહેર થાય ને એના ન આગમને તો ધરતી પર દુકાળના કારમા ઓળા ઉતરી પડે.

આવો મેહુલો હજી પધારતો નથી. કિસાનોની ખંત ખૂટી ગઈ છે, હોશકોશ ઊડી ગયા છે. બિચારા અર્ધભૂખ્યા મજૂરો દયામણે ચહેરે આકાશ તરફ દૃષ્ટિ નાંખે છે, આતુર હૃદયે વર્ષાની રાહ જુએ છે. ઘડીભર તેઓને લાગે છે કે આભમાંથી મેહ ખૂટ્યો કે શું?

અને મજૂરલલનાઓ તો ભેળી મળી મેઘરાજાને મનાવવા સર્વાનુમતે નિર્ણય કરે છે. રીસાયેલા મેઘરાજાને રીઝવવા ગ્રામલલનાઓ કંઇ કેટકેટલાંયે ભાવવાહી ગીતો ગાતી ગામડાંમાં રખડે છે.

આ પ્રસંગે એ લોકો એક 'મેવલો' તૈયાર કરે છે. લાકડાના પાટલા પર એક માટીની આકૃતિ બનાવી ઉપર ફૂલ, ચોખા, વલોડીના વેલા, વગેરે નાંખે છે. આ તેમનો 'મેહુલો'!

ગ્રામલલનાઓનાં જૂથ ને જૂથ માથે 'મેવલો' લઇને ગ્રામવિસ્તારોમાં હલકદાર ગીતો ગાતાં, જનસમુદાયને હેલે ચડાવતાં નજરે પડે છે. વયોવૃદ્ધ ગ્રામજનો આ 'મેવલા' પર પાણીની ગાગરો ઢાલવીને કૃત્રિમ 'મેહુલો' વરસાવે છે. કેંક ટીખલી જુવાનીઆ તો નિર્દોષ મશ્કરીયે કરે છે.

આવાં રાજરાજેન્દ્ર 'મેહુલાં'નાં કેટલાંક ગ્રામગીતો અહીં રજૂ કર્યાં છે :—

× × ×

સ્ત્રીઓનું ટોળું ગામના મુખીને ઘરે જાય છે. મેઘરાજાને આતુર હૃદયે, અર્જવભરી વિનંતી કરતું ગીત ગાય છે :—

સૂકો તે સમડીનો પાલો રે મેવલા !
વરસાદ વરસે તો ગોરીને તેડું રે મેવલા !
ચારીયે ચોરાં છોડી મેયલાં રે મેવલા !
વરસાદ વરસે તો ચોરા જોડું રે મેવલા !
ભેંસો તો માંડેણ છોડી જાયે રે મેવલા !
પટેલે પટલેણ કાઢી મેલી રે મેવલા !
માથા પર ધોડિયું ને કેડામાં છોકરૂં ને !
લીધા મહિયરીઆની વાટો રે મેવલા !

વરસાદ નહી વરસવાને કારણે કેવી વિષમ પરિસ્થિતિ ઉભી થઇ છે! સમડીનો સૂકો પાલો ખાઇને માંડ માંડ દિ' ગુજારતો પ્રિયતમ પોતાની પ્રિયતમાને શી રીતે તેડે? ને કિસાન સૂકી ધરતીમાં હળ પણ શી રીતે ચલાવે? એ નાસીપાસ થઇ જાય છે.

ગીતની પરાકાષ્ટા તો પટેલ પટલેણને વિદાય કરી

દે છે ત્યાં આવે છે. પરેશ જેવું શ્રીમંત માણસ પણ ધાન ખૂટી જવાથી પટેલણને મહિયર તરફ વિદાય કરી દે છે ! મેહુલા વિના કેટકેટલી વ્યક્તિઓ વ્યથા અનુભવી રહી છે ! "માથાપર ઘોડિયું ને કેડમાં-છોકરું" લઈને મહિયરને મારગે ચાલી જતી પટલેણનું વાસ્તવિક શબ્દચિત્ર લોકકવિ કેટલી આસાનીથી ખડું કરે છે!

× × ×

લલનાઓ બીજે કળિયે જાય છે. ત્યાં મેઘરાજાને વિનવણી કરતું, બીજું ભાવવાહી અને આર્દનભરપૂર ગીત શરૂ કરે છેઃ—

૨

મેઘ તમે મેવલિયો થૈ આવો !
મેઘ તમે ઝીણી ધારે આવો રે...મેઘ તમે.
મેઘ તમે કુવાને કાંઠે આવો રે...મેઘ તમે.
મેઘ તમે તળાવની પાટે આવો રે...મેઘ તમે.
મેઘ તમે ઓડળીની પડખે આવો રે...મેઘ તમે.
મેઘ તમે ગાયોની છોગે આવો રે...મેઘ તમે.

કૂવા તળાવડીનાં નીર સકાઈ ગયા છે, ગાય બકરી વગેરે તરસ્યાં પશુઓ 'પાણી ! પાણી ! ઝંખે છે. પણ મેઘ તો હજીયે ન આવ્યો.

લલનાઓ મેઘરાજને આજીજી કરતું બીજું ગીત આરંભે છે :-

૩

તમે વરસો રે દનિયાના બાપ : મેવલિયા !
તમે વરસીને ભરો રે તલાવ : મેવલિયા !
તમારા ખાદી કોતર જુવે વાટ : મેવલિયા !
તમારાં ભેંસ, માંડણ જુવે વાટ : મેવલિયા !
તમારાં ઓરના આરી જુવે વાટ : મેવલિયા !
તમારાં કીડી- મંકોડી જુવે વાટ : મેવલિયા !
તમારી ધરતી- ધણિયાણી જુવે વાટ : મેવલિયા !

ખાદી, કોતર, ભેંસ, માંડણ, કીડી, મંકોડી બધાંય મેઘરાજાની ઝંખના કરી રહ્યાં છે. બધાં અકળાઈ રહ્યાં છે. પણ સૌથી વિશેષ આકુળ વ્યાકુળ થઈ કોણ રાહ જોઇ રહ્યું છે? એ તો છે ધરતી- ધણિયાણી!

આ બધાંની મેઘરાજા પર શી અસર થાય છે. ગ્રામલલનાઓની વિનંતિનો સ્વીકાર કરીને હોય કે પછી એની ધરતી- ધણિયાણી વિહ્વળ બનીને રાહ જોઈ રહી'તી હોય; ગમે તેમ હોય પણ મેઘરાજા પધારે છે.

પશુપંખી, જળચર, વનચર, માનવો અને ધરતી ગુલાબી સ્મિત ધારણ કરે છે. સર્વત્ર આનંદ, ઉલ્લાસ અને આહ્લાદકતાનું મોજું ધુમી વળે છે. અનિલની મંદ મંદ લહરીઓ વાતાવરણમાં તાજગી ભરી દે છે. મેહુલો ધોધમાર વરસે છે. ને બે- પાંચ દિ' પછી તો ધરતી નવપલ્લવિત ચાદર ધારણ કરે છે.

પ્રફુલ્લિત થયેલાં મજૂરલલનાઓનાં દિલ અકથ્ય આનંદ અનુભવે છે. હવે તેઓ શું ગાય છે?

૪

કાળી વાદલીમેં મેઘ, જીરે વા 'લા.
ધોળી વાદલીમેં બીજ, જીરે વા 'લા.
ઊંડે ઊંડે ગાયજે મેઘ, જીરે વા 'લા.
ઝરમર વરષ છો મેઘ, જીરે વા 'લા.
ખાડીઓમેં ખળખડાં નીર, જીરે વા 'લા.

વાતાવરણમાં અવનવા ફેરફાર થઇ રહ્યા છે ગગનમાં જલસાભેર વાદળાં દોડાદોડી કરે છે અને વીજળી ઝબક ઝબક થાય છે. રાજરાજેન્દ્ર મેઘરાજાની સવારી આવે છે.

અકલ્પ્ય આનંદ અનુભવતી કોઈક લલના બીજું ગીત લલકારે છે :—

૫

ભાઈ રે ગોવાળીયા મારી મોરલી
એણુંઝેણું વાગે સે.
ઝેણું વરસે ઝેણું ઝણુકલી મેવલો વરસે
એણુંઝેણું વાગે સે.
કેસુર તારો ઘોડલો કેસરિયો શણગાર,
ઝેણું વાગે સે.

સમગ્ર વાતાવરણમાં કંઈ ગજબનો ફેરફાર થઈ જાય છે. અને સકળ નરનારીઓ, આબાલવૃદ્ધ સૌ આનંદમાં મસ્ત બની કલ્લોલતાં જણાય છે. સૌ મેહુલાને સત્કારે છે, વધાવે છે, એનું ભાવભીનું સ્વાગત કરે છે.

અરે! પણ આ બીજા કોક ઘરમાં તો કૈં જુદીજ પરિસ્થિતિ છે. મેહુલો તો ગાજી ગાજીને વરસ્યો. ધાન પણ પાક્યાં. પરંતુ કોઈક સાસુ નિરાશ છે. કારણ? કારણ કે અનાજના અભાવે એણે પોતાની લાડલી વહુને પિયર વળાવી દીધી હતી. તેને માટે તૈયાર કરેલો રોટલો શીકામાં સુકાઈ રહ્યો છે. જુઓ એ ગીત :—

મેવલાની ઝાડીએ એમ કરી પૂઈછા,
કે'ન મારો મેવલો કેરો વરયસો?
ઓત્તર ગાયજે દખ્ખેણ વરયસો,
વરયસો ચારે ખંડ રે મેવલા!
દરિયે ગાયજે, ગામડે વરયસે,
વરયસો ચારે ખંડ રે મેવલા!
નાગલીના કોદરા, ઝેણો ઝેણો દાણો,
કીયારીમેં પાઇકાં ભાતરે મેવલાં!

આમ મેઘ વરસ્યો, ધનધાન, પાક્યાં પરંતુ વહુ નથી એટલે સાસુ શું કહે છે? —

શીકલે રોટલો સુકાઇ ગીયો,
વોવ વના કોણ ખાય રે મેવલા!

* * *

આવાં છે મેહુલાં,નાં ગીતો. આ ગીતો બિલકુલ સાદાં છે. ગ્રામ જનતાના ખાવાપીવામાં, રહેણીકરણીમાં, આચારવિચારમાં જેવી સાદાઇ છે, તેવી જ સાદાઈ એમનાં ગીતોમાં પણ છે. દક્ષિણ ગુજરાતનો આ લોકધ્વનિ તો હજીયે ગાજે છે ને ત્યાંના લોકમાનસની આબેહૂબ પિછાન આપે છે.

પણ આ તકે એક ચેતવણી ઉચ્ચારવી મુનાસિબ લાગે છે. તે એ કે, દક્ષિણ ગુજરાતનાં લોકજીવનમાં, એ લોકોની રહેણીકરણીમાં પરિવર્તનના નવા રંગો ઝડપભેર આવતા જણાય છે. તેથી કદાચ પાંચ-પંદર વરસ પછી એ પ્રદેશના લોકજીવનની અસલ સુરત કલ્પવી મુશ્કેલ થઈ પડશે એટલે કોઈ નવદ્રષ્ટિવાન વિદ્વાન એ પ્રદેશનાં લોકગીતોનો – લોકસાહિત્યનો – વૈજ્ઞાનિક અભ્યાસ સત્વર કરવા માંડે એ ખૂબ જરૂરી છે.*

*(વડોદરા રેડિયોના સૌજન્યથી)

# સંજીવન

## લવાજમના દર

| | મુંબઇ પ્રાંતમાં | મુંબઇ પ્રાંતની બહાર (હિંદમાં) | પરદેશમાં |
|---|---|---|---|
| | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| વાર્ષિક ... | ૩—૦—૦ | ૪—૮—૦ | ૯—૦—૦ |
| છ માસિક ... | ૧—૮—૦ | ૨—૪—૦ | ......... |
| છૂટક નકલ ... | ૦—૬—૦ | ૦—૬—૦ | ૦—૧૨—૦ |

# માખીનો ઉપદ્રવ

## એને ટાળવાનાં ઝડપી સાધનો

ગામડા ગામમાં કે શહેરમાં, જાહેર રસ્તા ઉપર કે ઉકરડે, ભોજનાલયમાં, સ્નાનગૃહમાં, જાજરૂમાં કે ફેરીની વખારમાં— સઘળે સ્થળે એક સરખી રીતે ફરી વળતી માખી બધાજ રોગનું મૂળ છે. ક્ષય, કોલેરા, ટાઈફોઈડ જેવા ચેપી રોગોનો ફેલાવો માખીઓ વડેજ થાય છે. જેટલી ઝડપથી એનો નાશ કરીએ તેટલો ગંદવાડનો ફેલાવો અટકે. પ્રસ્તુત લેખમાં એના ઉપાયો દર્શાવવામાં આવ્યા છે.

લેખક :

**શ્રી. કૃષ્ણદાસ કોરડાવાળા**

★★

માખી દેખાવમાં તો લગભગ નિર્દોષ જેવી અને હાનિ ઉપજાવવા માટે અશક્ત દેખાય છે, પરંતુ તે ઘણીજ હાનિકારક છે, અને માણસજાતના અને બીજા પ્રાણીઓના મોટા શત્રુ સમાન છે. ક્ષણવાર તમે આ પીડારહિત દેખાતા પ્રાણીને નરક ઉપર બણબણતી દેખશો, અને બીજી ક્ષણે તેજ માખીઓને પાછી તમારી ખાવાની મિઠાઈ ઉપર જોશો. ગુમડાં, પસ કે ગંદી જગા ઉપર બેસીને ખાવાની ચીજ ઉપર ઉડતી દેખાશે. ઘડીમાં ચેપી રોગથી પીડાતા માણસ ઉપર અને ઘડીમાં બીજા માણસો ઉપર તે ઉડે છે. પ્રયોગશાળાઓમાં ઘણાએ અખતરા ઉપરથી સાબીત થયું છે. કે સૂક્ષ્મજીવાણુઓ અથવા બેક્ટીરીઆ ફેલાવવા માટે માખી એક મુખ્ય વાહન છે, અને ક્ષય, કોલેરા, મરડો, નાનાં છોકરાંના ઝાડા અને ટાઈફોઈડના રોગો તેનાથીજ ફેલાતા હોય છે. વિવિધ પારખોએ સાબિત કર્યું છે કે વાળથી આચ્છાદિત એકજ માખીના શરીર ઉપર લાખો જીવાણુઓ રહી શકે છે અને એક સ્થળેથી બીજા સ્થળે તેની મારફત જઈ શકે છે.

### માખીઓ ક્યાં થાય ?

આપણાં દેશમાં તો માખીઓનો ઉપદ્રવ ઘણોજ છે. યુરોપ જેવા પાશ્ચાત્ય દેશોમાં શિયાળામાં અસહ્ય ઠંડી પડે છે, અને તે વખતે માખીઓ ત્યાં મરી જાય છે, પરંતુ આપણા દેશમાં તો તે વખતે માખીઓ વધારે જણાય છે. આપણે ત્યાં ઉનાળાની ધગધગતી ઋતુના થોડા ભાગમાંજ માખીઓ વત્તા ઓછા અંશે અદૃશ્ય થઈ જાય છે, પરંતુ ચોમાસુ શરૂ થાય એટલે તરતજ મોટા પ્રમાણમાં ફેલાવા લાગે છે આ ઉપરાંતમાં ગામડાંઓમ મોટા પ્રમાણમાં ઢોરોના છાણને ખુલ્લાં રાખવામાં આ છે, તેથી ત્યાં માખીઓ પુષ્કળ પ્રમાણમાં થાય છે, [illegible] રોગો ફેલાવે છે. તેથી આવશ્યક છે, કે આપણે જેમ બને તેમ આવી રીતે માખીઓને ફેલાતી અટકાવવી જોઈએ. અને જો બની શકે તો દવાઓથી તેમનો નાશ કરવો જોઈએ.

ઘણાં એવું માને છે મચ્છર, માંકડ વગેરે કર માખી સારી, કારણ કે કરડી શકતી નથી. અલબ માખી કરડી શકતી નથ પરંતુ તે કોઈ પણ પ્રકા બીજાં જીવડાં કરતાં સા તો નહિજ. ઘણા કેટલી વખત ફરીયાદ કરતા સં જાય છે કે પોતાને માખ કરડી - પરંતુ તે કરડના સામાન્ય માખી નહી, પર ફળો ઉપર ઉડનારી મોટી જાતની માખી. છતાં માખી સારી તો નથીજ. મચ્છરોના ત્રાસથી મુક થવા રાત્રે આપણે ઓઢીએ અગર મચ્છરદાનીમાં સૂઈએ પરંતુ દિવસે સુનારાઓને માખીઓનો ત્રાસ ઘણો લાગે છે દિવસે ઓઢવું નહી ગમે, અને પવન ગુમાવીને મચ્છરદાનીમાં સૂવું પણ નહી ગમે, તેથી માખીતો ખરેજ ત્રાસદાયક છે. નાના-બાળકો અથવા વૃદ્ધો અથવા રોગી માણસો માખીના ત્રાસથી આરામ કરી શકતા નથી.



### અગણિત ઉત્પત્તિ

સામાન્ય રીતે ઘોડાની લાદ અગર બીજાં નરક અગર તો બીજી ગંદી અને ભેજવાળી જગામાં માદા માખી પોતાના ઈંડાં મૂકે છે. બીજે દિવસે ઈંડાંમાંથી

તાનો સરખો જીવ થાય છે. ધીમે ધીમે વધીને તેમાંથી માખીનું નાનું રૂપ થાય છે, હજુ તો તે બહુજ લાચાર દશામાં છે. આવી સ્થિતિના પહેલા ત્રણ દિવસ દરરોજ તે પોતાનું ઉપરનું પડ ઉતારીને નવું ધારણ કરે છે. ચોથે દિવસે પારદર્શક, ધોળા રંગનું જીવડું બને છે. હવે તે થોડું ઘણું ફરી શકે છે, અને પોતાના આવાસ માટે સારી, સુંવાળી જગા શોધીને તેમાં તે સંતાઇ રહે છે.

આવી રીતે મૃત: જીવ સ્થિતિમાં તે ત્રણથી ચાર દિવસ પડી રહે છે. આ ગાળામાં તો તે વેગદાર રીતે વિકાસ પામવા લાગે છે. અને પુખ્ત સ્વરૂપમાં હવે તે પહોંચી જાય છે. હવે તો તેને ૭ વાળવાળા પગ, પાંખો, અને જટિલ(complex)આંખો પણ હોય છે. તે પછીની પુખ્ત સ્થિતિમાં તે પોતાનું જીવન બેથી અઢી માસનું ગાળે છે.

ઇંડામાંથી પુખ્તદશાના સમયમાં આવતાં બે અઠવાડિયાથી ઓછો સમય લાગે છે. આ માખી એ જીવનનો ચક્રાવો છે, અને જો માખીના જીવનના શત્રુઓ ન હોત તો ટૂંક સમયમાંજ આપણી પૃથ્વી અબજો અને અબજોની સંખ્યાની માખીઓથી છવાઈ ગઇ હોત.

એક વખત એક માદા માખી પુખ્ત ઉમરે પહોંચે છે કે તરતજ દર અઠવાડિયે કેટલાક ડઝન ઇંડાંઓ મૂકવાં શરૂ કરી દે છે. એક નિષ્ણાત પ્રાણીશાસ્ત્રીએ એક માખીના પરિવારની સંખ્યા કેટલી થાય તેની ગણત્રી આપી હતી. એમ માનો કે એકજ માખી એક વખત થોડાક ડઝન ઇંડાંઓ મૂકે છે. આ ઇંડામાંથી ઉત્પન્ન થએલી માખીઓ બીજાં ઇંડા મૂકે છે, અને એ પ્રમાણેનો ક્રમ અવિરત ૭ માસ સુધી (ફક્ત) ચાલે છે. એ દરમીઆન આ વંશવૃદ્ધિને કંઇ પણ વાંધો ન આવ્યો હોય તો તે એકજ માખીના આ ૭ માસની ઋતુના ગાળામાં ઉત્પન્ન થએલા ફરજંદ સાડાચાર લાખ અબજની સંખ્યાના (૪૫ ઉપર તેર મીંડા ) બની જાય. માણસ તો શું, પરંતુ પ્રાણીમાત્ર અદૃશ્ય થઇ જાય! પરંતુ તેના કુદરતી દુશ્મનો અસંખ્ય છે. તેના રહેવાના સ્થાનમાંજ કેટલીક માખીઓ મરી જશે, કેટલીક ગરોળી, કરોળીઆ અને બીજા સંખ્યાબંધ કુદરતી શત્રુઓ તરફથી ચવાઈ જશે, અને કેટલીક માખીઓ અતિશય તાપ, અગર અતિશય ઠંડીથી મરી જશે. કેટલાંક ઇંડા વધારે વરસાદમાં તણાઇ જશે. આ રીતે તેની વૃદ્ધિ ઉપર કુદરતેજ અંકુશ તોળ્યો છે. પરંતુ, તે છતાં તેનો રંજાડ અટકયો નથી. તેથી આપણે પણ તેના સંહારના સંગ્રામમાં સાથ આપવો જોઇએ.

યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાના પ્રસિદ્ધ સામયિક Chemical & Engineering News માં એક વખત માખીઓની વૃદ્ધિ વિષે રસિક અહેવાલ આવ્યો હતો. "એકજ માખીનું જોડું હોય તેને વંશવૃદ્ધિ કરવા દો. પાંચજ માસમાં તેની વૃદ્ધિ વધારેમાં વધારે સંખ્યા ઉપર જો જાય, (કોઇપણ માખાનો જીવ હાનિરહિત રહે ) તો આખી પૃથ્વી ઉપર ૪૧ ફુટનું માખીનું એક પડ છવાઇ જાય. એક વર્ષમાં તો તેની સંખ્યા એટલી થઇ જાય કે તે આખા વિશ્વના બધા ઇલેક્ટ્રોનોની સંખ્યા જેટલી બને. માખીના જીવશાસ્ત્રનું નામ Musca Domestica છે, અને તે કેટલી ગંદી છે તેનો ખ્યાલ કરો.

## માખી દ્વારા રોગનો ફેલાવો

માખીને મચ્છર જેવી તીણી ઘોંચવાની સોય નથી, તેથી તે કરડી શકતી નથી, તેમજ ખોરાક ને પોતાના મોઢામાં લઇને ઝીણો કરીને પચાવી પણ શકતી નથી. કારણકે તેને દાંત જેવું પણ કંઇ સાધન નથી. તેથી તે ખોરાકને મોઢામાં લીધા પહેલાંજ પચાવ્યા જેવો કરે છે.

દાખલા તરીકે મિઠાઇનો એક ટુકડો ભોંય ઉપર પડયો છે. આ મિઠાઈની મહેફીલ ઉપાડવા માખીએ તેને પ્રવાહી જેવી કરવી પડે એ આવશ્યક છે, તેથી મિઠાઇના એક ભાગ ઉપર તે પોતાના મોઢામાંથી લાળ કાઢે છે- આ જોઇનેજ આપણને તેના ઉપર ચીતરી ચડે. માખી એક વખત દુર્ગંધવાળા પદાર્થ ઉપર બેસે છે, અને પોતાની સુંઢ મારફત ગંદા પદાર્થો પોતાના શરીરમાં હડસેલે છે, જેની સાથે અબજો જીવાણુંઓ પણ હડસેલાય છે. હવે પાછી એજ માખી મિઠાઇઓ ઉપર બેસે છે, જેથી ખાદ્ય પદાર્થો પણ બેકટીરીઆના સ્થાનરૂપ બને છે. આ રીતે માણસ જાતનો મોટામાં મોટો શત્રુ માખીજ છે, અને તેથી જેટલા બને એટલા ઉપાયોથી તેને આપણાથી દૂર કરવીજ જોઇએ.

માખી એવું પ્રાણી છે કે જે દુનિયાના બધા ભાગોમાં વસે છે. જાણે કે 'સર્વવ્યાપી' હોય એમ સાતમે માળની અટારીમાં કે નીચે ભોંયરામાં કે દૂર દૂરના ગામડાથી અને શહેરથી અલિપ્ત એવાં ખેતરોમાં માખી તો હોયજ છે. ફક્ત તે ધ્રુવ પ્રદેશના અતિશય ઠંડા પ્રદેશમાં દેખાતી નથી.

## નાશ કેમ કરવો?

પરંતુ આજે તો આપણી પાસે તેને નિર્મૂળ કરવાના સાધનો છે. તો શામાટે એ મોટા રાક્ષસથી આપણે મુક્ત ન થવું? D.D.T. (ડી.ડી.ટી.), ક્લોર ડેઈન, અને મેથોક્ઝાઇ ક્લોર જેવાં જંતુનાશકો આપણી પાસે મોજુદ છે, એમને આ જીવલેણ જીવડાંઓ સામે લગાડવાંજ જોઈએ.

માખીઓ અને મચ્છરો સામેનો સંગ્રામ સર્વવ્યાપી હોવો જોઈએ, એટલેકે શહેર કે ગામડામાં જ્યાં આ સંગ્રામ લાદવામાં આવ્યો હોય, ત્યાં દરેકેદરેક વ્યક્તિએ પોતાની જવાબદારી સમજીને કામ લેવું જોઈએ. દરેક ગંદા સ્થાનમાં, ખાલી દરેક સ્થાનમાં ખૂણે-ખાચરે દરેક જગાએ D.D.T. ને પંપથી છાંટવું, અગર તો "એરોઝોલ" બોંબ વાપરીને દરેકેદરેક ભાગને જંતુનાશક હવા વાળો કરવો. આ વખતે દરેક ખાવાની ચીજોને સરખી રીતે ક્યાટોમાં અગર બીજા સ્થાનોમાં ઢાંકીને રાખવી, જેથી તેમને કંઈ નુકશાન ન થાય. એક વખત આવા છંટકાવો થયા હોય તે પછી થોડા દિવસો સુધી તે દવાનું અતિ આછું પડ છંટાએલા ભાગો ઉપર જામેલું રહે છે, અને તેના ઉપર બેસતી માખ મરી જાય છે. પરંતુ આમાં કોઈ વ્યક્તિ બરાબર ફરજ અદા ન કરે, અને અમુક ભાગ તેને લઈને છાંટ્યા વગરનો બાકી રહી જાય, તો તે ભાગમાં માખીઓની વૃદ્ધિને અનુકૂળતા મળી રહેશે, અને દવાની અસરની મુદત પૂરી થતાં ફરીથી બધા ભાગોમાં માખીઓ ફેલાઇ જશે, અને તેથીજ સંગ્રામ આદરવામાં આવે ત્યારે તે સાર્વત્રિક હોય, એ આવશ્યક છે.

અમેરિકાના ઈડાહો વિભાગના 'મોસ્કો' ગામમાં આ સંગ્રામ યોજ્યા પછી આજે એક પણ માખી નથી. હોટલો, લોજો, બધી આશ્ચર્યકારક રીતે સ્વચ્છ અને એકાદપણ માખી વગરની નજરે પડે છે. અરે, વૈજ્ઞાનિક પ્રયોગ માટે જોઈતી હોય તો પણ માખી મેળવતાં મુશ્કેલી પડે. આવાં પરિણામ દુનિયાભરના બધાએ ભાગોમાં આવે, તો માણસના કેટલાએ જાન જતા બચી જાય, અને ગંદી સુગ બંધ થાય.



## વિજ્ઞપ્તિ

'સંજીવન' નું લવાજમ તેમજ પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનોની કિંમત અંગેની રકમ —મનીઓર્ડરથી કે ચેકથી—હવે પછીથી નીચેના સિરનામે રવાના કરવી :—

મંત્રી:—પ્રાંતિક દારૂબંધી સમિતિ
ઓલ્ડ- કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ ૧.

# બૂરી લત



લેખક: **શ્રી સાકરલાલ અ. દવે**

"અલી મંગી," વિમળાએ પૂછ્યું, "આજે કેમ કામ કરવા મોડી આવી?"

"અરે બહેન," મંગીએ જવાબ દીધો, "અમારી અકર્મીની વાત જવા દો, અમારૂં તે કાંઇ જીવતર છે?"

"અલી, એમ કેમ બોલે છે? શું દુઃખ છે તારે, બહેન, કહે તો ખરી!"

"જુઓ, બહેન," મંગીએ પોતાના દુઃખની વાત કહેવા માંડી, "મારો મોટો દીકરો ધનિયો મુઓ મોડી રાતે દારૂ પીને ગાંડોતૂર બનીને ઘેર આવ્યો. આવીને એની બાયડીને ગાળો દેવા મંડ્યો ને મારવા લાગ્યો. પાડોશી જાગી ઊઠયાં ને એને વારવા લાગ્યાં. પણ મુઓ કોઇનું માને જ નહિ ને."

"પણ મંગી, ધનિયો એ લતે શી રીતે ચઢયો?" વિમળાએ પૂછ્યું.

"અરે બહેન, ગયે વરસે એક દહાડો સાંજે એ બહારથી આવીને મારી પાસે બેઠો. મને એનું મોં ગંધાવા લાગ્યું. એટલે સ.લ્લાને છેડે મારું નાક દબાવીને મેં એને ખૂબ ધમકાર્વ્યો: 'હરામખોર, જો આ લતે ચડ્યો તો મારા ઘરમાં પેસવા નહિ દઉં. જા, તારી મેળે રખડી ખા, અહીં આવતો નહિ.' તે દહાડે તો એ નરમ ઘેંસ જેવો થઇ ગયો ને મારે પગે પડ્યો. 'બા, આજે એક ભાઇબંધની જોડે મેં થોડો દારૂ ચાખ્યો, પણ હવે કોઇ દી નહિ પીઉં હોં!' વળી પાંચસાત દહાડા ગયા ને એની એજ મોકાણ. એમ કરતાં કરતાં તો એ ખૂબ દારૂ ઢીંચીને ઘેર આવવા લાગ્યો. એક દહાડો મારો મિજાજ ગયો ને મેં એ છાકટાને ચિતાળે ચિતાળે માર્યો. પણ બહેન, એને માર્યા પછી હું ધ્રૂસકે ધ્રૂસકે રોઇ પડી. મને થયું: 'અરે ભગવાન, આ દીકરાનો બાપ તો મરીગયો, પણ એ દીકરોએ આવો ઊઠયો! આ કયા જનમનાં પાપ હશે!'" આટલું બોલી મંગીએ છૂટે મોંએ રોવા માંડ્યું.

વિમળાને દયા આવી, ઊઠીને પાણીનો પ્યાલો ભરી લાવી ને મંગીને પાયો. મંગી જરા શાંત થઇ. વિમળા બોલી: "પણ મંગી, તું એની પાસે પૈસા શું કામ રહેવા દે છે? વગર પૈસે એ દારૂ કયાંથી પીવાનો છે?"

"મોટી બહેન, મેં એ પણ અખતરો કરી જોયો છે. એના બધા પૈસા એના ગજવામાંથી હું કાઢી લેતી. પણ એ હરામીને તલપ લાગે એટલે એનાથી રહેવાય જ નહિ. આજથી દસ દહાડા પહેલાં એક શેઠનું ખિસ્સું કાપીને દસ રૂપિયા લઇ આવ્યો. મેં ઠપકો દેવા માંડ્યો, ત્યારે કહે, 'મને મારા એક દોસ્તે ઇનામ આપ્યું; તે જુગારમાં પચાસ રૂપિયા કમાયો તેમાંથી તેણે મને દસ આપ્યા.' આમ જૂઠ્ઠું બોલતાંય રોયો શરમાતો નથી. હવે, બહેન, શું કરવું તે મને તો સૂઝતું નથી."

કમળની અનેક જાતો અને અનેક રંગો હોય છે. એનાં નામો પણ અનેક છે. કેટલાંક કમળ ધોળાં, કેટલાંક બદામી રંગનાં, કેટલાંક ગુલાબી અને નીલ રંગનાં પણ હોય છે. કમળને અરવિન્દ કહેવાય છે, ઉત્પલ કહેવાય છે અને પદ્મ પણ કહેવાય છે.

કમળ બહુજ પુરાણું ફૂલ છે. આપણા કવિઓએ સારી સુન્દર વસ્તુઓને અનેક સ્થળે કમળની સાથે સરખાવી છે. કમળ બહુજ પવિત્ર પણ ગણાય છે. લક્ષ્મીનું વાહન કમળનું પુષ્પ છે એમ મનાય છે.

આવું પવિત્ર અને સુન્દર ફૂલ જો તમે ન જોયું હોય તો જરૂર જોવા જજો.



## પ્રાણીઓ બોલતાં હશે કે?

માણસ અને જનાવર વચ્ચે મુખ્ય તફાવત એ છે કે માણસ વાતચીત કરી શકે છે. પોતાને શું જોઈએ છીએ, ક્યાં જવું છે, શું કરવું છે એ બીજાને સમજાય તે રીતે કહી શકે છે. ત્યારે જનાવર વાતચીત કરી શકતાં નથી.

તમે કદાચ એમ પૂછશો કે નાની નાની વાર્તાઓમાં તો ઘોડા, ગાય, કુતરાં વગેરે બોલે છે એમ લખેલું હોય છે! 'પશુમાં એક પડી તકરાર' નામે ગીતમાં તો ઊંટ, બકરો, ગધેડો, ગાય બધાંજ બોલતાં હોય છે એતું કેમ? જનાવરો બોલે છે એ વાત ખોટી નથી. પરંતુ માણસો જે રીતે બોલે છે, વાતચીત કરે છે અને બીજા એનું બોલેલું સમજી શકે છે એ રીતે જનાવરો બોલી શકતાં નથી.

પરંતુ એનો અર્થ એમ નહિ કે પ્રાણીઓને વાચા જ હોતી નથી. અંદરોઅંદર કહેવાનું તો એમને ઘણુંજ હોય છે. ખોરાક કઈ જગ્યાએ મળશે, ક્યાં પાણી મળશે, ક્યાં બીક જેવું છે વગેરે એક બીજાને સમજાવવાનું તો રહ્યુંજ. એ પોતપોતાની મૂંગી વાણી દ્વારા જનાવરો સમજાવી શકે છે. આપણે પણ એ ઉપરથી અમુક પ્રાણીને શું કહેવું છે તે સમજી શકીએ છીએ.

દાખલા તરીકે તમારો મોતિયોજ જુઓ: તમે બહારથી આવો છો ત્યારે કેવો એ પૂછડી પટપટાવે છે? એનો અર્થ એમ કે એ એકદમ આનંદમા આવી ગયો છે અને પૂછડી પટપટાવી એ પોતાનો આનંદ દર્શાવી આપે છે. અને એમાં કોઈ મોટો હાથિયો વચમાં આવી પડે તો? તો તો તરત મોતિયો પોતાની પૂછ બેડી પગ વચ્ચે ભરાવી તમારી પાછળ ભરાઈ જાય છે. એને બીક લાગે ત્યારેજ એ એમ કરેને?

એક દિવસ તમને યાદ છે, બાપુજીના બે બંગાળી મિત્રો મળવા આવ્યા હતા. અને મોતિયો કેવો મોટેથી ભસવા લાગ્યો હતો? એવીજ રીતે જ્યારે જ્યારે કોઈ અજાણ્યો માણસ તમારા ફળિયામાં આવે છે ત્યારે એ ભસવા માંડે છે. અને રાતે કોઈ ભૂલેચૂકે નીકળ્યું તો તો કરડીજ લે ખરુંને?

તમને એમ નથી લાગતું કે મોતિયો તમે જે કંઈ કહો તે બધુંજ સમજે છે. તમે દડો ઉલાળીને લઈ આવવાનું કહેશો તો તરત એ લઈ આવશે. તમે હાથમાં રોટલી લઈને ઊંચે ધરશો તો તે લેવા માટે બે પગે ઉભો થશે. તમે એને બેસી જવાનું કહેશો તો એ પૂછડી પટપટાવતો બેસી જશે. તમે જે કંઇ કહેશો તે



## તમારાં સંગાથીઓ

બધું એ સમજશે અને તમને સમજાવશે પણ ખરો.

તમને નથી લાગતું કે કુતરો પણ વાતો કરે છે? કુતરાને પણ વાણી છે.

પરંતુ અવાજ કરનારાં બધાંજ પ્રાણીઓ વાતો કરે છે એમ ન કહી શકાય. દાખલા તરીકે મચ્છર જે ગણગણાટ કરે છે તે કંઈ વાતચીતનો નથી. એ તો અમસ્તો ઊડવામાંજ અવાજ થાય છે. એવીજ રીતે તીડ ઊડે છે ત્યારે પણ અવાજ થાય છે.

મધમાખીઓ બહુજ ચતુર હોય છે. એ તો સાનમાંજ બધું સમજાવી શકે છે. દાખલા તરીકે કોઈ સરસ સુગન્ધી ફૂલોવાળું ઝાડ એમને શોધવું હોય તો પહેલાં તો બધીજ મધમાખો એક ડાળીએ ભરાઈ જાય. પછી એમાંથી એકાદ માખી સુગન્ધી ફૂલની શોધમાં બહાર જાય. એ ગોતી આવ્યા પછી પોતાની બ્હેનપણીઓ સમક્ષ નાચવા માંડે એટલે બીજી માખો જાણી જાય કે આને કંઈક મળ્યું છે. એ ઉપરથી એની પાંખમાં જે જાતની સુગન્ધ ભરી હોય એવી સુગન્ધવાળું ફૂલ ગોતવા બધીજ બ્હેનપણીઓ નીકળી પડે! કેવું સુન્દર!

તમને નથી લાગતું કે પ્રાણીઓને પણ અંદરોઅંદર સમજાવવાની કળા હોય છે! અને તે પણ કેવી અદ્‌ભુત!



# નિર્વ્યસની જીવનનો ભવ્ય વારસો

પુનાની લૉ એકેડેમી સમક્ષ શ્રીયુત એલ. એમ. પાટીલે મુંબઈ પ્રાંતના દારૂબંધી વિષયક કાયદાનાં કેટલાંક પ્રધાન લક્ષણો વિષે થોડા વખત પહેલાં વ્યાખ્યાન આપેલું. શ્રોતાજનોમાં મહારાષ્ટ્રના બુદ્ધિમાન વર્ગનો મોટો ભાગ હાજર હતો. અને એઓને દારૂબંધીના કાયદા પાછળ સપ્રમાણ અને ગુણીજીવનની દૃષ્ટિ કઇ રીતે રાખવામાં આવી છે તે સંભાષિત વ્યાખ્યાતાએ સચોટ રીતે સમજાવ્યું.

'સવત' નામે દારૂબંધી વિષે એક નાટક પુનામાં ભજવવામાં આવ્યું. એ પ્રસંગે ન્યાયમૂર્તિ ધુંડીરાજ વિનોદ અને શ્રી. પોપટલાલ શાહ હાજર રહ્યા હતા. નાટક દારૂબંધીના એક પ્રચાર તરીકે બહુજ સફળતા પૂર્વક ભજવાયું હતું.

## ઉછરતી પ્રજાનો ઉત્કર્ષ

કોઇ પણ દેશની રાષ્ટ્રિય ઉત્ક્રાંતિનું ભાવિ ઉછરતી પ્રજાના હાથમાં છે. ઉછરતી પ્રજાનો વિકાસ સાધવામાં આવે તે અનુસાર જ રાષ્ટ્રની પ્રગતિ અથવા અવગતિનું મૂલ્યાંકન થઇ શકે. આ વિચારના પ્રકાશમાં પુનાની સરકાર માન્ય શાળાઓના મુખ્ય નિરીક્ષક શ્રી. ડી. વી. કુલકર્ણીએ "મદ્યનિષેધ અને બાળક ગુન્હેગારો" એ વિષય ઉપર એક મનનીય વ્યાખ્યાન થોડા દિવસ પહેલાં પુનાના શિક્ષક સમુદાય સમક્ષ આપેલું. આ સભાની ફળશ્રુતિ તરીકે સમગ્ર મહારાષ્ટ્રના કેળવણીકારો, વિદ્યારસિકો, અને શિક્ષકોએ એક સભા નિયોજવાનું નક્કી કર્યું.

વ્યક્તિગત, સામાજિક તેમજ રાષ્ટ્રિય દૃષ્ટિએ સપ્રમાણ જીવનના વિધાન માટે ઉછરતી પ્રજાના ઉત્કર્ષ માટેનો પ્રયાસ એ એક નિઃશંકપણે મહત્વનું પગલું ગણાય.

## સાર્વત્રિક વિકાસનું ધ્યેય

સોલાપુરના પાર્ક મેદાનમાં વીસ હજારની જંગી મેદની તારીખ ૨૯ મી જુલાઇના રોજ વડા પ્રધાન શ્રી. બાળા સાહેબ ખેરને સાંભળવા માટે ખડી થઇ હતી. શ્રી. બાળા સાહેબે પોતાની લાક્ષણિક શૈલીમાં શ્રોતાજનોને દારૂબંધીના કાર્યક્રમનો ઉદ્દેશ સમજાવ્યો. કોંગ્રેસનું મૂળભૂત ધ્યેય રાષ્ટ્રના તમામ વર્ગનો સાર્વત્રિક વિકાસ સાધવાનું છે. એમ તેઓશ્રીએ ભારપૂર્વક સમજાવ્યું. સભાનું સંચાલન બહુજ શાંત અને સ્વસ્થ વાતાવરણમાં થયું હતું એજ શ્રી. બાળાસાહેબના પ્રભાવશાળી વ્યક્તિત્વને આભારી ગણાય.

પ્રાંતના પત્રકાર જગતે સામાન્ય રીતે દારૂબંધીના કાર્યક્રમને અપનાવ્યો છે. નાના શહેરમાં અને ગામડાઓમાં આ વસ્તુ વધારે દૃઢ રીતે સ્ફુટ થાય છે. દાખલા તરીકે પંઢરપુરનો આષાઢી મેળો અને દારૂબંધીનો પ્રચાર એ વિષય ઉપર એક લેખ લખતાં "શોલાપુર સમાચારે" દારૂબંધીના કાયદાનું ભારપૂર્વક પ્રબોધન કરેલ છે. પંઢરપુરના "ગોકુળ" પત્રે પણ એક અગ્રલેખ દ્વારા દારૂબંધીના કાયદામાં મહત્વની સંમતિ નોંધાવી છે આ વર્તમાનપત્રો આમજનતામાં ઘેરઘેર વંચાય છે. અને સાચા અર્થમાં જનતાના અવાજરૂપ છે. આમજનમાં લોકમત કેળવવામાં પણ એ મહત્વનો ભાગ ભજવે છે.

## સંતોનો સંદેશ

આપણો ભારતવર્ષ એક ઘણોજ પ્રાચીન દેશ કહેવાય છે અને સાચા અર્થમાં એ સંતોની ભૂમિ છે. વૈદિકકાળથી આ દેશના સંતોએ જનતાને નીતિમાર્ગે યોગ્ય દોરવણી આપી છે. અને એથીજ ભારતવર્ષ પોતાની પ્રતિષ્ઠા જાળવી શકેલ છે. આ સંતો ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકામાં વિહરતા હોય છે અને દુનિયાદારીની જવાબદારીથી પર હોય છે. દુનિયાની મોહમયી જંજાળથી વિરક્ત હોઇ તેઓ સમાજને ખૂણે ખૂણે ભમી શકે છે અને પોતાના ભજન વાદન અને પ્રવચન દ્વારા જનતામાં શુદ્ધ જીવનનો સનાતન સંદેશ ફેલાવી શકે છે.

શ્રી. તુકડોજી મહારાજ અને શ્રી. ગાડગે મહારાજ એ બન્ને મહારાષ્ટ્રની પવિત્ર ભૂમિના સંતો છે અને શાસ્ત્રનો તેમજ સંસ્કૃતિનો ઊંડો અભ્યાસ ધરાવે છે. એમના અનુયાયીઓ પણ અત્યંત વિશાળ છે. શ્રી. ગાડગે મહારાજ-

હાલમાં અહેદ મુંબઈમાં દારૂબંધી પ્રચાર કરી રહ્યા છે. શ્રી. તુકડોજી મહારાજે પંઢરપુરના આષાઢી મેળા વખતે પ્રવચનો યોજ્યાં હતાં. ધાર્મિક વૃત્તિના મહારાષ્ટ્રમાં બન્ને સંતપુરુષો વિશે બહુજ માનની લાગણી પ્રવર્તે છે. અને એમને સાંભળવા માટે પણ ઠેરઠેર મોટો સમુદાય એકઠો થાય છે. પંઢરપુરમાં બન્ને સંતોએ નિર્વ્યસની જીવન ગાળવા માટે લોકોને ધાર્મિક ઉપદેશ કર્યો હતો.

## યાત્રાના ધામમાં

પંઢરપુર એક અત્યંત મહત્વનું યાત્રાનું ઐતિહાસિક સ્થળ છે. પુણ્યશ્લોક જ્ઞાનેશ્વર મહારાજ અને બીજા અનેક સંતો તેમજ યાત્રિકો પંઢરપુરમાં વરસમાં ચાર વખત એકઠા થતા તે પ્રસંગે દેશના દૂરદૂરના ખૂણેથી લોકો આવતા અને સંતોનો ઉપદેશ ગ્રહણ કરી એનો ફેલાવો કરતા. અત્યારે પંઢરપુરમાં જે પ્રાસંગિક મેળાઓ ભરવામાં આવે છે એ આ પ્રાચીન પ્રણાલિકાનાં જ સંભારણાં રૂપ છે.

ગઈ આષાઢી પુનેમના મેળા વખતે દારૂબંધી ખાતાની પ્રચાર ગાડીએ બહુજ નોંધપાત્ર કામ કરેલું. આશરે પચાસેક હજાર માણસોએ એનો લાભ લીધો હશે. 'શિવરાત્રિ' 'જયપુર કોંગ્રેસ', 'બાપુજી કી અંતિમ યાત્રા,' વગેરે ફિલ્મો બતાવવામાં આવી હતી.

## દલીલ ખોટી છે

નાસિકમાં દારૂબંધીના પ્રચાર માટે કેળવણી ખાતાનો સહકાર સાધવાનો પ્રયત્ન થઈ રહ્યો છે. શહેરની દારૂબંધી સમિતિએ જુલાઈ માસમાં સ્ત્રીઓની શિક્ષણ સંસ્થાના કાર્યકર વર્ગને 'પ્રોહિબીશન સેન્ટર' નિહાળવા આવવા આમંત્રણ આપેલ. પ્રચારનાં વિવિધ સાધનો જોઈ કેળવણીકારોને બહુજ આનંદ થયેલો અને દારૂબંધીના કાર્યક્રમમાં એને શ્રદ્ધા પ્રગટેલી. સુરત, ચોપડા અને વસઈમાં પણ એજ પ્રમાણે કરવામાં આવેલું. મુંબઈમાં દારૂબંધી અને આબકારી ખાતાના પ્રધાન શ્રી. એલ. એમ. પાટીલ વિલ્સન કોલેજ—હોલમાં સ્થાનિક કેળવણીકારોને મળેલા અને એમની સાથે દારૂબંધીના કેટલાક આગળ પડતા પ્રશ્નો ચર્ચેલા. કેફી પીણાં પીવા કે ન પીવા જેવા વ્યક્તિગત પ્રશ્ન ઉપર કોઈપણ લોકશાહી રાજ્યમાં પ્રતિબંધ ન હોઈ શકે એવી દલીલની વ્યર્થતા શ્રી. પાટીલે તે પ્રસંગે સાબિત કરેલી. એમ સમજાય છે કે ગુજરાતમાં અને મહારાષ્ટ્રમાં વિદ્યાર્થી જનતામાં તેમજ કેળવણીકારોમાં દારૂબંધી અંગે જાગ્રતિ આવી છે અને એ સફળતાની એક શુભ નિશાની છે.

બેલગામમાં ચામડાં બનાવવાના ગૃહઉદ્યોગ ઉપર સારૂં લક્ષ અપાતું જણાય છે. આ શહેરમાં આ ઉદ્યોગ ઠીક ઠીક વિકસ્યો જણાય છે. અમુક વખત પહેલાં આ ઉદ્યોગમાં કામ કરતા ચમારોએ સંગઠન સાધવા પ્રયત્ન કરેલ. પરંતુ એમાં સફળતા મળેલી નહિ. શહેરની દારૂબંધી સમિતિએ એમને મદદ કરી એમને માટે સોસાયટી સ્થાપી અને સરકારી ગ્રાન્ટ પણ મેળવી આપી. આથી ચમારોમાં વધતી જતી બેકારીનો અન્ત આવ્યો અને એના તાત્કાલિક પરિણામ રૂપે દારૂબંધીમાં સહકાર આપવાની પોતાની ધગશ તેઓએ વ્યક્ત કરી.

હુબલી, ગેરુન્દી, સૌન્દત્તી, હુલકોટી—વગેરે કર્ણાટકનાં શહેરો અને ગામોમાં દારૂબંધીનો પ્રચાર ખૂબજ વેગવન્તો બન્યો છે. કેળવણી, ખેતીવાડી, તેમજ બીજી સહકારી સંસ્થાઓની મદદ આ બાબતમાં લેવાય છે અને પવાડા તેમજ કલાપથકના કાર્યક્રમોની પણ સુયોગ્ય ગોઠવણી કરવામાં આવે છે.

## થાણા અને કોલાબા

મુંબઈની આસપાસના વિસ્તારોમાં થાણા તેમજ કોલાબા જીલ્લાઓમાં વસતા આદિવાસીઓ તરફ દારૂબંધી ખાતાએ ગયા માસ દરમિયાન ખાસ લક્ષ આપેલું. પ્રચારવિભાગના નિષ્ણાત અધિકારીને થાણા જીલ્લામાં દારૂબંધીના કાર્યક્રમને વેગવન્તો બનાવવા માટે મોકલવામાં આવ્યા હતા. ગેરકાયદે દારૂ બનાવવાના થતા ગુન્હાઓ તરફ ખાસ લક્ષ આપવામાં આવ્યું હતું. ખરાબ થઈ ગયેલા ગોળમાંથી લોકો થાણા જીલ્લામાં દારૂ બનાવી રહ્યા છે એમ જોવામાં આવ્યું હતું. થાણા જીલ્લાની દારૂબંધી સમિતિએ ગોળના વેપારીઓને દારૂબંધીના કાયદાઓ સમજાવ્યા હતા. અને ખરાબ ગોળનો વેપાર ન કરી સરકારને સહકાર આપવાની તેમને વિનંતિ કરી હતી. કોલાબા જીલ્લાના મુખ્ય મુખ્ય ગામોમાં પણ ગેરકાયદેસર બનાવાતા દારૂની વિરૂદ્ધ સખ્ત પ્રચાર કરવામાં આવ્યો હતો.

જંજીરા રાજના ભંડારીઓનો ધંધો તાડનું છેદન કરવાનો છે. દારૂબંધી અમલમાં આવતાં એમનો ધંધો ભાંગી પડતાં એમને પોતાના ભવિષ્યની ચિંતા થવા માંડી પરંતુ સરકારની પુનઃરચનાની યોજનાનો તેમને લાભ મળતાં એમને કંઇક સંતોષ થયો હતો.



તાડનું છેદન કરનાર અને એના નિરીક્ષક

## સર્વોદયની ભાવના

સુરત જીલ્લામાં સામાજિક કલ્યાણનાં તેમજ સાંસ્કારિક પ્રવૃત્તિનાં અનેક કેન્દ્રો અવતગ વેરાયલાં નજરે પડે છે મહાત્માજીના વસવાટ તેમજ પ્રવૃત્તિ ક્ષેત્ર નજીક હોઇ આમ બનવું સ્વાભાવિક છે. આ બધાં સંસ્કાર કેન્દ્રોમાં દારૂબંધીના પ્રચારને ઘણોજ અવકાશ છે મહાત્માજીએ કલ્પેલી સર્વોદયની જીવન ભાવના દારૂબંધીને ઘણુંજ મહત્વનું સ્થાન આપે છે. આથી જ સુરત જીલ્લાની દારૂબંધી સમિતિએ આ સંસ્કાર કેન્દ્રોનો સંપર્ક સાધેલો અને એમની પાસેથી સહકાર મેળવ્યો છે. આ સહકારની કિંમત બહુજ વ્યાપક અને દૂરદર્શી છે કારણકે એક વખત શુદ્ધ સાત્વિક ને નિર્વ્યસની જીવનની ભાવના સ્વીકૃત બને તો કાળાબજાર, જુગાર, વ્યભિચાર જેવાં તમામ સમાજદ્રોહી કુલક્ષણો આપોઆપ નાશ પામે. સુરતમાં દારૂબંધીના પ્રચાર પાછળ આ દૃષ્ટિ બરાબર રાખવામાં આવતી દેખાય છે.

## પ્રશંસાપાત્ર કાર્ય

અહમદનગર એક ઐતિહાસિક શહેર છે. મહારાષ્ટ્રને એણે અમર મહાકવિઓ આપ્યા છે. આ કવિઓ એમના ચિરંતન જીવન સંદેશ દ્વારા આજે પણ મહારાષ્ટ્રના સાંસ્કૃતિક જીવનમાં એવાને એવા સજીવ છે. પ્રવૃત્તિ માટેની અહમદનગરના લોકોની ધગશ સમજી શકાય તેવી છે. શહેરમાં એક કલામંદિર નામે અવેતન રંગભૂમિ જુદીજુદી નાટ્યકૃતિઓ ભજવી રહી છે. જીલ્લાની દારૂબંધી સમિતિએ આ અવેતન કલાકારોનો પૂરેપૂરો લાભ લીધો. કલામંદિરે "ઉધાર ઉસનવાર" નામે એક નાટક ભજવેલું અને તેની ચોખ્ખી ઉપજ લેખે આવેલા રૂ. ૫૦૦ તેઓએ જીલ્લાની દારૂબંધી સમિતિને જીલ્લામાં કલ્યાણકેંદ્રો શરૂ કરવા માટે ભેટ આપ્યો. નાટકનું દિગ્દર્શન એક જાણીતા નાટકકાર અને સિનેમા-એકટર શ્રી. માસ્ટર દિનાનાથ કડુકરે કરેલું. કલામંદિરને સ્વાવલંબનના આવા ભવ્ય પ્રયાસ માટે ધન્યવાદ ઘટે છે.

—:o:—

# પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

## (૧) NEW LIVES FOR OLD:

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પુરી પાડતી આ પુસ્તિકામાં મુંબઇના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઇના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઇ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંશયોનો રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે.

ક્રાઉન સાઇઝનાં ૧૩૧ પાનાં, દ્વિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂ. ૧-૪-૦.

## (૨) પાપનું પ્રાયશ્ચિત્ત:

લેખક: શ્રી મનુભાઈ સુખલાલ શાહ: પૃષ્ઠ સંખ્યા ૪૦; કિંમત ૦-૨-૦ ગામડામાં બહુજ ઓછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા

## (૩) દારૂનો દવ:

દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતા અને દારૂડિયાનું કરુણ અધઃપતન વર્ણવતાં શ્રી ઉમાશંકર જોષી, શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં મોળ કાવ્યોનો સંગ્રહ

## (૪) સ્વરાજ્યની સંગાથે:

સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતાં મજૂરજીવનમાં આવેલ નવચેતનને સ્પર્શતી ત્રણ નવલિકાઓ કિંમત ૦-૨-૦

## (૫) આંખ ઊઘડી:

(બે નવલિકાઓ) શ્રી સોપાન અને શ્રી મનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે વેધક વાર્તાઓ: પૃષ્ઠ સંખ્યા ૨૮, કિંમત ૦-૨-૦

## (૬) માણસાઇનો વિજય:

(બે વાર્તાઓ) પૃષ્ઠ સંખ્યા ૨૪, કિંમત ૦-૨-૦. શ્રી પીતામ્બર પટેલ અને શ્રી ગીનારામ શર્માની દારૂડિયાનાં હૃદયપરિવર્તન વર્ણવતી બે વાર્તાઓ

## (૭) છેલ્લી ઘડીએ:

લેખક - શ્રી મનસુખલાલ મહેતા: બહુજ ઓછી મહેનતે ભજવી શકાય એવી દારૂનિષેધ અંગેની એક સચોટ નાટિકા

**તમારી નકલો વી. પી.થી મંગાવો**

**મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિ**

ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ, મુંબઇ-૧

Registered No. B-5301



વિનાશ

કલ્યાણ

# દારૂબંધીને સફળ કરો

## પ્રાંતિક દારૂબંધી-સમિતિ, મુંબઇ



મુંબઇ પ્રાંતિક દારૂબંધી-સમિતિનું આ મુખપત્ર લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ પ્રેસ—અંધે
શ્રી રસિકલાલ જી. પટેલે છાપ્યું છે અને મુંબઇ સરકારના પ્રકાશન ખાતાએ પ્રસિદ્ધ

(કિંમત રૂ. ૦—૬—૦)

## અનુક્રમણિકા



★ 'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામપુનર્રચના, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ અને બીજા રચનાત્મક કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને ફોટાઓ આવકારવામાં આવે છે.

★ બદલાનાં સામયિકો અને ગ્રંથાવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે.

★ **પ્રકાશન અર્થે પસંદ થયેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે.**

★ 'સંજીવન' માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો યોગ્ય ટિકિટો બીડી હશે તોજ પાછી મોકલવામાં આવશે.

★ 'સંજીવન'માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થતાં મન્તવ્યો સાથે મુંબઇ પ્રાંતિક દારૂબંધી-સમિતિ હરહંમેશ સંમત છે એમ માનવાનું નથી.

નોંધ:-'સંજીવન' ગ્રાહકોને દર માસના પહેલા અઠવાડિયામાં પહોંચતું ન થાય તો તેઓએ ઑફિસને તા. ૧૫ મી પહેલાં જણાવવું. ત્યાર પછી કોઈપણ જાતની ફરિયાદ સાંભળવામાં આવશે નહિ.

મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ : નં. ૨૯૬, બન્દર ગેટ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ ૧.

સુવિદીત

અને સુસજ્જિત

ખટાઉ

વાયલ



ધી ખટાઉ મકનજી સ્પીનીંગ એન્ડ વીવીંગ કંપની લિમિટેડ.

મીલ્સ : ભાયખલા, મુંબઇ ઓફીસ :લક્ષ્મી બીલ્ડીંગ, બેલાર્ડ પીઅર રોડ, મુંબઇ.

કાપડની દુકાન : મુલજી જેઠા મારકેટ, ગોવિંદ ચોક. મુંબઇ ૨.

SISTA'S KM(S)-2.GUJ.

જુનો અને
ભરોંસાપાત્ર
'ZEPHROL'
ઝેફ્રોલ કફ સીરપ
હવે નવા પેકિંગમાં



MAY & BAKER

* TRADE MARK
મે એન્ડ બેકર (ઇન્ડીયા) લિમિટેડ. મુંબઈ, . કલકત્તા, . મદ્રાસ, . લખનઉ.

'સંજીવન'ના
સોલ એડવર્ટાઇઝીંગ એજન્ટસ્
તરીકે

## ધી એકસેલસિયર પબ્લીસીટી કંપની

૩૨—૩૮, હમામ સ્ટ્રીટ, કોટ,
મુંબઈ ૧

તા. ૧ લી નવેમ્બર ૧૯૪૯ થી
નિયુકત થયેલ છે.

જાહેર ખબર આપનારાઓને એમનો સીધો સંપર્ક સાધવાની તેમજ જાહેર ખબર અંગે એમની સાથે સીધો પત્રવ્યવહાર કરવાની વિનંતિ કરવામાં આવે છે.

# સંજીવન

વર્ષ બીજું : અંક ત્રીજો ] દીપોત્સવી અંક [ ઓકટોબર — ૧૯૪૯


## દીપ પ્રગટતી દિવાળી

રે, હો પગલે પગલે
દીપ પ્રકટતી આવી દિવાળી.

આઝાદીનાં ગીત ગજવતી:
રાષ્ટ્રધ્વજ ઊંચે લહેરવતી:
ભારતનું ગૌરવ ઝળકંતી
રે, હો રંગભરી, આવી દિવાળી.

રજની ઝાંક ઝમાળ કરંતી:
પ્રકાશમાં ભાળીને લખતી:
રૂપાનો વરસાદ વરસતી:
રે, હો તેજભરી, આવી દિવાળી.

ઘર ઘર તોરણિયાં લટકાવો:
પ્રાણીમાત્રનાં મુખ મલકાવો:
કંઠ છલોછલ રસ છલકાવો:
રે, હો ભાવભરી, આવી દિવાળી.

મેઘ ધનુષ્યના રંગ સુહવતી:
વિશ્વ સકલમાં ફેરી ફરતી:
અવનિ આભને એક કરંતી:
રે ઉમંગભરી આવી દિવાળી.

રાષ્ટ્રતણાં નરનારી આવો:
ઉર્ધ્વગમનનો લેવા લ્હાવો:
ખભેખભા મિલાવી આવો
રે, હો પ્રાણભરી આવી દિવાળી.

માનવ માનવને ભરખે કાં?
માનવમાં દાનવ હરખે કાં?
માનવ માનવતા મુકે કાં?
રે, દેવત્વભરી, આવી દિવાળી.

રે, હો પગલે પગલે,
દીપ પ્રકટતી આવી દિવાળી.

લેખક : 'મોહિનીચન્દ્ર'

## દારૂબંધીના કાર્યક્રમનો

# અંગીકાર શા માટે કર્યો?

### બુદ્ધિવાદીઓની દલીલોનો સચોટ પ્રત્યુત્તર



લેખક:

**શ્રી. બાળાસાહેબ ખેર**

હજુ સુધી ઘણાખરા વિચારવંત માણસોએ દારૂબંધી અપનાવવાનો નિર્ણય કર્યો જણાતો નથી. તેઓ બુદ્ધિવાદી હોવાનો દાવો કરેછે અને દારૂબંધીના દુશ્મનો તરફથી થતી કેટલીક દલીલો તેમને યથાર્થ લાગે છે, 'આવા લોકો સરકાર દારૂબંધી દાખલ કરવાને માટે આટલી ઇંતેજાર શા કારણે છે તે સમજી શકતા નથી.

આપણને એમ કહેવામાં આવે છે કે કેટલા લોકો દારૂ પીએ છે અને કેટલા દારૂડિયા છે એ બધાની માથાકૂટમાં પડી સરકારે શા માટે આબકારી આવક ગુમાવવી જોઇએ? તેનાથી ઉલટું, જો સરકાર વધુ જકાત નાખે અને, દારૂનાં પીણાંને વધારે મોંઘું બનાવી લોકો પાસે તેના વધારે પૈસા લઇ રાજ્યની આવકમાં વધારો કરે તો શું તે વધુ લાભકારક નથી? 'વ્યક્તિગત સ્વાતંત્ર્યમાં થતી દખલગીરી' વિષેની દલીલ ઉપરાંત લોકો મર્યાદિત પ્રમાણમાં દારૂ પીએ તેમાં સરકારે શા માટે અંતરાય નાખવો જોઇએ? એ બીજી દલીલ આવા લોકોને બહુ અસર કરી જાય છે. અત્યારે તો વ્યક્તિગત સ્વાતંત્ર્યની દલીલ સંબંધમાં હું વધુ કહેવા માગતો નથી. છતાં આ વસ્તુ સમજમાં નથી આવતી કે લોકો તેમના કામના કલાકો પર અંકુશ શા માટે ઇચ્છે છે? તેમના ખોરાક પર, મનોરંજન પર શિક્ષણ પર, આરામના સમયપર, વગેરે પરના નિયંત્રણને તેઓ શા માટે અપનાવે છે? અને જ્યારે દારૂરૂપી ધીમા ઝેર દ્વારા તેમનું કહેવાતું સ્વાતંત્ર્ય તેમને આત્મહત્યા કરાવે છે ત્યારે તેઓ કેમ કોઇ પણ પ્રકારનો ઉહાપોહ નથી જગાવતા? જેઓએ વિચાર કરીને સાચા નિર્ણય પર આવવું છે તેમને તો લોકો શા માટે અને કયે પ્રકારે દારૂરૂપી વ્યસન તરફ ઘસડાય છે એ બાબત વિચાર કરવો અસ્થાને નહિ લાગે.

### આંધળું અનુકરણ

પાશ્ચાત્ય દેશોમાં અતિશય ઠંડીને કારણે દારૂ જેવાં કેફી પીણાં કદાચ કુદરતી થઇ પડ્યાં હશે અને એ કારણેજ કેટલીક સદીઓથી આ પીણાંનો આશ્રય લેવાની ટેવ લોકોને પડી ગઇ છે. જો તમે કોઇ પણ માણસને દારૂ પીવાની કે ધુમ્રપાન કરવાની ટેવ કેમ પડી તે વિષે પૂછશો તો તે મહાત્મા ટોલ્સ્ટોયના શબ્દોમાં તરત જવાબ આપશે: 'સમય વિતાવવા અને દિલ ખુશ કરવા, દરેક વ્યક્તિ એ પ્રમાણે કરે જ છે ને!' વાત એમ છેકે ઘણા ખરા લોકોને ફેશનેબલ બની ગયેલી વસ્તુ અપનાવવી ગમે છે અને વધુ માણસોમાં નજરે ચડતું સરખાપણું એજ એનો ગુણ! આપણા પાશ્ચાત્ય શાસકોએ આ લાંબા સમયની આદતને તેમના સત્તાકાળ દરમિયાન વધુ સ્વચ્છંદી બનાવી અને સમાજમાં આ વ્યસન વહેતું મૂક્યું. પાશ્ચાત્ય રહેણીકરણી અપનાવવા માટેના ઉત્સાહમાં આપણા શિક્ષિત વર્ગના લોકોએ માત્ર ખોરાક લેવામાં, અને પોશાકમાંજ નહિ પણ દારૂનાં પીણાંની બાબતમાં પણ પાશ્ચાત્ય રાજકર્તાઓનું અનુકરણ કર્યું. મારા અભ્યાસકાળ દરમિયાન અને વકીલાતમાં

મારા ત્રણું સહકાર્ય કરેંચ્યે પોતાના ધંધામાં અને જીવનમાં આગળ વંધ્યા બાદ દારૂના પીણાને પોતાનો રોજ સાંજનો નિયમિત વ્યવસાય બનાવી મૂકયો હતો. ‘ દરેક જણુ પીએ છે ને !’ એમ એમની દલીલ હતી. ‘ દરેક જણુ ’ શબ્દમાં એમની નજરમાં હોય તેટલાનો સમાવેશ થતો હતો, પણુ તેનું કારણુ તો ઊંડું હતું. મહાત્મા ટૉલ્સ્ટૉયે તેનું ખરું કારણુ ‘માણુસો શા માટે પોતાને જડ બનાવી દે છે’? એ ટૂંકા નિબંધમાં આપ્યું છે. ટૉલ્સ્ટૉય કહે છે: ‘ લોકો દારૂના વ્યસન તરફ શા માટે આકર્ષાય છે તેનું ખરું કારણુ તો હૃદયની વાસનાઓને પોતાનાથી પણુ ગુપ્ત રાખવી એવી કાંઇક આકાંક્ષામાં રહેલું છે.’ વધુમાં ટૉલ્સ્ટૉય કહે છે; ‘આને પહોંચવા માટે બે સાધનો છે: એક બાહ્ય અને બીજું આંતરિક. બાહ્ય સાધન એટલે આત્માના અવાજ પ્રત્યે વ્યકિતને બેધ્યાન બનાવવાની પ્રવૃત્તિ. જ્યારે આંતરિક સાધન આત્મા ઉપર અંધકાર પ્રસરાવે છે. બાહ્ય સાધન જીવન અને આત્માના અવાજ વચ્ચેનાં જાગ્રત વિસંગત તત્ત્વો પ્રત્યે માણુસને કંઇ સંપૂર્ણુ બેદરકાર નથી બનાવી દેતું, છતાં આત્માના અવાજને અનુસરીને રહેતું નથી.’

## આત્માના અવાજની અવગનના

“આ અવાજ મુજબ જીવનનું નવઘડતર કરવા માટેની શકિતનો તેનામાં અભાવ છે, તો પછી પૂર્વવત્ જીવન ગાળવા માટે આત્માને અંધકારમાં લપેટી દે એવી આંતરિક પદ્ધતિ કે જે જડતત્ત્વોથી મગજને ભરી દે છે અને માનસને જડ બનાવી દે છે તેનો સ્વીકાર કરવાનો માર્ગ લે છે.” એટલે ટૉલ્સ્ટૉયના મત મુજબ લોકો કાંઇકજ વાર નહિ, મન જડ બની ગયું હોય ત્યારે જ માત્ર નહિ, પોતે આનંદ માણુવા માટે જ નહિ, પીવામાં આનંદ રહેલો છે માટે પણુ નહિ પણુ આત્માના અવાજને પોતાનામાં વિલીન કરી દઇને અને અવગણીને પણુ દારૂ પીએ છે.

## ભ્રામક માન્યતા

મર્યાદિત પ્રમાણુમાં દારૂ પીવાની દલીલ સંબંધી ટૉલ્સ્ટૉય કહે છે: “વ્યકિત પર અફીણુ વગેરેની ભયંકર અસર થાય છે અને આપણે જાણીએ છીએ તે મુજબ ખૂબ દારૂ ઢીંચનારને પણુ દારૂની અસર અત્યંત ભયંકર થાય છે, પણુ તેનાથીએ વધુ ભયંકર અસર તો લોકોના મોટા ભાગ અને ખાસ કરીને કહેવાતી સંસ્કારી વ્યકિતઓ, જ્યારે નુકસાનરહિત મનાતા દારૂ, માદક પીણાં, તંબાકુ વગેરેનું મર્યાદિત પ્રમાણુમાં સેવન અને વ્યસન રાખે છે ત્યારે આખા સમાજ ઉપર થાય છે. એમ પણુ માનવામાં આવે છે કે શરીરમાં જડતા પ્રસારનારા પદાર્થો જ્યારે અલ્પ ઓછા કે મર્યાદિત પ્રમાણુમાં લેવામાં આવે છે ત્યારે તેની અસર નુકસાનકારક હોતી નથી, અને આપણે લોકોને બડાઇ હાંકતા અને કહેતા સાંભળીએ છીએ કે હું કેટલાય વર્ષોથી નિયમિત રીતે દારૂ પીઉં છું અને છતાં મારું શરીર અને મન પૂરું તંદુરસ્ત છે.

કાંઇક રશિયનનો જમણુ પહેલાંનો વોડકા કે જમણુ સાથેનો દારૂનો ગ્લાસ અથવા તો કોઇ ફ્રેન્ચનો એબસિન્થ કે અંગ્રેજનો પોર્ટ વાઇન યા તો કોઇ જર્મનનો લેગર બિઅર કે ચીનાઓનું મર્યાદિત પ્રમાણુનું અફીણુ અને બધાં સાથે પીવાતી એમની તંબાકુ, આ તમામ વસ્તુઓ માત્ર આનંદ ભોગવવા ખાતર જ છે અને આ લોકોના મન ઉપર એની કોઇપણુ પ્રકારની અસર થતી નથી એમ ધારવામાં આવે છે.

## શરીર પર અસર

વળી એમ પણુ માનવામાં આવે છે કે શરીરને આ રીતે જડ બનાવ્યા બાદ જો ચોરી કે ખૂન જેવા ગુના ન થેના હોય અને કદાચ માત્ર ખરાબ કે મૂર્ખાઇભર્યાં કૃત્યો જ થયાં હોય તો પછી આ કાર્યો એની મેળે જ થયાં છે અને જડતાપ્રેરિત પ્રેરણાથી થયાં નથી એમ કહેવામાં આવે છે. એમ પણુ ધારવામાં આવે છે કે જો આવા લોકોએ ફોજદારી ધારા હેઠળ ગુના કર્યા નથી તો પછી તેમને આત્માના અવાજ ઉપર ધ્યાન આપવાની કંઇ જરૂર નથી અને વારંવાર પોતાને જડ બનાવતા આ લોકો સામાન્ય રીતે સારું જીવન ગાળે છે અને જો તેઓ માદક પીણાં લઇને પોતાને જડ ન બનાવે તો પણુ એવુંજ જીવન ગાળે. જડતા લાવનાર પદાર્થોનો તેઓ મારફત થતો સતત વપરાશ તેમના આત્મા પર જરા પણુ અંધકાર પ્રસારતો નથી, એવી પણુ દલીલ કરવામાં આવે છે.

## ધીમું ઝેર

આવા ધીમા ઝેરની અસર દેખીતી રીતે નહિ તો સૂક્ષ્મ રીતે જરૂર થાય છે અને સમાજને ખૂબ સહન

કરવું પડે છે તેની સમગ્ર અસર કોઇ પણ રીતે ઇચ્છનીય લાગતી નથી. આપણે જોઇ રહ્યા છીએ કે આજે જગત જાણે કે સ્થંભી ગયું છે. ટોલ્સ્ટોયનો એવો અભિપ્રાય છે કે અદ્યતન પાશ્ચાત્ય જીવનનાં યુદ્ધ અને એવાં બીજા વિનાશક બળો મુખ્યત્વે લોકોના મોટા ભાગમાં દારૂ અને તંબાકુ જેવા પદાર્થોનાં સેવનને કારણે ઉપસ્થિત થતી શારીરિક જડતાને જ આભારી છે. ટોલ્સ્ટોયની માફક હું દરેક વિનાશક વસ્તુ દારૂબંધીના અભાવ માત્રને જ કારણે છે, એમ કહેવા નથી માગતો. હિન્દમાં સ્વમાનશીલ વર્ગોએ તો આ વ્યસનમાંથી મુક્તિ મેળવી છે, હવે આપણે પાછા પડવાની શી જરૂર છે? ૧૮૯૦ માં આ વિષે લખેલા નિબંધમાં ટોલસ્ટોય કહે છે: 'માનવજાત આ ભયંકર અનિષ્ટમાંથી મુક્ત થશે ત્યારે જ માનવજીવનનો નવો યુગ શરૂ થશે.' અને હવે આ યુગ નજદીક આવતો જણાય છે. આ અનિષ્ટથી હવે સૌ પરિચિત બન્યા છે.

**નીચલો વર્ગ**

ટોલ્સ્ટોયની ફરિયાદ હમેશાં એવી હતી કે આ અનિષ્ટ નીચલા વર્ગ સુધી પ્રસરી ગયું હોય ત્યારેજ ઉપલા વર્ગમાં સુધારાનો પ્રારંભ થાય છે. અધુનિક હિન્દનું સુબદ્ધ સામાજિક સિદ્ધાંતો પર નવચણતર કરવા કટિબદ્ધ થયેલ આપણને તો ધીમા ઝેરરૂપી શાપનું નિવારણ કરવાનો અને લોકોને માદક પદાર્થોના મર્યાદિત પ્રમાણમાં વપરાશનાં ભયસ્થાનો સમજાવવાનો આપણો પ્રથમ સંકલ્પ હોવો જોઇએ. નહિ તો આપણે આ અનિષ્ટ પ્રત્યે જાગૃત થવામાં અતિ મોડા થઇશું. જેમ આ અનિષ્ટને પારખ્યા બાદ અમેરિકા એનો નાશ કરવા તત્પર બન્યું, છતાં એનાં મૂળ ઊંડાં ગયાં હોવાને કારણે કંઇ કરી શક્યું નહિ અને તેને નિઃસહાય બની હાર કબૂલ કરવી પડી, તે જ પ્રમાણે આપણે પણ હાર કબૂલ કરવી પડશે. જો અત્યારે જ આપણે તેનું નિવારણ કરવાનો પ્રયાસ નહિ કરીએ તો સાચા માર્ગદર્શક તરીકેનું કર્તવ્ય ન બજાવવા માટે ભાવિ પ્રજા આપણને શાપ આપશે. બ્રાહ્મણ, મુસ્લીમ કે અન્ય વર્ણોના લોકો જે દારૂને અપ્રતિષ્ઠિત તત્ત્વ માનતા હતા તેઓ હવે દારૂના વપરાશને ઉચિત માને છે. આવા લોકો ખરેખર સમાજને ભયરૂપ નીવડે છે.

—:o:—

## મુક્તક ત્રયી

### જંપવા દો !

સૂતેલાંને ઊઠવાની નવાઈ;
ઊઠેલાંને દોડવાની 'જ ધાઈ;
થાકે તેને જંપવા દો, ઘડી બે;
વીસામીને પૂર્વેગે વહે એ.

### રે જાગેલા !

રે જાગેલા! ઊંઘતાને ઉવેખ,
તારી યાત્રા આ પ્રલંબાય, દેખ!
ઝંઝા જ્યારે ઊઠશે ઘોરશોર
સુદર્શન યે વ્યાપશે નવ્ય તોર.

### રે સૂતેલા !

રે સૂતેલા! કોમળી શાન્તિસેજ
માણી લે; એ નિત્ય તો ના રહે જ.
હોશે જ્યારે વીજથી તોડફોડ
ક્યાંથી લેશે આજની ઊંઘ સોડ?

સુંદરજી ગો. બેટાઇ

## મદ્યાર્ક વિષે

# કેટલુંક યથાર્થદર્શન

(૨)

હિપોક્રેટીકસના વખતથી માંડીને આજ પર્યંત દાક્તરો દારૂડિયાની અધોગતિથી વાકેફ રહેતા આવ્યા છે. દારૂની ટેવની સાથોસાથ જાતીય વિકારનો પણ દારૂડીયો ભોગ બને છે. ફિલાડેલ્ફીઆના મહાન અમેરીકન દાક્તર "માનસિક રોગો" નામના પોતાના પુસ્તકમાં લખે છે "બાટલીમાંથી માણસ હળવે હળવે વેશ્યા તરફ જતો થઇ જાય છે. આ એકદમ સામાન્ય અને સ્વાભાવિક વસ્તુ છે. વેશ્યાની મુલાકાતના પરિણામે માણસને જે કંઇ રોગો લાગુ પડે છે તેનું પરિણામ બાટલીજ હોય છે."

હાવર્ડ યુનિવર્સીટીના પ્રોફેસર ડા. એમ રોસેના પોતાના "જાહેર આરોગ્ય" નામના પુસ્તકમાં લખે છે "મદ્યાર્ક એ ગોનોરિયા અને સિફિલીસ એ બન્ને દર્દોનો સહોદર છે, જાતીય આરોગ્ય સાથે એને ગાઢો સબંધ છે. ઘણાખરા કિસ્સામાં જાતીય અનીતિનાં કાર્ય મદ્યપાનની અસર હેઠળ જ થાય છે. દારૂથીજ સામાન્ય રીતે વિષયવાસના વધે છે. આમ થવાનું કારણ દારૂડિયો મગજની શકિત ઉપરનો કાબુ ગુમાવી ઉશ્કેરાઇ જાયછે એજ છે."

"ખોરાકનું શાસ્ત્ર" એ નામના પોતાના પુસ્તકમાં સર વેલીઅમ બેલીસ લખે છે; "મગજની સૂક્ષ્મ શકિતની કેટલીક પ્રવૃત્તિઓમાં મુખ્ય ગણી શકાય એવી એક પ્રવૃત્તિદ્વારા એ લાગણીઓના આવેગ પ્રવેગને નિયંત્રણ હેઠળ રાખનાર અવરોધક તંત્રને કાબુમાં રાખે છે, તે પણ છે. હવે આ અવરોધક તંત્ર પોતે પણ કેટલાંક બહારનાં પ્રચંડ બળોનો સામનો કરી શકતું નથી. મદ્યાર્કનો સામનો કરવામાં પણ એ નિષ્ફળ જાય છે.

### વિષય વાસનાની જાગૃતિ

આ અવતરણોથી એમ ફલિત થાય છે કે દારૂના વ્યસનના કારણે માણસ આત્મસંયમ ગુમાવે છે. એની વિષયવાસના વધુ જાગૃત થાય છે. અને એનામાં રહેલા જાનવરના અંશો બહાર આવે છે. કેળવાયલા અને સંસ્કારી માણસોમાં પણ કેટલીકવાર આ વસ્તુ પરખાઇ આવે છે.

કામજન્ય રોગો ઉપરના બ્રિટિશ રોયલ કમિશન પણ એવા નિર્ણય ઉપર આવ્યું હતું કે મદ્યાર્ક કામજન્ય રોગોના પ્રચારમાં બહુજ મહત્વનો ભાગ ભજવે છે. વિષય વાસનાના અતિરેકથી આ રોગનો ચેપ લાગી જાય છે. અને એથી જીવન એકાએક ટૂંકું થઇ જાય છે. "Alcohol and Man" નામના પ્રસિદ્ધ પુસ્તકમાં જે આંકડાઓ રજૂ કરવામાં આવ્યા છે તે મુજબ કામજન્ય રોગોવાળા જે માણસો તપાસવામાં આવ્યા હતા તેમાં આસરે ૭૬ ટકા માણસો અને ૬૬ ટકા સ્ત્રીઓને દારૂના કેફમાંજ આ રોગ લાગુ પડ્યો હોય એમ જણાયું હતું.

લીગ ઑફ નેશન્સના ૧૯૨૭ માં પ્રગટેલા એક રિપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે "ધંધાદારી વેશ્યાવૃત્તિ અને દારૂના દુરૂપયોગને ગાઢો સબંધ છે." બ્રિટિશ લશ્કરમાં એમ હંમેશાં મનાયું છે કે દારૂનું વ્યસન અને કામજન્ય રોગ એ બન્ને સિપાઇઓના જોડિયા શત્રુઓ છે. મદ્યાર્કના સેવનથી નીપજતા કામજન્ય રોગોના કિસ્સાઓ વિષે આંકડાવાર માહિતી આપવી જો કે શકય નથી તેમ છતાં એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે કે કામજન્ય રોગોના કિસ્સાઓમાં લગભગ ૭૫થી ૮૦ ટકા તો મદ્યાર્કનાં સેવનનેજ આભારી છે.

### તૈયાર થતું વાતાવરણ

આમ મદ્યાર્કનું સેવન કામજન્ય રોગો માટેજ વાતાવરણ તૈયાર કરી આપે છે. સામાન્ય રીતે પુરુષને આ રોગ લાગે છે એનો ચેપ એની પત્નીને લાગે છે અને એનાં જે બાળકો થાય છે તે બધાજ જાતના ચેપી રોગોના ભોગ સહેલાઇથી બને છે. આ સંબંધે ઝેકોસ્લોવેકીઆના જાણીતા દાકતર આરનોલ્ડ લોરેન લખે છે: "આપણે આમ જોઇ શકીએ છીએ કે આલ્કોહોલ અને સિફિલીસ આખી પ્રજાની પાયમાલી નોતરે છે. શરીરના બાંધાને લગતા સ્ક્રોફ્યુલોસીસ અને ટ્યુબર ક્યુલોસીસ જેવા ઘણા ખરા રોગો તો આગામી પેઢીના મદ્યપાનને આભારી છે."

અને સૌથી વધારે લક્ષ ખેંચે તે વસ્તુ એ છે કે પશ્ચિમના પ્રગતિશીલ અને સંસ્કારી ગણાતા દેશોમાં પણ મદ્યપાનના સેવન દરમ્યાન ચોંટી ગયેલા કામજન્ય રોગો વડે પારાવાર નુકશાની થઇ રહી છે. ત્યાં રાજ્ય તરફથી અને ખાનગી રાહે દાકતરી સારવારની પુષ્કળ સગવડ હોવા છતાં આ રોગ દુઃસાધ્ય રહ્યો છે એ પણ એક વિચિત્રતા છે.

પગારના દિવસો દરમ્યાન જો કોઈ માણસ કોલસાની ખાણોના અથવા શણની મીલોના વિસ્તારની મુલાકાત લે તો તેના જોવામાં ઘણાએ કામદારો મદ્યપાન કરી વેશ્યાગીરી તરફ વળતા આવશે. આવાં દ્રશ્યો અનેક વાર આ લેખકના જોવામાં આવેલ છે. બંગાળ અને બિહારમાં ઠંડી ઋતુને અન્તે જ્યારે કેટલાક જિલ્લાઓમાં ત્રણથી સાત દિવસ પર્યંત ચાલતા મેળાઓ ભરાય છે ત્યારે તેમાં હજારો ગામડાંનાં લોકો એકઠા થાય છે. તે વખતે તાડી અફીણ, ગાંજો, દેશીદારૂ વગેરેની દુકાનો પણ ત્યાં ખડી થઇ હોય છે. અને એમ હોવા છતાં વેશ્યાગૃહોમાં કેટલાએ જુવાનો ત્યાં દિવસનો પરિશ્રમ ટાળવા અને બે ઘડી મોજ માણી લેવા જતાં હોય છે. અને પરિણામે પોતાની પત્નીઓની તેમજ ભવિષ્યની પ્રજાની પારાવાર પાયમાલી નોતરી રહેલા હોય છે. કામજન્ય રોગોનો ફેલાવો શહેરમાં તેમજ ગામડાંમાં આ રીતેજ થાય છે.

હિંદમાં કામજન્ય રોગોના ઉપચાર માટેનાં સાધનો લગભગ નહિવત્ છે. આ રોગો વિષેના અજ્ઞાનને કારણે તેમજ બેદરકારીને કારણે આ રોગોનું પ્રમાણ વધતું જાય છે વળી કેટલાક ઊંટવૈદો આ રોગોના ઉપચાર કરતા હોઇ રોગીને લાભ કરતાં નુકશાન વધારે થાય છે. આ ઉપરથી ફલિત થાય છે કે કામજન્ય રોગોને કારણેજ લોકોની તંદુરસ્તીને હિંદમાં જે નુકશાન થઈ રહ્યું છે તે પશ્ચિમના દેશો કરતાં ઘણું જ વધારે છે. આપણે ત્યાં કામજન્ય રોગોનો ફેલાવો અને એનાથી થતાં નુકશાન તેમજ એના નિવારણનો ઉપાય શોધવા માટે કોઇપણ સંસ્થા યોજાયેલી નથી. તેનુંજ આ પરિણામ છે.

## માનસિક વિક્રિયા

મદ્યપાનથી જે જંગલી ગાંડપણ પેદા થાય છે તે વર્ણનથી પણ પર છે મગજની શક્તિ હળવે હળવે મદ્યાર્કના સેવનને કારણે ખવાઈ જતાં આ ગાંડપણની સ્થિતિ કેટલીક વાર કાયમની પણ થઈ જાય છે.

મગજની આસપાસ ખોપરી છે અને તેને આધારે જ કુમળું મગજ સહીસલામત રીતે રહી શકે છે. દાક્તરના તેજદાર શસ્ત્રોજ માત્ર મગજને નુકશાન કર્યા વગર આ ખોપરીને ભાંગી શકે છે. એટલે કે મગજની જો ઝીણવટ ભરી પરીક્ષા કરવી હોય તો તેને સહનશીલ બનાવવું તે જરૂરી છે. આ વસ્તુ એને મદ્યાર્કના વાસણમાં અઠવાડિયાં કે મહિનાઓ સુધી ડૂબાડી રાખવાથી સાધી શકાય છે. દારૂડિયાનું મગજ કઠણ થઈ જ ગયું હોય છે એટલે દાક્તરી વિદ્યાના વિદ્યાર્થીને જો શસ્ત્રક્રિયા માટે કોઇ દારૂડિયાનું મગજ મળી આવે તો એ નસીબદાર જ ગણાય. આ રીતે મદ્યપાનના સેવનથી જેમના મગજ કઠણ થઇ ગયાં હોય છે તેઓ સામાન્ય માણસ તરીકે જીવવામાટે લગભગ નિષ્ફળ જાય છે. તેઓ તુંડ મિજાજી અને ગાંડા જેવા દેખાય છે. કોઇપણ જાતની સ્થિર પ્રવૃત્તિ તેઓ કરી શકતા નથી.

આ માનસિક વિક્રિયા ઉપરાંત આપણે ઘણીવાર જોઇએ છીએ કે મદ્યપાન જો પ્રમાણથી વધારે કરવામાં આવે તો તેને પરિણામે ગાંડપણ પણ આવે છે. આ સંબંધમાં ડૉક્ટર મેક્કર્ડી લખે છેઃ "મદ્યાર્ક લેવાય છે ત્યાં સુધી તો દર્દી કેવળ સાધારણ સ્થિતિમાં હોય છે. એક બે પ્યાલી વધારે લેવાતાં તે જરા તીખો અને શંકાશીલ બને છે. ત્યારપછી તરત એ કજિયાખોર બને છે અને ઝીણી ઝીણી બાબતોમાં એ કજિયાનું કારણ શોધે છે. આમ વર્ષો સુધી ચાલ્યા કરે છે. વખત જતાં એની ઘેલછા ઉત્કટ બને છે. અને એને ગાંડાની ઇસ્પિતાલમાં મૂકવો પડે છે."

## બેહદ મદ્યપાનનું પરિણામ

પશ્ચિમમા ગાંડપણનાં બધાં કારણોમાં સૌથી વધુ માલમ પડતું કારણ તો બેહદ મદ્યપાન જ છે. એટલે દારૂડિયાને એની દારૂની ટેવ છોડાવવા માટે કેટલીક વાર ગાંડાની ઇસ્પિતાલોમાં લઈ જવામાં આવે છે અને મદ્યાર્કના સેવનને પરિણામે બની રહેલા અનેકવિધ ગાંડા દર્દીઓના દૃષ્ટાંતો એમની સમક્ષ રજૂ કરવામાં આવે છે. ગાંડપણ અંગેના ફ્રાન્સના આંકડાઓ ઉપરથી જણાય છે કે ૩૪ ટકા જેટલા કિસ્સાઓમાં ગાંડપણનું કારણ મદ્યપાનજ નીકળેલ છે. પરદેશના એક જાણીતા સર્જને કહ્યું છે કે બર્લીન જેવા મોટાં શહેરોમાં ૫૦ ટકા ગાંડપણનું કારણ મદ્યાર્કનું સેવનજ છે. ડબ્લીનની ગાંડાઓની ઇસ્પિતાલ તરફથી પ્રગટ કરવામાં આવેલા આંકડાઓમાં જણાવ્યું છે કે ત્યાં જતા રોગીઓમાંથી લગભગ અડધોઅડધ તો દારૂના ઉપાસકોજ છે. ગાંડપણ અંગે નિમાયલા એક કમિશનના પ્રમુખ લોર્ડ શાફ્ટસબરીએ, પાર્લામેંટ

સમક્ષ નિવેદન કરતાં જણાવ્યું હતું કે ગ્રેટબ્રિટનમાં દર ૧૦ ગાંડાઓએ ૭ ગાંડાઓ તો મદ્યાર્કના સેવનને કારણેજ ગાંડા બનેલા જણાય છે. આ બધા પુરાવા ઉપરથી ડૉ. સેસીલ વેબ જહોનસન એવા અનુમાન ઉપર આવ્યા હતા કે દુનિયાની તમામ ગાંડાઓની ઇસ્પિતાલોમાં બીજા દર્દીઓના મુકાબલે દારૂડિયા દર્દીઓનું પ્રમાણ ૪૦ થી ૬૦ ટકા છે.

અહીં વધુ નોંધપાત્ર હકીકત તો એ છે કે માત્ર દારૂડિયો પોતાની બેવકૂફી ભરી આદતને કારણે આટલાં ભયંકર કષ્ટો સહન કરે છે એટલુંજ નહિ પણ એના બાળકો પણ કેટલીક વાર આવા રોગોના ભોગ થઇ જાય છે. ડૉ. ડબ્લ્યુ. બી. કારપેન્ટર આ સબંધી લખે છે " સુધરેલા દેશોમાં લોકો મદ્યપાનનું જે સેવન નિયમિત કરી રહ્યા છે તેને પરિણામે વારસામાં પણ ગાંડપણુ ઉતરી આવતું જણાય છે. " ડૉ. એસ. જી. હાવે એ અમેરિકામાં આ વિષયનો ખાસ અભ્યાસ કરેલો. એમના અનુમાન મુજબ ૫૦ ટકા ગાંડપણનું પરિણામ બેહદ મદ્યપાન છે. ઇગ્લેન્ડમાં પણ માબાપના વ્યસનના પરિણામે ૫૦ ટકા જેટલા માણસો ગાંડપણનો ભોગ બનતા જણાય છે.

**કોઇપણ સ્વરૂપમાં હાનિકારક**

માબાપોની મદ્યપાનની બેહદ ટેવને કારણે કેટલીએ બેવકુફ નબળા મનની અને રોગિષ્ટ પ્રજા ઉત્પન થાય છે. આ પ્રજા માત્ર પોતાનેજ નહિ પણ પોતાના જાતભાઇઓ ઉપર પણ કેવળ બોજા રૂપ છે. આ સબંધી ડૉ. આરનોલ્ડ લોરેલ લખે છે. "આવી પ્રજાનો નિર્વાહ કરવા માટે રાજ્યને લાખો રૂપિયાનો ખર્ચ કરવો પડે છે એટલુંજ નહિ બીજા નિર્વ્યસનીઓ તેમજ મધ્યપાન. વિરોધીને ઘણુ દારૂડિયાની આવી પ્રજા નભાવવા માટે ઘરનો બોજો સહન કરવો પડે છે."

એવી દલીલ કરવામાં આવે છે કે અમુક નિશ્ચિત પ્રકારનાં કેફી પીણાંજ ગાંડપણુ લાવવામાં કારણભૂત હોય છે. દેશી દારૂ તાડી વગેરે આ બાબતમાં નુકસાનકારક નથી એટલે તે લેવામાં વાંધો નથી આ એક ભ્રામક માન્યતા છે. પશ્ચિમના જુદા જુદા દેશોમાં પીવાતાં પીણાં. એ આપણે ક્રમશઃ જોશું તો જણાશે કે ફ્રાંસમાં ઉપયોગમાં લેવાતો એબસીન્મ નામનો દારૂ ખૂબજ ભયંકર અને ચિત્ત શકિતનો વિનાશક ગણાયો છે. આયર્લેન્ડમાં જે વ્હીસ્કી વાપરવામાં આવે છે તે માલ્ટેડ બારલી અને સાકરમાંથી બનાવવામાં આવે છે, ઇગ્લેન્ડમાં જે બ્રાન્ડી વાપરવામાં આવે છે તે વાઇનને ગાળીને બનાવાય છે બીયર પણ માલ્ટને આથો ચડાવીને બનાવવામાં આવે છે. એટલે કે જે લક્ષમાં લેવાની વસ્તુ છે તે આ બધા પ્રકારના પીણાંઓમાં રહેલો મદ્યાર્ક છે અને એજ નુકશાનકારક છે.

હિન્દમા આવા સામાજિક રોગથી પીડાતા માનવીઓ માટે રાજ્ય દવાખાનાંઓ ચલાવે એવી સ્થિતિ હજી ઉત્પન્ન થઈ નથી. જ્યારે આ પ્રમાણે કરવામાં આવશે ત્યારે એને અંગેનું વધારાનું ખર્ચ સામાન્ય માણસના ખીસ્સાને ખૂબજ બોજા રૂપ થઇ પડશે. અને પરિણામે આ જાતના રોગીઓની અહિં ભાગ્યેજ દરકાર રાખવામાં આવે છે. પરંતુ જ્યારે જાહેર લોકમત જાગ્રત થતો જશે ત્યારે આવી સસ્થાઓ વિશાળ પાયા ઉપર ખોલવી પડશે, અને એથીજ કરભારનો બોજો પણ જાહેર પ્રજા ઉપર વધતો જશે. દારૂબંધીના વિરોધીઓ, દારૂના અનિષ્ટને કારણે જાહેરપ્રજા ઉપર આવનાર કરવેરાનો આ બોજો ભાગ્યેજ લક્ષમાં લેશે. તેઓનો મોટો ભાગ દારૂના વ્યાપારથી મળતી મલિન આવક સરકારને જતી કરવી પડે છે એ વસ્તુ તરફજ લક્ષ ખેંચે છે.—(ચાલુ)

---

ડૉ. એચ. સી. મુકરજીના અંગ્રેજી લેખને આધારે





# છત્રી



: લેખક : 'પ્રશ્નચિહ્ન'

સ્થળ :—સુંદરલાલનું ઘર સમય:—સવારનો

(સુંદરલાલ બહાર જવાની તૈયારી કરે છે)

શોભા :—વળી પાછા ટોપી ને લાકડી લઇ ક્યાં ચાલ્યા?રવિવારને દિવસે પણ તમને નિરાંત નહી.—

સુંદરલાલ :—આ જરા છત્રી લેવા જાઉં છું. આડે દિવસે વખત ક્યાં મળે છે! અગિયાર વાગ્યા પહેલાં પાછોજ પહોંચ્યો હોઇશ. આ વખતની ફિલ્મી રેકૉર્ડ ત્યાં દેવી નથી.

શોભા:—એ તો ઠીક પણ છત્રી રખે ભૂલી આવતા! ત્રણ મહીનામાં ચાર છત્રી તમે ખોઇ નાખી છે.

સુંદરલાલ:— દર વખતે એવું બનતું હશે વળી? આ વખતે તું જોજે તો ખરી કે નવી છત્રી ને કેવો સાચવું છું તે! પ્રાણ જશે પણ છત્રી નહી જાય.

શોભા:—એમ તો તમે દરેક વખતે કહ્યું છે– ચાર વાર પ્રાણ બચાવ્યા ને છત્રીઓ તો ગઇ તે ગઇજ.

સુંદરલાલ:—આ વખતની વાતજ જુદી છે. મારો દૃઢ નિશ્ચય એટલે ભીષ્મની પ્રતિજ્ઞાથી પણ વધુ બળવાન. હવે તું મને જવા દઇશ કે વાતો કરાવ્યા કરીશ? પછી મોડું થશે ત્યારે તુંજ...

શોભા:—ઠીક, ઠીક. બહુ મોડું ન કરતા અને છત્રી દુકાનમાંજ મૂકીને ન આવતા.

સુંદરલાલ:—હું તે કાંઇ નાનો ગીગલો છું કે તું આમ શિખામણની ઝડી વર્ષાવે જાય છે? ચાલ ત્યારે–જાઉં છું. ટા......ટા......!

× × ×

### દૃશ્ય બીજું (બજારમાં)

દુકાનદાર:—આવો! આવો! શેઠ, પધારો બોલો શો હુકમ?

સુંદરલાલ:—એક સારી મજેની ન ખોવાય તેવી છત્રી બતાવો.

દુકાનદાર :—કેવી આપું શેઠિયા! બચ્ચાંની, લેડીઝ કે જેન્ટ્સ?

સુંદરલાલ :—સારી એવી જેન્ટ્સ છત્રી. કપડાંને રંગી નાખે એવી નહીં. વજનમાં અને કિમ્મતમાં હલકી. વારંવાર ખોવાઇ જાય ખરી ને?

દુકાનદાર;—અરે શેઠ – એ શું બોલ્યા? ખોવાઇ શેની જાય? તમારું નામ ગૂંથાવજો ને! એવી નમુનેદાર છત્રી આપું કે તમારા હાથથી વિખુટી પડેજ નહી. હં– આ જુઓ. ટાફેટા સિલ્ક, ઇંગ્લિશ કપડું, દેશી બાંધણી, અમેરીકન પ્લાસ્ટીક હેંડલ, જર્મન સળિયા, ટકાઉ અને હરણ છાપ.

સુંદરલાલ:—અરે ભાઇ! હરણની કાળેજ છત્રી કાગડો બનીજાય છે એનું શું? શી કિમ્મત રાખી છે આની?

દુકાનદાર:—એકજ ભાવ. મારી દુકાને ૧૯ રૂપિયા ૧૫ આના ૯ પાઇ; બહાર જાઓ તો ૨૦ રૂપિયા પૂરા. ખાત્રી કરીને લેજો. માલ ખપાવવા ખાતરજ દુકાન નથી માંડી. તમારા પર જબરદસ્તી નથી. સમજ્યાને મારા શેઠ!

સુંદરલાલ :—આ શું? કિમ્મતમાં આટલો બધો વધારો? પહેલાં આજ દુકાનેથી હું બાર રૂપિયામાં આવીજ છત્રી લઇ ગયો હતો. તમારેજ હાથે.

દુકાનદાર :—અરે મોટા સાહેબ!તમે તો છત્રીની શોધ નહોતી થઇ ત્યારની વાત કરતા લાગો છો. બોલો બાંધી આપું?

સુંદરલાલ :—સત્તર રૂપિયાથી એક પાઇ વધુ નહી મળે."

દુકાનદાર :—આ શું બોલ્યા? ભાવમાં ફેર નહીં પડે. નાનાં બચ્ચાંને મોકલો તો બી એકજ ભાવ.

સુંદરલાલ :—તો રહેવા દો. બીજેથી લઇશ.

દુકાનદાર :—અરે ઓ શેઠ! મોટા શેઠ! લઇ જાઓ લઇ જાઓ! આમ દોડવા ક્યાં લાગ્યા? પૂરા ઓગણીસ આપજો પછી કાંઇ?

સુંદરલાલ :— અહીં સુધી બોલાવીને ફરી એજ વાત!

દુકાનદાર :—ગુસ્સે થઇ ગયા શેઠિયા? અરે છોકરા — શેઠને છત્રી બાંધી આપ. અઢાર બારનું બીલ બનાવ.આ–આ લો શેઠ! આ છત્રી વાપરી મને જીંદગીભર યાદ કરશો. અને બીજી વાર અહીંજ આવશો.

સુંદરલાલ:—તમને દુકાનદારને ફોઇજ પહોંચી ન શકે. આખરે તમારી વાતજ પકડી રાખી.

દુકાનદાર:—જુઓ શેઠ! ખરી વાત તો એ છે કે તમારી પાસેથી બે-અઢી રુપિયા નહીં મેળવીએ તો કોની પાસે મેળવીશું? સાહેબજી. માફ કરજો હું શેઠ.

[ પડદો ]

* * *

## દૃશ્ય ત્રીજું

[ રસ્તા પર ]

મથુરજી:—ઓ હો હો હો હો હો... સુંદરલાલ! તું રવિવારે ઘરેની બહાર નીકળે અને વળી અહીં સુધી દોડી આવે એ ખરેખર નવાઇની વાત કહેવાય. ચાલ સારું થયું. મને કંપની મળી. ઘણાં વખતથી ઑમલેટ ચાખ્યું નથી.

સુંદરલાલ:— નહીં મથુરજી. ઑમલેટ-ફ્રોમલેટની વાત જવા દે. હોટેલમાં મોડું થઇ જશે અને શ્રીમતીજી નાહકનાં ગુસ્સે થશે. તું જા અને મને જવા દે.

મથુરજી:—એમ તે કાંઈ જવા દેવાય? તું ફરી ક્યારે હાથમા આવવાનો હતો? ચાલ હવે ડાહ્યો થતો.

(બન્ને હોટલમાં જઇને બેસે છે. સુંદરલાલ ખુરશીપર છત્રી મૂકે છે.)

મથુરજી:—બોલ દીકરા! ઑમલેટ સીવાય બીજું શું લઈશ?"

સુંદરલાલ:— તારાં ઓમલેટે તો મ્હોંકાળુ કરી મુક્યું હતી. શ્રીમતીને કોણ જાણે કેમ ખબર પડી ગઈ અને મારી પાસે એક દિવસનો ઉપવાસ કરાવ્યો. બ્રાહ્મણને બોલાવી દેહશુદ્ધિ કરાવી તે જુદી. તે ઉપરાંત શ્રીમતીનું સંભાષણ સાંભળવું પડયું એ તો નફામાં. એટલે સીધીસાદી વેફર્સ સિવાય હું કાંઇ લઇ શકીશ નહીં.

મથુરજી:— તદ્દન વહુઘેલો. તારે ત્યાં ટેલીવીઝન તો નથી ને? આ વખતે ઘરનાં બૈરાંઓને વાત કરવાની મૂર્ખાઈ ન કરતો. બૉ......ય! આ પેનસીલથી માર્ક કરી છે એટલી વાનગી લઇ આવ.

સુંદરલાલ:— અરે મથુરજી- આ શું? ઑમલેટ, કટલેટ, ચીકન, રોસ્ટેડ... આવું તો મેં જીંદગીમાં ખાધું નથી.

મથુરજી:— મોટેથી ન બોલ. તારો કોઇ ભાઇબંધ કે ઓળખીતો સાંભળી જશે. અને શ્રીમતીને ખબર પડશે તો મર્યો સમજજે, આંખ મીચીને ટૂંબસ દીધેજ. આવો લાગ બીજી વાર નહિં આવે. બોલ હવે. બીજા શા ખબર છે?

સુંદરલાલ:— તેં મારી પુરેપૂરી ખબર લઇ નાખ્યા પછી બીજી વિશેષ ખબર કઇ હોય? બૉય! બીલ લાવ ભાઈ. જલદી કર.

મથુરજી:— તું ગડબડ ન કર સુંદરલાલ, આપણે નહીં બને. બીલ તો હુંજ ચુકવીશ.

સુંદરલાલ:— ડોન્ટ બી સીલી! લાવ બેરૂ, મારી પાસે.

મથુરજી:— કીપ કવાએટ એન્ડ વોચ.

સુંદરલાલ:— આ તે કાંઇ રીત છે.?

મથુરજી:— રીતસર. તને અહીં કોણ ખેંચી લાવ્યું? બીલ ચૂકવવાનો તને હક્કજ નથી.

સુંદરલાલ:— તું એમ નહીં માને. હું કાઉન્ટર પરજ આપીશ. અરે મથુરજી- મારો કોટ છોડ ભાઇ—બીલ તો કયારનું આપી દીધું. યુ આર ટૂ લિઇટ. વારુ ત્યારે, જો ગાડી આવતી જણાય છે. મને નાસવા દે નહીં તો આજે રવિવાર એટલે પોણો કલાક ખોટી થવું પડશે. ચાલ ત્યારે, સાહેબજી!

( પડદો )

* * *

## દૃશ્ય ચોથું

સુંદરલાલનું ઘર: (સુંદરલાલ બારણું ઠોકે છે.)

શોભા:— કોણ છે એ એ એ?

સુંદરલાલ:— એ તો હું.

શોભા — જરા ઊભા રહો હં. મારા હાથ લોટવાળા છે. હમણાં આવું છું.

સુંદરલાલ:— લોટવાળા હાથ હોય તેથી શું થયું? જલદી બારણું ખોલને- એક મિનિટ ઉભા રહેવાની ઇચ્છા નથી. થાકીને લોથ થઇ ગયો છું.

શોભા:— ઓ હો હો- ભારે ઉતાવળિયા કેટલું મોડું કર્યું! છત્રી લાવ્યા?

સુંદરલાલ:— છ છ છ...... ત્રી? અરે! મારી.

શોભા:— ભૂલી આવ્યા કે શું?

એકાંકી નાટિકા



# છત્રી

: લેખક : 'પ્રશ્નચિહ્ન'

×

સ્થળ :–સુંદરલાલનું ઘર    સમય:–સવારનો

(સુંદરલાલ બહાર જવાની તૈયારી કરે છે)

શોભા :—વળી પાછા ટોપી ને લાકડી લઇ ક્યાં ચાલ્યા? રવિવારને દિવસે પણ તમને નિરાંત નહી.-

સુંદરલાલ :—આ જરા છત્રી લેવા જાઉં છું. આડે દિવસે વખત ક્યાં મળે છે! અગિયાર વાગ્યા પહેલાં આવીજ પહોંચ્યો હોઇશ. આ વખતની ફિલ્મી રેકૉર્ડ જવા દેવી નથી.

શોભા:—એ તો ઠીક પણ છત્રી રખે ભૂલી આવતા! આ ત્રણ મહીનામાં ચાર છત્રી તમે ખોઇ નાખી છે.

સુંદરલાલ:— દર વખતે એવું બનતું હશે વળી? આ વખતે તું જોજે તો ખરી કે નવી છત્રી ને કેવો સાચવું છું તે! પ્રાણ જશે પણ છત્રી નહી જાય.

શોભા:—એમ તો તમે દરેક વખતે કહ્યું છે- ચાર વાર પ્રાણ બચાવ્યા ને છત્રીઓ તો ગઇ તે ગઇજ.

સુંદરલાલ:—આ વખતની વાતજ જુદી છે. મારો દૃઢ નિશ્ચય એટલે ભીષ્મની પ્રતિજ્ઞાથી પણ વધુ બળવાન. હવે તું મને જવા દઇશ કે વાતો કરાવ્યા કરીશ? પછી મોડું થશે ત્યારે તુંજ...

શોભા :—ઠીક. ઠીક. બહુ મોડું ન કરતા અને છત્રી દુકાનમાંજ મૂકીને ન આવતા.

સુંદરલાલ:—હું તે કાંઇ નાનો ગીગલો છું કે તું આમ શીખામણુંની ઝડી વર્ષાવે જાય છે? ચાલ ત્યારે-જાઉં છું. ટા......ટા......!

× × ×

દૃશ્ય બીજું (બજારમાં)

દુકાનદાર:—આવો! આવો! શેઠ. પધારો બોલો શો હુકમ?

સુંદરલાલ:—એક સારી મજેની ન ખોવાય તેવી છત્રી બતાવો.

દુકાનદાર:—કેવી આપું શેઠિયા! બચ્ચાંની, લેડીઝ કે જેન્ટ્સ?

સુંદરલાલ:—સારી એવી જેન્ટ્સ છત્રી. કપડાંને રંગી નાખે એવી નહીં. વજનમાં અને કિમ્મતમાં હલકી. વારંવાર ખોવાઇ જાય ખરી ને?

દુકાનદાર:—અરે શેઠ- એ શું બોલ્યા? ખોવાઇ શેની જાય? તમારૂં નામ ગૂંથાવજો ને! એવી નમુનેદાર છત્રી આપું કે તમારા હાથથી વિખુટી પડેજ નહી. હું- આ જુઓ. ટાફેટા સિલ્ક, ઇંગ્લિશ કપડું, દેશી બાંધણી, અમેરીકન પ્લાસ્ટીક હેંડલ, જર્મન સળિયા, ટકાઉ અને હરણ છાપ.

સુંદરલાલ:—અરે ભાઇ! હરણની ફાળે જ છત્રી કાગડો બનીજાય છે એનું શું? શી કિમ્મત રાખી છે આની?

દુકાનદાર:—એકજ ભાવ. મારી દુકાને ૧૯ રૂપિયા ૧૫ આના ૯ પાઇ; બહાર જાઓ તો ૨૦ રૂપિયા પૂરા. ખાત્રી કરીને લેજો. માલ ખપાવવા ખાતરજ દુકાન નથી માંડી. તમારા પર જબરદસ્તી નથી. સમજ્યાને મારા શેઠ!

સુંદરલાલ :—આ શું? કિમ્મતમાં આટલો બધો વધારો? પહેલાં આજ દુકાનેથી હું બાર રૂપિયામાં આવીજ છત્રી લઇ ગયો હતો. તમારેજ હાથે.

દુકાનદાર :—અરે મોટા સાહેબ! તમે તો છત્રીની શોધ નહોતી થઇ ત્યારની વાત કરતા લાગો છો. બોલો બાંધી આપું?

સુંદરલાલ :—સત્તર રૂપિયાથી એક પાઇ વધુ નહી મળે."

દુકાનદાર :—આ શું બોલ્યા? ભાવમાં ફેર નહીં પડે. નાનાં બચ્ચાંને મોકલો તો બી એકજ ભાવ.

સુંદરલાલ :—તો રહેવા દો. બીજેથી લઇશ.

દુકાનદાર :—અરે આ શેઠ! મોટા શેઠ! લઇ જાઓ લઇ જાઓ! આમ દોડવા ક્યાં લાગ્યા? પૂરા ઓગણીસ આપજો પછી કાંઇ?

સુંદરલાલ :— અહીં સુધી બોલાવીને ફરી એજ વાત!

દુકાનદાર :—ગુસ્સે થઇ ગયા શેઠિયા? અરે છોકરા — શેઠને છત્રી બાંધી આપ. અઢાર 'બારસું' બીલ બનાવ. આ—આ લો શેઠ! આં છત્રી વાપરી મને જીંદગીભર યાદ કરશો. અને બીજી વાર અહીંજ આવશો.

સુંદરલાલ :—તમને દુકાનદારને ફોઈજ પહોંચી ન શકે. આખરે તમારી વાતજ પકડી રાખી.

દુકાનદાર :—જુઓ શેઠ ! ખરી વાત તો એ છે કે તમારી પાસેથી બે-અઢી રુપિયા નહીં મેળવીએ તો કોની પાસે મેળવીશું ? સાહેબજી. માફ કરજો હું શેઠ.

[ પડદો ]

*   *   *

## દૃશ્ય ત્રીજું

[ રસ્તા પર ]

મથુરજી :—ઓ હો હો હો હો હો ... સુંદરલાલ ! તું રવિવારે ઘેરની બહાર નીકળે અને વળી અહીં સુધી દોડી આવે એ ખરેખર નવાઇની વાત કહેવાય. ચાલ સારું થયું. મને કંપની મળી. ઘણાં વખતથી ઑમલેટ ચાખ્યું નથી.

સુંદરલાલ :— નહીં મથુરજી. ઓમલેટ - ફોમલેટની વાત જવા દે. હોટેલમાં મોડું થઈ જશે અને શ્રીમતીજી નાહકનાં ગુસ્સે થશે. તું જા અને મને જવા દે.

મથુરજી :—એમ તે કાંઈ જવા દેવાય? તું ફરી ક્યારે હાથમાં આવવાનો હતો ? ચાલ હવે ડાહ્યો થતો.

(બન્ને હોટલમાં જઈને બેસે છે .સુંદરલાલ ખુરશીપર છત્રી મૂકે છે.)

મથુરજી :—બોલ દીકરા ! ઑમલેટ સીવાય બીજું શું લઈશ?"

સુંદરલાલ :— તારાં ઓમલેટ તો મ્હોંકાણ કરી મુકી હતી. શ્રીમતીને કોણ જાણે કેમ ખબર પડી ગઈ અને મારી પાસે એક દિવસનો ઉપવાસ કરાવ્યો. બ્રાહ્મણને બોલાવી દેહશુદ્ધિ કરાવી તે જુદી. તે ઉપરાંત શ્રીમતીનું સંભાષણ સાંભળવું પડ્યું એ તો નફામાં. એટલે સીધીસાદી બિસ્કિટ સિવાય હું કાંઈ લઈ શકીશ નહીં.

મથુરજી :— તદ્દન વહુઘેલો. તારે ત્યાં ટેલીવીઝન તો નથી ને ? આ વખતે ઘરનાં બૈરાંઓને વાત કરવાની મૂર્ખાઈ ન કરતો. બૉ......ય ! આ પેનસીલથી માર્ક કરી છે એટલી વાનગી લઈ આવ.

સુંદરલાલ :— અરે મથુરજી— આ શું ? ઑમલેટ, કટલેટ, ચીકન, રોસ્ટેડ ... આવું તો મેં જીંદગીમાં ખાધું નથી.

મથુરજી :— મોટેથી ન બોલ. તારો કોઈ ભાઈબંધ કે ઓળખીતો સાંભળી જશે. અને શ્રીમતીને ખબર પડશે તો મર્યો સમજજે, આંખ મીચીને ઝાપટ દીધેજા. આવો લાગ બીજી વાર નહિં આવે. બોલ હવે બીજા શા ખબર છે ?

સુંદરલાલ :— તેં મારી પુરેપૂરી ખબર લઈ નાખ્યા પછી બીજી વિશેષ ખબર કઈ હોય ? બૉય ! બીલ લાવ ભાઈ. જલદી કર.

મથુરજી :— તું ગડબડ ન કર સુંદરલાલ, આપણે નહીં બને. બીલ તો હુંજ ચુકવીશ.

સુંદરલાલ :— ડોન્ટ બી સીલી ! લાવ જોઉં, મારી પાસે.

મથુરજી :— કીપ ક્વાએટ એન્ડ વેઇટ.

સુંદરલાલ :— આ તે કાંઇ રીત છે. ?

મથુરજી :— રીતસર. તને અહીં કોણ ખેંચી લાવ્યું ? બીલ ચૂકવવાનો તને હક્કજ નથી.

સુંદરલાલ :— તું એમ નહીં માને. હું કાઉન્ટર પરજ આપીશ. અરે મથુરજી - મારો કોટ છોડ ભાઇ— બીલ તો કયારનું આપી દીધું. યુ આર ટૂ લેઇટ. વારુ ત્યારે. જો ગાડી આવતી જણાય છે. મને નાસવા દે નહીં તો આજે રવિવાર એટલે પોણો કલાક ખોટી થવું પડશે. ચાલ ત્યારે, સાહેબજી !

( પડદો )

*   *   *

## દૃશ્ય ચોથું

સુંદરલાલનું ઘર: (સુંદરલાલ બારણું ઠોકે છે.)

શોભા :— કોણ છે એ એ એ ?

સુંદરલાલ :— એ તો હું.

શોભા — જરા ઊભા રહો હં. મારા હાથ લોટવાળા છે. હમણાં આવું છું.

સુંદરલાલ :— લોટવાળા હાથ હોય તેથી શું થયું ? જલદી બારણું ખોલને— એક મિનિટ ઉભા રહેવાની ઇચ્છા નથી. થાકીને લોથ થઇ ગયો છું.

શોભા :— ઓ હો હો— ભારે ઉતાવળિયા કેટલું મોડું કર્યું ! છત્રી લાવ્યા ?

સુંદરલાલ :— છ છ છ ...... ત્રી ? અરે ! મારી

શોભા :— ભૂલી આવ્યા કે શું ?

સુંદરલાલ :— મારાં ઠાર. હોટેલમાં ગયો ત્યાં સુધી તો હતી.

શોભા :— એટલે છત્રી ખરીદીને તમે હોટેલમાં ગયા હતા. ખરૂં ? વળી પાછું ઑમલેટ ...

સુંદરલાલ :— મારી છત્રી જેવી છત્રી હોટેલમાં રહી ગઇ અને તને ઑમલેટ ક્યાં સૂઝે છે ? મથુરજી સાથે બીલ ચુકવવાની રકઝક કરવામાં છત્રીને ખુરશી પરથી લેવાનું ભૂલી ગયો. ચાલ જીવ ! ફરી પાછો 'સ્ટાર ઑફ એશિયા' ની સફરે. તારી રસોઇ હજી તૈયાર લાગતી નથી. એકાદ કલાકમાં પાછો આવ્યો. સમજજે. ટા ......ટા...

* * *

## દૃશ્ય પાંચમું

(બજારની હોટેલમાં)

સુંદરલાલ :— અજી દેખો ઇરાનીસાબ. કંઈ દો ટે પર મૈં ઇધર મેરી એકદમ નયી છત્રી ભૂલ ગયા હું. આપકો ...

હોટેલવાળો :— હાં હાં મૈને આપકો કીતના બુલાયા લેકિન આપ તો રેસ કે ઘોડે કે માફિક ટ્રેન પકડને કો હાંસલેમેં દોડને લગે ઔર હમારી પૂકાર આપને સુની તક નહીં. ખેર બોય ! શેઠ સાહાબકી છત્રી લાઓ.

સુંદરલાલ :— આપકા બડા અહેસાન— યે મેરી પાંચવી બાર ફી છત્રી હૈ— આપકા બડા ઉપકાર માનના ચાહી .....

હોટેલવાળો :— કોઇ બાત નહીં – કોઇ બાત નહી.

સુંદરલાલ :— અચ્છા તો. સલામ.

(પડદો)

* * *

## દૃશ્ય છઠું

(સુંદરલાલનું ઘર. સુંદરલાલ બારણું ઠોકે છે)

શોભા :— બારણું ખૂલ્લું જ છે. સ્હેજ ધક્કો મારીને આવો અંદર. શું થયું પછી છત્રીનું ?

સુંદરલાલ.— ઓ હો હો ! કેટલી ઉતાવળી— હજી ઘરમાં પ્રવેશ તો કરૂં ! આ લે— આ તારી છત્રી. છત્રીએ તો મારી જીવ લઈ નાખ્યો, જો હવે— આજે બપોરે ઊંઘવાનું નથી.. સફેદ રેશમના દોરાથી મારૂં આખું નામ છત્રી પર ભરવાનું છે— સમજી ?

શોભા :— અને તમે આ છત્રી જ્યારે ભૂલી જશો અને ઘેર લઇ જઇને શું કહેશે તે તમે જાણો છો ? 'જો' મને ટ્રેઇનમાંથી એક નવીનકોર છત્રી મળી છે. આજે ફુરસદ મળે ત્યારે તું આ છત્રી પરનું ભરેલું નામ છે તે કાઢીને મારૂં નામ ભરી દે જે. સમજી ? બપોરનાં ઊંઘવાનું નથી.

સુંદરલાલ :— સ્ટાર ઑફ એશિયામાંથી છત્રી લઇ હું પાછો ફર્યો ત્યારે લોકલમાં બેઠાં બેઠાં મેં છત્રી ને કેમ સાચવવી એ વિષય પર ઘણો વિચાર કર્યો. મને હવે એક તુકકો સૂઝ્યો છે. બાર મહીનામાંથી માત્ર ચાર મહીના માટેજ આપણે હાથમાં છત્રી રાખીએ છીએ. પણ હાથમાં વસ્તુ રાખવાની ટેવ ન હોવાને લીધે છત્રી ક્યાંક મૂકી દીધા પછી યાદ રહેતી નથી. આ વિચારસરણીને અનુસરી મેં એમ નક્કિ કર્યું છે કે કોઇને કોઇ વસ્તુ હાથમાં રાખવી જ. લાકડી, પુસ્તક, ઝોળી, છાપું કે એવું કાંઈ. આમ હાથમાં વસ્તુ હરહંમેશ રહેશે એટલે એવી ટેવ પડી જશે કે હાથ ખાલી પડે કે તરતજ હાથની નસેનસ મગજનાં તંતુએ તંતુને હચમચાવી મૂકશે, અને એમ સ્મૃતિદેવી જાગૃત થતાં ખાલી હાથમાં વિખૂટી પડેલી વસ્તુ ફરી વાર આવી જશે.

શોભા :— તમે મારાં મગજની નસેનસનું દહીં કરી નાખ્યું. હવે જમવા ચાલો છો કે પછી હોટલમાંજ ભૂખ ભાંગી આવ્યા છો ?

સુંદરલાલ :— હા. હા. ચાલ, જલદી કર. એવી તો કકડીને ભૂખ લાગી છે કે બસ. આજે મારો ભોજન પરનો સપાટો જો જે! દોડાદોડી એટલી થઈ થઈ છે કે ખાધેલું બધુંજ પચી ગયું છે.

[બંને રસોડાં તરફ જાય છે]

(બીજે દિવસે સવારે સુંદરલાલ ઑફીસે જવા માટે તૈયાર થઇ રહ્યા છે.)

સુંદરલાલ :— આજે ઑફીસે જવાનો એવો કંટાળો આવે છે ! રવિવારની રજા પણ શાંતિથી પસાર ન થઇ. મારૂં ચાલે તો આ કાળમુખા સોમવારને પણ રજાનો દિવસ જાહેર કરાવું.

શોભા :— અને સોમ પછી મંગળનો વારો. નહીં ? તમારૂં ચાલે તો તમે આખું વર્ષ રજા પડાવો

સુંદરલાલ :— એમ તે કાંઈ થાય? ડ્યુટી ઇઝ ડ્યુટી આફ્ટર ઑલ. ચાલ ત્યારે, આજે કંઈ લાવવાનું છે?

શોભા :— ખાસ કાંઈ લાવવાનું નથી પણ તમારે વરસાદના રબરશૂઝ લાવવાના છે તે ભૂલશો નહીં. બપોરની રીસેસમાંજ લઈ આવજો એટલે સાંજે મોડું ન થાય.

સુંદરલાલ :— એક વાત કહું? હમણાં હમણાં તને શિખામણ આપવાની ભારે ટેવ પડી ગઈ છે, નહીં?

શોભા :— તમે છત્રી ભૂલી આવવાની ટેવ છોડશો ત્યારે હું શિખામણ આપવાની ટેવ છોડીશ. ખરી વાત તો એ છે કે હું શિખામણ નથી આપતી પણ તમારી વસ્તુઓની ફક્ત યાદ આપું છું, જેથી તમે ભૂલી ન જાઓ.

સુંદરલાલ :— ઓહ્! સૉરી એન્ડ થેન્કસ્ એટ ધી સેમ ટાઇમ. મને લાગે છે કે હવે હું રજા લઉં, ૮... ટા...!

શોભા :— આ છત્રી લીધા વિના ક્યાં ચાલ્યા? બ્હાર તો વરસાદ પડે છે.

સુંદરલાલ :— ઓહ્ હેમ લિસ મેમરી. ઠીક, લાવ ત્યારે. મારુ નામ ભર્યું?

શોભા :— નામ ભરવાથી શો ફેર પડવાનો છે?

સુંદરલાલ :— કેમ હજી પણ છત્રી વિસરી જઈશ એવી બીક લાગે છે? છત્રી ક્યાં?

શોભા :— સો એ સો ટકા!

સુંદરલાલ :— ઓ હો! કેટલો આત્મવિશ્વાસ! કોણ જીતે છે તે જોજે. — [જાય છે]

[ પડદો. ]

* * *

દૃશ્ય સાતમું

( સુંદરલાલનું ઘર )

સમય :— મોડી સાંજનો. દીવાટાણું થઈ ગયું છે (બારણાં પર ટકોરા પડે છે. શોભા બહાર આવે છે.)

શોભા :— કેમ આજે મોડું થયું? અને આમ મ્હોં કેમ પડી ગયું છે?

સુંદરલાલ :— તું જાણે છે ને શોભા, એ છત્રી તો જવા માટેજ આવી હતી.

શોભા— આ વખતે શું થયું વળી?

સુંદરલાલ :— વાત તો મોટી અને મઝેની છે. એક ફારસજ જોઈ લ્યો! હું વાત શરૂ કરું એ પહેલાં તું ચાની તૈયારી કર. ધેટ્સ રાઇટ. વાત એવી બની કે બપોરની રજામાં રબરશૂઝ લેવા હું નીકળ્યો ત્યારે ઝરમર ઝરમર વરસાદ પડતો હતો, એટલે છત્રી સાથે લીધા વિના ચાલે એમ ન હતું. રસ્તાની અવર જવર અને દોડધામમાં જેટલું ધ્યાન ન હતું એટલું ધ્યાન મેં છત્રીમાં પરોવ્યું હતું

શોભા :— હાય! હાય! એવું રખે કરતા. છત્રી જાય તો કાંઇ નહીં પણ તમે રસ્તા પર બેધ્યાનપણે ન ફરતા! ક્યાંક અકસ્માત થઈ જાય તો .....?

[ચા નો કપ આપે છે; બંને પીતા પીતાં]

સુંદરલાલ :— ગભરાવાની જરૂર નથી. એટલું ધ્યાન તો રહે જ. છત્રી કરતાં જીવ વધારે વ્હાલો છે એટલું તો ચોક્કસ. બાટા કંપનીની એક દુકાનેથી બુટ ખરીદ્યા અને એનું પેકેટ લઈ ટેલીફોન કંપનીમાં કામ હતું એટલે ત્યાં ગયો. ત્યાં એક કલાર્કને જરા દબડાવ્યો. કહ્યું કે અનેકવાર ટેલીફોન કર્યા, કાગળ લખ્યા પણ તમે લોકો અમે જે નવાં કનેકશનો માગ્યાં છે એ વિશે કેમ કાંઇ કરતા નથી?

શોભા :— તમને તો જેના તેના પર ગુસ્સો થઈ જતાં વાર નથી લાગતી.

સુંદરલાલ :— સાંભળ તો ખરી. પેલો કહે કે તમારી વાત અમારા ધ્યાનમાં છે પણ આ જુઓને— આ વરસાદને લીધે બધે પહોંચી શકાતું નથી. મેં કહ્યું કે વરસાદ છે એ વાત ખરી પણ સાથે સાથે છત્રીની પણ સગવડ છે તો તમે છત્રીનો ઉપયોગ... છત્રી... છછછ છત્રીનો ઉપ...યો...ગ, બોલતાં બોલતાં મારી છત્રીનો મને એકાએક ખ્યાલ આવ્યો અને આમ તેમ જોયું કે ક્યાંય મૂકી તો નથી? પણ છત્રી ન હતી. ગઈ?? એમ જાય તે કેમ ચાલે? કદાચ બાટાની દુકાને રહી ગઈ હશે એમ ધારી, પેલાની વાતને પડતી મૂકી મેં બાટાની દુકાન તરફ દોટ મૂકી.

શોભા :—પછી ત્યાં હતી ખરી?

સુંદરલાલ :—ત્યાં હતી તો ખરી પણ સેલ્સમેને કહ્યું કે બીજો માણસ લઈ ગયો. એમને થયું કે એ માણસની

હશે. વેરાજી કહે કે પહેલાં તો એમણે ઘણી બૂમો પાડી પણ મેં તો પેકેટ લઈને આસ્તી પકડેલી, વેરાજીએ 'પેકેટ' કહ્યું અને મારે શરીરે પરસેવો વળી ગયો...... મારા હાથમાં પેકેટ ન હતું!

શોભા:— હાય હાય! એવા કેવા તમે? પેકેટ પણ ભૂલી ગયા?

સુંદરલાલ:—એ બધી છત્રીનીજ મોંકાણને લીધે. ફરી પાછો ગયો ટેલીફોન કંપનીએ. પેલો માણસ કહે કે તમે પેકેટ ભૂલી ગયા અને વાત પડતી મૂકી દોડી ગયા! મેં કહ્યું કે એ તો મને એક અગત્યની વાત યાદ આવી એટલે મારે ચાલ્યા જવું પડ્યું; પેકેટ હું ભૂલી નહોતો ગયો. મારે પાછા આવવાનુંજ હતું એટલે જાણી જોઈને તમારી પાસે રહેવા દીધેલું એને પછી અર્ધ પર્ધ સંભળાવી પેકેટને ખાસ સંભાળપૂર્વક પકડીને લઇ આવ્યો.

શોભા:—એ તો બધું રીસેસમાં બન્યું પણ સાંજના કેમ મોડું થયું?

સુંદરલાલ:—સાંજના મથુરજીનો ભેટો થઇ ગયો. છત્રીએ વિદાય લીધી એની એને અથથી ઇતિ સુધી વાત કહી. મથુરજી મળે એટલે હોટેલમાં લઇ જવાનું હોયજ.

શોભા:—એટલે તમને હવે જમવાની રૂચિ નહીં હોય ખરૂં?

સુંદરલાલ:—હેં હું હું... હેં હેં હું... પણ જોને શોભા! એટલું બધું કાંઇ ખાધું નથી. હાં ઇ યાં (ઓડકાર ખાય છે) એટલે તારી સાથે જમીશ તો અરોજ. તું વાત તો સાંભળ. આમ મ્હોં શું ચઢાવે છે? સ્ટેશન પર મથુરજીએ ભારે ગમ્મત કરી. સ્ટેશનમાસ્તરને કહે કે માસ્તર સાહેબ! મારી છત્રી આવી છે આપની પાસે? માસ્તરે કહ્યું નહીં રે દીકરા. મથુરજીને કોઇ 'દીકરા' કહે પછી જોઇ લ્યો,, મજા! મથુરજીએ ગંભીર થઇ કહ્યું: 'તો ઓવરકોટ?' માસ્તર જરા ગરમ થઇ બોલ્યા— ઓવરકોટ બી નથી આવ્યો ને છત્રી બી નથી આવી ને કાંઇ નથી આવ્યું. મથુરજીએ ચાલુ રાખ્યું: પણ માસ્તર સાહેબ, મારી એક થેલી સવારના સાડાદસની ગાડીમાં ભૂલી ગયેલો તે અહીં કોઈ...મથુરજીને બોલવા દે?

શોભા:—આમ મશ્કરી કરે પછી એનું કોણ સાંભળે? પછી?

સુંદરલાલ:—માસ્તરે વરાળ કાઢવા માંડી પણ મથુરજી ઠંડા હીમ જેવા ખરા ને, એટલે જતાં જતાં એમણે કહી નાખ્યું કે છત્રી, ઓવરકોટ ને થેલી ગઇ તો કાંઇ નહીં પણ મારા ગમબૂટ આવે તો જરા રાખી મુકજો. કાલે તપાસ કરીશ.

શોભા:—માસ્તરનો મિજાજ આસમાને ચઢ્યો હશે?

સુંદરલાલ:—એ જોવાની ફુરસદ કોને હતી? હા. એક બીજી વાત. મથુરજી પણ આમ વારંવાર છત્રી ભૂલી આવતા. પછી કંટાળીને એવી એક છત્રી લઇ આવ્યા કે વરસાદને પણ એના પર પડવાનું મન ન થાય ... મથુરજી કહે કે વિધિની વિચિત્રતા તો જુઓ! એ તકલાદી છત્રી એટલી ટકી, એટલી ટકી કે ગમે તેવા અઠંગ ભૂલકણાને પણ વસ્તુની આવી સાચવણી માટે ગર્વ થાય. મથુરજી કહે કે કોઈ વાર ટ્રામમાં છત્રી ભૂલી જાઉં તો કોઇ પાછળ દોડીને આપી જાય. હોટેલમાં રહી જાય તો ત્યાંના નોકર પણ મને પકડી પાડે અને 'આ તમારી છત્રી તમે ભૂલી ગયા હતા.' એમ કહીને આપી જાય,, એક વાર તો ટ્રેઇનમાં ભૂલી આવ્યો હતો પણ બીજે દિવસે એમની એમ ત્યાં પડી હતી.!

શોભા:— અરે એમ તે બનતું હશે? તમારાં મથુરજીને ભાંડા મારવાની ટેવ છે.

સુંદરલાલ:— તું બિચારા મથુરજીને તો છેલ્લી પાટલી પર બેસાડે છે— પણ એ ગપ્પીદાસ તો નથીજ. મથુરજી કહે કે હવે તો એ છત્રીથી એટલો કંટાળ્યો છું કે એક જાહેર ખબર આપવાનો વિચાર છે કે હું જ્યારે સ્ટેશન પર, કોઇ જાહેર બાગમાં, સીનેમામાં, ઓફીસમાં કે રેસ્ટોરાંમાં બેઠો હોઉં ત્યારે સીફતથી આવીને કોઇ મારી છત્રી ઊઠાવી જશો?

શોભા:— ઘણુંજ સરસ! મથુરજી જાહેરાત કરે કે તરત તમે છત્રી ઉઠાવી લાવજો— પછી કોઇ વાર છત્રી ખોવાવાનો ભયજ નહિં રહે.

સુંદરલાલ:— (હસતાં હસતાં) તારો વિચાર છે તો સારો. હું મથુરજીને આ વાત કરીશ, પછી જોઇ લેજે મજા!

શોભા:— રખે એમ કહેતા!

(પડદો)

—:૦:—

# ગુજરાતના સામાજિક પ્રશ્નો

લેખક:
શ્રી. ગટુભાઈ ગો. ધ્રુ.
તંત્રી -: 'જ્યોતિર્ધર'

> પ્રાંતની દ્રષ્ટિએ ગુજરાતને હિન્દના ઈતર પ્રાંતોથી કોઈ જુદા સામાજિક પ્રશ્નો નથી. સમૃદ્ધ જીવનનો આદર્શ, જીવન પ્રત્યેની વિશાળ દૃષ્ટિ અને આચાર વિચાર, કાશ્મીરથી કન્યાકુમારી સુધી પથરાયેલ હિન્દુ સમાજના લગભગ એકજ જાતના છે. માત્ર જ્ઞાતિસંસ્થા જેવી કેટલીક બાબતોમાં ગુજરાતે વધુ સંકુચિતતા દાખવી છે જ્યારે વ્યવહાર શુદ્ધિને કારણે સુધારાનાં કેટલાંક ક્ષેત્રોમાં પ્રગતિ પણ કરી છે. આ સહુની વિશદ અને મિતાક્ષરી સમાલોચના કરતાં લેખકે સાચું જ કહ્યું છે કે અત્યારે ગુજરાતને સમાજ સુધારાની નહિ પણ સમાજસેવાની વધારે જરૂર છે. સાચી દિશામાં પ્રવૃત્ત થયેલી સમાજસેવા સરકારનાં લોકકલ્યાણનાં બધાંજ કાર્યોને સફળ બનાવશે.

આપણા દેશની સામાજિક વ્યવસ્થા એવા ધોરણ પર રચાયેલી છે, કે આખા હિન્દનાં, આખા હિન્દુ સમાજના જીવન પ્રશ્નો લગભગ સરખા જ છે. ગુજરાત કે મહારાષ્ટ્ર, મદ્રાસ કે બંગાળ, રજપુતાના કે મધ્યપ્રાંત, બધે, જ્યાં જ્યાં હિન્દુઓ વસે છે, ત્યાં ત્યાં તેમની સામાજિક જીવનની પદ્ધતિ, રીતરસમ અને આચારવિચાર લગભગ એક સરખા છે— જીવન પ્રત્યેની દૃષ્ટિ, જીવનના આદર્શ સમસ્ત હિન્દુ પ્રજાના એકજ જાતના છે. એટલે ગુજરાતના સામાજિક પ્રશ્નો, હિન્દના બીજા પ્રાન્તોના સામાજિક પ્રશ્નો કરતાં વસ્તુતઃ નિરાળા નથી.

તેમ છતાં બીજા પ્રાન્તો કરતાં ગુજરાતમાં જ્ઞાતિઓના વાડા વધારે પ્રમાણમાં હોવાને લીધે જ્ઞાતિ સંકુચિતતા અને તેને અંગે જાહેર જીવનમાં વિશાળ ભાવના તથા સમસ્ત દેશના કલ્યાણની દૃષ્ટિ, ઓછી હોવાથી જ્ઞાતિઓ વિશેના પ્રશ્ને ખાસ વિશિષ્ટ સ્વરૂપ ધારણ કરેલું છે.

## અનિષ્ટ રૂઢિઓનું વિસર્જન

સમાજના પ્રશ્નો, એટલે કે સમાજમાં પરંપરાથી ચાલતી આવેલી રૂઢિઓમાં જે અનિષ્ટ તત્ત્વો છે તે આજથી ચાલીસેક વર્ષ પર જૂદાં હતાં. તે વખતે જે અનિષ્ટ રૂઢિઓ હતી તે ઘણે ભાગે— ખાસ કરીને શહેરોમાં— અત્યારે નાબૂદ થઇ ગઇ છે. બાળલગ્નો, કન્યાકેળવણી, મરણ પાછળના ખર્ચાળ જમણવાર, જાહેર રીતે રડવા કૂટવાનો રિવાજ, પરદેશ (યુરોપ—અમેરિકા) જવાનો પ્રતિબંધ જ્ઞાતિઓમાં પરસ્પર ભોજન વ્યવહારનો પ્રતિબંધ, સ્ત્રીઓને જાહેરમાં હરવા ફરવામાં અને જાહેર કાર્યોમાં ભાગ લેવામાં પ્રતિબંધ, હોજલ પડદો, વગેરે હવે ગુજરાતના સમાજના પ્રશ્નો તરીકે રહ્યા નથી. છેલ્લાં પચાસ સાઠ વર્ષના સુધારકોના સતત પ્રયત્નથી, કેળવણીના પ્રચારથી, આર્થિક સ્થિતિ બદલાવાથી, કન્યાકેળવણીના પ્રચારથી, ગાંધીજીના આગમન પછી— રાજકીય ક્ષેત્રમાં સ્ત્રીઓ અને બાળાઓએ ભાગ લેવા માંડયાને લીધે. એમ અનેક કારણોના બળથી હવે ઉપર જણાવેલી રૂઢીઓનાં અનિષ્ટ તત્ત્વો મોટે ભાગે નાબૂદ થયાં છે શહેરોમાં અને મોટાં ગામોમાં લગભગ બધી કન્યાઓ— ખાસ કરીને આગળ પડતી કોમોમાં— ઉચ્ચ કેળવણી લે છે. પાછલાં સાઠ વર્ષમાં ઉચ્ચ કેળવણી લીધેલી બાળાઓની કુલ સંખ્યા કરતાં ઘણા વધારે પ્રમાણમાં અત્યારે દર વર્ષે બાળાઓ ઉચ્ચ કેળવણીની સંસ્થાઓમાં દાખલ થાય છે. ગુજરાતના શહેરોમાં અને ગામડાંમાં પણ સ્ત્રીઓ વિનાસંકોચે હરે ફરે છે અને જાહેર સમારંભોમાં ભાગ લે છે. પરસ્પર જ્ઞાતિભોજનનો પ્રશ્ન મોટે ભાગે ઉકલી ગયો છે. જાહેર ભોજન સમારંભોમાં અને પરસ્પર વ્યવહારમાં જુદી જુદી જ્ઞાતિઓનાં સ્ત્રીપુરૂષો સાથે ભાગ લે છે અને જ્ઞાતિઓના પંચો એ બાબત લક્ષમાં લેતાં નથી. પરદેશગમનનો પ્રતિબન્ધ હતો અને યુરોપ-અમેરિકા જઈ આવનારને જ્ઞાતિ બહાર મૂકવામાં આવતા અગર તેમને દેહશુદ્ધિનું પ્રાયશ્ચિત કરવું એ હકીકત અત્યારના

જમાનાનાં યુવકયુવતીઓને તો માન્યામાં પણ આવે તેવી નથી. આમાંના કેટલાક રિવાજ જ્ઞાતિઓની સત્તા ઘટવાને કારણે અને મોટાં શહેરોમાં વસવાટ કરવાનો રિવાજ વધવાને કારણે ઘસાઈ ગયા છે. સમાજમાં સ્ત્રીઓનું સ્થાન અને પ્રતિષ્ઠા ઊંચી થવાના કાર્યમાં મહાત્મા ગાંધીની રાજકીય પ્રવૃત્તિમાં સામાન્ય જનતાએ લીધેલો ભાગ એ મુખ્ય કારણ છે.

## બદલાયેલું દૃષ્ટિબિન્દુ

વિધવા-પુનર્વિવાહ પ્રત્યે હજી સમાજની દૃષ્ટિ જેવી જોઇએ તેવી ઉદાર થઈ નથી, તેમ છતાં પુનર્વિવાહિત દંપતી પ્રત્યે અગાઉ જેવી તિરસ્કારની કે અપમાનજનક વૃત્તિ રહી નથી. યુવક-યુવતીઓની લગ્નની ઉંમર અગાઉ કરતાં વધી છે અને બાળલગ્નો તો હવે છેક પછાત વર્ગોમાં જ — કાયદા પ્રમાણેની સજાના ભયથી છાનાંછપનાં — થાય છે. આપણા પ્રાન્તમાં અનેકપત્ની વિવાહ પ્રતિબંધનો અને લગ્નવિચ્છેદનો — અમુક ખાસ સંજોગોમાં — પરવાનગી આપનારો કાયદો થવાથી એ બાબતમાં પણ હવે સુધારો થયો છે — એ હવે સામાજિક પ્રશ્ન રહ્યો નથી. તેમ છતાં એ જૂના પ્રશ્નોમાંના કેટલાકનો હજી ઉકેલ થયો નથી, સમાજની તે પ્રત્યેની દૃષ્ટિ બદલાઈ નથી. આન્તરજ્ઞાતીય લગ્નો હવે થવા માંડ્યાં છે. લોકોની એ વિષેની વિરોધવૃત્તિ પ્રમાણમાં ઓછી થતી જાય છે, તો પણ હજીએ અસામાન્ય ગણાય એવો બનાવ ઊભો રહેલો છે. જ્ઞાતિમાંજ — પેટા જ્ઞાતિઓમાં અને અમુક ગોળમાંજ — લગ્ન કરવાં જોઇએ એ માન્યતા હજી હિન્દુ સમાજમાં રૂઢીભૂત થયેલી છે. નવા જમાનાનાં યુવકયુવતીઓ પોતાની સ્વેચ્છાથી એ બંધન જેમ વધારે પ્રમાણમાં તોડતાં જશે તેમ તેમ હિન્દુસમાજની એ પ્રત્યેની વિરોધવૃત્તિ ઓછી થઈ જશે અને આન્તરજ્ઞાતીય લગ્નો એ સામાન્ય બનાવ ગણાશે.

યુવક-યુવતીઓ પોતે જાતે પસંદ કરીને લગ્નગ્રન્થીથી જોડાય એવા દાખલા હજી આગળ પડતી કોમોમાં પણ બહુ થોડા બને છે. માતપિતા વર અગર કન્યા શોધી આપે છે અને ઘણે ભાગે પોતાનાં સંતાનોની સંમતિ માગે છે. સંતાનોની સંમતિ મળે તોજ લગ્નો થાય એવું ઘણા દાખલાંમાં નથી બનતું. ઇચ્છા ન હોય તો પણ માતપિતાની ઇચ્છા વિરુદ્ધ જવાનું મનોબળ ન હોવાને કારણે હજી ઘણાં લગ્નો થાય છે. હજી પરણવાનો નહિ પણ પરણાવવાનો રિવાજ મોટે ભાગે પ્રચલિત છે.

કાચી અગર અણસમજની વયમાં આવેશ, મોહ, ભોળપણ અગર પૂરો વિચાર કર્યા વિના કેટલાંક યુવકયુવતીઓ લગ્ન કરી દે છે અને પછી તેમાંના કેટલાક સ્વભાવનો મેળ ન મળવાથી આવેશ અને મોહ ઉતરી જવાથી, આર્થિક મુશ્કેલીઓથી કે બીજા કારણોથી દુઃખી થાય છે. ત્યારે જૂની વિચારસરણીનાં માણસોને "પસંદગીનાં લગ્ન" ની પ્રથા સ્હામે કટાક્ષ અને પ્રહાર કરવાનો સારો મોકો મળી જાય છે. પરન્તુ એમાં પસંદગીનાં લગ્નની પ્રથાનો દોષ નથી પણ પસંદ કરનારની ટૂંકી બુદ્ધિ, અવિચારી વર્તન, મોહવશતા અને અજ્ઞાન એજ કારણભૂત હોય છે. માતપિતાએ ગોઠવેલાં લગ્નોમાંનાં ઘણાંએ આગળ ઉપર દુઃખી નીવડે છે, પરન્તુ હિન્દુ સમાજમાં આવી પડેલી સ્થિતિ ગમે તે ભોગે વેઠી લેવાની વૃત્તિ હજારો વર્ષના વારસામાં મળેલી હોવાથી એ રીતે ગોઠવેલાં અને કરાવેલાં લગ્નો સ્હામે સામાન્ય જનતાનો વિરોધ જોવામાં આવતો નથી.

## આજના નવા પ્રશ્નો

જ્ઞાતિઓ તુટવા માંડી છે, તેને સંગઠિત અને કાર્યસાધક કરવાના પ્રયત્નો તે પડતા ઘરને પરાણે ટેકો દઈને ઊભું રાખવાના પ્રયત્ન જેવું છે. જ્ઞાતિઓ જવાની છે, પચીસ-ત્રીસ પચાસ વર્ષમાં એ નામશેષ થઇ જવાની છે.

પરન્તુ આજ આપણા સમાજમાં નવા પ્રશ્નો ઉપસ્થિત થયા છે. ઉપર જણાવ્યા તે પ્રશ્નો હવે અંગત —personal— ગણાવા લાગ્યા છે. એ પ્રશ્નો સામાજિક હવે ગણાતા નથી. હવે તો મધ્યમવર્ગની કફોડી આર્થિક સ્થિતિ, રહેઠાણની તંગીનો પ્રશ્ન, મજૂરોની માનસિક અને બૌદ્ધિક પ્રગતિનો પ્રશ્ન, હરિજનો અને પછાત ગણાતી કોમોના ઉદ્ધારનો પ્રશ્ન, દારૂબંધી અને મોટા ઠાઠમાઠનાં ખર્ચોનો પ્રશ્ન, શારીરિક અવદશા અને નવી ઉછરતી પ્રજાના શરીરસ્વાસ્થ્યનો પ્રશ્ન, સમાજમાં સ્ત્રીઓને પુરુષ જેટલાજ આર્થિક ક્ષેત્રમાં હકનો પ્રશ્ન, ગુન્હેગાર બાળકોની શાસ્ત્રીય રીતે સારવાર કરી તેમને સમાજનાં ઉપયોગી અંગ બનાવવાનો પ્રશ્ન, જ્ઞાતિ, કોમ કે ધર્મના ભેદ ભુલી જઇ એક હિન્દી પ્રજા તરીકે પ્રગતિ સાધવાનો

પ્રશ્ન., સંયુક્ત કુટુંબમાં જ્યાં વ્યક્તિનો વિકાસ રૂંધાતો હોય ત્યાં તે સ્થિતિ દૂર કરી પ્રત્યેક વ્યક્તિને પૂર્ણવિકાસ સાધવા માટે અવકાશ આપવાનો પ્રશ્ન, ધર્માદા ગણાતી મિલકતોનો વ્યર્થ વ્યય થતો અટકાવવાનો પ્રશ્ન, સમાજમાં ઠેરઠેર લટકતા સશક્ત ભિખારીઓની પ્રથા નાબૂદ કરવાનો પ્રશ્ન — આવા પ્રશ્નો એ સમાજના મુખ્ય પ્રશ્નો ગણાય છે.

## ગુજરાતની વ્યવહારૂ બુદ્ધિ

સમાજ સંગઠિત અને સુવ્યવસ્થિત બને, પ્રત્યેક નાગરિકને સમાન હક અને પૂર્ણ વિકાસનો સમાન અવકાશ મળે, સ્ત્રીપુરૂષને સર્વ ક્ષેત્રમાં સમાન હક મળે, પછાત ગણાતી કોમો અને હરિજનોને સૌથી ઉચ્ચ ગણાતી કોમો જેટલાજ હકો મળે, તેમને પોતાનો વિકાસ સાધવાની સંપૂર્ણ વ્યવસ્થા હોય, ધાર્મિકવિચાર અને આચારમાં ભેદ હોવા છતાં દરેકની ધર્મિક માન્યતા પ્રત્યે માનવૃત્તિ અને ઉદાર વિશાળ ભાવના રાખવામાં આવે એવો સમાજ રચવાનો હવે મુખ્ય પ્રશ્ન છે. ગુજરાતની પ્રજામાંથી રુઢ થયેલી જ્ઞાતિ ભાવના જેટલી વહેલી નાબૂદ થશે તેટલી ત્વરાથી આ જાતના સમાજની રચના સુલભ અને સરલ બનશે. ઉપર જણાવેલા પ્રશ્નોનો ઉકેલ ગુજરાતમાં જેટલા પ્રમાણમાં થયો છે તેટલો બીજા પ્રાન્તમાં થયો નથી. તેનું કારણ એ છે કે ગુજરાતી પ્રજા વેપારીપ્રજા હોઈ તેનામાં વ્યાવહારિક બુદ્ધિ–Common Sense–સારા પ્રમાણમાં છે. લાભાલાભની દ્રષ્ટિથી તે પ્રત્યેક પ્રશ્નને નિહાળે છે, એટલે સરવાળે તેને લાભ જણાય તો તે આગે કૂચ કરવામાં તેને કોઈ વિઘ્ન નડવાનું નથી.

## હવે સુધારો નહિ પણ સેવા

આ ઉપરથી જણાશે કે હવે સમાજ સુધારો નહિ પણ સમાજસેવાની જરૂર છે. ઉપર જણાવ્યા તેવાં સમાજ સેવાનાં કાર્યો માટે સેંકડો સમાજસેવકો અને સમાજ-સેવિકાઓએ તાલીમ લઇ તે કાર્યમાં જીવન સમર્પણ કરવાની ખાસ આવશ્યકતા છે. આપણી પ્રજાએ હવે સુંવાળું જીવન, વિલાસિતા, એશઆરામની વૃત્તિ અને માત્ર પૈસો કમાવાની મનોવૃત્તિનો ત્યાગ કરી સમાજસેવાની મનોવૃત્તિ, ધગશ અને લાયકાત કેળવવાની જરૂર છે.

ઉપર જે પ્રશ્નો જણાવ્યા તેના ઉકેલ માટે આપણા પ્રાન્તમાં કાયદાની પુષ્કળ મદદ મળી શકે તેમ છે. કોંગ્રેસ કારભાર દરમિયાન લોકહિતના અનેક કાયદા થયા છે. પરન્તુ તે કાયદા અમલમાં લાવવાનું વાતાવરણ તૈયાર કરવાનું કામ સમાજસેવકોનું છે; કાયદા માત્ર મદદ કરી શકે.

અત્યારની અનુકૂળ સ્થિતિ અને પ્રજાજાગ્રતિનો લાભ લઈ ગુજરાતની પ્રજાએ પોતાના સામાજિક પ્રશ્નો પ્રત્યે ગંભીરપણે લક્ષ આપી તે ઉકેલવા માટે કટિબદ્ધ થવાની જરૂર છે. સારા, સાચા, નિસ્વાર્થી, નીડર અને સાદું ઉન્નત જીવન ગાળનારા લોક સેવકોને પ્રજા જરૂર સત્કારશે અને પ્રજાના કલ્યાણનો તેમણે દર્શાવેલો માર્ગ પ્રજા જરૂર અપનાવશે.

———[o]———

## એ ઉષ્મા ભ્રામક છે

મધ્યમસર મદ્યપાન કરનાર કોઇ માણસ કદાચ એમ કહેશે કે શરીરમાંથી ટાઢીને દૂર કરવા માટે દારૂનો એકાદ પ્યાલો ખૂબ જરૂરી છે. એ દારૂની એકાદ પ્યાલી લે છે અને શરીરમાં સહેજ સાજ ઉષ્માની અનુભૂતિ કરે છે. એથીજ એને એમ લાગે છે કે પોતાની માન્યતા સાચી છે. પરંતુ જાણવું જરૂરી છે કે એ ઉષ્મા કેવળ ભ્રામક છે. મદ્યાર્ક લોહીને ચામડી તરફ લઇ જતી વાહિનીઓમાં સામાન્ય શિથિલતા લાવે છે. એથી સપાટી ઉપર સહેજ ઉષ્મા પ્રગટે છે. પરંતુ આ બહારની ઉષ્મા તે શરીરની આંતરિક ગરમીના ભોગેજ અનુભવાતી હોય છે. એટલે કે મદ્યાર્કથી શરીરની ઉષ્મા વધતી નથી-પણ ઘટે છે.

ટી. આર્થર વિલિયમ્સ

# વિદ્યાર્થીઓ … અને … સમાજ સેવા

કેળવણીમાં રસ ધરાવનાર વર્ગને આપણા રાષ્ટ્રિય જીવનનું એક લક્ષણ ખાસ ગંભીર વિચારનો ખોરાક પૂરો પાડે છે. વ્યક્તિગત રીતે જોઇએ તો આપણામાં ત્યાગ અને સેવાની ભાવના ખૂબજ ઊંડી છે અને દુઃખ અને દર્દ જોઇ આપણે કરુણાથી આર્દ્ર બની જઈએ છીએ. ભગવાન બુદ્ધ દર્શાવેલો માર્ગ હજી ભારતીય આદર્શનું એક કિંમતી લક્ષણ છે. સમુહની દૃષ્ટિએ જોઇએ તો મહાત્મા ગાંધીજીના નેતૃત્વ હેઠળ આપણે રાજકીય ચળવળમાં ત્યાગનો ઇતિહાસ નોંધાવ્યો છે; છતાં સામાન્ય દૃષ્ટિએ જોઇએ તો ગરીબાઇ, દુઃખ, ને દર્દથી પીડાતા આપણા કરોડો જાતભાઇઓ તરફ આપણે કેવળ ઉપેક્ષાની દૃષ્ટિથી પણ જોઇ શકીએ છીએ. એક તાજેજ દાખલો લઇએ તો મુંબઈની આસપાસના પરાંમાં આપણા કરોડો જાત-ભાઇઓ ખૂબજ ઘૃણાસ્પદ સ્થિતિમાં- ગંદી ઝૂંપડીઓમાં કચરા અને ઉકરડાના ઢગલા વચ્ચે રાતદિવસ જીવન વિતાવી રહ્યા છે અને આપણે એમની સ્થિતિ સુધારવાનુ અને એમને રજમાત્ર સારૂં અને ચોકખું જીવન જીવતા કરવાનું તલભાર પણ પ્રયાસ કર્યા વગર એમને એમ ચાલ્યા જઇએ છીએ. કદાચ આપણા વ્યકિતગત અને સમૂહગત માનસ વચ્ચે અંતર હશે. કદાચ વ્યકિતગત એષણાઓ અને પ્રયાસોને સમુહનું રૂપ આપવાની શક્તિ આપણે હજી મેળવવાની બાકી છે. ગમે તેમ હોય પણ સત્ય હકીકત તો એ છે જ કે આપણા દેશમાં સમાજસેવાના કેટલાંએ કાર્યો હજી વણસ્પર્શ્યાં રહી જાય છે. અને જો આપણે આપણા તમામ સાધનો દ્વારા સમૂહગત પ્રયાસ નહિ કરીએ તો તાજેજ મેળવેલી સ્વતંત્રતા અને લોકશાહી એક નિષ્ફળ ઉપહાસનુ સાધન બનશે.

## ઉછરતી કોમાર અવસ્થા

સમાજસેવા માટે જે અનેક સાધનોનો ઉપયોગ થઇ શકે છે તેમાં શાળા અને કોલેજોમાં ભણતો હજારો વિદ્યાર્થીઓનો આપણો સમુદાય એક ખૂબજ ઉપયોગી સાધન છે. તેઓ હજી ઉછરતી કૌમાર અવસ્થાના આદર્શવાદથી રંગાયેલા હોય છે, ત્યાગની ભાવના એમનામાં બહુજ ઉત્કટ હોય છે અને મહાન કાર્યોને પહોંચી વળવા માટે એમનામાં અત્યંત તીવ્ર લાલસા હોય છે. આ બધાંજ લક્ષણો હર-હંમેશ વિદ્યાર્થીઓમાં જાગ્રત અને પારખી શકાય તેવાં હોય છે એવું નથી હોતું. ઘણીવાર એ સુપુપ્ત દશામાં હોય છે. અને ત્યાગ અને સેવાની આ જ્વાળા થોડા શા બુદ્ધિ-જન્ય અને સહાનભૂતિભર્યાં પ્રયત્નથી, ભભુકી ઉઠે એવી હોય છે. પ્રૌઢ માણુસની વિચારસરણીમાં જીવન પ્રત્યે જે એક જાતની ઉદાસીનતા અને તિરસ્કાર પેસી ગયેલ હોય છે તે આવા ઉછરતા વિદ્યાર્થી વર્ગમાં હજી અદૃશ્ય હોય છે અને એમને માટે જીવન એ એક અત્યંત આશા અને ઉત્સાહથી ભરેલા સાહસ રૂપ લાગે છે. એમને જો સારા અને શકિતસંપન્ન શિક્ષકોના હાથમાં મુકવામાં આવે અથવા, તો એમના ઘરનું વાતાવરણ સુંદર અને તાઝગીભર્યું બનાવવામાં આવે તો એમને ઘણીજ સહેલાઇથી ઠસાવી શકાય કે તેઓ જે દુનિયામાં— શહેરમાં કે ગામડામાં— વસી રહ્યા છે તેને બગાડવી કે સુધારવી એ તેઓના પોતાનાજ હાથમાં છે અને એમ પણ ઠસાવી શકાય. કે આ કોઇ ભવિષ્યની વાત નથી. પણ હાલ અને અત્યારેજ થઇ શકે એવી વસ્તુ છે. વિદ્યાર્થીઓ પોતાની તંદુરસ્તીને, સંસ્કૃતિને, સ્વચ્છતાને તેમજ વાતાવરણના સૌંદર્યને પોષી શકે એવી પ્રવૃત્તિમાં ભાગ લેવો શરૂ કરીને સેવાધર્મના સોપાનનું પહેલું પગથિયું ચઢી શકે. એજ રીતે દુઃખ અને દર્દથી પીડાતા તેમજ તરછોડાયલા જાતભાઇઓના જીવનનો યત્કિંચિત્ સમુદ્ધાર કરીને પણ આ બાબતમાં પોતાનો ફાળો આપી શકે. આપણી આસપાસ કેટલુંયે જુજવું કામ કરવા માટે પડી રહ્યું છે. એમાંનું કેટલુંક સહેલું છે, કેટલુંક અઘરૂં છે, કેટલુંક માનસિક છે, કેટલુંક શારીરિક પણ છે; કેટલુંક સામયિક છે, કેટલુંક સ્થાયી પણ છે. આમ અનેક જાતનાં સમાજસેવાનાં કામો આપણી પાસે કરવા માટે પડયાં છે. જો યુવાનોના ઉત્સાહને કાર્યદક્ષ યોજના દ્વારા પ્રેરિત કરવામાં આવે તો આ દિશામાં ઘણું થઇ શકે તેમ છે.

## એ એમની ત્રુટિ નથી

જેનામાં આત્મશ્રદ્ધા નથી અને જેઓ પોતાનાં આળસ અને ઔદાસીન્યનો આરોપ યુવાનો ઉપર પણ

કરવા માગે છે, તેવા લોકો તરફથી ઘણી વાર એવી દલીલ કરવામાં આવે છે કે હિંદનો વિદ્યાર્થીવર્ગ આ જાતની યોજના કે વિનંતિનો સારો જવાબ વાળી શકશે નહિ કારણ કે તેમની આર્થિક સ્થિતિ ઘણી કંગાળ છે અને આવાં કામ કરવા માટે જે કાયમી શ્રદ્ધાયુક્ત વલણ જોઈએ તે આ વર્ગ દાખવી શકે તેમ નથી. યુવાન સ્ત્રીઓ અને પુરુષો ઉપરના આ આરોપને હું ધુત્કારી કાઢું છું. હું એમ માનવા પ્રેરાઉં છું કે પરિસ્થિતિનો સામનો કરવા માટેની યુવાનોની અશક્તિનું કારણ એમની કોઈ માનસિક ત્રુટિ નથી પણ આપણી પોતાનીજ અસ્થિર અને બીતકણીલ નેતાગિરી છે. આર્થિક મુસ્કેલીઓ તો અલબત હોય છે જ અને દઢ અનુરાગનો અભાવ પણ આપણા વિદ્યાર્થી વર્ગમાં અવશ્ય છે. પરંતુ જો આ પ્રવૃત્તિને સુયોજિત રીતે ઉપાડવામાં આવે અને વિદ્યાર્થીઓને જો એવું કામ આપવામાં આવે કે જેથી માનસશાસ્ત્રીય દૃષ્ટિએ એમને લાગે કે તેઓ એક મહાન રાષ્ટ્રિય ઉત્કાંતિના કાર્યમાં ભાગ લઈ રહ્યા છે. અને એનું મહત્ત્વ સ્વાતંત્ર્ય યુદ્ધની ચળવળથી જરાયે ઓછું નથી એમ જો એમને ઠસાવવામાં આવે તો ઉપર્યુક્ત મુસ્કેલીઓ જરૂર ઓળંગી શકાય. બીજા દેશોનો વિદ્યાર્થી સમુદાય જે કામ કરી રહ્યો છે તેજ કામ કરવા માટે પોતે અશક્ત છે એ જાતની કોઈ માનસિક કે નૈતિક લઘુતાગ્રંથીથી શું આપણો વિદ્યાર્થી સમુદાય ઘેરાયલો છે? બિલકુલ નહિ. ઈંગ્લેન્ડનો વિદ્યાર્થીવર્ગ જો ગયા મહાયુદ્ધ દરમ્યાન જાનને જોખમે પણ અનેક જાતનાં કાર્યો કરી શકયો તો પછી આપણો વિદ્યાર્થીવર્ગ આપણા દેશમાં પ્રવર્તી રહેલ રોગ અજ્ઞાન અને તંગીના મહાશત્રુનો સામનો કેમ ન કરી શકે? આ પ્રશ્ન માત્ર પ્રશ્ન ખાતરજ મુકયો નથી. હું એમ ખરેખર જાણવા માગું છું કે આ બાબતમાં વિરોધીઓની વજુદ ભરેલી દલીલ કઈ કઈ છે.? તમારામાંના કેટલાકે "આંતરરાષ્ટ્રિય શાંતિમૂલક સ્વયંસેવાદળ" જેવી એક સંસ્થા વિષે વાંચ્યું અથવા સાંભળ્યું હશે. આ સંસ્થા યુદ્ધ, ધરતીકંપ, નદીઓના પૂર કે એવા કોઈ કારણથી છિન્નભિન્ન થઈ ગયેલ પ્રદેશના પુનર્સંઘાટ માટે યુવાન સ્ત્રી પુરુષોનું બનેલું મજૂર-સેવાદળ રચની આવે છે. આ સેવાદળ રસ્તાઓ, પુલો, શાળાના મકાનો, ઇસ્પિતાલો, હાસ્ટેલો, બાળકો માટે રમતગમતનાં મેદાનો બાંધે છે અને કાયમી શાંતિની પ્રેરક એવી અનેક જાતની સેવા કરી રહેલ છે. ૧૯૩૪માં બિહારના ભયંકર ધરતીકંપ વખતે તેઓએ શાંતિનગર નામે એક ગામ ફરી બાંધ્યું હતું. યુરોપના બીજા દેશોમાં આથી પણ બીજાં મહત્ત્વના કામો તેણે કરેલાં છે. આપણો વિદ્યાર્થી સમુદાય યુદ્ધ અને ભાગલાના પરિણામે પાયમાલ થયેલા આપણા દેશના પુનરુદ્ધાર માટે આવાં મંડળો સ્થાપી શું કંઈ ન કરી શકે?

## મરજિયાત ધોરણે સમાજસેવા

આપણી કેળવણીની સંસ્થાઓ અને વિદ્યાર્થી સંઘોએ એકઠા થઈ સહકારથી આ કામ કરવું જોઈએ. અને રાજકીય મતભેદવાળા જુદાજુદા વિદ્યાર્થીસંઘોએ પણ એકઠા થઈ આ બાબતમાં તો સામુહિક કામ કરવું જોઈએ. મદ્રાસ, મધ્યપ્રાંત અને સંયુક્તપ્રાંત જેવા કેટલાક દેશોમાં વિદ્યાર્થી સમુદાયની મહાન શક્તિ અને ઉત્સાહનું નિયોજન કરવાના કેટલાક પ્રયાસો અત્યારે થઈ પણ રહ્યા છે. આપણા પ્રાંતમાં પણ આ દિશામાં કેટલીક વિચારણા થઈ રહી છે, અને સરકારે નિમેલી એક ઔપચારિક સમિતિએ આ વર્ષની શરૂઆતમાં મરજિયાત ધોરણે સમાજસેવાના કાર્યનું મંડળ રચવા માટે પોતાની ભલામણો પ્રગટ કરી છે. આ માસિકના કેટલાએ વાંચકોના લક્ષમાં કદાચ આ રિપોર્ટ નહિ આવ્યો હોય એથીજ અહિં એ ભલામણની રૂપરેખા આપવાનું મુનાસબ ધાર્યું છું.

સમિતિ એવો મત ધરાવે છે કે—

(૧) વ્યક્તિઓએ અને સંસ્થાઓએ આજ સુધીમાં જે સમાજસેવાના છૂટક છૂટક પ્રયાસો કર્યા છે તે ગ્રામ વિસ્તારોમાં તેમજ શહેર વિસ્તારોમાં સમાજસેવાનો અનેક વિવિધ પ્રશ્નોને પહોંચી વળવા માટે પૂરતાં નથી.

(૨) શાળાઓ તેમજ કોલેજોમાં, ઘરમાં તેમજ ઘરની બહાર પડોશમાં વિદ્યાર્થીઓ માટે સમાજસેવાનાં અનેક ક્ષેત્રો ખડાં રહ્યાં છે.

(૩) સમાજસેવાને આ તબક્કે ફરજિયાત ધોરણે દાખલ કરવી તે વાજબી નથી. સૌથી પ્રથમ તો વિદ્યાર્થીઓ માટે સુયોજિત મરજિયાત ધોરણે સમસેવાના કાર્યક્રમને દાખલ કરવો અને એને માટે યોગ્ય પ્રચાર પણ કરવો.

ઉપયોગી અનુભવ પ્રાપ્ત કર્યા પછી અને સમાજસેવાની ભાવના વર્ણીખરી શાળાઓ તથા કૉલેજોમાં પુરતા પ્રમાણમાં ખીલ્યા પછી તમામ કેળવણીની સંસ્થાઓને સ્પર્શે તેવી સુસંબંદ્ધ યોજના દાખલ કરવા માટે પ્રયત્ન કરવો.

(૪) વિદ્યાર્થીઓ અધ્યાપકો તેમજ પ્રાધ્યાપકોનો સક્રિય સહકાર મળતો રહે તે માટે દરેક શાળા, કૉલેજ કે સંસ્થામાં એક સુપાત્ર વ્યક્તિને અથવા સમિતિને આ કામ સોંપવું જોઈએ કે જેથી કરીને એ ખરા હૃદયથી અને ઉત્સાહપૂર્વક પોતાનું લક્ષ એના તરફ દોરી શકે.

(૫) જે કૉલેજોને જરૂરી સાધનો અને સગવડો હોય તેઓ તેઓ નીચેના હેતુસર સમાજસેવાનાં કાર્યો શરૂ કરી શકે છે:—

(ક) અમુક નિયત વિસ્તારમાં સમુહજીવન સુધારવા માટે;

(ખ) અમુક નિયત વિસ્તારના વસવાટ, તંદુરસ્તી, આમોદપ્રમોદ, ઉદ્યોગ, કુટુંબજીવન અને બીજાં સામાજિક જીવનનો પ્રાદેશિક અભ્યાસ કરવા માટે;

(ગ) અમુક નિયત વિસ્તારનો સામાજિક સાંસ્કૃતિક કલાવિષયક અને બૌદ્ધિક બાબતોમાં રસ જાગૃત કરવા માટે;

(ઘ) વ્યક્તિઓને તથા કુટુંબોને બહુજ જરૂરી એવી સેવા આપવા માટે.

(ચ) લોક કલ્યાણના ક્ષેત્રમાં બીજા સંઘોને મદદ કરવા માટે;

(૬) આમાંની કેટલીક પ્રવૃત્તિઓ કૉલેજમાંજ વ્યાખ્યાનોનો સમય પૂરો થઈ ગયા પછી હાથ ધરી શકાય જ્યારે બીજી કેટલીક માટે વિશાળ જગાની પણ જરૂર પડે. શરૂઆતમાં જે પ્રવૃત્તિઓ માટે વિસ્તૃત જગાની જરૂર ન પડે તેવી પ્રવૃત્તિઓ કૉલેજો હાથ ધરી શકે. સ્થાનિક વિદ્યાર્થીભવનનો અને સરકારી કલ્યાણ કેન્દ્રોનો પણ જ્યાં હોય ત્યાં લાભ લઈ શકાય, બહારની રમતગમતો માટે મેદાનોની જરૂર પડે.

(૭) કૉલેજો આ કામ દક્ષતા પૂર્વક બજાવી શકે તે માટે સ્ટાફ ઉપર સમાજસેવા માટે એક નિષ્ણાત પ્રાધ્યાપક હોય એ જરૂરનું છે. આ પ્રાધ્યાપક એમના સહકાર્યકરોના સહકારથી કૉલેજદ્વારા સમાજસેવાની યોજના માટે જવાબદાર રહેશે.

(૮) ઘણી ખરી કૉલેજો જો યોજનાબદ્ધ રીતે આવી પ્રવૃત્તિ વિશાળ પાયા ઉપર ઉપાડે તો સરકારે સમાજસેવાના પ્રાધ્યાપકના પગાર જેટલીજ રકમની ગ્રાંટ આપવી જોઈએ. આ પ્રાધ્યાપક એક અથવા વધારે કૉલેજમાં કામ કરી શકે.

(૯) જે કૉલેજમાં આવા ખાસ માટે આવા પ્રાધ્યાપક અથવા નિયોજકની નિમણૂંક કરવામાં આવી હોય તેવી કૉલેજોએ સમાજસેવા માટે કાયમના માર્ગદર્શક થઈ શકે એવાં નાગરિક કેન્દ્રો અને સમાજ સેવાલયો જુદાજુદા લત્તામાં શરૂ કરવાં અને એના અનુભવનો લાભ બીજા કેન્દ્રોને આપવો.

(૧૦) દરેક કૉલેજે સમાજ સેવાના કાર્યમાં રસ ધરાવતા સ્ટાફના અમુક સભ્યોની બનેલી એક સમિતિ નીમવી. સમાજ સેવા માટે નીમાયેલ ખાસ પ્રાધ્યાપક આ સમિતિના મંત્રી તરીકે એના સહકારથી કામ કરે તેવી યોજના કરવી.

(૧૧) શાળાઓમાં આ કામ કેટલાક ઉત્સાહી શિક્ષકોએ હાથમાં લેવું. આ શિક્ષકોને યોગ્ય તાલીમ અને બીજી જરૂરી સગવડો આપવી. આવા શિક્ષકોને પોતાના વર્ગની બીજી શિક્ષણ વિષયક જવાબદારીમાંથી મુક્ત કરવા અથવા તો એમને શાળાની બીજી બહારની પ્રવૃત્તિઓનો બોજો ઓછો આપવો. સમાજ સેવાના કામ માટે નિયોજાયેલા ખાસ ટૂંકા અભ્યાસક્રમોની પણ તેમને તાલીમ આપવી.

(૧૨) શાળાના પહેલા ત્રણ ધોરણોમાં નાગરિકશાસ્ત્રનો અભ્યાસ ક્રમ ઉમેરાતાં માધ્યમિક શાળાના શિક્ષકોને વિદ્યાર્થીઓ સમક્ષ આ વિષયનું જ્ઞાન આપવાનો બહુજ સારો લાભ મળશે. આ વિષયનું પુસ્તકિયું જ્ઞાન આપવાને બદલે શિક્ષકોએ વ્યવહારૂ દૃષ્ટાંતો દ્વારા વિદ્યાર્થીઓને એમાં રસ લેતા કરવા. બધી જ શાળાઓમાં નાગરિક શાસ્ત્રના અભ્યાસક્રમ પાછળ જે ઉદ્દેશ રખાયો છે તે આમાં ચરિતાર્થ થાય છે.

(૧૩) શાળાઓ અને કોલેજો સમાજસેવાનાં કાર્ય માટે અમુક ગામો પસંદ કરે અને ત્યાં વિદ્યાર્થીઓના અમુક સમુદાયને સેવા માટે મોકલે એવા સંજોગની શકયતા પણ જોવી જરૂરી છે. મોટી શાળાઓ નાની શાળાઓમાં સેવાર્થે વિદ્યાર્થીઓને મોકલે એ પણ વિચારણીય છે.

(૧૪) જે જે વિસ્તારમાં સમાજસેવાનું કાર્ય હાથમાં લેવામાં આવ્યું હોય ત્યાં જુદી જુદી શાળાઓના મુખ્ય શિક્ષકો અમુક સમયે સાથે મળી સમાજસેવામાં થયેલી પ્રગતિની વિચારણા કરે તે જરૂરી છે. તેઓએ વખતો વખત પોતાની સિદ્ધિઓ, મુશ્કેલીઓ અને અનુભવોનો પણ અહેવાલ પ્રગટ કરવો.

(૧૫) સમાજ સેવાનાં કેટલાંક ખાસ ક્ષેત્રો જેવાં કે હોસ્પિટલોની મુલાકાત, ગરીબને પુસ્તકોની વહેંચણી, દુ:ખી અને અપંગોને રંજનાત્મક સાહિત્યની વહેંચણી જેવાં કાર્યો ઉપર ખાસ લક્ષ આપવું જરૂરી ગણાય.

(૧૬) ગામડાંઓમાં આ કાર્યને વધું અસરકારક બનાવવા અને ગ્રામજનોનો સંપર્ક સાધવા તેમનો વિશ્વાસ વધારવા તેમજ તેઓમાં સ્થાનિક નેતાગિરી ઉત્પન્ન કરવા વર્તમાન પરિસ્થિતિનું એક પ્રાથમિક નિરીક્ષણ આવશ્યક છે.

જમ્મુ અને કાશ્મીર રાજ્યમાં જે રીતે સમાજ સેવાનું સપ્તાહ ઉજવાયું હતું તેજ પ્રમાણે આખા પ્રાંતની તમામ શાળાઓમાં દરવર્ષે તેવું એક સપ્તાહ ઉજવાય તે જરૂરી છે. તાજેતરમાં પ્રાંતિક ધારાસભાના અનુરોધથી વિદ્યાર્થીઓ માટે ફરજિયાત ધોરણે સમાજસેવાનો કોઇક કાર્યક્રમ યોજવાની શકયતા તપાસવા માટે બીજી એક સમિતિ પણ નીમવામાં આવી છે. મને શ્રદ્ધા છે કે આ સમિતિનો રિપોર્ટ આગલા રિપોર્ટને લક્ષમાં લઇ પ્રગટ કરવામાં આવશે અને ત્યાર પછીજ વિદ્યાર્થીઓ અને શિક્ષકોના સંઘોની સલાહ અને સહકારની મદદથી સરકાર તેની નીતિ અમલમાં મુકશે. આ યોજનાની સફળતા શિક્ષકો અને વિદ્યાર્થીઓના સક્રિય સહકાર ઉપર આધાર રાખશે.

## કેળવણીના આદર્શ

અને થોડું વધારે! કોઇ એમ ન માની લે કે વિદ્યાર્થીઓ માટે સમાજ સેવાનો પુરસ્કાર કરનાર અમે સહુ, જે સેવા માટે અન્યથા ખૂબજ ખર્ચ કરવું પડે તેને વિદ્યાર્થીઓ પાસેથી મફત કરાવવા માગીએ છીએ! વિદ્યાર્થીઓ અથવા સમાજનો કોઇપણ ભાગ દેશ સેવાનું કોઇપણ કાર્ય વગર પૈસે કરે એમાં કંઇ અજુગતું છે એમ માનવા હું તૈયાર નથી. આ પ્રવૃત્તિ ઉપર વધુ ભાર આપવાનું મુખ્ય પ્રયોજન એજ છે કે કેળવણીનું કોઇ પણ સ્વરૂપ વિદ્યાર્થીઓ જ્યાં સુધી કોઇપણ ઉચ્ચ ધ્યેય માટે સમુહગત કાર્ય ન કરે ત્યાં સુધી સફળ થવાનું નહિજ. કોઇ પરીક્ષા પાસ કરવા માટે મહેનત કરવાથી કદાચ મગજ શક્તિની ચિકિત્સા થશે અથવા તો કોઇ નૈતિક સુલક્ષણ પ્રસંગોપાત પ્રગટી જશે. ચારિત્ર્ય ઘડતર માટે તો સ્વયમેવ અને આનંદપૂર્વક અપાયેલી સેવા જ સાચો અનુભવ પુરો પાડશે. આપણું હાલનુ શિક્ષણ વધારે પડતું પુસ્તકિયું અને સિદ્ધાંતનિષ્ટ થતું જાય છે. જીવનથી એ વિમુખ બનતું ગયેલ છે. જીવનનો આધાર રૂપ એવા રચનાત્મક કાર્યને એ ધિક્કારતું થયું છે. સમાજસેવા દ્વારા જે અનુભવો મળે છે અને જે સંપર્ક સધાય છે તે દ્વારા કદાચ આ ઊણપને ઓછી કરી શકાશે. સમાજ સેવા કેળવણીમાં નવું ચૈતન્ય લાવશે અને જીવનમાં પોતાનો ભાગ દક્ષતાથી ભજવી શકે એવા સામાજિક અને ખરા અર્થમાં કેળવાયેલ નાગરિકો પેદા કરશે.

---

મુંબઇ સરકારના કેળવણીવિષયક સલાહકાર શ્રી. કે. જી. સયદીનના અંગ્રેજી લેખને આધારે

★

# આઝાદ હિંદમાં

★

કેળવણી માણસના જીવનઘડતર માટે છે, તે સમગ્ર જીવનવ્યાપી વ્યાપાર છે, તે માણસના શરીરને, હૃદયને, બુદ્ધિને અને આત્માને સ્પર્શે છે; સર્વાંગી વિકાસ માટે તે પદ્ધતિપૂર્વકનો માનસશાસ્ત્રીય પ્રયાસ છે. આ રીતે વ્યક્તિના અને દેશના ઘડતરમાં તથા વિકાસમાં કેળવણી ખૂબ મહત્વ ધરાવે છે.

જ્યાં સુધી હિંદ પરાધીન હતું, ત્યાંસુધી તો કેળવણીને કાં તો હેતુ-પૂર્વક અને કાં તો ઉપેક્ષાબુદ્ધિથી ગૌણ સ્થાન આપવામાં આવ્યું હતું, અને કેટલીક વાર તો તેને હેતુપૂર્વક વિકૃત સ્વરૂપ આપવામાં આવ્યું હતું. પણ આઝાદ હિંદ કેળવણીની કીમત બરાબર સમજે છે. અને તેથી હવે જે કેળવણી-વિષયક યોજનાઓ ઘડાય છે અથવા તપાસ સમિતિઓની ભલામણો પ્રગટ થાય છે, તે ઉપરથી જોતાં આ સંક્રાન્તિ-કાળની અસ્થિરતા અને અવ્યવસ્થા થોડાજ સમયમાં દૂર થશે, અને એક સ્થિર હેતુથી પ્રેરાયલી, રાષ્ટ્રવિકાસપોષક કેળવણીની યોજનાનો અમલ થશે તેવાં ચિન્હો દેખાય છે.


લેખક
શ્રી. શાન્તિલાલ સો. ઠાકર
એમ.એ; બી ટી.


ડોકટર રાધાકૃષ્ણનના અધ્યક્ષપણા હેઠળ હમણાં હિંદની યુનિવર્સિટીઓનો તપાસ-રિપોર્ટ બહાર પડ્યો. માધ્યમિક કેળવણીના ક્ષેત્રમાં શ્રી સાર્જન્ટ સાહેબનો રિપોર્ટ, શ્રી ધાટે-પરૂળેકર રિપોર્ટ, વર્ધા યોજનાનો અને પાયાની કેળવણીનો પ્રયોગ – આમ અનેક પ્રયોગોએ કેળવણીની પ્રથામાં, પદ્ધતિમાં, અભ્યાસક્રમમાં અને અર્થકારણમાં ફેરફારો સૂચવ્યા છે. કેટલાક દાખલ કરાયા છે, કેટલાક વિચારણાની એરણ પર છે અને કેટલાક દાખલ કરાશે અને તે ક્ષેત્રની કેળ-વણીને ચોકસ સ્વરૂપ આપશે અને આઝાદ હિંદના ભાવિ નાગરિકોમાં સારું નાગરિકત્વ ખીલવવાની નેમ રાખશે તથા મહત્ત્વાકાંક્ષા સેવશે.

## કેળવણીનો પાયો

પણ બાળકેળવણીનો પ્રશ્ન વધારે કઠિન, વધારે જટિલ અને તેથી વધારે પ્રૌઢ વિચારણા માગી લે તેવો છે. હું બાળકેળવણીમાં પ્રાથમિક કેળવણી તથા તેની પહેલાંની બાળમંદિરોમાં અપાય છે તે ઠ્યની કેળવણી – એ બંનેનો સમાવેશ કરું છું. કેળવણીની ઇમારત એક ભવ્ય, સળંગ, આલિશાન ઇમારત છે બાળમંદિરની કેળવણી અને પ્રાથમિક કેળવણી તે ઇમારતનો પાયો છે. માધ્યમિક કેળવણી તેનો ઉપલો મજલો છે. અને વિદ્યાપીઠની ઉચ્ચ કેળવણી તે ગગનમાં મહાલતી, નકશીદાર, સુશોભનયુક્ત છજાં, અને અગાસીનો વિભાગ છે. પાયો કાચો હોય તો મકાન દોહળું રહે છે. ઉપલો મજલો તે મકાનની વચલી કડી છે, તેનો મધ્યદેહ છે. પાયા પર ખડો રહી તે મસ્તકને ધારણ કરે છે. જ્યારે અગાસી મકાનની શોભા છે. ખુલ્લા પવનની લહરીઓનો આનંદ તે માણી શકે છે. આસપાસના જગત સાથે તે આપ-લેનો વ્યવહાર કરી શકે છે, તેના પર સ્થિર થઈ મનુષ્ય જીવન-દૃષ્ટિ મેળવે છે; પરિસ્થિતિ સાથે સંબંધની સાંકળો બાંધવાની સમર્થતા પ્રાપ્ત કરે છે.

પાયો મજબૂત હોય તો મકાન આપોઆપ જ મજબૂત અને સ્થિર બની શકે છે. તેવી રીતે બાળકેળવણી સદ્ધર સિદ્ધાન્તો પર આપવામાં આવી હોય, તો મનુષ્ય પછી તો પોતાનો વિકાસ જાત-મહેનતથી અથવા થોડીક દોરવણીથી પણ કરી શકે છે. માટેજ વધારેમાં વધારે કુશલ અને માનસશાસ્ત્રનો જ્ઞાતા શિક્ષક બાળકેળવણીમાં જોઈએ. અલબત્ત, શિક્ષકે પણ વધારે પગારની સાથે સાથે પોતાના કર્ત-વ્યની પવિત્રતા અને દેશહિતકારીતાનો પૂરેપૂરો ખ્યાલ રાખવો જોઈએ. આમ સ્વાર્થ સાથે પરમાર્થ – દેશહિત સાધવાની માનવ દૃષ્ટિ તેની સમક્ષ મુકાશે, તો બાળકેળવણી (અને સમગ્ર કેળવણી) જલ્દી વિકાસ પામશે અને સાચે ચીલે પડશે. શિક્ષક-કેળવણીમાં એક કેન્દ્રસ્થ, મજબૂત બળ છે. તેના વ્યક્તિત્વની પ્રગટ અને સૂક્ષ્મ અસર, અભ્યાસક્રમ

✶

# બાળ કેળવણી

શીખવતી વખતે અને ત્યાર પછીના મૌનની પળોમાં અથવા શાળાની બીજી ક્રિયાઓમાં, મહત્વનો ભાગ ભજવે છે. માટે બુદ્ધિશાળી, વિદ્વાન, માનસશાસ્ત્રની ગલીગુચીઓ સમજનારા, ચારિત્ર્યશીલ, દેશદાઝવાળા માણસો કેળવણીના ક્ષેત્રમાં હોવા જોઈએ.

## બાળ કેળવણીની વયમર્યાદા

બીજું બાળકેળવણીમાં અપાર ધીરજ, ખંત મમતા અને બાળકો પ્રત્યે સહાનુભૂતિની જરૂર છે. માટે આ ક્ષેત્રમાં શિક્ષકો કરતાં શિક્ષિકાઓ વધારે સારૂં કામ કરી શકે તે દેખીતું જ છે. બાળમંદિરોમાં તો સ્ત્રીઓજ વધારે સફળ થઇ છે તે પૂરવાર થઈ ચૂકેલી હકીકત છે. આને માટે વધારે ભણેલી બેનોએ બાળકેળવણીમાં શિક્ષિકા તરીકે કામ કરવાનું સ્વીકારવું જોઇએ તેવી અપેક્ષા દેશ તેમની પાસે રાખે છે. વળી બાળકેળવણીની મર્યાદા બાળકોની ૧૩—૧૪ વર્ષની ઉમ્મર સુધીની છે. એટલે તે વયમાં છોકરાઓ તથા છોકરીઓ સહશિક્ષણ લે તે યોગ્ય છે.

## બાળ મંદિરની કેળવણી

૧. હવે આપણે પ્રથમ તો બાળમંદિરોની કેળવણીનો, અર્થાત્ પ્રાથમિક કેળવણીની ભૂમિકા પહેલાંની અવસ્થાનો વિચાર કરીએ. બાળક પ્રભુનો પયગંબર છે; નિર્મળ, નિર્દોષ જગતવાડીનું ફૂલડું છે. આવતી કાલના રાષ્ટ્રનો નાગરિક છે — આ તો ઘણીવાર સાંભળવામાં આવતાં વાક્યો છે. પણ તે સત્યનો સ્વીકાર કરવાથી આપણી તેના પ્રત્યેની જવાબદારી હજારગણી વધી જાય છે તે બરાબર સમજવામાં આવતું નથી. બાળક તદ્દન કોરી સ્લેટ નથી, કે જેનાપર તમે ઇચ્છો તેવા અક્ષરો લખી શકો. માનસશાસ્ત્રે એ વાત પૂરવાર કરી છે કે બાળક પોતાનો વ્યક્તિગત તથા આનુવંશિક વારસો લઇને આવે છે, એ સંસ્કારો સ્વભાવગત હોય છે, બાપ દાદાના લોહીમાંથી અમુક વલણો અને વૃત્તિઓ ઊતરી આવેલી હોય છે. આ સત્યનેસ્વીકારીનેજ પ્રાચીન હિંદમાં લોહીની વિશુદ્ધિ — કુળની પવિત્રતા — અસંકરતા જાળવવા માટે બહુ કાળજી રાખવામાં આવતી. પ્રજનનશાસ્ત્ર પણ આ પ્રકારની આનુવંશિકતાને બહુજ મહત્વ આપે છે. એક રીતે જોઇએ તો આ સત્ય કેળવણીના ક્ષેત્ર ઉપર એક મોટી મર્યાદા મૂકે છે— વાડ બાંધે છે. છતાં એ વાત પણ એટલીજ સાચી છે કે પરિસ્થિતિ અને આસપાસનું વાતાવરણ અમુક જાતનું રચવાથી, અમુક જાતના સંસ્પર્શો દ્વારા બાળકને અમુક જાતનાજ સંસ્કારો આપવાથી, કેળવણીકાર તેનામાં નોંધપાત્ર ફેરફારો કરી શકે છે. અને આ પ્રક્રિયાનેજ આપણે કેળવણી કહીએ છીએ.

## પાયાની દૃષ્ટિ

આપણામાં કહેવત છે કે 'કુમળું ઝાડ વાળીએ તેમ વળે' આનો અર્થ એ થયો કે બાળકના મગજ પર આપણે ધારીએ તેવા સંસ્કારો પાડી શકીએ છીએ. તેનું મગજ પ્રતિકૂળ સંસ્કારો ગ્રહણ કરીને રીઢું બની જાય, તે પહેલાં જો આપણે તેના મગજ પર ઇષ્ટ અનુકૂળ સંસ્કારો પાડીએ, અમુક અનુભૂતિઓ આપીને અમુક પ્રકારની છાપ પાડીએ, તો આપણે તેને આપણા ધારેલા બીબાંમાં ઢાળી શકીએ, તેના વ્યક્તિત્વને ઇષ્ટ ઓપ આપી શકીએ. આ બહુ અગત્યનો સિદ્ધાંત છે. માટે તો પહેલાંના વખતમાં બાળકોને ગુરુને ત્યાંજ, તેમના આશ્રમના પવિત્ર વાતાવરણમાં રાખવામાં આવતા. વળી તે પણ યાદ રાખવાનું છે કે આ સંસ્કારો માત્ર મગજ પર, એટલે કે બુદ્ધિ પર જ પાડવાના નથી હોતા, પણ હૃદયની કેળવણી, લાગણીઓની કેળવણી દ્વારા તેના આત્માનું સર્વાંગસુંદર પ્રગટીકરણ થાય તે પણ જોવાનું રહે છે. અર્થાત્ શરીર, મન અને હૃદય આ ત્રણેય તત્વોનો યથા શકય સંપૂર્ણ વિકાસ કરી, તે બાળકના મૌલિક વ્યક્તિત્વને પૂરૂં ખીલવા દેવું, તેની વિશિષ્ટ શક્તિઓનો સમષ્ટિના વધારેમાં વધારે કલ્યાણ માટે વિનિયોગ થાય તેવા પ્રકારના ચારિત્ર્યનો તેનામાં વિકાસ કરવો તે બાળકેળવણીના પાયાની દૃષ્ટિ છે.

## એકવાર થવા દો

કેટલાંક બાળકો સ્વભાવથીજઆડાં અને હઠીલાં હોય છે. તેમને માટે ફ્રાન્સનો કેળવણીકાર રુસો કહેતો તેમ, તેમને દેવતામાં આંગળી નાંખવા દેવી, અને એકવાર દાઝયા પછી ફરી તે અગ્નિ પાસે નહિ જાય, એકવાર તેમને ઝીંકતા વરસાદમાં નહાવા દેવું, અને શરદીનો અનુભવ

થયા પછી ફરીથી તે તેવું નહિ કરે – એ એક કેળવણીનો માર્ગ છે. કેટલીક વાર તેમની ગુંડાગીરી, તેમનું સમાજ-વિરોધી તત્વ દાબી દેવા માટે તેમને શિક્ષા પણ કરવી પડે છે, અને આ રીતે તે અનિષ્ટનો મૂળમાંથીજ ઉચ્છેદ કરવો પડે છે, તે પણ કેળવણીનોજ એક પ્રકાર છે. સહભોજનમાંથી તેવા અપરાધ માટે તે બાળકને બાકાત રાખવું, તે દિવસ માટે તેને બીજાં બાળકોની સાથે રમતગમતમાં ભાગ ન લેવા દેવું, તેને એક ખૂણામાં ઊભું રાખવું, અને કોઈની સાથે વાતચીત ન કરવા દેવી, અને તેને શા ગુન્હા માટે તે શિક્ષા કરવામાં આવે છે તેની જાણ કરવી - આ પણ કેળવણીનોજ એક ભાગ છે.

ફ્રોબેલ બાળકોને ઉદ્યાનના છોડ સાથે સરખાવે છે, માટે તેનાં બાળમંદિરો Kindergarten (બાલોદ્યાન) કહેવાતાં. આ ભાવનાની પીઠમાં બાળકોની મૃદુતા, સુકુમારતા, નિર્દોષતા અને ભાવિમાં વૃક્ષ બની શીતળછાયા અને ફળફૂલ આપવાની શક્યતાનો ખ્યાલ હાજર રહેલો છે. જીવનની હર પળે બાળક છોડની પેઠે વધે છે, ઉગે છે, ખીલે છે તે માનસશાસ્ત્રીય હકીકત પણ તે ભાવનામાં હાજર છે. આ વૃદ્ધિ, ખીલવણી શારીરિક, બૌદ્ધિક અને હાર્દિક એમ ત્રિવિધ છે.

## સ્વ. ગિજુભાઇના પ્રયાસો

પણ અર્વાચીન કાળમાં સૌથી વધારે અસર ઇટાલીનાં ડોક્ટર મેરિયા મોન્ટેસોરીની આ બાળકેળવણીના ક્ષેત્રમાં પડેલી છે. તેમાં બાળકને દેવી માનવામાં આવે છે. તેના વિકાસમાં અવરોધ થાય તેવી કોઈ પણ ક્રિયાને પાપરૂપ માનવામાં આવે છે. ગુજરાતમાં બાળકોની 'મૂછાળીમા' શ્રી ગિજુભાઈ બધેકાએ બાળમંદિરો સ્થાપવાની શરૂઆત કરી, અને તેને માટે શિક્ષકોની શાળા ભાવનગરમાં દક્ષિણામૂર્તિમાં શરૂ કરી હતી. તેની પીઠમાં ડોક્ટર મોન્ટેસોરીની બાળકેળવણીની ફિલસુફી અને પ્રક્રિયા હતાં. આ પ્રકારનાં બાળમંદિરો આખા હિંદમાં બધા પ્રાંતોમાં શરૂ કરવામાં આવ્યાં છે. તેમાં 'મંદિર' શબ્દની પાછળ બાળકનું દેવીપણું, તે શાળાની પવિત્રતા, 'કેળવણી એ ધાર્મિક વિધિ જેવો પવિત્ર વિધિ છે' – આ બધા ખ્યાલો હાજર રાખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ કેળવણીના સ્થાનોમાં બાળકને પોતાના શરીરની શુદ્ધિ જાતેજ કરવાની હોય છે. દંતધાવન, શૌચ, મળમૂત્રત્યાગ, સ્નાન, અલ્પાહાર સહભોજન, સંગીત, લખોટા વડે આંક શીખવવાની પદ્ધતિ, ગોળા, કયૂબ, ચોરસ, દિવેટો, સમચોરસ પાટિયા વડે દોરી લેવાનું સાધન - આમ અનેક સાધનો વડે બાળકની સ્પર્શ, રૂપ, રસ, ગંધ અને સ્વાદની ઇન્દ્રિયોને સૂક્ષ્મ અને સંવેદનપટુ બનાવવાનો ઇરાદો હોય છે. તેને વજન, રંગ, આકૃતિ વગેરેનો ખ્યાલ આપવામાં આવે છે. શારીરિક દરકાર અને સંભાળ રાખવાનો ખ્યાલ હોય છે. રમતગમતો દ્વારા તેને તંદુરસ્તી અને સશક્ત બનાવવાનો હેતુ હોય છે, કુટેવો સુધારી સમાજને અનુકૂલ વૃત્તિઓ અને વલણો ઘડી, હૃદયની કેળવણી આપવાનો, કલા અને સૌન્દર્યની પરમશક્તિ આપવાનો, અંકગણિત વગેરે ભણાવવાનો, અક્ષર પરિચય કરવાનો આવા અનેક ખ્યાલ હોય છે. આ હેતુઓ એટલા બધા શાસ્ત્રશુદ્ધ અને શાસ્ત્રપૂત છે કે તે સ્વીકારવા એ આપણી ફરજ છે. પણ મોન્ટેસોરી શાળાનાં સાધનો વધારે ખર્ચાળ હોય છે, તેમને બદલે આપણા ગરીબ દેશમાં ગામડે ગામડે વસાવી શકાય તેવાં ઓછાં ખર્ચાળ સાધનો આપણે ખોળી કાઢી, તેમની દ્વારા બાળકેળવણી સર્વસુગમ કરવી જોઇએ.

## કલા અને કુદરતનું શિક્ષણ

પ્રાથમિક કેળવણીમાં શરીર – કેળવણી, સંગીત, ચિત્રકલા, અને ઉદ્યોગને વધારે શાસ્ત્રીય અને ચોકકસ મહત્વ મળવું જોઇએ. સંઘકવાયત દ્વારા શિસ્તનો પાઠ શીખવાય, સંગીત દ્વારા સૂરનું ભાન બાળકમાં જાગે અને તે સુંદર કવિતાઓ સુંદર રીતે ગાય અને પોતાનું તેમજ શ્રોતાનું મન બહેલાવી શકે. ચિત્રકલા દ્વારા તેને કુદરતની રંગભરી રેખાઓ અને મોહક વિવિધતા ભર્યા વળાંકોનો ખ્યાલ આવે, અને ઉદ્યોગ દ્વારા તે મન અને બુદ્ધિની સાથેસાથે હાથપગને હલાવી ચલાવી, સર્વ અંગો દ્વારા સર્વાંગી કેળવણી મેળવે, અને સર્વદેશીય વિકાસ સાધે તે બહુજ જરૂરનું છે. આ વિષયો અત્યારે અભ્યાસક્રમમાં મૂકવામાં આવ્યા છે, પણ તે નામનાજ—શોભાના ગાંઠિયા હોય તેવી રીતે તેમને શીખવવામાં આવે છે – અથવા, તેમને શીખવવામાં ઉપેક્ષા અને પ્રમાદ સેવાય છે.

પ્રાથમિક શાળામાં માતૃભાષાનો અભ્યાસ વધારે ઊંડો અને વિપુલ થાય તે જરૂરનું છે. તેને માટે હવે તો શિક્ષકોએ પોતે વધારે શુદ્ધ, વિશાળ અને વ્યાપક

અભ્યાસ કરવો પડશે. સાથે સાથે રાષ્ટ્રભાષા ઉપલાં ત્રણ ધોરણોમાં (૫-૬-૭ ધોરણોમાં) શીખવાય તે જરૂરનું છે. ઇતિહાસ તદ્દન સત્યમય અને તટસ્થ હોવો જોઈએ. તેના અભ્યાસક્રમમાં હિંદનો સમગ્ર ઇતિહાસ કેન્દ્રસ્થાને હોવો જોઈએ. બધાં વર્ષોમાં ક્રમે ક્રમે તે પૂરો આવી જવો જોઈએ. નાગરિકશાસ્ત્ર, સ્થાનિક ભૂગોળ, વેપારી ભૂગોળ, દેશનાં ખનિજો અને કાચાં દ્રવ્યો–તેમની પેદાશ, પ્રમાણ, ઔદ્યોગિક શક્યતા, વિજ્ઞાન– રસાયનશાસ્ત્ર, પદાર્થ વિજ્ઞાનશાસ્ત્ર, ગૃહવિજ્ઞાન (છોકરીઓ માટે) સીવણ–ગૂંથણ–ભરતકામ (છોકરીઓ માટેના ઉદ્યોગોમાં) બાળઉછેર (છોકરીઓ માટે), સુંદર કવિતાઓનો મોટા પ્રમાણમાં મુખપાઠ, શરીરશાસ્ત્ર, વ્યક્તિગત અને સામાજિક આરોગ્યશાસ્ત્ર— આ બધાજ વિષયોનાં મૂળતત્ત્વો ભારપૂર્વક શીખવાડવાં જોઈએ. કારણ કે આ બધા વિષયો સ્ત્રી પુરુષોને સાચા અને સારા નાગરિકો બનાવે તેવા છે. તેમનો અભ્યાસ યોગ્ય વિદ્યાર્થીઓ દ્વારા, ભવિષ્યમાં દેશને લાભદાયી નીવડે તેવો છે.

આ ઉપરાંત શાળાશાળાઓ ખુલ્લામાં, સ્વચ્છ હવાવાળી, સુંદર અને આંખને જોવી ગમે તેવી, આસપાસ ફૂલઝાડવાળી કે બગીચાવાળી હોવી જોઈએ. કારણ કે સ્થળની અસર પણ બાળકોનાં શરીર પર સ્થૂલ અને સૂક્ષ્મ રીતે પડે છે. બાંકડા વગેરેનો નકામો ખર્ચ આપણે ન કરતાં, તે રકમનો ઉપયોગ બીજી જરૂરી વસ્તુઓ વસાવવામાં કરી શકીએ. બાળકોએ આસપાસનાં ગામડાંનો પ્રત્યક્ષ પરિચય કરવો જોઈએ. ગામસફાઈ, માંદા વિદ્યાર્થીઓની માવજત માટેની સ્વયંસેવક ટુકડી, ગરીબ વિદ્યાર્થી–રાહતફંડ, પ્રવાસો, પર્યટનો, ઉત્સવો–વગેરે દ્વારા તે કેળવણીને સામાજિક અને સમાજ સાથે સંકલિત હૃદય વિશાળ કરનારી બનાવી શકાય આમાં આગળ પડતા તેજસ્વી વિદ્યાર્થીઓને નાયક બનાવી, તેમનામાં નેતૃત્વના ગુણો વિકસાવાય, તો ભવિષ્યમાં દેશને જરૂરી નેતાઓ પૂરા પડી શકે. દેશોત્પત્તિકારક સર્વ શુભ વસ્તુઓનાં મૂળ આપણે બાળકેળવણીના ક્યારામાં નાંખી શકીએ તેમ છીએ. વાળી વર્ગ સફાઈ, શિસ્તપાલન, હસ્તલિખિત માસિક, રમતગમતોના હરિફાઈ, પ્રવાસો તથા પર્યટનો, સર્વોમંડળ-આ બધાં કામો વિદ્યાર્થીઓ દ્વારાજ લઈ, તેમનામાં લોકશાહીનું તત્ત્વ દાખલ કરી શકાય તેમ છે, અને તેમને સ્વ-સંચાલન કરતા પણ શીખવી શકાય તેમ છે.

આમ આપણે આઝાદ ભારતમાં બાળકેળવણી કેવી હોવી જોઈએ તેની ટૂંકી રૂપરેખા જોઈ. માધ્યમિક કેળવણી અને ઉચ્ચ કેળવણીનો વિચારણા કોઈ ભવિષ્યના પ્રસંગ પર મુલતવી રાખી, અત્યારે તો આ સૂચનો આપણા દેશના બાળ શિક્ષકોને ઉપયોગી નીવડશે અને વાલીઓ તથા અન્ય નાગરિકોને પણ તેમાંથી વિચાર વસ્તુ મળી રહેશે તેવી આશા રાખી, વિરમું છું.



## નરી વિચિત્રતા

કોઈ ગુંડાઓ રસ્તે ચાલ્યા જતા કોઈ માનુસને માર મારી, એને બેહોશ કરી એના પૈસા ખૂંચવી લે તો આસપાસનાં માણસો બાપ રે... હા... કરી મૂકે છે. અને એ લૂંટારાને કોઈપણ રીતે પકડવા પ્રયાસ કરે છે. પરંતુ કોઈ સુધરેલો કહેવાતો શિક્ષિત માણસ પોતાના મિત્રને દારૂનું વ્યસન લગાડી એને દરરોજ દરરોજ બેહોશ બનાવી દે તો એમાં જાહેર પ્રજાને કશું કહેવાપણું હોતું નથી! પેલો ગુંડો અને દારૂ બન્ને કામ તો એક સરખાં કરે છે. બન્ને 'માનુસને' પાછળથી આરોગ્યથા, આર્થિક રીતે હેરાન કરે છે, છતાં એકને માટે હોહો...હોહા... કરે અને બીજા માટે કંઈ નહિ એ સંસ્કૃતિ કેવી વિચિત્ર કહેવાય?

—ક્લૉડ ઇ. હોમ્સ

## સ્ત્રીઓ માટે

# સામાજિક સેવાનું

## કાર્યક્ષેત્ર

> સમાજ સેવાનાં ક્ષેત્રો તો જુજવાં છે. ઘરનાં નાનાં શાં આંગણાંની સ્વચ્છતાથી માંડીને ધરતી – આભના સંમિલન સુધી સમાજસેવકોને પહોંચી વળવાનું છે. એને માટે જોઇએ છીએ માત્ર માનવતા, પ્રેમ અને બંધુભાવયુક્ત નિષ્કામ સેવાભાવી કાર્યકરો

લેખિકા:
સૌ. ઊર્મિલાબહેન મહેતા
બી. એ.

'સમાજ' એ શબ્દનો અર્થ જુદા જુદા લોકોની માન્યતા પ્રમાણે જુદો જુદો થઇ શકે છે. કેટલાક પોતાની આસપાસ રહેનાર ને સગાવહાલાંમાંજ પોતાનો સમાજ આવી ગયો એમ માને છે ને કેટલાક પોતાના શહેર કે તેથીએ આગળ જઇ પોતાના દેશને પોતાનો સમાજ માને છે. પણ એટલું તો ખરું કે આજકાલના એરોપ્લેઇનના જમાનામાં, તેમજ આંતરરાષ્ટ્રીય એકતાની ભાવના ખીલવવાના આદર્શવાળા જમાનામાં 'સમાજ' ને જેટલા બને તેટલા વ્યાપક અર્થમાં લેવાય તેજ સારું છે—હાલના જમાનામાં બધાં રાષ્ટ્રોની ઉન્નતિ ને સમૃદ્ધિનો આધાર એક બીજા ઉપર બહુજ રહેલો છે. પણ સમાજસુધારણા કે સમાજ સેવાના પ્રશ્નનો વિચાર કરીએ ત્યારે દરેક વ્યક્તિને મોટે ભાગે તેની આસપાસના વા જેની જેની લેડે સમાગમમાં આવી શકે તે બધાનો સમાજ તરીકે વિચાર કરવાનો રહે છે. આવી જાતના વિચાર અને કાર્યોમાં એક જાતની એવી શકિત રહેલી હોય છે કે જેના પડઘા પડે છે એટલુંજ નહિ પણ તેની અસરના મોજાં સમાજમાં ધાર્યા કરતાં બહુજ વધારે પ્રસરે છે.

### સિદ્ધાંત સ્વીકારાયો છે પણ:—

સામાજિક કાર્યો અને તેને લીધે થતા વિકાસની ચોક્કસ વ્યાખ્યા આપવી અઘરી છે. પણ એટલું તો ચોક્કસ છે કે સમાજની પ્રગતિ કે ઉન્નતિનું માપ તે સમાજના સાંસારિક જીવન ઉપરથીજ હોઇ શકે — અને સંસાર-જીવનના રથમાં સ્ત્રી અને પુરૂષ એ બે ચક્રો હોય છે. અને ખાસ કરીને સ્ત્રીઓ માતા હોવાથી તેના જીવન વિકાસ અને ઉન્નતિ કે અવનતિ ઉપર રાષ્ટ્રની ઉન્નતિ કે અવનતિ અવલંબે છે. આર્થિક અને કાયદાની દૃષ્ટિએ સ્ત્રીઓનું સ્થાન આપણા દેશમાં ને તેમાં ખાસ કરીને હિન્દુ સમાજમાં એટલું નીચું કરી મૂકવામાં આવ્યું છે કે બીજા ઊંચનીચના ભેદ તો બાજુએ રહ્યા પણ સ્ત્રી અને પુરૂષ એમ બે જાતિના ભેદ બહુજ વધી ગયા છે. વ્યકિત– પછી તે કોઇ પણ હોય, પૈસાદાર હોય કે ગરીબ, સ્ત્રી હોય કે પુરૂષ પણ તે એક વ્યકિત છે– સમાજમાં તેને સરખુંજ સ્થાન હોવું જોઇએ, સરખા અધિકાર હોવા જોઇએ તે સિદ્ધાન્તમાં સ્વીકારાયું છે પણ કાર્યમાં ભૂલાઇ ગયું છે. સ્ત્રી એ પણ એક વ્યકિત છે તેને પણ સ્વાવલંબી થવાની દરેક તક મળવી જોઇએ તેના વ્યકિતત્વને ખીલવવાને માટે દરેક તક મળવી જોઇએ અને એમ થયેજ સમાજને પ્રગતિને માર્ગે આગળ ધપાવી શકાશે. તો જે દેશમાં, દેશની અર્ધી વસ્તી લગભગ સુષુપ્તાવસ્થામાં હોય, તે ઉપરાંત જ્યાં દેશની કેટલીએ વસ્તીને એક વખત પુરૂં અન્ન ખાવાનું ન મળતું હોય— પછી તેનું કારણ હોય દેશની અત્યારસુધીની ગુલામી અવસ્થા કે દેશની વધતી જતી વસ્તી, કે અસમાન આર્થિક વહેંચણી — તે દેશની અધમાવસ્થાનો ખ્યાલ સહજ જ કરી શકાય છે. દેશની સ્થિતિ સુધારવા સમાજસેવાની ખૂબજ આવશ્યકતા છે – સમાજમાં રહેનાર દરેક વ્યકિતની સમાજસેવા એ ફરજ છે. સમાજમાં દરેક વ્યકિતનું નિયત સ્થાન હોય છે. તે ત્યાંથી પોતાની ફરજ અદા કરી શકે છે. 'આદર્શ સમાજ કે જ્યાં ભૂખમરાને સ્થાન ન હોય, જ્યાં બધાંને જીવનમાં સરખી તક મળી રહેતી હોય, જ્યાં ઊંચનીચના કોઇ પણ રીતના ભેદ ન હોય, ત્યાં સમાજની બધી વ્યકિતઓને મોટે ભાગે એક બીજાના સહકારની આવશ્યકતા રહે– ત્યાં તો માંદગી કે એવાજ અણધારેલા કામને પ્રસંગે એક બીજાની સેવાની જરૂર રહે. પણ અત્યારે તો દરેક ઠેકાણે સમાજમાં એટલું દુઃખ પ્રવર્તી રહેલું છે કે "સમાજસેવા"ની ખૂબજ જરૂર છે. આપણે ભલે સમાજ એટલે સમસ્ત દુનિયા માનીએ પણ અત્યારે આપણા દેશથી શરૂઆત કરીએ. આપણી

સ્થિતિ પ્રમાણે કેવાં કાર્યની જરૂર હતી, ને આપણે શું શું કર્યું, તેનો ખ્યાલ ન કરતાં વર્તમાનકાળમાં આપણી કેવી સ્થિતિ છે ને કેવી જાતની સમાજસેવાની જરૂર છે તેનો વિચાર કરીએ

## નજીવી લાગતી હકીકત

આપણે કેટલાંએ વર્ષોથી પરતંત્રતાની બેડીમાં જકડાએલાં હતાં. તેથી આપણું માનસ ગુલામોનું હોય તેવું થઇ ગયું છે. એક વખત આપણું નૈતિક ધોરણ ઊંચું હશે પણ અત્યારે તો આપણું નૈતિક ધોરણ બહુજ નીચુ થઇ ગયું છે. તેમાં ખાસ કરીને ગઇ મોટી લડાઇ પછી તો આપણામાં નૈતિક ધોરણ જેવું કંઇ રહ્યું જ નથી એમ કહીએ તો ચાલે. આ પ્રથમ સમજવાનું ને તેને ઊંચુ લાવવાનું કામ બ્હેનોનું છે. એક નાની અમસ્તી થોડી કિંમતની ચીજની કાળા બજારમાંથી ખરીદી કરવાથી — એક નાની અમસ્તી ચોરીથી મન ઉપર કેટલી ખરાબ અસર થાય છે? ચોરી તરફ અવગણના કરવાની મનને ટેવ પડી શકે છે તે પ્રથમ સમજવાનું છે, તે સમજી સુધારવાનું છે. કાળા બજારવાળા મૂડીવાદીઓ મોટા ચોર છે તે ખરૂં, પણ જ્યારે આપણે કોઇ પણ રીતે કાળા બજાર વાળાને ઉત્તેજન ન આપતાં હોઇએ ત્યારેજ તેમની સામે ખરા જોરથી માથું ઊંચકી શકીશું ને સામનો કરી શકીશું — ખરૂં જોતાં તો મૂડીવાદી સમાજ જ ન જોઇએ તો પછી કાળાબજાર મૂડીવાદીઓ તો નજ જોઇએ તેમાં કંઇ સમજાવવાનું ન જ હોય.

કયી સ્થિતિ માટે કઇ રીતે કામ કરવું, કયો પ્રશ્ન પહેલો ઉકેલવો એ કહેવું ઘણુંજ અઘરૂં તો છે. આપણે ત્યાં અનેક સામાજિક અનિષ્ટો પ્રવર્તે છે. સમાજના અમુક ભાગને અન્યાય થઇ રહેલો છે— પહેલું તો તે અન્યાય, તે દુઃખ સમાજના અમુક ભાગને માથે છે તેનું ભાન કરાવવું એ પણ એક સામાજિક કાર્ય છે— ઘણાં લોકો કહેશે કે સુધારા તો થઇ રહ્યા છે. સુધારા કરતા અનેક કાયદા પણ થઈ રહ્યા છે પણ જોઈશું તો ખબર પડશે કે તે સુધારા અપવાદ રૂપજ છે.

## પહેલું પ્રયાણ ક્યાં થઇ શકે ?

દેશમાં પ્રસરેલી નિરક્ષરતાને લીધે આપણા દેશની સ્થિતિ ઘણીજ ભયંકર છે. દેશની વસ્તીનું અરધું પ્રમાણ સ્ત્રીઓ, તેમાં જો ફક્ત એકબે ટકા ભણેલી હોય, તો તે દેશને અગાડી કેમ ધપાવી શકાય? બીજા દેશોની હરોળમાં ઉભા રહેવું હોય તો તે પ્રમાણે આપણે પણ બધી રીતે પ્રગતિશીલ પગલાં ભરવા પડશે ને આ એરોપ્લેઇનના જમાનામાં એરોપ્લેઇનની ગતિએજ તે પગલાં માંડવાં જોઇએ. દેશને સ્વતંત્રતા મળી, ગુલામીનાં બંધનો ફેંકી દીધાં ને નવયુગનાં મંડાણ મંડાયાં છે પણ સામાન્ય જનતા માટે સ્વતંત્રતા ખૂબજ મોંઘી પડી છે. દેશની હાલની સ્થિતિમાં પ્રગતિની બધીજ જવાબદારીનો બોજો રાજ્ય પરજ નાંખવામાં આવે તો રાજ્યના અનેક પ્રશ્નો સાથે આ બીજા સામાજિક પ્રશ્નો ઉકેલાતાં સૈકાઓ નીકળી જવાનો સંભવ છે ને તેમ કંઇ વાટ જોઇ બેસી ન રહેવાય, ને તેથીજ સમાજ સેવકોની મદદની દેશને અને રાજ્યને જરૂર છેજ. દેશની અત્યારની આર્થિક સ્થિતિ વિચારતાં હું તો માનુ છું કે કોઇ પણ છોકરો કે છોકરી હાઇસ્કુલ સુધીનું પણ શિક્ષણ મેળવવા ભાગ્યશાળી થયેલ હોય, તેણે એમ માનવું જોઇએ કે એને માથે એના બીજા ભાઇ અને બ્હેનોને નિરક્ષરતાના ઊંડા કુવામાંથી બ્હાર કાઢવા જેટલું દેશનું દેવું છે. ને તેથીજ દેશોન્નતિનું સામાજિક કાર્ય અમુક સમય માટે કરે તેવાઓનેજ બી. એ. ની ઉપાધિ આપવી એવો એક ઠરાવ મુંબઇ યુનિવર્સીટીની સેનેટના એક સભ્ય સેનેટની સભામાં લાવ્યા હતા તેને મારો સંપૂર્ણ ટેકો હતો.

## શિક્ષિત બ્હેનોનો ધર્મ

બ્હેનો શું કરી શકે? બ્હેનો ઘર સંભાળે કે સમાજસેવા કરે? એ પ્રશ્ન હંમેશ કરવામાં આવે છે. શિક્ષણ પામેલી બ્હેનો શું ન કરી શકે એ પ્રશ્ન મને થાય છે. જે બ્હેનો હજી તદ્દન સુષુપ્તાવસ્થામાં છે તેને જ્ઞાન આપી સમજાવી જાગૃત કરવાનું કામ શિક્ષિત બ્હેનોનું છે. સ્ત્રીઓના અન્યાયો દૂર કરવા માટે માગણી કરવામાં આવે છે. ત્યારે ઘણી વાર પુરૂષો તરફથી કહેવામાં આવે છે કે આ માગણી એ મુઠ્ઠીભર ભણેલી બ્હેનોની છે. બીજી બ્હેનોને તો કંઇ જોઇતું નથી. તો મોટા ભાગની સ્ત્રીઓ હાલ છે તે સ્થિતિમાં સંતોષી છે. તે વખતે પુરૂષો સમજતાં નથી કે સમજે છે છતાં જાણી જોઇને આ પ્રમાણે કહે છે : સ્ત્રીઓ જે અત્યારની દશામાં સંતોષ માની રહી છે તે બ્હેનોની સ્થિતિ ગુલામોના જેવી છે— હજારો વર્ષોથી

ગુલામી ભોગવતા ગુલામોને ક્યાં લાગતું હતું કે તે લોકોની સ્થિતિ અધમ છે ને તેમાંથી છૂટવા થવું જોઈએ? તો સમાજમાં બ્હેનો તરફ અન્યાય થઈ રહ્યા છે તે અન્યાયનું બધાને ભાન કરાવવું એ શિક્ષિત બ્હેનોનું કર્તવ્ય છે. ગૃહિણીના ધર્મ ઉપરાંત નાગરિક તરીકેની ફરજો બ્હેનોએ પણ બજાવવાની છે તે હંમેશા યાદ રાખવાનું છે. આવી રીતે ક્યાં ક્યાં સામાજિક કાર્યો કરવાનાં છે, કયું કાર્ય વધારે જરૂરનું છે એ વિચારવા જેવું છે ને ખરી રીતે તો બધાંજ કાર્યો જે સમાજને આગળ લઈ જાય તે કરવાનાં છે– પણ આ કાર્યો કરવાં તે સમભાવ વૃત્તિથી. કારણકે ઉપકાર કરવાની વૃત્તિથી થાય તો તેનાં પરિણામ બહુજ ખરાબ આવે છે. સામાજિક કાર્યકર પોતાના કાર્યથી બીજાને ઉપકારવશ થાય એવી સ્થિતિમાં મૂકે તે વૃત્તિ ઘણીજ દુઃખદ છે. કાર્યો ફરજની વૃત્તિથી થવાં જોઇએ.

સમાજમાં કાર્ય કરવા બ્હેનો થોડીથોડી બ્હાર નીકળવા માંડી છે પણ હજી એ કાર્યકરોમાં જોઇએ તેટલી ઉદાર ભાવના બહુજ હોતી નથી. સમાજમાં સ્ત્રી હજી ઘરની બ્હાર નીકળે તે સામાન્ય રીતે પસંદ નથી. પુત્રીના શિક્ષણ માટે સમાજને હજી દરકાર નથી. ને હજી આ વર્તમાનકાળમાં પણ સ્ત્રીને આર્થિક આવકનું સાધન કે આર્થિક મિલકત ગણવામાં આવે છે. આ બધી પરિસ્થિતિ બદલવાનો ભાર શિક્ષિત બ્હેનોને નહિં તો કોને માથે હોઈ શકે?

## સેવા ક્યાં કરવી?

મને ઘણી વખત બ્હેનો પૂછવા આવે છે કે અમારે સમાજસેવા કરવી છે. ક્યાં અને કેવી રીતે કરીએ? ઘણીએ બ્હેનોને ક્યાં શરૂ કરવું, કયો પ્રશ્ન પ્રથમ લેવો, તે સમજ પડતી નથી. જો કે આપણા દેશમાં સામાજિક સેવાનું કાર્ય કરવું હોય તો કરવાનું બહુ છે. દરેક બ્હેન પોતાની સગવડ, આવડત ને પસંદગી પ્રમાણે કાર્ય ઉપાડી શકે છે. પણ ઘણી વખત બ્હેનો એક કામ લાંબા વખત સુધી કરવાની ધીરજ રાખતી નથી તે બરાબર નથી. જે અનિષ્ટોનાં મૂળ કેટલાંએ વર્ષો ઊંડા હોય તેને થોડા સમયમાં દૂર નજ કરી શકાય ને તે માટે ખૂબજ ધીરજ જોઇએ છે, ને તેથી કેટલીક વખત સત્વર પરિણામ ન મળતાં બ્હેનો ધીરજ ખોઈ બેસે છે પણ તેમ ન થવું જોઇએ.

સામાજિક કાર્યમાં હોંસાતોંસી કે હરીફાઈને સ્થાન નથી, દરેક વ્યક્તિ પોતાનાથી બનતું કરે તેજ યોગ્ય છે.

આપણી આજુબાજુ અજ્ઞાન અને અનિષ્ટોથી ભરપૂર અંધકાર છે તેને ગમે તે રીતે દૂર કરવા બધાએ પ્રયત્નો કરવાના છે. તેમાં બ્હેનોએ પણ પોતાનો ફાળો આપવાનો છે.

આપણે કઈ જાતનો સમાજ ઈચ્છીએ છીએ, તે માટે સમાજને શું શું કરવાનું છે એ નક્કી કરી તે દિશામાં પ્રયાણ કરવાનું છે. અને તે માટે કડવાં પણ નગ્ન સત્યો છાતી ઠોકીને સમજાવવાં પડશે.

આગળ કહ્યું તેમ સ્ત્રી અને પુરૂષોએ આ સમાજસેવાનું કામ કરવાનું છે. પણ માતૃભાવનાવાળી બ્હેનોએ પોતાની માતૃભાવનાને વિસ્તૃત કરવી પડશે. પોતે જન્મ આપેલાં બાળકો ઉપરાંત સમાજની બધી વ્યક્તિઓને પોતાનાં બાળક માની તેમને માતૃભાવનાની છાયા નીચે લેવાં પડશે. પોતાના એક બાળકને સહેજ પણ દુઃખ પડતાં માતાના હૃદયમાં જેમ દુઃખ થાય છે ને તેનું દુઃખ દૂર કરવા દોડી બધાં પ્રયત્ન એક માતા કરે છે તેમ, સમાજની બધી વ્યક્તિઓની માતાનું સ્થાન બ્હેનોએ લઈ સમાજમાં જ્યાં જ્યાં દુઃખ હોય તે દૂર કરવા દોડી તે દુઃખોને જડમૂળથી કાઢી નાંખવા માટે મથવું પડશે. બ્હેનો માતાનું સ્થાન લેશે તો તેને સામાજિકકાર્ય માટે વખત પણ મળશે ને કાર્ય માટે રસ્તાઓ પણ સુઝશે.

## જોઇએ છે, નિષ્કામ કાર્યકરો!

છેવટમાં એટલું કહેવાનું કે સામાજિક સેવા માટે નિષ્કામ કાર્ય કરનારાઓની જરૂર છે. ગમે તે પ્રકારનું સામાજિક કામ કરવાનું માથે લીધું હોય પણ તે પ્રથમ તો ખરા મનથી તે કામ થાય તે જોવાનું છે. માનવતા અને પ્રેમ વગર સમાજસેવાનાં કાર્ય થઈ શકશે નહિ. માત્ર સિદ્ધાંતો શીખવવાથી અથવા સમાજસેવા માટે તાલીમ આપવાથીજ ખરા સામાજિક કાર્યકરો બહુ સારી સંખ્યામાં ઉભા કરી શકાય તે સંભવિત નથી. શિક્ષણ લીધેલા ઉચ્ચ ભાવનાવાળા સામાજિક કાર્યકરો આપણા દેશમાં બહાર પડશે ત્યારે આપણા દેશની સામાજિક સેવા ખરી તરી નીકળશે. આવા ઉચ્ચ ભાવનાવાળા ભાઈ બ્હેનોને યોગ્ય તાલીમ આપવાથી તેમનું કામ વધારે સરળ બનાવી શકાય તે ચોક્કસ છે. પરિશ્રમ,

દેશોમાંથી આવતા મિશનરી ભાઇબ્હેનો આના ઉદાહરણ રૂપે મુકી શકાય. આપણે ત્યાં સામાજિક કાર્ય માટે ઘણાંએ મંડળો ને સંસ્થાઓ કામ કરે છે, પણ તેવી સંસ્થાઓમાં ખરી મિશનરી ભાવનાવાળાં થોડાજ ભાઇબ્હેનો કામ કરી રહ્યાં છે. તે ઉપરાંત આ મિશનરી ભાઇબ્હેનોને સગવડ ને તાલીમ જે મળે છે, તે આપણે ત્યાંના સામાજિક કાર્યકરોને મળતી નથી. એ સગવડ અને તાલીમ મળવાની વ્યવસ્થા થવી બહુજ જરૂરી છે. મિશનરીઓને તેમની પાછળ ધાર્મિક ને રાજકીય બળ હોય છે. જ્યારે આપણા કાર્યકરોને આવી જાતનો કોઇ ટેકો હોતો નથી. ને ઘણીએ વખત આપણા કાર્યકરોને આર્થિક મુંઝવણોજ બહુ હોય છે. જેથી તે ઉકેલવામાં તેમની કેટલીએ શક્તિનો વ્યય થઇ જાય છે. જો કે તેનું મોટું કારણ તો એજ હોઈ શકે કે આપણે ત્યાં સામાજિક કાર્યકરોના કામની હજી શરૂઆત છે ને તેથી તેની પુરતી કિંમત સમજાઇ નથી.

[o]

## નશાબાજ !

ન્હી જવાની જગાએ જે કોઇવાર જિયેરો
લીધા વના નંઇ એથાણી તાંથી ઘેર ઉપેરો

પીણાં - મ્હોલનો જાણીતો થિયો એકવાર જે
મરી તાંજ ગિયો ઓહે—થિયો તાં જ તે ઘેરો !

હુકામ તીને કરો છો નકામા બોલ, તુંકારા?
કધી તે ન હયેરો જે એકવાર બગેરો :

ઊંચા પ્હાડની ટોચેથી કોટવાળ આંધળો
ભુખી ખાઇના મોઢામાં ગબેરો તે ગબેરો !

પડી બાજરે બેહીને ખાવી હુને જલેબી
પુછો તેહને જઇને કે હવાદ હું પેરો ?

લાખી બાગ્મેણે બે બાજ, તાણ જોઇ જગાની,
ગિયો તેથી મટી હું તે ! ઉતો જેહ ઉકેરો?

જડાવી મેખ હીરાની ભલે પતીલ - ખાસડે,
ધરે પૂજારી રવૈડાનો નંઈ હેતથી એરો !

'પતીલ'




અનુ૦ શ્રી, 'શશિન્' ઓઝા

દીવાળીની રાત હતી. આકાશમાં જેમ અસંખ્ય તારકો ઝગમગતા હતા, તેમ પૃથ્વી ઉપર અસંખ્ય દીપકો બળી રહ્યા હતા. ઘણીવાર માણસ દિવાળીમાં આડે હાથે પૈસો વાપરે છે, ને પછી પોતાની મૂર્ખતાને રડે છે. મનુષ્યને મહેનત કરવી નથી, પણ તેનું મીઠું ફળ તો ખાવું જ છે. પુનમચંદને પણ લાગેલું કે પોતાના પાસા ફોક દિ' પોબાર પડશે ને પોતાનું ભાગ્ય ચમકશે. એટલે દિવાળીમાં તો તેને આ લતની પાછળ ખાવા પીવાનું પણ ભાન ન રહ્યું.

આ વખતે દિવાળી પહેલી નવેમ્બરે હતી. પોતે એક ઑફિસમાં ખજાનચી-ટ્રેઝરર-હતો. એટલે તેની પાસે તો ૩૧ મી ઑક્ટોબરે પૈસા આવી ગયા હતા. તેણે તેમાંથી પોતાનો પગાર લઇ લીધો. દીપમાળાની રોશની જોતો જોતો એ જુગારના અડ્ડા ઉપર આવી પહોંચ્યો. જાણે પહેલેથી જ દુર્ભાગ્યની પ્રસ્તાવના મંડાઇ હોય તેમ પૂનમચંદ જે હતું તે બધુજ ગુમાવી બેઠો. હજી ઊડતાં પહેલાંજ જેની પાંખ કપાઇ ગઇ હોય એવા પંખીની જેવી કરુણ ને હૃદયદ્રાવક તેની સ્થિતિ થઇ ગઇ. શું દિવાળીની રાત તેની આવી સ્થિતિ કરવાજ આવી હતી? તેણે ચારે તરફ દૃષ્ટિ દોડાવી પણ કયાંયથી પૈસા મળે એમ લાગ્યું નહિ. તેનું મન ઘોર દુ:ખના ગર્તમાં ગબડી પડ્યું.

ત્યાં અચાનક તેના મગજમાં વિચારની રોશની થઇ. પોતે ખજાનચી હતો. અને સ્ટાફનાં બીજા માણસોનો પગાર તો ઑફિસમાં પડ્યો જ હતો. તેના પગ એકદમ ઑફિસ તરફ વળ્યા.

રાતના દસ વાગ્યા હતા. પુનમચંદને કશું ભાન ન રહ્યું. મરણ ખાટલે પડેલ દર્દીને માટે કોઈ ડૉક્ટરને બોલાવવા જાય એવી બાઘાઇ ને ઉતાવળમાં પૂનમચંદ ચાલતો હતો.

તે ઑફિસે પહોંચ્યો. પણ ત્યાં ચોકીદારની નજરે પડ્યા વિના રહેવાયું નહિ. ચોકીદારને જોતાંજ એની છાતી ધડક ધડક થવા લાગી.

'કોણ છે?' ચોકીદારે પૂછ્યું.

'ગંગારામ, એ તો હું છું.' પુનમચંદે જવાબ દીધો.

ચોકીદારે અવાજ ઓળખ્યો. 'આવો, આવો સાહેબ તમે કયાંથી અત્યારે?'

'દરવાજો ઉઘાડને ભાઇ, આ જરા કાગળ ભૂલી ગયો હતો' પુનમચંદ બોલ્યો તો ખરો, પણ એની છાતી ઉપર કોઇએ હાથ મૂક્યો હોત તો ખબર પડત કે આ છાતીમાં હથોડા કાં ઠોકાય છે?

ગંગારામે દરવાજો ઉઘાડ્યો. બીજો કોઇ હોત તો એ ન ઉઘાડત. પણ આ તો ટ્રેઝરર સાહેબ! ઘણીવાર એડવાન્સ પૈસા લેવાની જરૂર પડતી ત્યારે પુનમચંદ આ રીતે આવતો તેથી ચોકીદાર નિ:શંક રહ્યો.

પુનમચંદ અંદર ગયો. સ્વીચ દાબી લાઇટ કરી ને તિજોરી ઉઘાડી. આ વખતે તેને અનેક વિચારો આવી ગયા. પોતે કુકર્મ કરે છે, અનુચિત કાર્ય કરે છે એવા કંઇક વિચારો તેના મનમાં આવી ગયા, પણ ઘણીવાર અજવાળાનું એક કિરણ આવી અંધારું પથરાઇ જાય છે.

પુનમચંદે ચારસો રુપિયાનું બંડલ ખીસામાં નાખ્યું. ને બધું વ્યવસ્થિત કરી બહાર નીકળી ગયો. અને એ વખતે એમજ પ્રતીતિ થઈ કે પોતે કામ પાર પાડી આવ્યો. પણ હવે પછીની કોને ખબર છે?

થોડીવાર પછી પુનમચંદ એજ જુગારીના અડ્ડામાં આવી પહોંચ્યો, ફરી દાવ ઉપર દાવ લગાવ્યા. પણ બધામાં હારતોજ ગયો. ચારે તરફ ફરી અંધારું વ્યાપી

ગયું, પરંતુ અત્યારે તો આ અંધારા કરતાંય ધીમે ધીમે નજીક સરતી પ્રભાતની ધાસ્તી તેને વધારે ડરાવતી લાગી. તેને પાર વિનાનો ભય લાગ્યો. તેના મનમાં અસંભવિત કલ્પનાઓ પણ આવવા માંડી કે એવો કોઈ ઉપાય છે કે જેથી કાલ સૂરજ જ ન ઊગે! પણ એવું તે કદી બન્યુ છે કે બને? લથડતે પગે તે ઘરે પહોંચ્યો.

તેના પિતા સુરજમલ્લ ખૂબ ધનાઢ્ય હતા. પણ પૂરેપૂરા મખ્ખીચૂસ હતા. તેને થયું કે પિતા સમક્ષ બધી વાત કહી દઉં? એ મારે માટે ચારસો રૂપિયા જરૂર ભરી દેશે. તો વળી થતું, અરે એ તે બનતું હશે. એમ હોત તો હું આવી હાલતમાંજ શું કામ હોત? પહેલેથીજ એણે મારે માટે બધુંજ કર્યું હોત? આમ આખી રાત તેણે સંકલ્પવિકલ્પમાં ગાળી. સવારે એક પાપ ઢાંકવા બીજા પાપે જવા તૈયાર કરી. તેની નજર તેના નોકર રામુ પર પડી.

[૨]

રાવસાહેબ સુરજમલ્લને ત્રણ નોકર હતા. તેમાં રામુ સૌથી જૂનો હતો. તેણે આખી જીંદગી રાવસાહેબની સેવામાંજ ગાળી હતી એમ કહી શકાય. રામુ બીજા નોકરો ઉપર સારો દાબ રાખી શકતો. ખૂબ કડકાઈ રાખતો. તેથી બીજા નોકરો ઘણીવાર રાવસાહેબને ફરિયાદ કરતા, પણ રાવસાહેબ તો ઊલટા રામુની આવી રીતભાતથી પ્રસન્ન થતા. ને રામુને કશું કહેતાજ નહીં. તેથી રામુ પણ મોઢું બગાડી નોકરોને કહેતો:

'જોતા જાવ, સાહેબે મને શું કરી નાખ્યું?'

ભલે રામુમાં બીજો કશો ગુણ નહિ હોય, પણ રામુ સ્વામીનિષ્ઠ હતો. ને સાહેબને પણ રામુ ઉપર એટલો વિશ્વાસ હતો કે રામુ મરી જાય પણ કોઈ દિવસ મને છોડી ન દે. એક પાઈની પણ હેરફેર એને હાથે ન થાય. આ એકજ ગુણ ઉપર રાવસાહેબ રામુ ઉપર ખુશ હતા.

[૩]

દિવાળીને બીજે દિવસે રામુ પોતાની ઓરડીમાં બેઠો બેઠો વિચાર કરતો હતો. ત્યાં પૂનમચંદ એકદમ ગભરાયેલી મનોદશામાં તેની પાસે આવ્યો ને કહ્યું 'રામુ મને બચાવ.'

રામુના મોઢામાંથી બીડી પડી ગઈ. કરુણાથી તેનું હૃદય દ્રવી ઊઠ્યું. કારણ પૂનમચંદ ઉપર તેનો નિઃસીમ પ્રેમ હતો. પુનમ તેના હાથમાંજ મોટો થયો હતો. તેને પોતાને કશું સંતાન ન હતું, તેથી તે પૂનમને પુત્ર ગણી તેના ઉપર પ્રેમ રાખતો. તે બિમાર પડ્યો ત્યારે પોતે રાતના ઉજાગરા કરી તેની સેવા કરતો. અત્યારે પણ બીડી પીતાં પીતાં એ એજ વિચાર કરતો હતો કે રાવસાહેબ પુનમનાં લગ્ન કેમ નથી કરતા? ત્યાંજ પૂનમ તેની ઓરડીમાં આવી દશામાં દાખલ થયો.

રામુએ કહ્યું: 'કેમ બાબુસાહેબ! શું છે વાત?'

કહેતાં રામુએ હાથમાં લાકડી લીધી. કદાચ કોઈ બદમાશ પાછળ આવતો હોય તો સામનો કરી શકાય એવા હેતુથી.

'લાકડી મૂકી દે રામુ, એની કશી જરૂર નથી પૂનમે કહ્યું.

આથી રામુના હૃદયનો ઘણો ભાર ઉતરી ગયો. તેણે લાકડી આઘી મૂકી દીધી એટલે ચોરની જેમ ચારે દિશામાં નજર કરી ને પછી પૂનમે કહ્યું, 'રામુ, મારા ઉપર ઘોર આફત ગુજરી છે. તું ચાહે તો મને બચાવી શકે બોલ, એક કામ કરશે?'

''અરે! બાબુસાહેબ, તમે હુકમ કરો તો હું તો આગમાંય ઝંપલાવું' રામુએ કહ્યું.

પૂનમનાં મુખ ઉપર આનંદની વિદ્યુત્ ચમકી. તેણે ગળામાંથી એક હાર કાઢી રામુના હાથમાં મૂકીને



'આ હારને બજારમાં લઈ જઈ વેચી આવ. મારે અત્યારે ને અત્યારે પૈસાની જરૂર છે.

ને કહ્યું 'આને બજારમાં લઇ જઇ વેચી આવ. મારે અત્યારે ને અત્યારે પૈસાની જરૂર છે.'

રામુ ઉપર તો જાણે વીજળી પડી. હાર જોઇ તેને ડર લાગ્યો. વાચા બંધ થઇ ગઇ. મગજમાં હજારો વિચારો સળવળ્યા. તેને થયું કે પુનમચંદને એવી તે કંઇ પૈસાની જરૂર પડી કે હાર પણ વેચવો પડે! વળી એ નિર્ધન કે કંગાળ પણ નથી. રાવસાહેબ ધારે તો આખું ગામ ખરીદી શકે. હાર વેચવાની શી જરૂર છે! પણ રામુએ અનુમાન કર્યું કે પુનમચંદ આ કામ રાવસાહેબથી છૂપી રીતે કરવા માગે છે. પણ તેનું કારણ તે શોધી ન શકયો. તેણે પુનમ સામે જોયું. પુનમ તો નીચી નજર ઢાળી ઉભો હતો.

રામુએ પૂછ્યું : 'બાબુસાહેબ, એવી શી જરૂર પડી?'

આથી પુનમની આંખમાં આંસુ આવ્યાં. એણે કશો ઉત્તર ન આપ્યો. એ હાર લઇ ચાલતો થવા લાગ્યો. તેના મુખ ઉપર નિરાશા અને શોક પથરાઇ ગયેલા જોયા. રામુનું અંતર આ જોઇ રડી ઊઠ્યું. તેણે ...ી પાછળ જઇ તેનો હાથ પકડી પૂછ્યું:

'બાબુ સાહેબ, તમારે કેટલા રૂપિયાની જરૂર છે?'

'ચારસો' પૂનમે જ ઉત્સાહિત થઇ જવાબ દીધો.

'કયારે જોઇએ?' રામુએ પૂછ્યું.

'અત્યારે' પૂનમે કહ્યું.

રામુની પાસે છસો રૂપિયા પડયા હતા. કંઇ વર્ષો પછી એની પાસે એ એકઠા થયા હતા. દર માસે થોડા થોડા બચાવી એણે એટલા ભેગા કર્યાં હતા. તેથી તેને થયું. હાર કયાં બજારમાં વેચવા જઉં. મારી પાસે રૂપિયા છે તેમાંથી આપું! પૂનમચંદ પાસે પૈસા આવશે, ત્યારે આપમેળે આપી દેશે. ને ત્યારે હાર પાછો આપી દઇશ.

આમ વિચાર કરી તેણે પુનમ પાસેથી હાર લઇ લીધો ને કહ્યું : 'જી સરકાર, લાવો, હમણાંજ લઇ આપી દઉંછું'

આથી પુનમના ખોળિઆમાં જીવ આવ્યો. તેને થયું, રામુ નોકર નહીં પણ દેવ છે.

[૪]

થોડી વાર પછી રામુએ ઓરડી બંધ કરી. ને ઘરના જે ખૂણામાં એ પોતાના રૂપિયા દાટીને રાખતો એ ભાગ ખોદવા માંડયો. એ વખતે એની છાતી પણ ધડક ધડક થતી હતી. એણે ચોરી નહોતી કરી, કંઇ ખરાબ કામ પણ નહોતું કર્યું. છતાં એનું હૃદય કંપી રહ્યું હતું. એને તો માત્ર એમજ થતું હતું કે બિચારા પુનમનું કામ થઇ જાય. ને રાવસાહેબ પાસે તેની આબરૂ હલકી ન પડે.

તેણે જમીનમાંથી રૂપિયા કાઢીને જમીન પાછી પૂર્વવત્ કરી દીધી.

થોડીવાર પછી પુનમનો ચિંતાયુક્ત સ્વર સંભળાયો: 'રામુ'

રામુ બીડીના ધુમાડા કાઢી રહ્યો હતો. તેણે મુખથી કશો ઉત્તર ન આપ્યો. પણ પોતાની સામે પડેલા રૂપિયા તરફ હાથથી સંજ્ઞા કરી. રૂપિયા જોઇ પુનમના મૃત શરીરમાં જાણે પ્રાણ આવ્યો. રામુ તરફ કૃતજ્ઞતાપૂર્વક જોઇ, રૂપિયા લઇ એ ચાલતો થયો.

થોડીવારે રામુ એકાએક ચોંકી ઉઠયો. કારણ જમીન પાછી સરખી કરતી વખતે તેમાં હાર મુકવો એ ભૂલી ગયો હતો. તેને થયું કે એ રાત્રે મુકીશ. અત્યારે વળી કોઇને શંકા પડે. ને તેથી હાર પોતાની કમરમાં લપેટી લીધો. ને પોતાના કામમાં પડી ગયો. પણ આખો દિવસ ચિંતાનો ભાર તેને દબાવી રહ્યો હતો.

રામુ દરવાજો બંધ કરી જમીન ખોદવા માંડયો. પણ હાથમાં શકિત રહી ન હતી. હૃદય ધડકતું હતું તેને એમજ થયા કરતું હતું કે કોઇ સિપાઇ પકડવા આવે છે. પણ પોતે જમીન ખોદતોજ રહ્યો.

— ત્યાં દરવાજા ઉપર કોઇનો હાથ પડયો. રામુના મુખ ઉપર પરસેવો બાઝી ગયો.

'કોણ?' એણે પૂછ્યું.

'દરવાજો ખોલ.' જવાબ આવ્યો.

રામુના મુખ ઉપરથી રંગ ઊડી ગયો. આ તો

રાવસાહેબનો પોતાનોજ અવાજ. તેનાથી ન ઉઠાયું. ન ચલાયું.

ફરીથી રાવસાહેબનો કડક અવાજ આવ્યો.

રામુએ હારને બીસ્તર નીચે સંતાડી દીધો. ટમટમનો દીવો ઠારી દીધો. ને દરવાજો ખોલ્યો અંદર આવતાંજ રાવસાહેબે પૂછ્યું: 'દીવો ક્યાં ગયો?'

'સાહેબ, ઠારી નાખ્યો' રામુએ જવાબ દીધો.

'અત્યાર સુધી તો બળતો હતો. કેમ ઠારી દીધો? સળગાવ જલદી'



'આ હાર ક્યાંથી તફડાવ્યો? આ તો હજી હમણાંજ ખરીદેલો છે.'

રામુને પાછી શંકા ગઈ. તેથી તેણે દિવાસળી માટે ખોટા ફાંફાં મારવા શરૂ કર્યાં. જો આજની રાત પતી જાય તો કાલ ગમે તેમ કરીશ. પણ ત્યાં તો રાવસાહેબે દિવાસળી સળગાવી દીવો કર્યો. ને કહ્યું:

'અહિં તું શું કરતો હતો?'

રામુએ હાથ જોડી કહ્યું: 'સાહેબ, જે કંઈ મળે છે તે મહીને મહીને બચાવી આમાં હું સંઘરી રાખું છું'

'પણ આજ શા માટે ખોલું? હજી તો તને પગાર પણ મળ્યો નથી?'

રામુ મુંગો બની ગયો.

રાવસાહેબે આગળ વધી ધૂળ આઘી કરી તો રૂપિયાની પોટલી દેખાઈ. રાવસાહેબે બીસ્તર પણ હલાવ્યું. રાવસાહેબને બીજી કશી શંકા ન હતી. પણ કદાચ રામુ જુગાર રમતો હોય! પણ ત્યાં તો બીસ્તરમાંથી હાર નીચે સરી પડ્યો.!

આ જોઈને રાવબહાદુરનો ક્રોધ સોગણો વધી ગયો. રામુ પાસેથી તેણે આવી આશા રાખીજ ન હતી. બીજાને એ જરૂર ક્ષમા કરી દેત. પણ રામુનું આવું કાર્ય જોઇ તેણે ભયંકર ગર્જના કરી:

'આ હાર ક્યાંથી તફડાવ્યો? આ તો હજી હમણાં જ ખરીદેલો છે.'

રામુમાં હજાર દોષ હોય, પણ એ ચોરી તો કરેજ નહી એવી રાવબહાદુરની શ્રદ્ધા હતી. એ શ્રદ્ધા ડગમગી ઊઠી. રામુની કીર્તિ ધૂળમાં મળી. રામુને થયું કે હવે બધી વાત સાફસાફ કહી દેવી જોઇએ. તેથી તેણે કહ્યું: ..........

'સાહેબ, વાત એમ છે ---'

એટલામાં તેની નજરે પૂનમચંદનું મુખ તરી આવ્યું એ જાણે ખૂણામાં ઉભો ઉભો કંપી રહ્યો હતો. ને દિનદિન દૃષ્ટિથી રામુની સામે જોતો હતો. ને જાણે તેની મુખમુદ્રા કહેતી હતી: 'તારા ઉપર વિશ્વાસ કર્યો ને તું ........'

જેમ પવનની રૂખ પ્રમાણે પતંગની રૂખ બદલાય તેમ પુનમની યાદ આવતાજ રામુના વિચાર બદલાઈ ગયા. તેને થયું. મારૂં થવું હશે તેમ થશે, પણ પૂનમભાઇને કશું થવું ન જોઇએ.

તેણે કહ્યું: 'સાહેબ વાત એમ છે...કે...મેં ચોરી કરી છે.'

રાવસાહેબ નીચે બેસી ગયા. તેને અપાર દર્દ થયું. જાણે લાખોનું નુકસાન થયું હોય! થોડી વાર ચૂપ રહી પછી તેણે કહ્યું. 'સવાર પહેલાં તું મારૂં ઘર છોડી જજે. બસ એજ તારો દં...ડ...'

રામુની આંખમાંથી આંસુની ધારા ચાલી.

[ ૫ ]

આ પછી એક વરસે રાવસાહેબ સૂરજમલ મૃત્યુ

પામ્યા. ને તેની લખલૂટ સંપત્તિનો સ્વામી પૂનમચંદ થયો. પહેલવહેલુંજ કામ તેણે એ હાથ ઉપર લીધું કે ૪૦૦૦રૂા. નો મનીઑર્ડર તેણે રામુના સરનામે કર્યો. ને સાથે તેને અહીં આવવા પત્ર લખ્યો.

પણ એક અઠવાડિયા પછી મનીઑર્ડર પાછો આવ્યો. સાથે રામુના ભાઇનો પત્ર હતો. તેમાં લખ્યું હતું કે, 'રામુ તો એક વરસ ઉપર ગુજરી ગયો. તમારે ત્યાંથી નીકળ્યા પછી એ નિરંતર ઉદાસ રહેતો હતો. એ ઉદાસી મરણ સુધી ન ગઇ. જાણે તેને કશો રોગ હોય. પણ એ રોગનો પત્તોજ ન લાગ્યો.'

પૂનમચંદ આ પત્ર વાંચી કેટલાય દિવસ રોયો. તેણે રામુના નામની એક ધર્મશાળા બંધાવી ને તેમાં રામુની પ્રતિમાની સ્થાપના કરી. લોકો એની મૂર્ખતા ઉપર હસ્યા. પણ રામુની કિંમત એક પૂનમચંદ જ સમજતો હતો.



## ન્યાયાધીશની નોંધપોથી

દક્ષિણ ડેકોટા રાજ્યોના એક ન્યાયાધીશે રાજ્યમાંની ગુના અંગેની સ્થિતિનું વિહંગાવલોકન કરતાં કહેલું: "૧૯૩૫ માં ગાળતા રેકોર્ડ ઉપરથી જણાય છે કે ભયંકર ગુનાઓ માટે પકડાયલા ૨૫૬ માણસોમાંથી ૨૫૫ તો દારૂડિયાજ હતા! ખૂનના દસ કિસ્સાઓમાં દરેકે દરેક ખૂનીએ દારૂના નશા હેઠળ ખુન કર્યું હોવાનું માલમ પડ્યું હતું. છુટાછેડાના ૧૨૯ કિસ્સાઓમાંથી ૭૭ તો દારૂની અસર હેઠળ થવા પામ્યા હતા. ૧૯૫ ગુનેગારોને શિક્ષા કરેલી તેમાં અગિયાર સિવાયના લગભગ બધાજ ગુન્હેગારો ગુનાના સમયે દારૂની અસર હેઠળ હતા એમ સાબિત થયેલું."

*The National Voice*

# ગુજરાતણનો ગરબો

— લેખિકા —

સૌ. તરંગિણી ચોળિયા

બી. એ. એલ. ટી. (લંડન)

**ગરબો અને ગુજરાતણ એ બંને એક સાથેજ શોભે તેવા શબ્દો છે. ગુજરાતણના કંઠના માધુર્યે ગરબાને લોકપ્રિય બનાવ્યો છે જ્યારે ગરબાના કલાસ્વરૂપના લાલિત્યે ગુજરાતણને કોઇ અનોખી ચંચળતા અર્પી છે. ગરબો એ ગુજરાતનો બહુજ પ્રાચીન કલા પ્રકાર છે. એમાં ગુજરાતની નારીભાવના અનેક સ્વરૂપે વ્યક્ત થઈ છે. પ્રસ્તુત લેખમાં ગરબાના પ્રાચીન અને અર્વાચીન સ્વરૂપનો સુન્દર પરિચય આપવામાં આવેલ છે.**

ગરબાની કળા એ ગુજરાતની અનુપમ આનંદ આપનારી વિશિષ્ટતા છે. બીજા દેશોના અને બીજા પ્રાન્તોનાં જે જે કળાપ્રિય જનોએ ગરબાને સાંભળ્યા છે ને નિહાળ્યા છે તેઓ તેનાથી મોહિત થયા છે.

શ્રીકૃષ્ણ ગોપીઓ સાથે રાસલીલા રમતા હતા એ કલ્પના જો સત્ય હોય તો તો ગરબા રાસનો જન્મ હજારો વર્ષ ઉપર થયો હશે એમ માની શકાય.

## પ્રાચીન ગરબો

અસલના જમાનામાં તો "ઘર ઘર દીવડા પ્રગટાવો, ઘર ઘર તોરણીયાં બંધાવો, માતા નોરતાં આવ્યાં" એ. હિસાબે શરદઋતુ બેસતી ને આસોમાસમાં નવરાત્રિના ગરબા શેરીએ શેરીએ ને પોળે પોળે થતા. ઘરમાં માતા મંડાતાં ને માતાનાજ ગરબા ગવાતા. શેરીઓ ને પોળોમાં નવરાત્રિ એ મોટો ઉત્સવ મનાતો. વર્ષ દરમિયાન આવા સાર્વજનિક ઉત્સવો બીજા ભાગ્યેજ થતા. આવા ગરબામાં ગાનારી લલનાઓને કોઇએ આગ્રહ કરવો પડતો નહિ. સૌ સૌને ગમે તેવા સ્વયંસ્ફુરિત ગરબા ગાતાં. તે સમયની યુવતીઓ નીચી નમી અતિશય સરસ કળામય હીંચ લઇ ગરબા ગાઈ શકતી. આ ગરબા માટે પહેલાં કોઇ પણ જાતની તૈયારીઓ કરવામાં આવતી નહિ. પોળમાં કે શેરીના ચોકઠાંમાં એકઠાં મળી જેને જે ફાવે તે ગાતું ને સૌ ઝીલતાં. અહીં ખોટો દંભ નહોતો, ખોટી શરમ નહોતી. નિખાલસ હૃદય અને મધુરા કંઠથી સ્ત્રીઓ ગાતી હતી. નવરાત્રના નવે દિવસ મોડી રાત સુધી ઉજાગરા કરીને પણ એ લોકોનાં સશક્ત શરીર પર કોઇ પણ જાતનો થાક જણાતો નહિ.

## ગરબો અને રંગભૂમિ

આ પછી ગરબા આગળ વધ્યા ને નાટક કંપનીવાળાઓએ એને stage પર ગવડાવવા શરૂ કર્યા. આગળથી પ્રેક્ટીસ કરી, જાત જાતનાં હલનચલનથી ગરબા ગવાવા લાગ્યા. અહીં માતાના ગરબા સિવાય બીજા વિષયો પણ ગરબામાં આવ્યા. અને તેથી તે લોકપ્રિય થવા લાગ્યા. ગરબાના વિષયો બદલાયા તેમજ ગરબા નવરાત્ર સિવાય બીજે સમયે પણ ગવાતા થયા.

આ જમાનાની સ્ત્રીઓને એવો શોખ હતો કે ધીમે ધીમે ગજગામિનીઓ પેઠે તેઓ ફરતી અને ફક્ત તાળીજ પાડી ગાતી હતી. જેમ ધીમે અને હાવભાવથી ગાયેલો ગરબો હોય તેમ તે વધારે વખણાતો. ઝટઝટ અને ઊંચે સ્વરે ગાતી યુવતીઓ વેવલી ગણાતી હતી. આ વખતનાં ગરબામાં હમેશાં સાખી આવતી હતી. સાખી વખતે ગરબે ફરતી બહેનો ઊભી રહેતી ને તાળી પાડવાની બંધ કરતી. સાખી વખતે જુદા જુદા અભિનયો કરીને ઉભા રહેવામાં કળા ગણાતી હતી. જો કે, આધુનિક યુવતીને તો સાખીવાળો ગરબો શૂન્ય લાગે છે. અને સાખી એના નૃત્યમય ગરબામાં આડખીલી રૂપ લાગે છે. અત્યારે સાખી આપણને કળા વિહોણી જણાય છે પણ તે દિવસોમાં એને ઘણું મહત્ત્વ અપાતું હતું.

## ગરબાનું કાવ્યત્વ

પછી આવ્યો જમાનો

કવિ શિરોમણિ સ્વ. ન્હાનાલાલ અને તેમના સમોવડિયા બીજા કવિના ગરબા ગાવાનો. ગરબાના વિષયોએ ઘણોજ પલટો લીધો અને વિધવિધ જાતના વિષયો ઉપર ગરબા રચાયા અને ગવાયા. માતાના ગરબા જૂના ગણાવા લાગ્યા અને શરદપુનમની ચાંદનીથી માંડીને વેણીનાં ફુલ જેવા ભિન્નભિન્ન વિષયોના ગરબા સંભળાવા લાગ્યા. સંગીતની દૃષ્ટિએ ગરબાના રાગમાં ઘણી મીઠાશ અને મધુરપ આવી એટલુંજ નહિ પણ ગરબામાં કવિત્વ છે એ પણ જણાવા લાગ્યું. ગરબાની શબ્દાવલીમાં યુવતીઓને રસ પડવા માંડ્યો. કવિ ન્હાનાલાલ ઉપરાંત, કવિ ખબરદાર, સ્વ. કવિ બોટાદકર વગેરેનાં ગરબા યુવતીઓ પસંદ કરીને ગાવા લાગી. કવિ ન્હાનાલાલનાં ગરબામાં ઘણીવાર તત્વજ્ઞાનનું દર્શન થતું ત્યારે સ્વ. કવિ બોટાદકરના ગરબામાં સંસારની ભાવના બહુ આગળ તરી આવતી. સીમન્તથી માંડીને ઘરમાં આવતી નવી ભાભીને આવકાર આપતા ગરબા બોટાદકરે અતિસુંદર ભાષામાં અને શબ્દોમાં લખ્યા છે.

## વસન્તનો વૈતાલિક

વસંતઋતુ બેસે અને આંબે કોયલ બેસીને બોલે એ કવિઓને બહુ પ્રિય વિષય ગરબા માટે લાગ્યો છે. ઘણાં કવિઓએ વસંતઋતુના ગરબા લખ્યા છે ને સમયાનુસાર બહેનોએ ગાયા પણ છે. હવેથી નવરાત્ર સિવાય કોઇ પણ મેળાવડામાં, જલસામાં, કે લગ્નસમારંભમાં ગરબા દાખલ થઇ ગયા છે. પોતપોતાને અનુકુળ વિષય લઇ ગાવાની આ કારણથી યુવતીઓને ખૂબજ સુગમતા પડી ગઇ છે.

અસલ ગરબો માતાનોજ હતો એટલે ગરબો ગાતાં વચમાં ગરબાની માટલી ( મહિ દીવો કરેલી ) મૂકવામાં આવતી હતી. આધુનિક જમાનામાં પણ ગરબા— પછી માતાનાં હોય કે કૃષ્ણ ગોપીનાં કે વસંતઋતુની કોકિલાનાં હોય – મધ્યમાં દીવાવાળો ગરબો તો મૂકવાનો રિવાજ ચાલુ રાખવામાં આવ્યો છે. આ માટલાંને કળામય રંગથી રંગી તેને ઉતરડ પેઠે ગોઠવી તેમાં રંગ બેરંગી દીવા પ્રગટાવી આધુનિક યુવતીઓ પોતાની કળા દર્શાવે છે. આ માટલાંની આસપાસ કોડિયાં, દીવીઓ, અને ફુલની જાત જાતની ગોઠવણો કરી ગરબાની કળામાં વધારો કરવામાં આવે છે.

## આધુનિક ગરબો

આધુનિક ગરબામાં પહેલાનાં ગરબા કરતાં કળા ઘણીજ વધારે આવી છે એ તો તદ્દન નિર્વિવાદ વસ્તુ છે. ગરબો એટલે સંગીત, તાલ અને નૃત્ય. એ ત્રણની ત્રિપુટી બરાબર પ્રમાણમાં હોય તોજ ગરબો કલામય દૃષ્ટિથી શોભેલો ગણાય. અસલના ગરબામાં સંગીત અને તાલ હતાં પણ નૃત્ય બીલકુલ નહોતું. થોડાં વર્ષો પૂર્વેના જમાનામાં નૃત્ય હલકું ગણાતું હતું. એટલે સંસ્કારી યુવતીઓ પોતાના 'સંસ્કારની હદ ઓળંગી' ગરબામાં નૃત્ય લાવતી નહી. અને એટલે અંશે, કળાની દૃષ્ટિથી ગરબો અધુરો રહેતો. પહેલાંના ગરબા સાદા હતા. અને હાલ છે તેમ નૃત્ય નહીં હોવાથી નાનાં મોટાં સર્વ તેમાં ભાગ લઇ શકતાં હતાં. આધુનિક ગરબામાં નૃત્ય એટલું બધું દાખલ થઇ ગયું છે કે સ્હેજ મોટી ઉમરની સ્ત્રીને તેમાં ભાગ લેવો ઠીક લાગતો નથી. નૃત્ય નાની યુવતીઓનેજ શોભે છે.. નૃત્ય ગરબામાં દાખલ થવાથી ગરબામાં નવીનતા ખૂબજ આવી ગઇ છે. પહેલાંની પેઠે એક ગરબા ને બીજા ગરબામાં ફક્ત રાગમાંજ હવે ફેર રહ્યો નથી. આખો ગરબોજ બદલાઇ જાય છે. આધુનિક જમાનામાં નૃત્ય એ એક જાતની ઉત્તમ કળા ગણાય છે. અને નૃત્ય એ ગરબાનું એક અંગ હોઇ તેમાં સહેલાઇથી દાખલ થઇ ગયું છે. યુવાન રમણીઓનો નાચતો કુદતો ગરબો કોને ન ગમે?

હમણાં હમણાં જૂના જમાનાની બધી કળાને શોધી તેને પાછી દાખલ કરવાનો શોખ કળારસિકોને થયો છે. એજ હિસાબે જૂનાં લોકગીતો પણ હાલની યુવતીઓ ગરબામાં ગાય છે. એટલે બીજી જૂની કળા સાથે એમનો પણ પુનરુદ્ધાર થવા માંડ્યો છે. એ આનંદની વાત છે.

## ગરબો અને ગુજરાતણ

ગરબાની ગોઠવણ, તેના હાવભાવ, તેમાંનું નૃત્ય એ બધુંજ કળામય હોય છે એટલે છેવટે રહ્યો શણગાર. શણગાર પણ ગરબાને અનુસરીનેજ હોય છે. હાલના જમાનામાં ગુજરાતની યુવતીઓએ માથે સાડી ઓઢવી લગભગ કાઢીજ નાખી છે. એટલે કોઇકવાર

"કોઈ મારું બેડું ઉતારો રાજ,
જશે મારા ઘુંઘટડાની લાજ"

એ લીટી ગાતાં સંભળાય છે ત્યારે સ્હેજ હસવું આવી જાય છે. શણુગારમાં ગુજરાતણોની લાંબી લાંબી વેણીઓ ને તેમાં કળામય રીતે નાખેલા ગજરા ને છેવટે રંગબેરંગી ફુમતાંખુબ સુંદર દેખાય છે.

કૃષ્ણ લીલાના ગરબામાં દાંડિયા રાસ આવતા હતા એમ વાંચવામાં આવે છે. એટલે દાંડિયાનો રિવાજ જૂનો હશે એમ લાગે છે. પણ આપણી ગુજરાતની કળારસિક યુવતીઓએ ગરબામાં મંજીરા, ખંજરી લોટા, વગેરે દાખલ કર્યાં છે. તે ઉપરાંત દીવડાનો ગરબો હોય કે માતાનો ગરબો હોય તો હાથમાં કોડિયાં કે માથે માટલા લઈ કળામય નૃત્ય સાથેના ગરબા આપણી હાલની રમણીઓ ગાઈ શકે છે.

ગરબો એ ગુજરાતની એક અનોખી કળા છે. એ ગુજરાતના સંસ્કાર દર્શાવે છે, તે તેની રસિકવૃત્તિને પોષણ આપનારી અમૂલ્ય વસ્તુ છે. ગુજરાતની લલનાઓ આ અલૌકિક વસ્તુને ચિરકાળ સાચવી રાખી અનુદિન તેને દીપ્તિમય કરે એવી આશા છે. અમર રહો. ગુજરાતણ અને તેનો ગરબો !

---

# મંથરાને

(મંદાક્રાન્તા)

કૈકેયીની વિમળ મતિકેરાં ફળદ્રૂપ ક્ષેત્રે
ધર્યાં ઝેરું લઘુક બીજ યુક્તિપ્રયુક્તિથી વાવી,
આંટીઘૂંટી, કપટરીતિ, કૌટિલ્ય ને વક્રતાની
વૃષ્ટિ સીંચી ત્યહિં, વિકસતું ન્યાળી એ બીજ ઝેરી
હૈયું હર્ષે થનગની ઊઠ્યું; તોય તું સ્વસ્થ શી ત્યાં
આઘે ઊભી નિરખતી રહી વૃક્ષ કેરો વિકાસ:
મૂર્છા, મૃત્યુ દશરથ તણાં, રામને રાજ્યગાદી
સાટે સીતા - અનુજ - સહ કાંતારમાં દીર્ઘવાસ
આ આખીયે કરુણ કથનીમાં હશે લેશ સ્વાર્થ
તેં કલ્પેલો? ક્યમ લહી શકું હોય તોયે નિગૂઢ?

કિંતુ હું તો શુભ જ ચહું છું: ક્રૌંચદ્વન્દ્વથી એક
વ્યાધે વીંધ્યું, તહિં ખળભળ્યું ચિત્ત શ્રી વાલ્મીકિનું;
સંક્ષોભાયું ઉર, રણઝણી સર્વ સંવેદનાઓ,
ને ઓચિંતો મુખ થકી સર્યો શોક ત્યાં શ્લોકરૂપ;
બ્રહ્મજ્ઞાને વશ વરતીને આર્ત એ આર્ષ વાણી
રેલે રામાયણ—રસવિદો સૌ વદે: કિંતુ એને
તારા જેવી નવ હત મળી વસ્તુવૈચિત્ર્યદાત્રી,
તો એ દ્રષ્ટા ક્યમ રચી શકયા હોત વિશ્વે કદીયે
આવું મીઠું, રસસભર, 'સર્વાંગસંપૂર્ણ' કાવ્ય?

... ... ... ... જયાનંદ દવે ... ... ... ...

# સહુ સ્વચ્છ જ એહ નિશાન રહો

લેખક : "વિવિત્સુ"

તન સ્વચ્છ રહો; મન સ્વચ્છ રહો
વસનો સઘળાં અતિ સ્વચ્છ રહો;
ઘર સ્વચ્છ રહો; પશુ સ્વચ્છ રહો
"સહુ સ્વચ્છ જ" એહ નિશાન રહો...

નિજ ચક્ષુ ધુઓ પ્રથમે ઉઠતાં
મુંહ શીતળ વારિ વડે સુખદા
દહિં તકવડે શિર સાફ કરો
"સહુ સ્વચ્છ જ" એહ નિશાન રહો...

કળી દાડમ શા, પ્રભુ દંત દીધા
કરવા અતિ સ્વચ્છ મનોહર શા;
ઘસીને ઘસીને ખૂબ સ્વચ્છ કરો
"સહુ સ્વચ્છ જ" એહ નિશાન રહો...

બહુ ચોળી ઘસી નિત સ્નાન કરો
સહુ મેલ શરીરથી દૂર કરો;
તન મેલ સહે મન મેલ હરો
"સહુ સ્વચ્છ જ" એહ નિશાન રહો...

અતિ સ્વચ્છ કરો નિજ પાક-ગૃહો
બહુ મચ્છર માખીથકી જ ડરો;
બઉઆં સહુ સ્થાનથી દૂર કરો
"સહુ સ્વચ્છ જ" એહ નિશાન રહો...

નહિં ખુલ્લું કશું ય જરા ય રહી
સહુ ખાદ્ય - પીણાં ય સુરક્ષિત હો;
યદિ મેળવવો સુખ શાન્તિ, ઝરો
"સહુ સ્વચ્છ જ" એહ નિશાન રહો...

તમ પુસ્તક ચીજ તમામ અહો
રજ કે કચરાથકી મુક્ત રહો;
જીવને દરરોજ સફાઇ ધરો
"સહુ સ્વચ્છ જ" એહ નિશાન રહો.

પ્રભુને, રહી સ્વચ્છ સદૈવ ગમો
વ્યસનો વસમાં થકી દૂર રહો;
ત્યજી કુવડતા ત્યમ સુસ્તી સરો
"સહુ સ્વચ્છ જ" એહ નિશાન રહો...

ગૃહમાં ગૃહબ્હાર ન ગંદકી હો
શ્રમપૂર્વક પ્રાંગણ સ્વચ્છ કરો;
રહી સ્વચ્છ નિજે જગ સ્વચ્છ કરો
"સહુ સ્વચ્છ જ" એહ નિશાન રહો ..

અતિ સ્વચ્છ સદા નિજ ગામ કરો
કરી મહેનત યૌવન સાર્થ કરો;
મળ સાથ સડો સહુ દૂર કરો
"સહુ સ્વચ્છ જ" એહ નિશાન રહો.




દીનાનાથના વદન પર કટાક્ષભર્યું હાસ્ય વિલસી રહ્યું. છજામાં ઉભાં ઉભાં તે સામે આવેલા દેવળમાં જતાં ભાવિકજનોને જોઈ રહ્યો હતો. મંદિરમાં આરતીનો સમય થતાં ઘંટ ઝાલર વગેરેના ધ્વનિથી વાતાવરણ ગાજી ઊઠ્યું. સાથે સાથે ભાવિકજનો રસ્તાપર દોડધામ કરી રહ્યા હતા. દીનાનાથ છજામાં ઉભાં ઉભાં મનમાં બધાંને હસી રહ્યો હતો. એ મંદિરમાં પોતાનાં માતપિતા રોજ જતાં હતાં. પિતા રાત્રે જતાહતા, પણ મા તો આ સમયેજ પ્રભુદર્શન દેતા હોય એમ માનીને હજાર કામ પડતાં મુકીને ઘંટના રણકારે દોડી જતાં હતાં. કેવા વિચારો તે ઈશ્વર પાસે મુકતાં હશે! દીનાનાથ મૂર્તિપૂજાના હાર્દને માપવાનો પ્રયાસ કરી રહ્યો.

અચાનક તે ચમક્યો. તેના મિત્ર ઉમેશની બેન, શાંતિ પણ એજ વર્ગમાં ભળી હોય એમ મંદિરનાં પગથિયાં ચઢતી હતી. શાંતિ આ વર્ષેજ કોલેજના પ્રથમ વર્ષમાં દાખલ થઈ હતી. તેને જોઈને દીનાનાથના મુખમાંથી આછો નિશ્વાસ સરી પડ્યો. વેદનાભર્યા અવાજે તે ધીમેથી બબડ્યો,

"મૃતપાય: માન્યતાઓ અને અંધશ્રદ્ધા માટે કેવી મહામૂલી શક્તિનું નિષ્ફળ બલિદાન!"

અને એ વિચારોમાં તે બેચેન પડી ગયો.

દીનાનાથ બી.એ. ના બીજા વર્ષમાં અભ્યાસ કરતો હતો. મૂર્તિપૂજાનો તે કટ્ટર વિરોધી હતો, અને નાસ્તિકોની હારમાં તે પ્રથમ પંક્તિનો 'નાસ્તિક' ગણાઈ ચૂક્યો હતો. દેવળ અને દેવળમાં વસતી પથ્થરની મૂર્તિ માટે શ્રદ્ધા રાખનારા લોકોમાં તેને અંધશ્રદ્ધા દેખાતી હતી. "વૃદ્ધો પોતાના અસંતોષને છીપાવવા, પોતાની એકલતાની અસહાયતાનાં દુઃખો રડવા મંદિરમાં જાય તે સમજી શકાય તેમ હતું. પ્રૌઢવયના માણસો પોતાની ધારેલી આશામાં નિષ્ફળ થતાં, પોતાની શક્તિમાં વિશ્વાસ ગુમાવી પ્રભુને શોધે તે પણ જાણી શકાય. પણ યુવાન? યુવાન પોતેજ આશા છે, શક્તિ છે, કલ્પવૃક્ષ છે તેને પ્રભુ પાસે શું માગવાનું હતું? એમ પોતાની શક્તિપર ઝઝુમવાનું મૂકી દઈ, પરાઈ શક્તિપર શ્રદ્ધા રાખવામાં આત્મવિશ્વાસની ખામી ન્હોતી શું?" શાંતિ મંદિરમાં જાય તે, તે સહન ન્હોતો કરી શકતો. શા માટે? તેને મન શાંતિ અદ્ભુત શક્તિશાળી, તેજસ્વી છોકરી હતી. શાંતિને મેટ્રીકના અભ્યાસ સમયે તેણે સારી મદદ કરી હતી, છતાંય શાંતિ પોતાની શક્તિથી મેટ્રીકની પરીક્ષામાં સફળ થઈને પ્રથમ પંક્તિમાં આવનાર દસ ઉમેદવારોમાં ત્રીજો નંબર મેળવી ચૂકી હતી. તે પોતાની મહેનત પર, આત્મશ્રદ્ધાના ઓજસથી એટલું મેળવી શકી હતી. તેને ઈશ્વર પાસે શું માગવાનું હતું! ઘણીવાર 'ભક્તાણી' કહીને આડકતરી રીતે તેણે તેને ચીડવવાનો પ્રયાસ કર્યો હતો. છતાંય શાંતિએ તેનું આહ્વાહન ઉપાડી ન્હોતું લીધું. જ્યારે જ્યારે શાંતિને તે મંદિરના પગથિયાં ચઢતી જોતો ત્યારે તેનું હૃદય કોઈ અવ્યક્ત વેદનાથી પ્રજળી ઊઠતું હતું. માનવની આત્મવિશ્વાસ અને આત્મશ્રદ્ધાની ભાવનાનું પ્રચંડ અપમાન તેને તે વખતે વધારે લાગતું હતું.

એક સાંજે સીનેમાઘરના બાગમાં ઈન્ટરવલ પછી બહાર ફરતાં ઉમેશ સાથે શાન્તિને જોઈને તેણે શાન્તિને કહ્યું,

"આજે મંદિર તમારા વગર સૂનું હશે"

"કેમ!"

શાંતિએ નવાઇથી પૂછ્યું.

"કેમ શા માટે? રોજ તમે ત્યાં જઇને તમારી શક્તિથી ઇશ્વરને બળવાન બનાવો છો. સજીવન ચેતનાની ભક્તિ નિર્જીવ પ્રતિમા આગળ વ્યક્ત કરો છો, આજે ત્યાં ફક્ત ચેતનાહીન શૂન્યતા હશે. એવું શું તમને એ પથ્થરની પ્રતિમામાં જોવા મળે છે?

"એ તો શ્રદ્ધાનો વિષય છે, તમને ન સમજાય"

નાના બાળકને સમજાવતી હોય તેવા અવાજે અને તેવા ભાવપૂર્વક શાંતિએ જવાબ આપ્યો.

"શાંતિ, દીનાનાથ મારો પણ વકીલ છે હોં"

ઉમેશ બોલી ઊઠ્યો.

"મંદિરમાં જવાને બદલે તમે અમારાં અભ્યાસ વર્તુળમાં આવો તો કેટલું નવું જાણી શકો!"

"આવીશ, જરૂર આવીશ. મંદિરને બદલે શા માટે? બન્ને કાર્યો સાથે થઇ શકશે"

શાંતિએ સમતાપૂર્વક જવાબ આપ્યો. ત્યાં ઇન્ટરવલનો સમય પૂરો થવાની ઘંટડી વાગતા બધાં સીનેમાઘર તરફ દોરાયાં. ઉમેશ અચાનક બોલી ઊઠ્યો.

"શાંતિ, તું દીનુભાઇ સાથે ઘેર જજે. હું સુધીર સાથે સાતથી દસના શોમાં પેલી અંગ્રેજી ફિલ્મ, 'ગેસ લાઇટ' જોવા જવાનો છું".

"વારુ"

શો પૂરો થતાં, ગીરદીમાંથી બહાર નીકળી સડક

"માનવાનું શું હોય?"

શાંતિએ ઉલ્લાસભાવે પ્રશ્ન કર્યો. તે સાંભળી દીનાનાથ ખડખડાટ હસી પડ્યો. તેણે પૂછ્યું,

"આતે કેવી વાત છે? જ્યાં તમે રોજ જાવ છો. જ્યાં તમારું હૃદય ખાલી કરો છો, એ સ્થાન, એ પ્રભુ માટે તમારી કોઇ વિશિષ્ટ માન્યતા કે ભાવના નથી?"

"છે, પ્રભુ તો અંતર્યામી છે, તેનાથી શું અજાણ્યું છે? ફક્ત માનવી અધીર બનીને તેની આગળ પોતાની વેદના વ્યક્ત કરે છે."

"પ્રભુ અંતર્યામી છે, સર્વજ્ઞ છે, એવી જેને ખાત્રી હોય તેને બાહ્યતત્ત્વનાં પૂજન કરવાની જરૂર રહે ખરી?"

"રહે છે, પ્રભુ સર્વજ્ઞ હોવા છતાંય માનવીને આત્મનિવેદન કર્યા વગર શાંતિ મળતી નથી"

"તે શાંતિ મંદિરમાં જવાથી મળે છે?"

"તેથી માનવની શ્રદ્ધાને પ્રોત્સાહન મળે, સરી જતા આત્મવિશ્વાસને પ્રેરણા પ્રાપ્ત થાય"

"તે શ્રદ્ધા મંદિરમાં જવાથીજ પ્રાપ્ત થાય છે?"

"હું તો એટલુંજ કહી શકું છું કે, મંદિરમાં જવાથી મનને પ્રોત્સાહન મળે છે."

"કેવી રીતે! શા કારણથી કંઇ સમજાવી શકશો?"

"તે હું શું જાણું? હું શું સમજાવી શકું?

"તમને અનુભવ નથી? તમે ઘણા સમયથી જાવ છો?

"હજી હું નાનું બાળક ગણાઉં"

"ના, માનવ ગમે તેટલો બુદ્ધિશાળી હોય, શક્તિશીલ હોય, છતાંય તેની શક્તિ પરિમિત છે. તેની આત્મશ્રદ્ધા સરી જાય એવા પ્રસંગો તેના જીવનમાં આવે તે શક્ય છે, પણ ઈશ્વરની આગળ આત્મનિવેદન કરવાથી કેવા પ્રકારની રાહત મળે છે તે હું તમને કેવી રીતે સમજાવી શકું?"

"ન સમજાવી શકો તો, તમે અંધ અનુકરણ કરો છો એમાં શંકા નથી"

"શક્ય છે, તો તમે મારી ભૂલ બતાવી સાચો માર્ગ દર્શાવી શકો છો".

"હું તો આવી વાતોમાં–આવાં ટાયલાંમાં માનતોજ નથી"

"એ તમારૂં પ્રહારાત્મક, નકારાત્મક વક્તવ્ય છે. માનવીએ પોતાના મતના સમર્થન માટે, દાખલા, દલીલો અને કાર્યો દ્વારા તૈયાર રહેવું જોઇએ."

"તમને સમજાતું નથી કે આ અંધ અનુકરણ તમારી બુદ્ધિને કુંઠિત કરે છે? તમે આટલાં સમજુ હોવાં છતાં આ અંધ અનુકરણ? કહો, શું ઈચ્છો છો તમે? પ્રભુ પાસે તમે શું માગો છો? જે ઈચ્છતા હશો તે મેળવવાની પ્રભુની મદદ વગર તે મેળવવાની તમારામાં શક્તિ છે તે હું પુરવાર કરી આપીશ"

જવાબને બદલે શાંતિના વદન પર આછું સ્મિત દૃષ્ટિગોચર થતું હતું. તે અબોલ હતી. દીનાનાથે પૂછ્યું,

"કહો, શું જોઇએ છે? શાંત કેમ છો? શું વિચાર કરો છો?"

"હું વિચાર કરૂં છું: આપણે હિમાલયને અહિં લાવી શકીએ ખરાં? લાવી શકીએ તો કેવું સારૂં? એક બાજુ વિશાળ સાગર અને તેની નજીક મહાન પર્વત"

શાંતિનું વાક્ય સાંભળી દીનાનાથ ક્રોધ પૂર્વક બોલ્યો,

"કેવી બાલિશ ઈચ્છા છે તમારી?"

"ત્યારે તમે પણ એવીજ ઇચ્છા વ્યક્ત કરી રહ્યાં છો?"

"કેવી રીતે?"

દીનાનાથે આશ્ચર્યથી પૂછ્યું.

"મારી ખરેખર એવી ઇચ્છા હોય તોય તે અશક્ય છે, છતાંય અશક્ય એવી માનવને ઘણી ઇચ્છાઓ થાય છે. એ ઇચ્છાઓ અન્ય માનવીને બાલિશ લાગે. માત્ર અંતરમાં વસનાર ઈશ્વર તો એ ઈચ્છાઓય સાક્ષી હોવાથી તેની આગળ બધુ કહી શકાય. જુઓ, તમારી વાતમાં રસ્તો પણ ખૂટી ગયો. આવો છો ઘેર? ભાને તમારા પ્રશ્નો પૂછજો, એ તમને બરાબર જવાબ આપશે".

"ફરી કોઈવાર આવીશ ત્યારે જરૂર પૂછીશ. લોકોની અંધશ્રદ્ધા અને અંધઅનુકરણ માટે મને ભારે રોષ છે"

જતાં જતાં દીનાનાથે કહ્યું.

× + +

બીજા દિવસે આરતી સમયે, શાંતિને જતી જોવાનેજ દીનાનાથ છજામાં ઉભો હતો, છતાંય શાંતિ તેના તરફ ઉંચે જોતી જોતી પસાર થઇ હતી પણ તેને તેનું ભાન ન હતું. તે એના વિચારોમાં મગ્ન હતો, તે વિચારતો હતો.

"પ્રત્યેક માનવનું હૃદય એક અજાણ્યા ડુંગર જેવું છે. દરેકના મન હૃદયની ગંગા–જમનાનાં નીર ભિન્ન ભિન્ન રંગે રંગાયેલાં હોય છે. તેનાં વહેણ પાછાં ધકેલી શકાતાં નથી. મૂર્તિપૂજામાં ગમે તેટલી અંધશ્રદ્ધા હોય છતાંય તે માનવ હૃદયની અસાધારણતાની એક વેલણજ છે. નિરાધારી એ માનવ મનની પરિમિત શક્તિની એક વિશિષ્ટતા છે"

પોતાના વિચારોમાં તે એટલો બધો મગ્ન બની ગયો હતો કે આરતિ પુરી થઇ ગઇ હતી. શાંતિ ફરી વાર તેની તરફ જોતી જોતી પસાર થઇ ગઇ હતી, અને નીચેથી મા તેને એક બે બૂમ પાડીને બોલાવતાં હતાં છતાંય તેનું ધ્યાન તે તરફ નહોતું ગયું. એ મંદિર તરફ ધસતાં માનવવહેણના વિરોધી તરીકે કોઇ અલિપ્ત અણનમ યોદ્ધાની જેમ બબડતો હતો, :

"એ નિરાધારી અર્પનારા કારણો દૂર થાય, તે કારણો દૂર કરવા અપરિમિત શક્તિ જોઇએ. એવી શક્તિ શું માનવ માટે શક્ય નથી?"

તેને વિચારમાંજોઇ મા ઉપર આવ્યાં હતાં, તેમણે પૂછ્યું,



દીનું, આખો દિવસ શું વિચાર કરે છે? જરા દર્શને જતો હોય તો મન તો આનંદમાં રહે?

"શું શક્ય નથી?"

અને તેની પાસે આવી તેની પીઠ પર હાથ પંપાળતા બોલ્યાં;

"દીનું, આખો દિવસ શું વિચાર કરેછે? જરા દર્શને જતો હોય તો મન તો આનંદમાં રહે"

"મા, હું તો આ તમારા મંદિર મસ્જીદનો વિચાર કરતો હતો.

"અરે, ગાંડા, એમાં વિચાર કરવાનો શું હોય! ભક્તિ હોય તે ભગવાન ભજે."

* * *

આઠ દિવસ પછી દીનાનાથનાં મા મંદિરે જતાં હતાં. દીનાનાથ તરફ જોઇને તેમણે પૂછ્યું,

"બેટા આજે આવે છે આરતિનાં દર્શન કરવા?"

"શા માટે મા?"

"દર્શન કર, પ્રભુને રાજી કર, અને રાજી થા"

"દર્શન કરવાથીજ પ્રભુ રાજી થતા હશે મા?"

"બેટા, એમ નાસ્તિક ન થઇએ, પ્રભુ તો બધા પર સરખો પ્રેમ રાખે છે પણ માનવે પ્રભુ પ્રેમમાં શ્રદ્ધા બતાવવા માટે ભક્તિદ્વારા પોતાની ફરજ બજાવવી જોઇએ."

"સંતાનની કેટલીક ફરજો માબાપ અદા કરે છે, મા, મારે બદલે તમે પ્રભુને રાજી કરજો"

દીનાનાથ બોલી ઊઠ્યા. એટલામાં મંદિરમાં આરતિનો ઘંટ શરૂ થતાં મા એકદમ દાદર તરફ વળ્યાં.

દીનાનાથ છજામાં ગયો, અને જલદીથી ડગલાં ભરતાં માને જતાં જોઇ રહ્યો, દર્શન કરીને શાંતિ પાછી ફરી, તેણે એક વાર ઊંચે જોયું, દીનાનાથને પોતા તરફ જોતા જોઇ તે નીચું જોઇને ચાલી ગઇ. પંદરેક મિનિટ પછી તેનાં મા, અને શાંતિનાં બા વાતો કરતાં હસતાં હસતાં મંદિરમાંથી બહાર આવ્યાં. બન્નેએ એકી સાથે ઊંચે જોયું, હતું તે દીનાનાથના ધ્યાન બહાર ન્હોતું. દર્શન કરીને પાછાં ફરતાં વળતાં માના મુખ પર અવનવા ઉત્સાહનો પ્રકાશ જોઇ દીનાનાથ મનમાં હસી રહ્યો. ને બબડ્યો

"આત્મસૂચન માણસને સુખી તો બનાવે છે."

"બેટા, હમણાંથી તું શું વિચાર કરે છે? છજામાં વિચારમાં ઉભેલો આવી રીતે તને આજે બીજીવાર જોયો."

"કંઇ નહિ મા, મને જોઇ તમે શું વિચારતાં હતાં?"

"મને લાગે છે, ઇશ્વરના આશીર્વાદથી, આજે તું મારો બોલ પાછો નહિ ઠેલે"

"કહો મા."

"એજ વાત છે ભાઇ, આ વખતે તું લગ્ન માટે ના કહેશે તે નહિ ચાલે, અગર છોકરી યોગ્ય નથી, તેં બરાબર જોઇ નથી - એ બહાનું પણ નહિ ચાલે. જો બેટા, મોતીલાલની શાંતિનું માગું આવ્યું છે, છોકરી...... "

દીનાનાથ વચ્ચે બોલી ઊઠ્યો, તેના અવાજમાં મશ્કરીનો ધ્વનિ હતો.

"મા, ભગવાને તમને ખરેખર કહેલું કે છે હું ના નહિ કહું?

"બેટા, આ વખતે વાત જરા જુદી છે. મોતીલાલની શાંતિ લગ્ન માટે ના કહે છે."

"ના કહે છે? મારે માટે ના કહે છે?"

દીનાનાથે નવાઇથી પૂછ્યું. તેને ખાત્રી હતી કે તે જેમ શાંતિને ચાહતો હતો તેમ શાંતિને તેને માટે સ્નેહ હતોજ.

"જરા ધીરજ તો રાખ બેટા, શાંતિ તો લગ્ન કરવાનીજ ના કહે છે. માબાપને તેની ચિંતા તો થાયજ. પ્રભુએ જીવન આપ્યું છે, છોકરાં પર પ્રીતિનું બંધન આપ્યું છે. તું તેને કંઇ સમજાવી શકે તો..."

દીનાનાથ આશ્ચર્યથી ઉભો થઇ ગયો ને બોલ્યો;

"મારી સાથે લગ્ન કરવાની ના કહેતો સમજાય એવું છે. કારણ હું નાસ્તિક છું. પણ લગ્નનીજ કેમ ના કહે છે? તેના પ્રભુની સૃષ્ટિમાં તેને શ્રદ્ધા નથી? જોયુંને મા, અંધશ્રદ્ધાનું પરિણામ! છોકરીને મીરાં થવાનું મન થાય"

"એ તો સરખુંજ છે, તું નાસ્તિક હોવા છતાંય 'ના' કહેતો આવ્યોછે - પણ આ વખતે નહી ચાલે, એ ઘરનાં બધાંજ તારાપર ઉપર શ્રદ્ધા રાખે છે"

દીનાનાથને વાતમાં રસ પડ્યો. શાંતિને જીતી લેવાની ઇચ્છા તેને હતીજ, તેમાં આવા અનુકૂળ સંજોગોથી પ્રોત્સાહન મળ્યું. તેના નિર્ણયથી તેની માને સંતોષ થયો. એનો નિર્ણય સાંભળી માએ સંતોષપૂર્વક કહ્યું. "તો બેટા, હવે જલદી મોદીની દુકાનમાંથી એક શ્રીફળ લઇ આવ"

"શા માટે માં?

"મેં આજે માનતા માની હતી કે મારો દીનુ 'હા' કહેશે તો એક શ્રીફળ જરૂર વધેરીશ"

દીનાનાથ હસી પડ્યો છતાંય માનું મન સાચવવા તે મોદીની દુકાન તરફ ઉપડ્યો.

"દીનું પોતાની મરજીથી, કોઇ અગમ્ય આકર્ષણથી કે અનિવાર્ય જરૂરને લીધે હા કહેછે તેમાં ભગવાને શું કર્યું છે? કેવી અંધશ્રદ્ધા! છતાંય માનવનું મન છે ને?" તે રસ્તે જતાં વિચારી રહ્યો હતો.

\+ \+ \+

આઠ દિવસ પછી કોલેજમાં રમતગમતની હરીફાઇમાં શાંતિ ઘણા ઇનામો જીતી ગઇ હતી. મુખ્ય વિજેતાનું બિરુદ મેળવી શકી હતી, હરીફાઇમાં ભાગ લીધા પછી, સખીઓ સાથે નાસ્તાપાણીની મોજમાં તે કોલેજના બગીચામાં રોકાઇ ગઇ હતી. બાગમાં નળ પાસે તે હાથ ધોઇ રહી હતી અને પાસેજ ખીલતાં ગુલાબનાં પુષ્પ સામે એક ધ્યાને જોતી હતી. ત્યાં જોઇને પસાર થતાં દીનાનાથની દૃષ્ટિ શાંતિપર પડતાં તે સ્થિર થઇ ગયો.



કહો, આ ઈનામ છતી લાવવા માટે શી શી પ્રાર્થના કરી હતી? ઇશ્વરને શી શી લાલચ આપી હતી?

શાંતિનું ધ્યાન તેના તરફ ન હતું. સખીઓથી છૂટી પડી શાંતિ એકલીજ ઘર તરફ જવાનું વિચારતી હતી. દીનાનાથે તેની પાસે આવીને કહ્યું.

"અભિનંદન શાંતિ!"

શાંતિ સહેજ ચમકી અને તેણે ધીમેથી પૂછ્યું,

"શાનાં?"

"આટલાં બધાં ઇનામ જીતી લીધાં છે તેના, ઇનામ વેહેંચાય ત્યારે એક બાસ્કેટ લઇ જજો"

શાંતિએ કંઇ જવાબ ન આપ્યો,

"કહો, આ ઇનામો જીતી લાવવા માટે શી શી પ્રાર્થના કરી હતી? ઇશ્વરને શી લાલચ આપી હતી? ઇશ્વર છે ભલો હો, છોકરીઓ પર એકદમ ખુશ થઇ જાય છે"

"તમે ઇશ્વરની મશ્કરી કરો છો? ઇશ્વરના ભક્તોની ઠેકડી કરો છો? પણ એટલું જાણી લે જો કે શક્તિ વગર જેમ કાર્ય શક્ય નથી તેમ ભક્તિ પણ શક્ય નથી.?"

"વાહ! પંડિતજી, પણ પોતાની શક્તિનુંજ જેને ભાન ન હોય તેનું શું?"

"કેટલાંક માણસો દુઃખને લીધે ઇશ્વરને ભજે છે. કેટલાંકના મનની ગતિ ઇશ્વર તરફ સ્વયંસ્ફુરિત હોય છે. જે મન અને બુદ્ધિ પરનો વિશ્વાસ ગુમાવી બેસે તો લાચારીને લીધે ઇશ્વરને ભજે છે. તમારા જેવાં જો મંદિરમાં જાય તો તે પોતાની શક્તિમાં અશ્રદ્ધાને લીધે, તમો મંદિરમાં જાય તેતો મને પણ યોગ્ય લાગતું નથી. પુરુષાર્થ તે દરેક માનવીનો જન્મસિદ્ધ હક્ક છે."

"એમ! ત્યારે તમે જાણતા હશો કે મારાં મા, હવે પહેલાંની જેમ પા કલાક બેસવાને બદલે અર્ધો કલાક બેસે છે, અને ખૂબ પ્રાર્થના કરે છે."

"શા માટે! તેમના હૃદયની શ્રદ્ધાજ અનુપમ છે"

"શા માટે? તેમના એકના એક દીકરાએ જ્યારે લગ્ન કરવાની હા કહી ત્યારે કોઈ મનસ્વી છોકરીએ તેમની આશા પર ઠંડુ પાણી ઢોળ્યું છે. કહો કે ઇશ્વરે તેમની પ્રાર્થના અને શ્રદ્ધાનો અસ્વીકાર કર્યો છે. છતાંય એ બેકદર ઇશ્વરને તે વધારે વળગી રહ્યાં છે. એવી પ્રાર્થના ફળે ખરી?"

શાન્તિનું મુખ લજ્જાના કોમળભાવોથી સુંદર બની ગયું, તે જોતાં તેના હૃદયના ભાવો વાંચવાનો પ્રયાસ કરી રહ્યો હોય તેમ દીનાનાથ બોલ્યો,

"પ્રાર્થના ઘણીવાર હૃદય પલટાવું કામ કરે છે ખરું?"

"એતો જેવી જેની પ્રાર્થના"

"એકજ વસ્તુ માટે બે વ્યક્તિઓ પ્રાર્થના કરે તો તે પ્રાર્થના જલદી ફળતી હશે?"

"તે હું શું જાણું!"

"ના તમારે કહેવુંજ પડશે"

દીનાનાથે આછો ક્રોધ દર્શાવતાં કહ્યું.

"નિસ્વાર્થ ભાવે બીજાને ખાતર પ્રાર્થના કરનારની પ્રાર્થનાનું બળ પોતાને ખાતર પ્રાર્થનાં કરનાર કરતાં હજાર ગણું વધારે હોય છે. પણ એકજ વસ્તુ માટે વધારે માણસો કાર્ય કરે તો જેમ સંઘબળથી શક્તિ વધે છે તેમ પ્રાર્થના પણ વધારે બળવાળી બને છે."

શાંતિનું વદન શરમથી તરબોળ બની ગયું હોય એમ ગુલાબી રંગમાં ડુલી ગયું હતું. તેની ચાલવાની ગતિ વધી પડી હતી.

"એમ દોડો છો શું? કહો, મારી પ્રાર્થના ગમે તેટલી સ્વાર્થી હોવા છતાંય ફળશે ખરી?"

"એ તો પ્રાર્થનાની સચોટતા, હૃદય અને મનની શુદ્ધિ અને શ્રદ્ધા પર આધાર રાખે છે અને........"

"વારુ" કહી દીનાનાથ ઝડપથી ત્યાંથી બીજે રસ્તે વળી ગયો."

જે દિવસે શાંતિએ દીનાનાથ સાથે વિવાહની વાતને પણ નકારી કાઢી હતી તે દિવસે દીનાનાથ ખૂબ હસ્યો હતો. તેના હાસ્યનું કારણ ઇશ્વર અને ઇશ્વરને માનનારા તેમજ પોતાને ઇશ્વરાધીન ગણનારા, તેના અને શાંતિના માબાપની નિરાશા પણ હતી. "ઇશ્વરને જો મન હૃદય હોત તો તે કેટલો અકળાયો હશે! દરેક માણસ પ્રાર્થના કરે સારું છે ઇશ્વર પથ્થરની પ્રતિમા થઈ પડયો છે. પણ તે દિવસે સાંજે પોતાના અને શાંતિના માબાપ ઇશ્વરને શું કહેતાં હશે? અને એજ મંદિરમાં એજ પ્રતિમાને એમની સાથેજ ઉભી ઉભી શાંતિ શું કહેતી હશે? ઇશ્વરને કેટલો ઠપકો સાંભળવો પડયો હશે?" વગેરે વિચારોમાં છજામાં ઉભો ઉભો સાંજે તે બધાને જોતાં મંદ મંદ હસતો હતો.

તે છતાંય હૃદયમાં વસેલાં પુરુષે તેને ટકોર કરી હતી કે તે ખરેખર શાંતિને ચાહતો હતો, અને શાંતિ વગર તેને જીવન સત્વહીન લાગશે. એના એકલવાય જીવનમાં પ્રભુ વગર, મૂર્તિપૂજા વગર ચાલી શકશે- તે પ્રાર્થના વગર જીવી શકશે પણ શાંતિ વગર જીવન સુન્યમય; અશાંત અને અસંતોષી રહેશે. શાંતિ પણ ખરેખર બળવાખોર બની હતી.

શાંતિની પ્રચંડ ઇચ્છાશક્તિ આગળ તેના માબાપનેય નમતું પડ્યું હતું. રસ્તામાં અનાયાસે શાંતિને એકલી જોઇ તે તેને તેની ન પરણવા માટેની દૃઢતા માટે અભિનંદન આપવા આવ્યો હતો, છતાંય શાંતિને જોઇ તેનાથી પ્રાર્થનાની ચર્ચા થઇ ગઈ. શાન્તિને પણ નવાઇ લાગે તેવી રીતે તે રસ્તામાંજ તેનું છેલ્લું અધું વાક્ય સાંભળતો વટેળીયાની જેમ જતો રહ્યો હતો. શાંતિ તેને જતો જોઈ રહી હતી તેનોય તેને ખ્યાલ નહતો.

તે દિવસે સાંજે મંદિરે જતાં શાંતિની નજર છજા તરફ ગઈ, દીનાનાથ ત્યાં ન્હોતો, પણ દીનાનાથનાં મા પગથિયાં પર ઉભા હતાં. શાંતિ તેમની સાથેજ મંદિર તરફ ગઈ. મંદિરમાં જતાંજ બન્ને ચમકી ઉઠ્યાં, દીનાનાથની મા ઇશ્વરની પ્રતિમા સામે જોઇ રહ્યાં. શાંતિ તેમના વદન સામે જોઈ રહી હતી. મંદિરની મધ્યમાં નેત્રો મીંચીને, હાથ જોડીને, ઊંડા ભક્તિભાવમાં તન્મય હોય તેમ બેઠેલા દીનાનાથને જોઇને તેને ખરેખર નવાઇ લાગી હતી. દીનાનાથને તેની હાજરીનું કે અન્ય ભાવિકોની હાજરીનું ભાન ન્હોતું.

"પ્રભુ મને શાંતિ આપો"

તે સહેજ મોટેથી બોલી ઉઠયો–

" તે માટે તો આ મંદિર છે "

પાસે ઉભેલાં કોઈએ જવાબ આપ્યો હતો. પણ દીનાનાથ પ્રાર્થનાની એ કક્ષા પર હતો કે જ્યાં તે થોડાં સમય માટે- આસપાસનું ભાન વિસરીગયો હતો.

## – – – પુસ્તક પરિચય – – –

### બાળકૃષ્ણ ગ્રંથાવલિ :

( મરિચિકા ' 'સુંદર' 'સાવકી મા' 'આસ્થા' એ ચાર વાર્તા સંગ્રહો )

[લેખક : બાલકૃષ્ણ જોશી : પ્રકાશક : ત્રિશક્તિ કાર્યાલય, ૧૮૦, કેળાપીઠ, સુરત.]

સુરતમાં સાહિત્યના પ્રચારક તરીકે વીમાવાળા ભાઇઓ ઘણા જાણીતા છે. ઇશ્વરલાલ વીમાવાળા પોતાના દેશબંધુ મુદ્રણાલયમાંથી સ્ત્રીઓ માટેનું 'સ્ત્રીશક્તિ' પ્રસિદ્ધ કરે છે. ત્યારે નટવરલાલ વીમાવાળા પોતાના ગાંડીવ પ્રેસમાંથી 'પ્રભાત' અને 'ગાંડીવ' પ્રસિદ્ધ કરે છે. આ સિવાય જનસમાજના ભિન્ન ભિન્ન વર્ગને રુચતાં પ્રકાશનો આ બે ભાઈઓ આજ વર્ષોથી કરતા આવ્યા છે.

ઇશ્વરલાલ વીમાવાળાના ત્રિશક્તિ કાર્યાલય તરફથી આ બાલકૃષ્ણ ગ્રંથાવલિ એજ દિશામાં એક વધુ સોપાન છે. આ ગ્રંથાવલિના લેખક બાલકૃષ્ણ જોશી 'સ્ત્રીશક્તિ' અઠવાડિકમાં છેલ્લાં દસ વર્ષથી દર અઠવાડિયે એકેક ટૂંકી સામાજિક વાર્તા આપતા રહ્યા છે. એ હિસાબે ગણતાં એમણે અત્યાર સુધીમાં પાંચસોથી ઉપરાંત નવલિકાઓ ગુજરાતને ચરણે ધરી છે. આ વાર્તાઓ 'સ્ત્રીશક્તિ' ના વાચકોમાં પ્રિય થઇ પડી છે અને સમાજના જે થરને લક્ષીને લેખક વાર્તાઓ લખે છે તે થરમાં જરૂર આ ગ્રંથાવલિના મણકાઓ ઘણા પ્રિય થઇ પડશેજ.

વાર્તાઓમાં જુગુપ્સા ઉપજાવે એવું તત્ત્વ જરા પણ નહિ આવે એવી કાળજી લેખક રાખતા જણાય છે અને સમાજના જુદા જુદા જૂના તેમજ નવા પ્રશ્નોને લેખક છણે છે અને છણાતી વેળા ધ્યાનમાં રાખે છે કે એ છણાવટથી સમાજને લાભજ થાય :—

ચારેય પુસ્તકો મળીને અહીં પ્રગટેલી અઢાર વાર્તાઓ માંથી કેટલીક વાર્તા કરુણાન્ત છે, કેટલીક સુખાન્ત છે જ્યારે કેટલીકમાં હાસ્ય રસનાં છાંટણાં પણ સારા પ્રમાણમાં વેરાયેલાં છે. જે વર્ગ માટે છે તે વર્ગમાં આ પુસ્તકો લોકપ્રિય થશે.

પહેલાં પુસ્તકની કિંમત રૂ. ૧ – ૦ – ૦, બીજાની કિં. રૂ. ૦ – ૧૨ – ૦, ત્રીજાની અને ચોથાની કિંમત આઠ આઠ આના છે. મૂલ્ય તો અત્યારના સમયના સંયોગો જોતાં વધારે નહિ કહેવાય; પણ બાઇન્ડિંગ જરા વધું સારૂં અને ટકાઉ કરવું જોઈતું હતું અને દરેક પુસ્તકમાં અનુક્રમણિકા જોઇએ. ધ. મ.





# મદારીના ખેલ

પુ ઉ ઉ ઉ ... પુ ઉ ઉ ... પુ ઉ ઉ ... મદારીની વાંસળી વાગવા લાગી અને કંડિયામાંનો નાગ ધીમે ધીમે સળવળવા લાગ્યો. ફૂલાવેલા ગાલ ફાટી જાય એટલા જોરથી મદારીએ વાંસળી વગાડી અને નાગ કંડિયામાં બેઠો થઈ ગયો.

શેરીનાં છોકરાં ભેળાં થઈ ગયા હતાં. નાનો રમેશ પણ મોટા ભાઈની આંગળી ઝાલીને મદારીના ખેલ જોવા આવ્યો હતો. મદારી જેમ જેમ વાંસળીના સૂર બદલાવતો જતો હતો તેમ નાગ પણ એની સાથે એકતાન થઈ ડોલતો હતો. મદારી વાંસળીના સૂર જરાક ધીમા પાડે ત્યાં તો નાગને કંઈ કંઈ થઈ જતું. પોતાના હાથમાં આવેલી કોઈ અમૂલ્ય વસ્તુને મદારી જતી કરતો હોય એવી વેદના નાગને થતી હોય એમ જણાતું.



આસપાસ બાળકોની સારી એવી ઠઠ જામી હતી: રમેશ, મનુ, શાન્તિ, ચમન, જગુ બધાજ ગેડી-દડો છોડીને આ ખેલ જોવા આવ્યા હતા. જો કે બીતા હતા તો બધાજ. પરંતુ નાગ કંડિયામાં પૂરાયેલો છે એટલે મદારી કરડવા નહિ દે એમ માની હોંશે હોંશે ઉભા હતા.

એકાએક મદારીએ વાંસળી બંધ કરી. છંછેડાયલો નાગ એકદમ કંડિયામાંથી બહાર નીકળ્યો અને મદારીના હાથ ઉપર ધસ્યો.

છોકરાં બધાં બી ગયાં. જગુ અને મનુ ગેડી દડો ત્યાં ને ત્યાં પડતો મૂકી ભાગ્યા. નાનો રમેશ મોટાભાઈને વળગી પડયો. બીજાં છોકરાં પણ નાસભાગ કરવા લાગ્યાં. પણ મદારીએ તો એક ઝાપટ મારી નાગને કંડિયામાં પૂરી દીધો.

નાગના ફૂંફાડાથી પોતાનો ખેલ નકામો ગયો જાણી મદારી નિરાશ થયો. પણ રમેશના મોટા-ભાઈએ એને બે આના આપી રાજી કર્યો. ખુશી થતો થતો મદારી ચાલતો થયો.

રમેશને બહુ નવાઈ લાગી.

'મોટાભાઈ, નાગ કરડયો તે છતાં મદારી મરી કેમ ન ગયો ?" રમેશે પૂછ્યું.

'કેમ, નાગ કરડે એટલે માણસ મરીજ જાય એમ તને કોણે કહ્યું ?'

'કેમ વળી, તે દિવસે દવાખાનામાં પેલો દરદી આવ્યો હતો અને તમે એને ઉલટી કરાવતા હતા અને નહોતા કહેતા કે એને સાપનું ઝેર ચડયું છે ?'

'હા, પણ બધા સાપ ઝેરી નથી હોતા. અને સાપ કરડે ત્યારે માણસ મરીજ જાય એવું પણ નથી હોતું.' મોટાભાઈએ કહ્યું.

'ત્યારે સાપ ઝેરી છે કે નહિ તેની ખબર કેમ પડે ? એ તો કરડી ગયા પછીજ ખબર પડે ને ?' રમેશે પૂછ્યું.

'નારે! સાપની તો કેટલીયે જાતો હોય છે. પણ ચાલ તું ઘેરે. મારી પાસે કેટલીયે જાતનાં સાપનાં ચિત્રો છે. લડાઈમાં હું ગયેલો ત્યારે એક અંગ્રેજ કેપ્ટને એ મને આપેલાં; એને જંગલમાં રખડવાનો અને આવા ફોટાઓ લેવાનો બહુજ શોખ હતો.' મોટાભાઈએ કહ્યું.

ઘેર જઈ ઝટપટ જમીને રમેશે મોટાભાઈ પાસે પેલા ફોટા માગ્યા. મોટાભાઈ એને પોતાના પુસ્તકાલયમાં લઈ ગયા અને જુદી જુદી જાતના નાના મોટા સાપના ફોટા બતાવ્યા. એ જોઈ રમેશને ખૂબ આનંદ આવ્યો.

'ત્યારે મોટાભાઈ! મને આ બધા વિષે થોડી માહિતી આપશો? અમારા સાહેબે અમને રસ્તામાં જે બનાવ જોયો હોય એના ઉપર પચાસ શબ્દોમાં નિબંધ લખવાનું કહેલ છે.' રમેશે કહ્યું.

'જરૂર!' મોટાભાઈએ કહ્યું: 'લે, સાંભળ.'

'પ્રાણીઓ બે પ્રકારનાં હોય છે. એક પગે ચાલતાં અને બીજાં પેટે ચાલતાં. સાપ પેટે ચાલતું પ્રાણી છે. એને ત્રણ મુખ્ય અવયવો છે. માથું, પૂંછડી અને વચલો ભાગ. સાપને કાન હોતા નથી છતાં એ સાંભળી શકે છે. એને આંખો હોય છે પણ પોપચાં હોતાં નથી. એની ચામડીનો રંગ લગભગ જમીન જેવોજ હોય છે.'

'એમ કેમ ? બધાજ સાપ એક જ રંગના હોય છે ? અજગર તો કાબરચીતરો હોય છે અને પેલા મદારીનો નાગ તો કાળો ભમ્મર જેવો હતો ?' રમેશે શંકા કરી.

'એ વાત ખરી છે. પણ બનતાં સુધી સાપને ઝાડ ઝાંખરાંમાં છૂપાઈ રહેવું વધારે ગમે છે. માણસનો વસવાટ એને બહુ ગમતો નથી. અમસ્તો તો માણસથી એ બીએ છે.' મોટા-ભાઈએ કહ્યું:

'ત્યારે એ ફૂંફાડા મારીને કરડતો કેમ હશે?, ઉલટાના આપણે સાપ દેખીને ભાગીએ છીએ.'

'ના, એવું કંઈ નથી. સાપ પણ આપણાથી ડરીને ભાગે છે. આપણે એને છંછેડીએ નહિ, પગ તળે કચરીએ નહિ ત્યાં સુધી સાપ આપણને કરડે નહિ. માત્ર જ્યારે એને ભાગી છૂટવાની જગ્યા ન મળે ત્યારેજ બચાવ ખાતર એ કરડે. બનતાં સુધી માણસ એને જલદીથી પકડી ન પાડે એટલા માટે એ લપાતો છુપાતો ફરે છે. અને કુદરતે એને અનુકૂળતા કરી આપી છે. જે દેશનાં જમીન - ઝાડ - ઝાંખરાંનો જેવો રંગ હોય છે એવોજ રંગ ત્યાનાં સાપનો હોય છે.' મોટા-ભાઈએ કહયું.

'તો પછી એ ખાતો શું હશે ?'

'જંગલમાં રહે એટલે જીવ-જંતુ નાનાં નાનાં સાપોલિયાં વગેરે ખાય. મોટો સાપ હોય તો તે નાના સાપને પણ ગળી જાય. પણ વધારે

નવાઇની વાત તો એ છે કે સાપ ઘણાં લાંબા વખત સુધી ખોરાક વગર જીવી શકે છે.'

'કેટલા દિવસ ?'

'અરે દિવસ હોય? મહિનાઓ અને વરસો સુધી સાપ કંઇ પણ ખાધા વગર જીવી શકે છે.'

'તો પછી એનું આયુષ્ય કેટલું હોય ?'

'સામાન્ય રીતે વીસ વર્ષ સુધી તો સાપ જીવે. કેટલાક ઓછું પણ જીવે. પણ સાપનો ફેલાવો જલદીથી થાય છે. એક નાગણ સરેરાશ દર વરસે ૧૦૦ ઇંડાં મૂકે છે. એમાંથી ૧૦૦ સાપ નવા થાય છે. સાપનું બચ્ચું શરૂઆતમાં ત્રણ ચાર ઈંચ લાંબું હોય છે. ત્રણ ચાર વરસમાં એ દસ બાર ફીટ લાંબું થઇ જાય છે.'

'તો તો મોટાભાઇ, સો સાપમાંથી એક વરસમાં દસ હજાર થઇ જાય. અને એક સાપ એકજ માણસને કરડે તો પણ કેટલા બધા માણસો મરી જાય ?'

'એ બીક ખોટી છે. બધાજ સાપ ઝેરી હોતા નથી. હિન્દુસ્તાનમાં લગભગ ત્રણસો જાતના સાપ હોય છે એમાં માત્ર ચાલીસ જાતનાજ સાપ ઝેરી હોય છે. હિન્દમાં દર વરસે માત્ર પાંચ ટકા માણસોજ સાપના ઝેરથી મરે છે.'

'અને આખી દુનિયામાં ?'

'આખી દુનિયામાં દર વરસે એક લાખ માણસો સાપના કરડવાથી મરી જાય છે!' મોટાભાઇએ કહ્યું.

'તે સાપનું ઝેર શું એટલું બધું ભયંકર હશે ? એ ચડતું કેમ હશે! એમાંથી બચવાનો ઉપાયજ શું નથી!'

'અરે ! આજકાલ વિજ્ઞાને બધાંય દરદોના ઉપાયો શોધ્યા છે. તેમ આ સાપના ઝેરના. સાપ કરડે છે ત્યારે એ તીણો દંશ મારે છે. એના મોઢાના ઉપલા ભાગમાં દાંતની જગ્યાએ ઝેરની કોથળીઓ હોય છે. એમાંથી ઝેરનાં થોડાં ટીપાં ઠલવાઇને લોહીની સાથે ભળી જાય છે અને લોહીની સાથે શરીરમાં ફરવા લાગે છે. જ્યાં સાપ કરડ્યો હોય ત્યાં કચકાવીને એક દોરી બાંધી દઇએ તો લોહી સાથે ઝેર ફેલાતું અટકે. પછી દંશ ઉપર કાપ મૂકીને ઝેરી લોહીને બહાર કાઢી શકાય. પછી ઇન્જેક્શન દઈ ઝેરને ફેલાતું અટકાવી શકાય. સામાન્ય રીતે સાપ કરડ્યા પછી પાંચ કલાક સુધી તો માણસ મરી જતો નથી. તે દરમ્યાન આ ઉપચારો થઈ જાય તો માણસ બચી જાય.'

'અને સાપને મારવો હોય તો ?'

'એ તો સાવ સહેલું છે. સાપના શરીરની વચ્ચોવચ્ લાંબી નેતરની સોટી વડે ખૂબ ચાર પાંચ ઝાપટ મારીએ તો સાપ મરી જાય.'

'પણ મોટાભાઈ, એની કાંચળી વિષે કંઇક કહેવાય છે ને ?'

તું યે ગજબ છે હો રમેશ! સાપ દર બબ્બે મહિને પોતાના શરીર ઉપરથી કાંચળી ઉતારે છે. અને તરત એને બીજી નવી આવી જાય છે. પણ તારે વધુ માહિતી જોઇતી હોય તો લે આ ચોપડી ...'

'નારે મોટાભાઈ, હવે તો બધુંજ મેં જાણી લીધું. સરસ નિબંધ લખી શકીશ હો : જો જો, કાલે કેટલા માર્કસ્ આવ્યા તે બતાવીશ. ...'



# લોકગીત



લેખક:

શ્રી. ગોકુળદાસ રાયચુરા

તાલ સૂર અને કાવ્યની ત્રિવેણી જેના પ્રાણ છે એવાં આપણાં લોકગીતો સાહિત્યનું એક અનુપમ અંગ છે. એ ઊંડો અભ્યાસ માગે છે, સાચી રસિકતા વાંચ્છે છે, લોકહૃદયના ધબકારા સમજવાની શક્તિની અપેક્ષા સેવે છે. જેણે જેણે એનો અભ્યાસ કર્યો છે, એની રસિકતાનાં પાન કર્યાં છે. એમાં રહેલાં લોકહૃદયના ધબકારા જાણ્યા છે એજ લોકગીતોના શાસ્ત્રનો આનંદ લૂંટી શકે છે.

ધરતી પર લીલુડી ધ્રો, કોણે ઉગાડી? એ જેમ એક પ્રશ્ન છે એમ:

મા, મારો ફૂલ ફટાકનો ઘાઘરો,
ફરતી દાબોટાની કોર
રાસડે રમત ચડી રે લોલ
× × +
મા, મારો સસરો'તી આણે આવિયા રે,
મા મારાં આણલાં પાછાં વાળ્ય,
રાસડે રમત ચડી રે લોલ

એ ચરણોનો કવિ કોણ? એ પણ એક પ્રશ્ન છે. એ ચરણોની મસ્તી, એ ગીતમાં શબ્દે શબ્દે પડતા ઝંકાર એ કોની કલમને શોભાવે છે?

કોઈની કલમ નહિ—કોઇ એક માનવી એનો કવિ નથી, એ તો લોકહૃદયમાંથી ઊડતી પાતાળગંગાનું ઝરણું છે.

આ રીતે સાચાં લોકગીતો—જેને ખરેખર કાલેગીત કહેવામાં આવે, એવાં ગીતોનો કોઇ એક કવિ મેળવવો મુશ્કેલ થઇ પડે છે.

જુનામાં જુનાં સો સો વર્ષનાં જુનાં લોકગીતથી માંડીને ગઇ પચ્ચીસીમાં ગવાયલાં લોકગીતો સાક્ષીમાં ઉભાં છે.

હું ૧૯૨૫ ની સાલમાં એક વર્ષ રાજકોટમાં વસવાટ કરી રહ્યો. મારે હાલાર પ્રદેશનાં લોકગીતો સાંભળવા હતાં.

વાર તહેવારે ચંદ્રમા ચડે એટલે અજવાળિયામાં હું એકલો લોકવર્ગનો જ્યાં વધુ વસવાટ હોય એવાં આંગણાંઓ અને એવી શેરીઓમાં આંટો મારી આવું.

મારા એ પ્રમાણેના આંટાફેરા નિષ્ફળ ન જતાં. કોઇ વખતે મારા એ પ્રયત્નમાં કાંકરા મળતાં તો કોઇ વખત સુવર્ણમહોરો પણ ખોબલે ખોબલે મને મળી જતી.

બારે માસનાં અજવાળિયાંના મારા એ ફેરાઓમાં એક સુતારબહેનનો અદ્વિતીય અને અજોડ કંઠ સાંભળવાનો મને મોકો મળી ગયો. ત્રણસો પાંસઠ દિવસની કમાણીનું સરવૈયું સમૃદ્ધ થઈ જાય એવાં ગીતો એ બહેનને કંઠેથી સાંભળવા મળ્યાં:

ઝીણા મોર ટહૂકે છે
લીલીના ઘેરમાં

એ મારૂં અતિ લોકપ્રિય થયેલું ગીત અમૃત બહેનને કંઠે જેવું સાંભળ્યું એવું તો મ્હેં ક્યાંઇ સાંભળ્યુંજ નથી. મેં એ ગીત ગાયું. ગુજરાતે એ ગીતનો બહુ ભારે સત્કાર કર્યો. સ્વ. શ્રી. પ્રેમલીલા બહેન મહેતાએ પણ

'ઝીણા મોર ટહુકે છે લીલી ના ઘેરમા,' એ ગીતથી વડોદરાના શિષ્ટ અને સંસ્કારી સમાજને લોકગીતના તાલ, સૂર અને કાવ્યની ત્રિવેણીનું સાચું રસપાન કરાવ્યું.

એ 'લીલીના ઘેરમા' લોકગીતનો કોઈ કવિ મળ્યો નહિ પણ એ તો જૂનું ગીત. એ રાજકોટ શહેરની શેરીને પોતાના મીઠા કંઠથી ઘેલી બનાવનાર અમૃતબહેને એક વખત એક લોકગીત ઉપાડ્યું. મેં એ લોકગીત પહેલવહેલું સાંભળ્યું ત્યારે હું તાજુબ થયો. એ ગીતની હલક અદ્વિતીય છે. એની વસ્તુ જુની નવીનું મિશ્રણ હોય તેવી છે. આ રહી એ ગીતની થોડીક કડીઓ

કટકો કાગળિયો રે
મુજને વાંચીને વીગતે સુણાવો !
હાલાર શહેરના હાથી મંગાવો,
સોનાની અંબાડી રેઃ
કટકો કાગળિયો રે......

અંબાડીમાં બેસશે બાપુ ગાંધીજી,
ચમર ઢાળે હિંદવાસી રેઃ
કટકો કાગળિયો રે......

ઘોઘા તે શહેરનાં ઘોડલાં મંગાવો,
સોનાની લગામું રેઃ
કટકો કાગળિયો રે......

ઘોડા ઉપર બેસશે પટેલ વલ્લભભાઈ,
ચમર ઢાળે હિંદવાસી રે,
કટકો કાગળિયો રે......

કડી તે શહેરના બળદ મંગાવો,
સોનાની વેલડિયું રેઃ
કટકો કાગળિયો રે......

વેલડીમાંબેસશે બાઈકસ્તુરબા,
ચમર ઢાળે હિંદવાસી રે.
કટકો કાગળિયો રે......

આ ગીતનો કોઇ કવિ જરૂર હોવો જોઇએ એમ વિચારી હું એ સુતાર બહેનને મળ્યો. એમણે એ જેની પાસેથી સાંભળ્યું એનુ નામ આપ્યું. એમ હું જે જે નામ મળ્યાં એ બહેનોને મળ્યો. પણ આ 'કટકો કાગળિયો' એ ગીતનો કોઇ કવિ હોય તો મળે ના ? એ તો લોકજીવનમાં થનથનતી રસમાલણોએ સાથે મળીને એક ગજરો ગુંથ્યો હોય એમ એક એક રચણ રચી આખુંય ગીત ઊભું કીધું

વાત સાચી હતી. વર્તમાન સમયની વાતો સાંભળતો લોકવર્ગ, સાથે મળી એક બીજાનાં પૂરક બની પાદપૂર્તિઓ જેમ શિષ્ટ કવિઓ પુરી કરે છે, એ રીતે આવાં ગીતો રચે છે.

એ વખતે કટકા કાગળિયા જેવડું 'ગાંધીજીનું 'નવજીવન' પ્રગટ થતું. હજારોની સંખ્યામાં એ કટકો કાગળિયો ઠામ ઠામ પહોંચતો, એ કટકાં કાગળિયાનું મહત્વ સહુને મન સરખું હતું. એક અભણ બહેન ભણેલી પોરાણુને કહે છે કે એ કટકા કાગળિયામાં જે કંઇ આવ્યું છે એ વીગતો વાંચીને સમજાવો. આ એ ગીતની પહેલી કડીનો ભાવ છે.

જે નેતા પ્રજાના માનીતા બને છે એને પ્રજા પોતાના હૃદયના સિંહાસનપર પધરાવે છે. એ રીતે એ પછીની કડીમાં ગાંધીજી, વલ્લભભાઇ, કસ્તુરબા વગેરેને સન્માન આપવાની સુંદર ભાવના છે. લોકવર્ગની બહેનોને હૃદયની ભાવનામાં રહેલી પ્રેમાર્દ્રતા આ ગીતને ચરણે ચરણે ઉછળે છે. *Poets are Prophets* કવિઓ એ પયગમ્બરો છે એ કથન સાચું હોય તેવી રીતે આ લોકગીતમાં પણ ભવિષ્યની એક વાત છે.વાણી છે.

"ઘોડા ઉપર બેસશે પટેલ વલ્લભભાઇ" એ લીટી બહુ સુચક છે. આ ગીત જ્યારે મેં પહેલ વહેલું એ અમૃતબહેનને કંઠેથી સાંભળ્યું ત્યારે વલ્લભભાઇ 'સરદાર' ન્હોતા બન્યા. પણ ગાંધીજી હાથીની અંબાડીમાં નીકળે એની આગળ ઘોડાપર બેસીને નીકળે એ સરદારજ કહેવાય. એટલે ભારતવર્ષે વલ્લભભાઇને સરદાર કહીને સંબોધ્યા એ પહેલાં લોકગીતે એને સરદારનું બિરુદ આપી દીધું હતું.

આ લોકગીત રાજકોટમાં મેં સાંભળ્યા પછી ગુજરાત રાજકીય પરિષદની એક વખતે રાતની ખાનગી અંગત બેઠક વખતે પૂજ્ય સરદારશ્રી વલ્લભભાઇને સંભળાવ્યું અને એ ગીતનો મર્મ રજુ કર્યો ત્યારે સરદારશ્રી એમના લાક્ષણિક હાસ્યે હસ્યા હતા. એ પછી અમદાવાદની યુવક પ્રવૃત્તિના સંચાલકોએ 'યુથ વીક' ઉજવ્યું. એમાં પ્રેમાભાઇ હોલમાં એક દિવસ 'આપણાં લોકગીતો'નો કાર્યક્રમ રાખવા મને આમંત્રણ મળ્યું હતું.

પ્રેમાભાઇ હોલમાં ભરતીએ ચડેલા શ્રોતાવર્ગમાં જ્યારે 'કટકો કાગળિયો' એની મુળ હલકથી મેં સંભળાવ્યું ત્યારે આખોય સમૂહ ગીતની પ્રેમભરી ભાવનાને હિલોળે ચડ્યો અને જ્યારે કાર્યક્રમ પુરો થયો ત્યારે એક જુવાન સાક્ષર મિત્ર વ્યાસપીઠપર ધસી આવ્યા. કુતૂહલે અભિનંદન આપતાં હસીને એમણે પૂછ્યું : "રાયચુરાભાઇ, ખરૂં કહેજો આ ગીત તમે બનાવ્યું છે ના?"

"ના ના. એ તો લોકગીત છે."

"પણ આટલું સરસ ........"

"આટલું સરસ ગીત મેં બનાવ્યું હોય તો તો હું જરૂર એ ગીતપરનો મારો દાવો રજુ કરી ગૌરવ લઉં. પણ એ લોકગીત છે અને મારે નામે ચઢાવીને ખોટો યશ લઈ શકું?"

આ પ્રસંગ અત્રે એટલા માટે રજુ કર્યો છે કે લોકગીતોની મીઠાશ એટલી બધી મોહક છે કે કેટલાએ લોકગીતોને પોતાને નામે ચડાવવાના પ્રયત્નો કર્યા છે અને કરે છે. પણ અત્રે મૂળ મુદ્દો તો એ છે કે આપણાં આ લોકગીતોનો કોઈ ચોક્કસ કવિ નથી. મેં તો મેર અને આહીર, રબારી અને ચારણ, ખવાસ અને મીર, ઉપરાંત અછુતવર્ગની બહેનોનાં ગીતો પણ એમની સાથે વસીને સાંભળ્યાં છે અને મારે કહેવું જોઈએ કે એ વર્ગનાં ગીતોની રસિકતા અને પ્રફુલ્લતા પણ અજબ રંગભરી હોય છે.

અને એ બહેનોએ સંગીતનું કયાંય શિક્ષણ લીધું હોતું નથી. એને ન તો કોઈ વિષ્ણુદિગમ્બર કે ન તો કોઈ મૌલાબક્ષે તાલસુરનાં માપ શીખવ્યાં છે છતાં એમનાં લોકગીતોમાં તાલસુરનાં માપ અખંડિત છે. સંપૂર્ણપણે જળવાયાં હોય છે. આ લોકગીતોનાં રસભર્યાં પાન કરનારી બહેનોને ન તો કોઈ સાહિત્ય પરિષદના ચંદ્રકવાળો કવિ કાવ્યની કડીઓ આપે છે કે ન તો કોઈ ગાયક એની સમક્ષ પોતાનાં ગીતનાં ચરણો રજુ કરે છે. એ તો સ્વયં પોતે પોતાની 'ગુરૂ' હોય એમ નાનપણથી લોકગીત ઝીલે છે. અને ઝીલાવે છે. અને જ્યારે એમાં એ પારંગત બને છે ત્યારે આખાય પંથકને એનાં ગીતો નવપલ્લવિત કરી દઈ નવજીવન અર્પે છે.

એની રસિકતાની ખીલવણી માટે નથી યોજાતા શરદુત્સવ કે નથી થતા મોટા સમારંભો. એ પોતેજ રસિકતાની રસમૂર્તિ છે. ચંદ્રમા આકાશે ચડે એટલે ગામડાના રસિયાંઓ રસને હેલે ચડે અને તળાવટી ટોળે મળી ચાંદનીના વ્યોમમંડપમાં રાસડે ચડે.

આ પ્રસંગે ન્હાની ન્હાની બાલિકાઓ લોકગીતોની કડીઓ બોલતી જાય અને પોતપોતાની રાસમંડલીઓ જમાવતી જાય. તેવીજ રીતે યુવાનીના મદમાં મદથેલી બનેલી યુવતીઓ પણ પોતાની યુવાન સાથણો સાથે રાસના જ્યારે ઝંકાર જમાવે ત્યારે તો દૂર દૂરની શેરીનાં રસિયાં ટોળે મળી એ સ્થળે જોવા આવે રાસ ચગ્યો હોય, યુવાનીનાં હીર ઝળકતાં હોય, પગના ધબકારાથી ધરતી ધણેણુતી હોય અને આખુંયે વાતાવરણ રસિયાઓનાં રસકલ્લોલથી રંગાઈ ગયું હોય ત્યારેજ લોકગીતોનાં સાચાં દર્શન સાચે સ્વરૂપે થઈ શકે.

એ રીતે લોકગીતો જેણે સાંભળ્યાં છે, માણ્યાં છે એ જીવન પર્યંત એ સુરાવલી, એ તાલ અને એ દૃશ્ય ભૂલી ન જ શકે. એક તાલ, બે તાલ અને ત્રણ તાલ સાથે કુદડી અને વર્તુલમાં ફરતી રાસરસિયણના અંગમરોડ અને નૃત્ય જોવા જેવાં હોય છે. અને એ રીતે લોકગીતો પ્રજાશરીરની નવપલ્લવતાની સામગ્રી તરીકે રસિયાઓને પોષણ આપ્યા કરે છે.

સૈકે સૈકે રૂપ બદલાય પણ રસિકતા એની એ. પ્રાંતે પ્રાંતે ઢાળ અને હીંચમાં ફેરફાર થાય પણ વસ્તુ એની એ, ઉચ્ચારણ માત્ર જુદાં. ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ, મારવાડ, અને મેવાડનાં લોકગીતો સાંભળવાનું સદ્ભાગ્ય મને સાંપડયું છે એટલું જ નહિ પણ એક અભ્યાસકની દૃષ્ટિયે અભ્યાસ કરવાની અણમૂલી તક એકથી વધુ વખત સાંપડી છે,

એ લોકગીતોનો સાગર ગુજરાતના કાંઠાને મોતીની પાળ બનાવી રોજ રોજ પ્રહરે પ્રહરે જુદા જુદા સૂરો જમાવ્યા કરે છે. લોકગીતની સાચી સુરાવલીની જમાવટ જોવી હોય એણે આપણા સાગરકાંઠાની પ્રજાનાં લોકગીતો સાંભળવાં. લોકગીતો ગવાય ત્યારે એમાં રાસ, રાસડો, ગરબી ને ગરબો એ ચાર ભેદ છે. એ ચાર ભેદનું વિવરણ એક એક જુદો લેખ માગે છે, રાસ એ રાસડો નહિ, ગરબી એ ગરબો નહિ, ગરબો એ ગરબી નહિ. રાસડો એ રાસ નહિ. એ ચારે લોકગીતોના વિભાગ સમજવા જેવા છે. જરૂર બીજે કોઈ પ્રસંગે એ વિભાગને પણ આપણે ઉકેલી જોશું.

—:[※]:—

સ્વાતંત્ર્ય પ્રાપ્તિનાં બે વર્ષો થઈ ગયાં. આ બે વર્ષ દરમ્યાન આપણે કઈ કઈ સિદ્ધિ મેળવી તે જાણવું જરૂરી છે. કદાચ આ બે વર્ષની સિદ્ધિઓનો આંક કાઢવો એ અત્યારની તકે જરા વહેલું ગણાય. દેશનું વહિવટીતંત્ર ચલાવતી દરેક વ્યક્તિનું લક્ષ બીજા એટલા બધા અગત્યના પ્રશ્નોમાં ગૂંચવાયેલું હતું કે સ્વતંત્ર દેશને છાજે તેવા દક્ષ વ્યવસ્થાતંત્ર તરફ ધ્યાન આપવાનો એમને અવકાશ જ મળ્યો નહિ. પરંતુ જે કંઇ થોડો વખત મળ્યા છે તે દરમ્યાન તેઓએ દેશને પ્રગતિને પંથે ચડાવવા માટે બન્યો તેટલો વ્યાપક પ્રયાસ કર્યો છે.

એમ કહી શકાય કે એકસો પચાસ વર્ષના અંગ્રેજી અમલ દરમ્યાન આપણી સંસ્કૃતિને અનેકવિધ ક્ષેત્રોમા હાનિ પહોંચેલી છે તેને દૂર કરવા માટેનો અને તેને સ્થાને નવા તત્ત્વને યથાર્થ રીતે ગોઠવવાનો પ્રયાસ આ બે વર્ષ દરમ્યાન કરવામાં આવ્યો છે. સ્વતંત્ર હિંદની ભવ્ય ઇમારતને ચણવા માટેના પાયાનું કામ આ બે વર્ષ દરમ્યાન થયું ગણાય.

## રાષ્ટ્રીય વિકાસની

| વિષય | | નાણાકીય હિસ્સો (લાખ રૂપિયામાં) |
|---|---|---|
| ખેતી વાડી | ... | ૮૫૦ |
| ઢોર વિજ્ઞાન | ... | ૫૦ |
| જંગલો, સહકારી સંસ્થાઓ ગ્રામોદ્યોગો અને જમીન | ... | ૩૬૫ |
| નાની નહેર યોજનાઓ | ... | ૨૦૦ |
| ખાર જમીન | ... | ૨૦ |
| કેળવણી | ... | ૧૩૩૮ |
| દાક્તરી વિદ્યા | ... | ૫૨૫ |
| જાહેર આરોગ્ય | ... | ૧૦૦ |
| જાહેર આરોગ્યની યોજનાઓ | ... | ૨૨૪ |
| ગામડાં માટે પાણીનાં સાધનો | ... | ૨૨૧ |
| ટાઉન પ્લેનીંગ | ... | ૪ |
| મચ્છી ઉદ્યોગ | ... | ૭૦ |
| મજૂર કલ્યાણ | ... | ૨૦૦ |
| વસવાટ | ... | ૪૫૦ |
| રસ્તાઓ | ... | ૫૦૦ |
| મકાનો | ... | ૩૦૦ |
| વાહન વ્યવહાર | ... | ૪૦૦ |
| પછાત વર્ગ | ... | ૧૦૦ |

# વિવિધ યોજનાઓ

આપણી સરકારે હિન્દને સદ્ધર બનાવવાના કાર્યમાં આ બે વર્ષ દરમ્યાન શું શું કર્યું તે જોઇ જવા પ્રયત્ન કરીએ.

### રાષ્ટ્રોત્થાનનો કાર્યક્રમ:—

.. રાષ્ટ્રના નવઘડતર માટે સરકારે જુદા જુદા ખાતાંઓમાં કેટલીક પંચવર્ષીય યોજનાઓ ઘડી છે. આ પ્રત્યેક યોજનાને જે નાણાંકીય હિસ્સો આપવામાં આવેલ છે તે એનું મહત્વ દર્શાવવામાં સહાયભૂત થશે.

| વિષય | | નાણાકીય હિસ્સો (લાખ રૂપિયામાં) |
|---|---|---|
| વીજળી યોજના | ... | ૬૭૫ |
| નહેર યોજના | ... | ૬૩૩ |
| દૂધ | ... | ૩૦૦ |
| સર્વોદય | ... | ૧૦૦ |
| પરચુરણ યોજનાઓ | ... | ૫૪ |
| | | કુલ ૭૫૨૯ |

### ખેતીવાડી:—

ખેડૂતોના જીવનને સ્પર્શે એવા સુધારાઓ અમલમાં મુકવા માટે સરકારે જોશભેર પ્રયાસ શરૂ કર્યો છે. ખેડૂતોની સામાજિક અને આર્થિક સ્થિતિ સુધરે એવા સુધારાઓ અમલમા મુકવા માટે સરકાર બહુ વિધ પ્રયત્નો કરે છે.

વધુ અનાજ વાવવા માટે ૨૦,૭૮૦ એકર જમીન આપવામાં આવી છે. દોઢ લાખ એકરના વિસ્તારમાં

આવેલા ચારસો ત્રીસ (૪૩૦) ગામડાઓનો વિગતવાર સર્વે કરવામાં આવે છે ગામડાઓમાં ડી. ડી. ટી. છાંટી મચ્છરોનો નાશ કરવામાં આવ્યો હતો અને મલેરિયાને અટકાવવામાં આવ્યો હતો. સરકારે આ કામ પાછળ ૨૬૨૫૦૦ રૂપિયા ખર્ચેલા.

છત્રીસ જેટલાં ખેતીવાડી વિષયક સંશોધન કેન્દ્રોએ બીયારણુ ને સુધારવા માટે મદદ કરી છે. ૧૯૪૯—૫૦ ના વર્ષ દરમ્યાન આસરે ૯૯ હજાર મણુ સુધારેલો બીયાં વહેંચવામાં આવ્યા હતાં. ૧૯૫૧–૫૨ દરમ્યાન ૧૪૪૦૦૦ મણુ અનાજ વધુ ઉત્પન્ન થશે એવી ધારણા રાખવામાં આવી છે.

કર્ણાટકમાં આશરે ૨૦૮૧૪૪ રૂપિયાના ખર્ચે સોપારી ઉત્પન્ન કરવાની એક પાંચ વર્ષની યોજના મંજૂર કરવામાં આવી છે. બીયાંની વહેંચણી અને સુધારણા માટે બીજી પણુ કેટલીક યોજનાઓ વેગવંતી બની રહી છે.

સરકારે ઓછા ભાવે ખાતર આપવું શરૂ કર્યું છે. ડીસેમ્બર ૧૯૪૮ સુધીમાં પૂરા થતા વર્ષ દરમ્યાન ૧,૫૦,૦૦૦ ટન ખાતર તગાવી સાથે રૂપિયા ૪૫,૬૦,૦૦૦ ની કિંમતે વહેંચવામાં આવ્યું હતું. ૧૯૪૯–૫૦ ના વર્ષ દરમ્યાન ૧,૩૫,૦૦૦ ટન ખાતર વહેંચવાની યોજના છે.

એટલુંજ નહિ પણુ બટાટા ઉગાડનારાઓને ખાતરનાં મિશ્રણુનો એક મોટો જથ્થો આપવામાં આવ્યો હતો. એથી સરકારને રૂપિયા ૧૧,૨૫,૦૦૦ ની તગાવીનું ખર્ચ થયું હતું. ૬૫ મ્યુનિસિપાલીટીઓને ગામના કચરામાંથી ખાતર બનાવવાની ભલામણુ કરવામાં આવી હતી. આ જાતના ખાતરથી એકર દીઠ ઉત્પન્નમાં ઠીકઠીક વધારો થયો હતો. ખેડૂતોને ખાડા ખોદવા માટે તેમજ ખાતર બનાવવા માટે ૫,૧૦,૦૦૦ રૂપિયાની તગાવી આપવામાં આવી હતી.

ખેતીવાડી માટે ૫૦,૦૦૦ કુવાઓ ખોદવાની એક પાંચ વર્ષની યોજના ઘડવામાં આવી છે. આ બાબતમાં સરકાર સારી તગાવી આપનાર હોઈ ખેડૂતોને નવા કુવા ખોદવા માટે તેમજ ચાલુ કુવાઓને દુરસ્ત કરવા માટે સારૂં ઉત્તેજન મળે છે, પ્રાંતમાં વીજળીથી ચાલતા આશરે ૫૨ બોરીંગો કામ કરી રહ્યાં છે.

ચોવીસ નાની નહેર યોજનાઓ પૂરી કરવામાં આવી હતી અને એથી ૧૨,૧૪૧ એકર જમીનમાં પાણી પહોંચાડવામાં આવ્યું હતું. આ યોજના પાછળ ૨૮,૦૯૪૪૧ રૂપિયાનુ ખર્ચ થયું હતું. આવી બીજી સોળ નહેરોનું ખોદકામ ચાલુ છે. એની પાછળ ૪૬,૩૩,૬૪૫ રૂપિયાનો ખર્ચ થશે. ૧૯૫૦ માં આ કામ પુરૂં થશે.

નહેરકામ માટે ત્રણુ સ્ટેશનો ઉભાં કરવામાં આવ્યાં છે. એથી ચાર હજાર એકર જમીનને પાણી મળે છે. આવાં બીજાં તેર સ્ટેશનો રચાય છે. ખેડકામ માટે ટ્રેકટરોની મદદ લેવાય છે. જાન્યુઆરી ૧૯૪૯ સુધીમાં ૩૦૨૫૦ એકર જમીન ટ્રેકટરોથી ખેડવામાં આવી હતી.

ખેતીવાડીને નુકશાન પહોંચાડે એવા કોઈપણુ રોગચાળાને અંકુશમાં મુકવા માટે તાત્કાલિક પગલાં લેવામાં આવે છે.

વધૂ અનાજ ઉગાડોની સર્વસ્પર્શી ઝુંબેશથી વર્ષને અંતે ૩૮ હજાર ટન અનાજ વધારે ઉત્પન્ન થયું છે. આથી સરકારને કુલ ૯૮,૯૫,૦૦૦ રૂપિયાનું વધારે ખર્ચ થયું છે. એટલે કે એક ટન અનાજ દીઠ રૂપિયા ૨૭નો વધારે ખર્ચ થયો છે. પરદેશથી આયાત કરાતા અનાજ ઉપર ટન દીઠ ૧૫૦ રૂપિયા વધારે ખર્ચવા પડે છે. અનાજની તંગી ટાળવા માટે સરકાર સારી જાતનાં બીયાં ખાતર વગેરે પૂરાં પાડવા માટે સગવડ કરી રહી છે. ધારવાર, આણુંદ અને પૂનામાં આવેલી ત્રણુ ખેતીવાડી વિષયક કોલેજો તેમજ બાગલકોટ, સોલાપુર અને નાસિકમાં આવેલી ત્રણુ ખેતીવાડી વિષયક શાળાઓમાં આ અંગેનો યોગ્ય કાર્યક્રમ વર્ગ તૈયાર કરી રહી છે. દરેક જિલ્લામાં એક ખેતીવાડી વિષયક શાળા ખોલવાનો સરકારનો વિચાર છે.

ઢોરો માટે અત્યારે ૧૫૩ દવાખાનાં પ્રાંતમાં ચાલુ છે. તેમાં વધુ આઠનો ઉમેરો કરવામાં આવ્યો છે. ઢોરોની પેદાશ સુધારવા માટે ૪૮ ખોરાક કેન્દ્રો શરૂ કરવામાં આવ્યાં છે.

દૂધનું ઉત્પાદન સુધારવા માટે પ્રયાસ કરતી ડેરીઓને ૬ લાખ રૂપિયાની લોન આપવાની સરકારે તૈયારી રાખીછે.

# રાષ્ટ્રીય વિકાસની

સ્વાતંત્ર્ય પ્રાપ્તિનાં બે વર્ષો થઈ ગયાં. આ બે વર્ષ દરમ્યાન આપણે કઈ કઈ સિદ્ધિ મેળવી તે જાણવું જરૂરી છે. કદાચ આ બે વર્ષની સિદ્ધિઓનો આંક કાઢવો એ અત્યારની તકે જરા વહેલું ગણાય. દેશનું વહિવટીતંત્ર ચલાવતી દરેક વ્યક્તિનું લક્ષ બીજા એટલા બધા અગત્યના પ્રશ્નોમાં ગૂંચવાયેલું હતું કે સ્વતંત્ર દેશને છાજે તેવા દક્ષ વ્યવસ્થાતંત્ર તરફ ધ્યાન આપવાનો એમને અવકાશ જ મળ્યો નહિ. પરંતુ જે કંઈ થોડો વખત મળ્યા છે તે દરમ્યાન તેઓએ દેશને પ્રગતિને પંથે ચઢાવવા માટે બન્યો તેટલો વ્યાપક પ્રયાસ કર્યો છે.

એમ કહી શકાય કે એકસો પચાસ વર્ષના અંગ્રેજ અમલ દરમ્યાન આપણી સંસ્કૃતિને અનેકવિધ ક્ષેત્રોમા હાનિ પહોંચેલી છે તેને દૂર કરવા માટેનો અને તેને સ્થાને નવાં તત્વને યથાર્થ રીતે ગોઠવવાનો પ્રયાસ આ બે વર્ષ દરમ્યાન કરવામાં આવ્યો છે. સ્વતંત્ર હિંદની ભવ્ય ઇમારતને ચણવા માટેના પાયાનું કામ આ બે વર્ષ દરમ્યાન થયું ગણાય.

# વિવિધ યોજનાઓ

આપણી સરકારે હિન્દને સદ્ધર બનાવવાના કાર્યમાં આ બે વર્ષ દરમ્યાન શું શું કર્યું તે જોઈ જવા પ્રયત્ન કરીએ.

## રાષ્ટ્રોત્થાનનો કાર્યક્રમ :—

રાષ્ટ્રના નવઘડતર માટે સરકારે જુદા જુદા ખાતાંઓમાં કેટલીક પંચવર્ષીય યોજનાઓ ઘડી છે. આ પ્રત્યેક યોજનાને જે નાણાંકીય હિસ્સો આપવામાં આવેલ છે તે એનું મહત્વ દર્શાવવામાં સહાયભૂત થશે.

| વિષય | | નાણાકીય હિસ્સો (લાખ રૂપિયામાં) |
|---|---|---|
| વીજળી યોજના | ... | ૬૭૫ |
| નહેર યોજના | ... | ૬૩૩ |
| ખેતી વાડી | ... | ૮૫૦ |
| ઢોર વિજ્ઞાન | ... | ૫૦ |
| જંગલો, સહકારી સંસ્થાઓ ગ્રામોદ્યોગો અને જમીન | ... | ૩૧૫ |
| નાની નહેર યોજનાઓ | ... | ૧૦૦ |
| ખાર જમીન | ... | ૨૦ |
| કેળવણી | ... | ૧૩૩૮ |
| દાક્તરી વિદ્યા | ... | ૫૨૫ |
| જાહેર આરોગ્ય | ... | ૧૦૦ |
| જાહેર આરોગ્યની યોજનાઓ | ... | ૨૨૪ |
| ગામડાં માટે પાણીનાં સાધનો | ... | ૨૨૧ |
| ટાઉન પ્લેનીંગ | ... | ૪ |
| મચ્છી ઉદ્યોગ | ... | ૭૦ |
| મજૂર કલ્યાણ | ... | ૨૦૦ |
| વસવાટ | ... | ૪૫૦ |
| રસ્તાઓ | ... | ૫૦૦ |
| મકાનો | ... | ૩૦૦ |
| વાહન વ્યવહાર | ... | ૪૦૦ |
| પછાત વર્ગ | ... | ૧૦૦ |
| દૂધ | ... | ૩૦૦ |
| સર્વોદય | ... | ૧૦૦ |
| પ્રકીર્ણ યોજનાઓ | ... | ૫૪ |
| | કુલ | ૭૫૨૯ |

## ખેતીવાડી :—

ખેડૂતોના જીવનને સ્પર્શે એવા સુધારાઓ અમલમાં મુકવા માટે સરકારે જોશભેર પ્રયાસ શરૂ કર્યો છે. ખેડૂતોની સામાજિક અને આર્થિક સ્થિતિ સુધરે એવા સુધારાઓ અમલમા મુકવા માટે સરકાર બહુ વિધ પ્રયત્નો કરે છે.

વધુ અનાજ વાવવા માટે ૨૦,૭૮૦ એકર જમીન આપવામાં આવી છે. દોઢ લાખ એકરના વિસ્તારમાં

સરકારને મળ્યો છે. અને એ અંગેની તપાસ સરકારે હાથ ધરી છે.

જોગ પાવર :– મ્હૈસુર રાજ્યે [illegible] આગળ ૧૦ ૦૦૦ K. W. [illegible] આગળ ૧૫૦૦ K. W. શક્તિ [illegible] કબુલ્યું છે.

ખોપોંના યોજના :– આ યોજનાનો [illegible] હાથ ધરાયો છે અને એની તપાસ [illegible] થોડા વખતમાં ઈલેક્ટ્રીસીટી બોર્ડના સ્થાપના કરવામાં આવશે. આ બોર્ડનું કામ વીજળીનું ઉત્પાદન અને વહેંચણી કરકસરી [illegible] વધારેમાં વધારે થઇ શકે તે જોવાનું [illegible]

(૪) <u>મત્સ્ય ઉદ્યોગ</u>:— આ એક ખીલતો ઉદ્યોગ છે. સરકારે આ ઉદ્યોગને વિકસાવવા માટે તેમજ માછીમારોનું જીવન ધોરણ સુધારવા માટે પ્રયાસ આદર્યાં છે. આથી કરીને ૧૯૪૮ ના વર્ષ દરમ્યાન આગળના વર્ષથીજ લગભગ બમણી માછલીઓ મેળવી શકાય છે.

લગભગ ૫૪ જેટલી સ્ટીમલોન્ચો ઉપયોગમાં લેવામાં આવે છે. અને એની પાછળ ૩૫ લાખ રૂપિયાની મૂડી રોકાયેલી છે. ઊંડા દરિયામાં તેમજ વીજળી બળવડે માછલી પકડવાના પ્રયોગો કરવામાં આપે છે. મચ્છી આપતા ભાગને સુધારવા માટે ૮૪૫૯૫૦ રૂપિયાના ખર્ચની જોગવાઈ કરવામાં આવી છે. મચ્છીમારોની સોસાયટીઓને ૨૮૯૨૯૪ રૂ. ની લોન અને ૪૪૮૪૮ રૂ. ની ગ્રાન્ટ આપવામાં આવી છે. માછીમારોને એમનો ધંધો શીખવવા માટે દસ શાળાઓ ખોલવામાં આવી છે. અને ૧,૨૦,૦૦૦ ને ખર્ચે બીજી નવી શાળાઓ પણ તૈયાર થઇ રહી છે.

<u>દાકતરી વિદ્યા</u> :—

અત્યારે કામ કરતી હોસ્પીટલોમાં વૈદ્યકીય સગવડ વધારવામાં આવી છે. સ્ટાફના શિક્ષણ માટે વધારે સગવડો કરવામાં આવેલ છે. ગામડામાં ઇસ્પિતાલો સ્થાપવામાં આવી છે તેમજ મોબાઇલ હોસ્પીટલ યુનિટનો પણ ઉપયોગ કરવામાં આવે છે. સેરા અને વેકસીન ઉત્પાદન કરતા હાફકીન ઈન્સ્ટીટ્યુટને વિકસાવવામાં આવ્યું છે.

<u>આરોગ્ય વિષયક સંસ્થાઓ</u>:—

રોગચાળાનો સામનો કરવા માટે સરકારે વ્યવસ્થિત તંત્ર ઊભું કર્યું છે. એન્ટીમેલેરિયા અને એન્ટી – ટ્યુબરક્યુલોસીસ પ્રચાર સાધનો ઠીક ઠીક કામ આપી રહ્યા છે. પ્રસુતિ અને બાળઉછેર અંગેની સગવડો પણ વધારવામાં આવી છે. સરકારની આ સહાયને લીધે સુવાવડનું મરણ પ્રમાણ ઓછું થયું છે. બાળમરણ પણ પ્રમાણમાં ઓછાં થયાં છે અને હજી પણ આ દિશામાં પ્રગતિની આશા રખાય છે.

<u>દારૂબંધી</u> :—

સરકારે દારૂના દૈત્યને દફનાવવા માટે પ્રયાસ આદર્યો છે. બહુજ ટૂંકા વખતમાં પ્રાંતભરમાં સંપૂર્ણ દારૂબંધી અમલમાં આવશે. તાડી અને બીજા જે પદાર્થનો ઉપયોગ કેફીપીણાં તરીકે કરવામાં આવતો તેમાંથી ગોળ ચોકલેટ વગેરે ઉપયોગી પદાર્થો બનાવવામાં આવશે. સમાજ વિરોધી તત્વોને હાંકી કાઢવા માટે એક મજબૂત તંત્ર ઊભું કરવામાં આવેલ છે. ઠેરઠેર કલ્યાણકેન્દ્રો શરૂ કરવામાં આવ્યાં છે અને એથી દારૂડિયાને વધારે સારૂં જીવન જીવવાનું સૂચન મળી રહે છે. કેળવણીનો વિકાસ થતાં દારૂબંધીનો અમલ એક કેવળ ઐચ્છિક વસ્તુ બની જશે.

<u>પોલિસ</u>:—

પોલિસ એટલે સંસ્કારી પ્રજાના રક્ષણ માટે યોજાયેલું સેવાદળ. વસ્તી વધી જતાં અને જીવનની ઘટમાળ ગુંચવણભરી બની જતાં પોલીસની મદદ અને રક્ષણની જરૂર પડે જ છે. પોલીસના વર્તનને આધારેજ સાંસ્કારિક જીવન ચલાય છે. એથીજ સરકારે પોલીસનું વર્તન, કેળવણી અને નિમણુંક એ ત્રણે વિષયમાં મૂળભૂત ફેરફાર કરેલા છે. સંક્રાતિકાળ દરમ્યાન પોલીસ ખાતામાં લાંચરૂશ્વત અને બેજવાબદારી પેસી ગયાં હોય એ સંભવિત છે. એટલેજ સરકારે આ ખાતામાંથી તમામ સમાજવિરોધી તત્વોને નાબૂદ કરવા માટે જબ્બર પ્રયાસ કર્યો છે. વહિવટીય કુશળતા લાવવા માટે આખા ખાતાની પુનઃરચના કરવામાં આવી છે.

<u>ગૃહરક્ષક — દળ</u> :—

મરજિયાત ધોરણે સમાજ સેવા કરવા માટે આ સંસ્થા સ્થાપવામાં આવી છે. કટોકટીના સમયે ગૃહરક્ષક દળ પોલીસને સારી મદદ કરતું આવ્યું છે.

સામાજિક શિક્ષણ સમિતિ તરફથી આશરે આઠસો જેટલા પ્રૌઢશિક્ષણવર્ગો ચલાવવામાં આવે છે. આ પ્રત્યેક વર્ગમાં ઓછામાં ઓછો એક કલાક દરરોજ દારૂબંધીના પ્રચાર પાછળ વાપરવામાં આવે એવું શ્રીયુત એલ. એમ. પાટીલ શ્રીયુત ચંપકલાલ મોદી અને શ્રી. એમ. એસ. કાપડીયાની પ્રેરણામધુર દોરવણી હેઠળ નક્કી થયું હતું. ઉત્સવો અને સભાઓમાં દારૂબંધી અંગેનાં જે વ્યાખ્યાનો થાય છે તેની અસર સ્થાયી હોતી નથી. કારણકે આવા પ્રસંગો કોઈ કોઈ વારજ આવે છે. પરંતુ પ્રૌઢશિક્ષણવર્ગોમાં જે ખંત ધીરજ અને સમજાવટથી આ પ્રશ્ન છણવામાં આવે ત્યારે તેની અસર સ્થાયી નીવડે છે.

તા. ૫ મી સપ્ટેમ્બરના રોજ સાયનીના આમોદ પ્રમોદ કેન્દ્ર ઉપર એક આહારગૃહનું ઉદ્દઘાટન કરતાં વડા પ્રધાન શ્રી. બાળા સાહેબ ખેરે દારૂબંધીના વિરોધીઓ તરફથી થતા અનેક જાતના પ્રચારોનો સચોટ રદિયો આપેલો. વ્યક્તિસ્વાતંત્ર્ય અંગેના ભ્રમનું નિરસન કરતા શ્રી. બાળા સાહેબે દારૂબંધીના કાર્યક્રમની પાછળ રહેલ જન સામાન્યના વિશાળ હિતનું મહત્વ દર્શાવેલ. દારૂબંધીના કાર્યક્રમને જન-સામાન્યની સંપૂર્ણ સંમતિ હોવાને કારણેજ સરકારે તેનો અંગીકાર કર્યો છે. અને એજ વર્ગના દૈનિક જીવનના પુનરુત્થાન માટે કોંગ્રેસ રાતદિવસ મથી રહી છે, એમ બાળા સાહેબે ભાર પૂર્વક જણાવેલું. પ્રસંગોપાત શ્રી. બાળા સાહેબે આમોદપ્રમોદના આવાં કેન્દ્રોની અગત્ય ઉપર પણ ભાર મૂકેલો.

એ પ્રસંગે વ્યાખ્યાન કરતાં શ્રીયુત એલ. એમ. પાટીલે જાહેર કરેલું કે નજીકના ભવિષ્યમાં લગભગ એકસો પચીસ આવાં કલ્યાણ કેન્દ્રો શરૂ કરવાની સરકારની મુરાદ છે.

આ પ્રસંગે મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિએ તૈયાર કરેલી ‘ઉધાર’ નામની ફીલ્મ પણ દર્શાવવામાં આવી હતી.



:— ઉત્સવ ઘેલાં બાળકો વચ્ચે —:

# ફરી આવી દિવાળી

દિવાળી શબ્દમાં કોઇ અદ્‌ભુત ચમત્કાર રહેલો છે. દીપની સાથે આ શબ્દ સંકળાયેલો હોઇ આપણને વધારે મીઠો લાગે છે. પ્રકાશ એ કુદરતનો એક મોંઘો ખજાનો છે. અને માણસ જાતને તે ખૂબ ઉપયોગી છે. પ્રકાશ અને અગ્નિ લગભગ બધાજ ધાર્મિક વિધિઓમાં જોવામાં આવે છે હિંદુઓ અને પારસીઓ પોતાના દેવળોમાં, પોતાના મંદિરોમાં દીપમાળા રાખે છે અને સારા પ્રસંગે એને પ્રગટાવે છે. ખ્રીસ્તીઓ મીણબત્તી બાળે છે અને મુસ્લિમો અગરબત્તીનો ઉપયોગ કરે છે.

તત્વજ્ઞાનીઓ પ્રકાશનો બહુજ ગૂઢ અર્થ કરે છે. તેઓ કહે છે કે પ્રકાશ માણસના અંતઃકરણમાં રહેલો છે. અને એને પામવા માટેજ માણસે જીવનમાં પ્રયાસ કરવાનો હોય છે. આથીજ દિવાળીના દિવસે જે દીપમાળાઓ પ્રગટાવવામાં આવે છે એથી આપણા અંતઃ કરણમાં આનંદ ઉભરાય છે.

નાના બાળકો દિવાળીની રાહ ઘણા વખતથી એકી ટશે જોતાં હોય છે કારણ કે એમને મન તો દિવાળી એટલે ફટાકડા ફોડવાનું અને નવાં વસ્ત્રો પહેરી બહાર નીકળવાનું તેમજ હળવા મળવાનું એક મોટું પર્વ.

મોટી ઉંમરના માણસોને પણ દિવાળીમાં થોડું ઘણું નવું કરવાનું હોય છે. લોકો આખા ઘરને સાફસૂફ કરે છે બધેથી લીપિગુંપે છે, વાસણોની માંડને ગોઠવે છે અને રાત્રે કોડિયાની દીપમાળા પણ પ્રગટાવે છે. આથી કરીને બધોજ અંધકાર ચાલ્યો જાય છે. અને ઘર પ્રકાશથી ઝળહળી ઉઠે છે. દિવાળીના દિવસો દરમિયાન છોકરાઓ માટે ફટાકડાઓ અને નવાં કપડાં ખરીદવા માટે ખર્ચ પણ તેઓ પુષ્કળ કરે છે. કારણકે દિવાળી વર્ષમાં એકજ વખત આવતી હોય છે ને?

દિવાળી દરમિયાન લક્ષ્મીપૂજન કરવામાં આવે છે એમ મનાય છે કે ધન અને વૈભવની દેવતા લક્ષ્મી આ દિવસો દરમ્યાન દરેક ઘેર તેમજ દુકાનોમાં આવે છે અને તેનો સ્વીકાર કરવા માટે લોકો પોતપોતાના ઘરને શણગારે છે.

દિવાળી એટલે હિંદુઓના વિક્રમ સંવતનો અંત આ દિવસથી વ્યાપારીઓ પોતાના આખા વર્ષનું ખાતું પુરું કરે છે, અને નવા ચોપડા શરૂ કરે છે. આ દિવસો માણસ પોતાના વીતેલા વર્ષ દરમ્યાનની સિદ્ધિ અને નિષ્ફળતાનો વિચાર કરી નવા વર્ષમાં પ્રગતિને પંથે ચઢવાનો નિર્ણય કરે છે.

દિવાળી દરમ્યાન રામે રાવણ ઉપર વિજય મેળવ્યો તે વસ્તુ આપણને યાદ આવે છે. આનો અર્થ બીજો શું હોઈ શકે? સત્ય હંમેશાં વિજય મેળવે છે અને અનિષ્ટ હંમેશાં પરાજિત થાય છે. રામ ચૌદ વર્ષના વનવાસ પછી અયોધ્યામાં પાછા વળે છે એનો અર્થજ એટલો કે ઇષ્ટ આખરે અનિષ્ટને હરાવી પોતાના સ્થાને જાય છે. આ દિવસો દરમ્યાન આપણે રામાયણ વધારે રસપૂર્વક વાંચીએ છીએ અને નવા વર્ષ માટે કંઇ શુભ નિર્ણય કરીએ છીએ. આજ દિવસ દરમ્યાન શ્રીકૃષ્ણે પોતાની ટચલી આંગળી ઉપર ગોવર્ધન પર્વતને ઝીલ્યો હતો. અને ગોકુળની ગોપીઓ અને ગાયોને અતિવૃષ્ટિમાંથી બચાવ્યાં હતાં.

દિવાળીના પર્વના છેલ્લા દિવસ તરીકે ભાઇબીજ આવે છે. ભાઇબીજ એટલે ભાઇનો દિવસ. એમ કહેવાય છે કે ભાઇબીજને દહાડે યમને એની બ્હેન યમુનાએ ભાવપૂર્વક સત્કાર્યો હતો. આ પ્રસંગની યાદમાં બ્હેનો પોતાના ભાઇઓને આ દિવસે ભાવભર્યું આમંત્રણ આપે છે. ભાઇ બ્હેનને ઘેર જાય છે અને બદલામાં એને થોડી ભેટ પણ આપે છે. આ રીતે ભાઇબ્હેનનો સ્નેહ વધે છે.

શરદ ઋતુ પુરી થતાંજ દિવાળી આવે છે. એ પણ એક સારી નિશાની છે. શરદ ઋતુની ખરાબ અસરને ઓળંગી ગયા પછી કંઇ ઉત્સવ તો ઉજવવોજ જોઇએ ને?



# સમયના પ્રવાહમાં

પૂના શહેરની દારૂબંધી સમિતિએ ઓગસ્ટ માસ ભરચક કાર્યક્રમ વચ્ચે વીતાવ્યો. લોકમાન્ય તિલકના આ અંગત પ્રિય શહેરમાં તિલકજયંતિની ઉજવણી ભભકાભરી થાય એ સ્વાભાવિકજ છે. ત્યાર પછી તરત આવ્યો સ્વાતંત્ર્ય દિન. આ બન્ને રાષ્ટ્રિય ઉત્સવોની ઉજવણીમાં પૂના શહેરની દારૂબંધી સમિતિએ દારૂબંધીના પ્રચારને ઠીક ઠીક સ્થાન આપ્યું. પંદરમી ઓગસ્ટે 'બાયાબાઈ' નામ એક દારૂબંધી વિષયક નાટક શનિવાર વાડાની નજીક રામકલાપથકે ભજવી બતાવ્યું. આસરે ૧૨ થી ૧૫ હજારની વિશાળ જનમેદની આ નાટક જોવા માટે ખડી થઈ હતી.

આ પ્રસંગે મહારાષ્ટ્ર પ્રાંતિક કોંગ્રેસ સમિતિના મંત્રી શ્રી, તાત્યા સાહેબ દેશપાન્ડે, શહેરની દારૂબંધી સમિતિના ઉપપ્રમુખ શ્રી. એમ. એન. ગેમાણે, શ્રી. અન્ના સાહેબ કોષ્ટી, શહેરની કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી. જી. એમ. ગુપ્તે અને શ્રી. જી. એ. ખરાત વગેરે સંભાવિત સજ્જનો હાજર હતા.

આ પ્રસંગે સરકારના દારૂબંધીના કાર્યક્રમને સ્પષ્ટ કરતું એક વ્યાખ્યાન શ્રી. દેશપાંડેએ કર્યું હતું. અને એમાં સહકાર માટે વિનંતિ કરી હતી.

## નવાં કલ્યાણ કેન્દ્રો

પુનામાં એક કલ્યાણ કેન્દ્રની સ્થાપના કરવાનો ઇરાદો રખાયો છે. એને માટે યોગ્ય સ્થળ નક્કી કરવા માટે દારૂબંધી અને આબકારી ખાતાના ડેપ્યુટી કમિશ્નર ડૉ. શેખ ઓગસ્ટ માસમાં પૂનાની મુલાકાતે ગયેલા. તેઓશ્રીએ આસપાસના વિસ્તારનું નિરીક્ષણ કર્યું હતું. ડૉ. શેખે સ્થાનિક કાર્યકરોનો સંપર્ક સાધ્યો હતો. અને જનતાને સરકારના દારૂબંધીના કાર્યક્રમનું રહસ્ય સમજાવ્યું હતું. વધુમાં એમણે કલ્યાણ કેન્દ્રની અગત્ય ઉપર ભાર મૂકી સહકારી ધોરણે એવાં કેન્દ્રો શરૂ કરવા માટે લોકોને વિનંતિ કરી હતી. આ બાબતમાં સરકાર તરફથી સાહિત્ય સામગ્રીને લગતી મદદની એમણે ખાત્રી આપી હતી.

સ્વર્ગસ્થ લોકમાન્ય તિલકે પૂનામાં ગણેશ ઉત્સવની ઉજવણીની શરૂઆત કરી. ત્યારથી આ ઉત્સવ પૂના શહેરમાં બહુજ ભવ્યરીતે ઉજવવામાં આવે છે. આ ઉત્વસની ઉજવણીમાં શહેરની દારૂબંધી સમિતિએ દારૂબંધીના પ્રચારને પણ આ વર્ષે યથાર્થ રીતે સ્થાન આપ્યું.

તા. ૧૫ મી ઓગસ્ટે લોનાવળા અને જૂન્નરમાં બે કલ્યાણકેન્દ્રો શરૂ કરવામાં આવેલાં. એ બન્ને કેન્દ્રોનું ઉદ્દઘાટન કરતાં ડૉ. શેખે જનતાના નીચલા થરમાં દારૂની બદીના કારણે જે નૈતિક અને આર્થિક નુકસાન થઈ રહ્યું છે તેનો પરિચય કરાવી ગ્રામ જનતાને સરકારના ગ્રામ સુધારણાના કાર્યમાં મદદ કરવા માટે વિનંતિ કરી હતી. શ્રી. અન્ના સાહેબ આવટે, શ્રી. માધવરાવ ગેમાણે, શ્રી. ડી. એન. જોષી તેમજ શ્રી. એચ પી. દેશમુખે પણ સભાને ઉદ્દબોધન કર્યું હતું.

શ્રી. બી. પી. ગાયકવાડ અને દારૂબંધી સમિતિનાં બીજા સભ્યોએ બારામતી કલ્યાણ કેન્દ્ર તેમજ બારામતી તાલુકાની મુલાકાત લીધી હતી. અને વધુ અનાજ વાવવાની ઝુંબેશને પ્રોત્સાહન આપ્યું હતું. સ્થળે સ્થળે તેઓએ વૃક્ષા રોપણ કર્યું હતું અને સભાઓમાં વ્યાખ્યાનો આપ્યા હતાં

ચાલુ માસ દરમ્યાન પૂના જિલ્લાની દારૂબંધી સમિતિએ આશરે ચાર હજાર ભીત્તિ ચિત્રો જાહેર સ્થળોએ ચોડવા માટે વહેંચ્યાં હતાં. બારસો જેટલા ભીત્તિચિત્રો જિલ્લાની સહકારી સોસાયટીઓને આપવામાં આવ્યા હતાં. અને સોળસો જેટલા ચિત્રો શાળાઓમાં વહેંચવામાં આવ્યા હતાં.

## ઇનામોની વ્હેંચણી

સોલાપુરમાં મ્યુનિસિપલ ચુંટણીના પ્રચાર કાર્ય દરમ્યાન શહેરના દારૂબંધી કલાપથકે માત્ર આઠ દિવસમાં સત્તર જેટલા કાર્યક્રમો રજૂ કર્યા હતા, દરેક કાર્યક્રમમાં આશરે બે હજારની સંખ્યામાં લોકો હાજર રહ્યા હતા.

પછાત વર્ગના ખાતાના પ્રધાન શ્રી. જી. ડી. તપાસેએ હુતુતુ અને વોલી બોલની રમત ગમતોમાં વિજેતાઓને ઇનામો વહેંચ્યાં હતાં. રમતગમતોની આ હરીફાઇઓ માર્ચ, અને મે માસ દરમ્યાન સંસ્કાર કેન્દ્રના ઉપક્રમે યોજાઇ હતી. આ પ્રસંગે ડૉ. કે. બી.

અંત્રોલીકરે શ્રી. જી. ડી. તપાસેની સેવાઓને અંજલિ આપી હતી.

સોલાપુર શહેરની દારૂબંધી સમિતિએ પંદરમી ઓગસ્ટની ઉજવણી નિમિત્તે એક મલ્લ કુસ્તીની હરીફાઈ યોજી હતી. આ કાર્યક્રમ એટલો બધો લોકપ્રિય થઈ પડ્યો હતો કે એને કાયમી સ્વરૂપ આપવા માટે દારૂબંધી સમિતિએ નિર્ણય કરેલો. સંસ્કાર કેન્દ્રના કેન્ટીનને હવે અનાજનું પણ લાયસન્સ આપવામાં આવ્યું છે. એથી આગંતુકોને પથ્ય ખોરાક આપવાની કેન્ટીનને ઠીક અનુકૂળતા મળી છે.

## ઐચ્છિક સેવાનું ફળ

દારૂબંધી અંગેના ગુનાઓ પકડવા માટે જાહેર જનતામાંથી કેટલાક સ્વયંસેવકોએ ઐચ્છિક સેવા આપવાનું કબુલ્યું છે એવા સમાચાર સોલાપુર જિલ્લામાંથી આવી રહ્યા છે. જનતાને દારૂબંધી સમિતિએ આપેલી નિષ્ટાપૂર્વકની પ્રેરણાનું જ આ પરિણામ છે. જનતાને આ જાતનું ઐચ્છિક સેવાનું ફળ મંગળવેઢા તાલુકાને મળી રહ્યું છે.

પંઢરપૂર, ગાડેગામ, સેવલા અને સિધ્ધેવાડી એ ચાર શહેરોમાં કલાપથકોએ દારૂબંધીના પ્રચારને લગતા કાર્યક્રમો રજૂ કર્યા હતા. જિલ્લાની દારૂબંધી સમિતિના ઉપપ્રમુખ શ્રી. બી. પી. બડવે એક ઉગતા નાટ્યકાર છે. એમણે દારૂબંધી અંગેનું એક નાટક લખ્યું છે. આ નાટક જિલ્લાનાં જુદા જુદા ગામોમાં ભજવવામાં આવ્યું હતું. નાટ્યકારે પોતે સ્થળે સ્થળે વ્યાખ્યાનો પણ આપ્યા હતાં. બહુજ વિશાળ જનસમુદાયે આ નાટકોમાં રસ લીધો હતો.

## સ્થાયી શાન્તિનો માર્ગ

તા. ૧૧ મી ઓગસ્ટના રોજ ગૃહમંત્રી શ્રી. મોરારજી દેસાઈએ ધુલિયાની મુલાકાત લીધી હતી. એમના માનમાં ધુલિયાનાં રહીશોએ સમુહ કવાયત, ભાલા તલવારની લડાઈ અને એવા બીજા તંદુરસ્તી પોષક કાર્યક્રમો ગોઠવ્યા હતા પણ તેમાના ઘણાખરા સમયના અભાવે જતા કરવા પડ્યા હતા. શ્રી. મોરારજીભાઈએ એમના માનમાં યોજાયેલી એક નાની સભામાં તંદુરસ્તી પોષક આમોદપ્રમોદના મહત્વ ઉપર ભાર મુકયો હતો. દારૂની બદીને દફનાવી એને સ્થાને સ્થાનિક કલ્યાણ કેન્દ્રોમાં યોજાતી વિધવિધ રમતગમતોમાં રસ લેવા તેઓશ્રીએ લોકોને વિનંતિ કરી હતી. સ્થાયી શાંતિ અને સુખનો આજ એક માર્ગ છે એમ તેઓશ્રીએ ભારપૂર્વક કહ્યું હતું.

## મહાત્માજીની પુણ્ય સ્મૃતિ

ગુજરાત ભરમાં ઠેરઠેર મહાત્માજીના જીવન સિધ્ધાંતોનો આદેશ પ્રસરાવતા અને એ રીતે એમની પુણ્ય સ્મૃતિને તાજી રાખતા અનેક આશ્રમો પથરાયલા છે. ટીંટવામાં રેંટિયા આશ્રમના ખુલ્લા મેદાનમાં તા. ૧૫ મી ઓગષ્ટના રોજ બાજીપરા ગામના લોકોએ સર્વોદયના ગીતો ગાઈ મહાત્માજીની સ્મૃતિને તાજી કરી હતી. આ ગીતોમાંના એક ગીતમાં દારૂના દૈત્યને દફનાવવા માટે, માંસાહારનો ત્યાગ કરવા માટે તેમજ દરેક પ્રકારની મલિનતાને દૂર કરવા માટે મહાત્માજીએ સીધું ઉદ્બોધન કરેલ છે. આ ગીત સુરત જિલ્લાના દારૂબંધી અધિકારીએ જાતે જ ગાયું હતું અને તેની અસર છટાદાર વ્યાખ્યાનથી પણ વિશેષ ગાઢ અને વ્યાપક પડી હતી. દારૂબંધીની સફળતામાં મહાત્માજીના ઉચ્ચોચ્ચ જીવન સિધ્ધાંતોનો નિચોડ આવી જાય છે. મહાત્માજીના જીવનની અસામાન્યતા એમની અપૂર્વ શુધ્ધિમાં રહેલી છે. એમણે ખરું જ કહેલું છે કે દારૂડિયા જેવું, શિથિલ અને અનિયમિત જીવન એજ માનવ જાતના બધાંજ દુઃખોનું કારણ છે. મહાત્માજીનું એ નિદાન ખરેખર સાચું છે.

મહારાષ્ટ્રમાં જેમ ગણેશ ઉત્સવ તેમ ગુજરાતમાં જન્માષ્ટમી એક અત્યંત લોકપ્રિય તહેવાર છે. સૂરતની દારૂબંધી સમિતિએ જન્માષ્ટમીની રાતે સલાબતપુરામાં એક ચર્ચા સભા યોજી હતી.

## શિસ્ત અને વ્યવસ્થાનું મહત્ત્વ

સૂરત શહેરમાં પણ દારૂબંધીના પ્રચારમાં ઠીક ઠીક પ્રગતિ થઈ રહી છે. ચંદ્રવદન હાંસોટી નામના એક અંધ સંગીતકારે દારૂબંધી સપ્તાહ દરમ્યાન જાહેર સભાને મનોરંજન કરાવ્યું હતું. એણે પોતાની સિતાર ઉપર વાદ્ય કરી બતાવ્યું હતું. આંધળા માણસો કઈ રીતે લખી અને વાંચી શકે તે ઉપર વ્યાખ્યાન

કરવામાં આવ્યું હતું અને એની સભા ઉપર પૂબજ ઊંડી અસર થઇ હતી.

સભામાં એક નામચીન દારૂડીયો હતો. એના મન ઉપર દારૂબંધીના સંદેશની ગાઢ અસર થઇ. કોઇએ એને પોતાની પ્રતિજ્ઞા ચંદ્રવદન હાંસોટી પાસે લખાવવાની સલાહ આપી. એથી સભામાં ઠીક ઠીક આનંદની લાગણી અને હાસ્ય વ્યાપ્યાં હતાં. તા.૧૩ મી ઓગસ્ટ ના રોજ સહરાગેઇટના કલ્યાણકેન્દ્ર ઉપર એક મલ્લકુસ્તીની હરિફાઇ યોજવામાં આવી હતી. જિલ્લા દારૂબંધી સમિતિના એક સભ્ય શ્રી છોટુભાઈ મારફતિયા પ્રમુખસ્થાને હતા. શહેરના સંભાવિત સજ્જનોએ ઘણા મોટા પ્રમાણમાં હાજરી આપી હતી. અખાડોના કેટલાએ ઉસ્તાદોએ ભાગ લીધો હતો.

હરિફાઇને અંતે શ્રી. છોટુભાઇ મારફતિયાએ વ્યાખ્યાન કરતાં જીવનમાં શિસ્ત અને વ્યવસ્થાની અગત્ય ઉપર ભાર મુકયો હતો અને અખાડાના કાર્યકરોને દારૂબંધીના કાર્યક્રમમાં સહકાર આપવા માટે ઉદ્બોધન કર્યું હતું. બીજે દિવસે દારૂબંધી સમિતિના ઉપપ્રમુખ શ્રી. ઇશ્વરલાલ દેસાઇએ હિંદુ મિલન મંદિરમાં અખાડા કવાયતનું ઉદ્ઘાટન કર્યું હતું. આશરે ૫૦૦ જેટલા માણસોએ લાઠી વગેરેની રમતગમતો નિહાળી હતી. પ્રમુખ સ્થાનેથી વ્યાખ્યાન કરતાં શ્રી. દેસાઇએ નાત જાતના ભેદ વગરના બિનસાંપ્રદાયિક રાષ્ટ્રની સ્થાપના માટેના કોંગ્રેસ સરકારના આદર્શનું ધ્યાન આપ્યું હતું અને દારૂથી થતી પાયમાલીનો પરિચય કરાવ્યો હતો.

તા. ૧૫ મી ઓગસ્ટના રોજ કલ્યાણકેન્દ્રના મેદાનમાં શ્રી. હરકીસનદાસ દાળિયાને હસ્તે ધ્વજવંદન કરવામાં આવ્યું હતું અને વૃક્ષારોપણનો પણ કાર્યક્રમ રખાયો હતો.

તા. ૬ઠ્ઠી ઓગસ્ટના રોજ શ્રી. અર્જુનલાલાએ રાવજીભાઈ પટેલની સાથે નડિયાદની મુલાકાત લીધી હતી. અને જિલ્લાની દારૂબંધી સમિતિની ઑફિસનું નિરીક્ષણ કર્યું હતું. શ્રી. અર્જુનભાઇએ, ખેડા જીલ્લા નશાબંધી રક્ષક દળના સેનાપતિ શ્રી. ફુલસિંહજી ડાભી, તેમજ ધારાસભ્ય શ્રી. બાબુભાઇ પટેલનો પણ સંપર્ક સાધ્યો હતો અને દારૂબંધીના અમલ વિષયક પ્રશ્નોની ચર્ચા કરી હતી.



નારદુલ્લા ટેંક મેદાન ઉપર મૉંઘમાર વરસાદ વચ્ચે દારૂબંધી અંગેની પહેલી ફિલ્મ, 'ઉધાર' ને જોવા એકઠી થયેલી પાંચ હજારની જંગી મેદની.

# પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

## (૧) NEW LIVES FOR OLD:

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પુરી પાડતી આ પુસ્તિકામાં મુંબઈના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઈના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંશયોનો રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે.

ક્રાઉન સાઈઝનાં ૧૩૧ પાનાં, દ્વિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂ. ૧-૪-૦.

## (૨) પાપનું પ્રાયશ્ચિત્ત:

લેખક: શ્રી મનુભાઈ સુખલાલ શાહ; પૃષ્ટ સંખ્યા ૪૦; કિંમત ૦-૨-૦ ગામડામાં બહુજ ઓછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા

## (૩) દારૂનો દવ:

દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતાં અને દારૂડિયાનું કરુણ અધ:પતન વર્ણવતાં શ્રી ઉમાશંકર જોષી, શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં સોળ કાવ્યોનો સંગ્રહ

## (૪) સ્વરાજ્યની સંગાથે:

સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતાં મજૂરજીવનમાં આવેલ નવચેતનને સ્પર્શતી ત્રણ નવલિકાઓ કિંમત ૦–૨–૦

## (૫) આંખ ઊઘડી:

(બે નવલિકાઓ) શ્રી સોપાન અને શ્રી ધનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે વેધક વાર્તાઓ; પૃષ્ટ સંખ્યા ૨૮, કિંમત ૦–૨–૦

## (૬) માણસાઈનો વિજય:

(બે વાર્તાઓ) પૃષ્ટ સંખ્યા ૨૪, કિંમત ૦–૨–૦. શ્રી પીતામ્બર પટેલ અને શ્રી સીતારામ શર્માની દારૂડિયાનાં હૃદયપરિવર્તન વર્ણવતી બે વાર્તાઓ

## (૭) છેલ્લી ઘડીએ:

લેખક - શ્રી ધનસુખલાલ મહેતા: બહુજ ઓછી મહેનતે ભજવી શકાય એવી દારૂનિષેધ અંગેની એક સચોટ નાટિકા

**તમારી નકલો વી. પી. થી મંગાવો**

**મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિ**

ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ-૧

Registered No. B-5301

ઓક્ટોબર ૧૯૪૯

સરકાર

દારૂબંધી

# દારૂબંધીને સફળ કરો

માંતિક દારૂબંધી-સમિતિ, મુંબઇ



મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિનું આ મુખપત્ર લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ પ્રેસ-અંધેરીમાં
શ્રી રસિકલાલ જી. પટેલે છાપ્યું છે અને મુંબઈ સરકારના પ્રકાશન ખાતાએ પ્રસિદ્ધ કર્યું છે.

# અનુક્રમણિકા



★ 'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામપુનર્ઘટના, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ અને બીજા રચનાત્મક કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને ફોટાઓ આવકારવામાં આવે છે.

★ બદલાનાં સામયિકો અને ગ્રંથાવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે.

★ **પ્રકાશન અર્થે પસંદ થયેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે.**

★ **'સંજીવન'** માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો યોગ્ય ટિકિટો બીડી હશે તોજ પાછી મોકલવામાં આવશે.

★ **'સંજીવન'**માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થતાં મન્તવ્યો સાથે મુંબઇ પ્રાંતિક દારૂબંધી-સમિતિ હરહંમેશ સંમત છે એમ માનવાનું નથી.

**ટીપ:-'સંજીવન'** ગ્રાહકોને દર માસના પહેલા અઠવાડિયામાં પહોંચતું ન થાય તો તેઓએ ઓફિસને તા. ૧૫ મી પહેલાં જણાવવું. ત્યાર પછી કોઈપણ જાતની ફરિયાદ સાંભળવામાં આવશે નહિ.

મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ : નં. ૨૯૬, બજાર ગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ ૧.

# રામતીર્થ બ્રાહ્મી તેલ

(રજી. નં. ૧) (મેડીકેટેડ)



મગજના જ્ઞાન અને ક્રિયાતંતુઓ બળવાન બને છે. વાળ કાળા અને ચમકીલા બને છે. ખરતા અટકે છે. ટાલમાં વાળ ઉગે છે. ખોડો, જુ, લીખ, નાશ થાય છે. યાદશક્તિ વધે છે. આંખોમાં આંજવાથી દૃષ્ટિ વધે છે. કાનમાં નાખવાથી કાનના રોગો મટે છે. ગાઢ નિદ્રા આવે છે.

બધી ઋતુમાં બધાને ઉપયોગી છે. બધે મળે છે.

કિંમત:—રતલી બાટલીના રૂ. ૩॥, નાની બાટલીના રૂ. ૨.

ટપાલથી મંગાવનારે મોટી બાટલી માટે રૂ. ૫–૫–૦ અને નાની બાટલી માટે રૂ. ૩–૭–૦ (પેકીંગ અને ટપાલ ખર્ચ સહિત) મોકલવા. વી. પી. થતું નથી.

## રામતીર્થ યોગાશ્રમ, મુંબઈ ૪.



# હીંદુસ્તાન સ્નો

ચહેરાની સુંદરતા માટે

લવંડર બ્રાલીયનટાઇન

વાળો માટે ઉત્તમ છે.

## યુનીવર્સલ પરફ્યુમરી વર્કસ

પો. બો. ૩૧૩૦ ૯૫ કામ્બેકર સ્ટ્રીટ, મુંબઈ ૩ ગ્રામ હીરસો

# વડાપ્રધાન પંડિત નહેરૂનો સંદેશો



"વર્તમાનની તેમજ ભવિષ્યની બંને દ્રષ્ટિએ કોઇપણ સમયે નેશનલ સેવિંગ્ઝને ઉત્તેજન આપવું એ આવકાર પાત્ર છે. જે આર્થિક પરિસ્થિતિનો સામનો હાલ આપણે કરી રહ્યા છીએ તેને લક્ષમાં લેતાં આ એક અત્યન્ત મહત્વની જરૂરત છે અને દરેક વ્યક્તિએ એના તરફની પોતાની ફરજ સમજવી જોઇએ. એ સ્વાર્થ સાધવાની સાથો સાથ રાષ્ટ્રિય હિતના કાર્યમાં ફાળો આપવાનો સહેલો માર્ગ પણ છે. પરંતુ ઘણીવાર સહેલા માર્ગોની ઉપેક્ષા કરાય છે અને એ ભૂલી જવાય છે. અને એથીજ નેશનલ સેવિંગ્ઝની અગત્ય ઉપર ભાર મુકવો એ જરૂરનું છે. હું જનતાને નાની બચત યોજનાની ભલામણ કરૂં છું. આ એવી વસ્તુ નથી કે જે વિષે બે મત છે અથવા હોઇ શકે અને એથીજ આ યોજનાને સંપૂર્ણ રીતે સફળ બનાવવા માટે આપણે સૌએ મદદ કરવી જોઇએ."

—પંડિત નહેરૂ




'સંજીવન'ના

સોલ એડવર્ટાઇઝીંગ એજન્ટસ્

તરીકે

## ધી એકસેલસિયર પબ્લીસીટી કંપની

૩૨—૩૮, હમામ સ્ટ્રીટ, કોટ,
મુંબઇ ૧.

તા. ૧લી નવેમ્બર ૧૯૪૯ થી
નિયુક્ત થયેલ છે.

જાહેર ખબર આપનારાઓને એમનો સીધો સંપર્ક સાધવાની તેમજ જાહેર ખબર અંગે એમની સાથે સીધો પત્ર વ્યવહાર કરવાની વિનંતિ કરવામાં આવે છે.

સંજીવન

વર્ષ બીજું : ] નવેમ્બર—૧૯૪૯ [ અંક ચોથો

## ત્યાં મંદિરે – –

(શાલિની: સ્રગ્ધરા)

ત્યાં મંદિરે ભાવના ભક્તિ ઘેલા
ભક્તો કેરી ભીડ જામી'તી ભારે;
ઘીના દીવા સેંકડો જ્યોતમાંથી
રેલે જ્યોતિ આંખ અંજાય એવી;
બોલ્યું કાને ના કશું સંભળાય,
એવો ઘેરો ત્યાં ચગ્યો ઘંટનાદ!

હૈયે હૈયું મસ્ત છે ભક્તિ ગાને
નેત્રે નેત્રે ઊછળ્યાં નૂર - પૂર;
પાની - ઠેક બાજતો નૃત્ય - તાલ;
ગૂંજી ઊઠ્યા સામટા સર્વ કંઠ;
રંગે, રૂપે, સૌરભે મ્હેક મ્હેકાં
પુષ્પો કેરા હાર પ્રત્યેક હાથ
ફેંકે પ્રીતે આસને દેવ કેરાં;
ને એ આખું સ્વર્ણસિંહાસને યે
ઢંકાયું તત્કાળ ત્યાં પુષ્પ પુંજે!

કિંતુ 'ક્યાં છે દેવ?' ત્યાં કો'ક બોલ્યું:
ફેંકાયા સૌ પુષ્પમાળા ત્વરાથી
નીચે; ખાલી સ્વર્ણસિંહાસને એ
રેલ'તાં'તાં તેજનાં પૂર માત્ર!
ને શોધંતુ મૂર્તિને ભક્તવૃન્દ
ચાલ્યું જ્યારે બ્હાર સંક્ષુબ્ધચિત્તે,

ભાંગી, તૂટી, કૂટાઈ ભગતપદ તળે મૂર્તિ એ, તોય જાણે
એવી નેંવી પ્રસન્ના ખડ ખડ હસતી પ્રાંગણે ત્યાં પડી'તી!

જયાનન્દ દવે

# મદ્યાર્ક વિષે

# કેટલુંક યથાર્થદર્શન

(૩)

## મદ્યપાનની આયુષ્ય ઉપર અસર

આશરે સો વર્ષ પહેલાં ૨૬ વર્ષનો એક તંદુરસ્ત યુવાન એક વીમા કંપનીમાં જિંદગીનો વીમો ઉતરાવવા ગયો ત્યારે એ સંપૂર્ણ નિર્વ્યસની હોવાને કારણે એની પાસેથી ૧૦ ટકા વધારે પ્રીમીઅમ માગવામાં આવેલું. એ દિવસોમાં એવી માન્યતા હતી કે માણસ જ્યાંસુધી અમુક પ્રમાણમાં મદ્યાર્ક ન લે ત્યાંસુધી એ લાંબુ જીવી શકેજ નહિ! આ માન્યતા હવે કેવળ બદલાઈ ગઈ છે. પશ્ચિમના દેશોમાં હવે સંપૂર્ણ નિર્વ્યસનીને જિંદગીના વીમા ઉપર પ્રિમીયમમાં ૫ ટકા ડીસ્કાઉન્ટ આપવામાં આવે છે. આ પરિવર્તનનું કારણ મદ્યનિષેધ-સંસ્થાઓ તરફથી અવારનવાર થતો દારૂવિરોધી પ્રચાર છે.

મદ્યાર્કના ચુસ્ત હિમાયતીઓ પણ એ જો વધુ પ્રમાણમાં લેવામાં આવે તો તંદુરસ્તીને તેમજ જિંદગીને નુકશાન કરે છે એમ કબુલ કરે છે. પ્રસિદ્ધ દાક્તરો પણ મધ્યમસર મદ્યપાનથી શરીરને હાનિ થાય છે એવો અભિપ્રાય આપે છે. અને વીમા કંપનીઓના અનુભવનો આ અભિપ્રાયને ટેકો મળી રહે છે. બ્રિટિશ મેડીકલ જર્નલમાં સર આર્ચઝલબર્ડ ઓવેને પ્રગટ કરેલા એક લેખમાં એવો અભિપ્રાય વ્યકત થયેલ છે કે "સંપૂર્ણ નિર્વ્યસનીઓનું તેમજ બહુજ પ્રમાણસર મદ્યપાન કરનારાઓનું સરેરાશ આયુષ્ય વધારે લાંબુ હતું, અને દારૂડિયાઓમાંથી ભાગ્યેજ થોડા લાંબુ જીવનારાઓ હતા."

આશરે દસ વર્ષ પહેલાં અમેરિકાના લાઈફ એકસટેન્સન ઈન્સ્ટીટયુટે તેતાળીસ જેટલી વીમા કંપનીઓના આંકડાઓનો રિપોર્ટ પ્રસિદ્ધ કર્યો હતો. તેમાં બીજી વિગતો સાથે એમ પણ દર્શાવવામાં આવ્યું હતું કે જેઓ દરરોજ બે ગ્લાસથી વધારે બીઅર પીનાર હતા તેમનું મરણ પ્રમાણ ૮૬ ટકા વધારે હતું.

નોર્થ વેસ્ટ લાઈફ ઇન્સ્યુરન્સ કંપની નામે અમેરિકાની એક ઘણીજ-નામચીન વીમા-કંપનીએ ૧૯૩૯ માં પ્રગટ કરેલા એક રિપોર્ટમાં જણાવવામાં આવ્યું હતું કે ઊંચું લોહી, દબાણ, વધારે પડતું મદ્યપાન અને હૃદયના રોગો એ ત્રણે અનુક્રમે જિંદગીના વીમા માટે કોઈપણ વ્યકિતને નાલાયક ઠરાવવામાં જવાબદાર છે.

"નાલાયક ઠરેલા દર સો કેસોમાં સત્તાવીશને ઊંચું બ્લડ પ્રેશર હતું, ચોવીસને બેહદ મદ્યપાનની ટેવ હતી, અને એકવીસને હૃદયના રોગો હતા."

એ ખરૂં છે કે કેટલાક કિસ્સાઓમાં લોહીનું વધારે પડતું દબાણ અથવા તો હૃદયની નબળાઇ મદ્યાર્કના ઉપયોગને આભારી હતી તેમ છતાં પણ મદ્યાર્કનું સેવન ઘણીવાર આ બન્નેનું કારણભૂત બને છે, એ વસ્તુ જાણીતી છે.

મદ્યાર્કના સેવનની આયુષ્યની લંબાઇ ઉપર ચોક્કસપણે અસર થાયછે તે વસ્તુ આપણે જિંદગીના વીમા ઉતારનાર કંપનીઓ મદ્યપાન કરનાર અસીલો તરફ જે વલણ દાખવે છે તે ઉપરથી જોઇ શકાય છે. આનું ખાસ કારણ છે. કેમકે, પોતાના પોલીસી-હોલ્ડરોની શારીરિક ખામીઓ તેમજ વ્યસનો વગેરેની ચોક્કસ માહિતી મેળવવી એ એમને માટે જરૂરી છે.

જૂની જાણીતી સદ્ધર અને ચુસ્ત વીમા કંપનીઓ કોઇ દિવસ નામચીન દારૂડિયાના જેવી જોખમી જીંદગીના વીમાઓ ઉતારતી નથી. કોઇપણ સંજોગોમાં બેહદ મદ્યપાન સાબીત થાય તો પોલીસીને રદ કરવાનો પણ પોતાનો હક્ક અચુકપણે સ્થાપિત રાખેછે. જે લોકો મહીને બેમહીને એકાદ વાર દારૂ પીએ છે તેઓને માટે સામાન્ય દર કરતાં પચાસ ટકા વધારે પ્રિમીયમના દર રાખવામાં આવે છે. અવારનવાર દારૂ પીનાર લોકોની જીંદગીના વીમા ઘણીખરી કંપનીઓ ઉતારતી નથી.

"મેડિકસ" એ તખલ્લુસ હેઠળ લખતા એક અંગ્રેજ વિદ્વાન દાક્તરે Health and Long Life નામે એક પુસ્તક લખેલું છે. એ પુસ્તકમાં એમણે એક

મોટી વીમા કંપનીના ઈન્સ્યોર્ડ થયેલા માણસોના મરણના પ્રમાણને સામાન્ય રીતે માનવમૃત્યુના પ્રમાણ સાથે બહુજ સરસ રીતે સરખાવેલ છે. એ મુજબ સંપૂર્ણ નિર્વ્યસનીઓનું મરણનું પ્રમાણ ૫૩ ટકા, મધ્યમસર મદ્યપાન કરનારાઓનું ૬૪ ટકા. અને દારૂનો બેહદ નહિ પણ છૂટથી ઉપયોગ કરનારાઓનું ૭૩ ટકા માલૂમ પડ્યું હતું. એટલે કે સંપૂર્ણ નિર્વ્યસની અને દારૂડિયા વચ્ચે મરણના પ્રમાણમાં ૨૦ ટકા જેટલો તફાવત છે.

આમ આ બધા ઉપરથી ફલિત થાય છે કે માણસ જેમ વધારે દારૂ પીએ છે તેમ મૃત્યુ વહેલું થાય છે. ડૉક્ટર જે. એચ. ફ્રેલોગ પણ આ સબંધી સંશોધનાત્મક અભ્યાસ કરતાં અભિપ્રાય આપે છે તે મુજબ મધ્યમસર મદ્યપાન કરનારાઓનું મૃત્યુનું પ્રમાણ નિર્વ્યસનીઓ કરતાં ૧/૮ વધારે માલમ પડે છે.

આ બધી વિગતવાર આંકડાઓને આધારે મેળવાયેલી હકીકત ઉપરથી એમ સાબિત થાય છે કે નિર્વ્યસની માણસો દારૂડિયાઓ કરતાં અવશ્ય વધારે લાંબુ જીવે છે. આ હકીકત ગ્રેટબ્રિટનના દારૂમાં હિત ધરાવનાં તત્વોને નજ ગમે તે દેખીતું છે. આથીજ એ લોકોએ "મોર્નિંગ એડવરટાઇઝર" નામના એમના મુખપત્રમાં જાત જાતનો પ્રચાર કરવા માંડ્યો. જૂન ૧૯૩૯ માં એ પત્રમાં પ્રગટ થયેલો નીચેનો ફકરો નોંધ પાત્ર છે.

"ટાઢને દૂર કરવા માટે મદ્યાર્કવાળાં પીણાં ઘણીવાર બહુ ઉપયોગી થઈ પડે છે. જે લોકો નિર્વ્યસની નથી, અર્થાત દારૂ વગેરે પીણાં લે છે એમને તેઓની એ ટેવને કારણે ટાઢ લાગતી નથી, તેમજ શિયાળાની કોઈ ઠંડી રાત્રીએ એમને ઓવરકોટ પહેરવાની પણ જરૂર નથી એમ તેઓ માને છે. આથી કરીને જ તેઓને કોઈકવાર ન્યુમોનિયા થાય છે. નિર્વ્યસની લોકો તો પોતાને ટાઢ સામે મદ્યાર્ક જેવું કોઈ જ રક્ષણ નથી એમ માની ગરમ વસ્ત્રો પહેરે છે અને એથી એમને ઠંડી લાગતી નથી."

અહિં એમ માની લેવામાં આવ્યું છે કે લગભગ બધાજ મદ્યપીઓ ન્યુમોનીઆથી મરણ પામે છે. અને એજ મોટો ભ્રમ છે, આવા પ્રચારથી માત્ર અજ્ઞ દારૂડિયાઓ સિવાય ભાગ્યેજ બીજા કોઈ ભોળવાય!

અમેરિકન વીમા કંપનીઓના આંકડાઓ ઉપરથી મેળવેલી નીચેની વિગતો ખાસ લક્ષપાત્ર છે.

ન્યુયોર્કના ખૂબજ જાણીતા ડૉ. પારકરે વીમા કંપનીઓના કોઠાઓ ઉપરથી નીચેની હકીકતો તારવેલી.

"મદ્યાર્ક જ્યારે લેવામાં આવે છે ત્યારે શરીરની ગરમી ઓછી થાય છે. તાકાત ઘટી જાય છે. અને જિંદગીમાં લગભગ ૪૦ ટકાનો એ ઘટાડો કરે છે."

"એકવીસથી ત્રીસની વચ્ચે મરતા દર દસ નિર્વ્યસની માણસોએ ૫૧ વ્યસની માણસો મરે છે."

એટલે કે દારૂડિયાઓનું મરણનું પ્રમાણ નિર્વ્યસનીઓ કરતાં લગભગ પાંચસો ટકા વધારે છે.

રજીસ્ટ્રાર – જનરલના ૧૮૯૫ ના રિપોર્ટમાં નીચેનું અવલોકન માલમ પડે છે.

"દારૂના વ્યાપાર સાથે સંકળાયેલ માણસોનું મરણનું પ્રમાણ ખરેખર ભયંકર છે."

૧૮૮૦–૮૧–૮૨ ના વર્ષો દરમ્યાન ક્લબ્સ, પબ્લીકન્સ અને હોટેલો સાથે સંકળાયેલા ૧,૩૬,૪૪૯ નોકરોમાંથી ૬૮૩૯ મૃત્યુ થયેલાં. જ્યારે એ સમય દરમ્યાન બીજા સામાન્ય ધંધામાં રોકાયેલા માણસોમાં ૬૭૫૯ મૃત્યુ થયેલા. એટલે કે આગળની બાબતમાં દર વર્ષે ૧૦૨૧ મૃત્યુ વધારે થતાં."

આવા ધંધામાં રોકાયેલા માણસોના મૃત્યુના આ મોટા પ્રમાણ ઉપર ટીકા કરતાં મેડીકલ સ્ટેટીસ્ટીકસ્ ઓફિસર લખે છે:

'વીશીઓ અને હોટેલના માલીકો પોતાની સ્ત્રીઓને સંજોગાનુસાર કે બીજા કોઈ કારણસર બીજી સામાન્ય સ્ત્રીઓ કરતાં વધારે વહેલા મૃત્યુ તરફ ધસરડે છે.'

આના વિરોધમાં યુનાઈટેડ કીંગડમ પ્રોવીડન્ટ ઈન્સ્ટીટ્યુશનના મુખપત્રના એક અંકમાં એક સ્પેકમૅનના કુટુંબના ૭ સભ્યોના આયુષ્ય વિષે જે અહેવાલ પ્રગટ થયો છે તે એવો

રસપ્રદ થઈ પડશે. ૧૯૪૦ માં એમની ઉમર નીચે પ્રમાણે હતી.

| નામ | | વર્ષ |
|---|---|---|
| એચ. જી. સ્પેકમેન | | ૮૯ |
| લેલીન | " | ૮૧ |
| હર્બર્ટ | " | ૭૩ |
| વીલફ્રેડ | " | ૭૩ |
| અરનેસ્ટ | " | ૭૧ |
| ગીફ્રેડ | " | ૭૦ |

ફેબ્રુઆરી ૧૯૪૦ નું ધી એલાયન્સ ન્યુઝ આ સંબંધી લખે છે: ' આ ભાઈઓના દીર્ઘ આયુષ્યનું મુખ્ય કારણ એમનું નિર્વ્યસની જીવન છે.

દારૂના વ્યાપાર સાથે સંકળાયેલા લોકોની પોલીસી અંગે વીમા કંપનીઓ કેવું વલણ દાખવે છે તે આપણે સર હર્મન વેલરના On Means for the Prolongation of Life'' નામે પુસ્તકમાં મળે છે.

'જાહેર દારૂના પીઠાના માલિકો સામાન્યતઃ વહેલા મૃત્યુ પામતા હોઇ વીમા કંપનીઓ ઘણે ભાગે તેઓની જિંદગીના વીમા સ્વીકારતી નથી. અને જો સ્વીકારે છે તો ખૂબજ વધારે પ્રિમીઅમ સાથે.'

દારૂબંધીમાં રસ ધરાવતા મારા અંગ્રેજ મિત્રો મારફત મને જાણવા મળ્યું છે કે જાહેર શરાબગૃહોના માલિકો કાંતો પોતેજ પોતાના માલનો છૂટથી ઉપયોગ કરતા હોય તે કારણે અથવા તો પૈસાદાર ગ્રાહકો તરફથી થોડી ઘણી મફત લિજ્જત એમને મળી જતી હોવાને કારણે આ લોકો શંકાનું ઉપાદાન બને છે. વીમા કંપનીઓ જ્યારે આવા લોકોની જિંદગીના વીમા ઉતારે છે ત્યારે કેફી પીણા બાબતની એમની ટેવો વિષે પૂરતા પ્રમાણમાં ખાત્રી કરીને જ તેઓ એમની પોલીસીઓના સ્વીકાર કરે છે.

ઘણી ખરી રૂઢિચુસ્ત વીમા કંપનીઓ સામાન્ય રીતે અઠંગ દારૂડિયાઓના અપવાદ સિવાય ઘણા ખરા તંદુરસ્ત માણસોની જિંદગીના વીમા સ્વીકારે છે. દારૂનો ઉપયોગ કરનાર માણસો પાસેથી એમની પોલીસી બદલ 'શંકાશીલ જીવન' ને કારણે જેટલું વધારે જોખમ વહોરવું પડે છે એટલા પ્રમાણમાં વધારે પ્રીમીઅમ લેવામાં આવે છે. આમ કરવાથી એમને નફો થાય છે ખરો તેમ છતાં પણ તેઓ માને છે કે દારૂડિયાઓ કરતાં સામાન્ય પ્રીમિયમ આપનાર નિર્વ્યસનીઓની જિંદગીના વીમો ઉતારવો તે વધારે લાભદાયી છે. એથીજ. એક મોટી અંગ્રેજી વીમા કંપનીએ સખેદ જાહેર કરેલું કે જો એના બધાજ અસીલો નિર્વ્યસનીઓ હોય તો મૃત્યુના દાવા અંગે ભરપાઇ કરવામાં આવેલ આસરે દસ લાખ પૌંડ જેટલી ગંજાવર રકમ બચાવી શકાય.*

* ડૉ. એચ. સી. મુકરજીના અંગ્રેજી લેખને આધારે



"સ્વરાજ્યમાં રાજ્યસત્તા દારૂ–અફીણનો વેપાર ન જ કરે"

—— ગાંધીજી

# જંબુનેતા જવાહર

આ વીરને થઈ અનુવ્રત હર્ષિત ને
આ ઇન્દ્રને ઉર ધરો સહુ સખ્યભાવે:
જે ગ્રામનો, સકલપૃથિવીતણો વિજેતા,
ઓજસ્વિ વિશ્વ રણપન્થતણો નિહન્તા.

વાણી અથર્વઋષિની ગરવી પુરાણી:
આજે સગર્વ ગુરુઅર્થવતી પ્રમાણી:
આજે જવાહર જયન્તપદે વિરાજે
એનો પ્રભાવરસ દિગન્ત અનન્ત ગાજે.

જેથી સમુજ્જ્વલ બની સ્વયંયશકીર્તિ
એ ભાવના વિમલ એ જ ઉદાર નીતિ:
ને એ જ સંસ્કૃતિસુપાવન સત્વરીતિ:
એની જવાહરવિશે મળતી પ્રતીતિ

મૈત્રીતણી શુભ તથાગતભાવનાને
સેવી, સ્વયં કરી કૃતાર્થ અશોકદેવે:
એ કર્મવીર–પથમાં નિવરી અનન્યા
હિંસાભર્યા દમનને દમતી અહિંસા.

ને એ વ્રતે પરવર્યા બહુ આર્યવીરો,
તેમાં જવાહર ! તું ભારતનો નબીરો:
હીરાસમો સકલલોકશિરે વિરાજે:
તું વિશ્વની વિરલ સત્ત્વવિભૂતિ આજે.

સ્વાતંત્ર્યવીર જન જે નિજ ધર્મ માટે
છોડી સ્વદેશ વિચર્યા પરદેશવાટે;
પારિસમુદ્ર નવવાસ વિશે વિધાવ્યા,
એ વીરને મન જવાહર આજ ભાવ્યા.

જેણે સમાનમત ખાતર યુદ્ધ ખેડી
ને માતૃભૂમિતણી રાજ્યધુરા વિછોડી,



इमं वीरमनु हर्षध्वमुग्रम्
इन्द्रं सखायो अनु सं रभध्वम् ।
ग्रामजितं गोजितं वज्रबाहुं
जयन्तमज्म प्रमृणन्तमोजसा ॥

એ વીરવંશજ રૂડાં બિરુદોથી આજે
સ્વાતંત્ર્યપૂજક જવાહરને નવાજે.

હિંસાહલાહલથી વિશ્વ ઉગારવાને
શાસ્ત્રો ઘણાંનું કર્યું દોહન મોહને ને
આકંઠ પાન કર્યું એનું જવાહરે: જો!
શ્રીકૃષ્ણ મોહન, જવાહર પાર્થ બીજો.

વિદ્વેષના વિષમ કાતિલ કાલકૂટે
આ વિશ્વનું પ્રણયમંગલ સૂત્ર તૂટે:
તે સાંધવા અમૃતમન્ત્ર તણો પ્રણેતા
આજે બધે જગ જવાહર જંબુનેતા.

એનું ક્ષમામય તપો નિત ક્ષાત્રતેજ,
સોહે પ્રજાશિર જવાહર નિત્ય એ જ;
એ વીરની સકલમંગલભાવનાની
હો દ્યૌ અને પૃથિવિ કામદુધા સદાની.

રામપ્રસાદ પ્રે. બક્ષી

# ફુ ॥ ગા ॥ વા ॥ નો

# ત = હે = વા = ર

: લેખક :

શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે

મહારાષ્ટ્રમાં જેમ ગણેશચતુર્થીનું, બંગાળમાં નવરાત્રિનું, મારવાડમાં હોળીનુ તેમ ગુજરાતમાં દિવાળીના તહેવારનું મહત્ત્વ ઘણું છે. આપણે હોળીના રંગે રંગાઈએ છીએ., શ્રાવણ માસમાં વ્રતો ને ઉપવાસો કરીએ છીએ. શરત્પૂર્ણિમાએ ચાંદની રાતનો ઉત્સવ દૂધપૌંઆ વડે ઉજવીએ છીએ એ ખરું, પણ દીપોત્સવીને પ્રસંગે તો આપણે લગભગ ઉત્સવ- ઘેલા બની જઇએ છીએ.

બાળક જેમ રબરના ફુગ્ગા ફૂલાવે છે તેમ કેટલીક વાર સંજોગ, સ્વભાવ ને પ્રણાલિકા પણ માણસને ફુગ્ગા જેવો બનાવે છે. દિવાળીનો તહેવાર એ ફુગાવાનો તહેવાર છે.—પ્રફુલ્લતાનો એ ઉત્સવ છે. બધા જ માણસો એ દિવસમાં પ્રફુલ્લ બને છે.—એ દરેક પ્રકારે ફુલે છે.

તન, મન ને ધન એ ત્રણે વિષયમાં એ દિવસોમાં એકાએક ફુગાવો અથવા ફુલાવો આવે છે.

સામાન્ય રીતે જેની પાચનશકિત મંદ હોય ને હમેશ જે જોખી જોખીને ખાતો હોય તે પણ દિવાળીના દિવસમાં વીર બની જાયછે. ઘારી, સેવ જલેબી, ઘુઘરા, સુંવાળી થાપડા આદિ વિવિધ પ્રકારના ખાદ્ય પદાર્થો દિવાળી આવે તે પહેલાંથીજ તૈયાર કરી રાખવામાં આવે છે. હોળીના દિવસોમાં આપણે મનને છૂટું મૂકી દઇએ છીએ, શ્રાવણના તહેવારોમાં સંયમ ને ધર્મભાવના કેળવીએ છીએ, શરત્પૂર્ણિમાએ રસિકતાને અવકાશ આપીએ છીએ, પણ જઠરાગ્નિને તો દિવાળીના તહેવારમાંજ લડાવીએ છીએ. જુદા જુદા તહેવારોએ આપણે જુદી જુદી જાતના ખાદ્ય પદાર્થો બનાવીને તે આરોગીએ છીએ. પણ ભોજનના ષડરસની વિવિધ સામગ્રીઓનો એક સામટો ઉપયોગ તો દિવાળીને પ્રસંગેજ કરીએ છીએ.

હું નાનો હતો ત્યારે, મને યાદ છે કે, સાધારણ રીતે બહુ ખાવું નહી, માંદા પડાય, ગળપણ ઓછું. પેટ. કરમ થશે' એમ કરીને મને રોકવામાં આવતો. પણ દિવાળી આવતાં ને એ આખો ક્રમ ફરી જતો. ફટાકડા ફોડવાની ને મિત્રો સાથે ભેગા મળીને તોફાન કરવા જવાની ચિંતામાં હું તે વેળા ખાવાની ચિંતા વિસારી મૂકતો. એકાદ કોળિયો ભર્યો—ન ભર્યો ને હું રમવા દોડી જતો. તે વેળા મને મારી માતા સમજાવી—પટાવી—લલચાવી ફોસલાવીને જમવા બેસાડતી."જો ,આ ઘુઘરો કેવો સરસ છે! જરા ચાખી જોતો, જોઉં! અરે! આ થાપડો રહી ગયો. એનો સવાદ તો ચાખી જો. ને આ જલેબી! તને જલેબી તો બહુ ભાવે છે. બસ? એટલામાં ઉઠી શું જાયછે? જો આ સેવ તો રહી ગઇ.—જરા ચાખી તો જો! લે, જરા અથાણું આપું—એની સાથે આ ખાવાની ઘારી બનાવી છે તેનો સ્વાદ કંઇ ઓરજ લાગશે" આમ આગ્રહ કરીકરીને એ મને અકરાંતિયાની માફક ખવડાવતી.

દિવાળીના દિવસમાં માણસની પાચનશકિત કંઇ એકાએક સુધરી જતી નથી. જો કોઇ સંભવ હોય તો ઋતુને કારણે એના બગડવાનો સંભવ છે. આમ છતાં એ દિવસોમાં માણસો નાના પ્રકારના ખાદ્ય પદાર્થો ખાઇને પેટના ફુગાવાને નોતરે છે

દિવાળીમાં જેમ પેટ ફુલે છે, એમ પાકીટ પણ ફુલતાં હોય એવો ભાસ થાય છે. અલબત, આ માત્ર આભાસ જ હોય છે. પેટની પચાવવાની, માણસની કમાવાની ને પાકીટની પૈસા સમાવવાની શકિતમાં કંઇ એ દિવસોમાં એકાએક વધારો થઇ જતો નથી. પણ જાણે એ શકિતમાં ખૂબ વધારો થઇ ગયો હોય એ રીતે માણસને વર્તવું પડે છે.

દિવાળીના બીજા દિવસથી બોણી માગનારાઓ, એક પછી એક આવવા લાગે છે ત્યારે આપણને થાય: "ઓહો આટલા બધા માણસો મારી તહેનાતમાં ખડે પગે

કામ કરી રહ્યા છો!" ધોબી, દરજી, ઘાટી રસોઇઆ માળી ટપાલી એ બધા તો બોણી પોતાના અધિકારની રૂઇએ માગવા આવેજ છે. પણ પાડોશીના નોકર ને રસોઇઆ ને શોફર પણ એમની સાથે આવે છે. તે વેળા આપણને જરા નવાઇ લાગે છે. 'પણ કંઇ નહી. પાડોશમાં જ છે એટલે કોઈ દહાડો ખપ લાગશે' એમ કરીને આપણે એને કઇક બોણી આપી છૂટીએ છીએ. પણ એ પછી જેના મુખારવિંદનું દર્શન આપણને એકાદ વાર જ થયું હોય એવો, આપણા કોક ઓળખીતાને જે હોસ્પિટલમાં રહેવું પડ્યું હોય ત્યાંનો લિફ્ટમેન આવીને સલામ ભરીને ઊભો રહેછે ત્યારે અણગમતા ફંડમાં પ્રેરાણે પૈસા ભરવાનો પ્રસંગ આવી પડે ને જેવી લાગણી થાય તેવી લાગણી આપણે અનુભવીએ છીએ. આપણે ચાર આના એના હાથમાં મૂકીએ છીએ. "સાહેબ કંઇ ન આપશો. ચાર આની માટે હું હાથ ધરતો નથી." એ ગર્વપૂર્વક કહે છે. "પણ ભલા માણસ, તમારે સામા માણસની શક્તિનો વિચાર કરવો જોઇએ કેની? હું તે કેટલાને આપું? અત્યાર સુધીમાં ચૌદ માણસો મારી પાસે બોણી ઉઘરાવી ગયા. લો, આ બે આના વધારે" કરીને આપણે બીજા બે આના આપવા માટે હાથ લંબાવીએ છીએ. "સાહેબ, હું તો સલામ કરવા આવ્યો' તો. મારે કશું જોઇતું નથી, "અપ્રસન્ન મુખમુદ્રા કરીને એ કહે છે. "હવે બોલશો નહી, લો આ આઠ આના લઇને રાજી થઓ," આપણે જરા દિલગિર બની જઈને બીજા બે આના વધારે આપવાનો અભિનય કરતા ઉઠીએ છીએ. 'સાહેબ' હું રૂપિયાથી ઓછું લેતો નથી. 'એ કહે છે' પણ તમારા કંઇ માંગતા પૈસા લેવા આવ્યા છો?' આપણે જરા રોપ કરીને પૂછીએ છીએ. 'ના સાહેબ એવું કયાં કહું છું? આ તો ખુશીથી આપવાના છે,' એ કહે છે. 'તો આઠ આના લઇ લો હું ખુશીથી આપું છું. એથી વધારે આપવાની મારી શક્તિ નથી,' આપણે જરા ઉગ્ર બનીને બોલીએ છીએ. આપણે જો મક્કમ થઇએ તો એ નરમ થઇને આઠ આના લઇને સલામ કરીને ચાલ્યો જાય છે, પણ આપણે જરા નરમ દેખાઇએ તો એ મક્કમ રહે છે. ને આખરે રૂપિયો નહિ તો બાર આના પણ લઇને જાય છે.

પૈસાની કોઇ જાતની લેવડદેવડ કર્યા વિના હોળીના દિવસોમાં છોકરાઓ ને દિવાળીના દિવસમાં નોકરિયાત વર્ગ આપણા લેણદાર બની જાય છે અને એક હોળીને નામે બીજા બોણીને નામે આપણાં ખીસાં હલકાં કરે છે. વહેપારીઓને ત્યાં નોકરી કરનારાઓને બોનસ અથવા બોણી મળે છે, પણ મોટા ભાગના નોકરી કરનારાઓને તો બાંધી આવક મળતી હોય છે. દિવાળીના દિવસમાં વધારો થાય છે તે એમની આવકમાં નહિ. પણ ખર્ચમાં- આમ છતાં એમની ધનસમૃદ્ધિ વધી ગઇ હોય એવો દેખાવ રાખી એમને છોકરાઓને ફટાકડા અપાવવામાં જુદી જુદી જાતના ખાદ્ય પદાર્થો તૈયાર કરાવવા માટે ને બોણીને અંગે છૂટે હાથે પૈસા ખરચવા પડે છે.

સામાન્ય રીતે આપણે મૌનનું મહત્વ માન્યું છે. કેટલાક અઠવાડિયામાં એકાદ દિવસ મૂંગા રહે છે, કોક માત્ર જમતી વેળા જીભનો ઉપયોગ માત્ર જમવા માટે જ કરે છે, બોલવા માટે નહિ, તો કોઇક વિરલ પુરુષો વરસ, પાંચ વરસ કે બાર વરસ સુધી મૂંગા રહે છે. પણ દિવાળીના દિવસમાં અવાજનું મહત્વ વધી જાય છે.

આનંદને પ્રસંગે અવાજ કરવો, જેમ આનંદનો પ્રસંગ મોટો તેમ અવાજ પણ મોટો હોવો જોઇએ એવી પ્રથા પ્રાચીન કાળથી ચીનમાં તેમજ આપણા દેશમાં ચાલી આવે છે. ફટાકડાની શોધ ચીનમાં થઈ છે ને એની પાસેથી આપણે પણ ફટાકડા ફોડવાની પ્રથા અપનાવી. આનંદને પ્રસંગે ખુશાલી દર્શાવવા સંગીત આદિ હોય એ તો સમજાય એવું છે. પણ આતો કર્ણમધુર નહિ, પણ કાનના પડદા તોડી નાખે એવો અવાજ કરવો એજ નિયમ જોવામાં આવે છે.

આમ તો કૂતરું ભસે તો રાતના જેમનાથી ઊંઘી શકાય નહિ, કોઇ ભડાક દઈને બારણું જોરમાં બંધ કરે તો જેના હાથમાંથી ચહાનો પ્યાલો પડી જાય એવા માણસો પણ દિવાળીના દિવસમાં છોકરાઓને ફટાકડા અપાવે છે, એટલું જ નહિ, પણ 'બચ્ચા એલે ઓર બચ્ચેકા બાવા ખી એલે' એ ન્યાયે છોકરાઓ ભેગા પોતે પણ ફટાકડા ફોડવા બેસી જાય છે.

મને એક પ્રસંગ યાદ આવે છે. ત્રણેક વર્ષ પર બેસતા વર્ષને દહાડે મારા એક મુરબ્બી મને મળવા આવ્યા હતા. હિંચકા પર ઝૂલતા ઝૂલતા, તપખીર સુંઘતાં સુંઘતા એ તડાકાઓ મારતા હતા. એટલામાં બાજુમાં

રહેતા એક બાળકે નળીનો અવાજ કર્યો. મુરબ્બીના હાથમાં તપખીર હતી ને હાથ ઊંચો કરીને એ સુંઘવા જતા હતા. એટલામાં નળીનો ધડાકો થયો. ને એમનો હાથ નાક સુધી પહોંચ્યા પહેલાં હોઠ પર જ થોડીક તપખીર ભભરાવીને હેઠે આવ્યો. થોડીવાર એ મૂંગા રહ્યા. પછી ફરી તપખીરની ચપટી ભરી એમણે હાથ ઊંચો કર્યો. નળીનો બીજો ધડાકો સંભળાયો ને ઝડપથી તપખીર સુંઘવાનો પ્રયત્ન કરતાં એમણે હાથ વધારે પડતો ઊંચે. કર્યો. આંખ સુધી હાથ પહોંચી ગયો. થોડી તપખીર આંખમાં ગઈ પણ ખરી. રૂમાલ કાઢી એમણે આંખ ને મોં સાફ કર્યાં ને પછી તપખીર સુંઘવાનો પ્રયત્ન માંડી વાળ્યો. અર્ધાએક કલાક પછી બધું શાંત થઈ ગયું એટલે એમણે ફરી તપખીરની ડબી ઉઘાડી, ચપટી ભરી ને વાતાવરણ શાંત જોઈને નાક સુધી હાથ લંબાવ્યો. પણ એટલામાં બંધુકિયા ફટાકડાની કોઈએ લૂમ ફોડી. કાનને ફાડી નાખે એવો અવાજ આવ્યો. કંઈક બોલવા માટે એમનું મોં ઉઘડ્યું ને એ ઉઘડેલા મોંમાં જઈને ઠરતો હોય તેમ હાથ ભરાઈ ગયો! લૂમ ફૂટી રહ્યા પછી એમણે કહ્યું "મારા હાથમાં સત્તા હોય તો ફટાકડા કોઈને ફોડવા દઉં નહિ. ફટાકડાની દુકાનોમાં બધા ફટાકડા ભેગા કરી એકસામટા સળગાવી મૂકું" "પણ મુરબ્બી, તો તો અવાજ ઘણો વધારે થશે. અને આ બાળકો પણ બીજું શું કરે છે? ફટાકડા મળે તેટલા ભેગા કરીને સળગાવે જ છે ને?" મેં કહ્યું. "અવાજને લીધે માણસના જ્ઞાનતંતુ નબળા પડી જાય છે. અને આ ફટાકડાની હાથમાં કેટલા છોકરા દાઝી જાય છે તે તમે જાણો છો?" એમણે કહ્યું.

દેવદિવાળીને દિવસે હું એમને ત્યાં મળવા ગયો ત્યારે ફટાકડાના એ પ્રખર વિરોધી પોતાના છોકરાઓને લઈને ઉંમરા બહાર બેઠા બેઠા ફટાકડા ફોડતા હતા! "તમે તો ફટાકડાનો વિરોધ કરતા હતા ને!" મેં આશ્ચર્ય પામીને એમને પૂછ્યું. "હા, પણ આ છોકરાઓએ છૂટ લીધી એટલે મારું કંઈ ચાલ્યું નહિ" એમણે જવાબ દીધો. "તો ભલે છોકરાઓ જાતે ફોડતા, પણ તમે શા સારુ ફોડવા બેસી ગયા છો?" મેં પૂછ્યું. "એમને ક્યાં ફટાકડા ફોડતાં આવડે છે? આ તો હું બતાવું છું, અને નાનપણમાં એમ તો મેં પણ ખૂબ ફટાકડા ફોડ્યા છે. એટલે થયું, લાવ જરા જોઉં કે, હજી પણ આવડે છે કે ભૂલી ગયો?" એમણે જવાબ દીધો. વાત પરથી વાત નીકળતાં એમણે કહ્યું કે "અત્યારે મારાથી અવાજ ખમાતો નથી. પણ અમે નાના હતા ત્યારે કંઈ ફટાકા ફોડતા-કંઈ ફટાકા ફોડતા! અરે! લૂમની લૂમ સળગાવતા, કોઠી હાથમાં રાખીને ફોડતા, અને કોઈક વાર તો બૈરાં સાથીઓ પૂરતાં હોય ત્યારે ફટાકડાની લૂમો ઘાસતેલના ખાલી ડબ્બામાં ભરીને એ ડબ્બાને કાણું પાડી દોરી વડે તેને ગધેડાની પૂંછડી સાથે બાંધી દેતા. અને પછી વળી લૂમો સામટી સળગાવતા. ડબ્બામાં લૂમો ફૂટતી જાય, ગધેડો ગભરાઈને ડબ્બાને લાત મારતો જાય ને હોંચી હોંચી અવાજ કરતો જાય. સાથીઓ પૂરતાં બૈરાંઓ ઓટલા પર ચઢી જાય ને શોરબકોર મચી રહે, આજે તેમાંનું કંઈ છે?"

દિવાળીના દિવસમાં ખાવાપીવા તથા અવાજ ને તોફાન કરવા જેવી સ્થૂળ બાબતોનો જ પ્રભાવ નથી આવતો, પણ સાહિત્ય ને કલાની સૃષ્ટિમાં પણ એ પ્રસંગે અદ્ભુત ભરતી આવે છે. વરસમાં ચારપાંચ લેખ માંડ લખી શકતો હોય એવો લેખક દિવાળીના અંકો માટે મહિના બે મહિનામાં બારથી પંદર લેખ ઘસડી નાખે છે. ફૂંક મારીએ તો ઉડી જાય એવા ફરફરીયાનું કદ વધીને દળદાર ગ્રંથ જેવું થઈ જાય છે. દિવાળી સિવાયના આખા વરસ દરમ્યાન સાહિત્ય ને ચિત્રની સૃષ્ટિમાં જેટલો ફાલ ઊતરે છે તેથી અધિક ફાલ માત્ર દિવાળીના અંકો દ્વારા નીપજે છે.

બાળકો માટેની એક જાહેર ખબર મેં જોઈ હતી. એમાં એક ચિત્ર આપવામાં આવ્યું હતું. એ ચિત્રમાં એ દવા લઈને પુષ્ટ બનેલા બાળકને ત્રાજવાના એક પલ્લામાં બેસાડવામાં આવે છે ને બીજા પલ્લામાં સાત બાળકોને બેસાડવામાં આવે છે. એક બાળકવાળું પલ્લું સાત બાળકવાળા પલ્લા કરતાં વજનમાં વધારે હોઈ નીચું નમેલું દેખાય છે. એ જ રીતે એક બાજુ પલ્લામાં દિવાળીના બધા અંકો મૂક્યા હોય ને બીજી બાજુ ગુજરાતના બધા લેખકો, તંત્રીઓ ને ચિત્રકારોને બેસાડ્યા હોય તો દિવાળીના અંકનું પલ્લું નમી પડે એટલું વજન અંકોનું હોય છે.

આમ દિવાળીના દિવસમાં માણસનો બધી જ બાબતમાં પ્રભાવ થાય છે, એટલે એને પ્રભાવનો તહેવાર કહીએ તે સર્વથી ઉચિત છે.

# રાજા રામ મોહન રાય

## સમાજ સુધારાની પ્રવૃત્તિના આદ્ય નેતા

રાજા રામ મોહન રાય અર્વાચીન હિંદના પુનરુત્થાન માટેની પ્રવૃત્તિના એક અગ્રગણ્ય નેતા હતા. એમને આપણે હિંદી રાષ્ટ્રવાદના તેમજ ૧૯ મી સદીની શરૂઆતમાં શરૂ થયેલી સુધારક પ્રવૃત્તિના આદ્ય સ્રષ્ટા કહીએ તો કંઈજ ખોટું નથી. હિંદી રાષ્ટ્રવાદની આ પ્રવૃત્તિ રાજા રામ મોહન રાયના રાજકીય જીવન સાથે ઉદ્‌ભવ પામી અને પંદરમી ઓગષ્ટ ૧૯૪૭ના રોજ સ્વાતંત્ર પ્રાપ્તિ સાથે એ પરિપૂર્ણ થઈ.

રાજા રામ મોહન રાયનો જન્મ ઈ. સ. ૧૭૭૪ માં થયો હતો. તેજ વર્ષમાં વૉરન હેસ્ટિંગ્સ હિંદનો પહેલો ગવર્નર જનરલ તરીકે નીમાયો હતો. અને હિંદ ઉપર બ્રિટિશ રાજ્યની સ્થાપના ક્રમે ક્રમે સ્પષ્ટ આકાર ધરતી જતી હતી. રાજા રામ મોહન રાયનું મૃત્યુ ઈ. સ. ૧૮૩૩ માં થયું ત્યારે ઇંગ્લન્ડ અને બ્રિટિશ પ્રજા હિંદના સંપૂર્ણ માલિક નિરપવાદ રીતે બની ચુક્યાં હતાં. અને માત્ર રણજિત સિંગના નેજા હેઠળ પંજાબના શીખો સ્વતંત્ર હતા. મુસ્લીમ રાજ્યકાળ દરમ્યાન હિંદીઓ પોતાની ભૂતકાલીન રીતરસમોને વળગી રહ્યા હતા. અને પોતાની ઉચ્ચ સંસ્કૃતિ અને ભવ્ય સંસ્કારિતાના સોપાનેથી ક્રમશ: અધ:પતિત થતા હતા. મુસ્લીમોના ધર્મ, એમની ભાવના તથા તત્વજ્ઞાન એ ત્રણેની અસર હિંદીઓ ઉપર પણ પડી હતી. પરંતુ મુસ્લીમો હિંદમાં કાયમી વસવાટ કરતાં હતા. પ્રજાની સંસ્કૃતિની અસર પણ એમના ઉપર પડી હતી. દક્ષિણમાં મરાઠાઓ અને ઉત્તરમાં શીખો જીવનના ચૈતન્યથી સહેજ ઉછળતા હતા ખરા પરંતુ તેઓ પોતાની શક્તિનો પરિચય આપી શકે તે પહેલાંજ બ્રિટિશરો પોતાની લશ્કરી તાકાત, વૈજ્ઞાનિક દૃષ્ટિ, ઔદ્યોગિક વૈભવ અને બૌદ્ધિક શક્તિથી એમનો પરાજય કરવા આવી પહોંચ્યા. અને તેઓની સામે હિંદીઓનું કંઈજ ચાલ્યું નહિં. આ આક્રમણને નભાવી લેવાનું માત્ર એકજ સાધન હતું અને તે એ કે બ્રિટન સાથે બને તેટલું એક રસ થઈ જવું અને એમના વિચાર એમની રહેણીકરણી તેમજ એમની જીવન પદ્ધતિનો અંગીકાર કરી જૂના પાયા ઉપર નૂતન હિંદની રચના કરવી.

### ધાર્મિક કેળવણી

રાજા રામમોહનરાયનો જન્મ ૧૭૭૪ માં (કેટલાકના મત મુજબ ૧૭૭૨ માં) હુગલી જિલ્લાના રાધાનગર ગામમાં થયો હતો. તેના પિતાનું નામ રામ કાન્ત રાય હતું અને તેઓ એક ઉચ્ચ કુલીન બ્રાહ્મણ જ્ઞાતિમાં જન્મ્યા હતા. એમના પૂર્વજો તે વખતના રાજ્યકર્તાઓ હેઠળ અગત્યના રાજકીય હોદ્દાઓ ધરાવતા હતા. તે વખતની પ્રણાલિકા મુજબ રામ મોહને ગામડાની નિશાળે બંગાળી અને ફારસી એ ભાષાઓનું શિક્ષણ લીધું હતું. ફારસી તે વખતે અદાલતની ભાષા ગણાતી હતી. આ બન્ને ભાષાઓ ઉપર રામ મોહને બહુજ ટૂંકા વખતમાં પ્રભુત્વ મેળવી લીધું અને નવ વર્ષની ઉંમરે તેમને અરેબિક ભાષા શીખવા માટે પટણા મોકલવામાં આવ્યા. સુફી કવિતા અને અગમ્યવાદની એમના માનસ ઉપર બહુજ અસર થયેલી. વસ્તુતાએ રામ મોહન રાયના સમગ્ર જીવન ઉપર મુસ્લીમ ધર્મ અને તત્વજ્ઞાનની ગાઢ અસર થયેલી અને એમનું ધાર્મિક દૃષ્ટિબિંદુ મુસ્લીમોના પ્રખર એકેશ્વરવાદની અસર હેઠળ બંધાયું હતું. પટણામાં ત્રણ વર્ષ શિક્ષણ લીધા પછી તેમને સંસ્કૃત ભાષા, સાહિત્ય અને તત્વજ્ઞાન શીખવા માટે કાશી મોકલવામાં આવ્યા. આ સઘળાં સ્થળોએ રામ મોહને ખંતપૂર્વક અભ્યાસ કર્યો અને તે વિષયો ઉપર પ્રભુત્વ મેળવ્યું. હિંદના પ્રાચીન સાહિત્યોનો સૂક્ષ્મ અભ્યાસ કરતાં રામ મોહનરાયને જણાયું કે પ્રવર્તમાન સામાજિક અને ધાર્મિક રિવાજો એ આપણા પ્રાચીન ઋષિઓ અને તત્વજ્ઞોએ કલ્પેલા આદર્શનું કેવળ વિકૃત સ્વરૂપ છે. ખાસ કરીને એણે જોયું કે હિંદના ધર્મોનું મૂળભૂત રહસ્ય

એકેશ્વરવાદ છે. અને એમાં મૂર્તિપૂજાને સ્થાન નથી. સોળ વર્ષની ઉમરે જ્યારે તે પોતાના ઘર તરફ અભ્યાસ કરી પાછા વળ્યા ત્યારે એમના માનસમાં જબરૂં પરિવર્તન થઇ ગયું હતું. પ્રવર્તમાન રૂઢિઓનો તે સ્વીકાર કરી શક્યા નહિ. તેમજ પોતાના સ્વતંત્ર અભિપ્રાયોને પણ ઢાંકી શક્યા નહિ. એટલે એમને એમના પિતાની સાથે કોઇ કોઇવાર ઘર્ષણ થતું હતું. પુત્ર પિતાની દલીલોનો હંમેશા રદિયો આપતો અને પિતાને એથી ખૂબ રોષ ચઢતો. આમ પિતાને પુત્ર વચ્ચે ઘર્ષણ આહ્યાજ કરતું આથી રામ મોહને પિતૃગૃહનો ત્યાગ કરી ચાર વર્ષ આખા દેશના પ્રવાસમાં ગાળ્યાં. એમણે આ ચાર વર્ષ દરમિયાન તિબેટનો પણ પ્રવાસ કર્યો અને ત્યાં બૌદ્ધધર્મનો અભ્યાસ કર્યો. પરંતુ તિબેટમાં જે માનવપૂજાની પ્રથા પ્રવર્તમાન હતી, એથી એમને બહુજ ધૃણા ઉત્પન્ન થયેલી. એકવાર તો એમનું જીવન પણ જોખમમાં આવી પડેલું અને તિબેટની એક સ્ત્રીએ એમને મદદ કરેલી. આ પ્રસંગને અંગે જ બનતાં સુધીનો રામ મોહન રાયને સ્ત્રીઓની સામાજિક સ્થિતિમાં રસ ઉત્પન્ન થયેલો અને એજ કારણે એમણે જીવનભર સ્ત્રીઓના હક્કનું રક્ષણ કરવા માટે તેમજ એમને થયેલો અન્યાયો દૂર કરવા માટે પ્રયાસ કરેલો.

## મિલ્કત અંગે વિખવાદ

એકત્રીસ વર્ષની ઉમરે એમને એમના પિતાની સાથે થોડુંઘણું સમાધાન થયેલું છતાં તે પિતાની સાથે રહેતા નહોતા. કલકત્તાના વસવાટ દરમ્યાન રામ મોહન રાય અંગ્રેજી ભાષા શીખ્યા, અંગ્રેજોના સંપર્કમાં આવ્યા અને પશ્ચિમનાં વિજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ, રાજકારણ અને ધર્મનો અભ્યાસ કરેલો. એના પિતાએ પોતાની મિલ્કત ત્રણ પુત્રો વચ્ચે વહેંચી નાખેલી અને રામમોહન રાયે પણ અમુક વખત સરકારી નોકરી કરેલી હોઇ એની આર્થિક સ્થિતિ સદ્ધર તો હતી જ. પરંતુ એના વિચિત્રવિચિત્ર અભિપ્રાયોને લીધે એનાં સગાંઓએ એમને અવારનવાર અદાલતનાં બારણાં દેખાડેલાં અને એમાં એની શક્તિનો ખૂબ જ દુર્વ્યય થયેલો છતાં અંતે તો બધા જ કેસોમાં રામ મોહન રાયનો જ વિજય થયેલો. પરંતુ આનું એક પરિણામ એ આવ્યું કે એ જીવનના અંતકાળ સુધી ઇંગ્લેન્ડ જવાની પોતાની ઇચ્છા પૂરી કરી શક્યા નહિ. રામમોહનરાયની મિલ્કત અંગે ચાલેલા કેસોની વિગતો ગ્રંથાકારે પ્રગટ થઇ છે અને એમાંથી આપણને એ દિવસના બંગાળની કાયદાવિષયક અને મહેસુલ વિષયક પરિસ્થિતિનો સચોટ ખ્યાલ મળે છે. આ બધાને અંતે રામ મોહનની માતાને પણ લાગ્યું કે એનો ખ્યાતનામા પુત્ર એના અભિપ્રાયોમાં કેવળ સાચો હતો.

## એકેશ્વરવાદમાં શ્રદ્ધા

રામમોહનરાયનો સૌથી પ્રિય વિષય ધર્મ હતો કેટલાએ ધાર્મિક વિષય ઉપર એમણે બંગાળી ફારસી તેમજ અંગ્રેજીમાં પુસ્તકો લખ્યાં છે. એમણે કેટલાંક ઉપનિષદોનાં પણ ભાષાંતર કર્યાં છે. એમનું મુખ્ય સંશોધન એ હતું કે એકેશ્વરવાદ એજ હિંદુ ધર્મનું સૌથી પ્રાચીન સ્વરૂપ છે. અને અત્યારની જુદા જુદા દેવોની પૂજા એ એનું વિકૃત સ્વરૂપ છે. એમની આસપાસ કેટલાક મિશનરીઓ પણ ભળ્યા અને એમાં મિ. આદમ સૌથી મુખ્ય હતા. એમણે એકેશ્વરવાદની ઘોષણા કરી અને હિંદ ઇંગ્લેન્ડ તેમજ અમેરિકાના એકેશ્વરવાદીઓનો સંપર્ક સાધ્યો. 'ઇસુખ્રિસ્તના સિદ્ધાંતો' નામે એમણે એક પુસ્તક પ્રગટ કર્યું, અને એમાં એમણે ઇશ્વરના ત્રિવિધ સ્વરૂપ વિષયક સિદ્ધાંતને બાદ કરતાં ક્રાઇસ્ટનો ઉપદેશ સ્વીકાર્યો. જે કેટલાક મિશનરીઓ એવા ભ્રમમાં હતા કે રામમોહનરાય ક્રિશ્ચન થઇ ગયેલ છે તે હવે એની વિરૂદ્ધ થઇ ગયા. બિશપ મિડલટને જોયું કે રામમોહનરાયને ઇસુખ્રિસ્તના સિદ્ધાંતોમાં શ્રદ્ધા છે. એટલે તેણે એમને હિંદમાં તેમજ ઇંગ્લેન્ડમાં માન વૈભવની, ઉચ્ચ કારકિર્દીની તેમજ હિંદના એક અર્વાચીન મહાપુરૂષ તરીકેની કીર્તિની વિવિધ લાલચ આપી. દુનિયાદારીના આ વિવિધ લાભોની લાલચથી રામ મોહન રાય ખૂબજ વ્યાકુળ થઇ ગયા. ક્રાઇસ્ટ પ્રત્યે એમને માન હતું છતાં ક્રાઇસ્ટના બધાજ સિદ્ધાંતોનો સ્વીકાર કરવા માટે તે તૈયાર ન હતા. તેવીજ રીતે હિંદુ ધર્મના તેત્રીસ કરોડ દેવોની ઉપાસના પણ એમને ગળે ઉતરતી ન હતી. આ બધાને અંતે એમણે તેમજ એમના વિચારોને મળતા બીજા મિત્રોએ મળીને બ્રાહ્મો સમાજની સ્થાપના કરી આ સમાજની સભ્ય સંખ્યા ભલે બહુ મોટી ન હોય છતાં બંગાળના અને હિંદના સામાજિક તેમજ ધાર્મિક જીવન ઉપર એની બહુજ ગાઢ અસર પડેલી છે.

## સતીની પ્રથાનો વિરોધ

રામ મોહનરાયનું નામ સર વિલિયમ બેન્ટીંક સાથે પણ સંકળાયેલું છે. મૃત પતિની પાછળ વિધવા સ્ત્રીએ 'સતી' થઈને બળી મરવાનો જે રિવાજ એ જમાનામાં પ્રચલિત હતો તેને સદંતર બંધ કરવામાં સર વિલિયમ સાથે રામ મોહન રાયે બહુજ મહત્ત્વનો ભાગ ભજવેલો. યુરોપીયન લોકો આ પ્રથાને બહુજ ભયંકર ગણતા હતા. પરંતુ એ બાબતમાં વચ્ચે પડવું એમને માટે રાજકીય કારણોસર વાજબી ન હતું. બ્રિટિશ લોકોને પોતાના રાજ્ય અમલ દરમ્યાન, જ્યાં સુધી હિંદીઓ એમની સાર્વભૌમ સત્તામાં ખલેલ ન પહોંચાડે ત્યાંસુધી એમને ફાવે તેવા સારા અથવા ખરાબ રસ્તે જવા દેવાની કુટિલ નીતિ હતી. રામ મોહનરાયે આ સ્થિતિની સામે બળવો ઉઠાવ્યો. સતી થવાના રિવાજની વિરૂદ્ધ એમણે પુષ્કળ લેખો લખ્યા અને શાસ્ત્રોમાં પણ એવો રિવાજ ફરજિયાત નથી એવું આધાર સહિત સાબિત કર્યું. બધી સ્ત્રીઓ કંઇ સ્વેચ્છાથી સતી થતી ન હતી. કેટલીએ સ્ત્રીઓ ઉપર એનાં સગાંવહાલાંઓ તરફથી આ બાબતમાં ખૂબજ બળાત્કાર ગુજારવામાં આવતો હતો. અને મૃત શરીરની સાથે જ્યારે જીવતી જાગતી સ્ત્રી પરાણે બળી મરતી ત્યારે ખૂબજ કરૂણાપાત્ર દેખાવ બની જતો. લૉર્ડ હેસ્ટિંગ્સને લખેલા એક પત્રમાં રામમોહન રાય લખે છે. "આપના અરજદારોએ નજરોનજર જોયેલ બનાવો મુજબ કેટલીએ સ્ત્રીઓ ઉપર, એના મૃત્યુમાં હિત ધરાવતાં સગાં વહાલાંઓ તરફથી, પતિ સાથે બળી મરવાની ફરજ પાડવામાં આવી છે. કેટલીએ સ્ત્રીઓ જે શોકના જુવાળ હેઠળ બળી મરવા પહેલી નજરે તૈયાર થઇ હોય અને શોકનો ઉભરો શમી જતાં એ વિચાર માંડી વાળવા માગતી હોય એમને પણ દોરડાંથી આગની જ્વાલાઓમાં સળગાવી દેવામાં આવી છે. અરજદારોની એવી નમ્ર માન્યતા છે કે કોઇપણ રાષ્ટ્રની સામાન્ય બુદ્ધિ અનુસાર તેમજ પ્રત્યેક શાસ્ત્ર અનુસાર આ કેવળ ખૂન જ છે."

આમ રામ મોહન રાયના પ્રચારથી તેમજ પ્રોત્સાહનથી વિલિયમ બેન્ટિંકે ૧૮૨૯ માં સતી થવાના રિવાજ ઉપર પ્રતિબંધ મુકતો કાયદો અમલમાં મૂકયો. આથી ઘડીભર તો રૂઢીચુસ્ત વર્ગમાં ભારે ઉહાપોહ જાગ્યો. કેટલાકે ઇગ્લેન્ડમાં સત્તાધીશોને તેમજ તાજને આ કાયદા વિરૂદ્ધ અપીલ પણ કરી. પરંતુ વિલિયમ બેન્ટિક અડગ રહ્યો. અને ચળવળ શમી ગઇ.

## શિક્ષણ અને સમાજ-સુધારો

એમના જમાનાના કેટલાએ સામાજિક રીતરિવાજોમાં રામ મોહનરાય સુધારક વૃત્તિના હતા. જો કે એમને પોતાને એમના પિતાએ ત્રણ વખત પરણાવ્યા હતા. તેમ છતાં એ પોતે એક ઉપર બીજી પત્ની કરવાનાં સુસ્ત વિરોધી હતા. સ્ત્રીઓના હકના સંરક્ષણના એ એક મહાન પુરસ્કર્તા હતા. અત્યારે હિંદુ કોડ બીલ એક જાહેર ચર્ચાનો વિષય હોઇ એમનાં કેટલાંક લખાણો અત્યારે પ્રસંગોચિત રસ પડે તેવાં છે. રામ મોહનરાયે વિધવા પુનર્વિવાહની પણ હિમાયત કરી છે. પરદેશ જનાર મહાન હિંદી વ્યક્તિઓમાં રામ મોહનરાય સૌથી પહેલા હતા. અને ત્યાં પણ તે પોતાના બ્રાહ્મણત્વને વળગી રહ્યા હતા.

રામ મોહનરાયને પોતાના દેશબાંધવોની શિક્ષણ વિષયક પ્રગતિમાં બહુજ રસ હતો. તે જમાનામાં હિંદીઓને પશ્ચિમની કેળવણી આપવી કે નહિ એ એક મોટી ચર્ચાનો વિષય હતો. એમાં રામ મોહન રાય પશ્ચિમની કેળવણીના હિમાયતી હતા. એમનાજ મહત્વના પ્રયાસથી કલકત્તાની સંસ્કૃત કૉલેજને હિંદુ કૉલેજ બનાવવામાં આવી અને ત્યાં પશ્ચિમની ભાષાઓ વિજ્ઞાન તત્વજ્ઞાન વગેરે શીખવવામાં આવ્યાં. આ બાબતમાં અંતીમ નિર્ણય તો જો કે એમના મૃત્યુ પછી લેવામાં આવ્યો તેમ છતાં મેકૉલેના કેળવણી વિષયક ઐતિહાસિક ખરડાની સાથે સાથેજ અર્વાચીન હિંદની કેળવણીની પદ્ધતિ ઘડવામાં રામ મોહનરાયનું નામ પણ સ્મરણીય રહેવું જોઇએ. આ વિષયના એમનાં કેટલાંક લખાણો જોતાં કદાચ કોઇને એમ લાગે ખરું કે રામ મોહનરાયે પ્રાચીન હિંદની વિદ્યાને બહુજ ઉતારી પાડી છે. પરંતુ એ તો એમણે એ જમાનામાં જે જોયું તેનુંજ પ્રતિબિંબ હતું. રામ મોહનરાય અંગત રીતે સંસ્કૃત સાહિત્યના એક પ્રખર અભ્યાસી હતા. અને પ્રાચીન લેખકોના સિદ્ધાંતોને પ્રચલિત બનાવવામાં એમણે બહુજ મહત્વનો ભાગ ભજવ્યો હતો. બંગાલી ભાષાના વિકાસમાં પણ એમણે સારો ફાળો આપ્યો હતો.

## રાજકીય દૃષ્ટિબિન્દુ

રાજકીય પ્રશ્નોમાં રામ મોહન રાય એમના જમાનાથી ખૂબજ આગળ હતા. તે જમાનામાં વર્તમાન પત્રો ઉપર સખ્ત અંકુશ હતો. એવા અંકુશોની વિરુદ્ધ એમણે સરકારને સખ્ત શબ્દોમાં અપીલ કરેલી. એમાંના કેટલાક શબ્દો જાણે કે આજેજ લખાયા હોય એમ આજ દોઢસો વર્ષ પછી પણ લાગે છે. હિંદીઓ સરકારમાં મોટા હોદ્દાઓ ધરાવતા થાય એ જોવા માટે પણ એઓ ખૂબ ઉત્સુક હતા. એમની એક દલીલ અત્યારે જરા વિચિત્ર લાગે તેવી છે. એમનો મત એવો હતો કે વધુ પ્રમાણમાં અંગ્રેજોએ આવીને હિંદમાં વસવું જોઇએ કે જેથી કરીને હિંદીઓનું બૌદ્ધિક અને નૈતિક ધોરણ સુધરે! અત્યારે જો તેઓ જીવતા હોત તો જરૂર આવી દલીલ ન કરે.

એ દિવસોમાં પશ્ચિમ સાથેનો સંપર્ક બહુ સહેલો નહોતો, છતાં રામમોહનરાય પશ્ચિમમાં તેમજ દુનિયાના બીજા દેશોમાં શું શું બની રહ્યું છે તે જોવા માટે ખૂબ ઉત્સુક હતા. ૧૮૩૦ ના ફ્રેંચ રાજ્યવિપ્લવનો એણે સત્કાર કરેલો જો કે એના માઠાં પરિણામ જોવા માટે એ જીવ્યા ન હતા. ૧૮૩૨ ના ઇંગ્લેન્ડના રિફોર્મબિલમા એમણે ખૂબજ રસ દાખવેલો. એ સમયે એણે પોતાના એક અંગ્રેજ મિત્રને લખેલું: "જો રિફોર્મબીલ પસાર ન થાય તો મેં જાહેરમાં કહ્યું છે તેમ હું આ દેશ સાથેનો મારો સબંધ તોડી નાખીશ. આખા રાષ્ટ્રની અને દુનિયાની મુક્તિ જોવાનો મને શુભ અવસર મળ્યો છે એને હું ઇશ્વરનો ઉપકાર ગણું છું."

## પશ્ચિમના પ્રવાસે

ઇંગ્લેન્ડ જોવાની એમની ઉત્કટ મહેચ્છા આખરે પૂરી થયેલી. ૧૮૩૦માં એ દરિયાઇ માર્ગે ઇંગ્લેન્ડ ઉપડેલા અને ૭ મહિનાને અંતે ૧૮૩૧ ના એપ્રીલમાં એ લીવરપુલના કિનારે ઉતરેલા. એક મહાન રાજકીય અને ધાર્મિક નેતા તરીકે એમની કીર્તિ ક્યારનીયે ઇંગ્લેન્ડ પહોંચી ગઇ હતી. એ જમાનામાં હિંદીઓ પશ્ચિમમાં બહુ દેખાતા નહતા. એટલે એમની આ મુલાકાતને બહુજ મહત્વ મળેલું. રામમોહનરાય ઇંગ્લેન્ડમાં મહત્વની રાજકીય વ્યક્તિઓને મળેલા. ઇંગ્લેન્ડના રાજા તેમજ ફ્રાન્સના શહેનશાહ સાથે પણ એમની મુલાકાત ગોઠવવામાં આવી હતી. એમનો કદાવર બાંધો, પ્રતિભાશાળી વ્યક્તિત્વ, તેમજ અનેક ભાષા અને સાહિત્યનું જ્ઞાન, એ સઘળાંની અસર જોનાર ઉપર ખૂબજ ગાઢ થતી હતી. ઇંગ્લેન્ડ જવા પાછળ એમનો ત્રિવિધ ઉદ્દેશ હતો.

મોગલ શહેનશાહ તે વખતે હિંદમાં માત્ર શહેનશાહનો હોદ્દોજ ભોગવતા હતા અને એમને કંપની તરફથી થોડું વાર્ષિક ભથ્થું આપવામાં આવતું હતું. ઇંગ્લેન્ડના સત્તાધારીઓ સમક્ષ પોતાનો કેસ રજૂ કરવા માટે પણ મોગલ શહેનશાહે રામમોહનરાયને મોકલ્યા હતા. શહેનશાહે એમને "રાજા" નો ઇલ્કાબ એનાયત કર્યો. પરંતુ હિંદની સરકારે એ હોદ્દો માન્ય ન રાખતાં એમને માત્ર વકીલ અથવા એલચીજ ગણ્યા. ઇંગ્લેન્ડની સરકારે રામ મોહન રાયના રાજકીય હોદ્દાનો સ્વીકાર કર્યો અને રાજદરબારમાં એમને પરદેશી સરકારના પ્રતિનિધિ તરીકેનું સ્થાન આપવામાં આવ્યું. મોગલ શહેનશાહનો કેસ રજૂ કરતાં રાજા રામમોહનરાયે જે દલીલો કરી તેમાં એમનું અંગ્રેજી ભાષા ઉપરનું પ્રભુત્વ વ્યક્ત થાય છે. આના પરિણામે મોગલ શહેનશાહના ભથ્થામાં થોડા લાખ રૂ. નો ઉમેરો થયો, અને ભવિષ્યમાં બીજા કોઇપણ હક્ક એ ન કરે એવી બાંહેધરી એમની પાસેથી લેવામાં આવી. આ થયું રાજા રામમોહનરાયનું ઇંગ્લેન્ડમાં પહેલું કાર્ય.

રાજા રામ મોહન રાયનું બીજું કાર્ય સતી થવાના ચાલની તરફેણમાં રૂઢિચુસ્ત હિંદીઓ તરફથી જે ચળવળ ચલાવવામાં આવતી હતી તેને પરિણામે લોર્ડ વિલિયમ બેન્ટિકના સુધારામાં કંઇ ફેરફાર ન થાય તે જોવાનું પણ હતું. પાર્લામેન્ટ સમક્ષ કંપનીનો ચાર્ટર રદ કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થાય ત્યારે ત્યાં પ્રત્યક્ષ હાજર રહેવાનો પણ એમનો આશય હતો. સિલેક્ટ કમિટિએ એમની પ્રત્યક્ષ તપાસ કરી નહોતી. તેમ છતાં એમણે હિંદનો ન્યાય વહિવટ, મહેસુલી પદ્ધતિ, હિંદીઓ માટે ઉચ્ચ વહિવટી જગ્યાઓ વગેરે અનેક પ્રશ્નો ઉપર મેમોરેન્ડમ તૈયાર કર્યું હતું. કંપનીનો ચાર્ટર ૧૮૩૩ માં જ્યારે નવેસરથી ઘડવામાં આવ્યો ત્યારે આ મેમોરેન્ડમની અસર એના ઉપર થઇ હશેજ.

રાજા રામમોહનરાયે ઇંગ્લેન્ડમાં બહુજ પ્રવૃત્તિમાં સમય વીતાવ્યો. ફ્રાન્સની પણ એમણે મુલાકાત લીધેલી.

૧૮૩૩ ના સપ્ટેમ્બરમાં એ એક મિત્રને મળવા માટે ગયેલા ત્યાં તે માંદા પડ્યા અને સપ્ટેમ્બરની ૨૭ મી તારીખે એમનું અવસાન થયું. ૧૮૪૩ માં આરનોની વેઇલ સીમેટરીમાં એમના અવશેષોને ફરી દફનાવવામાં આવ્યા, અને ત્યાં એમના મિત્ર દ્વારકાનાથ ટાગોરે એક સ્મરણસ્તંભ પણ બંધાવ્યો. ઇગ્લેન્ડનો પ્રવાસ કરતા પ્રત્યેક હિંદી માટે આ સ્તંભ એક યાત્રાનું સ્થાન છે. અને આ લેખના લેખકે પણ બે વાર એ સ્મરણસ્તભનાં દર્શન કરેલ છે.

આદ્ય સુધારક

હિંદમાં સુધારાની ચળવળના આદ્યસ્રષ્ટા રાજા રામમોહનરાય હતા. એમનો પ્રિય વિષય લોકે ધર્મ હતો છતાં એમણે દેશ બાંધવોની સર્વદેશીય પ્રગતિ માટે પણ સાધના કરેલી. અંગ્રેજી કેળવણી હજી તે સમયે પ્રચલિત ન હતી. એટલે રામમોહનરાયની કારકીર્દિનું મૂલ્યાંકન કરતાં પહેલાં એમણે જે સંજોગોમાં કામ કર્યું તે પણ લક્ષમા લેવું ઘટે છે. અનેકવિધ મુશ્કેલીઓ વચ્ચે પણ મહાન સ્વતંત્ર અને પ્રગતિશીલ હિંદની કલ્પના કરેલી અને એને માટે આજીવન સાધના કરેલી. સ્વતંત્ર હિંદના નાગરિકો રાજા રામમોહનરાયના જીવનભરના પ્રયાસને ઉપકાર અને આદરની દૃષ્ટિથી હરહંમેશ જોતા રહે એજ અભ્યર્થના. *

* ડો. આર. પી. પરાંજપેના અંગ્રેજી લેખને આધાર

—]:o:[—

## સ્વ. જયકૃષ્ણ ઇંદ્રજી — — — — — અજોડ વનસ્પતિ-શાસ્ત્રી

ગુજરાતમાં વનસ્પતિને લગતું જ્ઞાન નામશેષ બની રહ્યું હતું આ જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સાધનો અલભ્ય હતાં. ત્યારે ગુજરાતના એક સુપુત્ર વણખેડ્યા ક્ષેત્રમાં પહોંચી ગયા. અનેક અંતરાયોનો પ્રતિકાર કરી, પોતાના કાર્ય સાથે અદ્ભુત તાદાત્મ્ય સાધી, પ્રચંડ પુરૂષાર્થ કરી એક મહાન વનસ્પતિશાસ્ત્રી બની અપૂર્વ ગ્રંથોનો અમૂલ્ય વારસો ગુજરાતને આપી ગયા. આ વિષય પ્રત્યેની એમની અજબ ધૂન, ઇશ્વરની ઉપાસના સાથે જ સરખાવી શકાય. સાથે સાથે એમની અભ્યાસમાં ઉચ્ચ કક્ષાની વૈજ્ઞાનિક દૃષ્ટિ, વ્યવસ્થિતતા અને અનન્ય નિષ્ઠા જોવામાં આવે છે. શાળામાં એમનું શિક્ષણ અંગ્રેજી ચોથા ધોરણથી આગળ વધ્યું નહતું પરંતુ પોતાના દીર્ઘ જીવનકાળ દરમિયાન નિસર્ગની મહાન શાળામાં એમણે અનેક વિઘ્નોનો સામનો કરતાં, અભ્યાસ કર્યો હતો. એ સમયના મહાન પંડિત અને પુરાતત્ત્વવિદ્ શ્રી. ભગવાનલાલ ઇન્દ્રજી પાસે વનસ્પતિશાસ્ત્રની દીક્ષા પામી, માર્ગદર્શન અને વારંવાર મદદ મેળવી પોતાના અભ્યાસનુ તંત્ર હસ્તગત કરી, પોતાના જીવનની વિરલ સિદ્ધિ એમણે મેળવી. પોતાના જમાનાના દેશી અને પરદેશી વિદ્યા પિપાસુઓ અને પ્રખર વિજ્ઞાનીઓને એમણે માર્ગદર્શન કર્યું. ચરક અને સુશ્રુતના પ્રાચીન આર્ષગ્રંથોમાં વર્ણવેલી પણ અપરિચિત અને ઉપેક્ષિત વનસ્પતિઓનો પ્રત્યક્ષ સંપર્ક સાધી, એમનું સ્પષ્ટ મૂલ્યાંકન કરી જગત સમક્ષ પ્રગટ કરી. વનસ્પતિજગતે એમની સમક્ષ ખોલેલાં રહસ્યો જનતાના ઉપયોગ માટે, સામાયિકોમાં લેખો દ્વારા અને ગ્રંથોમાં વર્ગીકૃત શાસ્ત્રરૂપે રજુ કર્યાં. જીવનમાં ધન લોભને સ્થાન નઆપી અધિકારપદે હોવાં છતાં અન્ય સાંસારિક રસરાગોને બાજુએ મૂકી વનસ્પતિશાસ્ત્રની શોધખોળ અને અભ્યાસમાંજ જીવન વિતાવ્યું. મિત્રોના, અંગ્રેજીમાં લખવાનો આગ્રહ ન સ્વીકારી સ્વભાષા ગુજરાતીને જ સમૃદ્ધ કરી. છોડવાઓ અને વૃક્ષોનું પાલન અને જતન એજ એમના જીવનનો પ્રાણ બની ગયો હતો. પોતાના વિષય પરત્વેની એમની આ ભક્તિ અને સંપ્રાપ્તિઓથી પૂ. મહાત્માજી અને ભારતભૂષણ શ્રી. મદનમોહન માલવીયા એમના તરફ આકર્ષાયા હતા.

આ બધા વિદ્યા વૈભવ સાથે શ્રી. જયકૃષ્ણભાઈ વિશુદ્ધ સાદાઈ, સદાચાર અને ઈશ્વરનિષ્ઠા વડે, એક આર્ષદ્રષ્ટા જેવું જીવન જીવી ગયા. એક પુરોગામી તરીકે વૈજ્ઞાનિક અભ્યાસની જ્યોત એમણે પ્રગટાવી છે. એના સુભગ પ્રકાશમાં, એમની શાસ્ત્રીય દૃષ્ટિ અપનાવી આપણે પ્રેરણા મેળવી, રાષ્ટ્રના ઉત્થાનમાં આપણો ફાળો આપીએ.

શ્રી. ગૌતમલાલ ભટ્ટ

## ગીતા છોડો હવે પુરાણાં - - -

"ધરમ કરમ ક્યા' નેવે મેલ્યાં, ભાળી મુખડું લાજે;
વાઘ ને બકરી પાણી પીએ, એકજ આરે આજે,
શેણે રહેવું થઈને શાણા?
કે આવ્યાં ઝેર પીવાનાં ટાણાં!

"આજ સુધી અલ્યા ધરમને નામે, ધંધો ધમધોકાર:
ઈશ્વરની એજન્સી જાણે, માંડ્યો' તો વેપાર,
પછી આ અક્કરમીના કારણા
કે આવ્યાં ઝેર પીવાનાં ટાણાં;"

"ગોરભા, શીદને ગભરાઓ છો વિસ્તારી કહો વાત,
એવો તે શો મચી ગયો છે આજે ઉલકાપાત?
મુખડાં શા કાજે કરમાણાં?
શ્યે આવ્યાં ઝેર પીવાનાં ટાણાં?"

"ગાંધીવાળા વેરવી પાક્યા, કીધો ઓળાવાડો;
હરિનાં દ્વારે હરિજન ઘુસ્યા પૃથવી ખાય પછાડો,
આપણાં ધરમ કરમ અભડાણાં
કે આવ્યાં ઝેર પીવાનાં ટાણાં.

"ગોરભા, તમને ગન્ય નો આવી ઘરડા ઠાંઠા તોયે;
આઝાદી આવી છે કાકા, ઉંચ કે નીચ ના કો'એ
માટે થઈને બેસો શાણા
તો ના'વે ઝેર પીવાના ટાણાં."

"ઈશ્વરને તો સઘળાં સરખાં માનવ સર્જિત વાડા
ખોડા બિચારાં ઝાડનો નીકળે લડતાં પાડે પાડા!
કે ઢીલાં મેલો ધરમનાં થાણાં!
તો ના'વે ઝેર પીવાનાં ટાણાં."

"આજનો છવલો, જે જે કરે તો કડવાં વેણા કહેતા;
કાલે જેમ્શ થઈ આવશે ત્યારે સો સો સલામું દેતા,
ગાવ કાં ઘંટી તેનાં ગાણાં?
કે આવે ઝેર પીવાનાં ટાણાં?"

"ડાઝ હવાના ઢીંચતા આપનો ધરમ નથી અભડાતો;
હરિજન બાપડો અડકી જાતાં મારવા જાઓ લાતો!
ખૂદના પગમાં મારો પા'ણા
કે લાવો ઝેર પીવાના ટાણાં;

"નાકનું ટેરવું નીચું રાખી "અસ્પૃશ્યો" અપનાવો;
ઈશ્વરના ઈજારા કેરો, અળગો મેલો દાવો
કે વા'યાં મંગલ મુક્તિ વા'ણાં
કે ગીતા છોડો 'હવે પુરાણાં."

નારદ

# પતનને માર્ગે:




પાત્રો:

ડૉ. હરિકૃષ્ણ દેસાઇ : જાણીતા દાક્તર
મનમોહન - - : એનો જુવાન પુત્ર

**સ્થળ**:– દાક્તરના ખંડમાં. **સમય**:– રાતના બાર.

—* * *—

[દાક્તર કાંઇક વાંચતા બેઠા હતા. મોટા એમ. ડી. ને છાજે તેવી રીતે તે ખંડમાં સામાન અને વસ્તુઓ હતી. અચાનક બારણા ઉપર ટકોરા થયા. થોડીવાર દાક્તરે સાંભળ્યા કર્યું. ત્યાં ટકોરા ફરીથી થયા. દાક્તરે ઊઠીને બારણું ઉઘાડ્યું ત્યાં તો એમનો એકનો એક પુત્ર મનમોહન દાખલ થયો. એ અતિશય ગભરાટથી, ભયથી ધ્રૂજતો હતો. શરીર ઉપર લુગડાંનાં પણ ઠેકાણાં ન હતાં.]

દાક્તર:— મનમોહન! મનમોહન! ... .. કેમ? બોલતો કેમ નથી? તને શું થયું છે? તું દારૂના નશામાં છે? તો પછી મારી પાસે આવતાં શરમાયો નહિ? મનમોહન!

મનમોહન:— બાપાજી!

દાક્તર:— પણ તને આ શું થઈ ગયું? બોલ તો ખરો.

મનમોહન:— મેં ... મેં ... ખૂન કર્યું છે.

દાક્તર:— (ચમકીને) તેં — તેં શું કર્યું છે? ખૂન — ખૂન! દીકરા! તું દારૂમાં ચકચૂર છે. તું શું બોલે છે તેનું તને કશું ભાન નથી. જા— તારા રૂમમાં જઇને સૂઈ જા. સવારે બધી વાત કહેજે.

મનમોહન:— બાપાજી! સવારે! સવારે? હવે મારે માટે સવાર પડવાનીજ નથી. સદા અંધારૂંજ રહેવાનું – ગાઢ, ભયંકર અંધકાર અને પછી, પછી– હાય! હાય – બાપાજી! મને બચાવો.

દાક્તર:— દીકરા! દીકરા! તું નાનો નથી. બારિસ્ટર છે. આમ બોલતાં તને શરમ નથી લાગતી? દારૂના નશામાં લવે છે?

મનમોહન:—હું લવું છું એમ હોય એવું તો હું પણ ઈચ્છું છું. પણ–પણ બાપાજી, એમ નથી. હું દારૂના નશામાં હતો. મેં ખૂબ, ખૂબ દારૂ લીધો હતો. પણ અત્યારે હું એના નશામાં બોલતો નથી. સાચુંજ કહું છું. મેં ખૂન કર્યું છે. મને બચાવો.

દાક્તર:— પાછો એજ ભયાનક શબ્દ! ખૂન! ડૉકટર હરિકૃષ્ણ દેસાઈનો દીકરો ખૂનની વાત કરે છે! દીકરા, દીકરા!

મનમોહન:—ખરૂં કહું છું, બાપાજી. હું કોણ, મારો બાપ કોણ! વગેરેની વાતો કરવાનો સમય હવે રહ્યો નથી. મેં સાચેજ ખૂન કર્યું છે.

દાક્તર:— અરે ભલા ભગવાન! આ હું શું સાંભળું છું! દીક ... ઈ ... ઈ ... – તેં ખૂન કર્યું છે. પણ કોનું? ક્યાં? ક્યારે?

મનમોહન:— હું બધું કહું – જો કે કહેવાનો વખત રહેશે કે નહિ તે તો કોણ જાણે– પણ– પણ મને કાંઈક એવો ડોઝ આપો કે જેથી મારાથી બોલાય. મને ગળે કાચકી બાઝી છે. બાપાજી!

દાક્તર:—દીકરા! દીકરા! આપું છું. (એક કબાટ ઉઘાડી એક ડોઝ તૈયાર કરીને પુત્રને આપે છે) લે. પી જા. વાત કર. જલદી વાત કર.

મનમોહન:— (ડોઝ પી જઈને) કહું છું. કહેવાજ આવ્યો છું. કહ્યા વિના છૂટકો પણ નથી. હું મારી કલબમાં ગયો હતો. ત્યાં બીજા મિત્રો સાથે ખાણી પીણી કરી.

દાક્તર:— ખાણી પીણી – ખાણી પીણી ! ના, દીકરા, ના. ખાણી નહિ માત્ર પીણીજ તમે બધા કરો છો. પણ હવે પછી. ... ...

મનમોહન:— પછી–પછી, બધા મિત્રો એક પછી એક સૌ સૌને ઘેર જતા ગયા. હું જે માર્ગે આવતો હતો ત્યાં વચમાં આપણા નવનીતનો બંગલો આવ્યો. ત્યાં મેં લાઇટ બળતું જોયું

દાક્તર:— એ તો સોલીસીટર રહ્યો, એટલે ઘણી વાર રાતે બાર બાર વાગ્યા સુધી કામ કરે છે.

મનમોહન:— હું ત્યાં જવા શા માટે લલચાયો એ હું કહી શકતો નથી. પણ હું ત્યાં ગયો ખરો. બારણું ખખડાવીને હું દાખલ થયો. મને–મને પાછી ગળે ફાંસકી બંધાય છે. કાંઈ આપો બાપાજી, કાંઇક આપો.

દાક્તર:— દીકરા ! જરા હિંમત રાખ. (બીજો ડોઝ આપે છે ) લે. હોશિયાર થા.

મનમોહન:— મારે હવે હોશિયારીની જરા પણ જરૂર પડશે એવું લાગતું નથી, બાપાજી !

દાક્તર:— તારી વાત કહી નાખ. તુંજ કહેતો હતો ને કે સમય ખોવાનો નથી.

મનમોહન:— હા, તે બરાબર છે. હું સાચુંજ કહું છું. મને જોયો એટલે નવનીત જરા કચવાયો હોય તેમ લાગ્યું.

દાક્તર:— ધિક્કાર દારૂ પીને છોકરો ઘરમાં આવે તો સગા બાપને ઘૃણા થાય તો આ તો કુટુંબનો મિત્ર, એને તો થાય જ ને ?

મનમોહન:— પણ — પણ તે વેળા કાંઇ હું આવા વિચાર કરી શકવાની સ્થિતીમાં થોડોજ હતો ! એણે કહ્યું કે 'હું અગત્યના કેસમાં રોકાયો છું. તારે અહીંજ સૂવું હોય તો એમ કહે તો ગોઠવણ કરી આપું.'

દાક્તર:— હા. બરાબર કહ્યું.

મનમોહન:— પણ મેં કહ્યું કે આ તારી ગંધાતી ખંડેરીમાં હું સૂવા નથી આવ્યો.

દાક્તર:— નવનીતને – આપણા નવનીતને તેં આવું કહ્યું !

મનમોહન:— પણ હું ક્યાં શું બોલવું અને શું ન બોલવું એનો વિચાર કરી શકું એવી સ્થિતિમાં હતો!

દાક્તર:— હંઅં, સમજ્યો. પછી.

મનમોહન:— નવનીતે ફરીથી મને કહ્યું કે કાં તો સૂઈ જા અને કાંતો મારી મોટરમાં તું ઘેર જા. આના જવાબમાં હું હસ્યો – ભયાનક, ઉદ્ધત હાસ્ય હસ્યો. અને મેં કહ્યું કે હું તો સૂવાનો પણ નથી અને ઘેર પણ જવાનો નથી.

દાક્તર:— અ ર ર ર ! પછી ?

મનમોહન:— પછી હું ત્યાં બેઠો. મેં એની પાસે દારૂ માગ્યો. મારો કોટ કાઢીને મેં એક સોફા ઉપર નાખ્યો અને ફરીથી દારૂ માટે માગણી કરી.

દાક્તર:— હજી પીવાનો બાકી રહી ગયો હતો ?

મનમોહન:— એમજ હશે. એણે ના પાડી.

દાક્તર:— ના જ પાડેને ?

મનમોહન:— મેં એને જૂઠો અને લબાડ કહ્યો અને કહ્યું કે મંદવાડમાં વાપરવાનો બ્રાન્ડી તો હશે તે આપ.

દાક્તર:— પછી?

મનમોહન:—તેણે સાફ ના પાડી. એણે મને સમજાવવાનો પ્રયત્ન કરવા માંડ્યો. પાણી આપવાની મરજી બતાવી. લીંબુ ચૂસી જવાની સલાહ આપી.

દાક્તર:— સારું કર્યું.

મનમોહન:— બાપાજી, એણે તો સારૂંજ કર્યું હતું. પણ હું એ સારું નરસું પારખવાની સ્થિતિમાં ન હતો. મેં એને ગાળ દીધી.

દાક્તર:— હાય હાય! નવનીતને ગાળ દીધી ! તું જેને વર્ષો થયાં મોટાભાઈ જેવો ગણે છે તેને તેં ગાળ દીધી ?

મનમોહન :— બાપાજી, સાંભળો સાંભળો. તમારો દીકરો એટલેથીજ અટક્યો ન હતો.

દાકતર :— હેં હેં ! ત્યારે ?

મનમોહન :— મને નવનીતે વળી શીખામણ આપવા માંડી. લાખ રૂપિયાની મારી મૈત્રી, મારાં ખાનદાન માબાપ, વગેરેને હું નર્કમાં ઘસડી જઉં છું એમ એણે કહ્યું. આથી હું ખૂબ તપી ગયો. અને મોટા ઘાંટા પાડવા માંડ્યા.

દાકતર :— વાહરે વાહ, દીકરા ! શરાબીનાં આ મીઠાં ફળ !

મનમોહન :— (લગભગ ઉન્માદીની પેઠે હસીને) શરાબીનાં એટલાંજ ફળ મળ્યાં હોત તો કાંઈ નહતું —

દાકતર :— ત્યારે ?

મનમોહન :— મારા ઘાંટા સાંભળીને નવનીતની પત્ની ચિત્રા દોડી આવી અને મને આવી સ્થિતિમાં જોઈને એનાથી બોલાઈ જવાયું કે "અરેરેરે ! દાકતર-કાકાના પુત્રની આ અવસ્થા !"

દાકતર :— દીકરા, દીકરા ! આટલી ઝીણવટથી વાત નહિ કરે તો નહિ ચાલે ? મારાથી સંભળાયું જતું નથી.

મનમોહન :—છેલ્લી વારજ સાંભળવાનું છે બાપાજી ! પછી હું કદાચ સંભળાવવા નહિ આવું

દાકતર :— મનમોહન !

મનમોહન :— મેં ચિત્રાબ્હેનને નઠારી ગાળ દીધી.

દાકતર :— દીકરા ! મનમોહન ! તું દારૂડિયો અરો પણ આટલી હદે ગયો ? તારી સગી બહેનથી વધુ ચિત્રાને તેં નઠારી ગાળ દીધી?

મનમોહન :— (ડુસકું ખાઈને) હા, બાપાજી, હા. હું નશામાં ચકચૂર હતો. હું એટલેથી અટક્યો નહિ. હું એના અંગ ઉપર ધસ્યો.

દાકતર :— અરરર ! પ્રભુ, પ્રભુ !

મનમોહન :— મને અટકાવવા નવનીત વચમાં આવ્યો. મેં એના ઉપર વાતકી હુમલો કર્યો. ગળચીમાંથી પકડીને મેં તેને અફાળ્યો. તે જમીન ઉપર પડ્યો અને ત્યાંજ ઠરી ગયો !

દાકતર :— હેં હેં ! મનમોહન ! તેં નવનીત — નવનીતનું ખૂન કર્યું ?

મનમોહન :— હા હા બાપાજી ! તે હાલ્યો ચાલ્યો નહિ એટલે મને ભયંકર આઘાત થયો – મારો નશો ઉતરી ગયો. એટલામાં ચિત્રાએ હૃદયદ્રાવક ચીચીયારી પાડી. "ખૂન, ખૂન, કોઈ દોડો, આવો, આવો, ખૂનીને, આ નરપિશાચને પકડો –" હું ત્યાં નવનીતની પાસે જવા ગયો પણ ચિત્રાએ મને ધક્કો માર્યો. નવનીત હાલ્યા ચાલ્યા વિના પડીજ રહ્યો હતો. એની આંખ ફાટી ગઈ હતી. મેં ફરીથી આગળ જઈને હલાવ્યો. એ હાલ્યો નહિ. એના હાથ મને બહુજ ઠંડા લાગ્યા. ફરીથી ચિત્રાએ ચીસો પાડી – એની એજ ચીસો પાડી અને હું નાઠો. કંઈ પણ જોવા રોકાયો નહિ.

દાકતર :— (થોડીવાર નિ:શબ્દ રહીને) તારી ખાતરી છે કે નવનીત મરણ પામ્યો છે ?

મનમોહન :— હા, ખાતરી છે. મેં મરેલા માણસને જોયા છે.

દાકતર :— અને તેંજ એને માર્યો છે એ બાબતને સહેલાઈથી પૂરવાર થઈ શકે તેમ છે એમજ ને ?

મનમોહન :— એમાં તો કશો શકજ નથી. ચિત્રા બહેન હાજર હતી. મારો ડગલો પણ ત્યાંજ છે. બાપાજી હવે હું શું કરૂં ? ક્યાં જાઉં ? મારે – મારે ફાંસીને માંચડે ચડવું પડશે ?

દાકતર :— શું કહેવાય ? ચડવું પણ પડે અને – અને નહિતો વર્ષો સુધી જેલમાં સબડવું તો પડેજને ?

મનમોહન :— પણ ધારો કે જીવું તોય એ જીવતર શા કામનું ? મિત્રનું ખૂન, બહેન જેવી ચિત્રાને વૈધવ્ય અપાવનાર હું જીવીને પણ શાંતિ કેવી રીતે મેળવી શકું ? બાપાજી ! બાપાજી ! તમે મને કશો માર્ગ નહિ સુઝાડો ?

મનમોહન :— હું તને નાસી જવાનું કહું? દીકરો! એવું પણ મારાથી કેમ કહેવાય? અરેરેરે! મનમોહન તું બૅરિસ્ટર થઈને તે વેળા કોઈ કોઈ વખત તું દારૂ લેતો હતો. તેજ વેળા મેં તને ચેતાવેલો. મેં કેટલીક શિખામણ આપેલી?

મનમોહન :— મને યાદ આવે છે.

દાકતર:—તારી માએ કેટકેટલાં આસું સારેલાં!

મનમોહન:—બાપાજી, એ વાત યાદ નહી દેવડાવો.

દાકતર:—અને તારી ગભરૂ વહુએ તને સોગન ઉપર સોગન આપ્યા. પણ તું એ માર્ગેથી પાછો હટયો નહી. પણ, તને શા માટે કહું? એ માર્ગેથી કોઈ પાછું હટયું છે કે તું હટે? સર્વનાશ થાય નહી ત્યાં સુધી વિનાશના માર્ગેથી પાછા હટાયજ નહી.

મનમોહન:—બાપાજી· બધું હું કબૂલ કરું છું. પણ હવે-અત્યારે?

દાકતર:—એક માર્ગ એ કે હિંમતથી પોલીસને શરણે જા. ફાંસીને માંચડે ચડવું પડે તો ચડ અને લાંબી જેલની સજા થાય તો તે ભોગવ.

મનમોહન:—પણ-પણ તમારું બધાનું શું? તમારી આબરૂ......

દાકતર:—ગાંડા રે ગાંડા! એ વિચાર તો ત્યારે કરવાનો હતો. અત્યારે શા કામનો?

મનમોહન:—હા, એ પણ ખરૂં; પણ - નહીં, નહીં, બાપાજી, હું એ માર્ગ તો નહીં લઈ શકું. મને કોઈ બીજો માર્ગ બતાવો.

દાકતર:—(અતિશય ગંભીરાઈથી) બીજો માર્ગ બતાવું બેટા! બીજો માર્ગ- બીજો માર્ગ પોતાને હાથે મોટામાં મોટું પ્રાયશ્ચિત્ત કરી લેવાનો.

મનમોહન:—(ચમકીને) એટલે? એટલે? બાપાજી, તમે શું કહો છો?

દાકતર:—શું કહું, દીકરા! બાપને મોઢે તું આવું કહેવરાવે છે. ઝેરની પ્યાલી. પહેલો માર્ગ લે અને જગતને તારાં બીજાં દૃષ્ટાંતથી બતાવી આપ કે દારૂનો માર્ગ કેવો ભયાનક છે, વિનાશક છે. જેલનો તારો એકેક દિવસ એકેક માનવીને પણ દારૂની વિનાશકતા સમજાવી શકશે તો તારી વાતના સફલ થશે. તારૂં જીવન ધન્ય થશે.

મનમોહન:—નહિ, નહિ, બાપાજી-ઝેરની પ્યાલી પી જતાં હું નાહિંમત નહિ થઉં પણ રીબાઈ રીબાઈ પીલાવાનું મારાથી નહીં બને.

દાકતર:—તો બસ ત્યારે. એ માર્ગ લે. તારી મા-વહુ વગેરે ...

મનમોહન:—નહી, બાપાજી; મારો માર્ગ તમે કહેવું નહિ બતાવો. તમારી હાજરીજ બસ છે..

દાકતર:—જેવી તારી ઈચ્છા. આ રહ્યો કાગળ અને આ પેન- તારો એકરાર લખ. (ધીમે પગલે દવાના કબાટ આગળ જાય છે. મનમોહન એકરાર લખે છે. દાકતર પ્યાલી લઈને પાછા ફરેછે.)

દાકતર:—મનમોહન! તને શાની ઊણપ હતી?

મનમોહન:—હું બધુ જાણું છું. તમારા જેવો બાપ, મારી મા જેવી મા અને- અને વિશાખા જેવી પત્ની!

દાકતર:—પણ એ બધું જતું કરીને, સ્વર્ગને ઠોકર મારી તેં નર્કમાં ડૂબકી મારવાનું પસંદ કર્યું.

મનમોહન:—એ બધું મારા એકરારમાં હું લખી નાખું છું, બાપાજી. પણ હવે વખત જતો જાય છે. હમણાં પોલીસ આવી લાગશે.

દાકતર:— આવવા દે દીકરા! એમના હાથમાં તું જીવતો નહિ જાય. પણ જે બેચાર ક્ષણ આપણા હાથમાં છે તેનો સદુપયોગ તો કરી લઈએને!

મનમોહન:—હા બાપાજી.

(ફોનની એટલામાં ઘંટડી વાગે છે. બાપ દીકરો ચમકે છે. બાપ ફોન પાસે જાય છે. દૃઢતાથી રીસીવર ઊંચકે છે.)

દાકતર:—હલ્લો! હું. ડૉ. હરિકૃષ્ણ દેસાઈ. હાન્જી-કોણ છો. કોણ? હં અ...એમ? સાચું? ..પણ-પણ હાં.. હું જાણું છું. ... ખરેખર? પ્રભુ ... પ્રભુ ...ભલા ભગવાન! ... તારો-તારો કેટલો પાડ માનું?

(ધીમેથી રીસીવર મૂકી દે છે.-ધીમે પણ દૃઢ પગલે દાકતર પુત્ર પાસે જાય છે. એના ખભા ઉપર હાથ મૂકીને જોઈ રહે છે.

દાકતરઃ— મનમોહન! દીકરા! નવનીત જીવે છે!

મનમોહનઃ—હેં! શું બાપાજી સાચી વાત?

દાકતરઃ—હા સાચી વાત. ચિત્રાનોજ ફોન હતો. તું ઘરે આવ્યો કે નહી એ પૂછવા બાબત હતો.

મનમોહનઃ—પણ-પણ એમ બન્યું શી રીતે?

દાકતરઃ—નવનીત બેભાન થઈ ગયો હતો, પણ મરણ નહોતો પામ્યો. હવે એ સારો છે.

મનમોહનઃ—બાપાજી, બાપાજી!(મુકત કંઠે ડૂસકાં ખાય છે.)

દાકતરઃ—મનમોહન! ફાંસીના માંચડા અને વર્ષોની જેલનો અનુભવ આટલા અલ્પ સમયમાં પણ તેં બરાબર કરી લીધો?

મનમોહનઃ—હા બાપાજી.

દાકતરઃ— ભૂલી તો નહીં જાયને, દીકરા?

મનમોહનઃ—હવે ભૂલું, બાપાજી?

દાકતરઃ—હવે તો જ્ઞાન થયું કે ફરી મદ્યની પ્યાલીને પગલે પગલે કાંતો ફાંસીનો માંચડો, કાંતો વર્ષોની જેલ અને કાંતો વિષની પ્યાલી આવે છે?

મનમોહનઃ—હા,બાપાજી.

દાકતરઃ—તો, દીકરા, મારી અને તારી આટલા સમયની યાતના બરબાદ નહિ જાય! ભલા ભગવાન! (પિતા-પુત્ર બંને એકેકને વળગીને નમન કરતા જણાય છે.)

---

## નિરાધાર બાળક

બીજે અઠવાડિયે કેટલાંક નબાપાં બાળકો માટે રહેઠાણની શોધમાં હું નીકળ્યો. એકાદ નાના બાળકની સંભાળ લઈ શકે એવી એક સ્ત્રી મને મળી. સૌથી નાનું, એક વરસનું બાળક સ્વીકારવાની એણે તૈયારી બતાવી.

'પણ...' એણે શંકા કરી...'જેનાં માબાપ ચારિત્ર્યશીલ ન હોય એવા કોઈપણ બાળકને સ્વીકારવા હું તૈયાર નથી. આનાં માબાપ કોણ હતાં?'

બાળકની માતા વિષે મને જેટલી માહિતી હતી તેટલી મેં આપી.

'એનો બાપ જીવે છે?'

'હાસ્તો વળી'

'એ શું એનાં-બાળકોની સંભાળ લઈ શકે તેમ નથી?'

'એણે તો એના કુટુંબને કેટલાયે મહિનાઓથી તરછોડયું છે?'

'શા માટે?'

'દારૂની આદતમાં એ પાયમાલ થઈ ગયેલો.'

'તો પછી એવા બાળકને હું કોઈ પણ સંજોગોમાં ન જ સ્વીકારી શકું!'

બાપની દારૂની આદતને કારણે બાળકે પણ સારા જીવનની સઘળી શકયતાઓ ગુમાવી.

—રેવરન્ડ ધ. ટી. સ્મીથ

# ⋆ તેજોવધ ⋆



**બાળક એ ચૈતન્યનું પ્રતીક છે; આવતી કાલની આશાનું ઉજ્જવળ ઝરણું છે. એનો તેજોવધ થાય, અને તેય માબાપને હાથે, અને પાંચ માણસની રૂબરૂમાં એથી વિશેષ અનિષ્ટ કયું? એથી તો એના વિકાસની કેડી રૂંધાઈ જાય, એના ઉત્સાહનો ઉભરો શમી જાય! એવા સંજોગોમાં માબાપોએ કેમ વર્તવું એનું દિશાસૂચન અહીં આલેખાયેલા બે પ્રસંગમાંથી મળી રહેશે.**

— લેખક —

શ્રી. નટવરલાલ વીમાવાળા

માનશો? નહિ મનાય એવી વાત છે, કદાચ!

વાતને વખત તો ઠીક ઠીક થયો છે. ૧૯૧૬ ના અરસાનો પ્રસંગ છે એવો ખ્યાલ છે. એટલે ત્રીસ બત્રીસ વરસ ગણાય; છતાં તે પ્રસંગનું ચિત્ર મારી આંખ આગળ બરાબર રમે છે, અને આજે કરુણ લાગતો એ બનાવ તે વખતે તો જરા ગમ્મતી લાગેલો એ પણ સાંભરે છે.

હું અમારા સંબંધીને ત્યાં મળવા ગયો હતો. હું જઈને બેઠો પછી થોડી વારે તે ઘરના વડીલ ડોસાએ બૂમ પાડી.

'ગુલામ, પાનની પેટી લાવ.'

હું વિચારમાં પડયો. ગુલાબને બદલે તો ગુલામ ભૂલમાં નથી બોલાયું? ઘર કંઇ મુસ્લીમ નહોતું, કોઈનું નામ ગુલામ હોવાનો સંભવ નહોતો, અને ગુલામી પ્રથમ તો લૉર્ડ વિલિયમ બેન્ટિકે કહાડીજ નાખી હતી ને! એ નામનો મુસ્લીમ છોકરો ઘરમાં નોકર હોય એ પણ શક્ય નહતું.

પણ મારે વાટ જોવી ન પડી. 'ગુલામ' તરતજ નજરે પડયો.

એ તો ખરેખર, 'ગુલાબ' જેવો સોહામણો ત્રણથી ચાર વરસનો બાળક હતો. પાનની પેટી લઈને આવ્યો.

ડોસાએ મને સમજ પાડી: હું એને ગુલામજ કહું છું. તે વગર છોકરાં કહ્યાંગરાં, શાંત, ડાહ્યાં થાય નહિ.

પછી બાળકને પૂછયું: કેમ, તું મારો ગુલામ છે ને!

બાળકે હા કહી.

'અદબ કર.'

'સલામ કર.'

બાળકે અદબ વાળી, સલામ કરી.

'તું ઘરનાં બધાં મોટાંઓનો ગુલામ છે ને?'

બાળકે હા કહી.

'ગુલામ, જનો રહે.'

બાળક ધીમે ધીમે, કશા પણ વાંધા હરકત વિના ચાલ્યો ગયો.

ડોસાએ કહ્યું: આખી દુનિયા બૂમ પાડે છે કે છોકરાં તોફાન કરે છે, મસ્તી કરે છે. મારે ઘેર છોકરાંનું તોફાન જ ન મળે.

શાનું હોય! કયાંથી હોય? જીવતાં પ્રાણીઓ તોફાન કરે. કદી મુડદાં કરતાં હશે?

આ પ્રસંગ અક્ષરેઅક્ષર સાચો છે: સહેજ પણ મીઠું મરચું નથી. પણ આ મનોદશા, આ માબાપની મનોદશા કેવી?

જગતના વિકાસને પોષક કે અવરોધક?

કેટલાંય માબાપ એવાં નજરે પડે છે જે બાળકની પ્રત્યેક વાતમાં તેમનો વિરોધ કરે છે, તેની પ્રત્યેક ઇચ્છાને તોડી પાડે છે. તે કંઈ પણ કરે, એટલે તેને અટકાવે. એ ઇચ્છે એનાથી ઊંધુંજ કામ એની પાસે કરાવે. માંગે તો આપી શકાય તેવું હોય, સાવ નજીવું હોય, તો પણ આપેજ નહિ.

પણ આમાંથી બાળકનો તેજોવધ કેટલો થાય છે તેની શકિતઓ કેટલી કુંઠિત થાય છે, તેનો ખ્યા-

તેમને આવતો નથી. બાળકની પ્રતિભા, તેની શક્તિ, તેની સ્વાભાવિક વૃત્તિઓ, તેની તેજસ્વિતાને આથી આઘાત પહોંચે છે.

તેર ચૌદ વરસનો એક કિશોર કલ્પો

યુદ્ધ પૂર્વેના, માપબંધીની કલ્પના પણ ગાંડપણમાં ગણાય એવા જમાનાની આ વાત છે. ન્યાતો, જમણવારો ચાલુ હતી. એ કિશોરને તે દિવસે એક ઠેકાણે ન્યાતમાં જમવા જવાનું હતું.

મુંબાઇએ પહેલ કરી ને પછી બીજાં ગામોમાં ધોતિયાંભેર જ્ઞાતિ— ભોજનો ચાલુ થયાં, પણ આ કિસ્સા વખતે તો રેશમી અબોટિયાં પહેર્યા સિવાય ન્યાતમાં જમવા જવાય નહિ એવો રિવાજ હતો.

'કિશોર' અબોટિયું પહેરીને જમણવારના સ્થાનક તરફ જવા તત્પર થયો.

એટલે એની માએ એને કહ્યું:

'કિશોર – તારે માટે કલ્લાં (કડાં) – કાઢેલાં છે, તે પેલા ખાનામાં છે. તે પહેરીને પછી જજે.'

કિશોરે કહ્યું: મારે કલ્લાં નથી પહેરવાં. એ કિશોરને બચપણથીજ ઘરેણાં પ્રત્યે એક જાતનો અનાદર હતો, અણગમો હતો. વીંટી પહેરવાનો, કે સોનાગાંઠીનાં બોરિયાં પહેરવાનો, કે એવો કંઇજ શોખ એને નહોતો; તો પછી કલ્લાં પહેરવાનું તો એને ક્યાંથીજ ગમે?

જમણવાર પ્રસંગે હાથમાં કલ્લાં પહેરીને જવું પડે. એ એને મન એક મોટી આફત હતી; એ એને ત્રાસ સમાન લાગતું હતું. પુરૂષે હાથમાં કલ્લાં પહેરવાં એ એને બીનજરૂરીજ નહિ, જરાક શરમભર્યું લાગતું હતું.

બીજો મુદ્દો પણ હતો. કલ્લાં કંઇ સહેલાઇથી પહેરાતાં નહિ. તે માટે હાથને ખૂબ દબાવવો પડતો, લગભગ તે સોજી જવાની અણીપર આવતો. ચામડી સંકડાતી અને સોસાતી, સોરાતી. કંઠી જેવાં એકાદ બે ઘરેણાં સહેલાઇથી પહેરી શકાય છે, બાકી એરિંગ માટે, ટોકરવાં માટે કાન વીંધવા જ પડે. નથ માટે નાક વીંધવું જ પડે. વીંટી ઢીલી પહેરે તો ખોવાઇ જાય, જરા સખત રાખવીજ પડે, આંગળીને ત્રાસ આપવોજ પડે. પગના વીંટલાનું પણ તેવુંજ છે.

આવો ત્રાસ વેઠવાનું ને શરીરને શોભાવવાનું એ કિશોરને બીનજરૂરી ભાસતું. છતાં તે અત્યારસુધી મોટાંની ઇચ્છાને માથી આવી કલ્લાં પહેરતો.

પણ — ?

પણ આજે એણે ના કહી, સ્પષ્ટ ના કહી.

માએ કહ્યું: 'તે નહિ ચાલે, પહેરવાંજ પડશે.'

તે જીદ્દે ચડયો. ફરી ના કહી.

તેની માએ કહ્યું: 'કલ્લાં પહેર્યાં વિના નહિ જવાય'

કિશોરે કહ્યું: તો મારે જમવાય નથી જવું.

માએ વધુ કડક અવાજે કહ્યું: ના, જવુંજ પડશે.

કિશોરે કહ્યું: 'મારે કલ્લાં નથી પહેરવાં.'

બંને ચડસે ચઢ્યાં. માએ કહ્યું કે કલ્લાં પહેરવાંજ પડશે. તે જમવા પણ જવુંજ પડશે. કિશોર જમણ જતું કરવા તૈયાર હતો. પણ તેમાંય માની સંમતિ નહોતી.

કિશોર રડયો. ખૂબ રડયો. સારી પેઠે રડયો. માએ એને જબરાઇથી કલ્લાં પહેરાવ્યાં. પણ એ ઉઠીને ઉભો થાય નહિ. તો એને ઊભો કરીને મા ઓટલે લઇ ગઈ. ઓટલે પણ કિશોર ખૂબ રડયો. જતાં આવતાં ભેગાં થયા. છેવટે એ જમવા નજ ગયો. ઘરમાં ખાવા ન મળ્યું. ભૂખ્યો રહ્યો. એણે કલ્લાં ન પહેર્યાં, માએ એને અડવો જમવા જવા ન દીધો.

આ બનાવ બન્યાને થોડાં વરસો થઇ ગયાં છે પણ આ રીતના બનાવો આપણે ત્યાંથી સદંતર બંધ થઇ ગયા છે એવું ન કહી શકાય. સમાજના એકાદ બે ઉપલા થરમાંથી એ બંધ થવાનું માની શકાય, પણ ઘણા ખરા પાછલા થરોમાં આવા બનાવ, ને એવી મનોદશા ચાલુ જ છે. આ બનાવ જેવો બન્યો તેવોજ આલેખ્યો છે, અને ઘણાં પ્રૌઢ વાંચનારને તો એમાં અસામાન્ય કશુંએ નહિ લાગે

આવા બનાવ ઘેર ઘેર બને છે, અને તેમાંથી બાળકની સ્વમાન વૃત્તિને ભારે આઘાત પહોંચે છે, અને તે પણ તેને સૌથી વધારે ચાહનાં, પ્યાર કરતાં માબાપ તરફથીજ. માબાપના પ્યારનો જગતમાં જોટો નથી, ન હોઈ શકે. કુદરતની એ લીલા છે, કુદરતની એજ જાતની રચના છે. પણ અજ્ઞાન રૂઢિ, અણસમજ, અભિમાન, ચડસ, કે કુલાગરાપણાની વધારે પડતી કલ્પના – આવાં આવાં કારણો સબબ માબાપ જીદ્દે ચડે છે ને બાળકનો તેજોવધ કરે છે. બાળકની ખીલવણીમાં, તેના વિકાસમાં આવા બનાવો અવરોધ કરે છે. તેની મગજ શક્તિજ અને તેના બુદ્ધિધનને નુકસાન પહોંચાડે છે.

બાળકની જીદ કેટલીકવાર ખરી હોય છે, ઘણી વાર ખોટી પણ હોય છે. એ જીદ ખરી હોય ત્યારે પણ નમતું ન જ આપવું એવા સિદ્ધાંત-વાળાં ઘણાય માબાપ નજરે પડશે. પડે છે. એથી પણ વધુ બૂરૂં એ છે, કે તેજ માબાપો બાળકની જીદ અયોગ્ય હોય ત્યારે પણ કંટાળીને નમતું આપી દે અને 'બાગ તમારા' એમ ઘણીકવાર મોંઢેથી ને હંમેશ મનમાં બબડે છે.

કિશોરનો ઉપલો બનાવ જાતે જોયલો છે, કલ્પિત થી. અને મને એ કંઇ અપવાદ રૂપ કે કોઇના અંગત સ્વભાવના પરિણામ રૂપ હોય એવું નથી લાગતું, કોઇને ય નહિ લાગે. દેશની સામાન્ય સ્થિતિનાં અપવાદ પણ ન્યૂન એમાં દેખાશે. છોકરા છોકરીઓને દાગીના પહેરાવવા પર વૃદ્ધો ભાર મૂકે તેની અંદર રહસ્ય છેજ. જ્ઞાતિભોજનોમાં જ્ઞાતિનાં નાનાં મોટાં ભેગાં થાય, અને સામાન્ય માનવીને મન તો એમાંજ એની આખી દુનિયા આવી જાય છે. એમાંજ એને મહાલવાનું, એમાંજ એને વાહવાહ બોલાવવાની ઇચ્છા હોય ત્યાંજ છોકરા માટે વહુ ને છોકરી માટે વર પસંદ કરવાની ક્રિયા ધીમે ધીમે વધતી આવે. સંપત્તિ બનાવવાનો અવસર એજ, લગ્નસંબંધમાં વધુ લાભ મેળવવાનો માર્ગ પણ એજ પ્રકારનો; સંપત્તિ વધુ દેખાય તો વધુ સારી કન્યા કે વધુ સારો જમાઇ સાંપડવા સંભવ. આવા યુગમાં ઘરેણાં પહેરવા માટે થોડો ત્રાસ કે શારીરિક સોહામણું વેઠવાં પડે તો તે સાવ યોગ્ય લેખાતું જ.

પણ આવી બાબતમાં બાળક ખરેખર સાદાઇ તરફ અને તેના માનસ વિકાસને આઘાડી ન લાગે એમ વળવું જોઇએ, વળતું હોય ત્યારે તેની સુવૃત્તિની કદર માબાપે કરવી જોઇએ. આખરે તો સાદાઈ એક જાતનો આદર્શપ્રેમ સૂચવે છે, એ વાતનો સ્વીકાર કરવો જ જોઇએ.

સુપ્રસિદ્ધ સાક્ષર શ્રી. રામનારાયણ પાઠકે એક વાર પ્રસ્થાનમાં લખેલું: "માબાપો બાળકને સાચું બોલવા સેવાભાવી બનવાનું શિક્ષણ આપે છે. પણ પછી એજ બાળક સહેજ માટે પણ એ વસ્તુ કરી બતાવવા તૈયાર થાય, ફકીરી સ્વીકારવા તૈયાર થાય છે ત્યારે તેની સાથે ગડે છે. એ અતિ દુઃખદાયક છે." એમણે કોઇ ખાસ પ્રસંગને અનુલક્ષીને લખ્યું હતું. પણ એમ એ કથન કેટલું સત્યદર્શી છે?

બાળકનો તેજોવધ થાય, ને તે માબાપનેજ હાથે એ ખરેખર દુઃખદ છે. પણ ઘણાયને હાથે એ થાય છે. કારણ? દીર્ઘદૃષ્ટિનો અભાવ. બલ્કે રાષ્ટ્રીય અને સામાજિક દૃષ્ટિનો અભાવ. જ્યારે પ્રત્યેક વ્યક્તિ બાળકને સ્વકીય મિલ્કત નહિ પણ રાષ્ટ્રની મતા, સમષ્ટિનું અંગ, સમાજની કે દેશની દોલત માનતી થાય ત્યારે થાય સર્વોદય; જ્હોન રસ્કીને કલ્પેલું "Unto This Last."*

* રસ્કિનની આ દીર્ઘ ચોપડી ગુજરાતીમાં ગાંધીજીએજ 'સર્વોદય' નામથી સારરૂપે ઉતારેલી છે. દક્ષિણ આફ્રિકામાં તેમણે ઇન્ડિયન ઓપિનિયનમાં લેખમાળા રૂપે લખેલી ને ત્યાં ત્યારબાદ પુસ્તક રૂપે પ્રગટ થયેલી.

★

# નઇ તાલીમ

## એનાં મૂળભૂત સ્વરૂપનું રહસ્ય—દર્શન

નઈ તાલીમ એટલે જીવનનો સર્વાંગી વિકાસ સાધે તેવી જીવનદર્શી રાષ્ટ્રિય કેળવણી. કેળવણીનું ધ્યેય નથી માત્ર અક્ષરજ્ઞાન આપવાનું કે નથી કોઈ ઉદ્યોગ, વિજ્ઞાન કે સાહિત્ય વિષે શુષ્ક માહિતી આપવાનું! કેળવણી એટલે ક્રિયાશીલતા, કર્મ-ભાવના, સમસ્ત રાષ્ટ્રજીવનનું ક્રિયા દ્વારા ઉર્ધ્વીકરણ. કેળવણી એટલે સર્વતોમુખી વિકાસ! પૂજ્ય ગાંધીજીએ કલ્પેલી નઈ તાલીમની આ યોજનામાં સ્વતંત્ર હિન્દના નાગરિકને અનુરૂપ એવી સેવા, સ્વાશ્રય અને સદાચારથી ઓપતી નૂતન જીવન દૃષ્ટિનો મર્મ કઇ રીતે મૂર્ત થાય છે એ આ લેખમાં વિશદ રીતે સમજાવવામાં આવ્યું છે.

: લેખક :

શ્રી. કપિલરાય ન. અધ્વર્યુ

બી. એ., બી. ટી.

નઇ તાલીમનો વિચાર આપણને અસહકારના વર્ષો દરમિયાન આવ્યો છે. ગાંધીજીના હિંદના આગમન પછી આપણા રાષ્ટ્રજીવનમાં સ્વદેશભાવનાનું જે એક મોજું ફરી વળ્યું તેણે આપણને આપણા સમગ્ર જીવન વિષે વિચાર કરતાં શીખવ્યા. આપણને સ્વદેશી અને સ્વદેશ પ્રત્યે પ્રેમ જાગૃત થયો અને આપણું કર્તવ્ય સમજવા લાગ્યા. તેનાથી આપણા જીવનમાં રહેલી અનેક ઉણપો જણાવા લાગી બ્રિટિશ શાહીવાદ રાષ્ટ્રના શોષણ ઉપર રચાયેલો છે અને વિદેશી કેળવણી દ્વારા આપણે એનો સ્વાનુભવ કરી તેમાં સરકારને પૂરે-પૂરો સાથ આપી રહ્યા છીએ. એ કેળવણી લેનારા માણસો પોતાનાં મન, હૃદય અને શરીરબળને અવગણી રાષ્ટ્રજીવનમાં શાસનકર્તાને તેની શોષણ-કળામાં પૂરતા મદદગાર નીવડ્યા છે. જ્યારે આપણને આ ખ્યાલ આવ્યો ત્યારે સંપૂર્ણ સ્વદેશી ભાવનાથી યુક્ત થઇ, રાષ્ટ્રિય અસ્મિતાથી જાગ્રત બની, આપણાં રાષ્ટ્રનું નવવિધાન કરે એવી કેળવણી વિશે આપણે વિચાર કરવા લાગ્યા. એ વિચારમાંથી ગુજરાત વિદ્યાપીઠ, તિલક વિદ્યાપીઠ, મહેન્દ્ર પ્રેમવિદ્યાલય, શાંતિનિકેતન, અરવિંદાશ્રમ, ગુરૂકૂળ કાંગડી, સેવાશ્રમ સંસ્થા, વગેરે કેળવણીની સંસ્થાઓ ઉત્પન્ન થઇ. વિદેશી શાળાઓનો બહિષ્કાર થયો. અને રાષ્ટ્રિય શાળાઓ પણ સ્થપાઈ. પણ ત્યારે તે બાળકોને નવી તાલીમ દ્વારા નવા ચેતનવંતા જીવન પ્રત્યે આકર્ષી રાષ્ટ્રીયભાવના ખીલવે એવી શિક્ષણ-યોજનાએ મૂર્ત સ્વરૂપ પકડ્યું ન હતું. જો કે વર્ધા યોજનાનાં મૂળ આમ આપણી રાષ્ટ્રીય હિલચાલમાં રહેલાં હોવા છતાં એની સંપૂર્ણ વિચારણા મૂર્ત સ્વરૂપમાં ગાંધીજીએ ૧૯૩૦-૩૩ના અસહકારના આંદોલનો પછી જ કરી. સમર્થ કેળવણીકાર ઝાકિરહુસેનના પ્રમુખપણા નીચે અને ગાંધીજીની સલાહ અને સૂચના અનુસાર એ યોજના ઘડાઈ. ૧૯૩૮ની હરિપુરા કોંગ્રેસ વખતે હિંદના આગેવાન નેતાઓએ નઇ તાલીમ ઘડવા એક સમિતિ નીમી. ત્યાર પછી આપણી રાષ્ટ્રીય સરકારે એના અખતરા દરેક પ્રાંતોમાં શરૂ કર્યા. અને આમજનતા એનાથી પરિચિત બની.

### યોજનાનો હેતુ

કોઇ પણ યોજના આપણે રજૂ કરીએ તે પહેલાં તેનો હેતુ આપણી પાસે હોવો જોઇએ. એ હેતુ રાષ્ટ્રિય જીવનની તાત્કાલિક જરૂરિયાત અને તે જમાનામાં પ્રચલિત કેળવણીની ખામીના અભ્યાસ દ્વારા ઘડાય છે. વર્ધા યોજનાનો હેતુ બાળકના જીવનનો સર્વાંગી વિકાસ સાધીને તે

દ્વારા રાષ્ટ્રજીવનને ઉન્નતિને માર્ગે લઈ જવાનો છે. માત્ર તેમને અક્ષરજ્ઞાન કે કેવળ ઔદ્યોગિક જ્ઞાન આપી બીજા જીવન-ક્ષેત્રમાં અપંગ રાખવાનો હેતુ નથી. બાળકોમાં રાષ્ટ્રીયવાદ જાગ્રત કરી તેને જીવન કર્તવ્યનો ખ્યાલ આપી તેમના માનસિક, શારીરિક અને ચારિત્ર્ય વિકાસ દ્વારા રાષ્ટ્રજીવનને પ્રગતિને માર્ગે લઇ જવાનો છે. બાળકને સ્વાવલંબી બનાવી તેના ગૃહ અને શાળા જીવનના અનેક પ્રસંગો જીવાતા જીવનદ્વારા શીખવી, સમજાવી ગૃહ અને શાળા જીવનને એક કરવાનો છે. વર્તમાન કેળવણીમાં ગૃહજીવન શાળાજીવનથી તદ્દન વિભિન્ન બન્યું છે. તેમજ તેમાં શારીરિક શ્રમ એ જીવનની પ્રાથમિક જરૂરિયાત પૂરી પાડતા ઉદ્યોગ, હુન્નર ને બીજા અનેક જીવનપ્રસંગો દ્વારા જીવનનો વિકાસ સાધવાની તાત્વિક દષ્ટિ નથી. એનું લક્ષ્ય માત્ર શહેરોજ હતું. ગામડામાંથી આવતાં બાળકોને પોતાનો બાપીકો ધંધો છોડાવી નોકરી શોધતા એણે કર્યા છે. સમાજના અને હિંદના જીવનના એક મોટા જનસમુદાયને વિમુક્ત રાખી ભણેલાઓમાં મોટાઇનો ગર્વ ઉત્પન્ન કરી તેમને સેવાધર્મથી વંચિત કર્યા છે. વર્ધા યોજનાનું મુખ્ય લક્ષ્ય ગામડું છે. હિંદનું જીવન અને પ્રગતિ ગામડાના ઉત્કર્ષમાં રહેલાં છે તે દૃષ્ટિ ધ્યાનમાં રાખી બાળકના જીવનને જીવન દ્વારા કેળવવાનો વર્ધા યોજનાનો હેતુ છે. વર્તમાન કેળવણી માત્ર હિંદની પ્રજાના ઘણાજ અલ્પ ભાગને અક્ષરજ્ઞાન આપી શકી છે. વર્ધા યોજનાનો હેતુ કેળવણીની પ્રજાજીવનમાં અભિવૃદ્ધિ કરી તેમનો ઉત્કર્ષ સાધી કેળવણીને સર્વતોમુખી બનાવવાનો છે.

## નઇ તાલીમનાં મૂળભૂત તત્ત્વો

વર્તમાન કેળવણીની એક ખામી તો એ છે કે એમાં ક્રિયાશીલતાનો અભાવ છે. એ કેળવણી લેનાર બાળક હાથ કારીગરીનું કળાકૌશલ્ય મેળવી શકતો નથી. એટલે કુદરતે આપેલા શરીરનાં અંગો અણવિકસિત રહે છે. વર્ધા યોજનામાં બાળકને ક્રિયા કરાવતાં કરાવતાં શીખવવાનું છે. એ ક્રિયા જીવનના મૂળભૂત ઉદ્યોગો શીખવતાં કરાવવાની છે. પરંતુ તેમાં ઉદ્યોગો મુખ્ય નથી. તેઓ તો શિક્ષણના સાધનરૂપ છે, બલ્કે શિક્ષણનું માધ્યમ તેઓ છે. પ્રવૃત્તિ કે પ્રસંગોમાં બાળમાનસને રોકી વસ્તુ દર્શનનો પ્રત્યક્ષ અનુભવ કરાવતાં તેના જીવનનો વિકાસ સાધવો એ બાબત એમાં રહેલી છે. આપણા રાષ્ટ્રજીવનને સ્પર્શતા જીવનના જરૂરી ઉદ્યોગો જેવાં કે ખેતી, કાંતણ-કામ, સુથારીકામ વગેરે ઉદ્યોગોની તાલીમ આપી તે દ્વારા બાળકને તેની ક્રિયાઓમાં સક્રિય રીતે ભાગ લેતો કરીને અનુભવ અને અવલોકન દ્વારા તેના ઇન્દ્રિયજન્ય અભ્યાસને ખીલવવાનો છે. ક્રિયા પ્રત્યેની રુચિ કેળવાતાં બાળકમાંથી કૃત્રિમ રીતે રહેલી આળસવૃત્તિ નાશ પામશે અને તે સ્વાશ્રયી બનશે.

## મિથ્યા ભ્રમનું નિરસન

ઘણાને એવો પ્રશ્ન થાય છે કે જો ઉદ્યોગજ માત્ર શીખવવાના હોય તો તે શા માટે બાળકોને શરૂઆતથીજ જૂદી ઉદ્યોગશાળામાં ન શીખવવા? આ પ્રશ્નની ભૂમિકા એક ખોટા ભ્રમ ઉપર રચાયેલી છે. આ યોજનાની પૂરેપૂરી અણસમજ અને અજ્ઞાનમાંથી એ ભ્રમ ઉત્પન્ન થયો છે. નવી શિક્ષણ યોજનામાં બાળકોને ઉદ્યોગો શીખવી કેવળ કુશળ કારીગરો બનાવવાના નથી. પરંતુ એ ઉદ્યોગોદ્વારા રાષ્ટ્રની મૂળભૂત જરૂરિયાતો પ્રત્યે બાળકમાં રસ ઉત્પન્ન કરી તેના જીવનના આધારરૂપ એક સાધન આપવાનો છે. અહીં ઉદ્યોગો સામાન્ય કેળવણીથી જૂદા નથી. તેઓ તો જીવન-કેળવણીનાં સાધનો છે. તેઓને શિક્ષણનું માધ્યમ બનાવી તે દ્વારા બીજા વિષયનું જ્ઞાન પણ સાહજિક રીતે આપી તેની બૌદ્ધિક શક્તિઓને ખીલવી ચારિત્ર્યને ઘડવાનો છે. બાળકને કૃત્રિમ જીવનમાંથી બહાર લાવી નિરાધારી અને લાચારીમાંથી મુક્ત કરી સ્વાવલંબી બનાવવાનો છે. ખરી રીતે બાળકને જીવન જીવતાં શીખવવાનો છે. આમ વર્ધા યોજનામાં ઉદ્યોગો, તહેવારો, જયંતિઓ અને પ્રકૃતિ દર્શનનાં પર્યટનો મહત્ત્વનાં છે. બાળકોને તેમાં જીવનતરફ જોતાં કરી તેની સાથે જોડાયેલા બીજા આનુષંગિક વિષયો શીખવવાના છે. અને બહુજ સહજ અને સ્વાભાવિક રીતે જ શીખવવાના વિષયો શીખવતાં બાળકની અભિરુચિ અને રાખવાનો છે. એવું ન બને કે બાળ માત્ર તે વિષયોની મહત્તાજ સમજે. ખૂબી એ હતી કે તે એક રસ રસ વિભિન્ન કર્યા વગર કે તેને હાનિ વાચકોને રસાનંદ કરાવી શકતો તાલીમમાં પણ ઉદ્યોગ, પ્રસંગો અગ તેની સાથે સંબંધ ધરાવતા વિષયો જરાએ ખ્યાલ કરાવ્યા વગર શી

વિકસાવી શકે છે. પ્રભુના એ સર્જનને નિહાળતાં સર્જનહારની ભવ્ય કૃતિઓ તેના હૃદયમાં પરમાત્મા પ્રત્યે પ્રેમ અને પૂજ્ય ભાવના જાગ્રત કરે છે. આપણે વર્તમાન કેળવણીમાં જીવનને કુદરતથી વિમુખ બનાવી આપણા જીવનમાં કૃત્રિમતા અને આડંબરને સ્થાન આપ્યું છે. પરિણામ એ આવ્યું કે કુદરત અને માનવજીવન જૂદાં થયાં અને તેનાં પરિણામ રૂપે અનેક અનિષ્ટો ઉત્પન્ન થયાં છે જેણે મનુષ્યને યાંત્રિક જીવન તરફ ખેંચી અસંતોષ, અનીતિ અને કેવળ સ્વાર્થવૃત્તિથી ભરી દીધો છે. માણસ મનુષ્ય મટી એક યંત્રહૃદયી બની ગયો છે. એણે હૃદયની પ્રેમાળતા, સમભાવ, લાગણી અને મૃદુતા ગુમાવ્યાં છે. મનુષ્ય કુદરતના તત્ત્વો સાથે ભળીને એકરૂપતા અનુભવતાં ઘણું શીખે છે. હૃદયના સનાતન ભાવો કુદરતના રમ્ય, ગૂઢ અને ગંભીર દૃશ્યો નિહાળતાં આનંદે છે. એ આનંદ આત્માને વિશુદ્ધ બનાવી સુખ અને શાન્તિ અર્પી માનવજીવનમાં નૈતિક ભાવનાઓ અદૃશ્યરીતે જાગ્રત કરે છે. અને તે દ્વારા ચારિત્ર્ય વિકાસને સાધ્ય કરે છે. જીવનનો વિષાદ અને સમયનાં દુઃખ દૂર કરવાની શક્તિ મનુષ્ય કુદરતના તત્ત્વમાંથી જ ગ્રહણ કરે છે. પ્રકૃતિને ખોળે ખેલતું બાળક હૃદયના ઉદાત્ત કમનીય ભાવોને બહુજ સફળ રીતે ખીલવી શકશે. આમ પ્રકૃતિના સહવાસથી બાળક પોતે પ્રકૃતિથી ભિન્ન નથી પણ તે એક પ્રકૃતિનો ભાગ છે એમ સમજવા લાગશે અને એના હૃદયમાં સમભાવ જાગ્રત થશે.

## નઇ તાલીમની શહેરી જીવન પર અસર :—

નઇ તાલીમનું લક્ષ્ય ગામડું હોઇ એના જુદાજ પ્રત્યાઘાતો કદાચ શહેરીજીવન પર પડે એ સંભવિત છે. શહેરીજીવનમાં પ્રવેશેલી કૃત્રિમતા, નફાખોર વૃત્તિ અસભ્ય સ્વાર્થી માનસ, બાહ્ય આચારવૃત્તિ કદાચ એમાં અનેક નિષ્ફળતાઓ નિહાળે પરંતુ ગામડાની આબાદીમાં જ શહેરોની આબાદી સંકળાયલી હોઇ નઇ તાલીમના પરિવર્તનની અસર શહેરી જીવનને પણ બદલી નાખશે. યંત્રવાદી માનસમાં પલટો થતાં તે પોતાની ફરજ સમજશે અને ગામડાની આબાદી પ્રત્યે વધારે લક્ષ આપતા શીખશે. કદાચ નઇ તાલીમ યોજના શહેરીજીવનને અનુકૂળ ન નીવડે. હાથઉદ્યોગો, ઋતુના પ્રસંગો અને કુદરતનુ સુરમ્ય સહજ વાતાવરણ શહેરમાં ન મળે પરંતુ આપણે શહેરમાં રહેલી અલ્પ વસ્તીનો ખ્યાલ રાખી ગામડાને અન્યાય નહિ કરી શકીએ.

## આદર્શ ગ્રામ–જીવનની શક્યતા :—

નઇ તાલીમ એ આદર્શ ગ્રામજીવનને શક્ય કરે છે. ગામડાને સંપૂર્ણ રીતે સ્વાવલંબી બનાવી શહેરી જીવનના કૃત્રિમ સહવાસ અને સ્વાર્થીઓના શોષણમાંથી મુક્ત કરે છે. ગામડામાં હસ્ત ઉદ્યોગો, શ્રમ, સેવા અને કુદરત પ્રત્યે પ્રેમ ઉત્પન્નકરે છે. ગામડામાં રહેલા કુસંપને દૂર કરી કૌટુમ્બિક ભાવનાને જાગ્રત કરી સમાજના કલ્યાણ અર્થે સેવાધર્મની મહત્તા શીખવે છે. સફાઇ અને સ્વચ્છતા શીખવી ગામડાને આરોગ્યપ્રદ અને વિશુદ્ધ બનાવે છે. અને તે દ્વારા રાષ્ટ્રનાં નવવિધાનમાં ચેતન પ્રકટાવે છે. હિંદના જીવનને અનુકૂળ એ એક આદર્શ શિક્ષણ યોજના છે અને જે ગાંધીજી જેવા સમર્થ યુગપુરુષના આર્ષ હૈયામાંથી ઉદ્‌ભવી છે. ગાંધીજી કહે છે કે "ભારત વર્ષને વર્ધા યોજના એ એક મારી અમૂલ્ય ભેટ છે." અને ખરેખર હિંદના સમર્થ કેળવણીકારોએ એ યોજનાને સમર્થન આપ્યું છે. હિંદના કલ્યાણનો જેણે જીવનમંત્ર સેવ્યા કર્યો હતો અને સમસ્ત માનવજાતના કલ્યાણ માટે જેણે જીવનભર અથાગ પ્રયાસ કર્યો છે તે મહાપુરુષની આ યોજના બહુજ વિચારપૂર્વક ઘડાઇ છે. રાષ્ટ્રનો નૈતિક, આર્થિક અને સામાજિક દૃષ્ટિએ ઉત્કર્ષ સાધી જગતની બીજી પ્રજાઓ સાથે બંધુત્વની ભાવના ખીલવી માનવજીવનનો પરમધર્મ સેવા અને સ્નેહ એ શીખવે છે. કદાચ એમાં ખામીઓ તો હશે. એ યોજના સર્વકાલીન કે સર્વદેશીય ન હોય પરંતુ વર્તમાન જમાનાને અનુકૂળ એ છે એની કોઇ પણ ના નહીં કહી શકે. શરૂઆતમાં કોઇપણ યોજના સંપૂર્ણ હોય છે એવી ભ્રામક કલ્પનામાં સરવાની ભૂલ તો કોઇ જ કરે. એટલે એમાં રહેલી ઉણપ વખત જતાં અનુભવે આપોઆપ શીખાશે. સરકાર, કેળવણીકારો અને જનતા એ ભૂલ એકેકના સહવાસથી જરૂર શોધી કાઢશે. બીજું, આપણે એ યોજના દાખલ કરીને તાત્કાલિક એના સુખદ પરિણામની આશા રાખીએ એ વ્યર્થ છે. હજુ એ પ્રયોગદશામાં છે. બાળક સ્વરૂપે જન્મ પામી છે. અને કેળવણીકારો બાળકના માનસ અને તેના જીવનવિકાસને ધ્યાનમાં રાખી તેઓ અખતરો કરી રહ્યા છે.

હિંદના છૂટાછવાયા ભાગોમાં એનો અખતરો થયો છે. અને તેણે એની સફળતા સિદ્ધ કરી છે. સેવાગ્રામમાં પૂજ્ય ગાંધીજીએ શ્રી આર્યનાયકમ્ અને શ્રીમતી આશાદેવીના સહવાસથી એનો અખતરો કર્યો છે. તેના પરિણામથી આપણે સારી રીતે માહિતગાર છીએ એ અખતરો બીજે સફળ કરવાને આપણે વધીજ મહેનત દિલ આપીને શ્રદ્ધાપૂર્વક કરવી પડશે. અનેક મુશ્કેલીઓનો સામનો ધીરજપૂર્વક કરવો પડશે. સેવાજ માનસ અને દષ્ટિબિંદુથી કેળવાયેલા શિક્ષકો તૈયાર કરવા પડશે. તેમજ અજ્ઞાન પ્રજાનો મત પણ કેળવવો પડશે. ભણેલાઓમાં રૂઢ થયેલા અનેક પૂર્વગ્રહો પણ દૂર કરવા પડશે. આ બધી બાબતો કંઈ નાનીસૂની નથી. ભગીરથ પ્રયાસ, અખંડ શ્રદ્ધા અને ધૈર્ય રાખીને સમસ્ત રાષ્ટ્રના કલ્યાણ અર્થે આપણે પૂ. બાપુજીની આ અમૂલ્ય ભેટને, આપણા રાષ્ટ્રજીવનમાં ઉતારવી પડશે. સેવા અને ફરજની ભાવનાથી શિક્ષકોને તૈયાર કરવા પડશે. એટલે આ બધું તાત્કાલિક બની જાય એવી વ્યર્થ આશા કોઈ ન સેવે. એને માટે પૂરતી તૈયારી અને સમય આપણે ગાળવા પડશે. અને દસ વર્ષના સતત પ્રયાસ પછી આપણે એના સુંદર પરિણામની આશા રાખી શકીએ. પ્રજાએ પોતાનું માનસ પલટી આપણી રાષ્ટ્રીય સરકારને પૂરતો સહકાર આપવો પડશે. તો જ આપણે નઈ તાલીમ દ્વારા નૂતન રાષ્ટ્રવિધાનને શક્ય કરી શકીશું. ટૂંકમાં નઈ તાલીમ એ હિંદના જીવનને એક અનુકૂળ આદર્શ શિક્ષણ યોજના છે. આપણા રાષ્ટ્રના નવવિધાનને લક્ષમાં રાખીને એ ઘડાઈ છે. એની સફળતા આપણા હાથમાં રહેલી છે. અને તે આપણે શ્રદ્ધાપૂર્વક સિદ્ધ કરવાની છે.

---

## બેવડું નુકશાન

ધારો કે બે માણસો દર અઠવાડિયે ત્રણ ત્રણ પાઉન્ડ કમાતા હોય. એમાંનો એક માણસ એ આખીયે રકમ ઘેર લઈ જાય છે અને અનાજ, કપડાં અને બીજી ઘરગથ્થુ ચીજો પાછળ વાપરે છે. બીજો જાય છે દારૂના પીઠામાં અને ત્યાં દારૂ ઢીંચવા પાછળ ત્રણેય પાઉન્ડ વાપરી નાખે છે.

પહેલા કિસ્સામાં વ્યાપારીનો માલ વેચાયો છે એટલે એને ફાયદો થયો છે અને ખરીદનારને પોતાની જરૂરતની તેમજ કુટુંબની સુખાકારીની વસ્તુઓ મળી છે એટલે એને પણ ફાયદો થયો છે આમ આ પૈસાનું બેવડું ઉત્પન્ન મળેલ છે.

બીજા કિસ્સામાં દારૂના વ્યાપારીને પોતાનો માલ વેચાતાં ફાયદો થયો છે ત્યારે દારૂડિયાના પૈસા તો કેવળ વેડફાયાજ છે અને એના કુટુંબને તો માત્ર તંગીની તંગી જ ઉભી છે. એટલે કે એના પૈસાનું એકજ ઉત્પન્ન મળેલ છે. આમ દારૂ પાછળ વપરાતા પૈસાનો કશોજ બદલો મળતો નથી. બદલા વગરનું કામ તેમજ બદલા વગરનું ખર્ચ એ બન્ને વ્યક્તિને તેમજ રાષ્ટ્રને નુકસાનકારક છે. એટલે કે દારૂ પાછળ થતું ખર્ચ એ રાષ્ટ્રનેજ સીધા નુકશાનરૂપ છે.

— ટી. આર્થર વિલિયમ્સ

## આજનું

# યુવાન માનસ

**યુવાન એ ચૈતન્યનો ફુવારો છે. યુવાની એ રાષ્ટ્રની વસન્ત છે. પ્રસન્નતાનું એ પ્રતીક છે. સિસૃક્ષા, કર્તવ્યનિષ્ઠા અને ઉદ્યમશીલતા આ સમયેજ પ્રગટે છે. પરંતુ આજના યુવાનમાં આ અમોઘ શક્તિ શાને દષ્ટિગોચર નહિ થતી હોય? શા માટે ભિન્ન ભિન્ન દિશામાં વહેતો એની પ્રતિભાનો ધોધ કોઈ સર્વાંગ-સંપૂર્ણ ઇષ્ટની સાધનામાં નિષ્ફળ જતો હશે? પ્રસ્તુત લેખમાં એ વિષે મર્મગામી વિચારણા આપવામાં આવી છે.**

લેખકઃ
શ્રી. જિતેન્દ્ર દવે
એમ. એ.

આજના ક્રાંતિકારી અને સ્વાતંત્ર્યપ્રેમી જમાનામાં દેશદેશના નવજુવાનોએ અદમ્ય ઉત્સાહ અને ધગશથી ભાગ ભજવ્યો છે અને વખત આવતાં પ્રાણની કુરબાનીઓ આપી છે. કેટલાક આદર્શપ્રેમી યુવાનોએ પોતાનું જીવન ચારિત્ર્યમય અને સાદું બનાવ્યું છે છતાં આધુનિક યુવાન માનસ સાથે સબંધ ધરાવતી કેટલીક હકીકતોનો નિર્દેશ કરવો જરૂરી છે. યુવાની રાષ્ટ્રની વસંત છે, યુવાનમાનસ પ્રકૃતિથીજ ઉદ્યમશીલ અને સર્જનશીલ હોય છે. પરંતુ આ અદમ્ય ઉત્સાહને યોગ્ય કર્તવ્યક્ષેત્ર તરફ વાળવામાં [illegible]વે તો જ એ સર્જન[illegible]કેત સાર્થક બને અને [illegible]ફળ બને; પણ અદમ્ય ઉત્સાહની સાથે હૃદયની વિવિધ વૃત્તિની તરંગશીલતા હોવાને કારણે યુવાનમાનસ આગળ ધપવાની ને કાંઇ કાંઇ કરવાની ઉતાવળમાં એક લક્ષને કે ધ્યેયને ખ્યાલમાં રાખી શક્તિને કેન્દ્રિત કરવાને ધીરજ રાખી શકતું નથી. આને લીધે યૌવનની અમોઘ શક્તિના ધોધ ભિન્ન ભિન્ન દિશામાં વહી જઇ બળ ઓછું થતાં ઇષ્ટની પ્રાપ્તિ થતી નથી. ભરતીના જુવાળ યુવાન હૈયામાંથી શમી જતાં હૈયું સંતાપથી સળગી ઊઠે છે, પણ કોઇ ઉપાય રહેતો નથી. આપણા યુવાનમાનસની અશક્તિનું આ એક સામાન્ય લક્ષણ છે.

## નૈતિક જાગૃતિનો અભાવ

કેટલાક નવજુવાનો મસ્તીનો ડોળ કરતાં કરતાં ઉચ્છૃંખલ બને છે અને તેની મર્યાદાનો ભંગ કરતાં પણ અચકાતા નથી. કેટલીકવાર એવું બને છે કે આપણે જે સમુહમાં ફરતાં હોઇએ ત્યાં જે વર્તનને સારૂં અને આવશ્યક ગણવામાં આવતું હોય, તે નીતિની દષ્ટિએ અશુભ છે એમ જાણવા છતાં નૈતિક હિંમતને અભાવે અને સમાજના ઘણાંનો ખોફ વહોરી લેવાની અશક્તિને કારણે આપણે સાથે ઘસડાયા કરીએ છીએ. પરિણામે એ અશુભ વસ્તુ આપણને સદી જાય છે અને આપણું માનસ નિર્બળ બનતું જાય છે. આમ બનવાનું કારણ આપણી નૈતિક જાગૃતિનો અભાવ છે. કેટલીકવાર બહારની બહુ પરવા રાખવા જતાં આપણે જાતને ભૂલી જઇએ છીએ. આ દોષ તો અતિસામાન્ય છે. આ વિશે એટલું ધ્યાનમાં રાખવું જરૂરી છે કે સમુહના સ્વીકાર્ય આદર્શો કે રૂઢિઓ સ્થિર હોતાં નથી જેમ જેમ મનનું વલણ ફરતું જાય છે તેમ તેમ એમાં ફેરફાર થતો રહે છે, જ્યારે નૈતિક દષ્ટિએ જેને અશુભ ગણવામાં આવે છે તે સર્વદા અશુભજ ગણાય છે, કારણકે એને મનુષ્યનાં આંતર બંધારણ સાથે સબંધ છે. જે કોઇ આમજનતા સ્વીકારે છે તે બધું અપનાવી લેવા જેવુંજ હોય છે એમ માનવાની જરૂર નથી.

## બહારનો દંભ

આજનો યુવાનવર્ગ બહારથી સારા દેખાવાનો બહુ પ્રયત્ન કરે છે, પરંતુ કહેવાતી સભ્યતા અને શિષ્ટાચાર પાછળ કેટલીકવાર અણુકેળવાયેલ દુર્દમ વૃત્તિઓનો ઝંઝાવાત આપણે અનુભવીએ છીએ. બહારથી સારા દેખાવાનો પ્રયત્ન જ્યાંસુધી આપણે બીજી વ્યક્તિના નિકટ પરિચયમાં ન આવીએ ત્યાંસુધી કદાચ સફળ કરી શકાય, પણ આવી સ્થિતિ હંમેશાં ટકતી નથી અને મોડા

રહેલા કોઈના નિકટના પરિચયમાં મને કમને આવવું જ પડે છે-ત્યારે બહારના સુશોભિત આવરણ પાછળ રહેલી નરી અપૂર્ણતા અને ક્ષતિઓ ખુલ્લી પડી જાય છે અને સારા દેખાવાનો પ્રયત્ન વધુ ટકી શકતો નથી. પરિણામે યુવાનનો વિકાસ રૂંધાય છે. આ દાંભિક વૃત્તિની પાછળ પોતાને વિષે પ્રથમથી જ બાંધી લીધેલો ઊંચો ખ્યાલ ઘણું કરીને હોય છે, પણ એ પ્રામાણિકપણું નથી. જે વસ્તુને આપણે યોગ્ય ન હોઈએ તે બીજાને છેતરીને કે તેના અજ્ઞાનનો લાભ લઈને પચાવી પાડવાનો આપણો હક નથી. જો તેની પ્રાપ્તિ માટે ખરી ધગશ હોય તો સાચા દિલના પ્રયત્નથી એ જરૂર સુલભ બને. ચારિત્ર્ય તો એટલું પારદર્શક હોવું જોઈએ કે ગમે તેવા સખત ટીકાકારની દૃષ્ટિ કોઈ પણ કલંકના અંતરાયથી અટક્યા વિના વીંધીને બહાર નીકળી શકે.

અહીં યાદ રાખવું જોઈએ કે મનુષ્ય માત્ર અપૂર્ણ છે માટે જ પૂર્ણત્વ તરફ પ્રગતિ કરવાની છે. અપૂર્ણ હોવું એમાં શરમ નથી, એ અપૂર્ણતાને સ્વીકારી લઈ એમાં સંતોષ માનવો એમાં શરમ છે. જે ઊંચે ચડે તે જ પડે, પણ જે યુવાનમાં દૃઢ ઉત્સાહ હોય, આત્મશ્રદ્ધા હોય, ધગશ હોય તો તે જરૂર સફળતાને શિખરે પહોંચવાનો.

## અહમ્ નો ઊંચો ખ્યાલ

આજના યુવાનોની નિર્બળતાનાં બે મુખ્ય કારણો છે—(૧) મનની નિર્બળતા (૨) સંજોગો. પરંતુ સંજોગો હંમેશા અનુકૂળ કે પ્રતિકૂળ નથી હોતા. પ્રત્યેક માણસને સારા નરસા કે કપરા સંજોગોમાંથી પોતાનો રસ્તો કરવાનો છે. ઘણે અંશે યુવાનોની નિર્બળતાનું કારણ મનની નિર્બળતા છે. આપણી નિર્બળતાનું કારણ બાહ્ય નહિ પણ આંતરિક છે વાસ્તવમાં આપણા હૃદયમાં જે સત્યની પ્રતીતિ થાય છે તેને દાબીને આપણે ઉંધા બની બહારની દુનિયા તરફ ગુસ્સે થઈએ છીએ. આવા દંભનું ખરું કારણ 'અહં' ને પંપાળવાની વૃત્તિ છે. જો આપણે શાંતિથી વિચાર કરીશું તો આપણને જરૂર લાગશે કે 'અહં' ની પોકળ મહત્તાના ઊંચા ખ્યાલને પોષવા જતાં, 'અહં' ની સાચી મહત્તા જોખમાય છે. આ રીતે યૌવનના વિકાસને રૂંધનાર આ અહંવૃત્તિ છે. વસ્તુતઃ અહંવૃત્તિએ સર્વાત્મભાવમાં લીન થવું જોઈએ, જનતા-જનાર્દનમાં ભળી જઈ આપણે આપણો વિકાસ શોધવાનો છે. વિષની પાછળ રહેલા અમૃત-સત્ય તત્ત્વમાં આપણી જાતને મિશ્ર કરવાનો પ્રયત્ન આવશ્યક છે. આવું મિલન નહિ થાય ત્યાંસુધી આપણું જીવન શુષ્ક અને અપૂર્ણ લાગશે. આ રીતે યુવાન માનસે વસ્તુના હાર્દમાં ઊંડે ઉતરી સત્યની શોધ ચલાવવી જોઈએ અને અહંવૃત્તિને હમેશાં કાબુમાં રાખવી જોઈએ.

દુનિયાની ટીકાના પ્રહારોથી કંટાળીને જો યુવાન અહંને મહત્તાના ભભકાદાર સ્વાંગ સજાવશે તો તેનો આત્મા શરમાશે. એ શરમ દુનિયાની મોટામાં મોટી શરમ કરતાં મહાન છે. આવી ખોટી શરમને આધીન થતા યુવાન વિષે આપણે એમ કહી શકીએ કે તેનામાં આત્મવિશ્વાસની ઉણપ છે. આપણા હૃદયની ભાવનાઓ શુદ્ધ અને સાત્વિક હશે તો સંજોગોની પ્રતિકૂળતા પણ ટકી શકવાની નથી. આંતરિક સાત્વિકતા હૃદયને બળ અર્પે છે અને આ બળ વડે જ અશુભનો સામનો કરી શકાય છે. નૈતિક જીવનથી આપણને આંતરિક સાત્વિકતા ન પ્રાપ્ત થાય તો નીતિ એ દુકાનોમાં પડી રહેલી ખાલી દેખાવની ચીજ જેવી ગણાય. નીતિમય જીવન જો આપણી સમક્ષ પથરાયેલા અનીતિના થરોને દૂર કરવાના કામમાં ન આવે તો એ નીતિ સાર્થક નથી એમ કહેવું પડે. યુવાનોએ નીતિનું ગૌરવ સમજી શુભ પ્રત્યેનો પક્ષપાત દાખવવો જોઈએ.

## વિલાસની લાલસા

યુવાનીમાં દરેકનું મન જાતીયવૃત્તિને હિંડોળે ઝુલતું હોય છે. કોઈપણ યુવાન એનાથી તદ્દન અલિપ્ત હોવાનો દાવો ભાગ્યેજ કરી શકે પણ કેટલીકવાર આ સ્વાભાવિકવૃત્તિ કયાં તો વિકૃત સ્વરૂપ ધારણ કરીને અનર્થનું મૂળ બને છે અથવા તો સંસ્કાર પામી, શુભ-સ્વરૂપ પામી, નવું બળ અને પ્રસન્નતા અર્પે છે. આ જાતીયવૃત્તિના ક્રમશઃ વિકાસ પ્રત્યે ધ્યાન રાખવું જરૂરી છે, જ્યાં એ શુભની સીમા ઓળંગી અશુભની સીમામાં પ્રવેશે ત્યાં એને રોકવાની શક્તિ હોવી જોઈએ. જ્યારે જાતીયવૃત્તિને પોષનારા અનુકૂળ સંજોગો સુલભ બનો રહે ત્યારે એની મોહક રસિકતાના નાજુક બંધનોમાંથી છુટવાનું મન થતું નથી. આપણા મનચક્ષુ સમક્ષ એક જુદી સૃષ્ટિ સર્જાય છે અને દિલ ઉપર એક જાતની માદક હવા કાબુ જમાવે છે. કામવાસનાની જીતના આ નિશાનડંકા છે, પછી વિકૃતિ ધીમે ધીમે પ્રકાશમાં આવે છે અને યુવાન પતનના પંથે પગલાં ભરવાં શરૂ

કરે છે. આ બધો અનુભવ કેટલાક યુવાનોને થયો હશે છતાં કોઇને લાગશે કે આ અતિશયોક્તિ છે, વાસ્તવિક ચિત્ર નથી: પણ દિલગીરી સાથે કહેવું પડે છે કે આ બધું સમાજમાં ચાલી રહ્યું છે. કેટલાય વિદ્યાર્થીઓ હસ્તદોષ કે સ્વપ્નદોષથી પીડાય છે. આ ઘૃણા ઉપજે એવી વસ્તુ છે, પણ ફક્ત ઘૃણા ઉપજવાથી એ સ્થિતિ દૂર થાય તેમ નથી. યુવાનોના નૂર વગરના ચહેરા, ઊંડી આંખો અને વળી ગયેલી કાયા જોઇને દિલ કરુણાથી ઊભરાઇ જતું હોય તો જરૂર કાંઇક થઇ શકે, પણ બધા નિર્દોષ થઇ ફરે છે, જાણે કંઇ જ બન્યું નથી. આપણે અંદરનાં મલિન તત્વોને ઢાંકી બહાર ઉજળા થઇને ફરીએ છીએ પણ એમ કરવામાં આપણે આપણા વ્યક્તિત્વના વિકાસને રૂંધીએ છીએ.

આ ઉપરથી કોઇ એમ ન સમજે કે દુનિયામાં કેવળ વિલાસ છે અને પ્રેમ નથી. શુદ્ધ અને સાચા પ્રેમથી ગભરાવાનું નથી. એ પ્રેમ વગર તો જિંદગી પાવનજ ન થાય: પણ આપણે તેને મેળવતાં તેના વિકૃત સ્વરૂપો તરફ આકર્ષાઇએ છીએ અને સાચું સ્વરૂપ ધીમે ધીમે દૂર થતું જાય છે. કહેવાનો આશય એ છે કે પ્રેમ સાથે વાસનાના ઝંઝાવાતો ન જોઇએ. પ્રેમની શોધમાં ઘણીવાર જે મળી આવે છે તે મોહ હોય છે, મોહ વાસનાને તેડી લાવે છે. આવા કહેવાતા પ્રેમના નેવલાવેડાઓમાંથી યુવાને બચવું જોઇએ અને આદર્શ પ્રેમની ભાવના દૃષ્ટિ સમક્ષ સર્વદા રાખવી જોઇએ.

### પ્રવાહની દિશામાં

આજના યુવાનમાનસમાં એક જાતની ઉપરછલ્લીયા વૃત્તિ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. આજનું યુવાન-માનસ એકવિધતા તરફ વધુ ઝુકતું જાય છે. પરિણામે બહારથી તેજ અને ભભકાદાર થઇને ફરતો યુવાન સ્વાભાવિક સર્જન શક્તિનું દારિદ્રય સહન કરતો જણાય છે. ડૉ. રાધાકૃષ્ણન્ કહે છે તેમ—In our modern life, we all wear the same kind of clothes, cut according to regulations; we obey the same social laws and our thoughts are moulded by the same traditions, we read the same papers, attend the same pictures and play the same games. We ape one another with such ridiculous slavishness that our personalities are ignored (આપણા આધુનિક જીવનમાં આપણે બધા એક જાતનાં કપડાં પહેરીએ છીએ, નિયમો પ્રમાણે વર્તીએ છીએ, એક જાતના સામાજિક કાનૂનો પાળીએ છીએ અને આપણા વિચારો એકજ પરંપરાથી ઘડાય છે. આપણે એકજ જાતનાં વર્તમાનપત્રો વાંચીએ છીએ, એકજ જાતનાં ચિત્રોનું દર્શન કરીએ છીએ અને સરખીજ રમતો રમીએ છીએ. આપણે એવી મુર્ખાઇ ભરેલી ગુલામી-રીતથી એક બીજાનું અનુકરણ કરીએ છીએ કે તેમાં આપણું વ્યક્તિત્વ દબાય છે. આવા રીતે દરરોજના રગસીયા ગાડામાં બેસવામાં લાભ નથી હોતો. પ્રવાહની દિશામાંજ વહ્યા કરવામાં લાભ નથી હોતો. યુવાનો ને પ્રવાહની સામે જવાની શક્તિ કેળવવી જોઇએ – નહીં તો આપણે બધા નવજુવાનો મીલમાંથી નીકળેલી કાપડની એકસરખી ડિઝાઇન જેવા લાગીશું

દરેક યુવાન માટે નીતિના સામાન્ય નિયમોનું બંધન આવશ્યક છે. જેનું શરીરિક સ્વાસ્થ્ય સારૂં હોય તેને રોગના જંતુઓ ખાસ અસર કરતાં નથી પણ જેનો શરીરનો બાંધો નાજુક હોય છે તેને હમેશાં રોગના જંતુઓના હુમલાનો ડર રહે છે: તે પ્રમાણે નૈતિક સ્વાસ્થ વિનાના મનુષ્યને, વાતાવરણમાં પ્રસરતા અનીતિના જંતુઓનો ભય રહે છે. આ અનીતીના જંતુઓથી બચવા કેટલાક નીતિનિયમોનું બંધન સ્વીકારવું આવશ્યક છે, એમાં શ્રેય છે, પણ એનું પાલન શ્રદ્ધાપૂર્વક, આંતરિક ઇચ્છાપૂર્વક થવું જોઇએ.

ધર્મ પ્રત્યે આજનું યુવાનમાનસ ઉદાસીન છે કારણ આપણા નીતિવિષયક ખ્યાલોમાં કેટલાંક પરિવર્તનો થયાં છે. નીતિનો હાથમાંથી વિકાસની કેડી દર્શાવવાનું કાર્ય આજે ઝુંટવી લેવામાં આવ્યું છે, નીતિને આપણી શુદ્ર ઐહિક સુખેચ્છાઓની દાસી બનવું પડ્યું છે. નીતિના નિયમો સામાજિક સુવ્યવસ્થાના કાનુનો છે, એમાં સમયાનુકૂળ ફેરફારો જરૂર થઇ શકે, પરંતુ એ ફેરફાર તેના મૂળ સ્વરૂપનેજ બદલી નાખે તે યોગ્ય નથી. નીતિનીયમો સર્વથા વર્જ્ય નથી, તે સાચાં અન્તઃસ્વરૂપે ગૌરવ વધારે છે, તેની આપણા વિકાસ માટે અનિવાર્ય આવશ્યકતા છે. દરેક યુવાનનું લક્ષ શુભગામી વિકાસ હોવું જોઇએ.

# માણસાઈની કેળવણી

લેખક:
**શ્રી. હરભાઈ ત્રિવેદી**

કેળવણીની પુનર્ઘટનાના ચાંદેકોર ચાલી રહેલા વિચારોમાં માણસાઈનો વિચાર ભૂલી જવો જોઈએ નહિ એમ આપણે સૌ માનીએ અને સમજીએ પણ છીએ. આમ છતાંય આજે આપણે એવી ઉતાવળમાં દેખાઈએ છીએ કે જે બાબત તરફ સૌથી વધારે લક્ષ આપવું જોઈએ એજ બાબત વિસરાઈ જતી હોય તેવું લાગે છે. આપણે ઘણા કપરા સંયોગોમાં, તેમજ દુનિયામાં અજોડ એવું અહિંસક યુદ્ધ લઢીને સ્વરાજ પ્રાપ્ત કર્યું છે. બસો બસો વર્ષની ગુલામીના બંધનો તૂટયા પછી મુક્ત બનીને જોયું તો આપણી નજરે આગળ પહાડ જેવડા મોટા અસંખ્ય પ્રશ્નો નીકાલ માટે ઉભેલા દેખાયા. એનો નીકાલ પણ રાતદિવસ કામ કરીને આપણે લાવી શકયા હોત પરંતુ વિધિને કંઈક જુદું જ ગમ્યું. ભાઈ—ભાઈ વચ્ચે લડાઈઓ થઈ અને આખરે દેશના ભાગલા પડયા ત્યારેજ અનિષ્ટ તત્વો જંપ્યાં. હજી પણ આપણી સમક્ષ અનેક અથડામણો મોં ફાડીને ઊભી છે. બબ્બે વર્ષોના વહાણાં વાયાં. શકય તેટલી શક્તિઓ ખર્ચી નાખી, આર્થિક ખર્ચનો તો હિસાબે રાખ્યો નહીં. અને છતાંય હજી તો અનેક પ્રશ્નો અણઉકલ્યા પડ્યા જ છે. પરંતુ આ બધામાંથી આડકતરો પણ એક લાભ આપણા રાષ્ટ્રને થયો છે. આપણી શકિતનું માપ નીકળ્યું છે, આપણે કયાં છીએ તેનું આપણને ભાન થયું છે અને આપણે કેટલે અંશે માણસાઈવિહોણા છીએ તેનો સાક્ષાત્કાર થયો છે. અણસમજણમાં આંખ ઉઘડયા વિના આપણે ચાલ્યા કર્યા હોત તો સંભવ છે કે ભ્રમમાં અને ભ્રમમાં આપણે એવી રીતે અથડાઈ પડયા હોત કે એક પ્રજા તરીકે ઉભા રહેવું મુશ્કેલ પડત. આજે એ સ્થિતિ નથી. રહી. આપણે જોઈ શકીએ છીએ કે સમસ્ત પ્રજામાં સાચી માણસાઈનો અભાવ છે. એવી માણસાઈ કાયદા કાનુનથી નથી આવવાની. આવી માણસાઈ ભાષણોથી કે ઉપદેશોથી નથી આવવાની. એવી માણસાઈ માટે તો આપણે કેળવણીનો આશરો લીધા વિના ચાલે તેમ નથી.

## કેળવણીના બે પ્રકાર

કેળવણીના આશરાનો વિચાર કેળવણીના પ્રકારના વિચાર તરફ આપણને દોર્યા વિના રહે નહિ. આજે જે પ્રકારે કેળવણીનું કામ ચાલી રહ્યું છે તે પ્રકારથી આપણને જાજો લાભ થવા સંભવ નથી. આપણા ઉપર પરદેશીઓ રાજ્ય-અમલ ચલાવતા હતા ત્યારે રાષ્ટ્રિય કેળવણીના અનેક અખતરાઓ આપણે કરેલા, તે અખતરાઓના મૂળમાં રાષ્ટ્રિય ભાવના જગાડવાની વૃત્તિ હતી અને ગુલામી મનોદશા તોડવાનો આગ્રહ હતો. જે ઉત્સાહ અને ઝડપથી આપણે એ કામ કર્યું તે નવ-નિર્માણના કાર્યમાં આપણે ઉત્સાહ અને આપણી ગતિ ઘણાં વધારે પ્રમાણમાં આપણે વધારી દેવાં જોઈશે. રાષ્ટ્રિય કેળવણીનો આપણો પ્રયોગ એક પ્રકાર હતો; પુનર્નિર્માણની આપણી કેળવણીનો બીજો પ્રકાર છે. એક પ્રકાર દ્વારા આપણે ખંડનાત્મક કામ મોટાં પ્રમાણમાં કર્યું. એ કાર્યને રચનાત્મક પ્રવૃત્તિઓનો સહારો હતો. આજે આપણે બીજા પ્રકાર દ્વારા રચનાત્મક કામ કરવાનું છે અને એની સાથે આવશ્યક એટલું ખંડન કાર્ય પણ કર્યા વિના ચાલે તેમ નથી. રાષ્ટ્રિય કેળવણીના આંદોલન કાળમાં આપણે જોયું હતું કે માણસાઈ વિનાની કેળવણીએ આપણને શિથિલ બનાવી દીધા હતા અને બેભાન કરી મૂકયા હતા. પુનર્નિર્માણના આપણા આજના કાળમાં ખૂટતી માણસાઈ પાછી લાવવી છે અને તેથી કેળવણીનું આખું સ્વરૂપ બદલી નાંખવું પડશે.

## પહેલું અંગ તે સ્વાતંત્ર્ય

માણસાઈની કેળવણીનું આવશ્યક અને પહેલું અંગ સ્વાતંત્ર્ય છે. પરતંત્રતાની બેડીથી જકડાયેલા આપણે ભાવિ પ્રજાને દરેક રીતે સ્વતંત્ર બનાવીને જ આગળ ચાલી શકવાના છીએ. ઘણા લાંબા વખતની ટેવને લીધે સ્વાતંત્ર્યનો વ્યવહાર કરતાં કે બીજાને સ્વતંત્ર બનાવતાં આપણે અચકાઈએ છીએ, આપણને ભય લાગે છે કે સ્વતંત્રતા સ્વચ્છંદતામાં તો પરિણામ પામશે નહિ ... આ ભય કેવળ પાયા વિનાનો છે. સાચું સ્વાતંત્ર્ય માણસને સ્વચ્છંદી બનાવી શકેજ નહિં. ડરથી પ્રેરાઈને સ્વાતંત્ર્યની મર્યાદા બાંધીએ તો તો આપણનેજ જ નુકશાન થવાનું છે. એટલે માણસાઈની કેળવણીનું પ્રથમ પગથિયું બાળકને સ્વાતંત્ર્ય આપવાનું છે.

## બીજું અંગ તે નિર્ભયતા

ભયભીત માનવી અનેક જાતના માનસિક ઉપદ્રવોથીજ પીડાતો હોય છે. માણસાઈની કેળવણી માટેનું બીજું

મહત્ત્વનું તત્વ નિર્ભયતા છે. હજી પણ આપણે શિક્ષણ-સંસ્થાઓમાં કે સમાજમાં નિર્ભયતાનું વાતાવરણ પેદા કરી શક્યા નથી. ભય વિના પ્રીતિ નહિ એવા સૂત્રમાં હજી પણ આપણને વિશ્વાસ છે. આપણે સમજવું જોઇએ કે નિર્ભય માણસજ માણુસાઇ દાખવી શકે છે. ભયભીત માનવી પોતાના સ્વાર્થની ચિંતામાંથી ઊંચો આવતો નથી અને તેથી માણુસાઇવાળાં કામ કરતાં હંમેશા સંકોચ પામે છે. ભયની સાથે સ્વાર્થ સંકળાયેલો છે એટલે માણુસાઈની કેળવણી સારૂ નિર્ભયતાની કેળવણી આવશ્યક બને છે.

## ત્રીજું અંગ તે જવાબદારી

સમાજમાં વ્યક્તિ જવાબદારી–ભર્યું જીવન જીવતી નથી અને સમૂહો પણ બિન–જવાબદારીથી ઘણા વ્યવહારો ચલાવતા હોય તેવું જોવામાં આવે છે. વ્યક્તિના કે સમૂહના આવા વ્યવહારો માણુસાઈથી વંચિત છે એમ માનીએ છીએ. માણુસાઇનીકેળવણીનું ત્રીજી મહત્ત્વનું તત્વ તે જવાબદારીનું ભાન છે. આજ દિવસ સુધીની ગુલામીની પ્રથામાં જવાબદારી અન્યને શિરે નાંખી દેવાની આપણે કુટેવ કેળવી છે. એ ટેવથી કેળવાયલા વડિલો બાળકોને જવાબદારી આપતાં ડરે છે. જવાબદારી વિનાનું બાળક કોઈપણ કાર્ય હોંશથી કે રસથી કરતું નથી. જવાબદારીની લેવડદેવડ શંકાની નજરથી કરવામાં આવતી હોય છે. જેમ સ્વાતંત્ર્ય વિનાનું જીવન પશુવત્ ગણાય તેવીજરીતે જવાબદારી વિનાનું જીવન અસંયમી ગણાય. માણુસાઇની કેળવણીની પ્રથામાં આ બન્ને તત્વોને પૂરો અવકાશ હશે એટલુંજ નહિ પરંતુ એ બન્નેનો એવો સુમેળ જામ્યો હશે કે એ પ્રકારની કેળવણી લઇને બહાર પડતો આદમી એના જીવનના તમામ વ્યવહારો આવિષ્કારોમાં માણુસાઈ દાખવ્યા સિવાય રહી શકશેજ નહિ. એટલે કેળવણીની નવી પ્રણાલિકામાં સંસ્થાની તમામ ક્રિયા–પ્રક્રિયાઓ જવાબદારીના તત્વથી ભરપૂર હોય તે અત્યંત જરૂરનું છે.

નિર્ભયતા, સ્વાતંત્ર્ય અને જવાબદારી એ માણુસાઈ ભરેલાં જીવનનાં મૂળભૂત પાયા છે. જે કેળવણી એ તત્વો ઉપર પોતાની રચના કરશે તે કેળવણી બાળકને ચાહશે, એનો આદર કરશે અને સાચું ભાવિ નિર્માણ કરશે.



કુતુહલ !

# એકજ પ્યાલી

જુહુને કિનારે સોહિણીને વચન તો આપ્યું હતું કોઈ દિવસ દારૂનું એકેય ટીપું ન લેવાનું, પણ કોઈક ગોઝારી પળે નીતિનથી એકજ પ્યાલી લેવાઇ ગઈ! અને વિનાશની પરંપરા કેમ ઉતરી પડી તે જોવા માટે વાંચો આ વાર્તા!

લેખક :
શ્રી. સીતારામ જે. શર્મા

તે સ્થળ અને કાળનું ભાન ભૂલી ગયો હોય તેવો... પડી રહ્યો હતો. પગ્યે પગ્યે એણે એકાંત કોટડીના જાળીબારામાંથી બહાર જોયું ત્યારે અંધકાર સિવાય કાંઇ જણાયું નહિ. ઘોર અંધકાર, એકાંત અને જેલખાનાનું બિહામણું વાતાવરણ એને ભીંસી રહ્યાં. સંત્રીઓના નિયમબદ્ધ ફરી રહેલા પગના અવાજ વિકરાળ લાગવાથી કોઇક માનવીનો અવાજ સાંભળવા વ્યાકુળ બની, કોટડીના બારણા પાસે જઇ કાન માંડીને તે ઊભો રહ્યો, પણ દૂર દૂર બોલતાં શિયાળવાંની લાળીના ઝાંખા અવાજ સિવાય એ કશું સાંભળી શક્યો નહિ. કંટાળો, ત્રાસ અને ભયને લીધે તે ફરીથી કોટડીમાં આડે પડખે થયો પણ ભૂતના પડછાયા જેવા અંધકારે એના મનને ઘેરી લીધું, એને ચેન ન પડયું. તે બેઠો થયો અને અંધકારમાં પોતાને જોવાનો પ્રયાસ કરતાં એ રડી રહ્યો.

અંધારાની અંદર એની આંખો ભયંકર દૃશ્યો જોઇ રહી; હાથમાંથી પડીને ભાંગી ગયેલો શીશો, તેમાંથી જમીન પર ઢોળાઇને રક્તરંગી પ્રવાહીના ચાલતા રેલા; પછડાઇને પડતી સ્ત્રી, એના ફૂટી ગયેલા માથામાંથી વહેતા રકતના રેલા, આકાશમાંથી લટકતું દોરડું, પોતાનીજ ગરદનની આસપાસ વીંટળાઇ વળતો તેનો ફાંસો; ચામ અને માંસ વિહોણું ચાલતું હાડપિંજર, એના આંખના ગોખલા જેવા ઊંડા, ડોળા વિનાના ખાલી પોલાણમાંથી સળગી રહેલા બે અંગારા...

નીતિને આંખો મીંચી દીધી. ભયથી એ ધ્રૂજી રહ્યો.

બિડાયેલાં પોપચા છતાં એની નજર સામે એણે માણસોને દોડાદોડ કરતાં જોયાં, દોડતી મોટરો અને બસો જોઇ. આંખો ખોલીને એણે આમ તેમ જોવાનો પ્રયાસ કર્યો ત્યારે ચોપાસ અભેદ્ય અંધકાર સિવાય કશું જ નહોતું જણાતું.

નીતિને જેલના ગંધાતા, ખૂંચતા ધાબળા ઉપર લંબાવ્યું. એના વ્યગ્ર ચિત્તનો અજંપો વધતો જ જતો હતો. બહાર પહેરો ભરતા સંત્રીનો તાલબદ્ધ પગરવ તેને બિહામણો લાગતો હતો; જેલ બહાર ખેતરોમાં ચિત્કાર કરતાં શિયાળવાંની લાળીમાં એને મૃત્યુની કારમી ચીસો સંભળાતી હતી.

એ અંધારઘેરી કાળી કોટડીમાં એની આંખ સામે જીવતી જાગતી દુનિયા ખડી થઇ: ઘોડબંદર રોડ ઉપર 'બ્યૂક' પાણીના પ્રવાહની માફક દોડી રહી હતી, તે પોતે મોટર હાંકતો હતો, એની પડખે સોહિણી બેઠી હતી, તેઓ પૃથ્વી ઉપર નહિ પણ સ્વર્ગમાં હતાં, મોટરમાં નહિ પણ કલ્પના વિમાનમાં ઊડતાં હતાં.

લાખોની મિલ્કતનો એકલો માલિક; સોહિણી સાથે એનાં લગ્ન થયાં તે પછી એના પિતાનું મૃત્યુ થયું. માતાને તો એણે બે વરસ પહેલાં જ ગુમાવેલી, છતાં એણે આપેલા ધર્મ અને નીતિના સંસ્કારનો વારસો, પિતાના લાખો રૂપિયા કરતાં નીતિનને મન મૂલ્યવાન હતો; તેને જાળવવા તે ખાસ કાળજી રાખતો.

મોટરે જૂહુ રોડ તરફ વળાંક લીધો, મોટરના એન્જીનની સાથે સાથે નીતિન – સોહિણીની અનંત વાતો ભળતી જીભો દોડી રહી હતી. વાયરલેસ સ્ટેશનની બાજુના 'પાર્ક' પાસે માણસોની મેદની જામી હતી. એ બીડને વીંધીને મોટરને જૂહુ તરફ લઈ જવાનું ...

હતું. સોહિણીના આગ્રહથી નીતિન્ મોટર અટકાવીને બીડનું કારણ જાણવા તેની સાથે 'પાર્ક' તરફ ગયો.

પોલીસ ચોકીની બરાબર સામે, પાર્કના મેંદીની વાડની લગોલગ બે માણસો પડ્યાં હતાં. એમનાં કપડાં અસ્તવ્યસ્ત હતાં, માથાં વાડમાં ધુસી ગયાં હતા, ઉલટીઓ થવાથી કપડાં હાથ મોં બગડ્યાં હતાં, તેમાં ધૂળ માટી ખરડાવાથી માખો બણુબણાટ કરી રહી હતી

"દારૂડિયા..."

એ બીભત્સ દૃશ્ય જોઇને નીતિન્ નિર્ભત્સનાપૂર્વક બોલી ઊઠ્યો. સોહિણીને તો એમને જોતાંજ ચીતરી ચડી. તેણે નીતિન્નો હાથ પકડીને એને પાછો ખેંચ્યો. એનું હૈયું કંપી ગયું, અંગાગે ધ્રુજારીની વીજળી ચમકી ગઇ.

* * *

'બ્યુક'ને 'સ્ટાર્ટ' કરતાં પહેલાં ઘૃણાથી નીતિન્ બડબડ્યો: "મૂરખ... આવા પીણાંથી એમનેશું મજા પડતી હશે?... પૈસા ગુમાવીને ગધેડા બનવું!..."

"બિચારી એમની સ્ત્રીઓની કેવી દશા હશે?" સોહિણીએ દિલગીર થઇને કહ્યું: "આમના આવા ઢંગ તેઓ જુએ તો?"

"આવા દારૂડિયાઓને સ્ત્રીઓને કે સંતાનોની લાગણી કેવી?..."

"કેમ તેઓ કાંઇ માણસો નથી?"

"ના, પેલા સંસ્કૃત કવિએ કહ્યું છે તેમ મનુષ્યના રૂપમાં તેઓ પશુઓ છે પશુઓ! સોહિણી, હું તો આવા લોકોને પશુની સાથે સરખાવીને પશુનું અપમાન કરવામાંય પાપ માનું; તેવાઓને તો રાક્ષસ કહેવા જોઇએ, રાક્ષસ!"

જૂહુ પહોંચ્યા પછી પણ એમની એ વાત ચાલુજ રહી. નીતિન્ કહેતો હતો: "આપણા બંગલાનો એક ઘરડો માળી હતો; તે દારૂ પીને બૈરીને મારે, ઘરમાં ભાંગ ફોડ કરે, ત્યારે મારી બા એને ખૂબ તતડાવતી અને કહેતી: 'તું તો રાક્ષસ છે રાક્ષસ!' દારૂ પીનારા તરફ બાને બહુજ ચીડ ચડતી"

"નીતિન્! માનવી જેવા માનવીને રાક્ષસ બનાવી દે એવો દારૂ લોકો શા માટે પીતા હશે?"

"મૂર્ખાઇથી; મને તો તે માટે બીજું કોઇ પણ વાજબી કારણ જાણ્યું નથી."

"એવી મૂર્ખાઇ કરવાનું મન તેમને શી રીતે થતું હશે?"

"કુસંગથી! મુંબઇ અને બીજાં મોટાં શહેરોમાં કુસંગ થવાનાં ઘણાં સાધનો હોય છે."

સોહિણી અને નીતિન્ વાતો કરતાં કરતાં જૂહુના સાગર કિનારે, જ્યાં સમુદ્રનાં જળ-ફીણ રેતીને મગજી મૂકી રહ્યાં હતાં ત્યાં, ફરી રહ્યાં હતાં. મહાસાગરનો અનંત જળપગથાર, સામે નંદનવનશું મનોહર તાડવન, વચ્ચે અલકાપુરિ સમી શ્રીમંત નાગરિકોની હવેલીઓની પંક્તિઓ, વાતાવરણને અનેરું સૌન્દર્ય અર્પી રહ્યાં હતાં. જૂહુનો સપાટ રેતી ઉત્સંગ અને એમાં ખેલતા, કુદતાં, નર્તતાં રમતાં, ઘોડસ્વારી કરતાં, ફરતાં આબાલવૃદ્ધ નર-નારીઓ પ્રકૃતિ અને માનવોનો સંવાદી સુમેળ સાધી રહ્યાં હતાં.

નીતિન્ આ પ્રકૃતિ સૌંદર્યનો રસિયો હતો, સોહિણીને તેનો સંગાથ હોય ત્યારે જૂહુનો સાગરકાંઠો સ્વર્ગશો સોહામણો લાગતો. સોહિણી જેવી શિક્ષિત, સંસ્કારી સુંદરી સાથે લગ્ન થયાં તે નીતિન્ને સદ્ભાગ્યની ફળશ્રુતિ સમું લાગતું હતું. સંસારમાં ભાગ્ય-વાનોને જ સાંપડી શકે તેવું સર્વાંગીણ સુખ એમને પ્રાપ્ત થયું હતું. સાગરનો કિનારો એ સુખ મહાણવાનું સુયોગ્ય સ્થાન હતું.

"નીતિન્..."

એટલું કહીને સોહિણી અટકી ગઇ.

"સોહિણી!" તેનું મૌન ચાલુ રહેલું જોઇને નીતિને એના સ્મરણને સતેજ કરવા માટેજ તેને કહ્યું, 'કેમ, શું કહેતી હતી?'

"ના ના, કાંઇ નહિ"

"સોહિણી! તારે કશુંક કહેવું છે, પછી કેમ કહેતી નથી?"

"એ તો અમસ્તુંજ હું બોલી ગઇ." સોહિણી

પણ એ હસવાનો પ્રયાસ જ હતો, એ હાસ્ય સાચું નહોતું. નીતિન્ એ બધું કળી ગયો. એણે પૂછ્યું:

"તને બોલતાં શરમ આવે છે કે ડર લાગે છે?"

"ના, ના..."

"સોહિણી, કદિ નહિ ને આજે મારો અવિશ્વાસ આવ્યો? તને, ત...ને..., ત...ને..." નીતિન્નો અવાજ થરડાઈ ગયો, તે થોથરાયો, એના હૈયાએ થડકો અનુભવ્યો.

નીતિન્ને ગળગળો થઈ ગયેલો જોતાંજ સોહિણીનું માણસમું હૈયું ઓગળી ગયું, ને આંખોવાટે આંસુ બહાર ટપકવા લાગ્યાં. નીતિન્ એનો હાથ ઝાલીને સામે તાડનાં વૃક્ષો નીચેના એકાંતની ઓથ શોધતો ગયો. ત્યાં બેઠા પછી સોહિણીથી રડી જવાયું.

"સોહિણી, સોહિણી!" મમતાથી એના બન્ને હાથના પંજાને પોતાના હાથમાં રમાડતાં નીતિને કહેવા માંડ્યું: "આમ એકાએક તને થયું છે શું?"

"નીતિન્! મને માફ નહિ કરે?" સોહિણી રડતાં રડતાં બોલતી હતી, ત્યારે એનું મુખકમળ, સૂર્યોદય ટાણે તુષારબિન્દુ વિભૂષિત પદ્મ સરોવર જળમાં કંપતું શોભી રહ્યું હોય તેવું આકર્ષક બની રહ્યું હતું.

"સોહિણી! પ્રિયે! ગુના વિનાની માફી? આજે તું આમ કેમ કરી રહી છે? તારા હૃદયને શું જોઈને આઘાત થયો છે?..."

"નીતિન્! મને માફ કર, હું ગુનેગાર છું, મેં તારો અપરાધ કર્યો છે. બોલ, ખુલ્લા દિલે મને તું ક્ષમા આપીશ?"

"પણ અપરાધની જાત ભાત જાણ્યા વિનાજ..."

"મેં... નહિ, મારાથી માનસિક પાપ થઈ ગયું છે..."

નીતિન્ હસી પડ્યો, તેણે સોહિણીના હાથ મમતાથી ભચડી નાંખીને કહ્યું: "ઓ મારી મહાદેવી! સાધ્વી સોહિણી! માનસિક પાપની તારી અલૌકિક વાત મારા જેવા લૌકિક માનવીથી સમજી શકાતી નથી..."

"નીતિન્! આ વાત હસી નાખવા જેવી નથી"

"હું એવું કહેવાનો અપરાધી બન્યો પણ નથી. ગંભીર પ્રસંગને ઉચિત ભાવથીજ કહી રહ્યો છું. હું સામાન્ય બુદ્ધિનો વ્યાપારી માનવી છું, મારાથી સૂક્ષ્મતમ અપરાધની વાતો સમજી શકાતી નથી..."

"એક વખત તું મને ક્ષમા આપવાનું કબૂલ કર"

"કબૂલ, પછી? મારી મહાદેવી..." તેણે બે હાથ જોડી નમસ્કાર કર્યો.

"સોહિણી ગદ્‌ગદ કંઠે બોલવા લાગી: નીતિન્! પેલા દારૂડિયાને જોયો છે ત્યારથી કોણ જાણે કેમ એ બીભત્સ અને જુગુપ્સિત દૃશ્યને લીધે મારા હૈયામાં કશોક એવો થડકો બેસી ગયો છે, જેથી કરીને..." સોહિણી બોલતાં બોલતાં અટકી ગઈ.

"તું નાહકની ભયભીત બની ગઈ છે, સોહિણી, પ્રિયે! ચાલ, આપણે એકાદ હોટેલમાં જઈએ. તું એ કલ્પનાજ ભૂલી જા."

"એ જ નથી થતું ને? હું ભૂલવા ઘણું મથું છું, છતાં મને એમાં સફળતા મળતી નથી."

"એને તું માનસિક અપરાધ કહે છે, સોહિણી?"

"ના, એને નહિ. પણ મારા મનમાં એક ભૂંડો વિચાર ઝબકી ગયો તેને..."

"કેવો વિચાર?"

"એ પ્રગટ કરતાં મારી જીભ જ ઉપડતી નથી."

"તો તેને વીસરી જા."

"એમ કરતાં દિલડાનો ડંખ જતો નથી."

"સોહિણી, તું પેલું દૃશ્ય જોઈને મિથ્યા ગભરાઈ ગઈ છે. ચાલ, આજે જુહુ પર ફરવું નથી. વરલી પર જઈએ..." નીતિને સોહિણીનો હાથ પકડીને એને ઊભી કરવાની ચેષ્ટા કરી.

સોહિણી બેઠી ન થઈ.

"હૈયાને કઠણ કરીનેય મારે એક વખત તારી

સોહિણીનાં આંસુની કિંમત ઘટતી ચાલી. ધીરે ધીરે તે "દારૂ તો મર્દનું પીણું છે, હું મર્દ છું એટલે એ પીણું પીવાનો, પીવાનો, અને પીવાનો, તારાથી થાય તે કરી લેજે જા; બાયડી કહે તેમ કરનારો હું નામર્દ નથી, બાયલો નથી." એવું બોલવા લાગ્યો.

એક રાતે નીતિન્ ઘેર આવ્યોજ નહિ. સોહિણીને જાતજાતના તર્ક વિતર્કો થયા. "ઘોડાની શરત તેમાંથી દારૂ અને હવે?... સુરાપાનની સાથે સાથે સુંદરી ચાલી આવે છે!... પરસ્ત્રીગમન? મારો નીતિન્ પરદારાનો ભોગી બને?...પરદારા એટલે જ ભસ્માંગના, રૂપજીવિની ... હાય, હાય! એમનું આવડું બધું અધઃપતન?" એણે બારી આગળ ઊભે ઊભે, રડી રડીને નીતિનની વાટ જોવામાં આખી રાત વિતાવી.

, સોહિણીની એ કલ્પના ખોટી નહોતી. દારૂ પીવા માટેજ એના મિત્રો એને રૂપજીવિનીના દરબારમાં ઘસડી ગયા હતા. તે પછી એની દશા ઉન્નત ગિરિશૃંગથી ગબડી પડેલા માનવીના જેવી થતી ગઇ. રેઇસ, સટ્ટો, મદ્યપાન અને રૂપજીવીઓની વચ્ચે એના જીવનનું ગરણું અટવાઇ ગયું. પેઢી અને ઑફિસ પરાયા હાથોમાં રઝળતાં થઇ ગયાં; પૈસા પાણીની માફક વપરાઇ ખૂટવા લાગ્યા; ઇચ્છામાં આવે ત્યારે તે ઘેર જાય, ન આવે તો દિવસો અને રાતો તે બહાર રખડયા કરે!

સોહિણીના દોહદના દિવસો રડી રડીને વીતવા લાગ્યા. એકાકિની એ સ્વર્ગવાસી સાસુના તૈલચિત્ર સમીપે બેસીને આંસુના અભિષેક ચડાવતી અને પ્રાર્થતી; "તમારા પુત્રને તમે એવી આશિષ આપો જેથી કરીને તે ફરીથી હતા તેવા માનવી બની જાય. તમે પેલા માળીને કહેતાં હતાં તેવા પ્રકારના રાક્ષસ તમારા પુત્ર બને નહિ એવા આશીર્વાદ તમે અમને આપો. મારા પેટમાં પાંગરી રહેલ આપણા વંશના વેલાને તમારા એવા આશીર્વાદ આપો જેથી તે દારૂડિયાનો દીકરો ન રહે.'

, સોહિણીની એ ઇચ્છા નીતિને પૂરી કરી: મિત્રભાવે નહિ પણ વેરભાવે. એક રાતે એ ખૂબ દારૂ ઢીંચીને. ઘેર આવ્યો. સોહિણી એને એ લત છોડી દેવા, કામ ધંધો સંભાળવા, માનવી બનવા, મૃતમાતાની ઇચ્છાનું પાલન કરવા, કરગરવા લાગી. તેથી એનામાં રહેલો નશાનો રાક્ષસ જાગૃત થયો. "મારી મિલકત છે, એને હું ફાવે તેમ વાપરીશ, તું વચ્ચે ટકટક કરનારી કોણ? હું એવું 'વિલ' કરીશ કે મારી તમામ મિલકત જુગાર, દારૂ અને વ્યભિચારનો ફેલાવો કરવો માટે વપરાય." સોહિણી એને કરગરવા ગઇ એ વખતે નીતીને બૂટવાળા પગની મજબુત લાત એના પડખામાં લગાવી દીધી. સોહિણી એ લાતની સાથેજ ભોંયભેગી થઇ ગઇ. પત્ની હત્યારો અને સંતાન હત્યારો નીતિન્ ખૂની તરીકે પકડાઇને જેલમાં પડયો.

મીંચેલાં પોપચાં નીચે દબાયેલાં એનાં નેત્રોએ અંધારી રાતે એના સમગ્ર જીવનનું આ ચિત્ર વર્તુલ જોઇ લીધું. નીતિને ફરીથી આંખ ઉઘાડી, જેલ અંધકારમાં ડુબી ગઇ હતી, પહેરો ભરતા સંત્રીના પગલાંના અવા બધું સૂમસામ હતું. એના હૈયામાં ત્યારે ભય રહ્યો ન હ તેણે મક્કમપણે અંધકારની સામે તાકયું. એક એ બોલવા લાગ્યો. "નહિ, નહિ, હવે મારે મારો બચા કરવો નથી. ફાંસી કરતાં ઓછી સજા ગમે તો ન્યાય ધીશને કાલાવાલા કરીનેય હું ફાંસીની જ શિક્ષા મા લઇશ. મારી બાકી વધેલી તમામ મિલકત દારૂના દૈત્ય સામે યુદ્ધ ચાલુ રાખવા માટેજ ખરચાય, એવી હું અદાલત પાસે માગણી મૂકીશ. એનો એકજ પ્યાલે માનવીના વિનાશ માટે પૂરતો છે. મારો એ અનુભ જનતાની સમક્ષ રજૂ થાય એવી હું ન્યાયમૂર્તિને સમક્ષ આખરી માગણી કરીશ. હા-ય! દારૂનો એકજ પ્યાલો એણે મને રાક્ષસ બનાવ્યો, માતૃદ્રોહી બનાવ્યો, પત્નીનો ખૂની બનાવ્યો સંતાનનો ખૂની બનાવ્યો...નથી જીવવું, મારે હવે નથી જીવવું" અકળાઇ ઉઠેલા નીતિને ભોંય સાથે માથું અફાળીને મોટેથી રોવા માંડયું. રોવાનો અવાજ સાંભળી સંત્રીએ કઠોર સ્વરે કહ્યું;

"એ, ચૂપ થઇ જા...દારૂ પીને સ્ત્રીની હત્યા કરતા શરમ ન આવી અને હવે રડવા બેઠો છે.!"

એના શબ્દોનો જામતી રાતે જેલના આંગણામાં ભીષણ પડઘો પડયો. "ર–ડ–વા બે–ઠો–છેએઓ"

[o]

# તમે જુવાન !





તમે જુવાન !
કાળ આંકતો રહ્યો ક્ષણેક્ષણે
વૃદ્ધિનાં ભલે નિશાન :
હો તમે છતાં જુવાન !
સેજ રેશમી, ભરેલ થાળ મિષ્ટ અન્નના,
વૈભવો અપાર, ભવ્ય હર્મ્યના,
આસનો મહાન, છત્ર, વેણુ જી-હજુરનાં,
'ન બુદ્ધ' જેમ કિન્તુ સંગ લૈ કુટુમ્બને તમે
તજી ગયા; ન ત્યાગનાંય ગાન-માન, રે! ગમ્યાં !
સ્વદેશને રુંધી રહ્યાં અસંખ્યને કહી રહ્યાં,
દાસ્યના કઠોર બન્ધનો વિદારવા તમે
બધુંજ છોડિયું, બધુંજ હોમિયું ;
તમે સહ્યાં—
કષ્ટ માનભંગ દંડ જેલનાં ઘણાં ઘણાં.
સ્વતંત્રતા તણા અપૂર્વ આત્મયુદ્ધમાં. તમે,
પ્રેમમંત્ર ગુંજતા અનન્ય સન્તને પદે,
શક્તિનો કલાપ નમ્ર થૈ ધરી રહ્યા અહા !
ભારતે ઉષા નવી ઉગી જહીં
ફરી સ્વતંત્રતા તણી,
સંત આરિયે કિરીટ લોકપ્રેમનો વહી
દગ્ધ ભગ્ન દેશને
નવુંજ તેજ-રૂપ અર્પવા તમે રહ્યા મથી.
જિન્દગી બધી ધુરા અસંખ્ય લૈ વહી ખભે,
દર્દ-ઘા ઘણાય ગૂઢ જાગતા હજી દિલે,
છતાંય સાહસે નવાં ન થાકતા કદી તમે
રુક્ષ ના થયા, થયા ન મ્લાન, મત્ત ના થયાઃ
એ છટા-ગતિ, જીવંત રંગ એ,
સત્ર આ સહાયનું રચી રહે :
'તમે જુવાન' !
ભારતે સમગ્ર વિશ્વમાંય કૈંકને હયે
સ્ફુરાવતા તમે,
સ્ફુરાવશો ભવિષ્યમાં.ય જે
સેર પ્રેમની, ઉમંગના તરંગ, સર્વ એ
એક માત્ર કારણે

તમે હમેશના જુવાન !
ફૂલ જેહવું સુકોમળું સુવાસથી ભર્યું
બાલ્ય ઝૂલતું રહ્યું,
વૃક્ષ જેહવું પ્રશાન્ત ભવ્ય આયુ વૃદ્ધનું
છાંય સર્વને સદા ધરી રહ્યું;
શિવૈકલક્ષી સર્જકે
વિરાટ વિશ્વ સર્જને
ના સર્જ્યું કશ્યુંય જે અસુન્દર!
ના જરીય ભૂલતો
છતાંય આ પુકારતો
તમે જુવાન !
ત્રિકોણ જિન્દગી તણે
બાલ્ય વૃદ્ધકાળ, બેઉથી ચડે
ટોચની જુવાનિ, શૃંગ એજ જીવને ખરે !
જિન્દગી સમસ્તનો
સાર એ મહીં મળે.
દૂર કે સમીપ જે
અભેદ્ય વા અસાધ્ય જે
પામવા પળેપળે જુવાનિ જાતને કસે.
જુવાનિ વજ્રથી વડી અશાજ ફૂલથી ગુંથી,
જુવાનિ, આગ તેમ ચાંદની રહે ખમી ઘુંટી.
જીવને કશું ન છે અસુન્દર,
એક અન્યના વિના ન સુન્દર
તોય છે જુવાનિ સર્વથીજ શ્રેષ્ઠ સુન્દર !
પરન્તુ, રે !
આવની જુવાનિને ટકાવવી સહેલ ક્યાં ?
જિન્દગી ભરી જુવાનિ જીવવી સહેલ ના !
તમે, ખરે !
જુવાનિને અહીં કરી રહ્યા અજા
મનુષ્ય જાતિના મહાલયે અમર
કે વિના પ્રશસ્તિ,
પૂર્ણ આટલી જ છે પિછાન !
નિત્યના તમે જુવાન ! *

હસિતકાન્ત હ. બૂચ

* પંડિત જવાહરલાલજી અને સરદારશ્રીની અનુક્રમે ષષ્ઠિપૂર્તિ અને પોણી શતાબ્દિ નિમિત્તે



બાળ - વિભાગ

# ચાલો, અવસરનો

# લાભ લઇએ



"આપણે આપણા બાપદાદાઓ કરતાં વધારે હોશિયાર છીએ ખરા?" એક બાળકે પ્રશ્ન કર્યો.

ઘણીવાર આપણને લાગે છે કે આપણે આપણા પૂર્વજો કરતાં વધારે ડાહ્યા છીએ આપણે કેટલાંએ એવાં આશ્ચર્યો સિદ્ધ કર્યાં છે, કે જે આપણા બાપદાદાને તો કેવળ દૈવીજ લાગે અને એથીજ આપણે આપણી જાતને વધારે ડાહ્યા માનીયે છીએ.

પરંતુ આપણે અદ્ભુત સાધનો વસાવ્યાં છે એ કારણેજ વ્યક્તિ તરીકે આપણા બાપદાદાઓ કરતાં વધારે ડાહ્યા છીએ એમ માનવું ભૂલ ભરેલું છે. જેમ જેમ આપણે આપણાં શાસ્ત્રો તપાસતા જઇએ છીએ તેમ તેમ આપણને લાગે છે, કે આપણા પૂર્વજો તો બહુ જ અજબ બુદ્ધિ-વાળા હતા.

સાચી વાત તો એ છે કે દરેક બાળક એના આગલા જમાનાનો વારસો મેળવે છે. તેથી આપણા આગળના જમાના કરતાં વધારે સારા સંજોગોમાં આપણને કામ કરવાનું હોય છે.

આપણે હોશિયાર ન હોઇએ તો પણ સુંદર કાર્યો કરી શકીએ છીએ. કોઇપણ વ્યક્તિમાં હોશિયારી હોય એને માટે બીજો ગૌરવ ન લઇ શકે કારણ કે દરેક અદ્ભુત વસ્તુ કંઇ દરેક માણસે કરી હોતી નથી. આપણે જે કંઇ નવું કરીએ છીએ એમાં આપણને આપણા પૂર્વજો-ના વિચાર અને કરણી જોવાનો અને જાણવાનો લાભ મળેલો હોય છે.

જો આપણે આ સત્ય સમજીએ તો આપણા પૂર્વજોએ આપણે માટે જે કંઇ કર્યું છે તેના તરફ ઉપકારની નજરેજ જોવું જોઇએ. કારણ કે એમના પ્રયાસોનો લાભજ આપણે ઉઠાવ્યો છે. આપણી સમક્ષ દુનિયાના મહાપુરૂષોનાં પુસ્તકો છે. મનુષ્યની સૂક્ષ્મ બુદ્ધિએ શોધેલાં યંત્રો છે. કુદરત અને વિશ્વનો ખ્યાલ આપે તેવી શક્તિઓ છે. અને મહાન તત્વજ્ઞોનો વિચારે સંગ્રહ છે. એ સૌનો આપણે ઉપયોગ કરી રહ્યા છીએ. આપણા પૂર્વજો પાસે જે નહોતું તે સઘળું આપણી પાસે છે. અને એનોજ આપણે લાભ લઇ રહ્યા છીએ. આપણે આપણા બાપ દાદાઓથી વધુ હોશિયાર નથી. માત્ર તેમના કરતાં વિશેષ તક આપણને મળેલી છે. આપણે એ તકને અનુરૂપ જરૂર બનીએ.



# વાઘ એક વિકરાળ પ્રાણી



હિન્દનાં જંગલી પ્રાણીઓમાં વાઘ સૌથી વધારે ભયંકર પ્રાણી છે. એનો દેખાવ જ એવો વિકરાળ હોય છે કે કાચો પોચો માણસ તો વાઘ ને જોતાં વેંતજ બી જાય છે. પરંતુ ખરી રીતે એવું હોતું નથી. વાઘ માત્ર દેખાવ પૂરતો જ વિકરાળ હોય છે. વસ્તુતાએ તો એ માણસથી પણ ઘણીવાર ડરતો હોય છે. અને એટલેજ એ માણસના સંસર્ગમાં બહુ આવતો નથી.

વાઘને તમે બહુ ભાગે તો ચિત્રમાંજ જોયો હશે. સાચે સાચો જીવતો વાઘ જ્યારે તમે જોશો ત્યારે તમને ખાત્રી થશે કે એ એક ઘણુ જ ઘાટીલું પ્રાણી છે. એના શરીરની લંબાઇ, એની ઊંચાઈ વગેરે સઘળું પ્રમાણસર હોય છે. એના આખાં શરીર ઉપર કાળા અને પીળા ચટાપટા હોય છે. વાઘ મરી જાય છે ત્યારે એના શરીરનું ચામડું આસન તરીકે બહુ જ ઉપયોગી થાય છે.

વાઘના બચ્ચાં બહુ જ નાજુક રમતિયાળ અને સુંદર હોય છે. ત્યાં સુધી એને ઘરમાં છોકરાંઓ સાથે રમવા માટે પાળી પણ શકાય છે પરંતુ એકવાર માણસના લોહીનો સ્વાદ ચાખ્યા પછી એ બચ્ચાંઓ એકદમ વિકરાળ બની જાય છે. અને પછી એની સાથે રમી શકાતું નથી. જંગલમાં વાઘ અને વાઘણ બન્ને પોતાનાં બચ્ચાંઓને શિકાર કરતાં શીખવે છે. અને જ્યારે મોટાં થાય છે ત્યારે એમને જંગલમાં અળગાં કરી દે છે.

વાઘ ઘણે ભાગે રાત્રે શિકાર કરે છે. શિકારની શોધમાં માઈલોના માઈલો સુધી ચાલ્યો જાય છે. ભૂખ અને તરસ વેઠવાની વાઘની શક્તિ બહુ જબરી હોય છે. દિવસો સુધી એ ખોરાક વગર રહી શકે છે. ઘણે ભાગે વાઘ ભેંસ, ગાય, બળદ, ઘોડા, ગધેડા, હરણ વગેરેનો શિકાર કરે છે. વાઘનો પંજો બહુ જ મજબુત હોય છે. અને એના નહોર ખૂબ તીક્ષ્ણ હોય છે. પોતાના શિકાર ઉપર વાઘ પાછળથી થાપો મારે છે અને એક ઝાપટે એનો પ્રાણ હરી લે છે. આ ઉપરથી એમ ન માનતા કે વાઘ જ બધાનો શિકાર કરે છે અને વાઘને કોઇ મારી શકતું નથી. કેટલાયે શિકારીઓને વાઘનો શિકાર કરવાનો શોખ હોય છે. તેઓ વાઘની પાછળ પડી એને ભૂલામણીમાં નાખી બંદુકની ગોળીથી ઠાર કરે છે. કેટલાક શિકારીઓ વાઘને મારવા માટે જંગલી કુતરાઓ કે જંગલી ભેંસોનો પણ ઉપયોગ કરે છે. હાથીઓ પણ વાઘની જો સામે થાય તો વાઘને જીવતા છટકવું બહુ મુશ્કેલ થઇ પડે છે.

આવા વિકરાળ પ્રાણીને તમે ન જોયું હોય તો કોઈ પ્રાણીઓના સંગ્રહસ્થાનમાં જઇ જરૂર જોઈ આવશો.

# સમાજ સેવા દ્વારા

## સંસ્કાર કાર્ય

જે પ્રદેશોમાં દારૂબંધીનો અમલ ખાસ કરીને મુશ્કેલ જણાય છે ત્યાં વધુ વ્યવહારૂ તો એ છે કે સૌથી પહેલાં તો દારૂબંધીની ફિલસૂફીને એના ઐતિહાસિક સાંસ્કારિક તેમજ આર્થિક સ્વરૂપમાં સ્પષ્ટ કરવી અને પછીજ એનો અમલ કરવો.' સુરત જિલ્લાનું સ્થાનિક વાતાવરણ તેમજ ત્યાંના લોકોની વૃત્તિ મદ્યપાન તરફ જરા વધુ પડતું વલણ ધરાવતી છે. અને એથીજ દારૂબંધીનો અમલ સુરત જિલ્લામાં વિશેષ દુષ્કર બન્યો છે. દારૂબંધી અધિકારીઓ એટલા માટેજ સ્થાનિક કાર્યકરોને બહુજ સાવચેતીપૂર્વક માર્ગદર્શન આપી રહ્યા છે. દારૂબંધી અને આબકારી ખાતાના કમિશનરે તારીખ ૧૨ મી સપ્ટેમ્બરે સુરત જિલ્લાની મુલાકાત લીધી હતી. ત્યાં તેઓશ્રીએ દારૂબંધી અને આબકારી ખાતાના અમલદારો સાથે મદ્યપાનની ટેવનાં તેમજ તેને મળતાં ઉત્તેજનના મૂળભૂત કારણો શોધવા માટે ચર્ચા કરી હતી. અને ગેરકાયદેસર રીતે થતા દારૂના ઉત્પાદનને રોકવાના ઉપાયોની મીમાંસા કરી હતી. સ્થાનિક જિલ્લા અધિકારીની કચેરીમાં કમિશનરે તાડના વૃક્ષોનું સદન્તર ઉચ્છેદન કરવાનો અથવા તો એમાંથી નીરા કે તાડગોળ જેવી ઉપયોગી વસ્તુઓ ઉત્પન્ન કરવાનો પ્રશ્ન ચર્ચ્યો હતો. નશાબંધી રક્ષક દળના સ્વયંસેવકોને ગૃહરક્ષક દળના સભ્યો સાથે મેળવી દેવાનો પ્રશ્ન પણ ચર્ચાયો હતો. જિલ્લા દારૂબંધી સમિતિના સભ્યો સાથે ભજન મંડળીઓની રચના અંગે, સરકાર કેન્દ્રો ખોલવા માટે, તેમજ યોગ્ય દેખરેખને અમલી બનાવવાના ઉદ્દેશથી વિભાગીય સમિતિઓની રચના અંગે પણ ચર્ચા કરવામાં આવી હતી.

### નવાં કલ્યાણ કેન્દ્રો

ચોર્યાસી તાલુકાના પાલ ગામમાં તાલુકા સહકારી સંસ્થા તરફથી ચલાવાતા સંસ્કાર કેન્દ્રની કમિશનરે મુલાકાત લીધી હતી. કેન્દ્રના કામકાજથી તેમજ ત્યાંની ભજન મંડળીથી એઓશ્રીને ખૂબજ સંતોષ થયો હતો. અને એક ઉપાહારગૃહ ખોલવાની શક્યતા અંગે તેમણે સૂચન કર્યું હતું.

સુરત શહેરના સહરા ગેટ તેમજ સલાબતપુરાના કલ્યાણ કેન્દ્રની કમિશનરે મુલાકાત લીધી હતી. જિલ્લાની મુલાકાત દરમ્યાન એમણે પારડી તાલુકાના કોલક ગામમાં, વલસાડ તાલુકાના માલવણ ગામમાં, ઓલપાડ તાલુકાના મોર ગામમાં તેમજ ચોર્યાસી તાલુકાના પાલ ગામમાં કલ્યાણ કેન્દ્રોનું નિરીક્ષણ કર્યું હતું. આ કેન્દ્રો સહકારી સોસાયટીઓના ઉપક્રમે કામ કરી રહ્યાં હતાં. આ કેન્દ્રોના સાંસ્કારિક કાર્યથી કમિશનરને ઘણોજ સંતોષ થયો હતો, અને આવાં વધુ કેન્દ્રો ઉઘાડવાની અગત્ય ઉપર તેઓશ્રીએ ભાર મૂક્યો હતો. તદનુસાર એક કલ્યાણ કેન્દ્ર બારડોલી તાલુકાના સરભોણ ગામમાં અને બીજુ કેન્દ્ર જલાલપુર તાલુકાના કછોલી ગામમાં શરૂ કરવામાં આવશે.

### નવા જિલ્લાની મુશ્કેલી

સાબરકાંઠા એ એક નવો જિલ્લો છે. એની આસપાસ રાજ્યોની સરહદ વીંટળાયેલી છે. આ રાજ્યોમાં હજી કેટલીક દારૂની દુકાનો હયાતિ ધરાવે છે. જિલ્લાની દારૂબંધી સમિતિ દારૂને દેશવટો આપવા માટે ખૂબ પ્રયત્ન કરી રહેલી છે. ગુજરાત ખાતેના પ્રાદેશિક માનાર્હ દારૂબંધી સંચાલક શ્રી. અર્જુન લાલાએ આ જિલ્લાની તા. ૩ જી સપ્ટેમ્બરે મુલાકાત લીધી હતી. અને ૧૯૩૭ ના સમયના એમના વિશાળ અનુભવ દ્વારા માર્ગદર્શન આપ્યું હતું.

### શ્રી. અર્જુન લાલાનું ઉદ્બોધન

દારૂબંધીના કાયદા વિષયક ગુન્હાઓમાં ગામડાંની જનતા કઇ રીતે સપડાય છે. તેનું ચિત્રણ

કરતાં શ્રી. અર્જુન લાલાએ એક મહત્વના મુદ્દાનો ધડાકો કર્યો હતો. તેમણે કહ્યું હતું કે દારૂબંધીના તમામ નાના મોટા કાર્યકરો મુખ્યત્વે તો મિશનરી ધ્યેયવાળા સમાજ સેવકો છે. અને દારૂબંધીને એક સમાજની ઉન્નતિના ઉપાય તરીકે જોવામાં આવે તો જ એ સફળ બને. દારૂબંધીનું ધ્યેય આપણા જીવનને ચોમેરથી અકળાવતાં ચોરી જુગાર મદ્યપાન અને એવાં બીજાં અનિષ્ટોથી આપણને મુક્ત બનાવી સંપૂર્ણ રીતે શુદ્ધ અને સાત્વિક જીવન જીવતા કરવાનું છે. દારૂબંધી અધિકારી પોતાને કેવળ એક સરકારી અમલદાર જ ગણી શકે નહિ. એ મુખ્યત્વે તો એક સમાજસેવક છે. અને સમાજસેવક લેખેજ જ્યારે એ આમ જનતામાં ભળી જઈ એમના એક મિત્ર તરીકે અનુભવની આપલે કરશે ત્યારેજ દારૂબંધી સફળ થશે.

પ્રસ્તુત સભા હિંમતનગરમાં યોજાઈ હતી.

શ્રી. અર્જુન લાલાએ ધનસુરા ગામની મુલાકાત પણ લીધી હતી. એમની સાથે જિલ્લા દારૂબંધી સમિતિના પ્રમુખ, સભ્યો તેમજ દારૂબંધી અંગેના પ્રાદેશિક ઓડીટર પણ હતા. ધનસુરા ગામમાં સંસ્કાર કેન્દ્રના નિયોજન માટે એમણે ગામ લોકોને વિનંતિ કરતાં સદ્ગત્ રાવસાહેબ વીરમદાસ ગોકુળદાસનાં વિધવાએ રૂપિયા પાંચ હજારની રકમની ઉમદા સખાવત કરેલી. આ સખાવતની સાથેજ મારકેટની પાસે નવ ગુંઠા જેટલી જમીન સંસ્કાર કેન્દ્ર માટે કાઢી આપવામાં આવી. અહીં સંસ્કાર કેન્દ્રનું મકાન બંધાવવામા આવશે. અને સહકારી સોસાયટી દ્વારા એ ચલાવવામાં આવશે.

## મજૂર-મહાજનનો દાખલો લ્યો

અમદાવાદ એ એક મોટું ઔદ્યોગિક શહેર છે અને એમાં કાપડસુતરની મિલોમાં કામ કરતા મજૂરોનું સ્થાન બહુ મહત્વનું છે. અમદાવાદે એની ઉપેક્ષા કરી નથી. સ્થાનિક મજૂર–મહાજન એના ઉદ્ભવ કાળથીજ મહાત્મા ગાંધીજીના આદર્શોને અનુસરીને મજૂરસેવા કરી-રહેલ છે. મહાત્માજીએજ સૌથી પહેલાં મજૂરોને સંપૂર્ણ દારૂનિષેધનો આદેશ આપેલો. અને એમના આદેશના પ્રખર અનુયાયીઓ જેમને કહી શકાય તેવા મજૂર કાર્યકરો મજૂરોમાં દારૂબંધીનો સુન્દર પ્રચાર કરી રહેલ છે. મજૂર મહાજન કોઈ પણ દારૂડિયા મજૂરને પોતાના સભ્ય તરીકે સ્વીકારતું નથી. 'મજૂર સંદેશ' નામના મહાજનના સામાહિક મુખપત્રમાં એક રસપ્રદ બનાવ તાજેતરમાં નોંધવામાં આવ્યો હતો. એ ઉપરથી મહાજનના કાર્યકરો દારૂબંધીને અમલી બનાવવા માટે કેવો સતત પરિશ્રમ લઈ રહ્યા છે તેનો આપણને ખ્યાલ આવે છે. અમદાવાદના મજૂર મહાજનની દારૂબંધી વિષયક પ્રવૃત્તિનું અનુકરણ જો આપણે શરૂ કરીએ તો દારૂબંધી હિંદમાં જલ્દીથી સફળ થાય.

## કોલાબાનાં કલાપથકો

કોલાબા જિલ્લામાં રોહાનું રવિકિરણ કલાપથક, ગોરેગામનું રાષ્ટ્રિય તમાશા મંડળ અને પેનનું નવજીવન કલાપથક એ ત્રણેય સારી પ્રવૃતિ કરી રહેલ છે. નવરાત્રિના ઉત્સવ દરમ્યાન તેમજ ગણેશોત્સવ દરમ્યાન અગિયાર કાર્યક્રમો રજૂ કરવામાં આવ્યા હતા અને ૭ હજાર લોકોએ હાજરી આપી હતી.

જિલ્લા દારૂબંધી સમિતિના બિનસરકારી સભ્યોએ જિલ્લામાં આસરે પંદર સભાઓ ભરી હતી. અને એકંદરે ૪ હજાર માણસોને સંબોધન કર્યું હતું. વિભાગીય સમિતિઓ, ગૃહરક્ષક દળો તેમજ પુનર્રચના સમિતિઓએ પણ સારૂં કાર્ય કર્યું હતું. સંપૂર્ણ દારૂબંધી આવતાં જે ભંડારીઓ ધંધાવિહીન બનશે એમને લગતી હકીકત તૈયાર કરવામાં આવી હતી.

અહમદનગર જિલ્લામાં પણ આગળની પેઠે દારૂબંધીનો પ્રચાર ઠીક ઠીક વેગ ધરી રહ્યો છે. તા. ૨૨ મી સપ્ટેમ્બરે શ્રીરામપુરમાં "દાગળ ચા દેવ" નામે એક નાટક પૂરંબાના એક શિક્ષકે ભજવી બતાવ્યું હતું. આ નાટકથી જિલ્લા દારૂબંધી સમિતિને ખૂબ સંતોષ ઉત્પન્ન થયો હતો અને જે શાળામાં એ શિક્ષક બંધુ કામ કરતા હતા તેને રૂ. ૨૫ ની ગ્રાન્ટ આપી હતી. જિલ્લાના જુદાં જુદા ગામોમાં પવાડાના સત્તર કાર્યક્રમો યોજાયા હતા.

મહારાષ્ટ્રની ચાવી રૂપ ગણાતા પૂનામાં દારૂબંધીની પ્રવૃત્તિ વિવિધ સ્વરૂપે વિકસી રહી છે. ધારાસભાનું અધિવેશન ગયા માસ દરમ્યાન પૂનામાં ચાલુ હોઈ

દારૂબંધી અંગેના ઉચ્ચતમ અધિકારીઓની હાજરીનો લાભ પૂનાને મળેલો. દારૂબંધી તેમજ આબકારી ખાતાના ડેપ્યુટી કમિશ્નરે તેમજ પ્રાંતિક દારૂબંધી સમિતિનાં ઉપમંત્રીએ કીરકીની મુલાકાત લીધેલી અને સમાજ સેવાની પ્રવૃત્તિ માટે મિલિટરી સત્તાવાળાઓના સહકારની યાચના કરેલી.



જલગામના નીરા કેન્દ્ર ઉપર નીરા—બનાવટનું નિરીક્ષણ.

## હરિજન–સપ્તાહ

હરિજન સપ્તાહ દરમ્યાન પૂના શહેરની દારૂબંધી સમિતિ, જિલ્લાની દારૂબંધી સમિતિ, પૂના જિલ્લા હરિજન સેવકસંઘ, અને શહેર કોંગ્રેસ સમિતિના સંયુક્ત ઉપક્રમે એક જાહેર સભા યોજવામાં આવી હતી. અને સ્થાનિક સ્વરાજ્ય ખાતાના પ્રધાન શ્રી. જી. ડી. વર્તકે એને ઉદ્બોધન કર્યું હતું. અસ્પૃશ્યતા નિવારણ અંગેના કોંગ્રેસના લક્ષ્યનો શ્રી. વર્તકે ઉલ્લેખ કર્યો હતો. શહેરની દારૂબંધી સમિતિએ બીજી એક સભા હરિજન વિસ્તારમાં ભરવામાં યોજી હતી. સભાનું પ્રમુખ સ્થાન વિકાસ ખાતાના પ્રધાન શ્રી. મલ્લાપ્પારાવ નાયક નિમ્બાલકરે લીધેલું. હરિજનોને તેઓના સમુદાયમાં દારૂબંધીનો સત્કાર કરવાનું તેઓશ્રીએ ઉદ્બોધન કર્યું હતું.

## મહારાષ્ટ્રના વારાણસીમાં

સતારા જિલ્લામાં તેમજ શહેરમાં દારૂબંધીની પ્રવૃત્તિને વેગવંતી બનાવવા માટે જૂજવા પ્રયાસ થઇ રહ્યા છે. મહારાષ્ટ્રના કાશી સમાન ગણાતા વાઇમાં તા. ૧૦ મી અને ૧૧ મી સપ્ટેમ્બરે એક મેળા હરિફાઈ યોજવામાં આવી હતી. વિજેતાઓ નક્કી કરવા માટે વાઇ મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી. ભાવેના અધ્યક્ષપણા હેઠળ એક સમિતિ રચવામાં આવી હતી. દારૂબંધીનો પ્રચાર કરવામાં હિંદુ મુસ્લિમ ઐક્ય અંગેના નાજુક પ્રશ્નની ઉપેક્ષા કરાઈ નહોતી. મ્યુનિસિપલ સભ્ય શ્રી. હમીદ પાયારીને આ વિષય ઉપર સર્વોત્તમ ગીત માટે રૂ. ૫ નું ઈનામ જાહેર કર્યું હતું.

સાંગલીમાં સાગરેશ્વરના મેળા દરમ્યાન દારૂબંધીના પ્રચારને સ્થાન આપવામાં આવ્યું હતું.

## નૃત્ય રૂપકનો ઉપદેશ

અન્નેગરીમાં તા. ૯ મી સપ્ટેમ્બરે ભારતકલાકેન્દ્ર તરફથી એક સંગીત અને નૃત્યનો કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. મહાત્માજીએ પ્રબોધેલો દારૂબંધીનો આદેશ એ એનું વસ્તુ હતું. ધારવારની એક ટ્રેનીંગ કોલેજના પ્રિન્સિપાલ શ્રી. કુલકરણી શ્રીનિવાસે એ રચ્યું હતું. એ કૃતિની ખૂબજ પ્રશંસા થઇ હતી. તા. ૧૦ મી સપ્ટેમ્બરે જિલ્લાની દારૂબંધી સમિતિએ હુબલીમાં એક સભા યોજી હતી. પ્રમુખસ્થાને જિલ્લા અધિકારી શ્રી. ટી. એમ ચૌધરી હતા. ગાડગ તાલુકા કોંગ્રેસ સમિતિના મંત્રી શ્રી. પી. જી. દુગ્ગી, ધારવાર જિલ્લા કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી. હલ્લીકેરી જિલ્લા દારૂબંધી સમિતિના ઉપપ્રમુખ શ્રી. વેન્કટરામૈયા તેમજ ગ્રામોદ્યોગ સમિતિના સંચાલકોએ સભાને ઉદ્બોધન કર્યું હતું. પ્રત્યેક વકતાએ દારૂબંધીના પ્રશ્નની વિવિધ દૃષ્ટિએ છણાવટ કરી હતી અને શ્રોતાઓને એને સફળ બનાવવા માટે વિનંતિ કરી હતી.

બીજાપુર જિલ્લાના તંડા ગામની શાળાનાં બાળકોએ દારૂબંધી વિષયક એક નાટક ભજવ્યું અને એને જિલ્લા દારૂબંધી. સમિતિના શ્રી., આર. બી. દૂબે તેમજ ધારા-સભ્ય શ્રી. સી. જી. આપ્ટેએ વખાણ્યું હતું. આ નાટક ઉપરથી નિર્વ્યસનનાં જીવન જીવવાનું સારો યથાર્થ પાઠ લોકોને મળ્યો હતો.

ધાયગેરીના સંસ્કાર કેન્દ્રમાં એક વક્તૃત્વકળાની હરિફાઈ યોજવામાં આવી હતી તેમજ દારૂબંધી વિષયક નાટક પણ ભજવવામાં આવ્યું હતું. એક સેવા સમિતિ નીમવામાં આવી છે અને એને લોકોનો સારો સહકાર મળી રહ્યા છે.

## વર્ગ ભેદ વિહીન સમાજ

જલગામ નીરા શિક્ષણ સમિતિનું ઉદ્ઘાટન કરતાં અખિલ હિંદ કોંગ્રેસ સમિતિના સામાન્યમંત્રી શ્રી. શંકરરાવ દેવે મંગળ પ્રવચન કરેલું જેનો સારાંશ નીચે આપવામાં આવેલો છે.



અખિલ હિન્દ કોંગ્રેસ સમિતિના સામાન્ય મંત્રી શ્રી. શંકરરાવ દેવને તેમજ મહારાષ્ટ્ર પ્રાંતિક કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી.ભાવસાહેબ હીરેને તાડમાંથી નીરો કાઢવાની પદ્ધતિ સમજાવતા મુંબઈ પ્રાંતની નીરા— યોજનાના માનાર્હ સંચાલક શ્રી. કૃષ્ણદાસ શાહ

શ્રી શંકરરાવ દેવે કહેલું કે લોકો એમ આશા રાખે છે કે રચનાત્મક કાર્યકરે પહેલાં ખાદી વણનાર પાસેથી આશા રાખવામાં આવતી એવી માતબર સેવા કરવી જોઈએ. સ્વાતંત્ર્ય પ્રાપ્તિ પછી રચનાત્મક કાર્યકરોની પ્રતિષ્ઠા થોડી ઘણી ઘટી છે. રચનાત્મક કાર્યકરે ગરીબને અને બેકારને મદદ કરવી જોઈએ અને વર્ગભેદવિહીન સમાજ ઉત્પન્ન કરવા મથવું જોઈએ. મહાત્માજીએ કલ્પેલી સમાન વ્યવસ્થા સિદ્ધ કરવા માટે સરકાર, કોંગ્રેસ તેમજ સમાજ સેવકે સાથે મળીને કામ કરવું જોઈએ. સરકાર અથવા કોંગ્રેસ કરતાં સેવાના ક્ષેત્રમાં સમાજસેવક ઘણું વધારે કામ કરી શકશે. સમાજસેવકે પગારના ધોરણો કે હક્કો વિષે વિચાર કરવાને બદલે જનતાની સેવામાં વધારે ધ્યાન પરોવવાનું રહેશે. ગાંધીજીએ તાડીમાંથી નીરારૂપી અમૃત બનાવ્યું છે. અને એથીજ દુનિયા હિન્દ તરફ માનની વૃત્તિથી જુએ છે.

## શહેરના સમાચાર

શહેરની દારૂબંધી સમિતિએ સપ્ટેમ્બર માસનું કામકાજ જેકોલ સરકલમાં બતાવવામાં આવેલા એક સીનેમા શોથી શરૂ કરેલું. તે પ્રસંગે હાજર રહેલા સંભાવિત પ્રેક્ષકવર્ગને ઉદ્બોધન કરતાં શ્રીયુત એસ. એમ. પાટીલે નિર્વ્યસની અને શિસ્તબદ્ધ જીવનની અગત્ય ઉપર ભાર મૂકેલો. આશરે આઠ હજારની એકઠી થયેલી મેદની ઉપર શ્રી. પાટીલના સરળ છતાં ભાવપૂર્ણ વ્યાખ્યાનની બહુજ ગાઢ અસર થયેલી: પ્રસ્તુત સીનેમાશો ગણેશોત્સવની ઉજવણીના અંગ લેખે દર્શાવવામાં આવ્યો હતો. આ ઉત્સવ દરમ્યાન શહેરની દારૂબંધી સમિતિએ કલાપથકોનો વિવિધ કાર્યક્રમ યોજાયેલા.

મહારાષ્ટ્ર, ગુજરાત તેમજ કર્ણાટકની પેઠે આખી મુંબઈ નગરીએ નવરાત્રિનો ઉત્સવ ભક્તિભાવથી તેમજ ભભકાથી ઉજવ્યો હતો. આ સામુદાયિક ઉજવણીનો શહેરની દારૂબંધી સમિતિએ યથાર્થ રીતે લાભ લીધેલો. વિવિધ, કાર્યક્રમો રખાયા હતા, અને સીનેમાશો પણ બનાવવામાં આવ્યા હતા. એકંદર આસરે ૨૬ હજાર માણસોએ એમાં ભાગ લીધો હતો.

શહેરની દારૂબંધી સમિતિ જે વિવિધ સ્થળોએ શ્રમપૂર્વક લક્ષ આપી રહેલ છે તેનો આછોતરો ખ્યાલ રસદાયક થઈ પડશે.

બાલારામસ્ટ્રીટ, સાયની રોડ, એડગલી મોહન બિલ્ડીંગ ઝાભવાડી, ઉથર ખડી, લાલબાગ, બદલુ રેગારી સ્ટ્રીટ, મદનપુરા, તાડવાડી, ઠાકુરદ્વાર ટેન્કે, નાયગામ, શીવ, કોલીવાડા, અને વડાલા એ સ્થળોએ દસ સીનેમા શો બતાવવામાં આવ્યા હતા. કલા પથકના ચાર કાર્યક્રમોની રજૂઆત થઈ હતી, અને છ વ્યાખ્યાનો ગોઠવવામાં આવ્યાં હતાં. આશરે ૮૮,૬૦૦ માણસોએ એમાં હાજરી આપી હતી. શહેરની દારૂબંધી સમિતિ અત્યારે ત્રણ કેન્દ્રો શહેર વિસ્તારમાં અને એક કેન્દ્ર ગ્રામ વિસ્તારમાં ચલાવી રહી છે તેમજ એક અખાડો પણ સંભાળી રહી છે.

## દસકાઓ થયા પીડાતાં બચ્ચાંઓની સેવામાં



દસકાઓથી, પિત્તાશય અને બરોળની નસીબ બીમારીથી પીડાતાં

હજારો બચ્ચાંઓની કુમળી જીંદગીઓને મૃત્યુના મુખમાંથી બચાવવામાં જમ્મીના લીવર ક્યોરે અગત્યનો ભાગ ભજવ્યો છે.

શરૂઆતનાં અને જૂનાં દર્દોમાં સપડાયેલાંઓને માટે દાક્તરો 'સીમ્પલ' અને 'કોમ્પ્લીકેટેડ' લીવર ક્યોરની ભલામણ કરે છે.

"સીમ્પલ" 'લીવર ક્યોર' નાના ડોઝમાં લેવાથી તે એક અમૂલ્ય દવા તરીકે કામ આપે છે. તે ભૂખ અને પાચનશક્તિને સુધારે છે, કબજીઆત દૂર કરે છે. અને પિત્તાશય તથા બરોળની મહિયાને નિયમિત કરે છે.

પિત્તાશય અને બરોળ જેવાં અવયવો માતાના શરીરમાંથી બંધાય છે એવા આયુર્વેદશાસ્ત્રના કથનને અનુલક્ષીને બનાવવામાં આવેલ 'જમ્મીનું' ટોનીક પિત્તાશયથી પીડાતાં બાળકોની માતાએ ગર્ભાવસ્થામાં લેવું સલાહભર્યું છે.




**જમ્મી વેંકટારામય્યા એન્ડ સન્સ.**

મયલાપુર, મદ્રાસ (ફો. નં. ૮૧૩૯) સેંડહર્સ્ટ રોડ, મુંબઇ ૪. (ફો. ન. ૪૧૫૯૩), હેરીસન રોડ, કલકત્તા. ઉપરાંત: લખનૌ, બેંગલોર, ત્રીચીનોપલી વગેરે.



## દમ સારો થશે પણ પુરોહિત શ્વાસહારીથી જ



પાંચ મિનિટમાં કે એક રાતમાં દમ સારો કરનારા ઉપાયોથી તમારો દમ સારો થવાને બદલે ફક્ત વધે છે. પુરોહિત શ્વાસહારી એજ એક ઔષધ એવું છે કે તે લેવાની શરૂઆત કરતાં જ કફ છુટે છે, શ્વાસ ઓછો થાય છે, પાચનક્રિયા સુધરે છે અને ફેફસાં મજબુત થઇ દમ ખાત્રીપૂર્વક અને પુરેપુરો મટે છે. રૂ. ૩–૮ રૂ. ૬ અને રૂ. ૧૦ ના પેકીંગમાં બધી જગાએ મળે છે, અગર ડૉ. પુરોહિત ફાર્મસી, કોલ્હાપુરથી મંગાવો.



**પુરોહિત શ્વાસહારી**


' સંજીવન ' ના
(મોયસોર રાજ્ય પુરતા)
**સોલ એજન્ટસ**
તરીકે
**શ્રી. એન. એસ. નારાયણરાવ**
પ્રોપાયટર,
**મેસર્સ. માલનડ બોમ્બે ટ્રેડિંગ કંપની,**
મહેરવાન બિલ્ડીંગ, ચોથે માળે
સર ફિરોઝશાહ મહેતા રોડ,
કોટ, મુંબઇ. ૧
**નિયુક્ત થયેલ છે.**

મહીસુર રાજ્યના બધા ન્યુઝએજન્ટ્સ, બુકસેલર્સ તેમજ જાહેર તેમજ ખાનગી સંસ્થાઓને પોતાની જરૂરિયાત પરત્વે એમનો સીધો સંપર્ક સાધવાની વિનંતિ કરવામાં આવે છે.

# પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

**(૧) NEW LIVES FOR OLD:**

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પુરી પાડતી આ પુસ્તિકામાં મુંબઇના ગવર્નરે નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઇના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંશયોનો રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહ્યુ છે.

ક્રાઉન સાઇઝનાં ૧૩૧ પાનાં, દ્વિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂા. ૧-૪-૦.

**(૨) પાપનું પ્રાયશ્ચિત્ત:**

લેખક: શ્રી મનુભાઈ સુખલાલ શાહ; પૃષ્ટ સંખ્યા ૪૦; કિંમત ૦-૨-૦ ગામડામાં બહુજ ઓછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા

**(૩) દારૂનો દવ:**

દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતાં અને દારૂડિયાનું કરુણ અધઃપતન વર્ણવતાં શ્રી. ઉમાશંકર જોષી, શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં સોળ કાવ્યોનો સંગ્રહ

**(૪) સ્વરાજ્યની સંગાથે:**

સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતાં મજૂરજીવનમાં આવેલ નવચેતનને સ્પર્શતી ત્રણ નવલિકાઓ કિંમત ૦-૨-૦.

**(૫) આંખ ઊઘડી:**

(બે નવલિકાઓ) શ્રી સોપાન અને શ્રી ધનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે વેધક વાર્તાઓ: પૃષ્ટ સંખ્યા ૨૮, કિંમત ૦-૨-૦

**(૬) માણસાઇનો વિજય:**

(બે વાર્તાઓ) પૃષ્ટ સંખ્યા ૨૪, કિંમત ૦-૨-૦. શ્રી પીતામ્બર પટેલ અને શ્રી ગીતારામ શર્માની દારૂડિયાનાં હૃદયપરિવર્તન વર્ણવતી બે વાર્તાઓ

**(૭) છેલ્લી ઘડીએ:**

લેખક - શ્રી ધનસુખલાલ મહેતા: બહુજ ઓછી મહેનતે ભજવી શકાય એવી દારૂનિષેધ અંગેની એક સચોટ નાટિકા

**તમારી નકલો વી. પી. થી મંગાવો**

**મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિ**

ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ-૧


## સંજીવનની નકલો

તમારા જિલ્લાના દારૂબંધી અધિકારી પાસેથી પણ તમે મેળવી શકો છો. વાર્ષિક લવાજમના રૂા. ત્રણ જિલ્લા દારૂબંધી અધિકારી પાસે ભરવાથી પણ 'સંજીવન' એક વર્ષ સુધી નિયમિત મેળવી શકશો.

Registered No. B-5301

પહેલાં

પછી

# દારૂબંધીને સફળ કરો

માંતિક દારૂબંધી-સમિતિ, મુંબઇ

મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિનું આ મુખપત્ર લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ પ્રેસ-અંધેરીમાં
શ્રી રસિકલાલ છ. પટેલે છાપ્યું છે અને મુંબઈ સરકારના પ્રકાશન ખાતાએ પ્રસિદ્ધ કર્યું છે.

(કિંમત રૂ. ૦-૬-૦)

## દસકાઓ થયા પીડાતાં બચ્ચાંઓની સેવામાં



દસકાઓથી, પિત્તાશય અને બરોળની નબળી બીમારીથી પીડાતાં

હજારો બચ્ચાંઓની કુમળી જીંદગીઓને મૃત્યુના મુખમાંથી બચાવવામાં જમ્મીના લીવર ક્યોરે અગત્યનો ભાગ ભજવ્યો છે

શરૂઆતનાં અને જૂનાં દર્દોમાં સપડાયેલાંઓને માટે ડાક્તરો 'સીમ્પલ' અને 'કોમ્પ્લીકેટેડ' લીવર ક્યોરની ભલામણ કરે છે.

"સીમ્પલ" 'લીવર ક્યોર' નાના ડોઝમાં લેવાથી તે એક અમૂલ્ય દવા તરીકે કામ આપે છે. તે ભૂખ અને પાચનશક્તિને સુધારે છે, કબજીઆત દૂર કરે છે. અને પિત્તાશય તથા બરોળની પ્રક્રિયાને નિયમિત કરે છે.

પિત્તાશય અને બરોળ જેવાં અવયવો માતાના શરીરમાંથી બંધાય છે એવા આયુર્વેદશાસ્ત્રના કથનને અનુલક્ષીને બનાવવામાં આવેલ 'જમ્મીનું' ટોનીક પિત્તાશયથી પીડાતાં બાળકોની માતાએ ગર્ભાવસ્થામાં લેવું સલાહભર્યું છે.




**જમ્મી વેંકટારામય્યા એન્ડ સન્સ:**

મયલાપુર, મદ્રાસ (ફો. નં. ૮૧૩૯) સેંન્ડહર્સ્ટ રોડ, મુંબઇ ૪. (ફો. ન. ૪૧૫૯૩), હેરીસન રોડ, કલકત્તા. ઉપરાંત: લખનૌ, બેંગલોર, ત્રીચીનોપલી વગેરે



## દમ સારો થશે પણ



## પુરોહિત શ્વાસહારીથીજ

પાંચ મિનિટમાં કે એક રાતમાં દમ સારો કરનારા ઉપાયોથી તમારો દમ સારો થવાને બદલે ફક્ત વધે છે. પુરોહિત શ્વાસહારી એજ એક ઔષધ એવું છે કે તે લેવાની શરૂઆત કરતાં જ કફ છુટે છે, શ્વાસ ઓછો થાય છે, પાચનક્રિયા સુધરે છે અને ફેફસાં મજબુત થઇ દમ ખાત્રીપૂર્વક અને પુરેપુરો મટે છે. રૂા. ૩-૮ રૂા. ૬ અને રૂા. ૧૦ ના પેકીંગમાં બધી જગાએ મળે છે, અગર ડો. પુરોહિત ફાર્મસી, કોલ્હાપુરથી મંગાવો.

પુરોહિત






'સંજીવન'ના
(માયસોર રાજ્ય પુરતા)
સોલ એજન્ટ્સ
તરીકે
શ્રી. એન. એસ. નારાયણરાવ,
પ્રોપ્રાયટર,
મેસર્સ. માલનાડ બોમ્બે ટ્રેડિંગ કંપની,
મહેરવાન બિલ્ડીંગ, ચોથે માળે
સર ફિરોઝશાહ મહેતા રોડ,
કોટ, મુંબઇ. ૧
**નિયુક્ત થયેલ છે.**

મહીસુર રાજ્યના બધા ન્યુઝએજન્ટ્સ, બુકસેલર્સ તેમજ જાહેર તેમજ ખાનગી સંસ્થાઓને પોતાની જરૂરિયાત પરત્વે એમનો સીધો સંપર્ક સાધવાની વિનંતિ કરવામાં આવે છે.

# સંજીવન

પુ. બીજું ]   ડિસેમ્બર—૧૯૪૯   [ અંક પાંચમો

## રાજેન્દ્ર બાબુને

વિદ્યાર્જને શતસહસ્રમહીં સદાયે
લીધું પદ પ્રથમ તેં પ્રતિભા પ્રભાવે;
તેં અર્થશાસ્ત્ર, ઇતિહાસ, વિદેશવાણી,
ને ન્યાયમાં પ્રથમ કોટિ સદા સુહાવી.

વિદ્યા રળ્યો અધિક ને અદકેરી લક્ષ્મી
તું જે રળ્યો અધિક તે થકી દાન દીધું;
આહ્‌વાન મોહનતણું સુણતાં જ, પૂર્વે-
એ પંથમાં પ્રથમ તેં જ પ્રયાણ કીધું.

ચંપારણે વિભવગર્વિત આંગ્લકેરા
ચંપાયે વજ્ર-ચરણે શ્રમજીવિલોકો;
વીંધાયું એ નિરખતાં મૃદુ હૈયું તારૂં-
તેને હતું તું વિણ કોણ ઉગારનારૂં?

કીધો રણે પદનિવેશ, તજી કમાણી;
દીધું જ દીધું ધન, ના અવધિ પ્રમાણી;
રાજેન્દ્ર! તું ગલિતવૈભવ અધિકાજે
દાનેન્દ્ર કર્ણ, શિબિ ને રઘુ શો વિરાજે.

વિદ્યાવિહાર કરતો રસિયો વિહારી,
દાનૈકવીર પણ તું જ અનન્યચારી-
તેં ભાવના યુગલનો સહયોગ સાધી
ભાવે વિહારતણી શારદપીઠ થાપી.

જાણી વિનાશ અતિરુદ્ર વિહાર દેશે,
ભૂકમ્પથી અધિક અન્તર તારૂં કંપ્યું-
ને દુર્દશા અવગણી નિજદેહની તેં
એ દુર્દશા સ્વજનની વસમી વિદારી.

વાણી અનેક પર તેં પ્રભુતા પ્રસારી;
રાજેન્દ્ર! કિંતુ તુજ ગૌરવને પિછાણી
વાણી રહ્યું વદતું એક જ વિશ્વ આખું-
"દાની તું, સર્જન તું, તું જ અજાતશત્રુ."

રામપ્રસાદ પ્રે. બક્ષી

# મદ્યાર્ક વિષે

# કેટલુંક યથાર્થદર્શન



યંત્રવાદના આ યુગમાં મદ્યાર્કવાળાં કેફી પીણાંઓ થોડાં પ્રમાણમાં લેવાથી પણ શારીરિક દૃષ્ટિએ નુકશાન કરે છે અને એના ઘણાં માઠાં સામાજિક પરિણામો આવે છે એ હકીકત નિર્વિવાદ છે. યુનાઇટેડ સ્ટેટ્સના નૌકાદળના મંત્રીએ મદ્યપાનને નૌકાદળમાંથી નાબુદ કરતી વખતે નીચેના કારણો આપેલાં :—

"અર્વાચીન યુદ્ધ જહાજોમાં વીજળી અને વરાળને લગતાં એટલાં બધાં યંત્રો છે કે એની સાથે સંપર્કમાં રહેનાર માણસ કોઈપણ સંજોગોમાં માદક પદાર્થોનું સેવન કરનાર ન હોવો જોઈએ એ જરૂરનું છે."

માત્ર સામાન્ય સમજપૂર્વક કહેવાયેલ આ કથનને કોલંબિયા યુનિવર્સિટિના ડૉ. હેવન એમરસનનું વૈજ્ઞાનિક સમર્થન મળી રહે છે. ૧૯૪૦ ની શરૂઆતમાં એમણે એન્ટી સલુન લીગ કોન્ફરન્સમાં યંત્ર સાથે કામ કરતા લોકો માટે સંપૂર્ણપણે નિર્વ્યસનની અગત્ય ઉપર નીચે મુજબ ભાર મુકયો હતો:—

"સામાજિક દ્રષ્ટિએ ચલાવી લેવાય એટલા પ્રમાણથી પણ ઓછા પ્રમાણમાં લેવાયેલ મદ્યાર્ક, છેલ્લાં દસ વર્ષનો અનુભવ બતાવે છે તેમ, જેના ઉપર સલામતી અને રક્ષણ માટે આપણે અવલંબન રાખી શકીએ એવી તંતુરચના ઉપર ૭ થી દસ ટકા નુકશાન કરે છે."

ઉદ્યોગના ક્ષેત્રમાં મદ્યપાનની અસર હેઠળ કામે ચઢતા કામદારોને જે મોટા પ્રમાણમાં અકસ્માતો થાય છે તે ઉપરની હકીકત ઉપરથી સમજી શકાય છે. મદ્યાર્કની અસર મનઃશક્તિ ઉપરથી એકદમ નાબુદ થતી નથી. અને એથી જ રવિવારની રજા દરમ્યાન ખૂબ ઢીંચવામાં આવેલ દારૂને લીધે સોમવારે મોટાં પ્રમાણમાં અકસ્માતો થાય છે એવું ઝીણવટથી તપાસતાં સમજાયું છે.

ખાસ કરીને રસ્તા ઉપર થતા અકસ્માતો બાબત ઉપર આવતાં વાંચનારનું લક્ષ દક્ષિણ કેલીફોર્નિયાની ઓટોમોબાઈલ કલબે એના સભ્યોને આપેલી સલાહ તરફ દોરવામાં આવે છે.

"જો તમારે દારૂ પીવો હોય તો તમે વાહન હાંકશો નહિ; જો તમારે વાહન હાંકવું હોય તો દારૂ પીશો નહિ." આમ કહેવામાં આવેલ છે એનું કારણ એટલું જ છે કે થોડા પ્રમાણમાં લેવાયેલ મદ્યાર્કથી પણ માણસની વિવેક શકિત કુંઠિત થાય છે અને મોટરકારનું વ્હીલ એના હાથમાં સલામત રહેતું નથી. ઈન્ડસ્ટ્રીઅલ ટ્રાન્સપોર્ટ એસોસીએશન સમક્ષ વ્યાખ્યાન કરતાં નીસેસ્ટરના ચીફ કોન્સ્ટેબલે એક વખત કહેલું કે અકસ્માતો જે થઇ રહ્યા છે તે અહંગ દારૂડિયાઓને હસ્તે થતા હોતા નથી. પરંતુ જેઓ કોઈ કોઈ વાર જ એકાદ બે પ્યાલી ચઢાવે છે તેમને હાથેજ થાય છે. કારણ કે એ પોતાને મશહુર ડ્રાઇવર માને છે અને મદ્યાર્કની અસર હેઠળ જરૂરી વિવેકશક્તિ ગુમાવતાં બીનજરૂરી સાહસ ખેડવા પ્રેરાય છે. યાલે યુનિવર્સિટિના પ્રોફેસર એન્ડરસનના અભિપ્રાય તરફ પણ વાંચનારનું લક્ષ દોરવું જરૂરી છે.

## મદ્યપાન અને અકસ્માતો

"માદક પદાર્થના સેવનનો અર્થ આપણે એવો કરતા હતા કે માણસ જ્યારે સીધો ચાલી શકે નહિ કે સરળ રીતે વાત કરી શકે નહિ ત્યારે એણે મદ્યપાન કર્યું ગણાય. મોટર વગેરે સાધનો આવતાં હવે આ વ્યાખ્યા બદલવી પડશે."

અમેરિકાના મોટર ઉદ્યોગના એક મોટામાં મોટા કેન્દ્ર ડેટ્રોઇટમાં કરવામાં આવેલા પ્રયોગોએ દર્શાવ્યું છે કે મદ્યાર્કને લીધે મોટર હાંકનારાઓમાં સીત્તેરથી એંસી ટકા બેકાળજી આવી જાય છે. પ્રયોગનું આ પરિણામ જ્યારે બ્રિટિશ પ્રજા સમક્ષ મુકવામાં આવ્યું ત્યારે બ્રિટનના દારૂના વ્યાપારીઓએ પોતાનાં પ્રકાશનો દ્વારા આ પરિણામોનો વિરૂદ્ધ રદિયો ફરી ફરીને આપવા માંડયો. નેશનલ કોમર્શિયલ ટેમ્પરન્સ લીગના પ્રમુખે ૧૯૩૯ ની આસપાસ બ્રિટિશ સામયિકોમાં એક જ માસમાં પ્રગટેલા લેખોમાંથી આશરે ચૌદસો પ્રેસ કટિંગ્સના અભ્યાસ કરી જે રિપોર્ટ પોતાના

મુખપત્ર "ધી આઉટ લુક" માં બહાર પાડેલો તેમાં નીચેનું કથન મળી આવે છે:—

"સત્તાવાર આંકડાઓ દર્શાવે છે તેથી પણ વધુ અને વ્યવહાર ખાતાંની મિનિસ્ટ્રી જાહેર કરે છે તેથી પણ અનેક ગણા વધારે રસ્તા ઉપરના અકસ્માતો મદ્યપાનને કારણે થાય છે. એમ આ સંશોધન પુરવાર કરે છે."

આ રીતે રસ્તા ઉપરના અકસ્માતો વધતા જવાથી અને મોટર ડ્રાઇવરો માટે બ્રિટિશ ટેમ્પરન્સ સોસાયટીએ દારૂનિષેધનો પ્રચાર કરવાથી આ પ્રશ્નની તપાસ કરવા માટે અને અકસ્માતની અટકાયત માટે એક સમિતિ નીમવામાં આવી. હાઉસ ઑફ લૉર્ડસની આ વિષય માટે નીમાયલી સીલેક્ટ કમિટિના અહેવાલનો આ ફકરો વાચકોને રસદાયી થઇ પડશે.

"સામાન્ય રીતે થોડા પ્રમાણમાં લેવાયેલ મદ્યાર્કની અસર મોટર ડ્રાઇવરો ઉપર કઈ જાતની થાય છે તેની દરકાર કરવામાં આવતી નથી. ડ્રાઇવિંગ કરતાં પહેલાં જે લોકો દારૂ પીએ છે તે વસ્તુસ્થિતિને ધૂતકારી કાઢવા માટે લોકમત કેળવવો એ બહુ જ જરૂરી જ છે એમ આ સમિતિનું માનવું છે. 'એક માટે રસ્તો'— એ માન્યતાને ધૂતકરી કાઢવી આવશ્યક છે. બધા જ જાહેર રસ્તાઓ ઉપર આ ભયની સૂચક ચેતવણીઓ આપવી જોઇએ. અને એમ દર્સાવવું જોઇએ કે ગમે તેટલા નાના પ્રમાણમાં પણ જો મદ્યાર્ક લેવામાં આવે તો પણ ને મોટર ડ્રાઇવરો માટે ભયજનક છે. જો ડ્રાઇવરે મદ્યાર્ક લીધો હોય છે એનામાં એક પ્રકારની બેફિકરાઈ અને ખુશમિજાજી આવી જાય છે. અને પોતે સામાન્ય કરતાં વધુ સારૂ ડ્રાઇવીંગ કરે છે એ જાતનો ભ્રમ એના મનમાં પેસી જાય છે. મદ્યાર્કના જે પ્રત્યાઘાતો એના શરીર ઉપર પડનાર છે એની એને માહિતી હોતી નથી. એની નજર ટૂંકી થઇ જાય છે અને વિવેકશક્તિનો પણ લય થતો જાય છે, એનો એને ખ્યાલ રહેતો નથી. મેજિસ્ટ્રેટોએ નોંધ લેવી જોઇએ કે 'મદ્યપાનની અસર હેઠળ' એ શબ્દોનો અર્થ 'દારૂના નશાની અસર હેઠળ' એટલો જ થતો નથી. પરંતુ ડ્રાઇવરને નશો ચઢે તે પહેલાં ઘણા વખતથી એનું મોટર ચલાવવાનું કૌશલ્ય ઓછું થઇ જાય છે."

સદરહુ રિપોર્ટને ૧૯૩૯ પછી ખૂબજ વિશાળ જાહેરાત મળી અને એના નિર્ણયનો સ્વીકાર સર્વત્ર થવા લાગ્યો. ઘણાખરા સભ્યોએ રસ્તા ઉપરના અકસ્માત અટકાવવા માટે પ્રયાસ કર્યાં પણ ખરા. પરંતુ આ નિયમોનું પાલન થતું એના કરતાં એનું ઉલ્લંઘન વધારે થતું.

છેલ્લા મહાયુદ્ધના પહેલા ત્રણ મહિના દરમ્યાન ગ્રેટબ્રિટનના શહેરોના રસ્તાઓ ઉપર જે મોટી સંખ્યામાં અકસ્માતો થયા છે તે ઉપરથી માનવાને કારણ મળે છે કે સદરહુ રિપોર્ટની સલાહ બહુ ગણકારવામાં આવી નથી. સત્તાવાર આંકડાઓ મળે છે તે મુજબ એ ત્રણ મહિનાઓ દરમ્યાન ગ્રેટબ્રિટનમાં એકવીશસો અકસ્માતો થયા હતા અને ૨૯૭૫ માણસો માર્યા ગયા હતા.

જ્યારે બ્રિટિશ ટેમ્પરન્સ સોસાયટી તરફથી વ્યાપક પ્રચાર દ્વારા આ હકીકત બહાર પાડવામાં આવી ત્યારે એને લીધે વર્તમાનપત્રોમાં ભારે ચર્ચા ચાલી હતી. અને નિષ્ણાત દાકતરોએ બેદરકાર ડ્રાઇવરો વડે જાહેર પ્રજાની જીંદગી કઈ રીતે જોખમાય છે તે તરફ બ્રિટિશ પ્રજાનું ધ્યાન ખેંચ્યું હતું. એડીનબર્ગ યુનિવર્સિટીના વ્યાખ્યાતા ડૉ. એ. એન. બુસે એક ભોજન સમારંભમાં કહેલું તેમ કોઇપણ મોટર ડ્રાઇવરે ડ્રાઇવિંગ શરૂ કર્યાં પહેલાંના બે કલાક દરમ્યાન દારૂને અડવું જોઇએ નહિ.

હિંદીઓ દારૂબંધીના પુરસ્કર્તા હોઇ બ્રિટિશ લોકોના ધોરણે કદાચ ગાંડા ગણાતા હશે. પરંતુ તેઓને અવશ્ય લાગે છે કે જાહેર પ્રજાના લાભાર્થે વ્યક્તિગત લોકોની દારૂ પીવાની જીવનવિઘાતક ટેવ ઉપર અંકુશ ન મુકી શકાય એવા દેશને તો કેવળ વિચિત્ર જ ગણવો જોઇએ. અને દારૂપીવાની કુટેવની વ્યાપકતા જોઇ તેમજ દેશના મોટા ભાગના લોકોની એ વિષય તરફ બેદરકારી જોઇ એને આશ્ચર્ય થાય એ પણ દેખીતું છે.*

* ડા. એચ. શ્રી. સુકરજીના અંગ્રેજી લેખને આધારે



# પીડિતોના ઉદ્ધારક

# ઠક્કરબાપા


લેખક :

**શ્રી. ધનસુખલાલ મહેતા**






તા. ૨૯ - ૧૧ - ૪૯ ને દિને ઠક્કર બાપાના હુલામણા નામે હિન્દભરમાં મશહૂર થયેલ સેવામૂર્તિ શ્રી. અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર એંસી વર્ષ પૂરાં કરી એક્યાશીમા વર્ષમાં પ્રવેશ કરે છે.

મહાત્માજીએ જીવનક્ષેત્રના અનેક વિભાગોમાં અનેક અજોડ કાર્યકર્તા ઉત્પન્ન કર્યા હતા. શ્રી. વિનોબા ભાવેએ એમના સિદ્ધાંતોને વ્યવહારિક દુનિયામાં ઉતારવાના સક્રિય પ્રયોગો કર્યા. કિશોરીલાલ મશરૂવાળા એમના સિદ્ધાંતોને પચાવી ફિલસૂફીને માર્ગે વળ્યા. મહાદેવ દેસાઈ અજોડ મંત્રી થયા. સરદારશ્રી વલ્લભભાઈ અજેય સેનાપતિ ગણાયા. એમ શ્રી. અમૃતલાલ ઠક્કરે પણ ગાંધીજીને પ્રિય એવા અસ્પૃશ્યતાનિવારણના વિકટ કાર્યમાં પોતાનું જીવન સમર્પિત કરી દીધું.

પણ ઠક્કર બાપા મૂળથીજ સેવાભાવી હતા. મહાત્માજીની સીધી અસર નીચે અથવા તે પહેલાં પણ એમને દલિત વર્ગની સ્થિતિ સુધારવાના કોડ જાગ્યા હતા. એમની એ કંગાલસ્થિતિ જોઈને એમનું હૃદય દ્રવી ઊઠ્યું હતું.

બાલ્યાવસ્થા ઘણી ગરીબીમાં એમણે વિતાવેલી. ભાવનગરના એક ગરીબ અને ગંદા લત્તામાં — વસાણી ફળિઆમાં, એક બે માળના મકાનમાં, લુહાણા જ્ઞાતિના શ્રી. વિઠ્ઠલદાસ ઠક્કરને ત્યાં માતા મૂળીબાઈને પેટે ઠક્કર બાપાનો જન્મ થયેલો. પિતાં ઘણા કડક હતા પણ વ્યવસ્થા જાળવવામાં એક્કા હતા. માતાના વ્હાલથી એ કડકાઈ પુત્ર સહન કરી શકેલો. અને પિતાની વ્યવસ્થા તો પુત્રના જીવનનું એક અનિવાર્ય અંગ બની ગઈ છે. ભાવનગરમાં મેટ્રિક થયા પછી પિતાએ અમૃતલાલને પૂનાની ઈજનેરી કૉલેજમાં મૂક્યા અને ત્યાં પેટે પાટા બાંધીને પણ તેઓ ઈજનેર થયા અને નોકરીમાં પડ્યા.

**શરૂઆતનો વ્યવસાય**

પહેલી નોકરી પોરબંદરમાં રેલ્વેમાં કરી. પણ છપ્પનીઆ દુકાળના વખતમાં એ નોકરી છૂટી ગઈ એટલે આફ્રિકામાં કેન્યા-યુગાન્ડામાં ત્રણ વર્ષ માટે એ

'એ બધું' છતાં હું ખાતરીપૂર્વક માનતો થયો છું કે હિન્દુસ્તાનને સમગ્ર જીવન અર્પણ કરી દેનારા સેવકો જોઈએ છે, નહિ કે ફુરસદે અને સગવડે કાંઈ કરનારાઓ અને જ્યાં સુધી આજીવન કાર્યકર્તાઓ હિન્દુસ્તાનને ન સાંપડે ત્યાંસુધી આપણી કશી પ્રગતિજ નહિ થઈ શકે. સાચા કામ કરનારા માટે તો પૈસાના ભંડાર ભર્યાં છે. ગોખલેજી જેવાના ચરણોમાં હજારો અને લાખો રૂપિયાનો ઢગલો થાય છે; તેમને સાચા કાર્યકરનારાઓ નથી મળતા. એટલે આ ભેખ ધરવામાં જો હું ભૂલ કરતો હોઉં તો પણ હું તે ભૂલ શુભ મુરાદોથી અને પ્રામાણિકપણે કરું છું'

'તમારે મારી પાસે કાંઈ લેણું હોય તો વેળાસર જણાવશો; કારણ કે હું અત્યારે છેલ્લી વખત. સૌની સાથે મારો હિસાબ ચૂકવી લેવા માગું છું. અને હવે, આજસુધી જે જે સંસ્થાઓ કે વ્યક્તિઓને આર્થિક સહાયથી સેવા કરવાનું મારું સદ્ભાગ્ય હતું તે આજથી પૂરું થાય છે. તે તો વાચકો પણ સમજશે

'મારી અંતરવ્યથાનો હવે અંત આવે છે. જીવનના સર્વ વિયોગો દુઃખકર છે, પણ હું તમને સૌને ઉમદા સેવાકાર્ય માટે તજી જાઉં છું અને સમજું છું કે તમારા સૌની મને શુભાશિષો છે.

**લી. તમારો બાંધવ**
**અમૃતલાલ**

એ વાતને પણ આજે તો પાંત્રીસ વર્ષ થઈ ગયાં. ત્યાર બાદ ગોખલે માત્ર એક વર્ષમાં મૃત્યુ પામ્યો એટલે ઠક્કર બાપાને એમના નિકટ સહવાસનો સુયોગ તો મળ્યોજ નહતો.

## પીડિતોની વહારે

૧૯૧૫ માં મુંબઈમાં ભંગીઓની કેટલીક સહાયકારી મંડળીઓ પર દેખરેખ રાખી અને અમદાવાદમાં મજૂર વર્ગનાં બાળકો માટે શાળાઓ ખોલી. ૧૯૧૬ માં કચ્છમાં દુકાળ-રાહત કાર્ય કર્યું. ૧૯૧૭-૧૮ માં ફરજિયાત શિક્ષણના ખરડા માટે કામકાજ એમણે કર્યું. ૧૯૧૯ માં જમશેદપુરમાં મજૂર પ્રવૃત્તિ આદરી અને ૧૯૨૦ માં ઓરિસ્સામાં દુષ્કાળ રાહત કાર્ય કર્યું. પછી ૧૯૨૨ માં પંચમહાલમાં તેજ કાર્ય કર્યું અને પછીનાં ઘણું વર્ષ તે જિલ્લામાં ભીલ-સેવા-મંડળ સ્થાપી તે પ્રવૃત્તિમાં વિકાસ સાધ્યો.

૧૯૨૭ માં ગુજરાત અને સિંધમાં રેલ-સંકટ-નિવારણ અને ૧૯૨૯ માં આસામમાં તેજ કામ કર્યું. ૧૯૩૩-૩૪ માં ગાંધીજી સાથે હરિજન કામ માટે પ્રવાસ, ૧૯૩૫ માં તેજ કામ માટે મદ્રાસ જિલ્લામાં સ્વતંત્ર પ્રવાસ, ૧૯૩૮ માં ઓરિસ્સામાં પ્રવાસ અને ૧૯૩૯ માં પાછા અનેક સ્થળોએ એજ કાર્ય માટે પ્રવાસ એમણે કર્યા હતા.

## આજન્મ કર્મવીર

જેમને આજન્મ સેવા કાર્યનીજ લગની લાગી ગઈ છે તેવા એંસી વર્ષના 'યુવાન' ઠક્કર બાપા આજે પણ દિલ્હી શહેરથી થોડાએક માઈલ દૂર હરિજન સેવક સંઘની કચેરી આવેલી છે ત્યાં મંત્રી તરીકે એવીજ શાંતિથી, એવાજ આગ્રહથી, એવીજ વ્યવસ્થાથી અને એવીજ કાર્યદક્ષતાથી કામ કરી રહ્યા છે. તદ્દન શાંત અને મુંગું કામ કરવામાંજ માનનાર આ કર્મવીરે પોતાનું સર્વસ્વ કોઈના કહેવાથી કે કોઈની પ્રેરણાથી આ કાર્ય પાછળ હોમી દીધું નથી. સેવા કરવાની અને તે કરવામાંજ પોતાનો મનખાદેહ (?) હોમી દેવાની તીવ્રેચ્છા એમના હૈયામાં પ્રથમથીજ જાગી હતી. તે ઈચ્છાને તીવ્રતર બનાવવામાં અનેક વ્યક્તિવિશેષોનો હાથ હતો તે જુદી વાત છે. પણ એમને-આ સેવામાંજ તદ્રુપ થઈ જનાર કર્મવીર ઠક્કર બાપાને અમુકના શિષ્ય તરીકે ઓળખાવી શકાય જ નહિ એ આ શાંત, સૌમ્ય ઠક્કર બાપાની એક અપૂર્વ વિશિષ્ટતા છે.

આવા આ દેશનાં એક અમૂલ્ય રત્નને સો વર્ષનું આયુષ્ય આપો એજ પરમાત્મા પ્રત્યેની આપણી સૌની આ ઘડીએ પ્રાર્થના !

# પુનરુત્થાનનું

# પહેલું પગલું

વ્યાખ્યાતા:
શ્રી. સુનીલાલ શાહ
એમ. એલ. એ.

આપણા મુંબઈ પ્રાંતની ઘણી સારી યોજનાઓ છે. તેમાંની એક મોટી અને મહત્વની છે આપણી દારૂબંધીની યોજના! તે યોજના સંપૂર્ણપણે વૈજ્ઞાનિક છે. ૧૯૩૭-૩૮માં શરૂ કરેલી આ હીલચાલ ૧૯૫૦માં સંપૂર્ણ થશે. અને તે વખતે સમસ્ત મુંબઈ પ્રાંતની—જેમાં કોલ્હાપૂર અને વડોદરા જેવાં મોટાં રાજ્યો જોડાયાં છે—અને જેમા નાનાં નાનાં અગણિત રાજ્યો અંતરગત થયાં છે—તે બધા પ્રદેશની પ્રજા દારૂની લાલચમાંથી છૂટશે અને પોતાની માનસિક આર્થિક, તથા સામાજિક વિકાસ કરવાની તક મેળવશે. આપણા પ્રાંતની આશરે ત્રણ કરોડ જનતા ઉપર પ્રભુના આશીર્વાદ ઉતરશે અને આથી કલ્પેલાં ગોકુળ જેવાં ગામડા બનાવી શકીશું.

પણ આ યોજના સામે ઘણા ગુમગરાડા પાડે છે — કેટલાક સમજથી અને કેટલાક અણસમજથી. ચાલો ત્યારે આપણે તેમાના કેટલાક સાંભળીએ.

## વિરોધીઓની દલીલો

કેટલાક કહે છે કે સરકારને ભલે દારૂબંધી કરવી હોય તેની સામે ના નથી. પણ તે યોજનાથી દસ કરોડ કે તે કરતાં વધારે રૂપિયાનું ઉત્પન્ન ગુમાવવું અને પાછું તે યોજના સફળ બને તે માટે આશરે બે ત્રણ કરોડ રૂપિયાનું ખર્ચ કરવું એ આપણી તિજોરીને પાલવશે ખરું? તિજોરીનું તળીયું તો દેખાવા લાગ્યું છે તેમાં આ ખોટથી સરકાર કેટલા નવા કરો નાખ્યા કરશે? આજે પ્રજા કરબોજાથી એટલી બધી દબાઈ ગઈ છે કે એક તણખલાનો ભાર હશે તો ઊંટ બેસી જશે.

વળી કેટલાક કહે છે કે શું ખાવું, શું પહેરવું, શું રમવું—એ તો વ્યક્તિગત પ્રશ્નો છે. સરકારને અમારી આ સ્વતંત્રતામાં આડખીલી નાખવાનો અધિકાર હોય ખરો?

વળી કેટલાક તો ડોકટરોના અભિપ્રાયો ટાંકે છે અને જણાવે છે કે બહુ સામાન્ય અને સપ્રમાણસર દારૂ લેવાથી ઉલટું આરોગ્ય સુધરે છે.—સ્ફુર્તિ લાવે છે—અમો તો આટલા વર્ષોથી પીએ છીએ પણ અમોને તો કશું નુકશાન થયું નથી. અમારું આરોગ્ય બગાડવા શા માટે સરકાર પ્રયત્ન કરી રહી છે?

દારૂબંધી ભલે કરો—પણ દારૂના વેપાર અંગે કેટલાક જુદા જુદા ધંધા ચાલતા હતા, તાડી છેદનારા, તાડી ઉતારનાર, દારૂની દુકાનો રાખનાર, અને બીજાઓ એઆજના કટોકટીના જમાનામાં, જ્યાં બેકારીનો બાઉ ઉભો છે, ત્યાં આ લોકોને બેકારોના ટોળામાં શા માટે ધકેલો છો? વળી સરકારે દારૂબંધી કરી. પણ તે ક્યાં ફત્તેહમંદ થઈ છે? કેટલો બધો ગેરકાયદેસર દારૂ ગળાય છે? સો કેસો થાય તેમાંથી એક પકડાય, અને આજે તો પેપરોમાં અને પોલીસ કોર્ટોમાં આ કેસો વગર બીજું શું સંભળાય છે? માટે આવી સ્થિતિ હોય ત્યારે પાછાં પગલાં માંડવાં એ જ ડહાપણનો રસ્તો છે. પણ આપણી સરકારે તો પૂછડું જે પકડ્યું છે તે છોડવાની નહિ. તેને પ્રતિષ્ઠાનો હાઉ નડી ગયો છે. અને પ્રજા દુઃખી દુઃખી થાય છે.

## મહાત્માજીનો આદેશ

આવી આવી શંકાકુશંકાઓ કરીને આમ જનતાનું મન વિહ્વલ બનાવે છે પણ આપણે યાદ રાખવું જોઈએ કે આ સુધારો માનવતાને ખાતર થવો જ જોઈએ એમ મહાત્માજીએ ૧૯૨૦—૨૧માં પુકાર કર્યો હતો. દારૂની સેતાની આગમાંથી જનતાને બચાવવા હજારો નાજુક બેનોએ દુકાનો ઉપર પીકેટીંગ કર્યું હતું; અને તાડીની લાલચ ન રહે તે માટે તાડનાં ઝાડ કાપવામાં નવજુવાનોએ પોતાના વહાલા પ્રાણ અર્પણ કર્યાં હતાં.—આઝાદી મળે કે પહેલું શુભ અને પવિત્ર પગલું દારૂબંધી અમલમાં લાવવાનો કોલ પ્રજાને આપ્યો હતો. આ વ્યસને લાખો સ્ત્રીપુરુષો અને બાળકોને પોતાની નાગચુડમાં ભીડીને તેમને માનવતાથી નીચે ઉતારી નાખ્યાં હતાં તે વ્યસનનો નાશ કરવા આહલેક કરી હતી; અને કાર્યક્ષમતામાં ઉતરતા કરી નાખનાર આ શયતાનીયતની બદીને દૂર કરવા બીડું ઝડપ્યું

હતું—તે પ્રાથમિક સૌથી પ્રથમ અગ્રતા ભોગવતો સર્વ-શ્રેષ્ઠ, અને અવ્વલ નંબરના સામાજિક સુધારાને સિદ્ધ કરવા આજે જે પ્રયત્ન થઇ રહ્યો છે તે સમજવા સૌને મારી આગ્રહભરી વિનંતી છે.

## વડોદરાનો પ્રયોગ

મેં તો વડોદરા રાજ્યના નવસારી પ્રાંતના મહુવા તાલુકામાં એનો ગઇ સાલ પ્રયોગ કર્યો હતો—સંપૂર્ણ દારૂબંધી કરી હતી. રાનીપરજ અને ઉજળિયાતના ભાઇઓએ સારો સાથ આપ્યો હતો—દારૂતાડીના ઇજારદારો પોતાના હક્કો મુદત પહેલાં છોડી દેવા આગળ આવ્યા હતા, ત્યાં પ્રયોગ શક્ય થયો છે. ધાર્યા કરતાં વધારે સુંદર પરિણામ આવ્યું છે. બેનોને પણ સાચી આઝાદી આપી હતી. અને હજારો સ્ત્રી અને પુરુષોએ સાચા દિલના આશીર્વાદ આપ્યા હતા. દરિદ્રનારાયણના દર્શન કરવાનો ત્યારે જ સુંદર લહાવો લીધો હતો.

આપણે જરા શંકા કુશંકાઓનો વિચાર કરી લઇએ. સૌથી પ્રજાને ગુંચવતો મોટો પ્રશ્ન દારૂના ઉત્પન્નનો છે. ઉત્પન્ન ઘટે ને ખર્ચ તો ઓછું થાય એમ નથી અને તેથી આમજનતાને એમ લાગે છે કે કરો વધાર્યા વગર ચલાવાશે નહિ

## આવક કઈ જાતની છે?

પણ દારૂનું ઉત્પન્ન એટલે શું? દારૂ સામાન્ય રીતે અને ખાસ કરીને દેશી દારૂ અને તાડી સામાન્ય માણસ—ખેડૂત, મજૂર, વગેરે પીએ છે અને તે લોકો જ આ રકમ આપે છે. એટલે જેઓનું ઉત્પન્ન પોતાના સામાન્ય જીવનનિર્વાહ પૂરતું પણ નથી તે વર્ગનો ઘણો મોટો ભાગ, પોતના અને પોતાના કુટુંબના પેટ ઉપર પાટુ મારીને, અડધા ભૂખ્યા તો રહે છે તેમ છતાં વધારે ભૂખ્યા રહીને, પોતાના કુટુંબને લંગોટી પહેરાવીને, ટાઢતડકામાં છત્રી અને ગરમ કાપડ વગર રાખીને ઉઘાડા શરીરે કામ કરનારા લોકોના લોહીના બિંદુએ બિંદુમાંથી આ આવક આવે છે. એટલું જ નહિ પણ એ જ લોકો દારૂની બદીમાં સપડાઇ પાંચ છ ગણી રકમ વેપાર કરનારા વચલા વર્ગને આપે છે. સરકાર દસ કરોડ રૂપિયાની રકમ લેતી હશે, પણ આ લોકોનો આ બદી પાછળ સાઠ કરોડનો ખર્ચ છે!

## પીનાર અને ન પીનાર

સરકારની ફરજ જુદી છે! પોતાની સમસ્ત પ્રજાને સાચા નાગરિક બનાવવાની, તેની બુદ્ધિ વિકસાવવાની અને તેનું શરીર આરોગ્યમય બનાવવાની અગ્રગણ્ય ફરજ છે. પણ ઊંચી ગણાતી, નિર્વ્યસની કોમના લાભ માટે અબુધ અને દારૂની બદીમાં સબડનાર પાસેથી ખૂબખૂબ રકમ કઢાવવી એ કોઇપણ સુધરેલી સરકાર માટે શોભા ભરેલું છે? સરકારનું દારૂનું ઉત્પન્ન દારૂબંધી કરતાં પહેલાં વર્ષો વર્ષ કરતાં કુદકે ને ભૂસકે વધતું હતું. એટલે દારૂના ઉત્પન્નનો સાચો અર્થ એ થયો કે ગરીબો, મજૂરો અને ખેડૂતોની પાસેથી મબલખ પૈસા લેવા અને બીજાઓને તેનો લાભ આપવો—તે નિર્વ્યસની પાડોશીના લાભ માટે-દારૂ પીનારાઓને દારૂ પીવા દઈ તેમના છોકરાઓને કેળવણી અને સામાન્ય જરૂરિયાતોમાંથી વંચિત રાખવા, દારૂના ન પીનારાના છોકરાઓને સંસ્કારો આપવા નીચલા થરને વધારે ને વધારે નીચા ગરકતા કરવા, એ આપણને લાજમ છે? ખાવાનું જ પૂરું થતું ન હોય ત્યાં તેમના છોકરાને કેળવણી આપવાની વાત કરવી એ હાસ્યાસ્પદ નથી લાગતું? એમના છોકરાના નસીબમાં છ પૈસા મેળવવા ગોવાળિયાનું કામ કરવું પડે અને લોકોનાં ઢોરોને લઇને ગામને પાદરે અને સીમાડે ભટકવું પડે છે. જેઓને લાભ લેવો હોય તેઓએ પોતાના પદરમાંથી ખર્ચ કરવો જોઇએ. પૈસા આપે કોઈ અને ખર્ચે બીજા એ શું આઝાદ દેશને શોભે એમ છે? સામાન્ય માણસની નબળાઇનો લાભ લઇને તેઓને લૂંટીએ છીએ, ચુસીએ છીએ, એ સારૂં છે? સરકારનો આવો અધિકાર હોય ખરો કે ગામડે ગામડે દારૂની પરબો બેસાડી, દારૂમાં ગળાડૂબ કરાવીને નિશાળો, લાયબ્રેરીઓ, રસ્તાઓ સાફ કરવા? સરકારની સાચી ફરજ છે કે તેના આવા નાગરિકોને દારૂમાંથી મુક્ત રાખે, અને તે સારૂ સામાજિક કેળવણી આપે-દારૂની દુકાનો બંધ કરે અને જ્યાં જ્યાં ગેરકાયદેસર દારૂ ગળાતો હોય ત્યાં ત્યાં પકડી કાઢી સખત શિક્ષા કરે. શિક્ષા અને દંડ વગર બીજો કોઇ ઉપાય છે નહિ— બીજો કોઇ ઉપાય સૂચવવાનો નથી. આવાં કુટુંબો જે દિવસે દારૂની બદીમાંથી મુક્ત થશે ત્યારે તેઓનો વિકાસ એવો હશે કે આ ઉત્પન્ન સો ટકા વ્યાજ સાથે દેશને પાછું આપશે.

## પરદેશીઓનો જુલમ

સરકારે સમાજના જુદા જુદા વર્ગોના પ્રશ્નોની

# લોકશાસનને અનુરૂપ કેળવણીનો આદર્શ




માત્ર બ્રાહ્મણોજ વેદ, શ્રુતિ અને ઉપનિષદોનો અભ્યાસ કરે, પંડિતો બને અને બીજી વર્ણો વર્ણાનુસાર પોતાની ફરજો બજાવે તે જમાનો હવે ચાલ્યો ગયો છે. એરીસ્ટોક્રેટ વર્ગનાં ઊંચાં પૈસાદાર કુટુંબોને જુદી કેળવણી મળે અને મજૂર વિસ્તારનાં અર્ધભૂખ્યાંને અર્ધઢાંક્યાં બાળકોને જુદી કેળવણી મળે, તે સમય પણ હવે ચાલ્યો ગયો છે. દરેકને સરખા વિકાસ તક્રો મળે, દરેકને સરખી સગવડો મળે જેથી ગમે તે વર્ગમાં જન્મેલો હોય છતાં સ્વબુદ્ધિના બળે આગળ આવી શકે – તેવો આ જમાનો છે અને આ જમાનામાં જે કેળવણી અપાય તે લોકશાહી કેળવણી હોવી જોઈએ તે વિષે પ્રસ્તુત લેખમાં ચર્ચવામાં આવ્યું છે.

## અંગ્રેજી અને પાલખી

અંગ્રેજી રાજ્યે આપણા માટે જે કેળવણી શરૂ કરી, તેની પાછળ માત્ર એકજ હેતુ હતો અને એ કે તેમના રાજ્યના પાયાને સંગીન કરવા ભાંગ્યું-તુટ્યું અંગ્રેજી જાણનાર ચપરાશીઓ અને તેમનું તંત્ર ચલાવવા સસ્તા પગારના કારકુનો મળે. લાંબાપહોળા હિંદનું તંત્ર ચલાવવા બધા માણસોને વિલાયતથી બોલાવવા તે તેમને પાલવે નહીં એટલે અહીંના લોકોને ખપજોગું અંગ્રેજી ભણાવી તેમને કામમાં લેવા. કાકા કાલેલકરના એક લેખમાં વાંચ્યા મુજબ થોડુંક અંગ્રેજી જાણનારનું મહત્વ તે વખતે ઘણું હતું. તેમને લેવા પાલખી ઘેર જાય ને પાલખીમાં પાછા આવે. આ જોતાં આપણા લોકોને અંગ્રેજી કેળવણી પ્રત્યેનો મોહ વધ્યો અને બધાય લોકો પોતાનાં બાળકો અંગ્રેજી ભણી કાં તો કારકૂન બને, મુન્સફ બને અથવા તો અંગ્રેજ અધિકારીઓની પ્રીતિપાત્ર જગાઓ પર ગોઠવાય – તેવું ઝંખવા લાગ્યા. તેને પરિણામે કેળવણી પાછળનો હેતુ બદલાયો, 'જ્ઞાન તે માત્ર જ્ઞાનને ખાતર' એ સિદ્ધાંત વિસરાયો અને તેને બદલે અંગ્રેજ તંત્રમાં સારા દરમાયાવાળી જગ્યા મળે, માનપાન વધે, અને તે રીતે સુખી જીવન જીવાય તે હેતુ સ્વીકારાયો. આ હેતુ પાછળ ભૌતિક ભાવના હોવાથી કેળવણીની બીજી ભાવનામાં ઉતરવાનું – બીજો હેતુ હોઈ શકે તેનો વિચાર કરવાનું પણ સૂઝ્યું નહીં.

## આઝાદીએ આણેલો પલટો

આ સ્થિતિ લગભગ સોએક વર્ષ સુધી ચાલી ત્યાર પછી ધીમે ધીમે લોકોને સમજાવા લાગ્યું કે આપણે જે રાહ પર દોડીએ છીએ તે સર્વથા સાચો નથી. શરૂઆતમાં જે જે કોઈ અંગ્રેજી ભણ્યા તે બધા અંગ્રેજી તંત્રમાં સમાતા ગયા. પરંતુ વખત જતાં એક સમય એવો આવવા માંડયો કે જ્યારે આ તંત્ર વધુ ભણેલાઓને સમાવી શક્યું નહીં ત્યારે ફેશન અને એરીકેટને અવળે રાહે ચડેલા આ શિક્ષિતોને નોકરી વગર રખડવું પડતું. હવે લોકોની આંખ ઊઘડી કે અમુક ભણવાથી મુન્સફ થઈ જવાયજ તેમ નથી. બીજું એ સમજાયું કે આ રીતે ભણેલા નથી રહેતા ઘરના કે નથી રહેતા ઘાટના. અંગ્રેજી ભણ્યા એટલે તેમનાથી બાપનો ધંધો થાય નહીં, કારકુની વગર બીજું આવડે નહીં ને નોકરી મળે નહીં એટલે ધીમે ધીમે અંગ્રેજોની આ નીતિ પ્રત્યે સૂગ આવવા માંડી. તેમાં વિચારકોએ પોતાના વિચારોનાં વ્હેણ વ્હેતાં મુકયાં. મૂંઝાયેલા લોકોને તે વ્હેણ સમજાયાં અને અંગ્રેજી કેળવણીએ શું પરિણામ આપ્યું તે પણ લોકોને સમજાયું.

લોકોને સમજાયું કે જે કેળવણી માત્ર કારકુનો ઉત્પન્ન કરે તે સાચી કેળવણી કહેવાય નહીં. આ જાતની કેળવણીથી ઘણી વખત અનુકરણ કરનાર પ્રાણી થઈ જવાય છે માટે પોતાની જાત ઉપર ઊભાં રહેતાં શીખવે, પોતાની બધી શક્તિઓ ખીલવવા જેમાં પૂરતી વિકાસ તકો મળે તેવી કેળવણી હોય તેજ

સંવાદી અને વિસંવાદી અનેક પ્રકારનાં તત્ત્વો હોય તે સંભવિત છે છતાં અમેરિકન પ્રજાની ભાવનાથી એ સમાજને એટલો બધો સુવ્યવસ્થિત કરેલો છે કે બહારથી આવેલા આંતરિક રીતે પોતાને જુદા દેશના કહેતા છતાં બાહ્ય રીતે-દેશની દૃષ્ટિએ તે અમેરિકન છે. અમેરિકન રીતે વર્તે છે અને અમેરિકાના કલ્યાણમાંજ પોતાનું કલ્યાણ જુએ છે-આ રીતે ત્યાં વ્યક્તિત્વનો લોપ થતો નથી. છતા સમાજની વ્યવસ્થામાં તેમનું વ્યક્તિત્વ ગૂંથાઈ જાય છે અને સમાજ. દેશના સૂત્રમાં એકત્ર રીતે પરોવાઈ જાય છે

લોકો વડે સરકારનો અર્થ એ થાય કે સરકારનું તંત્ર લોકો વડેજ ચાલે. એટલે લોકોએ ચૂંટીને મોકલેલા સભ્યો કે આગેવાનો દેશનું સુકાન સંભાળે અને આબાદ રીતે હંકારે. આ માટે મતદારો શિક્ષિત, સમજુ અને દેશદાઝવાળા હોવા જોઈએ. દેશના કલ્યાણ સિવાય બીજી બાબતથી દોરવાઈ જવા ન જોઈએ. પૈસા આપીને કે સ્વાર્થ બતાવીને મત લેવાની પદ્ધતિ ચાલી જાય તેટલાજ માટે મતદારોમાં ઊંડી સમજણની જરૂર છે.

## લોકશાહી કેળવણી

ઉપરના સૂત્ર પ્રમાણે લોકશાહી કેળવણીને માટે પણ એમ કહી શકાય કે Education must be of the People, for the People and by the People. આ સૂત્રને ધ્યાનમાં રાખી વિચાર કરતાં ચોક્કસ સમજાય છે કે લોકશાહી કેળવણીમાં નીચેનાં તત્ત્વો હોવાં જોઈએ :—

(૧) આ કેળવણી માત્ર માનસિક કે બૌદ્ધિક વિકાસ પૂરતી હોય તે બરાબર નથી. સામાજિક, આર્થિક અને સાંસ્કૃતિક વિકાસને પણ તેમાં સ્થાન હોવું જોઈએ. આ જાતની કેળવણી લીધા પછી જીવનનો નવો માર્ગ જડવો જોઈએ. જે કેળવણી પાછળથી ફાંફાં મરાવે, સાચા સ્વાશ્રયી મનુષ્ય ન બનાવે, તેને કેળવણી શા રીતે કહેવી? માટે લોકશાહી કેળવણીમાં સર્વદેશીય વિકાસનો સમાવેશ થાય છે.

(૨) માનસશાસ્ત્ર કહે છે કે કોઈપણ બે વ્યક્તિઓની શક્તિઓ સરખી હોતી નથી. દરેકમાં રહેલી જુદી જુદી શક્તિઓના વિકાસ માટે દરેકને વિકાસતકો મળવી જોઈએ. અમુક વર્ગનેજ વિકાસતકો આપવામાં આવે ને તેથી તેમની શક્તિઓ ખીલે, ત્યારે બીજાઓની શક્તિઓ વિકાસતકોના અભાવે ચીમળાઈ જાય, કુંઠિત બને. તે લોકશાહી કેળવણીને માન્ય નથી. તેટલા માટે બધાયે પ્રકારના વર્ગોને કેળવણી મળે તેવી શાળાઓ ઠેર ઠેર હોવી જોઈએ. જુદી જુદી શક્તિવાળાઓને માફક આવે તેવી શાળાઓ પણ હોવી જોઈએ. દાખલા તરીકે મંદ બુદ્ધિવાળાં તેમજ ઉંમરે ચડેલાં બાળકો આપણી ચાલુ શાળાઓમાં ભણી શકતાં નથી— તેમને માટે તેવે ધોરણે ચાલતી ફુરસદી શાળાઓની જરૂર છે જે આપણા દેશમાં નથી એટલે હાલ કેળવણીનો તેમજ બાળકોની શક્તિઓનો દુર્વ્યય થઈ રહ્યો છે— લોકશાહી કેળવણીમાં આવો દુર્વ્યય નભાવી લેવાય નહીં.

(૩) જે કેળવણી અપાય તેમાં એકતા હોવી જોઈએ. એકતા એ અર્થમાં કે શરૂઆતથી માંડી અંત સુધી કેળવણીના અભ્યાસક્રમનો સંપૂર્ણ વિચાર કરી તે ક્રમિક, પૂર્વવિચારિત અને સુસંબદ્ધ હોવો જોઈએ. વળી માનસશાસ્ત્રના સિદ્ધાંતોની દૃષ્ટિએ વિચાર કરી પૂર્વસંકલિત હોવો જોઈએ જેથી કોઈપણ ભાગ રહી ન જાય કે કોઈ પણ ભાગ ખોટી રીતે ખેંચાય નહીં.

(૪) લોકશાહી કેળવણીમાં નાગરિક શિક્ષણને અગત્યનું સ્થાન હોવું જોઈએ. બચપણથી જ દેશ પ્રત્યેની ભાવના કેળવાય તેવી વાર્તાઓ, તેવાં કાવ્યો, લોક કથાઓ, લોક કાવ્યો, વગેરેને અગત્યનું સ્થાન હોવું જોઈએ. નાગરિક તરીકેની પોતાની ફરજો દરેક વ્યક્તિ સમજે તેટલા માટે શાળાના શિક્ષણ ઉપરાંત જાહેર વ્યાખ્યાનોની યોજનાઓ આવકારદાયક છે.

(૫) લોકશાહી કેળવણીમાં વિચાર-સ્વાતંત્ર્યની અને રચનાત્મક ચર્ચાની સંપૂર્ણ છૂટ હોવી જોઈએ. રાષ્ટ્રની વ્યક્તિ જો પોતાના વિચારો નિઃસંકોચપણે દર્શાવી ન શકે તો લોકોને અમુક બાબત પરત્વે શું કહેવાનું છે અથવા તો તેમનો સ્વતંત્ર અભિપ્રાય શો છે તેની ખબર પડે નહીં અને તેથી લોકશાહી ધોરણ સચવાય નહીં. એટલા માટે કેળવણી વિષયક ચર્ચાઓને ખુલ્લા હૃદયે મિત્રભાવે કરેલી ચર્ચાઓને ઘણું અગત્યનું સ્થાન હોવું જોઈએ. આવી ચર્ચાઓ વ્યક્તિ આક્ષેપોમાંથી મુક્ત હોવી જોઈએ અને લડાયક વૃત્તિથી પર હોવી જોઈએ.

(૬) લોકશાહીના દરેક કાર્યમાં સહનશીલતાનો ગુણ ઘણો જરૂરી છે. સહનશીલતા વગર કાર્યવિક્ષેપના ઘણા પ્રસંગો બની જાય છે અને તેમાંથી સંસ્થાઓ પણ તૂટી પડે છે. લોકશાહી કેળવણીમાં પણ સહનશીલતા વગર ચાલે નહી. ચર્ચામાં મતભેદ પડે પણ તે મતભેદ ઉગ્ર સ્વરૂપ પકડે તે પહેલાં ચર્ચા બંધ કરી દેવી જોઇએ. આવી ચર્ચાઓમાં એક બીજાના દુર્ગુણ કે ભૂલો જોવા કરતાં સામાની દલીલમાં રહેલો સત્યાંશ જોવા માટે પ્રમાણિક પ્રયત્ન કરવો જોઇએ.

આપણે ત્યાં લોકશાહી સરકારની સ્થાપના થઇ છે અને આ સરકારે સમાજને લોકશાહી ધોરણે ઉચ્ચ કક્ષાએ મૂકવા જે પ્રયત્નો આરંભ્યા છે તે ખરેખર સ્તુતિપાત્ર છે. જ્યાં સુધી સમાજ લોકશાહી ન બને ત્યાં સુધી લોકશાહી કેળવણીની શરૂઆત તેના સાચા અર્થમાં થઇ શકે નહીં, અને થાય તો તે ફલપ્રદ નીવડે નહી. પશ્ચિમના દેશોમાં વિસ્તરતી જતી લોકશાહી કેળવણી આપણા દેશમાં પણ નજદીકના ભવિષ્યમાં તેના સાચા સ્વરૂપમાં શરૂ થાય તેવી આશા રાખવી અસ્થાને નથી.



# અંતિમ માંગલ્ય



મનુષ્યનો ગમે તેટલો અધઃપાત થયો હોય છતાં છેવટે તો તે ઉર્ધ્વગતિ પામે જ છે છેવટે તો એ સુવર્ણ જ છે. નદી વાંકી ચુંકી, આડી અવળી વહે, કાંઠો તોડી બેફામ બને, તો પણ અન્તે તો એ સમુદ્રને જ મળવાની......

—સાને ગુરુજી

# ★ ગીત-યુગલ ★

: ૧ :

દારૂ છોડો, દારૂ છોડો. દારૂ છોડો રે...
હરિના જન, દારૂ છોડો !

દારૂથી દાવાનળ જાગે,
આગ સુખી સંસારે લાગે,
શુધબુધ સઘળી ભાગે ! દારૂ છોડો રે !
હરિના જન, દારૂ છોડો !

દારૂ ઘરમાં ચોર ભરાયો,
તન-ધન લૂંટી ખાય હરાયો,
સમજો અહેનો ભાયો ! દારૂ છોડો રે !
હરિના જન, દારૂ છોડો !

દારૂ ઝેર હળાહળ ઘૂંટયાં.
દારૂડિયાનાં જીવન ખૂટયાં,
સુખનાં શમણાં તૂટયાં ! દારૂ છોડો રે !
હરિના જન, દારૂ છોડો !

દારૂ લૂંટે તાજ રાજનો,
દારૂ લૂંટે લાજ, સર્જીનો !
માટે દારૂ તજો. મહાજનો ! દારૂ છોડો રે !
હરિના જન, દારૂ છોડો !

દાવાનળ જાગે !

: ૨ :

દારૂ કરે પાયમાલ'
ભાઈ રે! દારૂ કરે પાયમાલ!

દારૂ પીધાથી ચિતડું ભમે, ને દહાડે તે દીવા દેખાય,
ઊંચેથી આભલું પગમાં પેસે, ને ધરતી માથે ચડી જાય!
હો ભાઇ રે! દારૂ૦

દારૂ પીધાથી બુદ્ધિ ફરે, ને ઊભું તે ફરતું દેખાય,
ગોફણ ચડી જાણે પુગ્યો ગગનમાં, ભૂખે પેટે વા ખાય!
હો ભાઈ રે! દારૂ૦

દારૂ પીધાથી તનડું તૂટે ને કાળું તે ધોળું દેખાય.
પગમાં આળોટી ધૂળ માથે ચડાવે, ગદ્ધાને માની ગાય!
હો ભાઈ રે! દારૂ૦

દારૂ પીધાથી સુઝે એવું જે કૂવામાં વસિયલ ગામ,
ઇંદરસભાની નટીઓને જોવા ભુસ્કો માર્યો: બોલો રામ!
હો ભાઇ રે! દારૂ૦

દહાડે દીવા

— રમણલાલ સોની —

# કુટુંબભાવનાનો તહેવાર

નાતાલ એ ઇસુ ખ્રિસ્તના જન્મનો મહોત્સવ છે. સેઇન્ટ લ્યુકની કથાના અહેવાલ મુજબ ઇસુના જન્મનું વર્ષ ચોક્કસપણે કહેવું શક્ય છે. પરંતુ એ વર્ષની તારીખ આપવી શક્ય નથી. ખ્રિસ્તી સંવત્સરની શરૂઆતથી જ તા. ૨૫ મી ડિસેમ્બર ઇસુ ખ્રિસ્તના જન્મદિન તરીકે પરંપરાગત મનાય છે. આ મહોત્સવની શરૂઆત નાતાલ પહેલાંનાં ચાર અઠવાડિયાંથી થાય છે. આ સમયના ગાળાને "એડવેન્ટ" અર્થાત્ "આગમન" કહેવાય છે. આ મહોત્સવ પછીના સપ્તાહ દરમ્યાન તારીખ પહેલી જાન્યુઆરીએ એના નામકરણનો ઉત્સવ આવે છે. નાતાલ પછીના બાર દિવસને "એપિફની" અર્થાત્ "દર્શન" નામે કહેવામાં આવે છે. તે દિવસે સુજ્ઞ પુરુષોએ પૂર્વમાં એક નવા તારકનું દર્શન કર્યું હોવાનું મનાય છે. આ નવા તારકનો ઉદય એટલે કોઇ મહાપુરુષનો જન્મ એમ મનાતું હોઇ સુજ્ઞપુરુષો પેલેસ્ટાઇનના બેથલહેમ ગામમાં (જ્યાં જન્મ થયો હોવાનું મનાય છે) પ્રાર્થના અર્થે જાય છે.

## પ્રાર્થનાનું મૂળ

ઇસુખ્રિસ્ત મૃત્યુ પામ્યા એની આગલી સાંજે એણે એના શિષ્યોને ભોજન સમારંભમાં આમંત્રેલા. આ પવિત્ર ભોજન સમારંભના ઉપક્રમે જે આભાર દર્શનની ક્રિયા યોજાય છે, એ જ ખ્રિસ્તીઓની પ્રાર્થનાનું મૂળ છે. નાતાલ દરમ્યાન આ પ્રાર્થના ઘણીવાર મધરાતે પણ કરવામાં આવે છે. કેમકે બેથલહેમની ટેકરીઓની આસપાસ રાતે ઘેટાં ચરાવતા ભરવાડોને ઇસુના જન્મની વધાઇ દેવી ફિરસ્તાઓ તરફથી આપવામાં આવી હતી. આ વધાઇ પછી તરત જ ગીતો ગવાયાં હતાં, એટલે જ નાતાલ દરમ્યાન ગીતો ગાવાની પ્રથા પડી ગઇ છે. કેટલેક સ્થળે મોટી સગડી ચેતાવીને એની આસપાસ પણ ભજનમંડળીઓ ગોઠવાય છે અને આ તહેવારની આગલી રાત્રે રાતભર ભજનો ગાવામાં આવે છે. સુજ્ઞ-પુરુષોના આગમનના ઉત્સવ પર્યંત એટલે કે બાર દિવસ સુધી મિજબાનીઓ ચાલે છે. આ દિવસો દરમ્યાન કેટલાક ખ્રિસ્તિઓ પોતાના ઘરની બહાર વાંસની સળી ઉપર કાગળનો બનાવેલો તારક લટકાવે છે. સુજ્ઞપુરુષોએ જે તારકનું નિરીક્ષણ કરેલું એની યાદગિરીમાં આમ કરવામાં આવે છે અને આ પ્રસંગોને અનુલક્ષીને નાટકો પણ ભજવવામાં આવે છે.

## કુટુમ્બભાવનાનું એકીકરણ

નાતાલ એ મુખ્યત્વ તો કૌટુમ્બિક તહેવાર છે. એમાં જુદા જુદા કુટુંબના સભ્યો મિજબાની અર્થે એકઠા થાય છે અને આનંદ ઉલ્લાસ માણે છે. એ દિવસે બાળકોને રમકડાં વગેરેની ભેટો આપવામાં આવે છે. આ સબંધી ઉત્તર યુરોપના કેટલાક રિવાજો દુનિયા ભરમાં પ્રસર્યા છે. કેટલીકવાર બાળકો નાતાલની આગલી રાત્રે સુતાં હોય છે ત્યારે તેમની પથારી ઉપર પણ ભેટો મુકી દેવામાં આવે છે. બાળકો એમ માને છે કે "ફાધર ક્રિસ્ટમસ" અથવા "શાંતા કલોસ" આ ભેટો મુકી ગયા છે. શાંતા કલોસ એ બાળકો માટેના સેઇન્ટ નિકોલસ નામના મધ્યયુગના સાધુપુરુષનું નામ છે. એમનો તહેવાર ડિસેમ્બરની શરૂઆતમાં આવે છે. કેટલીકવાર કોઇ પ્રકાશિત વૃક્ષ ઉપર ભેટો બાંધવામાં આવે છે અને એના ઉપરથી આપવામાં આવે છે.

કેટલીકવાર એવું બને છે કે જેઓ કેવળ નામના જ ખ્રિસ્તિઓ હોય છે અને ખ્રિસ્તિ ધર્મનું રહસ્ય સમજ્યા વગર જ માત્ર પરંપરાનું અનુકરણ કરતા આવે છે તેને માટે નાતાલ એ માત્ર સામાજિક આનંદનો ઉત્સવ છે. આવા લોકો નાતાલને નામે વધુ પડતી ખાણી પાણીમાં રાચતા હોય છે. નાતાલનો આ ઉદ્દેશ નથી.

હોય છે. દારૂ અને તાડીની દુકાનો જલ્દીથી અને કાયમને માટે બંધ કરવા માટે કેટલીએ હૃદયપૂર્વકની અરજીઓ કેટલાંએ ગામો તરફથી મને મળી રહી છે.

ડુંગરાળ પ્રદેશના પછાત વર્ગના લોકો પણ દારૂની બદીમાં ખૂબ સપડાયેલા હોય છે. એમને પક્ષે એવી દલીલ કરવામાં આવે છે કે તેઓ દારૂ અથવા તાડી વગર જીવી શકે તેમ નથી. પરંતુ આ દલીલ પણ કેવળ ખોટી છે. કારણ કે સુરત જિલ્લાનો માંડવી તાલુકો જે લગભગ ડુંગરાળ પ્રદેશમાં આવેલો છે ત્યાંની તાડીની દુકાનો બીડ ન મળવાને કારણે બંધ કરવામાં આવી છે. અને એથી લોકો ખુશી થયેલ છે. આનો કોઈપણ અનિચ્છનીય વિરોધ લોકો તરફથી થયેલો નથી. આ લોકોમાં કેટલાક જાતેજ તાડીની દુકાનો અને દારૂના પીઠાં ચલાવતાં હતા. અને એમાંથી સારો એવો નફો કાઢતા હતા.

## દારૂબંધીના પરિણામે

આ લોકોની ઝુંપડીનું નિરીક્ષણ કરવું બહુજ સુખપ્રદ થઇ પડે તેવું હોય છે. અને જે દાણાના વેપારી પાસેથી તેઓ હંમેશ અનાજનું રેશન લે છે તેની સાથે વાતચીત કરવી પણ આનંદદાયક થઇ પડે છે. હવે તેઓના ઘરમાં થોડાં પિત્તળના વાસણો તેમજ એકાદ નવી સાડી, જે પહેલાં નહોતી તે સહેજે દેખાઈ આવે છે. પોતાની દુકાનેથી પહેલાં જે રોજિંદો અનાજનો ઉપાડ નહોતો થતો તે હવે આ લોકો કરી રહ્યા હોઈ દાણાના વેપારીને પણ ખુશી ઉપજતી હોય એવું જણાય છે. કાંઠા ઉપરના વિસ્તારના લોકોની પેઠે આ લોકો પણ દારૂની બદીનો ત્યાગ કરવા માટે ખૂબ ઉત્સુક છે. અને પોતાના છોકરાંઓને એ ટેવ ન પડે તે જોવા માટે ખાસ આતુર છે.

ખાનદેશની ટેકરીઓમાં વસતી ભીલ પ્રજામાં સને ૧૯૩૬ માં કોઇ એક મહારાજે દારૂનિષેધની ઝુંબેશ ઉઠાવેલી અને એને પરિણામે કેટલાએ ભીલોએ મદ્યપાનનો સંપૂર્ણ ત્યાગ કરેલો. આથી એમ ચોક્કસ રીતે ફલિત થાય છે કે જો યોગ્ય માર્ગે ખરા દિલના પ્રયાસો કરવામાં આવે તો બેહદ મદ્યપાન કરનારના હૃદયનું પણ પરિવર્તન કરી શકાય છે. આ પ્રવૃત્તિ આગળ જતાં નિષ્ફળ ગઇ તેથીજ આ અનુમાન ખોટું ઠરતું નથી. કારણકે એ નિષ્ફળતા બીજી આનુષંગિક ગૂંચવણોને આભારી હતી.

દારૂડિયો પોતાનાં બાળકો દારૂની બદીમાં ન સપડાય તેવી ખાસ ઇચ્છા રાખે છે. એમ આજથી પંદર વર્ષ પહેલાં દક્ષિણના એક ગામનો કુતુહલ ખાતર મેં અર્થ દૃષ્ટિએ અભ્યાસ કરેલો ત્યારે મારા જોવામાં આવેલું. તે વખતે દારૂબંધી વિષે કોઇ ક્રિયાશીલ વિચારણા થઇ ન હતી. તે છતાં પણ આપણા દેશમાં વહેલી મોડી પણ સંપૂર્ણ દારૂબંધીની શક્યતા મેં કલ્પી હતી. અને એથીજ લોકોના એ વિષય ઉપર શા શા પ્રત્યાઘાતો છે તે જોવામાં મેં રસ લીધો હતો. તે વખતે પણ મને લાગ્યું હતું કે સંપૂર્ણ દારૂબંધી જો અમલમાં લાવવામાં આવે તો લોકોનો પ્રત્યાઘાત એ વિષય ઉપર ખરાબ તો નજ પડે.

અમેરિકામાં દારૂબંધી નિષ્ફળ ગઇ તે વિષય ઉપર ઠીકઠીક ઊહાપોહ થાય છે. પરંતુ આ દલીલ કરનાર વર્ગ બહુજ સહેલાઇથી ભૂલી જાય છે કે હિંદમાં અને અમેરિકામાં આ બાબતમાં પરિસ્થિતિ કેવળ જુદી જ છે. આપણી સંસ્કૃતિ, ધાર્મિક માન્યતાઓ અને સામાન્ય જનસ્વભાવ, અમેરિકા કરતાં વિશેષ અંશે દારૂબંધીની તરફેણમાં છે.

## સોમરસ વિષેનો ભ્રમ

એમ કહેવાય છે કે પ્રાચીન હિંદમાં ઉચ્ચ વર્ણના હિંદીઓ પણ દારૂ પીતા હતા. આ કથનના આધાર તરીકે જાહેર સમારંભોમાં સોમરસના પાનનો જે ઉલ્લેખ આવે છે તે અવારનવાર ટાંકવામાં આવે છે. આ કથનના પુરસ્કર્તાઓ એમ માની લે છે કે સોમરસ એક જાતનું માદક પીણું હતું. આ માન્યતા કેવળ ભૂલભરેલી છે. વૈદિક સાહિત્યમાં સોમરસનું જે વર્ણન કરવામાં આવે છે તે અનુસાર એક સમૃદ્ધ વનસ્પતિને બે પથરો વચ્ચે છુંદી એમાંથી જે રસ નીકળે તેને સ્વચ્છ ગરમ વસ્ત્ર વડે ગાળી એમાં તાજું દુધ અને મધ ભેળવી જે પોષક પીણું બનાવવામાં આવતું તેજ સોમરસ. આથી ખાત્રી થશે કે સોમરસ એ મદ્યનું કોઇપણ સ્વરૂપ નહોતું તેમ એમાં મદ્યની કોઇપણ નુકસાનકારક નિશાનીઓ પણ નહોતી. અંતમાં દારૂબંધી સફળ થવીજ જોઇએ અને થશેજ સરકારે એને સફળ બનાવવા માટે પુષ્કળ પ્રયાસ કરેલ છે અને કરશેજ. જે જોઇએ છીએ તે છે લોકોનો ક્રિયાશીલ સહકાર અને શુભેચ્છા. *

* શ્રી. એમ. કે. દેશપાંડેના અંગ્રેજી લેખને આધારે

# ધૂપ સળી



ધૂપસળી પોતે અગ્નિમાં બળે છે અને આસપાસના વાતાવરણને સુગન્ધથી ભરી દે છે. સાચી આર્યલલનાનું જીવન-વ્રત પણ ધૂપસળી જેવુંજ હોય છે. આર્ય સ્ત્રી ભલે અંતરથી રિબાય, પણ પોતાના ચારિત્ર્યની સુવાસથી બધેજ પ્રસન્નતા ફેલાવવાનીજ! શાન્તાબેન એક સાચાં આર્યરમણી હતાં. સંજોગવશાત્ દારૂડિયા બનેલ પતિનું જીવન એમણે જાતે બળીને પણ કેવું સુધાર્યું તે જુઓ આ વાર્તામાં.


લેખક :

શ્રી. પીતામ્બર પટેલ

એમ. એ.


**ન**જદીક છતાં કેટલા બધા દૂર! એ તો એકલા મુંબઈની જ બલિહારી છે. વરસોના વરસ રહો તોય તમે તમારા પાડોશીને ન ઓળખી શકો. એનું પુરૂં નામ પણ ન જાણી શકો. અમારા માટે પણ એમજ થયું હતું.

જેમ તેમ કરીને અમે ઘર મેળવ્યું. પાડોશ પણ ગુજરાતીઓનોઃ હતો એટલે સમજાય એવું હતું. પણ મુંબઈમાં તો એક બીજાની સાથે કોઈ બોલે કે ચાલે! એમ તો કેમ ફાવે? એમાંય જેને ચોવીસે કલાક ઘેર રહેવાનું છે એવી સ્ત્રીનો તો વખત પણ કેમ જાય! તારા બહોળા કુટુંબમાંથી આવતી હતી એટલે તેને ઘરમાં એકલાં બેસી રહેવું પણ કેમ ફાવે! એને માટે મુંબઈ નવું હતું. આ માળો નવો હતો. અને મુંબઈનું આ અતડાપણુંય નવું હતું. મને ભય હતો કે તારાને અહીં નહિ ફાવે અને મુંઝાશે. પણ તારાએજ તેની મુંઝવણનો ઉકેલ શોધી કાઢયો. તે માળાનાં બૈરાં-સાથે ઊઠતી બેસતી થઈ ગઈ. થોડા દિવસમા તો બધાંની સાથે ઓળખાણ પણ કરી લીધી. ચીજની આપલે પણ શરૂ થઈ ગઈ. ખરૂં કહું તો મને તારાને લીધેજ માળાનો પરિચય થયો. બૈરાં જેટલી છૂટથી હળતાં મળતાં હતાં, તેનાથી ચોથા ભાગની છૂટથી પણ પુરૂષો ન્હોતા મળતા હતા. એક બીજાની સામે અથડાય તો વધુમાં 'કેમ છો! ... સાહેબજી...' કહીને ચુપ બની જતા. આ રીતે તો કદાચ એકાદ વર્ષ પછીય કોઈની ઓળખાણ ન થાત. પણ તારાને લીધે એક પાત્રનો એવો તો ઊંડો ને વેધક પરિચય થયો છે કે કદીય ભૂલાય નહીં. એના જીવનની સુગંધ હજીય મનને પ્રફુલ્લિત બનાવે છે.

અમારા પાડોશમાં શાંતાબેન અને તેમના

પતિ રામભાઈ રહેતા હતા. નામ તો સારું 'રામ' રાખ્યું હતું, પણ એમનામાં એકેય ગુણનો છાંટો ન હતો. મારે ને રામભાઈને ખાસ બોલવા ચાલવાનો વહેવાર ન હતો પણ તેમના ચહેરા પરથી, તેમના મિજાજ પરથી, તેમની વર્તણૂંક પરથી એમ સ્પષ્ટ દેખાઈ આવતું હતું કે એ ખૂબ ગરમ સ્વભાવના માણસ છે. નાની વાતમાં પણ ચિડાઈ પડે. વાતવાતમાં લાલપીળા થઈ જાય અને ન બોલવાનું બોલી નાખે આવા તેના સ્વભાવને લીધે તો તેમનું શરીર પણ સુકલકડી જેવું રહ્યું હતું. તેમને જોતાં ને પેલી કહેવત યાદ આવતી: 'કમતાકાત ઔર ગુસ્સા બહોત !'

પણ શાંતાબેન તો શાંતાબેન જ હતાં. નામ પ્રમાણે એ શાંત સ્વભાવનાં હતાં. રામભાઈ ગમે તેમ બોલે, અરે મારે-ઝૂડે કરે તોય એ કદી સામે બોલતાં નહીં. બહાર કદી હરફ ઉચ્ચારતાં નહિ એટલું જ નહીં. મારેઝૂડે, અપમાન કરે તોય તે રામભાઈની ઊભા પગે સેવા કરતાં. એવી સેવાભાવી, પતિપરાયણ સ્ત્રી મેં ક્યાંય જોઈ નથી. તેમના મોં પર પવિત્રતાનું તેજ પથરાયેલું રહેતું. તેમને જોઈને નમન કરવાનું મન થાય એવી એ આદર્શ ગૃહિણી હતી.! એમને જોઈને ધૂપસળી યાદ આવતી. તે પોતે જલીને બીજાને સુગંધ આપે.

મહોલ્લાનાં બીજાં બૈરાં એકઠાં થઈ કોઈની નિંદા કરે કે અર્થહીન વાતો કરે, એમાં શાંતાબેન કદી ભળે નહિ. એમને તો એ ભલાં ને એમનું ઘર ભલું. કાં તો છોકરાંને રમાડતાં હોય. કાં તો કંઈ સાફસૂફી કરતાં હોય કાં તો ભરત ગૂંથણ કરતાં હોય કદી ય તેમને નવરાં ન જુઓ! રામભાઈને શું ભાવે છે, શું ગમે છે તેની પૂરી કાળજી રાખે. તેમની તબિયતને અનુકૂળ થાય તેવી રસોઈ કરે. રામભાઈ મોડા આવે તો તે રાહ જોતાં બેસી રહે. રાતના ઉજાગરા કરી રામભાઈ મોડેથી ઊંઘે તોય કંઈ બોલે નહિ. તેમનો પડ્યો બોલ ઝીલી લેવા હમેશાં તે આતુર હોય! આમ છતાં તેમને પતિ તરફથી જ્યારે મારઝૂડ થતી ત્યારે તો ... અમારાથી એમનું દુઃખ જોયું જતું નહોતું.

મારે તો તેમની સાથે બોલવાનો પ્રસંગ નહતો. પણ તારાએ તો કહેલું:

'શાંતા બેન! તમને વગર વાંકે મારે છે તોય તમે કેમ કંઈ કહેતાં નથી!'

'શું કહું બેન! પતિ છે તો મારેય ખરા!'

આવી ગરીબ ગાય જેવી પત્નીને મારનાર પતિને શું કહેવું! ક્યારે તો મનેય રામભાઈને બે શબ્દો સંભળાવી દેવાનું મન થઈ જતું. પણ બોલવાનોય વ્યવહાર નહિ પછી શું થાય!

રામભાઈની શકલ પરથી અને આંખો પરથી એમ લાગતું હતું કે તેમને પીવાની ટેવ હોવી જોઈએ. અને એમાંથી જ એ બગડી જતા હોવા જોઈએ. મેં તારા મારફત શાંતાબેનને પૂછાવ્યું પણ તેમને તો ગોળગોળ જવાબ આપ્યો.

'મને તો એવી કંઈ ખબર નથી.'

બિચારાં શાંતા બેન! જાણે તોય પતિની એ ઢાંકવા એક શબ્દ પણ ન બોલે એમાંનાં હતાં! તેમ તારા સાથે ઠીકઠીક ગોઠી ગયું હતું એટલે મારે ત્યાં બપોરે બેસવા આવતાં, તારા તેમને ત્યાં જતી. એ રીતે શાંતાબેનના સ્વભાવનો સાચો પરિચય થતો ગયો. કેટલીકવાર એવું બને છે કે પરિચય વધતો જાય એમ સામી વ્યક્તિ વિષેનો આદર ઓછો થતો જાય પણ શાંતાબેનની બાબતમાં તો એથી ઊલટું થયું. જેમ જેમ તેમની સેવાની, સ્વાર્થત્યાગની, પતિભક્તિની અને આદર્શની વાતો સાંભળતો ગયો તેમ તેમ તેમના માટેનું માન વધતું જ ગયું.

એકવાર ઓફીસેથી આવ્યો એવો જ તારાએ એ વાત કરી એથી હું છક થઈ ગયો. મારા ગળામાં એ વાત ઉતરતી જ ન હતી. શાંતાબેન જેવી શાંત, નમ્ર અને વિનમ્રતાની મૂર્તિ પતિની સામે ઊંચે સાદે બોલે એ કદી મનાય ખરું! તારાએ તો કહ્યું કે 'મહોલ્લાવાળા ભેગાં થઈ જાય એ રીતે શાંતાબેને રામભાઈને સંભળાવી દીધું! વિચિત્ર તો લાગતું હતું પણ ન જ માની શકાય એવું ય ન હતું. શાંતાબેન મોં પર પ્રસન્નતા લઈને ફરતાં હતાં એ સાચું પણ તેમના ભીતરમાં તો જ્વાળામુખી ધખી રહ્યો હતો એવું શું! હાસ્યની નીચે એ તેમનું દુઃખ, તેમનો સંતાપ અને અસંતોષ દાબી રાખતાં હતાં. પણ ક્યાં સુધી દાબી રાખે! એનીય હદ તો હોવી જોઈએ ને! એમનો સળગી ગયેલો સંસાર જોઉં છું ને મનમાં અરેરાટી થઈ જાય છે: ફૂલના મોહમાં આવાં કેટલાં જીવતર નંદવાઈ જતાં હશે!

શાંતાબેનના પિતા સુખી છે. મોટી પેઢી ચલાવે છે. પોતે સાધન સંપન્ન હોઈ દીકરીને મેટ્રિક સુધી ભણાવી પણ હતી. દીકરીને સુખી જોવાની ઈચ્છાથી તે લગ્ન પાછળ ખર્ચ પણ કરવા માગતા હતા. પણ તેમને મોટાઈનો મોહ હતો. તેમનાથી જે કુળવાન કહેવાય એને કન્યા આપવી હતી. અને કુળના મોહમાં તેમણે રામભાઈને શોધી કાઢ્યા. પણ પરણીને સાસરે આવતા જ શાંતાબેનને ફાળ પડી! પિતાએ કુળના મોહમાં તેમને ક્યાં ઊંડી ખાડીમાં ધકેલી દીધી હતી! રામભાઈમાં ન મળે સંસ્કાર, ન મળે શિક્ષણ કે ન મળે બીજી સંસારની જવાબદારી! શાંતાબેન મૂંઝાઈ ગયાં પણ શું કરે? હવે તો પડ્યું પાનું નભાવવું જ રહ્યું!

રામભાઈ મુંબઈમાં રૂ બજારમાં તારવણીનું કામ કરતા હતા. એમાંથી તે સટ્ટાની લાઈન પર ચડી ગયેલા. કમાવાને બદલે ગુમાવે વધારે. ઘર ખર્ચ પણ શેમાંથી કાઢે? કમાવું તો કંઈ નહિ ને ખર્ચો ભારે! વાત કરે પણ મોટી મોટી! નબળો માટી બૈરાં પર શૂરો! એ કહેવત રામભાઈએ સાચી પાડી! તેણે શાંતાબેનના દાગીના વેચવા માંડ્યા. સટ્ટામાંથી તે જુગાર રમતો થઈ ગયો. અને જુગારીઓની સંગતથી દારૂની લતે ચડી ગયો. પછી તો ગમે ત્યારે આવે. નશામાં ગમેતેમ બોલે. વગર વાંકે શાંતાબેનને મારે ઝૂડે!

આમને આમ શાંતાબેને પાંચ વરસથી નભાવ્યું. તેમને બે બાળક પણ થયાં. તેમને ઊંડે ઊંડે એમ હતું કે રામભાઈની આંખ ઊઘડશે અને તે જાતે પલટાઈ જશે. પણ એ ગણતરી ખોટી પડી. તેમનાથી ન રહેવાયું ને તેમણે વિગતવાર પત્ર તેમના પિતાને લખ્યો. તેમાં તેમણે ખૂબ બળાપો પણ કર્યો હતો. પિતાએ રામભાઈને શિખામણ આપતો પત્ર લખ્યો અને ધંધો કરવાની સલાહ આપી. તે માટે પૈસા જોઈતા હોય તો આપવા તૈયાર હતા, અને નોકરી કરવી હોય તો તે ઓળખીતાને ત્યાં રખાવી શકે એમ હતા. પણ આ પત્રનો અર્થ રામભાઈએ જુદો કર્યો 'તું એ બદમાશની બેટી મને બદનામ કરે! તારો બાપ નોકરી અપાવે ને હું નોકરી કરું! અરે તારા બાપ જેવાને તો હું નોકરીએ રાખું તેમ છું...' અને ઉશ્કેરાટમાં આવી, 'તું મારા ઘરની આડી ખાય છે....' કહી શાંતાબેનને લગાવી દીધી.

આ વાતની શાંતાબેનના પિતાને ખબર પડી એટલે તેમણે દર મહિને પૈસા મોકલવા માંડ્યા. આ રીતે તે પોતાની ભૂલનું પ્રાયશ્ચિત્ત કરતા હતા. પણ રામભાઈ એ પૈસા ઘરખર્ચમાં વાપરવાને બદલે જુગારમાં ખોઈ આવે. ઘેર આવી શાંતાબેન પાસે પૈસા માગે. શાંતાબેન શું કરે? તેમણે એકવાર ધીમેથી કહ્યું.

'તમારું શરીર સારું રહેતું નથી તો આરામ કરો. શું કરવા દોડધામ કરો છો?'

ત્યાં તો રામભાઈ ધુરકી ઊઠ્યા:

'હું તે કંઈ આવ્યો છું તે ઘરમાં બેસી રહું? તારો બાપ પૈસા મોકલે છે એટલે ચાંપલાશ કરતી હોઈશ? એ પૈસા મોકલી ઉપકાર કરતો હોય તો ન કરે: મારામાં કમાવાની હિંમત છે.'

શાંતાબેનને આ હાડોહાડ લાગી ગયું! પાંચ વરસથી તો પૈસા આવ્યા કરે છે. દાગીના પણ વેચી નાખ્યા તોય કેવું બોલે છે? એ કોને કહે છે? તેમને નહોતું કહેવું તોય નારા આગળ કહેવાઈ ગયું:

– 'બેન, બાપના પૈસે ઘર ચલાવવું પડે છે એ ગળું કાપવા જેવું લાગે છે. પણ શું કરું? એ કમાય નહિ... છોકરાંને શું ખવરાવું? એ કમાતા નથી ત્યાં રોજ આ ઓશિયાળા બને! અને આવું કેટલા દિવસ ચાલશે? કાલ ઊઠીને મારા બાપા નહિ હોય તો મારો સંસાર કેમ ચાલશે?

અને ચાર દિવસેય નહિ થયા હોય ને રામભાઈએ સટ્ટામાં હજાર રૂપિયા ગુમાવ્યા. ને આવતાંજ કહે–'લાવ ઊઠ! તારી બંગડી કાઢી આપ!'

દર વખતે તો શાંતાબેન કચવાતા મને કંઈનો કંઈ દાગીનો કાઢી આપતાં. પણ બંગડીની વાત આવી એટલે તેમણે ઘસીને ના પાડી. તેમને આ સ્થિતિનો અંત આણવો હોય એમ સંભળાવી દીધું:

'મારી બંગડીઓ શા માટે આપું? તમે કહેતા હતા ને કે મારામાં કમાવાની હિંમત છે તો કમાઈને ભરી દેજો.'

રામભાઈ આવું સાંભળી રહે?

'તું મારી સામે બોલે? હાડકાંજ ન ભાંગી નાખું' તારો બાપ પૈસાદાર છે એટલે તું કંઈ દબાઈ જઈશ'

અને ઊઠીને સોટી લઈને શાંતાબેનને મારવા લાગ્યા. શાંતાબેન વિફર્યા હતાં. તેમણે સોટી ખેંચીને એક બાજુ ફેંકી દીધી.

બૈરા પર હાથ ઉપાડતાં શરમ નથી આવતી! કમાવવાની તો હિંમત નથી ને પાછા મારવા આવે છો! તમારાથી નોકરી ન થતી હોય તો મને કહો. હું નોકરી કરીશ. આ તમને કહી દીધું; હું મારા બાપને ત્યાંથી પૈસા નથી મંગાવવાની. તમારે ઘર ચલાવવું હોય તો કમાજો ને છોકરાંને ખવડાવજો.'

'મારે તારું ડહાપણ સાંભળવું નથી. ચાંપલાશ કરવી હોય તો તારા બાપને ત્યાં જઈને કરજે ચાલ ... ઊઠ ... અહીંથી ચાલતી પકડ !

'શા માટે ચાલતી પકડું ! આ મારું ઘર છે. તમારે જવું હોય તો ચાલ્યા જાઓ. હું તો મારાં છોકરાંને મજૂરી કરીને પણ મોટાં કરીશ.

રામભાઈની કલ્પનાજ ન્હોતી કરી એવા શબ્દો સાંભળીને ઊભો ઊભો છક્ક્જ ગયો. બાકી રહી જતું હતું તે પણ શાંતાબેને સંભળાવ્યું;

આ વાત પણ સાંભળી લ્યો. જો પીને ઘેર આવશો તો હું બારણું નહિ ઉઘાડું. મારે મારા બાળકો પર દારૂડિયા બાપના સંસ્કાર નથી પડવા દેવા.

આ સાંભળીને તો માળાના બૈરાં એકઠાં થઈ ગયાં. રામભાઈ શાંતાબેનને મારવા જતા હતા ત્યાં તારા વચ્ચે પડી. રામભાઈ ધુંવાપૂવાં થતો ચાલ્યો ગયો.

પણ એ દિવસે શાંતાબેન ન તો રડયાં કે ન તો મૂંગાં રહ્યાં. એથી સૌને નવાઈ લાગી.

તારાએ મને બધી વાત કહી ત્યારે મનેય નવાઈ લાગેલી. પાછળથી શાંતાબેનને જે સહન કરવું પડ્યું ? તો ક્યાં ગણાવા બેસું! પણ આખરે તેમની જીત થઈ.

અને આજે એ પ્રસંગે રામભાઈના જીવનમાં કેવું પરિવર્તન લાવી દીધું છે! રામભાઈને અંતરમાંથી ઠપકો મળ્યો. લોકલાજથી પણ તે ડર્યો, તેને તેની ભૂલ સમજાઈ તેણે દારૂ છોડયો, સટ્ટો જુગાર છોડી નોકરીએ વળગ્યો. અને એક વર્ષમાં તો શાંતાબેનનો સંસાર સુધરી ગયો.

હવે નથી રામભાઈ શાંતાબેનને મારઝૂડ કરતા કે નથી ધમકાવતા. બંને પતિપત્ની સાથે મળી બાળકોને હસાવે છે...કલ્લોલ કરે છે. દારૂની લત છૂટી જતાં રામભાઈ જાણે પશુમાંથી માનવી બન્યો આજે એ પોતેજ એકરાર કરે છે કે સારું થયું કે શાંતાએ નીડરતાથી મને સંભળાવી દીધું અને મારી આંખ ઉઘાડી.

શાંતાબેનનો વિચાર કરું છું ને મારું માથું માનથી ઢળે છે. એ આર્ય સ્ત્રીએ પોતાની જાતને જલાવીને તેના સંસારને મઘમઘાવ્યો. પોતે ધૂપસળીની પેઠે બળીને ઘરમાં સુગંધ ફેલાવી! આવી સંસારની શોભા જોઈ કોની આગળ કોનું માથું ન નમે!



**નશો બહુજ બૂરી ચીજ છે; નશો આપણને જે મસ્તી આપે છે તે ભવિષ્યની જીવન શક્તિમાંથી ચક્રવૃદ્ધિ વ્યાજે ઉછીની લાવેલી ક્ષણિક શક્તિનો ઉભરો હોય છે અને તેનું પ્રતિકાર્ય ભયંકર, વિનાશક અને કરુણ હોય છે.**

# માદક પદાર્થોનું સેવન

:લેખક:
શ્રી. શાન્તિલાલ સો. ઠાકર
એમ. એ. બી. ટી.

આપણે જો માનવજાતિના ઇતિહાસ તરફ નજર નાખીશું, તો આપણને જણાશે કે માનવસંસ્કૃતિએ માણસની અધોગામી વૃત્તિઓને ઉન્નત અને સૂક્ષ્મ બનાવવાનો જે પ્રયત્ન કર્યો છે, તેને જ આપણે ધર્મ, નીતિ, અનેક લલિત કલાઓ, કાયદો, સાહિત્ય, કવિતા વગેરે નામથી ઓળખીએ છીએ. માણસમાં પોતાની ચિત્તવૃત્તિને કાબૂમાં રાખવાની જે અશક્તિ છે, તેમાંથીજ કામ, ક્રોધ, લોભ, મોહ, ઇર્ષ્યા, અસૂયા, વેર ઝેર, ખૂનામરકી, યુદ્ધ વગેરે અનિષ્ટો જન્મે છે. અને જ્યારે આ અધોગામી વૃત્તિઓ સંગઠિત રૂપે, સામાજિક રૂપે, રાષ્ટ્રીય રૂપે વિશાળ પાયા પર પ્રવૃત્તિ કરે છે, ત્યારે માનવજાતિને માથે એ ભયંકર આફત રૂપ બની જાય છે. માણસને અસંયમિત ચિત્તમાંથી પ્રસન્નતાનો અને સ્વસ્થતાનો કુદરતી આનન્દ મળતો નથી હોતો; એટલે તે મદ્યપાન, દારૂ, અફીણ, ગાંજો, ભાંગ, ચરસ, વગેરે માદક, ઉત્તેજક પદાર્થોનો નશો કરી કૃત્રિમ મસ્તી, કૃત્રિમ બળ અને કૃત્રિમ બેફિકરાઇ મેળવવા પ્રયત્ન કરે છે. એટલેજ આપણને ઋગ્વેદના સમયમાં સોમરસનું પાન નજરે પડે છે, ચીનમાં અફીણે ઘર ઘાલ્યું જોઇએ છે, યૂરોપ અને અમેરિકામાં સુરાપાન અને સિગરેટ સામ્રાજ્ય ભોગવે છે, ઇરાનમાં દ્રાક્ષાસવે સુફીવાદ અને પ્રણયમસ્તીનાં ધૂમ્રમય વાદળ રચ્યાં છે, આધુનિક સમયમાં પણ સ્થળે સ્થળે આપણે અફીણ, ગાંજો, ચરસ, કે કોકેનનો વપરાશ જોઇએ છીએ.

## માનસ શાસ્ત્રની દૃષ્ટિએ —

આ વ્યસનોની પાછળ જો આપણે માનસશાસ્ત્રની દૃષ્ટિએ નિરીક્ષણ કરીશું, તો માલમ પડશે કે અપૂર્ણતા-માંથી પૂર્ણતા તરફ પ્રગતિ કરતો માનવી અસંયમિત ચિત્તવૃત્તિને સંયમિત કરવા મથી રહ્યા હોય છે. સંસારની ચિંતા. ઉપાધિ, અશક્તિ, કૌટુંબિક વિટંબણાઓ, ગરીબાઇ, સામાજિક અપમાન — આ સઘળું તે માનવી ભૂલી જવા માટે નશો કરતો હોય છે. કેટલીક વાર બહુ વિલાસમાં ડૂબી ગયેલા ધનિક લોકો નબળી પડી ગયેલી શિથિલ ઇન્દ્રિયોને ફરીથી વિલાસમાં પ્રયોજવા માટે, કૃત્રિમ ઉત્તેજના ખાતર માદક પદાર્થોનું સેવન કરે છે. આ કેફી પદાર્થો જ્ઞાનતંતુઓને બહેરા કરી નાંખે છે, અને થોડાક સમયની આત્મવિસ્મૃતિના આનંદપ્રદ ખાડામાં માણસને ગબડાવી મૂકે છે પરિણામે સારાસારનો વિવેકદીપ હોલવાઇ જાય છે, અને સામાન્ય ભાનદશામાં તે જે કામ કરતાં શરમાય, એ કામ તે નશામાં કરી બેસે છે. પરિણામે જીવન પર્યન્ત પસ્તાવું પડે તેવાં કુકૃત્યો પણ નશાબાજ માણસ કરી નાંખે છે. ટૂંકામાં, થોડા સમય માટે ઇન્સાનિયત-માંથી હેવાનિયતમાં સરી પડવા માટે જ માણસ દારૂનો નશો કરે છે. વિવેકભ્રષ્ટ થયા પછી તે વડીલોનું અપમાન કરી શકે છે, બેન પત્નીનો ભેદ ભૂલી જાય છે, નિર્દોષનું ખૂન કરી શકે છે, ચોરી કે લુંટફાટ કરતાં જરા પણ આંચકો અનુભવતો નથી, જ્ઞાનતંતુઓ બહેર મારી ગયેલા હોવાથી કામવૃત્તિનું સેવન યાંત્રિક રીતે ઉત્તેજનાની અસર નીચે, વધારે નફ્ફટાઇથી, વધારે લાંબો સમય અને વધારે ક્રૂરતાથી કરી શકે છે. પરિણામે એવો પણ એક ભ્રમ પેદા થાય છે કે દારૂ માણસમાં ધૈર્ય, હિંમત, શક્તિ અને સાહસ સિંચે છે!

## ઉત્તેજનાનું પરિણામ

પણ આપણે એક વાત ખાસ યાદ રાખવી જોઇએ કે નશો જે મસ્તી, ખુમારી, બળ અને સાહસ આપે છે તે ઉત્તેજનાનું પરિણામ હોવાથી, કૃત્રિમ હોવાથી અને અલ્પજીવી હોવાથી, અંતે માણસને વધારે નિરાશ, ખિન્ન, નિર્બળ અને બાયલો બનાવે છે. નશો આપણને જે મસ્તી આપે છે. તે ભવિષ્યની જીવનશકિતમાંથી ચક્રવૃદ્ધિવ્યાજે – અરે પઠાણી વ્યાજે ઉછીના લાવેલી ક્ષણિક શકિતનો ઉભરો હોય છે. તેનું પ્રતિકાર્ય ભયંકર, વિનાશક અને કરુણ હોય છે. દારૂડિયા માણસનું હૃદય ખવાઇ જાય છે. જ્ઞાનતંતુઓ શિથિલ, છિન્નભિન્ન અને કોવાએલા બની જાય છે. શરીર નિઃસત્ત્વ બની જાય છે. અને પ્રાણુશકિતમાં અમુક સમય પછી ભારે ઓટ આવે છે. પરિણામે તેનું આયુષ્ય ઓછું થાય છે.

હિંદુધર્મમાં વામમાર્ગે અને તંત્રશાસ્ત્રોએ દારૂનું નૈવેદ્ય માતાજીને ધરાવી, ભકતોને લેવાની છૂટ આપી છે. તે પણ આજ માનવ નિર્બળતાનું પ્રદર્શન છે.

## ભ્રામક પ્રતિષ્ઠા

ફારસી સાહિત્યમાં, સુફીવાદીઓની ખુમારીભરી કવિતામાં, ઓમર ખય્યામની રૂબિયતોમાં જે સુરાનું વર્ણન છે તે કેટલીક વાર આધ્યાત્મિક આનંદ હોય છે, અને કેટલીક વાર ખરેખરો ભૌતિક દારૂ હોય છે. શ્રીકૃષ્ણના મોટા ભાઇ હલધારી બળભદ્ર પણ પોતાની પત્ની રેવતીના મુખચન્દ્રનું જેમાં પ્રતિબિંબ પડયું છે તેવી દારૂની પ્યાલી લેતા એવું વર્ણન છે. યાદવો તો દારૂના નશાબાજ હતા, અને તેમાંજ તેઓ આપસઆપસમાં લઢી ખુવાર થઇ ગયા તે ઐતિહાસિક દષ્ટાંત પ્રસિદ્ધ છે. કાલિદાસ પણ પોતાનાં કાવ્યોમાં ઘણીવાર પ્રેમક્રીડાનાં વર્ણનોમાં સુરાપાનનો ઉલ્લેખ કરે છે. પણ આવી રીતે દારૂને સાહિત્યમાં ખોટી પ્રતિષ્ઠા મળવાથી સામાન્ય અજ્ઞાની જનતા ભોળવાય છે, દારૂમાં કોઇ વિશેષ ગુણ છે એમ માનતા થઇ જાય છે, અને ખોટા અનુકરણમાં ફસાઇ દારૂની બદીના બંદીવાન બને છે. માટે આઝાદ ભારતના સાહિત્યસર્જકો તથા કવિઓએ દારૂના દેવને અપાએલી આ ભ્રામક પ્રતિષ્ઠા પરથી તેને પદભ્રષ્ટ કરવો જોઇએ.

દારૂના નશાથી જે ઘસારો જ્ઞાનતંતુઓને પડે છે, તેને પરિણામે તે માણસની જીવાદોરી ટૂંકાય છે. કૃત્રિમ નશો કરી, વિવેક શકિતને બહેર મારી નાંખી, ચિંતાઓને ભૂલી જવી અથવા સાહસકર્મ કરવું, અથવા કામવાસનાનો ઉપભોગ કરવો, તેના કરતાં તો મન પર કાબુ રાખી ચિંતાથી અસ્પૃષ્ટ રહેવું, અથવા પાકો વિચાર કરી યોગ્ય શૌર્યકર્મ કરવું અથવા સંયમિત જ્ઞાનતંતુઓથી ધર્મ પ્રમાણે કામકલાનો રસિક ઉપભોગ કરવો તે હજારગણું સારૂં છે. તેમાં જ માનવીની પ્રગતિ છે, દીર્ધાયુષ્ય છે, મનનો સાચો અને સ્થાયી ઉલ્લાસ છે, તંદુરસ્તી છે, આધ્યાત્મિક વિકાસ છે, ધર્મ-નીતિ-કલા-સાહિત્ય આદિ માનવ સંસ્કૃતિની પ્રવૃત્તિઓની સફળતા છે

## એ કમનસીબ જીવન !

વળી દારૂડિયા માણસના જીવનનું રેખાદર્શન કરીએ, તો પણ આપણને કરુણા અને ગ્લાનિ ઉપજે તેવું તે હોય છે. તેનાં છોકરાં પિતાનો પ્રેમ શું ચીજ છે તે અનુભવતાં હોતાં જ નથી. તેની પત્ની રાતના બાર વાગ્યા સુધી, ભૂખ્યે પેટે, તેની રાહ જોતી બારણા આગળ, ખિન્ન વદને, ઊભી હોય છે. તે કાં તો ઘેર જતો જ નથી. અને જાય છે તો કોઈપણ જાતના ગુન્હા વગર તે પોતાની સુશીલ સ્ત્રીને મારપીટ કરે છે. તેના મુખમાં દારૂની બદબો અને ગામના અપશબ્દો હોય છે. તેના કપડાં ફાટેલાં અને મેલાં હોય છે. તે નશામાં ગટરમાં પડી ગયેલો હોવાથી, તેનાં કપડાં તથા શરીર ગંદા બની ગયેલાં હોય છે. કોઇ તેનો વિશ્વાસ કરતું નથી. કોઇ તેને પૈસા ધીરતું નથી. પોતાના જેવા નશાબાજ કુમિત્રોની સોબતમાં સનમ, શરાબ અને સાકીની મહેફીલોમાં તેણે એટલા બધા પૈસા ખરચી નાંખ્યા હોય છે કે તેનાં ઘરખેતર ગીરો મૂકાયાં હોય છે, તે દેવામાં ડૂબી ગયો હોય છે. સમાજમાં કે નાતમાં તેની પ્રતિષ્ઠા રહેતી નથી, કોઈ તેના છોકરાને કન્યા આપવા તૈયાર થતું નથી, કે તેની છોકરીને પોતાના છોકરા સાથે પરણાવવાની ઇચ્છા દર્શાવતું નથી. તેના પગ લથડિયાં ખાતા હોય છે, તેની આંખો લાલચોળ અને બિહામણી હોય છે, તેની નસો તગતગે છે, તેનું શરીર કંગાલ જેવું હાડપિંજર બની જાય છે. તેની પત્ની જેવી કરૂણાજનક દુર્દશા ભાગ્યેજ બીજા કોઇની હોય છે, તે કામ કરી શકતો હોતો નથી. પરિણામે એક માણસની શકિત જેટલું ઉત્પાદન કરી શકે તેટલી દેશને ખોટ સહન કરવી પડે છે. તેવા ઘણા દારૂડિયા દેશમાં હોય તો, તે દેશની ઇજ્જત આંતરરાષ્ટ્રિય જગતમાં

ઘટી જાય છે. એકવાર દારૂના દૈત્યના ફાંસલામાં પડેલો માણુસ જલ્દીથી છૂટી શકતો નથી. એક ચીની કહેવતમાં બરાબર જ કહ્યું છે કે– "પહેલી વાર માણુસ દારૂ પીવે છે, બીજી વાર દારૂ દારૂ પીવે છે, પણુ ત્રીજી વાર દારૂ માણુસને પીવે છે." અર્થાત્ જેમ જેમ માણુસ દારૂ પીતો જાય છે, તેમ તેમ દારૂની પકડ તેના પર વધતી ચાલે છે, અને છેવટે તે દારૂના વ્યસનનો પૂરેપૂરો ગુલામ બની જાય છે.

### બદીથી મુક્ત બનો

આ ઉપરથી આપણે જોયું કે દારૂનું વ્યસન મહાન અનિષ્ટ ઉપજાવનારૂં અને ખતરનાક છે. કવિતા અને સાહિત્યમાં તેને અપાયેલું સ્થાન ખોટું અને ભ્રામક છે. જૂના સમયથી અનેક દેશોમાં મળી આવતી તેની હાજરી અપૂર્ણુતા અને માનવસુલભ નબળાઇની નિશાની છે. તેનો સંપૂર્ણુ ત્યાગ કરવામાં જ માનવ સંસ્કૃતિના ઉન્નતકારી પ્રયત્નોની સફળતા છે, ધર્મ-કલા નીતિ-સાહિત્યની કૃતાર્થતા છે, અને તે બદીથી મુક્ત રહેલ-પુરુષજ તંદુરસ્ત, આનંદી, દીર્ઘાયુષી, ઉપયોગી નાગરિક બની પોતાને અને દેશને ફાયદો કરી જાય છે, અને કુટુંબને પણુ સુખી બનાવે છે. માટે દારૂના દૈત્યને હણાવવો તે દરેક માણુસની ફરજ છે.

## મુજને ગમી ગયો

આજ મને તું ગમી ગયો ... ... ... ...
નાની શી' મુજ કીકીમાં તો, આજ હવે તું વસી ગયો
હરિવર મુજને ગમી ગયો.

હૈયા કેરી વાત ન-જાણું, જાણું હું ના-રીતિ
તો ય ન જાણે જાગે ક્યાંથી તુજ માટે આ પ્રીતિ!
અણુસમજુ આ મુજ જેવાને આજ હવે તું ગમી ગયો
હરિવર મુજને ગમી ગયો.

શ્રદ્ધા નાના– ફુલ કદિ મેં ખિલતાં દીઠાં આંખે
કે દીઠાં–ના તુજ ધામોને ભક્તિની મેં પાંખે
હાય છતાં જાગે છે ક્યાંથી ઝંખનની આ મીઠી યાદ?
અબુધ એવા મુજ કંઠે કાં' જલતી રહેતી તારી પ્યાસ?

યાદ ન જાણું, પ્યાસ ન જાણું, જાણું છું હું એકજ વાત
નાની શી' મુજ કીકીમાં તો આજ હવે છે ત્હારો વાસ!
અણુસમજુ આ મુજ જેવાને આજ હવે તું ગમી ગયો
હરિવર મુજને ગમી ગયો!

રજનીકાન્ત દલાલ

# ઘરનું ભાડું

પ્રયોજક:
શ્રી. હરીશ નાયક

બહાર આંધી ચાલી રહી હતી. પવનનું એક મોજું જબરજસ્તીથી બારીની અંદર ઘુસી આવ્યું. બારી અથડાઇ અને ખનનન કરતાં બારીના કાચ તૂટી ગયા. ઓરડામાંનો બધો સામાન વેરવિખેર થઇ ગયો. દિવાલ પરથી તસ્વીર નીચે પડી અને ભાંગી ગઇ, ટેબલ પરથી કાગળીઆ ઊડી ઊડીને ઓરડામાં આમતેમ વીખરાઈ જવા લાગ્યા, ચોપડીનાં પાનાં ફરફર ફરફર ઊડવા લાગ્યાં. પણ આરતી ઊઠી નહિ. ચુપ બેઠી બેઠી એ જોઇજ રહી. જાણે આંધી એની રજા લઇનેજ આવી હતી, અને ગમે તેવી અવ્યવસ્થા કે ઉન્માદ મચાવી મુકે, નાના બાળકની જીદની જેમ તે ક્ષમ્ય હતું. આરતી ઓરડાની બહાર જોઇ રહી હતી.

'શું જોઇ રહી છે આરતી? આંધી આવી છે આંધી!' તારા બારીઓના ફેંકાવાનો અવાજ સાંભળી ઓરડામાં દોડી આવી. બહેનને ચુપ બેઠેલી જોઇને તે જરા નવાઇ પામી.

'કોઇ યાદ આવી ગયું કે શું, આરતી?'

તારાએ શાંત પાણીમાં પથરો ફેંકી તો દીધો પણ તેણે ધાર્યું હતું તેવું હાસ્ય જવાબમાં ના મળ્યું. ગંભીરતાનું સામ્રાજ્ય અટલ રહ્યું.

'શું થયું છે તને આરતી?' બારીઓ બંધ કરતી તારા બોલી.

'કંઇ નથી થયું. તું મને છેડીશ નહિ અત્યારે, અને બારીઓ પણ ઉઘાડીજ રહેવા દે'

તારાએ ફરીથી બારીઓ ઉઘાડી નાંખી.

'હવે તું જતી રહે'

તારા મોં મચકોડી જતી રહી. આરતી એક પલંગ પર સુઇ ગઇ. સામેની બારીમાંથી પવનનું એક મોજું આવ્યું અને એના વાળ અદ્ધર ઊડી રહ્યા. વાળ ઉડી ઉડી ને ચહેરાપર આમતેમ ફેલાવા લાગ્યા. વાદળની અંદર પાણીનાં ટીપાં પણ હોય છે. આરતીની આંખોમાં પહેલાંજ બે ટીપા દેખાયાં. એક તોફાન આરતીના મનની અંદર પણ ચાલી રહ્યું હતું. આરતી વિચારી રહી હતી—આવી જ એક આંધી પહેલાં પણ આવી હતી, જેમાં ઘસડાઇ જઈ તે કેટલી દૂર જઈને પડી હતી! જીવનમાં શું ફરીથી આવાપાછા નથી થવાતું: આ આંધી એની એજ જગાએ એને નહિ લઇ જાય?

**પુરાં ચાર વર્ષ પછી આરતીએ એના જૂના ઘરમાં પગ મુકયો. એજ કહેરો, એજ દરવાજો, એજ બારીઓ અને એજ લીમડાનાં ઝાડની ઝુકી રહેલી લીલીછમ ડાળીઓ! પણ એક વાર તરછોડાયેલો દેવતા ક્યાં?**

વાદળના ટુકડાઓ જે આરતીના હૃદયની આસપાસ ભેગા થઈ રહ્યા હતા, તે અથડાઇ પડતાં વરસી પડ્યા, આરતી પથારી અને તકિયાને આંસુઓથી પલાળવા લાગી.

આંધીમાં વિશાળ વટવૃક્ષોને જડથી ઉખાડી નાખવાની તાકાત હોય છે, ત્યારે આરતી તો એક કમજોર દિલની સ્રી હતી! એક સતેજ ધક્કોજ બસ

હતો. પુરાણી સ્મૃતિઓ જાગી ઊઠી, ઘા ફરીથી લીલા થઇ ગયો. આંધીએ પોતાનું કામ કરી દીધું, ચાલી ગઇ. આરતી પથારીમાં પડી પોતાના ભૂતકાળના દિવસોને આંસુઓના પડળની વચ્ચેથી જોતી હતી.

જાણે હમણાં જ બધા પ્રસંગો બની રહ્યા હોય એમ તે જોવા લાગી. આંખો ઉઘાડી હતી, ભૂતકાળ સામે હતો. આવી જ એક આંધી આવી હતી પણું એકલી નહિ, વર્ષાને ગોદમાં બેસાડીને લાવી હતી. ઝાડનાં પાંદડાં પાણીમાં પલળીને હલી રહ્યાં હતાં, પવન એને વાર વાર હેરાન કરતો હતો. માળાઓમાં પક્ષીઓનાં જોડાં ધીમી ધીમી કિકિયારીઓ પાડતાં હતાં. આંબાની ડાળ પર કોયલ ટહુકા કરી રહી હતી. 'કુ...ઉ કુ...ઉ'

આરતી બારણા આગળ ઉભી રહી પ્રકૃતિને સ્નાન કરતી જોઇ રહી હતી. દુનિયા પલળી રહી હતી. પશુ પક્ષી, પલ્લવ પુષ્પ, નરનારી, અને શિશુ બધાં રસમાં તરબોળ હતાં. એક સળગી રહી હતી ફક્ત આરતી. આંધી અંધકાર અને વરસાદ ત્રણે મળી રાત્રિની ભયાનકતામાં વધારો કરી રહ્યાં હતાં.

આ વખત કોઇની રાહ જોવાનો છે? આરતીની નજર ગઇ, સામે ઉભેલી પાણીથી પલળીને નીતરતી વ્યક્તિની તરફ. તે બીજું કોઇ ન હતું, એનો પતિ જ હતો. 'દેવતા' આરતી વ્યંગમાં કહેતી. દેવતાની આંખો લાલ હતી ગુસ્સાને લીધે કે કોઇ તેજ મિશ્રણ લીધે? નહિ, એ બન્નેના મિશ્રણથી. મોઢામાંથી ખૂબ દુર્ગંધ આવી રહી હતી. આરતી એકદમ પાછળ ખસી ગઇ.

'લાવ, કંઇ આપે છે કે નહિ?'

આરતી જોઇ રહી, ચુપચાપ એકીટશે.

'કંઇ ખાવા આપ'

આરતી બોલી નહિ.

'ગુસ્સો ના કર, થોડા પૈસા આપ'

આરતીના હોઠ કોઇએ સીવી દીધા હતા. દેવતાનો ગુસ્સો વધ્યો. તે આરતીની પાસે ગયો. આરતી ડરી નહિ. શાંત ઉભીજ રહી. દારૂડીઓ આગળ તો વધ્યો પણ બીજીજ ક્ષણે બારણાને લાત મારી; 'ફડાક' ઉઘાડી, અંદર જતો રહ્યો. કબાટ ઉઘડવાનો અવાજ આવ્યો.

આરતી ધીરે ધીરે જઇને પાછળ ઉભી રહી. ખૂબ નિર્દયતાપૂર્વક આલમારીની ઝડતી લેવામાં આવી. દેવતાની આંખો શોધી રહી હતી પૈસાને, પણ ક્યાંય કંઇ નહિ મળ્યું. નિરાશા ક્રોધમાં પરિવર્તિત થઇ ગઇ.

'ક્યાં સંતાડ્યા છે?'

'ઘરમાલિક ભાડું માગતો હતો.' આરતીએ જવાબ આપ્યો, પણ એ કંઇ સવાલનો જવાબ હતો? દેવતાએ સાંભળ્યું નહિ.

'ચાર મહિનાથી ભાડું ચડે છે ...'

સાંભળવા છતાં જાણે બહેરો હોય એમ તે ઉભો રહ્યો.

'આ મહિને ભાડું નહિ આપો તો ઘર ખાલી કરવું પડશે.'

'સાંભળ્યું', સાંભળ્યું', સાંભળ્યું'

'તો પહેલાં એની ગોઠવણ કરો. હું દિવસો સુધી ભૂખી રહેવા તૈયાર છું પણ મારાથી આ અપમાન સહન નહિ થાય.'

'તો ચાલી જા ક્યાંક'

'ચાલી જાઉં'... ક્યાં ચાલી જાઉં?'

'મકાન માલિકની પાસે ...'

આરતીને કોઇએ મર્મ તમ્મરથી ફૂંકી દીધી.

'હા હા, ચોંકે છે શા માટે? હું જ્યારે નથી હોતો ઘરમાં, ત્યારેજ ભાડું માંગવા આવે છે. મને ખબર છે. બધી ખબર છે. ચાલી જા ઘરનું ભાડું તો વસુલ થશે. ઉપરથી ઇનામ પણ મળશે ... હા હા.'

શું ગમે તેમ બોલો છો? હોશમાં આવીને વાત કરો!

'ખોટું કહું છું! હા ... હા ... કમબખ્તના તકાદાથી તો જાન સલામત રહેશે, હા ... હા ... બોલ જઇશ?'

આરતી પર જાણે વીજળી પડી. શરમનો માર્યો ચહેરો લાલ લાલ થઇ ગયો, આંખો ગુસ્સાથી લાલ લાલ થઇ ગઇ,

# સ્વશાસનનો પાયો



લેખક
શ્રી. ઠાકરરાય હ. બૂચ
બી એસસી. એલએલ. બી.
એડવોકેટ (ઓ. એસ.)

## ગ્રામપંચાયત-ધારાની રૂપરેખા

૨૬ મી જાન્યુઆરી ૧૯૫૦ ને દિવસે હિન્દને પ્રજાતંત્રવાદી સ્વતંત્રદેશ. બંધારણની રૂએ જાહેર કરવામાં આવનાર છે. હાલના જમાનાના પશ્ચિમના દેશોનાં પ્રજાતંત્રવાદી બંધારણોમાં આલેખાયેલા સિદ્ધાંતો ઉપર આપણું બંધારણ રચાયેલું છે. આ હકીકતથી સાધારણ રીતે એમ જ મનાય કે આપણો દેશ પ્રજાતંત્રવાદના બીજા દેશોમાં પ્રચલિત વિચારોનું અનુસરણ કરે છે. અમુક અંશે આ હકીકત ખરી પણ છે. બસોએક વરસો અંગ્રેજ રાજ્યનાં ગયાં તેમાં આપણે અંગ્રેજી ચશ્માથી કેટલીક વસ્તુઓ જોવા લાગ્યા. તે ગાળા દરમ્યાન પશ્ચિમના સ્વતંત્ર દેશોમાં પ્રજાસત્તાનો સાંસ્કૃતિક વિકાસ થયો હતો તેથી આજે પ્રજાસત્તાની રાજ્યપદ્ધતિ જે બીજા દેશમાં પરિપક્વ બનેલ છે તેના લાભ આપણે સહેજે લઇ શકીએ છીએ. પણ મૂળભૂત વસ્તુસ્થિતિનો આપણે ખ્યાલ મેળવવો હોય તો આપણા દેશની રાજ્ય પદ્ધતિ, ગ્રામ-સમાજની રચના, લોકોના વ્યવહાર અને વ્યવસ્થા— એ બધાંનો ઇતિહાસ તપાસવો જોઇએ. અને એ ઇતિહાસ તપાસીશું તો જણાશે કે બ્રિટિશ રાજ-સત્તાનો સમય બાદ કરીએ તો તે પૂર્વે હિન્દમાં અનાદિ કાળથી પ્રજાતંત્રવાદી સ્વતંત્ર ગ્રામપંચાયત-રાજ્ય સ્થાપિત હતું. છેક વેદકાળમાં તે સમયને અનુરૂપ સમાજવ્યવસ્થા એવી હતી કે બધાં માણસો એકત્ર થાય, એકત્ર વિચાર કરે, અને એકત્ર અવાજ કરે. આપણો દેશ ખેતીપ્રધાન હોવાથી નેવું ટકા જેટલી વસ્તી ખેડુતોની છે. તેની સુખાકારી સગવડ અને ન્યાય તરફ લક્ષ રાખવાનું કામ ગ્રામજનોની પંચાયતો રાખતી. વેદકાળથી માંડી મુસલમાન અને મરાઠા રાજ્યના સમય દરમ્યાન ગ્રામપંચાયતો ઘણું મહત્વનું સ્થાન ભોગવતી હતી તે સૌ કોઇ જાણે છે. તેમના પ્રત્યેની લોકોની ભાવના એટલી તો દૃઢમૂળ હતી કે રાજસત્તા પણ ગ્રામપંચાયતોમાં રહેલા તત્ત્વનું અહર્નિશ પાલન કરવાની ફરજ સમજતી.

### સ્વયંસંપૂર્ણ નાનાં રાજ્યો

આપણાં ગામડાંમાં લોકોનું સામુદાયિક જીવન એકત્ર કરતી, લોકોનું જીવન સુખાકારી વાળું, સારૂં, સહકારમય, કેળવણીવાળું, વ્યવસાયી, ઉદ્યોગી અને સમૃદ્ધ બને તેની જવાબદારી ઉપાડી લે અને પાર પાડે તેવી જવાબદાર સંસ્થા ગ્રામપંચાયત છે એમ આપણો ઇતિહાસ બતાવે છે. એક પ્રખ્યાત અંગ્રેજ રાજ્યપુરુષના શબ્દોમાં કહીએ તો આ ગ્રામપંચાયતો સ્વયંપૂર્ણ નાનાં નાનાં રાજ્યો છે.* પરંતુ કાળ વીતતાં અંગ્રેજી હકુમતની કેન્દ્રીકરણની નીતિને લીધે પંચાયતો માત્ર નામની જ રહી. ગામના પૈસા અને ગામની સત્તા લોકોના હાથમાંથી ઝૂંટી લેવામાં આવી. પંચાયતનું તેજ અને કાર્યશક્તિ ધીમે ધીમે ઝાંખી થતી ગઇ.— આથી ગ્રામલોકોની પંચાયત પરત્વેની ભાવનાનો નાશ થયો. તેથી ગ્રામલોકોમાં જે એકતા હતી, સમૃદ્ધિ હતી તેનો નાશ થયો. ઉદ્યોગધંધો, વ્યવસ્થા અને એકત્રતા નષ્ટ થયાં. ગ્રામજીવનનો આત્મા ઊડી ગયો. આથી ગામના સાહસિક, અને બુદ્ધિમાન લોકો ગામડાં છોડી શહેરોમાં વસ્યા. આથી આપણા રાષ્ટ્રના ઉત્કર્ષના પ્રશ્નો જે ગામડાં ઉપર અવલંબતા હતા તે વિકટ બન્યા. મહાત્મા ગાંધીજીએ લોકોને ભૂલાઇ ગયેલો માર્ગ બતાવ્યો ને 'ચાલો પાછા ગામડાંમાં' એ ધોષણા જગાવી. આજે બસો વર્ષ પછી જમાનો બદલાઇ ગયો છે. નવા જમાનામાં બદલેલી પરિસ્થિતિ ને અનુરૂપ ગામડાંમાં નવજીવનનો સંચાર થાય એ સ્વાભાવિક છે અને તેજ પ્રમાણે પંચાયતી રાજ્ય-અમલના રંગઢંગમાં પણ કાળને આધીન એવા ફેરફાર કરવા જોઇએ.

### નવયુગનાં પ્રતીક

ગામડાંના નવજીવનના પ્રતીક તરીકે ઇ.સ.૧૯૨૦ માં આ દેશના મુંબઇ ઇલાકામાં ગ્રામપંચાયતનો પહેલો કાયદો આવ્યો. કાયદો અધુરો હતો અને લોકોએ તેનો કાયદો જોઇએ તેટલો ઉઠાવ્યો નહિ. અને ૧૯૩૩ માં

---

* "These Village Panchayats......are small Republics" Lord Elphinstone

# યુવાનને



તું ઊઠ સત્વર અને જગાવે ઉછાહ
ઉત્સાહ, ચેતન, રગેરગમાં વહાવ;
આશા-ઉમેદ નભચુંબન શાં કરે જો!
જો જે જુવાન! નવ રંગ સરે યુવા-નો...

તું કેડ બાંધ; ક્ષિતિજે રણભેરી વાગે,
શા કામના ડગ પડ્યા તુંજ ચક્ષુ આગે;
સૌર્યે અશક્ય-બિનસંભવતા સરે જો
જો જે યુવાન! નવ રંગ સરે યુવા-નો...

કેવી અહો વિલસતી નવ કેડીઓ આ
તું પાડજે અભિનવા પદપંક્તિઓ ત્યાં;
આધાર તું જ સહુ ઉજ્જવળ વાંછનાનો
જો જે જુવાન! નવ રંગ સરે યુવા-નો...



અસ્વચ્છતા ત્યમ નિરક્ષરતા પડી છે
આલસ્ય ને કૂવડતા જગ વિસ્તરી છે;
નિર્મૂળ તેહ કરવા ઝળક્યો સિતારો
જો જે જુવાન! નવ રંગ સરે યુવા-નો...

એ હસ્તથી પકડવા ભરી ફાળ વ્યોમે
જે સૂર્યને ફળ ગણી હનુમાન વીરે;
તેવી અસંખ્ય નભ-ફાળ પ્રસારનારો
જો જે જુવાન! નવ રંગ સરે યુવા-નો...

આ ગામડાં હૃદય શાં, નિજ ભોમ કેરાં
ઉદ્ધાર અર્થ તુજ સ્પર્શ ચહે અધીરાં;
કે મૂળથી જટિલતા જડ કાઢનારો
જો જે જુવાન! નવ રંગ સરે યુવા-નો.

ા અસંખ્ય સફળા કરજો પ્રભુ! આં
-ભોમ નૂર નવલે લસજો પ્રભુ! આ;
આ સંકટો મહીં યુવાન જ એક આરો
જો જે જુવાન! નવ રંગ સરે યુવા-નો.



'વિવિત્સુ'

કરવાની હકુમત સરકારે તેને આપે તેટલી ચલાવે છે ન્યાય પંચાયત પોતાના સભ્યોમાંથી એક પ્રમુખ ચૂંટી કાઢે છે ન્યાય પંચાયતના મંત્રી ન્યાયને લગતું કારકુની કામ કરે છે. ન્યાય પંચાયતના કામકાજનું, તેના ઠરાવોનું દફતર તે સાચવે છે. મુંબઈ ગ્રામ પંચાયત-ધારાની કલમ ૬૯ માં જણાવેલી બાબતોના દિવાની દાવાઓમાં ઇન્સાફ આપી શકે છે. કરારો મુજબ ઉભા થતા લેણદેણના રકમ બાબત પણ સ્થાવર મિલ્કતને સ્પર્શે તેવી બાબતોનો તેમાં સમાવેશ થતો નથી. જંગમ મિલ્કતનો કબજો અથવા તેનું મુલ્ય મેળવવા બાબત, અને જંગમ મિલ્કત ગેરકાયદેસર પડાવી લીધી હોય અને તેને કોઈ નુકશાની પહોંચી હોય તો તે બદલ વળતર મેળવવા બાબતના દાવાઓનો ન્યાય પંચાયત ફેંસલો કરી શકે છે. પણ તેવી બધીજ બાબતોમાં દાવાનું મુલ્ય અથવા રકમ રૂ. ૨૫ થી વધારે ન હોવી જોઈએ. બન્ને પક્ષ ન્યાય પંચાયત સમક્ષ લેખિત સંમતિ આપે તો રૂ. ૧૦૦ સુધીના દાવા પણ તે ચલાવી શકે. કલમ ૪૦ માં જણાવેલી બાબતોના દાવા ઉપર ન્યાય પંચાયતની હકુમત નથી ભાગીદારીના હિસાબમાં બાકી નીકળતી રકમ બાબતનો હિસાબ, વસિયતનામા (Will) ની રૂએ અથવા તો બીજી રીતે વારસા હકકને લગતા દાવાની બાબત, રાજ્ય અથવા રાજ્યના નોકર સામે દાવો, સગીર વયના અથવા માનસિક અસ્થિરતાવાળા માણસ સામે અથવા થશે દાવો, રેવન્યુકોર્ટની હકુમત નીચે આવતો કોઈ દાવો આ બધા ઉપર ન્યાય પંચાયતને ફેંસલાનો અધિકાર નથી.

## કર નાખવાનો અધિકાર

જૂદા જૂદા ધારાઓ મુજબ થતા ગુન્હા વિષે ફોજદારી ગુન્હાઓના મુકદમા ચલાવવાની અને ગુન્હેગારને અમુક અંશે સજા ફરમાવવાની સત્તા પણ ન્યાય પંચાયતને આપવામાં આવી છે. ધારાની કલમ ૪૧ માં આ ગુન્હાઓની નોંધ લેવામાં આવી છે. કર નાખવા તથા ઉઘરાવવાની સત્તા પંચાયત ધારાની કલમ ૮૯ માં જણાવ્યા મુજબ કર અથવા ફી ઠરાવેલા દર પ્રમાણે નાખી શકે છે. યાત્રાળુઓ ઉપર, મેળાઓ, ઉત્સવો, આમોદ પ્રમોદ પ્રવૃત્તિઓ, માલનાં વેચાણ, ઓક્ટ્રોય, લગ્ન, દત્તકવિધિ, ઉજાણી, દુકાનો, વીશીઓ, વરાળ, તેલ અથવા ઇલેકટ્રીકના બળથી જે જગ્યા ઉપર યંત્રો ચાલતા હોય તે જગ્યા ઉપર ને બીજી સરકારે મંજૂર કરેલી બાબતો ઉપર કર નાખવાનો તેને અધિકાર છે.

## બરખાસ્ત ક્યારે થાય?

ગ્રામ પંચાયતો ઉપર કલેકટર અને ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડ અમુક સંજોગોમાં કાબુ ધરાવે છે. તત્કાળ સંકટમાં અથવા પંચાયત ફરજો બજાવતી ન હોય તો તેવા સંજોગોમાં પંચાયત ઉપરનો કાબુ કલેકટરનો અને ડીસ્ટ્રકટ લોકલ બોર્ડનો છે. ગ્રામ પંચાયત પોતાની સત્તાનો વધારે પડતો ઉપયોગ અથવા ગેરઉપયોગ કરે અથવા તેની હકુમતનો વિરોધ કરે અથવા તેનો અનાદર કરે કે કર નાખે નહિ તો પ્રાંતિક સરકાર ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડની સંમતિથી પંચાયતને બરખાસ્ત કરે અથવા તો અમુક સમય દરમ્યાન તેની સત્તા કોઈ બીજા અમલદારને સોંપે.

આમ જોઈ શકાશે કે ગ્રામપંચાયત એ આપણા દેશમાં સ્વશાસનનો પાયો છે. ગામડામાંથી આ રીતે લોકશાહીના પગરણ મંડાય છે. દેખીતું છે કે ગામડાનું ક્ષેત્ર બહુ નાનું હોઈ ગ્રામપંચાયત પાસે સત્તા પણ મર્યાદિત હોય છતા એનો પણ લોકના હિતમાં અને લોકો વડેજ ઉપયોગ થનાર હોઈ હિન્દ જેવા વિશાળ દેશમાં સાચી લોકશાહીની સાર્વત્રિક અનુભૂતિ માટે આ ધારાને એક પ્રશંસનીય પગલું ગણવું જોઈએ.

નવો કાયદો થયો અને ૧૯૩૮માં કોન્ગ્રેસની સરકારે તેમાં સુધારો કર્યો. છતાં લોકોની આકાંક્ષા પૂર્ણ કરે એવો ધારો નિવડેલો નહિ. લોકો એમ માનતા હતા કે સરકાર ગામમાંથી જે પૈસા વસુલ કરે છે તેમાંથી કંઇ ભાગ લોકોપયોગી કામમાં વાપરવાની સત્તા લોકોના હાથમાં હોવી જોઇએ. ગામના પૈસા ઉપર પહેલો હક્ક ગામના લોકોનો હોવો જોઇએ. તેમ ન થતાં લોકોની પંચાયત તરફની ભાવના વફાદાર બનાવવી મુશ્કેલ હતી. અને ૧૯૩૯માં ૧૯૪૫ માં. ૧૯૪૬ મા ૧૯૪૭માં અને ૧૯૪૮ માં આ કાયદામા યોગ્ય ફેરફાર કરવામાં આવ્યા છે. અને હવે પંચાયતના ખર્ચો ને પહોંચી વળવા માટે એકંદર જમીન મહેસુલ પૈકી ૧૫% મહેસુલ તેના કારભાર માટે આપવામાં આવે છે. અને જો સારો કારભાર ચલાવી બતાવે તો ૨૦ થી ૨૫% જેટલો મહેસુલનો ભાગ આપવામાં આવે.

## પંચાયતનું બંધારણ

પ્રાંતમાં ગામડાના દરેક મહેસુલી વિસ્તારમાં જ્યાં ..૦૦ ની આશરામાં આછી વસ્તી હોય તેવાં ને માટે મ પંચાયત સરકાર રચે છે. આવી પંચાયતો પાંચ વર્ષ જેટલી પાંચ વરસમાં સ્થાપી શકાય. દરેક ગામમાં ી ૧૫ જેટલા ચુંટી કાઢેલા સભ્યોની પંચાયત બને. ક એકવીસ વરસની ઉમરના માણસને તેના સભ્ય વાનો હક્ક છે. પંચાયત ૩ વર્ષ માટે ચુંટાય છે. ભ્યોમાંથી એક ને સરપંચ તરીકે અને એકને ડેપ્યુટી સરપંચ તરીકે ચુંટી કાઢવામાં આવે છે. આ બન્ને ઉપર ધારાના હેતુઓ અને પંચાયતના ઠરાવો ને સક્રિય રીતે પાર પાડવાની સીધી ફરજ ઉતરે છે.

## સત્તા અને ફરજો :—

ગ્રામ પંચાયત ઉપર જે ફરજો લાદવામાં આવી છે તેને માટે જે ખર્ચ વેઠવું પડે તે ખર્ચને પહોંચી વળવા માટે ગામડાંમાં એક ગ્રામભંડોળ (Village fund )યોજવામાં આવ્યું છે. પંચાયતની સત્તા નીચેની ફરજો બજાવવા માટે આપવામાં આવી છે. :—

લોકોને પાણી પુરૂં પાડવું, જાહેર રસ્તાઓ, નીકાસની ગટરો, પાણીની બંધો, ટાંકી, વાવકુવાઓ, વગેરેનું બાંધકામ, સમારકામ અને માવજત રાખવાં, ગ્રામ ચફાઇ સુધરાઇ ખાતું, કનડગત, તંન્દુરસ્તી, જાહેર મકાનો, ચરોતરો, જંગલો, તળાવો, કુવાઓ, વગેરે નું સમારકામ, સુધારણા અને દેખરેખ રાખવાનું કામ તથા ગામની બત્તીઓ, મેળાઓ, બજારો, કતલખાનાઓ ઉપર કાબુ રાખવાનું વગેરે ગ્રામજીવનને સ્પર્શતી બાબતો ફરજીયાત નાખવામાં આવી છે. આ ઉપરાંત કેટલીક બાબતો ઉપર હકુમત ભજવવાનું મરજીઆત રાખ્યું છે. અનાજના પાકનું અને તેને અંગે સંશોધન અને પ્રયોગ કાર્ય, કતલખાનાનાં બાંધકામ અને દેખરેખ, નિરાધાર અને રોગીઓનું રાહત કાર્ય, ખેનાની સુધારણા, સહકારી પ્રકારની ખેતી. પશુધનની સુધારણા વૃદ્ધિ અને માવજત, ધાન્યના કોઠારોની રચના, વાચનાલયોની સ્થાપના, વૃક્ષારોપણ, બાળકીડાંગણો, બાગબગીચાઓ ગ્રામોદ્યોગોત્તેજન, ધર્મશાળા, બજારોની સ્થાપના, લોકોની તન્દુરસ્તી, સલામતી, શિક્ષણ, આરામ સગવડ, આર્થિક સામાજિક ઉન્નતિ સાધી શકે. આ ઉપરાંત District Local Board પંચાયતને કોઇપણ સંસ્થાનો વહિવટ કરવાનું અથવા કામ પર પાડવાનું સોંપે. બીજી પંચાયતો, મ્યુનિસિપાલિટીઓ. લોકલબોર્ડો, સાથે હળીમળીને બધાંના હિતનું કાર્ય કરવાની પણ તેને મરજીયાત સત્તા છે.

## ગ્રામ-ભંડોળ

ઉપર જણાવેલી ફરજો અને કાર્યો પાર પાડવા માટે જોઈતું ગ્રામફંડોળ સ્થાપવામાં આવ્યું છે. તેમાં પંચાયતે નાખેલા કરની ઉપજ તેમજ ગ્રામ પંચાયત ધારાની કલમો ૪૫ અને ૪૬ મુજબ મળતા વળતરની બધી રકમો, કોર્ટે પંચાયતને આપવા ફરમાવેલી રકમો, તેમજ ધૂળ, કચરો, છાણ અને ઉકરડાઓ અને પ્રાણીઓના મૃત દેહોનાં વેચાણમાંથી ઉપજતી રકમોનું આ ભંડોળ બને છે. તેમાં પ્રાંતિક સરકાર અથવા લોકલબોર્ડ તરફથી અપાયેલી લોન કે ફાળાની રકમ પણ ઉમેરવામાં આવે છે. ગામના મહેસુલની ઉપજના ૧૫% જેટલી ઉપજ પણ આ ભંડોળમાં ભેળવાય છે. આ ભંડોળનો ઉપયોગ ઉપર્યુક્ત જાહેર કાર્યોમાં થાય છે

## ન્યાયને લગતી હકુમત

ગ્રામ પંચાયતની પહેલી બેઠક મળે તેમાં, પંચાયતના સભ્યોમાંથી પાંચ સભાસદોને ન્યાય પંચાયત માટે ચૂંટી કાઢવામાં આવે છે. ધારામાં જણાવેલી દિવાની અને ફોજદારી બાબતોમાં ઇન્સાફ

કરીને ઊંદરોનો સંહાર કરવો હિતાવહ છે, કારણકે કેટલીક વખત થોડા પ્રમાણને લીધે ઊંદરો રાત બે રાત સુધી બચી ગયા, તો તેઓ સાવચેત બની જાય છે, અને પછી છૂટો ખોરાક – પાણીને લેતા નથી. દુશ્મનનું બળ અથવા તેની બુદ્ધિ કદાપિ કમ ન આંકતા ઊંદરોને ઓછું મહત્વ ન આપો.

ઊંદરોથી મુક્ત બનવા બીજો ઈલાજ એ છે કે શહેરની સ્થિતિ સામાન્ય પ્રકારની હોય, ત્યારે આખો માળો અને આજુબાજુની લાઈનની શેરીના આખા વિસ્તારમાં એકીસાથે ઊંદરોને મારી નાખવા. આ પ્રમાણે કરવાથી કેટલાક સમય સુધી તો તે શેરીના નિવાસીઓ ઊંદરોની બલાથી મુક્ત બની જશે. એક બ્લોકમાંથી બીજા બ્લોકમાં, અગર એક ઘરથી બીજા પડખેના ઘરમાં ઊંદરોને પ્રવેશ કરવો સહેલ છે, પરંતુ એક શેરીમાંથી બીજી સામેની લાઈનમાં જવા માટે તેઓને જે કેટલોક વિસ્તાર ઓળંગવો પડે તે તેમના માટે સહેલી વાત નથી.

## ૧૦૮૦:

આ પ્રમાણે એન્ટુનો ઉપયોગ છૂટથી ગમે તે વ્યક્તિ કરી શકે છે, ત્યારે ૧૦૮૦ નો ઉપયોગ તો તદ્દન જુદી વસ્તુ છે. આ રસાયણ તો ફક્ત ધંધાદારીઓ તથા અમુક અનુભવ લીધેલ જાહેર અમલદારોનેજ અપાય છે. આનું કારણ એ છે કે તે ઊંદર તેમજ માણસ સહિતનાં બધાં પ્રાણીઓને સરખી રીતેજ પ્રાણઘાતક છે. આથી વિશેષ ખરાબ હકીકત એ છે કે આ ઝેર સામે કોઈ પ્રતીકાર નથી. આ રસાયણ લીધા પછી બચી ગયાનો એક દાખલો છે. એક બેબી એક વખત આકસ્મિક રીતે '૧૦૮૦' નું દ્રાવણ ગળી ગઈ. તરતજ ખબર પડતા તેને 'સોનો બારબીટલ' આપવામાં આવ્યું, અને તે પછી દવાના ડોઝ આપવાનું ચાલુ રાખવામાં આવ્યું. આવી રીતે તાત્કાલિક ઉપાયો લેતાં તે બચી ગઈ હતી. સદ્ભાગ્યે, '૧૦૮૦' વાપરવા માટે જેઓને સત્તા મળી છે તેઓ તેની ભયંકરતાની પીછાનવાળા હોઈને તેનાથી એટલા બધા તો સાવચેત બનેલા છે કે માણસ, તો શું પરંતુ પાળેલા જાનવરોમાંથી કોઈ આ ઝેર લઈ ન જાય તેની કાળજી રાખવામાં આવે છે.

## '૧૦૮૦' ની શોધનું મૂળ:—

અમેરિકાના 'ફીશ એન્ડ વાઈલ્ડ લાઈફ સરવીસ'ના વૈજ્ઞાનિકોએ લડાઈના સમયમાં કાળજીપૂર્વક અને વ્યવસ્થિત સંશોધન કરીને આ રસાયણ શોધ્યું હતું. તેઓએ પ્રયોગ-શાળાના ઊંદરો ઉપર એક હજાર કરતાં પણ વધારે રસાયણોનો ઉપયોગ કર્યો. આ રસાયણને જરાપણ ગંધ નથી, તેમજ માણસની જીભ પારખી શકે એવો સ્વાદ પણ નથી, પરંતુ તે મહાન સ્ફોટક છે. ઊંદરો પોતાના શરીરના વજનનો લાખમા ભાગ જેટલું ખાતાં ૨૦ મિનીટમાંજ બેભાન બની જાય છે અને અર્ધા કલાકમાં તો મરણને શરણ થઈ જાય છે.

આ રસાયણ એટલું બધું મૃત્યુજનક છે કે શોધ થતાની સાથે કોઈપણ કેમીકલ કંપની તેને બનાવવા તૈયાર ન થઈ. છેવટે આ ભગીરથ કાર્ય મોનસાન્ટો કંપનીએ ઉપાડી લીધું, અને માણસની વસ્તીથી દૂર એવા ગ્રામ્યવિસ્તારમાં તેનું કારખાનું સ્થાપવામાં આવ્યું.

## ઉપયોગ ઉપર અંકુશ:—

રસાયણની ભયંકરતાને અંગે તેનો ઉપયોગ કરવાની ફક્ત વિશિષ્ટ ધંધાદારીઓને જ મંજુરી આપવામાં આવે છે, અને એનો ઉપયોગ કરવામાં ખૂબ કાળજી રાખવી પડે છે. એનો ઉપયોગ એક ખાસ પ્રકારની કાગળની નાની પ્યાલીમાં અત્યન્ત અલ્પ પ્રમાણમાં પાણી સાથે લઈને થાય છે.

## બીજાં રસાયણો:—

ઊંદર સામેના સંગ્રામમાં બીજાં રસાયણો પણ સૂચવાયાં છે. કેસ્ટ્રીકસના ટ્રેડનામ વાળા જર્મન રસાયણે થોડા સમય પહેલાં સારી નામાંકિતતા મેળવી હતી. આ ઉપરાંતમાં એક કે બે સેન્દ્રિય ફોસફરસનાં (Organic Phosphorus) નામ પણ સૂચવાયાં હતાં. પરંતુ અત્યારે 'એન્ટુ' અને '૧૦૮૦' ની વધારે પ્રતિષ્ઠા છે. કમળના કુટુંબની 'દરિઆઈ કુંગળી' (Sea Onion) નામે વનસ્પતિમાંથી કાઢેલું રસાયણ પણ ઊંદરો સામે વાપરી શકાય છે.

# ઉંદરોનો ઉપદ્રવ

## એને ટાળવા માટે

## બે નવાં રસાયણો

લેખક:

**શ્રી. કૃષ્ણદાસ કોરડાવાળા**
બી. એસસી.

**આ**પણા દેશમાં કેટલાએ સ્થળોમાં ઉંદરોનો ખૂબ જ ત્રાસ હોય છે; તેઓ આપણા ખોરાકને નુકશાન પહોંચાડે છે, એટલું જ નહિ, પરંતુ ગાલ્લ્ચાઓ, કાપડ અને બીજી અનેક ઉપયોગી ચીજોને તે નુકશાન કરે છે. વનસ્પતિને પણ તે પુષ્કળ ખાઈ જાય છે. આ ગોટલા મુષકરાજોનો ત્રાસ આપણા દેશમાંજ નહિ પરંતુ સમગ્ર દુનિયાભરમાં છે. ઉંદરો પકડવા માટે આપણે ઉંદરીઆં વાપરીએ છીએ અથવા બીજી યુક્તિઓ અજમાવીએ છીએ પરંતુ એ કરામત આગળ તેઓ એટલા બધા પાવરધા બની જાય છે કે એકાદ બે ઉંદરો સપડાયા પછી તેના બીજાભાઈઓ બહુ સહેલાઈથી ફસાતા નથી. કેટલાંક જૂનાં થઈ ગયેલાં ઉંદરીઆમાં તો વળી તેઓ આગળ વધીને મુકેલી ચીજ ખાઈ જાય છે, અને પાછા પણ નીકળી શકે છે. કેટલીક જગાએ ઉંદરો મારવા માટે વિવિધ ઝેરોનો પણ ઉપયોગ થાય છે. આ પ્રાણી સૂક્ષ્મ રોગ જંતુઓનો પણ ફેલાવો કરી શકે છે. તાજેતરમાં અમેરિકામાં બે ઝેર શોધાયાં છે અને તે ઉંદરો માટે પ્રાણઘાતક માલમ પડ્યાં છે.

આ બન્ને ઝેરના નામો ANTU અને ૧૦૮૦ છે. આ ઝેરની શોધ લડાઈના સમયમાં આકસ્મિક રીતે થઈ છે. એન્ટુનો ઉપયોગ ગમે તે માણસ કરી શકે છે, જ્યારે ૧૦૮૦ એ ભયજનક ચીજ હોવાથી, અમુક ધંધાદારીઓજ એ કરી શકે છે.

### ANTU :

અમેરિકાની જોહોન હોપકીન્સ હોસ્પીટલમાં ડા. કર્ટ રીચર નામે મનોવિજ્ઞાનશાસ્ત્રી સંશોધન કામ કરતો હતો. આ સંશોધન કરતી વખત તેની તપાસ ફીનાઈલ થાયોરીઆ ( Phenyl Thiourea )નામના રસાયણ ઉપર હતી. આ રસાયણ કેટલાંક પ્રાણીઓને અતિશય કડવું, પરંતુ કેટલાંકને સ્વાદ વગરનું લાગતું હતું. સ્વાદ ન લાગવાના ગુણ માટે તે જુદાં જુદાં પ્રાણીઓ માટે શોધખોળ કરતો હતો. તેણે પહેલોજ અખતરો ઉંદરો ઉપર કર્યો, પરંતુ તેનો આખો પ્રયોગજ બંધ રાખવો પડ્યો, કારણ કે ઉંદરો આથીજ મરી ગયા!

આ રીતે ક્યાં પ્રાણીઓ આ રસાયણ લેવાની સ્વાદશક્તિ વગરનાં છે તેનું પ્રયોગ દ્વારા નિરીક્ષણ આ માનસશાસ્ત્રી કરી શક્યો નહિ પરંતુ ડૉ. રીચરે હવે બીજી શક્યતાઓ માટે રસ લેવા માંડ્યો. ઉપરના અનુભવ પછી તેણે એક એવા સંયોજન ( Compound ) માટે પ્રયત્ન કરવા માંડ્યો કે જે ફીનાઈલ થાયોરીઆનું સંબંધી હોય, પરંતુ સ્વાદ વગરનું હોય અને તે છતાં ઉંદરોને મૃત્યુકર હોય. થોડા પ્રયોગ પછી તેણે આ રસાયણ શોધી કાઢ્યું; અને તે રસાયણનું નામ આલ્ફા નેપથાઈલ થાયોરીઆ ( Alpha napthy Thiourea), અને તેના ઉપરથી ટૂંકું નામ ANTU. પારખોની શ્રેણીઓમાં પસાર થયા પછીજ બજારૂ વપરાશમાં આ રસાયણ આવ્યું.

### એન્ટુનો ઉપયોગ

એન્ટુની વપરાશ માટે ખરેખર લક્ષમાં લેવાની હકીકત એ છે કે ઉંદરો ઉપર તેની પ્રાણઘાતક અસર થાય છે, પરંતુ તેના પ્રમાણમાં બીજા પ્રાણીઓ ઉપર અસર હાનિકારક નથી પાળેલાં પ્રાણીઓ અને માણસો બીલકુલ હાનિવગર કેટલાક પ્રમાણમાં આ રસાયણ ગળી શકે છે. તેથી ઉંદર માટેનાં ઝેરોમાં આ સૌથી સલામત રસાયણ છે.

એન્ટુનો ઉપયોગ અથવા બીજા નાનાં પ્રાણીનાશક ઝેરનો ઉપયોગ પાણી સાથે કરવાની સૂચના આપવામાં આવેછે. ઉંદરો પાણીના બહુ તરસ્યા હોય છે, અને જ્યારે પાણી સાથે ઝેર ભેળવીને મૂકવામાં આવે છે, ત્યારે ઉંદરો ધીમે ધીમે પાણી પીને પોતાનાં શરીરમાં ઝેરને દાખલ કરે છે. ઝેરવાળાં પાણીનાં નાનાં વાસણો, બરાબર ઝેર ભેળવેલ ખોરાક અથવા રસ્તામાં ઝેરી છાંટણોથી ઉંદરોને સપડાવી શકાય. જ્યારે ઝેરને વાપરવું હોય ત્યારે તેનું પ્રમાણ વધુ વધારે રાખવું. આવા મોટા પ્રમાણમાં ઝેરનો મારો

કરીને ઊંદરોનો સંહાર કરવો હિતાવહ છે, કારણકે કેટલીક વખત થોડા પ્રમાણને લીધે ઊંદરો રાત બે રાત સુધી બચી ગયા, તો તેઓ સાવચેત બની જાય છે, અને પછી છૂટા ખોરાક–પાણીને લેતા નથી. દુશ્મનનું બળ અથવા તેની બુદ્ધિ કદાપિ કમ ન આંકતા ઊંદરોને ઓછું મહત્વ ન આપો.

ઉંદરોથી મુક્ત બનવા બીજો ઈલાજ એ છે કે શહેરની સ્થિતિ સામાન્ય પ્રકારની હોય, ત્યારે આખો માળો અને આજુબાજુની લાઇનની શેરીના આખા વિસ્તારમાં એકીસાથે ઊંદરોને મારી નાખવા. આ પ્રમાણે કરવાથી કેટલાક સમય સુધી તો તે શેરીના નિવાસીઓ ઊંદરોની બલાથી મુક્ત બની જશે. એક બ્લોકમાંથી બીજા બ્લોકમાં, અગર એક ઘરથી બીજા પડખેના ઘરમાં ઊંદરોને પ્રવેશ કરવો સહેલ છે, પરંતુ એક શેરીમાંથી બીજી સામેની લાઇનમાં જવા માટે તેઓને જે કેટલોક વિસ્તાર ઓળંગવો પડે તે તેમના માટે સહેલી વાત નથી.

## ૧૦૮૦:

આ પ્રમાણે એન્ટુનો ઉપયોગ છૂટથી ગમે તે વ્યક્તિ કરી શકે છે, ત્યારે ૧૦૮૦ નો ઉપયોગ તો તદ્દન જુદી વસ્તુ છે. આ રસાયણ તો ફક્ત ધંધાદારીઓ તથા અમુક અનુભવ લીધેલ જાહેર અમલદારોનેજ અપાય છે. આનું કારણ એ છે કે તે ઊંદર તેમજ માણસ સહિતનાં બધાં પ્રાણીઓને સરખી રીતેજ પ્રાણઘાતક છે. આથી વિશેષ ખરાબ હકીકત એ છે કે આ ઝેર સામે, કોઇ પ્રતીકાર નથી. આ રસાયણ લીધા પછી બચી ગયાનો એક દાખલો છે. એક બાઈ એક વખત આકસ્મિક રીતે '૧૦૮૦' નું દ્રાવણ ગળી ગઇ. તરતજ ખબર પડતા તેને 'શીનો બારબીટલ' આપવામાં આવ્યું, અને તે પછી દવાના ડોઝ આપવાનું ચાલુ રાખવામાં આવ્યું. આવી રીતે તાત્કાલિક ઉપાયો લેતાં તે બચી ગઇ હતી. સદ્ભાગ્યે, '૧૦૮૦' વાપરવા માટે જેઓને સત્તા મળી છે તેઓ તેની ભયંકરતાની પીછાનવાળા હોઇને તેનાથી એટલા બધા તો સાવચેત બનેલા છે કે માણસ નો શું પરંતુ પાળેલા જાનવરોમાંથી કોઇ આ ઝેર લઇ નજાય તેની કાળજી રાખવામાં આવે છે.

## '૧૦૮૦' ની શોધનું મૂળ:—

અમેરિકાના 'ફીશ એન્ડ વાઇલ્ડ લાઇફ સરવીસ'ના વૈજ્ઞાનિકોએ લડાઇના સમયમાં કાળજીપૂર્વક અને વ્યવસ્થિત સંશોધન કરીને આ રસાયણ શોધ્યું હતું. તેઓએ પ્રયોગ– શાળાના ઊંદરો ઉપર એક હજાર કરતાં પણ વધારે રસાયણોનો ઉપયોગ કર્યો. આ રસાયણને જરાપણ ગંધ નથી, તેમજ માણસની જીભ પારખી શકે એવો સ્વાદ પણ નથી, પરંતુ તે મહાન સ્ફોટક છે. ઊંદરો પોતાના શરીરના વજનનો લાખમા ભાગ જેટલું ખાતાં ૨૦ મિનીટમાંજ બેભાન બની જાય છે અને અર્ધા કલાકમાં તો મરણને શરણ થઇ જાય છે.

આ રસાયણ એટલું બધું મૃત્યુજનક છે કે શોધ થતાની સાથે કોઇપણ કેમીકલ કંપની તેને બનાવવા તૈયાર ન થઇ. છેવટે આ ભગીરથ કાર્ય મોનસાન્ટો કંપનીએ ઉપાડી લીધું, અને માણસની વસ્તીથી દૂર એવા ગ્રામ્યવિસ્તારમાં તેનું કારખાનું સ્થાપવામાં આવ્યું.

## ઉપયોગ ઉપર અંકુશ:—

રસાયણની ભયંકરતાને અંગે તેનો ઉપયોગ કરવાની ફક્ત વિશિષ્ટ ધંધાદારીઓને જ મંજુરી આપવામાં આવે છે, અને એનો ઉપયોગ કરવામાં ખૂબ કાળજી રાખવી પડે છે. એનો ઉપયોગ એક ખાસ પ્રકારની કાગળની નાની પ્યાલીમાં અત્યન્ત અલ્પ પ્રમાણમાં પાણી સાથે લઇને થાય છે.

## બીજાં રસાયણો:—

ઊંદર સામેના સંગ્રામમાં બીજાં રસાયણો પણ સૂચવાયાં છે. કેસ્ટ્રીકસના ટ્રેડનામ વાળા જર્મન રસાયણે થોડા સમય પહેલાં સારી નામાંકિતતા મેળવી હતી. આ ઉપરાંતમાં એક કે બે સેન્દ્રિય ફોસફરસનાં (Organic Phosphorus) નામ પણ સૂચવાયાં હતાં. પરંતુ અત્યારે 'એન્ટુ' અને '૧૦૮૦' ની વધારે પ્રતિષ્ઠા છે. કમળના કુટુંબની 'દરિઆઈ ડુંગળી' (Sea Onion) નામે વનસ્પતિમાંથી કાઢેલું રસાયણ પણ ઊંદરો સામે વાપરી શકાય છે.

કેટલાંક સામાન્ય ઝેરો પણ ઊંદરો ઉપર વપરાતા આવ્યાં છે. આ ઝેરોમાં સ્ટ્રીકનીન, આર્સેનિક, (સોમલ), ફોસફરસની પેસ્ટ અને થેલીઅમના સંયોજનોનો સમાવેશ થાય છે. પરંતુ આ બધાંની મુશ્કેલી એ છે કે તે ઊંદર અને તેના જેવાં પ્રાણીઓને જેટલાં હાનિ કારક છે, તેટલાંજ તે કુટુંબનાં અસાવધ માણસને માટે પણ હાનિકારક છે. તદુપરાંત રસમય હકીકત એ છે કે સ્ટ્રીકનીન જેવા રસાયણને તો વધારે ચતુર ઊંદરો સ્વાદથી, અને ફોસફરસ જેવા રસાયણોને ગંધથી ઓળખી શકતા હતા. આ કારણથી કેટલાંક ઘરોમાં નાનાં પ્રાણીઓ મારવા આવી ચાંલ્લો જો કે વપરાય છે, છતાં તેનો ઉપયોગ પ્રતિદિન ઘટતો જાય છે.

## બીજી પ્રકીર્ણ પદ્ધતિઓ

બે બીજી રીતો ઊંદર સામે યોજાઈ છે, જો કે બી રીતે ગણીએ તો એક રીતને ઝેરની ગણત્રીમાં લઈ શકાય. એક રીતમાં લોટની અંદર, અથવા ટુકડામાં પ્લેસ્ટર ઓફ પેરીસની ધોળી મૂકીને ...વી દેવી. આમાં મુદ્દો એ છે કે ઊંદર આ ખાદ્ય ...થી પોતાના શરીરમાં લાવે એટલે પ્લેસ્ટર ઓફ ...સ સખ્ત ગઠ્ઠામાં પરિવર્તન થઈ જાય, અને ઊંદરની પાચક નળીમાં આ સખ્ત ગઠ્ઠો થઈ જવાથી તે મરી જાય.

ઊંદરીઓ પણ હજુ બધે વપરાય છે. આ વપરાશ જો કે મર્યાદિત બની ગઈ છે, છતાં થોડા ઊંદરો પકડવાના હોય ત્યાં છુટથી તે કામમાં લેવાય છે. ઉપયોગ મર્યાદિત બની ગયો, છે તેનું કારણ એ છે કે રાત દરમિયાનમાં એકાદ ઊંદર સપડાયો હોય, પરંતુ ઊંદરીઓ જુનાં હોય તો બીજા ઊંદરો તેને બહાર કાઢવા સતત મહેનત કરતા રહે છે. આ સપડાયેલ ઊંદર કદાચ ન નીકળી જાય, પરંતુ તેના પરથી બોધ લઈને બીજા ઊંદરો ભાગ્યેજ સપડાય છે. ઊંદરોના રસ્તામાં *કાંટાવાળી ગુંથણી* કરી તેના ઉપર કાગળ જેવું ઢાંકીને ઘણી વખત તેના પગ સપડાવી દઈને મારી નાખવામાં આવે છે.

અમેરિકામાં વિવિધ પ્રકારે ઊંદર પકડવાના તેમજ ઊંદરોને સપડાવી તેઓના પગ ભાંગી નાખવાની અથવા તેમની કરોડ તોડી નાખવાની યુક્તિઓ શોધાઈ છે. આપણા દેશમાં પણ ઊંદરોનો ત્રાસ ઘણોજ છે. તેથી તેમને મારવાના રાસાયણિક અથવા બુદ્ધિયુક્ત ઈલાજો યોજવા જોઈએ, અને ઊંદરોના ત્રાસ વખતે તેનાથી મુકત બનવાના પ્રયાસ માટે સ્થળે સ્થળે લોકોને યોગ્ય દોરવણી અપાવી જોઈએ.



# ★ કમનસીબ અજિત ★

સુર્યપુર નામે એક ગામ હતું તેમાં અજિત નામનો એક બળવાન છોકરો રહેતો હતો. શાળામાં તે પહેલો નંબર રાખતો. તેની રીતભાત પણ એવી સારી હતી કે તમામ વિદ્યાર્થીઓ અને શિક્ષકો તેનાથી બહુ રાજી રહેતા.

અજિત મોટો થતાં ગામલોકની પણ સેવા ખૂબ કરવા લાગ્યો. સંકટ સમયે તો તેમને બહુ મદદ કરતો. આથી ગામમાં પણ તે સૌનો માનીતો થઈ પડ્યો. સૌ કોઈ તેના ભાવિ વિષે સારી આશા રાખવા લાગ્યા.

યુવાન અજિતનું મિત્રમંડળ દિવસે દિવસે વધવા લાગ્યું. ગામના યુવકોને તેની સોબત બહુ ગમતી. દરેક જણ તેને પોતાને ત્યાં બોલાવે અને તેનો સારો સત્કાર કરી રહે. તેના મળતાવડા અને પરગજુ સ્વભાવથી તે આજુબાજુનાં ગામોમાં પણ પ્રખ્યાત થઈ રહ્યો.

વખત જતાં, અજિતને બે ખરાબ મિત્રોનો પરિચય થયો. એ મિત્રોને દારૂ પીવાની કુટેવ પડેલી. અજિત તેમની સોબતમાં હવે હરવા ફરવા લાગ્યો. કેટલીક વખત તો તે તેમને ઘેર જતો અને નાસ્તો પાણી પણ લેતો.

તે સમયે કોઈ કોઈ વખત તે ખરાબ સોબતીઓ તેને દારૂ ધરતાં ત્યારે પ્રથમ તો તે દારૂ પીવાની સાફ ના પાડતો; પણ જેમ જેમ સહવાસ વધતો ગયો તેમ તેમ તેઓ અજિતને દારૂનો જરા સ્વાદ લેવાનો આગ્રહ કરવા લાગ્યા. અજિતનું મન ધીમે ધીમે ડગવા લાગ્યું. એક દિવસે આ ખરાબ દોસ્તોના આગ્રહને વશ થઇ તેણે થોડોજ દારૂ પ્રથમ પીધો. શરૂઆતમાં તો એને કંઇક મજા પડી. પછી તો એ બે દારૂડિયા સોબતીઓની માફક વિશેષ પ્રમાણમાં દારૂ ગટગટાવી જવા લાગ્યો!

હવે તો દારૂનો કેફ એને એટલો બધો ચઢતો કે તેની જીભ પણ બોલતાં બોલતાં લથડતી આંખો નશાથી ઘેરાઇ રહેતી, તેના મગજનું કંઈ ઠેકાણું ન રહેતું અને પોતાના મનમાં આવે તેમ એ લવતો. એ લવારામાં તે ભૂંડી ગાળો બોલતો તેથી ગામલોક બહુ નાખુશ થઈ જતા.

કોઇ કોઇ વખત અજિત અને તેના બે નાલાયક મિત્રો દારૂ પીને મસ્ત બની રસ્તે ફરે, ગામલોકનું અપમાન કરી રહે, તેમની સાથે કજિયો કરે, તેમને સતાવે અને સ્ત્રીઓને પજવે. ગામલોક આથી ગુસ્સે થાય અને આ ત્રિપુટીને થોડો ઘણો મેથી પાક પણ જમાડે!

દારૂની લતથી કોઇ વખત અજિત એટલો બધો બેભાન બની જતો કે રસ્તે ચાલતાં તે લથડિયાં ખાતો અને ગમે ત્યાં પટકાઇ પડતો. કોઇ વખત તેને માથે વાગે, તો કોઇ વખત પીઠે. કેટલાક દયાળુ માણસો અજિતને તે સ્થળેથી ઊંચકીને એને ઘેર મૂકી આવતા.

અજિતનું મોં દારૂથી પુષ્કળ ગંધાતું. એનો ચહેરો સૂઝેલો રહેતો. બેશુદ્ધિમાં એ ગમે તેમ બબડતો. શરીર ઉપરનાં કપડાંનું કંઈ ઠેકાણું ન રહેતું. બધાંયે એનાં કપડાં ગંદા થઈ રહેતાં. અજિતની આવી કઢંગી દશા જોઇ ગામલોકને ત્રાસ થતો. અજિતનાં માબાપ, ભાઇ બેન અને સગાંઓ તેની આવી બદ હાલત જોઇ બહુ દુઃખી થતાં.

અજિત જ્યારે શુદ્ધિમાં આવતો ત્યારે તે તદ્દન થાકેલો જણાતો. એનાં બધાં ગાત્ર ઢીલાં થઇ જતાં. દારૂની ખરાબ અસરથી તેનું બળવાન શરીર ખવાઈ જવા લાગ્યું! હવે તેનામાં ન રહી શારીરિક શક્તિ કે લોકસેવા કરવાની માનસિક શકિત. તેનું શરીર જુદા જુદા રોગથી પીડા પામી પાયમાલ થવા લાગ્યું અને આખરે તે પથારીવશ થઇ લાંબી માંદગી ભોગવી રહ્યો! અફસોસ!!

બળવાન શરીરવાળા અજિતની આ કેવી દુર્દશા! એક વખતના લોકપ્રિય અજિતની આ કેવી કમનસીબી!

જે શખ્સ દારૂડિયાની સોબતમાં ફસાઇ જઇ, દારૂની બદીનો ભોગ થઇ પડે છે તે આ કમનસીબ અજિત માફક શરીરે પાયમાલ થઇ જાય છે અને ઇજ્જત આબરૂ ગુમાવી રહે છે.

:—રતિલાલ ચુ. દિવાન

[○]

# — — — પુસ્તક પરિચય — — —

**નવી કેળવણી** — (દાર્શનિક પાઠોની વિચારણા) લેખક: શ્રી. પુરુષોત્તમદાસ જ. શાહ, એમ. એ. બી.ટી. પ્રકાશક અને પ્રાપ્તિસ્થાન —: સ્ટુડન્ટ્સ પબ્લિશીંગ હાઉસ, ૧૨૪, બદરીકાશ્રમ, ખેતવાડી બીજી ગલ્લી, મુંબઇ-૪ કિંમત રૂ. ૧-૮-૦ (અધ્યાપન મંદિરના વિદ્યાર્થીઓ માટે રૂ. ૧-૦-૦)

તાલીમ લેતા શિક્ષકોને માટે તૈયાર કરેલ વ્યવહારુ સૂચનોની નોંધ પરથી લખાયેલ સ્વતંત્ર લેખો, Young Teacher's Primer નાં અનુવાદિત પ્રકરણો, અને માનસશાસ્ત્રની દૃષ્ટિએ યોજાયેલ કસોટીઓ સમજાવવા માટે પુસ્તકને અંતે મૂકેલ ત્રણ પ્રકરણો એમ ત્રિવિધ દૃષ્ટિએ આ પુસ્તકનું સંકલન થયું છે એમ લેખકે પ્રસ્તાવનામાં જણાવ્યું છે.

એકસો સોળ પાનાંની મર્યાદામાં સમાયેલા સોળ પ્રકરણના વિસ્તારને વિહંગ દૃષ્ટિએ નિરખતાં શિક્ષણને લગતા અનેક મુદ્દાઓ ચર્ચાયેલા નજરે પડે છે— નવી તાલીમ અને તેનાં લક્ષણો; જુની ઘરેડની નિશાળો અને નવોદિત યુગની શાળાઓનાં ચિહ્નો; બાલમાનસના અભ્યાસની જરૂરિયાતનું સમર્થન; દાર્શનિક પાઠના પાયારૂપ હર્બાર્ટની પંચપદી યોજનાનું રહસ્ય અને તેવા પાઠો માટે તૈયારીની યોગ્ય રીતની ચર્ચા; શિસ્ત, શિક્ષકની આંખ અને અવાજની ખુબી, શિક્ષણનાં ઉપકરણોની અગત્ય અને મર્યાદા; પ્રશ્નો અને ઉત્તરોના પ્રકાર; પરીક્ષા અને કસોટી; આ બધા મુદ્દાઓને રસમય રીતે ચર્ચી છેવટે લેખક 'શિક્ષકનું કાર્ય ક્યારે દીપી ઊઠે?' તે પ્રશ્ન પૂછી અને વ્યવહારુ સૂચનાઓથી તેનું નિરાકરણ કરીને પોતાનું કાર્ય આટોપી લે છે.

ઉપર્યુક્ત મર્યાદાના વિસ્તારમાં લેખક આટલા બધા મુદ્દા ચર્ચવા પ્રયાસ કરે ત્યારે ન છૂટકે દરેક વિષયની છણાવટ રેખાત્મક જ કરવી પડે. પ્રાથમિક અને માધ્યમિક અધ્યાપન મંદિરોના વિદ્યાર્થીઓની દોરવણી માટે જ આ પુસ્તક લખાયું છે એનો ઉદ્દેશ લેખકે સ્પષ્ટ રીતે પ્રદર્શિત કર્યો છે તેથી તે ઉદ્દેશમાં જ રેખાત્મક છણાવટનું કારણ મળી જાય છે.

કેળવણીના શાસ્ત્રીય સિદ્ધાન્તો વિશે કશું કહેવાનું રહેતું નથી. પણ નવી કેળવણીની પદ્ધતિ, તેની સ્વયં-શિસ્તની તરફેણ, અને માનસશાસ્ત્રીય કસોટીઓ વગેરે બાબતો સ્વીકાર્ય થતાં પહેલાં હજી ઘણો સમય વીતાવવો પડશે. આનું કારણ ફક્ત એટલુંજ છે કે એ બધી બાબતો પશ્ચિમનાં જ વાતાવરણમાં ઊગી નીકળેલી ઘર-શાળાઓ વગેરે કેળવણીની સંસ્થાઓની પાર્શ્વભૂને ખ્યાલમાં રાખીને ચર્ચવામાં આવી હોય છે. એટલે હિંદની પરિસ્થિતિની સાથે તેનો કેટલો સમન્વય સાધી શકાય એ હજી પણ વિચારવા યોગ્ય પ્રશ્ન છે. દાખલા તરીકે **તુંડે તુંડે મતિ ર્ભિન્ના** એ માનસશાસ્ત્રીય સત્ય સ્વીકારવા છતાં વ્યક્તિગત શિક્ષણ પ્રયોગ હિન્દને માટે મુશ્કેલ છે. સમૂહ શિક્ષણ સિવાય આપણે બીજો ઉપાય જ નથી. પણ એ ચર્ચાનો અહિ નિર્દેશ કરવો જ બસ છે.

શ્રી શાહનો પ્રયાસ ઘણોજ સ્તુત્ય છે. કેળવણીવિષયક પુસ્તકો ગુજરાતીમાં ગણ્યાં ગાંઠ્યાં જ છે અને તેમાં આ પુસ્તક યોગ્ય વધારો કરે છે. પુસ્તકની રજુઆત અને શૈલી ઘણી જ સુન્દર અને સરળ છે. મુદ્દાઓની છણાવટ વિશદ છે. પશ્ચિમના લબ્ધપ્રતિષ્ઠ કેળવણીકારો અને શિક્ષણશાસ્ત્રીઓનાં મન્તવ્યોનો ઠેર ઠેર ઉપયોગ ઘણો જ યુક્ત અને ચર્ચાને સમજવામાં સહાયકારક છે.

અન્તમાં નીરાંના શ્રીમાન્ હીરાચંદ જગજીવનદાસ શાહનું સ્મારક આ પુસ્તકનાં પ્રકાશન સિવાય બીજી કોઇ રીતે ભાગ્યે જ વધારે પ્રશંસનીય ગણાય. પ્રાથમિક અને માધ્યમિક અધ્યાપન મંદિરોના વિદ્યાર્થીઓ આ પુસ્તકને વધાવી લેશેજ. પ્ર. વૈ.



બાળ વિભાગ

# પોપટ

કેટલાંક પક્ષીઓને ગાતાં આપણે સાંભળ્યાં છે. કોયલનો ટહુકાર, કબુતરનો હુંકાર, કાબરનો કલરવ આપણે ઘણીવાર સાંભળીએ છીએ. પરંતુ કોઇ પક્ષી માણસની પેઠે જ બોલતું હોય તેવુ તમે જાણ્યું છે ખરૂં ? એ છે રહેલો પાંજરામાં પુરાયેલો પોપટ. એ એટલો બધો શકાવેલો છે કે તમે એની સામે જે કંઇ બોલશો તે એવું ને એવું ફરી બોલી જશે. તમે 'રામ' કહેશો તો પોપટ 'રામ' કહેશે. તમે જય જય કહેશો તો પોપટ જય જય બોલેશે. તમે જે કંઇ બોલશો તે પોપટ બોલી બતાવશે. નથી લાગતું કે પોપટ બધાંજ પક્ષીઓમાં ખૂબ ચકોર પક્ષી છે ?

માત્ર બુદ્ધિ જ નહિ પણ પોપટનો દેખાવ પણ બહુજ સુંદર હોય છે. એની ચાંચ વાંકી અને મરોડદાર હોય છે. પોપટના આખા શરીરનો રંગ લીલો ચટકદાર હોય છે. અને ચાંચનો રંગ પાકાં મરચાં જેવો લાલ હોય છે. પોપટને ગળે કાળા રંગનો કાંઠો હોય છે, એ કાંઠલો કહેવાય છે. આ ત્રણ રંગના સુમેળથી પોપટનો દેખાવ ખૂબ મોહક લાગે છે. પોપટના આ રૂપથી આકર્ષાઇ લોકો એને નાજુક પાંજરામાં પૂરી ઘરના શણગાર તરીકે આંગણામાં કે પરસાળમાં લટકાવે છે. આમ પોપટની સુંદરતાજ એને હાનિકર્તા નીવડે છે. કાગડાને કોઇ પાંજરામાં પૂરી આંગણામાં રાખતું નથી કારણ કે કાગડો રહ્યો કુરૂપ. એથી ઘરની શોભા વધે નહિ ત્યારે રંગબેરંગી પોપટ આંગણામાં આકર્ષક લાગે અને પોતાના બુદ્ધિ ચાતુર્યથી આવનારનું મન પણ આનંદિત કરે. એટલેજ પોપટ બિચારાને પૂરાઇ રહેવું પડે.



આંગણાના પાંજરામાં પુરાયેલ પોપટને તમે ઘણીવાર ગાતો સાંભળશો, કેટલીક વાર વાતો કરતો પણ સાંભળશો. પરંતુ એના હૃદયમાં ઉલ્લાસ નહિ હોય. દૂર દૂરની વનરાઇમાં છૂટથી ઉડતો પોપટ જે સ્વેચ્છાથી ગાન કરી રહ્યો હશે તે ગાન તમને પાંજરામાં પૂરાયેલ પોપટ પાસેથી કદાચ સાંભળવા નહિ મળે. એ તો તમે જેટલું પઢાવશો તેટલું જ પઢશે. પાંજરામાં થોડીવાર તે સળિયા ઉપર ચઢી હિંચકો ખાશે, થોડીવાર પાસે પડેલા પાણીના વાટકામાં ચાંચ બોળશે તો કોઇક વાર પાંજરામાંથી બહાર નીકળવા માટે સળિયાને વળગી પાંખો ફફડાવી વૃથા પ્રયાસ કરશે. ત્યારે એનો દેખાવ ખૂબ કરૂણ લાગશે. પોપટને આવી રીતે પૂરી રાખવો ગમશે ખરો ?

# ઘુઘરો

લેખક:
'ચાંદા મામા'



જઈ એના શિરમાં પકડાયો ઘુઘરો એવા જોરમાં.

પાંચ વરસની ચંપા બહેની
બેઠી એવા તોરમાં … …
હતો હાથમાં ઘુઘરો એણે
ફેંક્યો એવા જોરમાં … … ૧

નાનો બાબુ પાસે બેઠો
હસતો રમતો શોરમાં,
જઈ એના શિરમાં પકડાયો
ઘુઘરો એવા જોરમાં … …

એં..એં.. કરતો રોતો રોતો
ગયો પકડો' તો ઘુઘરો જ્યાં,
લીધો એણે રીસ કરીને
ફેંકી દીધો બા'રમાં… … ૩

ઉંબર ઉપર રમે બચુડી
મુકી, ગઈ'તી પાણી બા,
ઘુઘરો લાગ્યો પગમાં એને
એ પણ ત્યાં માંડી રોવા … ૪

બાબુ રૂવે બચુને ભાળી
ચંપા પણ રૂવે સંગાથ,
બા આવી, એકું ભરી લાવી
ભાંડુડાં દીઠાં રડતાં… … ૫

બાના મનમાં એમ થયું કે
ભાંડુડાં છે ભૂખ્યાં ખૂબ,
કબાટમાંથી કરંડિયો લઈ
ખાવા દીધું ખૂબા ખૂબ. …

મીઠાં મીઠાં આલુ, અંજીર,
કીસમીસ, કાજુ, કાળી દ્રાક્ષ,
હસતાં હસતાં ખાઈ ગયાં ને
સુતાં ચંપી સૌ સંગાથ… … ૭

# નડિયાદ-પરિષદનો અહેવાલ.

આ માસનો સૌથી મહત્ત્વનો બનાવ નડિયાદ મુકામે તા. ત્રીજી અને ચોથી નવેમ્બરે ગુજરાતના અગિયાર જિલ્લાના દારૂબંધી અધિકારીઓ અને આગેવાન સામાજિક કાર્યકરોની, મુંબઇના દારૂબંધી અને આબકારી ખાતાના ડેપ્યુટી કમિશનર ડૉ. એ. યુ. શેખના અધ્યક્ષપદે મળેલી પરિષદ ગણી શકાય. પરિષદમાં હાજર રહેલા ગુજરાતના સંભાવિત કાર્યકરોમાં ગુજરાત ખાતેના દારૂબંધી માટેના માનાર્હ વ્યવસ્થાપક શ્રી. અર્જુન લાલા ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રી શ્રી. રાવજીભાઇ પટેલ, ખેડા જિલ્લાના કલેક્ટર શ્રી. મોડક, જિલ્લાના પોલીસ-વડા શ્રી. પ્રધાન, મુંબઇના ધારાસભ્ય શ્રી ફુલસિંહજી ડાભી, તેમજ ઇતર સરકારી અમલદારો અને કાર્યકરો હતા.

## શ્રી. ડાભીનું સત્કાર પ્રવચન

પરિષદની શરૂઆતમાં આગંતુકોને સત્કારતાં ખેડા જિલ્લાના આગેવાન કાર્યકર શ્રી. ફુલસિંહજી ડાભીએ દારૂબંધીના કાર્યક્રમને સાંગોપાંગ અમલમાં મુકવાના મુંબઇ સરકારના નિર્ણયની પ્રશંસા કરી હતી. દારૂબંધી સામે લાગતાં વળગતાં હિત ધરાવતાં તત્વો તરફથી થતા મલિન પ્રચારનો ઉલ્લેખ કરી શ્રી. ડાભીએ એની નિરર્થકતા દર્શાવી હતી.

## ગુજરાતનો ફાળો

પરિષદને ઉદ્‌બોધન કરતાં ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રી શ્રી. રાવજીભાઇ પટેલે ૧૯૩૮ ની સાલથી માંડીને દારૂબંધીના ક્ષેત્રમાં ગુજરાત જે યશસ્વી અને સંગીન કાર્ય કરી રહેલ છે તેનો પરિચય આપેલ. દારૂબંધીના કાર્યક્રમમાં બુદ્ધિશાળી વર્ગના સહકાર માટે વિનંતિ કરતાં શ્રી. રાવજીભાઇએ કહેલું કે ગામડાંના શિક્ષકો, ગ્રામપંચાયતના મંત્રીઓ તથા પ્રમુખો, ડાકટરો તથા વકીલો વગેરેએ પ્રસંગોપાત પરિષદો યોજી આ પ્રશ્નની વિચારણા કરવી જોઇએ આ કામ સમજાવટનું છે, તગાદાનું નથી. એ વસ્તુ નજર સમક્ષ રાખી જનસામાન્યમાં જો આ પ્રશ્ન વહેતો મુકાશે તો દારૂબંધી અવશ્ય સફળ થશે અને સંપૂર્ણ દારૂનિષેધ અમલમાં આવતાં સરકારને જે આર્થિક ખોટ જશે તેનો ભાર આ સહકારની ભાવનાથી ઓછો થશે.

## ભવિષ્યની જવાબદારી

ખેડા જિલ્લાના કલેકટર શ્રી. મોડકે સભાને સંબોધતાં બે વર્ષના ટૂંકા ગાળામાં કોંગ્રેસ સરકારની ભવ્ય સિદ્ધિઓની પ્રશંસા કરી હતી અને નજીકના ભવિષ્યમાં પ્રજાએ કરવાના મહાન કાર્યોની જવાબદારીનો ઉલ્લેખ કર્યો હતો. તેમણે ગુનાહિત તત્વોને દાબવાની અને ગેરકાયદેસર દારૂ ગાળવાની પ્રવૃત્તિ સામે કડક હાથે કામ લેવાની અગત્ય ઉપર ભાર મુકયો હતો.

## દારૂબંધીના ક્ષેત્રમાં ગુજરાતમાં થઇ રહેલું સંગીન કાર્ય

## સંસ્કૃતિ શું કહે છે ?

પ્રમુખ સ્થાનેથી બોલતાં ડૉ. શેખે ભારત વર્ષની પ્રાચીન ભૂમિમાં ઋષિ-મુનિઓ તેમજ તત્વવેત્તાઓએ મદ્યપાનને કઇ રીતે ત્યાજ્ય અને તિરસ્કરણીય ગણેલું તેનો સંક્ષિપ્ત પરિચય આપેલો. ધાર્મિક દ્રષ્ટિએ, સામાજિક દ્રષ્ટિએ, નૈતિક દ્રષ્ટિએ તેમજ ભૌતિક દ્રષ્ટિએ કોઇપણ રીતે દારૂની આ દેશની સંસ્કૃતિમાં સ્થાન હતું જ નહિ નેમ હોઇ શકે નહિ એમ ડૉ. શેખે ભારપૂર્વક જણાવ્યું હતું.

પ્રજાના સર્વાંગી કલ્યાણ સાથે દારૂબંધીનો સંબંધ ચર્ચતાં ડૉ. શેખે કહેલું કે કોઇપણ લોકશાહી રાજ્ય દુર્વ્યસની સમાજ ઉપર નિર્ભર ન રહી શકે. પરદેશી સરકારે આણેલી અને પોષેલી દારૂની બદી એ ગરીબ સમાજનાં અનેકવિધ સાંસારિક દુઃખો માટે જવાબદાર છે. ડૉ. શેખે વિશેષમાં કહેલું કે સરકારને દારૂમાંથી જે આવક થતી આવી છે તેનો ઘણો મોટો ભાગ ગરીબ વર્ગ તરફથીજ ભરાય છે. ગરીબ વર્ગની આ પાયમાલી કોઇપણ લોકશાહી રાજ્યતંત્ર સહન કરી શકે જ નહિ.

## લાગણીનો વિષય નથી

દારૂબંધીની વિરૂદ્ધ થતા વિધવિધ આક્ષેપોનો રદિયો આપતાં ડૉ. શેખે કહેલું કે દારૂબંધી એ કોઈ લાગણીનો વિષય નથી તેમ કોઈની અંગત ધૂન પણ નથી. મહાત્માજીએ એનો આદેશ આપ્યો છે એ કારણે એ સ્વીકારવાની છે એવું નથી. પરંતુ આપણી સરકારે જોયું છે કે સમાજની આર્થિક, નૈતિક, સામાજિક તેમજ રાજકીય ઉન્નતિ માટે એક માત્ર સાચો ઉપાય દારૂની બદી ટાળવાનો છે અને એથીજ દારૂબંધીની નીતિ પુનર્રચનાના પાયા તરિકે સરકારે સ્વીકારી છે

## સંતોષપ્રદ પ્રગતિ

આગળ ચાલતાં ડૉ. શેખે છેલ્લા ત્રણ વર્ષ દરમિયાન દારૂબંધીનું કાર્ય જે વેગ લઈ રહ્યું છે તેમજ ગોળની રસીમાંથી પાવર આલ્કોહોલ બનાવવાની અને મહુડાનાં ફૂલોનો ઉપયોગ કરવાની જે વિવિધ યોજનાઓ ઘડાઈ રહી છે તેનો પરિચય આપેલ અને દારૂબંધીને કારણે બેકાર બનતા તમામ ધંધાદારી વર્ગને બીજો વ્યવસાય આપવાનું સરકારની વિચારણા હેઠળ છે એમ તેઓશ્રીએ જણાવેલું.

અન્તમાં ગુજરાતમાં થયેલા દારૂબંધીના કાર્યની ડૉ. શેખે પ્રશંસા કરી હતી અને સંતોષ વ્યક્ત કર્યો હતો.

## સ્થિતિપાત્ર નાગરિકની ફરજ

સાંજે નડિયાદની મહીડા ભાગોળે ડૉ. શેખના હસ્તે એક સંસ્કાર કેન્દ્રનું ઉદ્ઘાટન થયું હતું. તે પ્રસંગે બોલતાં ડૉ. શેખે જણાવેલું કે સ્વાતંત્ર્યના આગમન સાથે દરેક સ્થિતિપાત્ર નાગરિકની ફરજ પોતાના ગરીબ અને કચડાયેલ જાતભાઈનો યથાશક્તિ ઉદ્ધાર કરવાની છે. આપણી રાષ્ટ્રિય સરકારે જનસામાન્ય માટે વિકાસનાં અનેક ક્ષેત્રો ખુલ્લાં મુકયાં છે. એનો ઉપયોગ યોગ્ય રીતે થવો જોઈએ. સ્વયંસેવા અને સહકાર એંજ બધા ફાયદાઓની ચાવી છે.

## પરિષદની ફલશ્રુતિ

પરિષદના બીજા દિવસે શ્રી. અર્જુનલાલાએ ગયા જૂન માસમાં દારૂબંધી- અધિકારીની જે પરિષદ અમદાવાદમાં મળી હતી તેમાં થયેલા કામકાજનો અહેવાલ આપ્યો હતો અને દારૂબંધી અધિકારીઓને ગ્રામજનોનો વધુમાં વધુ સંપર્ક સાધી મિશનરીના આદર્શથી કામ કરવાની સૂચના કરી હતી. દરેક જિલ્લાના અધિકારીઓએ પોત પોતાના જિલ્લામાં થઈ રહેલા દારૂબંધીના પ્રચારની રૂપરેખા આપ્યા બાદ પ્રમુખસ્થાનેથી બોલતાં ડૉ. શેખે જિલ્લાના દારૂબંધી અધિકારીઓને ગ્રામપુનઃરચના, પ્રૌઢ શિક્ષણ, વધુ અનાજ વાવવાની ઝૂંબેશ વગેરે સરકારની વિવિધ યોજનાઓથી ગામડાની જનતાને વાકેફ રાખવા માટે સૂચના કરી હતી.

પરિષદમાં નીચેના મુદ્દાઓની ચોખવટ થઈ હતી.

(૧) જિલ્લાના દારૂબંધી અધિકારીઓએ મોટાં ગામોને બદલે જિલ્લાનાં નાનાં ગામોમાં પદ્ધતિસરનું પર્યટન કરવું અને માત્ર ઉપલક્રિયા પ્રચારને બદલે કાયમી રચનાત્મક કાર્ય તરફ વધારે દૃષ્ટિ રાખવી.

(૨) મધ્યસ્થ ગામોમાં પ્રચાર માટે મેજીક લેન્ટર્ન અને ફિલ્મનો ઉપયોગ કરવો.

(૩) દારૂબંધી અધિકારીઓએ ગામડાંની મુલાકાત દરમિયાન વાવ, કુવા, તળાવ, રસ્તા, ખેતી ગ્રામોદ્યોગ વગેરેની પરિસ્થિતિથી પરિચિત રહેવું અને આમ જનતાના સામાજિક, નૈતિક અને સાંસ્કૃતિક ઉત્કર્ષ માટે પ્રયાસ કરવો.

(૪) સ્થાનિક સમાજસેવકો, શિક્ષકો વગેરેની મદદથી ભજન મંડળી–કલાપથક વગેરે તૈયાર કરવાં.

(૫) સુરત અને અમદાવાદ જિલ્લાની પેઠે જિલ્લા સ્કુલ બોર્ડ મારફત વિદ્યાર્થીઓની મદદ મેળવવી.

(૬) દારૂબંધીના પ્રચાર માટે સરકાર-ખાતે ઓછામાં ઓછું ખર્ચ કરવું. આમ પંચાયતો, સહકારી સોસાયટીઓ, મ્યુનિસિપાલિટીઓ, અને શાળાઓ વગેરેને થોડી ઘણી જવાબદારી માથે લેવાનુ ઉત્તેજન આપવું.

(૭) સહકારી સંસ્થાઓની મદદથી વધારે સંસ્કાર કેન્દ્રો ખોલવાં અને એને કલા, રમતગમત અને મનોરંજનનાં આદર્શ વિશ્રામસ્થાનો બનાવવાં.

તેજ દિવસે સાંજના ડૉ. શેખ તેમજ બીજા સંભાવિત મહેમાનો નડિયાદથી વીસ માઈલ દૂર આવેલા ખાનપુર ગામની મુલાકાતે ગયા હતા. ત્યાં શ્રી. રાવજીભાઈ પટેલના પ્રમુખસ્થાને મળેલી આસપાસના ૩૯ ગામોના બારૈયા અને પાટણવાડિયા કોમે...

સભામાં સરકારની દારૂબંધીની નીતિને સંપૂર્ણ રીતે સહકાર આપવાનો નિર્ણય લેવાયો હતો.

**પાવર આલ્કોહોલ પેદા થશે**

પરિષદને અંતે મુંબઈ તરફ પાછાં જતાં પહેલાં આપેલી એક અખબારી મુલાકાતમાં ડૉ. શેખે જણાવેલું કે ગોળની રસીમાંથી પાવર-આલ્કોહોલ ઉત્પન્ન કરવાનો સરકારનો ઇરાદો છે. આ અંગે રૂ. ૫૦ હજારને ખર્ચે નાસિકમાં એક પ્લાન્ટ તૈયાર થઈ રહ્યો છે. આવતા વર્ષના જૂન માસથી આ યોજના કામ કરતી થઈ જશે. દર વર્ષે આશરે નવ લાખ ગેલન પાવર આલ્કોહોલ પેદા થશે એવી ધારણા છે. એનો ભાવ પેટ્રોલ કરતાં સહેજ ઊંચો રહેશે અને સ્ટેટ ટ્રાન્સપોર્ટની બસોમાં ૬૦ ટકા પેટ્રોલ સાથે ૪૦ ટકા પાવર આલ્કોહોલ મેળવી એનો ઉપયોગ કરવામાં આવશે.

મહુડાનાં ફૂલોનો શો ઉપયોગ દારૂબંધી અમલમાં મૂકયા પછી કરવામાં આવશે એવા પ્રશ્નનો ઉત્તર આપતાં ડૉ. શેખે જણાવ્યું કે મહુડાના ફૂલો ખાતર તરીકે તેમજ ઢોરોના ખોરાક તરીકે ઉપયોગમાં લઈ શકાશે. તેમાંથી ગ્લુકોઝ લેકટીક એસિડ અને એસીટીક એસીડ પણ બની શકે તેમ છે. પરંતુ આ માટે જરૂરી મશીનરી અને ફોર્મ્યુલા મેળવવા માટે પ્રયાસ ચાલુ છે.

લશ્કરમાં વપરાતા દારૂ અંગે ડૉ. શેખે જણાવ્યું હતું કે હિંદ સરકારને મુંબઈ સરકારે મુંબઈપ્રાંત પૂરતા લશ્કરીઓ માટે દારૂનું રેશનિંગ કરવાની વિનંતિ કરી છે લશ્કરમાં કામ કરતા લોકો પોતાનો દારૂનો ક્વૉટા ઇતર શહેરીઓને વેચી શકશે નહિ.

# ગૃહમોરચે મહિલાઓનું યશસ્વી કાર્ય

તા. ૧૯ મી ઑક્ટોબર ૧૯૪૯ ના રોજ સૂરત જિલ્લાના વ્યારા ગામમાં અખિલ ગુજરાત ખ્રિસ્તિ મહિલા ટેમ્પરન્સ યુનિયનની સભા મળી હતી. એ સભાની કાર્યવાહી દ્વારા ગુજરાતના નારી સમુદાયે દારૂબંધીના ક્ષેત્રમાં જે પહેલ કરી છે તે સફળતાની શુભ નિશાની છે. દારૂ સામેની લડત દુનિયામાં સર્વત્ર સ્ત્રીઓને ફાળે જાય છે. કારણ કે ઘરનું આંગણું કે જ્યાં સ્ત્રીઓનું સામ્રાજ્ય પ્રવર્તે છે, તેની જ શાંતિમાં દારૂ વિઘ્ન નાંખે છે. દારૂની બદી સામે સ્ત્રીઓએ ઉઠાવવી જોઈતી લડતનો નિર્દેશ મહાત્મા ગાંધીજીએ પણ કર્યો હતો અને દારૂબંધીની ચળવળમાં ફાળો આપવા માટે એમણે સ્ત્રીઓને ઉદ્બોધન પણ કર્યું હતું.

ઉપર નિર્દિષ્ટ કરેલ સભામાં સ્ત્રીઓએ દારૂબંધીના કાર્યક્રમમાં કઈ જાતનો ફાળો આપવો જોઈએ એ અંગે નિર્ણયો લેવામાં આવ્યા હતા. સભામાં દારૂબંધી અંગેની નિબંધિકાઓ, વાર્તાઓ, ભજનો વગેરેની હરિફાઈઓ યોજવામાં આવી હતી. અને સરકારની દારૂબંધીની નીતિ, દારૂબંધીના આદર્શ અને મદ્યપાનની શરીર ઉપર થતી અસર એ વિષય બાબત બે વ્યાખ્યાનો યોજવામાં આવ્યા હતાં.

સૂરત જિલ્લાની દારૂબંધી સમિતિએ આ સભાને સહકાર આપ્યો હતો.

આશરે ૧૮૧૦ ની આસપાસ ખ્રિસ્તિ મિશનરીઓએ હિંદમાં ટેમ્પરન્સ ચળવળની સ્થાપના કરી હતી. અને આ ટેમ્પરન્સની ચળવળ ક્રમેક્રમે સંપૂર્ણ નિર્વ્યસનમાં પરિણમી હતી.

આ સંસ્થાએ દારૂબંધીના ક્ષેત્રમાં સ્ત્રીઓએ કરવાના કાર્યની જે રૂપરેખા દોરી છે તે નીતિનું અનુકરણ દેશભરની ઇતર સ્ત્રીસંસ્થાઓ પણ કરે એ વાજબી છે. આ કાર્યક્રમના પહેલાં અંગ તરીકે ટેમ્પરન્સ યુનિયનની દરેક શાખાએ પાંચ મંડળો યોજવાં અને એ દ્વારા લોક શિક્ષણનો તેમજ દારૂબંધીનો પ્રચાર કરવો. બીજા અંગ તરીકે દરેક શાખાએ ભજન મંડળીઓ યોજવી અને ભજનો દ્વારા ઘેરઘેર દારૂબંધીનો સંદેશ પહોંચાડવો. ત્રીજા અંગ તરીકે બીજા કોઈપણ ઉપાય દ્વારા લોકોને દારૂબંધીનું રહસ્ય ઠસાવી શકાય એ ઉપાયની અજમાયશ કરવી.

સભામાં દારૂબંધી અંગેના ભીંતિચિત્રોનું તેમજ પ્રચાર સાહિત્યનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. અને મદ્યપાનની ખરાબ અસરને તાદૃશ અભિનય દ્વારા દર્શાવવામાં આવી હતી.

પ્રાંતિક ધારાસભાની શિયાળાની બેઠકને કારણે પ્રાંતીય પ્રધાનો તેમજ આગેવાન સમાજસેવકોનો લાભ પૂના શહેરની દારૂબંધી સમિતિ લઈ શકી હતી. અને વિવિધ કાર્યક્રમો યોજી શકેલી. હરેક જાહેર પ્રસંગનો ઉપયોગ દારૂબંધીનો સંદેશ જનતામાં પ્રસરાવવા માટે કરવામાં આવ્યો હતો. ખેતીવાડી ખાતાના પ્રધાન શ્રી. એમ. પી. પાટીલે 'વધુ અનાજ ઉગાડોનું' રહસ્ય એક જાહેર સભામાં દર્શાવ્યું હતું. ગાંધી જયંતી દરમ્યાન થયેલાં વ્યાખ્યાનોમાં પણ મહાત્માજીનો દારૂબંધીનો આદર્શ વિવિધ રીતે સ્ફૂટ કરવામાં આવ્યો હતો.

સામાન્ય માણસની સારી અથવા નરસી પરિસ્થિતિ *એજ લોકશાહી રાજતંત્રની સફળતા અથવા નિષ્ફળતાની* નિશાની છે. પ્રાંતના વડા પ્રધાન શ્રી. બાળા સાહેબ ખેરે આ પરિસ્થિતિને સમજી વડાર કોલોનીમાં વડાર સમાજ સહકારી સંસ્થા તરફથી સહકારી પ્રવૃત્તિના ઉત્કર્ષ માટે યોજાયેલ જાહેર સભામાં વડાર જ્ઞાતિનો આમવર્ગ સાથે અંગત સંપર્ક સાધ્યો હતો. શ્રી. બાળા સાહેબે પોતાના હરહંમેશના ફરકતા સ્મિત સાથે વડાર શ્રોતાજનોમાં એકરસ થઈ એમની સામાજિક અને આર્થિક અવનતિનાં મૂળનો એમને પરિચય કરાવ્યો હતો. આ અવનતિનું કારણ શ્રી બાળા સાહેબે કહ્યું તેમ વડાર જ્ઞાતિમાં કેળવણીનો અભાવ અને માદક પીણાનો ચસકો હતો. શ્રી. બાળા સાહેબ જ્યાં જ્યાં જાય છે અને સભાસદોને ઉદ્બોધે છે ત્યાં ત્યાં સભાજનો સાથે એકરસ થવાને લીધે જ તેઓશ્રી પોતાનો ઉદ્દેશ પાર પાડી જાય છે.

જો કોઈપણ આદર્શને પહેલેથી છેલ્લે સુધી બરાબર વળગી રહેવામાં આવે અને એને યોગ્ય રીતે અમલમાં મુકવામાં આવે તો જન સામાન્ય એનો જરૂર સત્કાર કરે. પૂના શહેરનું જન-સેવા-મંડળ આ વસ્તુસ્થિતિને લક્ષમાં રાખી કાર્ય કરી રહેલ છે. ભંગીહાટીમાં જનસેવા-મંડળે તાજેતરમાં એક સ્નેહસંમેલન યોજ્યું હતું અને એમાં ભોકરવાડા, નાનાપેઠ, ભવાનીપેઠ વગેરે જુદા જુદા વિસ્તારોના લોકોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. પૂના શહેરના મ્યુનિસિપલ કમિશનર શ્રી. એસ. જી. બર્વે પ્રમુખ સ્થાને હતા. સ્નેહસંમેલન દરમ્યાન જુદી જુદી રમત ગમતો યોજાઈ હતી. પ્રમુખ સ્થાનેથી બોલતાં શ્રી. બર્વેએ અસ્પૃશ્યતાનિવારણ પ્રૌઢશિક્ષણ, દારૂબંધી વગેરે પ્રશ્નો ચર્ચ્યા હતા. પલટાતા સમયના પ્રવાહને પારખવાની અને એને અનુરૂપ થઈને વર્તવાની એણે શ્રોતાજનોને અપીલ કરી હતી. જે વ્યક્તિ કે જે સમાજ વખતને સમજીને નહિ વર્તે તે પદચ્યુત થશે, એવી સ્પષ્ટ ચેતવણી શ્રી. બર્વેએ આપી હતી. શ્રોતાજનોનો મોટો ભાગ હરિજનોનો હતો.

આ પ્રસંગે ઇનામોની વહેંચણી શ્રીમતી બર્વેના વરદ હસ્તે થઈ હતી.

પૂના જિલ્લાની દારૂબંધી સમિતિએ સર્વોદય સંઘ સાથે સહકાર સાધી તલેગાંવ-દભાડામાં યોજાયેલ એક પ્રદર્શનમાં દારૂબંધી અંગેનો એક સ્ટૉલ મુક્યો હતો. આ પ્રદર્શનમાં દારૂબંધી અંગેનું પ્રચાર સાહિત્ય તેમજ ભીંતચિત્રો ગોઠવવામાં આવ્યાં હતાં. સર્વોદય યોજનાનો તેમજ દારૂબંધીનો આદર્શ એકજ હોઈ આ સહકારથી સિદ્ધિને બહાલી મળશે એમ માનવું એ વાજબી છે.

કોલાબા જિલ્લાની દારૂબંધી સમિતિએ જિલ્લામાં ગ્રામસુધાર સપ્તાહ, ગાંધી જયંતિ વગેરે જાહેર કાર્યક્રમો બહુજ રસપૂર્વક ઉજવ્યા હતા. પ્રચાર ગાડીનો ઉપયોગ પણ ઠેર ઠેર સારા પ્રમાણમાં કરવામાં આવ્યો હતો. સ્થાનિક જનતાએ દારૂનિષેધનાં અને સામાજિક નાટકો દ્વારા તેમજ અખાડા પ્રવૃત્તિદ્વારા સ્વયંસેવાનો આદર્શ વ્યક્ત કર્યો હતો. જિલ્લાના દારૂબંધી અધિકારીએ ચાલુ માસ દરમ્યાન આશરે ૨૯ ગામોમાં પ્રવાસ ખેડ્યો હતો. અને પ્રચારના જુદાં જુદાં સાધનોનો ઉપયોગ કર્યો હતો. દારૂબંધી અંગેની બે ફિલ્મો બતાવવામાં આવી હતી. તેમજ હરરોજના જીવનમાં ઉપયોગી એવા કેટલાયે વિષયો ઉપર માહિતી પ્રધાન વ્યાખ્યાનો આપવામાં આવ્યાં હતાં.

સોલાપૂર અને બીજાપૂર બન્ને જિલ્લાઓએ દારૂબંધીના કાર્યક્રમના બધાંજ અંગોને સ્પર્શી એવી પ્રવૃત્તિ કરી હતી. સંસ્કાર કેન્દ્રોમાં દારૂબંધી અંગેની ફિલ્મો બતાવવામાં આવી હતી. અને નાટ્ય, વાદન, ગાન વગેરે સંસ્કાર કાર્યક્રમો રાખવામાં આવ્યા હતા.

પંઢરપુરના કાર્તિકી મેળામાં સંત ગાડગે મહારાજે પોતાના ભજન કીર્તનના સામુદાયિક કાર્યક્રમો દ્વારા ચંદ્રભાગાને તીરે હજારો યાત્રિકો ને દારૂબંધીનો સંદેશ પાઠવ્યો હતો. સ્થાનિક વર્તમાન પત્રોએ આ કાર્યક્રમને યોગ્ય પ્રકાશન આપ્યું હતું.

ગ્રામ સુધાર સપ્તાહ દરમ્યાન બીજાપૂર શહેરમાં પ્રો. લાગલી અને શ્રી. દરસ્લાએ વ્યાખ્યાનો આપ્યાં હતાં

સામાન્ય માણસને સમજાય છે:-

# સુખી જીવનનો સાચો રાહ

ગેરકાયદેસર દારૂના ઉત્પાદન અને એના છૂપા વ્યાપારને જન સામાન્યની મદદથી દાબી દેવા માટે શહેરની દારૂબંધી સમિતિને આખરે સફળતા મળી છે. અગ્રીપાડા, તાડવાડી, ધારાવી, કમાઠીપુરા, વડાલા વગેરે વિસ્તારોમાં સતત પરિશ્રમ દ્વારા પશ્ચાદ્ ભૂમિકા તૈયાર કરેલી હોઈ જન સામાન્યને હવે એમ લાગવા માંડ્યું છે કે સંપૂર્ણ નિર્વ્યસની જીવન એજ સુખી જીવનનો સાચો ઉપાય છે. અને એથીજ લોકો દારૂબંધીના અમલને ખરા હૃદયથી સત્કારતા થયા છે. કમાઠીપુરા એ એક ઘણોજ ખરાબ લત્તો ગણાય છે ત્યાંના લોકોનું પણ સમાજ સેવકોના પરિશ્રમથી હૃદય પરિવર્તન થયું છે. શહેરની દારૂબંધી સમિતિએ આ વિસ્તારમાં ભરેલી એક પ્રચાર સભામાં સમાજ વિરોધી તત્વોએ ગુંડાગિરી કરી ખલેલ પહોંચાડવા પ્રયાસ કરેલો. લોકોના મોટા ભાગે એનો સામનો કરી ગુંડાઓને કાયદાને હવાલે કરી દીધેલા અને એનાં કાળાં કર્મો ને ઉઘાડાં પાડેલાં. લોકોનો આ જાતનો સહકાર એ દારૂબંધીના ક્ષેત્રમાં નવા યુગના ઉદયનું સૂચન છે.

## મરાઠી નાટ્યકારનો પ્રવેશ

એક દિવસ એવો હતો કે જ્યારે મરાઠી રંગભૂમિ ઉપર શ્રી. રઘુવીર સાવકારની નાટ્ય કૃતિઓ અત્યંત લોકપ્રિય હતી. હવે એમણે દારૂબંધીના ક્ષેત્રમાં પોતાની કલમ અજમાવવી શરૂ કરી છે. એમનું નાટક "પારૂચી કહાણી" હાલમાં દામોદર ઠાકરસી હોલમા ભજવાઈ રહ્યું છે.

શ્રી. સાવકારે 'રંગ દેવતા' નામે એક નાટ્યમંડળી પણ શરૂ કરી છે. અને દર શનિ અને રવિવારે ભજવાના આ નાટકમાં મોટી જનમેદની રસ લઈ રહી છે.

## મુશાયરાની ફલશ્રુતિ

નોર્થબ્રુક ગાર્ડન્સના કલ્યાણ કેન્દ્ર ઉપર એક મુશાયરો યોજવામાં આવ્યો હતો. તેમાં સંખ્યાબંધ મુસ્લિમ કવિઓએ પોતાની ગઝલો દ્વારા નિર્વ્યસની જીવનનો ઇસ્લામનો આદેશ મુક્ત કંઠે ગાયો હતો. શ્રોતાજનોમાં મુસ્લિમો અને બિનમુસ્લિમો— બધાજ હતા. મરાઠી કવિઓએ પણ એમાં ભાગ લીધો હતો. મુસ્લિમ નેતાઓએ સરકારની દારૂબંધીની નીતિને સ્પષ્ટ કરતાં વ્યાખ્યાનો કર્યાં હતાં.

## ટેમ્પરન્સ યુનિયનની સભામાં

ખ્રિસ્તિ મહિલા ટેમ્પરન્સ યુનિયન એ આંતરરાષ્ટ્રિય સંપર્કો ધરાવતી સંસ્થા છે અને એની એક શાખા શહેરમાં પણ છે. આશરે સોઠ્ઠસો વર્ષ પહેલાં આ સંસ્થાનો ઉદ્દેશ મદ્યપાનની બાબતમાં સંયમની કેળવણીનો હતો, પરંતુ વખત જતાં એના નામ સાથે ભલે 'ટેમ્પરન્સ' શબ્દ સંકળાયેલ હોય પરંતુ હવે એનો આદર્શ સંપૂર્ણ મદ્યનિષેધ જ રહેલ છે.

દારૂબંધી ખાતાના ડેપ્યુટી કમિશનર ડૉ. એ. યુ. શેખે સદરહુ સંસ્થાની એક સભાને ઉદ્બોધન કરતાં એનાં ધ્યેયની તેમજ પ્રવૃત્તિની પ્રશંસા કરી હતી. તેમજ સરકાર તરફથી દરેક પ્રકારના સહકારની ખાત્રી આપી હતી. સદરહુ શાખાના બીજા એક અધિવેશન વખતે દુનિયાભરની બધી સંસ્થાઓના પ્રમુખ હાજર હતા. ત્યારે ડૉ. શેખ બીજી પ્રવૃત્તિઓમાં રોકાએલ હોઈ પ્રાંતિક-દારૂબંધી સમિતિના મદદનીશ મંત્રી શ્રી. જ્હોન બાર્નબસ સભા સમક્ષ બોલેલા. તેમણે મુંબઈ સરકારની દારૂબંધી નીતિનો પુરસ્કાર કરતાં હિંદના, અમેરિકાના તેમજ દુનિયાભરના બીજા દેશોના મળી આવતા આંકડાઓ ટાંક્યા હતા અને દારૂબંધી ખાતાં તરફથી કરવામાં આવતી પ્રચારાત્મક તેમજ મનોરંજક પ્રવૃત્તિનો પરિચય આપ્યો હતો. સંસ્થાને દારૂબંધીના ક્ષેત્રમાં સંપૂર્ણ સહકાર આપવા માટે એમણે વિનંતિ કરી હતી.

શ્રી જ્હોન બાર્નબસે સંસ્થાના નામ સાથે સંકળાયેલ 'ટેમ્પરન્સ' શબ્દમાં રહેલ દેખીતા વિરોધાભાસ તરફ લક્ષ દોર્યું હતું. સંસ્થાનો ઉદ્દેશ સંપૂર્ણ મદ્યનિષેધનો હોઈ 'ટેમ્પરન્સ' શબ્દમાં એની પુરેપુરી અભિવ્યક્તિ થતી નથી એમ તેમણે દર્શાવ્યું હતું. સ્કોટલેન્ડમાં આજ સંસ્થાની શાખાઓના શીર્ષકમાં ટેમ્પરન્સને બદલે સંપૂર્ણ નિષેધ સૂચવતા શબ્દો ઉમેરવામાં આવ્યા છે એમ તેમણે જણાવ્યું હતું. સંસ્થાના

લાગતા વળગતા સત્તાવાળાઓએ આ પ્રશ્નને નજીકના ભવિષ્યમાં હાથમાં લેવાની ખાત્રી આપી હતી.

## ચાર મુદ્દાઓ

યંગમેન્સ ક્રિશ્ચિયન એસોશીએશન એ આંતરરાષ્ટ્રિય સંપર્ક ધરાવતી બીજી એક સંસ્થા છે અને શહેરમાં એની કેટલીએ શાખાઓ કામ કરી રહી છે. સમાજ સેવામંડળના ઉપક્રમે યોજાયેલી સંસ્થાની એક સભામાં ડૉ. એ. યુ. શેખ પ્રમુખ સ્થાને હતા. અને શ્રી. જ્હોન બાર્નબસે વ્યાખ્યાન આપ્યું હતું.

શ્રી. બાર્નબસે દારૂબંધીના કાર્યક્રમનો પુરસ્કાર કર્યો હતો. અને નીચેના ચાર મુદ્દાઓ રજૂ કર્યા હતા.

(૧) દારૂબંધીના અમલને કારણે અથવા તો મદ્યપાનને કારણે ગુનાના પ્રમાણમાં થતો, ઘટાડો અથવા વધારો;

(૨) સંપૂર્ણ દારૂબંધીને અથવા બેફામ મદ્યપાનને કારણે કોઈપણ કુટુંબના સુખમાં થતી અભિવૃદ્ધિ અથવા આવતો વિનાશ.

(૩) દારૂબંધીને અથવા મદ્યપાનને કારણે સમાજનું સુધરતું અથવા બગડતું જીવન ધોરણ.

(૪) દારૂબંધીને અથવા મદ્યપાનને કારણે થતી સામાજિક ઉન્નતિ અથવા અવનતિ.

પોતે રજૂ કરેલા મુદ્દાઓના આધાર તરીકે શ્રી જ્હોન બાર્નબસે સંખ્યાબંધ આંકડાઓ ટાંકયા હતા.

## દારૂબંધી શા માટે?

એજ સંસ્થાની ભાયખલાની શાખામાં વર્તમાન વિષયના અભ્યાસ વર્તુળ સમક્ષ શ્રી. બાર્નબસે "શા માટે દારૂબંધી?" એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું.

ઉપરના સમારંભમાં પ્રશ્નોત્તરી પ્રસંગે જે પ્રશ્નો પૂછા હતા તે ઉપરથી એવો આભાસ થતો હતો કે કેટલાક દારૂબંધીને અપનાવતાં સહેજ અચકાતા હતા. આવા લોકો સમજાવવા માટે પ્રચાર એજ મુખ્ય સાધન ગણી શકાય.


# અભ્યર્થના

## દારૂનિષેધનાં ગીતોનો નવો સંગ્રહ

શ્રી. 'વિવિત્સુ', 'મોહિનીચંદ્ર', શ્રી. રમણલાલ સોની, શ્રી. 'પતીલ' શ્રી. સુરેશ ગાંધી, 'મધુરમ્', ચીમનલાલ પંડ્યા, કુમુદચંદ્ર મહેતા, ગોવિન્દલાલ પંચાલ, વગેરે ગુજરાતના સુપ્રસિદ્ધ તેમજ પ્રયોગશીલ કવિઓનાં દારૂનિષેધનાં આશરે બાવીસ ગીતોનો નવો સંગ્રહ.

**ચાલુ માસના ત્રીજા સપ્તાહમાં બહાર પડશે.**

સુન્દર દ્વિરંગી જેકેટ, પૃષ્ટ સંખ્યા ૩૨ કિંમત ૦-૪-૦

**તમારી નકલો વી. પી. થી મંગાવો**

**મંત્રી, પ્રાંતિક દારૂબંધી સમિતિ,**
ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ,
**મુંબઈ. ૧**

તમારા જિલ્લાના દારૂબંધી અધિકારી પાસેથી પણ 'અભ્યર્થના' ની નકલો ટૂંક વખતમાં મેળવી શકશો.


મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિનું આ મુખપત્ર લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ પ્રેસ, જ્યુબ્લી સેદન, અંધેરીમાં શ્રી. રસિકલાલ છ. પરીખે છાપ્યું છે અને મુંબઈ સરકારના મદ્યગન ખાતાએ પ્રસિદ્ધ કર્યું છે.

# પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

## (૧) NEW LIVES FOR OLD:

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પુરી પાડતી આ પુસ્તિકામાં મુંબઈના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઈના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંશયોનો રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે.

ક્રાઉન સાઈઝનાં ૧૩૧ પાનાં, દ્વિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂા. ૧-૪-૦.

## (૨) પાપનું પ્રાયશ્ચિત્ત:

લેખક: શ્રી મનુભાઈ સુખલાલ શાહ; પૃષ્ટ સંખ્યા ૪૦: કિંમત ૦-૨-૦ ગામડામાં બહુજ ઓછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તવી દારૂનિષેધ અંગેની નાટિકા

## (૩) દારૂનો દવ:

દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતા અને દારૂડિયાનું કરુણ અધઃપતન વર્ણવતાં શ્રી. ઉમાશંકર જોષી, મા નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં સોળ કાવ્યોનો સંગ્રહ

## (૪) સ્વરાજ્યની સંગાથે:

સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતાં મજૂરજીવનમાં આવેલ નવચેતનને સ્પર્શતી ત્રણ નવલિકાઓ કિંમત ૦-૨-૦

## (૫) આંખ ઊઘડી:

(બે નવલિકાઓ) શ્રી સોપાન અને શ્રી ધનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે વેધક વાર્તાઓ; પૃષ્ટ સંખ્યા ૨૮, કિંમત ૦-૨-૦

## (૬) માણસાઈનો વિજય:

(બે વાર્તાઓ) પૃષ્ટ સંખ્યા ૨૪, કિંમત ૦-૨-૦. શ્રી પીતામ્બર પટેલ અને શ્રી સીતારામ શર્માની દારૂડિયાનાં હૃદયપરિવર્તન વર્ણવતી બે વાર્તાઓ

## (૭) છેલ્લી ઘડીએ:

લેખક - શ્રી ધનસુખલાલ મહેતા : બહુજ ઓછી મહેનતે ભજવી શકાય એવી દારૂનિષેધ અંગેની એક સચોટ નાટિકા

**તમારી નકલો વી. પી. થી મંગાવો**

**મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ**

ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ-૧


# સંજીવનની નકલો

તમારા જિલ્લાના દારૂબંધી અધિકારી પાસેથી પણ તમે મેળવી શકો છો. વાર્ષિક લવાજમના રૂા. ત્રણ જિલ્લા દારૂબંધી અધિકારી પસે ભરવાથી પણ 'સંજીવન' એક વર્ષ સુધી નિયમિત મેળવી શકશો.

## અનુક્રમણિકા



★ 'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામપુનર્ઘટના, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ અને બીજા રચનાત્મક કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને ફોટાઓ આવકારવામાં આવે છે.

★ બદલાનાં સામયિકો અને ગ્રંથાવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે.

★ **પ્રકાશન અર્થે પસંદ થયેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે.**

★ 'સંજીવન' માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો યોગ્ય ટિકિટો ચોડી હશે તોજ પાછી મોકલવામાં આવશે.

★ 'સંજીવન'માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થતાં મન્તવ્યો સાથે મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ હરહંમેશ સંમત છે એમ માનવાનું નથી.

ટીપઃ-'સંજીવન' ગ્રાહકોને દર માસના પહેલા અઠવાડિયામાં પહોંચતું ન થાય તો તેઓએ ઓફિસને તા. ૧૫ મી પહેલાં જણાવવું. ત્યાર પછી કોઈપણ જાતની ફરિયાદ સાંભળવામાં આવશે નહિ.


મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ : નં. ૨૯૬, બજાર ગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ ૧.

# સંજીવન

વર્ષ બીજું : ] જાન્યુઆરી—૧૯૫૦ [ અંક છઠ્ઠો

## ધરતી બોલાવે

ઊઠો રે ધરતીના જાયા,
જાગો રે ધરતીના જાયા,
ધરતી બોલાવે !
જાગો રે ધરતીના જાયા,
ઊઠો રે ધરતીના જાયા,
મેહુલો હુલાવે !

કાળ કેરે કારમે સોવાતાં યે સૂપડે,
ઝંઝાથી જબરી વીંઝાતાં યે ઝૂંપડે,
કદી કદી છોને વિલાયા,
ધરતીના જાયા, ધરતી બોલાવે !

ગવરી ધેનુનાં શ્રાવણ પાને રે આવે,
ઉત્સુક વાછરુ ભાવે જો ધાવે;
ધરતી યે અમરત છાનાં રે'લાવે!
ધરતીના જાયા, ધરતી બોલાવે !

કદી કદી ધરતી યે પારખાં લેતી,
હસી હસી મબલખ અમીધાર વ્હેતી,
છલી છલીને છલકાવે;
ધરતીના જાયા, ધરતી બોલાવે !

ઊઠો રે ધરતીના જાયા, જાગો રે ધરતીના જાયા,
ધરતી બોલાવે !

સુંદરજી ગો. બેટાઈ

મદ્યાર્ક વિષે

# કેટલુંક યથાર્થદર્શન

પ્ર

લેખાંક પાંચમો

બેહદ મદ્યપાનને કારણે માણસની નીતિદૃષ્ટિ જે પહેલાં ચલિત થઈ ગઈ હોય છે તે વધારે ચલિત થઈ જાય છે. જાણીતા અંગ્રેજ દાક્તર મિ. ફોથરગીલે દારૂડિયાની આ જાતની સ્થિતિનું બહુ જ સચોટ વર્ણન કરેલ છે.

"મદ્યપાનને કારણે થતા અધઃપાતનું આબેહુબ પ્રતીક દારૂડિયાનું દર્શન છે. ચીથરેહાલ સ્થિતિમાં, નિરાશાના સાગર પેઠે તે ભૂતકાળને ચિંતવતો, અને દારૂની દુર્ગંધમાં સબડતો, સમૃદ્ધ માનવતાની વચ્ચે ભિખારીની જેમ અહીંતહીં ભમતો નજરે પડે છે આ માણસથી મજૂરી થઈ શકતી નથી; મહેનત માટે વિચાર સરખો પણ તે કરી શકતો નથી. નાગરિક તરીકેની ફરજ બજાવવા માટે એ કેવળ નાલાયક થઈ ગયો હોય છે. એ ઉકરડાના કોઈ જંતુની પેઠે દૂર દૂર ફેંકાયલો રહે છે. સ્વમાન જેવી કોઈ ચીજ એનામાં હોતી નથી કારણકે એને કોઈ માન આપે એવી કોઈ જ વસ્તુ એનામાં હોતી નથી. એ એક બેશરમ અસત્યવાદી હોય છે. અને નર્યા અસત્યને સત્ય તરીકે સ્થાપવા એ વૃથા પ્રયાસ કરતો હોય છે. પોતાનો વિનાશ નોતરનાર દારૂનું એકપણ ટીપું વધારે મેળવવાના સાધનની શોધમાં એ કેટલો નીચે પડશે તેનું કોઈ પ્રમાણ હોતું નથી."

## મદ્યપાન અને નૈતિક અધઃપતન

મદ્યપાનના પરિણામે નીપજતા નૈતિક અધઃપતન વિષે એક જાણીતા અંગ્રેજ દાક્તરે ઘણાં વર્ષો પહેલાં કહેલું;

"મદ્યપાનને કારણે જો ગાંડપણ, ઘેલછા કે મૂર્ખાઈ ન આવતાં હોય તો એને લીધે ઈચ્છા શક્તિનો નાશ અને મગજ શક્તિની નબળાઈ એટલું તો પરિણામે છેજ. અને માણસમાં બુદ્ધિને બદલે વધારે પડતી લાગણી પેસી જાય છે."

એજ રીતે ડૉ. કારપેન્ટર નામે બીજા એક જાણીતા દાક્તરે મદ્યપાનને ઈચ્છા શક્તિનું વિનાશક અને તીવ્ર આવેશનું ઉત્પાદક ગણેલ છે.

માણસમાં રહેલો અધમતા અને પાશવી વૃત્તિનો અંશ એની ધાર્મિકતા સંસ્કારિતા અને કેળવણીના પ્રભાવને લીધે દબાઈ જાય છે. દારૂડિયાની ઈચ્છાશક્તિ નબળી પડી ગયેલી હોય એની સંસ્કારિતા વિલીન થઈ જાય છે અને એટલેજ એ મદ્યપાનની અસર હેઠળ સાધારણ રીતે ન કરે તેવા ગુનાઓ કરવા પ્રેરાય છે, ગુનાશાસ્ત્રીઓનો એવો અભિપ્રાય છે કે ખૂની જો દારૂની અસર હેઠળ ન હોય તો ભાગ્યે જ આગળથી નક્કી કરેલું ખૂન કરી શકતો હોય છે. અંતરાત્માના અવાજને ઘડીભર દાબી દેવાને અને કેળવણીને કારણે આવતી સંસ્કારિતાને ઢાંકી દેવા માટે તેમજ ઘડીભર એક જીવતા જાગતા માણસનો જાન લઈ શકે એટલી પાશવી વૃત્તિ કેળવવા માટે એને મદ્યપાન કરવું પડતું હોય છે. મદ્યાર્ક બુદ્ધિને બુઠ્ઠી બનાવે છે, હૃદયને પાષાણ બનાવે છે અને સારાસાર વિવેકને નષ્ટ કરે છે. એથીજ દારૂડિયો હિંસા અથવા અહિંસા વગર ચોરી અથવા લૂંટફાટ કરી શકે છે. અને ખૂન કરવા જેવા લોહિયાળ કામ માટે પણ એ તૈયાર થઈ જાય છે.

દારૂડિયાઓએ જાતે કરેલા ગુનાઓમાં આપણે એનાં બૈરાં અને છોકરાંઓ વડે થતા ગુન્હાઓ પણ ઉમેરવા જોઈએ કારણ કે એના નિરાધાર કુટુંબને, પેટને ખાતર, બીજા સુખી સંજોગોમાં ન કરવા પડે, તેવા ગુન્હાઓ નિરાશા અને દુઃખને કારણે કરવા પડતા હોય હોય છે.

આ અંગે અમેરિકાના એક વખતના પ્રેસિડન્ટ થીઓડોર રૂઝવેલ્ટે સ્વાનુભવને પરિણામે એક વખત કહેલું:

"દારૂનો વ્યાપાર સામાન્ય પ્રજામાં ગુનાહિત તત્વોનો ફેલાવો કરે છે અને પીઠાનાં માલિકોમાં કાયદાનો ભંગ કરવાની વૃત્તિ જગાડે છે. દારૂડિયાઓને જો એમની ઈચ્છા મુજબ વર્તન કરવા દેવામાં આવે તો તેઓ માત્ર સામાજિક તંત્ર જ નહિ પણ રાજકીય તંત્ર પણ ભાંગી નાખે."

મદ્યપાન અને ગુનાવૃત્તિ વચ્ચે જે ગાઢ સંબંધ પ્રવર્તે છે એને અંગે ડૉ. કેલ્લોગે કેટલીક આધારભૂત હકીકતો એકઠી કરેલ છે.

“ ૧૮૧૨ અને ૧૮૧૮ વચ્ચે ઇગ્લેન્ડ અને વેલ્સમાં દર વર્ષે સરેરાશ ૫૦ લાખ ગેલન દારૂનો વપરાશ થયો હતો. અને પ્રત્યેક વર્ષે આશરે અગિયાર હજાર માણસો દારૂની અસર હેઠળ કરવામાં આવેલા તેમજ દારૂની અસર વગર કરેલા ગુનાને કારણે પકડાયા હતા. ૧૮૨૬ થી ૧૮૩૨ નાં સાત વર્ષ દરમ્યાન ઇગ્લેન્ડ અને વેલ્સમાં દર વર્ષે સરેરાશ નેવું લાખ ગેલન દારૂનો ઉપયોગ થયો હતો. અને આ બીજા સાત વર્ષના ગાળા દરમ્યાન આશરે ૨૧૭૦૦ માણસો જુદા જુદા ગુનાઓને કારણે પકડાયા હતા. આ બંને આંકડાઓને સરખાવતાં એમ જણાય છે કે પહેલાં સાત વર્ષ દરમ્યાન દર વર્ષે દારૂના જે જથ્થાઓનો વપરાશ થતો તેથી બીજાં સાત વર્ષ દરમ્યાન બમણો વપરાશ થવા લાગ્યો; અને ગુનાને કારણે પકડાતા માણસોની સંખ્યા પણ સરેરાશ બમણી થઈ ગઈ. ગુનાના પ્રમાણમાં થયેલા વધારાનું કારણ વસ્તીનો વધારો ગણી શકાય નહિ કારણ કે ૧૮૧૨–૩૨ ના ગાળા દરમ્યાન ગુનાનું પ્રમાણ બમણું થયું હતું જ્યારે ઇંગ્લેન્ડ અને વેલ્સની વસ્તીમાં વધારો તો માત્ર ૧/૩ નો જ થયો હતો.

સ્કૉટલૅન્ડના એક જાણીતા સંશોધક ડૉ. નોટને પણ આ વિષયમાં રસ હોઇ એમણે કેટલુંક સંશોધન કરેલું. તેમના મત મુજબ,

“સ્કૉટલૅન્ડમાં ૧૮૨૩ માં દેશી પીણાંઓનો વાર્ષિક ઉપયોગ ૨૩ લાખ ગેલન જેટલો હતો. અને ૧૮૩૭ માં તે ઉપયોગ ૬૭૭૬૭૧૫ ગેલન જેટલો હતો એટલે કે આગળ કરતાં ત્રણસો ટકા વધારે હતો. જ્યારે ગુનાનું પ્રમાણ ૧૮૨૩ કરતાં ૧૮૩૭ માં ૪૦૦ ટકા વધ્યું હતું.”

ઇગ્લૅન્ડમાં થોડાં વર્ષ પહેલાં ટેમ્પરન્સને લગતી પ્રગટ થયેલી એક ચોપડીમાં જણાવવામાં આવ્યું છે કે,

“૧૮૦૮ માં આયરલૅન્ડમાં ડીસ્ટીલરીઓ જ્યારે બંધ કરવામાં આવી ત્યારે ગુનાઓનું પ્રમાણ આશ્ચર્યજનક રીતે ઘટી ગયું! ૧૮૧૦ માં જ્યારે એ ફરી શરૂ થઈ ત્યારે ગુનાનું પ્રમાણ ચાર ગણું વધી ગયું.”

આ બધી વિગતોને લક્ષમાં લેતાં આપણે એવું અનુમાન કરવા પ્રેરાઈએ છીએ કે મદ્યપાન અને ગુનાહિત વૃત્તિને એટલો બધો ગાઢ સંબંધ છે કે કોઈપણ વિસ્તારમાં મદ્યપાનનું પ્રમાણ જેટલું વધે છે તેટલા પ્રમાણમાં ગુનાઓ પણ વધે છે. અને મદ્યપાન જેટલું ઘટે છે તેટલા પ્રમાણમાં ગુનાઓ પણ ઘટે છે.

હવે નિષ્ણાતો કેટલા પ્રમાણમાં ગુનાઓને મદ્યપાનના કારણરૂપ ગણે છે તેનો થોડો ઘણો ખ્યાલ વાચક સમક્ષ મૂકીએ.

ઇંગ્લેન્ડના એક વખતના ઍટોર્ની – જનરલ અને લૉર્ડ ચીફ જસ્ટીસના મત મુજબ મદ્યપાનને પરિણામે થતા ગુનાઓનું પ્રમાણ દર દસ ગુનાઓએ ૯ ગુના જેટલું છે. બીજા એક ચીફ જસ્ટીસે પણ કહેલું છે કે મદ્યપાનને જો દૂર કરીએ તો હરેક દસ જેલોમાંથી નવ જેલોને આપણે બંધ કરી શકીએ.

એક જર્મન સમાજશાસ્ત્રીએ આ અંગેની સત્તાવાર માહિતી એકત્ર કરીને આધારભૂત રીતે કહેલું છે કે,

“ જર્મનીમાં હિંસાને કારણે થતા ગુન્હાઓના ૬૩ ટકા, મિલ્કતને કારણને થતા ગુન્હાઓમાં ૬૯ ટકા, અને જાતીય કારણે થતા ગુન્હાઓમાં ૭૭ ટકા મદ્યપાનને આભારી છે. ”

અમેરિકાના પબ્લિક હેલ્થ ઍસોશ્યેશનના એક વખતના પ્રમુખ ડૉ. એલિઝા હેરિસે કહેલું, તેમ દર એક લાખ ગુનાહિત માણસોમાં ૮૨ હજાર માણસોએ દારૂની અસર હેઠળ ગુનો કરેલો હોય છે.

આથીજ અધીકૃત ન્યાયાધીશોએ કહેલું છે કે દરેક સુધરેલા દેશોમાં દસ ગુનાઓમાંથી નવનું કારણ માદક પદાર્થોનું વ્યસન છે.

હિંદમાં આ વિષયનું આંકડાશાસ્ત્રની દૃષ્ટિએ હજુ સંશોધન થયું નથી. એટલે મદ્યપાન કારણે કેટલા ગુન્હાઓ પ્રતિવર્ષ થાય છે તે નક્કીપણે કહી શકાય તેમ નથી. તેમ છતાં પશ્ચિમમાં આ વિષય પરત્વે જે ખરૂં છે તે અહીં પણ ખરૂં હશેજ અને દારૂની અસર હેઠળ થતા ગુનાઓનું પ્રમાણ અહીં પણ મોટું હશેજ.

ડૉ. એચ. સી. મુકરજીના અંગ્રેજી લેખને આધારે

# શાન્તિની શોધમાં

* * *

લેખક:
શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે
એમ. એ.

'તમે શું ધારો છો? દુનિયામાં પાછી ત્રીજી લડાઈ ફાટી નીકળશે?' શેરબજારમાં દલાલનો ધંધો કરતા મારા એક મિત્રે મને પ્રશ્ન કર્યો.

'હું શી રીતે કહી શકું? કોઈ જોશીને પૂછો' મેં જવાબ દીધો.

'મેં પાંચ જોશીઓને પૂછી જોયું. બે કહે છે કે લડાઈ બહુ લાંબા વખત સુધી નહિ થાય. બાકીના ત્રણ કહે છે કે લડાઈ ચોક્કસ થશે, ને થોડાજ વખતમાં થશે.' એમણે કહ્યું.

'ત્યારે જ્યોતિષશાસ્ત્ર સાચું હોય, જોશીઓ સાચા હોય ને એમાં નિર્ણય બહુમતિને આધારે કરવાનો હોય તો લડાઈ થાય એવો સંભવ દેખાય છે.' મેં કહ્યું.

'પણ તમને એમ નથી લાગતું કે છેલ્લાં પચીસ વર્ષમાં બે મોટી લડાઈઓનાં પરિણામ જોઈને માણસો ધરાઈ ગયા છે ને હવે ફરી યુદ્ધમાં ઊતરવાની મૂર્ખાઈ એ નહિ કરે?' એમણે સવાલ કર્યો.

'તમારા મગનકાકાએ થોડા વખત પર જ ચોથી વારનાં લગ્ન કર્યાં એ તો તમે જાણો છો ને?' મેં સામો સવાલ પૂછ્યો.

'હા. પણ એને આપણી વાત સાથે શો સંબંધ છે?' એમણે નવાઈ પામીને પૂછ્યું.

'આ અગાઉ ત્રણ વાર એમણે લગ્ન કર્યાં હતાં તેમાં સુખી થયા હતા?' એમના પ્રશ્નનો જવાબ દેવાને બદલે મેં પ્રતિપ્રશ્ન કર્યો.

'ના, પહેલી વારની બૈરી કુભારજા નીકળી. ઘરમાં સૌ સાથે લડતી. જીવી ત્યાં સુધી એણે કોઈને જંપવા દીધા નહી. બીજી રોજની માંદી રહેતી. એ પરણીને આવી ત્યારથી મગનકાકાનું ઘર હોસ્પીટલ બની ગયું હતું. ત્રીજી વારની આવી તે ચોટ્ટી નીકળી. મગનકાકાને સારી રીતે નવડાવીને એ કોઈ જોડે ભાગી ગઈ' એમણે જવાબ દીધો.

'લગ્નજીવન નો આટઆટલો કડવો અનુભવ મળ્યા છતાં મગનકાકાએ ચોથી વારનાં લગ્ન કર્યાં! બીજાના અનુભવ પરથી જ્ઞાન મેળવવાની બડાઈ મારતો મનુષ્ય પોતાના અનુભવ પરથી પણ કંઈ શીખતો નથી.' મેં કહ્યું.

'પણ એ તો મૂરખ માણસ હોય તે અનુભવ મળ્યા છતાં કંઈ શીખે નહિ. ડાહ્યા માણસ તો એકવાર કડવો અનુભવ થયા પછી બીજી વાર એવી ભૂલ કરે નહિ.' એમણે કહ્યું.

'તમારો પોતાનો જ દાખલો લો. તમે મૂરખ છો એમ હું નથી માનતો. તમે પોતે પણ એમ નહિ માનતા હો. શેરદલાલીના ધંધામાં તમને અનેક કડવા અનુભવ થયા હશે—'

'અરે! ઘણી વાર,' મને વચ્ચે જ અટકાવીને એમણે કહ્યું, 'એવા અનુભવ થયા છે કે એક રાતમાં મારા વાળ ધોળા થઈ ગયા છે. હું ઇચ્છું છું કે એવા અનુભવ દુશ્મનને પણ ન થાય.'

'તે છતાં તમે આ ધંધો ચાલુ રાખ્યો છે તે શું બતાવે છે?' મેં પૂછ્યું.

'એ તો ચડતી પડતી સૌને આવે. આ ધંધોજ એવો છે., એમ કોઈક વાર ખમવાનું આવે માટે કંઈ ધંધો છોડી દેવાય?' એમણે કહ્યું.

'બરાબર છે. બધા માણસની મનોદશા આવી જ હોય છે. એક-બે વાર કે પાંચસાત વાર કદાચ કડવા અનુભવ થાય પણ તેથી હંમેશા એવાં જ પરિણામ આવશે એમ માનવા એ તૈયાર થતો નથી. લડાઈથી બધા માણસો કંટાળી ગયા છે એમ તમે કહ્યું તે સાચું છે. જ્યાં નવું યુદ્ધ જગાવવાની જે પ્રજાના મનમાં ઇચ્છા થશે તે આગલી લડાઈઓનાં ખરાબ પરિણામોનો વિચાર કરવા નહિ બેસે. એ વિચારશે, બધી જ લડાઈઓમાં સૌને સહન કરવું પડે એમ થોડું જ છે? આ વખત આપણે જુદી જ રીતે લડીને તરત ફતેહ મેળવી લેવી છે.' મેં કહ્યું.

'ત્યારે દુનિયાની બધી મોટી મોટી પ્રજાઓએ એકત્ર થઈને જગતમાંથી યુદ્ધને નાબુદ કરવા ખાતર આ યુ.નો. સંસ્થા સ્થાપી છે તે શું અમસ્થી જ? આ બધા મોટા મોટા રાજપુરુષો ભેગા થઈને વિશ્વશાંતિ સ્થાપવાની વાત કરે છે તે શું ઢોંગ છે?' એમણે પ્રશ્ન કર્યો.

"ના, એ ઢોંગ નથી કરતા. સૌને શાંતિ જોઈએ છે. લડવું કોઈને નથી. પણ"–

"બસ, હું એજ કહેવા માંગુ છું" મને બોલતો અટકાવીને એ વચ્ચેજ બોલી ઉઠ્યા, 'કોઈને પણ લડવું નથી, એટલા માટેજ હવે લડાઈ નહિ થાય એમ મને લાગે છે.'

'તમારા મોંમા સાકર' મેં કહ્યું.

લડાઈ કોઈને જોઈતી નથી. સૌ કોઈ શાંતિ વાંચ્છે છે. આમાં વિશ્વમાં શાંતિ સ્થપાય તે માટે મોટી મોટી રાજસત્તાઓ મળીને પ્રયત્નો કરે છે. પણ- વિશ્વયુદ્ધની પેઠે વિશ્વશાંતિ પણ બહુ અદ્ભુત વસ્તુ છે. બંનેમાં અલબત્ત ફેર છે, વિશ્વયુદ્ધ કોઈને જોઈતું નથી. છતાં એનાથી છટકી શકાતું નથી. વિશ્વશાંતિ સૌ કોઈને જોઈએ છે, છતાં એ મળતી નથી. ગઈ લડાઈ પછી બધા જ લડાઈથી એટલા અકળાઈ ગયા છે કે હવે તો 'દુનિયામાં લડાઈ થવીજ ન જોઈએ' એમ સૌ કોઈ ઊંચે સ્વરે પોકારીને કહે છે. છતાં પણ વાતાવરણમાં ભણકારા તો લડાઈનાજ સંભળાયા કરે છે.

જો લડાઈ અટકાવવી જ હોય તો પ્રત્યેક રાષ્ટ્રે લડાઈનાં સાધનોનો ત્યાગ કરી દેવો જોઈએ. પરંતુ શાંતિની વાત કરનારા મોટા મોટા દેશો પણ અત્યારે યુદ્ધનો સરંજામ જેમ બને તેમ વધારવાની પ્રવૃત્તિમાં મંડી પડ્યા છે. આવી પરસ્પર વિરુદ્ધ લાગતી પ્રવૃત્તિ જોઈને કેટલાક એવી ટીકા કરે છે કે આ મોટા દેશની પ્રજાના દિલમાં શાંતિ માટેની સાચી ઝંખના જ નથી. નહિ તો એક બાજુથી એ વિશ્વશાંતિની વાતો કરે અને બીજી તરફથી લડાઈનાં સાધનો વધારતી જાય એ શી રીતે બની શકે?

આનો જવાબ એમને એવો આપવામાં આવે છે, કે 'ભાઈ, અમે લડવા નથી માગતા. અમારી નજર કોઈ પારકા મુલક પર કે પારકી સંપત્તિ પર નથી. અમને તો અમારું છે તેજ બસ છે. પણ બીજી કોઈની દાનત બગડે ને એ અમારા મુલક ને અમારી સંપત્તિ પર નજર નાખે ત્યારે અમારી પાસે હથિયાર ન હોય તો અમારી શી દશા થાય? આટલા માટે, કોઈના પર આક્રમણ કરવા ખાતર નહિ, પણ ફક્ત અમારા મુલકનું ને અમારી મિલકતનું રક્ષણ કરવાને ખાતર અમારે બચાવનાં સાધનો તૈયાર રાખવાં પડે છે. આમ લડાઈ અટકાવવા ખાતર લડાઈનાં સાધનો ઘટાડવાની કે એનો ત્યાગ કરવાની જરૂર નથી, પણ જરૂર એને વધારવાની છે.'

લડાઈ કરવાની બાબતમાં માણસ બિલાડી જેવો છે. લડવું એને ગમતું નથી. પણ લડવા માટે એને હંમેશ પોતાનાં નહોર તીખા રાખવા પડે છે. કોઈ ક્યાંકથી હુમલો કરી બેસશે એવો ભય એને હંમેશ રહે છે. ને તેથી કેટલીક વાર તો એજ પહેલો હુમલો કરી બેસે છે.

એક વાર બે નાનાં બાળકો વાતમાં ને વાતમાં લડી પડ્યાં. એમના પિતા છોકરાઓને છૂટા પાડવા આવ્યા. અને કુદરતી રીતે જ પારકા છોકરાનો વાંક કાઢવા લાગ્યા. 'બાળકો છે. એ તો લડે. એમાં આપણે મોટાઓએ વચ્ચે પડવાનું હોય નહીં' એમ કહેતા જાય. 'લોકો જરા જરામાં નાહક લડી પડે છે' એવા મહાસત્તાનું ઉચ્ચારણ કરતા જાય ને રહીરહીને 'તમારો છોકરો મારકણો છે. મોંએ ચડાવ્યો છે. એને છૂટો મૂકયો છે. જરા વારવો જોઈએ' એમ બીજાના બાળકનો વાંક કાઢતા જાય. એટલામાં પહેલા બાળકના પિતાનો મિત્ર ત્યાં આવી ચડ્યો. તે આ બધું જોઈને જરા ઊંચા સાદે બોલ્યો. એ સાંભળીને બીજા બાળકના પિતાએ કહ્યું, 'તમારે શું મારા છોકરાને મારવો છે?' અહીં મારવાની વાત કોણ કરે છે. આ તો તમે મગનભાઈના (એમના

# શાન્તિની

* * *

લેખક:
શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે
એમ. એ.

'તમે શું ધારો છો? દુનિયામાં પાછી ત્રીજી લડાઇ ફાટી નીકળશે?' શેરબજારમાં દલાલનો ધંધો કરતા મારા એક મિત્રે મને પ્રશ્ન કર્યો.

'હું શી રીતે કહી શકું? કોઇ જોશીને પૂછો' મેં જવાબ દીધો.

'મેં પાંચ જોશીઓને પૂછી જોયું. બે કહે છે કે લડાઇ બહુ લાંબા વખત સુધી નહિ થાય. બાકીના ત્રણ કહે છે કે લડાઇ ચોક્કસ થશે, ને થોડાજ વખતમાં થશે.' એમણે કહ્યું.

'ત્યારે જ્યોતિષશાસ્ત્ર સાચું હોય, જોશીઓ સાચા હોય ને એમાં નિર્ણય બહુમતિને આધારે કરવાનો હોય તો લડાઇ થાય એવો સંભવ દેખાય છે.' મેં કહ્યું.

'પણ તમને એમ નથી લાગતું કે છેલ્લાં પચીસ વર્ષમાં બે મોટી લડાઇઓનાં પરિણામ જોઇને માણસો ધરાઇ ગયા છે ને હવે ફરી યુદ્ધમાં ઊતરવાની મૂર્ખાઇ એ નહિ કરે?' એમણે સવાલ કર્યો.

'તમારા મગનકાકાએ થોડા વખત પર જ ચોથી વારનાં લગ્ન કર્યાં એ તો તમે જાણો છો ને?' મેં સામો સવાલ પૂછ્યો.

'હા, પણ એને આપણી વાત સાથે શો સંબંધ છે?' એમણે નવાઇ પામીને પૂછ્યું.

'આ અગાઉ ત્રણ વાર એમણે લગ્ન કર્યાં હતાં તેમાં સુખી થયા હતા?' એમના પ્રશ્નનો જવાબ દેવાને બદલે મેં પ્રતિપ્રશ્ન કર્યો.

'ના, પહેલી વારની બૈરી કુભારજા નીકળી. ઘરમાં સૌ સાથે લડતી. જીવી ત્યાં સુધી એણે કોઇને જંપવા દીધા નહીં. બીજી રોગની માંદી રહેતી. એ પરણીને આવી ત્યારથી મગનકાકાનું ઘર હોસ્પીટલ બની ગયું હતું. ત્રીજી વારની આવી તે ચોટ્ટી નીકળી. મગનકાકાને સારી રીતે નવડાવીને એ કોઇ જોડે ભાગી ગઇ' એમણે જવાબ દીધો.

'લગ્નજીવનનો આટઆટલો કડવો અનુભવ મળ્યા છતાં મગનકાકાએ ચોથી વારનાં લગ્ન કર્યાં! બીજાના અનુભવ પરથી જ્ઞાન મેળવવાની બડાઇ મારતો મનુષ્ય પોતાના અનુભવ પરથી પણ કંઇ શીખતો નથી.' મેં કહ્યું.

'પણ એ તો મૂરખ માણસ હોય તે અનુભવ મળ્યા છતાં કંઇ શીખે નહિ. ડાહ્યા માણસ તો એકવાર કડવો અનુભવ થયા પછી બીજી વાર એવી ભૂલ કરે નહિ.' એમણે કહ્યું.

'તમારો પોતાનો જ દાખલો લો. તમે મૂરખ છો એમ હું નથી માનતો. તમે પોતે પણ એમ નહિ માનતા હો. શેરદલાલીના ધંધામાં તમને અનેક કડવા અનુભવ થયા હશે—'

'અરે! ઘણી વાર,' મને વચ્ચે જ અટકાવીને એમણે કહ્યું, 'એવા અનુભવ થયા છે કે એક રાતમાં મારા વાળ ધોળા થઇ ગયા છે. હું ઇચ્છું છું કે એવા અનુભવ દુશ્મનને પણ ન થાય.'

'તે છતાં તમે આ ધંધો ચાલુ રાખ્યો છે તે શું બતાવે છે?' મેં પૂછ્યું.

'એ તો ચડતી પડતી સૌને આવે. આ ધંધોજ એવો છે. એમ કોઇક વાર ખમવાનું આવે માટે કંઇ ધંધો છોડી દેવાય?' એમણે કહ્યું.

* * *

# શોધમાં

રાખી હતી. 'ત્યાં મારા નિશ્ચય ઉપરાંત જાણે કોઈ અજાણ્યા બળથી ઘસડાતી હોય એમ સાઇકલ એ તરફ ખેંચાઈ ગઈ' એમણે જવાબ દીધો. ' આખલા તરફ તમે નજર રાખીને સાઇકલ ચલાવી એ મોટી ભૂલ કરી. તમારે નજર રસ્તા તરફ રાખવી જોઈતી હતી. આખલા તરફ નહિ ' શીખવનારે એમને કહ્યું.

આવા દાખલા ક્વચિત બને છે, પણ આપણે જે વસ્તુ કરવા ન માગતા હોઈએ, જેને ભૂલી જવા માગતા હોઈએ, તે આપણી નજરે સામું ને સામું આવ્યા જ કરે છે. જે ન કરવા માગતા હોઈએ તે પરાણે આપણાથી થઈ જાય છે. આનું કારણ એટલું જ છે કે જેનાથી દૂર રહેવા માગતા હોઈએ છીએ તે આપણા મનનો કબજો લઈને સૂક્ષ્મ રીતે આપણી પાસે આવીને વસતી જાય છે. ખરી રીતે જોતાં આનાથી દૂર રહેવું છે એમ અમુક વસ્તુને વિચાર કરી કરીને આપણે તેનું ધ્યાન ધરતાં એને નિકટ બોલાવીએ છીએ. આ રીતે જોતાં 'અમારે લડવું નથી' 'અમારે લડાઈ જોઈતી નથી'. એમ વારંવાર કહ્યા કરવું એ પણ લડાઈને નોતરવા સરખું બની જાય છે.

શાંતિ માટે આટલી બધી તૈયારી કરવી પડે છે, આટઆટલાં નગારાં વગાડવાં પડે છે. એ પણ એટલું જ દર્શાવે છે કે શાંતિ આપણાથી દૂર ભાગતી જાય છે શાંતિનું સાચું સામ્રાજ્ય પ્રવર્તતું હોય તો તેને માટે આટલી ઝુંબેશ કરવાની શી જરૂર છે? જેના ઘરમાં દવાની અનેક શીશીઓ દેખાતી હોય તે માણસની તબીયત સારી રહેતી નહિ હોય એમ કુદરતી રીતેજ કોઈને પણ લાગે. તે જ પ્રમાણે શાંતિ માટે આટલાં ઢોલ નગારાં વગાડવામાં આવે, જાતજાતની સંસ્થાઓ ને સમિતિઓ સ્થપાય, ભાતભાતના કરારો કરવામાં આવે એ બધું શાંતિ ક્યાંક નાસી ગઈ છે અને શોધી જડતી નથી એટલું જ પુરવાર કરે છે. ખરી જરૂર શાંતિ માટે ઝુંબેશ ઉપાડવાની નથી. શાંતિ માટે કોઈ જાતની તૈયારી કરવાની જ ન હોય, એ તો કુદરતી—સ્વાભાવિક—વસ્તુ છે. એ એટલી સ્વાભાવિક છે કે સારી તબિયતની પેઠે એ હોય છે ત્યારે એની ખબર પણ પડતી નથી. એના અભાવમાંજ એનું ભાન થાય છે.

ખરી રીતે જોતાં લડાઈને અટકાવવાના પ્રયત્નો ગમે તેટલા કરવામાં આવે તો પણ માનવ સ્વભાવ જ્યાં સુધી બદલાયો નથી ત્યાં સુધી લડાઈ અટકશે એમ લાગતું નથી. પરસ્પર અવિશ્વાસ, ઇર્ષા ને ખાસ. કરીને 'આ મારી કોમ,' 'આ મારી મિલકત,' 'આ મારો દેશ' 'આ મારો ધર્મ,' 'આ મારો વાદ' એમ જ્યાં સુધી વ્યક્તિ કે રાષ્ટ્રના મનનો કબજો 'હું ને મારું' એ લઈ લીધો છે ત્યાં સુધી લડાઈ અટકાવવાની વાત કરવી તે કાણી ગાગરમાં મોટે ભાગે બંધ રહેતા નળ વડે પાણી ભરવા સરખું છે. 'આ મારું છે અને બીજાની નજર એના પર પડે' એવી મમત્વ બુદ્ધિને લીધેજ માણસમાં સામી વ્યક્તિ પ્રત્યે અવિશ્વાસ જન્મે છે. અવિશ્વાસમાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે. ક્રોધમાંથી ગાલીપ્રદાન આવે છે અને ગાલીપ્રદાનમાંથી યુદ્ધ ઉભું થાય છે.

'મારું તે મારું નથી, પણ બધાનું છે; બીજાનું તે મારું છે, મારું તે બીજાનું છે. સૌ સૌ કોઈનું છે અથવા કોઈ કોઈનું નથી' આવી કોઈ વૃત્તિ માણસના હૃદયમાં ખીલે તો દુનિયામાંથી લડાઈ નાબુદ થવાનો સંભવ ઉપસ્થિત થાય.



સ્વરાજ્યમાં રાજ્યસત્તા દારૂ-અફીણનો વેપાર ન જ કરે.

—ગાંધી



# ગાંધી - ગીતા

નમિયે રે ગાંધીજીને, જય ગાંધી ભગવાન. (ટેક)

'મોહન' નામે જનમિયો, મોહન સાચે તું;
મોહ મૂક્યો મહીની મહીં, રહ્યો વિમોહી તું: નમિયે રે૦

નાનેથી મોટો થયો, પૂરણ પુરુષ બળવાન;
સત્ય અહિંસાથી કર્યાં, ત્રણે લોક દીપમાન: નમિયે રે ૦

સાદાઇનું સ્વરૂપ તું, સત્ય અંશ રસવંત;
ઋજુતા રોમેરોમમાં રમી રહી વિલસંત: નમિયે રે ૦

દમ દમ તુજનો ચાલતો, લોકહિતને કાજ;
દીક્ષા અવિરત કર્મની લીધી'તી મહારાજ: નમિયે રે૦

મનથી વાણીથી અને કર્મ થકી પરિશુદ્ધ;
ઐક્ય ત્રણેમાં નીપજ્યું, તારો પ્રાણ પ્રબુદ્ધ: નમિયે રે ૦

કાંટા તીવ્ર ઘણા સહ્યા, સુગંધ દીધી તોય;
ઉઝરડા ખમીને વીરા, કૌવત તારૂં સ્હોય: નમિયે રે ૦

રજની બેઠી કારમી, પ્રકાશનું દઈ દાન,
સૂર્યસ્વરૂપે શોભતો જીવનભર બહુમાન: નમિયે રે

નિર્મળ પ્રેમસુધા ભર્યો
ધોધમાર વરસી ગયો;
કટુતા કર્કશતા મહી,
સૌમ્યામૃત રેલી ગયો: નમિયેરે ૦

નિર્બળની તું લાકડી, રંક રતન અણમૂલ:
પર ઉપકારે રાચતો દુનિયા તું પર ફૂલ: નમિયે રે૦

ધનિકોમાંહી તું ધનિક, નિર્ધનમાં તું રંક.
અવિચલ બ્રહ્મ મહીં સદા, તારો યશ પ્રસરંત નમિયે રે ૦

માટીનો તું માનવી,
સોનું થઈને મ્હેકતો ;
માનવમાં પણ દિવ્યતા,
દર્શાવીને દીપતો: નમિયે રે ૦

વામન રૂપે અવતર્યો, વિરાટ કીધું કામ:
વિનમ્રતામાં તે છતાં, રચી ગયો શુભનામ: નમિયે રે ૦

સૂર્ય ચન્દ્રને તારલા નભથી કદી ભૂંસાય;
તારા મંગલ કામનો, લોપ કદી નવ થાય: નમિયે રે ૦

સૂર્ય પૂગે નહિ ત્યાંસુધી તારો યશ લહેરાય:
ગેબગેબની પાર પણ, તારી કીર્તિ કળાય: નમિયે રે ૦

ધન્ય ભૂમિ અમ રાષ્ટ્રની, ધન્ય જગતના લોક;
જેણે તુંને પારખ્યો, તેને લાગી ચોટ: નમિયે રે ૦

જે ભણશે ગાંધી ગીતા, ગરવાં તે નર નાર;
જન્મ મરણ તેને નહિ, સફળ તેહ અવતાર: નમિયે રે ૦

નમિયે રે ગાંધીજીને,
જય ગાંધી ભગવાન !



" મોહિનીચંદ્ર "



# ગાંધી - ગીતા

નમિયે રે ગાંધીજીને, જય ગાંધી ભગવાન. (ટેક)

'મોહન' નામે જનમિયો, મોહન સાચે તું;
મોહ મૂકયો મહીની મહીં, રહ્યો વિમોહી તું: નમિયે રે૦

નાનેથી મોટો થયો, પૂરણ પુરુષ બળવાન;
સત્ય અહિંસાથી કર્યાં, ત્રણે લોક દીપમાન: નમિયે રે ૦

સાદાઈનું સ્વરૂપ તું, સત્ય અંશ રસવંત;
ઋજુતા રોમેરોમમાં રમી રહી વિલસંત: નમિયે રે ૦

દમ દમ તુજનો ચાલતો, લોકહિતને કાજ;
દીક્ષા અવિરત કર્મની લીધી'તી મહારાજ: નમિયે રે૦

મનથી વાણીથી અને કર્મ થકી પરિશુદ્ધ;
ઐક્ય ત્રણેમાં નીપજ્યું, તારો પ્રાણ પ્રબુદ્ધ: નમિયે રે ૦

કાંટા તીવ્ર ઘણા સહ્યા, સુગંધ દીધી તોય;
ઉઝરડા ખમીને વીરા, કૌવત તારું સોહાય: નમિયે રે ૦

રજની બેઠી કારમી, પ્રકાશનું દઈ દાન;
સૂર્યસ્વરૂપે શોભતો જીવનભર બહુમાન: નમિયે રે ૦

નિર્મળ પ્રેમસુધા ભર્યો
ધોધમાર વરસી ગયો;
કટુતા કર્કશતા મહીં,
સૌખ્યામૃત રેલી ગયો: નમિયેરે ૦

પરભમાં હિંદુઓને હેરાન કરતો હતો. એટલુંજ નહિ પણ ……'

'સાહેબ, ધર્માંધ એટલે શું? ધીરૂ ઊભો થઈને બોલ્યો.

'બેસ, ડાહ્યા. ધ્યાન નથી આપતો ને ગરબડ કેમ કરે છે?' શિક્ષક તાડૂક્યા.

'પણ, સાહેબ, મને…'

'લે, હવે તો સમજ્યોને? ચાંપલો નહિ તો!'

રોતી આંખે અને પીલે મોંએ ધીરૂ બેસી ગયો!

× × ×

'સ્ટાફ'નો પ્રતિનિધિ નટવર શાહ ધીમે પગલે શેઠની ઓફિસમાં જતો હતો.

'કેમ, મહેતાજી, કેમ આવ્યા છો?' શેઠે તેને પૂછ્યું.

'સાહેબ, આજે આપે હુકમ કાઢ્યો છે, તે …'

'તેનું શું છે?' શેઠ વચમાંજ બોલ્યા.

'એનાથી માણસોમાં કચવાટ થયો છે. આપણું કામ એથી બરોબર નહિ થાય.'

'ના શું થાય? માણસો એટલે તમેજ ને બધા?

'પણ …'

'પણ ને બણ, જાઓ. તમે તમારું કામ કરો. મારે સલાહની જરૂર નથી.'

ઉછળતા ગુસ્સાને દબાવી નટવર ચાલતો થયો! શેઠ બબડ્યા, 'શું ફાટ્યા છે, મારા બેટાઓ! કામ કરવું નહિ ને વાયડી વાયડી વાતો કરવી!'

× × ×

આ ચતુરો અને ચિનુઓ, લલિતાઓ અને ધીરૂઓ અને નટવર શાહોથી આજે આપણો સમાજ ભરપૂર છે. એમાંના એકેયની સ્વાભાવિક વૃત્તિઓ કદી સંતોષાઈ નથી! ઘરમાં ને નિશાળમાં, પેઢીમાં ને ઓફિસમાં એમની અવગણના થયાજ કરી છે. એટલે એમનામાં હાનિકારક ગ્રંથીઓ બંધાઈ ગઈ છે. મોટા અથવા આજ્ઞા કરવાની સ્થિતિમાં મૂકાએલા, જે કરે, અથવા જે કંઈ કરવાનું કહે, તે એમને માટે અસ્વીકાર્ય બની જાય છે. એમના અજ્ઞાત મનમાં પડેલી ગ્રંથીઓ એમની પાસે વગર સમજ્યે એવી વાતોનો વિરોધ કરાવે છે. સમાજમાં આજે કામ કરનારાઓને બદલે ટીકાખોરો અને નિંદાખોરો વધી પડ્યા છે એનું કારણ પણ આજ છે. વ્યાપક બનેલા અસંતોષનું અને વ્યાપતી જતી નિરાશાનું કારણ આજ છે, અને ભવિષ્યને માટે ચિંતા કરાવે એવું પણ કોઈ સબળ કારણ હોય તો, તે આજ છે.

આપણું રાજ્ય લોકશાહી રાજ્ય છે. લોકોની ઈચ્છા પ્રમાણે, તેમના કલ્યાણ માટે તેમના પ્રતિનિધિઓ દેશનું શાસન ચલાવે એ સાચી લોકશાહીનો હેતુ છે. પણ લોકોને સ્પષ્ટ ઈચ્છાઓ જ ન હોય તો? પોતાનું કલ્યાણ શેમાં છે એજ એ ન સમજતા હોય તો? તો એ સ્પષ્ટ જ છે કે એવું જ્યાં હોય ત્યાં સાચી લોકશાહી વિકસી ન શકે. ત્યાં તો એક પક્ષ કે એક વ્યક્તિ કહે તેજ લોકોની ઈચ્છા ગણાય, એ કહે તેમાં જ લોકોનું કલ્યાણ છે એમ મનાય પણ એવું જ્યાં થાય ત્યાં લોકશાહીનો નાશ થાય અને સરમુખત્યારશાહી જન્મે, અને એ જન્મતાં જ માણસોની વ્યક્તિગત સ્વતંત્રતા નાશ પામે. અનેક વર્ષોની જહેમત પછી સામાન્ય માણસોએ મેળવેલા વાણીસ્વાતંત્ર્ય અને વર્તનસ્વાતંત્ર્ય, લેખનસ્વાતંત્ર્ય અને મિલનસ્વાતંત્ર્યની ઘોર ખોદાય અને માણસ માણસ મટીને યંત્ર થઈ જાય!

એ દેખીતું જ છે કે આવી સરમુખત્યારશાહી કોઈને ન ગમે. પણ એ પણ એટલું જ સાચું ને દેખીતું છે કે જો આપણે સાચી લોકશાહી ન વિકસાવી શકીએ તો સરમુખત્યારશાહીના જાણ્યે અજાણ્યે, અથવા ઈચ્છાઅનિચ્છાએ પણ આપણે ભોગ બની જઈએ. ઉપર જે ચિંતા માટેનું સબળ કારણ કહ્યું તે આજ છે. લોકો જો કશું સમજે નહિ, સમજપૂર્વકનો સહકાર આપે નહિ અને ફક્ત કડવી અને દાહક ટીકાઓ કર્યા કરે તો શાસક વર્ગને શું લાગે? એ લોકો ડાહ્યા, અનુભવી ને ઠરેલ હોય છે. પણ આખરે તો માણસો જ છે ને? એમની બધી શુભ યોજનાઓ લોકોની અવળચંડાઈ અને અસહકારથી નિષ્ફળ જતી હોય અને રાજ્ય ધીમે ધીમે કોઈ ભયંકર ઝંઝાવાત તરફ ઢસડાતું જતું હોય તો એ લોકોથી નિષ્ક્રિય કેમ રહી શકાય? ધીમે ધીમે એ લોકો પોતાની સત્તા વધારે અને પ્રજા—જીવન ઉપર પણ ઈષ્ટ ખાતર નિયંત્રણો લાદે. પ્રજાજીવનનું

સંપૂર્ણ નિયંત્રણ એટલેજ સરમુખત્યારશાહી.

આવી સરમુખત્યારશાહીમાંથી બચવા અને સાચી લોકશાહી વિકસાવવા આપણે શું કરવું જોઈએ? એને માટેનો ધોરી રસ્તો એકજ છે: લોકોની સમજણશક્તિ વધારવાનો, એમને બુદ્ધિપૂર્વક 'કેમ'? પૂછતા કરવાનો.

ત્યારે લોકોને બુદ્ધિપૂર્વક 'કેમ?' પૂછતા કેવી રીતે કરવા?એની સમજણ કેવી રીતે વિકસાવવી? એને માટે ઘરમાં, નિશાળમાં અને સામાન્ય વ્યવહારમાં અથાગ પ્રયત્ન કરવાની જરૂર છે. કોઈપણ તબક્કે વ્યકિતના આવેગોનો સહજ આવિર્ભાવ અવરોધાવો જોઈએ નહીં, એનું સ્વમાન ઘવાવું જોઈએ નહીં અને એના ઉપર સત્તા કે દબાણથી કોઇપણ વસ્તુ લદાવી જોઈએ નહીં. એવાં કેટલાંય ઘર છે, એવી કેટલીયે નિશાળો છે અને વ્યવહારમાં ઊંચે સ્થાને એવાં કેટલાંએ માણસો છે જે આ માનસશાસ્ત્રીય બાબત સમજ્યાં છે. અને એને અમલમાં મૂકવાનો પ્રયત્ન કરે છે અને એનો ફાયદો ઉઠાવે છે. પણ સાથે સાથે એ પણ કહેવું જોઈએ કે હજુ અનેક ઘર, અનેક શાળાઓ અને સંસ્થાઓ જૂના રાહે ચાલ્યા કરે છે અને વ્યકિતત્વને દબાવીને, કચડીનેજ પોતાનું કામ કરે છે. એને આ વાત સમજાવવી અને એમને ગળે ઉતારી એમના વર્તનમાં પરિવર્તન લાવવું એ આ જમાનાની મોટામાં મોટી જરૂર છે. કારણ રાષ્ટ્રજીવનના સ્વાસ્થ્ય માટે એના જેવો અસરકારક બીજો એકેય ઉપાય નથી.

ઘર અને સામાન્ય વ્યવહારમાં આ જાતનું પરિવર્તન થતાં સમય લાગશે. અનેક સૈકાઓથી ચાલી આવતી રૂઢિઓ ને માન્યતાઓનાં અભેદ્ય જાળાં ત્યાં તો લાગી રહ્યાં છે. છોકરાં સાથે આ રીતેજ વર્તાય અને હાથ નીચેના માણસો તો આમજ સીધા રહે એ વિચારોમાં વેદવાક્ય જેટલી શ્રદ્ધા મૂકનારા એ દુર્ગો હજી તો ટટ્ટાર ઉભા છે અને નવી વાતો અને નવાં વિચારો એમની સાથે ટકરાઈ ટકરાઈને નીચે પડે છે! વાચનાલયો, સિનેમા, રેડિયો વગેરે અનેક સાધનો દ્વારા અનેક વર્ષો સુધી સતત પ્રયાસ કરવાની જરૂર ત્યાં તો રહેશે, પણ શિક્ષણ સંસ્થાઓ પાસેથી આપણે તાત્કાળિક પરિણામોની આશા રાખી શકીએ, શિક્ષણ પ્રવાહ છે, જીવન્ત છે, અને નવી વાતો સમજવા અને ઝીલવાની એની ક્ષમતા સૌથી વધારે છે. એટલે જો સમજુ, અને રાષ્ટ્રપ્રેમી શિક્ષકવર્ગ આ વાત મન ઉપર લઇ વિદ્યાર્થીઓની જિજ્ઞાસા સંતોષી, એમના વ્યક્તિત્વને સપ્રેમ નવાજે. એમની સમજણ વિકસાવવાનો પ્રયત્ન કરે તો આ કટોકટીને પ્રસંગે એમણે રાષ્ટ્રની સાચી સેવા કરી ગણાશે.

શિક્ષણ આ પડકાર ઝીલશે? આ મૂક 'કેમ' અભાવને એ રાષ્ટ્રજીવનમાંથી દૂર કરી શકશે?



## ...બને ધન્ય જ જીવન...

વસંત ઋતુમાં શ્રેષ્ઠ, આયુષ્યે વર યૌવન;
બન્ને કેરા થતાં મેળ, બને ધન્ય જ જીવન.

— પ્રેમશંકર હ. ભટ્ટ

અમારા ગામ ઉપર કુદરતની લીલી લહેર હતી. ધાન્યથી લચી રહેલાં હરિયાળાં ખેતરોમાં દુશ્મનની પણ આંખ ઠારે એવું મસ્ત પશુધન હંમેશા ચરતું હતું; પણ કાળને કરવું ને એ ચિત્ર જાણે અધુરું રહ્યું હોય !

# ધરમ રાજા

:લેખક:
શ્રી. પ્રહલાદ બ્રહ્મભટ્ટ

"**આ** ધરમરાજા! એનું મૂળ નામ તો ધર્મદાસ, પણ આખુંય ગામ તેમને ધરમરાજાના નામે જ પિછાણે છે. તેઓ જાતે પણ પોતાને ધરમરાજા કહેવડાવવામાં જ ગૌરવ લે છે."

મારા યજમાને, પોતાના ગામની એક વ્યક્તિનો પરિચય આપતાં મને કહ્યું.

'એમ શા માટે? પોતાનું નામ ધર્મદાસ છે એ હકીકતથી માનો પોતેજ અજ્ઞાત હોય એમ બને ખરે કે?' મેં પ્રશ્ન કર્યો.

'એની તો મને ખબર નથી; પણ ધર્મરાજા આ ગામની એક વખત પ્રતિષ્ઠિત વ્યક્તિ હતી. એના કુટુંબનું ઋણ આ ગામ પર ખૂબ છે. એટલે જ એનું સાચું નામ ધર્મદાસ છે એવી અમને જાણ. નહિ તો શી ખબર કે એનું સાચું નામ શું છે?'

અમે વાતો કરતા હતા ત્યાંજ ધરમરાજા અમારી નજદીક આવી પહોંચ્યા. યજમાને તેને કહ્યું 'આ અમારા મહેમાન તમારું નામ જાણવા માંગે છે?'

'મહેમાન છે કે? ઓહો!' એમ બોલતો એ હસ્યો અને પછી મારી સાથે હાથ મિલાવી 'રામ રામ' કરવા માંડ્યા. 'રામ રામ, મહેમાન રાજા!' એ બોલ્યો.

'રામ રામ!' મેં પ્રત્યુત્તર આપ્યો.

'હું તમે મારું નામ જાણવા માંગતા હતા ખરું ને?' જાણે વ્યંગમાં એ મને પૂછતો હતો.

'જાણ્યું હોય તો ઠીક' મેં એ વ્યંગને દાબી દઈને કહ્યું.

'હાવે, શા સારૂ નહિ? આ ગામમાં જાણવા જેવું શું છે?' ધરમરાજે બોલતાં હસવા માંડ્યું.

'એ ચીજ જોવા જેવી છે!' એણે જ કહેવા માંડ્યું! એક તો હું, મારું નામ ધરમરાજ. અને બીજું ધામ!' બોલતાં બોલતાં એણે મારા યજમાન તરફ ફરીને કહ્યું: 'નરસિંહ, મારી હવેલીની વાત નથી કરતો! એમાં તે શું જોવા જેવું રહ્યું છે હવે? હા! એક કાળે આ ગામની એ શોભા હતી, પણ આજે તો ખંડિયેર છે. જવા દો એ વાત!' અને તે થોડીક પળ થંભ્યો. જાણે કોઈ ગંભીર વિચારણામાં પડી ગયો હોય એમ સ્થિતપ્રજ્ઞ શો ઊભો રહ્યો.

'તું કયા ધામની વાત કરતો હતો?' નરસિંહે પૂછ્યું અને કોઈ ઊંડા સ્વપ્નમાંથી જાગ્રત થતો હોય એમ તે ચમક્યો અને નિરાંતનો શ્વાસ ખેંચતાં કહ્યું! 'જ્યાં મારો સર્વનાશ થયો અને જેનો તમે નાશ કર્યો, તે ચિરસ્મરણીય ધામ!'

'ઓહો! તમે મદિરાશ્રમની વાત કરતા હતા ખરું ને?'

'હા!' અને નિશ્ચયાત્મક ભાવે પૂછ્યું 'કેમ, એ ધામ જોવા જેવું નથી? કોઈને કંઈ પણ જાણવું હોય તો મારી પાસેથી અને પેલા ધામ પાસેથી જ જાણી શકાય એવી વાત મળશે.'

'ધરમરાજ, તમારી વાત મારે જાણવી જોઈશે. પહેલાં તમારી વાત કરો!' મેં આગ્રહ રાખ્યો.

'મારી નરસિંહ ધામની વાત કહેશે' ધરમરાજે ફેંસલો આપ્યો.

*
* *

બપોરના ભોજન કાર્યથી પરવારીને અમે ધરમરાજની રાહ જોતા બેઠા હતા.

ધરમરાજ પાછો ફરશે જ, એ વિષે જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ મને શંકા જાગવા લાગી. પણ નરસિંહ વિશ્વાસપૂર્વક કહેતો હતો કે ધરમરાજ કદિ

વિશ્વાસઘાત કરેલોજ નથી. એણે જો વિશ્વાસઘાત કર્યો હોત તો એની કદાચ આ સ્થિતિ ન હોત.

ત્યાં દૂરથી ધરમરાજને અમે આવતો જોયો. સ્વચ્છ અને સ્વસ્થતાપૂર્વક પરિધાન કરેલાં વસ્ત્રો એના દેહને શોભાવી રહ્યાં હતાં. એના દેહમાં નૂર નહતું, એની આંખમાં ચમક નહતી. એનામાં ચેતન ઉભરાતું ન હતું.

'માફ કરજો! મને આવતાં થોડોક વિલંબ થયો' ઓરડામાં પ્રવેશતાંજ એણે વિવેક કર્યો. એની માનવતા જાણે હજી જીવતી હતી એમ લાગતું હતું.

થોડીક પળો શાંત રહ્યા પછી ધરમરાજે પોતાનો ઇતિહાસ શરૂ કર્યો.

'તમે હવે મારી વાત જાણવા અધીરા થયા હશો' એવાં પ્રારંભિક વચનો સાથે તેણે શરૂ કર્યું.

"સરસ સ્થળ છે. જો ઠાકોર સાહેબ આ સ્થળે મકાન બાંધી આપે તો ૫૦૦ વધારે આપતાં હું અચકાઇશ નહિં' પહેલા ગૃહસ્થે કહ્યું.

એ વખતે તો ગામ લોકોને કાંઇ સમજ પડી નહિ. પણ તલાટીએ પાછળથી કહ્યું કે આ સ્થળે દારૂનું પીઠું ઉભું થનાર છે. આ વેપારી તો પેલા ફળીઆની મધ્યમાંજ મકાન બાંધવાનું કહેતો હતો. પણ મેં બલાને દૂર કાઢી.

નિર્દોષ વાતાવરણમાં જીવતાં માનવીઓની વચ્ચે એક શયતાને પ્રવેશ કર્યો, અને ગામના માનવીઓની નિર્દોષતાનો અંત આવ્યો.

પેલો વેપારી સૌને આવકારતો, જતાં આવતાં સૌને બોલાવતો અને ધીમે ધીમે પોતાની ઘરાકી વધારતો હતો. અને તેજ દિવસથી મહાદેવના મંદિરમાં જવાને

# નિર્દોષ વાતાવરણમાં ભોળાં માનવીઓ વચ્ચે એ શયતાન પેઠો

"અમારા ગામમાં કુદરતની કૃપા હતી. ધનધાન્યથી લચી રહેલાં હરિયાળાં ખેતરો, અમારા આંગણાંમાં શોભતું, દુશ્મનની પણ આંખ ઠારે તેવું પશુધન, અને અમારૂં નિર્મળ સમાજ જીવન. ! અમે સુખી હતા. સર્વ વાતે સુખી હતા અને આ અસીમ કૃપા માટે અમે પ્રભુનો પાડ માનતા હતા. પણ ક્યારેક કુદરતને પણ પોતાનું ચિત્ર જાણે અપૂર્ણ છે એવો ભાસ થાય છે અને નવા રંગો પૂરવાને પીંછી હાથમાં લે છે ત્યારે એ ચિત્રને કાં તો બેડોળ બનાવે છે અથવા તો એનો નાશ કરે છે. અમારા સંબંધમાં પણ એમજ બન્યું.

અમારૂં ગામ બે ફળિયામાં વહેંચાયેલું છે. બે ફળિયાંની વચ્ચે એક મહાદેવનું મંદિર આવેલું છે. આ મહાદેવના મંદિરની બાજુમાં એક દિવસ તલાટી અને બીજાઓ ઉભા ઉભા નિરીક્ષણ કરતા હતા.

'આ સ્થળેજ તમને મકાન ઉભું કરી આપવામાં આવે તો કેમ ?' તલાટી પેલા ગૃહસ્થને પૂછતો હતો.

બદલે લોકો મદિરા દેવીના ધામમાં જવા લાગ્યા.

'પણ તમે ક્યાંથી તેના પંજામાં સપડાયા?' મેં અધવચજ પૂછ્યું.

'મારા કમનસીબેજ સ્તો!' તેણે પોતાના ભાલ પર ટાપ મારતાં કહ્યું.

'મારા બાપ ક્યારેક મને બહાર ઉભો રાખીને અંદર જતા. અને મને કહેતાં 'તું અહિંજ રમ. હું આવું છું'

એક વખત મને ઇચ્છા થઇ કે બાપા મને મૂકીને અંદર જઇને શું કરે છે? અને એ ઇચ્છાનો પ્રેર્યો હું અંદર ગયો તો મારા પિતા મદ્યપાન કરતા હતા. પિતા અને પુત્ર વચ્ચેની મર્યાદાનો આમ અચાનક અંત આવ્યો. પહેલાં તો મારા પિતા મને કાંઇ જવાબ દઇ શક્યા નહિ. પણ પછી તો તેઓ મને ચૂપ ચૂપ દીવાસળી લેવા મોકલતાં અને હું પ્રેમ રીતે તેમના માટે દારૂ લઇ

આવનો હતો.'

'ત્યારે તો, આ વ્યસન તમને વારસામાંજ મળ્યું એમને ?'

'હાસ્તો પિતાની દોલત પણ વારસામાં મળી અને દોલતનો નાશ કરનાર વ્યસન પણ વારસામાંજ મળ્યું ત્યારે તો ગામમાં ભાગ્યેજ કોઇ એવી વ્યક્તિ હશે કે જે મદિરાનો ભકત નહિ હોય!'

પિતાના અવસાન પછી હું નિરંકુશ બન્યો. ચોવીસ કલાક હું મદિરામાંજ ચકચૂર રહેતો. સૌ ભકતોમાં હું મોટો ભકત હતો એટલે મદિરા ધામના માલિક સાથે મારે દોસ્તી પણ સારી જામી હતી, એટલે એ મારા માટે ઊંચી જાતનો દારૂ મંગાવતો. હું એમાં અભિમાન લેતો. કારણ કે ગામના બીજા લોકો હલકી કોટીનો દારૂ પીતા હતા.

કમાવાની ઇચ્છા નહોતી. ખેતરોમાંથી એકુતો વાત તો એ છે કે મેંજ એને મારી નાંખી હતી.'

'તમે મારી નાંખી હતી. ?' ધરમરાજાના એકરારથી ચમકીને નરસિંહે પ્રશ્ન કર્યો.

'હા ! મેં જ મારા હાથે જ, કારણ કે તે મારા માર્ગમાં આડખીલી સમી હતી. રોજ મને એમ કહેતી હતી કે 'આના કરતા તો તમે મને મારી નાંખો તો સારૂં !'

'ને તમે એને મારી નાંખી નહિ ?' મેં સ્વાભાવિકતાથી પૂછ્યું

મદ્યપાનમાં મસ્ગુલ રહેતા માનવી આવાં કૃત્યો કરતાં જરાપણ અચકાતા નથી. એ એક સ્વાભાવિક વાત છે, મેં જવાબ દીધો.

બરાબર ! મારા સંબંધમાં પણ એમજ બન્યું છે. એક દિવસ મેં એને પૂછ્યું 'તારે મારા હાથેજ મરવું છે ?'

# અને એ મ્હેફિલો પાછળ મારી બધી દોલત પણ ડૂબવા લાગી!

માણી લાવતા, મારી પત્ની એના પર દેખરેખ રાખતી અને સાંજ સવાર મને ભોજન દેતી હતી. પણ મારા માર્ગમાં એ અંતરાય સમી હતી, એટલે.....

બોલતાં બોલતાં એની આંખમાં આંસુ ઉભરાયાં, મોં બરાઇ આવ્યો.

'ન કહેશો હવે !' મેં આશ્વાસન આપતાં કહ્યું.

'શા માટે ન કહું ?' કહેવા બેઠો છું ત્યારે બધીજ વાત કહી દેતો છું. ઘણા દિવસ દિલમાં સંઘરી રાખી. હવે ક્યાં સુધી સંઘરૂં ?

ને તેણે પોતાની કથની કહેવા માંડી.

'મારી પત્ની અકસ્માત મરી ગઇ એમ તમે બધા જાણો છો, ખરૂંને નરસિંહ ?' તેણે પૂછ્યું

'હા !. એમજ છે ને !' નરસિંહે જવાબ દીધો.

'ના !' ભારપૂર્વક ધરમરાજાએ નરસિંહનો જવાબનો ઇન્કાર કર્યો અને કહ્યું, 'એમ નથી. સાચી

એણે હા પાડી અને મેં એની ગળચી દાબી દીધી. સવારે બૂમ મારી કે એ ઓચિંતી મરી ગઇ. કોઇને શંકા ન આવી ને એ બિચારી ચાલતી થઇ.

પછી તો મારો માર્ગ નિષ્કંટક થઇ ગયો. મારે ત્યાંજ મહેફીલો જામવા લાગી અને એ મહેફીલો પાછળ મારી દોલત પણ વેડફાતી ગઇ. બધુંજ ગયું. છતાં મારાં દૈવોને જરાયે આંચકો ન લાગ્યો. પણ એક વખત હું રડી પડ્યો હતો. જ્યારે મારે આંગળીયો મારી, ભેંસ ખીલે દોરી જતો હતો અને બેર્મ જવાનો ઇન્કાર કરતી મક્કમતાથી ઉભી હતી ત્યારે !

એ મહેફીલોએ મને ધર્મદાસને બદલે ધરમરાજા બનાવ્યો. સૌ મદિરાભક્તો મારે ત્યાં આવતા. એ સૌને જાતજાતની મદિરા આપતો હતો. એ સૌ મને ધરમરાજા કહેતા હતા ત્યારે મને એ સંબોધન પ્રિય લાગતું હતું. આજે તો એ કલંકસમું લાગે છે. પણ હવે, કેટલી જીંદગી ગાળવી છે કે એનો વિરોધ કરૂં ? મારી હવેલી પણ મારા દેહની જેમ

જીર્ણ થઇ ગઇ છે. એ જીર્ણ ઇમારતમાં હું એકલો રહું છું. ક્યારેક મદિરા માટે તલસું છું પણ આ નરસિંહ જેવા જુવાનોએ તેને દૂર કરી છે એથી હવે દૂર જવાની મારામાં હામ નથી, અને પાસે દામ પણ નથી.'

'સાચેજ, તમારી કથની કરૂણાજનક છે. પણ જીવનના છેલ્લા દિવસોમાંય તમે મદિરાનો ત્યાગ કરી શક્યા એ ઓછા આનંદની વાત નથી!' મેં કહ્યું.

'ના ભાઇ, મેં ત્યાગ કર્યોજ નથી. હું તો વિરહમાં ઝુરૂં છું' ધરમરાજાએ મારા કથનને સુધાર્યું ને કહ્યું 'આ જુવાનોએ એ ધામનો નાશ કર્યો, એટલેજ હું એનાથી વિખુટો પડ્યો છું. એ હકીકત તો હવે નરસિંહ તમને કહેશે.'

'કહો ત્યારે તમે?' મેં મારા યજમાન પ્રતિ દૃષ્ટિ ફેરવતાં કહ્યું.

ધરમરાજાની ઇમારત જીર્ણ થતી જોઇ, અને તેની લક્ષ્મીને અદૃશ્ય થતી જોઇને, એકદા અમારા કેટલાક જુવાનોને થયું કે ધરમરાજા જેવી, ઓછાવત્તા અંશે ગામમાં સૌ કોઇની સ્થિતિ છે. સૌએ પોતપોતાની સગવડ પ્રમાણે થોડી ઘણી જમીન વેચી ખાધી હતી. સૌને ઘેર કલહ અને કંકાશ જામતો હતો. દુઃખ અને દારિદ્ર્ય જાણે સૌને ઘેરી વળ્યાં હતાં. જુવાનોએ એના પાપ તરીકે દારૂના પીઠાસામે નજર ફેરવી. અને જોયું તો અક્કલ હોશીયારીવાળો આદમી, પીઠામાંથી પાછો ફરતાંજ, અક્કલ હોંશીયારી ગુમાવી દેતો હતો.

થોડાક જુવાનો પીઠાના માલિક પાસે ગયા અને તેને વિનંતિ કરી: 'ગામમાંથી તમે ઘણું લૂંટ્યું, હવે ગામને છોડો તો ઘણોજ ઉપકાર!'

પણ માલિકે જવાબ દીધો 'મેં તો કાંઇજ લૂંટ્યું નથી. લૂંટ્યું તો છે તમારા ઠાકોર સાહેબે. એમનેજ કહોને!'

અમે જુવાનોએ ઠાકોર સાહેબને પીઠું ઉપાડી લેવા વિનંતિ કરી. અમે એના બદલામાં પીઠાના ઇજારામાંથી જે રકમ ઠાકોરને મળતી હોય એ રકમ અમારા રોટલામાંથી આપવા અમે તૈયાર થયા ત્યારે અમને ચળવળખોર તરીકે ઓળખવામાં આવ્યા. અમે ચળવળખોર નહોતા, પણ પછી તો અમે જુવાનોએ મરણિયો નિર્ધાર કર્યો 'કાં તો અમારે જીંદગીથી હાથ ધોવા, કાં તો પીઠાનો અંત લાવવો.' અમારા માથે બેવડો જુલમ હતો. ગામના લોકો પણ પીઠાનો વિરોધ કરનારાઓથી ડરતા હતા. અને પીઠાવાળો તો પરાણેજ લાગ્યો હતો. ઠાકોર સાહેબનું પીઠબળ પણ પીઠાવાળાની પડખેજ હતું, પણ એ બધા સામે અમારો નિર્ણય અને અહિંસાત્મક પ્રતિકાર કરવાની શક્તિ પણ હતી.

અમે પીઠાથી દૂર ઉભા રહેવા લાગ્યા. આ સ્થળે આવવા માટેના ત્રણેય માર્ગો પર અમારી ચોકી ગોઠવાઇ ગઇ. એક પણ હરફ બોલ્યા વિના અમે મૂંગા મૂંગા બેસીજ રહેતા. પણ ત્યાંથી જનાર સામે અમારી આંખ મળતી અને તે શરમાતો. કોઇક જાણે અમને જોયાજ નથી એવો દેખાવ કરીને પીઠામાં દાખલ થાય પણ ખરો, પણ ધીમે ધીમે લોકોપર એની અસર થવા લાગી. તેમ તેમ અમારા પરનું બન્ને બાજુનું દબાણ વધવા લાગ્યું. ઠાકોરના અમલદારો અમને ધમકાવે અને અમારા ગામના લોકો પણ અમને દબડાવે, ગાળો દે, એકની આવક જતી હતી, બીજાને મદિરાનો વિયોગ સાલતો હતો. આમ બન્ને બાજુના હલ્લા અમારી સામે શરૂ થયા. અમારામાંના કેટલાક આ હલ્લા સામે ટકી ન શક્યા. તેઓ અમારાથી દૂર થયા. અને અમને પણ ઉપદેશ દેવા લાગ્યા કે લોકોને જો આપણી સેવા ન જોઇતી હોય તો તેમને આપણી સેવા આપવાનો હેતુ પણ શો? અમે થોડાક માણસોજ આ હલ્લા સામે મક્કમ રહ્યા પણ અમારા માર્ગમાં મુશ્કેલીઓ કાંઇ ઓછી નહતી. રોજ ને રોજ કોઇને કોઇ મુશ્કેલી વધતીજ જતી એકદા તો ખુદ ઠાકોરે અમને બોલાવીને જેલ ભેગા કરવાની ધમકી આપી. પણ અમે અહિંસક હતા એટલે તોફાન દંગો કરાવવાની પીઠાના માલિકની રમત તો સફળ ન થઇ.

પીઠાના માલિકની અકળામણનો પણ પાર નહોતો. એની આવક જેમ જેમ ઘટતી ગઇ તેમ તેમ એ વધુને વધુ ધમપછાડા કરવા લાગ્યો. એની અકળામણ અમારામાં ઉત્સાહ પ્રેરતી હતી.

આખરે ગામના કેટલાક વડીલો અમને પૂછ્યું

જલદ પ્રકાશ સામે જોવાથી, મુબલક અંધારામાં વાંચવાથી અને ટૂંકામાં કહીએ તો લખવા-વાંચવામાં, સીવવામાં અને સીનેમા જોવામાં આંખનો ઉપયોગ ખોટી રીતે કરવાથી.

૨. જોતી વખતે ઉપરનાં પોપચાં તંગ રાખી લાંબા અંતરે શ્રમ પડે તે રીતે પલકારો મારવાથી.

૩. ચશ્માના દુરૂપયોગથી— કોઇપણ સમજી શકશે કે, ટૂંકી દૃષ્ટિવાળાને દૂર જોવાનીજ ખોડ હોય છે, અને નજીકનું બરાબર જોઇ શકે છે. છતાં ટૂંકી દૃષ્ટિ માટે આપેલાં ચશ્માંથી નજીકનું જોવાની ફરજ પડવાથી આંખના સ્નાયુને જે શ્રમ પડે છે તે ચશ્માના નંબર વધવાનાં અનેક કારણોમાંનું મુખ્ય કારણ છે

૪. બ્રહ્મચર્યનો અભાવ અને વિષયોની અતિ-[illegible]તા.

૫. સત્વરહિત અને નુકસાનકારક ખોરાક.

૬. ખોટી અનુકરણ વૃત્તિ—દા. ત. ચશ્માં વાપરતા શિક્ષકોને પોતાની આખ તાકીને વાપરતા જોઇને બાળકો પણ (પલકારીને જોવાનું ભૂલી જઇને) તાકીને જોતા થઇ જાય છે.

**સૂક્ષ્મ કારણો:**— બીક, ચિંતા, યાતનાઓ અને સહન ન થઇ શકે તેવાં શારીરિક દુઃખ

૨. નબળી યાદશક્તિ, અપૂર્ણ કલ્પનાશક્તિ અને વિકૃત વિચારો.

આ બન્ને યતના-શ્રમને દૂર કરવા માટે સંતોષી અને સમતોલ જીવનની ખાસ જરૂર છે અને તેમ કરવામાં સાત્વિક ખોરાક અને જીવનને સમૃદ્ધ અને શરીરને સુદૃઢ બનાવે તેવા વિચારો ખૂબ મદદરૂપ છે.

## શ્રમ દૂર કરવાના ચાર પ્રયોગો

**સૂર્યસ્નાન:**— સૂર્યનાં કિરણ સમસ્ત વિશ્વને જીવન આપનારાં છે. આપણા દેશમાં સૂર્યનાં કિરણ લગભગ બારે માસ મળે છે એ ઇશ્વરની મહાન બક્ષીસ છે પરંતુ તેના ઉપયોગ પ્રત્યે આપણને પશ્ચિમની કેળવણીએ ઉદાસીન બનાવ્યા છે તે એક દુઃખદ ઘટના છે.

સૂર્યનાં કિરણો યોગ્ય રીતે લેવામાં આવે તો લગભગ બધા રોગોમાં ખૂબ ફાયદો થાય છે. આંખને પણ જો યોગ્ય રીતે આ કિરણો આપવામાં આવે તો આંખનાં દર્દો ઘટાડવામાં તે ખૂબ મદદરૂપ નીવડે છે.

થાકેલી આંખને સૂર્યનાં કિરણથી જેમ આરામ મળે છે તેમ આંખને ઋતુ પ્રમાણે ઠંડા અગર સહેજ ગરમ પાણીમાં ડૂબાડી તેમાં ઉઘાડ-વાસ કરવાથી નવીજ જાતનો આહ્લાદ અને આરામ મળે છે. આંખ પર સીધું પાણી છાંટવા કરતાં આંખ ધોવાની પ્યાલીમાં દવાવાળું અગર ચોકખું પાણી ભરી તેમાં આંખને નીચું જોઇ ડુબાડી શ્રમ ન પડે તેવી રીતે પ્યાલામાં તેને બેચાર મિનિટ પલકારો કરવાથી આંખ હલકી, ઠંડી અને પ્રફુલ્લિત બની જાય છે. જોરથી પાણી છાંટવાથી ડોળાને પાણી વાગવાનો ડર રહે છે અને એમ થવાથી આંખ ઘણી વખત દુઃખે છે.

## અંધકારનો અનુભવ

પ્રકાશ અંધકાર બન્ને એક બીજાનાં પૂરક તત્વો છે. જો કુદરતે એકલો દિવસ કે એકલી રાત્રીનું ઘડતર કર્યું હોત તો આપણી માનસિક વ્યથા વધી જાત. મન પોતે એકજ દશામાં કંટાળી જાય છે અને એનો કંટાળો દૂર કરવા માટે તે જેનાથી કંટાળ્યું હોય તેનાથી વિરૂદ્ધ ગુણવાળી વસ્તુ તેને જોઇએ છે. આપણે બધા દિવસે પ્રકાશમાં કામ કરી શરીરે અને મને થાક્યા હોઇએ છીએ અને રાત્રીની ગોદમાં છૂપાઇને એ શ્રમ આપણે દૂર કરીએ છીએ. આંખને બીજાં બધાં અંગો કરતાં વધુ કામ કરવાનું હોય છે આથી જે શ્રમ પડે છે તે દૂર કરવામાં અંધકાર વધુમાં વધુ ઉપયોગી સાધન છે. આંખને વધુમાં વધુ મદદ કરનાર જો કોઇ વસ્તુ હોય તો તે પ્રકાશ છે અને તેને વધુમાં વધુ શ્રમ આપે તેવું અથવા નુકશાન કરે તેવું કંઇ હોય તો તે પ્રકાશજ છે! અંધકારથી કંટાળેલી આંખને આરામ પ્રકાશ આપી શકે છે અને પ્રકાશથી કંટાળેલી આંખને આરામ આપનાર અંધકાર જેવું બીજું એકે ઓષધ નથી.

છાયા વાળી જગામાં આંખને બંધ કરી તે ઉપર બન્ને હાથના પોંચા દાબી જે પ્રયોગ કરવામાં આવે છે તે Palming કહે છે. આ પ્રયોગને અંતે તમારી આંખ શાંત અને પ્રફુલ્લિત થયેલી જણાશે. આ રીતે

દિવસમાં ગમે ત્યારે—જ્યારે તમારી આંખ ભારે અગર થાકેલી લાગે ત્યારે તમે અંધકારનો અનુભવ કરી તમારી આંખને આરામ આપી શકશો.

**પલકારાનો પ્રયોગ:—**

ગતિ એટલે જીવન અને ગતિમાં જેટલી સ્વાભાવિક શિસ્તબદ્ધતા અને કેળવણી તેટલી જીવનની સુંદરતા જેમ શ્વાસની ગતિ રોકાવાથી જીવન નષ્ટ થતું લાગે છે તેવીજ રીતે પલકારો રોકાવાથી આંખનું જીવન હણાઈ જાય છે, આંખ તાકવા લાગે છે, દેખાતું ઝાંખું થવા લાગે છે અને અંતે વસ્તુ અગર અક્ષરોને બદલે ધાબું દેખાય છે. આ પરિણામ ફક્ત પલકારાના અભાવથીજ થાય છે.

કુદરતી દશામાં પડેલાં બાળકો, પશુ કે પંખીને નિહાળો. તેઓ તેમની આરામભરી દશામાં પણ પોતાની આંખને શિસ્તબદ્ધ ગતિમાં રાખી રહ્યાં હોય છે આંખની ગતિની ગેરહાજરી એ કૃત્રિમ અને અસ્વાભાવિક દશા છે. પલકારવું અને તાકવું આ બે વિરૂદ્ધ દશાસૂચક શબ્દો છે. પલકારાથી આંખની શક્તિ સચવાય છે, શ્રમ પડતો નથી અને વધુને વધુ સારૂં દેખાય છે. જ્યારે તાકવાથી આંખની વધુમાં વધુ શક્તિના ભોગે ઓછામાં ઓછું દેખાય છે, આંખને ખૂબ શ્રમ પડે છે અને શ્રમની અતિશયતાને અંતે દેખાતું બંધ થઈ જાય છે

ચશ્મા પહેરનાર પલકારાને એટલા બધા વિસરી ગયા છે કે જ્યારે એમને પલકારો મારીને જોવાનું કહેવામાં આવે ત્યારે તેઓને તાકવા કરતાં પલકારાથી ઝાંખું દેખાય છે. આંખને એકજ સ્થિતિમાં રાખીને રોજના દશ બાર કલાક કામ લેવાના પરિણામે તેમના ચશ્માનાં નંબરો ખૂબ ઝડપથી વધ્યે જાય છે અને આંખ વધુને વધુ ખરાબ થાય છે.

**રોજની દશ મિનિટ:**—આંખના રોગો અને આંખની નબળાઈ ખૂબ વધતી જાય છે અને તે આજના લોકોએ અપનાવેલી અને વધાવેલી ઉપચાર પદ્ધતિની નિષ્ફળતાનો સચોટ પુરાવો છે. જે પદ્ધતિ રોગ થતો અટકાવવાની મૂળભૂત સૂચનાઓ ન આપી શકે, જે પોતાના પ્રયોગોથી રોગો વધતા અટકાવી ન શકે, તે પદ્ધતિનું અસ્તિત્વ પોતાને આંધળી બનાવવા ઇચ્છતી પ્રજા જ સાંખી શકે!

જો પ્રજા જાગ્રત ન થાય અને પોતાના આરોગ્ય માટે પ્રયત્નશીલ ન બને તો ગઈ રોગીનો અખાડો બની જશે. આજની પ્રજાના શરીરધનની કંગાલતા તે આપણી બેદરકારી અને પરાધીન મનોદશાનું પરિણામ છે

જેમને જીવનભર દેખતા રહેવું છે તે પોતાની આંખને સાચવવા રોજની દશ મિનિટ જીવનભર અર્પણ કરવાનું મન લે. કુદરતી સાધનનો ઉપયોગ કરી પોતાના શરીરધનને અને દૃષ્ટિધનને સાચવતાં શીખે. અજ્ઞાન અને બેદરકાર પ્રજામાં આ જાતની જાગ્રતિ ઉત્પન્ન કરવી એ સૌથી પહેલી જરૂરિયાત છે. કારણ આંખ વિષેની બેદરકારી એ ભયંકરમાં ભયંકર ગુન્હો છે અને તેની સજા અંધાપો છે.

સૂર્ય સ્નાન. આંખને ડુલાવવાની ક્રિયા, અંધકારનો અનુભવ, પલકારાની ક્રિયા વગેરે આંખની વૈજ્ઞાનિક પદ્ધતિની કસરતોની વિગતવાર માહિતી તે જાતની સારવાર કરનાર નિષ્ણાત દાક્તરોની પાસે પ્રત્યક્ષ શીખ્યા સિવાય સમજાય તેમ નથી. એનું પ્રત્યક્ષ શિક્ષણ અને સારવાર સુભાગ્યે આપણા પ્રાન્તમાં પણ અમેરિકાના ડૉ. બેઈટસની પદ્ધતિ મુજબ લઈ શકાય છે.



# આપણા નશો !

મૂળ લેખક:

સ્વ. પ્રેમચંદજી

---

હોળીનો દિવસ હતો. રાયસાહેબ પંડિત ધસીરેલાલના દિવાનખાનામાં ભાંગ ઘુંટાઇ રહી હતી. ત્યાંજ સમાચાર મળ્યા કે જિલ્લા મેજીસ્ટ્રેટ મિસ્ટર બુલ રાયસાહેબને મળવા આવી રહ્યા છે. બુલ સાહેબ મિલનસાર માણસ હતા, અને હમણાંજ વિલાયતથી પાછા ફર્યા હતા. એક વખત હિંદુસ્તાનમાં રહી ગયેલ હતા. તેમને ભારતીય રીતિરિવાજ બહુ ગમતા હતા અને આથી તેઓ અવારનવાર હિંદી મેળાવડાઓમાં ભાગ લેતા.

બધા ભાંગ ઘુંટવામાં મસ્ત હતા. આ સમયે સાહેબ આવશે એવી કોઇને કલ્પના પણ નહતી. સાહેબ પધારે છે એવાં સમાચાર મળતાંજ બધા રઘવાયા થઇ ગયા. કોઇ મેડી પર ભાગી ગયા, તો કોઇ રસોડામાં છુપાઇ ગયા. માત્ર રાયસાહેબજ મૂઢની માફક દિવાનખાનામાં બેસી રહ્યા.

બુલસાહેબ આવી પહોંચ્યા અને રાયસાહેબ તેમનું સ્વાગત કરવા સામા દોડ્યા. ફળીયામાં પગ મૂકતાંજ બુલસાહેબ બોલ્યા. 'હલ્લો, રાયસાહેબ! આજ તો તમારી હોળી છે.!'

રાયસાહેબ હાથ જોડી નમસ્કાર કરતાં કહ્યું. —હા, સરકાર ..., આજ અમારી હોળી છે.

બુલસાહેબે — હં ... એટલેજ બધા આજે લાલરંગથી ખૂબ રમી રહ્યા છે.

રાયસાહેબ— જી હા હજુર, આજે તો બસ રંગ ... રંગ ... અને રંગ ...

સાહેબે બાજુમાં પડેલી પિચકારી ઉપાડી લીધી લાલ-ગુલાબી રંગના પાણીના મટકાં પણ ત્યાંજ પડ્યાં હતાં. બુલ સાહેબે તેમાંથી પિચકારી ભરી, પંડિતજી પર પિચકારી છોડી અને પંડિતજી રંગથી નાહી રહ્યા. ધન્ય ભાગ્ય! ખુદ હાકેમ તેમની સાથે હોળી ખેલ્યા ને રંગે રમ્યા! આનું નામ તે પ્રજાવાત્સલ્ય! જો અત્યારે નગરશેઠ જોખમરામ હાજર હોત તો તેને પણ બતાવી દેત કે અહીં તો ખુદ જિલ્લા મેજીસ્ટ્રેટ હોળી ખેલે છે! નગરશેઠ પર કોઇ દિવસ કોઇ ગોરા હાકેમે રંગ છાંટ્યો છે? એને માટે તો તપ કરવું જોઇએ તપ!

રાયસાહેબ ખુશ થતા બોલ્યા — 'ધર્માવતાર, આજ મારું જીવન સફળ થઇ ગયું.' જ્યારે સરકાર મારી સાથે હોળી રમ્યા તો હવે મારા હૃદયની એક બીજી અભિલાષા પુરી કરવાનો હુકમ માગી રહ્યો છું.'

આમ કહીને રાયસાહેબે બુલસાહેબના કપાળમાં ગુલાલનો ચાંદલો કર્યો.

બુલ — આ મોટા વાસણમાં શું રાખ્યું છે, રાયસાહેબ?

રાયસાહેબ — સરકાર, એ ભાંગ છે. બહુ વિધિપૂર્વક બનાવેલી છે, હજુર!

બુલ — એ પીવાથી શું થાય?

રાયસાહેબ — હજુરની આંખો ખુલી જશે. બારે વિલક્ષણ ચીજ છે, સરકાર!

બુલ — ત્યારે તો હું પણ પીશ.

રાયસાહેબને એમ લાગ્યું કે જાણે સ્વર્ગનું દ્વાર ખુલી ગયું છે અને તેઓ પુષ્પના વિમાનમાં બેસી આસમાનમાં ઊંચેને ઊંચે ઉડી રહ્યા છે.

સાહેબ ગમે તેવા મોટા હોય તો પણ પરદેશી — માંસાહારી. તેમને ગ્લાસ કેવી રીતે અપાય આબરૂકેટનો ભય રહ્યોને? પણ સાહેબને કંઈ કુલ્લડમાં ભાંગ અપાય? ગમે તેમ મનને મનાવીને અંતે રાયસાહેબે એક ગ્લાસમાંજ બુલસાહેબને ભાંગ આપી. સાહેબ તો એક જ઼ ગટગટાવી ગયા. બદામ-પિસ્તાંની ખુશબોથી એમનું

મગજ તર થઈ ગયું. પ્રસન્નચિત્તે અભિનંદન આપી સાહેબે વિદાય લીધી.

(૨)

બીજે દિવસે રાયસાહેબ આ મુલાકાતનો જવાબ આપવા ચાલ્યા. પ્રાત: કાલમાં જોશી મહારાજને મુહૂર્ત પૂછી જોયું. મૂરત સાંજનું નીકળ્યું. રાયસાહેબનો આખો દિવસ સાજ સજવામાંજ વીતી ગયો.

સાંજે જ્યારે રાયસાહેબ બનીઠનીને બુલસાહેબના બંગલે પહોંચ્યા ત્યારે સાહેબ ભોજન કરી રહ્યા હતા. દરવાને અંદર જઈને સાહેબને રાયસાહેબ આવ્યાના સમાચાર આપ્યા. સાહેબે દરવાનને ફરમાન કર્યું —કે, રાયસાહેબને દિવાનખાનામાં બેઠી લાવો. દિવાનખાનામાં પ્રવેશતાંજ દારૂની દુર્ગંધથી રાયસાહેબનું માથું ઘુમવા લાગ્યું. બાપડાએ અંગ્રેજી દવા પણ કદીએ નહોતી પીધી, અને દારૂને તો શું પણ દારૂના શીશાને પણ કોઇ દિવસ હાથ નહોતો લગાડ્યો. નાક બંધ કરવાનું મન થઇ ગયું. પરંતુ તેમ કરવાથી કદાચ સાહેબને ખરાબ લાગશે એ ડરે તેમણે એ વિચાર માંડી વાળ્યો. સાહેબે એક ઘુંટ પી, પ્યાલી મેજ પર મૂકતા કહ્યું—'રાયસાહેબ, કાલે હું તમારી ભાંગ પી ગયો. આજે તમારે અમારી ભાંગ પીવી પડશે. તમારી ભાંગ તો બહુ સરસ હતી. હું રોજ કરતાં બમણું ખાઇ ગયો.'

રાયસાહેબ—હજુર, અમે તો મદિરાને સ્પર્શ પણ કરતા નથી. અમારા શાસ્ત્રોમાં લખ્યું છે કે દારૂને સ્પર્શ કરવો એ પણ પાપ છે.

બુલ—(હસીને) નહીં, તમારે અમારી ભાંગ પીવી પડશે. પાપ-પુન્ય બધું હંબગ છે. આ અમારી ભાંગ છે. એ તમારી ભાંગ છે. તમારી ભાંગ પીવાથી નશો ચડે છે, અમારી ભાંગ પીવાથી પણ નશો ચડે છે પછી તમારી ભાંગમાં અને અમારી ભાંગમાં ફેર શો રહ્યો?

રાયસાહેબ—નહી, ધર્માવતાર! અમે લોકો મદિરાને વર્જિત માનીએ છીએ.

બુલ—એમ બનેજ નહીં. શાસ્ત્ર મના કરે તો બંને વસ્તુની મના કરે. તમારે ગભરાવાનું, કારણ નથી. બહુ સરસ છે.

આમ કહેતાંની સાથેજ બુલ સાહેબે રાય સાહેબને મોંએ દારૂનો પ્યાલો લગાવી દીધો. રાયસાહેબ મ્હોં ફેરવી લઇ, સાહેબના હાથને પાછો ઠેલવા કોશિષ કરવા લાગ્યા.

બુલસાહેબ રાયસાહેબના ઇન્કારનું કારણ સમજી શક્યા ન હતા. સાહેબ એમ માનતા હતા કે, રાયસાહેબ તેમની સામે દારૂ પીતાં શરમાય છે. આથી તેઓ વધારે આગ્રહ કરવા લાગ્યા; અને પોતાના મજબુત હાથવતી રાયસાહેબની ગરદન પકડી બીજે હાથે દારૂ પાવો પ્યાલીને તેમના મ્હોં પર ધરી. હવે રાય સાહેબના મગજનો પારો અદ્ધર ચઢી ગયો. સાહેબ માટે બીજું બધું થઇ શકે. પણ કાંઇ ધર્મ છોડાય? જરા આકરા અવાજે તેઓ બોલ્યા; 'હજૂર, અમે વૈષ્ણવ છીએ. અમે દારૂને અડકવામાં પણ પાપ માનીએ છીએ.'

પણ સાહેબના આગ્રહ આગળ તેમનું કંઇ ઉપજે તેમ નહતું. આવેશથી તેમનો કંઠ કંપાઇ ગયો. એક ક્ષણ શ્વાસ લઇ તેઓ પાછા વિનિત સ્વરે બોલ્યા; 'હજુર ભાંગ તો પવિત્ર વસ્તુ છે. ઋષિ, મુનિ સાધુ, મહાત્મા, દેવ, દેવીઓ, બધા ભાંગ પીએ છે, સરકાર, અમારા દેશમાં તેનો મોટો મહિમા છે. એવો કયો પંડિત છે કે જે ભાંગ ન ઘુંટતો હોય! પરંતુ સરકાર, મદિરાનું નામ લેવામાં પણ અમે પાપ માનીએ છીએ.'




અનુવાદક:

ઈશ્વરલાલ પંચોલી

# ગ્રામોદ્ધાર

# કયે પંથે ?

લેખક :
શ્રી. પીતામ્બર પટેલ

**હિન્દનો મોટો ભાગ ગામડાંઓનો બનેલો હોઇ રાષ્ટ્રની સર્વદેશીય આબાદી મુખ્યત્વે તો ગામડાંની જ આબાદી ઉપર અવલંબે છે એ હકીકત દીવા જેવી ચોકખી છે. આથી જ પૂજ્ય ગાંધીજીએ પ્રબોધેલા રચનાત્મક કાર્યક્રમમાં મધ્યવર્તી બિન્દુ ગામડું જ છે. ગ્રામ સુધારણાના અનેક માર્ગો છે પરંતુ એમાં સૌથી વ્યવહારૂ અને અકસીર માર્ગ તો છે ગાંધીજીનો જ. ગામડાંમાં સ્વચ્છતાનું પ્રમાણ વધે, શિક્ષણનો વધુ પ્રચાર થાય, ગૃહઉદ્યોગને ઉત્તેજન મળે, શહેર–ગામડાં વચ્ચેનો ભેદભાવ ટળે અને ગ્રામજનોની લઘુતા-ગ્રન્થીનો વિલય થાય, તો આપોઆપ આપણાં ગામડાં આબાદીને પંથે આગળ વધે! આ અંગે કેટલુંક સૂચન પ્રસ્તુત લેખમાં આપવામાં આવ્યું છે.**

ગામડાંઓનો ઉદ્ધાર થવો જોઇએ એ બાબતમાં તો સૌ એકમત છે. લોકસેવકો પણ એમ કહે છે અને નેતાઓ પણ એમ કહે છે. હિન્દ તો ગામડાંનું બનેલું છે. જ્યાં સુધી ગામડાં આબાદ ન બને ત્યાં સુધી હિંદ પણ આબાદ ન બને. આજના ગામડાં કંગાલ છે, ગરીબ છે, અજ્ઞાન છે અને પરિણામે દયાજનક સ્થિતિમાં જીવી રહ્યાં છે. એ ગામડાં કઇ રીતે આબાદ બને? આ પ્રશ્ન ઘણો મહત્વનો છે.

ગ્રામોદ્ધાર તો સૌને કરવો છે. પણ કઇ રીતે કરવો તે બાબતમાં ભિન્ન ભિન્ન રસ્તા છે. કોઇ કાયદાની મદદથી કામ લેવા માગે છે. કોઈ સમાજવાદી ધોરણે ખેડૂતોનું સંગઠન સાધીને ગ્રામોદ્ધાર કરવા માગે છે. તો કોઇ વળી ઉપદેશથી ગામડાંને સમજાવવા માગે છે. આ બધા માર્ગો અપૂર્ણ અને ખામીભર્યા છે. ગામડાંનો ઉદ્ધાર એક માત્ર ગાંધીજીના માર્ગે જ થઇ શકશે. ગાંધીજી ગામડાનું દર્દ, ગામડાની વેદના અને ગામડાની આપત્તિ બરાબર પામી ગયા હતા. ગામડાંની આબાદી વગર દેશ આબાદ નહિ બને એમ તેમણે અનેકવાર જુદીજુદી રીતે કહ્યું છે. તેમણે એથી તો ગામડામાં રહીને ગામડાનું અને દેશનું કામ કરવાનું ચાલુ રાખ્યું હતું. ગાંધીજી માત્ર આદર્શવાદી ન હતા. તે વાસ્તવિક સંજોગો પરથી જ રોગનું નિદાન કરતા. તેમણે ગ્રામોદ્ધાર માટેની આખી યોજના પ્રગટ કરી હતી. એ માર્ગ વ્યવહારૂ છે અને વધુમાં વધુ અસરકારક છે. ગાંધીજીએ ચીંધેલા માર્ગે જવામાં જ ગામડાનું અને દેશનું ભલું થવાનું છે.

એક વસ્તુ લક્ષમાં રાખવા જેવી છે. ગામડાનું કામ કોઈ બહારથી આવીને કરવાનું નથી. શહેરમાંથી કોઇ આવે, કોઇ સેવક આવે કે કોઇ કાર્યકર આવે તે ગામડાનું કામ કરે તે આશા વ્યર્થ છે. ગામડાનું કામ ગ્રામવાસીઓએ કરવું જોઇએ. બીજાની ખોટી રાહ જોવામાં તો ગામડાં વધુ ને વધુ કંગાળ થતાં ગયાં છે. ગામડાંએ શું કરવું જોઇએ તેનું માર્ગદર્શન ગાંધીજીએ તો કરાવ્યું જ છે.

(૧) એક તો સૌથી પહેલું કામ સફાઇનું કરવું જોઇએ. ગમે તે ગામમાં પગ મૂકો, જ્યાં ને ત્યાં ગંદકી દેખાશે., ગામડાંના રસ્તા ગંદા હોય છે. ગામડાની શેરી ગંદી હોય છે. ગામડાનાં ઘર ગંદા હોય છે. અને ગામડામાં રહેનાર પણ ગંદા હોય છે. આ ગંદકી તો દૂર કરવી જ જોઇએ. આ કામ એવું મુશ્કેલ પણ નથી. કે ન થાય. એને માટે પાઇનું ખર્ચ પણ કરવાનું નથી. માત્ર કાળજી રાખવાની જરૂર છે. સૌ પોતાનું ઘર સાફ રાખે. આંગણું સાફ રાખે. આંગણું વાળીઝાળીને દર્પણ જેવું બનાવે. તો આપોઆપ શેરી પણ સાફ થઇ જાય. અને ગામનો ગ્રામપંચાયત ઝાડુવાળા પાસે સાફ કરાવે. તો આખું ગામ ચોકખું, ચાંદની જેવું નિર્મળ અને સ્વચ્છ બની જાય. એ તીના કામમાં - કપડાં ધોવાનો, સાફસુફી કરવાનો વખત ઓછો મળે એ સાચું છે. પણ સ્વચ્છતાને જીવનની અનિવાર્ય જરૂરિઆત સમજીને જાળવવી જોઇએ. છોકરાંને નવરાવવાં ધોવરાવવાં જોઇએ. તો જ ઘરમાં સુઘડતા આવે. ઘર રહેવા જેવું વિશ્રાન્તિ વાળું બની રહે. સ્વચ્છતાથી મનની શાંતિ પણ જળવાય. એથી મનનો મેલ પણ દૂર કરવાની પ્રેરણા મળે અને જીવન પણ આબાદ થાય.

થોડુંક આળસ ખંખેરીને, કાળજી પૂર્વક જો રોજ

ને રોજ કચરો સાફ કરવામાં આવે તો સરસ રીતે ગામ સ્વચ્છ રહે. આ કામ તો વહેલામાં વહેલી તકે ગામડાએ શરૂ કરી દેવું જોઈએ.

(૨) બીજું મહત્વનું કામ છે ગ્રામોદ્યોગને જીવતા રાખવાનું. ગામડાંનો મુખ્ય ઉદ્યોગ ખેતી છે. હિંદની લગભગ ૭૫ ટકા જેટલી વસ્તી ગામડામાં વસે છે. ગામડાંનો મુખ્ય વ્યવસાય ખેતી છે. છતાં દેશમાં અનાજની તંગી છે. આ કેવી વિચિત્રતા! જે ભૂમિ ધન ધાન્યથી ઉભરાતી હતી ત્યાં ખાવા માટે અન્ન નથી. અનાજ પણ બહારથી લાવવું પડે છે. આનાથી બીજી કંઈ નવાઈ હોઈ શકે? એથી તો પ્રજાકીય સરકારને ધુ અનાજ વાવોની ઝુંબેશ શરૂ કરવી પડી છે. ખેતી તરફ પૂરતું લક્ષ આપવાની જરૂર છે. વધુ પાક કેવી રીતે લઈ શકાય તેને માટે અખતરા કરવા જોઈએ. ખેતીવાડી ખાતાએ તૈયાર કરેલું ખાતર વાપરવું જોઈએ. શક્ય હોય ત્યાં કુવા કરીને બે ત્રણ પાક લેવા જોઈએ. ખેતી એજ, એકજ આવકનું સાધન છે. ખેતીની આબાદીમાં ખેડૂતની આબાદી છે. ખેડૂત શ્રમથી થાકતો નથી. મહેનત મજૂરી કરવામાં પણ કંટાળતો નથી. પણ તેને જોઈએ તેવો રસ લાગ્યો નથી. ખેતીમાંથી જ તેને વર્ષભરની આવક મળી રહેશે એવી ખાત્રી થવી જોઈએ. તોજ તે વધુ અનાજ વાવતા લલચાય.

(૩) ખેતી પછી ગામડાંના નાના નાના ગૃહઉદ્યોગો તરફ લક્ષ આપવું જોઈએ. શહેરોની આબાદીમાં ગામડાઓ તરફ દુર્લક્ષ ન કરાય. શહેરના ઉદ્યોગો ખીલ્યા એ સાથે ગામડાના ઉદ્યોગો મરી પરવાર્યા. તે જીવે છે તેમ મરેલા જેવા છે. આજે ઘાંચીનો, મોચીનો ધંધો બરાબર ચાલતો નથી. દરજી, સુતાર, કુંભાર વગેરે કારીગર કોમને પણ ટકાવી રાખવી જોઈએ. ગામડાએ તેની પોતાની જરૂરીયાત પોતેજ પેદા કરી લેવી જોઈએ. એટલે કે ગામડાએ સ્વાયત્ત થવું જોઈએ. પોતાના પગ પર પોતેજ જીવવું જોઈએ. ગામડાનું ધન ગામમાં જ રહે તેવું તેનું અર્થતંત્ર ગોઠવાવું જોઈએ. આ દૃષ્ટિએ નાના ઉદ્યોગો તરફ જો લક્ષ આપવામાં આવે તો ગામડાંનો કારીગરવર્ગ અને ધંધાદારીવર્ગ પણ કમાય અને પરિણામે ગામ પણ આબાદ થાય. દરેક ગામ જો આ રીતે સ્વાયત્ત બની જાય તો દેશની ધનદોલત પણ વધે.

સરકાર તરફથી આને માટે જે યોજના મળે છે તેનો ગામજનોએ લાભ લેવો જોઈએ.

આ પછીનું મહત્વનું કામ છે શિક્ષણ અને સંસ્કાર વહનનું. આજે કમનસીબે ગામડાનો ભણેલો વર્ગ ગામડામાંથી શહેર તરફ દોડે છે. એથી ગામડાને માર્ગદર્શન કરાવે તેવો શિક્ષિત વર્ગ ગામડામાં શોધ્યો જડતો નથી. ગામડાંની અજ્ઞાનતા આટલી જડ બની છે તેનું કારણ પણ આજ છે. ભણેલો વર્ગ ગામડામાં ન રહ્યો એથી ગામડામાં નવો પ્રકાશ પણ ન આવ્યો. ગામડાને દોરવણી કરનાર પણ કોઈ ન રહ્યું. એથી જગતમાં શું ચાલે છે, એનાથી પણ ગામડાં અજ્ઞાત છે!

એથી શિક્ષણ તરફ ખૂબ લક્ષ આપવાની જરૂર છે. પ્રૌઢ શિક્ષણ દ્વારા ગામડાંના સમાજને વાંચતો લખતો કરવો જોઈએ. લોકો છાપાં વાંચતા થાય તેવું શિક્ષણ તો દરેકને મળવું જોઈએ. આ કામ ગામના શિક્ષિત વર્ગે ઉપાડી લેવું જોઈએ કે પછી ગામની શાળાના માસ્તરે તે કામ હાથ ધરવું જોઈએ. જો પાંચજ વર્ષ મહેનત કરવામાં આવે તો ગામમાં કોઈ અશિક્ષિત ના રહે. સરકારે પ્રૌઢ શિક્ષણની યોજના તૈયાર કરી છે. તે માત્ર શહેર પૂરતી મર્યાદિત ન રહેતાં ગામડાં સુધી પહોંચી છે. તે અમલી બનવી જોઈએ. અજ્ઞાન એજ સર્વ રોગનું, દુઃખનું મૂળ છે. અજ્ઞાન દૂર કરવાનો રસ્તો જ્ઞાનનો પ્રકાશ આપવાનો છે. જો ગામલોકો ભણશે, વાંચશે તો તેમના વહેમ ઓછા થશે. પૂર્વગ્રહો દૂર થશે. દેશની નવરચનામાં રસ લેતા થશે.

શિક્ષણ સાથે સંસ્કાર પણ વધે તેનું લક્ષ આપવું જોઈએ. આજે ગામડામાં શાળામાં અક્ષરજ્ઞાન મળે છે. પણ સંસ્કાર મળે છે? ગામડાને સંસ્કારની ખાસ જરૂર છે. ગામડામાં શહેરના સંપર્કને લીધે ઘણાં વ્યસનો પેસી ગયાં છે. એ વ્યસનો આ સંસ્કાર વૃદ્ધિથીજ ઓછાં થશે. બીજું કંઈ નહિ તો નવી પેઢી તો વ્યસનોથી બચી જશે. શિક્ષણ અને સંસ્કાર આપતાં લોકોની અસ્પૃશ્યતાની સૂગ ઓછી થશે... નાબૂદ થશે. કજિયા કંકાસ ઓછા થશે. ફાજલ સમય નિંદામાં ને આળસમાં ન વેડફી તેઓ કામમાં કે વાંચનમાં વ્યતીત કરશે.

ગામડાંને સુખી બનાવવાનો, આઝાદ બનાવવાનો આ સાચો માર્ગ છે. એમાં પૈસાનું ખર્ચ નથી. એને માટે ગામડાંને બહારની મદદની પણ જરૂર નથી. ગામ પોતેજ પોતાનું કામ કરીને આઝાદ બની શકે છે.

આપણી પ્રજાકીય સરકાર પણ આવી પ્રવૃત્તિને વેગ આપે છે. જો ગામ પાંચ વર્ષની અવધ બાંધી મોજથી કામ કરવાનું શરૂ કરે તો પોતેય ન ધાર્યું હોય તેવું ચમત્કારી કામ કરી શકે. ગામડાએ આ દિશામાં કામ કર્યા વગર છૂટકો નથી. જેટલું વહેલું થાય તેટલું સારૂં !

વધુ અનાજ વાવોનો પ્રચાર ગામડામાં આ રીતે ગ્રામોદ્ધારની દૃષ્ટિએ જો કરવામાં આવશે તો કામ સારૂં થશે અને એ માર્ગે ખર્ચેલા પૈસા ઊગી નીકળશે.

[o]

## — દારૂબંધી અંગેના ઈનામો —

દારૂબંધીના કાર્યક્રમને વધુ વેગવન્ત બનાવવાના હેતુથી મુંબઈ સરકારે એવો નિર્ણય કરેલ છે કે જે વિસ્તારોમાં ગેરકાયદેસર દારૂ ગાળવાનું અને પીવાનું પ્રમાણ વધુ હશે એવા વિસ્તારોમાં આવેલાં ગામડાંઓ-માંથી જે કોઈ ગામ આખા એક વર્ષ સુધી દારૂબંધી અંગેના કોઈપણ ગુનાથી સંપૂર્ણ રીતે મુક્ત રહેશે તેને ઈનામ આપવામાં આવશે. આ ઈનામ સ્થાનિક સુખ-સગવડના રૂપમાં હશે.

# હ ઠા ગ્ર હ

**બાળકનો સ્વભાવ ઘણીવાર હઠાગ્રહી હોય છે. એમાં જ્યારે માતા અથવા પિતા તરફથી એની હઠને, વાદવિવાદને કારણે પોષણ મળે છે ત્યારે કોઇકવાર પરિણામ બહુ ખતરનાક આવે છે. એવા એક હઠાગ્રહને સ્પર્શતી, ને સત્યઘટનાત્મક લાગતી એક કહાણી અત્રે આપવામાં આવી છે.**

લેખક :

## શ્રી. કૃષ્ણદાસ શાહ



'ભાઇ, મારે માટે વીજળીનો ટેટો નહિ લાવો?'

અમ્મબારી કચેરીના કામથી પરવારી હું મારી સાયકલ ઘરમાં મુકતો હતો ત્યાં બારણામાં પગ મુકતાંજ મહેશે મારો લેંઘો પકડીને કહ્યું.

''વીજળીનો ટેટો! શા માટે બેટા? બીજા ફટાકડા તો હું લાવ્યો છું. તારામંડળ, બપોરીયાં અને નાના ફટાકડા જ છોકરાંઓથી ફોડાય. વીજળીનો ટેટો આપણાથી ન ફોડાય' મેં મહેશને સમજાવતાં અને મેડા ઉપર લેતાં કહ્યું.

'નહિ, ભાઇ, મારે વીજળીનો ટેટો જ જોઇએ. અરવિંદના ભાઇ પણ વીજળીના ટેટા લાવ્યા છે.' મહેશે દલીલ કરી.

'અરવિંદ તારા જેવડો છે ગાંડા? અરવિંદ તો મોટો છે. મોટા છોકરાઓથી વીજળીના ટેટા ફોડાય પણ નાના છોકરાઓ ફોડે તો દાઝી જાય.'

'નહિ, નહિ, નહિ, મારે આ બપોરીયાં નથી જોઇતાં. મારે તો વીજળીનો ટેટો જ જોઇએ.' મહેશે ધમપછાડા આદર્યા.

એના ધમપછાડા અને તોફાનથી કંટાળી મેં વીજળીનો ટેટો લાવી આપીશ એમ કહ્યું.

* * *

બીજે દિવસે :—

'કેમ ભાઇ! મારા ટેટા લાવ્યા?'

'હા, લાવ્યો, લે આ તારા ટેટા.' મહેશના હાથમાં ટેટાનું પાકીટ મુકતાં મેં મહેશને કહ્યું :— "લે! આ તારા વીજળીના ટેટા બસ!" મહેશ આનંદથી નાચવા કુદવા લાગ્યો.

સાંજ પડી અને ફટાકડા ફોડવાનો વખત થયો ત્યારે મેં કહ્યું:

'મહેશ! લાવ વીજળીના ટેટા મારી પાસે લાવ હું તને ફોડી આપું, તું દાઝી જઇશ.'

'ના, ના, ના.... હું ફોડીશ, મારી મેળે ફોડીશ તમને નહિ આપું ભાઇ.'

"ના, મહેશ એ ટેટા તને ના અપાય. તું દાઝે જાય, લાવ હું તને ફોડી આપું."

'ના, હું તને નહિ આપું. હું જ ફોડીશ. બ્હેન! એ બ્હેન! જોને ભાઇ ના કહે છે. મારે વીજળીના ટેટા ફોડવા છે. અરવિંદ, કનુ બધા ફોડે છે અને મને શા માટે નથી ફોડવા દેતા?'

મહેશે એની માતા પાસે રાવ ખાધી.

મહેશની રાવ સાંભળી મારાં પત્ની રસોડામાંથી બહાર આવ્યાં.

'હવે ફોડવા દો ને! તમે યે તે કેવાક છો? આ બધાં છોકરાં નથી દાઝતાં અને મારો મહેશ ક્યાંથી દાઝવાનો હતો? તમે જ ડરપોક છો, ખસો આઘા અહિંથી. હું જ એને વીજળીટેટા ફોડાવી દઇશ'

એમ કહી મારાં પત્નીએ મહેશને વીજળીનો ટેટો એના હાથમાં રાખીને જ ફોડવા દીધો, ટેટો ફૂટ્યો અને

મહેશ જરા પણ ગભરાયો નહિ એટલે મારાં પત્નીએ કહ્યું 'જોયું! તમે ના કહેતા હતા તે? મહેશ જરાએ ગભરાય છે? તમેજ ડરપોક છો?'

'લે ત્યારે આખી પેટી ફોડાવ, મારે શું? દાઝે ત્યારે મને કહેવા ન આવીશ.'

'આહ! સારું! એ દિવસ છોકરાં દારૂખાનું ફોડે એમાં આટલી બધી ભગજમારી શા માટે કરતા હશે?' શાંતાએ મહેશ પાસે એ દિવસે ઉપરા,ઉપરી ટેટા ફોડાવ્યા અડધી પેટી. મહેશે ખલાસ કરી અને બાકીની અડધી પેટી લઈને એ એની પથારીમાં સુઈ ગયો.

* * *

દિવાળીનો બીજો દિવસ ઉગ્યો. મહેશે આજે રાતના બાકીની પેટી ફોડવાની હઠ લીધી. પરંતુ કોણ જાણે શાથી આજે મારી સ્ત્રી મહેશને ટેટા ફોડવા માટે ના પાડતી હતી. શાથી?

એટલે મેં કહ્યું 'શા માટે નથી ફોડવાના? કાલે હું ના કહેતો હતો ત્યારે તેં અડધી પેટી એની પાસે ફોડાવી અને આજે હું કહું છું ત્યારે ના પાડે છે? જરૂર ફોડાવવાનો. ચાલ, મહેશ, કોડીયું લાવ અને ટેટાની પેટી લાવ.'

'ખબરદાર! હું ના પાડું છું, આજે નહિ, આજે નહિ જ.'

'શા માટે નહિ? તું કહે ત્યારે નહિ અને હું કહું ત્યારે 'હા' એ કેમ બને? મહેશ આજે ટેટા ફોડશે અને વીજળી–ટેટા જ ફોડશે.'

મહેશને લઈને હું ઓટલે ગયો અને એના હાથમાં વીજળી ટેટા આપીને એક પછી એક મેં ફોડાવવા માંડ્યા, મહેશે એક, બે, ચાર અને પાંચ ટેટા. ફોડ્યાં અને છઠ્ઠો ટેટો ફોડે ત્યાં તો એણે ચીસ પાડી 'બ્હેન! ઓ બ્હેન!'

'એ! આવી બેટા શું થયું તને? ના કહેતી હતી હું, આરે મહેશને આજે ટેટા નથી ફોડાવવા તો એ કહે કે બસ ફોડાવવા છે. શું થયું બેટા! શું થયું તને?' રસોડામાંથી શાંતા દોડતી દોડતી બહાર આવી. વીજળીનો છઠ્ઠો ટેટો મહેશના હાથમાંજ ફૂટ્યો હતો. મહેશનો આખો હાથ દાઝી ગયો હતો અને દારૂખાનાની કરચો એની આંખમાં પણ પડી હતી.

હું અને મારી પત્ની બંને બેબાકળાં બની ગયાં હતાં. મહેશ સખ્ત રીતે દાઝી ગયો હતો. હું અને મારી પત્ની એને લઈને નાજકતાબ ડૉક્ટરને ત્યાં ગયાં. ટેબલપર ડૉક્ટરે મહેશને સુવાડ્યો હતો. મહેશ ચીસો નાંખતો હતો.

મહેશ:— 'બ્હેન! ઓ બ્હેન! મરી ગયો! બાપ, મારે ટેટા નથી ફોડવા. હું બળું છું' મહેશની ચીસો અમારા બંનેના હૃદયમાં કંપારી પેદા કરતી હતી.

'હું નથી કહેતી કે તમે એને આજે ટેટા ન ફોડાવશો. મને અમંગળ શંકા થતી હતી એટલેજ હું ના પાડતી હતી, બાકી મારે શું હતું!'

'તો એ વાત મને શા માટે નહોતી કરી કે તને અમંગળ શંકા થઈ હતી? તો હું ના પાડત. પરંતુ તું તો કહે કે તમારું ધાર્યું થાય એટલે મેં કહ્યું કે હું જરૂર ટેટા ફોડાવીશ.'

'તો, ભોગવો એનાં ફળ, આ ટેટા ફોડાવીને સાર કાઢ્યો તે તમે જોઈ શકો છો. મારે શું? ઓ! ભગવાન મારા મહેશની આંખો સાચવજે.'

ડૉક્ટરે મહેશની સારવાર કરતાં કરતાં પાટા પીંડી બાંધતાં કહ્યું:— 'હવે! તમે બંને ઘેર જશો કે? મહેશને લઈને ઘેર જાવ. એને શાંતિથી સુવાડી પવન નાંખજો, તમારો 'હા' 'ના' નો ઝગડો ઘેર જઈને પતાવજો.'

× × ×

પંદર દિવસ બાદ મહેશને ઠીક થઈ ગયું હતું. વીજળી–ટેટાથી દાઝી ગયાના નિશાન એના મોં પર અને આંખ પર હતાં છતાં એ સાજો થઈ ગયો હતો.

'બ્હેન! ઓ બ્હેન!?'

'શું છે ભાઈ, બોલ તારે શું જોઈએ છીએ?'

'મારે કંઈ નથી જોઈતું બ્હેન' પણ હવે હું વીજળી ટેટા નહિ ફોડું.'

'સારૂ! ઘણો ડાહ્યો છે મારો મહેશ, ઘણો સમજુ છે એ.'

'બ્હેન ! શા માટે નહિ ફોડું એ જાણો છો ?'

'તું દાઝી ગયો એટલે ને ભાઈ, હા, ભાઇ, હા, ના ફોડીશ. વિજળી ટેટા તો જાન લઈલે જાન.'

'ના, બ્હેન દાઝયો એટલે નહિ પરંતુ હવે હું તમે બંને જાણા તું અને ભાઈ બંને કહેશો તો પણ વીજળી ટેટા નહિ ફોડું.'

'કેમ બેટા ! કેમ નહિ ફોડે ? કહે જોઈએ. ?'

'એટલા માટે કે તું ભાઈની સામે અને ભાઈ તારી સામે ધુરકીયાં હોવાથી હું હવે ક્યારે એ ટેટા નહિ ફોડું. તમે બંને કહેશો તો પણ નહિ ફોડું.'

મહેશની આ ટકોર જોઈ હું અને મારી પત્ની બંને અવાક્ થઈ ગયાં!



## તમે જાણો છો?



* અફીણના ઉત્પાદનને વધતું અટકાવવાના પ્રયાસ લેખે સંયુક્ત-રાષ્ટ્ર-સંઘે તુર્કસ્તાનને અફીણના ઉત્પાદનની બાબતમાં એની કાયદેસરની મર્યાદામાં રહેવા સુચના કરી છે.

* સંયુક્ત રાષ્ટ્ર સંઘે અમેરિકાને પણ એવી સલાહ આપી હોવાનું કહેવાય છે કે એણે, 'ક્રિશ્ચિયન સાયન્સ મોનિટર' ના એક અહેવાલ મુજબ, ઇરાનને અપાતો અમેરિકન નાણાંનો હિસ્સો અફીણ ઉગાડવા માટે ખેડાતી જમીન વધારવામાં ન વપરાય તેની ખાસ દરકાર રાખવી...

* સંયુક્ત રાષ્ટ્ર સંઘના પ્રતિનિધિઓએ મધ્ય-પૂર્વના પ્રદેશોની લીધેલી મુલાકાતને પરિણામે આ પગલાં ભરવામાં આવેલ છે. રાષ્ટ્ર સંઘના માદક પદાર્થો અંગેના કમિશને આખી દુનિયાનું માદક પદાર્થોનું કાયદેસર ઉત્પાદન ૪૦૦ ટન નક્કી કરેલું. તેમાં ૧૯૪૮ ના વર્ષ દરમિયાન તુર્કસ્તાનનો હિસ્સો ૨૦૦ ટનનો હતો. તેમ છતાં તુર્કસ્તાને ગયે વરસે ૪૩૯ ટન અફીણનું ઉત્પાદન કરેલું.

:—સીસન'

# મહાત્માજીએ દર્શાવેલો

# કેળવણીનો પંથ

લેખક:

શ્રી. પ્રસન્નવદન દીક્ષિત

ભારત-ભાગ્ય-વિધાતા મહાત્મા ગાંધીજી સ્વરાજ્યના સાચા સુકાની હતા. ખાદીનો પ્રચાર, ચરખા અને તકલી દ્વારા, એમણે યશસ્વી બનાવ્યો. સત્ય અને અહિંસાનાં સત્યાગ્રહને વિકસાવવા એમણે અસહકારનું શસ્ત્ર નિર્માણ કર્યું. વિશ્વવ્યાપી બંધુભાવની હિમાયત કરવા છતાં વિદેશી માલનો બહિષ્કાર કરવાની દીક્ષા પૂરી પાડી! હિંદુ મુસ્લીમ એકતા જાળવવાના સ્તુત્ય હેતુને પાર પાડવા એમણે ખુદ અપવાસ આદર્યા. સત્યાગ્રહ એમનું દિવ્ય ચમત્કારિક શસ્ત્ર હતું. રાજકીય ક્ષેત્રમા સતત સ્વરાજ્યની ઝુંબેશ ઉપાડનારા આ રાષ્ટ્રનેતાના દૈવી સંસ્કારી જીવનમાંથી વિદ્યાર્થી જગતને શો ઉદ્ધારક સંદેશ મળી શકે છે? ભવાટવીમાં ભ્રમિત થઇ ભમનારા પ્રવાસીઓને જેટલે અંશે સફલ તથા ઉદ્ધારક માર્ગ દર્શન મળી શકે તેટલા પ્રમાણમાં તેમનાં જીવન ઉજ્વલ તથા કૃતાર્થ નીવડી શકે છે.. આપણા રાષ્ટ્રપિતાનું જીવન એક અવિશ્રાંત સિદ્ધિ સંપાદન કરવા માટેનું સતત મહામન્થન હતું. બાલ્યાવસ્થાથીજ જે આદર્શો, ભાવનાઓ અને સ્વપ્નાંઓ તેઓ સેવી રહ્યા હતા તે જાણ્યે અજાણ્યે એમને દૈવી સંસ્કારી જીવનની સક્રિય તાલીમ પૂરી પાડી રહ્યાં હતાં. વિદ્યાર્થી જીવન દરમ્યાન એમણે સાધુમહાત્મા બનવાના અનેક વિવિધ અખતરાઓ અજમાવવા માંડ્યા હતા. આદર્શ સિદ્ધિને કાજે મરી ફીટવાની શક્તિ બીજી કઇ રીતે પ્રાપ્ત થઇ શકે? આદર્શ ધ્યેયના સાધક અને સત્ય માર્ગનું અવલંબન કરનાર સંશોધક તથા ઉપાસકને માર્ગમાં રહેલી પ્રતિકૂલતાઓ અને મુસીબતો સંઘર્ષણ અને મનોમંથનનો પરિશ્રમ વેઠી પરાસ્ત કરવી પડે છે. ત્યારેજ ન્યાય અને નીતિને માર્ગે અગ્રેસર થવાય છે.

## સત્યના અન્વેષણની પ્રેરણા

સત્યનું અન્વેષણ મહાત્મા ગાંધીજીએ કેવી રીતે કર્યું હતું? કેવા પ્રયોગો કેટલી સફલતાથી અજમાવી જોયા હતા? બાલ્યાવસ્થામાં નાટકો, સીનેમાઓ કેટલાંયે બાળકો જોતાં હશે! પરંતુ હરિશ્ચંદ્રનું નાટક જોતાંવારને હરિશ્ચંદ્ર જેવા બનવાની ઊર્મિ કે તાલાવેલી કેટલાને થતી હશે? એવી સત્યવ્રત ધારણ કરવાની પ્રેરણા તથા આલોડન કેટલાને પ્રાપ્ત થઇ શકતી હશે? વસ્તુનો સદુપયોગ કરનારને જ સફળતાની સિદ્ધિ સાંપડે છે. બુદ્ધ અને ઇસુ ખ્રિસ્ત જેવાએ પણ સત્યને કાજે કેટલું કર્યું છે અને આખરે કેવી ચમત્કારિક સિદ્ધિ મેળવી છે? હરિશ્ચન્દ્રે સત્યવ્રતના પાલનને ખાતર જ પોતાના સત્યની પરીક્ષા થવા દીધી. દેખીતી રીતેજ 'હરિશ્ચન્દ્ર' નાટકે આપણા ભાગ્યવિધાતાને સત્યનો અખતરો કરી પોતાનાં જીવનમાં તેને અનુભવગમ્ય કરવાની પ્રેરક શિક્ષા તથા દીક્ષા પૂરી પાડેલી હોવી જોઇએ. 'સત્યથી વાયુ વાય છે, અને સઘળું સત્યમાં જ પ્રતિષ્ઠિત પામેલું છે' એવી પ્રાર્થનાનો મર્મ મહાત્માજીએ વ્યવહારસિદ્ધ કરી બતાવ્યો છે. આખા જીવન દરમ્યાન મહાત્માજીએ અમલમાં મુકીને સાબિત કરી બતાવ્યું કે સઘળું સત્યમાંજ પ્રતિષ્ઠિત થએલું હોય તો સ્વરાજ્યની પ્રતિષ્ઠા પણ એ સત્ય-સંશોધન માટેની ચળવળમાં જ સમાયેલી હોવી જોઇએ.

## જીવન વિધાયક મહામંત્ર

સત્ય અને અહિંસા એ બે આધ્યાત્મિક તત્વો છે આપણી ભારતીય સંસ્કૃતિના તો એ બે આધારભૂત સ્તંભ સમાન છે. દુનિયાના તમામ ધર્મોએ દૈવીસંપત્તિનાં એ બે આવશ્યક તત્વોનો મુક્ત કંઠે સ્વીકાર કર્યો છે. એ બે લક્ષણો જ્યાં હોય ત્યાં માનવ પ્રેમનો અભાવ ભાગ્યે જ સંભવી શકે તેમ છે. દૈવી સંપત્તિનાં આ બે અનિવાર્ય તત્વોના પ્રતાપેજ મહાત્માજી વિશ્વવ્યાપી બંધુભાવ તથા સંત મહાત્માની સમદર્શિતા પોતાના જીવનમાં અક્ષરશઃ ઉતારી શક્યા હતા. એજ કારણને લઇને કોમી એકતા સ્થાપવા કાજે તેઓ આટલો સફલ તથા સક્રિય પુરુષાર્થ કરી શક્યા હતા. 'પ્રેમપંથ પાવકની જ્વાળા' એ શબ્દોના મર્મ તરફ તેઓશ્રી વારંવાર આપણું ધ્યાન ખેંચતા રહેતા. 'જીવાય તો જગતના ભલાને મરાય તો યે જગતના ભલાને!' એજ હતો એમના જીવનનો નિયામક મહામંત્ર! આપણા સત્યવ્રત મહાત્માજીએ કોમી એકતા સાધવાનો દુઃસાધ્ય અખતરો યાહોમ કરીને અજમાવ્યો અને પોતાની સત્યવ્રતની ટેકને ખાતર આખરે પોતાના પ્રાણની આહુતિ સુદ્ધાં આપી દીધી!

## બાળપણના ઉમદા સંસ્કારો

પરંતુ પૂજ્ય બાપુજી બાળક વિદ્યાર્થી હતા ત્યારથીજ દૈવી સંપત્તિના અલૌકિક તથા કલ્પનાતીત ઉમદા સંસ્કારોનાં

બીજ એમના હૃદયમાં ઉત્તરોત્તર વિકાસ પામવા લાગ્યાં હતાં. પોતાની નાની સરખી ભૂલને માટે તેમનું સંસ્કારી હૃદય વલોવાઈ જતું. પોતાની અક્કલ અને આવડતને માટે તો મહાત્માજી સર્વથા આશંકાજ સેવતા. કારણકે તેમનામાં અભિમાનનો બીલકુલ અંશ સરખોયે નહતો. વર્ગમાં પોતાને ઇનામ કે છાત્રવૃત્તિ (સ્કોલરશીપ) મળી શકે એમ છે કે કેમ એ વાતની ભાગ્યેજ એમને પુરેપુરી ખાત્રી થતી. અને જ્યારે પારિતોષિક કે પુરસ્કાર છાત્રવૃત્તિ ઇત્યાદિની પ્રાપ્તિ થતી ત્યારે એમના આશ્ચર્યનો પાર રહેતો નહિ!

માંદા પિતાની સારવાર કરવા ખાતર રમતગમતમાં ભાગ લેવાને બદલે વહેલા ઘેર જતા રહેવાનું એમને મન થતું પરંતુ શિક્ષક રજા આપવાની ના પાડતા કે જ્યારે ફરજિયાત રમતગમત યા કસરતમાં ભાગ લેવો પડતો ત્યારે કર્તવ્યધર્મમાં થતી રૂકાવટને લીધે એમને ભારે કચવાટ થતો. એક શનિવારે બપોરે ચાર વાગ્યા પછી એવી રમતમાં ભાગ લેવા ફરમાવવામાં આવ્યું હતું. પરંતુ કમનસીબે વાદળથી ઘેરાએલા આકાશને લીધે બધા વિદ્યાર્થીઓ ઘેર જતા રહ્યા પછી જ તેઓ નિશાળે જઈ શક્યા! વિદ્યાર્થીઓની પુરવામાં આવેલી હાજરીમાં તેમનું નામ નહીં જોતાં વડા શિક્ષક ગીમી સાહેબ તેમના પર ઘણા ગુસ્સે થયા. ગાંધીજીના ખુલાસાને ખરો માનવા તેઓ તૈયાર ન હતા. મહાત્માજીએ એ પ્રસંગે તરતજ ઉદ્બોધન કર્યું કે સત્યવાદી અને પ્રમાણિક ગણાવા માટે પણ સવિશેષ સાવધ રહેવું ઘટે છે.

## એમની પ્રમાણિકતા

વિદ્યાર્થી જીવન દરમ્યાન મહાત્માજીની સત્યનિષ્ઠા અને પ્રમાણિકતાની અનેક પ્રસંગોએ કસોટી થઈ છે અને તે સર્વમાંથી એ અણિશુદ્ધ પાર ઉતર્યા છે. ઇન્સ્પેક્ટર જાઇલ્સ સાહેબ સ્કૂલની તપાસ કરવા આવ્યા ત્યારે ગાંધીજીના વર્ગમાં તેમણે ડિક્ટેશન લખાવ્યું. ગાંધીજીએ તે પ્રસંગે 'કેટલ' 'Kettle' એ શબ્દની જોડણી અશુદ્ધ લખી હતી. વર્ગ શિક્ષકે જોડાની એડી ઊંચી કરી પાસેના છોકરાની પથરપાટીમાંથી એ શબ્દની શુદ્ધ જોડણી જોઈ લેવા તેમને ઇશારાથી સૂચવ્યું. પરંતુ બાપુજીને અપ્રમાણિક થઈ આવી ચોરી કરવાનું અસહ્ય ભાસ્યું. પરિણામે પોતાની પથરપાટીમાં અશુદ્ધ જોડણીજ તેમણે કાયમ રહેવા દીધી. પાસેના વિદ્યાર્થીઓની પથરપાટીમાંથી એકેએક શબ્દ જોઈ લઇ તમામ વિદ્યાર્થીઓએ શુદ્ધ જોડણીવાળા ખરા શબ્દો લખ્યા હતા. એકલા ગાંધીજીની જ ભૂલ આગળ આવી હતી! પાછળથી શિક્ષક તરફથી મહાત્માજીને બીન આવડત તથા ચપળતાની ખામી બદલ ઠપકો સુદ્ધાં મળ્યો હતો. મહાત્માજી માનતા હતા કે શિક્ષકનું કર્તવ્ય આવી ચોરી ન થવા પામે તે કાળજી તથા તકેદારી રાખવાનું છે. પરંતુ મહાત્માજી એટલા ભોળા દીલના તથા ભલા હતા કે શિક્ષકનો આવું ખુલ્લે ખુલ્લું અન્યાયી તેમજ અપ્રમાણિક વલણ હોવા છતાં પણ તેના તરફનો એમનો પૂજ્યભાવ કદાપિ કમી થવા પામ્યો ન હતો.

## ભૂમિતિ અને સંસ્કૃત

વિદ્યાર્થી તરીકેની કારકિર્દી દરમ્યાન મહાત્માજીનો અભ્યાસ અત્યંત સાધારણ કક્ષાનો હતો. ભૂમિતિના બાર પ્રમેયો ચાલી ગયા ત્યાં સુધી એ વિષયમાં તેમને કશીયે સમજ પડતી નહોતી. અંગ્રેજીના માધ્યમ દ્વારા શીખવાતા એ વિષયમાં તેમને ગતાગમ પડતી નહોતી. યુક્લીડનો તેરમો પ્રમેય ચાલ્યો ત્યારે શા માટે એ વિષય સરલ અને સુગમ ન થઈ પડવો જોઇએ એવો વિચાર એમને એકાએક સ્ફુર્યો. તર્ક અને બુદ્ધિનો વિકાસ સાધનારા આ વિષયોમાં ઉલટ ભેર દીલની ચાનકથી ધ્યાન આપવામાં આવે તો બાહ્ય દૃષ્ટિથી ભાસતી તમામ કઠણાઇઓ દૂર થઇ શકે તેમ છે એવો એમને અંગત અનુભવ થયો. ત્યારથીજ મહાત્માજીનો એ વિષયનો અભ્યાસ ઝડપભેર પ્રગતિ સાધવા લાગ્યો!

ભૂમિતિ કરતાંયે સંસ્કૃતનો વિષય મહાત્માજીને વધુ કંટાળાભર્યો અને ત્રાસદાયક ભાસ્યો. ભૂમિતિમાં તો બુદ્ધિને વધુ સતેજ કરવાની તથા તર્કને ખીલવવાની એમને તક મળતી. એ કારણને લઈ જો રફતે રફતે તેઓ એ વિષયમાં આગળ ધપી શક્યા હતા. પરંતુ સંસ્કૃત શીખવા સારૂ ગોખણપટ્ટી કરવા સિવાય બીજો આરો નથી એવો બાપુજીને અંગત અનુભવ થયો. તેમાં વળી એમના જમાનામાં સંસ્કૃત અને ફારસીના શિક્ષકો વચ્ચે હરીફાઈ ચાલતી હતી. પરિણામે સંસ્કૃતના કરતાં ફારસીનો અભ્યાસ વિદ્યાર્થીઓને વધારે સહેલો ભાસતો હતો. વિદ્યાર્થીઓના કમનસીબે સંસ્કૃત શિક્ષક ધાક ધમકીથી કામ લેતા અને વિદ્યાર્થીઓને સઘળુંજ જબરજસ્તીથી મ્હોંએ કરાવતા. ફારસી શિક્ષક વધારે કુનેહબાજ

હોઇ ફુલાવી પરાધીન કલામય રીતે કામ લેતા. એજ કારણને લીધે એક દિવસ ગાંધીજીને ઓચિંતા ફારસીના વર્ગમાં જોડાઇ જવાની ઊર્મિ થઇ આવી અને ત્યાં બેસી પણ ગયા. સંસ્કૃત શિક્ષકને એ વાતની જાણ થઇ ત્યારે તેમના જીવને ઘણો ખેદ થયો. અને ગાંધીજીને તેમણે "વૈષ્ણવ પિતાના તમે પુત્ર થાઓ છો એ વાત તમે કેમ છેકજ વીસરી જાઓ છો? તમારા ધર્મની આદિ (મૂળ) ભાષાનો અભ્યાસ તમારે શા માટે ન કરવો જોઇએ?" એવો ઉપાલંભ સુદ્ધાં આપ્યો. અને "તમને જે જે મુશ્કેલીઓ નડતી હોય તેના ખુલાસા માટે મારી પાસે શા સારૂ નથી આવતા?" એવો આગ્રહભેર વિવેક પણ કર્યો અને ખાતરી આપી કે જેમ જેમ તમે ખંતથી અભ્યાસ કરશો તેમ તેમ સંસ્કૃત પરનો તમારો કંટાળો કમી થતો જશે અને એકાગ્રચિત્તથી ઉલટભેર એના અધ્યયનમાં તમે રસ લેતા થઇ જશો. હિંમત ન હારો અને પાછા સંસ્કૃતના વર્ગમાં દાખલ થઇ જાઓ!" સંસ્કૃત શિક્ષકના આવા દિલસોઝી ભર્યાં વલણને લીધે મહાત્માજી અલબત્ત શરમાઇ ગયા અને ત્યારથી એ શિક્ષકનો હાર્દિક આભાર માનવા લાગ્યા. ગાંધીજી પોતેજ ઉલ્લેખ કરે છે તે પ્રમાણે "ગિર્વાણ ગિરાનું તે સમયે આછું પાતળું જ્ઞાન પણ સંપાદન ન કરી લીધું હોત, તો આપણા ધાર્મિક પુસ્તકોનો અભ્યાસ કરવાનું મને કદીયે મન થાત નહીં. સંસ્કૃતનો તે સમયે સંગીન અભ્યાસ કરવામાં સફળ નીવડ્યો નહી તે બદલ અત્યારે મને ભારે પશ્ચાત્તાપ તથા ખેદ થાય છે. દરેક હિન્દુ છોકરા છોકરીએ સંસ્કૃતનો ઊંડો અભ્યાસ કરવાનો ચાનકભેર ખંત રાખવો જોઇએ. એ વાતનું મને એ સમયથીજ બરાબર ભાન થયું છે."

મહાત્માજીને બાળપણથીજ અસત્યની ઘણી ચીડ હતી, પોતાના વિદ્યાર્થી જીવન દરમ્યાન તેમણે કદીયે શિક્ષકો કે વિદ્યાર્થી બંધુઓ સાથે અસત્ય વાત કરી નથી; બાલ્યાવસ્થાથીજ તેમણે સત્યનો પ્રયોગ સફલતાથી કરવા માંડ્યો હતો અને તેમાં તેઓ કદીયે નિષ્ફળ નીવડ્યા નથી. બાપુજી પોતેજ કહેતા કે મ્હેં હિમાલય જેટલી ભૂલો કરી છે. પોતાના આત્મચરિત્રમાંયે તેમણે પ્રમાણિકપણે પોતાની ખામીઓ પ્રત્યે આપણું લક્ષ દોરીને પોતાની ઉદાર સત્નિષ્ઠાની તથા સાચા મહાત્માને છાજે તેવી સહૃદયતાની આપણને સચોટ પ્રતીતિ કરાવી દીધી છે.

## સાચું આત્મ-નિરીક્ષણ

દૃષ્ટાંત તરીકે ગાંધીજીના અક્ષરો સારા નહોતા કેમકે બાળપણથીજ તેમને એવી ગેરસમજ થઇ હતી કે કેળવણીને સારા અક્ષર સાથે કાંઇ નિસ્બત નથી. ઇંગ્લાંડ જતાં લગી તેમની આ ભ્રાન્તિભરી માન્યતા કાયમ રહી હતી. દક્ષિણ આફ્રિકામાં જન્મેલા અને કેળવાએલા બાહોશ વકીલો અને નવયુવકોના સુંદર હરફ જોયા ત્યારે મહાત્માજીને પોતાના ખરાબ અક્ષર બદલ ઘણો પસ્તાવો થયો. અલબત્ત ભવિષ્યમાં તેઓ કદાપિ પોતાના અક્ષર સુધારી શક્યા નહીં. એજ કારણને લઇને ગાંધીજીને પોતાની ભૂલને માટે ભારે કચવાટ થયો અને તેમણે નિ:સંકોચ એવો અભિપ્રાય પ્રગટ કરી દીધો કે જેના અક્ષર નઠારા તેનો અભ્યાસ પણ અધુરોજ આલેખાવો જોઇએ! અક્ષર બેડોળ કે વાંકાચુંકા નીકળે નહી એટલા માટે વિદ્યાર્થીને અક્ષરજ્ઞાન આપતાં પહેલાં ડ્રોઇંગ શીખવવું જોઇએ. કારણકે ડ્રોઇંગનું જ્ઞાન ધરાવનારા વિદ્યાર્થીને હાથે અક્ષર બગડવાનો ઝાઝો ભય રહેતો નથી.

હિન્દીને રાષ્ટ્રભાષા નીપજાવવા છતાં મહાત્માજીએ માતૃભાષાને જરાપણ ઉવેખી નથી. એથી ઉલટું ગુજરાતીના માધ્યમ દ્વારાજ બધું ઉચ્ચ શિક્ષણ પણ આપવું જોઇએ એવી ચળવળ એમણેજ આગ્રહ ભેર સૌથી પ્રથમ ઉપાડી લીધી હતી. ગુજરાતમાં રાષ્ટ્રિય શિક્ષણની ચળવળ પણ એમનાજ પ્રયાસને આભારી હતી. અને એ કાર્યને પૂર્ણતાએ પહોંચાડવા અમદાવાદમાં એમણે ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી હતી. સરકારી શાળાઓ તથા કોલેજોનો અસહકાર કરી ગુજરાતના વિદ્યાર્થીઓ એમાં મોટી સંખ્યામાં સામેલ થયા હતા. એ વિદ્યાપીઠે ગુજરાતી ભાષાનો શબ્દકોષ તથા કેટલાંક પાઠ્ય પુસ્તકો તૈયાર કર્યાં છે. પુરાતત્વવિજ્ઞાનની એ વિદ્યાપીઠની શાખાએ સંશોધનનું સુંદર કાર્ય કર્યું છે. મહાત્માજીએ "નવજીવન" તથા 'હરિજન બંધુ' વગેરે પત્રોમાં તેમજ પોતે રચેલાં પુસ્તકોમાં ગુજરાતી ગદ્ય શૈલીને વધારે સરલ અને લોકભોગ્ય બનાવી છે. મહાત્માજી રાજકીય નેતા હોવા છતાં જબરદસ્ત કેળવણીકાર હતા એમ અનુભવગમ્ય થાય છે.

# ધન્ય દિવસ



આજ એ દિવસ જ્યારે નિશા તિમિરને
સાથ લઈ નષ્ટ થઈ દૂર ધામે;
ને ઉષા રક્તવર્ણી પધારી નભે
રંગતી આભ કંકુ ગુલાલે!

આજ એ દિવસ જ્યારે સરી કાલિમા
શોક ઉદ્વેગની વદન પરથી;
સ્મિતની લાલિમા પ્રગટી મુખમંડળે,
ડોલી કલ્લોલતી આજ ધરતી!

આજ એ દિવસ જ્યારે કરોડો ઉરે
અનુભવી ઊર્મિ સ્વાતંત્ર્ય કેરી,
ચેતના, મસ્તી, આનંદ, કલ્લોલની
વાગી રહી અણુઅણુ મસ્ત ભેરી!

આજ એ દિવસ જ્યારે શહીદો તણાં
સ્વાર્પણોનાં ઉગ્યાં મિષ્ટ ફૂલો;
ગરીબડા દેશની ગૌરવોન્નત ગ્રીવા
જોઈ સાશ્ચર્ય રહ્યાં વિશ્વ કુલો!

આજ એ દિવસ જ્યારે યુવક હૃદયને
લાધી શું ક્ષણ મહા જિંદગીની;
ઊર્મિ, આશાભર્યાં કોડિલાં જીવનમાં
નયન તે દિ' બની હર્ષભીની!

આજ એ દિવસ જ્યારે ભરતભૂમિનો
ધ્વજ ગગનચુંબતો લહરમાં ફરફર્યો;
સત્ય, નીતિ તણાં ગીતને ગુંજતો
દિવ્યદીપક સમો ગૌરવે ઝળહળ્યો!

"શશિન" ઓઝા

* તા. ૨૬મી, જાન્યુઆરી ૧૯૫૦

# ઉત્તરાયણનું પર્વ

**મકર સંક્રાન્તિ એ આપણો એક જાણીતો તહેવાર છે. માત્ર ગુજરાતનોજ નહિ પણ હિન્દભરનો એ એક પ્રસિદ્ધ તહેવાર છે. શિશિર અને વસન્તની એક સાંકળ તરીકે લોકોએ એને ઋતુની દૃષ્ટિએ ધાર્મિક તેમજ સામાજિક સ્વરૂપ આપેલ છે. આવાં પર્વો દ્વારા આપણે ભારતીય સંસ્કૃતિની એકતા અને સમગ્રતા જોઇ શકીએ છીએ. પ્રસ્તુત લેખમાં જુદા જુદા પ્રાંતોમાં થતી ઉત્તરાયણની ઉજવણીની રૂપરેખા મળી આવશે.**

આર. કે. મધુ

તા. ૧૪મી જાન્યુઆરીએ હિંદભરના લોકો મકર-સંક્રાન્તિનો તહેવાર ઉજવશે. 'મકર' એ સંસ્કૃત શબ્દ છે અને એનો સામાન્ય અર્થ તો મગર થાય પરંતુ હિંદુ-ખગોળ-શાસ્ત્ર પ્રમાણે મકર એ હરણ જેવા માથા વાળું અને મગર જેવી લાંબી પૂંછડીવાળું એક જળચર પ્રાણી છે ખગોળ શાસ્ત્રના પુસ્તકોમાં મકર એ ગ્રહોના એક વિભાગનું એક નામ છે અને એ વિભાગ ઉપર કહેલા જળચર પ્રાણીના આકારને મળતો આવતો હોવાનું મનાય છે. પશ્ચિમના ખગોળ શાસ્ત્રમાં ગ્રહોના આ વિભાગને કેપ્રીકોરનસ કહેવામાં આવે છે.

## ચાર સંક્રાન્તિઓ

સંક્રાન્તિ એટલે એક સ્થળેથી બીજે સ્થળે સંક્રાન્ત થવું, પસાર થવું. અર્થાત્ મકરસંક્રાન્તિ એટલે સૂર્યનું મકરવૃત્તમાં સંક્રાન્ત થવું. ગ્રહમાળાના પરાપૂર્વથી બાર વિભાગો પાડવામાં આવ્યા છે અને એક વર્ષ દરમ્યાન સૂર્યની સંક્રાન્તિ એ બારે વિભાગોમાંથી થતી હોવાનું મનાય છે. આમ એક વર્ષમાં બાર સંક્રાન્તિ થાય છે. એમાં મેષ, કર્ક, તુલા અને મકર એ ચાર મુખ્ય સંક્રાન્તિઓ છે. અને હિંદુઓના ખગોળ-શાસ્ત્રમાં એને વિશેષ મહત્વ મળ્યું છે કારણ કે આ ચાર સંક્રાન્તિઓને ભારતવર્ષના હવામાનના ક્રમિક પરિવર્તન સાથે ખાસ સબંધ છે. એમાયે કર્ક અને મકર એ બે સંક્રાન્તિઓ-વધારે અગત્યની અને પવિત્ર મનાય છે, કારણ કે એ બન્ને અનુક્રમે ગ્રીષ્મ અને શિશિર ને અંતે આવે છે. સૂર્ય જ્યારે કર્ક રાશિમાં પ્રવેશ કરે છે ત્યારે દક્ષિણાયન શરૂ થયું કહેવાય છે. અને એ મકર રાશિમાં પ્રવેશે છે ત્યારે ઉત્તરાયણ શરૂ થયું કહેવાય છે. આથીજ કદાચ મકર સંક્રાન્તિને ગામડી ગુજરાતીમાં ઉત્તરાણ કહેતા હશે.

## સામાજિક ઉત્સવ

આમ મકર સંક્રાન્તિ એ હિંદુઓ માટે શિયાળાનો અંત છે. ત્યાર પછી દિવસો લાંબા થતા જાય છે અને સુકુમાર વસંત ઋતુનું આગમન નજીક આવતું જાય છે. આથીજ કદાચ મકર સંક્રાન્તિની ગણના એક સામાજિક ઉત્સવ તરીકે થઇ હશે. વસ્તુતાએ દક્ષિણમાં તામિલી લોકો મકર સંક્રાન્તિને નૂતન વર્ષના દિવસ તરીકે ગણે છે અને એને પોંગલ કહે છે. પોંગલ એટલે ઉકાળવું. આ દિવસે નવા પાકેલ ચોખાને દૂધ સાથે ઉકાળી લોકો આનંદથી ખાય છે. આમ પોંગલ એ કૃષિકારોનો ઉત્સવ છે. સમસ્ત તામીલ નાડના ખેડુતો એને ખૂબ રસપૂર્વક ઉજવે છે. આ ઉત્સવ ત્રણ દિવસ પર્યંત ચાલે છે. પહેલે દિવસે કોઇ નજીકના જળાશયમાં અથવા નદીમાં સ્નાન કરવામાં આવે છે અને લોકો નવાં વસ્ત્રો પહેરી બહાર નીકળે છે. સ્ત્રીઓ માથામાં રંગબેરંગી પુષ્પો ખોસે છે અને વસ્ત્રોમાં સુગંધી અત્તર છાંટે છે. ત્યાર પછી તાજુંજ લણેલું ધાન્ય લાવવામાં આવે છે અને એને ઘરના ખુલ્લા આંગણામાં સાકર મિશ્રિત દૂધ સાથે ઉકાળવામાં આવે છે. આવી રીતે તૈયાર કરેલો દૂધપાક સૌથી પહેલાં ગૃહ દેવતાને ધર્યા પછી લોકો ખૂબખૂબ વાડકા ભરીને ખાય છે અને મોજમઝા ઉડાવે છે.

## પશુ ધનની પૂજા

ઉત્સવના બીજા દિવસે પશુધનની પૂજા કરવામાં આવે છે. ગાય વાછરડાં વગેરેને કુમકુમનો ચાંલ્લો કરી

# ધન્ય દિવસ



આજ એ દિવસ જ્યારે નિશા તિમિરને
સાથ લઈ નષ્ટ થઈ દૂર ધામે;
ને ઉષા રક્તવર્ણી પધારી નભે
રંગતી આભ કંકુ ગુલાલે!

આજ એ દિવસ જ્યારે સરી કાલિમા
શોક ઉદ્વેગની વદન પરથી;
સ્મિતની લાલિમા પ્રગટી મુખમંડળે,
ડોલી કલ્લોલતી આજ ધરતી!

આજ એ દિવસ જ્યારે કરોડો ઉરે
અનુભવી ઊર્મિ સ્વાતંત્ર્ય કેરી,
ચેતના, મસ્તી, આનંદ, કલ્લોલની
વાગી રહી અણુઅણુ મસ્ત ભેરી!

આજ એ દિવસ જ્યારે શહીદો તણાં
સ્વાર્પણોનાં ઊગ્યાં મિષ્ટ ફૂલો;
ગરીબડા દેશની ગૌરવોન્નત ગ્રીવા
જોઈ સાશ્ચર્ય રહ્યાં વિશ્વ કુલો!

આજ એ દિવસ જ્યારે યુવક હૃદયને
લાધી શું ક્ષણ મહા જિંદગીની;
ઊર્મિ, આશાભર્યાં કોડિલા જીવનમાં
નયન તે દિ' બની હર્ષભીની!

આજ એ દિવસ જ્યારે ભરતભૂમિનો
ધ્વજ ગગનચુંબતો લહરમાં ફરફર્યો;
સત્ય, નીતિ તણાં ગીતને ગુંજતો
દિવ્ય દીપક સમો ગૌરવે ઝળહળ્યો!

* તા. ૨૬ મી જાન્યુઆરી ૧૯૫૦

# બૂરી લત

લેખક :— શ્રી સાકરલાલ અ. દવે

બીજે દિવસે સવારે સાત વાગે મંગી એના દિકરા ધનિયાને લઇ શેઠને ઘેર હાજર થઇ ગઇ. "વિમળા બહેન" મંગી બોલી."તમારી શિખામણ માથે ચઢાવી હું ધનિયાને તેડીને આવી છું. શેઠ સાહેબને જાહેર કરવાની મહેરબાની કરશો."

"વારુ, મંગી, તને થોડી વારમાં હું તારા શેઠ પાસે રજૂ કરું છું,"વિમળાએ કહ્યું.

શેઠને ચા પીવાનો વખત થયો એટલે વિમળાએ શેઠની સલાહથી ધનિયાને માટે પણ ચાની ગોઠવણ કરી અને તેને શેઠની રૂમમાં તેડી ગઈ

"આવ, ધનિયા," શેઠે આવકાર દીધો. "તું ચા પીશ કે? આ પ્યાલો તારે માટે છે, લે, પીવા માંડ."

ચન્દ્રકાન્ત શેઠ જેવા ધનિકને ત્યાં પોતાને આટલું માન મળ્યું અને ચા પીવાનું નિમન્ત્રણ મળ્યું એ જોઇ ધનિયો તો આશ્ચર્યમાં ડુબી ગયો. "શેઠ સાહેબ,"ધનિયો નમનતાઇથી બોલ્યો, "આપની મોટી મહેરબાની. આપ જેવાને ત્યાં ચા પીવાનું મારા નસીબમાં કયાંથી હોય? હું જરૂર ચા પીશ." ચા પીતાં પીતાં ચન્દ્રકાન્ત શેઠે ધનિયાને પૂછ્યું, "કેમ, ચા કેવી લાગે છે? લે, આ ખાખરો ખાતો જા ને ચા પીતો જા. બીજી ચા જોઇએ તો જરૂર માગજે."

ખાખરો ખાતાં ને ચા પીતાં ધનિયાને ખૂબ મઝા પડી. ધનિયાને વધારે ચા જોઇતી હતી, પણ શરમથી કાંઇ બોલ્યો નહિ. ચતુર શેઠ સમજી ગયા ને ધનિયાને કીટલીમાંથી થોડી વધુ ચા આપી. ધનિયો ખૂબ રાજી થયો.

"જો ધનિયા," શેઠે હવે બરાબર લાગ જોઇને પોતાનું તીર તાકયું. "ચા એ તદ્દન નિર્દોષ પીણું છે.હું રોજ સવારે અને બપોર પછી ચાર વાગ્યે એમ બે વાર ચા પીઉં છું. ચાની સાથે કંઇક ખાવાનું પણ રાખું છું. સવારે ખાખરા અને સાંજે બિસ્કિટ અથવા ઘરના બનાવેલા શકરપારા. ચા સાથે કંઇક ખાવાથી ચામાંથી નીકળતો ટેનિક એસિડ આપણી હોજરીને નુકસાન કરતો નથી. ચા પીવાથી મને તાઝગી મળે છે અને કામ કરવાની સ્ફૂર્તિ આવે છે. કોઇવાર ચાને બદલે હું કૉફી લઉં છું, પણ સામાન્ય રીતે દરરોજ બે વાર ચા લઉં છું. ચા પીવાથી ઘેન ચડતું નથી, ગાંડા થઇ જવાતું નથી, અને ગાંડા થઇને મગજ પરનો કાબુ ગુમાવી ગમે તેમ બોલી જવાતું નથી, રસ્તામાં કે ગટરમાં પડી જવાતું નથી, મા દીકરી અને પોતાની પત્ની વચ્ચેનો તફાવત ભૂલી જવાતો નથી, પત્નીને માર મારવાની કુબુદ્ધિ આવતી નથી, અને એવાં એવાં કેટલાંય ન કરવાનાં કામ કરાતાં નથી. માટે પીવાનું મન થાય તો ચા, કૉફી, કોકો, દૂધ , નાળિયેરનું પાણી અથવા તો તાજો નીરો પીવો. પણ —

"શેઠ સાહેબ," ધનિયો વચ્ચે બોલી ઊઠ્યો, "મારા ઉપર આપે ખૂબ મહેરબાની કરી, હું આજે આપના જેવાં મોટા માણસ સમક્ષ પણ લઉં છું, કે હું હવે કદી દારૂ તરફ નજર સરખી નહિ કરું, અને આપે હમણાં વર્ણવ્યાં તેવાં નઠારાં કામથી જરૂર દૂર રહીશ. આજે મેં કોઈ પુણ્યશાળીનું મોં જોયું હશે તે મને આપને ઘેર આવવાની મતિ સૂઝી અને મારા જીવતરમાં નવું પાનું ઉઘાડવાની ભગવાને મારાપર મહેર કરી. હું આપનો બહુ બહુ આભારી છું, હું આપને પગે લાગું છું."

આટલી વાતચીત પછી શેઠે મંગીને પણ અંદર બોલાવી, અને કહ્યું, "જો, મંગી, આ તારો ધનિયો ડાહ્યો ડમરો થઈ ગયો છે, હવે કદી પેલી બૂરી લતે નહિ ચડે, આજે ભગવાને એના પર કૃપા કરી છે, અને એને સારી બુદ્ધિ સુઝાડી છે. જા, ઘેર જા, ને પ્રભુનું નામ લઈને તું તથા ધનિયો રોજ રાત્રે સૂતી વખતે ને સવારે ઊઠતી વખતે એક માળા જપજો. પ્રભુ તમને બેઉને ને તમારાં ઘરનાં બધાંને સુખી કરશે."

મંગી તથા ધનિયો વિમળા બહેન તથા તેમના પતિને પગે લાગીને ઘેર ગયાં. રસ્તામાં ધનિયાએ શેઠે કરેલા જાદુની વાત મંગીને કહી સંભળાવી, અને બોલ્યો: "મા, આવા મોટા શેઠ મને એમની પાસે બેસાડી ચા પાય, ખાવાનું આપે, ચાનો આગ્રહ કરે, અને પ્રેમથી શિખામણ આપે, એવું મારું ભાગ્ય હશે એમ હું ધારતો નહોતો. હું જરૂર એમનું કહ્યું કરીશ. ભગવાન એ શેઠશેઠાણીનું ભલું કરે"*

*[અનુસંધાન સપ્ટેંબર ૧૯૪૯ નો અંક, પાનું ૪૨]

૧ શેઠે ધનિયાનું હૃદય શી રીતે જીતી લીધું?

૨ શેઠે અજમાવેલું જાદુ કયા પ્રકારનું જાદુ કહેવાય? એવા જાદુની શી અસર થાય?

૩ પડેલી કુટેવ છોડવી હોય તો શું કરવું?

૪ દારૂ અને ચા કૉફીના પીણામાં શો તફાવત છે? બેમાંથી કયું ઇષ્ટ ને કયું અનિષ્ટ ગણાય? કારણ શું?

૫ ખાલી જગા પૂરો:—

(અ) ચા સાથે કંઇક ... ... ... ચામાંથી નીકળતો ઍસિડ અપણી ... ... ... નુકસાન કરતો નથી.

(આ) આપના જેવા ... ... માણસ સમક્ષ હું પણ લઉં છું કે હવે કદી ... ... તરફ ... ... ... સરખી નહિ કરું.





બાળ વિભાગ

# વાઘની માશી

બિલાડીને આપણે વાઘની માસી કહીએ છીએ કારણ કે બિલાડી વાઘ અને સિંહના કુળમાં જન્મેલી હોય છે. છતાં એ વાઘ જેવી ભયંકર નથી. વાઘને જોઈ આપણે ભડકીએ છીએ. એને ગામમાં પણ પ્રવેશવા દેતા નથી. જ્યારે બિલાડી તો આપણા ઘરનું જ પ્રાણી છે. ઘરનું તો શું એ રસોડાનુંજ પ્રાણી છે. તમે રસોડાની સહેજ બહાર જાવ કે તરત એ ચુપચુપ બેસી જશે અને દૂધ, દહીં, છાશ, ઘી જે કાંઈ ઉઘાડું પડ્યું હશે તે લપકાવી જશે. અને કંઈ નહિ મળે તો થોડી ઘણી ઢોળઢોળ તો જરૂર કરી જશે. અને પછી તમે જો એની પાછળ પડશો તો છલંગ મારીને એ ચાલી જશે.

આમ બિલાડી ઘરમાં ઢોળઢોળ કરે છે છતાં ઘણીવાર એનાથી આપણને લાભ પણ થાય છે અને એથીજ આંગણામાં બિલાડી ફરતી હોય તો સારૂં એમ આપણે ઇચ્છીએ છીએ. બિલ્લી એટલેજ ઉંદરમામાનો દુશ્મન! ગંધથી પણ એ ઉંદરને પકડી પાડે એવી તો એ હોંશિયાર છે.

ઘરમાં ઉંદર વધી પડ્યા હોય અને એને દોડધામ કરી નીરાંતે સુવા ન દેતા હોય અને ગાદલાં ગોદડાં કરડતા હોય તો ઉત્તમ ઉપાય એ છે કે ઓરડામાં બિલ્લીને પુરી દેવી. પછી જોઈ લ્યો મઝા! એક પણ ઉંદર બહાર નહિ નીકળે અને જો કોઈ ભોગજોગે નીકળ્યો તો મર્યોજ સમજો. બિલાડીની નજર બહુજ તીક્ષ્ણ હોય છે. એની આંખો ખૂબ તગતગતી હોય છે. અને અંધારામાં એ વધારે સારૂં દેખે છે. ઉંદર ક્યાં રહે છે એની બિલ્લીને ગંધ પણ આવે છે. અને એથીજ ઉંદરના રહેઠાણ બાબત જરાપણ શંકા જાય તો બિલ્લી ત્યાંથી ખસતીજ નથી. અને પરિણામે ઉંદરમામાને દરમાં ભરાઈ રહેવું પડે છે.



બિલાડી ભલે જંગલી જાતિની રહી પણ એનો દેખાવ બિહામણો હોતો નથી. બલ્કે ચટાપટાંવાળું અને રૂંવાટીવાળું એનું ભરાવદાર શરીર, એના પાતળા પગો, તગતગતી આંખો અને 'મ્યાંઉ મ્યાંઉ' કરતો એનો મીઠો અવાજ આપણને બહુ ગમે છે.

અને આપણે એને પાળીએ છીએ. બિલાડીના પંજા બહુજ તીક્ષ્ણ હોય છે પણ એની આડું પાતળું અને પોચું પડ હોય છે એથી એ જમીન સાથે ઘસાતા નથી. અને બિલાડી ચાલે છે ત્યારે બિલકુલ અવાજ થતો નથી. અને એથીજ કદાચ એ ઉંદરને કે ખિસકોલીને ખબર ન પડે તેવી રીતે પકડી શકતી હશે.

એમ કહેવાય છે કે બિલાડીનો જીવ એના માથામાં રહેલો છે એટલે બિલાડી ગમે તેટલે ઊંચેથી પડશે તો પણ એ સીધી પગભરજ પડતી હોય છે. અને એટલેજ પડવાથી એ મરતી નથી. પાણીથી બિલાડી ખૂબ ભડકે છે. બિલ્લી ઉપર તમે પાણી છાંટો તો એકદમ ભાગી જવાની અને ભોગજોગે પણ કોઇ કુવા ઉપરથી છલંગ મારતાં બિલ્લીનો પગ લચકયો અને એ કુવામાં પડી તો તો એના રામ જ રમી ગયા સમજો.

કદાચ ઘણાને નવાઇ લાગશે કે બિલાડી માંસાહારી પ્રાણી હોવા છતાં ઘણુંજ ચોકખું પ્રાણી છે. ચોકખાઈ તો બિલાડીને ખૂબજ ગમે છે. એ પોતાના શરીર ઉપર જરાપણ રજકણ કે કચરો રહેવા નહિ દે. પોતાના શરીરને જીભવતી સાફ કરી ચકચકિત રાખશે. આવું ચોકખું અને ચકચકદાર પ્રાણી ઘરમાં રાખવું કોને ન ગમે!

આશરે ચાર હજાર વર્ષ પહેલાં એમ કહેવાય છે કે ઇજીપ્તના લોકો બિલાડીને દેવી તરીકે પૂજતા. હિન્દમાં ભલે આપણે બિલાડીને પૂજતા ન હોઇએ તેમ છતાં બિલાડીને મારવી એ પાપરૂપ તો ગણીએજ છીએ. બીજી એવી પણ એક માન્યતા છે કે કોઇપણ સારું કામ કરવા માટે આપણે બહાર નીકળ્યા હોઇએ અને કાળી બિલાડી વચ્ચે આવે તો એ કામ પાર ન પડે. આ માન્યતા તો માત્ર વહેમી લોકોની ગણાય.

બધાંજ પ્રાણીઓમાં બિલાડીની વિશેષતા એ છે કે એ પોતાના રહેઠાણને તેમજ એના રસ્તાને ખૂબજ સહેલાઇથી ઓળખી કાઢે છે. એને ગમે તેટલી દૂર તમે મુકી આવો બિલ્લી જો તમારી સાથે હળી ગઇ હશે તો તમારે ત્યાંજ ફરીફરીને આવી પહોંચવાની. આવી બિલ્લી શું તમને ન ગમે?

[o]

વ્યાખ્યાતાઃ—(મિત્રને) આજના ભાષણમાં તો બધાયે મૂર્ખા જેવાજ સાંભળવા ભેગા થયા હતા એટલો ઘોંઘાટ, એટલો ઘોંઘાટ કે અવાજ જ સાંભળવા ન દે!

મિત્રઃ—એટલેજ કદાચ તમે એમને 'ભાઇઓ' કહીને સંબોધન કર્યું હશે.

× × ×

શેઠઃ—(ડ્રાઇવરને) અલ્યા! આ ઘુર...ઘુર...અવાજ જ્યારે ત્યારે શાનો આવે છે!

ડ્રાઇવરઃ—અમસ્તો સાહેબ, એ તો હું જરા ગીઅર ફેરવું છું એટલે આવે છે.

શેઠઃ—અલ્યા ત્યારે ઘેરથી નીકળતાં પહેલાંજ ફેરવી લેતો હો તો!

× × ×

પરીક્ષકઃ—બીજું તો ઠીક પણ મહેશ, તેં આખું પેપર અવતરણ ચિન્હ વચ્ચે કેમ લખ્યું છે?

મહેશઃ—કંઇ નહિ સાહેબ, પડખેના વિદ્યાર્થી તરફ એટલો તો વિવેક બતાવવો જોઇએ ને!

(સુમિત

# વિવિધ વર્તમાન

રાજસ્થાન અને ગુજરાતની સરહદ ઉપર વસતી ભીલ પ્રજાનો ઉત્કર્ષ સાધવાનું કાર્ય ગુજરાત ખાતેના માનાર્હ દારૂબંધી-વ્યવસ્થાપક શ્રી. અર્જુન લાલાએ હાલમાં હાથ ધરેલ છે.

## શ્રી. અર્જુનલાલાનો પ્રવાસ

તા. ૧૦ મી થી ૧૩ મી નવેમ્બરના ચાર દિવસો દરમ્યાન શ્રી. અર્જુન લાલાએ સાબરકાંઠા જિલ્લામાં હિંમતનગરથી માંડીને બીલોડા પર્યંતનો ૨૨૫ માઈલનો પ્રવાસ કરેલો. પ્રવાસ દરમ્યાન એમની સાથે સાબરકાંઠા જિલ્લાના કલેકટર, જિલ્લા દારૂબંધી સમિતિના ઇતર સભ્યો, સ્થાનિક પોલીસ અધિકારી, તેમજ આબકારી અધિકારી પણ હતા. ૪ દિવસના આ ગાળામાં શ્રી. અર્જુન લાલાએ વિજયનગર, મેટોડા, ખેરોજ, પોસીના, ખેડબ્રહ્મા, ઇડર, અને બીલોડા એ સાત ગામોમાં સભાઓ યોજી વ્યાખ્યાન કર્યાં હતાં. આ પ્રત્યેક ગામડું નાના નાના ગામડાંઓનાં જુથની વચમાં આવેલ હોઈ પ્રત્યેક સભામાં આસપાસના કેટલાંએ ગામોનો ભીલ સમુદાય બૈરાં છોકરાં અને મિત્રમંડળ સાથે સાંભળવા માટે ઉમટયો હતો. પ્રત્યેક સભામાં વ્યાખ્યાતાએ નિર્વ્યસની જીવનના

શ્રી. અર્જુન લાલાનો પ્રવાસ મુખ્યત્વે તો આ પ્રશ્નની બારીક તપાસ કરવા માટે નિર્માયો હતો. પ્રવાસનો આ હેતુ પરિપૂર્ણ થયો છે. સ્થાનિક લોકોએ આસપાસની દારૂની દુકાન બંધ કરવાની માગણી કરી છે. મોટા ભાગના ભીલ લોકોએ દારૂ ન પીવાનું પણ લીધું છે, અને એ રીતે શ્રી અર્જુન લાલાના પ્રયત્નને યશ મળ્યો છે.

## સંતોષપ્રદ શરૂઆત

બનાસકાંઠાની દારૂબંધી સમિતિ હજી ગયા ઓકટોબરમાં જ રચવામાં આવી છે. ત્રણ માસના ટૂંકા ગાળા દરમ્યાન પણ આ સમિતિએ બહુ જ સારૂં કામ કરેલ છે. તા. ૧૯ મી નવેમ્બરે શ્રી. અર્જુન લાલાએ સમિતિના સભ્યોને કઇ રીતે, કયાં અને કેવા પ્રકારનું કાર્ય કરવાનું છે એ અંગેનું માર્ગ દર્શન કરાવેલું. ગેરકાયદેસર દારૂના ઉત્પાદનની પ્રવૃત્તિને દાબવા માટે પણ શા શા ઉપાયો યોજવા જોઇએ એની એમણે રૂપરેખા આપેલી. પાલણપુર તાલુકામાં વાસણ ગામમાં 'પ્રભેલી, એક સભામાં ખેડૂતો, ચમારો વણકરો અને બીજી પછાત વર્ગની પ્રજાને નિર્વ્યસની જીવન જીવવા માટેનું આવ્હાહન કરવામાં આવેલું.

## ▣ પલટાતા પ્રવાહમાં સાથ આપતો ભીલ-સમુદાય ▣

મહત્વ ઉપર ખૂબ ભાર મૂકયો હતો. અને દારૂની બદીનાં અનિષ્ટો સમજાવ્યાં હતાં. સાથે સાથે સરકારની બીજી લોક કલ્યાણની યોજના ઉપર ભાર મુકયો હતો.

### એમને પણ જોઇએ છીએ

પછાત વર્ગોમાં ભીલ જાતી બહુજ સહેલાઇથી સમજાવી શકાય તેવી છે. એમને દારૂબંધી પસંદ છે; એમનો વસવાટ સરહદ ઉપર આવેલ દેશી રાજ્યોની હદમાં બહુ ભાગે છે. આ રાજ્યો જો કે હિંદીસંઘ સાથે ભળી ગયાં છે છતાં એમાં કોઇકોઇ સ્થળે દારૂની દુકાનો હજી અસ્તિત્વ ધરાવે છે. આ દુકાનો કેટલેક સ્થળે એકમેકની બહુ નજીક પણ છે. આ દુકાનોએથી દારૂ ખરીદી ઘેર લાવી શકાય તેમ છે. જ્યાં સુધી આ દુકાનો સદન્તર બંધ કરવામાં ન આવે ત્યાંસુધી ભીલ પ્રજામાંથી દારૂની ટેવ જાય નહિં એ દેખીતું છે. આ મૂળભૂતપ્રશ્ન છે.

કાર્તિકી એકાદશીએ ભરાતા વૌઠાનો મેળો એ અમદાવાદ જિલ્લા માટે વિરાટ જન મેદનીને એકઠી કરતો એકનો એક પ્રસંગ છે. એ મેળામાં કોઇ કોઇ વાર, બે લાખ જેટલા માણસો પણ એકઠાં થાય છે. અમદાવાદ જિલ્લાની દારૂબંધી સમિતિએ શ્રી. અર્જુન લાલાના માર્ગદર્શન હેઠળ દારૂબંધીનો પ્રચાર કરવા માટે આ અવસરનો ઉપયોગ બહુજ સરસ રીતે કરેલો. આ મેળામાં દારૂબંધી અંગેની ફીલ્મો બતાવવામાં આવી હતી. ધ્વનિ વર્ધક યંત્રોદ્વારા વ્યાખ્યાનો આપવામાં આવ્યાં હતાં. અને ગીતો વગેરેનો કાર્યક્રમ પણ બહુજ આકર્ષક રીતે ગોઠવામાં આવ્યો હતો. મેદની જેટલી વિરાટ હતી, એટલીજ વિરાટ શકયતા પ્રચાર ના આ વિવિધ અંગમાં હતી અને આમજનતાના સહકારથી એ દીપી નીકળ્યો હતો.

## નવું સંસ્કાર કેન્દ્ર

સરભાણની આપણા સહકારી સોસાયટિએ વકોલીમાં એક સંસ્કાર કેન્દ્રનું ઉદ્ઘાટન કર્યું હતું. એનો સઘળો યશ શ્રી. છોટુભાઇ દેસાઇ અને નરહરિ પરીખને આભારી છે. શ્રી. નરહરિભાઇ આ પ્રદેશના એક જાણીતા સમાજ સેવક છે. બારડોલી તાલુકાના ભુવાસણ ગામમાં શિક્ષણ વર્ગ ખોલાવવા માટે એમણે ૧૯૨૪ માં ઉપવાસ પણ શરૂ કર્યા હતા. આવા લોક સંગ્રહને કાજે આજીવન પ્રયત્ન કરતા પીઢ કાર્યકરોને હાથે દારૂબંધીનો કાર્યક્રમ સફળ થાયજ છે એ દેખીતું છે. આ કાર્યક્રમનું એક મહત્વનું લક્ષણ એ હતું કે એમાં સભ્યોએ ભજન ગાતાં ગાતાં ૧૫ મિનીટ સુધી કાંતણ કર્યું હતું.

## દક્ષિણ-સતારાની પ્રવૃત્તિ

દક્ષિણ સતારા જિલ્લામાં દારૂબંધીની પ્રચાર ગાડી તા. ૨૬ મી ઓક્ટોબર થી ૧૪ મી નવેમ્બર સુધી ફરી હતી. પાંચ તાલુકાઓના પ્રવાસ દરમ્યાન ૮૨ ગામોની મુલાકાત લેવામાં આવી હતી, ત્રીસ હજાર જાહેર સભાઓ ભરવામાં આવી હતી. અને ૧૪ જેટલા સીનેમા શો બતાવવામાં આવ્યા હતા.

## "પશ્ચાત્તાપ" ભજવાયું

તા. ૨૯ મી નવેમ્બરે મીરજ તાલુકાના મામલતદાર શ્રી. ગુજવરે સોની ગામની મુલાકાત લીધી હતી. ત્યાંના કલાપથકે 'પશ્ચાતાપ' નામનું દારૂબંધી અંગેનું નાટક સ્વરાજ્ય મંદિર નામના નાટ્યગૃહમાં ત્રણ હજારની મેદની સમક્ષ ભજવી બતાવ્યું હતું. નાટ્ય મંદિર ગામલોકોએ જાતે સહકારી ધોરણે તૈયાર કર્યું હતું. આ સમારંભ યોજવાનો યશ ગામના બે આગેવાન કાર્યકરો શ્રી. દત્તોબા પાટીલ અને શ્રી. દત્તોબા ગવાલીને ફાળે જાય છે.

## અગણિત લાભો

મુંબઇના ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ ડૉ. વી. આર. ભુસરથ હોમ ગાર્ડસની પ્રવૃત્તિના એક આગેવાન સંચાલક છે. તેમણે તલેગામ ડભાડામાં મળેલી એક જાહેર સભામાં ભાષણ કરતાં દારૂબંધીના લાભો બહુજ વિસ્તારથી ચર્ચ્યા હતા. દારૂની બદીને ટાળવાના પ્રશ્નને લોકમાન્ય તિલક તેમજ મહાત્મા ગાંધીજી શા માટે બહુ અગત્ય આપતા હતા એ તેમણે સમજાવ્યું હતું. ગેરકાયદેસર દારૂ ગાળવાની પ્રવૃત્તિને દાબવા માટે એમણે સ્થાનિક પોલીસ દળ, પોલીસ પટેલ, હોમ ગાર્ડ્ઝ, શાળાના શિક્ષકો અને સમાજસેવકોની મદદથી કઇ રીતે કામ લેવું એ તેમને સમજાવ્યું હતું.

## બે પ્રદર્શનો

તા. ૧૦ થી ૧૫ નવેમ્બર દરમ્યાન કોલાબાના રુરલ ડેવલપમેન્ટ બોર્ડે સાજગામમાં એક ખેતી વિષયક પ્રદર્શન તેમજ ઢોર પ્રદર્શન યોજ્યું હતું. સાજગામને વિઠોબાનો મેળો બહુજ વિખ્યાત મેળો છે. હજારો યાત્રિકો ત્યાં દર વર્ષે જાય છે. આ મેળામાં કોલાબાની દારૂબંધી સમિતિએ એક પ્રોહીબીશન સ્ટોલ મુક્યો હતો. એમ પ્રાંતિક દારૂબંધી સમિતિએ પ્રગટ કરેલું, દારૂબંધી અંગેનું સાહિત્ય પુષ્કળ પ્રમાણમાં વેચાયું. ભજન મંડળીએ પણ બહુ સારો ફાળો આપ્યો હતો.

# ❀ વૈઠામાં પ્રચંડ માનવ-મેદની વચ્ચે પ્રચારકાર્ય ❀

## મલ્લકુસ્તીની હરીફાઈ

તા. ૧૩ મી નવેમ્બરે આ મેળામાં એક મલ્લ-કુસ્તીની હરિફાઇ યોજવામાં આવી હતી. કોલાબા જિલ્લાના પેન, પનવેલ, કરજત વગેરે પાંચ તાલુકાઓએ આ હરિફાઇમાં પોત પોતાના ચેમ્પીઅન પેશ કર્યા હતા. હરિફાઇ બહુ રસાકસી ભરી અને આનંદજનક બની હતી. મેળામાં કલાપથકોએ વિવિધ કાર્યક્રમો રજુ કર્યા હતા. દારૂબંધીની પ્રચાર ગાડીએ નવેમ્બર માસ દરમ્યાન ૪૦ કાર્યક્રમો રજૂ કર્યા હતા. ૧૬ ગામોમાં ફીલ્મો બતાવવામાં આવી હતી. દારૂબંધી અંગેની રેકોર્ડો સંભળાવવામાં આવી હતી. અને જાહેર વ્યાખ્યાનો પણ યોજવામાં આવ્યાં હતાં. આશરે બાવન હજાર માણસોએ આ કાર્યક્રમોનો લાભ લીધો હતો.

રોહા અને પોલાદપુરમાં બે નવાં સંસ્કાર કેન્દ્રો

ખોલવામાં આવ્યાં છે. બન્નેમાં સ્ત્રીઓ અને પુરુષો માટે જુદા જુદા પ્રૌઢ શિક્ષણના વર્ગો ચલાવવામાં આવે છે. આમોદપ્રમોદના સાધનો પણ આ કેન્દ્રોમાં પૂરતા પ્રમાણમાં વસાવવામાં આવ્યાં છે.

## વણકરોની વચ્ચે

અહમદનગરની દારૂબંધી સમિતિએ તાજેતરમાં વણકર જાતિ વચ્ચે દારૂબંધીનું કામ વહેતું મુકવાનું શરૂ કરેલ છે. સમિતિએ શહેરની મધ્યમાં આવેલા માર્કંડેય મંદિરના એક હોલને સંસ્કાર કેન્દ્ર તરીકે વાપરવા માટે મેળવેલ છે. આ કેન્દ્રનું ઉદ્ઘાટન તા. ૧૫મી નવેમ્બરે નાણાં પ્રધાન શ્રી. વૈકુંઠભાઈ મહેતાએ કર્યું હતું. એ પ્રસંગે વાર્તાલાપ કરતાં શ્રી. વૈકુંઠભાઈએ જણાવ્યું હતું કે દારૂબંધીની યોજના પાછળ સામાન્ય માણસની નૈતિક તેમજ આર્થિક ઉન્નતિની દૃષ્ટિ કામ કરી રહી છે. માર્કંડેય મંદિરના સંચાલકોને એમણે સંસ્કાર કેન્દ્ર જેવા લોકોપયોગી કાર્ય માટે માર્કંડેય મંદિરનો હોલ વાપરવા દેવા બદલ અભિનંદન આપ્યાં હતાં.

અહમદનગર જિલ્લામાં નવેમ્બર માસ દરમ્યાન પ્રચાર ગાડી ઘણે સ્થળે ફેરવવામાં આવી હતી અને શિવરાત્રી નામની ફિલ્મ બતાવવામાં આવી હતી.

## ઐતિહાસિક પ્રસંગે

પૂના શહેરની મલ્લ કુસ્તીની હરિફાઈઓના ઈતિહાસમાં જ્વલંત રીતે દીપી નીકળે એવી એક હરિફાઈ તાજેતરમાં શ્રી. જી. ટી. વર્તકના પ્રમુખપદે યોજાઈ હતી. કોલ્હાપુર, શોલાપુર, સાંગલી વગેરે શહેરોમાંથી આવેલા કુસ્તીબાજોને આશરે ૨૩૦૦ રૂપિયાની કિંમતના ઈનામો વહેંચવામાં આવ્યાં હતાં. એ ઉપરથી મેળાવડાની ભવ્યતા સહેજે સમજી શકાય તેમ છે. આ પ્રસંગે હાજર રહેલા સંભાવિત ગૃહસ્થોમાં પૂનાના કલેક્ટર શ્રી. એમ. આર. યાર્ડી, દૈનિક 'સકાળ'ના તંત્રી શ્રી. આર. બી. ઘોરપડે, ધારાસભ્યો શ્રી. ખરાત અને શ્રી. પોપટલાલ શાહ વગેરે હતા. શ્રી. ખરાતે અને શ્રી. ઘોરપડેએ આ પ્રસંગે વ્યાખ્યાન કરતાં કુસ્તીબાજના જીવનમાં કોઈપણ જાતના વ્યસનનો અભાવ કેવો મહત્વનો ભાગ ભજવે છે તે સમજાવ્યું હતું.

# — જનસામાન્ય માટે નિર્વ્યસની જીવનનું મહત્ત્વ —

વીઝયુલ એડ એજ્યુકેશન સમિતિ તરફથી અહમદનગરમાં તા. ૩૦મી ઓક્ટોબરથી ત્રીજી નવેમ્બર સુધી એક પ્રદર્શન યોજવામાં આવ્યું હતું. એનું ઉદ્ઘાટન મહામહોપાધ્યાય શ્રી. દત્તો વામન પોદારના શુભ હસ્તે થયું હતું. પ્રદર્શનમાં દારૂબંધી સમિતિએ દારૂબંધી અંગેનો એક સ્ટોલ પણ મૂક્યો હતો.

## ગ્રામસેવકો માટે શિક્ષણ વર્ગ

જિલ્લાની મધ્યમાં મીરી નામે એક નાનકડું ગામ આવેલ છે. એ એક ઈનામી ગામ છે. એના હાલના ઈનામદાર સરદાર આર. પી. મીરીકરના માર્ગદર્શન હેઠળ ગ્રામસેવકો માટે એક શિક્ષણ વર્ગ ખોલવામાં આવેલ. આ વર્ગના છેલ્લા દિવસે આસપાસના ૧૪ ગામનાં લોકોની હાજરી વચ્ચે જિલ્લાની દારૂબંધી સમિતિએ એક મલ્લ કુસ્તીની હરિફાઈ યોજી હતી. એનું પ્રમુખ સ્થાન જિલ્લા કલેક્ટરે શ્રી. આર. જી. જોશીએ લીધું હતું.

## પ્રકીર્ણ સમાચારો

નવેમ્બર માસ દરમ્યાન સંત તુકારામના જન્મસ્થાન દેહુમાં તેમજ આળંદીમાં વાર્ષિક મેળાઓ ભરાયા હતા. તે બન્ને સ્થળોએ પૂના જિલ્લાની દારૂબંધી સમિતિએ પ્રચાર સાહિત્યનું વેચાણ કરવા માટે સ્ટોલો ઊભા કર્યા હતા. ભજન, કીર્તન, પવાડા વગેરેના કાર્યક્રમો રાખવામાં આવ્યા હતા.

લોનાવાલાના સંસ્કાર કેન્દ્ર ઉપર નવેમ્બર માસ દરમ્યાન આનંદ પ્રમોદ અને શિક્ષણ વિષયક પ્રવૃત્તિ નિયમીત રીતે કરવામાં આવેલી હતી. તા. ૧૯મી નવેમ્બરે બાજુમાંના માર્કેટ ઉપર એક સિનેમા શો રાખવામાં આવ્યો હતો.

શ્રી. રામ ગણેશ ગડકરીનું 'એકજ પ્યાલા' નામનું નાટક જુન્નરમાં બહુ સફળતાપૂર્વક ભજવવામાં આવેલું.

# પ્રદર્શન દ્વારા લોકકેળવણી



દારૂબંધી સ્ટોલમાં મુકાયેલાં ચિત્રોની પ્રશંસા કરતાં મુંબઇના વડા પ્રધાન શ્રી. બાળસાહેબ ખેર.

તા. ૫મી નવેમ્બરથી તા. ૧૮ મી ડિસેમ્બર પર્યન્ત આઝાદ મેદાન ઉપર મુંબઇનાં વિવિધ આકર્ષણોને લગતું એક ભવ્ય પ્રદર્શન યોજવામાં આવ્યું હતું. તેમાં મુંબઇ સરકારનાં જુદાં જુદાં ખાતાંઓ તરફથી રચનાત્મક કાર્યક્રમને સ્પર્શતા જે સ્ટોલો ખડા કરવામાં આવ્યા હતા એમાં શહેરની દારૂબંધી સમિતિના ઉપક્રમે યોજાયેલ દારૂબંધીને લગતો 'સંજીવન' સ્ટોલ પણ લાક્ષણિક આકર્ષણ ધરાવતો હતો. આ સ્ટોલમાં મુકાયેલ વિવિધ સામગ્રી, ચિત્રો તથા નકશાઓ દ્વારા દારૂબંધીનો પ્રશ્ન સુબોધ રીતે સમજાવવામાં આવ્યો હતો. પ્રાદશિક ભાષાઓમાં પ્રગટ થતું દારૂબંધી અંગેનું પ્રચાર સાહિત્ય પણ સુન્દર રીતે ગોઠવવામાં આવ્યું હતું.




દારૂબંધી સ્ટોલમાં મુકાયેલાં અભ્યાસપ્રદ ભીંતિચિત્રોનું બારીકીથી નિરીક્ષણ કરતા સ્થાનિક સ્વરાજ્ય ખાતાંના પ્રધાન શ્રી. જી. ડી. વર્તક અને ખેતીવાડી ખાતાંના પ્રધાન શ્રી. એમ. પી. પાટીલ.

મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિનું આ મુખપત્ર લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ પ્રેસ, જુહૂ લેઇન, અંધેરીમાં શ્રી. રસિકલાલ છ. પરીખે છાપ્યું છે અને મુંબઈ સરકારના પ્રકાશન ખાતાએ પ્રસિદ્ધ કર્યું છે.

# પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

## (૧) NEW LIVES FOR OLD:

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પુરી પાડતી આ પુસ્તિકામાં મુંબઈના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઈના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંશયોનો રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે.

ક્રાઉન સાઈઝનાં ૧૩૧ પાનાં, દ્વિરંગી જૅકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂા. ૧-૪-૦.

## (૨) પાપનું પ્રાયશ્ચિત્ત:

લેખક : શ્રી મનુભાઈ સુખલાલ શાહ : પૃષ્ટ સંખ્યા ૪૦; કિંમત ૦-૨-૦ ગામડામાં બહુજ ઓછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા

## (૩) દારૂનો દવ:

દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતા અને દારૂડિયાનું કરુણ અધઃપતન વર્ણવતાં શ્રી. ઉમાશંકર જોષી, શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં સોળ કાવ્યોનો સંગ્રહ

## (૪) સ્વરાજ્યની સંગાથે:

સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતાં મજૂરજીવનમાં આવેલ નવચેતનને સ્પર્શતી ત્રણ નવલિકાઓ કિંમત ૦-૨-૦

## (૫) આંખ ઊઘડી:

(બે નવલિકાઓ) શ્રી સોપાન અને શ્રી ધનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે વેધક વાર્તાઓ: પૃષ્ટ સંખ્યા ૨૮, કિંમત ૦-૨-૦

## (૬) માણસાઈનો વિજય:

(બે વાર્તાઓ) પૃષ્ટ સંખ્યા ૨૪, કિંમત ૦-૨-૦. શ્રી પીતામ્બર પટેલ અને શ્રી સીતારામ શર્માની દારૂડિયાનાં હૃદયપરિવર્તન વર્ણવતી બે વાર્તાઓ

## (૭) છેલ્લી ઘડીએ:

લેખક - શ્રી ધનસુખલાલ મહેતા : બહુજ ઓછી મહેનતે ભજવી શકાય એવી દારૂનિષેધ અંગેની એક સચોટ નાટિકા

**તમારી નકલો વી. પી. થી મંગાવો**

**મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ**

**ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ-૧.**

# સંજીવનની નકલો

તમારા જિલ્લાના દારૂબંધી અધિકારી પાસેથી પણ તમે મેળવી શકો છો. વાર્ષિક લવાજમના રૂા. ત્રણ જિલ્લા દારૂબંધી અધિકારી પાસે ભરવાથી પણ 'સંજીવન' એક વર્ષ સુધી નિયમિત મેળવી શકશો.

Registered No. B-5301




# દારૂબંધી સફળ કરો

મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ તરફથી પ્રકાશિત

( કિંમત રૂા. ૦–૬–૦ )

## અનુક્રમણિકા



★ 'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામપુનર્રચના, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ અને બીજા રચનાત્મક કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને ફોટાઓ આવકારવામાં આવે છે.

★ જાહેલાનાં સામયિકો અને ગ્રંથાવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે.

★ **પ્રકાશન અર્થે પસંદ થયેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે.**

★ 'સંજીવન' માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો યોગ્ય ટિકિટો બીડી હશે તોજ પછી મોકલવામાં આવશે.

★ 'સંજીવન'માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થતાં મન્તવ્યો સાથે મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ હરહંમેશ સંમત છે એમ માનવાનું નથી.

ટીપઃ- 'સંજીવન' ગ્રાહકોને દર માસના પહેલા અઠવાડિયામાં પહોંચતું ન થાય તો તેઓએ ઓફિસને તા. ૧૫ મી પહેલાં જણાવવું. ત્યાર પછી ફેરિયાદ જાતની ફરિયાદ ગણાવવામાં આવશે નહિ.


મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ : નં. ૨૯૬, બજાર ગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ ૧.

# સંજીવન

વર્ષ બીજું : ] ફેબ્રુઆરી—૧૯૫૦ [ અંક સાતમો




## ત્રિરંગી ઝંડાને





ફરકજે! ફરકજે! ગૌરવોન્નત મુખે
રાષ્ટ્રના શ્રેષ્ઠ ઝંડા ત્રિરંગી!
શક્તિ ને મુક્તિ ને રાષ્ટ્રમહિમા તણી
પ્રેરણા નિત્ય પાતો ઉમંગી.



કાળ વંટોળની આંધી વચ્ચે ઊભી
અડગ, તેં કૈં સહ્યા વજ્રઘાતો;
ને વળી શત્રુના કોપ, ઈર્ષા ભર્યા
ઉગ્ર ફૂત્કારની સાંખી લાતો.

તોય તું અચળ ને સૌમ્ય શોભી રહ્યો
સ્થિર જાણે મહા કર્મયોગી;
તારી છાયા તળે શૂર, શહીદો લડ્યા
ને પડ્યા ભવરણે મુક્તિ ભોગી.

વિશ્વના સર્વ રાષ્ટ્રો તણા ધ્વજ મહીં
તું દીસે પૂર્ણ સ્વાતંત્ર્ય-સંગી;
કેસરી, શ્વેત, લીલો-ત્રિરંગી તરે
વ્યક્ત કરતા કથા ગર્વ-ગરવી.

કેસરી રંગ વીરત્વ દર્શાવતો,
શાન્તિ-સંદેશ લીલો સુણાવે;
શ્વેતમાં ઉજળું ભાવિ ભારતતણું
ચક્ર આર્યત્વ સાચું બતાવે.



વિશ્વને શાન્તિનો, હિન્દને ઐક્યનો
સત્ત્વ-સંદેશ નિત્યે તું દેજે;
ભારતી સિદ્ધિની અમર ને યશવતી
વિજય ગાથા સદા તું કહેજે.



# ★ ડૉ. રાજેન્દ્ર પ્રસાદ ★

ભારતીય સંસ્કૃતિના જ્યોતિર્ધર



પ્રજાસત્તાક ભારતના પહેલા પ્રમુખ

પાવની પુણ્યધર્મે ને વિદ્યાવીર્યે વિરાજતી
આપે ભારતમાતાને શોભાવી નિજ જન્મથી;

સત્કર્મ-ધર્મ-મર્મજ્ઞા વિશ્વતત્ત્વવિમર્શિની
પ્રતિભાધન્ય વિદ્યાને દીપાવી સત્યભક્તિથી;

વ્યવહારતણી ધાત્રી, દાત્રી જીવન-તત્ત્વની;
લક્ષ્મી એ ભજતી લક્ષ્મી આપની ત્યાગ વૃત્તિથી.

રાષ્ટ્રપ્રમુખ પામીને આજ રાજેન્દ્ર, આપને
આર્યસંસ્કૃતિના સત્ત્વે ધન્ય માનવતા બને!

—:o:—

# સાર્વભૌમ લોકશાહી પ્રજાસત્તાક

# ભારતીય બંધારણની - - - - આછી સમાલોચના

स
त्य
मे
व
ज
य
ते

**ભા**રતના નૂતન બંધારણની શરૂઆતના, ૧૯૫૦ ના જાન્યુઆરીની તા. ૨૬ મી ના દિને જગત એક નવા પ્રજાસત્તાક રાષ્ટ્રનો -- ભારતનાં પ્રજાસત્તાક રાષ્ટ્રનો --ઉદ્‌ગમ નિહાળશે. પ્રજાસત્તાકની સ્થાપના માટે આ તારીખ નક્કી કરવાનું કારણ એ છે કે, વીશ વર્ષ પહેલાં આ દિવસે ભારતની પ્રજાએ મહાત્મા ગાંધીના નેતૃત્વ હેઠળ સંપૂર્ણ સ્વાધીનતા પ્રાપ્ત કરવાનો દૃઢ નિશ્ચય જાહેર કર્યો હતો.

અમલમાં આવતું બંધારણ ભારતને સાર્વભૌમ લોકશાસિત પ્રજાસત્તાક રાષ્ટ્ર તરીકે જાહેર કરે છે. બંધારણની પ્રસ્તાવના સ્પષ્ટ કરે છે કે ભારતને સાર્વભૌમત્વનો અધિકાર પ્રજામાંથી જ સાંપડે છે. ન્યાય, સ્વાતંત્ર્ય, સમાનતા અને બંધુભાવ, જે લોકશાસનનાં આવશ્યક લક્ષણો છે તેને જ બંધારણનાં લક્ષ્યો તરીકે પ્રસ્તાવનામાં અસંદિગ્ધ વાણીમાં આલેખવામાં આવ્યાં છે. ભારતના વહીવટી વડા તરીકે વંશપરંપરાગત કોઈ રાજવી નહી હોય, તેથી આ બંધારણ લોકશાસનનો ગુણ ધરાવે છે.

## પાર્લમેન્ટરી લોકશાસન

ભારતીય રાજ્યના વડાને જો કે "પ્રમુખ" ની [પ્રેસિડેન્ટ] સંજ્ઞા આપવામાં આવી છે, પરંતુ વહીવટી તંત્રનો આકાર અમેરિકાની પ્રેસિડેન્શીયલ પદ્ધતિનો યોજવામાં આવ્યો નથી. એ તો પાર્લમેન્ટરી લોકશાસનને અનુરૂપ યોજાયો છે. લોકોનું, લોકોથી અને લોકો માટેનું શાસન અન્તે બની રહે છે. આમ, પ્રમુખ કે જેમાં સંઘ રાજ્યનો વહીવટીય અધિકાર સ્થાપિત કરવામાં આવ્યો છે તેણે તેનો અમલ પ્રૌઢ મતાધિકારના ધોરણે રચાયેલ પાર્લમેન્ટને જવાબદાર એવા પ્રધાનોની સલાહ અનુસાર કરવાનો છે. *જેથી રાજ્યના કાર્ય પાછળ આખરી* સંમતિ પ્રજાની રહેશે. પાર્લમેન્ટરી પદ્ધતિએ રચાયેલા જવાબદાર રાજ્યતંત્રના સિદ્ધાંતનો સ્વીકાર કરતી વખતે બંધારણના ઘડવૈયાઓએ પોતાની સમક્ષ, હિંદી પ્રાંતોએ આ પ્રકારના રાજ્યવહીવટનો વર્ષોથી મેળવેલો અનુભવ રાખ્યો હતો. ભારતના ઇતિહાસમાં લોકશાસન કે જવાબદાર રાજ્યતંત્રનો ખ્યાલ નવો નથી, તેમ જ પુરાણ કાળના રાજાઓ પ્રધાનોની સલાહ અનુસાર વર્તે અને લોકોની ઈચ્છાને માન આપીને પ્રધાનોની ફેરબદલી પણ કરે એ ખ્યાલ પણ નવો નથી — આ હકીકતથી તેઓ જાણકાર હતા.

બંધારણ જાહેર કરે છે કે ભારત અંગભૂત રાજ્યોનો સંયુક્ત સંઘ બને છે. ઉક્ત સંઘ ૨૮ અંગભૂત રાજ્યો અને આંદામાન-નિકોબાર દ્વીપોના વિસ્તારનો બનેલો છે. અંગભૂત રાજ્યોને બંધારણના પ્રથમ પરિશિષ્ટના ભાગ "એ" ભાગ "બી" અને ભાગ "સી" માં દર્શાવ્યા મુજબ ત્રણ વર્ગમાં મુકવામાં આવ્યાં છે. આ ત્રણ વર્ગો, ૧૯૫૦ ના જાન્યુઆરીની ૨૬ મી તારીખ પહેલાં ઓળખાતા, અનુક્રમે, ગવર્નરના પ્રાંતો, ભારતીય રિયાસતો અને ચીફ કમિશ્નર હેઠળના વિસ્તારો છે. જ્યારે ૧૯૪૭ ના ઓગસ્ટની ૧૫ મી તારીખે ભારતીય સ્વાતંત્ર્યધારો અમલમાં આવ્યો ત્યારે ભારતમાં ૯ ગવર્નરના પ્રાન્તો, ૫ કમિશ્નરના વિસ્તારો અને ૫૦૦ ચિત્રવિચિત્ર રિયાસતોનું અસ્તિત્વ હતું.

ભારતના નકશામાં ઠેરઠેર ભારતીય રિયાસતો હતી. આ બધી રિયાસતોને સંયુક્ત ભારતના ચોકઠામાં કેવી રીતે લાવવી તે એક મહાન પ્રશ્ન હતો. આ પ્રશ્ન–

નો સફળ ઉકેલ લાવીને ભારતની નેતાગિરીએ જે વિજય મેળવ્યો છે તે હવે ઐતિહાસિક બિના બની ચૂકી છે. જોડાણ કે વિલીનીકરણના ઝડપી કાર્ય વડે ૫૦૦ રિયાસતો ઘટીને ૧૬ બની છે, જેમાંની ૯ નો ઉલ્લેખ પ્રથમ પરિશિષ્ટના ભાગ "બી" માં કરવામાં આવ્યો છે અને એજ પરિશિષ્ટના ભાગ "સી" માં બીજી ૭ નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ જોડાણ કાર્યની લાંબી વિગતમાં ઉતરવાની અત્રે કોઇ જરૂર નથી, કારણ કે તે સૌને સુવિદિત છે. અહીં માત્ર એક જ વસ્તુનો નિર્દેશ કરવાની જરૂર છે, અને તે એ કે બંધારણમાં આ બધાં અંગો વધતા ઓછા પ્રમાણમાં ભારતીય સંઘનાં અન્ય અંગોની સમાન કક્ષાનાં બની ગયાં છે.

## નાગરિકત્વ

આગળ દર્શાવ્યા પ્રમાણે આખા ભારત માટે એક જ નાગરિકત્વ છે. નાગરિકત્વ માટે વિગતવાર જોગવાઈઓ કરવાનો બંધારણનો ઉદ્દેશ નથી. બંધારણે જોગવાઈઓ કરવાનું પાર્લામેન્ટ માટે રહેવા દીધું છે. બંધારણ અમલમાં આવતાં કયા વર્ગનાં માણસો નાગરિકો ગણાશે તે તે વર્ગોનો બંધારણમાં સામાન્યપણે નિર્દેશ કરવામાં આવ્યો છે.

## મૂળભૂત હકો

ત્યારપછી બંધારણમાં મૂળભૂત હકોનો વિષય હાથ ધરવામાં આવ્યો છે. જેનું સંરક્ષણ કરવા માટે લોક-મત એકઠો થાય અને એ રીતે, રાજ્યે શું કરવું અને શું ન કરવું તે વિષે એક નૈતિક ધોરણ સ્થાપે એવા ઉદાત્ત હેતુઓની એક ગંભીર જાહેરાત તરીકે આ મૂળભૂત હકોને ગણવામાં આવ્યા છે. અત્યાર સુધીનાં બંધારણોમાં કોઇપણ રાજ્યે સૌથી વધારે વિસ્તારથી મૂળભૂત હકોનું જાહેરનામું તૈયાર કર્યું હોય તો તે ભારતે કર્યું છે, એ બાબત ભારતના બંધારણનું એક વિલક્ષણ અંગ છે. બંધારણમાં ગણાવવામાં આવેલા મૂળભૂત હકો નીચેના વર્ગોમાં સમાઇ જાય છે:—

સમાનતાનો હક
સ્વતંત્રતાનો હક
શોષણવિરોધી હક
ધર્મસ્વાતંત્ર્ય-હક
શિક્ષણ અને સંસ્કારવિષયક હકો
મિલ્કત-હક
બંધારણીય પગલાં સંબંધી હક

## અસ્પૃશ્યતાનો લોપ

જેમાં અસ્પૃશ્યતા રદ કરવામાં આવી છે અને અસ્પૃશ્યતા આચરણમાં મુકવી, એને ગુનો ગણવામાં આવ્યો છે, તે ૧૭ મી કલમ સરખાપણાને લગતા હકોમાં સહુથી વિશેષ મહત્ત્વની છે. ૧૯ મી કલમમાં નાગરિકોને વાણી - સ્વાતંત્ર્ય, વિચાર અને અભિપ્રાય - પ્રદર્શન - સ્વાતંત્ર્ય, ભેગા મળવાનું અને મંડળો રચવાનું સ્વાતંત્ર્ય —અને— નિવાસ-સ્વાતંત્ર્ય; મિલ્કત મેળવવાનું મિલ્કત કબજે રાખવાનું અને મિલ્કતનો નિકાલ કરવાનું સ્વાતંત્ર્ય અને કેટલીક જરૂરી મર્યાદાને આધીન પણે કોઇ પણ ધંધો, વ્યવસાય, કે વ્યાપાર-રોજગાર કરવાનું સ્વાતંત્ર્ય—આ બધાં સ્વાતંત્ર્ય સંબંધી હક આપવામાં આવ્યો છે.

## વ્યક્તિસ્વાતન્ત્ર્યની સલામતી

૨૧ મી કલમમાં વ્યક્તિસ્વાતન્ત્ર્યનું સંરક્ષણ કરવામાં આવ્યું છે. અમેરિકન બંધારણમાં જે "ડ્યુ પ્રોસેસ ક્લોઝ" તરીકે સુપ્રસિદ્ધ છે તે બાબત સાથે આ કલમનો સંબંધ છે. અમેરિકન બંધારણમાં પ્રોસેસ [ખટલો] કાયદાના કાર્યવિધિ અનુસાર તેમજ વસ્તુતઃ પણ યોગ્ય હોવો જોઇએ એવી જોગવાઇ કરવામાં આવી છે. પણ ભારતીય બંધારણમાં કાયદાના કાર્યવિધિ [પ્રોસીજર] ને લગતી ખટલાની યોગ્યતાની જ જોગવાઇ કરવામાં આવી છે અમુક કાયદો ધારાતંત્રની સત્તાની બહારનો છે એ કારણે જ નહિ પણ એ કાયદો વ્યક્તિની જીન્દગી અને સ્વાતંત્ર્યના સંરક્ષણને લગતા કેટલાક મૂળભૂત સિદ્ધાન્તોનું ઉલ્લંઘન કરે છે એ કારણે પણ કાયદાને પડકારવાનો ન્યાયતંત્રને હક હોવો જોઇએ એવો મત આ બંધારણના ઘડનારાઓને અનુકૂળ જણાયો નહતો અને તેથી તેમણે ધારાતંત્રની ઈચ્છા ઉપર ચુકાદો આપવાની સત્તા ન્યાયતંત્રને આપવાને બદલે આ મૂળભૂત હક બક્ષવાની આત્યંતિક સત્તા પાર્લમેન્ટને જ સોંપવાનું વધારે પસંદ કરવાનું યોગ્ય ગણ્યું. ૨૧ મી કલમ પછી ૨૨ મી કલમમાં અમુક રીતનું ફરજિયાત વર્તન કરાવવાની રાજ્યની સત્તા સામે વ્યક્તિને વિશેષ રક્ષણ આપવામાં આવ્યું છે. આ કલમમાં આપખુદ પકડ અને અનિશ્ચિત મુદતની ગિરફતારી સામે સલામતીની જોગવાઇ કરવામાં આવી છે.

## રાજ્યની નીતિના માર્ગદર્શક સિદ્ધાન્તો

બંધારણમાં રાજ્યની નીતિના કેટલાક માર્ગદર્શક સિદ્ધાન્તો પણ ગણાવવામાં આવ્યા છે. મૂળભૂત હક્કો સંબંધી કલમોમાં રાજ્યે શું કરવાથી દૂર રહેવું જોઇએ તે દર્શાવવામાં આવ્યું છે પણ રાજ્યની નીતિના માર્ગ-દર્શક સિધ્ધાન્તોને લગતી કલમોમાં રાજ્યે શું શું કરવા પ્રયાસ કરવો જોઇએ તે ગણાવવામાં આવ્યું છે. આ સિધ્ધાન્તોનું મૂળ બંધારણના આમુખમાં છે અને એ સિધ્ધાન્તો ખરૂં જોતાં ધારાતંત્ર અને કારોબારીતંત્રને તેમના માર્ગ-દર્શન માટે આપવામાં આવેલી સૂચનાઓના સ્વરૂપના છે. આ કલમો કાયદાની અદાલતો વડે અમલમાં આણી શકાય એવી નથી છતાં એમા સમાયેલા સિદ્ધાન્તો દેશના શાસનમાં મૂળભૂત છે અને ધારા ઘડવામાં તેમનો ઉપયોગ કરવો એ રાજ્યનું કર્તવ્ય ગણાશે. ખરૂં જોતાં આ સિધ્ધાન્તો નીતિસૂત્રોના સ્વરૂપના છે. અને તે એવા છે કે પ્રજાને જવાબદાર એવું કોઇ પણ શાસનતંત્ર તેમની ઉપેક્ષા કરી શકે નહિ. આમાંના સવિશેષ મહત્વના સિધ્ધાન્તો આ છે:— રાજ્યે લોકકલ્યાણની અભિવૃદ્ધિ સાધવાનો પ્રયત્ન કરવો. નાગરિકોને આજીવિકાનાં પૂરતા સાધનો મળે તે રીતે પોતાની નીતિ ઘડવી. બેકારી, ઘડપણ, માંદગી અને અપંગપણાના સંજોગોમાં કામ, કેળવણી અને લોકોની મદદ મેળવવાનો હક મેળવી આપવો. કામ કરવા માટે ન્યાયી અને માણસાઇ ભરેલી પરિસ્થિતિ તેમજ માતૃત્વવિષયક લાભો મળે તેવો પ્રબંધ કરવો. ૧૪ વર્ષ સુધીની ઉમ્મરનાં બધાં બાળકો માટે મફત ફરજિયાત કેળવણીની જોગવાઇ કરવી. માદક પીણાંઓ, તંદુરસ્તીને નુકસાન કરનારાં દ્રવ્યોના ખાન-પાનની બંધી કરવી અને આન્તરરાષ્ટ્રીય શાન્તિ અને સલામતીની અભિવૃદ્ધિ માટે પ્રયત્ન કરવો.

## પ્રમુખ: સંઘનો વડો

આગળ જણાવ્યા પ્રમાણે કારોબારી બાબતમાં સંઘનો વડો તે પ્રમુખ છે. સંઘની કારોબારી સત્તા પ્રમુખમાં સમાઇ ગઈ છે અને પ્રમુખને નામે સર્વે કારોબારી પગલાં લેવામાં આવે છે. કેન્દ્રીય ધારાતંત્રમાંથી અને સંઘનાં અંગભૂત રાજ્યોની ધારાસભાઓમાંથી ચૂંટાયેલાં પ્રતિનિધિઓનું બનેલું ચૂંટણી-મંડળ (ઈલેક્ટોરલ કૉલેજ) દરેક મતદાર બીજા ઉમેદવારને પણ આપી શકાય એવો માત્ર એકજ મત ધરાવે તેવા મત વડે અને સંખ્યાબળ અનુસાર પ્રતિનિધિત્વની પધ્ધતિથી પ્રમુખની ચૂંટણી કરે છે. કેન્દ્રીય ધારાતંત્રનું મત-પ્રમાણ અને અંગભૂત રાજ્યોની બધી ધારાસભાઓનું કુલ મત-પ્રમાણ એ બન્ને સરખાં થાય એ માટે આવી ચૂંટણીમાં મત-મૂલ્યવણીની વિશિષ્ટ પદ્ધતિ (વેઇટેજ) નો ઉપયોગ કરવામાં આવે છે. પ્રમુખના હોદ્દાની મુદત પાંચ વર્ષની છે અને પ્રમુખ બીજીવાર ચૂંટણી માટે ઉમેદવારી કરી શકે છે. બંધારણનો ભંગ કરવા માટે પ્રમુખને "ઈમ્પીચમેન્ટ" નો ઉપયોગ કરીને હોદ્દા પરથી દૂર કરી શકાય છે.

આગળ જણાવ્યા પ્રમાણે કેન્દ્રમાં શાસનનું સ્વરૂપ પાર્લામેન્ટરી શાસનપધ્ધતિનું છે. પ્રમુખને પ્રધાનમંડળ (કાઉન્સિલ ઓફ મિનિસ્ટર્સ) ની મદદ અને સલાહ મળે છે. આ પ્રધાનમંડળ સામૂહિક રીતે લોકસભા (નીચલા ગૃહ) ને જવાબદાર છે. પ્રમુખની મરજી હોય ત્યાં સુધી પ્રધાનો હોદ્દા પર રહેશે. પ્રમુખ પ્રધાનોની સલાહને આધીન રહેશે. બંધારણના રચનારાઓએ બંધારણમાં એમ સ્પષ્ટ લખ્યું નથી કે પોતાના કર્તવ્યનો અમલ કરતાં પ્રમુખ હમેશાં પ્રધાનોની સલાહ પ્રમાણે જ ચાલશે, પરંતુ આ બાબતને ઇંગ્લેન્ડની માફક શિરસ્તા (કન્વેન્શન) ને આધીન રાખવામાં આવી છે.

સંઘ માટે એક પાર્લામેન્ટ છે. પ્રમુખ, રાજસભા (કાઉન્સિલ ઓફ સ્ટેટ્સ) અને લોકસભા (હાઉસ ઓફ ધી પીપલ) નામનાં બે ગૃહો મળીને એ પાર્લામેન્ટ બને છે. કાઉન્સિલ ઓફ સ્ટેટસમાં ૨૫૦ કરતાં વધારે સભ્યો નહિ હોય. પ્રમુખ એમાંના ૧૨ સભ્યોનાં નામ આપશે. બાકીના સભ્યો અંગભૂત રાજ્યોના પ્રતિનિધિઓ હશે. પ્રમુખે નીમેલા સભ્યો સાહિત્ય, વિજ્ઞાન, કલા, સમાજસેવા અથવા એવા બીજા વિષયોના ખાસ જાણકાર અથવા તે વિષયોમાં વ્યાવહારિક અનુભવ ધરાવનારા માણસો હશે. અંગભૂત રાજ્યો વચ્ચે બેઠકોની વહેંચણી વિષે બંધારણના ચોથા પરિશિષ્ટ (શેડ્યુલ) માં વર્ણન કરવામાં આવ્યું છે. વસતી સંખ્યાને આધારે એ વહેંચણી સંબંધી ગણતરી કરવામાં આવી છે. જે અંગભૂત રાજ્યોમાં ધારાસભા હોય તે રાજ્યનાં પ્રતિનિધિઓ તે ધારાસભાઓના ચૂંટાયેલા સભ્યો વડે ચૂંટાશે અને જે રાજ્યોમાં ધારાસભા નહિં હોય ત્યાં પ્રતિ-

નિધિઓની ચૂંટણી પાર્લમેન્ટ નક્કી કરે તે મુજબ કરવામાં આવશે. કાઉન્સીલ ઓફ સ્ટેટ સ્થાયી મંડળી છે અને વિસર્જન કરી શકાય એવું નથી. પણ બબ્બે વર્ષે એના સભ્યોમાંથી ત્રીજા ભાગના સભ્યો નિવૃત્ત થતા રહેશે. લોકસભામાં ૫૦૦ કરતાં વધારે સભ્યો નહિ હોય. એ સભ્યો રાજ્યોમાંના પુખ્ત મતદારોએ પરબારા ચૂંટેલા માણસો હશે. વસતિના દર ૭૫૦,૦૦૦ માણસે સભ્યની સંખ્યા એકથી ઓછી નહિ અને દર ૫૦૦,૦૦૦ માણસે એકથી વધારે નહિ હોય. દરેક મતદાર વિભાગને માટે નક્કી કરવામાં આવેલા સભ્યોની સંખ્યા અને મતદાર વિભાગની વસતિની સંખ્યા વચ્ચેનું ગુણોત્તર (રેશીઓ) શક્ય હોય ત્યાં સુધી આખા ભારત-પ્રદેશ માટે એકનું એક જ રાખવામાં આવશે. જે પ્રદેશો અંગભૂત રાજ્યો (સ્ટેટસ) ન હોય અને જે અંગભૂત કેન્દ્રના સીધા વહીવટ હેઠળ હોય તેમના પ્રતિનિધિત્વ માટે પાર્લમેન્ટ કાયદો ઘડીને ખાસ જોગવાઇ કરશે. લોકસભાની સામાન્ય મુદત પાંચ વર્ષ છે.

## ન્યાયતંત્ર

સમવાયી બંધારણમાં ન્યાયતંત્ર ઘણું મહત્વનું સ્થાન ધરાવે છે કારણ કે રાજ્યોનાં વિવિધ અંગો ઉપરના જુદા જુદા અંકુશો અદાલતોના માધ્યમ દ્વારા જ જાળવી શકાય છે. ભારતીય સમવાયતંત્ર જો કે એક દ્વિદળ બંધારણ છે પણ અમેરિકાની માફક ભારતમાં દ્વિદળ ન્યાયતંત્ર નથી. ભારતની બધી અદાલતો મળીને એકજ શ્રેણી બને છે, જેમાં સુપ્રીમ કોર્ટ વરિષ્ટ છે. સુપ્રીમ કોર્ટ હેઠળ જુદાં જુદાં રાજ્યોની હાઇકોર્ટસ અને હાઇકોર્ટસ હેઠળ સબૉર્ડિનેટ કોર્ટસ હોય છે. પ્રજાસત્તાકનો પ્રમુખ સુપ્રીમ કોર્ટના પ્રત્યેક ન્યાયાધીશની નિમણુક કરે છે. ન્યાયાધીશ ૬૫ વર્ષનો થાય ત્યાં સુધી પોતાના ઓધ્ધા પર રહે છે.

બંધારણના ઘ[illegible]ઓએ સર્વોચ્ચ ન્યાયાધીશની [illegible] ગા પ્રયત્ન કર્યો છે; [illegible] માટે ન્યાય- [illegible] છે.

સ્વાધીનતા[illegible]નો હક
કાર[illegible]તંત્રતાનો હક
શોષણવિરોધી હક
ધર્મસ્વાતંત્ર્ય-હક
શિક્ષણ અને સંસ્કારવિષયક હકો

વિશાળ સત્તાઓ ભોગવે છે. યુનાઇટેડ સ્ટેટસની સુપ્રીમ કોર્ટ પણ અપીલ માટેની સર્વધારણ કોર્ટ નથી. ભારત સરકાર અને એક અથવા વધારે અંગભૂત રાજ્યો વચ્ચેના તેમ જ અંગભૂત રાજ્યોના માંહોમાંહેના ઝગડા સંબંધી પ્રારંભિક (ઓરિજિનલ) ન્યાયાન્વેષણ કરવાની સત્તા માત્ર સુપ્રીમ કોર્ટનેજ છે. બંધારણની અર્થઘટના પરત્વે જેમાં કાયદાનો સવાલ સમાયેલ હોય એવા હાઇકોર્ટસના બધા કેસોમાં અપીલ સાંભળવાની સત્તા પણ સુપ્રીમ કોર્ટને છે. ૧૯૪૭ના ઇન્ડિયન ઇન્ડિપેન્ડન્ટ્સ એકટની શરૂઆત પહેલાં પ્રીવી કાઉન્સિલનું જે ન્યાયક્ષેત્ર હતું તે જ ન્યાયક્ષેત્ર મુલકી બાબતોમાં અને બીજા કેટલાક પ્રકારના કેસોમા સુપ્રીમ કોર્ટનું ન્યાયક્ષેત્ર બન્યું છે.

## અંગભૂત રાજ્યો

બંધારણના પ્રથમ પરિશિષ્ટના ભાગ 'એ' અને 'બી' માં જણાવેલ રાજ્યોની સરકારોનું અગાઉના ગવર્નરના પ્રાન્તો અને ભારતીય રિયાસતોની [ જેબન્નેનો લેખમાં અત્યાર સુધી "અંગભૂત રાજ્ય" તરીકે ઉલ્લેખ થતો આવ્યો છે તેની ] સરકારોનું તંત્ર કેન્દ્ર સરકારને ઘણેભાગે મળતું આવે છે. પ્રથમ પરિશિષ્ટના ભાગ 'એ' માં દરેક રાજ્યના વડા તરીકે ગવર્નર છે જેની નીમણુક પ્રમુખ પાંચ વરસની મુદત માટે કરે છે અને પરિશિષ્ટના ભાગ 'બી' માં રાજ્યના વડા તરીકે રાજપ્રમુખ છે જેને પ્રમુખે તે માટે માન્ય કરેલ હોય છે. આ રાજ્યોમાં પણ સરકારની પાર્લમેન્ટરી પ્રથા અનુસરવામાં આવે છે. આવી રીતે ગવર્નર અથવા રાજપ્રમુખ તેના પ્રધાન-મંડળની સલાહ મુજબ કાર્ય કરે છે અને પ્રધાનમંડળ રાજ્યના બંધારણ તંત્રના નીચલા ગૃહને સામુહિક રીતે જવાબદાર છે.

## ચીફ કમિશનરના વિસ્તારો

બંધારણના પ્રથમ પરિશિષ્ટના ભાગ 'સી' માં જણાવેલ ત્રીજા વર્ગનાં રાજ્યો ૧૯૩૫ ના ભારત સરકારના કાનુન અનુસારના ચીફ કમીશનરના વિસ્તારોનો ઉલ્લેખ કરે છે. આ વિસ્તારોનો વહીવટ કેન્દ્ર સરકાર પ્રમુખ તરફથી નિમાયેલ ચીફ કમીશનર અથવા લેફટેનન્ટ ગવર્નર મારફતે અથવા પડોશ રાજ્યની સરકાર મારફતે કરશે. તેઓને વધુ પ્રમાણમાં આત્મશાસન મળે તે માટે પાર્લમેન્ટ [illegible]નિક ધારાતંત્રો અથવા સલાહકારોની સમિતિઓ [illegible] પ્રધાનો ઊભા કરશે.

## સંઘ અને રાજ્યો વચ્ચે સંબંધ

સંઘ અને રાજ્યોના ખાસ અંગોની છણાવટ કરી હવે આપણે સંઘ અને રાજ્યો વચ્ચેના ધારાકીય સત્તાઓની વહેંચણી સહિતના સંબંધનો વિચાર કરીએ. બંધારણના સાતમા પરિશિષ્ટમાં આપેલ ત્રણ યાદીઓ – સંઘ યાદી [યુનિયન લીસ્ટ], રાજ્ય યાદી [ સ્ટેટ લીસ્ટ ] અને સમાન યાદી [ કનકરન્ટ લીસ્ટ ] માં કાનૂનના ઘણા વિષયો લંબાણપૂર્વક ચર્ચવામાં આવ્યા છે. સંઘ યાદીની કોઇ પણ બાબત સંબંધી કાયદા ઘડવા પાર્લમેન્ટને વિશેષ સત્તા છે, પ્રથમ પરિશિષ્ટના ભાગ 'એ' અને ભાગ 'બી' માંનાં રાજ્યોનાં ધારાતંત્રોને રાજ્ય યાદીમાંની કોઇ પણ બાબત સંબંધી કાયદા ઘડવાની વિશેષ સત્તા છે અને તેવા રાજ્યોની પાર્લમેન્ટ અને ધારાતંત્રોને સમાન યાદીમાંની કોઇપણ બાબત સંબંધી કાયદા ઘડવાની સમાન સત્તા છે. વધુમાં પાર્લમેન્ટને પ્રથમ પરિશિષ્ટના ભાગ 'સી' માં જણાવેલ કોઇપણ રાજ્ય અથવા આંદામાન અને નિકોબાર ટાપુઓના વિસ્તારો માટેની રાજ્ય યાદીઓમાં જણાવેલ બાબતો સહિત કોઇપણ બાબત સંબંધી કાયદા ઘડવાની સત્તા છે.

## રાજ્યભાષા

સંઘની સત્તાવાર ભાષા તરીકે હિન્દીનો સ્વીકાર કરવામાં આવ્યો છે. પ્રત્યેક રાજ્યને તેમાં વપરાતી એક અથવા વધુ ભાષા, અથવા હિન્દીને, રાજ્યભાષા તરીકે અપનાવવાની છૂટ આપવામાં આવી છે. બંધારણ અમલમાં આવ્યા પછીના માત્ર પંદર વર્ષ સુધીના ગાળા પૂરતી અંગ્રેજી ભાષા સત્તાવાર ભાષા તરીકે ચાલુ રહેશે. વડી અદાલત અને હાઇકોર્ટના કામકાજમાં 'ખરડા'માં નવા કાયદાઓ અને અન્ય ધારાઓ ઘડવામાં અંગ્રેજી ભાષાના ઉપયોગની જરૂરત માન્ય રાખવામાં આવી છે અને આ અંગે કેટલીક જોગવાઇઓ પણ કરવામાં આવી છે.

## તાકીદની સત્તાઓ

યુધ્ધ, બહારના આક્રમણ કે આંતરિક ઉથલપાથલથી ભારત કે તેના કોઇપણ ભાગની શાન્તિ ભયમાં મુકાશે એમ પ્રમુખને ખાતરી થતાં "તાકીદનું જાહેરનામું" (પ્રોકલેમેશન ઓફ ઇમર્જન્સી) બહાર પાડવાની પ્રમુખને સત્તા આપવામાં આવી છે. બે માસ પૂરા થતાં પહેલાં આ જાહેરનામું પાર્લમેન્ટનાં બન્ને ગૃહો પાસે પસાર કરાવું જોઇએ; નહિતર બે મહિના પૂરા થયે તેનો અમલ બંધ થશે. અગાઉ જણાવી ચૂક્યા છીએ તેમ આ પ્રકારના જાહેરનામાનાં પરિણામો એ હશે કે જ્યારે જાહેરનામું અમલમાં હશે ત્યારે "સ્ટેટ લીસ્ટ" માં જણાવેલી બાબતો ઉપર પણ પાર્લમેન્ટને ધારા ઘડવાની સત્તા રહેશે અને રાજ્યની કારોબારી સત્તાઓ કેવી રીતે વાપરવી તે અંગે કોઈ પણ રાજ્યને સૂચનાઓ આપવાની પ્રમુખને સત્તા રહેશે.

બંધારણમાં બહારના આક્રમણો અને આન્તરિક ઉથલપાથલો સામે દરેક રાજ્યનું રક્ષણ કરવાની અને પ્રત્યેક રાજ્યનું શાસન બંધારણની શરતો અનુસાર ચલાવવામાં આવે તે જોવાની સંઘને ફરજ પાડવામાં આવી છે. રાજ્યના ગવર્નર કે રાજપ્રમુખ તરફથી મળેલા અહેવાલ ઉપરથી કે બીજી કોઇ રીતે પ્રમુખને ખાતરી થાય કે બંધારણની શરતો મુજબ તંત્ર ચલાવવાનું જેમાં શક્ય નથી એવી સ્થિતિ ઉભી થઇ છે તો, તે (પ્રમુખ) જાહેરનામુ બહાર પાડીને હાઇ કોર્ટની સત્તાઓ સિવાયનાં સઘળાં અથવા અમુક સરકારી કર્તવ્યો પોતાને હસ્તક લઇ શકે છે અને તત્સંબંધી રાજ્યની ધારાસભાની સત્તાઓનો અમલ પાર્લમેન્ટ વડે અથવા પાર્લમેન્ટની સત્તા હેઠળ કરવામાં આવશે એમ જાહેર કરી શકે છે. આ પ્રકારની સઘળી જાહેરાતોને તે બહાર પડ્યાની તારીખથી બે મહિના સુધીમાં પાર્લમેન્ટની મંજૂરી મળવી જોઇએ અને પાર્લમેન્ટની મંજૂરી મળ્યા વિના એવું કોઈ પણ જાહેરનામુ છ માસથી વધારે મુદત સુધી અમલમાં રહી શકશે નહિ અને કોઇપણ કિસ્સામાં એવું જાહેરનામુ ત્રણ વર્ષથી વધારે મુદત માટે અમલમાં રહી શકશે નહિ. કોઇપણ રાજ્યમાં શાસન-તંત્ર પડી ભાંગતા કેન્દ્રની દરમ્યાનગીરી તે રાજ્યમાં રાખેલા મુજબ સમાવેશ પામતી બાબતો સંબંધમાં તત્સ્થાનીય અને લોકને જવાબદાર એવા શાસનને બદલે કેન્દ્રીય અને લોકને જવાબદાર એવા શાસનની સ્થાપનાના હેતુથી રાખવામાં આવી છે

ભારતની કે તેના કોઇપણ ભાગની આર્થિક સ્થિરતા અથવા શાન્તિ ભયમાં લાગે તો પોતાના સૂચનાપત્રમાં ખાસ જણાવ્યા મુજબના નાણાંકીય ઔચિત્યના નિયમોનું પાલન કરવા માટે કોઇપણ રાજ્યને સૂચનાઓ આપી શકાય એવી પણ જોગવાઇ કરવામાં આવી છે.

શ્રી. એસ. એન. મુકરજીના અંગ્રેજી લેખનો

# બે પાત્રો

[અનુષ્ટુપ]

મિજબાનીની સજ્યા મેજે કો લક્ષ્મીપતિને ગૃહે
છલોછલ ભર્યાં પાત્રો અડોઅડ રહેલ બે;
લોહીશી લાલ રંગીલી મદિરા એકમાં હતી,
અન્યમાં સ્ફટિક-સ્વચ્છ જળની ઝળકી હતી.

## મદિરા પાત્ર

[તોટક]

મદિરાતણું પાત્ર મદે મલકી
વદતું નિજ બન્ધુ વિવર્ણ ભણી:
"કથની ગતકાળની ચાલ સખે
નિજની, નિજની, રસિલી કથિએ.

મુજ વૃત્તિવિષે ભરપૂર સદા
મિજબાની મહેફિલ મોજ મજા.
મહિપાલ સમો મિજબાની મહીં
કરું એકલ શાસન મસ્ત બની.

નર કૈંક મહાન ગુમાનભર્યા
મુજ સ્પર્શ થતાં ધરણી ઢળતા;
વળી મેં કંઇ ભૂપતિ મસ્તકથી
મુકુટો પળમાં રજમાં રગડયા;
યશનાં અતિઉન્નત શૃંગ થકી
કંઈ માનવ પૃથ્વી પરે પટક્યા."

વદી આમ, કરી ઉપહાસ ઘણો
મદિરા મુફલીસ વયસ્ય તણો.
"વદ, બાંધવ દીન, કદી મુજ શાં
તુજ હોય પરાક્રમ ગર્વ ભર્યાં."

## જલ પાત્ર

[વૈતાલીય]

જલપાત્ર વિવેકથી વદ્યું:
"કદિ એવી ન વડાઇ હું કરું.

પદભ્રષ્ટ ન ભૂપ મેં કર્યા
ન કર્યો માનવનો વિનાશ વા.
પણ મેં મુજ શીત સ્પર્શથી–
સ્ફટિકો શાં મુજ સ્વચ્છ બિન્દુથી–
હૃદયો દુઃખ–ભારથી દમ્યાં
હળવાંને હસતાં સદા કર્યાં.

નર જે બરબાદ તેં કર્યા
સહુ આબાદ હુંથી ફરી થયા,
નિજ ઉચ્ચ પદે જઇ ઠર્યા
મુકુટો શીર્ષ ફરી ધરી રહ્યા.

દઉં તાજગી-તૃપ્તિ-શક્તિ હું
નરનારી હૃદયો હું રીઝવું.
મદિરા! તુજ પાશમાં ફસ્યા
નરને સત્વર મુક્ત મેં કર્યા.
મુજ શું કરી પ્રીત જે જને
સુખિયો એહ તને, મને, ધને."

મિજબાની સજ્યા મેજે કોઇ શ્રીમંત-ધામમાં,
છલોછલ ભર્યાં પાત્રો અડોઅડ જ બે રહ્યાં:
મત્ત એ મદિરા પાત્ર, નિર્મળું જળ પાત્ર એ
કથા અન્યોન્યની આવી કથતાં એકમેકને.

રામપ્રસાદ પ્રે. બક્ષી

# એ આવકનું આર્થિક મૂલ્ય!

દારૂબંધીના વિરોધીઓ તરફથી વારંવાર થતી એક મહત્વની દલીલ એ છે કે દારૂબંધી અમલમાં આવતાં સરકારને કરોડો રૂપિયાની મહેસુલી આવક જતી કરવી પડે છે. સ્વેચ્છાથી ત્યજી દેવાતી આ આવક જો સરકાર ચાલુ રાખે તો કેળવણી, જાહેર આરોગ્ય વગેરે પ્રજા હિતનાં બીજાં ક્ષેત્રોમાં વધુ નાણાં ખર્ચી શકાય. વિરોધનું આખુંયે માળખું કદાચ આ જ દલીલ ઉપર નિર્ભર હશે! પરંતુ વધુ મહત્વની અને વીસરાઈ જતી હકીકત તો એ છે કે દારૂના વ્યાપાર-માંથી થતી આવક એ કેવળ પોકળ વસ્તુ છે! એનું અર્થ દૃષ્ટિએ કશુંજ મૂલ્ય નથી. એ આવક નથી પણ આર્થિક જવાબદારી છે. જેટલા પૈસા આ વ્યાપારના કરવેરા રૂપે સરકારને મળે છે એથી અનેકગણા વધારે પૈસા એજ વ્યાપારે આર્થિક, સામાજિક અને નૈતિક ક્ષેત્રમાં સર્જેલા વિનાશનો સામનો કરવા પાછળ સરકારને વાપરવા પડે છે અને 'નફા' માં રહે છે રાજ્યનો આર્થિક અને પ્રજાનો નૈતિક વિનિપાત! પ્રસ્તુત લેખમાં શાસ્ત્રીય દૃષ્ટિએ આ વિષયની છણાવટ કરવામાં આવી છે.

દારૂના વ્યાપારમાંથી થતી મહેસુલી આવક કોઈપણ દેશની સરકારને પોતાનું વહીવટીય અર્થતંત્ર સાબુત રાખવા માટે જરૂરી છે એમ કહેવા જેવી બીજી એકે મિથ્યા ભ્રમણા ઇતિહાસમાં કદાચ બીજે ક્યાંય નહિ મળે. જેમ જેમ આપણે આ વિષયનો ઊંડો અભ્યાસ કરતા જઈએ છીએ તેમ તેમ આપણને ખાત્રી થતી જાય છે કે દારૂમાંથી થતી મહેસુલી આવક એ આર્થિક દૃષ્ટિએ કોઈપણ જાતની નાણાકીય સહાય નથી પણ એ સરકારને તેમજ જનતાને માથે પડતી એક આર્થિક જવાબદારી છે. એમ કહેવામાં આવે છે કે દારૂનો વ્યાપાર પુષ્કળ કરવેરા ભરે છે, એને બારના લાઇસન્સોની ફી રૂપે સરકારને કરોડો રૂપિયાની આવક થાય છે અને એ દ્વારા સરકારનું નાણાંતંત્ર સમૃદ્ધ રહે છે અને કેળવણી, જાહેર આરોગ્ય તેમજ બીજી વિકાસ યોજનાઓ પાછળ પૈસા ખર્ચવાની સગવડ સરકારી તિજોરીને મળી રહે છે. તે ઉપરાંત એમ પણ કહેવાય છે કે દારૂનો વ્યાપાર મોટા પ્રમાણમાં કામદારોને રોજી આપે છે. પુષ્કળ પ્રમાણમાં કાચા માલની ખરીદી કરે છે અને નાણાંની અવર જવર માટેનું એક સદ્ધર સાધન છે. આ એક કેવળ ભ્રમ છે અને એને ઉઘાડો પાડવો જોઇએ.

## આવશ્યકતાની દૃષ્ટિએ.

પહેલી વાત તો એ કે દારૂ એ એક એવું ઉત્પાદન છે કે જેનું અર્થદૃષ્ટિએ કશુંજ મૂલ્ય નથી. જે વસ્તુનું ઉત્પાદન અને વહેંચણી ઉદ્યોગને સમાજને તેમજ રાષ્ટ્રને લાભદાયી નીવડે એજ વસ્તુ અર્થદૃષ્ટિએ મૂલ્યવતી કહેવાય. દારૂના વ્યાપારમાં આવું થતું નથી. ઘડીભર આપણે માની લઇએ કે આપણા દૈનિક જીવનના વપરાશમાં આવતી ચીજો જેવી કે ચ્હા, ખાંડ, અનાજ, દૂધ, કોલસા, વીજળી, વગેરેનું ઉત્પાદન જો થોડો વખત બંધ કરવામાં આવે તો આપણા રોજ બરોજના જીવન ઉપર એની મૂલગામી અસર પડે દેશનો વ્યાપાર પણ ખોરવાઇ જાય. પરંતુ દારૂનું ઉત્પાદન ઘડીભર સ્થગિત કરવામાં આવે તો આપણા જીવન વ્યવહારને કશી જ હાનિ નહિ પહોંચે. એજ એમ બતાવે છે કે દૈનિક આવશ્યકતાની દૃષ્ટિએ પણ દારૂના વ્યાપારનું મૂલ્ય કેટલું ઓછું છે!

દારૂના વ્યાપારે આપણા અર્થતંત્રમાં કઇ રીતે મહત્વનું સ્થાન મેળવ્યું છે અને એમાંથી થતી મહેસુલી આવક રાજ્યની સમગ્ર આવકનો એક આધારભૂત સ્થંભ છે એવી માન્યતા કઇ રીતે પ્રચલિત બની છે એ વિષે વિચાર કરવો રસપ્રદ થઇ પડશે.

## કરવેરાનાં કારણો

દારૂના વ્યાપાર ઉપરના કરવેરા માટે ત્રણ કારણો મળી આવે છે પહેલું તો એ કે પરવાનાની પદ્ધતિ વગેરે દારૂના વ્યાપારને કાયદેસર બનાવવો અને એને અંકુશિત કરવો કઠિન બને છે. બીજું એ કે જ્યાં નભાવી લેવામાં આવે છે ત્યાં આ વ્યાપાર એટલો બધો ફૈલીફાલી ઊઠે છે કે રાજ્યને પણ એના નફામાં સહેજે થોડો ઘણો ભાગ પડાવવાની ઇચ્છા થઈ આવે છે. અને ત્રીજું એ કે કરવેરા અને લાયસન્સો વડે આ વ્યાપારને અર્થતંત્રમાં તેમજ પ્રજાજીવનમાં પ્રતિષ્ઠિત અને સદ્ધર સ્થાન મળી રહે છે અને એ કારણે વિરોધીઓની ટક્કર એ ઝીલી શકે છે.

આમ દારૂનો વ્યાપાર કરવેરાની તરફેણ કરે છે અને લાઈસન્સ ફી વગેરેને નભાવી લે છે તેનું કારણ એટલું જ છે કે આ મુદ્દા ઉપર જ એને કંઈકપણ રક્ષણ મળી શકે તેમ છે. દારૂના વ્યાપારે જોયું છે કે વિરોધીઓને જો બોલતા બંધ કરી દેવા હોય, બલ્કે એને પોતાના પક્ષમાં ખેંચી લેવા હોય તો સરકારને આર્થિક કટોકટીના પ્રસંગે પણ જબ્બર 'મહેસુલી આવક'ની જે સહાય પોતે આપી શકે તેમ છે તેના જાજવલ્ય આંકડાને અવારનવાર પ્રસિદ્ધિ આપ્યા કરવી. આ આંકડો જોશે અને લોકોનાં મોઢાં શિવાઈ જશે. આટલી બધી રકમ આપતા વ્યાપારને કંઇ નજીવા સુધારા ખાતર પ્રતિબંધિત કરાય ખરો?' એમ પણ કેટલા કહેતા થઇ જશે.

## આ રહ્યા આંકડા!

દારૂનો વ્યાપાર એની કહેવાતી આવક આપવાને બદલે જનતાને અને રાજ્યને કઇ રીતે બોજારૂપ છે એ જોવા માટે અમેરિકાના કેટલાક તુરતમાં પ્રગટેલા આંકડાઓ જોઇએ. ૧૯૪૮ના નાણાંકીય વર્ષ દરમ્યાન અમેરિકાની સરકારને દારૂના વ્યાપાર મારફત ૨,૨૫૫, ૩૨૬, ૭૫૪ ૧૭ ડોલરની આવક થએલ. એજ વર્ષ દરમ્યાન લાઈસન્સ ફી મારફતે સરકારને ૫૦ કરોડ ડોલર મળેલા. ૧૯૪૫ ના ડિસેમ્બરની ૩૧ મી એ પુરા થતા બાર મહિના દરમ્યાન અમેરિકાની સરકારને દારૂના વ્યાપાર દ્વારા આશરે ૨, ૭૫૫, ૩૨૬, ૭૫૪ ૧૭ ડોલરની મહેસુલી આવક થયેલી. આ તો ઠીક પરંતુ નોંધપાત્ર હકીકત તો એ છે કે અમેરિકન પ્રજાએ એજ વર્ષ દરમ્યાન દારૂ મારફત સરકારને મળેલી આવકથી સાડાત્રણ ગણા પ્રમાણમાં પૈસા દારૂનાં પીણાં પાછળ વેડફ્યા!

આ વસ્તુ એટલું સૂચવે છે કે સરકારને પરવાના વગેરે મારફત જેટલી આવક થાય છે તેથી અનેકગણી વધારે લોકોના પૈસાની દારૂ પાછળ બરબાદી થાય છે! એટલું જ પૂરતું હોત તોયે ઠીક હતું. પરંતુ દારૂનો વ્યાપાર બીજી અનેક રીતે રાષ્ટ્રના અર્થતંત્રને જોખમમાં મુકે છે. મદ્યપાનને કારણે વ્યક્તિગત આવકમાં ઘટાડો થાય છે, કૌટુમ્બિક સુખાકારી અને શાંતિમાં ખલેલ પહોંચે છે. કામદાર વર્ગની શારીરિક શક્તિ ઘટતાં સમગ્ર દૃષ્ટિએ ઉત્પાદનનો ઘટાડો સહન કરવો પડે છે. દારૂની અસર હેઠળ થતા ગુનાઓ પકડવા અને ગુનેગારોને સજા કરવા પાછળ તેમજ દારૂડિયા દર્દીની સારવાર કરવા પાછળ રાજ્યને પુષ્કળ ખર્ચ વેઠવું પડે છે. આ બધાનો જો સરવાળો કરીએ તો જરૂર દારૂના વ્યાપારમાંથી મળતી મહેસુલી આવક કરતાં મદ્યપાનની બદીના પરિણામરૂપ અનિષ્ટોને પહોંચી વળવા પાછળ કરવું પડતું ખર્ચ કદાચ વધી જાય! જો વધી ન જાય તો બન્ને પલ્લાં સરખાં તો અવશ્ય થઇ જાય. તો પછી દારૂનો વ્યાપાર રાજ્યને કોઇ સદ્ધર આવક આપી રહ્યો છે એમ શા આધારે કહી શકાય?

## એ આવકનું મૂળ

હવે બીજી રીતે વિચાર કરીએ. દારૂમાંથી સરકારને જે મહેસુલી આવક થાય છે તે કઇ જાતની છે અને કયા માર્ગે મળે છે? ઇજારદારો પોતે પોતાના ખિસ્સામાંથી અમુક રકમ કાઢીને સરકારને ભરતા હોય છે એવું તો નથી જ. આ આવક ખરું કહો તો આમ જનતાના ખિસ્સામાંથી સરકારને મળે છે. કારણ કે પીનાર વર્ગ ગાંઠમાં પૈસા આપીને દારૂ પીએ છે. એ દારૂ ઉપર પીઠાંનો માલિક પોતાનો નફો ચઢાવે છે અને પરવાના માટે આપવા પડતા પૈસાનો હિસ્સો પણ એમાંથીજ કાઢે છે. એટલે કે પીનારના ખિસ્સામાંથી પૈસા કઢાવીને ઇજારદાર સરકારને ભરે છે. અને મહત્વની વાત તો એ છે કે પીનાર વર્ગ ઉપર કરનો બોજો જેટલો દારૂ મારફત પડે છે તેટલો બીજા કોઇપણ માર્ગે પડતો નથી. અમેરિકાનો જ દાખલો લઇએ તો સરકારને થોડો

પાસેથી કરવેરા મારફતે મળતા પ્રત્યેક ડૉલરમાંથી ૩૦ સેંટ તો દારૂ મારફત જ મળતા હોય છે!

## ભ્રમણાની ઘટમાળ

વિરોધીઓ એવી દલીલ કરશે કે દારૂનો વ્યાપાર લોકો પાસેથી જેટલું પડાવે છે એથી અનેકગણું વધારે લોકોને આપે છે. દારૂનો વ્યાપાર, એના ઉત્પાદનમાં અને હેરફેરમાં અનેક કામદારોને રોકે છે. કાચા માલની ખરીદી કરે છે અને એ રીતે ધનને વહેતું રાખે છે. આ વાત ખરી છે. કંઈક અંશે આથી લોકોના પૈસાની વહેંચણી લોકોમાંજ થાય છે એ ખરૂં પરંતુ એથી યે વિશેષ ગંભીર એવાં કેટલાંક પરિણામો આ વ્યાપારના અસ્તિત્વને કારણે આવે છે એ પણ લક્ષમાં લેવાં જોઈએ. બીજા ધંધા કરતાં દારૂના ધંધામાં મૂડી રોકનારને ઘણો વધારે નફો મળે છે. એટલે વ્યાપારી હરિફાઈમાં દારૂ બીજા ધંધાઓને મહાત કરી શકે છે. ઉપયોગી ચીજોના ઉત્પાદન પાછળ જે વર્ગ પોતાની મૂડી રોકે છે અને પોતાના કામદારોને જે રોજી એ આપી શકે છે એથી વધારે રોજી દારૂના વ્યાપારમાં રોકાએલ મુડી આપી શકે છે. કારણ કે નફાનું પ્રમાણ ત્યાં તુલનાત્મક દૃષ્ટિએ વધારે છે. આનો પરિણામે વધુ સારા ઉપયોગમાં લઈ શકાય એવી કેટલીએ માનવ શકિત આ નિરૂપયોગી અને ખતરનાક ધંધા તરફ ઘસડાય છે.!

## વાસ્તવિક પરિસ્થિતિ

આ રીતે આમ જનતાને કેવળ દારૂના વ્યાપારમાંથી કામદારોને મળતી રોજી વિષે જ જાણવા મળે છે અને આ આંકડાની ભ્રમજાળ હેઠળ એ ત્રણ અગત્યના મુદ્દાઓ વિસરી જાય છે.

(૧) દારૂનો વ્યાપાર કામદારોને જે મોટી રોજી આપે છે એને કારણે હજારો સશક્ત અને બુદ્ધિશાળી માણસો જે પોતાની શક્તિ અને સમય બીજા ઉપયોગી અને લાભદાયી વ્યવસાયમાં વાપરી શકે તે સમાજને કુમાર્ગે દોરી જનાર, હાનિકારક અને આર્થિક તેમજ નૈતિક દૃષ્ટિએ અધઃપતનના વ્યવસાય પાછળ પોતાનું મૂલ્યવાન જીવન વેડફી રહેલ છે. દારૂનો વ્યાપાર જો અટકે તો આ માનવશ્રમને રચનાત્મક કાર્ય તરફ વાળી શકાય.

(૨) દારૂનો વ્યાપાર વધારે મોટી રકમની રોજી આપતો હોઈ નાણાંની એ અલબેલી મોહિનીમાં રાચી રહેલ કામદાર એ નાણાં કયે માર્ગે આવે છે અને પોતાની મજૂરીનો ઉપયોગ કયે માર્ગે થાય છે. એ વસ્તુની ભયંકરતા ભૂલી જાય છે.

(૩) દારૂના વ્યાપારને પોતાને કરવેરાથી એક મહત્વનો ફાયદો એ થાય છે કે કરવેરાની આ રકમના ઓઠે દારૂના વ્યાપાર પાછળ જે ગંજાવર ખર્ચ થાય છે. તે લોકોની નજરમાં આવતું નથી.

આ બધી પરિસ્થિતિને લઈને દારૂનો વ્યાપાર એના ખરા સ્વરૂપમાં શી ચીજ છે અને એનાં આર્થિક તેમજ સામાજિક પરિણામો શાં શાં આવે છે એનાથી સામાન્ય માણસ તો કેવળ અજ્ઞાત રહે છે. અને આજ વ્યાપાર મારફત વર્તમાન પત્રોને દર વર્ષે આશરે ૧૦ કરોડ ડૉલરની જાહેર ખબરનો લાભ મળતો હોઈ એ તો એ વ્યાપારની ખતરનાક પ્રવૃત્તિને ઉઘાડી પાડે જ શાનાં [ ખાસ કરીને અમેરિકામાં ]?

હવે બીજા ફલદાયક વ્યાપાર અને ઉદ્યોગમાંથી દારૂનો વ્યાપાર કેટલું નાણું અને માનવશ્રમ ખેંચી જાયછે તેનો જરા યથાતથ ખ્યાલ કરીએ. ગયે વર્ષે માદક પીણાંઓ પાછળ જે ૯ અબજ અને ૬૪ કરોડ ડૉલરનું એકંદર ખર્ચ થયેલું એ ખર્ચને અકસ્માતો પાછળ થયેલા ૫૦ કરોડ ડૉલરના ખર્ચ સાથે સીધો સબંધ ગણી શકાય. કારણકે અકસ્માતોમાંના ૨૫ થી ૩૦ ટકા અકસ્માતો મદ્યપાનની અસર હેઠળ થયેલા જણાય. એજ પ્રમાણે જુદી જુદી જાતના ગુનાઓને શોધવા અને દાબવા પાછળ જે ૧૫ અબજ ડૉલરનું ખર્ચ થયેલ તેમાંથી પણ ૧૦ થી ૧૫ ટકા ખર્ચ દારૂને આભારી ગણાય. કારણ કે ૧૦ થી ૧૫ ટકા જેટલા ગુનાઓની પશ્ચાદ્ ભૂમિકામાં મદ્યપાન માલમ પડેલું. તે પ્રમાણે વેશ્યા અને જુગાર પાછળ થતા કરોડોના ખર્ચને પણ દારૂના વ્યાપાર સાથે સાંકળી શકાય. તે ઉપરાંત ભોળાં અને નિર્દોષ લોકોને અનાયાસેજ દારૂનું વ્યસન ચોંટી જતાં જે રોગચાળો અને નાકામયાબી પરિણમે છે એની પાછળનો પારાવાર ખર્ચ તો અસંખ્યજ હોય છે.

પાછળ થતું એકંદર ખર્ચ પ્રજાને કોઇપણ એક વર્ષની ખરીદ શક્તિના ૧૪ ટકા જેટલું થવા જાય છે. પરંતુ આ ૧૪ ટકા જેટલું ખર્ચ જ માત્ર આ વ્યાપારની ભયાનકતાને ખરા સ્વરૂપમાં વ્યકત કરતું નથી. વ્યક્તિગત પીનારનો દાખલો લઇએ તો કરોડો એવાં માણસો મળી આવશે કે જેઓ પોતાના વ્યસન પાછળ સંપૂર્ણ રીતે પાયમાલ થઇ ગયા હશે અને પોતાની ઉપર નભતાં કુટુંબનાં કેટલાંએ માણસોને નિરાધાર કરી ગયા હશે. અમેરિકાનો દારૂ પાછળનો ખર્ચ સમગ્ર રાષ્ટ્રિય આવકના પોણા ૭ ટકા જેટલો થવા જાયછે. એ વસ્તુ સ્થિતિને રાષ્ટ્રિયમાંથી જ્યારે આપણે વૈયક્તિક સ્વરૂપ આપીએ છીએ ત્યારે માલુમ પડે છે કે કેટલાંએ કુટુંબોમાં રોજની જરૂરીયાતો ને અપૂરતી રીતે પહોંચી વળ્યા પછી વધતી રકમના ૪૦ થી ૫૦ ટકા જેટલા પૈસા દારૂ પાછળ ઘસડાઇ જાયછે.

## કેવળ પોકળ!

આમ કુરવેશની દૃષ્ટિએ દારૂના વ્યાપારનું પોકળ આપણે તપાસીએ છીએ ત્યારે ખ્યાલમાં આવે છે કે દારૂનો વ્યાપાર શારીરિક, નૈતિક અને આર્થિક શક્તિના દુર્વ્યયનો એક ધોરી માર્ગ છે. રાષ્ટ્રના નાણાંનો આટલો દુર્વ્યય કરતો બીજો કોઇપણ ઉદ્યોગ કદાચ નહિ મળે. તો પછી એને શા માટે બંધ કરવો ન જોઇએ?

ડૉ. ડી. એલ સ્કવાયર્સના અંગ્રેજી લેખ ઉપરથી



# બંધારણના આદર્શો

[૧] ભારતને સાર્વભૌમ અને લોકશાહી પ્રજાસત્તાક બનાવવું.

[૨] ભારતના સૌ નાગરિકોને સામાજિક, આર્થિક અને રાજકીય ન્યાય મળી રહે તેની બાંહેધરી આપવી.

[૩] ભારતના સૌ નાગરિકોને વિચાર, વાણી, માન્યતા, ધર્મ અને પૂજાની સ્વતંત્રતાની બાંહેધરી આપવી.

[૪] ભારતના સૌ નાગરિકો માટે સમાન દરજ્જાની અને સમાન. તકની જોગવાઇ કરવી

[૫] ભારતના સૌ પ્રજાજનોમાં બંધુભાવની સ્થાપના કરવી.

[૬] વ્યક્તિનાં ગૌરવ અને રાષ્ટ્રની એક્તાની સંગીન રીતે સ્થાપના કરવી.

**મફતની બ્રાન્ડી મળતી હોય તો કો'કવાર કામ લાગશે એમ ધારીને મેં એ દવા તરીકે ઘરમાં સંતાડી રાખી; એના પર દાક્તર લગાડી આપે એવી ભાગની પટ્ટી લગાડી. સૌ જાણતાં કે એ દવા છે! પણ પછી તો—**

# મફતની માયા

લેખક
કાન્તિલાલ તિજોરીવાલા

"રાખી મૂક દીકરા, એક બાટલી રાખી મૂક, પછીતો ટીપુંયે નહિ મળે" મારા મિત્ર કાવસે મને આગ્રહ ઉપર આગ્રહ કરવા માંડ્યો.

"શું રાખી મૂકું કપાળ? અમારા હિંદુ લોકના ઘરમાં દારૂ? ભારે થઇ જાયને?" મેં જવાબ દીધો

"જોજે મને યાદ કરશે, "પ્રોહિબિશન" આવી જશે પછી તો જોવાયે નહિ મળે" એણે મને વધારે આગ્રહ કર્યો.

"પણ હું ક્યાં એના વિના બેસી રહ્યો છું, મને બ્રાન્ડીની બાટલીની શી જરૂર?"

"એ તો સુન્નુ છે સુન્નુ, શરદીમાં કામ લાગે છાતીમાં દુઃખાવો થાય ત્યારે કામ લાગે, તમે લોકો તો સમજો જ નહિ", એણે પારસી કોમના લાક્ષણિક સ્વભાવ મુજબ હસતાં હસતાં કહ્યું.

"મારી પાસે એટલા પૈસા નથી, તું જરા નમૂના જેટલી આપે તો હું ઘરમાં 'દવા' તરીકે રાખી મૂકું."

"વારૂ જા, હું કાલે એક નાની બાટલી લાવી રાખીશ, દીકરા, પણ હમણાં તો બ્રાન્ડી ઘણીજ મોંઘી છે," એણે જરા ટહુકો પૂરી લીધો.

મફતની બ્રાન્ડી મળતી હોય તો કોક વાર કામ લાગશે, એમ ધારીને મેં દવા તરીકે ઘરમાં સંતાડી રાખી. એના પર દાકતર લગાડી આપે છે, એવી ભાગની પટ્ટી લગાડી. સૌ જાણતા કે આ તો દવા છે. ઠંડીના કે વરસાદના દિવસોમાં હું મધ સાથે નાની ચમચી લેતો અને મને નાબ્બી આવતી

આમ તો મારી તબિયત ઘણીજ સારી કહેવાય. નાનપણમાં હું કસરત કરતો હતો, એટલે મારું શરીર ઠીકઠીક કસાયેલું હતું. હું દવાનો ભારે વિરોધી હતો, પણ નાનપણની એ વાતો, જુવાનીનો એ જુસ્સો મોટી ઉમ્મરે થોડો ટકી રહે છે? ઘણીયે વસ્તુઓ દવા તરીકે રાખવાની મને ટેવ પડી હતી; મારા એકલા માટે નહિ પણ આખા કુટુમ્બ માટે.

પરંતુ આ દવાએ તો મને ભારે આકર્ષણ કર્યું. શિયાળામાં મને એનાથી નવું જોમ મળતું, વરસાદમાં મને જરાયે શરદી દેખાતી નહિ. એટલે હું એની લાલચે લોભાયો. ધીમે ધીમે મને તો આ "દવા" સદી ગઇ અને મને ઘણીવાર એના વિના ચાલતું યે નહિ. એમાંથી ઉત્પન્ન થતા નશાની તો મને કદીયે સ્મૃતિ આવતી નહિ, એના અવગુણો વિષે મને વિચાર કરવાનીય ફુરસદ નહોતી.

"હવે જરાક લઇશું તો એમાં શું નુકશાન થવાનું છે? ક્યાં રોજ લેવો છે?" કાવસ કોઇવાર દલીલ કરતો.

એની દલીલે ઘણીવાર મનને મનાવીને હું ધીમે ધીમે હદ વટાવતો થઇ ગયો. મધ મૂકી દીધું અને સોડા સાથે મેં કોઇ કોઇ વાર ગ્લાસમાં બ્રાન્ડી લેવા માંડી, જરા થાક લાગે કે મન બહેલાવવા હું "ડોઝ" લઇ લેતો. બ્રાન્ડી બધી વખતે લેવાય નહિ એટલે પછી તો મેં વ્હીસ્કી રમ, ઇત્યાદિ વસ્તુઓનો 'ટોનિક' તરીકે સ્વાદ લેવા માંડ્યો. આ બધુંયે કાવસની સાથે રહીને જ હું શિખ્યો હતો, એ કહેવાની જરૂર નથી. અને સાથે સાથે કહી દઉં કે બધુંયે મફતમાંજ હતું.

એમ કરતાં કરતાં વખત પસાર થવા માંડ્યો અને અને પછી તો શું થયું, એની મને ખબરજ રહી નહિ. ભાનમાં આવ્યો ત્યારે સૂર્યનાં કિરણો પૂર્વમાંથી પ્રસરી રહ્યા હતાં. ઠંડીની ઋતુ હતી, એટલે એ હૂંફ મને આલ્હાદજનક લાગતી હતી. સૂરત સ્ટેશનની એક બાસ્કીપર હું પોઢેલો હતો. મારા સામાનમાંથી માત્ર મારી પેટીજ દેખાતી હતી. મારી હાથથેલી ગૂમ થઇ હતી મારાં કપડાં વેર વિખેર થયા હતાં. મારી એક ચંપલ અહિં તો બીજી પણે એમ પડી હતી. ટોપી તો દેખાતી યે નહોતી!

સારે નસીબે એક ઉતારુએ મને સૂરત સ્ટેશન પર ઉતારી દીધો હતો. બાસ્કીની આસપાસ ઉલટીઓ થઇ હતી; એટલે ત્યાં ભારે દુર્ગંધ મારતી હતી. અને તમાશાને કાંઇ તેડું હોય છે? જોતજોતાંમાં તો મારી અવદશા જોવા માટે લોકનું એક નાનું ટોળું એકત્ર થઇ ગયું. આવા સારા માણસો પણ દારૂડિયા બનીને કેવી દશા પામે છે?" એમ કહી લોકો મારી ચર્ચા કરી રહ્યાં હતાં. "કોઇ ગરીબ પડ્યો હોય તો બધાંજ એને "થુ થુ" કરે પણ આમનું શું?" એક બીજાએ કહ્યું.

ડગલો ભીનો થયો હતો, કકડતી ઠંડીમાં આછો તડકો તેથીજ મને જરા જરા સ્હાય કરી રહ્યો હતો. હું શરમિંદો બની મામલો પામી જઇ ઉતાવળ કરી બધું સમેટી લેવા જતો હતો. તેવામાં મને પહેલીજ વાર ખબર પડી કે "સામે એક પોલીસ દાદા ઊભા છે"

કામ. કામને ઠેકાણે રહ્યું અને મારે પોલીસ. અને અને અદાલતનાં લફરાંમાં પડવું પડયું. સદ્‌ભાગ્યે મને ત્યાં કોઇ ઓળખીતો ન હોતો. પહેલીજ જાહેર ગુનો થઇ થોડા દંડમાં મારો છૂટકો થયો. જાણે કાંઇજ બન્યું નથી, એમ બીજે દિવસે હું મારા કામમાં પડયો અને એ પુરું કરી હું ચુપચૂપ પાછો મુંબઇ આવી પહોંચ્યો. કહેવાની જરૂર નથી કે મેં મારી બધી વીતક વાત કાવસને કહી ત્યારે એનું હસવું કેમ કરી માતું ન હોતું!

મને હવે લાગ્યું કે આ તો ખોટો માર્ગ છે. મેં મારી પત્ની સમક્ષ ખુલ્લા દિલનો એકરાર કરવાનો નિરધાર કર્યો. પહેલાં તો મારો આ નિરધાર ટકી શકયો નહિ, પણ મેં મનને મજબૂત કર્યું અને આ થી ઇતિ સુધીની આખી કહાણી એની સમક્ષ રજૂ કરી

એણે મને માફી આપી. મેં કાન પકડયા! ફરીથી આવા ફંદામાં કદી ફસાઇશ નહી. મારી આંખ મુકી લાખની જ રહી અને હું સમયસર ઊગરી ગયો

આજે જ્યારે મને એ દિવસોની યાદ આવે છે ત્યારે હું મારી મૂર્ખાઇ પર હસું છું અને "મુફતકી પીતે પીતે દામકી પીની પડી" એ લીટી લલકારું છું. સાથે પ્રભુ પ્રત્યે પ્રાર્થના યે કરું છું કે "હે પ્રભુ! તું મને આવા દૂષણોથી બચાવતો રહેજે!"



# મદ્યાર્ક વિષે

# કેટલુંક યથાર્થદર્શન

લેખાંક છઠ્ઠો

મદ્યપાન સામાન્ય પીનારે વર્ગની શારીરિક અને બૌદ્ધિક શક્તિનો ધ્વંસ કરે છે અને એ રીતે રાષ્ટ્રના સુખ વૈભવને હાનિ પહોંચાડે છે. મદ્યપાનને કારણે આમજનતા ઉપર કરનો બોજો જુદી જુદી રીતે વધે છે. દારૂડિયાઓને આપવી પડતી દાકતરી સારવાર, એમના ગુનાઓ અટકાવવા માટે નભાવવાં પડતાં પોલીસદળ અને જેલો એ બધાનું ખર્ચ આખરે તો પરોક્ષ રીતે કરવેરા રૂપે આમજનતા ઉપર પડે છે. આ ઉપરાંત મદ્યપાનને કારણે ગૃહકંકાસ વધે છે. ગરીબાઈને નોતરું મળે છે અને પૈસામાં મૂલ્ય ન થઈ શકે એવી બીજી કેટલીએ આપત્તિઓ આવી પડે છે તે તો વળી જુદી. આ બધાની ગણના પરોક્ષરીતે દેશના આર્થિક વિનિપાતમાં થઈ શકે.

દારૂ જેવા દેખીતી રીતે જ નુકશાનકારક પીણાંના ઉત્પાદન પાછળ જે માનવશ્રમ અને ધનનો દુર્વ્યય થાય

કરતાં. આ તમામ લોકોની મહેનત કેવળ નકામી જ ગઈ ગણાય કારણ કે એમની મહેનત દ્વારા દેશની સંપત્તિમાં કશો જ વધારો થયો નથી. એમણે આ ધંધામાં બગાડેલો સમય જો બીજા કોઈ લાભકારક ઉદ્યોગમાં વપરાયો હોત તો દેશની સંપત્તિમા જરૂર કંઈક વધારો થાત. એજ રીતે એમણે બનાવેલો દારૂ જેમને વહેંચવામાં આવ્યો એમને પણ એ ખરીદી દ્વારા કંઈ લાભ થયો એમ કહેવાય નહિ.

અલબત્ત મૂડીના રોકાણ માટે અર્થદૃષ્ટિએ લાભદાયી ક્ષેત્ર જો કોઈ હોય તો તે દારૂનુ ઉત્પાદન છે જ અને બ્રિટનના મૂડીવાદે દારૂડિયાના ભોગે એ તકનો લાભ પણ લીધો છે. સાથે સાથે એ પણ ખરું છે કે દારૂ પાછળ રોકાતી મૂડી દ્વારા આપણે જેને ઉપયોગી ચીજોનું ઉત્પાદન કહી શકીએ એવું કોઈ ઉત્પાદન થતું નથી.

## —: મદ્યપાન અને આર્થિક વિનિપાત :—

છે એની ગણના બધી જ રીતે થતી દેશની આર્થિક પાયમાલીમાં થઈ શકે. ગ્રેટ બ્રિટનમાં બીઅર, વ્હીસકી, જીન, રમ વગેરે જુદી જુદી જાતનાં માદક પીણાંઓ બનાવવા માટે જવ, ચોખા, મકાઈ, ગ્લુકોઝ, ખાંડ, ગોળ વગેરે અનેક પ્રકારના ઉપયોગી ખાદ્ય પદાર્થો વાપરવામાં આવે છે. ૧૯૩૯ ના વર્ષ માટે જે એકંદર અનાજ દારૂના ઉત્પાદન પાછળ વાપરવામાં આવ્યું છે તે અંગે સર જ્હોન સાઈમને આપેલા આંકડા મુજબ આશરે ૧૫૦ લાખ હંડ્રવેટ અનાજ વપરાયું હોવાની ગણતરી છે. સામાન્ય માણસને આ ભયંકર દુર્વ્યયનો કંઈક સ્પષ્ટ ખ્યાલ આવે તે માટે બ્રિટિશ ટેમ્પરન્સ મુવમેન્ટના મુખપત્ર "ધી એલાયન્સ ન્યુઝ" ના તંત્રીઓએ જુદી જ રીતે આંકડાઓ આપતાં ગણતરી કરી હતી કે દારૂના ઉત્પાદન પાછળ દરરોજ ૬૦ લાખ રતલ અનાજ અને દશ લાખ રતલ ખાંડનો ભયંકર દુર્વ્યય થઈ રહ્યો છે.

આ વ્યાપાર પાછળ માનવશ્રમનો જે દુર્વ્યય થઈ રહ્યો છે તેની ગણતરી કરીએ તો જણાય છે કે ઉપર કહેલા વર્ષ દરમ્યાન ૬૮૦૫૦૦ માણસો દારૂના ઉત્પાદન પાછળ અને ૨,૬૨,૦૦૦ દારૂના વેચાણ પાછળ મુકવામાં આવ્યાં

આ બાબતમાં એક જાણીતા અર્થશાસ્ત્રીનો અભિપ્રાય નોંધવો ઉપકારક થશે.

"જ્યાં સુધી કોઈ પણ ઉદ્યોગ કે વેપાર દેશના વસ્તુમૂલક ધનનું પુનરુત્પાદન કરવા ઉપરાંત એનો વધારો ન કરે ત્યાં સુધી એ આર્થિક દૃષ્ટિએ સદ્ધર ગણાય નહિ."

આ વ્યાપાર દ્વારા મળતી મહેસુલી આવક વિષે ઈતર સ્થળે વિસ્તારથી કહેવામાં આવેલ છે. આ આવક મેળવવાં જતાં દેશની સમસ્ત માનવ શક્તિને એની જે મોટી કિંમત પરોક્ષ રીતે આપવી પડે છે તેજ ખ્યાલમાં લઈએ તો દેશના સર્વ સામાન્ય લાભાર્થે આ આવક બીજાં કોઈ ક્ષેત્રો દ્વારા મળે તો વધારે સારું એમ માનવું ઉપયુક્ત ગણાય.

સને ૧૯૧૪ માં ગ્રેટબ્રિટન અને જર્મની વચ્ચે જ્યારે લડાઈ ફાટી નીકળેલી ત્યારે સર જ્હોન સાઈમને કોલસાના કામદારોની એક સભામાં કોલસાનું ઉત્પાદન વધારવા માટે વિનંતિ કરેલી. આ સમયે તેમજ બીજા મહાયુદ્ધ દરમ્યાન કોલસાનું, અનાજનું તેમજ બીજી ઉપયોગી

ચીજોનું ઉત્પાદન વધારવા માટે ખેડૂતો અને કામદારોને અનેક દેશીય ઉત્તેજન આપવામાં આવતું હતું. આ સંદર્ભમાં એટલું નોંધવું જરૂરી છે કે દારૂના વ્યાપારની બાબતમાં બ્રિટિશ સરકારે જુદીજ નીતિ ગ્રહણ કરી હતી. દારૂના ઉત્પાદન માટેની સગવડોમાં કાપ મુકવામાં આવ્યો હતો અને એ ઓછું થાય તે માટે ખાસ લક્ષ આપવામાં આવ્યું હતું.

પ્રમુખસ્થાનેથી આપેલા તે વ્યાખ્યાનને અંતે સર જહોન સાઇમને દારૂના વ્યાપારની તરફેણમાં કરાતી કેટલીક દલીલોનો ઉલ્લેખ કરેલો. એમ કહેવાય છે કે દારૂનો વ્યાપાર કાયદાને હરહંમેશ આધીન રહે છે, મહેસુલી આવકમાં વધારો કરે છે, કામદાર વર્ગને રોજી આપે છે. જન સામાન્યની શક્તિ અને સુખાકારીમાં વધારો કરે છે. એટલેજ એને અર્થ દૃષ્ટિએ નુકશાન પહોંચે એવા કોઇ કાયદાથી બહિષ્કાર કરવો જોઇએ નહિ વગેરે.

સર જહોન સાઇમને આ દલીલોનો રદિયો આપતાં કહેલું કે દારૂનો વ્યાપાર રાષ્ટ્રિય ધનમાં વધારો તો કરતો નથી. પરંતુ એને બદલે રાષ્ટ્રિય ધનનો નાશ કરે છે અને વધારામાં ઘણુંજ દુઃખદાયક સામાજિક અનિષ્ટો પેદા કરે છે. પોતાની દલીલના સમર્થનમાં ઊનના ઉદ્યોગનો દાખલો ટાંકી સર જહોન સાઇમને સમજાવેલું કે આ ઉદ્યોગ પાછળ ખર્ચાની મૂડી અને વપરાતી મહેનત દેશને એક જરૂરી વસ્તુ મોટા પ્રમાણમાં પુરી પાડે છે. એની વિરૂદ્ધ દારૂના વ્યાપાર તરફ નજર કરીએ તો એમાં તો ઉપયોગી ખાદ્યપદાર્થનું એક મોજશોખની ચીજમાં રૂપાન્તર કરવામાં આવે છે અને એનું પરિણામ તો અનિષ્ટમૂલક જ હોય છે.

દારૂનો વ્યાપાર કામદારોને રોજી આપે છે એવી દલીલનો જવાબ આપતાં સર જહોન સાઇમને કહેલું કે બીયરની કિંમતના માત્ર દશ ટકાજ મજૂરને ફાળે જાય છે જ્યારે કોલસાના ઉદ્યોગને દૃષ્ટાંત તરીકે લઇએ તો કોલસાની કિંમતના ૭૦ ટકા મજૂરને ફાળે જાય છે. વિશેષમાં સર જહોન સાઇમને કહેલું કે "જો આપણે લોકોને સંપૂર્ણપણે નિર્વ્યસની બનાવીએ તો દારૂ પાછળ વપરાતા પૈસા બચાવીને એનો ઉપયોગ બીજી ચીજોની ખરીદીમાં થઇ શકે અને એ રીતે કામદારોને ઉત્તેજન આપી શકાય.

૧૯૩૯ ના ફેબ્રુઆરી માસમાં આર્થર લોકવુડે 'ઇલસ્ટ્રેટેડ લીસેસ્ટર ક્રોનીકલ'માં આપેલા એક લેખમાં આજ વસ્તુને બીજા શબ્દોમાં ચર્ચતાં કહેલું: "દારૂ પાછળ પૈસા વાપરનારા લોકો જો તેટલાજ પૈસા બીજી જીવનવિધાયક ચીજોની ખરીદી પાછળ વાપરે તો એ ચીજોના ઉત્પાદન પાછળ પહેલાં કરતાં પાંચ ગણા વધારે કામદારો જોઇએ. અર્થાત્ એટલા વધુ કામદારોને રોજી મળતી થાય.

આમ આપણે મદ્યપાનને કારણે પ્રત્યક્ષ તેમજ પરોક્ષ રીતે થતો આર્થિક વિનિપાત જોઇ શકીએ છીએ. મદ્યપાનનો જો સંપૂર્ણ રીતે ત્યાગ કરવામાં આવે તો દારૂના વ્યાપાર પાછળ વપરાતી મૂડી વધારે હિતકારી ધંધામાં રોકી શકાય અને એ રીતે વધારે પ્રમાણમાં બેકારી ટાળી સમગ્ર દૃષ્ટિએ દેશના સુખ વૈભવમાં ઉમેરો કરી શકાય. આ વિષયની ચર્ચાની પૂર્ણાહુતિ આપણે જોસેફ ચેમ્બરલેઇને ૧૮૭૪ માં કરેલા એક વ્યાખ્યાનમાંનો ફકરો ટાંકીને કરશું. જોકે આજથી ૭૫ વર્ષ પહેલાં ગ્રેટ બ્રિટનમાં દારૂનો પ્રશ્ન આજ જેટલો ઉત્કટ છે એટલો તે વખતે ન હતો. તે છતાં ઉક્ત વ્યાખ્યાતાને કહેવું પડ્યું હતું કે.

"જો મારી પાસે કોઇ જાદુગરની લાકડી હોય અને એની મદદથી એક ઝાટકે બ્રિટનની દારૂ પીવાની ટેવ અદૃશ્ય કરી શકું તો દેશમાં કેટકેટલા અજબ ફેરફારો થાય? આપણા ઉપરથી દર વર્ષે કરોડો સ્ટર્લિંગના કરવેરા ઓછા થઇ જાય, આખા એક પર્યંતની જંગલી ખૂનખાર લડાઇ જેટલાં માનવોનો કોળિયો કરી જાય તેથી વધારે સંખ્યામાં માનવો એકજ વર્ષમાં બચતાં આપણે જોઇ શકીએ; સારાએ દેશની સુરત આપણે આમૂલાગ્ર બદલી શકીએ."

મદ્યપાનની ટેવને કારણે દેશને જે મહાન આર્થિક નુકશાન પહોંચે છે એનો આથી વધારે સચોટ બીજો કોઇ જ પુરાવો ન હોઇ શકે. *

* પ્રો. એસ. એ. મુકરજીના અંગ્રેજી લેખને આધારે

# દારૂ પીએ એક

* * *

પંત ભૂલ્યા, પંડિત ભૂલ્યા, ભૂલ્યા બ્રહ્મ ભૂદેવ,
ભૂલ્યા ગામધણી, ભલા, ચઢિયા દારૂ કુટેવ!

ક્યાં મનખો, ક્યાં માનવી, ક્યાં દારૂનો શાપ!
ક્યાં જીવતર, ક્યાં જીવડો, ને ક્યાં પ્રથવીના પાપ!

ફટ! ફટ! ભૂંડા બાટલા, ફટ ફટ તારી જાત,
પંડમાં પેસી તું ફૂટે, તો ફટ બહારો ખાઇ લાત!

જે નર બેસે ચોતરે, ને ચોટા વચે પુજાય,
તે દારૂના પરશથી ગટરોમાં ગંધાય!

ઘણા રથી, ને મહારથી, ઘણા વીર ને ધીર,
ડુબ્યા દારૂની કુપડીમાં, ઘણા મીર અમીર!

કૈંક પનોતા પાટવી, કૈંક અજય્ય કુમાર,
દારૂને રંગે ચડી, બનિયા ખાખ-ખુવાર!

ફટ રે ભૂંડા દારવા, ફટ રે તારૂં નામ!
વસી પેટમાં પાળી દે, એવાં તારાં કામ!

માટે, ભાઇલા, ચેતજે કૂડાં દારૂનાં કાજ,
એની લાયે તો ગયાં, મોટા માન્ધાતાનાં રાજ!

લેખક:  પણ  રમણલાલ સોની

ધિક્ દારૂ, ધિક્ દારવા, ધિક તારો અવતાર,
ગાતાં તેં રોતાં કર્યાં ને રોતાંને કર્યાં પસાર!

અંગારે વગડો બળે, કપુતે બળે કુળ:
દારૂથી દુનિયા બળે, ને ઘરમાં ઉડે ધૂળ!

ભૂંડો બંબનો ટોકરો, ભૂંડો નાગનો દંશ,
એથી ભૂંડો દારવો, જાય જડાબીટ વંશ!

મધ દરિયે જે ના ડુબે, ન ડુબે નદી કે નવાણ;
તે પ્યાલી-દારૂમાં ડુબે, ને વાળે કચ્ચર ઘાણ!

જે અક્કલનો આદમી, અક્કલનાં કરે કામ,
દારૂનો ચટકો લાગતાં, અક્કલનું કરે લીલામ!

વાઘ મારે તો એકને, દારૂ તો મારે લાખ.
એના એક ટીપાથકી, લાખો થાયે ખાખ!

અગ્નિ બાળે કોકને, ઝેર પીએ તે જાય,
દારૂ પીએ એક, પણ દશનું કાસળ જાય!

માટે સૌ સમજી જજો, અણસારે આ વાત,
ચતુર હો તો ચેતજે, નહીં તો ખાજે લાત!

* * *

## દશનું કાસળ જાય!

# યુદ્ધના મોરચા

લેખક:
**શ્રી. ધનસુખલાલ મહેતા**

[ પાત્રો: ]

| | | |
|---|---|---|
| મનસુખરામ | : | એક વૃદ્ધ નિવૃત્ત ગૃહસ્થ |
| ચંપુબહેન | : | તેમનાં પત્ની |
| મહેન્દ્ર | : | તેમનો પુત્ર |
| મંદાકિની | : | મહેન્દ્ર જોડે પરણનાર યુવતી |
| ચંદન | : | તેની મા |
| જમિયતરામ | : | તેના બાપ |

## પ્રવેશ ૧લો

[મનસુખરામ નીરાંતે તકીએ લાંબા થઇ તપખીરના ચપટા નાકમાં ખોસતા, અરધે નાકે ટકેલાં ચશમામાંથી એક અંગ્રેજી છાપું વાંચતા હતા.]

[બારણું મોટા અવાજ સાથે ઊઘડયું]

મનસુખઃ- વળી શી મોહકાણ મંડાઇ? કાંઇક નવું થયુંજ હોવું જોઇએને. નહિ તો આમ બારણું અફળાય જ નહિ-અરે કોણ છે?

[ ચંપુબહેન ક્રોધાવેશમાં પ્રવેશે છે. ]

ચંપુઃ- હવે અમથા બેઠા બેઠા ઘાંટા નહિ પાડયા કરોને! બીજું કોણ હોય? એ તો હું છું.

મનસુખઃ- પણ પૂછવું તો જોઇએ ને. કોઇ ઘૂસી જાય ત્યારે?

ચંપુઃ- હવે પૂછયાં તમે! અને પાછું કોઇ ઘુસી જાય તો જાણે તમે એને પકડી રાખવાના હતાને! તમે તો મૂંગા મૂંગા બેઠા બેઠા છાપાં વાંચ્યા કરો.

મનસુખઃ- પણ ત્યારે હું અત્યારે બીજું કરૂં પણ શું?

ચંપુઃ- તે તો હું કહી રહું છું કે તમારાથી છાપું વાંચ્યા વગર બીજું થાય પણ શું?

મનસુખઃ- તમે એમ બોલ્યા કરોછો તેમાં મને કશી સમજણ પડતી નથી.

ચંપુઃ- હું ગમે તેમ બોલું પણ તમને સમજણ તો નથીજ પડવાની.

મનસુખઃ- તો પછી એમ રાખો.

ચંપુઃ- હાસ્તો, એટલે છૂટી પડયા. તમારે ક્યાં ઘરવાળીની પડી છે! એ તો રાંધનારી આવેલ છે. એક જાય તો બીજી આવશે. બે વખત ટાઇમસર ખાવાનું મળે પછી તમારે એનું શું થાય છે તે જાણવાની જરૂર પણ શી છે?

મનસુખઃ- પણ-થયું શું એની તો વાત કરશોને! કહ્યા વિના સમજણ પણ કેમ પડે?

ચંપુઃ- જાણે જાણીને તો વાઘ મારી નાખવાના હતા જે! લોને, તમને આજ઼ુ. રામાયણ વાંચી સંભાળવું. પછી 'હુંહેંહેં...એમાં તે શું થઇ ગયું' તેમ કરીને કાઢી નાખજો.

મનસુખઃ- કહો તો ખરાં.

ચંપુઃ- આ-હું દરશને ગઇ'તી ત્યાં પેલી ચંદન આવી'તી. તમે ઓળખી તો ખરી ને? પેલા જમીયત જકકડની બૈરી. એની દીકરી મંદાકિની બી.એ. થઇ છે. ત્યારથી ફાટી પડી છે!

મનસુખઃ- એમાં આપણને શું લાગે વળગે! છો ફાટી પડી!

ચંપુઃ- લો બોલ્યા! એમાં આપણને શું લાગે વળગે? અરે એ ચંદને મને ન સંભળાય તેવા શબ્દો કહ્યા.

મનસુખઃ- કેમ? કેમ?

ચંપુઃ- એક દિવસ વાતમાંને વાતમાં મેં આપણા મહેન્દ્ર માટે એ છોકરી સારી છે એમ કોઇને મોંયે કહેલું. એટલામાં તો એ મોટએ કહ્યું કે જેને મારી બી. એ. થયેલી છોકરી જોઇતી હોય તે મારે ઘેર સાત ધક્કા ખાય અને મારે પગે પડે ત્યારેજ મારી દીકરી જેવી છોકરી પામે!

મનસુખઃ-ઓ નારાયણ!

એ ચંદને એજ છોકરી આપણા મહેંદ્રને આપવાની મરજી બતાવેલી ત્યારે તમે પણ કાંઇક એવું જ કહેલું ને!

ચંપુ:– એ તો હું પહેલેથીજ જાણતી'તી. તમારે મન તમારી બૈરી જ ખરાબ છે. હા, મેં કહ્યું હતુ. હા- સત્તર વખત કહ્યું હતું! મારો છોકરો વકીલ બારિસ્ટર થયેલો અને કૉલેજમાં માસ્તર તે હું એટલુંય માન નહિ માગું? પણ એ વાતજ જવા દોને. મને પેલી ચંદને ગામડીઅણ, ફૂવડ, કર્કશા વગેરે કાંઇ નેકાંઇ પહેરામણી આપી તેનું શું?

મનસુખ:– એણે એ બહુ ખોટું કર્યું.

ચંપુ:– લો બોલ્યા: એણે એ બહુ ખોટું કર્યું! અરે કોઇ બીજો ધણી હોય તો એને ઘેર જઇને એ ડાકણનો ચોટલો પકડીને એને મારે. પણ તમારાથી કયાં કાંઈ એમાંનું બને તેમ હતું!...તમે ઘુવડની માફક સામું શું જોયા કરો છો? તમારે કશું કરવું છે કે નહિ?

મનસુખ:– હું તે શું કરું?

ચંપુ:– તમે શું કરો? ચૂડી પહેરીને ઘરમાં બેસો! બીજું શું કરો? હાયરે હાય, આ તે ધણી છે કે કોણ!

[મહેંદ્ર પ્રવેશે છે.]

મહેંદ્ર– કેમ બા! શું છે શું?

ચંપુ:– ના રે ભાઈ, ખાસ કશું નથી.

મહેંદ્ર– કશું ન હોય એમ જણાતું તો નથી. કહી દોને.

ચંપુ:– એ તો એમ કે પેલી ચંદન છે કેની–તું કયાંથી ઓળખે!

મહેંદ્ર–હું ઓળખું છું.

ચંપુ:– આ એણે મને ન કહેવાય એવી ગાળો દીધી. ત્યારે હું જરા તારા બાપાજીને કહું છું કે તમે જઇને એને સીધી કરી આવો.

મનસુખ:– મહેંદ્રભાઇ, એમાં હું જઇને શું કરું? બૈરાં માણસ જોડે મને લડવાનું કેમ ફાવે?

ચંપુ:– ન કેમ ફાવે? ફાવડાવવું પડે. તમારી બૈરીની ઇજ્જતનો સવાલ છે.

મહેંદ્ર:– બા, બૈરાંની લડાઇમાં બાપાજી પોતે પડે એ ઠીક ન કહેવાય.

ચંપુ:– તો થયું. મારે બધી ગાળો સહન કરીને બેસી રહેવું. ઠીક એમ કરીશ. મારે તો શું હતું પણ એ ગાળો તો મેં તારે લીધે ખાધી છે, ભાઇ!

મહેંદ્ર:– એમ હોય તો હું જાઉં, પછી બસને? પણ શા કારણને લઇને આ લડાઇ થઇ તે તો મારે જાણવું જોઇએ ને?

ચંપુ:– આ મેં આડકતરી રીતે તારે માટે એની છોકરી મંદાકિનીનું માગું કર્યું એટલો મારો ગુનો.

મહેંદ્ર:– મારે. હાલે. વાત. પણ નહિ. નાખી? તમે. પણ જબરાં છો!

ચંપુ:– મેં તો અછડતું કહેલું. વાત વહેતી મૂકેલી.

મહેંદ્ર:– હં અં, એટલે ના કહેવાને બદલે એ ચંદન બહેને તમને ગાળો દીધી! એ તો ખોટું જ કહેવાય. પણ–પણ એમ કોઇ માગું કરે એટલે ગાળ દેવાની શી જરૂર? હેં, બાપાજી?

મનસુખ:– ભાઇ, એ ચંદને એજ મંદાકિનીનું માગું તારે માટે કરેલું ત્યારે આપણે પણ લગભગ એમજ કરેલું.

ચંપુ:– વળી પાછી મને હલકી પાડવા માંડી. માંડ છોકરો તૈયાર થઇને જતો હતો ત્યાં વિઘ્ન નાખ્યું! તમારે જવું નહિ અને બીજાને જવા પણ દેવા નહિ!

મહેંદ્ર:– બા, બાપુજી ખોટું નથી કહેતા. હું જાઉં ત્યારે મારે પૂરી હકીકત તો જાણવી જોઇએને. પણ આ કિસ્સામાં મારે સમજવું શું?

મનસુખ:– સમજવાનું એટલું કે તારી બાને, તેમજ ચંદનને બંનેને મરજી ખરી પણ નમે કોણ તેનો સવાલ મોટો છેને, ભાઇ!

ચંપુ:– વળી તમે—

મહેંદ્ર:– બા; તું બાપાજીને બોલવા દે નહિ એ તે કાંઇ ચાલે? એમણે મને સમજણ પાડી ન હોત તો હું ત્યાં જઇને કરત શું? માત્ર મૂરખો જ બનત. લો, હવે હું જાઉં છું.

( મહેંદ્ર જાય છે. જતાં પુત્રને બંને જણ જોઈ રહે છે. પછી મનસુખરામ પાછા છાપાંમાં મોં ઘાલીને વાંચવામાં મશગૂલ થઈ જાય છે. ચંપુબહેન બીજા ખંડમાં જાય છે. રંગમંચ ઉપર અંધકાર. આશરે બે કલાક થઈ જાય છે. રંગમંચ ઉપર પાછો પ્રકાશ. ચંપુ બહેન બીજા ખંડમાંથી આવે છે. મનસુખરામ તો અરધા વાંચતા, અરધા ઊંઘતા બેઠા હોય છે. )

ચંપુ:– તમે છાપું વાંચોછો કે ઊંઘોછો ?

મનસુખ:– કેમ.શું છે ?

ચંપુ:– હજી મહેંદ્ર આવ્યો નથી.

મનસુખ:– તે આવશે.

ચંપુ:– ઘડિયાળમાં કેટલા વાગ્યા તે જાણો છો ? બે કલાક થઇ ગયા !

મનસુખ:– તેની હું કયા ના પાડું છું !

ચંપુ:– બબ્બે કલાક સુધી મહેંદ્ર ત્યાં લડતો જ હશે?

મનસુખ:– તે હું કેમ જાણું ? ત્યાંથી કોઇ રાસ્તને ત્યાં ઊપડી ગયો હશે.

ચંપુ:– ગમે તેવો ધરતીકંપ થાય પણ તમારા પેટનું પાણી હાલે નહિ તો.

મનસુખ:– તમે બધીજ બાબતમાં એમ કર્યા કરોછો. પણ મારે શું કરવું ?

ચંપુ:– ત્યાં તપાસ કરો.

મનસુખ:– કોને ત્યાં ? ચંદનને ત્યાં ? ના. બાપાજી ના. હું ત્યાં નહિ જાઉં.

ચંપુ: હાય હાયરે, આમને તે શું કહેવું ? છોકરો બબ્બે કલાક થયાં પાછો ઘેર આવ્યો નથી અને તમે એને શોધવા જવાની પણ ના પાડો છો!

મનસુખ: આવડો મોટો મરદ ખોવાઇ તો ગયો નથીને! હું લાગું કેવો? ત્યાં શોધવા જાઉં તો!

ચંપુ: ભલે, તમે તમારે છાપું વાંચતા બેસી રહો. મારાથી એમ નહિ થાય. હું જાઉં છું.

[ ચંપુબહેન જાય છે. મનસુખરામ પાછા છાપું વાંચવામાં મશગૂલ થઈ જાય છે. ]

× × ×

## પ્રવેશ ૨ જો:

**સ્થળ :** જમિયતરામના ઘરનો આગલો ખંડ:

સમય : સવારના અગિયાર

જમિયતરામ એક સાદડી ઉપર બેઠા બેઠા હૂકો તાણતા શાક ચૂંટવામાં પત્નીને મદદ કરે છે. ચંદન શાક ચૂંટતી થોડે દૂર બેઠી હોય છે. એટલામાં ચંપુબહેન પ્રવેશે છે. ચંપુબહેન અને ચંદન બંને સામ સામાં થોડી વાર જોઇ રહે છે. ચંદનબહેન સ્મિત કરતી ઊભી થાય છે અને ચંપુબહેનને આવકારે છે.

ચંદન: આવો આવો ચંપુબહેન, અરે હવે તો ચંપુબહેન કાંઇ થોડાં કહેવાય! આવો, હેં હેં હેં, આવો વહેવાણ આવો; બરાબર વખતસર આવ્યાં ને શું ?

ચંપુ: (જરાક છોભીલી પડી જઈને) પણ હા આવ્યાં–પણ–

ચંદન: હવે પણ ને બણ! આપણને બંનેને વરસોની હોંસ હતી અને ઇચ્છા હતી તે ભગવાને પાર પાડી.

જમિયત: નરભેરામ જોષીનું કહેવું આબાદ ખરૂં પડ્યું કેની! હું તો કહેતોજ હતોને.

ચંદન: હવે એમાં પાછો તમે વળી જશ તમારા જોષીને અપાવવા નીકળ્યા! મેં અને ચંપુબહેને તો દિ' દાડાનું નક્કી કરી રાખેલું. છોકરાં મોટા થાય એનીજ રાહ જોતાં હતાં. ખરૂંને ચંપુબહેન? હા હા હા! અને ન્યાતના લોકો પણ ચોક્કસ માનીજ બેઠા હતા કે આ બે જણી બહેનપણીમાંથી જતે દહાડે વહેવાણ થવાની ને થવાની. એ મુઆઓએ લડાવવાનું કાંઈ થોડું કર્યું હતું!

ચંપુ: (અધ્ધરજ તુક્કો મારીને) પણ એમ આપણે થોડાં લડવાનાં હતાં જો!

ચંદન: અરે હવે તો ચંપુબહેન, જોવા તો કરે મુઆઓના પેટમાં હોળી સળગશે હોળી.

જમિયત: કોઇનું સુખ જોઇને સુખી થાય એમાંજ ઇશ્વર રાજી.

ચંદન: પણ તે તમારા જેવા અલ્લાના આદમ કેટલા?

ચંપુ: હાસ્તો વળી.પણ– મહેંદ્ર—

ચંદન: પાછી અજાણી થઇને પૂછ નહિ મને, મોટી વહેવાણ થઇને નીકળી છે તે! હાહાહા! (વાંસામાં હેતથી ધબ્બો મારીને) બધી વાત કહું છું– તને નહિ કહું તો કોને કહેવાની હતી?

ચંપુ: હાસ્તો.

ચંદન: આ કોણ જાણે શાથી, કોઇ દિવસ નહિ આવે તે આજેજ મહેન્દ્રભાઇ સવારના વહેલા અમારે ત્યાં આવ્યા.

ચંપુ: હા, કાંઇ વહેલો ઘેરથી નીકળ્યો'તો ખરો.

ચંદન: અને હજી તો હું એમને બોલાવું છું એટલામાં તો આટલે આપણી મંદા ઊભી હતીને, તે સમજીને ચંપુ? બંને ભણેલાં– સોનું અને સુગન્ધ સાથે મળ્યાં. પછી પૂછવું જ શું? હાહાહા? કેમ, એમજ થયેલું ને?

જમિયત: હાહાચ, એક તો ભણેલું વાજું અને તેમાં ગ્રહ બળવાન: પછી બીજું થાયજ શું?

ચંપુ:– (અડસટ્ટે) આપણા બંને કુટુંબને તો આજે બબ્બે ત્રણત્રણ પેઢીનો સંબંધ! કેમ ચંદન! ખોટું કહું છું?

જમિયત:– ડાંગે માર્યાં કાંઈ પાણી થોડાં જુદાં પડવાનાં છે! હી હી હી!

ચન્દન:– પણ સાંભળ તો ખરી. પછી, ભાઇસાબ, બંને તો પરાંપરાં અંગ્રેજી બોલ્યાં જાય. મારા સોગન, જો સાચું પૂછવે તો મારા મનસુખભાઈ અને એ પણ એનો સોમો ભાગ અંગ્રેજી બોલી શકે નહિ, જો!

ચંપુ:– તારી વાત સાવ સાચી.

ચંદન:– અને ચંપુ—ચંપુ! બંને ઊભાં ઊભાં વાત કરે ત્યારે તો જાણે શંકર—પાર્વતી ઊભાં!

ચંપુ:– એની જોડ આખી ન્યાતમાં તો કોઈ લાવે! પણ પછી?

ચંદન:– પછી તો શું? બંને મંદાના ઓરડામાં ગયાં. બળ્યું ચંપુ, આપણે તો આવડી ઉમર કાઢી પણ આવું નરાતં પ્રર્ય..!

ચંપુ:– આપણે તો શું ધૂળ 'માણ્યું' તું! માથે સાસુ, કાકી સાસુ, અને નણંદોની ફોજે ઘૂમતી'તી ત્યાં કરીએ પણ શું?

ચંદન:– ત્યાં જઈને કાંઈ કાંઈ ચોપડીઓ જોઈ, ચિત્રો જોયાં, વાજાં વગાડ્યાં. સાચું કહું ચંપુ? (વાંસામાં ફરીથી ધબ્બો મારતા) ત્યાં જવાય એ માટે ચાહ ને ખાવાનું લઇને હું ત્યાં ત્રણેક વાર જઈ આવી, પણ એમાંથી કોઈને જરા જેટલી શરમ નહિ લાગે તો.

ચંપુ:– હા હા. પછી? પછી?

ચંદન:– પછી તો બંને, જાણે વરઘોડિયુંજ આવ્યું તો, એમ આ એમની પાસે આવ્યાં. બાકી એમનો મિજાસ તો તું જાણેને? પણ એમનો ડર પણ એ બેને લાગ્યો નહિ.

ચંપુ:– હું ક્યાં નથી જાણતી? અમારા ઘરમાં પણ મિજાસમાં ક્યાં ઊતરે એવા છે!

ચંદન:– પણ બેએ એવી નમ્રતા અને વિવેકથી પગે લાગીને કહ્યું કે એ તો માખણ માફક પીગળીજ ગયા,

ચંપુ:– શું કહ્યું?

ચંદન:– બીજું શું કહે? કે અમે પરણવ માગીએ છીએ! આ એમણે પણ સમો વરતીને હા પાડી ને આશીર્વાદ આપ્યા.

જમિયત:– ગ્રહોની સામા થવામાં માલજ નહિને હેં હું હેં!

ચંદન:– આટલું થયું ને હું તમને તેડાવવા મોકલતી જ હતી એટલામાં તો તમે આવી પહોંચ્યાં.

ચંપુ:– મનોમન મળ્યાં હોય એટલે ત્યાં બેઉએ પણ ખબર પડ્યા વગર રહે! હું આવી પહોંચી કેની.

ચંદન:– બસ, હવે બોલાવી લઇએ મારા મનસુખભાઈને, એટલે પત્યું. અરે મંદા! મંદા! આમ આવ તો, આ તારાં સાસુજી આવ્યાં છે. મહેંદ્ર ભાઈ! આ ચંપાવતી બહેન આવી ગયાં છે.

જમિયત:– અને લો, એક બાકી હતા તે મનસુખરામજી પણ આવી લાગ્યા.

[બહારથી મનસુખરામ પ્રવેશે છે બીજી બાજુથી મહેંદ્ર અને મંદાકિની આવે છે. બંને બધાંને પગે લાગે છે.] —[પડદો]

માનસ જોયું. વર્ગ વર્ગ, ન્યાત ન્યાત અને કોમ કોમ વચ્ચે તેમજ પ્રાંત પ્રાંત વચ્ચે, શાંત લાગતા જ્વાળામુખી જેવો ધુંધવતો ભયાનક વિચ્છેદભાવ પારખ્યો, અને એમણે જોયું કે જ્યાંસુધી દેશની રગેરગમાં વ્યાપેલું, અને વધારે પ્રસરતુ જતું અને દેહના ટુકડે ટુકડા કરવા ઉત્સુક આ વિનાશક વિષ દૂર નહિ થાય ત્યાં સુધી દેશની મુક્તિની આશા નકામી છે, એટલું જ નહિ, પણ કદાચ બુદ્ધિવાદથી કે કુનેહભરી રાજરમતથી કે આંતરરાષ્ટ્રિય સંજોગોને લીધે આઝાદી મળી જાય તોયે એવી આઝાદી દેશને એના વિનાશ અને આત્યંતિક વિચ્છેદ dis-integration માંથી બચાવી શકશે નહિ. એ આર્ષ-દ્રષ્ટાનું દર્શન કેટલું સચોટ હતું તે આપણે છેલ્લા બે વર્ષથી અનુભવીએ છીએ જ.

## રોગની ચિકિત્સા

વર્ષોભરના અથાગ પરિશ્રમે મેળવેલા આ જ્ઞાન પછી તેમણે તેનો ઉપચાર પણ કલ્પી કાઢ્યો. હરકોઇ રાષ્ટ્રની એકતા Integration માટે ભાષા, સંસ્કાર અને રાજકીય ઐક્ય unity ની જરૂર છે. એ ઐક્ય માટે કાંઇ એકરૂપતાની જરૂર નથી. એકરાગ હોય, જેથી સાહિત્ય, સંસ્કાર અને પ્રજાજીવનની ઐતિહાસિક અને ભૌગોલિક વિવિધતા જળવાઇ રહે. પણ આ વિવિધતા જાળવતાં છતાંય શરીરના પ્રત્યેક અંગની એકરાગતા જ શરીરને સ્વસ્થ અને પુષ્ટ રાખે છે, તેમ દેશના વિભિન્ન ભાગોમાંયે પોતે એક જ રાષ્ટ્રનું અંગ છે એ ભાન હોવું જોઇએ. આ ભાન તે એકરાગ.

આ સિદ્ધાંતને અનુસરી તેમણે પ્રાંતીય સંસ્કારો પોષતાં છતાંએ રાષ્ટ્રિય ભાવનાને પ્રધાન સ્થાન આપ્યું. પ્રાંતીય ભાષાઓના વિકાસની યોજનાઓને બળ આપતાં છતાંએ રાષ્ટ્રભાષાના સ્વીકાર, વિકાસ અને પ્રચારને સર્વોપરિપદ આપ્યું, અને વિવિધ ધર્મો અને સંપ્રદાયોને સન્માનવા છતાંએ માનવની માનવ તરીકેની મહત્તા સ્વીકારતા સર્વોપરી માનવધર્મના પાલન માટે તેમણે આત્યંતિક આગ્રહ રાખ્યો.

## ગામડાંનુ સ્થાન

પણ એ સાથે ગાંધીજીએ એક મહત્વની વસ્તુ પણ ધ્યાનમાં રાખી. સાચુ હિંદ ગામડાંમાં છે. હિંદની ૮૯ ટકા વસ્તી ગામડાંમાં છે. હિંદના ૭૨ ટકા પ્રજાજનો ગામડાના ઉદ્યોગો મારફત ગુજરાન મેળવે છે. આથી હિંદનો પુનરુદ્ધાર ગામડાંઓના પુનરુદ્ધાર વગર બને જ નહિ. રાજકારણમાં એમણે પ્રવેશ કર્યો તે પહેલાં હિંદના રાજકારણમાં ગામડાંઓને સાચું સ્થાન નહોતું. એનાં કારણો અનેક હતાં. એક તો રાજકારણમાં રસ લેતો વર્ગ મુખ્યત્વે શહેરી હતો. તેને પાશ્ચાત્ય આચાર વિચાર ભભક એટલી ઘેરી પડી હતી, કે તેને ગ્રામવસ્તુએ તરફ સૂગ હતી. બીજું ગામડામાં પ્રચાર સાધનોની આત્યંતિક ઉણપ હતી. શહેરના નીચલા મધ્યમવર્ગમાંયે પ્રચારકાર્ય અધરૂં હતું, તો શહેરથી દૂર પડેલી. કારમી કંગાલિયત સાથે અવિશ્રાંત ઝુઝતાં ગામડાંઓમાં પ્રચારના કોઇ માર્ગ નહોતા. રેડીઓ કે વાયરલેસ તો શોધાયે નહોતા. વર્તમાનપત્રો શહેરોથી ભાગ્યેજ દૂર જતાં શહેરોમાંયે એનો પ્રસ્તાર નહિ જેવો હતો. હિંદની ભાષાઓમાં પ્રતિભાશાળી વર્તમાનપત્રોની ખોટ હતી. પ્રચાર મુખ્યત્વે શહેરોમાં થતો, અને તે સામયિકો, વર્તમાનપત્રો અને ભાષણોદ્વારા. આ સર્વેનું માધ્યમ અંગ્રેજી હતું. ૯૮ ટકા નિરક્ષરતાવાળા દેશમાં માત્ર એક ટકાનો દશમો ભાગ અંગ્રેજી ભણેલો વર્ગ હોય એટલા નહિવત ભાગમાંયે જવલ્લે સોમો ભાગ રાજકારણમાં કે રાષ્ટ્રીય પ્રશ્નોમાં રસ ધરાવતો હોય. એટલા ભાગમાં પ્રચાર થાય, અને તે પણ તુટક તુટક અને અવાર નવાર—એથી દેશનું કાંઇ દળીદર ફીટે નહિ.

આથી મહાત્માજીએ આરંભેજ દેશી ભાષાદ્વારા પ્રચારને મહત્વ આપી પ્રજાના સંજીવનનો એક રસ્તો ઉઘાડ્યો.

મહાત્માજીએ ખેડૂત પરિષદો સ્થાપી, મહાસભાની ગ્રામ સમિતિઓ માટે આગ્રહ કર્યો. લોકલ બોર્ડ, મ્યુનિસિપાલિટી વગેરેમાં રાષ્ટ્રીય પ્રશ્નને દાખલ કર્યો અને એમને આમજનતાને રાજકારણ અને તે દ્વારા રાષ્ટ્રના પ્રશ્નોમાં રસ લેતી કરી.

ને સાથે તેમણે મજૂરોનો પણ સંપર્ક સાધ્યો. હિંદના ઘણાખરા મજૂરો ગ્રામ જનતામાંથી આવે છે. અવાર નવાર ગામડામાં જાય છે. તેમને મન 'ગ્રામ' એ એમનું ઘર છે. શહેર એ દેશાન્તર છે. કોઇ ઘણે વર્ષે ફરીથી ગામડામાં એ જઇને વસે છે. એટલે મજૂરોમાં થતો પ્રચાર આડકતરો ને ધીમેથી - પણ ગામડામાં ફેલાય એટલે અંશે ગામડાંમાંના સાધા પ્રચાર ની એ ખોટ પૂરી પડે.

<u>યુગજૂની નિદ્રામાંથી</u>—:

આમ ગાંધીજીએ રોગનું ખરું નિદાન કર્યું અને ચિકિત્સા કરી ગામડાંઓનો ઉદ્ધાર એટલે હિંદનો ઉદ્ધાર એ સમીકરણ (equation) તેમણે હંમેશા નજર આગળ રાખ્યું છે. અને ભારપૂર્વક કહી બતાવ્યું છે. એ માટે ગ્રામ સમિતિઓ સ્થપાઇ, અને અનેક સેવકો ગામડાંઓમાં આશ્રમો સ્થાપી બેસી ગયા. પણ એક તરફ જ્યારે મહાત્માજી દેશને નવજીવન આપવા માટે ગામડાંઓ સજીવન કરવાની યોજનાઓ રચતા હતા ત્યારે બીજી તરફ એમની માંગ રાજકારણમાં પણ વધતી ગઇ. અઢાર, અઢાર કલાકના અવિરત અને વેગીલા કામ છતાંયે એમનો ઘણો ખરો સમય આઝાદીની લડતમાં ગયો. તેમજ દેશભરમાં વ્યાપેલા રોગના એટલા ઝેરી ફણગા હતા, કે રાષ્ટ્રના પુનર્વિધાનની યોજનાઓ વિચારવામાંયે ઘણો વખત ગયો. આથી ગામડાંઓની પુનર્ઘટનાનાં તેમનાં સ્વપ્નાં ખૂબજ અલ્પાંશે સિદ્ધ થયાં છે.

અલબત્ત, તેમણે ગામડાંઓને યુગજુની મૂર્ચ્છામાંથી જગાડ્યાં, એમની વિવિધમુખી પ્રચાર પદ્ધતિ અને આઝાદીની લડતની વ્યૂહ રચનાઓએ ગ્રામ સમાજના મડદાંને સજીવન કર્યું. પણ એમાં પ્રાણ પૂરવાનું મહાકાર્ય કરવા તે જીવતા રહ્યા નહિ; હિંદભરને નંદનવનમાં પલટી નાંખવાનું તેમનું મહાસ્વપ્ન આમ અધુરું જ રહ્યું.

પણ એ મહાભાગ મહાત્માએ એમના અનુયાયીઓને તેમજ ઇતર દેશપ્રેમી માનવીઓ માટે સ્પષ્ટ દિશા-સૂચન કરેલાં છેજ. ગ્રામ જનતાને બે રોગ જ પ્રધાનપણે નડે છે — અજ્ઞાન અને દારિદ્ર્ય. આ માટે બે પ્રકારનાં ઔષધો આપવાં જોઇએ—જ્ઞાન પ્રચાર અને સ્વાશ્રયી થવાનાં સાધન આથી ગ્રામ પુનર્ઘટનાના બે ભાગ પડે-સાંસ્કારિક અને આર્થિક. એ વિષે આપણે હવે પછી વિચાર કરીશું.

—]○×○[—

## —૦— અજવાળી રાત —૦—

શિશિરની અજવાળી આ રાત!
ન હોત એ નટવર, તો એને,
હૈયું શાનું ગાત? —શિશિરની૦

બંધ કર્યાં મેં દ્વાર બધાંએ,
ઓઢયાં ધાબળશાલ છતાં એ,
નિકટ સરી સાક્ષાત્
રમતી રગરગમાં રળીઆત! —શિશિરની૦

જોતો ના, ન્હાતી સરવરીયે,
ગાતી ફૂલતણી પાંદડિયે,
નખરાળીએ જાત-
લિયે તોયે જાણી મુજભાત!
મુજ સંગે માંડે રસવાત!
—શિશિરની૦

હસિત હ. બૂચ




**ચંપાએ આપેલી છેલ્લી પાવલી લઈ રણછોડ બહાર નીકળ્યો.... રોજ તો એ પાવલી તાડી પાછળ વપરાઈ જતી પણ આજે તો એણે ગમન માટે બાળપોથી લાવવાનોજ નિર્ણય કર્યો હતો, ભલે એ મિત્રોના દબાણ હેઠળ જુદે પંથે વળી ગયો પણ બાળપોથીનો પહેલો પાઠ તો એ શીખ્યોજ!**

દશ વર્ષનો ગમન નીચે બેસી ધૂળની ઢગલીઓ બનાવી રમતો હતો. તેના આખા શરીરે ધૂળ ચોંટી હતી, કપડાં પણ ખૂબજ મેલાં હતાં, માથાના વાળ પણ ધૂળને લીધે ભૂખરા, જાડા અને બરછટ દેખાતા હતા. નાકમાંથી લીંટની સેરો નીકળ્યે જતી હતી, હોઠ અને ગાલ શિયાળાની ઠંડીને લીધે ફાટી ગયા હતા. છતાં તે રમવામાં મસ્ત હતો. હાથના ખોબાવડે તે ધૂળ ભેગી કરી મોટી ટેકરી બનાવી રહ્યો હતો! એવામાં નાકમાંની લીંટની સેર છેક હોઠ સુધી આવી પહોંચી. તેણે ધૂળવાળા ઉંધા હાથે તે લૂંછી નાખી. ગાલ ઉપર બધે લીંટ લીંટ થઈ રહ્યું. તે લીંટને નાકની અંદર ખેંચી જવા પ્રયત્ન કરવા લાગ્યો કે જેથી તે પાછું બહાર નીકળી ના આવે. એવામાં તેને કાને શબ્દો પડ્યા. તે ધૂળની ઢગલી બનાવતો અટકી ગયો. તેના હાથ ધૂળમાંજ રહી ગયા. કાન સતેજ થયા. પાસેનાજ બંગલામાંનો હેમુ કંઈક વાંચી રહ્યો હતો.

'ગુરુ દ્રોણાચાર્ય બધા શિષ્યોને ભણાવતા હતા. ત્યાં બહાર એક ભીલકુમાર આવીને ઊભો રહ્યો. ગુરુની નજર તેની ઉપર પડી. ગુરુએ તેને અંદર બોલાવ્યો, અને પૂછ્યું: 'તું કોણ છે અને શા માટે આવ્યો છે?' ભીલકુમારે કહ્યું 'મારૂં નામ એકલવ્ય છે અને હું એક ભીલ કુમાર છું. તમારી પાસે વિદ્યા શીખવા આવ્યો છું.'

ગુરુએ કહ્યું 'પણ અહીં તો ફક્ત રાજા મહારાજાના કુમારોનેજ શિક્ષણ આપવામાં આવે છે. તારા જેવા ભીલને હું ભણાવી શકું નહિ.'

એકલવ્ય આજીજી કરતો બોલ્યો 'પણ મહારાજ! મારે ભણવું છે. હું નીચ જાતિમાં જન્મ્યો તેથી શું થયું! મારામાં એટલીજ બુદ્ધિ છે જેટલી આ લોકોમાં છે. ભગવાને બુદ્ધિની વહેંચણી બધાને સરખી રીતેજ કરી છે. તે પછી ભલે રાજકુમાર હોય કે ભીલકુમાર હોય!'

'તારી વાત ભલે ખરી હશે' ગુરુએ જણાવ્યું 'પણ તે છતાં હું તને ભણાવી શકું નહિ.'

'એકલવ્ય નિરાશ વદને ત્યાંથી ચાલ્યો ગયો.'

ગમન હેમુની છેક પાસે આવી જઈ એકધ્યાનથી આ બધું સાંભળી રહ્યો હતો. હેમુ જરા જોરથી વાંચતો હતો. ગમનને મજા પડી. હેમુ જેવો વાંચતો અટક્યો તેવાજ તેણે પૂછ્યું 'પછી શું થયું એકલવ્યનું?'

હેમુ કહે 'બસ આજે મારે અહીં સુધીજ વાંચવાનું છે.'

'આગળ વાંચને હવે! મને મઝા પડે છે વાત સાંભળવાની' ગમન ગરજ્યો.

'તે તુંજ વાંચી લેને! લે આ ચોપડી' હેમુએ ચોપડી તેને આપવા માંડી.

મને વાંચતાંજ ક્યાં આવડે છે જે? હું ભણોજ નથી ને! મારા બાપાએ મને ભણાવ્યો જ નથી. અને આ ચોપડી તો અઘરી પડે!'

'તો એમ કર ગમન', હેમુ તેની પાસે આવી બોલ્યો: તું તારા બાપા પાસે એક બાળપોથી મંગાવ. હું તને વાંચતાં શીખવાડીશ. પછી તું બધી વારતાઓ તારી જાતેજ વાંચી શકીશ. કોઇની ગુલામી નહિ.'

'હેં...? મને શીખવાડીશ? તો તો જરૂર હું બાપાને કહી બાળપોથી મંગાવીશ' એમ કહી નાક લુછતો લુછતો તે ઘરે આવ્યો. રસ્તે એનું નાનકડું મગજ વિચારે ચડ્યું: 'બાપા બાળપોથી લાવી આપશે. હું આખો દિવસ ભણી ભણીને વાંચતાં શીખી જઇશ. પછી એકલવ્યની વારતા હું જાતેજ પૂરી કરીશ. અરે, બાને પણ વાંચી સંભળાવીશ! બાને પણ ક્યાં વાંચતાં આવડે છે જે? અને બાપાનો મિજાજ જે ગયો નહિ હશે ને, તો બાપાને પણ વાંચી સંભળાવીશ.'

તે ઘેર આવ્યો. બાળપોથી માટે બાપાને કહેતા તો એની હિંમત ના ચાલી. તેણે બાને કહ્યું. 'બા, એક પાવલી આપને!'

'કેમ?' બાએ પૂછ્યું. આજ સુધીમાં ગમને પૈસો બે પૈસાથી એક પાઇ વધારે માગી નહોતી. આજે એકાએક પાવલી માંગતો જોઇને બાને નવાઇ લાગી. 'શું કરવી છે તારે પાવલીને?'

'મારે... મારે બાળપોથી લાવવી છે મારે ભણવું છે. પેલા હેમુની જેમ. પછી હું છેને બા, પેલા નીલકુમારની ને ગુરુજીની' રાજાની વારતાઓ વાંચીશ અને તને પણ સંભળાવીશ. મને એક પાવલી આપને બા!' તે બાના લુગડાનો છેડો પોતાના હાથપર વિંટાળવા લાગ્યો.

બા પણ જ્યારે મજૂરીએ જતી ત્યારે પોતાના મુકાદમ અને કારકુનને લખતાં જોઇને વિચાર કરતી. મારો ગમન પણ આવો કારકુન કે મુકાદમ થઇ જાય. તો કેવું સારૂં!

અને જ્યારે ગમને ભણવાની વાત કરી ત્યારે તેને પણ એ વાત ગમી ગઇ.

'ભલે બેટા આજે તારા બાપ પાસે બાળપોથી મંગાવી આપીશ હાં!' તેણે કહ્યું.

ગમન ખૂશ થયો. નાચતો કૂદતો તે બહાર દોડી ગયો. એક ઝાડના થડને ટેકો દઇ તે બેઠો અને વિચારવા લાગ્યો. બાપા સાંજના નોકરીએથી આવશે ત્યારે બાળપોથી જરૂર લાવશે. હું સામો જઇને એમની થેલીમાંથી બાળપોથી લઇ લઇશ. અને સીધો દોડી જઇ હેમુને કહીશ 'હવે મને વાંચતા શીખવાડ! અને પછી તે એક નાનકડી લાકડી લઈ ધૂળમાં ગમે તેવી આકૃતિઓ દોરવા લાગ્યો.

૨

ગમનની બા ચંપાએ ગમનના બાપા રણછોડ આગળ વાત છેડી.

'આજે નોકરી ઉપરથી આવોને ત્યારે...'

'શાક લઇ આવજો. બસ, બીજું કંઇ કહેવું છે?' રણછોડે ચંપાને બોલતી અટકાવી વાક્ય પૂરું કર્યું.

રોજ રણછોડ નોકરી પર જવા તૈયાર થતો ને ચંપા કહેતી 'આજે શાક જરૂર લાવજો, આવો ત્યારે' પણ કોઇ દિવસ રણછોડ શાક લાવતો નહિ. બનતાં સુધી તો એની પાસે પૈસાજ હોતા નહિ. પણ કોઇ દહાડો ચારેક આના પડ્યા હોય તો પણ તે લાવતો નહિ. એને શાકના કરતાં તાડીની જરૂર વધારે જણાતી. મીલની પાસેજ એક ખાનગી તાડીની દુકાન હતી. એમ તો સરકારે તાડી બંધ કરી હતી. પણ રણછોડ એ દુકાનદારનો ખાસ મિત્ર બની ગયો હતો.

પૈસા હોય ત્યારે એ ત્યાં જઇ 'કેમ છોટાભાઇ છે કે ચમનાજી' એમ તે હસતાં હસતાં પૂછતો.

'અરે આવને રણછોડ, તારે માટે તો હું ક્યારનો બેઠો છું દોસ્ત' એમ કહીને એને છેક અંદરના ઓરડામાં લઇ જતો. અને સંતાડી રાખેલી તાડી પીવા આપતો.

આમ ખાનગી રીતે તાડી પીવામાં એ કાંઇ એકલો નહતો. એના બીજા પણ ચાર દોસ્તો હતા. રામુ, ધીમુ, મનહર, નટવર વગેરે.

રણછોડનો સ્વભાવ પહેલેથીજ જરા ચીડીયો વધારે. અને ખાસ કરીને ચંપા સાથે તો તેને લડયા વગર ચાલેજ નહિ. હા, ચંપા જો પૈસાનો હિસાબ ના પૂછે તો એ કોઇ દિવસ એની સાથે નહિ લડે.

ચંપાએ એના ગુસ્સાને ઘોળીને પી જતાં કહ્યું 'ના, આજે મારે શાક નથી મંગાવવું.'

'ત્યારે?' રણછોડને આજે નવાઇ લાગ્યા વગર ન રહી કે ચંપા આજે શાકને બદલે શું મંગાવવાની હશે?

'જો તમારી પાસે પૈસા હોય...' ચંપાએ કહ્યું.

'મારી પાસે તો ઝેર ખાવા પણ એક કોડી નથી.' ચંપાની વાત સાંભળ્યા પહેલાંજ રણછોડ બોલી ઊઠયો.

ચંપાએ લુગડાંના છેડેથી ગાંઠ છોડી એક પાવલી રણછોડના હાથમાં મુકી.

'લો આ પાવલી અને બાળપોથી લઇ આવજો' તેણે કહ્યું.

'બાળપોથી? કોને માટે? તારે માટે?' રણછોડ હસ્યો. હાથમાં પૈસા આવતાં હંમેશા તે હસીજ પડતો.

'હવે આ ઉંમરે હું શું ભણવાની કપાળ મારું! પણ ગમન જો ભણે ને તો આપણો કંઇક ઉદ્ધાર થઇ જાય. વખતે ભણે ને કારકૂન બારકૂન બની જાય તો આ કાળી મજૂરીમાંથી તો છુટાય' તેણે રણછોડને સમજ પાડી.

રણછોડના મગજમાં પણ આ વાત ધ્યાનમાં ઉતરી ગઇ. તેણે પાવલી ગજવામાં મુકી કહ્યું 'હા, તારી વાત ખરી છે. હું ચોક્કસ બાળપોથી લઇ આવીશ'

'જો લીધા વગર આવ્યા છો ને તો...'

'અરે ગાંડી! ગમન તને વહાલો હશે ને મને વહાલો નહિ હોય કંઇ?'

'ને તાડી...'

'આજે નહિ પીઉં. આજે તો બાળપોથી ચોક્કસ.' એમ કહી તે નોકરી પર જતો હતો. ત્યાંજ ગમન સામો મળ્યો.

'બાપા, એ બાપા, મારે બાળપોથી જોઇએ'. ગમને કહ્યું.

'હા દીકરા, જરૂર લાવીશ હાં. સાંજના નોકરીએથી આવતા' તેણે ગમનના ગાલે હાથ ફેરવતા કહ્યું. અને પોતાના ધોતીયાના છેડાએ ગમનની લીંટ લૂછી નાંખી.

ગમન તાળીઓ પાડતો દોડી ગયો.

૩

સાંજના મીલ છુટી.

રામુ, નટવર, અને મનહર વાતો કરતા બહાર નીકળ્યા.

રામુએ કહ્યું 'કેમ નટવર, આજે કંઇ છાંટો પાણી થાય છે કે નહિ?'

'ભાઇ આજે તો આપણી પાસે પૈસા નથી' નટવરે હાથ ખંખેર્યા.

'મનહર, તું શું કહે છે?' રામુએ મનહરને પૂછ્યું.

'ખીસાં ખાલી ને ભપકા ભારી' મનહરે ગજવું બહાર કાઢીને બતાવ્યું.

'ત્યારે આજે પીધા વગરજ રહી જઇશું?' મનહરે બંને તરફ ધારી ધારીને જોયું. 'એમ કર!' નટવરે યુક્તિ બતાવી. રણછોડને પકડ. રોજ શાક માટે એની બૈરી એને પાવલી આપે છે.'

'હા હા' એજ વસ્તુ ઠીક છે' મનહર બોલ્યો.

'એને શીશામાં ઉતારવો એ મારું કામ' એમ કહી રામુ ટોળામાં રણછોડને જોવા લાગ્યો.

રણછોડ આજે છુટીને કોઇને પણ મળ્યા વગર બીજે રસ્તે ભાગી જતો હતો. આજે રસ્તો બદલવાનાં બે કારણો હતાં. એક તો ચોપડીઓવાળાની દુકાનો એ તરફ હતી જે તરફ એ જતો હતો. અને બીજું આ રસ્તે કોઇ એનો પીનારો ગોઠીયો મળી જાય એમ નહતું. અને પેલી તાડીની દુકાન પણ નહિ આવતી હોવાથી મન પણ વશમાં રહેશે.

પણ એનીજ રાહ જોઇ ઉભેલાં પેલા ત્રણની નજરમાંથી એ છટકી શક્યો નહી.

'રણછોડ! એ રણછોડ!' રામુ એ બૂમ મારી.

રણછોડે સાંભળ્યું છતાં ના સાંભળ્યું હોય એમ ચાલવાજ માંડ્યું.

રામુએ ફરીથી બૂમ મારી 'અરે રણછોડ! એ રણછોડ!'

રણછોડે નક્કી કર્યું હતું આજે તેમની ભાઇબંધી નહિ કરવી. પણ રામુ પાછળ દોડ્યો. 'કેમ અલ્યા કંઇ બહુ મિજાજ આવી ગયો છે કે!'

'નારે અમસ્તો. આજે જરા આ બાજુ જવું છે. જરૂરનું કામ છે' રણછોડે કહ્યું,

'શું કામ છે એટલું બધું?'

'રમનીયાને માટે બાળપોથી લાવવી છે' ભોળા રણછોડે કહીજ દીધું

'ઓ હો હો હો,! જાણે મરતા લક્ષ્મણજીને માટે હનુમાન પર્વત ઉપાડવા જતો હોય એટલી ઉતાવળ કરે છે ને તુંયે! ચોપડીવાળાની દુકાન તો રાતના નવ વાગ્યા સુધી ઉઘાડી રહે છે. ચાલ!' રામુએ એને ખેંચ્યો.

'ક્યાં?' રણછોડને જે ડર હતો તે સામે આવ્યો.

'ક્યાં શું વળી? રોજની જગાએ. આજે બૈરીએ કંઇ પાઠ ભણાવીને મોકલ્યો લાગે છે?'

'ના ના, આજે હું નહિ આવું.'

'હવે ચાલને માન માગતો?'

'નહિ, હું નહિ આવું' રણછોડે હાથ છોડવતાં ચોક્ખી ના પાડી.

એટલામાં નટવર અને મનહર ત્યાં આવી પહોંચ્યા.

'કેમ શું છે?' નટવરે પૂછ્યું.

'આજે ભાઇ ગાંધીજીના સેવક બનવા માંગે છે. કહે છે નહિ આવું.' રામુએ કહ્યું.

'કેમ રે, એઇ કેમ! મોંઘો થયો છે?' મનહરે એનો ખભો ખેંચતાં પૂછ્યું.

'નારે મોંઘો બોંઘો કંઈ નહિ. મારી પાસે પૈસા નથી' રણછોડે છટકવા માટે બહાનું કાઢ્યું.

'અરે પૈસાનું કોણ પૂછે છે તને! તું તારી મોજે પીવા સાથે વાત કરને! પૈસાને,તો કુતરાયે નથી સુંઘતા, શું? કેમ નટુ!'

'હા, સાચી વાત.' નટુએ સાક્ષી પૂરી.

જબરજસ્તીથી ત્રણેયે એને વચમાં કરી દુકાન તરફ ખેંચ્યો. એક તો તાડીનું નામ આવતાં તેનું મનજ ઢીલું પડી જતું અને બીજું આ મિત્રોને એણે એવી છુટ આપી હતી કે એમની સામે તે થઇ શકે એમ નહોતું.

ચારેય પીઠામાં ગયા.

'આવો આવો' ખાનગી પીઠાવાળા ચમનાજીએ તમને આવકાર આપ્યો. થોડીજ વારમાં નાના ગ્લાસમાં પીણુ હાજર થયું ચારે જણ એ જોઇને હસ્યા. 'આની મજા તો એ જ્યારે વધારે ખાટી બને ત્યારેજ આવે'

રામુએ શરૂઆત કરી.

'અને ઉપરથી જો એક બે આનાનાં ભજીયાં ખાધાં હોયને તો ..'

'મઝા આવી જાય મઝા' નટવરે મનહરનું વાક્ય પુરે કર્યું.

હજી રણછોડે ગ્લાસને હાથ અડકાડ્યો નહોતો.

'હવે પીએ છે કે માન માગે છે? રામુએ કહ્યું.

લાચાર બની રણછોડે તાડી મોઢે અડકાડી. થોડીવારે રામુ એકાએક ઉભો થયો 'અરે! હું મારું પાકીટ તો ખાનામાંજ ભૂલી આવ્યો' એમ કહી'હું હમણાં આવું છું' કહેતો ખાલી ગ્લાસ મુકી એકદમ બહાર ગયો. બાકીના ત્રણે જણા તેને જોઈ રહ્યા.

પા એક કલાક સુધી રામુ પાછો ફર્યો નહિ. એટલે નટવરે કહ્યું. 'હું હમણાજ આવ્યો હં. જોઇ આવું એનું પાકીટ જડ્યું કે નહિ? આજે તો એ ક્યાંકથી વધારે પૈસા લાવ્યો હતો. કાલે એનો પત્તે લાગ્યો હતો' અને એમ કહેતો કોઈના જવાબની આશા રાખ્યા વગર એ બહાર નીકળી ગયો.

પેલા બે જણાને બેઠેલા જોઇ ચમનાજીએ એમને બંનેને રોક્યા નહિ.

અડધો એક કલાક થઇ ગયો પણ બેમાંથી એક પાછું ફર્યું નહિ. એટલે મનહરે કહ્યું 'તું બેસ રણછોડ. હું હમણાંજ તેઓને બોલાવીને પાછો આવું છું,'

'રણછોડે કહ્યું પણ તાડીના પૈસા તો આપતો જા!'

જોઈએ તો' એમ કહી મનહર ટેબલ પર આની મુકી ચાલ્યો ગયો.

'મનહર! એ મનહર!' રણછોડે બૂમ મારી. પણ સાંભળે એ બીજા, મનહર નહિ. બીજો પાએક કલાક રણછોડે રાહ જોઇ. આખરે 'પૈસા રામુ કાલે આપી દેશે' એમ ચમનાજી ને કહી એ જતો હતો, ત્યાંજ ચમનાજીએ એને રોક્યો.

'રણછોડ, એ ઉધાર ધંધો હવે મેં ક્યારનો બંધ કરી દીધો છે. પાચ આના રોકડા ધરી દે'

'હું કંઈ ચાર ગ્લાસ પી ગયો છું?' રણછોડ છેડાયો.

'પણ તેં બધાને જવા શા માટે દીધા?'

'મેં જવા દીધા?'

'ત્યારે કોણે મેં જવા દીધા?' ચમનાજી પણ દમ ખાય એવો ન હતો. 'પૈસા રોકડા અહિંજ ધરી દે રણછોડ! નહિતો બહાર નહિ જઈ શકે હા' બીજો છુટકો પણ ક્યો હતો? 'લે, સા--- હુક્કર, ભર તારૂં પેટ' એમ કહી પેલી પાવલી અને આની ટેબલ પર મુકી તે બહાર ચાલતો થયો.

આજે તેને ઘેર જવાનું મન થતું ન હતું. તે બહાર જઈ રામુ, મનહર, નટવરને શોધવા લાગ્યો. પણ એના બીજા દોસ્તાર વસ્તાજીએ કહ્યું 'એ ત્રણે જણા તો ક્યારનાયે ઘેર ગયા.

રણછોડ વિચારવા લાગ્યો આ શું થઈ ગયું? ગમનીઓ સામે દોડશે તો શું જવાબ આપીશ? અને ચંપા શું કહેશે? બિચારીની બધા આશાઓ ચુરે ચુરા થઈ જશે. આ તાડી એ તો મારૂં નખ્ખોદ વાળી નાંખ્યું. કંઈ નહિ અને છોકરાંની બાળપોથીની પાવલીયે હું હજમ કરી ગયો? પહેલેથી પીવાની ટેવજ ના પાડી હોત તો! પહેલેથી રામલાને અને મનહરીઆને અને નટવરીઆને આટલી છુટજ ના આપી હોત તો! હવે હું કયે મોઢે ઘેર જાઉં?

ખૂબ વિચાર્યા પછી એણે નક્કી જ કર્યું કે થવાનું હોય તે થાય હવે કોઈ દહાડો તાડી પીવી જ નહિ. સરકારે બંધ કરી તોયે આ કાળાબજારીયાને શા માટે ઉત્તેજન આપવું. તાડી દારૂ, એ બધા તો આપણી જીંદગી ધૂળધાણી કરનારા છે.

તે સીધો ઘેર જવાને બદલે પોલીસ થાણે ગયો. ચમનાજીની દુકાનનું સરનામું આપતાં તેણે પોલીસને કહ્યું 'ત્યાં--- પેલી દુકાનમાં ચમનાજી નામનો માણસ, ગેરકાયદેસર દારૂ બનાવી વેચે છે.

તરતજ પોલીસો ત્યાં ગયા. રણછોડ ઘેર આવ્યો. ગમન સામે દોડ્યો. તેને રણછોડે ઉંચકી લીધો. ચંપા પણ ઘરની બહાર આવી. મા દીકરાએ એક સાથેજ પૂછ્યું 'લાવ્યા બાળપોથી?'

'ના' રણછોડે હસતાં હસતાં કહ્યું: 'અત્યારે નથી લાવ્યો, પણ હમણાંજ લઈ આવીશ. બીજા ચાર આના હોય તો આપ!'

ગમન પગ પછાડી રડવા લાગ્યો 'એં--એં મારી બાળપોથી' ચંપાએ ગુસ્સે થઈને કહ્યું 'બીજા ચાર આના તાડી પીવા આપું?'

'નહિ ચંપા' રણછોડે શાંતિથી કહ્યું: 'ગમનની બાળપોથીએ મારી તાડી કાયમને માટે છોડાવી દીધી છે. મેં પોલીસને ખબર કરી પીઠાવાળાને પકડાવી દીધા છે. અને જીંદગીભર તાડી નહિ પીવાની પ્રતિજ્ઞા કરી છે.'

'સાચું કહો છો?' ચંપાએ પૂછ્યું.

'હા ચંપા, તારા સોગંદ ખાઈને કહું છું'

તરતજ ચંપાએ એક બીજી પાવલી આપી. પા કલાક પછી જ્યારે રણછોડ બાળપોથી લઈ ને તરત પાછો ફર્યો ત્યારે ત્રણે જણાના આનંદનો પાર ન હતો.

ગમન હાથમાં ચોપડી લઇ ઠેમુ પાસે દોડ્યો. ચંપાએ આનંદિત થઇ કહ્યું:

'ભણી ગણી આપણો ગમન મોટો કારકૂન થશે આપણા જેવા મજુરો પર મુરબ્બી કરશે. પછી આપણે કમાવાની જરૂર નહિ રહે'

'હા, ચંપા' રણછોડ મલકાયો.

ત્યારે પવનને લીધે સામેની ભીંત પરનો ગાંધીજીને ફોટો ફફડી ઉઠી રહ્યો હતો. બંનેની નજર તે પર પડી. બંને ત્યાં આવ્યા અને બાપુને પગે લાગ્યા બાપુ હસીને આશીર્વાદ આપી રહ્યા હતા.'

એ એક યુવાન હતો; એના વ્યક્તિત્વમાં થનગનાટ હતો; એની આંખમાંથી તેજના અંબાર ફુટતા; એની વાણીમાં એવી તો જાદુઇ ભુરકી હતી કે આખું ગામ એનો પડયો બોલ ઝીલતું. શા કારણે?

# માસ્તર

લેખક:

પ્રાણજીવન આચાર્ય

**'માસ્તર' એ શબ્દ બહુ સામાન્ય લાગે છે. ઘણા એને ધુત્કારી પણ કાઢે છે. પરંતુ આ લેખ વાંચ્યા પછી અવશ્ય લાગશે કે માસ્તર જો ધારે તો ગામડાંનું કોઇ અદ્‌ભુત ગૌરવ બની શકે છે. ગ્રામ સુધારણાના એક અંગ તરીકે પ્રૌઢશિક્ષણનું કાર્ય હિન્દ ભરનાં લાખો ગામડાંમાં કરવાનું પડ્યું છે. એની જવાબદારી વિદ્યાપીઠની કેળવણી લઈ બહાર પડતા યુવાનને શિરે છે. આજે ભલે 'માસ્તર' શબ્દમાં હીણપદ લાગે પણ ભાવી પ્રજા અને રાષ્ટ્ર એનું ઋણ નહિ વિસરે.**

ગામમાં દાખલ થતાંજ મને લાગ્યું કે બે વરસ પહેલાં જોયેલા ગામની સિકલ તદ્દન બદલાઇ ગઇ છે. ગામ બહાર બોરિંગ પાસે જે કાદવ રહેતો તે આજે ન દેખાયો, ગામના રસ્તા આજે ચોકખા લાગતા હતા અને બીજો શો ફેરફાર હતો તે ભલે દેખાતો ન હતો પણ એમ તો લાગતુંજ હતું કે ગામ બદલાઇ ગયું છે.

આવો ફેરફાર શાથી થયો તેનો વિચાર કરતો હું મારા યજમાનને ત્યાં જમીને આરામ કરવાનો વિચાર કરતો હતો ત્યાં તેમનો આઠેક વરસનો છોકરો આવ્યો અને મારી સાથે વાતે વળગ્યો. છોકરો વાતોડિયો હતો અને મને લાગ્યું કે મારી મંડળીમાં હું જે વધુ બોલકો ગણાઉં છું તેનાં અભિમાન ઉતારે એવો આ છોકરો છે. એણે ઘણી વાતો કરી અને બધી વાતોમાં રસ લેવા હું તૈયાર ન હતો છતાં બધીજ વાતમાં વારે વારે એક શબ્દ આવતો તે મારા ધ્યાન બહાર ન રહ્યું. કોઈક માસ્તર વિષે વાતોમાં ઉલ્લેખ આવ્યા કરતો તેથી મને લાગ્યું કે ગામની શાળામાં આવેલા માસ્તરે છોકરા પર ભુરકી નાખી છે—અને મને આનંદ પણ થયો કે આવા નાના ગામમાં છોકરાંઓની પ્રીતિ આટલે સુધી જીતી લે તેવા શિક્ષકો પણ હવે આવવા લાગ્યા છે. મહા મહેનતે છોકરાને વિદાય કરી હું જ્યાં આરામ લેવાનો વિચાર કરૂં છું ત્યાં તો ઘરનો સ્ત્રી વર્ગ બહાર નીકળતો મારા જોવામાં આવ્યો એક બ્હેને જતાં જતાં મને કહ્યું: 'તમારા આ પીવાના વખત સુધીમાં અમે આવી જઇશું, અત્યારે અમે માસ્તર કથા વાંચે છે તે સાંભળવા જઇએ છીએ,' છોકરાની વાતમાં વારંવાર સાંભળેલ 'માસ્તર' શબ્દથી જેટલું આશ્ચર્ય મને થયું ન હતું તેટલું આ બ્હેને માસ્તર અને તેની કથા વિષે કહ્યું તેનાથી થયું. ગામડાના ઘરની નાની મોટી બ્હેનો કથા સાંભળવા અને તે પણ કોઇ શાસ્ત્રી મહારાજ વાંચતા હોય તેવી કથા નહિ પણ માસ્તર વાંચતા હોય તેવી કથા સાંભળવા જાય—આ બધું મને આશ્ચર્યમાં ગરકાવ કરવા પૂરતું હતું. આ માસ્તર વિષે, તેની કથા વિષે વધુ જાણવાની ઇચ્છા મારામાં જાગી.

સાંજે બહાર ફરવા જતો હતો ત્યારે મેં જોયું કે ગામના છોકરા ગેડીદડો રમતા હતા. ધૂળ ઉડાડતા ધીંગા મસ્તી કરતા, અને કાન પડ્યું ન સંભળાય તેવી રીતે રમત

છોકરાઓ તો મેં ઘણીવાર જોયા છે પણ તેમાં અને આ છોકરાઓમાં મને તફાવત દેખાયો. ધૂળ ઓછી ઉડતી હતી, અવાજ ભાગ્યેજ થતો, વચ્ચે કોઇ વાર સીસોટીનો અવાજ આવતો અને જેમાં કાંઇક વ્યવસ્થા હોય, નિયમો હોય તે રીતે આ છોકરાઓ રમતા હતા— દૂર જતાં એક બે વાર માસ્તર શબ્દ પણ સાંભળ્યો અને મને ખાત્રી થઇ કે આ બધાં કામ કરનાર માસ્તર શબ્દથી ઓળખાતી વ્યક્તિજ છે— અને એ માસ્તરને તુરત જોવા જોઇએ તેવું મને લાગ્યું. સાંજે એક બે માઇલ ફરવું જોઇએ એવું માનનારો હું પાછો ફર્યો.

મારા યજમાન સાથે જમતાં જમતાં મેં માસ્તર વિષે વાત કાઢી. એ કોણ છે, તેમનું નામ શું, કેટલા વખતથી ગામમાં આવેલ છે, કેટલું ભણેલ છે, તે બધું પૂછી જોયું. મારા યજમાન મને માત્ર એટલુંજ કહી શકયા કે માસ્તર આઠેક માસથી ગામમાં આવી ચડયા છે, આથમણે ઝાંપે એક ઝુંપડી બનાવી છે તેમાં રહે છે, તેનું નામ એ જાણતા ન હતા.

માસ્તરને જો રાતેજ મળી શકાય તો મળવું તેવી મને ઇચ્છા થઇ પણ આજ આખા દિવસ દરમ્યાન માસ્તર શબ્દ જે ભાવપૂર્વક મેં વારંવાર સાંભળ્યો હતો, ગામમાં જે વાતાવરણ હતું તેમાં માસ્તરજ બધે દેખાતા હતા તે માસ્તર વિષે અત્યાર સુધીમાં મારા મગજમાં પણ ન સમજી શકાય તેવી કોઇક લાગણી તો થઇજ હતી અને કોણ જાણે શાથી પણ એવા માણસ પાસે દોડી જતાં મને ક્ષોભ થતો હતો.!

જમીને અમે ફળીયામાં બેઠા હતા તેવામાં મેં ઘંટ વાગતો સાંભળ્યો. હવે મને નવાઇ લાગે તેવું ન હતું. હું સમજી ગયો કે આ ઘંટ વગાડનાર પણ માસ્તરજ હોવા જોઇએ— અને એ કલ્પના સાચી પડી. મારા યજમાને મને કહ્યું કે હવે ગામના મોટેરા બધા ચોરે પાસે ભેગા થશે, અલક મલકની વાતો કરશે, કાંઇક ગાઇ સંભળાવશે, કાંઇક વાંચી સંભળાવશે અને પછી થોડું ભણાવશે. 'આ— તમે આજે આવ્યા છો તેથી માસ્તરને કહેતો આવ્યો છું કે આજે હું નહિ આવું.' મારાથી તુરત બોલી જવાયું 'ના-ના, ચાલોને, હું પણ આવું છું '

અમે ચોરે ગયા ત્યારે ગામના વૃદ્ધો અને યુવાનો ત્યાં આવી ગયા હતા. માસ્તર તેમને વાતો કરતા હતા. પૂરી પચીસી જેણે વટાવી નથી એવા એક યુવાનને આ ગામડિયાઓ વચ્ચે બેસી વાતો કરતો જોઇ મને નવાઇ પણ લાગી અને આનંદ તો ખૂબ થયો. ખાદીનો લેંઘો અને ખાદીનું કુરતું પહેરેલા આ યુવાનની આંખમાં અને તેની વાણીમાં કોઇ એવો જાદુ હતો કે ઘંટ વાગતો સાંભળી બધાં તેને સાંભળવા ભેગા થઇ જાય તેમાં મને આશ્ચર્ય ન લાગ્યું. રાત્રિશાળા ચાલી ત્યાં સુધી હું પણ બેઠો અને અમે ઘેર જવા નીકળ્યા ત્યારે માસ્તરને નમસ્કાર કરી મેં કહ્યું કે 'કાલે સવારે હું આપની ઝુંપડીએ આવીશ. માસ્તરે જવાબ આપ્યો કે 'હું ભાગ્યેજ સવારે આપને મળી શકીશ. હુંજ આવી જઇશ અને પછી આપણે સાથેજ ઝુંપડીએ જઇશું.'

બીજે દિવસે લગભગ અગિયાર વાગે માસ્તર આવ્યા ત્યાર પછી તો હું તેમની ઝુંપડીએ બે ત્રણ વાર જઇ આવ્યો, એક રાત તેમની સાથે પણ ગાળી અને જે ગામમાં અઠવાડિયું કેમ જશે તેના વિચાર કરતો આવેલો, તે ગામમાં એક અઠવાડિયું મને ઘણું નાનું લાગ્યું.

આજે હું પણ માસ્તરનું નામ તો નથી જાણતો. મેં તેમનું નામ જાણવા આગ્રહ નથી કર્યો અને જેમ આખું ગામ તેમને માસ્તર શબ્દથી ઓળખે છે અને બોલાવે છે તેમ હું પણ માસ્તર નામથી બોલાવતો થઇ ગયો. માસ્તર શબ્દ સાથે જે કલ્પના મારા મગજમાં હતી તે આજે ઉડી ગઇ છે અને તેને સ્થાને કાંઇક પ્રેમ, કાંઇક માન, કાંઇક ભાવના માસ્તર શબ્દના ઉચ્ચારણમાં પણ ભળી ગયેલ છે.

માસ્તર આ ગામમાં જ્યારે આવ્યા ત્યારે ગામમાં શાળા ન હતી અને લોકલ બોર્ડની કોઇ નવી શાળા ઉઘાડવાનો હુકમ લઇને પણ તે આવ્યા ન હતા. પણ પહેલું કામ તેમણે ગામનાં છોકરાંને ભેગાં કરવાનું, તેમને રમતો રમાડવાનું, તેમને ચોળીને નવરાવવાનું, તેમને ગીતો ગવરાવવાનું કર્યું અને તેમ કરતાં કરતાંજ આજે બધા જેને શાળા કહેછે તેવી શાળા શરૂ કરવાનું કર્યું. આ કામ શરૂ શરૂમાં ઘણું અઘરું હતું અને માસ્તર જેવાની પણ કસોટી કરે તેવું હતું. છોકરાં માંદાં પડશે, રમતિયાળ થઇ જશે, રખડેલ થઇ જશે એવું કહી તકરાર કરવા આવનારા પણ ઘણા નીકળ્યા હતા. માસ્તર પાસે છોકરાને ન જવા દેવા માટે છોકરાંને મારતા વારતા એવા પણ ઘણા હતા પણ જેમ જેમ વખત જતો ગયો, જેમ જેમ છોકરાંને સ્વચ્છ

વિનયી થતાં ગામ લોકોએ જોયાં તેમ તેમ ગામ લોકને લાગવા માંડયું કે 'ભાળો માસ્તર છે તો સારો.' પછી તો ગામ લોકોએ પણ માસ્તર પાસે આવવા માંડયું અને માસ્તરે શાળાનાં છોકરાં અને ગામના જુવાનિયાઓની મદદથીજ તેમની ઝુંપડી તૈયાર કરી.

માસ્તરે બપોરના ભાગમાં બ્હેનો પાસે રામાયણ વાંચવાનું શરૂ કર્યું, રાત્રે મોટેરાંઓ માટે રાત્રિશાળા શરૂ કરી, સવારે અને સાંજે બાળકો અને જુવાનિયાઓ માટે વ્યાયામ અને રમતો શરૂ કર્યાં, ગામ સફાઈના કાર્યક્રમો આપ્યા અને આજે ગામમાં ભાગ્યે જ કોઈ એવી વ્યક્તિ હશે કે જે માસ્તર કહે તે કરવા તૈયાર ન હોય.

આજે ગામમાં દૈનિક છાપું આવે છે, પચાસ જેટલાં પુસ્તકો આવ્યાં છે, ભીંતપત્રો લખાય છે. એક માણસ આટલું કામ કરી શકે છે એ જોઈ મને નવાઈ લાગી.

માસ્તરની અંગત વાતો જાણવાની મારી ઈચ્છા તો ઘણી હતી પણ બહુ જાણી ન શકાયું માત્ર એટલુ જ જાણવા મળ્યું કે માસ્તરે કોલેજનું શિક્ષણ લીધું છે અને ઓછામાં ઓછા બે વરસ ગામડાની સેવા કરવાની પ્રતિજ્ઞા લઈ આ ગામમાં આવ્યા છે.

આજે ગામના આથમણે ઝાંપે બાળકોએ સાથે મળી તૈયાર કરેલી વાંસની ઝુંપડીમાં એ રહે છે. ઝુંપડી ફરતું નાનું કમ્પાઉન્ડ કર્યું છે. કમ્પાઉન્ડમાં તુલસીના છોડ વાવ્યા છે, થોડા જુવારના છોડ વાવ્યા છે. એક ચબુતરો છે, એક પરબ છે. ઝુંપડી સ્વચ્છ હોય છે. બે કામળા, એક શેતરંજી, એક ઓશીકું, થોડાં પુસ્તકો, એક રેંટિયો, બે તપેલી, થાળી વાડકો અને લોટી-પ્યાલો એટલું માસ્તરનું રાચરચીલું છે.

જ્યારે મેં ગામમાંથી વિદાય લીધી ત્યારે ગામને ગાંડું કરનાર આ યુવાનને વંદન કરી— જો આવા યુવાનોની સંખ્યા મોટી હોય તો આપણા દેશનું ભાવિ કેવું ઉજ્જવલ બને તેના વિચારો કરતો, હું નીકળ્યો.



"આપણું રાજ્યબંધારણ ગાંધીજીના સિદ્ધાન્તોને અનુરૂપ છે?" એ પ્રશ્નનો ઉત્તર આપવાનું સાહસ કરતા પહેલાં એ ધ્યાનમાં રાખવું ઠીક પડશે કે બંધારણ તો રાજ્ય કેવી રીતે ચલાવવું તે વિષેના સિદ્ધાંન્તોની માત્ર રજૂઆત કરે છે અને તે ઉપરાંત પ્રસંગવશાત્ ધારાતંત્ર, કારોબારી તંત્ર, અને ન્યાયતંત્ર જેવાં રાજ્યનાં વિવિધ અંગો વિષે વિસ્તૃત જોગવાઈઓ કરે છે.

રાજ્યબંધારણ એ કાંઇ કોઈ રાજનૈતિક સિદ્ધાન્ત ઉપરનો બૃહન્નિબંધ નથી. છતાં એમ બની શકે છે કે બંધારણની કેટલીક અથવા બધી જોગવાઈઓ ઉપર અમુક સિદ્ધાન્તની અસર પડી હોય.

આ દૃષ્ટિકોણથી જોતાં એમ સ્વીકારવામાં આવશે કે આ નવા બંધારણમાં ગાંધીજીના બધા નહિ તો કેટલાક સિદ્ધાન્તો તો સાંગોપાંગ સામેલ કરવામાં આવ્યા છે જ અને તે ઉપરાંત આપણા બંધારણના પોતમાં ગાંધીવાદી તત્ત્વજ્ઞાન અને ગાંધીવાદી કાર્યક્રમનો રંગ અને ચમક સહેલાઈથી ઓળખાઇ આવશે.

વ્યવહારક્ષમ રાજનીતિના ધોરણે ગાંધી[illegible] રચનાત્મક કાર્યક્રમમાંથી નીચેના મુદ્દાઓ તારવી શકાય:

૧ ભારત એક સજાતીય રાષ્ટ્ર હોવું જોઇએ; જુ[illegible] જુદા ધર્મો વચ્ચે સમાનતા મનાવી જોઇએ; માનવવં[illegible] કોમ, ન્યાત કે જાતિબંધી ભેદભાવ દૂર થવો જોઇએ; સ[illegible] પ્રકારની સંસ્કૃતિ માટે પૂરેપૂરી સ્વતંત્રતા રહેવી જોઇએ.

બંધારણમાંના મૂળભૂત હકોને લગતા પ્રકરણ ઉપ[illegible] માત્ર દૃષ્ટિપાત કરવાથી એવી પ્રતીતિ થશે કે આ દે[illegible] માટે જે નવી ઈમારત રચવામાં આવી છે તેમાં આ બ[illegible] આદર્શો સિદ્ધ કરવા માટે જોગવાઇ રાખવામાં આવી છે.

બંધારણમાં ધાર્મિક લઘુમતીને માટે કોઇ અલ[illegible] વ્યવસ્થા કરવામાં આવી નથી છતાં મૂળભૂત હકો[illegible] લગતા પ્રકરણની ૨૫ મી કલમમાં સર્વે નાગરિકોન[illegible] ધર્મ અને ભક્તિના સંપૂર્ણ સ્વાતંત્ર્યને સુરક્ષિત રાખવામ[illegible] આવ્યું છે. અને વળી ૨૯ મી અને ૩૦ મી કલમમ[illegible] સંસ્કાર અને કેળવણીના વિષયમાં લઘુમતીઓના હકોન[illegible] સુરક્ષા કરવામાં આવી છે. રાજ્ય પોતે બિનમઝહબી

# આપણું બંધારણ ગાંધીવાદી ખરૂં કે ?

ગાંધીજીના રાષ્ટ્રીય કાર્યક્રમનાં ત્રણ મુખ્ય પગથિયાં હતાં, જેમને વિષે માતૃભૂમિની દીર્ઘકાલીન સેવા દરમ્યાન તેમણે હંમેશ ભારપૂર્વક ઉલ્લેખ કર્યો હતો, એ ત્રણ મુદ્દાઓ [૧] ખાદી [૨] અસ્પૃશ્યતા નિવારણ અને [૩] હિન્દુમુસ્લિમ-ઐક્ય, એ હતાં. બંધારણે બેશક આ ત્રણે મુદ્દાઓને માનભર્યું સ્થાન આપ્યું છે:

રાજ્યની નીતિના નિયામક સિદ્ધાન્તોમાંના એક સિદ્ધાન્તમાં ખાદીની પ્રતિષ્ઠા કરતાં જણાવવામાં આવ્યું છે કે રાજ્ય ગ્રામ-વિસ્તારોમાં વ્યક્તિગત અથવા સહકારી ધોરણે ગૃહ-ઉદ્યોગોની વૃદ્ધિ કરવાનો પ્રયાસ કરે [કલમ ૪૩].

અસ્પૃશ્યતા દૂર કરવામાં આવી છે અને બંધારણમાં અસ્પૃશ્યતાના કોઈ પણ પ્રકારના પાલનનો પ્રતિબંધ કરવામાં આવ્યો છે.

બંધારણમા સંયુક્ત મતદાર વિભાગોની જોગવાઇ વડે હિન્દુ--મુસ્લીમ-ઐક્યની ગાંઠ દૃઢતર બનાવવામાં આવી છે. આ રીતે ભારતીય રાજકારણમાંથી કોમવાદનું શલ્ય દૂર કરવામાં આવ્યું છે.

છે પણ બંધારણે ધર્મ, માનવવંશ, ન્યાત, વર્ગ, જાતિ જન્મસ્થાન, વગેરે સર્વે અથવા એમાંના કોઇ પણ કારણથી નિરપેક્ષપણે પ્રત્યેક નાગરિકને સમાન સંરક્ષણ આપવાની ખાતરી આપી છે [ કલમ ૧૫ અને ૧૬ ].

૨ ગાંધીજીની એવી ઈચ્છા હતી કે ભારતે એક એવું કિસાન-મજદૂર-રાજ સ્થાપવાનો પ્રયાસ કરવો જોઇએ કે જે રાજમાં કિસાન અને મજૂરને વિકાસનો પૂરેપૂરો અવકાશ મળે અને શોષણનો ભય ન રહે.

બંધારણમાં ૨૧ વર્ષ અથવા તેથી વધારે ઉમ્મરના પ્રત્યેક સ્ત્રી પુરુષને મતાધિકાર આપવામાં આવ્યો છે. આ પણ ગાંધીજીના એક સ્વપ્નની સિદ્ધિજ છે.

રાજ્યની નીતિના નિયામક સિદ્ધાન્તોને લગતા પ્રકરણની ૩૯ મી કલમમાં પ્રત્યેક નાગરિક સ્ત્રી કે પુરુષ માટે સમાનપણે એવી રીતે આજીવિકાનાં પૂરતાં સાધનો મેળવી આપવાનું રાજ્યને સોંપવામાં આવ્યું છે કે જેથી :———

સર્વજનસાધારણ કલ્યાણના હેતુ અર્થે સારામાં સારી રીતે ઉપયોગી થઇ પડે એ પ્રમાણે જનતાની ભૌતિક સંપત્તિ ઉપરની માલિકીની અને તે સંપત્તિ ઉપરના અંકુશની વહેંચણી થાય; આર્થિક વ્યવસ્થાના અમલને કારણે જનતાને નુકસાન થાય એ પ્રકારે ધનનો અને ઉત્પાદન સાધનોનો એકત્ર સમુચ્ચય ન થાય; પુરુષને તેમજ સ્ત્રીને પણ સરખા કામ માટે સરખો પગાર મળે; કામગાર સ્ત્રી-પુરુષોની તન્દુરસ્તીનો અને બળનો તેમજ બાળકોની કાચી ઉમ્મરનો દુરુપયોગ ન થાય અને નાગરિકોને પોતાની ઉમ્મર અને બળને અનુકૂળ ન હોય તેવા વ્યવસાયો આર્થિક આવશ્યકતાનાં કારણસર લેવા ન પડે અને સામાજિક દૃષ્ટિએ તેમજ સાધનસંપત્તિની દૃષ્ટિએ બાળકો અને નૌજવાનોનો પરિત્યાગ થતો અટકાવાય તેમજ તેમનુ શોષણ થતું અટકાવાય.

વ્યવસાય મેળવવાનો હક, શિક્ષણ મેળવવાનો હક, તેમજ બેકારી, વૃદ્ધાવસ્થા, માંદગી, અસામર્થ્ય અને તંગીને વખતે સમાજ પાસેથી મદદ મેળવવાનો હક; કામ કરવા માટેની ન્યાયી અને માનવતાભરી શરતોની તેમજ માતૃત્વ અંગે રાહતની જોગવાઈ; કામગારોને યોગ્ય રીતે જીવનનિર્વાહ માટે જરૂરી એટલો પગાર; બાળકોને માટે મફત અને ફરજિયાત શિક્ષણ; પોષણનુ ધોરણ; શિક્ષણનું ધોરણ તેમજ જાહેર તન્દુરસ્તી સુધારવાની જરૂરત......રાજ્યની નીતિના નિયામક સિદ્ધાન્તોને લગતા પ્રકરણની જુદી જુદી કલમોમાં આ બધી બાબતોની જોગવાઇ કરવામા આવી છે.

પ્રજાના નબળા વર્ગો......ખાસ કરીને પરિશિષ્ટ નિર્દિષ્ટ જાતિઓ અને ટોળીઓ [શેડ્યૂલ્ડ કાસ્ટ્સ અને શેડયૂલ્ડ ટ્રાઇબ્સ] નાં શિક્ષણીય અને આર્થિક હિતોની અભિવૃદ્ધિ કરવા તરફ ખાસ લક્ષ આપવામાં આવ્યું છે. તેમનાં હિતોનું રક્ષણ કરવું અને સામાજિક અન્યાયથી તેમનું રક્ષણ કરવું એ રાજ્યનું કર્તવ્ય બનશે.

વળી ૩૮ મી કલમમાં એવું વિદિત કરવામાં આવ્યું છે કે "જેમાં સામાજિક આર્થિક અને રાજકીય ન્યાય રાષ્ટ્રજીવનની બધી સંસ્થાઓને વ્યાપ્ત કરે" એવી સમાજવ્યવસ્થા સિદ્ધ કરીને અને તેનું જેટલું બની શકે તેટલું વધારે કાર્યસાધક રક્ષણ કરીને લોકકલ્યાણની અભિવૃદ્ધિ કરવાનો રાજ્યે પ્રયત્ન કરવો.

૩. આર્થિક દૃષ્ટિએ નબળા વર્ગોના માર્ગમાં પ્રલોભન આવતું અટકાવવા માટે રાજ્યે દારૂબંધી અમલમાં આણવી એવો ગાંધીજીનો આગ્રહ હતો.

બંધારણમાં એવી સૂચના કરવામા આવી છે કે 'માદક પીણાં તેમજ આરોગ્યને હાનિ કરનારી સર્વ ઉગ્ર દવાઓ [ ડ્રગ્ઝ ] ના આરોગ્યલક્ષી નહિ એવા સર્વ પ્રકારના ભક્ષણનો પ્રતિબંધ રાજ્યે અમલમાં આણવો'

૪. દેશની ગ્રામ-જનતા સાથે અભેદ સાધીને ગાંધીજીએ એવો નિશ્ચય કર્યો હતો કે ગ્રામ-પંચાયત પધ્ધતિ પોતાના [ગાંધીજીના] આદર્શ ભારતનો પાયો બનવી જોઇએ.

બંધારણમાં એવું નક્કી કરવામાં આવ્યું છે કે રાજ્યે ગ્રામ-પંચાયતો રચવાની વ્યવસ્થા કરશે અને તેઓ સ્વરાજના એકમો તરીકે કામ કરી શકે એટલા અધિકારો અને સત્તાઓ તેમને આપશે.

૫. ગ્રામવાસીઓની આધિભૌતિક ઉન્નતિ નજરમાં રાખીને ગાંધીજીએ દેશના પશુધનની અભિવૃદ્ધિ કરવાની જરૂરત ઉપર રાષ્ટ્રનું લક્ષ કેન્દ્રિત કર્યું હતુ.

બંધારણની ૪૮ મી કલમમાં એવી જોગવાઇ કરવામાં આવી છે કે રાજ્યે કૃષિ અને પશુધનની અદ્યતન અને વૈજ્ઞાનિક સુવ્યવસ્થા કરવી અને ખાસ કરીને 'પશુઓની ઓલાદ જાળવી રાખવાનાં અને તેને સુધારવાનાં તેમજ ગાયોની વાછરડાની અને બીજા દુધાળાં અને ભારવાહક પશુઓની કતલ અટકાવવાનાં' પગલાં લેવાં.

૬. ગાંધીજી સર્વ આન્તરરાષ્ટ્રિય ઝગડામાંથી યુધ્ધનો બહિષ્કાર કરવામાં આવે એવું ઇચ્છતા હતા. અહિંસાના ઉપાસક અને સત્યાગ્રહના દ્રષ્ટા તરીકે ગાંધીજીએ સર્વ પ્રકારની વ્યક્તિગત કે રાજ્યગત હિંસા સામે ખડકની પેઠે નિશ્ચલ પ્રતિકાર કર્યો હતો. ગાંધીજી કરતાં વધારે મહાન એવો કોઇ વિશ્વશાન્તિનો વીર ન હતો.

ગાંધીજીનો ઉપદેશ પચાવીને બંધારણના-સર્જકોએ ૫૧ મી કલમમાં એવી ગંભીર ઘોષણા કરી છે કે 'આન્તરરાષ્ટ્રિય શાન્તિ અને સલામતીની અભિવૃધ્ધિ માટે, રાષ્ટ્રો વચ્ચે ન્યાયી અને માનભર્યા સંબંધો જાળવી રાખવા માટે, સુવ્યવસ્થિત પ્રજાઓના પરસ્પર વ્યવહારમાં આન્તરરાષ્ટ્રિય કાયદાનો અને સંધિની શરતોના પાલનનો આદર કેળવવા માટે અને લવાદી દ્વારા આન્તરરાષ્ટ્રિય ઝગડાઓનું સમાધાન કરવાની વૃત્તિને પ્રોત્સાહન આપવા માટે' રાજ્ય પ્રયત્ન કરશે.

# અન્ન મોરચે આક્રમણ!

: લેખક :
**શાંતિલાલ પરીખ**

**કોઇ પણ વિષયમાં અતિશય રાચવું એ એક પ્રકારનો વ્યભિચાર છે ! ઉદર નિર્વાહ માટે જરૂરી ગણાય તેથી ખૂબ વધારે આરોગી લેવું એ આહાર ક્ષેત્રે પણ વ્યભિચાર છે. આ વર્ગને આપણે અકરાંતિયો કહીએ છીએ. અન્ન મોરચે થતા એના આક્રમણથી આપણે ત્રાસી જઇએ છીએ. આ અતિ-આહાર વૃત્તિનું રૂન્ધન થવું જોઇએ. અનાજની કટોકટીના આ યુગમાં આટલું પણ આપણે કરી શકીએ તો અનાજનો ઘણો દુર્વ્યય અટકાવી શકીએ. અને એ રીતે અન્ન મોરચે વધુ સારાં પરિણામો લાવી શકીએ.**

બહુ બોલનારા, બહુ ઉંઘનારા, બહુ ઝગડનારા જેવો બીજો એક માનવીઓનો વર્ગ છે—જે બહુ ખાનારા કહી શકાય. જેમને અકરાંતિયાના નામથી ઓળખી શકાય. ખાનારા શબ્દ એમને માટે વધારે પડતો સારો કહી શકાય. શક્તિનો વ્યભિચાર', દ્રવ્યનો વ્યભિચાર, દૃષ્ટિનો વ્યભિચાર તેમ અન્નનો વ્યભિચાર આવા માણસોને હાથે થાય છે. એમને આગળની કે પાછળની, આજની કે કાલની, હમણાંની કે પછીની પરિસ્થિતિની મુદ્દલે પરવા હોતી નથી.

પાટલો, પલાંઠો ને પેટ—એ ત્રણમાં એમના સારા યે જીવનનો સાર ને સરવાળો આવી જાય છે. એમાં જ એમના જીવનના કર્તવ્યનો સમાવેશ થઇ જાય છે. જાણે કે છપ્પનિયા દુકાળમાંથી દોડીને આવ્યા હોય તેવા ખાઉધરા તે દેખાય છે.

તમે ચ્હા લેશો?'
'હા',
'તમે નાસ્તો લેશો?'
'હા'
તમે જમવા બેસી જશો?
'હા'

હા ને હકાર સિવાય એમનું માથું કદી યે આડું હાલતું નથી. મહેમાનની મહેમાનગિરી કરવાનો તમને અનુભવ હશે. ક્વચિત્ એવો કોઇ મહેમાન અવશ્ય તમને મળી ગયો હશે કે જે તમને—ને તમને નહિં તો તેને માટે ટીપનારને, તેને માટે પીરસનારને, જરૂર જીંદગીભર યાદ રહી જાય.

કરી જશે, વહુનારનાં કાંડાં ને કેડ બન્ને દુઃખી જશે, ચુલમાં સળગતો દેવતા યે ઠરી થઇ જશે—ત્યાં સુધારીએ અન્ન ઉપર 'વ્યભિચાર' કરશે. એને વ્યભિચારજ કહોને? તપેલીનાં તળીયાં દેખાય ત્યાં સુધી એમનો હાથ ઢીલો નહિં પડે. પાછળ જમનારાઓની ચિંતા એમને નહિ રહે. આવો અનુભવ એકને નહિં પણ અનેકને થયો હશે. આવી વાત એ કંઈ સાંકડા વિચારનું પરિણામ નથી—પણ 'અકરાંતિયા' કેવા હોય છે તે સહજ સમજાવવાનો જ પ્રયાસ છે

આહાર ને આરોગ્ય વિષે આજે ત્યાં થોકબંધ પુસ્તકો લખાયાં છે. બધાંનો સાર ટૂંકામાં એક જ છે. ભૂખ લાગ્યા વિના ખાવું નહિં. ભૂખ ઉપરાંત ખાવું નહિં. ખરી ભૂખ ને ખોટી ભૂખને સમજવાનું ભૂલવું નહિં. અતિ આહાર એ અપચો ઉત્પન્ન કરનાર વસ્તુ છે. અપચો અનેક રોગનું મૂળ છે. દવા પાછળ આજ દરેક કુંટુંબમાં ખૂબ પૈસા ખર્ચાય છે. આ બધું આપણી પોતાની ભૂલનું પરિણામ છે. છતાં આપણે ન ખાવાનું ખાઇએ છીએ. વખત કવખતે ખાઇએ છીએ ને એમ કરતાં અનેક જાતનાં રોગને આમંત્રણ આપીએ છીએ.

તમે જો તેને નિરાંતે જમાડવા માગતા હો તો તેની સાથે તમારો પાટલો નાખવાનું મુલતવી રાખજો. તેમની સામે બેસવાનું પણ માંડી વાળજો. એમને એકલા છોડી દેજો. પછી જોઇ લેજો. એક બાજુ તમારા ઘરનાં ચારપાંચ માથાં ને બીજી બાજું એ ભાઇશ્રી એકલા ! બબ્બે બબ્બે રોટલી કરી એ બત્રીસ રોટલી ચાંઉ

માણસના જુદા જુદા અવયવોની નૈસર્ગિક શક્તિ જ્યારે કુંઠિત થાય છે ત્યારે તેને માટે જવાબદાર અર્ધ અકરાંતિયાવૃત્તિ હોય છે. પાચનક્રિયા ને પાચનશક્તિની બધી શારીરિક વ્યવસ્થાને આપણે આપણા અવયવો પર વધુ પડતું વજન લાદીને તેને નકામી ને નાકામિયાબ બનાવી દઇએ છીએ. પછી આપણે હેરાન થઇએ છીએ. હાથે કરીને આરોગ્ય ને આયુષ્યને ભયમાં નાખીએ

છીએ. સર્વ સ્વીકાર્યને સમજવાની પરવા કર્યાં વિના આપણે હાથે કરીને માંદગીને નોતરીએ છીએ. કેટલાક માણસો જાણે જમવા માટે જીવે છે. જીવવા માટે જમતા નથી. પેટ પટારો હોય તેમ એમાં સમાયા ન સમાયાની દરકાર કર્યા વગર સઘળું નાખ્યેજ જાય છે!

વર્ષો પહેલાંની આ વાત છે. બોર્ડીંગમાં બધા સુઇ જતા ને લગભગ મધરાતનો સમય થતો ત્યારે કયાંકથી ચુ-ચીં-ચેં જેવો અવાજ નિયમિત આવ્યા કરતો. ઓરડીમાં ઉંદરને આવવાને અવકાશ નહોતો. પલંગની જાળીનો પણ એ અવાજ નહોતો. ઉઘાડી રહેલી બારીના મજાગરાનોયે એ અવાજ નહોતો. બ્હાર ફરતા ચોકીદારના બુટનો નહોતો. છેવટે જણાયું કે એ અવાજ એ જ ઓરડીમાં સુતા ને સાથે ભણતા એક સહાધ્યાયીના દાંતના કચકચાવવાનો હતો. એ એવા જોરથી દાંત કચકચાવતો કે સાંભળનારને તો એમ જ લાગે કે એ ઉંઘમાંને ઉંઘમાં કોઈને ભરખી રહ્યો છે.

એમાંથી વાત વધી. ફરિયાદ વ્યવસ્થાપક પાસે પહોંચી—ને એનું કારણ શોધી તે દૂર કરવામાં આવ્યું. ધીમે ધીમે તે દાંત કચકચાવતો બંધ થઈ ગયો. કારણ એક જ હતું તે અવ્વલ નંબરનો અકરાંતિયો હતો—ખાઉધરો હતો—ઈંચનારો હતો. એ ખાવા બેસતો ત્યારે ખૂબ ખાતો—બધું ખાતો—માત્ર થાળી ને વાટકો ચાવવાનાં જ બાકી રાખતો. ઉંઘમાં પણ એને પોતાની અત્યન્ત પ્રિય એવી ચાવવાનીજ પ્રક્રિયા યાદ આવતી આવા પણ અકરાંતિયા હોય છેને!

અને માણસની આ ' અતિ આહાર-લોલુપતા ' (જેને વૃત્તિની દૃષ્ટિએ ધન લોલુપતા કરતાં વધારે તિરસ્કરણીય ગણવી જોઈએ કારણ કે સ્થુળ વાસનાનું જો કોઈ જાહેર પ્રદર્શન હોય તો તે આ અકરાંતિયા-પણુંજ છે ને!) પુર બહારમાં ખીલી નીકળે છે તો કોઇ જાહેર ભોજનાલયમાં! કારણ કે ત્યાં કોઇ રોટલા ઘડનાર કે પીરસનાર થાકી જશે એની કયાં ઉપાધિ હોય છે! (અમસ્તી ઘરમાં પણ અકરાંતિયાઓને હોતી નથી.) આમ કરવામાં બે વૃત્તિ કામ કરતી હોય છે. એક તો 'પેટ' [જેને પેટ કહેવું કે પખાલ?] પુરતા પ્રમાણમાં ભરાય અને બીજું ખર્ચેલાં નાણાંનું બરાબર વળતર મળી રહે. કદાચ આવા લોકોના અન્નમોરચે થનાર આક્રમણના ભયે પણ ભોજનના માલિકો હલકો ખોરાક વાપરતા હશે!

બીજો એક વર્ગ એવો છે કે જે સવાર સાંજ કંઈજ સમજયા વિના ચોવીસે કલાક ચાવ્યા જ કરતો હોય છે. જ્યારે જુઓ ત્યારે બસ એની ચક્કી ચાલતી જ હોય. ઘડિયાળના કાંટે જમવાનું-એ નિયમને એવો તો અપનાવે કે ભૂખ લાગે ન લાગે તો પણ પાટલે તો પલાંઠ જ ને ઇંચાય એટલું ઇંચે.

અતિ આહારથી બીજી રીતે પણ માણસ ઘણું ગુમાવે છે. શારીરિક પ્રગતિની આડે આવનારી અનેક કુટેવોમાં એક કુટેવ તે અતિઆહાર છે. ઓછું ખાવાથી અથવા તો માપસર ભોજન કરવાથી જે ચેતન, તેજ, સ્ફુર્તિ ને આનંદ રહે છે તે અતિઆહારથી અદૃશ્ય થાય છે.

અકરાંતિયા માટે 'ઝાપટી' લેવાનો બીજો શુભ અવસર છે જાહેર જમણવાર. જો કે હવે તો જાહેર જમણવારો બહુ મર્યાદિત અંશે થાય છે અને એ અકરાંતિયા માટે બહુજ દુઃખની હકીકત છે. કદાચ 'રેશનિંગ,' ને એ પોતાનો મોટામાં મોટો દુશ્મન માને તો પણ નવાઈ નહિ!] તથાપિ ન્યાતના જમણવારનો જો એકાદ અવસર જો ભૂલેચુકે મળી ગયો તો અકરાંતિયો એ છોડવાનો નહિ!

અને આવા જમણવારમાં જમનારા માણસોની એક આખી અલાયદી જમાત છે. આવતી કાલે સાંજે જમવા જવાનું હોય તો તે આજથી તૈયારી કરવા માંડે છે. આગળના ત્રણે ટંક વખતે સુકા ઠંડા રહે. ને પછી પીતાંબર પહેરી તે કોઈ ઉત્સવમાં હાજરી આપવા જતા હોય તેવા આનંદથી પગલાં પાડે છે. ખરેખર જ્યારે એ જમવાની શરૂઆત કરે છે ત્યારે ચારેય દિવસનું સામટું સાટું ત્યાં વાળી લે છે. એ જમી આવ્યા એની એંધાણી તમને બીજા બે દિવસ સુધી દેખાયા કરે. પેટે હાથ પંપાળતા પડી રહે, ધોતીયું જરા ઢીલું બાંધીને ફરતા રહે, હોડકાર આખું મકાન હાલી જાય તેવા ખાતા રહે!

આ અકરાંતિયા વર્ગને આજની તકે દેશનો મોટામાં મોટો દુશ્મન ગણવો જોઈએ. દેશના અનાજના ઉત્પાદનનો મોટો ભાગ એ એના પેટમાં નાંખી ખરાબ કરી બહાર

નાંખી દે છે— ને તે રીતે અનાજનો દુર્વ્યય કરે છે દેશમાં છે તેથી બમણી વસ્તીને પણ વહેંચી શકાય તેટલું અનાજનું ઉત્પાદન કરતો આપણો દેશ જે અનાજની ખેંચ અનુભવી રહ્યો છે તેનાં બીજા ઘણાં કારણોમાં આ અકરાંતિયાનું અન્ને મોરચે આક્રમણ પણ ગણાવી શકાય. આવા લોકો અનાજનો દુરૂપયોગ કરી— અન્ન ઉપર વ્યભિચાર કરી સમાજના ગુન્હેગાર બને છે. દેશમાં કદાચ એવો કાયદો કરવામાં આવે કે પ્રત્યેક વ્યક્તિએ માપમાં રહીને ખાવું તો જરૂર દેશના અન્ન મોરચાને ફાયદો થાય એટલુંજ નહિ પણ વસ્તીના આરોગ્યને, વસ્તીના આયુષ્યને પણ ફાયદો થાય. અતિ આહારથી જે નુકસાન થાય છે તે અલ્પ આહારથી નથી થતું તે વાત તો દીવા જેટલી સ્પષ્ટ છે.

આમ આપણે જોઈ શકશું કે અન્નમોરચે જો આપણે વિજય મેળવવો હશે તો આ 'અકરાંતિયા' રૂપી આક્રમણકારના સંપ્રદાયનો નાશ કરવોજ પડશે. અર્થાત્ બધાયે જાલીમ 'ભોજનવીરો' એ મિતાહારી થવુંજ પડશે. 'મિતાહાર' એટલે એ નહિ કે ભૂખ્યા રહેવું ! મિતાહાર એટલે પ્રમાણસર આહાર, શરીરની તંદુરસ્તીને માફકસર આહાર, જીવન નભાવવા માટે ઘટિત એટલો આહાર! આહારની બાબતમાં વ્યભિચાર અનાજની કટોકટીના આ જમાનામાં નજ નભાવી લેવાય. આપણા સામાજિક જીવનમાંથી એ વૃત્તિ જવીજ જોઈએ.



## ★ ══ ══ ★ અનિવાર્ય કાયદો ★ ══ ══ ★

......અમેરિકા જેવા વિશાળ દેશમાં જ્યાં મદ્યપાન સાધારણ ટેવ છે ત્યાં પણ લોકો સંપૂર્ણ દારૂનિષેધનો કાયદો કરી શક્યા તો પછી હિન્દમાં અને અન્નદેશમાં જ્યાં પીવું એ શિષ્ટાચાર નથી, જ્યાં મોટા ભાગના લોકો પીવા માગતા નથી અને જ્યાં જો પૂછો તો કરોડો લોકો સંપૂર્ણ દારૂનિષેધના પક્ષમાં કહો તેવી સહી આપે—તેવા સ્થળમાં કાયદો કરવો એ કેટલું બધું વિશેષ સહેલું હોવું જોઈએ? પચીસ કરોડ રૂપિયાની આબકારી આવક છે! આ આવક એવી નથી કે જે લઈને પોતાનુ તંત્ર ચલાવવા કોઈપણ સરકારે ગર્વ ધારણ કરવો જોઈએ! આ આવકનો તો ભોગ આપવોજ જોઈએ. અને જ્યાં સુધી તે આવતી હોય ત્યાં સુધી તેને બદીનો નાશ કરવા સિવાય બીજામાં વાપરવાનું હરામ ગણવું જોઈએ. પરંતુ આજે એ આપણાં બાળકોને કેળવણી આપવા પાછળ ખરચાય છે! પરિણામે આવશ્યક એવો આ મદ્યનિષેધ કાયદો કરવામાં મોટું વિઘ્ન નંખાયું છે. લોકોને એમ સમજાવવામાં આવે છે કે જો આ આવક બંધ થઇ તો તમે તમારાં બાળકોને કેળવણી નહિ આપી શકો. જો આ પ્રમાણે બિનરોક ચાલ્યા કરે તો આખી પ્રજાનો નાશ થવાનો વારો આવે. જો બદી ફેલાતી ગઇ તો કાયદો કરવાનો વખત પણ વીતી જશે. આ બદી સંપૂર્ણ દારૂનિષેધનો કાયદો કર્યેજ ઉખેડી શકાય.

★ ══ ══ ★ મહાત્મા ગાંધીજી. ★ ══ ══



બાળ વિભાગ

# અટકચાળો ઉંદર

કોઇવાર રાતે તમે સુતા હશો અને કોઠારમાં ગડબડાટ થતાં જાગી પણ જતા હશો. શાનો ગડબડાટ થાય છે એ જોવા માટે જ્યાં દીવો કરીને તપાસ કરશો ત્યાંતો ગડબડાટ બંધ થઈ જશે અને જાણે કંઈ બન્યું જ નથી એવું તમને લાગશે પરંતુ જરા આંખ ચોળીને જોશો તો તમને શાકના કંડિયામાંથી કોઇએ કોતરી કાઢેલાં બટેટાં અહિંતહિં પડેલાં દેખાશે લોટના ડબ્બામાંથી ઘઉંનો લોટ અહિંતહિં વેરાયેલો નજર પડશે. તેલની બરણી ઉંધી વળી ગયેલી હશે અને એમાં સાબુનો ભુકો અને મગની દાળનો ડબ્બો પડયાં હશે અને આ બધું જોઇને તમને ખૂબ નવાઈ લાગશે. આટલો બધો પેકબંધ કોઠાર રાખ્યો હોવા છતાં અહિં કોણ પેસી ગયું હશે? એનો વિચાર કરતાં કરતાં તમે જ્યાં દીવો ઠારશો ત્યાંતો પાંજરા પાછળ સંતાયેલા ઉંદરમામા છલંગ મારીને બહાર આવશે અને ચોર પકડાઈ ગયા એ જાણીને તમને આનંદ થશે.

બધું સરખું અને સમું કરીને તમે જ્યાં સુવા જશો ત્યાં ફરી પાછો એનો એ ગડબડાટ સંભળાશે. આ વખતે તમે દીવો કરી જ્યાં જોશો ત્યાં તેલની બરણીમાં તરફડિયાં મારતો અને બહાર નીકળવા પ્રયાસ કરતો મોટો કાળો દેહ કુદનો ઉંદર તમને માલમ પડશે.

બિચારો! અટકચાળો રહ્યોને? એમ તમારાથી બોલાઇ જશે.

ઉંદર જેવું અટકચાળું પ્રાણી કદાચ તમારા ઘરમાં બીજું કોઇ નહિં હોય એને ખાપરા કોડિયો પણ કહી શકાય. કરડીને ફુંકવું, બગાડીને નાશી જવું. ઢોળેફોળ કરીને સંતાઇ જવું એજ ઉંદરોનો કાર્યક્રમ. બગાડવું એજ એનો ધર્મ. સારી વસ્તુને ખરાબ કરવી એજ ઉંદરનું કામ. જે ઘરમાં ઉંદર પેઠા તે ઘરની વસ્તુઓની સલામતી હરહંમેશ જોખમમાં સમજવી કારણ કે



ઉંદરને શું ખાવું અને શું ન ખાવું શાને અડવું અને શાને ન અડવું એની કંઇ ગતાગમજ નહિ. એ તો તમારું તેલ ઢોળશે દૂધ ઢોળશે લોટ વેરશે, ગાદલાં, ગોદડાં, કાતરશે, પુસ્તકો ફોલી ખાશે. શાક કરડી ખાશે,

# પૂનામાં મળેલી પ્રાદેશિક પરિષદ



તા. ૧૫ મી અને ૧૬ મી ડિસેમ્બરે પૂનામાં મહારાષ્ટ્ર વિભાગના દારૂબંધી અધિકારીઓની પ્રાદેશિક પરિષદ ડૉ. એ. યુ. શેખના પ્રમુખપદે મળી હતી. આ પરિષદમાં દારૂબંધીને લગતા અનેકવિધ પ્રશ્નોની બહુવિધ છણાવટ કરવામાં આવી હતી. પ્રમુખ સ્થાનેથી બોલતા ડૉ. શેખે પ્રાંતભરમાં થઈ રહેલી દારૂબંધીની પ્રવૃત્તિની આછી રૂપરેખા આપી હતી. જુદા જુદા જિલ્લાઓમાં નિર્માયેલી દારૂબંધી સમિતિઓને પોતપોતાના ક્ષેત્રમાં દારૂબંધીના કાર્યક્રમને અમલી બનાવવામાં જે વિવિધ મુશ્કેલીઓ કોઈકોઈ વાર આવે છે એનો ડૉ. શેખે ચિતાર આપ્યો હતો. અને આ દિશામાં પ્રાંતિક દારૂબંધી સમિતિના સંગીન કાર્યની સમીક્ષા કરી હતી.

દારૂબંધીને જો ખરેખર સફળ બનાવવી હોય તો, ડૉ. શેખે કહેલું તેમ અધિકારી વર્ગ માટે સૌથી મહત્વની વસ્તુ તો જનતાનો સંપર્ક છે. રાષ્ટ્રિય ઉત્કર્ષના આ મૂળભૂત કાર્યક્રમની સફળતાનો આધાર જેટલે દરજ્જે સમાજ સેવકો, સરકારી અધિકારીઓ અને જનતા સહકારની ભાવનાથી કામ કરે તેના ઉપર અવલંબે છે. રાષ્ટ્રના પુનર્વિધાનની વિવિધ યોજનાઓ સાથે દારૂબંધીને સાંકળી લૈ કામ કરવામાં આવે તો ડૉ. શેખે કહ્યું તેમ નિર્વ્યસની રાષ્ટ્રનો આદર્શ પ્રાપ્ત કરી શકાય.

દારૂબંધી અધિકારીઓને ડૉ. શેખે ગામડાઓમાં જઈ માત્ર ઉપરચોટીઓ પ્રચાર કરવાને બદલે ગ્રામ જનોના જીવનક્રમ સમજી એમના વ્યસનની બદી દૂર થાય એ જાતનું સંગીન કાર્ય કરવાની સલાહ આપી હતી. એકવાર જો દુર્વ્યસન નિર્મૂળ થશે તો આપોઆપ જીવન વિકાસને પંથે વિચરશે એ સત્ય ગ્રામજનોને સમજાવવા માટે ડૉ. શેખે આદેશ આપ્યો હતો.

સભામાં દારૂબંધી અધિકારીઓએ પોતપોતાના અનુભવોનું બ્યાન આપી એમને મુંઝવતા પ્રશ્નોની રજુઆત કરી હતી અને ડૉ. શેખે એના નિરાકરણના ઉપાયો દર્શાવ્યા હતા.

હડપ્સર ગામની ભાજીપાલા સહકારી સોસાયટીએ એક કલાપથકનો કાર્યક્રમ યોજ્યો હતો. જિલ્લા દારૂબંધી સમિતિના ઉપપ્રમુખ શ્રી. માધવરાવ મેમાણે તેમજ મહારાષ્ટ્રના દારૂબંધી અધિકારીઓ તે પ્રસંગે હાજર હતા. અદાકારોમાં મુખ્યત્વે ઘોંડના મજુરો હતા. અને એઓએ એ હાજરની જનમેદનીને સારું મનોરંજન કરાવ્યું હતું.

પૂના જિલ્લામાં કોથાનપુર, ભાજે, મુલ વગેરે ચાર ગામોમાં ડિસેમ્બર માસ દરમ્યાન જુદા જુદા મેળાઓ ભરવામાં આવ્યા હતા. શ્રીયુત બી. પી. ગાયકવાડ, શ્રી. અન્ના સાહેબ આવટે અને બીજા આગેવાન સમાજસેવકોએ ગ્રામજનોને વ્યાખ્યાનો દ્વારા દારૂબંધીનું રહસ્ય સમજાવ્યું હતું. આ મેળાઓમાં બે સ્થળે મલ્લકુસ્તીની હરિફાઈ પણ યોજવામાં આવી હતી અને રૂપિયા ૪૧૨ ની કિંમતના ઈનામો કોથાનપુરમાં વહેંચવામાં આવ્યા હતાં. આમાંથી જિલ્લા દારૂબંધી સમિતિએ રૂ. ૧૨૫ નો ફાળો આપ્યો હતો. કેશાણુંદમાં હરિફાઈના વિજેતાઓને રૂ. ૧૫૦ ના ઈનામો વહેંચવામાં આવ્યાં હતાં એમાં જિલ્લા દારૂબંધી સમિતિએ રૂ. ૧૦૦ નો ફાળો આપ્યો હતો.

મહાત્મા ગાંધીજીએ કલ્પેલી સર્વોદયની યોજનાને કોથાનપુરમાં મૂર્ત સ્વરૂપ આપવા માટે યોગ્ય પગલાં લેવાઈ રહ્યાં છે.

કેશાણુંદની મલ્લ કુસ્તીની હરિફાઈમાં પશુપક્ષીના માંસ ઉપર જીવતા 'ફાસેપારધી' લોકોએ મહત્વનો ભાગ ભજવ્યો હતો. આ હરિફાઈમાં આ લોકોએ પોતાના બે કુસ્તીબાજો મુક્યા હતા અને એમને રૂ. ૧૫ નું ઇનામ આપવામાં આવ્યું હતું.

પૂના જિલ્લાની ગ્રામસુધાર સમિતિના મંત્રી શ્રી. બી. પી. ગાયકવાડે બારામતી અને ઇંદાપુર તાલુકાના અનુક્રમે મોરેગામ અને શેતફળ એ બે ગામોના સમાજ સેવકોની સભાઓ ભરી હતી. આ બંને ગામોને ગ્રામસુધારણાના કાર્ય માટે આદર્શ પ્રતીકો બનાવવાની યોજના વિચારાઈ હતી અને એમાં સ્વાભાવિક રીતે દારૂબંધીને સ્થાન આપવામાં આવ્યું હતું. મુંબઈ સરકારના ઉદ્યોગ અને વિકાસ ખાતાના પ્રધાન શ્રી. માલોજીરાવ નિમ્બાલકરે તા. ૨૯ મી ડિસેમ્બરે બારામતીની મુલાકાત લીધી હતી

અને સ્થાનિક શાળાના વાર્ષિક સમારંભમાં ઇનામો વહેંચ્યાં હતા. તે પ્રસંગે બોલતાં તેઓશ્રીએ સરકારની ગ્રામસુધારણાની વિવિધ યોજનાઓનો ગ્રામજનો પોતાના લાભાર્થે કઇ રીતે ઉપયોગ કરી શકે તે સમજાવ્યું હતું. શ્રી. બી. પી. ગાયકવાડ સાથે માનનીય પ્રધાને બારામતીના સંસ્કાર કેન્દ્રની મુલાકાત લીધી હતી અને એની પ્રવૃત્તિથી સંતોષ વ્યક્ત કર્યો હતો. કેન્દ્ર ઉપર પ્રવચન કરતાં શ્રી. નિમ્બાલકરે સર્વોદય સમાજની કલ્પનાને ગામડામાં મૂર્ત સ્વરૂપ આપવા માટે શ્રોતાવર્ગને ઉદ્બોધન કર્યું હતું.

તા. ૧૫ મી ડિસેમ્બરે ભરૂચ જિલ્લાના કલેક્ટરને હસ્તે અંકલેશ્વરમાં એક નીરા-કેન્દ્ર ખોલવામાં આવ્યું હતું. કલેક્ટરે પીણાં તરીકેની નીરાની ઉપયોગિતા લોકોને સમજાવી હતી. અંકલેશ્વરના આગેવાન કોંગ્રેસ-કાર્યકર શ્રી. છોટુભાઇ ગાંધીએ એ પ્રસંગે બોલતાં નીરાની એક તંદુરસ્તીપોષક પીણાં તરીકે તેમજ ગૃહ-ઉદ્યોગનાં એક સાધન તરીકે [નીરામાંથી ગોળ બનાવી શકતો હોઇ] અગત્ય દર્શાવી હતી.

આમોદ મહાલના સામની ગામે તા. ૨૧થી ૨૪ મા ડિસેમ્બરના ત્રણ દિવસ પર્યંત પ્રાથમિક કેળવણીના ઉત્કર્ષની વિચારણા અર્થે પ્રાથમિક શિક્ષકોનું એક સંમેલન મળ્યું હતું. સંમેલનના પ્રમાતાઓએ ત્રણ દિવસના ભરચક કાર્યક્રમમાં મેજીક લેન્ટર્નના શો દ્વારા દારૂબંધીના પ્રચારને પણ સ્થાન આપ્યું હતું. આ પ્રસંગે ગૃહમંત્રી શ્રી. મોરારજી દેસાઇનું દારૂબંધી ઉપરનું રેકોર્ડ કરવામાં આવેલું વ્યાખ્યાન સંભળાવવામાં આવ્યું હતું અને દારૂબંધી અંગેનાં ગીતોની રેકોર્ડો પણ વગાડવામાં આવી હતી.

અંકલેશ્વરની ધંધાદારી ટ્રેઇનીંગ કોલેજના રૌપ્ય મહોત્સવ પ્રસંગે વડાપ્રધાન શ્રી. બાળા સાહેબ ખેરે પ્રમુખસ્થાન લીધું હતું.

કોલેજની સામાન્ય પ્રવૃત્તિ વિષે બોલતાં મુખ્ય અધ્યાપકે કહેલું કે સંસ્થામાં દારૂબંધી વિષે ભજનો, વાર્તાલાપ, પ્રાર્થના વગેરે નિયમિત કરવામાં આવે છે. વડા પ્રધાન શ્રી. બાળા સાહેબે પ્રસંગોચિત વ્યાખ્યાન કરતાં સરકારની ફરજિયાત કેળવણીની તેમજ ધંધાદારી શિક્ષણની યોજનાઓ સમજાવેલી અને સંસ્થાની સામાજિક સેવાના ક્ષેત્રમાં થતી પ્રગતિ પ્રત્યે સંતોષ વ્યક્ત કરેલો.

સાંજના વડા પ્રધાન સમક્ષ દારૂબંધી, ગ્રામસુધાર, વગેરે વિષયોને લગતો રંજનાત્મક કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો અને 'શિવરાત્રિ' ફિલ્મ બતાવવામાં આવી હતી.

સાબરકાંઠા જિલ્લાના વીરપુર અને ગંઠીઓલ ગામમાં દારૂબંધી અંગેની જાહેર સભાઓ ભરવામાં આવી હતી. એમાં વિદ્યાર્થીઓને અને ગ્રામજનોને દારૂબંધીનું રહસ્ય સમજાવવામાં આવ્યું હતું.

અમદાવાદ જિલ્લા કો-ઓપરેટીવ બોર્ડે દેગામમાં એક ખેડૂત સંમેલન યોજ્યું હતું. એમાં નીચેનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો:—

"ખેડૂતોનું આ સંમેલન, સરકારની દારૂબંધીની નીતિને સર્વાનુમતે આવકારે છે અને આ જિલ્લામાં મોટે ભાગે મળી આવતાં મહુડાના ફૂલોમાંથી સિંથેટીક સ્પીરીટ અને બીજા ઉપયોગી ઔદ્યોગિક પદાર્થોનું સંશોધન શરૂ કરવા માટે સરકારને વિનંતિ કરે છે."

આ સભામાં આશરે ૫૦૦ ખેડૂત ભાઇઓએ હાજરી આપી હતી. સ્થાનિક મામલતદારે સભાની કાર્યવાહીમાં સારી મદદ કરી હતી.

ધીનોજ ગામે તા. ૧૩મી ડીસેમ્બર ના રોજ ખેડૂત સહકારી સોસાયટીના પ્રમુખ શ્રી. વાઘજીભાઇ પટેલના પ્રમુખપદે એક જંગી સભા ભરવામાં આવી હતી. અમદાવાદ જિલ્લાના દારૂબંધી અધિકારી અને મહેસાણાના એક્સાઇઝ સુપ્રીન્ટેન્ડન્ટે સભામાં દારૂબંધીની જનતાના જીવનક્રમ ઉપર થનાર શુભ અસરની ઝાંખી કરાવી હતી. સભામાં કેટલાક લોકોએ સંપૂર્ણ નિર્વ્યસની જીવન માટે સોગન લીધા હતા.

જેસાવાડામાં આસપાસના અઢાર ગામોની ભીલ પ્રજાની મળેલી એક સભામાં શ્રી. એલ. એમ. શ્રીકાન્તે વ્યાખ્યાન આપ્યું હતું. વ્યાખ્યાતાએ પંચને સંપૂર્ણ દારૂત્યાગ માટે સોગન લેવા માટે ઉદ્બોધન કર્યું હતું અને જે જે ગામમાંથી તેઓ આવતા હોય તે તે ગામને એ જાતના સોગન લેવરાવવાનો પ્રચાર કરવા સમજાવ્યું હતું.

શ્રી. અર્જુન લાલાએ પોતાના આ માસના પ્રવાસ દરમ્યાન સીંગનાળી, ગોધરા અને જંબુઘોડાની મુલાકાત

લીધી હતી. ગોધરાનું સંસ્કાર કેન્દ્ર શ્રી. રવિશંકર મહારાજના શુભ હસ્તે ખુલ્લું મુકવામાં આવ્યું હતું.

અહમદનગર જિલ્લાની આસપાસ હૈદરાબાદ રાજ્યની સરહદો આવેલી છે. ત્યાં દારૂબંધી અમલમાં ન હોઈ આ જિલ્લામાં પ્રચારની ખાસ અગત્ય રહે છે. જિલ્લાના દારૂબંધી અધિકારીએ તદનુસાર ગયા માસ દરમ્યાન સોળ જાહેર સભાઓ ભરી હતી. અને આશરે બાર હજાર માણસોનો સંપર્ક સાધ્યો હતો. જિલ્લાની કેળવણી વિષયક સંસ્થાઓ પણ દારૂબંધીના પ્રચારમાં સારો ફાળો આપી રહેલ છે. સુપાના મદદનીશ ડેપ્યુટી કેળવણી અધિકારી શ્રી. આર. એમ. પવારે એક કલાપથક નીયોજ્યું છે. અને એ મનોરંજક કાર્યક્રમો જિલ્લાના જુદા જુદા ગામોમાં રજૂ કરે છે.

અહમદનગર જિલ્લામાં જનતા – જાગૃતિ – મંડળ નામે એક બીન સરકારી સંસ્થા પણ દારૂબંધીના પ્રચારમાં સારી મદદ કરે છે.

મીરજ તાલુકામાં ભરાતા 'યેલ્લામા'–મેળામાં સોનીના જયહિંદ કલાપથકે સારા કાર્યક્રમો રજૂ કર્યા હતા. પ્રાયશ્ચિત' નામનું એક નાટક પણ ભજવવામાં આવ્યું હતું.

સતારા જિલ્લામાં કોંગ્રેસ સેવાદળે સ્થાનિક સંસ્કાર કેન્દ્ર ઉપર એક હુતુતુની હરિફાઈ યોજી હતી.

શોલાપુર જિલ્લામાં ભંગી કોલોનીમાં મોબાઈલ પબ્લીસીટી વાને એક ફિલ્મ શો ગોઠવ્યો હતો. શ્રી. રામકૃષ્ણજી જાજુ નામે એક હરિજન કાર્યકરે એ પ્રસંગે વ્યાખ્યાન આપ્યું હતું.

પંઢરપુર તાલુકાના સિધેવળી ગામમાં કસ્તુરબા કેન્દ્ર તરફથી સ્ત્રી– સમાજ– સેવકો માટે એક શિબિર ખોલવામાં આવ્યું હતું. મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિએ આ શિબિરને દારૂબંધી અંગેનું સાહિત્ય, ભીંતચિત્રો, પુસ્તિકાઓ વગેરે આપેલ હતાં.

જિલ્લાની દારૂબંધી સમિતિના ઉપપ્રમુખ શ્રી. બી. પી. બડવેએ આ શિબિરની મુલાકાત લીધી હતી અને સેવિકાઓને દારૂબંધી અંગેના પ્રચાર અંગે યોગ્ય તાલીમ આપી હતી.

ધારવાર જિલ્લાની દારૂબંધી સમિતિના સભ્યોએ જિલ્લાના ગામોમાં પ્રવાસ કરેલો અને ગ્રામજનોનો સંપર્ક સાધેલો. કર્ણાટક વિભાગના માનાર્હ દારૂબંધી વ્યવસ્થાપક શ્રી. બી. ડી. માગડીએ હિરેકેરૂમાં લામાનીઓની એક સભામાં વ્યાખ્યાન આપ્યું હતું. કોઈ પણ કારણસર લામાની પ્રજા ગેરકાયદેસર દારૂ ગાળવાની પ્રવૃત્તિ સાથે સંકળાયેલ છે. શ્રી. માગડી તેમજ બીજા સહકાર્યકરોએ તેઓને આવી સમાજ વિરોધી પ્રવૃત્તિથી દૂર રહેવા સમજાવ્યા હતા.

કોલાબા જિલ્લામાં ૧૪ મનોરંજક કાર્યક્રમો અને આઠ ફિલ્મ શો બતાવવામાં આવ્યા હતા. નયાગામમાં સામાજિક શિક્ષણ માટેના અમલદારો તેમજ કાર્યકરો માટે એક ખાસ ફિલ્મ શો રાખવામાં આવ્યો હતો.



# રામતીર્થ બ્રાહ્મી તેલ

(રજી. નં. ૧) (મેડીકેટેડ)



મગજના જ્ઞાન અને ક્રિયાતંતુઓ બળવાન બને છે. વાળ કાળા અને ચમકીલા બને છે. ખરતા અટકે છે. ટાલમાં વાળ ઉગે છે. ખોડો, જુ, લીખ, નાશ થાય છે. યાદશક્તિ વધે છે. આંખોમાં આંજવાથી દૃષ્ટિ વધે છે. કાનમાં નાખવાથી કાનના રોગો મટે છે. ગાઢ નિદ્રા આવે છે.

બધી ઋતુમાં બધાને ઉપયોગી છે. બધે મળે છે.

કિંમત:—રતલી બાટલીના રૂ. ૩॥. નાની બાટલીના રૂ. ૨.

ટપાલથી મંગાવનારે મોટી બાટલી માટે રૂ. ૫-૫-૦ અને નાની બાટલી માટે રૂ. ૩-૭-૦ (પેકીંગ અને ટપાલ ખર્ચ સહિત) મોકલવા. વી. પી. થતું નથી.

## રામતીર્થ યોગાશ્રમ, મુંબઈ ૪.

કરકસર:: આધારભૂતતા



## આ ફીલ્ડ માર્શલને કામ ગમે છે

૩૮-૪૦ બી. એચ. પી. સાથે આવતાં ફીલ્ડ માર્શલ ડીઝલ ટ્રેક્ટરમાં નવી ડિઝાઇનનાં ત્રણ અગત્યનાં લક્ષણો હસ્તી ધરાવે છે. વધારેમાં વધારે પાવર, એન્જિનની અત્યન્ત સાદાઇ અને ચલાવવાનું ઓછું ખર્ચ: છૂટા ભાગો મળે છે.

વિગતો માટે લખો:

## માર્શલ સન્સ એન્ડ કંપની ઇન્ડિયા લિ૦

માર્શલ બિલ્ડિંગ, બેલાર્ડ રોડ

કોટ, મુંબઈ ૧

## દસકાઓ થયા પીડાતાં બચ્ચાંઓની સેવામાં





દસકાઓથી, પિત્તાશય અને બરોળની તલીમ બીમારીથી પીડાતાં

હજારો બચ્ચાંઓની કુમળી જીંદગીઓને મૃત્યુના મુખમાંથી બચાવવામાં જમ્મીના લીવર ક્યોરે અગત્યનો ભાગ ભજવ્યો છે.

શરૂઆતનાં અને જૂનાં દર્દોમાં સપડાયેલાંઓને માટે દાક્તરો 'સીમ્પલ' અને 'કોમ્પ્લીકેટેડ' લીવર ક્યોરની ભલામણ કરે છે.

"સીમ્પલ" 'લીવર ક્યોર' નાના ડોઝમાં લેવાથી તે એક અમૂલ્ય દવા તરીકે કામ આપે છે. તે ભૂખ અને પાચનશક્તિને સુધારે છે, કબજીઆત દૂર કરે છે. અને પિત્તાશય તથા બરોળની પ્રક્રિયાને નિયમિત કરે છે.

પિત્તાશય અને બરોળ જેવાં અવયવો માતાના શરીરમાંથી બંધાય છે એવા આયુર્વેદશાસ્ત્રના કથનને અનુસરીને બનાવવામાં આવેલ 'જમ્મીનું' ટોનીક પિત્તાશયથી પીડાતાં બાળકોની માતાએ ગર્ભાવસ્થામાં લેવું સલાહભર્યું છે.







પ્રગટ થઈ ચુકયો છે

## અભ્યર્થના

—:[o]:—

મદ્યનિષેધનાં ગીતોનો નવો સંગ્રહ

પૃષ્ટ સંખ્યા ૩૨, કિંમત ૦-૪-૦

તમારી નકલો વી. પી. થી મંગાવો

મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિ

ઓલ્ડ કસ્ટમ હાઉસ,

કોટ, મુંબઈ-૧



## દમ સારો થશે પણ





## પુરોહિત શ્વાસહારીથીજ

પાંચ મિનિટમાં કે એક રાતમાં દમ સારો કરનારા ઉપાયોથી તમારો દમ સારો થવાને બદલે ફક્ત વધે છે. પુરોહિત શ્વાસહારી એજ એક ઔષધ એવું છે કે તે લેવાની શરૂઆત કરતાં જ કફ છુટે છે, શ્વાસ ઓછો થાય છે, પાચનક્રિયા સુધરે છે અને ફેફસાં મજબુત થઇ દમ ખાત્રીપૂર્વક અને પુરેપુરો મટે છે. રૂા. ૩-૮ રૂા. ૬ અને રૂા. ૧૦ ના પેકીંગમાં બધી જગ્યાએ મળે છે, અગર ડૉ. પુરોહિત ફાર્મસી, કોલ્હાપુરથી મંગાવો.





પુરોહિત
શ્વાસહારી

# પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

## (૧) NEW LIVES FOR OLD:

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પૂરી પાડતી આ પુસ્તિકામાં મુંબઈના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંહની પ્રસ્તાવના સાથે મુંબઈના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંજોગોનો રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે.

ક્રાઉન સાઈઝનાં ૧૩૧ પાના, ત્રિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂ. ૧-૪-૦.

## (૨) પાપનું પ્રાયશ્ચિત્ત:

લેખક: શ્રી મનુભાઈ સુખલાલ નાયક: પૃષ્ઠ સંખ્યા ૪૦; કિંમત ૦-૬-૦ ગામડામાં બહુજ ઓછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા

## (૩) દારૂનો દવ:

દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતા અને દારૂડિયાનું કરુણ અધઃપતન વર્ણવતા શ્રી ઉમાશંકર જોષી, શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં [illegible] કાવ્યોનો સંગ્રહ.

## (૪) સ્વરાજ્યની સંગાથે:

સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતા મજૂરજીવનમાં આવેલ નવચેતનને સ્પર્શતી ચાર નવલિકાઓ કિંમત ૦-૩-૦

## (૫) આંખ ઊઘડી:

(બે નવલિકાઓ) શ્રી ગોપાલ અને શ્રી ધનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે રોચક વાર્તાઓ. પૃષ્ઠ સંખ્યા ૨૮ કિંમત ૦-૨-૦

## (૬) માણસાઈનો વિજય:

(બે વાર્તાઓ) પૃષ્ઠ સંખ્યા ૨૮. કિંમત ૦-૨-૦ શ્રી પીતાંબર પટેલ અને શ્રી સીતારામ શર્માની દારૂડિયાના હૃદયપરિવર્તન વર્ણવતી બે વાર્તાઓ

## (૭) છેલ્લી ઘડીએ:

લેખક - શ્રી મનસુખલાલ મહેતા : બહુજ ઓછી મહેનતે ભજવી શકાય એવી દારૂનિષેધ અંગેની એક સચોટ નાટિકા

## (૮) અભ્યર્થના:

ગુજરાતના પ્રખ્યાત કવિઓની મદ્યનિષેધ અંગેની [illegible] કાવ્યકૃતિઓનો નવો સંગ્રહ પૃષ્ઠ સંખ્યા ૩૨ કિંમત ૦-૪-૦

**તમારી નકલો વી. પી.થી મંગાવો**

**મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ**

**ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ-૧**

Registered No. B-5301




# દારૂબંધી સફળ કરો

મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ તરફથી પ્રકાશિત

(કિંમત રૂ. ૦-૬-૦)

## અનુક્રમણિકા



કવરચિત્ર – હર્ષદ પંડ્યા

★ 'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામપુનર્રચના, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ અને બીજા રચનાત્મક કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને ફોટાઓ આવકારવામાં આવે છે.

★ બદલાનાં સામયિકો અને ગ્રંથાવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે.

★ પ્રકાશન અર્થે પસંદ થયેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે.

★ 'સંજીવન' માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો યોગ્ય ટિકિટો બીડી હશે તો જ પાછી મોકલવામાં આવશે.

★ 'સંજીવન'માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થતાં મન્તવ્યો સાથે મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ હરહંમેશ સંમત છે એમ માનવાનું નથી.

ટીપ:-'સંજીવન' ગ્રાહકોને દર માસના પહેલા અઠવાડિયામાં પહોંચતું ન થાય તો તેઓએ ઓફિસને તા. ૧૫ મી પહેલાં જણાવવું. ત્યાર પછી કોઈપણ જાતની ફરિયાદ સાંભળવામાં આવશે નહિ.

મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ : ઓલ્ડ કસ્ટમ હાઉસ યાર્ડ, મુંબઈ ૧.

# રામતીર્થ બ્રાહ્મી તેલ

(રજી. નં. ૧) (મેડીકેટેડ)



મગજના જ્ઞાન અને ક્રિયાતંતુઓ બળવાન બને છે. વાળ કાળા અને ચમકીલા બને છે. ખરતા અટકે છે. ટાલમાં વાળ ઉગે છે. ખોડો, જુ, લીખ, નાશ થાય છે. યાદશક્તિ વધે છે. આંખોમાં આંજવાથી દૃષ્ટિ વધે છે. કાનમાં નાખવાથી કાનના રોગો મટે છે. ગાઢ નિદ્રા આવે છે.

**બધી ઋતુમાં બધાને ઉપયોગી છે. બધે મળે છે.**

કિંમત:—રતલી બાટલીના રૂા. ૩ાા, નાની બાટલીના રૂા. ૨.

ટપાલથી મંગાવનારે મોટી બાટલી માટે રૂા. ૫–૫–૦ અને નાની બાટલી માટે રૂા. ૩–૭–૦ (પેકીંગ અને ટપાલ ખર્ચ સહિત) મોકલવા. વી. પી. થતું નથી.

**રામતીર્થ યોગાશ્રમ, મુંબઈ ૪.**



તા. ૧ લી એપ્રીલ ૧૯૫૦ થી

મુંબઇ પ્રાંતમાં સંપૂર્ણ દારૂનિષેધ અમલમાં આવનાર હોઇ એ નિમિત્તે 'સંજીવન' નો એપ્રીલ માસનો અંક

# સંપૂર્ણ દારૂનિષેધ—અંક

તરીકે પ્રગટ કરવામાં આવશે. આ અંકમાં ગુજરાતના લબ્ધ પ્રતિષ્ઠ લેખકોની દારૂ નિષેધ અંગેની વાર્તાઓ, નાટિકાઓ, કાવ્ય તેમજ દારુબંધીનાં વિવિધ અંગોને સ્પર્શતા અભ્યાસપ્રદ લેખો આપવામાં આવશે.

દારૂનિષેધ અંગેનું અજોડ સાહિત્ય સુયોજિત રીતે મેળવવા માટે

**આ અંકથીજ સંજીવનના ગ્રાહક થાઓ**

## પ્રગટ થઇ ચૂકેલ છે

# — ત્રિ પુ ટી —

ગુજરાતના

લબ્ધપ્રતિષ્ઠ

નાટયકાર

ધનસુખલાલ કૃ. મહેતાનાં

નવાં કલાત્મક નાટકોનો

આકર્ષક સંગ્રહ

પૃષ્ટ સંખ્યા ૩૬

કિંમત ૦—૪—૦

—x—

તમારી નકલો વી. પી. થી મંગાવો

મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિ

ઓલ્ડ કસ્ટમ હાઉસ

કોટ, મુંબઇ-૧





**દમનું સંકટ**

**શાસ્ત્રીય ઉપાયથી દૂર થાય છે.**

તે માટે બજાર ઔષધી નકામી ઠરે છે. એવા ઔષધોથી તેટલા પુરતો દબાવેલો દમ પછીથી વધુ જોર પકડે છે. પાંચ મિનિટમાં કે એક રાતમાં દમ સારો કરનારા ઉપાયોથી તમારો દમ સારો થવાને બદલે ફક્ત વધે છે. પુરોહિત શ્વાસહારી એજ એક ઔષધ એવું છે કે તે લેવાની શરૂઆત કરતાંજ કફ છૂટે છે, શ્વાસ ઓછો થાય છે, પાચનક્રિયા સુધરે છે અને ફેફસાં મજબુત થઇ દમ ખાત્રીપૂર્વક અને પુરેપુરો મટે છે. રૂ. ૩-૮, રૂ. ૬ અને રૂ. ૧૦ના પેકીંગમાં બધી જગાએ મળે છે, અગર ડૉ. પુરોહિત ફાર્મસી, કોલ્હાપુરથી મંગાવો.

મુંબઇ એજન્ટઃ—વનમાળી ભીખા એન્ડ કાં. પ્રીન્સેસ સ્ટ્રીટ.



**પુરોહિત**

**શ્વાસહારી**



પ્રગટ થઇ ચુકયો છે

## અભ્યર્થના

——:[૦]:——

મદ્યનિષેધનાં ગીતોનો નવો સંગ્રહ

પૃષ્ટ સંખ્યા ૩૨, કિંમત ૦-૪-૦

તમારી નકલો વી. પી. થી મંગાવો

મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિ

ઓલ્ડ કસ્ટમ હાઉસ,

કોટ, મુંબઇ-૧

# સંજીવન

વર્ષ બીજું : ]  માર્ચ—૧૯૫૦  [ અંક આઠમો



## વાસંતી વાયરે



વાસન્તી વાયરે ચેતન જાગે,
ચેતન જાગે ને જગે જડતા ભાગે!
વાસન્તી વાયરે ચેતન જાગે.

શીત શિશિર શમે,
તેજ રાસ-શો રમે

સ્થૂલ સૂક્ષ્મ સૌ કણે શું અમી બિન્દુ ઝમે!

વાસન્તી વાયરે ચેતન જાગે,
ચેતન જાગે ને જગે જડતા ભાગે!
વાસન્તી વાયરે ચેતન જાગે.

વાસન્તી વાયરે કાનન જાગે,
કાનન જાગે ને પુરે પડઘા વાગે
વાસન્તી વાયરે કાનન જાગે.

આંબે મંજરી સોહાય,
ઋતુગીત ભ્રમર ગાય

બંસી કોકિલની સ્વાગતના સૂર સમી વાય!

વાસન્તી વાયરે કાનન જાગે,
કાનન જાગે ને પુરે પડઘા વાગે
વાસન્તી વાયરે કાનન જાગે.

વાસન્તી વાયરે આતમ જાગે,
આતમ જાગે ને દેહબંધન ત્યાગે
વાસન્તી વાયરે આતમ જાગે.

હીન ગ્રાહ છૂટી જાય,
મુક્ત પ્રાણપંખી ગાય

ઊંડા અંતરના અંતરમાં અજવાળાં થાય!

વાસન્તી વાયરે આતમ જાગે,
આતમ જાગે ને દેહબંધન ત્યાગે
વાસન્તી વાયરે ચેતન જાગે.

વાસન્તી વાયરે સંસાર જાગે,
સંસારના સાર સમો આતમ જાગે
વાસન્તી વાયરે આતમ જાગે!

# કેટલીક ભ્રમણાનું ઉચ્છેદન



**આ**જ લગી વાચક સમક્ષ જે હકીકતો રજૂ કરવામાં આવી છે. તેના આધાર તરીકે વર્ષોના અનુભવ તેમજ વૈજ્ઞાનિક અને વૈદ્યકીય સંશોધનનું પીઠબળ છે. આમ હોઈ સ્વાભાવિક છે કે આ માહિતી એકત્રિત રતાં બહુ સમય લાગ્યો હોય અને તબક્કે તબક્કે નવાં વાં સંશોધનોની સાથે એ મેળવી શકાઈ હોય આ શોધનોનાં અનુમાનો જ્યારે નિઃશંક રીતે સ્થાપિત થયાં ારે ગ્રેટ બ્રિટનમાં તેમજ દુનિયાના બીજા ઘણા દેશોમાં મ્પરન્સ કાર્યકરોએ દારૂની બદી ટાળવા માટે જેહાદ ાવવી શરૂ કરી. આ પ્રવૃત્તિ ગયા સૈકાની શરૂઆતથી ગવતી બનેલી. ગયા સૈકાની મધ્યમાં શરૂ કરવામાં ાવેલી 'બ્રિટિશ ટેમ્પરન્સ મુવમેન્ટ' નામક સંસ્થાએ વ્યાખ્યાનો, સભાઓ અને પત્રિકાઓ દ્વારા દારૂની બદી ટાળવા માટે દીર્ઘોદ્યોગયુક્ત અને અનેકદેશીય પ્રચાર કરેલો.

## કહેવાતા લાભો!

એ વાત ખરી છે કે દારૂના ઉપયોગનાં પ્રત્યેક અનિષ્ટો પીનાર વર્ગના લક્ષમાં પણ લાવી ન શકાયાં હોય! જ્યાં પીનારાઓનો મોટો ભાગ મદ્યપાનનાં અવર્ણનીય અનિષ્ટોમાંથી ઘણાખરાંથી તો જાણકાર થયેલ છે. પોતાના દુર્વ્યસનના ગુલામ થવાને કારણે અને એ ગુલામીમાંથી સહેલાઈથી છૂટી ન શકવાને કારણે આ લોકો મદ્યપાનના વિવિધ લાભો બતાવ્યા કરે તે દેખીતું છે. હિંદનો દારૂ પીનાર વર્ગ મદ્યપાનના જે કહેવાતા લાભો દર્શાવે છે તેમાંના કેટલાક અહિં રજૂ કરી એ લાભો વસ્તુતાએ કેવા ગેરલાભો છે તે અહિં જોઈએ. નવાઈની વાત તો એ છે કે મદ્યપાનની તરફેણમાં દલીલ કરનાર વર્ગ જાણી જોઈને ચોક્કસપણે એના અનિષ્ટ તરફ આંખ મીચામણાં કરે છે અને થોડા પ્રમાણમાં તેમજ ચોક્કસ સંજોગોમાં દારૂ સેવવાથી કશું જ નુકશાન થતું નથી એમ તેઓ ભારપૂર્વક માનતા હોય છે.

હવે આપણે એ ભ્રમણાનું નિરસન કરીએ.

## મદ્યાર્ક: ખોરાક તરીકે!

માણસના ખોરાકમાં સામાન્ય રીતે નીચેનાં તત્ત્વો હોય છે. :– (૧) કાર્બોહાઈડ્રેટ્સ એટલે કે કાર્બન, હાઈડ્રોજન અને ઓક્સીજનવાળાં સ્ટાર્ચયુક્ત દ્રવ્યો અને ચરબી (૨) પ્રોટિન્સ એટલે કે જુદા જુદા પ્રમાણમાં નાઈટ્રોજન અને સલ્ફરવાળાં દ્રવ્યો (૩) ખનીજ પદાર્થો અને પ્રજીવનક તત્ત્વો અને છેલ્લે (૪) પાણી કે જેના અભાવે આપણું શરીર ટકી શકેજ નહિ. પ્રોટીનનું મુખ્ય કાર્ય બાળકના વિકાસને પોષક એવાં તત્ત્વો પુરાં પાડવાનું છે. જ્યારે બીજાં દ્રવ્યોનું કાર્ય લોહીનું પરિભ્રમણ, હૃદયનું સ્પંદન, સ્નાયુઓનું હલન ચલન વિગેરે ક્રિયામાં શરીરની શક્તિ ટકાવવાનું છે. મદ્યાર્કમાં કાર્બન, હાઈડ્રોજન અને ઓક્સીજન છે. પરંતુ એ કારણે જ સ્ટાર્ચ અને ચરબીવાળાં પ્રોટીન્સ જે કાર્ય કરી શકે. તેની ગરજ મદ્યાર્ક સારી શકે નહિ.

મદ્યાર્કમાં ખોરાકનાં તત્ત્વો છે એવી ભ્રમણા ઉપસ્થિત થવાનું ખાસ કારણ છે. મદ્યાર્કનું ઉત્પાદન ગોળ, ખાંડ, અનાજ અને એવાં બીજાં દ્રવ્યોમાંથી થાય છે. તાડી તાડમાંથી કાઢવામાં આવેલા રસમાંથી બનાવવામાં આવે છે. આ બધાં દ્રવ્યોના મૂળ સ્વરૂપમાં કાર્બોહાઈડ્રાઈટસ હોય છે ખરા. અને એથીજ એવી માન્યતા ફેલાઈ છે કે કાર્બોહાઈડ્રાઈટસ વાળાં દ્રવ્યોમાંથી ઉત્પન્ન કરાતાં મદ્યાર્કવાળાં પીણાંઓ એ દ્રવ્યો જેટલાં જ ખોરાક તરીકે ઉપયોગી છે.

લીબેગ નામના એક પ્રસિદ્ધ વૈજ્ઞાનિકે ઘણાં વર્ષો પહેલાં દર્શાવ્યું છે કે સ્નાયુઓને મજબુત બનાવવા માટેની માદક પીણાંઓની શક્તિ કેવળ ક્ષુલ્લક છે. બીઅર જેવાં કેટલાંક પીણાંઓમાં કાર્બો હાઈડ્રેટ દ્રવ્યો મળી આવે છે ખરાં પરંતુ એનું પ્રમાણ એટલું બધું ઓછું છે કે એમાં પોષક તત્ત્વો બિલકુલ નથી.

ટેમ્પરન્સને લગતા પોતાના એક જાણીતા પુસ્તકમાં નૅાસ્ટર શી ક્રોસ આ વિષય પરત્વે લખે છે:–

"માદક પીણાંઓમાં ખોરાકનું પોષક તત્ત્વ એટલા બધા ઓછા પ્રમાણમાં હોય છે કે શરીરના ઘડતર માટે જરૂરી એવું પોષણ જો માદક પીણાંમાંથી કોઈ માણસે મેળવવું હોય તો એણે બહુજ બેહદ પ્રમાણમાં મદ્યપાન કરવું પડે એટલે કે માદક પીણાંઓમાંથી એને જેટલું પોષણ મળે એથી અનેક ગણું નુકશાન એના પરિણામે નીપજે!

માદક પીણાંઓમાં ખોરાકનું તત્વ છે એ જાતની ભ્રમણા ઉપસ્થિત થવા માટે ખાસ કારણ છે. જાણીતા વૈજ્ઞાનિક લીબિગે એક સ્થળે એમ કહેલ છે કે મદ્યાર્કમાં થાકનું શમન કરે એવાં તત્વો રહેલાં છે. મથિતાર્થ કે મદ્યાર્ક શરીરમાં ગરમી ઉત્પન્ન કરે છે અને શક્તિનો વિકાસ કરે છે. પરંતુ આ કથનની પાછળ એ વૈજ્ઞાનિક કોઈપણ જાતનો શરીરશાસ્ત્રને લગતો પુરાવો પોતાના અભિપ્રાયના સમર્થન તરીકે આપી શકે એમ નથી.

મદ્યાર્ક એ સાચા અર્થમાં ખોરાક નથી આ જાતનું પ્રતિપાદન કરતાં કોલમ્બિયા યુનિવર્સિટીના ડૉ. હેવન એમર્સને કહેલું:

"શરીરને ઘડે અથવા રક્તવાહિનીઓને મજબુત કરે એવા ખોરાકની ગરજ મદ્યાર્ક સારી શકે નહિ. શક્તિ વર્ધક ખોરાક તરીકે પણ એ કામ આપી શકે નહિ કારણ કે શરીરમાં કેળવતના સંક્રમણ માટે મદ્યાર્ક બહુ જ ઓછો ઉપયોગી છે. સ્ટાર્ચ અને ખાંડવાળા પદાર્થો જેટલા લાંબા સમય સુધી શરીરમાં સંગ્રહી શકાય છે એટલા સમય સુધી મદ્યાર્ક સંગ્રહી શકાતો નથી અને તેથી પણ એની ઉપયોગિતા ઘટે છે.

એટલે કે આટલું તો જરૂર ફલિત થાય છે કે મદ્યાર્ક થોડા પ્રમાણમાં શરીરમાં ઓક્સાઈડ ઉત્પન્ન કરતો હોઇ અમુક મર્યાદામાં અને તે પણ નજીવા અંશે શક્તિવર્ધક ખોરાક છે ખરો. પરંતુ બ્રેડ, માખણ, ચોખા અને બીજા ખોરાકો જેટલા પ્રમાણમાં શરીરમાં સંગ્રહી શકાય છે અને જેટલે દરજ્જે એ શક્તિવર્ધક છે તેટલે દરજ્જે મદ્યાર્ક નથી.

## ખોરાકનું વૈજ્ઞાનિક સ્વરૂપ

રસાયણ શાસ્ત્રની દષ્ટિએ જે કોઇ પદાર્થ શરીરમાં વૈજ્ઞાનિક દહન પામે છે અથવા તો જેનો શરીરમાં ઓક્સાઈડ થાય છે તે પદાર્થ ખોરાક કહેવાય છે. આમ છતાં સાઇટ્રીક એસીડ, ટારટારિઓક એસીડ, મોર્ફિયા, અને ફોસ્ફરસ ઓક્સાઈડ ઉત્પન્ન કરે છે તે છતાં કોઈ એને ખોરાક ગણે એમ નથી. જો એવી દલીલ કરવામાં આવે કે મદ્યાર્ક બીજી જ ભૂમિકા ઉપર નિર્ભર છે તો સર ફ્રેડરિક ગોવલેન્ડ હોપ કીન્સે આ સબંધી જે કહ્યું છે તેને યાદ કરવું જરૂરી છે.

'ખરેખર મદ્યાર્કનું ઓક્સીડેશન એ બીજું કંઈજ નહિં પણ એક ઝેરને બહાર કાઢવા માટેની શરીરની પ્રવૃત્તિ છે.'

બીજો પણ એક મુદ્દો લક્ષમાં લેવો જરૂરી છે. જેને સાચા અર્થમાં આપણે ખોરાક કહીએ છીએ તેમાં ખનિજ પદાર્થો અને પ્રજીવનક તત્વો પણ હોય છે. જે વસ્તુઓમાંથી મદ્યાર્કવાળાં પીણાંઓ બનાવવામાં આવે છે એમાંની કેટલીકમાં પ્રજીવનક તત્વો વગેરે વત્તાઓછા પ્રમાણમાં હોય છે એ વાત ખરી છે. વ્હીસકી, બ્રેન્ડી, રમ, જીન વગેરે ગાળીને બનાવવામાં આવતાં માદક પીણાંઓમાંથી આ પ્રજીવનક તત્વો ગાળવાની ક્રિયા દરમ્યાન નાશ પામે છે. ફળમાંથી બનાવવામાં આવતાં બીઅર, એલ, તાડી જેવાં કેટલાંક માદક પીણાંઓમાં પ્રજીવનક તત્વોનું અસ્તિત્વ હોય છે ખરૂં. પરંતુ આ તત્વો આ પીણાંઓ ઉપર તરતી આછમાં હોય છે. અને આછ પીવાના ઉપયોગમાં લેવાતી નથી. એટલેજ આ પીણાંઓને સાચા અર્થમાં ખોરાક કહી શકીએ નહિ.

મદ્યાર્ક એ પણ ખોરાક છે એ જાતની ભ્રમણા ઉપસ્થિત થવાનું બીજું પણ એક કારણ છે. માદક પદાર્થો લેવાથી મગજમાં નશો ચઢતો હોય ક્ષુધાવૃત્તિ વિસરાઇ જાય છે. એટલે ઘડીભર ખોરાક લીધો હોય એવો પીનારને ભ્રમ ઉત્પન્ન થાય છે. શરીરને જ્યારે ખરેખરા ખોરાકની જરૂર હોય ત્યારે ભૂખનું આ જાતનું શમન કોઈપણ કેળવાયલો માણસ નજ અપનાવે.

શોચનીય હકીકત તો એ છે કે હિંદમાં કેટલાક સુગ્ન ગણાતા માણસો પણ તાડી ખોરાક તરીકે ચોખાનું સ્થાન લઈ શકે તેમ [illegible] દલીલ [illegible] દારૂનો

ચાવ કરી રહ્યા છે. વસ્તુતઃ તાડીમાં પોષક તત્વો નહિ જેવાં જ છે. અને તાડી દ્વારા એ તત્વો પૂરતા પ્રમાણમાં મેળવવા જઈએ તો શરીરને અનેકગણું નુકશાન બીજી રીતે વેઠવું પડે તેમ છે. આમ શારીરિક, બૌદ્ધિક અને નૈતિક દૃષ્ટિએ પતન પામવા કરતાં લોકો ઉપયોગી ખાદ્ય પદાર્થો પાછળ પૈસા વાપરે તો એ વધુ ઇચ્છનીય ગણાય એમ કોઇપણ સમજુ માણસ કહેશે.

આ બધા ઉપરથી ફલિત થાય છે કે મદ્યાર્ક એ કોઈપણ સંયોગોમાં ખોરાક નથી. કારણ કે શરીરનું રચના તંત્ર એને અપનાવી લેતું નથી. આ ભૂલભરેલી માન્યતાને કારણે જે નુકશાન થઈ રહેલ છે તે અંગે ડૉ. કમીન્સ કહે છે.

'મદ્યાર્ક એક પોષક પીણું છે એ માન્યતાને કારણે જ આપણે અર્ધા ભાગના દારૂડિયાઓ એ વ્યસનથી પીડાતા જોઇએ છીએ,'

## મદ્યાર્ક ઔષધ તરીકે—

પીનાર વર્ગમાંના કેટલાક એમ માને છે કે આલ્કોહોલ એક ટોનીક છે અને શરીરના કૌવતનું રક્ષણ કરે છે. એટલે દાકતરી સલાહ હેઠળ જે માણસ મદ્યાર્ક લેતો હોય એને પોતા પુરતો તેમ કરતાં અટકાવવો નહિ. આના જવાબ તરીકે એમ કહી શકાય કે દારૂબંધીનો અર્થ એવો નથી કે દાકતરી સલાહ હેઠળ પણ કોઇને જો મદ્યાર્કની જરૂર પડે તો તેને પણ તેમ કરવાની અટકાયત કરવી. તેમ છતાં આજથી પચીસેક વર્ષ પહેલાં મદ્યાર્ક એ એક ઔષધ છે એવા અભિપ્રાયને પણ પડકારવામાં આવ્યો હતો. અમેરિકાની ઔષધોને લગતી એક સંસ્થા, જે દર દસ દસ વર્ષને અંતરે કયાં કયાં ઔષધોને આધારભૂત ગણવાં એ અંગે ચર્ચા કરે છે તેના પ્રમુખ ડૉ. હાર્વે વીલીએ 'લીટરરી ડાઇજેસ્ટ' માં ૧૯૨૦માં નીચે પ્રમાણે લખેલું:

'વર્તમાન યુગની ઔષધશાસ્ત્રની ઉચ્ચોચ્ચ આધારભૂત વ્યક્તિઓએ મદ્યાર્કની અસર વિષે લાંબા વખતના સંશોધન પછી એકી અવાજે જાહેર કર્યું છે કે મદ્યાર્ક એ ટોનીક નથી, હતો નહિ અને કોઇપણ સંજોગોમાં થઇ શકે પણ નહિ. એની કહેવાતી ટોનીક અસર માત્ર નશો છે. બ્રેન્ડી અને વ્હીસકી બન્નેને અત્યારે ઔષધની વ્યાખ્યામાંથી દૂર કરવામાં આવ્યા છે. અગાઉ કેટલીએ વાર જે સિદ્ધાંતનો પ્રચાર થઈ ગયો છે એનું પુનરૂચ્ચારણ કરીને કહેવા દો કે મદ્યાર્કવાળાં પીણાંઓ માત્ર નિરૂપયોગી જ નહિ પણ ચોકખાં નુકશાનકારક છે.'

બ્રિટિશ મેડીકલ ટેમ્પરન્સ એસોશીએશનની એક સભામાં ડૉ. અર્નેસ્ટ હાર્ટે કહેલું: 'દાકતરી વ્યવસાયમાં પડેલા લગભગ બધા જ હવે એ બાબતમાં સંમત છે અને તે એ કે મદ્યાર્ક ખોરાક પણ નથી અને ટોનીક પણ નથી.

રોગનિવારણ કરવા માટેની મદ્યાર્કની શકિત વિષે પ્રસિદ્ધ અંગ્રેજ દાકતર સર વિલિયમ ઓસીઅર લખે છે.

'પહેલાં એમ માનવામા આવતું કે મદ્યાર્ક ક્ષય જેવાં દર્દોના નિવારણ માટે ઉપયોગી થાય છે. પરંતુ ત્યાર પછીનાં સંશોધનો એમ સાબિત કરે છે કે વસ્તુતાએ પરિસ્થિતિ એથી અવળી જ છે. મદ્યાર્ક નિયમિત લેનાર વર્ગ જ ક્ષયનો વધુ પ્રમાણમાં ભોગ બને છે,

ઘણાખરા દાકતરો હવે એમ માનતા થયા છે કે બિલકુલ મુશ્કેલી વગર ઔષધના ક્ષેત્રમાંથી મદ્યાર્ક દૂર કરી શકાય તેમ છે. આ સંબંધે ડૉ. ડેવિડ પોલ્સન કહે છે:

'વીસ વર્ષ પહેલાં જ્યારે ન્યુયોર્કની મેડીકલ કોલેજમાંથી હું ગ્રેજ્યુએટ થયેલો ત્યારે મારા પ્રોફેસરો મને એવું શીખવતા કે મદ્યાર્ક ટાઇફોઇડ, ન્યુમોનિયા, ક્ષય અને એવાં બીજાં દરદો માટે ઘણોજ ઉપયોગી છે. અત્યારે જો કોઈ સુધરેલા દેશનો દાક્તર આવો મત ઉચ્ચારે તો લોકો એની મશ્કરી જ કરે!'

દરદીને આરામ આપવા માટે દાકતરો મદ્યાર્કની ભલામણ શા માટે કરતા તેનો ખુલાસો ડૉ. લૉડર બ્રન્ટનના નીચેના કથનમાં મળી રહે છે:

'મદ્યાર્કની સામાન્ય અસર હેઠળ માણસ ઉત્તેજના અનુભવે છે. લોહીમાં એકરસ થતાં મદ્યાર્ક પરિભ્રમણ વેગવન્તુ બનાવે છે. અને બાદ અસર પરત્વે જ્ઞાનતંતુઓની જાગ્રતિને શિથિલ કરે છે. આથી માણસ માનસિક તેમજ શારીરિક દૃષ્ટિએ બાહ્ય વ્યાધિઓમાંથી ક્ષણિક વિશ્રાન્તિ અનુભવે છે. અર્થાત્ રોગીને સહેજ આરામ' જેવું લાગે છે.'

## વધુ પુરાવા જોઈશે ?

હવે આ બાબતમાં વધુ પુરાવાઓ ટાંકી વાચકની ધીરજ ખૂટાડવાનો આ લેખકનો આશય નથી. મદ્યાર્ક કોઈપણ સ્વરૂપમાં કે કોઈપણ સંજોગોમાં 'દવા' તરીકે ઉપયોગી નથી એટલુંજ કહેવું પુરતું છે.

કેટલીક હોસ્પીટલોમાં મદ્યાર્કનો ઉપયોગ કેવળ છોડી દેવામાં આવ્યો છે. જ્યારે બીજી કેટલીકમાં એ પુષ્કળ ઘટાડવામાં આવ્યો છે. ડૉ. જેઈમ્સ એડમન્ડસ હેઠળની લંડનની એક હોસ્પીટલમાં રોગીઓને કોઈપણ જાતની હાનિ વગર મદ્યાર્કનો ઉપયોગ સંપૂર્ણ રીતે છોડી દેવામાં આવ્યો છે. ૧૮૯૯માં એની સ્થાપના થઈ ત્યારથી આજ સુધીમાં એનું મરણનું પ્રમાણ માત્ર ૬ ટકા જ રહેલું છે અને એ બીજી હોસ્પીટલો કરતાં ઘણું ઓછું છે. ખોરાક તરીકે, દવા તરીકે અને ટોનિક તરીકે મદ્યાર્કની ગણના પ્રતિષ્ઠિત દાકતરો હવે ભાગ્યેજ કરે છે એ બાબતનો વધુ પુરાવો જોઈતો હોય તો તે એ છે કે લંડનની પ્રસિદ્ધ કિંગ જ્યોર્જ હોસ્પીટલમાં ૧૯૩૯ના વર્ષ દરમિયાન દૂધ પાછળનું ખર્ચ ૩૬૦૦ પૌંડ હતું જ્યારે મદ્યાર્ક પાછળ માત્ર ૧૧૧ પૌંડ વપરાયા હતા.

Guide to Health and Home નામના પોતાનાં પુસ્તકમાં ડૉ. એ. બી. ઓલ્સન લખે છે :

'આ વિષય ઉપર જેમ જેમ વધુ પ્રકાશ નંખાતો જાય છે તેમ તેમ મદ્યાર્કનો કેઇસ વધુ ને વધુ નબળો થતો જાય છે. આધુનિક યુગના ઉત્તમોત્તમ દાકતરો હવે સર્વાનુમતે માનતા થયા છે કે મદ્યાર્ક એક ઉપયોગી સ્ટીમ્યુલન્ટ તો નથી જ પણ ભયંકર ઝેર છે. બહુજ થોડા પ્રમાણમાં એનો ઉપયોગ જે લોકો કરે છે એની પણ શરીરરચના નબળી પડી જાય છે તો પછી બેહદ નશાબાજનો તો સમૂળગો વિનિપાત થાય જ ને !'

એ ખરૂં છે કે હજીયે કેટલાક જૂનવાણી અને રૂઢિચુસ્ત દાકતરો એવો દુરાગ્રહી મત સેવે છે કે મદ્યાર્ક નિશ્ચિત ક્ષેત્રમાં દવા તરીકે અવશ્ય ઉપયોગી છે. પરંતુ મોટા ભાગનો અભિપ્રાય એથી કેવળ જુદો જ છે. અને એજ કારણે બ્રિટનના પંદર હજાર દાકતરોની સહીવાળી એક જાહેર અરજીમાં બ્રિટનની હરેક શાળામાં આરોગ્યશાસ્ત્ર અને ટેમ્પરન્સનું શિક્ષણ ફરજિયાત હોવું જોઈએ એ જાતની માગણી કરવામાં આવી હતી.

બ્રિટીશ મેડીકલ ટેમ્પરન્સ એસોશિયેશને આ બાબનમાં નેતૃત્વ લીધુ છે અને એના તરફથી એક માસિક દ્વારા નિર્વ્યસન મારેનો પદ્ધતિસરનો પ્રચાર કરવામાં આવે છે. આ એસોશિયેશનના સભ્યો વખતો વખત જે અભ્યાસપ્રદ લેખો પ્રગટ કરે છે તે ઉપરથી દાકતરી અભિપ્રાયનો સારાંશ કઈ તરફ ઢળે છે તે સમજી શકાય તેમ છે.

આપણે ત્યાં હિન્દમાં પૈસાદાર વર્ગ બીયર, વ્હીસકી, જીન, રમ વગેરે જાતના દારૂ પીએ છે જ્યારે આમ વર્ગ તો તાડી અને મહુડાનાં ફૂલો તેમજ ચોખા વગેરેમાંથી બનાવાતા બીજા દેશી દારૂ પીએ છે. તેમ છતાં માદકતાની દૃષ્ટિએ શરીરને આ બીજા વર્ગથી જરા જેટલી પણ ઓછી હાનિ થાય છે એમ માનવાને કારણ નથી. *

* ડૉ. એચ. સી. મુકરજીના અંગ્રેજી લેખને આધારે

# અમેરિકન વીરાંગના

# કૅરી નેશન

: અનુવાદક :

ચંદ્રશંકર શુક્લ

ઘણીવાર સ્ત્રીઓ અસાધારણ શક્તિ ધારણ કરી રાષ્ટ્રોત્થાનના મહાન કાર્યમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. અહીં એવી એક અમેરિકન વીરાંગનાની યશકથા આલેખવામાં આવી છે. અમેરિકામાં વીસ વર્ષ પર્યન્ત દારૂબંધીનો જે ઐતિહાસિક પ્રયોગ થયેલો તેની પશ્ચાદ્‌ભૂમાં કૅરી નેશન જેવી વેદના મૂર્તિઓની જીવનભરની દારૂવિરોધી જેહાદ અને જબ્બર પ્રયાસો પણ કારણરૂપ હશે. મહાન

અમેરિકાના ઇતિહાસમાં સૌથી મોટી હોહા મચાવનાર જે સ્ત્રીઓ થઇ ગઇ તેમાંની એકે, ઇ. સ. ૧૯૦૧ ના જાન્યુઆરીની ૨૧ મી તારીખે, કાન્સાસ સંસ્થાનના વિચિય શહેરના રસ્તાઓ પર ફેરી શરૂ કરી. 'ચલો ચલો ખ્રિસ્તી સૈનિકો' વાળું ગીત તે ગાતી હતી. તેના હાથમાં કુહાડી હતી. ડગલસ ઍવેન્યુ નામના ધોરી રસ્તા પર એક દારૂનું પીઠું જોયું, એટલે ઝડપ દઇને અંદર પેઠી, ને હવામાં કુહાડી વીંઝતાં કહેવા લાગી: 'આ ઇશ્વરનો હાથ છે. હું તમને પુરુષોને શરાબીઓના નરકમાંથી બચાવવા આવી છું.' ઘરાકો બાજુના બારણામાં થઇને નાસી ગયા. દારૂ ભરી આપનારો માણસ ટેબલ તળે

ઉછેરવાનું મૂકી ગયો હતો. કૅરીએ પહેલાં તો ભાષણો ને પ્રાર્થનાઓ કરીને કાન્સાસ સંસ્થાનનાં પીઠાં બંધ કરાવવાનો પ્રયાસ કર્યો. તે ઘણીવાર રસ્તા પર, પીઠાની સામે, એક જૂનું વાજું મૂકે, કલાલના આત્માનો ઉદ્ધાર થાય તે માટે પ્રભુની પ્રાર્થના કરે ને ગાય. તેણે એ રીતે કેટલાયે પીઠાં બંધ કરાવ્યાં પણ ખરાં. પણ એને એ રીત બહુ જ ધીમી લાગી. એને તો વેગ જોઇતો હતો. એટલે એણે પીઠાં પર ઇંટો નાખવાનું અને કુહાડીથી દારૂનાં પીપ ચીરી નાંખવાનું શરૂ કર્યું. બેશક એને ખબર હતી કે હું કાયદો તોડું છું. પણ એને એ પણ ખબર હતી કે પીઠાં [illegible] છે; કેમકે કાન

ફેરી કહેતી: 'આપણે આ કેસનો ન્યાય કાન્સાસના કાયદાથી કરવાનાં નથી; આપણે તો એનો ન્યાય બાઇબલના કાયદાથી કરવાનાં છીએ.' પછી તે ઊભી થઇને બાઇબલ વાંચવા માંડે.

જજ એને બેસી જવાનું કહે એટલે એ સામો તડૂકો કરીને કહે: 'મને બેસી જવાનું ન કહેશો. હું તમારી મા થવા જેવડી ઉંમરની છું.'

તેનો પહેલો પતિ મરી ગયો તે પછી તે, પોતાના બાળકનું તથા સાસુનું પોષણ કરવા, નિશાળમાં મહેતીનું કામ કરતી. ચાર વરસ બાદ તેની નોકરી ગઈ. પછી તેણે પ્રાર્થના કરી: 'હે પ્રભુ, મારાથી સાસુની ને બાળકની સંભાળ લઈ શકાતી નથી. તું મને મદદ કર. મારે માટે પરણવું એ જો સારામાં સારો રસ્તો હોય, તો હું પરણીશ. હે નાથ, મેં કોઈ પુરુષને પસંદ કરી રાખ્યો નથી. તને સારામાં સારો લાગે એવો પુરુષ તું મને પસંદ કરી આપ.'

થોડાંક વરસ પછી તે ડેવીડ નેશનને પરણી. તે એક છાપાનો તંત્રી, ખેડૂત ને ઉપદેશક હતો. તે માનતી કે આ લગ્ન મારી પ્રાર્થનાનું પરિણામ છે. ડેવીડ નેશન છેવટે કાન્સાસ સંસ્થાનના હોલ્ટન ગામના એક દેવળનો પાદરી થયો. પણ કેરીને લાગતું હતું કે ઉપદેશ આપવાની આવડત મારા પતિ કરતાં મારામાં વધારે છે; એટલે તે પતિને, ઉપદેશ આપવા માટે બાઇબલનાં વાક્યો પસંદ કરી આપતી, ને ઘણીવાર પ્રવચનો લખી પણ દેતી. ડેવીડ દેવળમાં ઊભો રહીને પ્રવચન આપતો ત્યારે તે આગલી હારમાં બેસતી, અને અવાજ ક્યારે ઊંચો નીચો કરવો, ક્યાં બોલવાની ઝડપ વધારવી, ને ક્યાં હાવભાવ કરવા, એ વિષે, શ્રોતાઓ સાંભળે તેવી રીતે, સૂચનાઓ આપતી. પ્રવચન પૂરતું લાંબુ થઇ ગયું એમ એને લાગે એટલે તે ઊભી થઇને મોટે અવાજે કહેતી: 'એટલું આજે બસ છે, ડેવીડ.' ડેવીડ જો તે જ પળે બોલવાનું બંધ ન કરે, તો તે પાસે જઇ ધડાક દઇને પતિનું બાઇબલ બંધ કરી દેતી, પતિના હાથમાં ટોપ આપતી, ને કહેતી: 'હવે બસ થયું, ઘેર ચાલો.'

આવું થોડાક મહિના ચાલ્યા પછી દેવળના વ્યવસ્થાપક મંડળે પાદરીને રાજીનામું આપવાનું કહ્યું, ને તેણે ખુશીથી રાજીનામું આપ્યું.

વરસો પછી ડેવીડે અદાલતમાં એની સામે છૂટાછેડાની અરજી કરી ત્યારે કેરીએ કહ્યું: 'ડેવીડ મને બહુ ધીમા લાગતા, મારા વેગને એ પહોંચી શકતા નહીં.'

એ બાઇને ધણીની જરૂર નહોતી; એને તો જરૂર હતી કાન્સાસના એકાદ ખબરની.

એકવાર એક દેવળમાં પાદરી કંઇક બોલ્યો હશે તે કેરીને ગમ્યું નહીં. તેણે ત્યાં ને ત્યાં જ ઊભી થઇ પાદરીને સાફસાફ વાત સંભળાવી દીધી.

બીજે એક પ્રસંગે તે ટોળામાં એક માણસ પાસે ચાલતી ગઇ, તેના મોઢામાંથી સિગાર તાણીને ફેંકી દીધી, ને તેને કહ્યું 'શરમ નથી આવતી તને? તારું મોઢું તો કૂતરાના જેવું ગંધાય છે!'

કેરીના બાપ પુષ્કળ દેવું મૂકીને મરી ગયો હતો; એ દેવું કેરીએ પંદર વરસ પછી પૂરું ચૂકવી દીધું. એ દેવું ભરવાની એની જવાબદારી નહોતી; કોઇએ એની પાસેથી એવી આશા પણ રાખી નહોતી; છતાં એણે એ દેવું ભર્યું. તેણે જિંદગીનાં છેલ્લાં વર્ષોમાં ભાષણ કરીને પૈસા મેળવ્યા. પણ એ પૈસા તેણે ગરીબ અને ભૂખ્યાંને માટે આપી દીધા; અને દારૂડિયાઓની સ્ત્રીઓ ને તેમનાં અનાથ બાળકો માટે તેણે કાન્સાસ શહેરમાં એક અનાથાલય સ્થાપ્યું.

કેરી નેશને કાન્સાસનાં મેદાનોમાં કામ કરવું શરૂ કર્યું ત્યારે દારૂ નિષેધનું કામ ઢીલું ઢીલું ચાલતું હતું, ને તેમાં કશો દમ નહોતો. પણ કેરીએ એને લડાયક બનાવ્યું, ને છેવટે અમેરિકામાં દારૂબંધી કાયદાથી થવા પામી.

કાન્સાસ સંસ્થાને એક રસ્તાને એનું નામ આપ્યું છે; ને એના પર નિશાનીઓ કુહાડીની છે. *

('મહાન માનવો' માંથી)

* મૂળ લેખક: ડેલ કાર્નેગી *

# પ્રકાશની પગથી




લેખક:

પ્રહલાદ બ્રહ્મભટ્ટ




**સંસ્કારી માતાની છાયા જેવી અદૃશ્ય થઈ કે તરત પિતા તરફથી વારસામાં મળેલા દારૂના વ્યસનનો હમીદ ભોગ થઈ પડયો. એ વ્યસને એને હેરાન પરેશાન કરી નાખ્યો! પરંતુ કુદરતને કરવું ને, તે એક વાર હમીદ મદ્યનિષેધની એક સભામાં જઈ ચડયો ત્યાં એણે પ્રકાશની પગથી જોઈ... એનું આખુંયે જીવન ત્યારથી ફરી ગયું.**

હમીદના અંગબળના પ્રયોગો સૌનું આકર્ષણ જમાવતા હતા; એના અંગબળના પ્રયોગોમાં અનેક પ્રકારની વિશિષ્ટતા પણ હતી. એણે વ્યાયામદ્વારા પોતાના દેહનું કૌવત વધાર્યું હતું; અને બદનની કાન્તિ પણ વધારી હતી. પણ એની સાથે જ એના મનોનિગ્રહનાં અને મનોબળનાં પણ જોનારને દર્શન થતા હતા.

એ હમીદ લોકક્રાંતિમાં અમારી સાથે જેલમાં હતો. નેકદિલ અને ખુદાના બંદા તરીકે જેલમાં પણ ત્યારે એ ખૂબ જાણીતો હતો. જેલના નાનામોટા તમામ નિયમનોનું એ ચિવટાઇ પૂર્વક પાલન કરતો. કેટલાકને એની આ ચિવટાઇ ગમતી પણ નહિ.

ધીમે ધીમે એની સાથેનો મારો પરિચય વધતો ગયો. અને પછી તો એ મારા જેલવાસ દરમ્યાન મારો અંતેવાસી મિત્ર થઈ પડયો હતો. એના દિલની સચ્ચાઇનાં મને અનેક પ્રસંગોએ દર્શન થયાં હતાં.

'હમીદ, તને સત્તાવાળાઓએ જેલમાં કેમ ધકેલી દીધો'? તેં કાંઇ કર્યું તો નહતું! મેં એક દિવસ એને પ્રશ્ન કર્યો.

"તમે બધા પોલીસવાળાઓ પર ગુસ્સો કરો છો પણ મને તો એમની ન્યાયપરાયણતામાં શ્રદ્ધા છે" હમીદે હસીને જવાબ દીધો. પણ એના મનોગત ભાવો ગુપ્ત રીતે પણ એમ કહેતા હતા કે તે પોલીસનાં પગલાંનો બચાવ તો કરતો જ નથી.

'શા ઉપરથી તું આટલી બધી શ્રદ્ધા ધરાવતો થયો?' મને એના જવાબથી આશ્ચર્ય થયું હતું. પણ એટલી ખાત્રી હતી કે એના જેવો આદમી ગુનો તો નહિ જ આચરતો હોય.

'અરે ભાઇ!' હમીદે હસતાં હસતાં મારી પીઠ પર ધપ્પો મારતાં કહ્યું: 'વારતવમાં આજે પણ હું જેલમાં જ હોત' અને નિસાસો નાંખતાં કહ્યું: 'કદાચ પાંચમી—સાતમી વાર હોત!'

'એમ શા ઉપરથી કહે છે?' મને હવે હમીદની વાતમાં રસ પડવા લાગ્યો.

'મારી જીંદગીને તો હું જ બરાબર જાણું ને!' ગંભીર થતાં હમીદે કહ્યું.

'તારી જીંદગી આમ તો સુંદર છે. ખુદાની બંદગી પણ તું નિયમિત કરે છે. ખુદાઇ આજ્ઞાઓનું પાલન પણ તું ચિવટપૂર્વક કરે છે. ને તું પાક દિલનો આદમી છે. છતાં તારા જીવનમાં એવું શું છે કે જે છુપાવવા જેવું છે?' મેં વિસ્તારથી પૂછ્યું. એના જીવનને જાણવાની હવે મને તીવ્ર ઉત્કંઠા થઇ આવી હતી.

એણે કહ્યું, 'એ બધી લાંબી વાત છે. ચાલો ઓલીમાં બેસીએ!'

અને હું હમીદની પાછળ યન્ત્રવત્ ઓલીમાં દાખલ થયો: એ થોડીક ક્ષણોમાં મારા દિલમાં કેટલીય શંકાઓ જાગી. માનવીનું મન કયારેક તરંગે ચડે છે ત્યારે, કેવી કેવી કલ્પનાઓ તે સર્જાવે છે!

'શું હમીદ ગુંડો હશે? હમીદ શું ડામીસ હશે? એનામાં કોઈ દૂષણ હશે?' આવા હજાર તરંગો મારાં મન પર અથડાવા લાગ્યા.

'બેસો! હું આપને સવિસ્તર વાત કહીશ!' એમ કહીને હમીદે મને પોતાની ખોલીમાં ભાવપૂર્વક બેસાડતાં કહ્યું.

અને એણે મારી સામે જ બેઠક લેતાં કહ્યું 'ભાઈ! કેટલીક વાત એવી છે કે મનમાં દબાવી રાખવાની ઈચ્છા છતાં, લાંબા વખત સુધી એ વાત મનમાં રહી શકતી નથી. મારા જીવનનો ભૂતકાળ પણ એવો જ છે. તમે અને હું આ જેલમાંથી મુક્ત થઈએ તે પહેલાં તો તમને મારા ભૂતજીવનથી પરિચિત કરવાનો જ હતો, કારણ કે આ જેલમાં તમેજ મારા પર વધુમાં વધુ ઇતબાર મૂક્યો છે'

બોલતાં બોલતાં એ સ્હેજ અટક્યો. અને કહ્યું: 'તમને હું મારા ભાઈ સમાન ગણું છું. આમ તો ખુદાના બંદાને, ખુદાની દુનિયાના તમામ માનવીઓ ભાઈ સમાન જ છે પણ તમારામાં મારો ઇતબાર છે. એટલે તમારાથી જુદાઈ નથી રહી' અને એનો કંઠ રૂંધાયો. એની આંખના ખૂણા ભીના થવા લાગ્યા.

'હમીદ! તારી આંખ ભીની શા માટે થઇ છે?' મેં પૂછ્યું! 'પ્રત્યેક માનવના જીવનમાં કાંઈક એવું તત્વ રહેલું હોય છે જ કે જે તેને છુપાવવું પડે છે. સંભવ છે કે તારા ભૂતકાળમાં પણ એવું તત્વ હોય જે ...'

'નહિ ભાઈ તમે મને અન્યાય કરી રહ્યા છો.' મને બોલતાં અટકાવીને તેણે કહ્યું! 'મારા જીવનમાં જે એબ હતી, એ જો કદાચ ન હોત તો આજે તમારા જેવાઓનો ભેટો ક્યાંથી થાત? એ એક એબ હતી પણ મહાત્માજીના વચનોએ હું સુધર્યો અને ત્યારથી એમના માર્ગે ચાલવાનો પ્રયત્ન કરી રહ્યો છું' એણે પોતાના જીવનનાં ગૂઢ તત્વ પરથી પડદો ખસેડવા માંડ્યો.

* * *

હમીદના ભૂતકાળમાં જે એબ હતી, એ મદ્યપાનના વ્યસનની હતી. જ્યારે એ વ્યસનમાં ચકચૂર રહેતો ત્યારે તો એને એ એબ લાગતી ન હતી: હમીદને દારૂની ટેવ, એના પિતાના વારસામાં મળી હતી. પિતા રોજ નશાના ઘેનમાં જ ઘેર આવતા અને બહાર ખાટલા પર બેઠા બેઠા અલકમલકની વાતો કરતા. એ વાતો બધી જ અસંબદ્ધ રહેતી હમીદ ત્યારે સાવ નાનો હતો.

એક વખત એના પિતાએ એને કહ્યું: 'બેટા હમીદ! તું પણ ચાખ!' એમ કહીને પોતાના ખિસ્સામાંથી મદની શીશી કાઢીને એના મોંઢામાં ટીપાં નાંખવા માંડ્યાં.

અને હમીદે રાડ પાડી.

હમીદની બૂમ સાંભળીને એની અમ્મા દોડતી બહાર આવી. એણે હમીદના બાપ સામે વાદવિવાદ કર્યો. પરિણામે નશામાં ચકચૂર બનેલા હમીદના બાપે, હમીદની અમ્માને માર માર્યો અને અડધી રાત્રે હમીદ સાથે એને ઘરમાંથી બહાર હાંકી કાઢી.

હમીદની અમ્મા શ્રદ્ધાળુ બાઇ હતી. એણે પોતાના ખાવિંદના ઘરનો ઉંબર મૂક્યો ત્યારે જ પ્રતિજ્ઞા લીધી હતી કે જીવતાં જીવ તો હવે આ ઘરમાંએ પગ મૂકવાની નથી. હમીદને એના બાપની ટેવ વારસામાં ન મળે એ માટે હું એને દૂર રહીને સાચવીશ' એણે ત્યારે જ નિશ્ચય કર્યો હતો.

નાના બાળકને લઇને, એણે પોતાની જીવનયાત્રાનો પ્રારંભ કર્યો. જાતની ખડતલ બાઈ દિવસભર મહેનત મજૂરી કરતી અને રાત્રે પોતાના બાળ સામે બેસીને સચ્ચાઈની, નેકીની વાતો કરતી મઝહબના કાનુનોથી એ પોતાના પુત્રને પરિચિત રાખતી હતી. આમ જીવન જંગ ખેલીને એણે પોતાના હમીદને નેક આદમી બનાવવાનો પ્રયત્ન કરવા માંડ્યો. હમીદ ધીમે ધીમે મોટો થતો ગયો. અમ્માનો ખોળો મૂકીને ફળિયામાં રમતો થયો. હવે તો એને અનેક સમવયસ્ક મિત્રો મળ્યા અનેક જાતની વાતો જાણવા મળી, અને જેમ જેમ એ પોતાના મિત્રો સાથે રઝળતો થયો તેમ તેમ, મિત્રોના માતાપિતાના સંપર્કમાં પણ આવતો ગયો. અને તેમ તેમ એની અમ્માએ સિંચેલા સંસ્કારો પર નવા થર જામવા લાગ્યા.

એની ફૂટતી જુવાનીમાં જ, એની અમ્મા, સમય સાથે જંગ ખેલતાં ખેલતાં ખુદાના દરબારમાં જવા ચાલતી થઇ.

હમીદ હવે તો એકલો પડયો. એના જુવાનીના દિવસોમાં એને જે મિત્રો મળ્યા, તેમણે હમીદના પિતાના વારસાને, તેના જીવનમાં ઉતાર્યો. જુવાનો શરાબને જ સર્વસ્વ માનતા હતા. હમીદ દિવસભર પોતાની કાયા નીચોવીને, જે કાંઇ ધન પ્રાપ્ત કરતો હતો તે સાંજના શરાબખાનામાં મૂકી આવતો. પોતાના મિત્રો સાથે કારખાનામાંથી નીકળીને સીધા શરાબખાનામાં જ જવાનો એનો નિયમ હતો. ત્યાં મિત્રોની મહેફીલ જામતી. શરાબઘરનો માલિક, હમીદને સલામો ભરતો. અને પ્રત્યુત્તરમાં હમીદ ગાલિપ્રદાનથી તેને નવાજતો.

એને ઘર જેવું કાંઈ નહતું; રાત્રિ એ ગમે ત્યાં ગુજારતો. કોઇને કોઇ મિત્રને ઘેર. નહિ તો છેવટે રસ્તાની પગથી ઉપર!

આમ જીંદગીનાં કિંમતી વર્ષો વહી જવા લાગ્યા. હમીદનું જીવન પણ ધસમસતા પૂરની જેમ વહી રહ્યું હતું. શરાબ એનો સાથી થઇ પડયો હતો. એણે કોઇનાય વચનોને માન આપ્યું નહતું. હવે એને કોઇ અટકાવનારૂં નહતું. અને માનવી જ્યારે ગર્તમાં ગબડી પડે છે ત્યારે એને અટકાવનારાઓ મોજૂદ હોતા નથી; અને જોરથી એ ગબડતો ગબડતો, પછડાટ ખાતો ખાતો, આખરે ઊંડા પાણીમાં ગળાબૂડ ડૂબી જાય છે.

હમીદ એમ ગબડી પડયો હતો, એ તમામ દુર્ગુણોને પોતાના દેહમાં સમાવીને જીવતો હતો. રોજરોજ એ ડૂબતો જ જતો હતો.

* * *

પરંતુ પછડાટ પર પછડાટ ખાતા માનવીને એક સહારો મળી જાય અને એના જીવનમાં પરિવર્તન થાય, એવું હમીદના જીવન વિષે બન્યું.

દેશમાં એક નવા પ્રકારનું આંદોલન જાગ્યું હતું. એ આંદોલને સૌને ચેતનવંતા બનાવ્યા. સૌના દિલમાં, આજ સુધી કદીય ઉદ્‌ભવ્યા નહતા એવા વિચારો ઉદ્‌ભવવા લાગ્યા.

એ આંદોલન અનેકમુખી હતું. એમાં સ્વદેશીની ભાવના હતી; સ્વરાજ્યની હાકલ હતી અને મદ્યનિષેધનો અવાજ હતો. રોજ રોજ ગામેગામ મદ્યનિષેધ માટે સભાઓ યોજાતી.

દારૂ તો દેશમાં કેટલાયે સૈકાઓથી આવ્યો હતો. અને એની આગળ કેટલાએ પોતાની જાતને ઝુકાવી હતી. રાજાઓ, મહારાજાઓ અને વિદ્વાનો પણ એના ભકત બની ચૂકેલા હતા. કોઇ સમ્રાટની સત્તા જેવી, મદિરા ત્યારે દેશમાં સત્તા ભોગવતી હતી, અને આજ સુધી એની સત્તા સામે કયારેય, કોઈએ અવાજ પણ ઉઠાવ્યો ન હતો. આજે તો એના નિષેધનો અવાજ ઉઠયો હતો, એ શું? મદ્યનિષેધ કદિ સંભવી શકે?' આવા જાત જાતના તરંગો ચોમેરથી ત્યારે ઉઠતા હતા.

હમીદે જ્યારે જાણ્યું કે આજે એના ગામમાં મદ્યનિષેધ અંગેની સભા છે ત્યારે એના આશ્ચર્યનો પાર ન રહ્યો.

'આપણે ત્યાં આવી સભાઓ શું કરવાની છે? એવા ભાષણોથી મદિરા સાથેની આપણી મોહબ્બતનો ઓછો જ અંત આવવાનો છે?' હમીદે પોતાના અંતરના ભાવો વ્યકત કરતાં કહ્યું.

'એ વાત સાચી છે. પણ જેને ધર્મ–ઉપદેશ આપવાનો છે, તેઓ તો ઉપદેશ આપે જ ને! પછી એ ઉપદેશમાંથી કોને કેટલું લેવું એ તો માનવીએ નક્કી કરવાનું છે!' હમીદના મિત્રે જવાબ દીધો.

'તુંય યાર ગાંડો જ તો!' પોતાના મિત્રના ખરડાને હળવો કરતાં હમીદે કહ્યું. આ દુનિયાના જન્મ સાથે જ દારૂનો જન્મ થયો એને આજે ઉખેડવાની વાતો કરવી એ કેવું આશ્ચર્ય!'

'દુનિયાના જન્મ સાથે દારૂની જેમ બીજા અનેક સદ્‌ગુણોનો જન્મ થયો છે. એને કેમ કોઇ ઉખેડવા માંગતું નથી અને દારૂને જ ઉખેડવાની વાત અત્યારે થાય છે?'

'તેઓ ગાંડા થયા છે, યારે!' હમીદે હસીને કહ્યું.

ગાંડા તો મદિરાના ભકતો થયા છે; નહિ તો જાણીએ છીએ કે આ અંગારા છે અને એને પકડતાં જ દાઝી ઉઠશું, છતાં પકડવાને કાંઇ જાય ખરૂં?'

'ત્યારે તો તું એ સભામાં જવાને કેમ!'

'હા, જરૂર તને પણ સાથે લઇ જવાનો!'

'હું આવીશ, પણ એવા કોઇ ભાષણની મારા પર અસર થવાની નથી!' નિશ્ચિત ભાવે એણે જવાબ દીધો.

કેવળ કુતુહલ વૃત્તિથી, હમીદ એ સભામાં ગયો હતો. અને કદાચ એવી જ વૃત્તિ સભામાં હાજર રહેનાર અન્ય જનોની પણ હોય! સફેદ ટોપી અને સફેદ પહેરણમાં સજ્જ થયેલો એક માનવી, સભાને મદ્યનિષેધનો સંદેશો આપી રહ્યો હતો

મહાત્માજીનું નામ ભારતના માનવ હૈયા પર પ્રભુત્વ જમાવી બેઠું હતું. એમના વચનોમાં, માનવીને જીતવાનો એક ચમત્કારિક પ્રભાવ હતો. સભાનો વકતા મહાત્માજીના નામે, મદ્યનિષેધનો સંદેશો આપી રહ્યો હતો.

વકતાએ દારૂના ઉત્પત્તિ સ્થાન સાથે, તેણે કરેલા સંહારોનો હૃદયદ્રાવક ઇતિહાસ રજુ કર્યો. મદિરાના ઉપાસક અને ભકતોના દેહમાં રોમે રોમે વ્યાપી રહેલાં દર્દોનો ચિતાર આપ્યો. અને દારૂડિયાની અંતિમ પળોનું જ્યારે તેણે વર્ણન કર્યું ત્યારે, શ્રોતાજનોમાંથી, કેટલાયની આંખમાં આંસુ આવ્યાં હતાં. જેમનાં હૈયાં પત્થર મટીને કૂણા બન્યા હતાં એવા શ્રોતાજનોમાં હમીદ પણ હતો.

અને જ્યારે વકતાના મુખેથી મદિરાએ તેના ભકતોને ભેટ આપેલાં દર્દો વિષેનો ઉલ્લેખ સાંભળ્યો ત્યારે હમીદને પણ જાણે એનું જુનું પૂરાણું દર્દ—છાતીનો દુખાવો ઉપસ્થિત થયો હોય એમ જણાયું.

સભામાંથી એ ઉભો થયો અને તેના મિત્રની વિદાય લીધી. એ રાત્રે એની છાતીનો દુખાવો ભારે વેદના ભર્યો હતો.

એના મગજ પર વકતાના શબ્દો સતત્ અથડાયા કરતા હતા. 'શરાબ માનવીને મોતને માર્ગે ધકેલે છે.'

હમીદની વ્યાકુળતા વધી પડી. સવારે તેણે તબીબ પાસે જઇને પોતાના દુઃખની ફરિયાદ કરી. જીવનમાં એ પહેલી જ વાર દર્દની દવા માટે તબીબ પાસે ગયો હતો. અત્યાર સુધી તમામ દર્દોની દવા શરાબ જ છે એમ એ સમજતો હતો. એના મિત્રો એને એવો જ બોધ આપી રહ્યા હતા. તબીબે એના દેહને તપાસીને શરાબનો ત્યાગ કરવાની સલાહ આપી.

'ગઇ રાતથી જ મેં નિશ્ચય કર્યો છે!' હમીદે પોતાની વેદના દબાવતાં કહ્યું.

'ત્યારે પેલા વકતા ના શબ્દોની અસર થઈ ખરી?' તબીબે દવા આપતાં કહ્યું 'જાઓ હવે પછી જો તમે દારૂ પીશો તો, જીંદગી તમારી નહિ રહે.

'હજીય મને એ ભલા ભાષણકર્તાના શબ્દો યાદ આવે છે. અને મને લાગે છે કે, ખુદા એ જ, મારી જીંદગી બચાવવા એને અમારા ગામડે મોકલ્યો હશે. દવાખાનેથી નીકળીને સીધો હું એ ભલા આદમી પાસે પહોંચી ગયો.

મને પોતાની પાસે ઉભેલો જોઇને એને સ્હેજ અચરજ થયું હોય એમ મને જણાયું.'

'તમે કેમ આવ્યા છો?' એણે મને પ્રશ્ન કર્યો.

'હું એક ચૂસ્ત દારૂડિયો છું,' મેં કહ્યું.

'એ હું જાણું છું, તમારૂં નામ હમીદ, ખરૂંને?'

મને ખાત્રી થઈ કે ગામના લોકોએ મારા વિષેની રજે રજ માહિતી આપી હતી.

'હા! હું હમીદ! તમારો આભાર માનવા આવ્યો છું તમે મને સાચો માર્ગ જ બતાવ્યો છે એટલા માટે નહિ, પણ તમે મને નવજીવન આપ્યું છે. મારા હૃદયમાં નવો પ્રકાશ થયો છે.'

'એટલે તેં શરાબનો ત્યાગ કર્યો?' એ પ્રશ્નની સાથે જ તેઓ મને પ્રેમથી ભેટી પડયા અને કહેવા લાગ્યા, 'શાબાશ, મારા ભાઇ! તેં તારી જીંદગીને પાયમાલીને માર્ગેથી પાછી વાળી તે માટે તને અભિનંદન, પણ...'

મેં અધવચ્ચે જ પ્રશ્ન કર્યો. 'પણ શું? તમને મારા વચનમાં શંકા છે?'

'પ્રત્યેક દારૂડિયો આવેશમાં આવીને આમ જ કહે છે પણ સાંજે એ પાછો પીઠામાંજ જાય છે!

'મને એવો ન ધારશો!' મેં મારા વિષે વિશ્વાસ આપ્યો.

ખુદાને માલૂમ, મારા એ શબ્દોએ તેમના દિલમાં શ્રદ્ધા પેદા કરી કે નહિ પણ મેં તો ત્યારપછી દારૂનો

સચિંત રહું વાત શોચી, કવિ હું, પ્રિયા છે ઘરે,
પરંતુ ન પરી, ન રૂપઅવતાર, કે ના ખરે
સુખેથી કદી મોતી;
—હતે ખરત મોતી તો હું શીદ નોકરીએ જતે ?—
ખરે ન કદિ મોતી, ઉગ્ર વચનો ય એ તો વદે;

ભરાવી બિલ દાકતરોનું કદિ ખિસ્સું ખાલી કરે;
કદીક ઝગડે, રડે, ઘરનું કામ ખેંચ્યા કરે;
ધખેલ મુજ જિંદગીનું રણ છાંયડેથી ભરે;
ગળી હળવું ફુલ નિત્ય ભવભાર માથે ધરે!

હું તે દઉં શું ઉત્તર?
ન છું કવિ, હું માત્ર માનવ, પ્રિયા ય તે માનવ;
ન તેથી સમજી શકું કવિની વાત લોકોત્તર!
અને સમજી, શોચી, બંધુ! કહું આટલું હું તને,
ન હું જ સમજું, નકામું શીદ આ પૂછે છે મને? *

પ્રેમશંકર હ. ભટ્ટ

* સિદ્ધાર્થ કૉલેજ (મુંબઈ) માં તા. ૨૨ ડીસેમ્બર ૧૯૪૯ના રોજ યોજાયેલા કવિમુશાયરામાં વાંચેલું કાવ્ય.

## કાર્યાલયનું નવું શિરનામું

ફેબ્રુઆરી માસથી સંજીવન-કાર્યાલયે સ્થળાંતર કરેલ છે. લેખકો તથા ગ્રાહકોને કાર્યાલયનું નીચે આપેલું નવું શિરનામું નોંધી લેવા વિનંતિ.

સંજીવન (ગુજરાતી)
પ્રાંતિક દારૂબંધી સમિતિ
ઓલ્ડ કસ્ટમ-હાઉસ (બીજે માળે)
કોટ, મુંબઈ-૧

# જાણો અને આચરો

લેખક
દાસુભાઇ શુક્લ

નાગરિક કે ગ્રામ સમાજોનું નિરીક્ષણ કરનાર કોઇપણ માણસને સમજાય એમ છે કે સમાજો ઉપર બે સત્તાઓનું રાજ્ય ચાલતું આવ્યું છે અને ચાલે છે. એ સત્તાઓ છે દૈવ કે દેવ અને દવા. એવા અગણિત માણસો આપણા સમાજમાં હતા અને છે જે ન મળેલું મેળવવા અને મળેલાને ભોગવવા ને રક્ષવા દેવોનાં યજનપૂજન અને હવનયજ્ઞાદિ કરતા અને કરે છે. તાવ આવે તો તેને કાઢવા જપ કરાવે, લાંબી માંદગી આવે તો તેને કાઢવા વ્રત કરાવે, વહેવારમાં ડામાડોળ સ્થિતિ થતાં કથા પૂજાના પ્રસંગો યોજે અને રોગમુક્ત રહી ઇશ્વરે આપેલી સંપત્તિ ભોગવવા માટે શકિતશાળી થવા દૈવ કે દેવને સંતુષ્ટ રાખવાનાં આવાં ફાંફાં મારે એવા માણસો કોણે નથી જોયા? એવા બીજા પોતાને કેળવાએલા ગણનાર અગણિત માણસો છે જે ઉપલી બાબતને વહેમ ગણી, આરોગ્ય સાધી આપવાની તેમની શકિત તરફ હસતા હોય અને છતાંય એથી પણ વધારે મોટા વહેમને રાજીખુશીથી અપનાવતા હોય! માથું દુઃખે, શળેખમ થાય કે તાવ આવે તો દાકતરને ત્યાં દોડનાર અને ધંધામાં ગરબડ થતાં ભવિષ્યવેત્તાને ત્યાં દોડનાર એવા માણસોને કોણે નથી જોયા?

## જરા જેટલી કાળજી

મનુષ્યસમાજ ઉપર આ બંને સત્તાઓ કંઇ સબળ કારણ વિના રાજ્ય ચલાવી રહી છે એ દુઃખદ હકીકત છે. એ સત્તાઓ ટકે છે કારણ માણસ અજ્ઞાન અને આળસુ છે, ઉત્સાહ અને ઇચ્છાશકિત વગરનો છે, અને જાણે એ એમ જ રહેવા માગતો હોય એવો એનો વર્તાવ છે. નહિ તો અજ્ઞાનને દૂર કરનારાં અનેક સાધનો મોજુદ છતાં અને તન્દુરસ્ત ને સફળ થવા માટે અનેક રીતે એને બોધ અપાય છે છતાં એની એવી સ્થિતિ કેમ રહે? માણસ ફક્ત થોડીજ કાળજી રાખી ઉપાધિપરંપરામાંથી મુકત થવા અને જીવનમાંથી બને તેટલો આનંદ મેળવવા સીધા રસ્તે પ્રયત્ન કરે તો શરીરને નીરોગી કેવી રીતે રાખવું તથા જીવનમાં સફળ કેવી રીતે થવું તે તેને તરતજ સમજાઇ જાય. એ સમજ્યા પછી એ પોતાની ઇચ્છાશકિતને કસે અને જે જાણ્યું છે તેને ઉત્સાહપૂર્વક અમલમાં મૂકવાનો પ્રયત્ન કરે તો આરોગ્ય વિષયક દયા ઉપજાવે એવી સ્થિતિમાં એને રહેવું પડે છે તેમાંથી તે ચોકસ મુકત થઇ જાય અને અનેક રીતે સફળ થઇ જીવનનો નિઃસીમ આનંદ લૂંટી શકે.

## એ શકિતઓનું પોષણ

કુદરત તો માણસને ફકત કાચી વસ્તુઓ આપે છે. સંસ્કૃત કે આગળ વધેલ સમાજો જે કહેવાય છે તે કુદરત બક્ષી આ વસ્તુઓને કેળવી તેમાંથી બને તેટલો લાભ ઉઠાવે છે. અનેક પ્રકારનાં અનાજો, શાકભાજીઓ અને ફળફુલો કુદરત પેદા કરી આપે છે, પણ એમના ઉપર સંસ્કાર પાડી, એમાંથી જુદા જુદા પ્રકારની સ્વાદિષ્ટ વાનીઓ જાણકાર અને મહેનતુ માણસોજ બનાવી શકે છે. અને જિવ્હા તથા જઠરને સંતૃપ્ત કરી શકે છે. અનેક જાતની કાચી ધાતુઓ પૃથ્વીના પેટાળમાંથી મળે છે, પણ તેમને સુધારી તેમાંથી વિવિધ પ્રકારની મનુષ્યોપયોગી વસ્તુઓ બુદ્ધિશાળી અને મહેનતુ માણસો બનાવે છે અને જાતના માણસોનું આરામ અને સુખ સગવડનું ધોરણ ઊંચું લાવી શકે છે. નિસર્ગદીધા માનવ દેહમાં અનેક પ્રકારની સુષુપ્ત શકિતઓ પડી છે, પણ એ શકિતઓને

### ગુરુ-સૂત્ર

**તમને ફાવતું કામ ધીરજપૂર્વક શોધી કાઢો. પછી ઉત્સાહપૂર્વક એ કામ કરવા મંડી પડો. પરિણામ માટે ઉતાવળા કે અધીરા ન થાઓ. જેમ સૂર્યમાંથી પ્રકાશ અને ચંદ્રમાંથી શીતળતા, મેઘમાંથી વારિ અને પુષ્પમાંથી સુવાસ નીકળે છે તેમ બુદ્ધિપૂર્વક યોજેલ ને ઉત્સાહપૂર્વક કરેલા કામમાંથી સફળતા જન્મશેજ.**

સમજી, પોષી અને વિકસાવી સમજુ અને પ્રયત્નશીલ માણસો આરોગ્ય તથા બીજી સિદ્ધિઓ પ્રાપ્ત કરી, યશ સુખ અને સમૃદ્ધિવાળું જીવન જીવી શકે છે જ્યારે આ શક્તિઓ વિશે અજ્ઞાન રહી તેમને વિકસાવવાનો કંઈપણ પ્રયત્ન ન કરનાર આળસુ માણસો જાનવર જેવું જીવન ગાળી, અનેક પ્રકારના સંતાપોથી પીડિત રહી, 'હાયવોય' કરતા જીવન પૂરું કરે છે !

## પ્રશ્ન ઉકલ્યો નથી

જગતમાં અત્યારે એવી અનેક શક્તિયો કામ કરી રહી છે જે દરેક માણસને સંતોષ થાય એટલું ખાવાપીવાનું, પહેરવા ઓઢવાનું રહેવાનું અને હરવા ફરવાનું મળે એને માટે આકાશ પાતાળ એક કરે છે. આખી દુનિયામાં રાજ્યને Welfare State [લોકમાત્રનું કલ્યાણ સાધનારૂં રાજ્ય] બનાવવાના પ્રયત્નો થઇ રહ્યા છે. એક એક મનુષ્યને વિકાસ સાધવાની તક મળે, જરૂરની વસ્તુઓ મળે, અને એ સુખપૂર્વક પોતાનું જીવન ગાળી શકે માટે દરેક દેશના મોટા માણસો ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે. પણ દુઃખની વાત એ છે કે એ બધા પ્રયાસો હોવા છતાં અને ઘણીખરી જરૂરની વસ્તુઓ મળવા છતાં માણસના સુખની યાત્રા એનાં પેલાં અપલક્ષણોને લીધે વધતી નથી. સમૃદ્ધ અને ખૂબ આગળ વધેલા દેશોમાં,- જ્યાં ખાવા-પીવા અને આનંદ પ્રમોદને માટે અનેક સગવડો છે - પણ લોકો પૂરેપૂરા સુખી નથી, કારણ સૌથી પ્રથમ તો એમનું શરીર એમને હેરાન કરે છે. પશ્ચિમનો એક વિખ્યાત વૈજ્ઞાનિક ડૉ. એલેકિસસ કેરોલ કહે છે: 'માણસે જંતુજન્ય રોગો ઉપર જીત મેળવી છે અને એની આયુષ્યમર્યાદા પણ વધી છે, છતાં રોગનો પ્રશ્ન ઊકલી ગયો છે એમ ન કહેવાય. દવા આપણને મનાવવાનો પ્રયત્ન કરે છે એટલી હદે માણસનું દુઃખ ઓછું કરવામાં 'કામિયાબ' નીવડી શકી નથી. આપણે પહેલાં કરતાં વધારે મોટા પ્રમાણમાં ક્ષીણતાવર્ધક રોગોથી મરણ પામીએ છીએ. વારંવાર થતા આઘાતોથી અને સંક્ષુબ્ધ અવયવોમાંથી પેદા થતાં અને આપણા ખોરાક ને પાણીમાં રહેલાં વિષયુક્ત તત્ત્વોથી આધુનિક માણસનું શરીર આવા રોગોના હુમલાને અસહાયપણે વશ થઇ જાય છે!' આવા ક્ષીણ કરનારા રોગોને સંસ્કૃતિના રોગો [diseases of civilization] કહી લેખક ઉમેરે છે: 'આપણા આંતરિક અવયવોનો સંવાદી વિકાસ સાધી એમને નીરોગી રાખી શકે એવી કોઇ પદ્ધતિનો શોધનારો પેસ્ટર કરતાં પણ વધારે મોટો માનવહિતાર્થી ગણાશે.'

## આપણી ત્રુટિઓ

શું સાચેજ આવા શક્તિઓને ક્ષીણ કરનારા રોગોથી બચવાનો કોઇ ઉપાય નથી? મોટાં શહેરો બાંધી તેમાં રહેવા લાગ્યા, ચોકખાઇ રાખતાં. અને નિયમિત રહેતાં શીખ્યા, તથા બુદ્ધિવિકાસ સાધી વિશ્વના અનેક પ્રશ્નો સમજવા લાગ્યા એ આપણી જમે બાજુ થઇ ખરી; પણ એ બધાના બદલામાં જો આપણે ખાઇ ન શકીએ, સારી રીતે આમોદ પ્રમોદ ન કરી શકીએ, બરોબર ઉંઘી ન શકીએ અને ચિંતાના ભારથી લદાએલા રહી દુઃખી અને રોગગ્રસ્ત જીવન ગાળીએ તો? આંતરિક અવયવોને ક્ષીણ કરી નાખનારા રોગોમાંથી બચવાનો ઉપાય ન શકીએ તો? અથવા એવા શોધાએલા ઉપાયો વિશે અજ્ઞાન સેવી એના લાભથી આપણી જાતને વંચિત રાખીએ તો? વળી ઉપર વર્ણવી એવી આપણી સ્થિતિજ નથી એમ કહીને આપણે શાંત બેસી રહી શકીએ એમ છે? આપણી ઉત્તરોત્તર ઓછી થતી જતી ઊંચાઇ, ઓછું થતું જતું વજન, અને વધારે ને વધારે ઘસાતી-જતી શારીરિક, માનસિક અને બૌદ્ધિક શક્તિઓ, આપણે પણ ક્ષીણતાવર્ધક રોગોના ભોગ થઇ રહ્યા છીએ એનો સચોટ પુરાવો છે. વળી એવા ઘસારામાંથી બચવા માટે 'ગામડામાં પાછા જાઓ' કે 'આહાર વિહારમાં સાધુ જેવા થઇ જાઓ' કે એવા બીજા જે ઉપાયો બતાવવામાં આવે છે તે વ્યવહારૂ પુરવાર થઈ શકે એમ નથી, કારણ એવી રીતે કોઇ ગામડામાં જઇને રહેવાનું નથી તથા ગામડામાં રહેનારાઓ એવા ક્ષીણતાવર્ધક રોગોના ભોગ થઇ પડ્યા નથી એમ કહી શકાય તેમ નથી. તથા આહાર વિહારની બાબતમાં માણસો થોડેવત્તે અંશે બેદરકાર અને અવિચારી રહેવાના જ છે. એટલે વિધ-વિધ ત્રુટિઓથી ભરેલા માણસને પણ રોગોમાંથી રક્ષા શકે એવો કોઈ ઉપાય છે કે નહિ એ શોધી કાઢવું જરૂરનું છે.

## ઉપાય નથી એમ નહિ

આપણને જાણીને આશ્ચર્ય થાય એવો સરસ ઉપાય આ સ્થિતિમાંથી બચવા આપણે ત્યાં શોધાયેલો છે અને

તે પણ હજારો વર્ષ પહેલાં! અગણિત માણસોએ અગણિત વર્ષોથી એનો પ્રયોગ કર્યો છે. અને હજુ સુધી એક પણ એવો માણસ નથી નીકળ્યો જેણે એને માટે કરવામાં આવતા દાવાઓનો વિરોધ કર્યો હોય. એ ઉપાય છે યોગાસનો. આ આસનોથી બગાડેલું શરીર સુધરી શકે છે, નબળું પડેલું મન મજબુત થઇ શકે છે, ઘસાઇ ગયેલા અવયવો સાજા થઇ શકે છે અને ક્ષીણ થએલી ગંથિયો સચેત થઇ શકે છે. આંતરિક અવયવોનો સંવાદી વિકાસ સાધી આધિ, વ્યાધિ અને ઉપાધિના આઘાતો સામે આસનો આપણને દૃઢ અને ચોક્કસ સંરક્ષણ આપી શકે છે. એલેક્સિસ કેરેલે જેને ભવિષ્યનો 'માનવહિતાર્થી' કહ્યો છે તે તો આપણે ત્યાં અનેક સૈકાંઓ પહેલાં પાકી ચૂકયો છે અને જાણે અત્યારના સમય માટે જ ખાસ નિર્માણ કરી હોય એવી એક ઉત્તમ પદ્ધતિની ભેટ માનવ જાતિને આપી ચૂકયો છે. દુ:ખની વાત એ છે કે એ પદ્ધતિ વિશે અનેક માણસો કશું જ જાણતા નથી; જાણવાની પરવા કરતા નથી, અને જાણે છે તો ઉત્સાહપૂર્વક તેનું આચરણ કરતા નથી, આચરવાની પરવા કરતા નથી!

### ગુરુ-સૂત્રનો પાઠ

શરીરને નીરોગી અને દૃઢ બનાવ્યા પછી જીવનને સુખી, સમૃદ્ધ અને સફળ બનાવવાનું ગુરુ સૂત્ર પણ આપણે ત્યાં અનેક સૈકાઓથી અસ્તિત્વમાં છે; પણ તેને વિશે પણ આપણે શરીરની બાબતમાં છીએ તેટલાજ બેદરકાર છીએ. એ ગુરુ સૂત્ર આ છે: તમને ફાવતું કામ ધીરજપૂર્વક શોધી કાઢો. પછી ઉત્સાહ પૂર્વક એ કામ કરવા મંડી પડો. પરિણામ માટે અધીરા કે ઉતાવળા ન થાઓ. જેમ સૂર્યમાંથી પ્રકાશ અને ચંદ્રમાંથી શીતળતા, મેઘમાંથી વારિ અને પુષ્પમાંથી સુવાસ નીકળે છે તેમ શુદ્ધિ પૂર્વક કરેલા કામમાંથી સફળતા જન્મશેજ.

કહેવા કરતાં કરવું વધારે અઘરું છે એ જાણતાં છતાં આપણે ઉપયોગી અને લાભદાયક બાબતો જાણી લેવાની અને જાણ્યા પ્રમાણે આચરણમાં મૂકવાની, થવાની, પ્રતિજ્ઞા આજેજ લઈ શકીએ તો?

## —૦— મારો ચરખો —૦—

(ભજનનો ઢાળ)

મારો ચરખો બોલે રામ, સીયા રા.....મ!
મારો ચરખો બોલે રામ!
મારો ચરખો માગે તેલ દિવેળાં, આપે રૂડું ગાન,
ગાને ગાને જીવન જાગે, એ ચરખાનાં માન!
મારો ચરખો બોલે રામ! મારો ૦–

મારો ચરખો રંગરૂપે રઢિયાળો, નાજુક એનો વાન,
દારૂડિયા! મત છૂજે એને, મત કર માદક પાન!
મારો ચરખો બોલે રામ! મારો ૦–

મારો ચરખો નિરમળ ગંગાજળિઓ, પાવક એનું નામ,
દારૂની બદ્દબુવા અડે તો બગડે મારું કામ!
મારો ચરખો બોલે રામ! મારો ૦–

મારો ચરખો ઘડિયો કોક સુથારે, અજબ કરેલું કામ,
ઘો સાંધણ કયાંય જડે ના, લિયે રામનું નામ!
મારો ચરખો બોલે રામ! મારો ૦–

રમણલાલ સોની

# સર્વનાશ!

:રૂપાન્તરકાર:

પ્રા. 'શશિન્' ઓઝા
એમ. એ.

**સ્થળ:** સુધાકરનું ઘર.

**પાત્રો:** આસન્નમરણ સિંધુ,
સુધાકર,
પદ્માકર, રામલાલ અને
ફોજદાર.

મહારાષ્ટ્રના પ્રસિધ્ધ નાટ્યકાર સ્વ. રામ ગણેશ ગડકરીના 'એકજ પ્યાલો' નામે એક ત્રિઅંકી નાટકના છેલ્લા પ્રવેશનું અત્રે રૂપાન્તર રજૂ કરવામાં આવ્યું છે. સ્વ. ગડકરી મહારાષ્ટ્રના મહાન નાટ્યસર્જકોમાંના એક છે. વસ્તુગૂંથન સંવાદચાતુર્ય અને શબ્દ લાલિત્ય માટે એનાં નાટકો વિશિષ્ટ બન્યાં છે અને મરાઠી રંગભૂમિ ઉપર ખૂબ લોકપ્રિય નીવડયાં છે. કેટલાક એમને વર્તમાન યુગના મહારાષ્ટ્રના નાટ્યશિરોમણિ પણ ગણે છે. પ્રસ્તુત નાટકમાં દારૂની એકજ પ્યાલી એક સુખી અને સુશીલ કુટુંબનો કેવો સર્વનાશ લાવે છે તે રસમય પ્રસંગ ઘટના દ્વારા દર્શાવેલ છે દારૂડિયા સુધારકનું અંતિમ આત્મમંથન કેટલાયે વ્યસનીઓનાં હૃદયપરિવર્તન કરવામાં સહાયક થાય તો નવાઇ નહિ. અને સિંધુ! આર્યનારીત્વનું આદિ ઉદાત્ત રેખાંકન ભાગ્યેજ બીજે કયાંય મળે!

પદ્માકર: ફોઝદાર સાહેબ, જુઓ આ મરેલું બાળક. હરામખોરે તેનું ખૂન કર્યું છે. આ મારી બહેન સિંધુ! બિચારીની આ દારૂબાજ દુષ્ટે આવી દુર્દશા કરી આ ઉભો એ નરાધમ! પકડો એને—

ફોઝદાર: ભાઇ. એમ આકળા ન બનો. થોભો. આપણે વિચારપૂર્વક બહેનને બધી બાતમી પૂછીને પંચનામું કરીએ.

પદ્માકર: બહેન .. સિંધુબહેન!

રામલાલ: ભાઇ જરા થોભ. બહેન હજી બેશુદ્ધિમાં છે!

પદ્માકર: હા બેભાન છે.. આ દારૂડિયાએ અઘોર કૃત્ય કર્યું છે. ફોઝદાર સાહેબ, ગમે તે કરો. પણ આ દારૂડિયાને તો પૂરી શિક્ષા કરો.

રામલાલ: ભાઇ, વૃથા સંતાપ ન કર. થયું તે થયું. સંતાપ કરવાથી કંઇ ઓછું જ થયું ન થયું થવાનું છે?

પદ્માકર: ભાઇ, એમ મારા હૃદયને સાંત્વન નહિ થાય. આ ચંડાળે મારી સોના જેવી બહેનને રીબાવી રીબાવીને મારી છે. આ લાકડીનો એના મસ્તક ઉપર પ્રહાર કરી તેને બેભાન બનાવી છે. ફોઝદાર સાહેબ. ગમે તેમ થાય પણ એને છોડશો મા.

ફોઝદાર: ભાઈ શાંતિ રાખો. આમ બોલવાથી ---

પદ્માકર: અરે! પણ જુઓ તો ખરા. મારી બહેનનું શરીર. માત્ર હાડકાં બાકી રહ્યું છે. દારૂની સાથોસાથ તેનું રક્ત પણ તેણે શોષી લીધું છે.--- બહેન -- સિંધુ -- ઊઠ (તેને ઉભી કરી બેસાડે છે)

સિંધુ: ભાઇ,.કયારે આવ્યા?

પદ્માકર: જો બહેન. આ ફોઝદાર. તારો જવાબ લેવા બેઠા છે. આ ખૂની દારૂબાજે શું શું કર્યું તે કહી દે.

ફોઝદાર: બહેન, તેણે જે જે કર્યું હોય તે સ્પષ્ટ રીતે કહો:

સિંધુ: તેણે કંઇ જ કર્યું નથી. આપને કોણે એવું કહ્યું?

ફોઝદાર: તો પછી છોકરાને શું થયું? તમને કપાળ પર કેમ વાગ્યું?

સિંધુ: હું બે દિવસની ઉપવાસી હતી. મને વારે વારે આંખે અંધારાં આવતાં હતાં. છોકરાને લઇ હું

દાદરો ઉતરતી હતી ત્યાં મને ફેર આવ્યા, ને છોકરું પડી ગયું. તેમાં તેને કશો સંબંધ નથી.

પદ્માકર: બેન જુઠો બચાવ કરમાં. આ લાકડી લોહીવાળી શાથી થઇ તો?

સિંધુ: લોહીવાળા હાથે એ લાકડીને ટેકે ટેકે હું અહીં સુધી આવી. તેમને આ વાત સાથે કંઇ જ સંબંધ નથી.

ફોઝદાર: બહેન, આ બધું સાચું કહો છો?

સિંધુ: હા. સાવ સાચું. મારા વચન ઉપર વિશ્વાસ રાખો.

પદ્માકર: નહીં. ફોઝદાર સાહેબ. સાવ અસત્ય મારા, તારા બાળકના, ને તારા પતિના સોગંદ ખાઇને કહે.

સિંધુ: એટલું બધું કેમ કહો છો? હું કહું છું એ સાવ સાચું જ કહું છું.

પદ્માકર: ફોઝદાર સાહેબ, સાવ ખોટું. હવે શું કરવું?

ફોઝદાર: ભાઇ, હવે કશું ન બને. ન્યાયનું શાસ્ત્ર ગમે તેટલું તીવ્ર હોય છતાં પવિત્ર પતિવ્રતાની પુણ્યાઇની ઢાલ આગળ એ શું કરી શકે?

રામલાલ: સાબાશ, સિંધુ બેન, સાબાશ! ભાઈ જવા દે સર્વ વાત. થયું તે થયું! સિંધુ ધન્ય છે તને. તારા જેવી સ્ત્રીઓ હજી છે તેથી જ આ ભૂમિને આર્યાવર્ત એવું નામ શોભે છે. સરકારે સતી થવાનો ચાલ બંધ કર્યો. પણ જીવતાં પણ તારા જેવી સ્ત્રીઓ પોતાના પતિ ખાતર આત્મયજ્ઞ કરે છે. ભાઇ, સિંધુ બેનની ઇચ્છા ખાતર સુધાકર ને શિક્ષા આપવાની મૂકી દે.

સિંધુ: ભાઇ, અહીં બેસ. મારી પાસે. આપણા જ માણસ ઉપર આમ કર્યે ચાલે કે? તારી બહેનનો સૌભાગ્યચન્દ્ર તારે જ ભૂંસી નાખવો છે? તારી આગળની માયા ક્યાં ગઇ?

પદ્માકર: છાકટા સેતાન! સાંભળ મારી બહેનનાં વચન. પણ તારી આંખ ક્યાંથી ઉઘડે?

રામલાલ: ભાઈ, ફોઝદાર સાહેબને જવાનો વખત થાય છે.

ફોઝદાર: ચાલો ત્યારે થયું! [ફોઝદારને વળાવવાં રામલાલ અને પદ્માકર જાય છે.]

સુધાકર: (મનમાં) ઊઘડી, ભાઇ મારી આંખ ઊઘડી. મારી આંખ તો એટલી બધી ઊઘડી ગઈ છે કે સ્વર્ગનો રસ્તો પણ મને સાફ જણાય છે. (અહીં તહીં જોઇ એક પ્યાલો ઉપાડે છે) બસ. આ જ. આ જ ઝેર. ને ક્યાં ગઇ પેલી મારી સાત જનમની વેરી...

[દારૂની પ્યાલી લે છે. અને દારૂ અને ઝેર ભેગાં કરે છે.]

સિંધુ: સાંભળ્યું કે? ... જરા મારી પાસે તો આવો...

સુધાકર: (તેની આગળ બેસી) કંઈ કામ છે?

સિંધુ: મારો હાથ તમારા હાથમાં રાખો. મારું મસ્તક તમારી છાતી ઊપર મૂકવા દો.

સુધાકર: સિંધુ! દેવતાસ્વરૂપ સિંધુ! આ તારા દારૂડિયા પતિએ કેવી તારી દુર્દશા કરી! અપશબ્દો બોલી તારું અપમાન કર્યું! કોઈ દિવસ તને પેટપૂરતું ખાવાનું ન આપ્યું. તને હાલહવાલ કરી! તારા જ દેખતાં તારા હાથમાંથી તારા બાળકને ખેંચી તેને પટક્યું! સિંધુ! સિંધુ! શાપનો એકાદ શબ્દ બોલી મને બાળી નાખ! સિંધુ! દેવિ! મને ક્ષમા કર!

સિંધુ: તમારા આત્માને આમ બોલી સંતાપો નહિ. મારા ગળાના સમ છે. આવું કશુંય બોલ્યા તો! ... એ રસ્તે હવે કદી ન જવું... સાંભળો છો ને?

સુધાકર: નહિ સિંધુ! તારી છેવટની આજ્ઞા પાળવા પણ આ સુધાકર ભાગ્યશાળી નથી. હજી છેવટની એક પ્યાલી મારે પીવાની છે. [સિંધુ ઢળી પડે છે]

સિંધુ, સિંધુ! શું--રામલાલ દોડો!

સિંધુ: નાથ તમારા જીવને સંભાળજો. મારા સુધાકર. પ્રભુ.

[સિંધુ મરી જાય છે. રામલાલ આવે છે. સુધાકર ઝેર પી જાય છે. ને ઉભો થાય છે ]

[ રામલાલ સુધાકરના હાથમાંથી પ્યાલો ઝૂંટવવા જાય છે.]

સંસ્કૃતિ, કે ચારિત્ર્ય નિર્માણને સ્થાન મળ્યું નથી. કેવળ જ્ઞાનપ્રાપ્તિ એ પણ ધ્યેય રહ્યું નથી. સાધારણ શિક્ષણના અંતે જેમ નોકરી છે તેમ ઉચ્ચ શિક્ષણનું ધ્યેય પણ રાજકર્મચારી, ડૉક્ટર, ઈજનેર, કે અધ્યાપક પેદા કરવાનું રહ્યું છે.

## શિક્ષણના આદર્શો

સાધારણ રીતે શિક્ષણના ત્રણ ઉદ્દેશ હોઇ શકે:-આચાર-નિર્માણ, જ્ઞાનોપાસના અને જીવિતોપાર્જન. આજે ચારિત્ર્ય કે આચરણ નિર્માણનું સ્થાન શિક્ષણમાં નથી રહ્યું. ધર્મ અને શિક્ષણનો વિચ્છેદ થયો છે, એટલે ધાર્મિક શિક્ષણના અભાવે ચારિત્રનો પાયોજ નંખાતો નથી. આજે જીવિતોપાર્જન એ જ શિક્ષણનું ધ્યેય પ્રધાનતઃ રહ્યું છે. જેટલું ઉચ્ચ શિક્ષણ, જેટલી અધિક જ્ઞાનસાધના, જેટલી વધારે ઉપાધિઓ (Degrees) તેટલા વધારે રૂપિયા મળશે એવી માન્યતા દરેકના હૈયે વસેલી છે. આજના વિદ્યાર્થીઓ ડૉક્ટર થવાથી વધારે નાણાં મળશે કે ઇજનેર કે વકીલ થવાથી વધારે નાણાં મળશે એની ચર્ચામાંજ શિક્ષણકાળ વ્યતીત કરે છે, અને વાલીઓ પણ શિક્ષણની કિંમત રૂપિયા, આના, પાઇમાંજ કરતા થઇ ગયા છે. આ રીતે આજની જ્ઞાનોપાસનામાં બ્રાહ્મણવૃત્તિ નહિ પણ વૈશ્યવૃત્તિ વધારે જણાય છે. કેવળ વ્યવસાયથી બ્રાહ્મણનો આદર્શ આજે શોધ્યો જડે તેમ નથી. પૈસો એ જ મારો પરમેશ્વર, એ આજના શિક્ષિતોનું સૂત્ર છે અને 'જીવિતોપાર્જન માટે ભણો' એ આજના શિક્ષણનું સૂત્ર પ્રચલિત બન્યું છે. પરિણામે આજનું શિક્ષણ આત્માને સંતોષતું નથી, દેહને કે મનને પોષતું નથી, કેવળ રૂપિયા દ્વારા ખરીદેલાં સાંસારિક સુખો અને વૈભવોને પોષે છે, સંતોષે છે.

આજે શિક્ષણનો ઉદ્દેશ કેવળ જીવિતોપાર્જન જ છે. શિક્ષણશાસ્ત્રીઓ ઊંચા ઊંચા આદર્શ રાખે છે, શિક્ષણનું ધ્યેય સ્વસ્થ, ઉન્નતમનવાળા, જ્ઞાની, ચારિત્ર્યયુક્ત નાગરિકનું નિર્માણ કરવાનું જણાવે છે. પરંતુ જ્યારે જ્યારે તેઓ વ્યવસ્થા કરવા માંડે છે ત્યારે પાઠ્યપુસ્તકો, પરીક્ષાઓ, રમતગમતો, મકાનોની યોજનાઓ કરવામાં જ એવા અટવાઇ જાય છે કે એમના ઉચ્ચ આદર્શો હવામાં જ અદ્ધર લટકતા રહે છે!

## એ કલ્પના ફળવાની નહિ

આપણે એ પણ વિચારવાનું છે કે જીવન અતિ મોંઘું થયું છે, લોકોને નોકરી ઉપર જીવનનિર્વાહ કરવાનો હોય છે એટલે જીવનનો મૂલ્યવાન સમય રોટીના યુદ્ધમાં ખર્ચાઇ જાય છે. સ્વાસ્થ્ય, જ્ઞાનવૃદ્ધિ અને ચારિત્ર્ય ઘડતરની વાતો આકાશકુસુમની કલ્પના સમાન જ રહે છે. જ્યાં સુધી રોટીનો પ્રશ્ન થાળે નહિ પડે, અને દરેકને શાંતિથી રોટલા નહિ મળે ત્યાં સુધી સ્વસ્થ, ઉન્નતમનવાળા, જ્ઞાની, ચારિત્ર્યવાળા નાગરિક વિષેની કલ્પના અદ્ધર જ લટકતી રહેશે.

## અર્થોપાર્જનનું સાધન?

પ્રાચીન જમાનાના બ્રહ્મચારીમાં ભલે નાગરિકભાવ ઉત્પન્ન નહિ થયો હોય, પરંતુ તે સ્વસ્થ, ઉન્નતમનવાળો અને ચારિત્રબળવાળો જરૂર હતો. આ સંભવિત હતું કારણકે તે શિક્ષણ સારૂ ગુરૂકુળમાં કે ઋષિના આશ્રમમાં રહી નિઃશુલ્ક જ નહિ બલ્કે ભોજનની ચિંતાથી પણ મુક્ત બની જ્ઞાનની અખંડ ઉપાસના આદરતો. આજે શિક્ષણ અને પૈસાનો સબંધ સ્થાપિત થયો છે. શિક્ષકો પણ પૈસાના મોહમાં તણાઇ સાચા જ્ઞાનનું વિતરણ કરવાને બદલે પરીક્ષાઓ પાસ કરાવે છે. શિક્ષક અને વિદ્યાર્થીનો આ રીતે બનેલો વ્યવસાયિક સબંધ વિદ્યામંદિરની ચાર દિવાલોમાં જ પૂરો થાય છે. સત્સંગનાં અન્ય દ્વારો વિદ્યાર્થી માટે બંધ રહે છે. પરિણામે વિદ્યાર્થી કોરૂં જ્ઞાન, જ્ઞાન પણ નહિ, કેવળ ખોટા પાંડિત્ય પ્રદર્શનનો ભાવ ધારણ કરી વિદ્યામંદિરેથી પાછો ફરે છે. નીતિના નિયમો કે સચ્ચારિત્ર્યનાં સૂત્રો તે શીખી શકતો નથી. ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરવા સારૂ જે વિદ્યાર્થીઓ દૂર દૂર વિશ્વવિદ્યાલયોમાં જાય છે, તેઓ પણ પોતાના કુટુંબના રોજના વ્યવહારો કે આચારો ભૂલે છે અને વિદ્યાલયમાં પણ આચરણના નિયમોનું જ્ઞાન થતું નથી. આ વિદ્યાર્થીઓ સમાજમાં રહેતા હોવા છતાં, દરેક પેઢીએ દૂરને દૂર થતા જાય છે. શિક્ષિતો અને જનતા વચ્ચેનું અંતર વધતું જાય છે. પ્રાચીન કવિઓએ જેને બ્રહ્મચર્યનું તપ માન્યું છે—

न तपस्तप इत्याहुर्ब्रह्मचर्यं तपोत्तमम् ।
ऊर्ध्वरेता-भवेद्यस्तु स देवो न तु मानुषः ॥ અને

જેને શિક્ષણનું કેન્દ્ર બનાવ્યું છે, તેનો સંબંધ આજના શિક્ષણમાં સ્હેજ પણ રહ્યો નથી. આજના શિક્ષણમાં કેવળ બુદ્ધિના પાંડિત્ય પ્રદર્શનનો દંભ છે. તેમાં જ્ઞાનની ગરિમા નથી, આચરણની ઉજ્જવળતા નથી, આત્મબળની પ્રેરણા પણ નથી. આજે જે શિક્ષણ અપાય છે તેને જીવન સાથે કેટલો સંબંધ? પુસ્તકિયા શિક્ષણદ્વારા પુસ્તકિયું જ્ઞાન પ્રાપ્ત કરી આજનો વિદ્યાર્થી જીવનનો સામનો કરી શકતો નથી. વાસ્તવમાં જે શિક્ષણ આપણને કર્મવીર નથી બનાવતું, જીવનનો સામનો કરવા તૈયાર નથી કરતું, ઉલટું જે આપણને માત્ર સ્વપ્નદ્રષ્ટા, અકર્મણ્ય અને અવ્યાવહારિક બનાવે છે, જેના સહારાથી આપણે આપણા પગ ઉપર ઉભા રહેવા શક્તિમાન નથી થઇ શકતા તે શિક્ષણને બીજું ગમે તે નામ આપો પણ તે સાચું શિક્ષણ તો નથી જ.



## .... આરોગ્ય સુધરે છે ....

ડાક્ટર હેવન એમર્સન અમેરિકાના એક ઘણાજ પ્રસિદ્ધ ડાક્ટર છે. ન્યુયોર્ક શહેરના 'બોર્ડ ઓફ હેલ્થ'ના તેઓ એક વખતના પ્રમુખ હતા. ૧૯૨૨ થી કોલંબિયા યુનિવર્સીટીના પબ્લિક હેલ્થ એડમિનિસ્ટ્રેશનના તેઓ પ્રોફેસર છે. અમેરિકામાં દારૂબંધી અમલમાં આવી ત્યારે જાહેર આરોગ્ય ઉપર એની શી શી લાભદાયી અસર થઇ તેનો ખાસ અભ્યાસ તેમણે ૧૯૨૮ના વર્ષ માટે કરેલો.

આ રહ્યાં કેટલાંક એનાં પરિણામોઃ

(૧) દારૂબંધી અમલમાં આવી તે પહેલાં મદ્યપાનને કારણે જેટલાં મરણ થતાં તેથી હાલ ૧૯ ટકા ઓછાં મરણ થયેલાં.

(૨) લીવરના સીરહોસિસને કારણે થતા મરણનું પ્રમાણ ૫૪.૩ ટકા ઘટેલ છે. દારૂબંધી પહેલાના સમયના ૫૭ ૪ ટકાથી તો એ કોઇવાર વધ્યું નથી.

(૩) દારૂબંધી અમલમાં આવી તે પહેલાંના કોઇપણ એક વર્ષ દરમિયાન કોઇપણ કારણસર કે કોઇપણ વયનાં માણસોનાં જે મરણ થતાં તેના સરેરાશ પ્રમાણથી દારૂબંધી પછીના સમય દરમિયાન થતું મરણનું પ્રમાણ અવશ્ય ઓછું જણાયેલ.

(૪) મરણના પ્રમાણમાં થયેલો આ ઘટાડો પાંત્રીસ વર્ષની ઉમ્મરની હેઠળની સ્ત્રીઓ અને વીસ વરસની હેઠળના પુરુષો માટે વધારે દેખાય તેવો હતો.

(૫) ક્ષયરોગ દ્વારા થતું મરણનું પ્રમાણ બધી ઉમ્મરનાં માણસો માટે ઘટયું હતું.

(૬) ગાંડની ઇસ્પિતાલોમાં દાખલ કરવામાં આવતા દારૂડિયા દર્દીઓનું પ્રમાણ પણ આગળ કરતાં ઘટયું હતું.

(૭) બેહદ મદ્યપાનને કારણે અસ્વસ્થ સ્થિતિમાં હોસ્પીટલમાં દાખલ કરાતા દારૂડિયા દર્દીઓનું પ્રમાણ પણ આગળ કરતાં ઘટયું હતું.

# વિનિપાત

**અરુણ સજ્જન હતો; સંસ્કારી હતો; રસિયો કવિ અને સાહિત્યશોખી હતો. બહુ સહેલાઇથી દારૂનું વ્યસન એને પડી જાય એમ નહોતું! પણ ગૃહકંકાસથી કંટાળેલા એણે બહાર શાન્તિ શોધવા પ્રયત્ન કર્યો. મરજી પડે તો ઘેર જાય નહિતર ન પણ જાય! વ્યસને એને શંકા સેવતો બનાવ્યો. અને પછી ?**

: લેખક :
સીતારામ જે. શર્મા

સાંજે કાર્યાલયનું કામ પૂરું થતાં તમામ કાર્યકરો જ્યારે ઘેર જવાને તલપાપડ બની રહેતા, ત્યારે અરૂણના વર્તનમાં એવી કશીય તાલાવેલી જણાતી નહિ, તે વખતે ઉલટો તે વિષે ઠંડો લાગતો.

ઑફિસમાં નવો દાખલ થયેલો રસિક ઘણા દિવસથી અરૂણના તે ટાણાના મનોભાવનું અવલોકન કરતો હતો, પણ એને કશી સમજ પડી નહોતી.

રસિક નોકરીમાં જોડાયો તે પછી થોડા દિવસમાં જ એને અરૂણ સાથે દોસ્તી જામી હતી. અરૂણ વેપારી ઑફિસમાં કામ કરતો હતો. પરંતુ એ સારી કવિતાઓ રચતો અને કવિ તરીકે એની પ્રતિષ્ઠા ઠીકઠીક જામતી ગઇ હતી રસિક કાવ્યરસનો રસિયો હતો, તેથી એમની વચ્ચે સારો મેળ બેસી ગયો હતો. અરૂણ પોતાની નવી કવિતાઓ રસિકને સંભળાવતો, રસિકને તે સાંભળવામાં મજા આવતી.

એક દિવસ સાંજે રસિકે અરૂણને વાતની વાતમાં પૂછ્યું: 'અરૂણ તારા અંગત જીવનમાં હું દખલ કરું છું,-એવું લાગે નહિ તો મારે તને સ્નેહભાવે એક વાત પૂછવી છે.'

'એક શું દસ પૂછને, તું મારો દોસ્ત છે ...'

'એ દાવાથી જ મને તારી તરફ મમતા રહે છે, એ મમતાનું ખેંચાણ જ મારી પાસે પૂછાવવા માગે છે...'

'હું એટલું તો સમજી શકું છું'

'તું કવિ છે...' રસિકે શરૂઆત કરી

'હા...'

'પ્રાસાદિક કવિ છે...'

'તને એમ લાગે છે એ મારું સદ્ભાગ્ય...'

'કવિઓ જન્મથી જ રસિક હોય છે...'

'અને તું ય નામે રસિક જ છે ને!

'તું જુવાન છે...' રસિક જરા આગળ વધ્યો.

'હા...'

'પરણેલો છે ...' પૂછતાં પૂછી લીધું.

'હું...'

'તેમ છતાં ઘેર જવા માટે તું ઉત્સુક કેમ નથી જણાતો?

'કેમકે ઑફિસમાં આવવું એ જેમ મારે માટે નિત્ય બનતી ઘટના છે, તેમ ઑફિસમાંથી દરરોજ સાંજે ઘેર જવું એ પણ હંમેશની નિયમિત ઘટના છે. માનવીની ઉત્સુકતા નવીનતા માટે જ હોય છે, એટલું તો તું સ્વીકારે છે ને?, અરૂણે હસીને કહ્યું'

'અરૂણ, તારું ગૌપ્ય જાણવાનું મને કશુંય કૌતુક હલ નથી. પણ તું મારો મિત્ર છે, એટલે જ મને તારામાં રસ છે. તેથી આપણો પરિચય થયો. ત્યારથી હું તારા આ વર્તનનો અભ્યાસ કરી રહ્યો છું. તે પરથી મને લાગ્યું છે કે, સાંજે તારા જેવા રસિક, જુવાન માણસમાં ઘેર જવા માટે જે ઉત્સાહ હોવો જોઇએ તે જણાતો નથી. ઉલટો તે વખતે જ તું નિરુત્સાહ બને છે એવું મને લાગે છે...'

'દોસ્ત, રસિક! તું ત્યારે માનસશાસ્ત્રી પણ છો! મને ખબર નહિ હોં! ચાલ, આજે આ રીતની તારી નવી ઓળખાણના માનમાં હું તને ચા પાઉં.' કહીને અરૂણે હસીને ચાઘર તરફ ખેંચ્યો.

ચા પીતાં રસિકે જરા ગંભીર બનીને કહ્યું: 'અરૂણ, તું જો વાત ઉડાવવા જ માગતો હોય તો મારે

તે જાણતી નથી. પણ તારા તરફનું મમત મને કહેવાની ફરજ પાડે છે...'

'કે ?...'

'કે, તારા હૈયામાં કશીક ગૂંચ પડેલી છે, એ ગૂંચ જ સાંજે ઘરભણી ઉતાવળે જવાની તારી ઉત્સુકતાને કરમાવી નાખે છે, એમ મને લાગે છે.'

'એવું કશું નથી દોસ્ત, મારો એવો સ્વભાવ ઘડાઇ ગયો છે.'

અરુણે એમ કહીને આ ઘરમાંથી નીકળીને છૂટા પડવાની રજા માગી. એણે રસિકને કશું નહિ, પણ રસિકે વાતનો આરંભ કર્યો ત્યારથી જ એનાં મનોમંથન ચાલુ થયાં હતાં, એનાં હૈયામાંની ગૂંચ વધુ ગૂંચાતી જતી હતી.

રઝળતો રખડતો દીવાબત્તી થઇ ગયા પછી અરુણ ઘેર ગયો, ત્યારે ચાલીમાંથી જ દીપકબાના તાડૂકા એણે સાંભળ્યા. ઘરમાં ગયો ત્યારે લીલાને એણે રુદન કરતી જોઈ. ગમગીન વાતાવરણ એને ઘેરી વળ્યું.

ડગલો–ટોપી ઉતારતાં ઉતારતાં અરુણ વિષાદ હૈયે મનમાં મનમાં કહી રહ્યો હતો: 'રસિક, ઑફિસમાંથી સાંજે દોડતો ઘેર નહિ આવવાનું કારણ અહીં બની રહ્યું છે. બિચારી લીલા માટે આ રોજનો બનાવ છે. દીપકબા દિવસમાં દશ વખત નાના મોટા વાંક કાઢીને લીલા સામે રણ જંગ માંડે છે. આ દશામાં ઘેર જેટલો મોડો આવું તેટલી મનની વિશેષ શાંતિ જળવાઇ રહે છે. આ ઘરમાં કેવી રીતે રહી શકાય?'

અરુણથી બાની સામે કશું બોલી શકાતું નહિ, બોલવા જાય તો જે લીલાની દશા તે એની થઇ જતી અને ભરી ચાલીમાં એના ભવાડા થતા, તેથી લીલા એને ખોળો પાથરી ને કરગરતી અને 'તમે વચ્ચે કશું બોલશો નહિ, મારાં લાગ્યાં હું ભોગવી લઇશ' એમ રડતી રડતી કહેતી.

તેમ છતાં કોઇ કોઈ વખત અસહ્ય થઈ પડે ત્યારે લીલા પતિ પાસે રોઇ પડતી અને 'હવે આ દશામાંથી ભગવાન મારો છૂટકો કરે તો સારું' એવા શબ્દો બોલી જતી ત્યારે અરુણ એને આશ્વાસન આપીને કહેતો:

"લીલા, બાનો એ સ્વભાવ થઇ પડયો છે. હવે એમાં સુધારણા થઈ શકે તેમ નથી. વહુની ઉપર સત્તા ગજાવવી એમાં જ એમને સાસુ પદની સાર્થકતા લાગે છે. એ ખ્યાલ એમના હાડમાં ઘર કરી બેઠો છે, તેથી તારે એમની ટંટા-ખોરીને ધ્યાનમાં જ ન લેવી, તું સમજુ છે, ભણેલી છે, તેથી તારી પાસે હું એટલું કરગરી ને માગી લઉં છું."

છતાં એમ કહેતી વખતે તેના દિલને પારાવાર વેદના થતી. એને વિચાર થતા: "બિચારી, માતા–પિતા અને મહિયરવાસ છોડીને સાસરે આવેલી વહુની સામે આવા કારસા કરવામાં બાને શો આનંદ મળતો હશે? ભગવાને સ્ત્રી જાતિના કોમળ હૈયામાં આટલી કઠોરતા કયે કારણે ઠાંસી ઠાંસીને ભરી હશે? મીઠી મા સાસુ બન્યા પછી આમ શી રીતે બદલાઇ જતી હશે?"

આ દશા એને માટે લગભગ હમેશની થઇ પડી હતી. તેથી ઘણી વખત કંટાળીને અરુણ ઘેર જવાનું માંડી વાળી, કોઇક મિત્રને ત્યાં એક બે રાત વાસો કરતો. પણ તેથી લીલાના જીવને બેવડું દુઃખ થતું અને એ રડી રડીને થાકી જતી.

૦૦૦

એક દિવસ દીપકબાનો કજિયો લાંબો ચાલ્યો. તેથી અરુણ સાંજે ઑફિસમાંથી સીધો એક મિત્રને ઘેર ગયો. ત્યાં પોતાના વીતકની વાત કરતાં એનાથી રડી પડાયું, એટલે એનો મનનો ભાર હળવો કરવા મિત્ર તેને આગ્રહ પૂર્વક સિનેમા જોવા લઇ ગયો. રસ્તામાં અરુણના દુઃખી દિલને હળવું કરવા તેણે એને ખૂબ આશ્વાસન આપ્યું.

એ ચિત્રમાં એક પ્રસંગ એવો આવ્યો, જેમાં મનના વધી પડેલા દુઃખભારને ભૂલવા કાજે એક પાત્ર સુરાપાનમાં આશ્વાસન શોધતું હતું.

અરુણના વ્યથિત દિલ ઉપર એની ચોટ લાગી ગઇ અને બીજે દિવસે ઑફિસમાંથી છુટયા પછી એણે મધ ખાતાનો માર્ગ લીધો.

ફ્રિયર રોડના સંધ્યાકાળથી જ લગભગ નિર્જન બની જતા એ મદખાનામાં પગ મૂકતાં પહેલાં અરુણે તેની આસપાસ છ સાત વખત આંટા માર્યા, ભય અને લજ્જાથી એને સંકોચ થયો, 'આ માર્ગે મારો વિનિપાત થશે તો? એના શિક્ષણથી પુષ્ટ બનેલા, સંસ્કારી મગજમાં

એથી વિચારનો ધક્કો વાગ્યો, 'પણ હૃદયની વ્યથાને ભૂલવા માટે તારી પાસે બીજો કયા માર્ગ છે?' અંદર ગડમથલ થઇ રહી. 'આ દીપકબા, તું જ મને ધક્કો મારીને આ જમના મોંમાં મોકલી રહી છે! મા, મા! સાસુવાદની તારી વિનાશક માન્યતા, માત્ર તારા દીકરાના સંસાર પથમાં કજિયાના કાંટા પાથરીને જ અટકતી નથી, પણ તારા પેટના જણ્યાને સગે હાથે તું વિનાશની ગર્તામાં ધકેલી રહી છે?..'

છેવટે અરુણના હૈયાની બળતરા આગળ એની વિવેક બુદ્ધિ હારી. સળગતા ઘરમાંથી છૂટવા બેબાકળો ઇન્સાન, ઊંડા ધરામાં ભુસ્કો મારે, તેમ ગૃહકંકાસની નિત્યની હોળીથી બેબાકળો બનેલો અરુણ દારૂના દૈત્યના ભીષણ જડબામાં હોમાયો!

મોડી રાતે તે ઘેર પહોંચ્યો ત્યારે એના મોંમાંથી બદબૂ નીકળતી હતી. લીલાએ સાલ્લાના છેડાથી નાક દાબીને પૂછ્યું: 'તમારા મોંમાંથી આટલી બધી દુર્ગંધ શાની મારે છે? આ તમે શું કરીને આવ્યા છો?'

'લીલા! મારી પ્યારી લીલા! દિલના દર્દને નિવારનારી ઔષધીનું મેં પાન કર્યું છે....'અરુણ બગ્યો.

'હાય, હાય, મા! તમે દારૂ પીધો છે? મારા સમ તમને, સાચું ન બોલો તો?' ગભરાયેલી લીલા રોઇ પડી.

અરુણે દિલને દિમાગ ગુમાવી બેસે તેટલું મદ્યપાન કર્યું નહોતું. લીલાનાં આંસુ જોઇ એ પીગળ્યો. તેણે પત્નીને નજીક ખેંચી, એની નાજુક ડોકને પોતાના સ્કંધ ઉપર મૂકી, તેના વાંસા પર મમતાથી હાથ ફેરવીને એણે કહ્યું: 'લીલા, શું કરૂં? હવે ઘરનો કંકાસ મારાથી સહન થઇ શકતો નથી...'

'છતાં એક દુઃખનો ઉપાય બીજું દુઃખ ન હોય? તમે માત્ર તમારો જ વિચાર કર્યો, પણ મારોય જરા વિચાર કરશો કે નહિ? કજિયાળી સાસુ અને દારૂડિયો પતિ બેની ભીંસ વચ્ચે મારે કચડાઈ મરવાનું થશે!'

લીલા ધ્રુસકાં મૂકીને રડવા લાગી.

'લીલા, મારે માટે બે માર્ગ છેઃ કાં દારૂ કાં આપઘાત! તું કહે તે માર્ગ સ્વીકારૂં, કેમકે નિત્યનો ઘરકુલેશ હવે અસહ્ય થઈ ગયો છે...'

'મર્દ થઇને તમે આમ કાયરતાની વાતો કરો છો? હું તમારે પગે પડું, તમે પ્રતિજ્ઞા લો કે, હવે પછી આ રસ્તે તમે નહિ જાઓ.'

લીલાનાં નયનોમાંથી શ્રાવણ ને ભાદરવો નીતરી રહ્યા હતા. એનું હૈયું ચોધાર રડી રહ્યું હતું.

'તો હવે મારાથી નહિ જીવાય...'

'હું પ્રતિજ્ઞા લઉં કે તમારી પાસે હું દુઃખોનો ઉચ્ચાર સરખો કદિ નહિ કરૂં. આંખમાં કદિ આંસુ નહિ લાવું. હૈયાની વેદનાને હૈયામાં જ ભારી રાખીશ.'

'તું એમ કરીશ પણ બા...?'

'બા હવે કેટલાં વર્ષ કાઢવાનાં છે! કજિયાળી સાસુ સાથે મારી જીંદગી જશે, પણ તમે જો દારૂની લતમાં ફસ્યા તો દારૂબાજ પતિની સાથે મારી જીંદગી શી રીતે જશે?!' લીલાએ આંસુ લૂછીને કહ્યું.

'મારા દિલને કેટલું બધું દુઃખ થઇ રહ્યું છે! લીલા! મને આ કાંઇ ગમતું નથી, પણ જ્યાં માતા પોતે થઇને પંડના પોષેલાને જીવતા નરકમાં ધકેલે ત્યાં...'

'પણ મને બે બાજુ નરકમાં ધકેલતાં તમે મારો જરા સરખોયે વિચાર કરશો કે નહિ? પરણીને તો તમે મને લાવ્યા છો. મેં મા-બાપ છોડયાં, ભાઇ-ભાંડુ છોડયાં. બાળપણની સખીઓ અને જન્મની ભૂમિ છોડી. કોની ખાતર એ બધાંની માયા સમેટી લઇને હું તમારી દોરી અહીં આવી, એનો તો વિચાર કરો? અજાણ્યું ગામ, અજાણ્યો પ્રદેશ, અજાણ્યાં માનવી. અજાણ્યું ઘર, તમેય ત્યારે અજાણ્યા હતા, છતાં તમારી ઉપર વિશ્વાસ મૂકી, તમારો હાથ પકડીને હું ચાલી આવી, બાનો સ્વભાવ તો આનો આજ છે. પાણીનો પ્યાલો જોઇતો હોય તોય તમારા ઘરના પાણીઆરાથી હું અજાણીને કાંઇ ગમ ન પડે. તે દશામાં મેં મારો સમાવેશ કરી લીધો, તમારી સાથે પરિચય વધ્યો, તમને તોફાને ચડેલા મહાસાગરમાં ડૂબતી બચાવનાર તારક માનીને કાંઇક આશ્વાસન મેળવ્યું. ને હવે તમે પણ છેહ દીધો મને એકલીને ડૂબતી મૂકી, તરછોડીને તમારી જાનના જતન માટે ચાલી નીકળશો?...' હૈયામાં એના ડૂમો ભરાઇ આવ્યો, તેને સંયમ પૂર્વક દાબતા જતાં ડુસકાં ઉભરાઇ આવ્યાં.

"લીલા .." અરુણુ પાસે આશ્વાસનના શબ્દો નહોતા. લીલાના શબ્દે શબ્દ એના હૈયામાં તીરની માફક ભોંકાઈ ગયા હતા, એની વાતનો અક્ષરે અક્ષર સાચો હતો. અરુણની નજર સમક્ષ વિરાટ સ્ત્રીશક્તિ બનીને તે ઉભી હતી. પોતાને તેની સરખામણીમાં એ વામણો, ભીરુ, જાતરખુ જોતો હતો. આવી સ્ત્રીને એનાથી આશ્વાસન શી રીતે આપી શકાય? એટલી હૈયાની તાકાત અને દિલની સચ્ચાઈ એ કયાંથી લાવે?

'દિલનો ડૂમો શમ્યો એટલે લીલાએ અધૂરી મૂકેલી વાતના તાંતણા પકડી લઈને કહેવા માંડયું. "તમે મારે ભોગે તમારી જાતનું જતન કરી શકો તોપણ મારા દુભાયેલા દિલને એક વાતનું આશ્વાસન મળે. પણ તમે તો નાની હોળીમાંથી બચવા મોટી હોળીમાં જાતને હોમવા દોડયા છો, આથી તો આજે મારા જે ભવાડા ઘરની અંદર થાય છે, તે તમે બહાર ઉભા રહીને કરશો. મારાથી એ શે ખમ્યું-સહ્યું જશે? તમે એટલો તો વિચાર કરો!"

લીલાની વાત ખરી હતી, એટલું અરુણ સમજતો હતો, પણ ગૃહકલેશથી હૈયાદૂબળો બની જવાથી લીલાની વાત માની, વિનિપાતના માર્ગેથી પાછા વળવાનું વચન આપવાની એનામાં તાકાત નહોતી.

એટલેજ દીપકબા પોતાના કજિયા કંકાસ સાથે લઈને સંસારમાંથી સદાને માટે ચાલ્યાં ગયાં ત્યાં સુધીમાં અરુણ ભારે વ્યસની બની ચૂકયો હતો, લીલા જેમ કજિયાળી સાસુના દુઃખને પી ગઈ હતી તેમ પછી તો અરુણના દારૂડિયાપણાને ય પીને પચાવી ગઈ હતી. તે સિવાય એને માટે દુનિયામાં બીજો કોઈ આરો રહ્યો નહોતો.

તો પણ અરુણ પગારમાંથી થોડાક પૈસા લીલાને ઘરખર્ચ માટે આપતો. ત્યાં સુધી લીલા મન મારીને જે મળે તેટલામાં ખાઈ-પીને સંતોષ માનતી અને એ છોકરાંને હૈયામાં દાબીને બેસતી.

પણ ઉંચી ટેકરી ઉપરથી ગબડેલા માનવી જેવી દશાના ચક્કરમાં ફસેલો અરુણ, કદમે કદમે નીચો ને નીચો સરકતો જતો હતો. પગારમાંથી એ કાંઇ બચાવતો નહોતો. ઉપરાંત વધારામાં દેવું કરતો જતો હતો. મરજી પડે તો ઘેર જાય, મરજી પડે તો ન જાય! એવી એની દશા થઈ ગઈ હતી.

તેથી લીલા મુશ્કેલ દશામાં મૂકાઇ ગઇ. એવી મુશ્કેલીના એક દિવસે અવશ બની લીલાને પાડોશમાં રહેતા જશુભાઈના ઉપકાર નીચે આવવું પડયું. . . .

* * *

દિવાળીના તહેવાર આવતા હતા. એટલે અરુણે ઓફીસમાંથી પચીસ રૂપિયા ઘરખર્ચ માટે લીધા. તે દિવસે વાઘબારસ હતી. પણ અરુણ ઘરને બદલે બીજેજ રસ્તે ઘસડાયો!

રાતે રસિક ગીરગાંવ તરફથી ગ્રાન્ટરોડ બાજુએ જતો હતો, ત્યારે કોઇકની સાથે અરુણને તેણે રેકડામાં જતાં જોયો, પણ તેણે એને બોલાવ્યો નહિ. માત્ર રસિક જ નહિ પણ એની ઓફીસમાં કામ કરનારા બધા જ કારકુનો અરુણના અધઃપતનની વાતથી વાકેફ બની ચૂકયા હતા. રસિકને અરુણે પોતાના ઘરની પહેલી વખત વાત કરી ત્યારે રસિકે એને ખૂબ ચેતવણી આપી એ વિનાશક માર્ગેથી પાછા વળવાની મિત્રભાવે સલાહ આપી હતી. પણ રાક્ષસના જડબામાં ફસેલા માણસની માફક અરુણ લાચાર બની ગયો હતો. એનામાં નૈતિક હિંમત દીપકબાના કજિયાળા સ્વભાવે ઉગવા જ દીધી નહોતી. એટલે રસિકે હાથ ધોઇ નાખ્યા હતા.

પાછા વળતી વખતે અરુણને બે માણસોની સાથે લંડન બાર સામે વિકટોરિયામાંથી ઉતરીને "બાર"માં જતો જોઇ, રસિકે તેની પાસે જઇને ઘેર જવાની સલાહ આપી. તે વખતે અરુણની જીભ થોથરાતી હતી અને પગ સીધા જમીન ઉપર ટકી શકતા નહોતા. તેણે લથડતી જીભે રસિકને સંભળાવી દીધું; "તું ક...ક...કોણ...છે, મ મ...મ...ને સ...સ...લા...હ આ...પ...ન... ન...ના...ર?" અને દારૂડિયા સાથીદારોની સાથે મયખાનામાં ગયો! તેની પાછળ નિશ્વાસ નાખી રસિક ચાલી ગયો.

લીલા અને એનાં બે બાળકો ઘેર રાહ જોતાં જ રહ્યાં, અરુણ બારસની રાતથી અદશ્ય થઈ ગયો હતો, ઓફિસમાં પણ જણાયો નહિ. તેરસની રાતેય લીલા રોતી કકળતી એની વાટ જોઇ જોઇને થાકી, છતાં અરુણ દેખાયો નહિ.

ઘરમાં પૈસાનાં ઠેકાણાં નહિ, નાનાં બાળકો, દિવાળી જેવા સપ્પરમા દિવસો! તેથી ધનતેરસની રાતે જશુ-

ભાઇએ લીલાને ઘણું ઘણું સમજાવીને બાળકો માટે દારુ-ખાનું અને મીઠાઇ લાવી આપ્યાં ઉપરાંત ઘરખર્ચ માટે વીસ રૂપિયા આપ્યા.

અરુણ છઠ્ઠે દિવસે ઘેર ગયો. તહેવારના દિવસોમાં છતે બાપે નબાપાં બનેલાં એનાં છોકરાંને જશુભાઇ ફરવા સિનેમા જોવા લઇ જતા હતા; તેમણે અરુણને તહેવારના દિવસોમાં ઘેર ન આવવા માટે બે શબ્દો કહ્યા, તેથી ઉશ્કેરાઇને અરૂણે લીલાને ન કહેવાના શબ્દો સંભળાવ્યા અને જશુભાઇના નામનો ઉલ્લેખ કરીને એની ચાલ ચલગત વિષે, મતને ફાવ્યું તેવું આલફેલ ચાલીની વચ્ચે ઉભા રહીને બોલી નાખ્યું!

"અરૂણકુમાર!" જશુભાઇએ ગુસ્સાથી કહ્યું, "આ લીલા બહેનને અને તમારાં બે છોકરાંને લીધે દિલને દુઃખ થાય છે, તેથી કહેવું પડે છે; બાકી તો તમે ગમે તે કરો તોયે મારે શું?"

લીલાએ બે હાથ જોડીને જશુભાઇને કહ્યું; "ભાઇ, એમને કશું કહેશો નહિ. આમતો એ સજ્જન છે...!"

તેટલામાં અરૂણ ઉશ્કેરાઈ ગયો, લીલા તરફ ધસ્યો, જોરથી એના ગાલ ઉપર બે તમાચા ચોડી દીધાઃ "તું મારી ટીકા કરે છે...અને આ તારા..."

લીલાએ મારનું દુઃખ દબાવીને પતિના મોઢા ઉપર હાથ દાબી દીધો. એણે અરૂણને અંદર ખેંચ્યો. અને જતાં જતાં જશુભાઇની તરફ જોઇને બોલીઃ "જશુભાઇ, એમના બોલ્યા સામું તમે ન જોશો..."

"હા, તમે તમારે લીલાની સામે જોજોને...એ હવે મારી પરવા નથી..." અરૂણ વધારે બોલે પહેલાં લીલાએ બારણાં બંધ કરી દીધાં.

અંદર ગયા પછી અરૂણે લીલાને દબડાવવા માં એથી ગભરાયલાં બાળકે ચીસો પાડવા લાગ્યાં.

લીલાએ તેમને હૈયા સરસાં લઇને કહ્યું: "રડા નહિ, બાબા...બેબી! તમારા બાપુજી બાને મારે..."

"અને તારી બા વંઠે..."

લીલાએ એ વખતે ફરીથી અરૂણના મોંઢા પર જોરથી હાથ દાબ્યો, ગુસ્સાથી એ ગરજી ઉઠીઃ "તમને આવું બોલતાં શરમ નથી આવતી!"

એ વખતનો લીલાનો દેખાવ જોઇ અરૂણ ચૂપ થઇ ગયો.

## — — — ઐતિહાસિક એકરાર — — —

દુનિયાના એક પ્રસિદ્ધ મિશનરી અને રાજપુરુષ ડૉ. સ્ટેન્લી જોન્સે પોતાની દારૂવિરોધી જેહાદનાં કારણો આપતાં પોતાનાજ જીવનનાં ભૂતકાળનાં પાનાં ઉકેલતાં એક સમયે કહેલું:

"મને લાગે છે કે જાહેરમાં કોઇને મેં આ વાત કરી નથી. દારૂરૂપી શાપ તરફ મને જો ઉંડો ધિક્કાર હોય તો તેનું કારણ મારા પોતાનાજ કુટુંબ ઉપર મદ્યપાનની ટેવને લીધે આવી પડેલી આપત્તિ છે. મારા પોતાના જ બાપ એ આદતના ભોગ થઇ પડેલા. અને પછી તો અમારૂં સઘળું જ ગયું! અમારાં ઘરબાર ગયાં, ફરનિચર વેચી નાખવાં પડ્યાં, પથારી પાગરણ કાઢી નાખવાં પડ્યાં! કારણમાં માત્ર દારૂનું વ્યસન જ! હવે તમે સમજી શકશો કે દારૂને હું શા માટે ખૂબ ખૂબ ધિક્કારું છું. અને મારા છેલ્લા શ્વાસ સુધી એ બદીને નિવારવા શા માટે કટિબદ્ધ છું?"

સંપૂર્ણ દારૂનિષેધની તરફેણમાં ડૉ. સ્ટેન્લી જોન્સનો આ એકરાર, અમેરિકામાં દારૂબંધીનો કાયદો પાછો ખેંચવા અંગેની ચળવળ દરમિયાન અનેકવાર બ્રૉડકાસ્ટ કરવામાં આવેલો.

—'અમેરિકન ઇસ્યુ' માંથી—




લેખકઃ

## સાકરલાલ અ. દવે

**દાંત એક કુદરતી બક્ષીસ છે. એને સ્વચ્છ અને સુઘડ રાખવાથી ચહેરાનું સૌંદર્ય વધે છે અને અનેક જાતના દાંતના રોગો અટકાવી શકાય છે. દાંતને કઇ કઇ રીતે ચોકખા રાખવા તે અંગે આ લેખમાં ઉપયોગી માર્ગદર્શન કરવામાં આવેલ છે. તેનું અનુસરણ કરવાથી કેવળ અજ્ઞાનને કારણે ભોગવવા પડતા દાંતના રોગોમાંથી આપણે બચી શકશું.**

* * *

**બગડેલાં** દાંત, સડી ગયેલા દાંત, દુર્ગંધ મારતું મોં' ફુલેલાં અવાળાં, — એ લક્ષણ આજના સુધરેલા જમાનામાં બહુ સામાન્ય જણાય છે. તેનાં કારણો શું હશે?

દાંત બગડવાનું મુખ્ય કારણ આપણી ખોરાકની પદ્ધતિ છે. જૂના જમનામાં લોકોના દાંત ઘડપણમાં પણ સારા મજબૂત રહેતા હતા, કારણ કે આપણાં ઘરડાંઓ મોટે ભાગે કઠણ ખોરાકનો ઉપયોગ કરતાં હતાં, બહુ ગરમ ગરમ ખોરાક ખાતાં ન હતાં, તેમજ બરફવાળાં ટાઢાં હિમ જેવાં પીણાં પીતાં ન હતાં. બાજરીનો રોટલો બેઠી દાઢે નિરાંતે ચાવીને ખાઓ તો ખોરાકની મીઠાશ પણ માલૂમ પડે અને દાંતને તથા પેઢાંને કસરત પણ મળે. શેરડી દાંત વડે ચૂસીને ખાઓ તો ફાયદો થાય. રોટલી ઊની ઊની ખાવાને બદલે ખાખરા ખાઓ તો દાંત મજબુત રહેશે. જે ખાંઓ તે ચાવીને ખાઓ, પોચો નરમ ખોરાક દાંતને ઉપયોગી નથી. અતિશય ગરમ ચા કોફી પીઓ તેથી પણ દાંત બગડે છે.

વળી ખાધા પછી ઠંડા પાણીના કોગળા કરી મોંમાં આંગળી નાખી દાંત ઘસવા જોઇએ. દાંતની તરડમાં ખોરાક બિલકુલ ભરાઈ રહેવો ન જોઇએ, ખાસ કરીને રાત્રે સૂતી વેળાએ દાંતમાં બિલકુલ ખોરાકનો એક પણ કણ ભરાઈ રહેવો ન જોઇએ. કારણ કે આપણે રાત્રે ઉંઘતા હોઇએ ત્યારે દાંતમાં ભરાઈ રહેલો ખોરાક સડે છે ને દાંતને બગાડે છે. દાંતનો બગાડ જેટલો રાત્રે થાય છે તેટલો દિવસે થતો નથી એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ અને સૂતી વેળાએ મોં પાણીથી સ્વચ્છ કરીને જ સૂવું જોઇએ.

(૧) સવારે ઊઠીને કોગળા કરીને દાતણ કરવું. બાવળનું દાતણ ઉત્તમ છે. પણ અઠવાડિયે એક વાર લીમડાનું દાતણ કરવું. લીમડાનો રસ જંતુનાશક છે તેથી દાંતને ગુણકારી છે. કોઈ કોઇ વાર કણજીનું દાતણ કરવું એ પણ સારૂં છે. વડનું દાતણ હાલતા દાંતને સ્થિર કરે છે માટે એ પણ ઉપયોગમાં લેવું

દાતણને સારી રીતે ચાવવું, કૂચો કરવો, ને તે કૂચો દાંત ઉપર આડો ઘસવો નહિ, પણ ઉભો– એટલે કે ઉપરનીચે – પણ ઘસવો. પછી પાણીના કોગળા સારી પેઠે કરવા.

(૨) જેટલીવાર ખાઇએ તેટલીવાર કોગળા કરી મોં સાફ રાખવું. ખાધેલી ચીજ દાંતમાં ભરાઇ રહેવી ન જોઇએ.

(૩) મીઠું કપડછાણ કરવું એટલે કે મીઠાને કપડામાં નાંખી ઘસી લેવું. તેથી બારીક લોટ જેવું મીઠું થશે. તે મીઠું રાત્રે સૂતી વેળાએ દાંતે ઘસી કોગળા કરીને સૂવું. રાત્રે મીઠું ઘસી સૂનારના દાંત કદી બગડશે નહિ.

આપણે સવારે ઊઠી દાતણ કરીએ છીએ પણ રાત્રે સૂતી વખતે કશું કરતા નથી એ મોટી ભૂલ છે.

(૪) ખાંડ એ દાંતનો મોટો શત્રુ છે, મીઠું એ દાંતનો મિત્ર છે એ યાદ રાખવું. અતિશય મીઠાઇ ખાનારના દાંત બગડી જાય છે.

(૫) લીંબુની ચીરી કરી, મોંમાં મૂકી, દાંત વડે દબાવી તેનો રસ ચૂસી લેવો. લીંબુનો રસ દાંતને બહુ ગુણકારી છે. તેથી પેઢાં સારાં રહે છે.

રસ કાઢી લીધેલું લીંબુ ઉલટાવી નાંખી તેની ચીરી દાંતના પેઢા પર ઘસવાથી ફાયદો થાય છે.

(૬) કોઈ કોઈ વાર ફટકડીના કોગળા કરવાથી પણ લાભ છે, ખાસ કરીને દાંત હાલતો હોય તો ફટકડીના કોગળાથી સ્થિર થઈ જાય છે.

(૭) દંતમંજન પણ ઉપયોગી છે. આપણે આપણી મેળે દંતમંજન બનાવી શકીએ. જુઓ—

| | | |
|---|---|---|
| બાવળનો કોલસો | ૧૦ | રૂપિયાભાર |
| ફટકડી (ફૂલવેલી) | ૨ | ,, |
| ટંકણખાર (ફૂલવેલો) | ૨ | ,, |
| માયાં | ૨ | ,, |
| હીરાબોળ | ૧ | ,, |
| રૂમીમસ્તકી | ૧ | ,, |
| કાથો | ૧ | ,, |
| કપૂર | ૧ | ,, |

કોલસા સિવાયની ઉપરની બધી ચીજો ગાંધીને ત્યાંથી લાવી તેને ખાંડી બારીક ભૂકો કરવો. તેમાં કોલસાની ભૂકી મેળવવી. છેવટે કપૂરનો ભૂકો નાંખવો. તેને હલાવી એકર્ષ કરી કાચની શીશીમાં ભરી મૂકવું ને રોજ સવારે અઠવાડિયામાં બે વાર વાપરવું, બીજા દિવસોએ દાતણ કરવું. (ફટકડી તથા ટંકણખારને સગડી ઉપર તવામાં મૂકવાથી તેમાંનું પાણી ઉડી જશે ને બાકી પતાસા જેવું રહેશે તેનું નામ ફૂલવેલી ફટકડી કે ટંકણખાર.)

કોલસાની ભૂકી કપડે ચાળીને ઝીણી બારીક કરવી, નહિ તો દાંતના પેઢામાં ઉઝરડા થશે. આખું મંજન ખૂબ બારીક બનાવવું જોઈએ.

(૮) બજારમાં 'પેસ્ટ' મળે છે તેના કરતાં મંજન વધારે સારું, વળી ખર્ચ પણ બહુ ઓછું થશે.

(૯) મૂળાની ભાજીમાં પુષ્કળ ક્ષાર છે, કુદરતી ક્ષાર છે; તે કાચી ખાવાથી દાંત સાફ થાય છે

નાનાં બાળકો ખોરાક ખાતાં થાય ત્યારથી તેમનાં દાંત સાફ રાખવા તરફ લક્ષ રાખવું જોઈએ. સવારે ઉઠી મોં સાફ કર્યા વિના બાળકને કશું ખાવાનું ન આપવું, દૂધ પણ ન આપવું. શરૂઆતમાં બાળક રડશે, હઠ કરશે, પણ થોડા દિવસમાં ટેવાઈ જશે. તેના દાંત ઘસ્યા વિના, તેનું મોં સાફ કર્યા વિના વાસી મોંએ કંઈ પણ ખાવાનું તેને આપવું નહિ. આપશો તો દાંત બગડશે.

સારા દાંત એ આરોગ્યની ચાવી છે. કારણ કે ખોરાક દાંત વડે બરાબર ચવાઈને પેટમાં જાય તો જ પૂરો પચે છે. હોજરીને દાંત નથી તે ભૂલવું નહિ. અને દાંત મજબુત હશે તો જ ખોરાક બરાબર ચવાશે.

કવિઓએ હાસ્યને ધવલ, ધોળું ઉજળું કીધું જેવું કહ્યું છે તે યોગ્ય જ છે. કેમકે સારા સ્વચ્છ દાંત હમેશાં ધોળા જ હોય, બગડેલા દાંત પીળા કે કાળા હોય. દર્પણમાં મોં જુઓ ત્યારે મોં ઉઘાડીને દાંત પણ જોવા, ધોળા છે કે પીળા પડતા જાય છે તે જોવું.

દાંત એ કુદરતની બક્ષિસ છે, માટે તેને સાચવવી અને તેનો યોગ્ય ઉપયોગ કરવો એ આપણી ફરજ છે—આપણા પોતાના હિતની વાત છે.

:[o]:

## નવયુગનાં દર્શન

દારૂબંધીના શા શા લાભો છે એ જાણવાની લોકોને હવે તક મળી છે. દારૂબંધીના પરિણામે લોકો જાણતા થયા છે કે કરજ બહુજ સહેલાઈથી અને ઝડપથી ભરી શકાય છે. પહેલાં જે પૈસા દારૂ પાછળ વપરાતા તે ઘરની સુખ સગવડોનો વધારો કરવા પાછળ વાપરી શકાય છે. લોકોને સમજાયું છે કે કુટુંબને સારાં કપડાં હવે પહેરાવી શકાય છે અને વધુ સારો ખોરાક આપી શકાય છે. એ બધા ઉપરાંત બેન્કમાં પણ નાણું જમા કરી શકાય છે.

પ્રેસીડન્ટ હાર્ડિંગ

# અપમાનિત શાને?

(રાગ: રક્ત ટપકતી સો સો ઝોળી ...)

દેવ ભૂમિમાં જનમ્યાં એક જ જગતપિતાનાં બાળ,
ઊંચ-નીચ શા ભાઈભાઈમાં? આ શી ભ્રામક જાળ!
હરિજન હડધૂત અપમાને!
હરિજન અપમાનિત શાને?

સૂર્ય-ચંદ્રની અમૃત-આભા ભેદ ગણે નવ કાંઈ,
પાણી ના થરથરતું હરિજન મોઢે પીતો જોઈ!
કુદરત તો છે સમ-ભાને,
હરિજન અપમાનિત શાને?

નીચાં કાર્ય કરે તેમાં નીચાં શું? વિચારો;
એ તો ઉત્તમ કાર્ય કરે, તમ નીચપણું ભાળો,
જુલ્મના ધોધ ધરો કાને!
હરિજન અપમાનિત શાને?

રહે અસ્વચ્છ? કરો સૌ સ્વચ્છજ, ના એ કમકમશે,–
અપનાવી લ્યો! ગોદમહીં લ્યો! ચેતન ધમધમશે!
કાંતિ છૂપી, દેદીપ્ય થવાને,
હરિજન અપમાનિત શાને?

સ્વમાની છો? તો માન કરો આ ત્યાગેલાં ભાંડુનું!
અંતર-દૃષ્ટિ વિશાળ કરો, જહીં ભૂત રમે ભવભવનું!
જીર્ણ સૌ વ્હેમ-શમન ટાણે,
હરિજન અપમાનિત શાને?

દેવભૂમિમાં વિહરે એકજ માનવ-કૂલનાં બાળ,
આઝાદીના અમરપંથમાં ઘટે ન કોઈ કૂચાલ,
ભલે ના ઉપકારો દાને,
હરિજન અપમાનિત શાને?

સુસવાટો ક્રાન્તિનો જીરવજો બન્ધુ, થઈ વીર!
ભેદભાવ દફનાવી દઈને, દાખવજો તમ હીર!
ગાંધીના વિશ્વ-વિદિત ધામે—
હરિજન અપમાનિત શાને?

ગોવિન્દલાલ પંચાલ



બાળ વિભાગ

# હ * ર * ણ

વાત તો તમે સાંભળી જ હશે. ઘણી જ જૂની અને જાણીતી વાત છે. સીતાએ સોનેરી ચામડીવાળું હરણ જોયું અને એવી ચોળી કરાવવાનું એને મન થયું. એ હરણનો શિકાર કરવાની સીતાએ હઠ લીધી. અને રામચંદ્રજી ધનુષ્ય–બાણ લઇ નીકળી પડ્યા. હરણ દૂર ને દૂર છલંગ મારી નાસતું જાય અને રામચંદ્રજી એની પાછળ પડે. એમ કરતાં હરણ ખૂબ દૂર નીકળી ગયું. અન્તે રામે હરણને માર્યું. પણ એ કંઇ સાચું હરણ નહોતું. એ તો હરણનું રૂપ લઇને આવેલ રાક્ષસ હતો. એને તો દગો કરવો હતો. એટલે મરતાં મરતાં એ 'હે લક્ષ્મણ! હે લક્ષ્મણ!' એમ બોલ્યો. સીતાએ માન્યું કે શ્રીરામ મુશ્કેલીમાં છે. એટલે એણે લક્ષ્મણને પાછળ મોકલ્યા. લાગ જોઇને રાવણ પર્ણકુટિમાં પેઠો અને સીતાને ઉપાડી ગયો! અને પછી થયું રામાયણ!

આવી બીજી કેટલીયે વાતો હરણ વિશે તમને સાંભળવાની મળશે. હરણને જોતાં જ તમને એને વિષે જાણવાનું ખૂબ કુતૂહલ થશે. હરણ તમને મોઢું બતાવવા ઉભું રહે તોને! એ તો તમને કે બીજા કોઇપણ માણસને જોતાં વેંત જ મોટી મોટી ફાળ ભરીને નાસવા માંડે! તમે ગમે તેટલું દોડોને, તોય હરણને તો પહોંચો જ નહિ. તમને ઘડીભર એ તમારી પાસે જ આવી ગયું હોય તેમ લાગશે પણ જેવા એને પકડવા ગયા કે તરત સો વાર દૂર ગયું જ સમજો!

હરણ આવડી મોટી ફાળ ભરે છે એટલે જ કદાચ બહુ ઝડપથી ચાલનાર માણસને 'હરણ-ફાળ' ભરતો આપણે કહીએ છીએ. હરણની ગતિ આટલી ઝડપી હોય છે એનું ખાસ કારણ છે. હરણ ખાસ કરીને સપાટ મેદાનોમાં અને જંગલોમાં રહે છે. ઘણીવાર માઇલોના માઇલોનું અન્તર એને ટૂંકા ગાળામાં કાપવાનું હોય છે એ ઝડપથી ન ચાલે તો કેમ પોષાય? હાથીની ગતિએ જો હરણ ચાલે તો કેમ પરવડે?

હરણનો દેખાવ બહુજ સુન્દર હોય છે એના શીંગડાં ઊંચાં અને ભરાવદાર અને ગુચ્છાવાળાં હોય છે. એથી એનું ગૌરવ વધે છે એના પગ પાતળા હોય છે અને એથી જ એ ઝડપથી દોડી શકે છે. એની આંખો ખૂબ મોટી અને સુન્દર હોય છે. હરણ આમ તો બહુજ શરમાળ અને બીકણ પ્રાણી છે. ક્ષણે ક્ષણે જાણે કે એને મૃત્યુનો ભય લાગતો હોય તેમ એ માણસથી કે બીજા કોઇપણ જંગલી પ્રાણીથી નાસતું જ ફરે છે! પરંતુ એમ ન માનતા કે એ પોતાનો



બચાવ કરી શકે એમ જ નથી! ઘડીભર હરણ જો સપડાઇ ગયું તો એ પોતાના ભરાવદાર શીંગડાથી સામું થશે અને તમને બીવરાવી પણ દેશે! અને તમે જરા જેટલા જો ડરી ગયા તો છલંગ મારીને તમને ઠેકી જશે.

હરણનો ખોરાક ઘાસ છે. ખુલ્લાં મેદાનોમાં લીલુંછમ અને કુણું કુણું ઘાસ એ ચરે છે. ચરતાં ચરતાં એ આસપાસ જોતું જાય છે. 'કોઇ આવતું તો નથીને? કોઇ પાછળ તો પડ્યું નથીને?' એવી શંકા હરણને અવારનવાર થયા કરે છે. હરણની આંખો ખૂબ ચકોર અને તેજસ્વી હોય છે. દૂર દૂર સુધી એ એકીટશે જોઇ શકે છે. અને એના કાન તો ભારે સરવા! જરા જેટલો અવાજ પણ એની પાસે જલદીથી પહોંચી જાય. શિકારીનો સહેજ પદસંચાર થાય કે તરત હરણ ભાગવા માંડે. અને પછી તો પકડાય જ શાનું?

હરણની અનેક જાતો હોય છે. એમાં કસ્તુરી મૃગ એક ખાસ જાણીતી જાત છે. એ જ્યાં જ્યાં જાય છે ત્યાં કસ્તુરીની ખુશબો પ્રસરે છે. કસ્તુરી મેળવવા માટે આ મૃગનો શિકાર બહુ પ્રમાણમાં કરવામાં આવે છે. એની પાસે સુગંધી વસ્તુ રહી એટલે જ એને શિકારીનો ભોગ બનવું પડે છે? પોપટનો દેખાવ સુન્દર હોય છે એટલેજ એને પાંજરામાં પુરાવું પડે છે ને?

કહેવત છે કે ડુંગર દૂરથી રળિયામણા. તેમ હરણ પણ દૂરથીજ રળિયામણું લાગે છે. દૂર દૂરના મેદાનમાં ઘડીકમાં છલંગ મારતું અને ઘડીકમાં ફાળ ભરતું, નાનું હરણિયું તમે જુઓ તો આનંદથી તમારૂં હૈયું પણ નાચી ઊઠે. આપણાં પુરાણોમાં હરણ વિષે કેટલીએ વાતો આવે છે. એમાં તો ઋષિ મુનિઓના આશ્રમોની આસપાસ નાનાં નાનાં મૃગલાં રમતાં હોય છે. ઋષિ સન્ધ્યા કરતા હોય અને પાછળ કોઇક નાનું મૃગલું એની પીઠ સાથે પોતાનું શરીર ઘસતું હોય. કેવો સુન્દર દેખાવ?

# બાળ - સપનું





હું તો બાયલાનો મામો થતો નથી … …

મને આવે સપનાં ભાતભાતનાં
મને લાધે સપનાં ભલી ભાતનાં!
હાં રે મને—
હાં હાં રે મને
આવે શમણાં જાતજાતનાં!

હું તો સૂતેલો ચાંદરણે ગોખમાં
શાંત વાયુની લહેરોના શોખમાં
હસ્યા 'મામા' મારી સામે, રાતના રે —મને૦

હસી બોલ્યા: "હું મૃગલાને મોકલું
આવ બેસી વેગે, તેની પીઠ તું
નથી કોઈ બાબતની અહીં મણા રે" —મને૦

પળે મૃગલો આવીને ઊભો રહ્યો!
હું તો હરખાતો પીઠ બેસી ગયો!
ઊડ્યો! ચાલ્યો ઝડપીને આકાશમાં રે —મને૦

બીકે — ટાઢે રૂંવાડાં થતાં ખડાં!
એથી ઝડપ્યાં મેં મૃગલાનાં શિંગડાં
કહે હરણું: "ના, ના"—સુણું વાત ના રે —મને૦

રીસે હરણું અદ્ધર ત્યાં ઊભું રહ્યું!
"નહિ જાઉં હું આગળે!" મને કહ્યું!
વદ્યો: "મામા, જુઓ આ વિટંબણા રે —મને૦

આવ્યો તીણો અવાજ એક, દૂરથી
"હું તો બાયલાનો મામો થતો નથી!
મારા ભાણા ન હોય ઢીલા ગાત્રના રે" —મને૦

સૂણી આખે વાને ચાલી કંપના!
વળ્યો પરસેવો, ચરણોને જંપ ના!
પડ્યો લથડીને—
જાગ્યો બિછાનામાં રે —મને૦

'મયૂરક'

# ગ્રન્થાવલોકન

★ ★
★

સમીક્ષક :
**રામપ્રસાદ પ્રે. બક્ષી**

| | | |
|---|---|---|
| નિમિષ | : | મીનુ દેસાઇ |
| આહુતિ | : | કલ્યાણજી મહેતા |
| બંદીનાં મુક્તિગાન | : | જ્યોત્સના શુક્લ |
| ઊર્મિવિલાસ | : | "ઉપાનકાર" |




**નિમિષ.:**—(ઊર્મિગીતો અને મુક્તકો) કર્તા-શ્રી. મીનુ દેસાઇ
**પ્રાપ્તિસ્થાન:**—શ્રી. મીનુ દેસાઈ, મુંબઇ વર્તમાન કાર્યાલય, કોટ, મુંબઈ. પૃષ્ઠ ૧૧૨. કિંમત અઢી રૂપિયા

કવિએ આ સંગ્રહના મુખપૃષ્ઠ ઉપર જ સૂચના અથવા વિજ્ઞાપના કરી છે કે:—

"ફૂલાં આ હૈયામાં નિમિષ મહીં ખીલ્યાં કુસુમને
ધીમે સંભાળીને સકલ કળીને સ્પર્શ કરજો:
જખમ કરજો ના ઉર વધુ
ભરિયું મહીં સંવેદન મૃદુ."

'પડથાર' અને 'બાપુ' પછીનો આ ત્રીજો કાવ્યગ્રન્થ પ્રકટ કરતા શ્રી. મીનુ દેસાઈની ભાવનિષ્ઠાવાળી કાવ્યકલા ઉત્તરોત્તર પ્રગતિનો પુરાવો આપે છે. 'નિર્મળ દેહહિંડોળે હીંચે જીવનનો રસફાલ: લલિત ડગે લચકાતી આવે પ્રસન્ન ને પ્રેમાળ; મુગ્ધા ઝીલે જીવનધાર' જેવી લલિત પંક્તિઓ; 'પથ્યાં હતાં એમ અનેક વાદળાં, ભૂરી પછેડી થઈ' અંગ ઢાંકી' જેવાં અને 'આકાશી અંચલ ઓઢીને, તેજ પિચ્છનો મુગટ ધરીને, વિશ્વતણે સોપાન ચડે છે, સંધ્યા સોનેરી' જેવાં રંગરેખાભર્યાં ચિત્રો; મુગ્ધ માર્દવ ભર્યો શૃંગાર કોમળ આર્દ્ર કારુણ્ય અને સમભાવભર્યો હાસ્ય વિનોદ વગેરે રસસામગ્રી; ગેય રચના અને વૃત્તો ઉપરનો વધતો જતો કાબૂ; વાણીની પ્રાસાદિકતા અને આછેરી કલ્પના; આવી કાવ્યતત્ત્વોની સામગ્રી જેમનામાં છે એમણે સહૃદય વાચકોના સમભાવભર્યાં થોડાંક દોષદર્શનથી ડરવાને કારણ નથી. એમની 'જખમ કરજો ના ઉર વધુ' એ ચેતવણી એવા સહૃદયોને ન હોય.

ઉપર જણાવી તેવી સામગ્રી આ સંગ્રહમાં છે. હવે માગવી રહે છે — વ્યાકરણમાં, શબ્દસ્વરૂપમાં, પ્રયોગમાં, પદ્યરચનામાં જરા વધારે શુદ્ધિ જાળવવાની કાળજી. દાખલા તરીકે—

'દીવા સ્વપ્ન જેમ તું નયનમાંથી હૈયા પરે
રહી છ લપકી બની સ્મિત અનેક આયુષ્યનું'

એ કડી વાંચો; પ્રવેશકલેખક શ્રી. મનસુખલાલ ઝવેરીએ અહિં પ્રુફ સુધારનારાનો દોષ સંભવિત ગણ્યો છે તો વૃત્તની અપેક્ષા પ્રમાણે 'પ્રુફ' સુધારીને વાંચો:

"દિવા સ્વપ્ન જેમ તું નયનમાંથી હૈયા પરે
રહી છ લપકી બની સ્મિત અનેક આયુષ્યનું"

અનેક પ્રતિષ્ઠિત કવિઓએ વાપરેલ "સ્વપ્ન"—નરસિંહરાવ જેવાએ પણ વાપરેલ "છ" એ પ્રયોગો ટાળી શકાતા હોય તો ન ટાળવા એમ કોણ કહેશે? આની આ કડી એના એ શ્રી. મીનુ દેસાઈ પોતે, સ્હેલાઇથી આ પ્રમાણે ફેરવી શકે:—

**"બની સ્મિત અનેક આયુષ તણું, દિવાસ્વપ્નશી
રહી નયનમાંથી હૈયાપરે"**

આ ફેરફાર કરવાથી 'જેમ' અને 'લપકી' જેવા, શિષ્ટ ગુજરાતીમાં સંમાન્ય નહિ તેવા, પ્રયોગો પણ દૂર થાય છે. હા, એમણે 'સ્વપ્ન' લખેલ નથી, પણ જે જગ્યાએ એ શબ્દ છે ત્યાં વૃત્તશુદ્ધિ ખાતર 'સ્વપ્ન' જ આવે

હવે આ ચરણમાં 'ખંડિત' શબ્દ છે ત્યાં યતિ વ્યવસ્થા જ ખંડિત બને છે, તે વાંચો:–

"મને જોવી'તી ખંડિત હૃદયની તેજલ છબિ"

આવે આવે સ્થળે જરાક કાળજીથી ઘણો માધુર્યને લાભ થાય

"ધરિત્રીને" એ એક ખરેખરું સુંદર કાવ્ય છે. એમાં 'નવપરણિતા' એ અશુદ્ધ શબ્દને સ્થાને 'નવપરણીતા' એ શુદ્ધ રૂપ મૂકવાથી પદ્યલય બગડતો નથી અને દોષ ટળે છે.

"સત્યનિષ્ઠ સોક્રેટિસ" કાવ્ય ઉપજાતિ છંદમાં છે એની આ પંક્તિ જુઓ: "સ્વાર્પણનો મંત્ર જ શીખવાડે"

આ ચરણ ઇન્દ્રવજ્રાનું છે. તેનું શુદ્ધ સ્વરૂપ જાળવવું હોય તો પંક્તિ આમ વાંચવી પડે: 'સ્વાર્પણનો-મંત્ર જ શીખવાડે'

આ પંક્તિ કેટલી સ્હેલાઈથી ઠીક કરી શકાય છે તે જુઓ:

"અમૂલ્ય એ સ્વાર્પણમંત્ર શીખવે"

અલંકાર એ માનસચિત્રોના સાહચર્યનું પરિણામ છે, અને તેથી ઉપમા કે રૂપકમાં ઉપમેય વસ્તુને એક ઉપમાન આપીને તરત જ બીજું આપવામાં, પ્રથમ ઉપમાનથી રજૂ થતા ચિત્ર જોડે વિસંવાદ ન થવો જોઇએ.

"ઉર દિલરૂબાના સૂર બધા; બનાવી બેસૂરા, જીવન બીન મૂંગી કરી જજે" અહિં પ્રથમ ઉર દિલરૂબા રૂપે રજૂ થાય છે અને પછી જીવનને બીનનું રૂપક આપ્યું છે તે યોગ્ય નથી.

"ખડથાર"ના કવિએ 'નિમિષ'માં પ્રગતિ સાધી છે-અને હજી પ્રગતિ વિશેષ સાધે એ આશાથી આ સૂચનો કર્યાં છે. શ્રી. ભાઈ મીનુ દેસાઇને કહીશું કે ભાઈ! એક મુક્તકમાં "શ્રદ્ધાની દોરી ન તજીશ હું કદિ" એવો ભાવ વ્યક્ત કર્યો છે તેને સાર્થક કરજો અને "તારી હૈયા વેદનાને દેજે વાણી-ઘાટ" એ અનુસાર ઉત્તરોત્તર સુંદરતર વાણીઘાટ ઘડતા રહેજો.

* * *

**આહુતિ:**— કર્તા શ્રી. કલ્યાણજી વી. મહેતા. પ્રકાશક:— કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત. પૃષ્ઠ ૯૬ કિંમત ૦–૧૨–૦

**બંદીનાં મુક્તિગાન:**—લેખિકા શ્રીમતી જ્યોત્સ્ના શુક્લ. પૃષ્ઠ ૯૨ કિંમત ૦–૧૨–૦ પ્રકાશક: ઉપર મુજબ:

બંને લેખકો જાણીતા કૉંગ્રેસ કાર્યકરો છે. બંનેએ દેશની સ્વાતંત્ર્યલડતમાં સારો ફાળો આપ્યો છે. બંનેએ કારાવાસના સમયનો કાવ્યરચનામાં સદુપયોગ કર્યો છે. અને બંને સંગ્રહોમાં દેશભક્તિની ભાવના અને દેશની ખાતર હોમાઇ જવાની તમન્ના તરવરે છે. એ ઉત્કટ ભાવના સાદી સરળ ગેય પદ્યરચનામાં અર્થના કલ્પનાનાં ઉડ્ડયનોને બદલે પ્રસંગોની અને ભાવો યથાવત્ રજૂઆત કરનારા આ બંને સંગ્રહોમાં શબ્દ શુદ્ધિના ઉગ્ર આગ્રહનો અભાવ ધ્યાન ખેંચે છે.

'આહુતિ' માં પ્રભુમય સરળ શાન્ત જીવન અભિલાષા, ભક્તિ, વાત્સલ્ય, દેશસેવાની અને દેશ કાજે જીવવા મરવાની ભાવના, માર્ગમાં રહેલા પહાડોને પણ ખસેડનારી આત્મશ્રદ્ધા વગેરે ભાવોનાં ગીતો છે; 'ખેડુત દેણુ' અને 'પદ્મિની' એ કથા કાવ્યો છે. 'ઉંદરમામાને' એ અન્યોક્તિ છે. અને પૂજ્ય ગાંધીજી, શ્રી. ઠક્કર બાપા, શ્રી. ગોપાળદાસ દરબાર તથા શ્રી. ભક્તિબા સરદારશ્રી વલ્લભભાઈ, સદ્ગત રણછોડરામ વાવાભા એ મહાન્ ગુજરાતીઓને અપાયેલી અંજલિ છે. બાકી કાવ્યો લય, ગતિ અને ભાષાની સરલતા એ તત્ત્વોને લીધે પ્રસંગાનુકૂલ ગીતો તરીકે સત્કાર પામેલાં છે.

દેશની લડતના પ્રવૃત્તિમય જીવનમાંથી મળતી ફુરસદમાં રચાયેલાં આ કાવ્યોમાં કોઇ નિરાંતે કાવ્યકૃતિ રચતા મનમોજી કવિની કારીગિરી શોધવી અસ્થાને છે તેમ કાવ્યોચિત પ્રતીકોમાં મૌલિકતા જોવા મળે એ પણ અયોગ્ય છે. છતાં ક્વચિત અનાયાસે આવતી સુપદ્યરચના અને પ્રતીકોને કે તેની પસંદગીમાં જણાતી સુરુચિ જોઇને એમ થાય છે કે કવિતાસર્જનમાં કલ્પનાની ખીલાવટ, વક્તવ્યની પ્રતીકયોજના, વાણીની કંઇ નવીનતા વગેરે તત્ત્વો જોઇએ તે હવે, પ્રમાણમાં નિવૃત્તિ વિશેષ હોય તો, શ્રી. કલ્યાણજીભાઈ તો મારે ન સાધે.

'દરિદ્રી દ્રવ્યથી તો યે ધર્મે હું ધનવાન છું.'

'માઝમ રાતના ઝમતા દોરમહીં જગ નિંદરલીન થતું'

'નિશા નિરાશાં ટળતાં કાળી ઉષા ઉગે ઉજમાળી.'

એવી પંક્તિઓ જેમણે આપી છે તેમની પાસેથી આશા રાખવાનો અવકાશ છે. હા—થોડુંક લક્ષ્ય એમણે બદલવું પડે. પોતે કહે છે (કવિવરને, પૃ. ૭૫)

'મંજુલ ગાને ટેક્યા કાન ? આજ સુણાતું જોહર ગાન,
કવિવર ઉડવું રહ્યું વ્યોમ ? આજ પિછાનો વાસ્તવ ભોમ'

તો આપણે હવે એમને કહીએ:—

ઠીક સુણાવ્યું જોહર ગાન;
મંજુલ ગાને ટેકવો કાન.
આજ પિછાણી વાસ્તવ ભોમ—
કાલે કવિવર ઉડજો વ્યોમ'

શ્રીમતી જ્યોત્સ્ના શુકલનું નામ વાર્તાનુવાદોથી અને કાવ્યસંગ્રહોથી ગુજરાતે જાણ્યું છે. 'બંદીનાં મુક્તિગાન' એ એમનો ચોથો સંગ્રહ છે. એમની કવિતામાં રાષ્ટ્રપ્રેમ અને સ્વાતંત્ર્યયુદ્ધનો ઉત્સાહ છે, પ્રકૃતિનો આનંદ અને ઉત્સવ છે, માનવ જીવનના પ્રસંગોનું, વ્યક્તિઓનું વિશિષ્ટતાઓનું આલેખન છે. પણ એમની આ બધાં તત્વોમાં આગળ પડીને ધ્યાન ખેંચતી વિશિષ્ટતા એ એમની વિનોદવૃત્તિ છે. 'ચર્ચિલને' 'કેદી જન' અને 'એકુજ પ્યાલો પાણી' એ પ્રતિકાવ્યો ઉપરાંત સ્વયંભૂ હાસ્યરસને વહાવનારાં 'જેલની ભાજી' 'ગોળાબાજી' 'જેલ લીલા' 'પનિહારો' એ કાવ્યો, તથા જેલ જીવનને પણ સ્વસ્થ વિનોદમય શૈલીથી નિરૂપતું કાવ્ય 'સાબરમતી જેલ' એ એમની વિનોદી વૃત્તિનાં ઉદાહરણો છે. ઉગ્ર શિરોવ્યાધિને પણ નર્મવૃત્તિથી રજૂ કરતાં 'જીવન સાથી' 'બરફ! બરફ!' અને 'બરફના ડુંગરા' એ કાવ્યો વાંચતાં એમની એ વૃત્તિ માટે વાહ! કહેવું પડે છે.

ગેય પદો, રાસ એ શ્રી. જ્યોત્સ્ના શુકલનાં પ્રિય પદ્યસ્વરૂપો છે. સંસ્કૃત રૂપબંધો પણ એમણે સાત આઠ કાવ્યોમાં યોજ્યા છે. એમાં—તથા ક્વચિત ગેય-રચનામાં પણ—છંદનો ગુરુલઘુવર્ણ શુદ્ધ ઉચ્ચારતાં લય લથડે છે અને લયને જાળવવા જતાં ઉચ્ચાર બગાડવો પડે છે. અન્યત્ર સુગેય સુપદ્યસ્વરૂપ જાળવી શક્યાં છે. તો એમની પાસે વિશેષ કાળજી માગી શકીએ જેથી આ રીતે શબ્દસ્વરૂપ વણસે નહિ. એમને ગતિમાન લય સાધ્ય

'ફૂલડે ફૂલડે પાને પાને વસંત જીવન ભરતી.
એ નવચેતન ઝીલતી ઉરમાં થનગન થનગન કરતી;
અંતરમાંથી દૂર ના સરતી.

અને એમને આવી પ્રાણવતી રચના પણ સાધ્ય છે:—

'એક બિંદુ બની મહાસાગરમાં, રમતા ફરવાની હોંશ મને—
એક પંખી બની ઉડતાં ઉડતાં નભને અડવાની હોંશ મને—

× × ×

બની ધૂપસળી જલતાં જલતાં સૌરભ ભરવાની હોંશ મને.'

આ શક્તિ અને આ સમર્પણભાવના કવિનાદેવીની વિશેષ કલામય આરાધનામાં યોજતા રહેવાની આ સ્ત્રીકવિપાસે આશા રાખીએ છીએ.

* * *

**ઊર્મિવિલાસ:**— (અથવા લાલ વાણી). કર્તા - 'વિપાનકાર' **પ્રાપ્તિસ્થાન:** ભગવાનજી બી. ચાંપાનેરી, પારડી, જીલ્લે સુરત પૃષ્ઠ ૨૦૬. મૂલ્ય બે રૂપિયા (જ્ઞાનયજ્ઞાર્થે).

લેખક કહે છે કે આ પુસ્તક પ્રભુપ્રીત્યર્થે પ્રકાશિત થાય છે. તદપિ એ દ્વારા જ્ઞાનયજ્ઞ માટે બે રૂપિયા ભેંટ મળે તો તે સ્વીકાર્ય છે. બીજી જગ્યાએ તેઓએ કહ્યું છે કે આસરે સવાચાર હજાર રૂપિયાને ખર્ચે મૌલિક વાચન વિનામૂલ્યે કેવળ જ્ઞાનપ્રચાર અર્થે આમજનતાના કર-કમળમાં મૂકાયું છે. પુસ્તકવિક્રયનું ઉત્પન્ન લેખક ન લે પણ કોઈ સંસ્થાને આપે એવું આ કથનોથી થતું અનુમાન થાય, તેને, આ પુસ્તક માટે પ્રથમથી જ બબ્બે રૂપિયા આપનારાઓની યાદી આપતાં લેખકે જે કહ્યું છે કે "એ નાણાં સુરત જિલ્લા મો. ના. પરિષદ્‌ના છાત્રાલય (મકાન) ફંડમાં આપ્યા છે" તેથી પુષ્ટિ મળે છે.

કૂલ ૩૦૦ ભજનો [ખરે જોતાં પદો]ના આ સંગ્રહમાં ત્રણ લહરીઓ છે તેને 'જીવભાવના' અને 'આત્મભાવના', 'વ્યાવહારિક' એવાં નામ લેખકે આપ્યાં છે.

વસ્તુતઃ દેહાભિમાની જીવનો સાંસારિક વ્યવહાર લહરી પ્રથમના વિષયોમાં આવે છે.

તૃતીય લહરીમાં સંન્યાસદ્વયથી માંડીને બેંતાળીશ તત્વો સુધીના-ત્રયી. અનષ્ય. પંચક એ કર્મ-પદાર્થવર્ગો

નિરૂપતાં પદો છે. તેથી એ લહરીનું ખરું સ્વરૂપ 'પારિભાષિક' છે.

શ્રી. ઉપાનકારનો વેદાન્તપ્રક્રિયાનો અભ્યાસ સારો જણાય છે. ગ્રન્થાન્તે' અઢીસો રૂપિયાને ખર્ચે તૈયાર કરાવીને "જીવનયંત્ર" નામનું ચિત્ર મૂકાયું છે.' તેની વેદાન્તપ્રક્રિયાનો સર્વસંગ્રહ કરતી વ્યવસ્થા, અને એમાંનો પ્રત્યેક વિષય કયા પદમાં આવે છે એ શોધી કાઢવામાં મદદ કરતી, મહેનતથી કરેલી, વિષયસૂચિ, એ એમના અભ્યાસની આપાતતઃ પ્રતીતિ કરાવે છે—જે દ્વિતીય લહરીના વાચનથી દૃઢ બને છે.

લેખકને ગેયસ્વરૂપનો લય જેટલો સાધ્ય છે તેટલી સંસ્કૃત વૃત્તોની રચના સાધ્ય નથી. વસંતતિલકામાં અને વિશેષે શિખરિણીમાં એમને સફળતા નથી મળી. પણ એ પ્રયોગ ૩૦૦ પદો પૈકી માત્ર ચાર જ વાર એમણે કર્યો છે. મનહર છંદ જ્યાં યોજ્યો છે ત્યાં આન્તર યમકથી શોભાવ્યો છે. ભાષામાં વેદાન્તશાસ્ત્રના અભ્યાસીને સહેજ એવી સંસ્કારિતા છે. માત્ર ક્યાંક ક્યાંક જોડણી ખોટી રહી છે. 'પાનાની રમત' 'તગાવી' અને 'ચાર માળ' જેવાં પદોમાં વ્યવહારની બાબતનો ભક્તિના વિષયમાં વિનિયોગ કર્યો છે તે, અને અન્યત્ર બહિર્લાપિકા યોજી છે તે, પદ્યની દેહસજાવટના, શબ્દચિત્રકાવ્યના, યુગ સ્મરણ આપે છે.

જ્ઞાનપદાર્થોનું સમર્પણ શંકરાચાર્યના મોહમુદ્ગર ચર્પટ પંજરિકા વગેરે સ્તોત્રોમાં જે લલિત પદાવલિમાં થ છે, તેવી લલિત શૈલી પ્રતિ આ પ્રૌઢ છતાં ઉત્સાહી લેખકને અભિમુખ કરવા માટે આટલું કહ્યું. બાકી તો જ્ઞાનગ્રંથનું મૂલ્યાંકન કાવ્યને ધોરણે કરવું ન્યાય્ય નથી લેખક પોતે વિનયવચન ઉચ્ચાર્યાં છે કે—

> "હું નહિ જ્ઞાની કે કવિ, નહિ વક્તાનો ભાસ,
> લેખકના લક્ષણ નહીં પણ એ સહુનો દાસ"
> 'અપાર હરિગુણ સિંધુસમ અમૃતરસ ભરપૂર
> ચકલી ચંચૂપાતવત્ કિંચિત્ પિયે જન શૂર'

પણ આ વિનયોક્તિ જ પુરવાર કરે છે કે ભલે કવિતા નથી પણ સુપદ્યસ્વરૂપ આ જ્ઞાનીજનને, એ માટે કાળજી રાખે તો અસાધ્ય તો, નથી જ.

વેદાન્તની પ્રક્રિયા અને તેની પરિભાષાની માહિતી માટે આ ગ્રંથની બીજી અને ત્રીજી લહરી તથા 'જીવનયંત્ર' નું ચિત્ર ખરેખરાં ઉપયોગી છે. તેથી આ ગ્રન્થ પ્રારંભક જિજ્ઞાસુઓએ સંગ્રહવા જેવો બને છે.





## ગ્રન્થ – સ્વીકાર

(૧) <u>પરાક્રમી પેઢી</u> —: લેખક શ્રી. "અગ્નિકુમાર
પ્રકાશક—: ('કલમધર મંડળ' વતી) બાબુભાઈ મોતીલાલ શાહ: પ્રાપ્તિસ્થાન: કલમધર મંડળ, નં. ૬૯૮ સાંકડી શેરી સેવા સમાજ—અમદાવાદ પૃષ્ઠ સંખ્યા ૭૦ કિંમત રૂ. ૧-૪-૦

(૨) <u>દીલેર ડાકુ</u> —: લેખક "અજિત" પ્રકાશક: 'સંદેશ લિમિટેડ' ઘીકાંટા, અમદાવાદ પૃષ્ઠ સંખ્યા ૧૦૦ કિંમત રૂ. ૧-૦-૦



# સમયના પ્રવાહમાં



સોલાપુરમાં ભરાયેલા વિરાટ મેળાનું વિહંગ દર્શન

મહારાષ્ટ્ર અને કર્ણાટકની સરહદ ઉપર આવેલું સોલાપુર એક પુરાણું અને જોવાલાયક શહેર છે. શહેરની મધ્યમાં એક સરોવર વચ્ચે સિધ્ધેશ્વર મહાદેવનું એક વિખ્યાત મંદિર છે. અહીં દર વર્ષે એક ભવ્ય મેળો આઠ દિવસ પર્યંત ભરાય છે. અને મહારાષ્ટ્ર કર્ણાટક તેમજ આસપાસના પ્રદેશોમાંથી લાખો માણસો ભગવાન સિદ્ધેશ્વરના દર્શનાર્થે એકઠાં થાય છે.

ચાલુ વર્ષે પણ જાન્યુઆરી માસ દરમ્યાન સોલાપુરમાં સિધ્ધેશ્વરનો મેળો ભરાયો હતો. એમાં મહારાષ્ટ્ર ખાતેના માનાર્હ દારૂબંધી વ્યવસ્થાપક શ્રીયુત પડવે તેમજ બીજા આગેવાન નાગરિકોની દેખરેખ હેઠળ, મેળામાં ઉમેટેલી બે લાખની પ્રચંડ માનવ મેદનીના લાભાર્થે શહેરની દારૂબંધી સમિતિએ દારૂબંધીના વ્યવસ્થિત પ્રચારની ગોઠવણ કરી હતી.

પાર્ક મેદાનમાં ખાસ બાંધવામાં આવેલા એક મંડપ ઉપરથી કલાપથક દરરોજ રાતના સાડા આઠથી સાડા અગિયાર પર્યંત વિવિધ રંજનાત્મક કાર્યક્રમો રજૂ કરતું. અને હજારો માણસો એને રસપૂર્વક સાંભળતાં. મોબાઈલ પબ્લિસીટી વાન તરફથી 'ઉધાર' અને '**શરાબી**' એ બે દારૂબંધી અંગેની ફિલ્મો બતાવવામાં આવી હતી.

શ્રી. સિધ્ધેશ્વર પંચ સમિતિ અને તાલુકા વિકાસ મંડળ તરફથી એક ગ્રામોદ્યોગ તેમજ કૃષિસુધારણા વિષયક પ્રદર્શન ગોઠવવામાં આવ્યું હતું.

મેળામાં દારૂબંધીના પ્રચાર માટે ત્રણ સ્ટોલો મેળવવામાં આવ્યા હતા. પ્રાંતિક દારૂબંધી સમિતિ તરફથી નિયુક્ત થયેલ કલાકારે એક સ્થાનિક કલાકારની મદદથી આ સ્ટોલોને ભીત્તિચિત્રો, મૉડેલો વડે શ્રમપૂર્વક શણગાર્યા હતા. એક મોડેલમાં દારૂડિયાના ગૃહજીવનનું કારુણ્ય બહુજ હુબહુ રીતે મૂર્ત કરવામાં આવ્યુ હતું. બીજા એકમાં દારૂબંધીના પરિણામે મજૂરજીવનમાં આવનાર ચૈતન્ય, સ્ફુર્તિ અને સમૃદ્ધિ સુન્દર રીતે આલેખવામાં આવેલ હતાં. પ્રાંતિક દારૂબંધી સમિતિ તરફથી પ્રગટ કરવામાં આવેલ પ્રચાર સાહિત્ય ત્રણેય સ્ટોલમાં ગોઠવવામાં આવેલ હતું. સરેરાશ આશરે વીશ હજાર માણસો આ સ્ટોલની મુલાકાત લેતા.

મેળામાં એક નીરા–કેન્દ્ર પણ ખોલવામાં આવ્યું હતું. નીરો એક તંદુરસ્તીપોષક અને તાઝગીદાર પીણું છે એની કેટલાયે લોકોને ખબર નહોતી. એટલે કેન્દ્ર ઉપર લોકોનો ધસારો સતત રહેતો. નીરાનો પીણાં તરીકે પરિચય આપતી પત્રિકાઓ તે પ્રસંગે વહેંચવામાં આવતી.

આ ઉપરાંત દારૂબંધી અંગેનાં ગીતો, સંવાદો,

વ્યાખ્યાનો વગેરે લાઉડ સ્પીકર દ્વારા વહેતાં મૂકવામાં આવતાં. રાષ્ટ્રિયોત્થાનના આ મહત્વના કાર્યક્રમનો સંદેશ મહારાષ્ટ્ર અને કર્ણાટકના હજારો લોકોએ સાંભળ્યો હશે એમ કહી શકાય.

## સોલાપુર જિલ્લામાં પ્રચાર

તા. ૪થી જાન્યુઆરીએ સોલાપુર જિલ્લાના તમામ હોમ ગાર્ડઝ તિકિકર વાડીના એક કેમ્પમાં એકઠા થયા હતા. મહારાષ્ટ્ર ખાતેના માનાર્હ દારૂબંધી વ્યવસ્થાપક શ્રી. બી. પી. બડવે તેમજ જિલ્લા દારૂબંધી સમિતિના એક સભ્ય શ્રી. બી. આર. યાવલકર એ પ્રસંગે હાજર હતા. ગરીબ જનતાને દારૂની બદીમાંથી મુક્ત કરવામાં હોમ ગાર્ડઝ શો ફાળો આપી શકે તે અંગે સોલાપુરના એકસાઇઝ સુપ્રીન્ટેન્ડન્ટે વ્યાખ્યાન આપ્યું હતું.



સોલાપુરના મેળામાં ગોઠવવામાં આવેલો દારૂબંધી સ્ટોલ

બીજે દિવસે મોહોલ ગામે ગામડાંના અધિકારીઓની એક નાની પરિષદમાં શ્રી. બડવેએ રાષ્ટ્રિય પુનર્રચનાના કાર્યમાં સરકારી અધિકારીઓ શો ફાળો આપી શકે તે અંગે પ્રવચન કર્યું હતું.

તા. ૧૦મી જાન્યુઆરીએ શાલેગામમાં ભરાયેલ એક મેળામાં એક દારૂ પ્રદર્શન યોજવામાં આવ્યું હતું. તે પ્રસંગે એક ફિલ્મ પણ બતાવવામાં આવી હતી.

જિલ્લા દારૂબંધી સમિતિના એક સભ્ય શ્રી. એન. એમ. જગતપે સંપૂર્ણ મદ્યનિષેધ અંગે આમજનો સમક્ષ વ્યાખ્યાન આપ્યું હતું.

તા. ૧૭મી જાન્યુઆરીએ મંદ્રુદમાં એક મેળો તથા દારૂપ્રદર્શન યોજવામાં આવેલ હતાં. મેળામાં એક મલ્લકુસ્તીની હરિફાઇ પણ ગોઠવવામાં આવી હતી. એ પ્રસંગે કુસ્તીબાજોને ઉદ્બોધતાં શ્રી. બડવેએ માદક પીણાંઓ તંદુરસ્તીને કઇ કઇ રીતે નુકશાન કરે છે તેનો ખ્યાલ આપ્યો હતો.

સંગોલા તાલુકાના સામાજિક શિક્ષણ વર્ગોનું એક સંમેલન મદ્રુદમાં યોજવામાં આવ્યું હતું. એ પ્રસંગે સામાજિક શિક્ષણના ક્ષેત્રમાં કામ કરતા કાર્યકરોને સક્રિય સહકાર આપવા માટે શ્રી. બડવેએ વિનંતિ કરી હતી.

સામાજિક શિક્ષણ અંગેના ખાસ અધિકારી શ્રી. મોરેએ દારૂબંધી અંગેનાં ગીતો વાર્તાલાપો વગેરેની એક હરીફાઇ યોજી હતી.

ઓરામણી, ચિંચોલી અને શાલેગામની સહકારી સોસાયટીઓએ દારૂબંધીના પ્રચાર અર્થે પોતપોતાના ગામમાં કલ્યાણ કેન્દ્રો શરૂ કરવા માટે કબૂલાત આપી છે.

તા. ૧૮મી જાન્યુઆરીએ મદ્રુદમાં એક ફિલ્મ શો રાખવામાં આવ્યો હતો. તે પ્રસંગે મુંબઇના નાણાંપ્રધાન શ્રી. વૈકુંઠભાઇ મહેતા હાજર હતા.

પ્રજાસત્તાક દિન હૈદરાબાદ રાજ્યનાં સૌ ગામો સોલાપુર જિલ્લામાં ભેળવી દેવામાં આવ્યાં હતાં. એ પૈકીનાં ઉપલાઇ અને નાનજમાં દારૂબંધીનો પ્રચાર ગાડી

તરફથી એક ફિલ્મ શો બતાવવામાં આવેલ હતો. ગામનાં લોકોએ કોઈ દિવસ ફિલ્મ જોઈ ન હોઈ ભારે મેદની એકઠી થઈ હતી.

### કોલાબાની પ્રવૃત્તિ

તા. ૧૮ થી ૨૧મી જાન્યુઆરી દરમિયાન દારૂબંધી ને એક્સાઇઝ ખાતાના કમિશ્નર શ્રી. એમ. ડી. ભણસાલીએ કોલાબા જિલ્લાનો પ્રવાસ કરેલો. તેઓશ્રીએ જિલ્લાની દારૂબંધી સમિતિના સભ્યો સમક્ષ પ્રવચન કરેલું અને બીજા સમાજસેવકો તેમજ અમલદારો સહિત એઓની સાથે દારૂબંધી અંગેના પ્રશ્નો પરત્વે વિસ્તારથી ચર્ચા કરેલી, સંપૂર્ણ દારૂનિષેધ અમલમાં આવતાં જેમનો ધંધો પડી ભાંગે તેમ છે તેવા ભંડારીઓને પણ તેમણે મુલાકાત આપેલી.

કોલાબા જિલ્લાની દારૂબંધી સમિતિએ ગયા માસ દરમિયાન સત્તર રંજનાત્મક કાર્યક્રમો ગોઠવ્યા હતા તેમજ અગિયાર સ્થળે ફિલ્મ બતાવી હતી.

ખાલપુર તાલુકાના એક ગામમાં ચાલીસ જુવાનોએ દારૂબંધીના પ્રચાર અર્થે એક 'દારૂબંધી-ગ્રુપ'ની સ્થાપના કરી છે.

રોહાના સંસ્કાર કેન્દ્ર ઉપર પ્રજાસત્તાક દિનની ઉજવણી ધામધૂમપૂર્વક કરવામાં આવી હતી.

### એક પવિત્ર જેહાદ

દારૂનિષેધના જાણીતા પુરસ્કર્તા ડૉ. ભૂસરથે તા. ૨૨મી જાન્યુઆરીના રોજ ધૂળિયાની મુલાકાત લીધી હતી. શહેરના મ્યુનિસીપલ હૉલમાં શ્રી. રણછોડદાસ ગાંધીએ તેમનો સત્કાર કર્યો હતો. ડૉ. ભૂસરથે તે પ્રસંગે બોલતાં જણાવેલું કે સરકારે દારૂબંધીની નીતિ જનસામાન્યના લાભાર્થે સ્વીકારી છે અને એટલે જ દારૂની બદી સામેની જેહાદ એ એક પવિત્ર જેહાદ છે. દારૂબંધીના વિરોધીઓ તરફથી અજમાવાતી જાતજાતની તરકીબોને પહોંચી વળવા હોમગાર્ડે કઈ કઈ જાતની સાવચેતી રાખવી તે અંગે વ્યાખ્યાતાએ માહિતી આપી હતી.

### પ્રોત્સાહક નિર્ણય

થાણા જિલ્લાના ચાર તાલુકામાં દારૂબંધીના પ્રચારની પ્રવૃત્તિ જોશભેર ચાલી રહી છે. નોંધપાત્ર બનાવ તો તાજેતરમાં રાણગામમાં બન્યો છે. ૧૯૩૯માં વસઈની ખાડી દારૂબંધીના વિસ્તાર હેઠળ આવતાં આ ગામે ગેરકાયદેસર દારૂ ગાળવાની પ્રવૃત્તિ ઝડપી લીધેલી. હવે ગામ લોકોએ ગેરકાયદેસર દારૂ ગાળવાનાં સાધનોનો સદંતર નાશ કર્યો છે અને એ પ્રવૃત્તિ ફરી ન કરવાનો નિર્ણય કર્યો છે. આ ગામના આવા પ્રોત્સાહક નિર્ણયની આસપાસનાં ગામો ઉપર ખૂબ અસર થઈ છે.

પૂના શહેરની દારૂબંધી સમિતિએ બિનસરકારી તત્ત્વોના સહકારથી જાન્યુઆરી માસ દરમિયાન કલાપથકના, પવાડા ગીતોના તેમજ સીનેમા શોના બત્રીસ કાર્યક્રમો રજૂ કર્યા હતા.

બહુધા સામાજિક સેવાની પ્રવૃત્તિ કરતી નાગરિક સંગઠ્ઠન સમિતિએ પોતાનો ત્રીજો વાર્ષિકોત્સવ તાજેતરમાં ઉજવ્યો; તે પ્રસંગે મ્યુનિસિપલ કમિશ્નર શ્રી. એસ. જી. બર્વે મુખ્ય મહેમાન હતા. પોતાના વ્યાખ્યાનમાં શ્રી. બર્વેએ ગેરકાયદેસર દારૂ ગાળવાની વૃત્તિને દાબવાની પ્રવૃત્તિ જે રીતે હાથ ધરાઈ રહી છે તે પ્રત્યે સંતોષ વ્યક્ત કર્યો હતો.

જનસેવા મંડળે મકરસંક્રાન્તિનો ઉત્સવ હુ તુ તુ... ખો.. ખો.. વગેરે દેશી રમતોનો કાર્યક્રમ ગોઠવીને ઉજવ્યો હતો. આ રમતોમાં ભંગીહાટી, કશીવાડી અને ભવાનીપેઠના લોકોએ ભાગ લીધો હતો.

ગયા માસ દરમિયાન પૂનામાં મળેલી વૈજ્ઞાનિક પરિષદમાં એક નીરા-સ્ટોલ ઉઘાડવામાં આવ્યો હતો. પરિષદમાં હાજર રહેલા વૈજ્ઞાનિકો એ સ્ટોલ ઉપર નીરા સમું ઠંડુ અને સ્વાદિષ્ટ પીણું સેવા જતા. દારૂબંધી અને આબકારીખાતાના કમિશ્નરે પણ સ્ટોલની મુલાકાત લીધી હતી અને એની કાર્યવાહીથી સંતોષ વ્યક્ત કર્યો હતો. દારૂબંધી અધિકારી સાથે કમિશ્નરે જીલ્લામાં દારૂબંધીના પ્રચારની પ્રગતિ વિષે ચર્ચા કરી હતી અને એમને વિભાગીય સમિતિ પરત્વે ઉપયોગી સલાહ આપી હતી.

પૂનામાં પ્રજાસત્તાક દિન નિમિત્તે ઐતિહાસિક સનવરવાડામાં એક ખાસ સ્ટેજ ઉભું કરવામાં આવ્યું હતું અને કલાપથકના કાર્યક્રમો રજુ કરવામાં આવ્યા હતા. બીજે દિવસે પૂના શહેરની દારૂબંધી સમિતિ તરફથી એક મલ્લ કુસ્તીની હરિફાઈ યોજવામાં આવી હતી.

જાન્યુઆરી માસ દરમ્યાન પૂના જિલ્લાનાં અનેક ગામોમાં નાના મોટા મેળા ભરાયા હતા. તેમાંના નિરગુદસર, પંગરે અને ફૂણેમાં કલાપથકોએ મનોરંજક કાર્યક્રમો રજુ કર્યા હતા. તે પ્રસંગે સ્થાનિક સમાજસેવકોએ દારૂબંધી, ગ્રામસુધારણા, વધુ અનાજ વાવવાની અગત્ય વગેરે ઉપર વ્યાખ્યાનો આપ્યાં હતાં.

## પ્રાથમિક શિક્ષકોની પરિષદ

ભોર તાલુકાના પ્રાથમિક શિક્ષકોની એક પરિષદ તા. ૨૨મી જાન્યુઆરીએ મળી હતી. એ પ્રસંગે સ્કૂલબોર્ડના ચેરમેન તેમજ એડમિનીસ્ટ્રેટીવ ઓફિસર વગેરે હાજર હતા. પરિષદમાં કેળવણી વિકાસ અંગેની સરકારની યોજના, ખેતી સુધારણા અને દારૂબંધી અંગે પ્રવચનો કરવામાં આવ્યાં હતાં.

લોનાવાલા અને બારામતીનાં સંસ્કાર કેન્દ્રો ઉપર મહાત્મા ગાંધીજીની પુણ્યતિથિ અને પ્રજાસત્તાક દિન બન્ને વિશિષ્ટ રીતે ઉજવવામાં આવ્યાં હતાં. બારામતિના સંસ્કાર કેન્દ્ર ઉપર શ્રી. ડી. એસ. કરીન્દીકર, ડૉ. નરવને તેમજ શ્રી. અબ્દુલ ગની વગેરેએ વ્યાખ્યાનો આપ્યાં હતાં. પ્રજાસત્તાક દિને લોનાવાલાના કેન્દ્ર ઉપર વિદ્યાર્થીઓએ રંજનાત્મક કાર્યક્રમો રજૂ કર્યા હતા.

## કાર્યકરો માટે શિક્ષણ શિબિર

અહમદનગરની ગ્રામ વિકાસ સમિતિ તરફથી ગામડાના કાર્યકરો માટેનું એક શિક્ષણ શિબિર વડાલા મહાદેવમાં શરૂ કરવામાં આવ્યું હતું. આસપાસના ચાર ગામોના લોકો ત્યાં એકઠા થયા હતા. અને દારૂબંધી અંગેનું પ્રચાર સાહિત્ય ત્યાં વેચવામાં આવ્યું હતું.

નગર તાલુકાના તકલી ગામમાં ગ્રામજનતામાં દારૂબંધીના પ્રચાર અર્થે સ્થાનિક શિક્ષકોએ કેટલાક રંજનાત્મક કાર્યક્રમો યોજ્યા હતા.

પારનેરમાં દારૂબંધીના પ્રચારાર્થે એક સભા યોજવામાં આવી હતી. અને ગ્રામજનોને દારૂબંધીનો ઉદ્દેશ સમજાવવામાં આવ્યો હતો.

નવકિરણ કલાપથકે આશરે ત્રણ હજારની મેદની સમક્ષ સુન્દર કાર્યક્રમો રજૂ કર્યા હતા. મલ્લ કુસ્તીની એક હરિફાઈ તેમજ ગરબા વગેરેનો કાર્યક્રમ પણ યોજવામાં આવ્યો હતો.

ઇનામોની વહેંચણી મુંબઇ ધારાસભાના પ્રમુખ માનનીય શ્રી. કે. એસ. ફિરોદિયાને હસ્તે થઇ હતી.

## વેગ ધરી રહ્યો છે

સાબરકાંઠા જિલ્લાની દારૂબંધી સમિતિના ઉપપ્રમુખ શ્રી. ગંગારામ શુક્લે જીલ્લાનાં વિવિધ ગામોનો પ્રવાસ કર્યો હતો અને ગ્રામજનતાને જુદી જુદી રીતે દારૂબંધીની નીતિનું રહસ્ય સમજાવ્યું હતું. આ નવા નિર્માયેલ જિલ્લામાં દારૂબંધીનો પ્રચાર જે વેગ ધરી રહ્યો છે તે જનતાનો સહકાર દારૂબંધીને સફળ બનાવવામાં કેટલો ઉત્કટ છે તેનો સૂચક છે.

તા. ૨૬મી જાન્યુઆરીના રોજ મહેસાણામાં વીરચંદ વાડીમાં મદ્યપાન અને કાળાબજારની બદીને સ્પર્શતું એક નાટક સફળ રીતે ભજવવામાં આવ્યું હતું. આશરે બે હજાર પ્રેક્ષકોની મેદની એને જોવા માટે ખડી થઇ હતી. બીજે દિવસે પાટણ તાલુકાના મણુંદ ગામમાં આસપાસનાં તેત્રીસ ગામોના લોકોની એક જંગી સભા જિલ્લાની દારૂબંધી સમિતિ તરફથી યોજવામાં આવી હતી. એ પ્રસંગે વિદ્યાર્થીઓ તરફથી દારૂબંધી અંગેનું એક નાટક ભજવવામાં આવ્યું હતું અને કવિ પથિક અને એમની પાર્ટીએ કાવ્યગાનની મિજલસ આપી હતી. સભામાં અસ્પૃશ્યતા નિવારણનો પ્રશ્ન પણ છેડવામાં આવ્યો હતો.

દારૂબંધીમાં લોકોનો રસ જાગ્રત કરવા માટે જિલ્લામાં ઠેર ઠેર નાની નાની સભાઓ, રંજનાત્મક કાર્યક્રમો, કાવ્યગાન સમારંભો વગેરે ગોઠવવામાં આવે છે.

પંચમહાલ જિલ્લાનાં આઠ સંસ્કાર કેન્દ્રો ઉપર પ્રજાસત્તાક દિનની તેમજ મહાત્મા ગાંધીની પુણ્યતિથિની ઉજવણી ઉચિત રીતે કરવામાં આવી હતી. આઠ પૈકીનાં ચાર કેન્દ્રો દારૂબંધી ખાતા તરફથી ચલાવવામાં આવે છે, જ્યારે બીજાં ચાર ને સરકારી મદદ મળે છે.

સ્થાનિક-સ્વરાજ્ય ખાતાનાં પ્રધાન શ્રી. જી. ડી. વર્તકે તા. ૨૮ મી જાન્યુઆરીએ ગોધરાના સંસ્કાર કેન્દ્રની મુલાકાત લીધેલી. આ સંસ્કારકેન્દ્ર હરિજનવાસમાં આવેલું છે. એજ દિવસે સંતરોડમાં એક દવાખાનાનું

સંતરોડમાં હોમગાર્ડઝનો એક કેમ્પ ખોલવામાં આવેલો. ઝાલોદમાં ખેતીવિષયક એક પ્રદર્શન યોજવામાં આવેલું. બંને સ્થળે દારૂબંધી અંગેના સ્ટોલ ખડા કરવામાં આવેલા. અને પ્રચાર સાહિત્ય વેચાણ કરવામાં આવેલું. બંને સ્થળે દારૂબંધી અંગેની નાટિકાઓ તેમજ ગીતોનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો.

## સ્ત્રીઓ શું કરી શકે?

નડિયાદના વિઠ્ઠલ કન્યા વિદ્યાલયમાં સમાજસેવિકાઓની એક પરિષદ તા. ૪ થી અને ૫ મી ફેબ્રુઆરીના

## આને અવગણી શકશો?

અમેરિકામાં દારૂબંધી દાખલ કરવામાં આવી ત્યારે ઓછામાં ઓછા આટલા લાભો તો અવશ્ય થયેલા:

(૧) દારૂને દેશવટો મળ્યો

(૨) દારૂ અંગેની જાહેરાતો પ્રતિબંધિત થઇ.

(૩) દારૂના નશા હેઠળ પકડાતા કેઇસો ઓછા થયા.

(૪) સાઠ ટકા જેટલું મદ્યપાન ઓછું થયું.

(૫) સ્ત્રીઓ અને બાળકો માટે શેરીઓ સલામત બની.

(૬) દારૂમાં હિત ધરાવતાં તત્ત્વોની રાજકારણ ઉપરની નાગચૂડ ઢીલી થઇ.

(૭) મદ્યપાનને કારણે આવતી ગરીબાઇ સંપૂર્ણ રીતે નાબુદ થઇ.

(૮) હજારો જુવાનોને વધારે સારી કેળવણીની તક સાંપડી.

(૯) અમેરિકાને દુનિયાનું સર્વોત્તમ કાર્યદક્ષ ઉદ્યોગબળ સાંપડ્યું.

અને દારૂબંધી અંગેનો કાયદો પાછો ખેંચાયો ત્યારે આમાંના ઘણા ખરા લાભો પણ એની સાથે જ અદૃશ્ય થયા!

[ઉદ્]ઘાટન પણ એમણે કરેલું. બંને સ્થળે શ્રી. વર્તકે [દા]રૂબંધીના પ્રશ્નને સ્પર્શ કર્યો હતો.

'શિવરાત્રિ' નામક દારૂબંધી અંગેની ફિલ્મ [લો]કોને બતાવવામાં આવી હતી.

પાતીખડાની એક જાહેર સભામાં આસરે પાંચ હજાર [મ]ાણસોએ દારૂનો સંપૂર્ણ ત્યાગ કરવાનું પણ લીધેલું,

રોજ યોજવામાં આવી હતી. ગુજરાત ભરમાંથી આશરે સો સ્ત્રી કાર્યકરોએ હાજરી આપી હતી. તા. ૪ થી ફેબ્રુઆરીના રોજ ગૃહમંત્રી શ્રી. મોરારજી દેસાઇએ સભાને ઉદ્‌બોધન કરેલું. એ પ્રસંગે ગુજરાત પ્રાંતિક સમિતિના પ્રમુખ શ્રી. કનૈયાલાલ દેસાઇ, મંત્રી શ્રી. રાવજીભાઇ પટેલ તેમજ ગુજરાત ખાતેના માનાર્હ દારૂબંધી વ્યવસ્થાપક શ્રી. અર્જુનલાલા પણ હાજર હતા.

તા. ૫ મી ફેબ્રુઆરીના રોજ શ્રીમતી સરલાદેવી અંબાલાલ સારાભાઈ પ્રમુખ સ્થાને હતાં દારૂબંધીના પ્રશ્ન પરત્વે સ્ત્રીઓમાં જાગ્રતિ આણવાનો ઠરાવ સભાએ સર્વાનુમતે પસાર કર્યો હતો.

ખેતીવાડી ખાતાંના પ્રધાન શ્રી. એમ. પી. પાટીલે માંડવીમાં એક ખેતીવિષયક તેમજ ઢોર – પ્રદર્શનનું ઉદ્દઘાટન કર્યું હતું. દારૂબંધી અંગેનો એક સ્ટોલ એ પ્રદર્શનમાં મૂકવામાં આવ્યો હતો. શ્રી. પાટીલે માંડવીમાં એક કલ્યાણ કેન્દ્રનું પણ ઉદ્દઘાટન કર્યું હતું. આ બધા પ્રસંગોએ દારૂબંધીની નીતિને સફળ બનાવવા માટે તેઓશ્રીએ જનતાને વિનંતિ કરી હતી.

સહારાગેઈટ અને સલાબતપુરા ઉપર પ્રજાસત્તાક દિન ની ઉજવણી ઉચિત રીતે થઇ હતી.

બીમપોરમાં યોજવામાં આવેલા એક પ્રદર્શનમાં દારૂબંધી અંગેનુ પ્રચાર સાહિત્ય રજૂ કરવામાં આવ્યું હતું. માંડવી, ધરમપુર, નવસારી, વલસાડ વ્યારા, વાસંદા વગેરે સ્થળે ભજનમંડળીએ પ્રવાસ કર્યો હતો અને યોગ્ય કાર્યક્રમો આપ્યા હતા.

વડોદરાની દારૂબંધી સમિતિના ઉપપ્રમુખ શ્રી. ચુનીલાલ પી. શાહ, શ્રી. અર્જુનલાલા તેમજ જિલ્લાના દારૂબંધી અધિકારી વડોદરા જિલ્લાનાં જુદાં જુદાં ગામોના પ્રવાસે ગયા હતા. બીજાં બધાં કાર્યો સાથે નીરાનો એક તંદુરસ્તી પોષક પીણા તરીકે પ્રચાર કરવા આવ્યો હતો.

બિજાપુર જિલ્લાના બાગલકોટ, સીરસી, ચિકસીંદ ચીમલગી વગેરે ગામોમાં દારૂબંધી માટેની પ્રચાર ગા ફરી હતી. ફિલ્મો બતાવવામાં આવી હતી. તેમજ વ્યાખ્યા આપવામાં આવ્યાં હતાં.

તેલગીની પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓએ મદ્યપાન નામે એક નાટક સફળ રીતે ભજવી બતાવ્યું હતું આશરે બે હજારની મેદની એ જોવા માટે એકઠી થ હતી. બિજાપુરમાં તા. ૧૪મી થી ૨૦મી જાન્યુઆરી દરમિયાન શ્રી. સિદ્ધેશ્વરનો મેળો ભરાયો હતો. ખાસ કરીને લામાની લોકોને દારૂબંધી અંગેની ફિલ્મ બતાવવામાં આવી હતી.

ડાંગ જિલ્લામાં રંભાસનું સંસ્કાર કેન્દ્ર મુંબઇના વિકાસ ખાતાંના પ્રધાન શ્રી. મલોજીરાવ નાયક નિમ્બાલકરના હસ્તે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું.

ડાંગ જીલ્લાની દારૂબંધી સમિતિએ જિલ્લામાં વ્યવસ્થિત પ્રચારનું કામ હાથ ધરેલ છે. કલાપથકે જુદાં જુદાં ગામોમાં બાર કાર્યક્રમો રજૂ કર્યા હતા. તેમજ ચૌદ સ્થળે ફિલ્મ બતાવવામાં આવી હતી.

## —: ગુણ દર્શન :—

નંદુરબારની પ્રાથમિક શાળા નં-૮ના નીચે નિર્દેશેલા ત્રણ શિક્ષકોએ દારૂબંધીના પ્રચાર અર્થે બહુ જ કિમતી સેવા બજાવી છે. એમ દારૂબંધી અને આબકારી ખાતાના કમિશનર તરફથી મને જણાવવામાં આવેલ છે.

(૧) હરિભાઉ પાટીલ (૨) આર. કે. કુંવર (૩) ઓંકર સાધુ સીરસળે

આ ત્રણેય શિક્ષકોએ આપેલી સેવાની હું ખૂબ જ પ્રશંસા કરું છું અને દારૂબંધીના પ્રચારના ક્ષેત્રમાં એમણે બેસાડેલ આ નોંધપાત્ર દાખલો બીજા શિક્ષકોને પ્રોત્સાહક નીવડશે એવી આશા રાખું છું.

(સહી) એસ. ટી ત્રિવેદી
ડાયરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની વતી

દિલ્હીમાં મળેલી

# સમાજ-સેવા પરિષદ

સામાજિક સેવાના ક્ષેત્રમાં થયેલું

કેટલુંક મહત્વનું તત્ત્વ — દોહન



ભારતીય સમાજસેવા પરિષદ અખિલ હિન્દમાં સામાજિક સેવાનો વિકાસ સાધવા મથતી એકની એક સંસ્થા છે. એની સ્થાપના બિનસરકારી સમાજસેવકોને હસ્તે થઈ છે અને એનું ધ્યેય સમાજસેવા માટેની બધીજ સંસ્થાઓ વચ્ચે એકસૂત્રતા લાવવાનું, સમાજસેવાનું એક સર્વસામાન્ય ફલક રચવાનું અને એને માટે પ્રેરણા આપવાનું છે. પશ્ચિમના દેશોમાં આ પ્રકારની સમાજ સેવા દ્વારા રાષ્ટ્રિયોત્થાનનું કાર્ય વૈજ્ઞાનિક પદ્ધતિથી કરવામાં આવે છે આ સંસ્થા પાછળ પણ એવીજ દૃષ્ટિ રાખવામાં આવી છે.

આ સંસ્થાની પહેલી પરિષદ ૧૯૪૭ માં મુંબઈમાં મળી હતી. બીજી ૧૯૪૮ માં મદ્રાસમાં મળેલી. અને ત્રીજી પરિષદ ૧૯૪૯ ના ડિસેમ્બરમાં દિલ્હીમાં મળી હતી.

અહીં આપણે દિલ્હી પરિષદની ફલશ્રુતિ ટૂંકામાં જોઈએ.

દિલ્હી પરિષદના પ્રમુખ સ્થાને મુંબઈ સરકારના બાંધકામ ખાતાંના પ્રધાન ડૉ. જીવરાજ મહેતા હતા. આ પરિષદ શરૂઆતથીજ ચાર નાની વિભાગીય પરિષદોમાં વહેંચાઈ ગઈ હતી. પહેલા વિભાગનો વિષય 'રાજ્ય અને સમાજસેવા' હતો. એમાં પ્રમુખસ્થાને શ્રી વૈકુંઠભાઈ મહેતા હતા. બીજા વિભાગનો વિષય 'કુટુંબ, બાળક અને યુવાનની કલ્યાણસાધના' હતો. એમાં પ્રમુખસ્થાને શ્રીમતી હનાહ સેન હતાં. ત્રીજા વિભાગનો વિષય 'સમાજસેવાની એકસૂત્રતા' હતો. એમાં પ્રમુખસ્થાને ડૉ. રાધાકમલ મુકરજી હતા. ચોથા વિભાગનો વિષય "ઉદ્યોગના ક્ષેત્રમાં સમાજસેવા" હતો. એમાં પ્રમુખસ્થાને શ્રીમતી દોરોથી મોસીસ હતાં.

હિન્દ ભરમાંથી આશરે સો પ્રતિનિધિઓ આ પરિષદમાં હાજર રહ્યા હતા. હિન્દના જુદા જુદા પ્રાંતોની સરકારો, હરિજનસેવક સંઘ, અખિલ ભારતીય મહિલા પરિષદ, કસ્તૂરબા ટ્રસ્ટ, આદિવાસી સેવા સંઘ, વગેરેએ પોતપોતાના પ્રતિનિધિઓ મોકલ્યા હતા. આ સંસ્થાને ભારત પૂરતી સંપૂર્ણ પ્રતિનિધિત્વ ધરાવતી ગણી શકાય. કારણ કે અમેરિકા, રશિયા, ઇંગ્લેન્ડ, ઑસ્ટ્રેલિયા, સ્વીડન, સ્વીટ્ઝરલેન્ડ, અને નોર્વે વગેરે આઠ દેશોએ પોતપોતાના બંધુત્વસૂચક પ્રતિનિધિઓ મોકલ્યા હતા.

આ પરિષદમાં એક આંતરરાષ્ટ્રિય સમાજસેવાને લગતું પ્રદર્શન યોજવામાં આવ્યું હતું. એમાં હિન્દમાં તેમજ બહારના દેશોમાં સમાજ સેવાની દિશામાં કઈ કઈ રીતે પ્રગતિ થઈ રહેલ છે તે ચિત્રો નકશાઓ વગેરે દ્વારા આકર્ષક રીતે બતાવવામાં આવ્યું હતું.

ઉપર કહેલા આઠ દેશોના પ્રતિનિધિઓએ પોતપોતાના દેશોમાં થતી સામાજિક સેવાનું ક્ષેત્ર તેમજ પ્રકાર વિષે સૂચક માહિતી આપી હતી. આવાં પ્રત્યેક પ્રવચનને અન્તે પ્રતિનિધિઓ વચ્ચે મુક્ત ચર્ચા થતા અને વિચારોની આપલે દરમિયાન સારા એવા તત્ત્વબોધનું દોહન થતું.

આ પરિષદે ૧૯૫૦ માં આંતર રાષ્ટ્રિય સમાજ-સેવા-પરિષદનું એક અધિવેશન આમંત્રવાની યોજના ઘડી છે.

જુદી જુદી વિભાગીય પરિષદોમાં થયેલી કાર્યવાહી નીચે મુજબ છે:

'રાજ્ય અને સમાજસેવા' અંગેની પહેલી વિભાગીય પરિષદે ખેતી અને બીજા ઉદ્યોગોમાં કામ કરનાર વર્ગ માટે સામાજિક સહરતાની અગત્ય ઉપર ભાર મૂક્યો હતો. એને માટે માલિકો અને ભાડુતો ઉપર નિયમન; ખેડૂતને જીવન નિર્વાહ માટે પુરતી ગણાય તેટલી રોજી; મૃત્યુ અને કારજ પાછળ થતા મોટા અર્થમાં કાપકૂપ; ખેતી વિષયક વ્યાપારનું નિયમન; જમીનના વિભાગીકરણની અટકાયત વગેરે

મુદ્દાઓ તરફ પરિષદે લક્ષ દોર્યું હતું. મધ્યસ્થ પ્રધાનમંડળમાં તેમજ બીજાં બધાં રાજ્યોમાં એક "મિનિસ્ટ્રી ઓફ પબ્લિક વેલ્ફેર" સ્થાપવાની આ પરિષદે ભલામણ કરી હતી. આદિવાસીઓ અને બીજી ભીલ પ્રજાના સામાજિક હિતની રક્ષા કરવા માટે પણ આ પરિષદે ભલામણ કરી હતી.

પ્રમુખસ્થાનેથી શ્રી. વૈકુંઠભાઇ મહેતાએ કહેલું: "ભારતવર્ષમાં ન્યાય, સ્વાતંત્ર્ય, બંધુત્વ અને સમાનતાના ધોરણે જ્યારે આપણે પ્રજાસત્તાકની સ્થાપના કરી રહ્યા છીએ ત્યારે, આવા ઐતિહાસિક સમયે, હિન્દના દૂર દૂરને ખૂણે રહેતા કચડાયેલ અને વીસરાયેલ ગરીબના કલ્યાણની સાધના તરફજ સમાજસેવકોએ પોતાનું લક્ષ કેન્દ્રિત કરવું જોઈએ."

બીજી વિભાગીય પરિષદે આવતી કાલના નાગરિકના ઘડતરની ચર્ચા કરેલી. નાની નાની સંસ્થાઓ દ્વારા કૌટુમ્બિક કલ્યાણની સાધના કરવાની યોજના વિષે આ પરિષદમાં ભલામણ કરવામા આવી હતી. બાળકની સંભાળ અને એના વિકાસ પરત્વે વૈજ્ઞાનિક માહિતી પૂરી પાડવા તરફ આ પરિષદે ભાર મૂકયો હતો. શાળાઓ અને બીજી કેળવણીની સંસ્થાઓમાં આમોદ-પ્રમોદનાં સાધનો વધારવા તરફ પણ લક્ષ દોરવામાં આવ્યું હતું. અશકત બાળકોની કેળવણી તેમજ એમની શારીરિક, માનસિક અને સામાજિક સુધારણા માટે પણ પગલાં ભરવા પરિષદે વિચારણા કરી હતી.

ત્રીજી વિભાગીય પરિષદનું સંચાલન ડૉ. રાધાકમલ મુકરજીએ કર્યું હતું. આ પરિષદે સમાજ સેવકોનાં જુથોની એક 'કાઉન્સીલ' સ્થાપવાની જરૂરત ઉપર ભાર મૂકયો હતો. આ 'કાઉન્સીલ' નું લક્ષ્ય સમાજ-સેવાના કાર્યનો ઉત્કર્ષ સાધવાનું હોઈ શકે. આ પરિષદે મધ્યસ્થ તેમજ પ્રાંતીય સરકારોને સામાજિક કલ્યાણ અંગે કાયદાઓ ઘડવા વિજ્ઞપ્તિ કરી હતી.

ચોથી વિભાગીય પરિષદે કારખાનાઓમાં સમાજ-સેવાના કાર્યને કઇ રીતે વેગવન્તુ બનાવવું એ અંગે વિચારણા કરી હતી. ઉદ્યોગના ક્ષેત્રમાં કામ કરનાર વર્ગ માટે ગૃહવ્યવસ્થા અને કેળવણી, એમને માટે દાકતરી સારવારની સગવડ, કરજ નિવારણની યોજના અને અનેક બાબતો ઉપર ચર્ચા કરવામાં આવી હતી.

સમગ્ર પરિષદને પ્રમુખ સ્થાનેથી ડૉ. જીવરાજ મહેતાએ જે કેટલાક તાત્ત્વિક ઉદ્ગારો કાઢેલા તેનો સાર નીચે મુજબ છે.

'સમાજસેવા એટલે આપણા દૈનિક જીવનના પાંચ શત્રુઓનો સામનો કરનાર શકિત. એ શત્રુઓ છે—(૧) રોગ (૨)અજ્ઞાન (૩) અસમાનતા (૪) આલસ્ય અને (૫) શારીરિક નબળાઈ.'

સભાના ઉદ્દેશ પરત્વે પ્રમુખશ્રીએ કહેલું:—

'૧૯૪૭માં જ્યારે આપણો દેશ એક મોટી આર્થિક અને સામાજિક ઉત્ક્રાન્તિમાંથી પસાર થતો હતો અને ઇતિહાસમાં જેનો જોટો ન મળે એવો વિરાટ માનવ-મહેરામણ પોતાની વર્ષોજૂની જન્મભૂમિમાંથી સ્થળાન્તર કરી રહ્યો હતો, ત્યારે, એવા કટોકટીના સમયે આ પરિષદની સ્થાપના કરવામાં આવી હતી. હજી આ પરિષદ એની ઉગતી અવસ્થામાં છે. એના બંધારણમાં જે ઉદ્દેશો ઉલ્લેખવામાં આવ્યા છે તેની મર્યાદામાં આ પરિષદની ઉપસમિતિઓ પણ કેટલાક પ્રાંતોમાં રચવામાં આવી છે. આ પરિષદ રાષ્ટ્રિય અને આન્તર રાષ્ટ્રિય ક્ષેત્રોમાં પોતાના પ્રતિનિધિઓ મોકલે છે; સમાજસેવા અંગેનું સાહિત્ય પ્રગટ કરે છે; સામાજિક કલ્યાણના શિક્ષણને ઉત્તેજે છે. અને હિન્દભરમાં વૈજ્ઞાનિક પદ્ધતિએ સમાજસેવાના કાર્યનું માર્ગદર્શન કરે છે.

પ્રમુખશ્રીનું આખુંયે વ્યાખ્યાન, જે કેટલાંયે ઉપયોગી, ગંભીર અને જીવનવિધાયક સૂચનોથી અલંકૃત હતું, તે સ્થળ સંકોચને કારણે અહીં આપી શકાય તેમ નથી. એઓશ્રીએ હિન્દમાં સામાજિક સેવાના કાર્યનો ઇતિહાસ આપતાં આ ક્ષેત્રમાં પદ્ધતિસરના કાર્યની અગત્ય ઉપર ભાર મૂકેલો. બાળઉછેર, કુટુંબવ્યવસ્થા, જાહેર-આરોગ્ય, નિર્વાસિતોનો પુનર્વસવાટ, વગેરે કેટલાયે પ્રશ્નોની છણાવટ કરી એમણે "મિનિસ્ટ્રી ઓફ પબ્લિક વેલ્ફેર"ની જરૂરતમાં સંમતિ આપેલી. સમાજસેવાની બાબતમાં ઐચ્છિક તત્પરતા અને એકસૂત્રતાની કેવી અગત્ય છે તે વિષે પણ તેઓશ્રીએ જણાવેલું.

મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિનું આ મુખપત્ર લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ પ્રેસ, જુહુ લેન, અંધેરીમાં શ્રી. રસિકલાલ છ. પરીખે છાપ્યું છે અને મુંબઈ સરકારના પ્રકાશન ખાતાએ પ્રસિદ્ધ કર્યું છે.

# પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

## (૧) NEW LIVES FOR OLD:

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પૂરી પાડતી આ પુસ્તિકામાં મુંબઈના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઈના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંશયોના રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે.

ક્રાઉન સાઈઝનાં ૧૩૧ પાનાં, દ્વિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂ. ૧-૪-૦.

## (૨) પાપનું પ્રાયશ્ચિત્ત:

લેખક: શ્રી મનુભાઈ સુખલાલ શાહ: પૃષ્ઠ સંખ્યા ૪૦: કિંમત ૦-૨-૦ ગામડામાં બહુજ ઓછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા

## (૩) દારૂનો દવ:

દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતાં અને દારૂડિયાનું કરુણ અધઃપતન વર્ણવતાં શ્રી. ઉમાશંકર જોષી, શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં સોળ કાવ્યોનો સંગ્રહ

## (૪) સ્વરાજ્યની સંગાથે:

સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતાં મજૂરજીવનમાં આવેલ નવચેતનને સ્પર્શતી ત્રણ નવલિકાઓ કિંમત ૦-૨-૦

## (૫) આંખ ઊઘડી:

(બે નવલિકાઓ) શ્રી સોપાન અને શ્રી ધનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે વેધક વાર્તાઓ: પૃષ્ઠ સંખ્યા ૨૮, કિંમત ૦-૨-૦

## (૬) માણસાઈનો વિજય:

(બે વાર્તાઓ) પૃષ્ઠ સંખ્યા ૨૪, કિંમત ૦-૨-૦. શ્રી પીતામ્બર પટેલ અને શ્રી સીતારામ શર્માની દારૂડિયાનાં હૃદયપરિવર્તન વર્ણવતી બે વાર્તાઓ

## (૭) છેલ્લી ઘડીએ.

લેખક - શ્રી ધનસુખલાલ મહેતા : બહુજ ઓછી મહેનતે ભજવી શકાય એવી દારૂનિષેધ અંગેની એક સચોટ નાટિકા

## (૮) અભ્યર્થના:

ગુજરાતના પ્રયોગશીલ કવિઓની મદ્યનિષેધ અંગેની ત્રેવીસ કાવ્યકૃતિઓનો નવો સંગ્રહ પૃષ્ઠ સંખ્યા ૩૨ કિંમત ૦—૪—૦

**તમારી નકલો વી. પી. થી મંગાવો**

**મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ**

ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ, મું

Registered No. B-5301 માર્ચ——૧૯૫૦




# દારૂબંધી સફળ કરો

મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ તરફથી પ્રકાશિત

( કિંમત રૂ. ૦-૧-૦ )

# અનુક્રમણિકા



★ 'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામપુનર્ઘટના, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ અને બીજા રચનાત્મક કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને ફોટાઓ આવકારવામાં આવે છે.

★ બદલાનાં સામયિકો અને ગ્રંથાવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે.

★ **પ્રકાશન અર્થે પસંદ થયેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે.**

★ 'સંજીવન' માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો યોગ્ય ટિકિટો બીડી હશે તો જ પાછી મોકલવામાં આવશે.

★ 'સંજીવન'માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થતાં મન્તવ્યો સાથે મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ હરહંમેશ સંમત છે એમ માનવાનું નથી.

ટીપ:-'સંજીવન' ગ્રાહકોને દર માસના પહેલા અઠવાડિયામાં પહોંચતું ન થાય તો તેઓએ ઓફિસને તા. ૧૫ મી પહેલાં જણાવવું. ત્યાર પછી કોઈપણ જાતની ફરિયાદ સાંભળવામાં આવશે નહિ.

મુંબઈ પ્રાંતિક દારૂબંધી-સમિતિ : ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ ૧.

# સંજીવન

વર્ષ બીજું : અંક નવમો | દારૂનિષેધ વિશેષાંક | એપ્રીલ—૧૯૫૦


## ધ્યેય સિદ્ધિ દિન

આજ પરરાજ્યથી મુક્તિ કરતાં વડી મુક્તિનો મંત્ર સાધ્યો સ્વરાજે,
આજ મોંઘી ફળે કામના બાપુની, તપ ફળે એ તપસ્વીનું આજે;
આજ આત્મા મહાત્મા તણો સ્વર્ગમાં સ્વર્ગસુખથી અધિક સૌખ્ય પામે-
આજ મદિરાતણો મોહમય આસુરી અમલ આ વિમલ રાજ્યે વિરામે.

પુનિત આ ભૂમિના હૃદયરસપાનથી વાધતી સસ્યરાજી હલેતી
દેવદુર્લભ સુધા-મધુર પયઘૃતતણી ભારતે સભર સરિતા વહેતી;



કિંતુ જ્યાં દારૂણી વારૂણી વ્યસનની
વિસ્તરી દાનવી મોહમાયા
કૃષિક કૃષિથી ચળ્યા, ગોપ ગો વીસર્યા,
માનવી કેરી કરમાઈ કાયા.

ઈન્દ્રના વજ્રથી, વિષ્ણુના ચક્રથી,
શંભુના નેત્રથી અધિક કારી:
આવી મદિરામયી મોહમાયા ભરી
રાક્ષસી સર્વને ભક્ષનારી.

ધન અને ધાન્યની અછત વાધી ઘણી,
તન અને મન તણી શક્તિ ખૂટી;
મદ્યની હેલિએ, દ્યૂતની કેલિએ,
લોકની સર્વ સંપત્તિ લૂટી.

દેહ લથડાવતી, વિત્ત વણસાવતી,
ચિત્ત વિકૃરાવતી દાનવી એ;
વિષય વિલાસમાં પાશવી પાશમાં
ફસવતી અવશ એ માનવીને.

પતિ ન પત્ની તણી, પુત્ર નવ માતની, ભ્રાત નવ બ્હેનની પ્રીત પરખે,
આધિ ને વ્યાધિમાં, ક્લેશ કંકાસમાં, સર્વ સંહારતી સત્ત્વ ભરખે

આજ આ સદનથી રાક્ષસી એ ટળે, આજ મોંઘી ફળે રાજનીતિ;
આજ નાચે હૃદય બાપુનું હર્ષથી, મુક્તિની આજ સાચી પ્રતીતિ;
આજથી રાચશે લોક સુખસંપતે, આજ સર્વોદયે દેશ ચૂમ્યો—
આજનો દિન થશે અમર ઈતિહાસમાં આજ સોના તણો સૂર્ય ઊગ્યો.

—'રઘુનન્દન'—



# સફળતાની યશકલગી ચડે



नवी दिल्ही
ता. १७-३-५०

मद्यनिषेध महात्मा गांधी के द्वारा चित्रित नवसमाजकी आधारभूत शिला था। हर्षका विषय है कि बम्बई राज्य की सरकार पूर्ण मद्यनिषेध की नीतिपर कार्य करके इस समाज की स्थापना की ओर अग्रसर हो रही है। मेरा पूर्ण विश्वास है कि उस नीति के कारण उस राज्यके मज़दूरों और कृषकों का अन्ततो गत्वा बड़ा भारी लाभ होगा। ...री उत्कृष्ट इच्छा है कि उस राज्य ...ी सरकार को इस दिशामें पूर्ण ...फलता प्राप्त हो।

राजेन्द्र प्रसाद





દારૂબંધી એ મહાત્મા ગાંધીએ સ્વપ્ન સેવેલ નવ-સમાજની એક આધારભૂત શિલા હતી. સંપૂર્ણ દારૂનિષેધ-ની નીતિ અખત્યાર કરી એવા સમાજની સ્થાપના સિદ્ધ કરવાનો મુંબઈ રાજ્યની સરકાર પ્રયત્ન કરી રહી છે એથી મને ઘણો જ આનંદ થાય છે. મને ખાતરી છે કે આ નીતિ લાંબે ગાળે એ રાજ્યના ખેડૂતો અને કામ-દારોને લાભદાયી નીવડશે. આ પ્રયત્નો ઉપર સંપૂર્ણ સફળતાની યશકલગી ચડે એમ હું ઇચ્છું છું.

રાજેન્દ્ર પ્રસાદ



# शिवास्ते पन्थानः

સંપૂર્ણ દારૂનિષેધ જેવા અગત્યના કાર્યક્રમ માટે પ્રજામત કેળવવામાં 'સંજીવન' માસિકે ઘણો જ મહત્ત્વનો અને જરૂરી ભાગ ભજવેલ છે. પરંતુ આખરી કસોટીનો સમય તો હજી હવે આવેલ છે. અને હું શ્રદ્ધાપૂર્વક આશા રાખું છું કે દારૂનિષેધને અધિકાધિક સફળ બનાવવા માટે 'સંજીવન' પોતાના પ્રયાસો વધુ વેગવન્તા બનાવશે.

'સંજીવન' ને, એના સંપાદકને તેમજ પ્રોત્સાહકને અને મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિને હું હાર્દિક શુભેચ્છા પાઠવું છું. મુશ્કેલીઓ તો આગળ છે જ પરંતુ વધુ પરિશ્રમ અને હિંમતથી એને પહોંચી વળાશે જ.

(સહી) મહારાજ સિંગ
મુંબઈના ગવર્નર

==॥==॥==

મુંબઈ રાજ્યમાં સંપૂર્ણ દારૂનિષેધના અમલના પ્રતીક તરીકે 'સંજીવન' માસિકનો ખાસ અંક પ્રગટ કરવા માટે મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિને હું અભિનન્દન આપું છું. આવા લાક્ષણિક સમયે આ ખાસ અંકનું પ્રકાશન ખૂબજ પ્રશંસાપાત્ર ઠરશે.

અને મારા દેશબાંધવો પ્રત્યે પ્રીતિ છે અને સારી સરકારમાં હું માનું છું. એટલેજ જેનું વ્યસન લાગી જવાનો બહુજ સંભવ રહે છે એવો મદ્યાર્ક સરકાર મારફતે વહેંચાવો જોઇએ નહિ તેમજ અવિચારી લોકોના હાથમાં એ સહેલાઇથી આવવો જોઇએ નહિ અને સુવ્યવસ્થિત સરકારે એનો વ્યાપાર કરતાં અટકવું જોઇએ એવો હું આગ્રહ રાખું છું લોકોના માર્ગમાં સતત આકર્ષણો વહેતાં રાખવાં એ રાજ્યને માટે ખરેખર લાભદાયી વ્યવસાય નથી.

લોકોના સૌથી નિરાધાર વર્ગ ઉપર રાજ્યના કુલ ખર્ચનો ૨૫ ટકા જેટલો બોજો લાદવો એ એમને મહાન અન્યાય છે. દારૂ ઉપરના કર જેવો અન્યાયી અને અસમપ્રમાણ કર બીજો કોઇ જ નથી! જે પદાર્થ શરીર અને મનની તંદુરસ્તી માટે બિલકુલ સારો નથી એના ઉપર ઘણોજ ભારે પરોક્ષ કર નાખી આપણે લોકોને એના તરફ સફળ રીતે આકર્ષી શકીએજ. કારણ કે આપણે જાણીએ છીએ કે આપણામાંના અત્યન્ત ગરીબ લોકો કે જેમને જીવનની કર્કશતા તેમજ ચિન્તામાંથી મુક્ત થવા માટે સ્વાભાવિક આનંદનાં બીજાં કશાંજ સાધનો નથી તેઓ આ પદાર્થ ખરીદશે અને એનો ઉપભોગ કરી મીઠી બેફિકરી હેઠળ સાચી મુશ્કેલી તરફ બેદરકાર બનશે!

રાજ્યની દારૂની આવક પૈસાદાર વ્યાપારીઓ, ઉચ્ચ પગારદાર અમલદારો કે સમાજના ઉપલા થરના સ્ત્રી-પુરુષો તરફથી ભરાય છે એમ માનશો નહિ. આ આવકનો મોટો ભાગ તો દેશી દારૂ અને તાડી મારફતે જ મળી રહ્યો છે. વ્હીસ્કી અને પરદેશી દારૂનો ફાળો તો નજીવો છે. ગરીબ વર્ગ એવી ભ્રમણા હેઠળ રહે છે કે પોતાની મુસીબતો ક્ષણિક વીસરવા માટે તેઓ વાજબી કિંમત આપી રહ્યા છે. પરંતુ વસ્તુતાએ બીજાની સુખસગવડો અસ્ખલિત નભાવવા માટે તેઓ પોતે પરોક્ષ રીતે ઘણોજ ભારે કર ભરી રહ્યા છે. આપણને પૈસા જોઇતા હોય તો ભલે આપણે લોકો ઉપર કર નાખીએ. પરંતુ તે અન્યાયી નહિ પણ ન્યાયી હોવો જોઇએ.

કરવેરાનો બોજો જે લોકો સહન કરી શકે તેમ છે તેઓ ઉપર જરૂર કર નાખો. પરંતુ દારૂ ખરીદવા જે લોકોને પોતાનાં કુટુંબો ભૂખે મારવાં પડે છે તેવાઓ ઉપર તો નહિજ. દારૂ જો ખરેખર સારો અને જરૂરી હોય તો ભલે આપણે એને માફકસર કિંમતે આપવાની વ્યવસ્થા કરીએ. પરંતુ સારી સરકાર નભાવવા માટે તેમજ બીજાઓનાં સુખસગવડ સાચવવા માટે, ગરીબ અને દુઃખી જનતામાં દારૂનું આકર્ષણ પ્રગટાવી એને કરવેરાથી ચૂસવા તો નજ જોઇએ.

મિત્રો, હું મતાગ્રહી છું જ. પરંતુ કેફી પીણાંનો વ્યાપાર ચલાવવો એ સરકાર માટે હરેક રીતે ગેરવાજબી અને ખૂબ અન્યાયી છે.

આપણે ગમે તે કરીએ, પણ આપણા હૃદયમાં ઉદારતા હોવી જોઇએ. દારૂ તરફ જે માણસ આકર્ષાય છે એના પ્રત્યે અણગમો કે ધિક્કાર દર્શાવશો નહિ. જે લોકો નફા માટે ગેરકાયદેસર પ્રવૃત્તિઓ હાથ ધરી રહ્યા છે તેમનો કડક હાથે સામનો કરવા તૈયાર થઇ જાઓ. સંપૂર્ણતાનો આદર્શ ન રાખો તેમ ગેરકાયદેસર પ્રવૃત્તિથી ભડકી ન જાઓ. સંપૂર્ણ સિદ્ધિનો આગ્રહી આદર્શ એ દારૂબંધી નથી પરંતુ સ્થિર પગલે અને હળવે હળવે પ્રયત્નથી ગુનાઓ દૂર કરવા અને સરકારથી ખસેડી શકાય એવાં આકર્ષણો ખસેડી લેવાં એજ દારૂબંધી છે.



મદ્રાસમાં દારૂબંધી

:

# ઉન્નતિપ્રેરક રચનાત્મક સુધારણા



દારૂબંધી એ પ્રથમ પંક્તિની રાષ્ટ્રિય અગત્યનો એક સામાજિક અને આર્થિક સુધારો છે. ૧૯૪૭ના ઓગષ્ટની પંદરમી તારીખે આપણા દેશને જે સ્વતંત્રતા મળી છે તે વિશાળ જનસમુદાયના અન્તરપટ સુધી સ્વાતંત્ર્યના લાભો વિસ્તરે એ માટેના શુભ પ્રયત્નો આદરવાની એક શુભ ઘડી ગણાય. અને દારૂબંધી એ આ ધ્યેયને સિદ્ધ કરે એવો એક મહાન સુધારો છે. દેશને અર્થદૃષ્ટિએ સમૃદ્ધ કરવાનાં સાધનો વધારવાં કે ઉત્પાદન વધારવાની યોજનાઓ અમલમાં મૂકવી એ રાષ્ટ્રિય દૃષ્ટિએ જેટલું અગત્યનું છે તેટલીજ મહત્વની વસ્તુ લોકોને આર્થિક અવદશામાંથી અને નૈતિક અધઃપતનમાંથી બચાવવાની પણ છે. અને દારૂબંધી આ વસ્તુજ સિદ્ધ કરવા માગે છે. દારૂબંધી જેવા મહાન સામાજિક સુધારાને અમલમાં મૂકવાનું ધ્યેય કોંગ્રેસે શરૂઆતથી જ રાખ્યું હતું અને પુણ્યશ્લોક રાષ્ટ્રપિતાનો એ એક વ્હાલો આદર્શ હતો. આ આદર્શ મદ્રાસ-પ્રાંતમાં આજે સિદ્ધ સ્વરૂપે વિલસે છે. ૧૯૪૮ના ઓક્ટોબરની બીજી તારીખે આખા મદ્રાસ પ્રાંતમાં સંપૂર્ણ દારૂનિષેધ અમલમાં આવેલ છે. મદ્રાસ આ બાબતમાં પહેલ કરવાનું માન ખાટી જાય છે. સાથે સાથે દારૂબંધી મહાત્માજીને ખૂબજ વ્હાલી હોઈ મદ્રાસ પ્રાંતે એને સંપૂર્ણ રીતે અમલમાં મૂકી મહાત્માજીનું ભવ્ય અને અમર સ્મારક રચેલ છે.

:લેખક:



શ્રી. પી. એસ. કુમારસ્વામી રાજા

## ધારાકીય વ્યવસ્થા

સારાયે મદ્રાસ પ્રાંતમાં દારૂબંધીનો અમલ થઈ રહ્યો છે. પ્રાંતના કેટલાક જિલ્લાઓમાં જે અમલદારો પહેલાં આબકારી ખાતામાં કામ કરતા હતા તેઓને દારૂબંધીના અમલ માટે નિયુક્ત કરેલ છે. અને બાકીના જિલ્લાઓમાં પોલીસ ખાતાના એક જુદા વિભાગને દારૂબંધીનો અમલ સોંપવામાં આવ્યો છે. સામાન્ય પોલીસની હરરોજની ફરજોમાં દારૂબંધીના અમલનો સમાવેશ કરવાની શક્યતા તપાસાઈ છે. અને સરકારે નક્કી કર્યું છે કે આખરે તો બીજા બધા ફોજદારી કાયદાઓના અમલની પેઠે દારૂબંધીના કાયદાના અમલનો સમાવેશ પણ સામાન્ય પોલીસની હરરોજની ફરજોમાં થવો જોઈએ. મદ્રાસના દારૂબંધીના કાયદા હેઠળ, વ્યક્તિગત માણસો ફી ભરીને દારૂ રાખવાની અને વાપરવાની પરમીટ મેળવી શકે તેવી જોગવાઈ છે. આવી પરમીટો એકવીશ વર્ષની ઉપરના યુરોપિયનોને તેમજ હિન્દના વતની ન હોય તેવા એશિયાવાસીઓને છૂટથી આપવામાં આવે છે. સામાન્ય રીતે જે હિન્દીઓ પંચાવન વર્ષની ઉપરના હોય અને જેમને એસીસ્ટન્ટ સિવિલ સર્જનથી ઉતરતા પંક્તિનો નહિ એવો કોઈ દાક્તર, દારૂ લેવાની જરૂર છે એ જાતનું સર્ટીફીકેટ આપે તો તેઓને પરમીટ આપવામાં આવે છે. દારૂબંધીના કાયદા હેઠળ અહીંતહીં ગુના થાય છે એ વાત ખરી છે. પરંતુ એ જનસામાન્યના હિતાર્થે અમ

લમાં મુકાયેલ દારૂબંધીની વિરૂદ્ધ કોઇ સબળ દલીલ નથી. આવા ગુનાઓની અટકાયત માટે વધારે કડક હાથે કામ લેવું પડશે અને ત્યારેજ દારૂબંધીનો સંપૂર્ણ અમલ થયો લેખાશે. દારૂબંધીના કાયદા હેઠળના કેઇસોનો વધારે જલદીથી નિકાલ આવે અને ગંભીર ગુનાઓ માટે સખ્ત સજાની જોગવાઇ થાય એ માટે દારૂબંધીના કાયદામાં થોડો સુધારો કરવાનો મદ્રાસ સરકારે નિર્ણય કરેલ છે.

## ઉન્નતિસાધક કાર્યક્રમો

દારૂબંધીનું મુખ્ય ધ્યેય લોકોની નૈતિક, સામાજિક અને આર્થિક પરિસ્થિતિ સુધારવાનું છે. દારૂબંધીના યશસ્વી અમલ માટે, કાયદા હેઠળના ગુનાઓ શોધવાની, અટકાવવાની અને ગુનેગારોને શિક્ષા કરવાની જેટલી અગત્ય છે એટલી જ અગત્ય ભૂતપૂર્વ બંધાણીઓને આમોદ-પ્રમોદનાં સાધનો પુરાં પાડવાની અને એઓમાં દારૂબંધી વિષયક પ્રચાર કરવાની પણ છે. દારૂબંધીના અમલ સાથે ધંધાવિહીન બનતા ભંડારીઓને ઇતર વ્યવસાય પુરો પાડવાનો પ્રશ્ન પણ આ સુધારાની સાથેજ સંકળાયેલ છે. એ બધા ઉપરાંત દારૂબંધીએ સમાજસેવા અને ગ્રામોદ્ધારના ક્ષેત્રમાં કાર્ય કરવા માટે જે નવો ઉત્સાહ આણેલ છે એને અપનાવવાની પણ તક ઝડપાઇ રહી છે. કારણ કે તે વગર જનસામાન્યને દારૂબંધીના વિવિધ લાભોની પ્રતીતિ થાય નહિ. આથી જ મદ્રાસ સરકારે દારૂબંધીના અમલની સાથે જુદા જુદા ઉન્નતિપ્રેરક કાર્યક્રમો હાથ ધરેલ છે. એનો ઉદ્દેશ તાડનું છેદન કરવાના વ્યવસાયમાં રોકાયેલા ભંડારીઓ કે જેમના જીવનક્રમ ઉપર દારૂબંધીની પ્રત્યક્ષ અથવા પરોક્ષ અસર થઇ છે, તેઓને રાહત આપવાનો, વ્યસનીઓને દારૂને સ્થાને પ્રત્યાકર્ષણનાં સાધનો પુરાં પાડવાનો અને ગ્રામોદ્ધારની સર્વસામાન્ય ભૂમિકા રચવાનો છે. ઉન્નતિસાધનોનું આ કાર્ય ગ્રામપુનર્ઘટનાના રૂપેજ છે અને એ પ્રાંતના કો-ઓપરેટીવ ખાતાને સોંપવામાં આવેલ છે.

## ભંડારીઓ માટે ઇતર વ્યવસાય

દારૂબંધીના અમલને કારણે જે લોકો બેકાર બન્યા છે એમને ઇતર વ્યવસાય પુરો પાડવાનું કાર્ય સૌથી વધુ લક્ષ ખેંચી રહ્યું છે. આને માટે તાડ-ગોળ-ઉત્પાદન-સહકારી સોસાયટીઓ સ્થાપવામાં આવી છે. આ સોસાયટીઓ ખૂબજ લોકપ્રિય બની છે કેમકે એણે હાથ ધરેલા ઉદ્યોગથી ભંડારીઓ ખૂબ પરિચિત છે. સહકારી ધોરણે ગોળના ઉત્પાદન માટે પ્રાંતના કેટલાક જિલ્લાઓમાં તાડવૃક્ષનું છેદન કરી મીઠો રસ કાઢવાની સરકારે મંજુરી આપી છે. કેટલાક જિલ્લાઓમાં નાળિયેરી અને ખજૂરીના છેદનની પણ પરવાનગી આપવામાં આવી છે. આ રીતે બેકાર બનેલા ભંડારીઓમાંથી લગભગ ૭૫ ટકા જેટલા ભંડારીઓને સહકારી સોસાયટીઓ દ્વારા ધંધો પુરો પાડવામાં આવશે.

ગોળ માટેની આ સોસાયટીઓ ઉપરાંત ભંડારીઓને બીજું કામ આપવા માટે ઇતર સોસાયટીઓ પણ સ્થાપવામાં આવેલ છે. આ યોજના હેઠળ દૂધની વહેંચણી માટે સોસાયટીઓ સ્થાપવામાં આવી છે. આ સોસાયટીઓને દૂધાળાં ઢોર ખરીદવા માટે વ્યાજ વગરની લોન, તગાવી તથા નિરીક્ષણ માટે સ્ટાફ વગેરે સરકાર તરફથી આપવામાં આવે છે. આ ઉપરાંત વસવાટ માટે સહકારી સોસાયટીઓ, ગૃહઉદ્યોગ માટે સોસાયટીઓ, અને બીજી અનેક જાતની સોસાયટીઓ ભંડારીઓ અને દારૂના બંધાણીઓના લાભાર્થે યોજવામાં આવી છે. આ સોસાયટીઓને પણ જ્યાં જરૂર હોય ત્યાં સરકાર તરફથી સ્ટાફ તથા તગાવી વગેરેની મદદ મળે છે. પ્રાંતભરના ભંડારીઓના ઇતર વ્યવસાયનો પ્રશ્ન આ બધી સોસાયટીઓના સહકારથી મોટે ભાગે પતી ગયો છે.

## ગામડાંમાં સમાજસેવા

ઉન્નતિ-સાધનાના આ કાર્યની સાથે ગ્રામોદ્ધારનું કાર્ય પણ સહકારી સોસાયટીઓ મારફતેજ હાથ ધરવામાં આવેલ છે ભારતનું ગામડું આજે ઉદાસીન છે. જીવનના સુખ વૈભવોથી વંચિત છે. એમાં આનંદ નથી, આકર્ષણ નથી અને એથીજ અને એ કારણેજ લોકો દારૂના વ્યસનમાં લપસે છે. તાડીની દુકાનો બંધ કરવામાં આવેલ હોય, ગામડાંના ગરીબ વર્ગનું સામાજિક વાતાવરણ સુધારવુંજ જોઇએ. ગામડામાં સમાજસેવાની પ્રવૃત્તિ એવી રીતે યોજાવી જોઇએ કે જેથી કરીને લોકોમાં સ્વાવલંબીવૃત્તિ અને પરસ્પરમાં વિશ્વાસ જાગે. સ્વયંસેવાને ધોરણે ગ્રામોદ્ધારની પ્રવૃત્તિ હાથ ધરવા માટે આ યોજના હેઠળ ગામડાઓમાં "ગ્રામોદ્ધાર સમિતિઓ" સ્થાપવામાં આવી છે. આ સમિતિઓ ગામડાંનું આરોગ્ય, શેરીઓની સફાઈ, રસ્તાઓના બાંધકામ, કુવાઓની સાફસુફી વગેરે ઉપર દેખરેખ રાખે છે. શાળાઓ, લાયબ્રેરીઓ, વાંચનાલયો વગેરેની સગવડ ઉપર પણ લક્ષ

આપે છે. એ ઉપરાંત સારા બીયારણ, ખાતર, પૂરક ઉદ્યોગો વગેરે માટે પણ ગોઠવણ કરે છે. ગ્રામજનો એકઠા થઇ આમોદ-પ્રમોદની પ્રવૃત્તિઓ કરી શકે તે માટે 'નાગરિક કેન્દ્રો'ની વ્યવસ્થા પણ આ સમિતિઓ તરફથી કરવામાં આવે છે.

## બચત-યોજનાનો પ્રચાર

દારૂબંધીની યોજનાનું એક મહત્ત્વનું લક્ષ્ય કરકસરી જીવનધોરણને ઉત્તેજન આપવાનું પણ છે. હુંડીની પેટીઓ દ્વારા લોકોમાં બચત યોજનાનો પ્રચાર કરવા માટે પણ પગલાં લેવાઇ રહ્યાં છે. દારૂબંધીનો જે હેતુ લોકોની આર્થિક ઉન્નતિ સાધવાનો અને દારૂબંધીને કારણે બચતા પૈસા બીજે ન વેડફાઇ જાય તે જોવાનો છે, એ આથી કાંઇક અંશે સરે છે. સોસાયટીઓના સભ્યોમાં હુંડીની પેટીઓ વહેંચવામાં આવે છે અને બને તેટલા વારંવાર 'બચત-દિનો' ઉજવવામાં આવે છે. હરિજન કલ્યાણના કાર્યને પણ સારૂં મહત્વ આપવામાં આવે છે. એમની સ્થિતિ સુધારવા માટે શકય એટલાં તમામ પગલાં લેવામાં આવે છે. મદ્યપીઓની મનોવૃત્તિ દારૂમાંથી દૂર કરવા માટે અને એમના જીવનમાં આનંદ વ્યાપ્ત કરવા માટે ગામડાઓમાં રમતગમતો અને બીજી રંજનાત્મક પ્રવૃત્તિઓ હાથ ધરવામાં આવે છે.

આમ વર્ગની ઉન્નતિ સાધનાનાં આ પગલાંઓને દારૂબંધીના રચનાત્મક પાસાં તરીકે ગણી શકાય. આનું ક્ષેત્ર જેટલું વિશાળ છે તેટલું જ વિવિધ છે. અત્યાર સુધી જેટલી પ્રગતિ થએલી છે તે આપણને નિરુત્સાહ કરે તેમ નથી તથાપિ હજી ઘણું કરવાનું બાકી છે. લોકોના સહકાર વગર ગણનાપાત્ર પરિણામો ન મેળવી શકાય. સાચું કહીએ તો ઉન્નતિ સાધનાનાં કાર્યોની સફળતા સરકારની આર્થિક મદદ કરતાં વધુ અંશે લોકોના સહકાર ઉપર અવલંબે છે. દારૂબંધીએ સમાજસેવકને પોતાના જાતભાઇઓ વચ્ચે ઉજ્જ્વળ કાર્ય કરી બતાવવાની તક આપી છે. સરકારની જનહિતાર્થી પ્રવૃત્તિઓમાં સમાજસેવકોનો સહકાર બહુ જ ઉપયોગી થઇ પડશે. દારૂના બંધાણીઓને આમોદ-પ્રમોદનાં બીજાં સાધનો પુરાં પાડવા માટે તેઓ પ્રયત્ન કરી શકે અને સર્વતોમુખી ગ્રામવિકાસ સાધવાની આ તક ઝડપી શકે.

દારૂબંધીને સંપૂર્ણ રીતે સફળ બનાવવા માટે આપણે સહુ બનતું બધું જ કરીએ એજ ઉચિત છે. *

* અંગ્રેજી ઉપરથી

# નશા વિષે ટોલ્સ્ટોય

શરાબ, ભાંગ, તંબાકુ ઇત્યાદિ નશાનું જે દુષ્ટ પરિણામ વ્યકિતઓને પોતાને ભોગવવું પડે છે તે તો છે જ પરંતુ સાથે સાથે સમાજ અને દેશ ઉપર એની ઘણી ખરાબ અસર પડે છે. આજકાલ મોટે ભાગે લોકો કોઈ ને કોઇ પ્રકારનો નશો થોડા કે વધુ પ્રમાણમાં જરૂર કરે છે. કાં તો તેઓ થોડો દારૂ પીએ છે, અથવા થોડી ભાંગ પીએ છે, અથવા થોડી તંબાકુનું સેવન કરે છે કે એકાદ સિગારેટ લે છે. સભ્યમાં સભ્ય અને વિદ્વાનમાં વિદ્વાન લોકો પણ કોઇને કોઇ નશો તો અવશ્ય કરે છે. સમાજ કે દેશના રાજનૈતિક, સાહિત્યિક કે કલાત્મક ક્ષેત્રમાં જે કંઇ પ્રગતિ સાધવાની હોય છે એનું પગરણ આ વિદ્વાનોને હસ્તેજ મંડાવવાનું હોય છે. વર્તમાન સમયના સમાજમાં પ્રત્યેક પ્રગતિશીલ કાર્ય જેઓ કોઇને કોઇ પ્રકારના નશાના પ્રભાવ હેઠળ દબાએલા હોય છે તેવાઓનાજ હાથમાં છે. સામાન્ય રીતે એવી માન્યતા છે કે જે માણસે આજે નશો કર્યો છે એના ઉપર આવતી કાલે નશાની અસર રહેવાની નથી. પરંતુ આ ખ્યાલ કેવળ ખોટો છે. જે માણસે દારૂની એક પ્યાલી આજે ચડાવી છે તે આવતી કાલે પોતાની સ્વાભાવિક સ્થિતિમાં કદાપિ રહેવાનો નથી. જે માણસ થોડો દારૂ કે થોડી તંબાકુ પીવાને ટેવાયેલ છે તેનું મગજ જ્યાંસુધી ઓછામાં ઓછા એક અઠવાડિયા માટે પણ દારૂ અને તંબાકુ પીવાનું તે બિલકુલ ન છોડી દે ત્યાંસુધી સ્વાભાવિક હાલતમાં આવી શકે નહિ.



શ્રી. બાળાસાહેબ ખેર

## દારૂબંધી

# આમવર્ગના ઉત્કર્ષનું નવ પ્રસ્થાન



**આ**બકારી અને દારૂબંધી ખાતાની આ પરિષદનું આજે ઉદ્ઘાટન કરતાં મને ખૂબ આનંદ થાય છે. ૧૯૩૮ માં જ્યારે કોંગ્રેસ સત્તા ઉપર આવી ત્યારે આ પ્રાંતના કેટલાક વિસ્તારોમાં દારૂબંધીનો અમલ કરવામાં આવ્યો હતો. એમાં મુંબઈ અને અમદાવાદ શહેરનો પણ સમાવેશ થતો હતો. એ પ્રયોગને સારી એવી સફળતા મળેલી. અમદાવાદ શહેરમાં તો એની બહુજ સારી અસર થઈ. ત્યાં મિલ વિસ્તારોમાં રહેતાં મજૂર કુટુંબોની તપાસણી કરતાં માલમ પડ્યું હતું કે એમના જીવન ધોરણમાં ભારે સુધારો થયો હતો. બીજા મહાયુદ્ધની શરૂઆતમાં જ્યારે કોંગ્રેસે સત્તા છોડી ત્યાર પછી ૯૩મી કલમ અનુસારની સરકાર દારૂબંધીની તરફેણ કરતી નહોતી અને પરદેશી દારૂ અંગેના હાઈકોર્ટના ચુકાદાએ એને દારૂબંધીની નીતિનો ત્યાગ કરવાની સરળતા કરી આપી. લેક "ડ્રાય એરિયા" નામના તો રાખવામાં આવેલા જ. ૧૯૩૮માં આબકારી આવક જે માત્ર ૩ કરોડ હતી તે ૧૯૪૫માં નવ કરોડ જેટલી થઈ ગઈ એ ઉપરથી આ ફલિત થાય છે જ. ૧૯૪૬માં જ્યારે હાલની સરકાર સત્તા ઉપર આવી ત્યારે સંપૂર્ણ દારૂ-નિષેધનો અમલ કરવાનું નક્કી કરવામાં આવ્યું. દારૂની વપરાશમાં દર વર્ષે ઉત્તરોત્તર ૨૫ ટકાનો કાપ મૂકી અને અઠવાડિયામાં અમુક દિવસ દારૂની દુકાનો બંધ રાખી ચાર વર્ષના ગાળામાં સંપૂર્ણ દારૂબંધી કરવી એવો નિર્ણય લેવાયેલ. તદનુસાર તા. ૧લી એપ્રીલ ૧૯૪૭ના રોજથી દારૂની વપરાશ ઉપર પચીસ ટકાનો કાપ મૂકાયો અને અઠવાડિયામાં બે દિવસ માટે દુકાનો બંધ રાખવામાં આવી. દર વર્ષે દારૂની વપરાશ ઉપરનો આ કાપ અને દુકાનો બંધ રાખવાના દિવસો બંને વધારાતા ગયા. એપ્રીલ ૧૯૫૦થી વિદેશીઓ વગેરેને પરમીટ હેઠળ અપાનાર દારૂના અપવાદ સિવાય દારૂ અને બીજા માદક પદાર્થોના વેચાણ ઉપર સંપૂર્ણ પ્રતિબંધ મૂકવાનો નિર્ણય થયો.

સરકારે એવું નક્કી કરેલ છે કે સંપૂર્ણ દારૂ-નિષેધનો અમલ તા. ૬ઠ્ઠી એપ્રીલથી એટલે કે રાષ્ટ્રિય સપ્તાહના પહેલા દિનથી કરવો. અને રાષ્ટ્રિય સપ્તાહને દારૂબંધી સપ્તાહ તરીકે ઉજવવું.

પશ્ચિમના કેટલાક દેશોમાં જનતાના ઉન્નતિ અર્થે એક હિતકારી પગલાં તરીકે દારૂબંધીનો પ્રયોગ કરવામાં આવેલ છે. પરંતુ જનતાએ પોતેજ, આબોહવાને કારણે

દારૂની જરૂરિયાત લાગવાને લીધે કે લાંબા વખતની ટેવ સહેલાઇથી ન છૂટવાને લીધે, એવાં પગલાંમાં સંમતિ ન આપતાં દારૂબંધીનો પ્રયોગ છોડી દેવો પડયો છે. હિન્દમાં આ બદી ખાસ કરીને મંજૂર વર્ગમાં અને પછાત જાતિઓમાં ફેલી છે. હિન્દનાં બે મુખ્ય ધર્મો મદ્યપાનને પાપ ગણી વર્જ્ય લેખે છે. આપણી આબોહવા માટે પણ મદ્યપાનની ટેવ ખાસ આવશ્યક નથી.

આપણા બંધારણની ૪૭મી કલમમાં નિર્દેશ કરવામાં આવ્યો છે કે: "તંદુરસ્તીને નુકશાનકારક એવાં માદક પીણાંઓ અને પદાર્થોના દાક્તરી કારણોસર સિવાયના વપરાશ ઉપર પ્રતિબંધ મૂકવા માટે રાજ્ય પ્રયાસ કરશે." સાર્વભૌમ લોકશાહી પ્રજાસત્તાક પદ પ્રાપ્ત કર્યા પછી દારૂબંધી અમલમાં મૂકવામાં આપણો પ્રાંત સૌથી પહેલો છે એટલે સંપૂર્ણ દારૂનિષેધમાં માત્ર આપણને કે આપણા દેશને જ રસ પડશે એમ નહિ પણ બીજા દેશોને પણ એમાં રસ પડશે અને એની પ્રગતિ લોકો બહુજ ઉત્સાહ અને રસપૂર્વક નિહાળશે.

દારૂબંધી સફળ બનાવવા માટે માત્ર જનતાના બહુ–વિધ સહકારની જ જરૂર છે એટલું જ નહિ પરંતુ આસપાસના રાજ્યોના તેમજ જેમને દારૂબંધીના કાયદાનો અમલ કરવાનો છે અને ગુનાઓ શોધવાના છે એમના સહકારની પણ જરૂરત રહે છે. દારૂબંધીનો કાયદો ધારાસભાનાં બંને ગૃહો તરફથી સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો છે અને એજ બતાવે છે કે લોકોનો એમાં હૃદયપૂર્વકનો સહકાર છે.

સરકારે ફરજિયાત કેળવણી દાખલ કરી છે, ગણોતધારો અમલમાં મૂકયો છે અને જનતા માટે હિતકારી એવાં બીજાં કેટલાંક પગલાં પણ લીધાં છે. સરકારને એવી ખાતરી છે કે જ્યાં સુધી દારૂની બદી દૂર કરવામાં નહિ આવે અને એનું સ્થાન આમોદપ્રમોદની પ્રવૃત્તિઓ અને બીજી ઉન્નતિસાધક સગવડોથી પૂરવામાં નહિ આવે ત્યાં સુધી જનહિતનાં બીજાં કાર્યોની કંઇજ અસર નહિ થાય! ઓગષ્ટ ૧૯૪૭માં સ્થપાયેલ પ્રાંતિક દારૂબંધી સમિતિએ આ જરૂરતને મહત્ત્વ આપ્યું છે અને દરેક જિલ્લામાં દારૂબંધી સમિતિઓ તેમજ દારૂબંધી અધિકારીઓ નીમવામાં આવેલ છે. એમની મારફત જિલ્લાઓમાં સંસ્કાર કેન્દ્ર ખોલવામાં આવ્યાં છે. કલાપથક અને પવાડા પાર્ટીઓ રંજનાત્મક કાર્યક્રમો આપી રહી છે. અને લાક્ષણિક વસ્તુ તો એ છે કે જ્યાં સારું એવું સમાજ સેવાનું કાર્ય થયું છે ત્યાં દારૂની બદી અધિક અંશે ટળી છે.

દારૂબંધીના અમલમાં જે મોટી અને ગંભીર મુશ્કેલી છે તે ગેરકાયદેસર દારૂના ઉત્પાદન અને સંગ્રહ અંગેની છે. આપણા રાજ્યને લાંબો દરિયા કિનારો છે અને આસપાસ બીજાં રાજ્યોની સરહદ પણ આવેલી છે. કેટલાંક રાજ્યોનું મુંબઇ સાથે એકીકરણ થવાથી બીજા સ્વતંત્ર પ્રદેશમાંથી મુંબઇ તરફ ધસી આવતા ગેરકાયદેસર દારૂને અંકુશિત કરવાનો પ્રશ્ન તો પતી ગયો છે. માત્ર પોર્ટુગીઝ વિસ્તારનો સંપૂર્ણ સહકાર મેળવવો હજી બાકી છે. બીજાં પડોશી રાજ્યો સંપૂર્ણ સહકાર આપશેજ એવી આશા રાખવામાં આવે છે.

કિનારાના વિસ્તારોમાંથી જે દારૂ કોઈવાર પેસી જવા પામે છે તે મુખ્યત્વે તો પોર્ટુગીઝ વિસ્તારોનો હોય છે અથવા ગેરકાયદેસર બનાવેલો હોય છે. આ અનિષ્ટનો સામનો કરવા માટે ગુનાઓ અટકાવવાનું જેમને સોંપવામાં આવ્યું છે એમના તરફથી ખૂબજ ચકોરતા અને કાર્યદક્ષતાની જરૂર રહેશે.

કાયદેસર દારૂ ઓછો મળવાથી અને એના ઉપર પ્રતિબંધ આવવાથી ગેરકાયદેસર દારૂનું ઉત્પાદન વધેજ એ દેખીતું છે. એટલે સરકારને લાગ્યું છે કે યોગ્ય પ્રકારનાં પગલાંઓ ઉપરાંત પોલીસ અને એકસાઈઝ સ્ટાફને સબળ બનાવવાની અને બિનસરકારી સ્વયંસેવક દળનો પણ સહકાર મેળવવાની જરૂર રહેશે. હોમગાર્ડ્ઝને પોલીસ અમલદારો જેટલી કાયદેસર સત્તા સુપ્રત કરીને આ કામ સોંપવામાં આવ્યું છે અને પોલીસ ખાતાંને ગુનાઓ શોધવાનું તેમજ દારૂબંધી અમલમાં મુકવાનું કાર્ય સોંપવામાં આવેલ છે. આ કામની આ રીતે ફેરબદલી કરવાથી એમ માનવાનું નથી કે આબકારી સ્ટાફનું કામ ગણના પાત્ર નહોતું.

જે સ્ટાફને ગુનાઓ શોધવાનું અને દારૂબંધીના કાયદો અમલમાં મૂકવાનું કામ સોંપવામાં આવેલ છે. એણે પોલીસ અમલદારની બધીજ સત્તાઓ અવશ્ય વાપરવી પડે છે. એટલે એક જ જાતની સત્તાવાળાં બે તંત્રો રાખવાને બદલે સરકારે એવું નક્કી કરેલ છે કે જો પોલીસ ખાતાંનેજ આ કામ સોંપવામાં આવે અને કેટલાક ખાસ પસંદ કરેલા એકસાઈઝ સ્ટાફની એમાં બદલી કરવામાં આવે તો એથી કાર્યદક્ષતા વધશે. બાકીના એકસાઈઝ સ્ટાફે પછીથી 'પ્રોહિબિશન– સ્ટાફ', તરીકે કામ કરવાનું રહેશે અને બીજા બધા અંકુશો

બરાબર અમલમાં મુકાય છે કે નહિ તે એમને જોવાનું રહેશે. આથી એમને આ નીતિને સફળ બનાવવા માટે બહુજ જરૂરી એવી આમોદપ્રમોદની અને પ્રચારની પ્રવૃત્તિ સાથે સુમેળ સાધવાની પણ સારી તક મળશે.

તમારામાંના ઘણાખરા તો જાણતા જ હશો કે સરકારે એક 'રિક્રીએશન બોર્ડ'ની સ્થાપના કરી છે. દારૂબંધી અમલમાં આવ્યા પછી શ્રમજીવી વર્ગને આમોદપ્રમોદ, અને રમતગમત દ્વારા રંજન મળે એ માટે યથોચિત પગલાં લેવાનું કાર્ય આ બોર્ડ કરે છે. આ બોર્ડને માર્ગદર્શન આપવા માટે તેમજ બધાં કાર્યો વચ્ચે એકસૂત્રતા રચવા માટે સરકારે એક 'રીક્રિએશન કમિટિ' પણ નીમી છે. આ સમિતિમાં કેટલાક પ્રધાનો તેમજ કેટલાંક ખાતાંઓના મુખ્ય અધિકારીઓ પણ છે અને એ નિયમિત મળે છે.

આ સમિતિએ શહેર તેમજ ગ્રામવિસ્તારોમાં આમોદ-પ્રમોદનાં કેન્દ્રો શરૂ કરવાનું મંજુર કરેલ છે. અને તદનુસાર આવાં કેટલાંયે કેન્દ્રો શરૂ કરવામાં આવ્યાં છે. આવાં કેન્દ્રોને વ્યવસ્થિત બનાવવા માટે સહકારીખાતું, ગ્રામપંચાયતો અને સમાજસેવાની સંસ્થાઓનો સહકાર સાધવામાં આવે છે. શરૂઆતમાં આવાં પ્રત્યેક કેન્દ્રને સ્થાયી ખર્ચ માટે રૂા. પાંચસો અને ચાલુ ખર્ચ માટે વાર્ષિક રૂપિયા ૧૦૦ની ગ્રાન્ટ ત્રણ વર્ષ માટે મંજુર કરવામાં આવી છે. આ સમય દરમિયાન આ કેન્દ્રો પગભર થઈ જશે એવી આશા રાખવામાં આવે છે. સંપૂર્ણ દારૂનિષેધ અંગેની સરકારની નીતિ અમલમાં મૂકવામાં આ આમોદ-પ્રમોદની જરૂરત ઘણી જ અગત્યની ગણાય.

આ પ્રશ્નની પોતાની જ અનેકદેશીય વિશાળતા, એની આસપાસ વીંટળાયેલી મુશ્કેલીઓ અને લાગતા વળગતા સ્વાર્થપરુઓ તરફથી થતો વિરોધ– એ બધું લક્ષમાં લેતાં જે સરકારી અમલદારોને દારૂબંધી અમલમાં મુકવાનું કામ સોંપાયેલ છે તેઓએ પોતાના દૃષ્ટાન્તથી અને વર્તનથી સરકારના હુકમોનો અમલ કરવાનો છે એટલું જ નહિ પરંતુ તેઓ પોતે દારૂબંધીની નીતિનો સંપૂર્ણ રીતે અમલ કરતા નથી એવી અસર ઉત્પન્ન થાય એવું વાણી-અથવા કર્મથી કંઈપણ ન થઈ જાય એનું પણ તેઓએ ધ્યાનમાં રાખવાનું છે. આબકારી અને પોલીસ ખાતાંનાં માણસો જો દારૂની ટેવમાં સપડાયેલા માલમ પડશે તો એની સખ્ત નોંધ લેવામાં આવશે એ જાતનો હુકમ સરકારે બહાર પાડેલ છે. પોલીસ અને આબકારી ખાતાંમાંથી કેટલાક માણસો દારૂ પીએ છે એવી ફરિયાદો હજી પણ આવી રહી છે. દારૂનિષેધ સંપૂર્ણ બનાવવાના આપણા પ્રયાસો પ્રજાના સહકાર ઉપર અવલંબે છે. પ્રજામાં જો એવી માન્યતા ફેલાય કે જે અમલદારોને હસ્તક દારૂબંધીની નીતિ અમલમાં મૂકવાનું સોંપાયેલ છે તેઓ પોતેજ એ નીતિ બરાબર અખત્યાર કરતા નથી અથવા તો ગુનાઓ તરફ આંખમીંચામણાં કરે છે, તો દારૂબંધીની સફળતાના આધારરૂપ પ્રજાનો સહકાર આપણે ગુમાવશું. મને જાણવા મળ્યું છે કે કેટલાયે કિસ્સાઓમાં સ્ટાફની વિરૂદ્ધ ખાતાં તરફથી કામ લેવામાં આવેલ છે અને કેટલાકમાં તો પ્રોસીક્યુશન પણ કરવું પડેલ છે. ઘણા જ શોચનીય-હકીકત તો એ છે કે કેટલાક અમલદારો, જે પોતપોતાની ઓફિસોના ઉપરી છે, તેઓ પણ આમાં સંડોવાયેલા જોવામાં આવે છે. સુપ્રીન્ટેન્ડેન્ટનો હોદ્દો ધરાવતા અમલદારને પણ સસ્પેન્ડ કરવાની સરકારને જરૂર પડે એ નોકરિયાત વર્ગના નીતિબળ ઉપર વેધક પ્રકાશ નાખે છે! નોકરિયાત વર્ગે તો પોતાના વર્તનથી, પ્રમાણિકતાથી અને ચારિત્ર્યથી દર્શાવી આપવું જોઈએ કે તેઓ લોકોના હિતમાં કામ કરી રહ્યા છે અને સરકાર તેમજ પ્રજા એમનામાં જે વિશ્વાસ મુકી રહેલ છે એને તેઓ પાત્ર છે.

સંપૂર્ણ દારૂબંધી અમલમાં આવતાં આબકારી બાજુ પશ્ચાદ્‌ભૂમાં રહેશે અને રાષ્ટ્રિય આયોજનની એક પ્રવૃત્તિ તરીકે સરકારે જેને સૌથી વધુ મહત્વ આપેલ છે તે દારુબંધી આગલું સ્થાન લેશે.

કેળવણી, દાક્તરીવિદ્યા અને જાહેર આરોગ્ય એ વગેરે જેમ રાષ્ટ્રિય આયોજનાની પ્રવૃત્તિઓ છે અને આમવર્ગનું જીવનધોરણ સુધારવા માટે એની જરૂર રહે છે એવી જ રીતે દારૂબંધી પણ એક સામાજિક સુધારો છે અને જે લાભો જનસામાન્યને આપવા માટે રાજ્ય ઇરાદો રાખે છે તેને સાચવવા માટે એ જરૂરી છે. આ દૃષ્ટિએ જોતાં દારૂબંધી પાછળ આમવર્ગની સંપત્તિ સાચવવાની, એમનું ચારિત્ર્ય ઘડવાની અને આરોગ્ય જાળવવાની દૃષ્ટિ છે અને આટલા લાભો જો જનતાને આપવામાં આપણે સફળ થઈએ તો એને માટે અપાયેલ ભોગ યથાર્થ લેખાશે.

હું આ પરિષદને સફળતા વાંછું છું. •

*મુંબઈમાં તા. ૨૭મી ફેબ્રુઆરીના રોજ મળેલી આબકારી અમલદારોની પરિષદનું ઉદ્ઘાટન કરતાં મુખ્ય પ્રધાન શ્રી. બાળાસાહેબ ખેરે કરેલું પ્રવચન

# શ્રદ્ધાની પગદંડીએ

આપણા રાજ્યમાં તા. ૧લી એપ્રીલ ૧૯૫૦ થી સંપૂર્ણ દારૂનિષેધનો અમલ થશે. મારૂં મન અત્યારે ક્રમશઃ દારૂનિષેધનાં છેલ્લાં ત્રણ વર્ષ દરમિયાન લીધેલા અવિરત પરિશ્રમ અને દાખવેલ સતત જાગૃતિનાં સંસ્મરણોના વંટોળે ચડ્યું છે. આપણો માર્ગ મુશ્કેલીથી ભરેલો હતો. વિરોધીઓની દલીલોનો આપણને સામનો કરવાનો હતો. તેમજ સતત પ્રયાસથી લોકોને કેળવવાનાં હતાં. સંસ્કાર કેન્દ્રો વગેરે દ્વારા આમોદ-પ્રમોદનાં બીજાં સાધનો આપવાનાં હતાં તેમજ ભજન, કીર્તન, નાટ્ય, ફિલ્મ, રમતગમત વગેરે સમય ગાળવાના બીજા



શ્રી. લ. મા પાટીલ

માર્ગો પુરા પાડવાના હતા. ગેરકાયદેસર દારૂ ગાળનારની પ્રવૃત્તિ ઉપર આપણને ચાંપતી દેખરેખ રાખવાની હતી નાના જ્યાં અતુજ વાચાળ એવા વિરોધપક્ષનો સામનો કરવાનો હતો. હું હિંમતપૂર્વક કહી શકું તેમ છું કે આમાંની ઘણીખરી મુશ્કેલીઓ આપણે વટાવી ગયા છીએ અને આપણી અનેકવિધ પ્રવૃત્તિઓ સફળતાપૂર્વક આગળ ધપાવી શક્યા છીએ. પ્રજાનો તેમજ સરકારી કાર્યકરવર્ગનો જો વફાદાર અને હૃદયપૂર્વકનો સહકાર ન હોત તો આ સંભવી શકત જ નહિ. દારૂબંધીના કાર્યક્રમનો સફળ અંગિકાર કરવા માટે રાજ્યે જે આહ્‌વાહન કરેલ છે તેને પ્રજાએ પ્રશસ્ય રીતે ઉપાડી લીધું છે એમ મારે આભારપૂર્વક ફરી કહેવું જોઈએ. દારૂબંધી અંગેના ગુનાઓ શોધવામાં પોલીસને મદદ કરવા માટે સંખ્યાબંધ લોકો બહાર આવેલ છે. આપણા દારૂબંધી આબકારીઓને પ્રચાર સભાઓ ભરવામાં તેમજ આમોદ-પ્રમોદના કાર્યક્રમો યોજવામાં લોકોએ આપમેળે મદદ કરી છે. લોકોને એવી ખાતરી થઇ છે કે દારૂબંધી એમનો સામાજિક, આર્થિક અને નૈતિક ઉત્કર્ષ અવશ્ય લાવવાની જ છે અને એ માન્યતામાં ઊંડી શ્રદ્ધાને કારણે જ આ સહકાર ઉપલબ્ધ બન્યો છે.

મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિ સાથે સંકળાયેલ કાર્યકર વર્ગે જે અમૂલ્ય સેવા બજાવી છે તેને માટે પ્રશંસાના બે શબ્દો કહ્યા વગર મારાથી રહી શકાય તેમ નથી. એમાંના કેટલાક નિષ્ણાતો છે. એમની મૂલ્યવની સલાહ કેટલીયે ગૂંચવણ ભરેલી મુશ્કેલીઓના નિવારણમાં ઉપયોગી થઇ પડી છે. એમાંના કેટલાક પીઢ સમાજસેવકો છે. દારૂબંધીનાં જુદાં જુદાં અંગોનો અમલ શહેરના તેમજ ગ્રામવિસ્તારોમાં કઇ કઇ રીતે કરવો એ અંગે એઓના વિશાળ અનુભવે આપણને નક્કર કાર્યદૃષ્ટિ આપી છે. હું ખરેખર માનું છું કે એમનો આવો હૃદયપૂર્વકનો સાથ ન હોત તો અત્યારે આપણે જે પરિણામો મેળવી શક્યા છીએ તે મેળવવા ભાગ્યે જ શક્તિમાન બન્યા હોત! એમના પ્રશસ્ય સમુહકાર્યે આપણને સંપૂર્ણ દારૂનિષેધના છેલ્લા તબક્કે પહોંચવામાં ખૂબ મદદ કરી છે અને એથી જ એમને હું અભિનંદન આપું છું.

ખરૂં છે કે હજીયે કેટલીક મુશ્કેલીઓને પહોંચી વળવાનું બાકી છે. ૧લી એપ્રીલે સુખ અને વૈભવના નવયુગની માત્ર નોબત વાગશે. નવજન્મા બાળકને હજુ સંભાળપૂર્વક ઉછેરવું અને મોટું કરવું પડશે. ગેરકાયદેસર દારૂની પ્રવૃત્તિ વધી પડશે એવો ભય જે કેટલાક વિરોધીઓ સેવી રહ્યા છે એને સુદૃઢ પ્રયત્નોથી આપણે નિષ્ફળ બનાવવો પડશે. આમ, આ સમય નિરાંતનો નથી. શ્રદ્ધાના સુદૃઢ પાયા ઉપર આપણે કામ કરવું પડશે અને બમણા ઉત્સાહથી આગળ ધપવું પડશે. જે કોઇ મુશ્કેલીએ. આપણા માર્ગમાં આવે તેનો સબળ સામનો કરવાનો રહેશે

આ માર્ગે કામ કરતાં આપણે આપણા પ્રયાસમાં જરૂર સફળ થશું જ. મહાત્મા ગાંધીજીના આશીર્વાદથી તેમજ ઇશ્વરની સહાયથી દારૂનિષેધ દ્વારા ચિરંતન સુખની સાધનામાં સફળ થશું જ.

# દારૂ-નિષેધના કાર્યક્રમનું પૂરક અંગ

**સંપૂર્ણ દારૂનિષેધ અમલમાં આવ્યા પછી તાડનું છેદન કરવામાં રોકાયેલ ભંડારીઓ, જે ધંધાવિહીન બને, તેઓની ધંધાદારી કુશળતાનો જો યોગ્ય લાભ લેવામાં ન આવે તો દારૂબંધીની નીતિ એક નિષેધાત્મક નીતિજ બની રહે! આ વર્ગને ગૃહઉદ્યોગના ધોરણે, તાડમાંથી ખાંડ-ગોળ બનાવવાના વ્યવસાયમાં રોકી શકાય. અનાજની અછતના આ જમાનામાં, લાખો એકર કસદાર જમીન રોકી લેતી શેરડીમાંથી કારખાનાં મારફતે ખાંડ-ગોળ બનાવવાને બદલે, પડતર જમીનમાં કુદરતી રીતેજ ઉગતાં તાડવૃક્ષોમાંથી ગૃહ-ઉદ્યોગના ધોરણે જો ખાંડ ગોળ બનાવવામાં આવે તો એથી હિન્દની અર્થયોજનામાં ઘણો ફાયદો થાય. આ થયું દારૂબંધીના કાર્યક્રમનું પૂરક અંગ.**

લેખક

**શ્રી. જે. સી. કુમારપ્પા**

**તાડ**ના રસમાંથી નુકશાનકારક મૌદક પીણાંઓ બનાવવાના સમાજવિરોધી કૃત્યમાં રોકાએલા માણસોને જો કોઇ વધારે સારા હિતકારી ધંધા તરફ વાળવામાં ન આવે તો દારૂબંધીના અમલ એ કેવળ એક નિષેધાત્મક પગલુંજ બની રહે. તાડનું છેદન કરનારાઓમાં જે પોતાના ધંધાને લગતું ચાતુર્ય રહેલું છે એનો સારામાં સારો ઉપયોગ તો તાડગોળ બનાવવાના વ્યવસાયમાં જો આપણે તેને રોકીએ તો થઇ શકે તેમ છે. એટલેજ તાડી બનાવવાના વ્યવસાયમાંથી આ લોકોનું ગોળ અને ખાંડ બનાવવાના વ્યવસાયમાં પરિવર્તન કરવાનો પ્રશ્ન એક મૂળભૂત સામાજિક પ્રશ્ન છે. રાષ્ટ્રોત્થાનના આપણા કાર્યક્રમમાં દારૂબંધી અને તાડગોળની બનાવટ એકમેકનાં પૂરકને બને એવા કાર્યક્રમો હોવા જોઇએ.

ખાંડ અને ગોળનું ઉત્પાદન એ આપણા દેશનો મોટામાં મોટો ગૃહઉદ્યોગ છે. આ ઉત્પાદન માટે આપણો દેશ ઘણા જૂના સમયથી જાણીતો છે. ખાંડ એક શક્તિવર્ધક પદાર્થ હોવા ઉપરાંત સત્વસંરક્ષક પણ છે. એટલે કે ઘરગથ્થુ વપરાશની ચીજોમાં એ એક અનિવાર્ય ચીજ ગણી શકાય.

## ઉપયોગ અને વિનિમય

કોઇ પણ વસ્તુના ઉત્પાદન પાછળ બે હેતુ હોઇ શકે છે. એક તો ઉપયોગ અર્થે એનું ઉત્પાદન અને બીજો વિનિમય (બદલા) અર્થે. માતા બાળક માટે જે ખોરાક રાંધે છે તે ઉપયોગ અર્થે રાંધે છે. જ્યારે કંદોઇ જે મિઠાઈ બનાવે છે તે બદલા અર્થે બનાવે છે. માતા પોતે રાંધેલો ખોરાક ઉત્તમ, સ્વાદિષ્ટ અને ગુણકારી બને તે માટે બને તેટલી વધારે કાળજી રાખે છે. પોતાના કુટુંબને ઉત્તમમાં ઉત્તમ વાનગી પુરી પાડવા પાછળ જહેમત ઉઠાવવામાં એ કંઇજ બાકી રહેવા દેતી નથી. જ્યારે વ્યાપારીનું લક્ષ્ય તો પોતાની મહેનત અને ઉત્પાદન દ્વારા પૈસા પેદા કરવાનું છે. એનું મુખ્ય ધ્યેય ઓછામાં ઓછું આપીને વધુમાં વધુ ફાયદો કાઢવાનું હોય છે. તેથીજ કોઇપણ સુયોજિત સમાજમાં આપણે ઉપરના દૃષ્ટાન્તમાં ઉલ્લેખી તેવી કંદોઇની પદ્ધતિને બદલે માતાની પદ્ધતિ અમલમાં મૂકવી જોઇએ. સમાજને આપણે જ્યારે સમગ્ર સ્વરૂપે ખ્યાલમાં લઇએ છીએ ત્યારે ઘરગથ્થુ ધોરણે બનાવાતાં ગોળ અથવા ખાંડનો સમાવેશ પહેલી પદ્ધતિમાં થાય છે. પરંતુ જ્યારે આપણે ઉત્પાદક કે જે માત્ર વેચાણ માટેજ ઉત્પાદન કરે છે અને પોતાનું બધુંજ ઉત્પાદન પોતાના જ વપરાશમાં લેતો નથી, તેનો ખ્યાલ કરીએ છીએ ત્યારે, એનું ઉત્પાદન કેવળ વિનિમયાર્થે હોઇ, એની સાથે બધાંજ અનિષ્ટો સંલગ્ન હોય કે સંભવિત છે. આવા ઉત્પાદકના લક્ષમાં ઉત્પાદન ખર્ચ, અને ઓછી મહેનતે વસ્તુ પેદા કરવાની ધગશ પ્રધાનસ્થાન ભોગવે એ દેખીતું છે.

## સામાજિક દૃષ્ટિબિન્દુ

ગૃહ-ઉદ્યોગ મારફતે ઉત્પાદન કરવાની જે ભલામણ કરવામાં આવે છે એની પાછળ માત્ર આર્થિક દૃષ્ટિ બિન્દુ જ નહિ પણ બીજાં ઘણાં સામાજિ

દૃષ્ટિ બિન્દુઓ પણ કામ કરતાં હોય છે. જે દેશમાં વસ્તી ઘણી છે અને મૂડી કેવળ ઓછી છે તેણે ઓછામાં ઓછી મૂડીના રોકાણ સાથે વધુમાં વધુ કામદારોને રોજી પૂરી પાડવાનો વિચાર કરવો જોઇએ. આ સિદ્ધાન્ત પણ આપણને આપણાં કુદરતી સાધનોનો વધુમાં વધુ કાર્યદક્ષ-ઉપયોગ કરતા ગૃહઉદ્યોગો દ્વારા ઉત્પાદન વધારવા તરફ પ્રેરે છે.

શેરડી, તાડનો રસ, ખીટનાં મૂળિયાં વગેરે જુદી જુદી વસ્તુઓમાંથી ગોળ અને ખાંડ પેદા કરી શકાય છે. આમાંનાં પહેલાં બે સાધનો તો આપણી પાસે સામાન્ય રીતે ઉપલબ્ધ હોય છે. શેરડી માટે ફળદ્રુપ અને કસદાર જમીનની જરૂર પડે છે. જ્યારે તાડ— ખાસ કરીને ખજુરી અને તાડ — જે જમીન ઉપર બીજું કંઇજ ન ઉગી શકે ત્યાં ઉગે છે. આપણા દેશમાં અત્યારે ખાદ્ય પદાર્થોના ઉત્પાદનની ઠીક ઠીક ખેંચ છે. એટલે આપણે આપણી ખેડી શકાય તેવી સઘળી જમીન અનાજ, બાજરી અને બીજા ખાદ્ય પદાર્થોના ઉત્પાદન પાછળ વાપરવી જોઇએ. અત્યારે ખાંડનું ઉત્પાદન હલકા પ્રકારની જમીન મારફતે પણ થઈ શકે તેમ છે. એવા સંજોગોમાં ખાંડ—ગોળ વગેરેના ઉત્પાદન માટે સારામાં સારું સાધન તાડ છે.

## ખાંડ કારખાનાંમાં બને તો —

વળી કારખાનાંઓમાં જે સફેદ ખાંડ બનાવવામાં આવે છે તે તો હવા અને સૂર્યના તડકાની મદદ વડે પાણીમાંથી ચુસાયેલા હાઇડ્રોજન, ઓકસીજન અને કાર્બન મારફતેજ બનાવવામાં આવે છે. શેરડી ઉગાડવા માટે આપણે સારામાં સારી ફળદ્રુપ જમીન વાપરી નાખીએ છીએ. આ જમીનની ફળદ્રુપતા અને એનાં ખનિજ તત્વો શેરડી જલદીથી ચુસી લે છે. એથીજ જમીનની રસવત્તાને અવારનવાર કિંમતી ખાતર દ્વારા તાજી કરવી પડે છે. શેરડીના રસની અંદર જે ખનિજ તત્વો અને વીટામિન્સ છે તેને કારખાનાંઓ ગોળની રસી સાથે ફગાવી દે છે. એટલે કસદાર જમીનનો જે વિશિષ્ટ લાભ છે તે કારખાનાંમાં ઉત્પન્ન થતી સફેદ ખાંડ દ્વારા મળતો નથી. વસ્તુતાએ તો આપણે આવી ફળદ્રુપ જમીન મારફતે માત્ર બળતણ જ ઉગાડીએ છીએ, કારણ કે શેરડીને પીલ્યા પછી વધેલો કૂચો માત્ર ભઠ્ઠીમાંજ વપરાય છે. એટલે કે શેરડીમાંથી જો સફેદ ખાંડ ઉત્પન્ન કરીએ તો જેમાં અનાજ ઉગાડી શકાય એવી સારી જમીનનો દુરુપયોગ થયો ગણાય. એટલે કે ખાંડ મેળવવા માટે આપણે વધુ ને વધુ તાડ તરફ વળવું પડશે. આ વૃક્ષો પડતર જમીનમાં અને મનુષ્ય તરફથી કોઇપણ જાતના શ્રમ વગર ઉગતાં હોઇ, આપણી કૃષિવિષયક અર્થયોજનામાં મહત્વનું સ્થાન ધરાવે છે.

આપણા દેશની ખોરાકની અછતનો અને એ કારણે ફળદ્રુપ જમીનનો સારામાં સારો ઉપયોગ કરવાની જરૂરતનો આગળ ઉલ્લેખ થયોજ છે. આ ઉપરાંત ઉત્પાદનના કાર્યવિધિ દરમિયાન ખાદ્યતત્વો જો એળે ન જતાં હોય તો એ ખોરાકની અછતના કારણે દૂર જરૂર બને. કારખાનાંઓમાં શેરડીમાંથી જે સફેદ ખાંડ બનાવવામાં આવે છે તેમાં શેરડીના રસનું પુષ્કળ ખાદ્યતત્વ નષ્ટ થાય છે. કારણ કે જે કૂચો નાખી દેવામાં આવે છે એમાજ શેરડીમાં અસ્તિત્વ ધરાવતાં પ્રજીવનક તત્વો અને ખનિજો હોય છે. એટલે કે કારખાનાંઓ દ્વારા ખાંડનું ઉત્પાદન એ ખોરાકની અછત ને લીધે ઉભી થતી મુશ્કેલીઓનું એક પ્રેરકબળ છે. ગૃહઉદ્યોગ દ્વારા જો ખાંડ બનાવવામાં આવે તો આ ખોટ કંઇક અંશે દૂર થાય છે કારણ કે ગોળની રસીમાંથી પણ ગોળ બનાવી શકાય છે.

## ઘણાં સંશોધનો જોઇશે

પોષણને લગતી આપણી જરૂરીયાતોને કંઇક અંશે પહોંચી વળવા માટે આપણે ગૃહ-ઉદ્યોગ દ્વારા તાડગોળનું ઉત્પાદન કરવા તરફ દોરાઇએ છીએ તેમ છતાં આ વિષયને પણ અનેક બાજુઓ છે. તાડનો રસ ખાટો થઈ જવાના સંજોગો ઓછા થાય, બહુ ઊંચાં વૃક્ષો ઉપર ચડવા માટે ઓછી મહેનતની જરૂર પડે, ભઠ્ઠી વગેરેની સુધારણા દ્વારા બળતણ વગેરેનું ખર્ચ ઓછું થાય, — એ બધું સિદ્ધ કરવા માટે હજી ઘણાં સંશોધનોની જરૂર રહેશે. કારખાનાંઓની જરૂરિયાતોને પહોંચી વળવા માટે શેરડીની જુદી જુદી જાતોના વિકાસ પાછળ આપણે કરોડો રૂપિયા ખર્ચ્યા છે. પરંતુ આપણી રાષ્ટ્રિય અર્થયોજનામાં તાડગોળ ઉદ્યોગનું ઘણું મહત્વ હોવા છતાં એને વૈજ્ઞાનિક સ્વરૂપે જોવા માટે કશુંજ હજી થયું નથી.

## દેશની અર્થયોજનાની જરૂરત

કેવળ ઊર્મિવશ થઈને કોઈપણ જાતના ગૃહ-ઉદ્યોગને ટેકો આપવાનો અર્થ નથી. આપણા સમસ્ત દેશની અર્થયોજનાની અનેકવિધ જરૂરિયાતોને એને પહોંચી વળવાનું છે. આપણી નવી સમાજરચનામાં તેમજ રાષ્ટ્રિયોત્થાનના કોઈપણ કાર્યક્રમમાં તાડ-ગોળના ઉત્પાદનનું કેટલું મહત્ત્વ છે તે આપણે જોયું. દારૂબંધી અમલમાં આવતાં તાડવૃક્ષોનું છેદન કરનાર જે સંખ્યાબંધ લોકો બેકાર બનશે એમની વિશિષ્ટ શકિતને ઉપયોગી દિશામાં વાળી તાડના રસમાંથી ખાંડ અને ગોળ મેળવવાની શકયતા પણ આપણે જોઈ. આ માર્ગનો અંગીકાર કરવાથી આપણી લાખો એકર જેટલી ફલદ્રુપ જમીન ઉપયોગી અનાજના વાવેતર માટે છૂટી થશે અને ખોરાકની અછતને એ રીતે પહોંચી વળાશે.

શ્રદ્ધા છે કે રાષ્ટ્રિય આયોજન કરતી વેળા અને દારૂબંધીનો અમલ કરતી વેળા આ દષ્ટિબિન્દુની અવગણના નહિ થાય.*

*અંગ્રેજી ઉપરથી

## —: બાપુએ શું કર્યું ? :—

હિન્દની જનતાની સર્વદેશીય ઉન્નતિ સાધવાનો પ્રયાસ કરવા જતાં મહાત્માજીને લાગ્યું કે ગરીબ જનતાને દારૂની બદીમાંથી સૌથી પહેલાં મુક્ત કરવી પડશે. એટલે એમણે પોતાની પ્રવૃત્તિના એક મૂળભૂત અંગ તરીકે દારૂબંધીને સ્થાન આપ્યું. અત્યારે દેશના સઘળા ભાગોમાં આ ઓછે વધતે અંશે અમલમાં મૂકાઈ રહી છે. બધાયના કાર્યક્રમ ઉપર દારૂબંધીને સ્થાન મળેલ છે. પરંતુ તેઓને લાગ્યું છે કે લોકોને દારૂની બદીમાંથી મુક્ત કરવા માટે ગ્રામજીવન એવી રીતે વ્યવસ્થિત કરવું પડશે કે જેથી કરીને દારૂની દુકાનોને સ્થાને કંઈક વધુ સારી વસ્તુ મુકી શકાય. એટલે સરકારના એક કાર્યક્રમ લેખે ગામડાંઓમાં આમોદપ્રમોદનાં સાધનો વસાવવામાં આવે છે. અત્યાર સુધી ગામડામાં જીવન જ્ઞાતિના ધોરણે ઘડાયેલું હતું. હવે આ જ્ઞાતિનાં બંધનોની પર થઈને સમગ્ર ધોરણે ગામડાંઓને આમોદપ્રમોદ કરવાનું કહેવામાં આવે છે. આથી ગામડાંમાં એકતાની ભાવના પ્રગટે છે. (અવિભકત) હિન્દમાં સાતસાત લાખ ગામડાં હોઈ, આ વસ્તુ મહત્વની છે. સરકારને દારૂમાંથી નીપજતી કરોડોની મહેસુલી આવક જતી કરવી પડે છે. પરંતુ ગરીબોની નબળાઈ દ્વારા મેળવેલી આવક તે ખરી રીતે આવક નથી પણ સત્યાનાશ છે.

હવે જાહેર લોકમત દારૂને કોઈપણ જાતની સામાજિક પ્રતિષ્ઠા આપવાની વિરૂદ્ધ છે. હવે હિન્દમાં, સ્વાતંત્ર્યના આગમન પછી, દારૂ પીવો એ સારૂં લેખાતું નથી. મુંબઈના ખ્રિસ્તી ગવર્નર રાજા મહારાજ સિંગ જ્યારે હોદ્દા પર ઉપર આવ્યા ત્યારે એમણે સરકારી ગૃહમાં જાહેર રીતે કે અંગત રીતે કોઈપણ જાતનાં કેફી પીણાંનો ઉપયોગ કરવામાં નહિ આવે એવું જાહેર કરેલું. વર્તમાન પત્રોએ એને પહેલા પાનાં ઉપર આગળ પડતું સ્થાન આપેલું.

પશ્ચિમની અસર હિંદ ઉપર એટલી બધી જવાઈ ગયેલી કે દારૂ પીવો એ પણ ત્યાં એક ફેશન થઈ પડેલી. હવે એ જુવાળ ઓસરી ગયો છે. અપવાદો સિવાય, હવે હિન્દમાં દારૂ પીવો એ શોભાસ્પદ નથી. આમાં કેન્દ્ર સ્થાને દારૂની બદીમાંથી મુકત થવાનો લોકોનો નિર્ણય છે. આ મુક્તિ માટેનો સઘળો યશ મહાત્માજીને ફાળે જાય છે. એમાં દારૂની બદીમાંથી મુક્તિ અપાવવા માટેનું એમનું યુદ્ધ પણ અગત્યનું છે. એ યુદ્ધ એમણે જીત્યું છે. હવે દારૂને દેશવટો મળી રહ્યો છે. એને માટે કેટલાયે ગરીબોના મૂંગા આશીર્વાદ મહાત્માજીને મળશે.

ડા. સ્ટેન્લી જોન્સ
('મહાત્મા ગાંધી' માંથી)

: દારૂ-નિષેધ :

# નવયુગનો કલ્યાણ-દીપ

લેખક
ડૉ. એ. યુ. શેખ

**સ્વા**તંત્ર્ય પ્રાપ્તિના આગમન સાથે રાજકીય મુક્તિ એ તો વધુ ઉન્નત સાધનાનો એક માત્ર માર્ગ જ ગણાયો છે. સાધના તો છે, વિશાળ જનતાના ઉચ્ચોચ્ચ શ્રેયની. સત્તા ઉપર આવ્યા પછી આપણા રાજકીય નેતાઓએ પોતાની નજર સામાજિક અને આર્થિક કલ્યાણ તરફ ફેરવી છે. એમના માર્ગમાં અનેક મુશ્કેલીઓ છે. પરંતુ તેઓ જનકલ્યાણ માટે કૃતનિશ્ચય છે. હિન્દમાં કલ્યાણસાધક રાજ્ય માત્ર જન્મ્યું છે એટલું જ નહિ પણ એના ઊંડા પાયા પણ નંખાઇ ચૂક્યા છે. રાષ્ટ્રપિતાનો સર્વોદયનો આદર્શ એજ આમાં પ્રેરણાસ્થાન રહેલ છે.

## ભારતીય બંધારણનો આદર્શ

બંધારણના આમુખમાં ન્યાય, સ્વાતંત્ર્ય, સમાનતા અને બંધુત્વના અમૂલ્ય સિદ્ધાંતોમાં પોતાની અચળ શ્રદ્ધા વ્યક્ત કર્યા પછી પણ આપણા રાષ્ટ્રિય નેતાઓએ રાજ્યનો નીતિના જે કેટલાક માર્ગદર્શક સિદ્ધાંતો ગ્રહણ કર્યા છે એમાં સ્પષ્ટ રીતે સૂચવાયું છે કે રાષ્ટ્રિય જીવનનાં બધાં જ અંગોને રાજકીય, આર્થિક અને સામાજિક ન્યાય સાંપડે એવી સમાજરચના બને તેટલી અસરકારક રીતે સિદ્ધ કરી અને સાચવી, રાજ્ય લોકોનું કલ્યાણ સાધવાનો પ્રયાસ કરશે. વિશેષમાં તેઓએ એમ પણ નિર્દિષ્ટ કરેલ છે કે લોકોનું જીવનધોરણ ઉચ્ચ બને, પોષણ અધિક મળે અને જાહેર આરોગ્ય સુધરે એ જોવાની રાજ્ય પોતાની પ્રાથમિક ફરજ ગણશે. અને લોકોની તંદુરસ્તીને નુકશાનકારક એવાં કેફી પીણાંઓનાં દાક્તરી કારણોસર સિવાયના વપરાશ ઉપર રાજ્ય પ્રતિબંધ લાવશે. (હિન્દનું બંધારણ, ચોથો વિભાગ, આર્ટિકલ્સ ૩૮ અને ૪૭)

આ નવું બંધારણ અમલમાં આવ્યા પછી માત્ર ત્રણ જ માસમાં મુંબઇ સમા હિન્દના આગળ પડતા વિભાગમાં સંપૂર્ણ દારૂનિષેધનો અમલ થાય, અને એ સુવર્ણઘડીનું ઉદ્ઘાટન ભારતીય પ્રજાસત્તાકના માનવંત પ્રમુખને હસ્તે થાય, એમાં ઘણું જ ઔચિત્ય રહેલ છે.

## એ ખ્યાલ ત્યારેજ આવે—

વિશેષમાં સંપૂર્ણ દારૂનિષેધનો પહેલો દિવસ એક આનંદજનક વસ્તુ છે. કારણ કે રાષ્ટ્રિય આયોજનનું મહાકાર્ય શરૂ કરીએ તે પહેલાં પરદેશીઓએ વારસામાં આપેલી મલિનતા ધોઇ નાખવી જોઇએ જ. અહીં સંભારવું જરૂરી છે કે રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધી દારૂબંધીને સ્વાતંત્ર્ય જેટલું જ મહત્ત્વ આપતા. દારૂના દાવાનળમાં લાખો મૂંગા અને ગરીબ લોકોની જીંદગી હોમાતી જોઇ એને ખૂબ જ દુઃખ થતું. શહેરમાં રહેતા 'સુધરેલા' ઓને દારૂથી થતી પાયમાલીનો ખ્યાલ એકદમ ન આવે! એ તો જ્યારે આપણે ડાંગના અંદરના પ્રદેશોમાં જઇએ, અને ત્રણ ચાર આને બાટલી લેખે મળતો સસ્તો અને અત્યંત માદક દેશી દારૂ પી પીને નીતિનાશને પંથે વિચરતા અસંખ્ય ડાંગવાસીઓને જોઇએ ત્યારે જ એની પાશવતાનો કંઇક ખ્યાલ આવે. છેલ્લા કેટલાક દશકાઓ દરમિયાન ડાંગ જેવા નાના જિલ્લાએ પણ સરકારી તિજોરીને ૮૬ લાખ રૂપિયા આપ્યા છે એમાં કંઇ નવાઇ નથી! એજ રીતે ભીલો, આદિવાસીઓ, હરિજનો, લામાનીઓ અને બીજા કેટલાયે લોકો સરકારી લાઇસન્સ હેઠળ સહેલાઇથી મળતાં માદક પીણાંઓના વિનાશક આકર્ષણમાં સકારણ ફસાયા છે! બિજાપુર જિલ્લામાં મોંઘાં ભરતની સાડીઓ અને પોલકાંઓ ગુંથતો વિખ્યાત કારીગર વર્ગ, અછતવાળા વિસ્તારોમાં સરકારે ખોલેલાં રાહત કાર્યોમાં પત્થરો ભાંગવા માટે પોતાની સ્ત્રીઓને ફરજિયાત મોકલતો હોય છે ત્યારે એ શું સૂચવે છે? એટલું જ કે સરકારમાન્ય તાડીની દુકાનો એઓની આવકનો મોટો ભાગ ચુસી રહી છે! આમ બનતું આવ્યું છે એનું કારણ એટલું જ છે: ખરાબમાં ખરાબ ચુસણખોરોના હસ્તક આબકારી દુકાનો સોંપી પોતાની સમગ્ર મહેસુલના પચીસ ટકા જેટલી રકમ ઉઘરાવી લેવાની સરકારને આદત પડી ગયેલી. આ અધમ ચુસણખોરો ગરીબ દારૂડિયાઓ પાસેથી દારૂની મૂળ કિંમત કરતાં ચાર પાંચ ગણો ભાવ ચઢાવી પૈસા લેતા એટલુંજ નહિ પણ એમાં, અધમતાની પરાકાષ્ઠાએ પહોંચી, ક્લોરલ હાઇડ્રેટ અને એવા બીજા ઝેરી પદાર્થો ભેળવી સસ્તી રીતે વધારે પૈસા પેદા કરવાનો પ્રયત્ન કરતા. આમ દારૂના વ્યાપારની આસપાસ સઘળાં રાષ્ટ્રવિરોધી તત્ત્વો, મલિન સ્વાર્થપટુઓ અને ચારિત્ર્યહીન લોકો એકઠાં થતાં અને રાજ્ય અને

## છિદ્રાન્વેષીઓ માટે નગ્ન સત્ય

અને આ ચુસણનીતિનો જો કોઇ વધુમાં વધુ ભોગ બનેલ હોય તો તે દેશી દારૂ અને તાડી પીનાર ગરીબ વર્ગ ! છતાં નવાઇની વાત તો એ છે કે સ્વાર્થપટુ છિદ્રાન્વેષીઓ ફરી ફરીને આપણને સંભાર્યા કરે છે કે હિન્દની વસ્તીનો માત્ર દસથી બાર ટકા વર્ગ જ દારૂની આદતમાં સપડાયેલો છે! પરંતુ આ લોકો સહેલાઇથી એટલું તો જરૂર ભૂલી જાય છે કે દરેક દારૂડિયા પાછળ ચાર પાંચ માણસનું કુટુંબ હોય છે અને એ કુટુંબ પ્રત્યક્ષ રીતે ભલે દારૂની આદતમાં સપડાયું ન હોય તથાપિ એની પારાવીલીલાના સંહારમાંથી તો બચી શકતું નથી જ! દારૂડિયો પોતાની નજીવી આવકમાંથી પોતાનાં બાળબચ્ચાંને જે થોડાં ઘણાં અન્નવસ્ત્ર અને કેળવણી આપી શકતો હોય છે તેને આ ભયાનક દૈત્ય છીનવી લે છે એટલું જ નહિ પણ સમાજમાં એનું જે થોડું ઘણું માનભર્યું સ્થાન હોય છે ત્યાંથી પણ એને પદભ્રષ્ટ કરે છે. આમ જે દસથી બાર ટકા લોકો દારૂ પીએ છે તે પોતાની સાથે બીજા ત્રીસથી છત્રીસ ટકાને પણ વિનાશ તરફ દોરે છે. અને પ્રજાનો ૪૦ થી ૪૮ ટકા જેટલો ભાગ જો આ રીતે અધઃપતિત અને ચીમળાયેલ પડ્યો રહેતો હોય તો રાજ્ય પોતાને 'પ્રજાકીય' અથવા 'લોકરાજ' કેમ કહી શકે? પુખ્ત મતાધિકાર પ્રાપ્ત કર્યાની આપણે જ્યારે 'ડિમ ડિમ' પુકારીએ છીએ ત્યારે આપણે એટલું તો યાદ રાખવું જોઇએ જ કે જે લોકોનું આ રીતે અધઃપતન થયું છે તેઓ ભાગ્યે જ પોતાનો મત સમજણ પૂર્વક વાપરી શકે! જે સરકારને તેઓ ચુંટે અને જે રાજ્યમાં તેઓ વસે એ સરકાર અને એ રાજ્ય રૂશ્વતખોર જ નીવડે! આમ બધીય દૃષ્ટિએ જોતાં, આપણા નાગરિકોના વ્યક્તિત્વ અને ચારિત્ર્યના ઘડતરની દૃષ્ટિએ આપણા નૂતન પ્રજાસત્તાકમાં સંપૂર્ણ દારૂનિષેધ ઘણું જ રહસ્ય ધરાવે છે.

## માત્ર નિષેધાત્મક નીતિ નથી

એટલું પણ ભારપૂર્વક જણાવવું જોઇએ કે દારૂબંધી એ કેટલાક લોકો કહે છે તેમ કેવળ નિષેધાત્મક નીતિ નથી. ગાંધીજીના આદર્શોને વરેલા કોઇપણ રાજ્ય માટે એ એક ખૂબ જ પ્રગતિશીલ અને વિકાસક્ષમ નીતિ છે. વાર્ષિક નવ થી બાર કરોડની આબકારી આવક જતી કરવાનું મુંબઇ પ્રાંતને બહુ ભારે નહિ પડે કારણ કે એથી નુકશાનકારક માદક પદાર્થો પાછળ વપરાતા ગરીબ લોકોના આશરે પચાશ કરોડ રૂપિયા બચશે. આમ દારૂબંધી એ કોઈ ઊર્મિનો વિષય નથી તેમ જડવાદીઓ જેને નૈતિક દુરાગ્રહ કહે છે તે પણ નથી. પરંતુ એ, જો યોગ્ય રીતે અમલમાં મૂકવામાં આવે તો, સામાજિક અને આર્થિક દૃષ્ટિએ આમવર્ગના ઉદ્ધારનું એક સબળ સાધન છે. સરકાર તો માત્ર લોકો પોતાની જાતે સમજે એ માટે મદદ કરી રહેલ છે.

## સન્માર્ગે સર્જન

અને દારૂ બનાવવા પાછળ જે કેટલુંય અનાજ અને તાજાં ફળોનો રસ વેડફાઇ જાય છે તે પણ દારૂબંધીથી બચશે એ આપણે વીસરી શકીએ નહિ. જે મૂડી અને માનવશક્તિ દારૂ, અફીણ, ગાંજા અને તાડી પાછળ વપરાતી તે હવે આપોઆપ કોઇક કૃતિપ્રેરક વ્યવસાય પાછળ વપરાશે અને એથી રાષ્ટ્રિય સંપત્તિના વિનાશને બદલે એનું નવું સર્જન થશે. ગોળની રસી અને મહુડાના ફૂલોમાંથી આશરે પાંચ લાખ ગેલન પાવર આલ્કોહોલ ઉત્પન્ન કરવામાં આવશે અને એ મોટરોમાં પેટ્રોલનું સ્થાન લેશે. અને એ રીતે એ ક્ષેત્રમાં આત્મનિર્ભર બનવાના આપણા આદર્શને આપણે પહોંચી શકશું. એવી જ રીતે તાડ, ખજુરી, નાળિએરી વગેરે લાખો વૃક્ષોના રસમાંથી આપણે બહુ જ મોટા પ્રમાણમાં વીટામીન બી. ધરાવતું ગ્લુકોઝ અને તાડગોળ-યીસ્ટ ઉત્પન્ન કરી શકશું. બહુ જ મોંઘા એવા પરદેશી દારૂની આયાત બંધ થશે. અને એ રીતે ગરીબ જનતાના ખીસ્સાં ઉપરનો બોજો ઓછો થશે/ આમ થતાં આશરે દસથી બાર ટકા વ્યક્તિગત આવકનો બચાવ થશે. અને એ સન્માર્ગે વાળી શકાશે. મદ્યપાનના કારણે થતા સામાન્ય ગુનાઓનુ પ્રમાણ ઘટશે અને સારો વખત આવતાં કાયદો અને વ્યવસ્થા જાળવવાનું ખર્ચ પણ ઓછું થશે. રાજ્યમાં જો સંપૂર્ણ દારૂનિષેધ હશે તો ફરજિયાત બાળકેળવણી પ્રૌઢશિક્ષણ, વધારે સારી ખેતી વગેરે ઉન્નતિ સાધનાનાં અને રાષ્ટ્રિય આયોજનનાં કાર્યો વધારે ફળદાયી નીવડશે. મિલોમાં અને કારખાનાઓમાં નશાને કારણે રહેતી ગેરહાજરી અને નાકામયાબી ઓછી થશે અને એથી રાજ્યનું ઔદ્યોગિક અને ખેતી વિષયક ઉત્પાદન વધશે.

આમ રાજ્યને અને પ્રજાને સંપૂર્ણ દારૂનિષેધથી અનેક જાતનાં નૈતિક અને આર્થિક લાભો થશે; દારૂબંધી જ નવયુગની કલ્યાણ સાધનાનો જીવન્ત પ્રદીપ બનશે. •

• (અંગ્રેજી પરથી)

# દારૂબંધી

## એક

# ઐતિહાસિક રેખાદર્શન

**શીલ સદાચાર અને સત્ત્વનિષ્ઠા માટે જાણીતી એવી આપણી ભારતીય સંસ્કૃતિમાં દારૂની બદી કેમ પેઠી, કયા સંયોગોને કારણે એને વિસ્તરવાની તક મળી અને કયાં કયાં બળોએ એનો સામનો કરી મૂળથી કાઢવા પ્રયાસ કર્યો એનો અહીં આલેખાયેલો કડીબદ્ધ ઇતિહાસ, મુંબઇમાં સંપૂર્ણ દારૂનિષેધની આ ઘડીએ હરકોઇને જાણવો ગમશે. તવારીખનાં પાનાં એમ બોલી રહ્યાં છે કે ભારતીય ધર્મોએ સત્ત્વશીલ માણસો માટે દારૂનો સર્વથા નિષેધ પુકાર્યો છે અને ધર્મપ્રિય રાજવીઓએ એનો અમલ પણ કર્યો છે. માત્ર આ બદી વિસ્તરી હોય તો તે બ્રિટીશરોની આબકારી નીતિને કારણેજ! મહાત્માજીએ જોયું કે હિંદની દરિદ્રતાનું મૂળ ચોમેર વિસ્તરેલી દારૂની બદીમાં રહેલું છે. એને જ્યાં સુધી મૂળથી ટાળવામાં ન આવે ત્યાં સુધી સ્વતંત્રતા શા કામની? એટલેજ એમણે કોંગ્રેસના રચનાત્મક કાર્યક્રમમાં સંપૂર્ણ દારૂનિષેધને સ્થાન આપ્યું. કોંગ્રેસે સત્તા ઉપર આવ્યા પછી મહાત્માજીના આ આદર્શને અપનાવી લીધો અને એને પરિણામે આપણે ત્યાં આજે સંપૂર્ણ દારૂનિષેધનો અમલ થઇ રહ્યો છે.**

અર્વાચીન હિન્દમાં દારૂબંધીના પ્રયોગનો ઇતિહાસ એ એક રીતે જોઇએ તો રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીના પોતાનાજ જીવનનું એક જ્વલંત પ્રકરણ છે. — એવો ઉલ્લેખ ૧૯૨૫માં "ક્રિશ્ચિયન હેરોલ્ડ"માં લખતાં વિખ્યાત અમેરિકન લેખક ડબલ્યુ ઇ. જ્હોનસને કરેલો. આગળ ચાલતાં હિન્દમાં દારૂબંધીના પદનિવેશનો પરિચય આપતાં એજ લેખકે લખેલું: "હિન્દના કેટલાયે ભાગોમાં મેં ડઝનબંધ દારૂની દુકાનો નિહાળેલી. શૂન્યમુખે ઉભેલા કલાલોને એમની ઘરાકી વિષે પૂછતાં તેઓએ જવાબ આપેલો કે દિવસમાં પૂરાં બે ઘરાકો પણ આવતાં નથી. કારણ કે મહાત્માજીએ લોકોને શરાબ ન પીવાનો આદેશ આપ્યો છે."

"કટકમાં મેં સેન્ટ્રલ જેલની મુલાકાત લીધેલી. સામાન્ય રીતે આ જેલમાં સરેરાશ ૪૦૦ જેટલા કેદીઓ રહેતા પરંતુ એ સમયે એમાં માત્ર ૧૩૮ કેદીઓજ હતા. જેલરને કારણ પૂછતાં મને જવાબ મળેલો કે એ તો મહાત્મા ગાંધીજીએ આદરેલી સત્યાગ્રહની ચળવળનો પ્રભાવ છે."

એજ લેખમાં મિ. જ્હોનસન લખે છે "હિન્દમાં ઇશ્વરે મોકલેલો એક દૈવી પુરુષ વસે છે એને લોકો મહાત્મા ગાંધી કહે છે. આ માણસની વિરૂદ્ધ ઘણું ઘણું કહેવાય છે. એની વિરૂદ્ધ જે લોકો કહે છે તે લોકોને એની સચ્ચાઇ, એનું ચારિત્ર્ય કે એની શક્તિ વિષે કશુંજ કહેવાનું હોતું નથી. છતાં એક વસ્તુ દીવા જેવી સત્ય છે અને તે એ કે એણે માત્ર બે વર્ષના ટૂંકા ગાળામાં હિન્દમાં મવાકવાળાં કેફી પીણાંઓનો ઉપયોગ બહુજ મંદ પાડી દીધો છે અને આ વસ્તુ જગતના ઇતિહાસમાં બીજો કોઇ માણસ એકલે હાથે કરી શકેલ નથી."

### દારૂની બદી: મહાત્માજીની દૃષ્ટિએ

હિન્દના પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન ઇતિહાસમાં દારૂના વ્યાપારના સ્થાન વિષે વિચાર કરીએ તે પહેલાં મહાત્માજીએ પ્રાય: હિન્દને માટે છેક

વસ્તુતઃ સમસ્ત જગત માટે કેફી પીણાંનો પ્રશ્ન કયા દષ્ટિબિન્દુથી નીરખ્યો તે જોવું રસપ્રદ થઈ પડશે.

ગાંધીજી માટે દારૂની બદી એ માત્ર એકજ પ્રશ્ન નહોતો. દારૂની બદી પાછળ જગતની માનવતા જે અનેકવિધ આસુરી દુઃખોથી પીડાયેલી હતી એ તેમણે જોયેલું. બ્રિટિશ શાહીવાદ તળે છુંદાતી, કચડાતી અને નિરાધારપણે માનવતાની દષ્ટિએ તો મૃતપ્રાયઃ થતી હિન્દની જનતાને જ્યારે એણે જોઈ ત્યારે એમને રોગનું મૂળ જડી ગયું. અને આ રોગનું એમણે નિદાન પણ કર્યું. એમના મત પ્રમાણે ભારતની જનતા જે એના ભવ્ય સાંસ્કૃતિક વારસાથી વંચિત રહેતી હતી એજ એની અનેકવિધ ભૌતિક આપત્તિઓનું કારણ હતું. માનવતાના દૈવી અંશોનો પરિચય એમને ગીતામાંથી, બુદ્ધના ઉપદેશમાંથી અને બીજા કેટલાએ સંત મહાપુરૂષોના ભગવદ્‌વચનોમાંથી મળેલો. એનો નિષ્કર્ષ ગાંધીજીએ જે ત્રણ શબ્દોમાં કાઢેલો તે છેઃ સત્ય, અહિંસા, અને બ્રહ્મચર્ય.

માણસ જો અંગત રીતે સત્યનારાયણની ઉપાસના કરે તો આપોઆપ એમાંથી અહિંસા અને બ્રહ્મચર્ય પ્રગટે અને એ સ્થિર, સુખી અને શાંતિભર્યું જીવન ગાળી શકે. દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીનું જીવન આના દષ્ટાંત રૂપ છે. ફીનીકસ સેટલમેન્ટમાં ગાંધીજીએ પોતાના આ સિદ્ધાંતને વ્યવહારમાં મૂકેલો અને હજારો નિરક્ષર ગરીબોને પોતાની પદ્ધતિ પ્રમાણે જીવનને નિરખતાં શીખવેલું. બ્રહ્મચર્ય વિષે એમણે વાત કરવી શરૂ કરી તે પહેલાં જ કેફી પીણાંના, સંપૂર્ણ ત્યાગનો આદેશ આપેલો. આગળ ઉપર એમણે જ્યારે હિન્દી રાષ્ટ્રિય મહાસભાનું સુકાન હાથમાં લીધું ત્યારે તે સંસ્થાના આદર્શઘેલા રાજકીય નેતાઓને એમણે પોતાની જીવનદષ્ટિનું ભ્યાન આપેલું. ત્યાર પછી કોંગ્રેસની સંપૂર્ણ કાર્યવહી પોતાના હાથમાં આવતાં, એમણે કોઈપણ જાતના ડોળ કે દેખાવ વગર, એ સંસ્થાને માત્ર એક રાજકીય સંસ્થા ન રહેવા દેતાં એને દેશને સાંસ્કૃતિક વિનાશમાંથી બચાવવા માટે ઉદ્યુક્ત થયેલા ખેયનિષ્ટ સેવાધર્મીઓની સંસ્થા બનાવી દીધી.

મહાત્માજીને મન દારૂબંધી એ તો સ્વેચ્છાપૂર્વક આચરાયેલ સંયમ અને બ્રહ્મચર્યનું સ્વાભાવિક પરિણામ હતું. બ્રહ્મચર્ય એટલે માત્ર સ્થૂળ સંભોગનો ત્યાગ નહિ પણ હરેક પ્રકારની વાસનાનો ત્યાગ. મદ્યપાન એ પણ ઇન્દ્રિયોના વિલાસ છે. અને એ વિલાસને પરિણામે બીજી ઇન્દ્રિયગત વાસનાઓ તરફ પણ માણસ ખેંચાય છે. માણસે જો સાદું અને કાર્યનિષ્ટ જીવન જીવવું હોય તો એણે કોઈપણ જાતની વાસનામાં રાચવું ન જોઈએ. માણસે જીવવા માટે જમવું જોઈએ નહિ કે જમવા માટે જીવવું! એજ કારણે મહાત્માજીએ દારૂબંધીનો આદેશ આપેલો અને રાષ્ટ્રિય મહાસભાની ૧૯૨૧ ની બેઠકમાં રાષ્ટ્રિયોત્થાનના કાર્યક્રમનાં અગિયાર અંગોમાં દારૂબંધીને પણ સ્થાન આપેલું. આજ દિવસથી દારૂબંધી એ આપણા દેશમાં એક રાષ્ટ્રિય મહત્ત્વનો પ્રશ્ન બનેલ છે. અને એની રૂઇએજ મુંબઈ પ્રાંતમાં સંપૂર્ણ દારૂબંધી અમલમાં આવેલ છે.

## પશ્ચિમના પવનની માદકતા

ઇતિહાસને ઓવારેથી નીરખીએ તો જગતની સૈકાઓ જૂની સંસ્કૃતિ યુગેયુગે અવનવાં પરિવર્તનો પામતી રહેલી દેખાશે. આ પરિવર્તનનું કેન્દ્ર હમેશાં પૂર્વની સાત્ત્વિક ભૂમિજ રહેલ છે. કોઈવાર ચીનમાંથી, તો કોઈવાર હિન્દમાંથી એમ કાળાંતરે સંસ્કૃતિનાં નિર્મળ નીર ખળખળતાં રહ્યાં છે. એની ઉપર પશ્ચિમનો પવન વાવા લાગ્યો ત્યાંસુધી માદક પદાર્થોનું સેવન સામાન્ય રીતે સમાજમાં નિષિદ્ધ હતું. ધીમે ધીમે પશ્ચિમની સત્તા દુનિયાના તખ્તા ઉપર પાંગરતી થઇ અને એથી પૂર્વમાં પણ પશ્ચિમની રહેણીકરણીની અસર કંઇક અંશે થવા લાગી. મદ્યપાન એ બહુભાગે પશ્ચિમના જીવનનું એક અંગ છે અને પાશ્ચાત્ય લોકોજ સંયોગવશાત પૂર્વમાં એ પ્રથાનો આવિષ્કાર કરવામાં કારણભૂત થયા છે. પૂર્વે પશ્ચિમનો સત્કાર કર્યો છે પરંતુ બધીજ બાબતમાં નહિ અને એટલેજ માદક પદાર્થોના વપરાશ ઉપર પ્રતિબંધની માગણી ભારતીય ઇતિહાસમાં આપણે અવારનવાર જોઇએ છીએ.

ઇ. સ. ૧૭૯૦ માં બ્રિટિશરોએ હિન્દ માટે આબકારી નીતિનું ચોકઠું ઘડયું. બરાબર આજ સમયે દક્ષિણના બહાદુર મુસ્લીમ રાજવી ટીપુ સુલતાને પોતાના રાજ્યમાં દારૂબંધીનો અમલ જાહેર કર્યો. આ પગલું ટીપુ માટે કંઇ નવું નહોતું. આમ કરવામાં એ પોતાના

પ્રશસ્વી પૂર્વજો — અલ્લાઉદ્દીન ખિલજી, સુલતાના રજિયા, ઔરંગઝેબ વગેરેએ નિર્દિષ્ટ કરેલી નીતિનું અનુસરણ કરતો હતો. પરંતુ ટીપુએ પાડેલી પગદંડી એના અવસાન સાથે અદૃશ્ય થઈ.

## ધર્મદૃષ્ટિએ કાળું કર્મ!

એમ કહેવાય છે કે દુનિયામાં દારૂબંધીનો સૌથી પહેલો પુરસ્કર્તા ચીનમાં ચાર હજાર વર્ષ પૂર્વે થઈ ગયેલો. પરંતુ આને ઈતિહાસ કહી શકાશે નહિ. તેમ છતાં અશોકના સમયને તો આપણે જરૂર ઈતિહાસ કહી શકીએ. અશોક એક બૌદ્ધ ધર્મમાં માનતો ધાર્મિક રાજવી હતો. એના ધર્મમાં મદ્યપાન બેશક નિષિદ્ધ હતું. બુદ્ધ ધર્મનાં આજ્ઞાસૂત્રોમાંના એકમાં લખ્યું છે. —

"જે ગૃહસ્થને ધર્મ પ્રિય છે તેણે માદક પદાર્થોનું સેવન કરવું જોઈએ નહિ, બીજાને તેમ કરવા દેવું જોઈએ નહિ, તેમજ જે એનું સેવન કરતા હોય તેમનો સ્વીકાર કરવો જોઈએ નહીં કેમ કે આવા પદાર્થોના સેવનથી માનસિક સ્વાસ્થ્યનો નાશ થાય છે." અશોકના સમયમાં રાજ્યના ફરમાન દ્વારા સંભાવિત સમાજમાં માદક પદાર્થોનો કેવો કડક નિષેધ હતો તે આવા ઉલ્લેખો દ્વારા આપણે જોઈ શકીએ છીએ.

એ દિવસોમાં સમાજનું સુવ્યવસ્થિત વહન કરવા માટે ધર્મ એક મુખ્ય આધાર સ્તમ્ભ હતો. બૌદ્ધ ધર્મે જ્યારે વિષયવાસનાના ત્યાગનો આદેશ આપેલો ત્યારે ભારતની આ પુણ્યભૂમિ માટે માત્ર દારૂની બદીજ નહિ પણ ચોરી, જુગાર, વગેરે તમામ સમાજનાં કાળાં કર્મોને પદભ્રષ્ટ કરવાનો આદેશ આપેલો. નોંધપાત્ર વસ્તુ તો એ છે કે ચારિત્ર્યનિષ્ઠ જીવનનો આ જમાનો સૈકાઓ સુધી પ્રવર્તમાન રહેલો. મહાત્માજીને જો કોઈપણ યુગમાંથી પ્રેરણા મળી હોય તો અહીંથી.

ત્યારપછીના કાળમાં એટલે કે ઈ. સ. ના બીજા સૈકાના અંતમાં વૈદિક હિંદુ ધર્મનો પુનરૂદય થયો અને એમાં ધાર્મિક ક્રિયાવિધિઓમાં માદક પીણાંઓનો વપરાશ માન્ય ગણવામાં આવ્યો. મૌર્યવંશના રાજાઓએ દારૂના આ અનિષ્ટ ઉપયોગનો બને તેટલો ઓછો પ્રચાર થાય તે તરફ પોતાનું લક્ષ કેન્દ્રિત કર્યું ખરું. કૌટિલ્યના અર્થશાસ્ત્ર પ્રમાણે મદ્યાર્કવાળાં પીણાંઓના ઉત્પાદન અને વેચાણ ઉપર સરકારનો અંકુશ રહેતો. બીજું એ પણ ફલિત થાય છે કે દારૂને સમાજમાં પ્રતિષ્ઠિત સ્થાન નહોતું.

## અનિષ્ટને અપનાવવું કેમ પડ્યું ?

હિન્દમાં યુરોપીય સંસ્કૃતિનું વર્ચસ્વ મુખ્યત્વે તો ઈસ્ટ ઈન્ડીઆ કંપનીના આગમનથી શરૂ થયું. હિન્દ તો રહ્યો ખેતીપ્રધાન દેશ. તે વખતના હિન્દની સમાજ રચનામાં તો દરેક માણસને પુરતું કામ મળી રહેતું અને દરેક કામ કરનારને પૂરતું વેતન મળી રહેતું. સામાન્ય માણસ સામાન્ય રીતે પગભર હતો. અને સુખી જીવન ગાળતો. પશ્ચિમના યંત્રવાદે હિન્દમાં ખળભળાટ પેદા કર્યો. ખેડૂતને પોતાની જમીનનું મહેસુલ રોકડા રૂપિયામાં ભરવું પડતું. રોકડા રૂપિયા તો ગામડામાં હતા નહિ એટલે ખેડૂતને ચોમાસાની ખેડ બાદ કરતાં બીજી ઋતુઓમાં રોકડા પૈસા મળે એવો ધંધો કરવો પડતો.

રાજવીઓને પણ પોતાનું રાજ્ય ચલાવવા અને લશ્કર નભાવવા માટે રોકડાં નાણાંની જરૂર રહેતી. લૂંટ તો ક્યાંય સંભવિત નહોતી કારણ કે જે કંઈ લક્ષ્મી હતી તે સઘળી ઈગ્લેન્ડ ભણી સંચરી રહી હતી. એટલે રોકડ આવકનાં સાધનો તો બીજાં કંઈક શોધવાનાં રહ્યાં જ! એથીજ ૧૭૯૦ માં 'બ્રિટીશ ઇન્ડીયન લિકર લૉઝ' અમલમાં મૂકવામાં આવ્યા. હિન્દને દારૂ માટે કંઈ આકર્ષણ નહોતું. પરંતુ રોકડાં નાણાં મેળવવા માટે અનાયાસે અને સંયોગોને આધીન રહીને દારૂને અપનાવવો પડયો! રાજ્યકર્તાઓનો હેતુ સરી ગયો અને એ રીતે અનિષ્ટોની ઘટમાળ શરૂ થઈ.

## ભંડારીઓની કથા

હવે હિન્દની વિશાળ ધરતી ઉપર પથરાયેલો ગરીબ આમવર્ગ તાડીની ભયાનક મોહઝાળમાં કઈ રીતે ફસાયો એ હકીકત જાણવી પણ રસપ્રદ થઈ પડશે. તાડના છેદનનો ધંધો કરનાર ભંડારીઓને મધ્યભારતના રાજપુતો સાથે સાંસ્કૃતિક સંબંધ છે. મુસ્લિમોએ એમને રજપુતાનામાંથી હાંકી કાઢેલા. ત્યાંથી તેઓ દક્ષિણના પશ્ચિમ કિનારે આવ્યા. મુંબઈ તો તે સમયે પોર્ટુગીઝ હસ્તકનું એક નાનું ગામડું હતું. દક્ષિણમાં મરાઠી સત્તાનો ઉદય થતો હતો. તેઓ નૌકાદળની પણ રચના કરતા હતા. ભંડારીઓ તો રહ્યા યુદ્ધપ્રેમી અને શુરા, એટલે તેઓ મરાઠાઓના નૌકાદળમાં દાખલ થયા અને એને

એક સશક્ત દળ બનાવ્યું: અને એમાં ભંડારીઓએ બહુજ ગૌરવપ્રદ કામ કર્યું. આગળ ઉપર મરાઠી રાજ્યના અન્ત સાથે નૌકાદળ પણ સમેટી લેવાયું અને પછી જે સત્તા અમલમાં આવી એણે આ શૂરા ભંડારીઓનું લક્ષ નિર્વાહ અર્થે તાડીના ધંધા તરફ દોર્યું. પહેલાં તો ભંડારીઓએ કોઈ પણ જાતનો કર ભર્યો વગર આ ધંધો અપનાવી લીધો. પરંતુ ૧૮૭૨માં એટલે કે પચાસ વર્ષ પછી આ લોકો ઉપર તાડના પ્રત્યેક ઝાડ દીઠ ચાર આનાનો કર નાખવામાં આવ્યો. આ ચાર આનામાંથી એકદમ ઝાડ દીઠ રૂ. ૧૮ થયા અને પછી તરત જ રૂ. ૨૮ થયા. દારૂની દુકાનો અને તાડીનાં પીઠાંઓ માટે પણ લાઇસન્સની પદ્ધતિ દાખલ થઇ. દારૂની આદત જેમ જેમ લોકોમાં પ્રચલિત બનતી ગઇ તેમ તેમ આ આવક પણ વધતી ગઇ. દેશી દારૂ પાછળ ૧૯૩૦માં હિન્દનું કુલ ખર્ચ રૂ. ૧૦૦ કરોડ હતું!

સને ૧૮૭૪–૭૫ થી ૧૯૦૪–૫ વચ્ચે પરદેશી દારૂની આયાતમાં ૭૫ ટકાનો વધારો થયો હતો. જ્યારે ૧૯૦૪–૫ થી ૧૯૨૭–૨૮ વચ્ચે એ આયાતમાં ૫૦૦ ટકાનો વધારો થયો હતો.

## બ્રિટિશરોની આબકારી નીતિ

આ સમય દરમ્યાન મહાત્મા ગાંધીજીની પ્રતિષ્ઠા હિન્દના રાજકિય અને સામાજિક તખ્તા ઉપર જામતી જતી હતી. સરકારની સમગ્ર આવકનો ૨૫ ટકા જેટલો હિસ્સો કેવળ દારૂના વ્યાપારમાંથી જ મળતો હતો. અને નવાઇની વાત તો એ કે બ્રિટનની પાર્લામેન્ટે ૧૮૯૨માં હિન્દની આબકારી નીતિના જે સિદ્ધાંતો ઘડ્યા હતા તે દારૂની વપરાશને સંપૂર્ણ રીતે ઉત્તેજક હતા એમ તો ન જ કહેવાય. આ સિદ્ધાંતો નીચે મુજબ હતા:—
(૧) હિન્દી જનતામાં મદ્યપાનની ટેવ પ્રસરે એવી વસ્તુસ્થિતિ બને ત્યાં સુધી ઉભી ન થવા દેવી. (૨) સ્પીરીટ્સ ઉપર બને તેટલો વધારે કર નાંખવો અને ગેરકાયદેસર દારૂની પ્રવૃત્તિને ઉત્તેજન ન મળે તેનું ખાસ ધ્યાન રાખવું. (૩) દારૂનો વપરાશ બને તેટલો ઓછો કરી નાખવો.

હિન્દની પરદેશી સરકારે ૧૯૦૬માં આબકારી આવક અંગેની પોતાની નીતિની છણાવટ કરતાં જાહેર કરેલું: "જે લોકો પ્રમાણમાં રહીને દારૂનો ઉપયોગ કરવા માગતા હોય એમની વચ્ચે દખલ કરવાનો હિન્દ-સરકારનો જરાયે ઉદ્દેશ નથી. સરકારની ચોક્ખી નીત તો દારૂના આકર્ષણને ઓછું કરવાની અને દારૂનો વપરાશ બેહદ પ્રમાણમાં ન થાય તે ખાસ જોવાની છે."

આગળ ઉપર આજ પરદેશી શાસકોએ જાહેર કરેલું: "આ આબકારી નીતિનો યથાતથ અમલ કરવા પાછળ હિન્દી સરકાર દારૂમાંથી નીપજતી મહેસુલી આવકના પ્રશ્નને કેવળ ગૌણ લેખશે." પરંતુ સરકારની મુશ્કેલી (એમના મત મુજબ) માત્ર એટલીજ હતી કે હિન્દનો પછાત રહેલો વર્ગ આંખો મીંચીને દારૂ ઢીંચ્યે જતો હતો. કદાચ આ કારણેજ સને ૧૯૦૦માં આબકારી આવક ૭ કરોડની હતી, તે ૧૯૧૦માં ૧૦ કરોડની થઇ. ૧૯૨૦ માં જે ૨૦ કરોડની હતી, તે ૧૯૩૦ માં ૩૫ કરોડની થઇ. આટલુંજ માત્ર પૂરતું નથી. ૧૯૪૬માં આ 'લોહિયાળ' આવક ૮૦ કરોડના ગંજાવર આંકડે પહોંચી ગયેલી.

## પ્રચંડ લોકમતનો જુવાળ

૧૯૨૧માં કોંગ્રેસના રચનાત્મક કાર્યક્રમમાં ગાંધીજીએ જ્યારે સંપૂર્ણ દારૂનિષેધનો સમાવેશ કર્યો ત્યારે પશ્ચાદ્‌ભૂમિકા ઉપર કહી તેવી હતી. આની પહેલાં કોંગ્રેસ આ પ્રશ્ન પરત્વે કેવળ મૂક હતી એમ તો ન જ કહેવાય. સને ૧૮૯૦માં પસાર કરેલા એક ઠરાવમાં કોંગ્રેસે હિન્દમાં વધતી જતી દારૂની બદી પરત્વે ચિંતા વ્યક્ત કરેલી. ૧૯૧૦માં કોંગ્રેસે દારૂ ઉપર અસરકારક અંકુશની હિમાયત કરેલી. ૧૯૧૨માં હિન્દના રાષ્ટ્રવાદીઓના નેતા તરીકે સ્વર્ગસ્થ ગોખલે તે વખતના હિન્દી વજીર પાસે એક પ્રતિનિધિમંડળ લઇને ગયેલા ત્યારે તેમણે પણ હિન્દી સામ્રાજ્યમાં પ્રવર્તતી આબકારી નીતિ સખ્ત રીતે વખોડી કાઢેલી.

એમ ન માનશો કે માત્ર કોંગ્રેસજ સરકારના પ્રયત્નની વિરૂદ્ધ દારૂની બદી ટાળવા માટે જેહાદ ઉઠાવી રહી હતી. આ પ્રશ્ન ઉપર તો ધારાસભાના આગેવાન સભ્યો, રાજ્યના મોટા અમલદારો અને આમ વર્ગના જુદી જુદી કોટિના નેતાઓ પણ એકમત હતા. લોકમાન્ય તિલક, ન્યાયમૂર્તિ રાનડે, લોકહિતવાદી દેશમુખ વગેરે સૌ દારૂબંધીની તરફેણ કરતા હતા. ઇમ્પીરીઅલ લેજિસ્લેટીવ એસેમ્બલીએ પણ અનેકવાર આ અંગે ઠરાવો ઘડ્યા હતા, અને પસાર પણ કર્યા હતા. પરંતુ સરકારે એની દરકાર કરી ન હતી.

હિન્દનું બ્રિટિશ રાજ્ય આંતરરાષ્ટ્રિય ક્ષેત્રે પોતાને બહુજ પ્રગતિશીલ રાજ્ય કહેવરાવતું હતું. આજ કારણે ૧૮૫૭ના સ્વાતંત્ર્ય યુદ્ધ પછી પાર્લામેન્ટને સરકારી વહીવટમાં હિન્દીઓ ભાગ લે તે ચલાવી લેવું પડેલું. સાંસ્કૃતિક ક્ષેત્રોમાં હિન્દીઓ પોતાની એષણાઓ ઠરાવ દ્વારા પ્રદર્શિત કરે એ પણ ચલાવી લેવું પડતું. આ અન્વયે ૧૮૮૯માં એપ્રીલની ૩૦મી તારીખે પાર્લામેન્ટના એક સભ્ય સેમ્યુઅલ સ્મિથે નીચેનો ઠરાવ આમની સભામાં રજુ કરેલો:—

"હિન્દી લોકમતના વિરોધનું ઉલ્લંઘન કરીને, હિન્દ સરકારની નાણાંકીય નીતિ, પહેલાં જ્યાં દારૂની ભઠ્ઠીઓ કે દુકાનો અસ્તિત્વ ધરાવતી નહોતી ત્યાં એવી ભઠ્ઠીઓ અને દુકાનો સ્થાપવા તરફ દોરવાઈ જાય છે. દારૂ પીવા માટેની આવી વધતી જતી સગવડને પરિણામે દારૂનો વપરાશ વધતો જાય છે. અને એથી હિન્દી કામદાર વર્ગમાં દુઃખ અને પાયમાલી પ્રસરે છે. આ સભાનો એવો અભિપ્રાય છે કે આ વિનાશને અટકાવવા માટે હિન્દ સરકારે તાત્કાલિક પગલાં લેવાં જોઈએ."

સરકારી નીતિને વખોડી કાઢતા આ ઠરાવ ઉપર જ્યારે મતગણતરી થઈ હતી ત્યારે એની તરફેણમાં ૧૧૦ અને વિરૂદ્ધમાં ૧૦૩ મતો પડયા હતા. અને એ ઠરાવ પસાર થયો હતો.

આ ઐતિહાસિક ઠરાવ પછી દારૂબંધીના પ્રશ્નને સ્પષ્ટ રીતે વેગ મળ્યો હતો. ૧૯૦૫માં આબકારી નીતિની તપાસણી માટે એક સમિતિ નીમવામાં આવી હતી. આ સમિતિએ માત્ર સરકારની નીતિની થોડી ઘણી સાફસુફી કરી હતી. અને સ્થાનિક સમિતિઓ નીમવા માટે ભલામણ કરી હતી. પરિણામ શૂન્ય હતું.

૧૯૦૭માં બહોળી લાગવગ ધરાવતા હિન્દી નેતાઓનું એક પ્રતિનિધિમંડળ હિન્દી વઝીર લોર્ડ મોર્લીને મળ્યું હતું. લોર્ડ મોર્લીએ પૂરતી તપાસ કર્યા પછી હિન્દમાં પેસી ગયેલ દારૂની બદીરૂપી મહામારી વિષે હિન્દ સરકારને પૃચ્છા કરી હતી. પરંતુ કોઈજ રચનાત્મક પગલું સરકાર તરફથી સુચવાયું નહોતું. ઉલટું મહેસુલી આવકની દૃષ્ટિએ આબકારી તંત્ર સરકારે એવું જડબેસલાક ગોઠવ્યું કે વરસો વરસ આબકારી આવકથી સરકારી તિજોરી વધારે ને વધારે તર થવા લાગી.

૧૯૨૨માં મુંબઈમાં મળેલી અખિલ હિન્દ ઔદ્યોગિક કલ્યાણ પરિષદે નીચેનો ઠરાવ પસાર કર્યો હતો:—

"આ સભાનો એવો મત છે કે જ્યાં સુધી ઔદ્યોગિક વિસ્તારોમાંથી બધીજ દારૂની દુકાનો બંધ કરવામાં ન આવે અને દારૂની બદીને સંપૂર્ણ રીતે નાબુદ કરવામાં ન આવે ત્યાં સુધી કામદારોનું કલ્યાણ સાધવું શકય નથી."

૧૯૨૩માં મદ્રાસમાં મળેલી અખિલ હિન્દ સામાજિક કલ્યાણ પરિષદે નીચેનો ઠરાવ પસાર કરેલો:—

"તબક્કે તબક્કે વહેલામાં વહેલી તકે સિદ્ધ કરી શકાય એવી દારૂબંધીને સરકાર પોતાનું ધ્યેય રાખે એમ આ પરિષદ સરકારને વિનંતિ કરે છે."

૧૯૨૫માં મુંબઈમાં મળેલી અખિલ હિન્દ ટ્રેડ યુનિઅન કોંગ્રેસના પાંચમા અધિવેશનમાં નીચેનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો:—

"કામદારોનાં આયુષ્ય અને કાર્યદક્ષતા ઉપર માદક પદાર્થોની માઠી અસર થતી હોઇ, આ અધિવેશન સરકારને વિનંતિ કરે છે કે ઔદ્યોગિક શહેરોમાં તેમજ કામદારોના વસવાટોની પાસે કોઇપણ જાતના કેફી પદાર્થોના વેચાણ માટે પરવાનગી ન આપે. આ અધિવેશન દેશની બીજી કામદાર સંસ્થાઓને પણ કામદારોમાં ટેમ્પરન્સના લાભો ઠસાવવાની વિનંતિ કરે છે."

## મહાન પુરસ્કર્તાઓ

આ તબક્કે આપણા દેશના દારૂબંધીના કેટલાક મહાન પુરસ્કર્તાઓનો ઉલ્લેખ રસપ્રદ થઇ પડશે. આમાંના પહેલા બંગાળના આદ્ય સમાજ સુધારક રાજા રામમોહનરાય હતા. બ્રાહ્મો સમાજના સ્થાપક કેશવચંદ્ર સેન પણ એજ હરોળમાં આવી શકે. ત્યાર પછી ડૉ. એચ. બીપેસીકાકા, સર ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકર અને હાલના મુંબઈ સરકારના એકપ્રધાન ડૉ. એમ. ડી. ડી. ગિલ્ડરના પિતાશ્રી સ્વર્ગસ્થ ડી. ડી. ગિલ્ડર એ ત્રણેય લોકહિત સાધક પુરુષોના નામનો ઉલ્લેખ થવો ઘટે. મુંબઇની પહેલી ટેમ્પરન્સ કોન્ફરન્સ ૧૮૯૧માં દિવાન બહાદુર મણિભાઈ જશભાઈના પ્રમુખપદે મળેલી. લંડનમાં ૧૮૯૦માં એંગ્લો ઇન્ડીઅન ટેમ્પરન્સ એસોસીએશનની સ્થાપના કરનાર વિલિયમ સ્પ્રોસ્ટન કેઇનનું નામ પણ ઉલ્લેખનીય ગણાય.

હિન્દમાં કામ કરતા હરેક ક્રીશ્ચન મિશિનરીની સેવા નોંધપાત્ર લેખાવી જોઇએ. આ દિશામાં વીમેન્સ ક્રીશ્ચિઅન ટેમ્પરન્સ યુનિઅન નામની જે સંસ્થાએ આજ વરસોથી જે કામ કર્યું છે તેની કદર કોઇ પણ રીતે ઓછી આંકી શકાય તેમ નથી. એ ઉપરાંત ગુરુદેવ ટાગોર, લોકમાન્ય તિલક, સ્વામી શ્રદ્ધાનંદ, શ્રીનિવાસ શાસ્ત્રી અને બીજા કેટલાએ ખ્યાતનામા નેતાઓની સેવા અહિં ઉલ્લેખવી જોઇએ.

કોંગ્રેસી નેતાઓમાં શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચારી પહેલેથીજ દારૂબંધીનો પ્રખર પુરસ્કાર કરી રહ્યા છે. એ ઉપરાંત પંડિત મદનમોહન માલવીઆ, પંડિત મોતીલાલ નહેરૂ, ખાન અબ્દુલ ગફારખાન, શ્રી. બાળાસાહેબ ખેર, વગેરેનું દારૂબંધી માટેનું મમત્વ આપણું લક્ષ ખેંચે છે. આખરે તો કોંગ્રેસ પોતેજ સમગ્ર રીતે દારૂબંધીની હિમાયતી હોઇ અસંખ્ય કોંગ્રેસી કાર્યકરોએ દારૂબંધી માટે પુષ્કળ સહન કર્યું છે અને એની સફળતા માટે પ્રયત્ન કર્યો છે.

ટેમ્પરન્સ ચળવળની શરૂઆત અઢારમા સૈકાની આખરમાં અમેરિકામાં થયેલી. દારૂનાં અનેકવિધ નુકશાનો અંગેનું સંશોધન પણ ત્યાંજ થયેલું અને એની નિરૂપયોગિતા પણ ત્યાંજ સિદ્ધ થયેલી. દારૂબંધી અંગેનું પ્રચાર સાહિત્ય અમેરિકામાં સારા પ્રમાણમાં લખાયેલ છે. હિન્દની ભાષાઓમાં પણ હાલ એ લખાઇ રહ્યું છે. રેવરન્ડ જેમ્સ એડવર્ડ નામના એક વિખ્યાત અંગ્રેજે દારૂબંધી અંગેનું કલાત્મક પ્રચાર સાહિત્ય પુષ્કળ પ્રમાણમાં લખેલ છે.

## છેલ્લી પચ્ચીસીની ફલશ્રુતિ

૧૯૧૯ માં બ્રિટિશ પાર્લામેન્ટે હિન્દને એની રાજકિય અભિલાષાની થોડી ઘણી પરિપૂર્તિ લેખે આંતરિક વહીવટમાં થોડોઘણો હિસ્સો આપેલ જે થોડાઘણા વિષયો હિંદીઓને સુપ્રત કરવામાં આવ્યા એમાં આબકારી ખાતાનો પણ સમાવેશ થતો હતો. હિન્દના લોકહૃદયને દારૂબંધી એટલી બધી પ્રિય હતી કે પ્રાંતિક ધારાસભાઓમાં પ્રતિનિધિઓ તરીકે બેસતા હિંદીઓએ જે વસ્તુ અત્યાર-સુધી સ્થાનિક વિકલ્પના રૂપમાં હતી તેને ધારાકીય મંજુરી આપી દારૂનાં અનિષ્ટોનો સામનો કરવા પ્રયાસ કર્યો. ૧૯૨૨ માં દિવાન બહાદુર એમ. રામચંદ્રરાવે સૌથી પહેલાં મદ્રાસ ધારાસભામાં લોકલ ઓપ્શન બીલ પેશ કર્યું. પંજાબે આ પગલું ૧૯૨૧ માં જ લઈ લીધું હતું. મુંબઇમાં સર ચુનીલાલ મહેતાએ દેશી દારૂનું રેશનીંગ શરૂ કર્યું અને ૧૯૧૯ થી ૨૩ સુધીના ચાર વર્ષના ગાળામાં એનો ઉપયોગ પચાસ ટકા ઘટાડી દીધો. બંગાળે લાઇસન્સીંગ બોર્ડ પદ્ધતિમાં સુધારો કર્યો અને એનો વિકાસ કર્યો. અને ટેમ્પરન્સ ફેડરેશનના પ્રમુખ સર દેવ પ્રસાદ સર્વાધિકારીની પ્રેરણાથી, મુખ્ય શાળા અને કોલેજોવાળા વિસ્તારમાંની બધીજ દારૂની દુકાનો બંધ કરી અને ૧૬ વર્ષની નીચેનાં બાળકોને દારૂનું વેચાણ નિષિદ્ધ કર્યું. ઉત્તર પ્રદેશે બંગાળની નીતિનું અનુકરણ કર્યું અને દારૂની દુકાનોની સંખ્યા ઓછી કરી. આસામે સ્થાનિક વિકલ્પને માન આપી અમુક અમુક વિસ્તારોમાં દારૂના પરવાનાઓ આપવા ઉપર અંકુશ મુકવાની સત્તા મતદારોને આપી. બ્રહ્મદેશ જે તે વખતના હિન્દનો એક ભાગ હતો એણે પણ સ્થાનિક વિકલ્પને માન આપ્યું.

બીજી બાજુ કેટલાંક રાજ્યોમાં સંપૂર્ણ દારૂનિષેધનો અમલ કરવામાં આવ્યો. ભોપાલના મુસ્લિમ રાજ્યે મુસ્લિમો માટે દારૂનો સંપૂર્ણ નિષેધ કરેલો જ્યારે બીન મુસ્લિમોને અંકુશ હેઠળ દારૂ આપવામાં આવતો. ભાવનગર રાજ્યની વહિવટીય કાઉન્સીલના પ્રમુખ સર પ્રભાશંકર પટણી દારૂબંધીના પ્રશ્નનો અભ્યાસ કરવા માટે ૧૯૨૫માં અમેરિકા ગયેલા અને ત્યાંથી પાછા વળ્યા પછી એમણે ૧૯૨૫ના ઓકટોબરની પહેલી તારીખે ભાવનગર રાજ્યમાં સખ્ત દારૂબંધીનો અમલ કરેલો. ભાવનગરના દૃષ્ટાંતનું અનુકરણ પાલિતાણા અને જસદણે પણ કરેલું.

માઇસોરે સ્થાનિક વિકલ્પનો અંગીકાર કરેલો. ત્રાવણકોર અને વડોદરાએ પણ એજ નીતિ ગ્રહણ કરેલી. નિઝામની રાજધાની હૈદરાબાદમાં પણ સઘળી દારૂની દુકાનો બંધ કરવામાં આવેલી.

૧૯૩૭ માં કોંગ્રેસ જ્યારે સત્તા ઉપર આવી ત્યારે દારૂની બદી સામેની જેહાદ વધુ ઉગ્ર બની. સત્તાની ધુરા જો કોંગ્રેસે ન છોડી હોત તો ૧૯૪૦ સુધીમાં સમગ્ર હિન્દમાં દારૂનિષેધનો અમલ થઇ ગયો હોત.

૧૯૪૭માં સંપૂર્ણ રાજકીય સ્વાતંત્ર્ય મળ્યા પછી મદ્રાસ અને મુંબઇની સરકારે પોતાની દારૂ વિરોધી જેહાદ ફરી શરૂ કરી. અને પરિણામે મુંબઇ પ્રાંતમાં સંપૂર્ણ દારૂનિષેધનો અમલ જાહેર કરવામાં આવ્યો છે. અને એ રીતે પ્રજામતનો વિજય થયો છે.

# કેટલીક ભ્રમણાનું ઉચ્છેદન



**પી**નાર વર્ગ તરફથી ઘણીવાર એવી દલીલ કરવામાં આવે છે કે મદ્યપાન કરવાથી માણસમાં સહસા ચાપલ્ય આવે છે, એનું મન પ્રફુલ્લ અને ઉલ્લાસયુક્ત બને છે અને એને જીવનમાં રહેલ આનંદ અને મીઠાશની પ્રતીતિ એકદમ થવા માંડે છે. આ સંબંધી ડૉ. કર્ડીએ કરેલા દૃષ્ટિપાત તરફ વાંચનારનું લક્ષ દોરીએ:

"સામાન્ય માણસ ઉપર જ્યારે ઉપાધિ અને જવાબદારીનો બોજો આવી પડે છે ત્યારે સહજ રીતે એનું મન ચિન્તાનો ભાર નરમ કરવા માટે નાટક, સીનેમા કે નવલકથા તરફ દોડે છે. રોજના વ્યવસાયમાંથી ઘડીભર નિવૃત્તિ લઇ એ રમતગમતો જોવામાં અને આમોદ પ્રમોદમાં વખત ગાળે છે. સૌથી વિશેષ તો એ પોતાની સામાજિક ઉપસ્થિતિ ભૂલવા માટે પ્રયાસ કરે છે. પરંતુ માણસ જ્યારે ચિન્તા અને વ્યાધિથી કંટાળી જાય તેટલી હદે ઘેરાઈ જાય છે ત્યારે એમાંથી વછૂટવા માટે એ બીજું શું કરે? દારૂજ પીએને? માણસ જો સમધારણ મનોવૃત્તિનો હોય તો દારૂની એકાદ બે પ્યાલી એને જરૂરી રાહત આપીજ દે! માનસિક સ્થિરતા માટે ઉલ્લાસની જરૂર આપણે ધારીએ તેથી ઘણી વધારે હોય છે. મદ્યાર્ક માણસમાં ક્ષણિક ઉલ્લાસ લાવે છે એજ કારણે એ સમાજમાં કેટલેક સ્થળે પ્રતિષ્ઠિત સ્થાન પામેલ છે."

એટલું તો કબૂલ કરવું પડશેજ કે મદ્યપાન કરવાથી માણસની શરમાળવૃત્તિ, નરમાશ અને લજ્જા સહેજ ઓછાં થાય છે અને એથી એ મદ્યાર્કની અસર હેઠળ વધુ અને વધારે સરળતાથી બોલતો થઇ જાય છે. વિખ્યાત અંગ્રેજ નિબંધકાર એડીસન બહુજ મીઠો અને શરમાળ હતો. જાહેરમાં બોલવા માટે એની જીભ કદી પણ ઉપડતી નહિ. એટલેજ જીભ જરા મોકળી થાય અને મિત્રો સાથે સંભાષણ કરવા જેટલી હિંમત એનામાં આવે તેટલા સારુ એને એવા કોઇ મેળાવડામાં જતાં પહેલાં દારૂ પીવો પડતો. આ અને આવા બીજા દાખલાઓ ઉપરથી ફલિત થાય છે કે મદ્યાર્ક અબોલને વાચાળ બનાવે છે, મીંઢાને મદભર કરી નાંખે છે, શરમાળને વિકરાળ બનાવે છે, અને બીકણને 'બહાદુર' બનાવી દે છે!

પરંતુ વીસરવું ન જોઇએ કે આ બધાં જે રૂપાન્તરો ઉલ્લેખાયાં છે તે, મગજના સ્વાસ્થ્ય ઉપરના અંકુશને હળવો પાડવાની મદ્યાર્કની જે એક વિશિષ્ટ ખાસિયત છે તેની પૂર્વભૂમિકા રચે છે. રોચક તો આ બધા ફેરફારો છેજ! પરંતુ બહુજ ઝડપથી અને સહેલાઇથી એ ઓછા આકર્ષક બની જાય છે. આત્મવિશ્વાસ આંધળી હિંમતમાં પરિણમે છે અને બહાદુરી ઉદ્ધતાઈમાં રુપાન્તરિત થાય છે. મીંઢો માણસ પહેલાં વાચાળ બને છે, પછી આત્મશ્લાઘા ગાવા માંડે છે પછી 'અહમ્'નાં ગાણાં ગાતાં ગાતાં એ સાભળનારનું પણ અપમાન કરે છે!

આમ દારૂ પીવાથી જે નિજાનંદની મસ્તી જાગે છે અને માણસને પોધાના જે સ્વગત સંતોષ થાય છે એ બહુજ ક્ષણિક ટકે એવો હોય છે. અને ત્યાર પછી સામાન્ય રીતે મનઃશક્તિ ઉપર એક જાતની મંદીનું મોજું ફરી વળે છે. આ મોજાંને જો અટકાવવું હોય તો ફરીવાર મદ્યપાન કરવું પડે છે. એને પરિણામે પાછો ઉન્માદ અને પાછી મંદી આવે છે. આમ જો લાંબા વખત સુધી કોઇ માણસ કર્યા કરે તો અન્તે તો એ અઠંગ દારૂડિયોજ બની જાય.

અને જે માણસ માત્ર કોઈ કોઈ વારજ પીએ છે અને તે પણ સમાજમાં હળતા-મળતા રહેવા ખાતર, એ પણ આ જોખમમાંથી મુક્ત રહી શકતો નથી. આ સંબંધી ડૉ. જે. એચ. જેવેટ લખે છે:

"કોઈને દારૂડિયા તો નથીજ બનવું હોતું. દારૂ પીવાની વૃત્તિ પહેલાં તો મળતાવડા બનવા માટે જાગે છે પછી એની પાછળનો હેતુ મનને સહેજ ઉલ્લસિત કરવાનો હોય છે. દારૂડિયાનું અધઃપતન પર્વતના કોઈ શૃંગ ઉપરથી ઊંડી ખીણમાં કોઇ ગબડી પડે એ રીતે થ

નથી પણ આકર્ષક સ્વરૂપમાં અપાતા ઝેરથી કોઈ માણસનો ધીમો છતાં ચોક્કસ વિનિપાત થાય એ રીતે થાય છે."

## મદ્યાર્ક: ઉષ્ણતાશામક તરીકે!

મદ્યાર્ક માટે પીનાર વર્ગ તરફથી બીજા બે વિરોધાત્મક પ્રવાહો પણ વહેતા મૂકાયા છે. અને તે એ છે કે મદ્યાર્ક શરીરમાં ઉષ્ણતા ઉત્પન્ન કરે છે એટલુંજ નહિ પણ બહારની ગરમીથી શરીરનું એ રક્ષણ પણ કરે છે! વિષુવવૃત્તની નજીકના પ્રદેશોની ગરમ આબોહવામાં રહેતા લોકો માટે તેમજ કારખાનાંના ગરમ વાતાવરણમાં રાત દિવસ મજૂરી કરનાર વર્ગ માટે મદ્યાર્કવાળાં પીણાં જરૂરી છે એવી જે એક માન્યતા બંધાઇ છે તેને જુદા જુદા પ્રદેશોમાં અને જુદા જુદા સંજોગોમાં મેળવાયેલ વિશાળ અનુભવ ખોટી ઠરાવે છે. હિન્દમાં પણ એવું જોવામાં આવ્યું છે કે જે બ્રિટીશ સૈનિકો સંપૂર્ણ રીતે નિર્વ્યસની જીવન ગાળે છે તે બીજા કરતાં તડકામાં વધારે લાંબા સમય સુધી સારી રીતે કૃચ કરી શકે છે. આ સંદર્ભમાં સર જેઈમ્સ મેકગ્રેગર જે કહેલ છે તેથી આને આધાર મળી રહે છે."

"વ્યવહારની મુશ્કેલીને કારણે ઉત્તર-ઇજિપ્તમાં જ્યારે મદ્યાર્કવાળાં પીણાં લશ્કરને આપી શકાતાં નહોતાં ત્યારે એંગ્લો-ઇન્ડિયન લશ્કરમાં જેટલું તંદુરસ્તીનું પ્રમાણ હતું તેટલું બીજા કોઇ પણ સમયે ન રહેલું. છાંયા હેઠળ પણ થર્મોમિટરનો પારો ૧૧૮° F સુધી ચડી જાય એવી ગરમીમાં ખુલ્લા તડકા હેઠળ પણ સૈનિકો કૃચ કરી શકતા."

અમેરિકાના એક નિષ્ણાત ડાક્ટર જે. એચ. હાર્ટે એક સ્થળે કહેલ છે કે સમશીતોષ્ણ હવામાનવાળા પ્રદેશોમાં પાવર હાઉસ, ગેસ વર્કસ, વગેરે કારખાનાઓમાં કામ કરતા મજૂરોને મદ્યાર્કવાળાં પીણાંઓનું સેવન હાનિકારક જણાયેલ છે. એક જાણીતા અંગ્રેજ ડાક્ટર પ્રો. હોન બેલે કહેલ છે:

"પોર્ટસ્માઉથના ડોકયાર્ડમાં બાર લુહારો એક સામટા કામ કરતા હતા. આ બાર પૈકીના ૭ લુહારોએ એક દિવસ માત્ર પાણી જ લીધું. જ્યારે પ્રયોગ ખાતર બીજા ૭ લુહારોએ સાધારણ પ્રમાણમાં બીયર ગટગટાવ્યો. પહેલા દિવસને અન્તે માત્ર પાણી લેનાર ૭ લુહારોને પેલા બીજા ૭ જેમણે બીયર લીધો હતો તેઓના કરતાં ઓછો થાક લાગ્યો. ઉત્તરોત્તર દિવસો જેમ વધતા ગયા તેમ માત્ર પાણી જ પીનાર વર્ગનું શ્રમને સહન કરવાના બળનું જમા પાસું વધતું ગયું. આવાઠિયાને અન્તે એમને લાગ્યું કે બીયર કે બીજાં કોઇ પણ કેફી પીણાં વગર એમને જે તાજગી અને સ્ફુર્તિ લાગી તે અભૂતપૂર્વ હતી."

એટલે કે મદ્યાર્ક બહારની ગરમીથી શરીરનું રક્ષણ કરે છે એવી દલીલ તો કેવળ પોકળ છેજ ઉલ્ટું મદ્યપાન કરવાથી બહારની ગરમી સહન કરવાની શક્તિ ઘટી જાય છે અને કેટલીક વાર 'સન સ્ટ્રોક' પણ લાગી જાય છે. એથી જ જે સંપૂર્ણ નિર્વ્યસની છે એને 'સન સ્ટ્રોક' લાગવાનો બિલકુલ ભય નથી એવું પણ કેટલાક કહે છે.

## મદ્યાર્ક: ઉષ્ણતાવર્ધક તરીકે:

મદ્યાર્ક શરીરમાં ગરમી પેદા કરે છે એવી માન્યતા ફેલાવાનું પણ ખાસ કારણ છે. જ્યારે બહારની ઠંડીની શરીરને અસર પહોંચે છે ત્યારે મદ્યાર્કને કારણે ચામડી હેઠળની રક્તવાહિનીઓ સંકોચાય છે અને એથી શરીરના અંદરના ભાગમાં ગરમીનો નિરોધ થાય છે. આથી પીનારને સ્હેજ સ્ફુર્તિ અને ગરમાવા જેવું લાગે છે. પરંતુ ખરી વાત એ છે કે આવા પોકળ ગરમાવાનાં ઓઠાં હેઠળ મદ્યાર્ક ગરમીનો સંગ્રહ કરવાની શરીરની શક્તિને ઘટાડે છે. એટલે કે એ ગરમીને શરીરમાં રહેવા દેતો જ નથી. જે થોડીઘણી ગરમી શરીરમાં હોય છે એ પણ મદ્યપાનથી વિલીન થાય છે.

ગરમી મેળવવા માટે ઠંડા પ્રદેશોમાં દારૂનો જે વપરાશ કરવામાં આવે છે તેમાં ગંભીર જોખમ સમાયેલું છે આ જોખમ બધાને સુવિદિત છે અને એથી જ ધ્રુવપ્રદેશોમાં પર્યટનાર્થે જનાર લોકો મદ્યાર્કથી સંપૂર્ણ રીતે અળગા રહે છે. આપણને એમ કહેવામાં આવેલ છે કે સર જોહૉન ફ્રેન્કલીનની શોધમાં કરવામાં આવેલ છેલ્લાં પર્યટન દરમિયાન બધા જ પ્રવાસીઓએ દારૂનું એક પણ ટીપું લીધું નહોતું. સર જોહૉન રોસની આગેવાની હેઠળ આર્કટિક પ્રદેશના પ્રવાસે ગયેલ ડૉ. ડુકરે લખ્યું છે:

"સતત પરિશ્રમ વેઠવાની જ્યારે જરૂર પડે છે ત્યારે સ્પીરિટ નુકશાનકારક નીવડે છે. કારણ કે સ્પીરિટ થી

ત્યાર પછી પંદર મિનિટમાં જ તમે પહેલાં હો તે કરતાં વધારે ઠંડા થઇ જાઓ છો અથવા તો તમને વધારે થાક લાગે છે."

ઠંડા પ્રદેશોમાં મદ્યાર્કની અસર એટલી બધી તો પ્રતિકૂળ છે કે રશિયન મિલિટરી સત્તાવાળાઓએ તો લશ્કરને જ્યારે અતિશય ઠંડા પ્રદેશોમાં કૂચ કરવી હોય ત્યારે સંપૂર્ણ રીતે દારૂ ન મળે એવો પ્રતિબંધ કરેલ છે. આ સંબંધી પ્રોફેસર મિલર લખે છે તેમ, ટૂકડી કૂચ કરવા બહાર નીકળે તે પહેલાં લાગતા વળગતા અધિકારીઓ દરેક સૈનિકનો શ્વાસ બારીકાઇથી સુંઘતા અને જેણે માદક પીણું લીધું છે એમ માલમ પડે એને પરેડમાંથી બાતલ કરતા.

Alcohol and Human Body નામક પુસ્તકના લેખક ડૉ. નેલ્સનનું અવતરણ આપતાં લખે છે: "સ્પીરિટ ભલે રોજના ઉપયોગમાં ન લેવાતું હોય તેમ છતાં ઘણીવાર એમ મનાય છે કે પ્રવાસીઓએ દાક્તરી કારણોસર તો એ લેવું જ જોઇએ. જો એક પણ એવો દાખલો કોઇ બતાવે કે જેમાં ઉપરના સંજોગોમાં મદ્યાર્ક-ની જરૂર પડી હોય, તો હું એ વિધાન સંપૂર્ણ રીતે માનવા તૈયાર છું. પરંતુ જ્યાં સુધી એમ ન બને ત્યાં સુધી તો એમ જ કહીશ કે આર્કટિક પ્રદેશોના પ્રવાસે જનારાઓએ દારૂને સંપૂર્ણ રીતે છોડવો જોઇએ."

## મદ્યાર્ક અને વાર્ધક્ય

પશ્ચિમના દેશોમાં એવી પણ એક માન્યતા ફેલાઇ છે કે મદ્યાર્કનું સેવન વૃદ્ધાવસ્થામાં બહુજ ઉપયોગી થઇ પડે છે. વૃદ્ધાવસ્થામાં શરીર જ્યારે ક્ષીણ અને પાંગળું થઈ જાય છે ત્યારે સ્નાયુઓની શક્તિ યત્કિંચિત્ ટકાવી રાખવા માટે કંઈક ઉત્તેજક પીણાંની જરૂર રહે છે. અને એ પીણું દારૂ સિવાય બીજું કયું હોઇ શકે? આથી જ પશ્ચિમના લોકો દારૂને "ઘરડાઓનાં દૂધ" તરીકે ઓળખાવે છે. દૂધ જેમ બાળકને પોષણ આપે છે તેમ દારૂ ઘરડાઓને, એવી કદાચ એઓની માન્યતા હશે!

પરંતુ અત્યાર સુધી જે સંશોધનો થયાં છે તેની સાથે આ માન્યતા સુસંગત નથી. કારણ કે થોડા પ્રમાણ-માં મદ્યાર્ક લેવામાં આવે તો પણ રક્તવાહિનીઓ નબળી પડે છે. સ્નાયુઓ અને રક્તવાહિનીઓનો આ ઘસારો એટલો બધો વ્યાપક છે કે જે ઘરડા માણસો કોઇ દિવસ દારૂને અડતા નથી તેઓમાં પણ એ દેખાય છે. રક્તવાહિનીઓ નબળી પડી જાય ત્યારે લોહીનો સહેજ પણ વધારે ઘસારો જો મગજ તરફ જાય તો માણસ બેભાન થઇ જાય અથવા એને લકવા થઈ જાય કે કોઈક સંજોગોમાં મરી પણ જાય. વૃદ્ધાવસ્થામાં આ દર્દનો ભય સહુ કોઇને રહે છે— નિર્વ્યસનીઓને પણ. અને મદ્યાર્કનું સેવન આ ભયમાં વધારો કરે છે. સર હરમન વેબરે કહેલ છે તેમ મદ્યાર્કનું સેવન યુવાનો કરતાં વૃદ્ધોને વધારે ભયજનક છે.

## મદ્યાર્ક અને નિદ્રાનાશ

કેટલાક લોકો નિદ્રાનાશ (ઇન્સોમ્નિયા)ના દર્દથી પીડાતા હોય છે. એમને માટે મદ્યાર્ક એક ઉપયોગી ઔષધ છે એમ કેટલાકનું માનવું છે. માણસ જ્યારે સ્વાભાવિક નિદ્રા હેઠળ હોય છે ત્યારે મગજમાં લોહીનો ઘસારો માત્ર જરૂર પુરતા પ્રમાણમાં જ થાય છે. ઉંઘ દર-મિયાન ભાન નથી રહેતું તેનું કારણ પણ આ જ છે. બેહદ મદ્યપાન કરવાથી પણ મગજની આવી સ્થિતિ કરી શકાય છે. આ વિષય ઉપર ટીકા કરતાં ડૉ. એ. એલ સ્મિથ લખે છે:

"અફીણ અને મોરફાઇન પછી 'નિદ્રાનાશ'ના ઔષધ તરીકે જો કોઇ ભયંકર ઉપાય અજમાવાતો હોય તો તે મદ્યાર્ક છે."

વિશેષ સ્પષ્ટીકરણ કરતાં એજ વિદ્વાન દાક્તર લખે છે:

"હૃદયના સ્પન્દનને વધારી મદ્યાર્ક મગજને લોહીના ધસારાથી ભરી દે છે. અને બમણો કે ત્રણગણો ડોઝ જ્યારે લેવામાં આવે ત્યારે જ મગજને એ શૂન્ય અને નિષ્ક્રિય બનાવી શકે છે."

નિદ્રા મેળવવા માટે મદ્યાર્ક લેવાથી કઇ કઈ જાતનાં ભયંકર નુકશાન થાય છે એ સંબંધી એજ વિદ્વાન ડાક્ટર લખે છે:

"મગજને બેહોશ બનાવવાં માટે જરૂરી એવું મદ્યાર્કનું પ્રમાણ હરવખત વધારતું જ જવું પડે છે.

મારનો હતો ?' વિસ્મયથી જમનાદાસે પૂછ્યું

'તું કદાચ નહિ માને-પણ-પણ જ્યારે હું એની સાથે અકસ્માતથી વાત કરતો હતો ત્યારે મને એ કોણ છે એની જરા પણ ખબર નહતી.' ચીમને નિશ્વાસ મૂકી કહ્યું. 'પણ જમુ! એ બાણુ બાદશાહ તો લાખપતિ— એટલેકે મારા તારા જેવા પાંચ સાત લાખ રૂપિયાવાળા તો એને ઘેર સલામ ભરવા જાય તેવો. તેની સ્ત્રી આવે વેશે? તું કાંઇ જાણે છે ?'

'હું જાણું છું અને એથીજ મેં તને પૂછ્યું. પણ હવે વધુ વાત કલબમાં જઇને' આમ વાત તે વખતે પતાવીને જમનાદાસ બીજી વાતે વળગ્યો.

બંને જણ કલબમાં ગયા, પોતે રીઝર્વ કરેલ ટેબલ ઉપર બેઠા, ત્યાં તરત ચીમને કહ્યું. 'હવે પેલી વાત કહે'

'એમાં ખાસ કહેવા જેવું પણ નથી તેમ સાંભળવા જેવું પણ નથી. છતાં કોણ જાણે શાથી તને એમાં રસ છે તો ટૂંકમાં કહી નાખું છું.' જમનાદાસ બોલ્યો. 'એ બાણુ બાદશાહનો બાપ સાઠથી સીત્તેર લાખ રૂપિયા એને આપી ગયેલો. અને એ પછી જે રીતે એ રહ્યો એથી એનું નામ બાદશાહ પડી ગયેલું. આટલો રૂપિયો અને કોઇની એને શેહ નહિ એટલે બાદશાહ ત્રણ બબ્બાને માર્ગે— બીડી, બાટલી અને બૈરી – ચાલ્યા. એની બૈરીને તો તેં જોઇને ?'

'હા, જોઇ. આ અવસ્થામાં પણ કેવી ખાનદાન, કેવી ખૂબસુરત અને કેવી કોઇ મહારાણી જેવી લાગતી હતી?' ચીમને કહ્યું.

'તેં કહેવામાં જરા પણ અતિશયોક્તિ વાપરી નથી. દોસ્ત, બાદશાહની જાહોજલાલીમાં એ કેવી લાગતી હશે તેનો વિચાર કર. પણ જ્યાં બાદશાહને એના કરતાં બાટલી અને બીજી બૈરીઓ વધારે સારી લાગી. જોત-જોતામાં એ સાઠ-સીત્તેર લાખ ગયા અને ઉપરથી દેવું થયું!' જમનાદાસ બોલ્યો.

'હાય હાય! ગજબ થયો. પછી?' ચીમનનું હૃદય દ્રવી ઊઠ્યું.

'પછી શું! એ બાદશાહ ચકચૂર થઇને, સાથે બે ત્રણ ઓરતોને લઇને મોટર હાંકીને જતો હતો ત્યાં ભયંકર અકસ્માત થયો અને બાદશાહે પોતે જીંદગી ખોઇ. એની પત્નીએ કોઇનું પણ માન્યા વગર પોતાનો દરદાગીનો પાસે હતું તેટલું આપી દીધું. પણ એવા ખાડા કોઇ એમ પૂરાયા જાણ્યા છે!' જમનાદાસ બોલ્યો.

"પછી ? પછી ?" ચીમને પૂછ્યું.

"પછી એ સ્ત્રીના એક ગરીબ ભાઇએ એને પોતાના માળામાં બે રૂમ રાખી આપી. એ ત્યાં પોતાના આ એકના એક છોકરા સાથે રહે છે. ભાઇ પણ ગરીબ એટલે જેમ તેમ ગાડું ગબડતું હશે." જમનાદાસ બોલ્યો.

"અરે ભગવાન! ભૂંડું થયું!" ચીમનના હૈયામાંથી એક ચીસ નીકળી ગઇ.

ચીમન પોતે પહેલાં ઘણોજ ગરીબ. પછી એ ગરીબાઇ-માંજ દાકતર થયેલો અને માસિક ત્રણસો ચારસોની પ્રેકટીસ એણે મેળવી. એમાં લડાઇમાં અમુક સોદાથી એનું નસીબ ખૂલી ગયું અને જોતજોતામાં ચીમન મટીને ચીમનલાલ શેઠ થયા. એની પાસે પાંચ-સાત લાખ રૂપિયા થઇ ગયા. કલબના સભાસદ થયા અને બાટલીની લતે ચડી ચૂકયા હતા. પણ પોતે ગરીબાઇ જોયેલી અને સ્વભાવનો ઘણોજ સારો એટલે દાકતર તરીકે તો એણે પરગજૂ અને ભલા દાકતર લેખે થોડી ઘણી નામના મેળવેલી. પણ લપસણે માર્ગે ચઢયો હતો એટલે એ સ્વભાવ પણ પીગળતો જતો હતો—બગડતો જતો હતો. એવામાં આ અકસ્માત્ એને નડ્યો!

"ચીમન, બિરાદર, શું લઇશું?" જમનાદાસે ચીમનના મોં ઉપરની દિલગીરીની રેખાઓ નહિ રૂચવાથી પૂછ્યું.

જાણે કોઇ ઊંડા વિચારમાંથી જાગીને ચમકયો હોય તેમ ચીમને કહ્યું.

"શું લઇશું? નહિ, નહિ, આજ તો કશું નહિ. માત્ર જીંજર."

"માત્ર જીંજર? તને થઇ શું ગયું? સન્યાસ લેવાનો તો વિચાર નથી કર્યોને?" જમનાદાસે પૂછ્યું.

"તું ગમે તે કહે પણ મારાથી આજ પેલી ચીજોમાંથી કાંઇ જ નહિ લેવાય". ચીમને જવાબ આપ્યો.

અને એ નિર્ણયમાં એ દૃઢ રહ્યો. ડિનર ગમે તેમ પૂરૂં થયું. જમનાદાસ પોતાની કારમાં એને ઘેર મૂકતો ગયો.

ચીમને, સદાના આનંદી, હસમુખા, નિખાલસ પણ ધીમે ધીમે પતનને માર્ગે ઘસડાતા જતા ચીમને વીજળીનો આંચકો અનુભવ્યો હતો. એક સમયના લગભગ કરોડ પતિની પત્નીને પોતે સામાન્ય ભિખારણ જાણીને રૂપિયો આપ્યો હતો અને જવાબમાં "ભાઈ, અમે ભિખારી નથી ... ... પણ અત્યારે એ રૂપિયો પણ કેવો ખપમાં આવી જાય!" એ શબ્દો સાંભળ્યા હતા તે દૃશ્ય એની નજર આગળથી ખસતું નહોતું. પોતાને પણ ખુબસુરત પત્ની છે, નાનો પેલા છોકરા જેવડોજ પુત્ર છે. એમની પણ એવીજ દશા થાય-થવાનો સંભવ તો ખરોને, જો પોતે પેલા માર્ગે ચાલ્યાજ કરે તો! આ વિચારથી એનું હૈયું ત્રાસી ગયું.

સવાર પડી. વીજળીના એ આંચકાથી પોતે તો ઉગરી ગયો એમ તેને લાગ્યું પણ એ વીજળીનો આંચકો આપનાર ગુરુ શું? પોતે જમનાદાસે આપેલ સિરનામાના ઠેકાણે જવા ઉપડયો. ત્યાં જઈને આમતેમ ફરતો હતો ત્યાં એક આધેડ વયના પુરૂષે પાસે આવીને તેને પૂછ્યું: "ભાઈ! તમે તો ચીમનલાલ શેઠને? ગઈ કાલે તમે મારી બહેનને સ્ટેશન આગળ એક નોટ આપી હતી?"

**પેલી પરગજુ સ્ત્રીએ વચન માગતાં માગી લીધું: 'તમે જો દારૂ નહિ પીતા હો તો કદી પણ પીશો નહિ. અને પીતા હો તો હવેથી ન પીશો એટલું જ.' ....**

"મારી ભૂલ થઈ ગઈ હતી, માફ કરજો, ભાઈસાહેબ. માફી માગવા તો હું અહીં સુધી આવ્યો છું." ચીમને કહ્યું:"

પેલો પુરુષ તેને બહેનના બ્લૉક આગળ લઈ આવ્યો. પેલીજ સ્ત્રી અને પેલો નાનો છોકરો ત્યાં હતાં. બંને અંદર ગયા અને બેઠા. પેલી સ્ત્રીએ બીની આંખે એક નોટ ધરતાં કહ્યું. "ભાઈ, ઉતાવળમાં તમે દસ રૂપિયાની નોટને બદલે સોની આપી દીધી લાગે છે. આ પાછી લો અને લાવો પેલો રૂપિયો."

"સોની નોટ હતી! બહેન, મેં ત્યાં તો માફી માગી લીધી હતી. પણ એટલાથી મને સંતોષ નહોતો થયો એથી અહીં માફી માગવા આવ્યો છું" ચીમન બોલ્યો. "પણ તે વખતે મેં તમને ઓળખ્યાં નહતાં. હવે તો ઓળખું છું. મને મારા એક મિત્રે તમારી જોડે વાત કરતાં જોયો એણે તમારી ઓળખાણ કરાવી હતી. પણ આ રહેવા દો ભાઈએ બહેનને આપી છે એમ માની લેજો."

સ્ત્રી પોતાના ભાઈ સામે જોઈ રહી. ભાઈથી કાંઈ નિર્ણય કરી શકાયો નહિ અને મૌનનો સમય લંબાતો જતો હતો એટલે ફરીથી માફી માગીને ચીમન ઉઠવા જતો હતો ત્યારે પેલી સ્ત્રીએ કહ્યું "બહેન એક વચન માગે તે ભાઈ આપે તો પૈસા લેવામાં વાંધો નથી."

[illegible] પ્રસંગની મૂંઝવણ હળવી થતી જતી હતી એથી પ્રફુલ્લિત થઈને ચીમને કહ્યું "હા હા, બોલોને. એક ને બદલે બે વચન આપું."

"ના ના, એમ અમી આપ્યા અને અમી ફોક જેવાં વચન નથી જોઈતાં." સ્ત્રીએ ગંભીર વદને કહ્યું.

"તમે કહો તેવું વચન આપું છું." ચીમને પણ ગંભીર થઈને કહ્યું.

"તમે માફ કરજો પણ—તમે જો દારૂ નહિ પીતા હો તો કદી પણ પીશો નહિ અને જો પીતા હો તો હવેથી કદી નહિ પીઓ એટલું વચન આપો." સ્ત્રી બોલી.

"સાવિત્રી - સાવિત્રી" - ભાઈ બોલી ઉઠ્યો.

"એમાં કોઈ પણ જાતની હરકત નથી, ભાઈ" ચીમને પેલા પુરુષને કહ્યું. "આ વચન તો મેં ગઈ કાલે રાતથી પાળ્યું છે. અને હું તમને ખાતરી આપું છું કે હવેથી કદી પણ એ વસ્તુનો સ્પર્શ નહિ કરૂં. બહેન, સાવિત્રી બહેન, મારે પત્ની પણ છે અને પુત્ર પણ છે, હોં!" બોલતાં બોલતાં ઊર્મિલ ચીમન ગળગળો થઈ ગયો; પણ સ્વસ્થતા મેળવવાનો યત્ન કરતાં તેણે પાછું કહ્યું. "બહેન, ગઈ કાલથીજ તમે માત્ર મારાં બહેન નથી પણ ગુરુ છો."

## નિષ્ણાતો કરે છે

# તમારા
★
# સંશયનું
★
# સમાધાન

★ ★ ★

## રાષ્ટ્રીય અભિલાષા

લોકોના આનંદ વચ્ચે જ્યારે સંપૂર્ણ દારૂ નિષેધનો અમલ જાહેર થશે ત્યારે મુંબઇ માટે એ એક ગૌરવવંત દિવસ હશે. એ યાદ રાખવું જરૂરી છે કે દારૂબંધી એ કોઇ પરાણેપડતો સુધારો નથી. લોકોને જવાબદાર એવી સરકાર વડે એ અમલમાં મૂકાઇ રહેલ છે. ૧૯૨૦ થી જ રાષ્ટ્રિય કાર્યક્રમમાં એને સ્થાન મળ્યું છે. એટલેજ વીસ વર્ષ પહેલા વ્યક્ત થયેલી એક રાષ્ટ્રિય ઇચ્છાની પરિપૂર્તિ રૂપેજ દારૂબંધી આવી રહી છે.

મહાત્મા ગાંધીજી

તમેઃ— રાષ્ટ્રિય વિકાસની યોજનાઓમાં દારૂબંધીને પહેલું સ્થાન આપવામાં આવ્યું હોય તેમ જણાય છે.

લોઇડ જ્યોર્જ

જો આપણે દેશના વૈભવના દુર્ગને અજેય પાયાપર રચવો હોય તો મદ્યાર્ક રૂપી સડો પાયામાંથી દૂર કરવો જોઇએ.

તમે :— પણ એમ કરવામાં તમે લોકોના ખોરાકનું એક સાધન છીનવી લ્યો છો.

ડૉ. ફ્રેડરિક પીટરસન
એમ.ડી.
પ્રોફેસર ઓફ સાઇકીએટ્રી
મેડીકલ સ્કૂલ, કોલંબિયા
યુનિવર્સીટી.

જો એમ હોય, તો પણ એ ઝેરી ખોરાક છે. અને એટલે છીનવવોજ જોઇએ છીનવ્યા વગર ચાલેજ નહિ.

તમેઃ— જો ખોરાક નહિ તો ઉત્તેજક તો ખરૂંજ.

ડૉ. રીચાર્ડ સી. કેબટ
મેસેચ્યુસેટસ્‌ની જનરલ
હૉસ્પીટલના મેડીકલ
સ્ટાફના વડાઃ

આપણે સામાન્ય રીતે મદ્યાર્કને ઉત્તેજક ગણીએ છીએ પરંતુ એટલું નોંધવું જરૂરી છે કે હવે દાક્તરો સર્વ સામાન્ય રીતે માનતા થયા છે કે. મદ્યાર્ક કોઇપણ સંજોગોમાં ઉત્તેજક નથી પણ માદક છે

તમેઃ— એટલું તો તમે કબુલ કરશોને કે મદ્યાર્ક એક સારી દવા છે?

ડૉ. ડબલ્યુ એ. ઇવેન્સ
એમ. ડી.
પ્રોફેસર ઓફ સેનીટરી
સાયન્સ, નૉર્થ વેસ્ટર્ન
મેડીકલ સ્કૂલ.

દવા તરીકે મદ્યાર્કની પૂરી કસોટી કરવામાં આવી નથી એમ ભાગ્યેજ કોઇ કહી શકશે. વિશાળ અનુભવને આધારે તેમજ બીજી કેટલીક મૂળભૂત સત્ય હકીકતને આધારે એવું અનુમાન તારવી શકાયું છે કે રોગના ઉપચારમાં મદ્યાર્કવાળાં પીણાંને કશુંજ સ્થાન નથી. રોગના નિવારણ માટે આ પીણાંઓ કોઇ ખાસ દવા તરીકે કામ કરતાં નથી. તેમ ઔષધ ઇલાજ તરીકે પણ રોગના નિવારણમાં એ ઉપયોગમાં આવતાં નથી. વાસ્તવિક રીતે જેમ મદ્યાર્કવાળાં પીણાં ખોરાક તરીકે નકામાં છે તેમ ઔષધ તરીકે નિરુપયોગી છે.

તમે :— પરંતુ મને કહેવામાં આવ્યું હતું કે મદ્યાર્ક ક્ષયની સારવાર માટે બહુજ ઉપયોગી છે.

ડૉ. ડી. એ. નોફ
ક્ષય માટેની બ્રિટીશ
કોંગ્રેસના ઉપ-પ્રમુખ

મદ્યાર્કથી ક્ષયનું નિવારણ કોઇ દિવસ થયું નથી તેમ થનાર પણ નથી. ક્ષયના નિવારણને મદ્યાર્ક કાં તો અવરોધે છે અથવા આઘું ઠેલે છે

તમેઃ— અને ન્યુમોનિયા માટે શું?

મદ્યાર્ક વગર ન્યુમોનીઆનું નિવારણ સંતોષપ્રદ રીતે થઈ શકે છે આ બાબતમાં આ વિષયના ઉત્તમોત્તમ નિષ્ણાત એક્ષ્પર્ટ જે ન્યુમોનિયાની સારવાર માટે મદ્યાર્કના ઉપયોગનો નિષેધ કરે છે, તેની સાથે હું સંમત છું.

**ડૉ. મા કુસોવીઝ** એમ. ડી. વીએના યુનિવર્સિટીના પ્રોફેસર

તમેઃ– મારી એવી માન્યતા હતી કે મદ્યાર્ક રોગોનો સામનો કરવામાં માણુસને મદદરૂપ છે.

મદ્યાર્કવાળાં પીણાં તંદુરસ્તી વધારતાં નથી તેમ રોગોને કોઈ રીતે અટકાવતાં નથી. ન્યુમોનીઆ અને ઈન્ફ્લુએન્ઝા જેવાં દર્દોનો સામનો કરવામાં મદ્યાર્ક શરીરને મદદ કરતો નથી.

**ડૉ. એમ. બી. એવન** એમ. ડી. રૂશ મેડીકલ કોલેજ, અમેરિકા

તમેઃ—અકસ્માતમાં શું એ મદદરૂપ ન થાય?

મદ્યાર્ક ચોક્કસ નિદાન કરવું કઠિન બનાવે છે. અકસ્માતને સમયે ઘાવમાંથી ચેપ ફેલાવવાની શક્યતા વધારે છે, જરૂરી સારવાર અટકાવે છે. રોગની આંતરિક ગુંચવણનો ભય વધારે છે. દર્દીને સાજો થવાના સમયમાં વધારો કરે છે અને અકસ્માત દ્વારા થતા મરણનું પ્રમાણ વધારે છે.

**ડૉ. ડબલ્યુ જે. બ્રીકલે**

તમેઃ—એનો અર્થ એમ કે જે લોકો મદ્યાર્ક વાપરે છે તે કેવળ ભ્રમ હેઠળ તેમ કરતા હોય છે.

દુનિયા ભરની ગાંડાની ઇસ્પીતાલોમાં બીજા બધા દર્દીઓમાં દારૂડિયા દર્દીનું પ્રમાણ ચાલીસ થી સાઠ ટકા છે.

**ડૉ. સેસીલ વેલ જેન્સન**

તમેઃ— મને એવો ખ્યાલ નહિ કે દારૂડિયાની દશા એ જાતની થાય છે.

જ્યાં જ્યાં તમે મદ્યાર્ક જોશો ત્યાં ત્યાં આ સમીકરણ પણ જોવામાં આવશે— જેટલો વધારે મદ્યાર્ક તેટલું વધારે મરણનું પ્રમાણ.

**ડૉ. ઇ. એલ. ફીસ્ક**

તમેઃ— એના પુરાવામાં તમે કંઈ કહી શકશો ખરાં?

વીમો ઉતરાવેલા શખ્સોમાંથી જેટલા નિર્વ્યસની હતા તેઓનું મરણનું પ્રમાણ ૭૬ ટકા હતું ત્યારે વ્યસનીઓનું મરણનું પ્રમાણ ૯૬ ટકા માલમ પડ્યું હતું.

**ન્યુયોર્ક મ્યુચ્યુઅલ લાઇફ ઇન્સ્યુરન્સ કંપની**

તમેઃ— હવે મદ્યાર્કવાળાં કુપી પીણાંના ઉપયોગનો ભય હું સમજી શકું છું પરંતુ એવાં કુપી પીણાંઓ લેવાથી વેશ્યાગમન અને એવા બીજા દુર્ગુણો કઈ રીતે પેદા થાય છે?

વિષયવાસનાનું ઉત્તેજન કરવામાં જો કોઈપણ પદાર્થ સફળ થયો હોય તો તે મદ્યાર્ક છે. થોડા પ્રમાણમાં પણ મદ્યાર્ક લેવાથી વિષય વાસના ઉત્તેજે તેવા સ્થળે આત્મસંયમ ગુમાવાય છે અને પરિણામની દરકાર કર્યા વગર માણુસ જાતીય રોગની બદીનો ભોગ બને છે.

**ડૉ. હેવન ઇમર્સન**

તમેઃ— અને આવા માણુસનાં દુષ્કૃત્યોનાં માઠાં પરિણામ એનાં બાળકો પણ ભોગવે છે ખરૂંને?

ખોડવાળાં હરેક સો બાળકોમાંથી પચાસ બાળકો તો માબાપના દારૂના વ્યસનના પરિણામેજ ખોડ ભોગવે છે એટલે કે દુર્વ્યસનના પરિણામની ભયંકરતા એના વારસામાંજ રહેલી છે.

**ડૉ. લોઇર (ફ્રાન્સ)**

તમેઃ-- લોકો એમ કહે છે કે શારીરિક શ્રમ વેઠતાં માણુસો માટે મદ્યાર્ક મોટી મદદરૂપ છે.

મદ્યાર્ક સ્નાયુ શકિતમાં વધારો કરે છે. એ માન્યતાને વિજ્ઞાને અને અનુભવે કેવળ ખોટી ઠરાવી છે

**ડૉ જે. જે. એબલ** (જ્હૉન હોપ્કિન્સ યુનિવર્સીટી)

તમેઃ- ખૂબ શારીરિક શ્રમ વેઠતાં માણુસોની હું વાત કરૂં છું.

સખ્ત મજુરી કરતા કામદારોને માદક પીણાં લાભદાયી છે એ માન્યતા કેવળ ભ્રામક છે. ઠીક ઠીક પ્રમાણમાં મદ્યાર્ક લેતા શક્તિશાળી માણસો ખૂબ પ્રમાણમાં કામ કરતા આપણે જોઇએ છીએ તે છતાં આ કામ મદ્યાર્કની મદદથી નહિ પરંતુ મદ્યાર્ક લેવા છતાં થાય છે એમ કહેવું જોઇએ.

**ડૉ. ઇ. એસ. સ્ટાર્લિંગ**
**એમ ડી; એફ. આર. એસ.**

તમેઃ— અને બૌદ્ધિક કામ કરનારને મદ્યાર્ક જોઇતી શક્તિ આપે છે એ વાત ખરી નથી?

મદ્યાર્કનું પાન મગજને વધારે ત્વરાથી કામ કરવાની શકિત આપે છે એવી માન્યતા માટે કોઈ જ આધાર નથી. થોડા પ્રમાણમાં લેવાયેલ મદ્યાર્ક પણ મગજની સૂક્ષ્મ ક્રિયા શક્તિમાં ખલેલ પહોંચાડે છે. વધારે પ્રમાણમાં લેવાયેલ મદ્યાર્ક ગજની સંયમશક્તિનો નાશ કરે છે.

**સર વિક્ટર હોર્સ્લી**
લંડન યુનિવર્સિટીના પૅથોલોજીના પ્રોફેસર

તમેઃ— બૌદ્ધિક શક્તિના વિકાસ માટે મદ્યાર્ક શું દદરૂપ ન થાય? કેટલાક કવિઓ એના વખાણ પણ રતા જણાય છે.

દારૂ કશું જ નવું ઉત્પન્ન કરતો નથી. માત્ર એનો નાશ કરે છે.

**શીલર**
વિખ્યાત જર્મન
વિચારક

મદ્યપાન દ્વારા ઉત્પન્ન થતી કહેવાતી કવિત્વ શક્તિ માત્ર પ્રયત્ન જન્ય અને નિકૃષ્ટ કોટિનું સર્જન જ આપી શકે.

**ગોઇથે**

તાડી રૂપી ઝેર પીનારા લોકો તરફ નજર કરો જાણે કે નિદ્રાવસ્થામાં હોય નહિ, એવા એ લોકો જણાય છે એમના અને મરેલા માણસો વચ્ચે કશોજ તફાવત નથી.

**કુરળ**
વિખ્યાત તામીલ કવિ

તમેઃ— દારૂની એક પ્યાલી કસરતબાજને જરૂરી સ્ફુર્તિ આપે છે એમ તમે માનતા નથી!

**ડોન બ્રેડમનઃ** હું દારૂ પીતો નથી.

કુસ્તીની કોઇપણ હરીફાઇમાં વ્યસની માણસ કરતાં નિર્વ્યસનીને વધુ લાભ એ છે કે એ શારીરિક શ્રમ બહુ વખત સુધી વેઠી શકે છે. હું નિર્વ્યસની છું.

**જેક હોબ્ઝ**

માદક પીણું લઇને કોઇપણ રમત તમે સફળ રીતે રમી શકશો નહિ. સૌથી સારો ઉપાય તો એને સંપૂર્ણ રીતે દુર કરવાનો જ છે.

**એચ. વેરીટી**

પહેલું તો એ કે માદક પીણાં બિલકુલ બિન જરૂરી છે. અને બીજું એ કે નાનામાં નાની રમત પણ તમે ગુમાવો છો.

**એચ. એમ. મેસીન્ટોશ**
(કેમ્બ્રીજ એથલેટિક છત્રવા માટેની તક એસોશિએશનના પ્રમુખ)

તમેઃ— મદ્યાર્ક શોકને ભૂલાવે છે એ વાતને તો તમે નકારી શકશો નહિજ?

દારૂથી તમે દુઃખ ભૂલી શકો નહિ. ઉલટું તમને જણાશે કે તમારૂં મૂળ દુઃખ બીજાં અનેક દુઃખોને પાછળ લઇને પાછું આવતું હોય છે.

**રૉય બ્હાઇટ**

તમેઃ— પરંતુ જે પશ્ચિમની સંસ્કૃતિની આપણે આજકાલ બહુ વાત કરીએ છીએ એનું તો મદ્યાર્ક એક લાક્ષણિક અંગ છે.

આપણે આપણી સંસ્કૃતિ માટે સામાન્ય રીતે પૂર્વના ઋણી છીએ. બદલામાં આપણે કેટલીક લાભદાયી વસ્તુઓ આપી છે તેમ પશ્ચિમની સંસ્કૃતિની કેટલીક અધમ વિશિષ્ટતાઓ પણ પૂર્વને વળગાડી છે. પશ્ચિમની સંસ્કૃતિમાં મદ્યપાન ઉત્કર્ષપ્રેરક મનાય છે.એવી માન્યતાથીજ લોકો વધારે દારૂ પીતા થયા છે એમ સાંભળવું બહુ જ લજ્જાસ્પદ છે. મદ્યપાનનાં અનિષ્ટોનું ભોગ ન બન્યું હોય એવું એકે કુટુંબ ભાગ્યેજ બ્રિટિશ ટાપુઓમાં હશે.

**આલ્ફ્રેડ વેબ્સ**
(એમ. પી.)

તમે:— હું એમ નથી માનતો કે પશ્ચિમના દેશો મદ્યપાનના આ પ્રશ્નને બહુ મહત્વ આપતા હોય?

**ડૉ. પોલ પેરીન**

ફ્રાન્સના અમુક ભાગમાં મદ્યપાનને કારણે થતું અધઃપતનનું પ્રમાણ ખૂબજ વધી ગયું છે. આજથી ચાલીસ વર્ષ દરમિયાન જો સખ્ત પગલાં નહિ લેવામાં આવે તો આ પ્રદેશોનો કેવળ નાશ થશે. દારૂડિયા દર્દીઓથી હોસ્પીટલો અને દવાખાનાં ઉભરાઈ રહ્યાં છે.

તમે:— તીવ્ર માદક પદાર્થો ઉપર જો પ્રતિબંધ મુકવામાં આવે અને હળવાં માદક પીણાંઓ કાયદાથી અંકુશિત કરવામાં આવે તો મદ્યપાનનો પ્રશ્ન સૌથી સરસ રીતે ઉકલી જાય.

**ડૉ. એડવર્ડ મેલન્બી**

વ્હીસકી વડે જેટલે દરજ્જે નશો ઉત્પન્ન કરી શકાય તેટલે દરજ્જે સ્ટાઉટ વડે નશો ઉત્પન્ન કરવો કદાચ મુશ્કેલ જણાય. તેમ છતાં સ્ટાઉટને કારણે નીપજતી નાકામયાબી કદાચ વ્યક્તિગત કિસ્સાઓમાં વધુ વખત ચાલે અને એનાં પરિણામ વધારે ગંભીર પણ આવે.

તમે:— સામાન્ય દાકતર અત્યાર સુધી એમ કહેતો આવ્યો છે કે સંપૂર્ણ દારૂનિષેધ વડે ગરીબ માણસને તાડી મળતી બંધ થાય છે અને એમ થવાથી એને વિટામીન બી મળતું પણ બંધ થાય છે અને પરિણામે ગંભીર રોગો પેદા થાય છે.

**લેફ્૦ કર્નલ એસ. એસ. સોખે**
ડિરેક્ટર, હાફકીન ઇન્સ્ટીટ્યૂટ
મુંબઈ

આવું વિધાન વિષયનું કેવળ અજ્ઞાન સૂચવે છે. સત્ય હકીકત એ છે કે ખાટી થયેલી તેમજ મીઠી — એ બંને જાતની તાડીમાં વીટામીન બી. ના અમુક અંશો રહેલા હોય છે ખરા. પરંતુ એને કારણે તાડીમાં કોઈ ચોક્કસ પ્રકારના પોષક ગુણો છે એમ કહી શકાય નહિ. અને વીટામીન બી. તો દરેક કુદરતી ખાદ્ય પદાર્થોમાં માલૂમ પડેલ છે.

**શ્રી. રાજગોપાલાચારી**

વીટામીન બી. મેળવવા માટે કોઈ પણ ગરીબ માણસે નશો કરવાની અને પત્નીને મારવાની કશી જ જરૂર નથી. તેમજ વીટામીન બી. મેળવવા માટે એણે ભારે કરવેરા ભરવાની પણ જરૂર નથી.

તમે:— શું સંપૂર્ણ દારૂનિષેધ એજ એક માર્ગ છે? મદ્યપાનની બાબતમાં મધ્યમસર રહીએ તો ન ચાલે?

**ડૉ. કર્ટ હોફમન**
પોલીસ સર્જન, બર્લિન

દરેક કિસ્સામાં કેટલા પ્રમાણને મધ્યમસર કહેવું એ બહુ જ મુશ્કેલ છે. આમાં ઘણાં તત્વો લક્ષમાં લેવાં પડે છે. મદ્યાર્ક માટેની શરીરની અભિરુચિ, તે વખતની માનસિક સ્થિતિ, દિવસનો સમય, હવામાન અને બીજું કેટલુંયે. એટલે 'મધ્યમસર'ની વ્યાખ્યા આપવી મુશ્કેલ છે.

તમે:— દારૂબંધીને થોડાં વર્ષ શું આઘી ઠેલી ન શકાય? આપણી વસ્તીના પ્રમાણમાં બેહદ પીનાર વર્ગ તો બહુ જ થોડો ગણાય.

**શ્રી. રાજગોપાલાચારી**

દુર્વ્યસનને દૂર કરવાનું આપણે જેટલું આઘું ઠેલીએ તેટલું એ વધારે દૃઢ થતું જાય. વધારે સમય જો જવા દઈએ તો સુધારો મુશ્કેલ બને. જો એમને એમ રહેવા દઈએ તો મહેસુલ અંગેનો પ્રશ્ન પણ વધુ ગૂંચવણભર્યો થઈ પડે.

તમે:— એટલે કે બને તેટલો જલદીથી સંપૂર્ણ દારૂનિષેધ એજ એક ઉપાય છે, ખરૂં ને?

**જ્યૉર્જ બર્નાર્ડ શૉ**

આપણી સંસ્કૃતિમાં જો વ્યસન અને નિર્વ્યસન વચ્ચે સ્વાભાવિક પસંદગી શક્ય હોય તો હું તો લોકોને પસંદગીની સંપૂર્ણ સ્વતંત્રતા આપું. પરંતુ જ્યારે કોઈ મૂડીવાદી સંસ્થા દારૂના વ્યાપાર દ્વારા લોકોની જીવનશક્તિનું શોષણ કરતી અને આમ વર્ગને એ અંગેનાં નુકશાન ભોગવવાની ફરજ પાડતી હું જોઉં છું ત્યારે એવી સંસ્થાને કચડી નાંખી લોકોને નિર્વ્યસની બનાવવાની મને સ્વાભાવિક ઇચ્છા થાય છે.

તમે:— પ્રજાની અંગત ટેવોમાં વચ્ચે પડવાનો રાજ્યને અધિકાર છે ખરો?

# શેઠની શિખામણ

—]:◦:[—

**કારખાનામાં મુકાદમ તરીકે કામ કરતા ભીખુને એક ઘણી ખરાબ આદત પડી ગયેલી. મજૂરોને મોં માગ્યા પૈસા વ્યાજે ધીરવાની અને છાંટા-પાણીમાં ભાગ પડાવવાની! હિતેચ્છુ કારકૂને એને ઘણીવાર શિખામણ આપેલી. પણ શેઠની શિખામણ તો ઝાંપા સુધી જ ને? ભીખુ વ્યસનમાં લપસ્યો અને એણે નોકરી ખોઇ, ઘર ખોરડાં ગુમાવ્યાં, આબરૂ ગુમાવી અને ત્યારેજ પેલી શિખામણ યાદ આવી.**

: લેખક :

કાન્તિલાલ તિજોરીવાલા

"મુડદાકુ બહાર નીકાલો, બહાર નીકાલો" ના પોકારો થઈ રહ્યા. તમાશાને કાંઇ તેડું હોય છે? જોતજોતામાં તો નાનકડી મેદની જામી પડી. કુતૂહલ વૃત્તિથી પ્રેરાઇને લોકો "શું છે? શું છે?" એવા પ્રશ્નો પૂછવા માંડયા. કોઈ કોઇ મનફાવતી અટકળો કરવા લાગ્યા. અકસ્માત થયો હશે, એમ કોઇ કહેતું. રેલ્વે ટ્રેનમાં કચડાઇને મરી ગયો હશે, એમ કોઇ બોલ્યું. ફૂટબોર્ડ પર ટંગાઇને જતો હશે તે ગબડી ગયો હશે, એમ બબડી ઘણાં તો ટ્રેન પકડવાની ઉતાવળને લીધે ચાલ્યા પણ ગયા.

ટ્રેનમાં ઊભા ઊભા મુસાફરી કરવાનો મને કંટાળો છે, એટલે હું તો પ્લેટફોર્મ પર જ ઊભો રહ્યો. ધક્કામુક્કી કરી હું એ ટ્રેનમાં ન ગયો. જરા વારમાં જ બે ત્રણ પૉર્ટરો એક ગરીબ મજૂર જેવા દેખાતા માનવીને ટાંગાટોળી કરીને ટ્રેનમાંથી નીચે ઘસડી લાવ્યા. એને નહોતો અકસ્માત થયો કે નહોતો એ મરી ગયો. એ તો વ્યસનથી ચાહેલો એક સહેલાણી બેભાન હાલતમાં ટ્રેનમાં લાંબો થઇને ત્રણ બેઠક રોકીને પડેલો હતો.

પોર્ટરોએ એને પ્લેટફૉર્મ પર લાવીને એક ખૂણામાં મૂકી દીધો. મડદાંને પણ માણસો સારી રીતે માનથી લઈ જાય છે અને એને ઠેકાણે પાડે છે. જ્યારે આ અલ્પ સમય માટે મૃત્યુને વરેલા નશાબાજ માનવી પ્રત્યે તો નફરતની નજરે જ જોવે છે.

દોડાદોડી અને ધક્કામુક્કી કરી કેળવાયલા મનાતા માણસો પણ ટ્રેનમાં ઘસારાબંધ ચઢી ગયા અને જે જગા હાથ લાગી તે પર, 'ઇડરિયો ગઢ જીત્યા' નો આનંદ માની બેસી ગયા. જ્યારે પેલો માનવી તો મોઢામાંથી ફીણ ઓકતો ખૂણામાં પડયો રહ્યો. જરા વારમાં તો જાણે કાંઇ બન્યું ન હોય એમ મેદની વીખરાઈ ગઇ, ટ્રેનો આવી અને ભરાઇને પાછી ઉપડી ગઇ.

બીજી ટ્રેનને થોડા સમયની વાર હતી તેથી હું એ ખૂણા તરફ વળ્યો. મને લાગ્યું કે આને મેં કયાંક જોયો છે. વર્ષોની વાત હોવાથી અને એની સિકલ પણ ખૂબ બદલાઇ ગઇ હોવાથી મને એની સ્મૃતિ પુનઃ તાજી થતાં સહેજ વિલંબ થયો.

થોડીવારમાં તો એ જાતે જ ભાનમાં આવ્યો. શરમાતાં શરમાતાં એણે આસપાસ દૃષ્ટિ ફેંકી કપડાં પરની ધૂળ ખંખેરી. લથડતે પગે એણે ઊભા થવાનો પ્રયત્ન કર્યો. એ ઊભો થયો. એણે મારી સામે જોયું અને મને એ તરત જ ઓળખી ગયો. ઓળખ્યા પછી એ જરા વધારે શરમાયો, મારી પાસેથી નાશી જવાની એની વૃત્તિ પામી જઇ મેંજ એને કહ્યું: "અલ્યા ભીખુ, તું અહીં ક્યાંથી?"

"સાહેબ, ઘણે વર્ષે મળ્યા. જરા ઊભા રહો, હું નળે મોઢું ધોઇ આવું."

કાણાને કાણો કહીશું તો રોષે ભરાશે, માટે ધીમે ધીમે પૂછશું કે ભાઇ નેત્ર કેવી રીતે ગુમાવ્યાં? તો એ શાંતિથી પેટ ખોલશે. એમ વિચારી મેં ધીરજ આપી શાંતિથી એનો પૂર્વ ઇતિહાસ જાણી લેવાની મનમાં ગાંઠ વાળી અને કહ્યું:

"કાંઇ નહિ, ગભરાતો નહિ, હું ઊભો જ છું, જા તું. મોઢું તો ધોઇ આવ."

પગારની નોકરી આપે તો? મારે શેઠ સાથે હજુયે થોડો સંબંધ છે, તો પૂછી જોઉં."

"તો તો હું તમારો ઉપકાર જિંદગી પર્યંત નહિ ભૂલું. મારાં બૈરી છોકરાં પણ તમને આશીર્વાદ આપશે."

'પણ એમાં એક શરત છે. જે દિવસે દારૂ પીને કારખાનામાં પગ મૂકશે, તે દિવસે વગર નોટિસે અને વગર પગારે દાદર ઉતરવો પડશે. શેઠે આ નિયમ વર્ષોથી નક્કી કર્યો છે અને હવે તો તા. ૧લી એપ્રીલ નજીક આવતી હોવાથી એનો કડક અમલ કરવાના છે.'

'મને કબૂલ છે કબૂલ છે,' એમ કહેતો કહેતો એ દાદર સ્ટેશન આવી પહોંચતાં ઉત્સાહમાં ને ઉત્સાહમાં ઉતરી ગયો. મેં એને રવિવારે સવારે મળવાનું અને દરમ્યાન પાકો વિચાર કરવાનું કહ્યું.

ધન, જુગાર, દારૂ અને વેશ્યાગમનની પરંપરાની જમાના જૂની વાતો તો ઘણીયે સાંભળી. ફલાણો ભારે બુદ્ધિશાળી છે પણ દારૂની લતમાં જ્યારે જોઈએ ત્યારે કડકોજ, પેલો દારૂથી ચકચૂર બની રસ્તામાં પડ્યો હતો એને ઊંચકીને ઘેર લઈ જવો પડ્યો.

આવો પ્રતિષ્ઠિત અને ધનવાન માણસ પીને ભરસભામાં પોતાની જાતનો રકાસ કરાવી ગયો,

બાહોશ અને પ્રતિષ્ઠિત દાક્તર 'હાર્ટફેલ'થી મરણ પામ્યો, કોઈએ કાંઈ જાણ્યું નહિ પણ ઘુસપુસ વાતો થતી કે એ તો દારૂની જ મોંકાણ. એની લાશ પણ રસ્તામાંથી [illegible]

[illegible] આવા આવા અનેક દૃષ્ટાંતો રોજ રોજ [illegible] છે. એના પર થોડી ચર્ચા કરીને ભૂલી જાય છે. [illegible] શું? એકવાર એ તો સમાજની દૃષ્ટિથી હલકો ગણાયો તે ગણાયો. એનું અધઃપતન પૂરું જ છે. કોઈ ઉગારનાર નથી હોતો તો એ ભિખારી મરણ પામે છે. ખરું કાર્ય તો આવા અસ્થિર માનવીઓમાં જ કરવાનું છે. સાચા દિલના પ્રયાસો ઘણાને ઉગારી શકે એમ છે.

આવા વિચારો કરતો હું ઠેઠ પાર્લા આવ્યું સુધી બેધ્યાન બેસી રહ્યો. પછી સફાળો ઉઠીને [illegible] જોઉં છું ત્યાં તો ટ્રેન ઉપડવા માંડી હતી. પણ સલામત ઉતરી શક્યો.

ભીખુ રવિવારે સવારમાં જ બરાબર આવી પહોંચ્યો. એની દાનત શુદ્ધ હશે, એમ મને લાગ્યું. મેં એને [illegible] કાર દીધો, ચા નાસ્તો કરાવ્યો અને અમે ઊપડ્યા મુંબઈ.

પીતાંબર શેઠ સમક્ષ અથથી ઇતિ સુધીનો [illegible] ઇતિહાસ મેં રજૂ કરી દીધો. ભીખુના દિદાર જોઈ પણ જરા લાગી આવ્યું. એમણે થોડીક ઊલટ[illegible] તપાસ કરીને ભીખુને માટે ગમે તેમ કરીને જગા કરી[illegible] વાનું વચન આપ્યું.

એમણે એક ટૂંકું પ્રવચન પણ સાથેસાથે કરી[illegible] "મારે ત્યાં દારૂડિયાઓને સ્થાન જ નથી. કામ અને ઉત્પાદન ઓછું થાય, એ આ જમાનામાં પરવડે[illegible] મેં મજૂરો માટે શિક્ષણનો પ્રબંધ પણ કરેલો છે. પ્રચાર[illegible] રોકીને મજૂરોને સમજાવવાનું એક ખાતું રાખ્યું છે. છતાંયે જે નહોતા માનતા તેમને ચેતવણી આપ્યા પછી બરતરફ કરતો. હવે તો તા. ૧લી એપ્રિલથી કડક[illegible] રાખ્યા છે. જાતે દેખરેખ રાખું છું ઇત્યાદિ."

ભીખુ ખુશખુશ થઈ ઘેર ગયો. હું પણ મારે[illegible] પડ્યો. ભીખુ ઊગરશે? શેઠની શિખામણ એના ધ્યા[illegible] આવશે? એજ વિચારો મને દિવસો સુધી આવવા [illegible]

# પીઠાનું પાટિયું

આલેખું ચિત્ર-નિશાન એક કલાલ તારે કારણે
ને ચિત્ર એ લટકાવું તારે બારણે;

એનું યથાર્થ અને ખરેખર સત્યરૂપ નિરૂપતું
દીઠું હશે કલ્પ્યું હશે, તેં ના કદી
ઉત્તમ કલાસ્વામી સમા સામર્થ્યથી
એ ચિત્ર અદ્‌ભુત ચીતરૂં તદ્રૂપ ભાવ બતાવતું

એ ચિત્રફલકે ચીતરીશ, કલાલ! પ્હેલો હું તને-
સુકુમાર એક કુમારકેરી રાહ જોતો બારણે;
નિજ માતના મોંઘા રતન શા લાડકા એ બાલની
આછી ઉષા ઉગતી હતી હજી મુગ્ધ યૌવનકાલની.

એને ન પલ ત્યાં થંભવા ઈચ્છા હતી
પણ તેં નિમંત્ર્યો સ્મિતસુભગ સત્કારથી;
ને જોઈ મોહક હાસ્ય તુજ, ને જોઈ તુજ સદ્‌ભાવને,
એ વાત કરવાને કુમાર ઉભો રહ્યો તારી કને.

*ને ચીતરીશ ઉભો રહેલ, કલાલ! તુજને ત્યાં વળી*
એને વિનોદભરી રસીલી કૈંક કરતો વાતડી-
ને કરવિશે ધરતો છલકતો જામ એક શરાબનો
એની ભણી લંબાવતો

અચકાય એ; પણ તું વદે લલચાવતો,
પી, પી, તું એક જ જામ આ મુજ સખ્યને સદ્‌ભાવનો
ને કર ધરીને જામ એ બેફામ ગટકાવી ગયો-
તું દાનવી નિજ દાવમાં ફાવી ગયો.

ને તે પછી દારૂડિયો એક ચીતરીશ નશાભર્યો;
છે અવધિ કેવળ એક વર્ષ તણો વહ્યો—
પણ બાલસુંદર ને સુકોમલ એ ગયો—
એ ગયો સુકુમારબાલક, કૃપણ પ્રાણી આ થયો.

ને કૃપણ માનવ ચીતરૂં ચકચૂર ને મતિમૂઢ એ
ઘેરાયલો જે ધનમાં ધરણી ઢળે
હેમન્તના હિમ વરસતા નભની તળે

ને ચીતરીશ હું મૂર્તિ મધુરી માતની
કલ્પાન્ત કરતી દીન ઢળતી કાયપર નિજ બાલની-
જે વિરલ સત્ત્વે તરલ તેજે ચમકતો તારો હતો
ને અખિલ આલમથી અધિક નિજ માતને પ્યારો હતો.
ને ચીતરીશ હું કફનપેટી કાળ શી કાળી અરે!
ને ચીતરીશ હું શબ્દ "સત્યાનાશ" એક જ એ પરે
ને આ બધું હું ચીતરીશ કલાલ! તુજ માટે નકી
ને દામ લેવાનો નથી,
મારી કલાનું મૂલ્ય એક બદામ લેવાનો નથી.

ને પાપમય, લજ્જતભર્યો ને દુઃખકર વૃત્તાન્ત એ,
ને એ ગુન્હા, એ ભૂખમરો, કાળું કરૂણ કલ્પાન્ત એ,
તુજ કારખાનાની કલાલ! બધી કરામત કારમી—
તાકાત એને ચીતરવા ના કોઇ ચીતારા તણી.
પણ હું કલાલ! દઇશ તુજને પાટિયું એ ચીતરી
જેની ભયાનક સત્યને આલેખતી કારીગરી
લોકો નિરખવા જામશે ને નિરખતાં જાશે ડરી.

રામપ્રસાદ પ્રે. બક્ષી

* Ella Wheeler Wilcox ના Sign Board નામક કાવ્યનો ભાવાનુવાદ



# મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિ

## એપ્રીલ ૧૯૪૭ થી ફેબ્રુઆરી ૧૯૫૦ સુધીના કાર્યનું વિહંગાવલોકન

### સ્થાપના અને પ્રયોજન

મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિની સ્થાપના મુંબઇ સરકારતરફથી (૧) મદ્યાર્ક અને બીજા કેફી પદાર્થોના નિષેધ પરત્વે લોકમત કેળવવા અને વાળવા (૨) આબકારી, ઓપીયમ અને મોલેસીસ અંગેના કાયદાઓ હેઠળ થતા ગુનાઓ શોધવા અને અટકાવવાની રીતરસમો વિષે સલાહ આપવા (૩) સરકારની દારૂબંધી અંગેની નીતિમાં સહાય કરવા માટે અને આમોદ પ્રમોદ, પ્રત્યાકર્ષણ વગેરેની સગવડો વધારવાના હેતુસર તા. ૧ લી એપ્રીલ ૧૯૪૭ રોજ કરવામાં આવી હતી.

આવા પ્રયોજનથી રચાયેલી પ્રાંતિક દારૂબંધી સમિતિ જ્યારે સૌથી પહેલીવાર મળી ત્યારે એણે ૭ ઉપસમિતિઓની સ્થાપના કરેલી. (૧) શિક્ષણ અને પ્રચાર (૨) આમોદ પ્રમોદ, પ્રત્યાકર્ષણ અને સામાજિક કલ્યાણ (૩) સંશોધન અને આંકડાશાસ્ત્ર (૪) નીરા (૫) મોલેસીસ અને (૬) વિજીલન્સ આ ઉપરાંત પ્રાંતિક દારૂબંધી સમિતિની ભલામણોને એકત્રિત કરવા માટે એક કાર્યવાહક સમિતિ પણ નીમવામાં આવી હતી.

ત્યાર પછી સરકારે બીજી બે સમિતિઓ નીમેલી. એક સેક્રેમેન્ટલ વાઇન કમિટિ અને બીજી યોધ-કમિટિ. પહેલી સમિતિનો ઉદ્દેશ સંપૂર્ણ દારૂનિષેધના અમલ પછી ધાર્મિક કારણોસર દારૂના ઉપયોગની તપાસ કરવાનો હતો જ્યારે બીજી સમિતિનો ઉદ્દેશ તા. ૧ લી એપ્રીલ ૧૯૫૦ પછી દાક્તરી કારણોસર અફીણ અને ગાંજાની વપરાશ વિષે સલાહ આપવાનો હતો.

આ બધી સમિતિઓના કાર્યની ટૂંકી રૂપરેખા નીચે આપવામાં આવી છે.

મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિની અત્યાર સુધીમાં એકંદરે પાંચ બેઠકો મળી હતી. એ બેઠકોમાં સમિતિએ દારૂબંધીની નીતિના અમલ સાથે ઉપસ્થિત થતા અગત્યના પ્રશ્નોની ચર્ચા કરી હતી. એ પ્રશ્નોમાં (૧) પ્રચારનો ઉદ્દેશ અને પદ્ધતિઓ (૨) અસરકારક તપાસદળની રચના (૩) યોગ્ય પ્રત્યાકર્ષણોની સગવડ (૪) નીરાની વહેંચણી (૫) ઔદ્યોગિક અને દાક્તરી કારણોસર ભાંગ અને ગાંજાનો ઉપયોગ (૬) ૧૯૪૭ - ૫૦ વચ્ચે આબકારી દુકાનોની સમેટણી (૭) દારૂબંધીને કારણે બેકાર બનતા લોકોને રાહત— વગેરેનો સમાવેશ થયેલો.

### જિલ્લા અને શહેરો માટે સમિતિઓ

દારૂબંધીની નીતિ અને કાર્યક્રમમાં પ્રાંતિક દારૂબંધી સમિતિને સલાહ આપવા માટે પ્રત્યેક જિલ્લામાં તેમજ મુંબઇ, અમદાવાદ-પુના અને સોલાપુર— એ ચાર શહેરોમાં સરકારે ૧૯૪૭ ના ઓકટોબરમાં સ્થાનિક 'જિલ્લા દારૂબંધી સમિતિ' અને 'શહેર દારૂબંધી સમિતિ' ઓની સ્થાપના કરેલી. આ સમિતિઓમાં ખાસ કરીને દારૂબંધીમાં રસ ધરાવતા સ્થાનિક નેતાઓ, સમાજસેવકો અને ધારા સભ્યો હતા. મદ્યપાનનું પ્રમાણ જે વિસ્તારોમાં વધારે પડતું અમલમ પડેલું ત્યાં પ્રચારને વધુ નક્કર સ્વરૂપ આપવા માટે વિભાગીય સમિતિની પણ રચના કરવામાં આવેલી

જિલ્લા અને શહેરની દારૂબંધી સમિતિઓએ નીચે આપેલા કેટલા પ્રશ્નો હાથ ધરેલા :—

(૧) વચગાળાના સમય દરમિયાન તાડી અને દારૂની દુકાનોને બંધ કરવાનો પ્રશ્ન

(૨) કલ્યાણકેંદ્રો માટે સ્થળની પસંદગી કરવાનો પ્રશ્ન :

(૩) નીરાકેંદ્રો ખોલવાનો પ્રશ્ન

(૪) પત્રાક પાર્ટીઓની નિમણુંક

આ ઉપરાંત આ વિભાગીય દારૂબંધી સમિતિઓએ દારૂબંધી અંગેની વક્તૃત્વ કળાની



દૂર દૂરના ગામડાના ખૂણે ખૂણે દારૂબંધીનો પ્રચાર એનાં વિવિધ માધ્યમો દ્વારા પહોંચતો થાય તે માટે પ્રાંતિક દારૂબંધી સમિતિએ ૨૧ પ્રચાર ગાડીઓ ખરીદી છે અને પ્રત્યેક જિલ્લાને એક એક આપવામાં આવી છે. આ પ્રચાર ગાડીમાં લાઉડસ્પીકર, પ્રોજેક્ટર, જનરેટર, ગ્રામોફોન, ફિલ્મ સઘળુંજ હોય છે. ગામને ગોંદરે એ દાખલ થતાંજ ઉત્સાહઘેલા ગ્રામજનો એકત્રિત થાય છે. પ્રસ્તુત દૃશ્ય કોલાબા જિલ્લાના એક ગામડાનુ છે

હરીફાઈઓ યોજી છે; ભીત્તિચિત્રો પ્રગટ કર્યાં છે; મલ્લકુસ્તીની હરીફાઈઓ ગોઠવી છે; પ્રદર્શનો યોજ્યાં છે. આ સમિતિઓએ ગોળ અને નવસાગર જે ગેરકાયદેસર દારૂ બનાવવામાં ખાસ વાપરવામાં આવે છે તેને અંકુશિત કરવાનો પ્રયત્ન કરેલ છે. સમિતિના ઉત્સાહી સભ્યોએ અવારનવાર જિલ્લાનો પ્રવાસ કરી જનતાનો સંપર્ક સાધેલ છે અને પોલીસ, હોમગાર્ડ્ઝ વગેરેને ઉપયોગી માર્ગદર્શન આપેલ છે. આજ સમિતિના સભ્યોએ કોલેજ, શાળા, અખાડા, ભજનમંડળી, પવાડાપાર્ટી, કલાપથક, નાટ્યમંડળ, સિનેમા હાઉસ વગેરેનો સંપર્ક સાધી દારૂબંધીના પ્રચાર કાર્યમાં એમનો હરહંમેશ સંપર્ક સાધેલ છે.

## શિક્ષણ અને પ્રચાર

શિક્ષણ અને પ્રચાર' માટેની ઉપસમિતિ મુખ્યત્વે તો દારૂબંધીની તરફેણમાં લોકમત કેળવવા માટે નિર્માઈ હતી. જે લોકો દારૂબંધીના વિરોધીઓ હોય અથવા એની સફળતા વિષે શંકાશીલ હોય, એમને દારૂબંધીનું ખરૂં સ્વરૂપ સમજાવવું, દારૂડિયાઓને એમની નઠારી ટેવ છોડાવવા પ્રયાસ કરવો, સાદી છતાં લોકપ્રિય પદ્ધતિઓ દ્વારા લોકોના જુદા જુદા વર્ગને મદ્યપાનનાં અનિષ્ટો અને દારૂબંધીના લાભો સમજાવવા,—એ બધાં આ ઉપસમિતિનાં લક્ષ્યો હોઈ ફિલ્મ, મેજિક લેટર્ન શો, ભીત્તિચિત્રો, પવાડા, કીર્તન, નાટ્યમંડળી, કલાપથક વગેરેની સહાયથી પ્રચારનું કાર્ય વહેતું મુકવામાં આવેલ છે.

ઉછરતી જનતામાં નિર્વ્યસની જીવનનો આદર્શ ફેલાવવો એ પણ એક અગત્યનો પ્રશ્ન ગણાય. કેફી પીણાં મળતાં નથી એટલા માટેજ આવતી કાલનો નાગરિક નિર્વ્યસની બને એમ નહિ પણ કેફી પીણાં નુકશાનકારક છે અને કોઈપણ સંજોગોમાં છોડવાં જોઈએજ એવી સ્પષ્ટ સમજણથી આવતી કાલની જનતા એનો ત્યાગ કરે– એ હેતુ બર લાવવા માટે કેળવણીના દરેક તબક્કે પાઠ્યપુસ્તકોમાં દારૂબંધી અંગેના પાઠો સામેલ કરવાનો પ્રશ્ન પણ હાથ ધરાયો હતો.

**પવાડા પાર્ટીઓ—** ગુજરાતમાં દુહાઓ અને ભજનો, મહારાષ્ટ્રમાં પવાડા અને કર્ણાટકમાં જી–જી– ગીતો બહુજ લોકપ્રિય છે. અને એથીજ પ્રચારના બહુજ કાર્યક્ષમ અંગ તરીકે એનો ઉપયોગ કરવામાં આવેલ છે. દરેક જિલ્લાને પોતપોતાની પવાડાપાર્ટી છે, તે ગામેગામ ફરે છે અને લોકગીતોનો કાર્યક્રમ આપે છે. નીચે આપેલો કોઠો અત્યાર સુધીમાં કેટલું કામ થયું તેનો પરિચય આપશે

| | ૧૯૪૮ | ૧૯૪૯ |
|---|---|---|
| પ્રાંતની પવાડા પાર્ટીઓ | ૧૪ | ૧૭ |
| ,, એ આપેલા કાર્યક્રમો | ૪૦૦ | ૨૪૫૦ |
| એકંદર લોકોની હાજરી | ૩,૧૯,૫૦૦ | ૨૨,૭૧,૦૦૦ |

આ ઉપરાંત પ્રાદેશિક પવાડા હરીફાઈઓ પણ યોજવામાં આવી હતી. એમાંથી જે કાવ્યનવનીત નીકળશે તે જનતાના સીધા સંપર્ક દ્વારા નીપજેલ હોઈ એનું મહત્વ લોકોપયોગિતાની દૃષ્ટિએ બહુજ રહેશે.

**કલાપથકો—** આ પવાડા પાર્ટીઓ ઉપરાંત કલાપથકોની પાર્ટીઓ પણ નાટકો, ગીતો, વાર્તાલાપો વગેરેના કાર્યક્રમો આપતી. સરકારે નાશિક, અહમદનગર, સોલાપુર, અમદાવાદ, પૂર્વ ખાનદેશ, પૂના વગેરે જિલ્લાઓમાં કલાપથક–પાર્ટીઓની નિમણૂંક કરી છે. નીચે આપેલ કોઠો એના કાર્યનો પરિચય આપશે.

| | એપ્રીલથી ડિસેમ્બર ૧૯૪૮ | જાન્યુઆરીથી ડિસેમ્બર ૧૯૪૯ |
|---|---|---|
| (૧) રજૂ કરેલા કાર્યક્રમોની સંખ્યા | ૧૦૦ | ૫૬૩ |
| (૨) એકંદર પ્રેક્ષકોની હાજરી | ૭૦૦૦૦ | ૧૬૩૩૩૦૦ |

ફિલ્મો—હિન્દ જેવા બહુધા નિરક્ષર દેશમાં ચક્ષુગમ્ય કેળવણીનું સ્થાન ઓછું આંકી શકાય નહિ. ગામડામાં વસતી જનતાને આ ચક્ષુગમ્ય કેળવણી પુરી પાડવા માટે પ્રાંતિક દારૂબંધી સમિતિએ 'શિવરાત્રિ' 'શરાબી' અને 'રાજઆજ્ઞા' એ ત્રણ ફિલ્મોની 'નેગેટીવ' મેળવી છે અને પ્રાંતભરમાં એ બતાવવામાં આવે છે. આ ઉપરાંત મજૂર–કલ્યાણખાતાં પાસેથી પણ પાંચ ફિલ્મો મેળવવામાં આવી છે. સમિતિએ પોતે એક "ઉધાર" નામની ફિલ્મ ઉતારવી શરૂ કરી છે. એનું મરાઠી રૂપાન્તર અત્યારે ઉપયોગમાં છેજ. આમ વર્ષને અંતે સમિતિ પાસે નીચે મુજબ ફિલ્મો ઉપયોગમાં છે.

| ફિલ્મ | ભાષા | ૩૬ M.M.માં સંખ્યા | ૧૬ M.M.માં સંખ્યા |
|---|---|---|---|
| (૧) શિવરાત્રિ | હિન્દી | ૪ | ૧૦ |
| (૨) શરાબી | ,, | ૨ | ૧૨ |
| (૩) રાજઆજ્ઞા | ,, | × | ૬ |
| (૪) ઉધાર | મરાઠી | × | ૧૨ |
| (૫) નશા | હિન્દી | ૧ | × |
| (૬) દારૂબંધી પ્રચારનું ઉદ્‌ઘાટન | હિન્દી | ૧ | × |
| (૭) અંગ્રેજ બારમાં દસ રાત્રિઓ | અંગ્રેજી | ૧ | × |

જે નાનાં ગામડાંઓમાં દારૂબંધીની પ્રચાર ગાડીઓ ન જઇ શકે ત્યાં મેજીક લેન્ટર્ન અને પ્રોજેકટર વડે પ્રચાર કરવા માટે પાંચ ફિલ્મસ્ટ્રીપ્સ પણ બનાવવામાં આવી છે. મેજીક લેન્ટર્નની સ્લાઇડઝના પાંચ સેટ પણ તૈયાર કરવામાં આવેલ છે.

દરેક જિલ્લાને નીચેની સ્લાઇડોની ૭ ૭ નકલો આપવામાં આવી છે.

(૧) તમારા બાળકનો જન્મસિદ્ધ હક્ક
(૨) દારૂમાંથી છૂટકારો
(૩) રોજીન્દી આવકમાં ખોટ

આ સ્લાઇડો ઘણાં સિનેમાગૃહોમાં બતાવવામાં આવે છે.

ભીત્તિચિત્રો :— પહેલીજ નજરે જનતાને દારૂનાં અનિષ્ટોની પ્રતીતિ કરાવતાં પાંચ વિવિધરંગી ભીત્તિચિત્રોની ૩૯૩૦૦૦ નકલો પ્રાંતભરમાં વ્હેંચવામાં આવી છે. બી. બી. અને જી. આઇ. પી. રેલ્વેનાં સ્ટેશનો ઉપર આ ભીત્તિચિત્રો ચોડવાની સગવડ કરવામાં આવી છે.

મેળાઓ, પ્રદર્શનો અને ઉત્સવો વખતે ભીત્તિચિત્રો, રેકોર્ડો, પત્રિકાઓ, ફિલ્મો વગેરે વડે પ્રચારને વેગવન્તો બનાવવાની પ્રત્યેક તક ઝડપી લેવામાં આવે છે. મુંબઇમાં ૧૯૪૭–૪૮ના શિયાળા દરમિયાન ભરાયેલ કૃષિવિષયક અને ઔદ્યોગિક પ્રદર્શનમાં સમિતિએ ભાગ લીધો હતો. એમાં માદક પદાર્થોના સેવન અંગેના કેટલાક રસપ્રદ નકશાઓ મૂકવામાં આવ્યા હતા તેમજ નીરા અને તાડપદાર્થોની બનાવટ બતાવવામાં આવી હતી.

અખિલ કર્ણાટક ઔદ્યોગિક પ્રદર્શનમાં પણ ૧૯૪૯માં સમિતિએ ભાગ લીધો હતો.

પ્રચાર સાહિત્ય :—મુંબઇની ત્રણેય પ્રાદેશિક ભાષાઓમાં સમિતિએ આશરે ત્રીસેક જેટલી પુસ્તિકાઓ પ્રગટ કરી છે. આમાં દારૂબંધીના પ્રશ્નને ચર્ચતી નવલિકાઓ છે, નાટિકાઓ છે, કાવ્યો પણ છે. માત્ર નજીવી કિંમતેજ આ પુસ્તિકાઓ વેચવામાં આવતી હોઇ જનતામાં દારૂબંધીનો ઉદ્દેશ પ્રચરિત કરવામાં ઠીક ઠીક ઉપયોગી થઇ પડે છે. સ્થાનિક સાહિત્યકોને આ પ્રશ્ન પરત્વે જાગ્રત કરવા માટે



દારૂબંધીના પ્રચાર અર્થે જાહેર તહેવારો, મેળાઓ, અને ઉત્સવોનો ખૂબજ લાભ ઉઠાવવામાં આવે છે. જ્યાં વિશાળ જનમેદની એકઠી થનાર હોય છે ત્યાં દારૂબંધી અધિકારી પ્રચારનાં બધાંજ સાધન લઇ હાજર થાય છે અને લોકગીતો, વ્યાખ્યાનો, વાર્તાલાપો, ફિલ્મો વગેરેના વિવિધ કાર્યક્રમો આપે છે. પ્રસ્તુત દૃશ્ય ભૈરવનાથના મેળામાં યોજાયેલ એક લોકગીતના સમારંભનું છે



આ વોરમગામનું કલ્યાણ-કેન્દ્ર છે. વ્યસનીઓને દારૂને બદલે આમોદપ્રમોદ અને રંજન આપે એવાં બીજાં સાંસ્કારિક તત્ત્વો પુરાં પાડવા માટે પ્રાંતભરમાં સ્થળે સ્થળે આવાં કલ્યાણકેન્દ્રો સ્થાપવામાં આવ્યાં છે. આમાંનાં કેટલાંક સરકાર તરફથી ચલાવવામાં આવે છે. તેમજ કેટલાંક સહકારી સોસાયટીઓ તરફથી પણ ચલાવવામાં આવે છે. લોકો પીઠાને બદલે કલ્યાણકેન્દ્ર તરફ જતા થાય અને ત્યાંની સંસ્કારી પ્રવૃત્તિઓમાં મગ્ન બની સમય જતાં દારૂને ભૂલી જાય એ સરકારનું લક્ષ્ય છે

મુંબઈમાં તેમજ જિલ્લાઓમાં સાહિત્યકૃતિઓની હરીફાઈ પણ યોજવામાં આવે છે. દારૂનાં અનિષ્ટોને સ્પર્શતાં ચાર 'ફોલ્ડરો' પણ પ્રાદેશિક ભાષાઓમાં પ્રગટ કરવામાં આવ્યાં છે.

**સંજીવન:—** સામાજિક પ્રશ્નો અને મુખ્યત્વે દારૂબંધીનેસ્પર્શતું એક માસિક (સંજીવન) પણ સમિતિ તરફથી પ્રગટ કરવામાં આવે છે. ૧૯૪૮ ના એપ્રીલથી એની અંગ્રેજી આવૃત્તિ શરૂ થયેલી. હવે એ પ્રાંતની પ્રાદેશિક ભાષાઓમાં પણ પ્રગટ થાય છે. પ્રાંતમાં તેમજ પ્રાંતની બહાર સારી સંખ્યામાં આ માસિકની નકલો વેચાય છે.

**ગ્રામોફોન રેકોર્ડો:—** જાણીતાં ગીતો, પવાડાઓ, વગેરેની રેકોર્ડો ઉતારવામાં આવી છે. અને એ ગામડાંઓમાં પ્રચારગાડી સાથે મોકલવામાં આવે છે. કેટલાક માનનીય પ્રધાનોનાં પ્રાદેશિક ભાષાઓમાં વ્યાખ્યાનો પણ રેકોર્ડ ઉપર ઉતારવામાં આવ્યાં છે

**પ્રચાર ગાડીઓ:—** અત્યાર સુધીમાં સમિતિએ ૨૧ પ્રચારગાડીઓ ખરીદી છે. એમાં લાઉડસ્પીકર, જનરેટર, પ્રોજેક્ટર, ગ્રામોફોન રેકોર્ડ્ઝ, ફિલ્મ વગેરે બધીજ સગવડો રાખવામાં આવી છે.

**રેડિયોનો સહકાર:—** અર્વાચીન યુગમાં રેડિયો એ પ્રચારનું એક આગળ પડતું સાધન હોઈ ઑલ ઇન્ડિયા રેડિયોનો પણ પ્રચારની બાબતમાં સહકાર સાધવામાં આવ્યો છે. દારૂબંધીને લગતાં ગીતો, નાટિકાઓ વગેરે અવારનવાર રેડિયો ઉપર આપવામાં આવે છે.

ગ્રામજનોમાં દારૂબંધીનો પ્રચાર કરવા માટે પ્રાથમિક શાળાના શિક્ષકોનો સહકાર બહુજ ઉપયોગી થઈ પડે છે. આ બાબતમાં દારૂબંધી સમિતિને મદદ કરવા માટે સરકાર તરફથી ગામડાના શિક્ષકોને સૂચના આપવામાં આવી છે. મદ્યનિષેધના પ્રચાર અંગે ગામડાંમાં શિક્ષકો ઘણું ઘણું કરી શકે છે. નાટિકાઓ ભજવી શકે, મલ્લકુસ્તીની હરીફાઈઓ યોજી શકે, રમતગમતોની સ્પર્ધા યોજી શકે. આ બધું યોજવા માટે શિક્ષકોનો સહકાર અવારનવાર સાધવામાં આવે છે.

પ્રચાર માટે પ્રાપ્ય એવી સઘળી મદદનો યથાર્થ ઉપયોગ કરવા માટે બિનસરકારી સાધનોનો પણ સહકાર સાધવામાં આવે છે. સ્થાનિક નેતાઓ, સમાજ સેવકો સામાજિક સંસ્થાઓ વગેરે દ્વારા દારૂબંધીનો પ્રચાર જનતામાં જીવન્ત રાખવા પ્રયાસ થઈ રહ્યો છે.

બધાજ જિલ્લાના અધિકારીઓને, પ્રચારની બાબતમાં તેમજ આમોદપ્રમોદની પ્રવૃત્તિઓમાં બિનસરકારી તત્વોનો સહકાર સાધવાની ભલામણ કરવામાં આવી છે

મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ તરફથી દારૂબંધીના પ્રચારની બાબતમાં કેટલી પ્રગતિ થયેલી તેને નીચે આપેલો કોઠો વ્યક્ત કરશે.

૧૯૪૮

| | પ્રચારનાં સાધનો | કાર્યક્રમો | પ્રેક્ષકો |
|---|---|---|---|
| ૧ | પ્રચાર સભાઓ | ૧૪૦૦ | ૧૩૫૭૨૦૦ |
| ૨ | પવાડાનો કાર્યક્રમો | ૪૦૦ | ૩૧૯૫૦૦ |
| ૩ | કલાપથકના કાર્યક્રમો | ૧૦૦ | ૧૯૮૫૦૦ |
| ૪ | ફિલ્મો | ૨૦૦ | ૩૦૦૬૦૦ |

૧૯૪૯

| | પ્રચારનાં સાધનો | કાર્યક્રમો | પ્રેક્ષકો |
|---|---|---|---|
| ૧ | પ્રચાર સભાઓ | ૩૫૧૨ | ૩૬૪૨૬૬૦ |
| ૨ | પવાડાનો કાર્યક્રમો | ૨૪૫૭ | ૨૨૭૧૧૦૦ |
| ૩ | કલાપથકોના કાર્યક્રમો | ૫૬૩ | ૧૩૭૩૩૦૦ |
| ૪ | ફિલ્મો | ૯૭૬ | ૧૭૦૮૧૦૦ |

## આમોદ પ્રમોદ અને સામાજિક કલ્યાણ

સંપૂર્ણ દારૂનિષેધ અમલમાં આવતાં એપ્રીલ ૧૯૫૦ થી બધીજ દારૂની દુકાનો બંધ થશે. એટલે દારૂ પાછળ વપરાતા પૈસા અને સમય બંને ફાજલ પડશે. આ ફાજલ પડેલા પૈસા અને સમયનો જો સદુપયોગ ન કરવામાં આવે તો પરિણામ ખતરનાક આવે! દારૂના પાન દ્વારા જે કહેવાતો 'આનંદ' મળતો એનું સ્થાન કોઇક બીજા સાચા આનંદે લેવાનું જ રહેશે. એટલેજ સંપૂર્ણ દારૂનિષેધ સાથે પ્રત્યાકર્ષણ અને આમોદપ્રમોદની જરૂરત વધારે રહે છે. દારૂડિયાને જેટલે દરજ્જે એની કુટેવમાંથી આપણે વાળી લઇએ તેટલે દરજ્જે જ દારૂબંધી સફળ થઇ ગણાય.

આમોદ પ્રમોદ અને પ્રત્યાકર્ષણની ઉપસમિતિને પ્રાંતભરમાં આ ભગીરથ કાર્યનું વ્યવસ્થિત આયોજન સોંપવામાં આવેલ છે. ગરીબ જનતા પોતાનો ફાજલ પડેલો સમય નિર્દોષ આનંદમાં ગાળી શકે એ માટે મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિએ વિશાળ પાયા ઉપર પ્રાંતભરમાં સાધનો ખડાં કરવાં એવો નિર્ણય થયો છે. તદનુસાર આપણાં ગામડાંઓનાં આમોદપ્રમોદનાં સાધનો જમાના અનુસાર સુધારવામાં આવ્યાં છે અને ગામડાંઓમાં સંસ્કાર કેન્દ્રો ખોલવામાં આવ્યા છે.

જો કે શહેર અને ગામડાં માટે આમોદ પ્રમોદના સિદ્ધાન્તો લગભગ સરખાજ છે તેમ છતાં શહેરના મિથ્યા રંગઢંગ ગામડાંમાં ન પેસી જાય તેની ખાસ કાળજી રાખવામાં આવે છે. શહેરમાં સરકારનાં બીજાં ખાતાંઓ તેમજ ખાનગી સંસ્થાઓ આમોદ પ્રમોદને લગતું કામ-કાજ કરે છે. ખાનગી સંસ્થાઓ દ્વારા થતી આમોદ પ્રમોદની પ્રવૃત્તિમાં પ્રાંતિક દારૂબંધી સમિતિ પુરવણી લેખે અથવા સહકારથી કામ કરે છે. એથી એકજ જાતના કાર્યનું પુનરાવર્તન થવાનો સંભવ ટળે છે. શહેરી વિસ્તારોમાં થતી સંસ્કાર પ્રવૃત્તિઓમાં —(૧) વૉલી બૉલ, ફૂટબૉલ, ખો...ખો...વગેરે રમતો (૨) અખાડા પ્રવૃત્તિ અને શારીરિક કસરતના પ્રયોગો (૩) સસ્તો અને પોષક ખોરાક આપે તેવાં કેન્ટીનો (૪) પ્રૌઢ શિક્ષણ, વાંચનાલય—વગેરેનો સમાવેશ થાય છે. જેમાં બહુ સાધનો વસાવવાં ન પડે એવી રમતગમતોને પ્રોત્સાહન આપવા પ્રયાસ થાય છે.

**સંસ્કાર પ્રવૃત્તિઓ:—** આવી રમતગમતો ઉપરાંત ભજન, કીર્તન, પવાડા, નાટ્ય, કલાપથક વગેરેના કાર્યક્રમ રચી સ્થાનિક બુદ્ધિશાળીવર્ગને પ્રોત્સાહન આપવાનો પણ પ્રયાસ થાય છે. આવી પ્રવૃત્તિઓને લીધે સંસ્કાર કેન્દ્રો બહુજ લોકપ્રિય બન્યાં છે. આ સંસ્કાર કેન્દ્રો ઉપર જાહેર તહેવારો અને ઉત્સવો રમતગમતની હરિફાઇઓ વગેરે દ્વારા ઉજવાય છે. કેટલાંક કેન્દ્રોને રેડિયો સેટ્સ પણ આપવામાં આવ્યા છે.

ગ્રામ વિસ્તારોમાં સ્થાનિક સંસ્થાઓને જોઇતાં સાધનો અને પ્રોત્સાહન દ્વારા આમોદ પ્રમોદની પ્રવૃત્તિ હાથ ધરવામાં આવી છે. દેશી રમતગમતોને ઉત્તેજન આપવામાં આવે છે. ખાસ કરીને આ રમતગમતો શાળાઓ કે અખાડાઓ જેવાં જાહેર સ્થળોએ યોજવામાં આવે છે.

**કલ્યાણ–સમિતિઓ:—** સંસ્કાર કેન્દ્રોને લોકશાહી ધોરણે ચલાવવા માટે સરકારે 'કલ્યાણ–સમિતિઓ' નીમી છે. સંસ્કારકેન્દ્રોની પ્રવૃત્તિઓમાં ભાગ લેનાર સભ્યો આના પ્રતિનિધિઓ તરીકે હોય છે. આ સમિતિઓ કેન્દ્રોના વિકાસમાં સારો ફાળો આપી રહી છે.



કલ્યાણ કેન્દ્રો ઉપર થતી સંસ્કારી પ્રવૃત્તિઓ વિવિધ હોય છે. ત્યાં વાચનાલયો પણ રાખવામાં આવે છે. લોકો નવરાશને સમયે, આવી દૈનિકો, સમાચારો વાંચે અથવા સાત્વિક સાહિત્યમાં રસ લેતા થાય એવી દૃષ્ટિ રાખવામાં આવતી હોય છે. જે લોકો વાંચી શકતા નથી તેઓ માટે આ કલ્યાણ-કેન્દ્રો ઉપર પ્રૌઢ શિક્ષણના વર્ગો પણ ચલાવવામાં આવે છે. પ્રસ્તુત દૃશ્ય વીરમગામના કલ્યાણ-કેન્દ્ર ઉપરના વાંચનાલયનું છે.



માણસ જો નિર્વ્યસની હોય, તો એનામાં કેટલી તાકાત હોય છે, કેટલો શ્રમ એ વેઠી શકે છે એ બતાવવા માટે કલ્યાણ-કેન્દ્રો ઉપર ઘણીવાર રમતગમતો અને મલ્લ કુસ્તીની હરિફાઈઓ ગોઠવવામાં આવે છે. પ્રસ્તુત દૃશ્યમાં એક કલ્યાણકેન્દ્ર ઉપર બે સશક્ત કુસ્તીબાજો પોતાના શરીરની તાકાત કસી રહ્યા જણાય છે.

પરંતુ સરકાર તરફથી થોડાં ઘણાં સંસ્કાર કેન્દ્રો ખોલવામાં આવે એટલાથીજ પ્રાંતભરની જરૂરિયાતોને પહોંચી વળાશે નહિ એમ સમિતિને લાગતાં જે સ્થાનિક સંસ્થાઓ આ જાતનું કામ કરતી હોય તેને આર્થિક સહાય કરવાનું નક્કી કરવામાં આવેલ છે. આ મદદ બે જાતની છે: (૧) પ્રાંતિક દારૂબંધી સમિતિ વતી ગ્રામ-પંચાયતો અથવા સહકારી સોસાયટીઓ સંસ્કાર કેન્દ્રો ચલાવે તે માટે ગ્રાંટ આપવી (૨) સમાજ સેવાની બીજી સંસ્થાઓને નાણાંકીય મદદ કરવી. પહેલી પદ્ધતિથી લોકો પોતાની મેળેજ પોતાનાં આમોદપ્રમોદનાં સાધનો વધારતા જશે એવી આશા રાખવામાં આવે છે.

સહકારી સોસાયટીઓ મારફતે અત્યારે ૬૧ સંસ્કાર કેન્દ્રો ચલાવવામાં આવે છે. અહીં પણ શહેરી વિસ્તારોનાં સંસ્કાર-કેન્દ્રો જેવીજ પ્રવૃત્તિ થાય છે. નીચેનો કોઠો સંસ્કાર કેન્દ્રોનો વિકાસ દર્શાવશે.

| | પ્રાં. દારૂબંધી સમિતિ તરફથી | સહકારી સોસાયટીઓ તરફથી | બીજી સંસ્થાઓ તરફથી |
|---|---|---|---|
| શહેરોમાં | ૩૧ | ૨ | ૦ |
| ગામડાંઓમાં | ૨૩ | ૫૯ | ૭ |
| | ૫૪ | ૬૧ | ૭ |
| | | કુલ = ૧૨૨ | |

આ રીતે સહકારી સોસાયટીઓ અને ગ્રામપંચાયતોને મદદ આપવા ઉપરાંત બીજી કેટલીક બિનસત્તાવાર સંસ્થાઓને પણ આમોદપ્રમોદ અને પ્રચારનું કાર્ય હાથ ધરવા માટે પ્રાંતિક દારૂબંધી સમિતિએ "સબસીડી" આપેલ છે. આ સબસીડી અમુક નિયમો અનુસાર આપવામાં આવે છે. અને જે સંસ્થાઓ પોતપોતાના વિસ્તારમાં આમોદપ્રમોદનું કામ કરતી હોય છે તેમનેજ આપવામાં આવે છે. પ્રાંતિક દારૂબંધી સમિતિએ અત્યાર સુધીમાં જુદી જુદી સંસ્થાઓને વાર્ષિક રૂ. ૭૫ માંડીને રૂ. ૫૦૦ સુધીની સબસીડી આપેલ છે.

**અન્યોન્ય સહકાર:**—જુદાં જુદાં ખાતાંઓની આમોદપ્રમોદને લગતી પ્રવૃત્તિઓ વચ્ચે એકસૂત્રતા સાધવાની જરૂરતનો સરકારને ખ્યાલ છે. જિલ્લાઓમાં પણ જુદાં જુદાં ખાતાંઓ વચ્ચે આ સહકાર હોવો જોઈએ. આ હેતુથીજ સરકારે તાજેતરમાં એક 'રિક્રિયેશન બોર્ડ'ની સ્થાપના કરી છે. જિલ્લાઓ માટે આ બોર્ડની સમિતિઓ સ્થાપવામાં આવી છે. અને એમાં દારૂબંધી, મજૂર કલ્યાણ, કેળવણી વગેરે ખાતાંઓના પ્રતિનિધિઓ બેસે છે

## પુનર્વ્યવસાયની યોજના

સંપૂર્ણ દારૂબંધી અમલમાં આવતાં તાડનું છેદન કરવાના વ્યવસાયમાં રોકાયેલા હજારો ભંડારીઓ ધંધા વગરના થઈ પડશે. એપ્રીલ ૧૯૫૦ પછી તો આ બેકારી ખૂબ રહેશે. કારણ કે લડાઈ પછીની મંદીએ વ્યાપાર ઉદ્યોગના ક્ષેત્રોમાં રોજીનો અવકાશ લગભગ ટાળી દીધો છે

૧૯૩૮ માં દારૂનિષેધનો અમલ મુંબઈ સહેર, અમદાવાદ શહેર, મુંબઈનો પરાંવિભાગ, થાણા જિલ્લાનો અમુક ભાગ, ભરૂચ, અહમદનગર, સુરત અને કાનડા જિલ્લાઓ— એટલા વિભાગમાંજ કરવામાં આવ્યો હતો. આમ વિભાગીય દારૂબંધી અમલમાં આવેલ હોઈ એની અસર બેકારીમાં પરિણમી નહોતી. એ ઉપરાંત લડાઈને કારણે લોકોને રોજી પણ પુષ્કળ મળી રહેતી. વળી પરદેશી દારૂ અંગે એ નીતિમાં પુષ્કળ છૂટછાટ પણ હતી. તેમ છતાં તે વખતે પણ જે વર્ગની રોજી દારૂબંધીને કારણે તૂટી હોય તેમને રાહત વગેરે આપવા માટે એક ખાસ સમિતિ Prohibition Unemployed

Committee નીમવામાં આવી હતી. આ સમિતિએ યોગ્ય કિસ્સાઓમાં (૧) આર્થિક રાહત (૨) દાક્તરી સગવડ કે (૩) કેળવણી વિષયક સગવડ— એમ રાહતના ત્રિવિધ માર્ગો ગ્રહણ કરેલા. હવે સંપૂર્ણ દારૂનિષેધ અમલમાં આવતાં આ પદ્ધતિઓ કેવળ અપૂરતી હોઈ સરકારે ઉપર્યુક્ત સમિતિ બરખાસ્ત કરી એનું કામ આમોદપ્રમોદ—પ્રત્યાકર્ષણ અને સામાજિક કલ્યાણ માટેની ઉપસમિતિને સોંપેલ છે. હવેથી દારૂબંધીને કારણે જેમની રોજી ઉપર અસર પહોંચી હોય એવા સઘળા અરજદારોની અરજીઓ લાગતી-વળગતી જિલ્લા-સમિતિઓ મારફત અંતિમ નિર્ણય માટે પ્રાંતિક દારૂબંધી સમિતિ પાસેજ આવે છે. અને બેકારીના વચગાળાના સમયને પહોંચી વળવા માટે ત્રણથી ૭ મહિના પર્યન્તની જ મદદ આપવામાં આવે છે.

આ નિર્ણય અનુસાર યોગ્ય અરજદારોની અરજીઓની તારવણી કર્યા બાદ એમને આર્થિક રાહત આપવામાં આવે છે. અત્યાર સુધીમાં નીચે આપેલા પ્રકારની રાહત આપવામાં આવી છે.

૧ આર્થિક મદદ:— કુલ આઠ માણસોને એકંદરે રૂ. ૧૦૬૬ની રોકડ મદદ આપવામાં આવી છે.

૨ દાકતરી મદદ:— એક કિસ્સામાં ચશ્માં અપાવવામાં આવ્યાં છે.

૩ પુસ્તકો વગેરેની મદદ: પાંચ કિસ્સાઓમાં ફ્રીશીપ આપવામાં આવી છે. કુલ ૧૩૩ રૂપિયાની ચોપડીઓની મદદ ત્રણ કિસ્સાઓમાં આપવામાં આવી છે.

૪ બી. ડી. ચાલ (વર્લી) માં વગર ભાડે મકાન આપવામાં આવેલ છે.

૫ ચાર માણસોને જુદા જુદા ધંધાઓમાં વળગાડવામાં મદદ કરવામાં આવી છે.

૬ યોગ્ય વ્યક્તિઓને બીજાં કોઇ સરકારી ખાતાંમાં નોકરી મળે તે માટે સેલ્સ ટેક્ષ, રેશનિંગ, એમ્પ્લોયમેન્ટ એક્સચેઇન્જ, મ્યુનિસિપાલિટી વગેરેનો સહકાર સાધવામાં આવેલ છે.

તેમ છતાં સંપૂર્ણ દારૂબંધીને કારણે પુષ્કળ પ્રમાણમાં માણસો બેકાર બનનાર હોઇ એમના પુનર્વસવાટની એક સંપૂર્ણ યોજના તૈયાર કરવામાં આવી છે અને એ હાલ સરકારની વિચારણા હેઠળ છે.

આ યોજના હેઠળ દારૂબંધીને કારણે બેકાર બનનાર લોકોને રોજી આપવા માટે ત્રીજા અને ચોથા વર્ગની સરકારી નોકરી, નીરા અને તાડગોળ ઉદ્યોગ, મત્સ્ય ઉદ્યોગ, સહકારી ધોરણે ખેતી,—વગેરે જુદી જુદી અનેક રીતે રાહત આપવામાં આવશે. આ યોજના જ્યારે સંપૂર્ણ થશે ત્યારે એવી આશા રાખવામાં આવે છે કે દારૂબંધીને કારણે બેકાર બનનાર સઘળા લોકોને એક નહિ તો બીજી જાતનો ઉપયોગી અને લાભદાયી બીજો વ્યવસાય મળી રહેશે. અને થોડાં વર્ષ પછી તો એવો સમય આવશે કે બેકારીનો આ પ્રશ્ન એક અગત્યનો પ્રશ્ન રહેશે પણ નહિ.

## સંશોધન કાર્ય

સંશોધન અને આંકડાશાસ્ત્રની ઉપસમિતિ દારૂના પ્રશ્નની વિવિધ બાજુઓ વિષે વૈજ્ઞાનિક માહિતી મેળવવા, એ વિષે લોકમત કેળવવા, તેમજ પ્રાંતિક દારૂબંધી સમિતિને દારૂબંધીના કાયદાના અમલ વિષે યોગ્ય અને વેળાસર માહિતી આપવા માટે નિયુક્ત થઇ હતી. આ સમિતિએ એવું નક્કી કર્યું છે કે સંશોધનનું સમગ્ર કામ



જીવનમાં શિસ્ત અને વ્યવસ્થા લાવવા માટે શારીરિક કસરત અને કવાયત ખૂબ જરૂરી છે. સ્વતંત્રભારતના આવતી કાલના નાગરિકોમાં એ ખૂબ પ્રમાણમાં વ્યાપે એ માટે કલ્યાણકેન્દ્રો ઉપર શિષ્ટ રમતગમતો અને કવાયત પણ રાખવામાં આવે છે. પ્રસ્તુત દૃશ્ય સોલાપુરના શ્રમ-પરિહાર કેન્દ્ર ઉપરનું છે.

શહેરી વિસ્તારો અને ગ્રામ વિસ્તારો એવા બે ભાગમાં વ્હેંચી નાખવું. પૂર્વગ્રહવિમુક્ત માહિતી મળે તે માટે આ કામ આધારભૂત અને શક્તિસંપન્ન બિનસરકારી સંસ્થાઓને સોંપવામાં આવેલ છે. તદનુસાર ટાટા સ્કુલ ઓફ સોશિયલ સાયન્સીઝ ને શહેરી વિસ્તારોનું અને યુનિવર્સીટી સ્કુલ ઓફ ઇકોનોમિક્સને ગ્રામ વિસ્તારોનું સંશોધન કાર્ય સોંપાયેલ છે.

આ બંને શાખાની તપાસણી બે વિભાગમાં વ્હેંચાયેલ છે. એક પ્રારંભિક અને બીજી વિશિષ્ટ. પ્રારંભિક તપાસણી દરમિયાન દારૂબંધી પહેલાંની સામાજિક અને આર્થિક સ્થિતિ તેમજ મદ્યપાનના પ્રસ્તારનું માપ કાઢવા પ્રયાસ કરવામાં આવ્યો હતો. દારૂબંધી પછીની આ જાતની તપાસ સાથે આને સરખાવવામાં આવશે. વિશિષ્ટ તપાસણી દરમિયાન દારૂડિયાઓ અને એના કુટુંબોની સામાજિક અને આર્થિક સ્થિતિ તપાસવામાં આવશે અને આખા સમાજને એકંદરે દારૂબંધીથી શો લાભ થયો તેનું વિમાપન કરવામાં આવશે.

**શહેરી વિસ્તારો**– આ કાર્યક્રમ અનુસાર ટાટા સ્કુલ ઓફ સોશિયલ સાયન્સીઝ તરફથી સોલાપુર (તા. ૧૫ મી નવેમ્બરથી ૧૮ મી ડિસેમ્બર ૧૯૪૮) હુબલી (૯ મી મે થી ૧૫ મી મે ૧૯૪૯) અને સુરત (૧૮ મી મે થી ૩૧ મી મે ૧૯૪૯) એ ત્રણ શહેરોમાં પ્રારંભિક તપાસ કરવામાં આવી હતી આ તપાસ દરમિયાન એ સંસ્થાના વિદ્યાર્થીઓએ દારૂડિયાઓની સંખ્યા, દરેક વડે ખરીદાતો દારૂનો જથ્થો અને એની પાછળ વપરાતા પૈસા, તેમજ એઓનું સામાન્ય વર્તન એ વિષે પ્રારંભિક માહિતી મેળવી હતી. એમ માનવામાં આવે છે કે આટલી તપાસ ઉપરથી દારૂના પ્રશ્નની ગહનતાનો સારો એવો ખ્યાલ આવશે. આ ઉપરાંત એજ સંસ્થા 'વિશિષ્ટ' તપાસણીના એક અંગ તરીકે એ ત્રણ શહેરોમાં વ્યક્તિગત કુટુંબોની તપાસણી પણ હાથ ધરી રહેલ છે. હાલમાં ૨૩૦૦ કુટુંબોની તપાસ ચાલે છે. આ તપાસ માર્ચ ૧૯૫૧ માં એટલે કે દારૂનિષેધના અમલ પછી એક વર્ષે ફરી હાથ ધરવામાં આવશે.

**ગ્રામ વિસ્તારો**– સુરત, થાણા અને ધારવાર એ ત્રણેય જિલ્લાઓમાં પ્રત્યેકનાં આઠ આઠ ગામડાઓમાં પ્રારંભિક તપાસ શરૂ થઇ ગઇ છે. ૧૯૪૮ના ઉનાળામાં યુનિવર્સીટી સ્કુલે ૨૮૦૦ કુટુંબોની પ્રારંભિક તપાસ શરૂ કરેલી. આ તપાસ માર્ચ ૧૯૫૧માં ફરી હાથ ધરવામાં આવશે.

એ બંને સંસ્થાઓ તરફથી પ્રારંભિક અહેવાલોની રાહ જોવામાં આવે છે.

"Bombay's Alcohol Problem" નામની એક પુસ્તિકા હાલમાં છપાઇ રહી છે અને ટૂંક વખતમાં પ્રગટ થશે. એમાં આબકારી આવક, દારૂનું ઉત્પાદન અને વપરાશ વિષેની આબકારી રિપોર્ટોમાંથી મેળવેલ માહિતી આપવામાં આવી છે. એની પ્રસ્તાવના પ્રો. સી એન. વકીલે લખી છે.

**નીરા યોજના**– ૧૯૪૬–૪૭ અને ૧૯૪૭-૪૮ના વર્ષો માટે સરકારે નીરાના એક પીણા તરીકે વેચાણ માટેની યોજના એક પ્રયોગ તરીકે મંજુર કરેલી. આનાં પરિણામ પ્રોત્સાહક નીવડયાં. ૧૯૪૮–૪૯ના વર્ષ માટે થોડા સુધારા વધારાવાળી બીજી યોજના તૈયાર કરવામાં આવી. આ યોજના હેઠળ અમુક શહેરોમાં, ગામડાઓમાં અને નીચલા થરના ગ્રામ વિસ્તારોમાં સમાજસેવકો અને પગારદાર નોકરોની દેખરેખ હેઠળ નીરા–કેન્દ્રો ઉપર નીરાનું વેચાણ હાથ ધરવામાં આવ્યું. પરંતુ નીરાની માગણી એટલી બધી વધી પડી કે વધારે વૃક્ષોનો ઉપયોગ નીરા પાડવા કરવાની જરૂર પડી. એ વધારે માગણીને પહોંચી વળવા માટે અને નીરાના ઉત્પાદન અને વેચાણ ઉપર વૈજ્ઞાનિક દૃષ્ટિએ–દેખરેખ રાખી શકે એવા કેળવાયેલ કાર્યકર વર્ગની જરૂર હોઇ સોલાપુર જિલ્લાના ઢીપર્ગીમાં એક 'શિક્ષણ શિબિર' ખોલવામાં આવ્યું હતું. આવી રીતે કેળવાયેલ સ્ટાફ પ્રાંતભરનાં તમામ કેન્દ્રો ઉપર મૂકવામાં આવ્યો હતો.

એ તો નિર્વિવાદ હકીકત છે કે તાડગોળના ઉત્પાદનનો ઉદ્યોગ હજી ઘણો વિકાસક્ષમ છે. એનો વિકાસ સાધવાથી હજારો ભંડારીઓને ઈતર ધંધો મળી રહેશે. અત્યારની ખાંડની અછત નીરામાંથી બનાવવામાં આવતા તાડ–ગોળ, મિઠાઇ વગેરે દ્વારા હળવી કરી શકાય.

## પાવર આલ્કોહોલની યોજના

ગોળની રસી અંગેની ઉપસમિતિ મહુડાનાં ફૂલો અને ગોળની રસીનો ઉપયોગ દારૂની બનાવટ સિવાય બીજે કયે સન્માર્ગે થઇ શકે તે વિષે તપાસ ચલાવી રહી છે મહુડાનાં ફૂલોમાંથી લેક્ટીક એસીડ, સાઇટ્રીક એ

યીસ્ટ વગેરે બનાવવાની તેમજ ગોળની રસીમાંથી પાવર આલ્કોહોલ ઉત્પન્ન કરવાની યોજના વિચારણા હેઠળ છે.

દેશ પોતાનો પેટ્રોલનો જથ્થો બચાવી શકે તેમજ ડીસ્ટીલરી પ્લેન્ટ વગેરેનો ઉપયોગ થઇ શકે તે માટે પાવર આલ્કોહોલનું ઉત્પાદન મુખ્યત્વે સૂચવવામાં આવ્યું હતું.

પાવર આલ્કોહોલને પેટ્રોલ સાથે મેળવવાથી પેટ્રોલ બચાવી શકાશે. અને એ રીતે હિન્દ ડોલર અને સ્ટર્લિંગ વિસ્તારોમાંથી પેટ્રોલની આયાત ઓછી કરી શકશે.

ગોળની રસી અંગેની ઉપસમિતિનું એવું અનુમાન છે કે પ્રાંતભરનાં મહુડાનાં ફૂલો અને ગોળની રસીથી ૮૨૫૦૦૦ ગેલન ચોકખો આલ્કોહોલ ઉત્પન્ન થઈ શકે તેમ છે. એમાંથી વારનીશ અને દાકતરી તેમજ ઔદ્યોગિક જરૂરિયાતો પુરતો આલ્કોહોલ બાદ કરતાં ૫૦૦૦૦૦ ગેલન પાવર આલ્કોહોલના ઉત્પાદન માટે રહે છે.

રૂપિયા ૪૩૦૦૦૦ ને ખર્ચે પાવર આલ્કોહોલ માટેનું એક નવું કારખાનું ઉભું કરવાનો ઓર્ડર મૂકાઇ ગયો છે. આ કારખાનામાં દર ચોવીસ કલાકે ૩૫૦૦ ગેલન પાવર આલ્કોહોલ પેદા થશે. માર્ચ–એપ્રીલ ૧૯૫૦ સુધીમાં આ કારખાનાનું કામ પુરૂં થઇ જશે. એમ ધારવામાં આવે છે કે નાસિકની ડીસ્ટીલરી એપ્રીલ મે ૧૯૫૦ થી પાવર આલ્કોહોલનું ઉત્પાદન શરૂ કરશે.

## ચાંપતી દેખરેખ માટે

દારૂબંધી અંગેના ગુનાઓની શોધખોળનું કામ જે અત્યાર સુધી પ્રોહિબીશન ગાર્ડ્ઝ કરતા તે હવે ડિસેમ્બર ૧૯૪૮ થી હોમગાર્ડ્ઝ ને સોંપવામાં આવેલ છે. એથી કરીને પોલીસની દેખરેખ હેઠળ કેળવાયેલ કાર્યકર વર્ગ વધારે કાર્યદક્ષતાથી ગેરકાયદેસર દારૂનું ઉત્પાદન પકડી અને રોકી શકે છે. આમ પ્રોહિબિશન ગાર્ડ્ઝને હોમગાર્ડ્ઝ સાથે ભેળવી દેવાથી એની કાર્યક્ષમતા વધી છે. હોમગાર્ડ્ઝની સંસ્થા હેઠળ હાલમાં 'ગ્રામ બચાવ દળ' યોજવામાં આવેલ છે. આ દળો દૂર દૂરનાં ગામડાંઓમાં પણ ગેરકાયદેસર દારૂની પ્રવૃત્તિઓ રોકી શકશે એવી ધારણા રાખવામાં આવી છે.

## સેક્રેમેન્ટલ વાઇન–કમિટિ

ધાર્મિક વિધિઓ માટે દારૂના વપરાશ પરત્વે સરકારને સલાહ આપવા માટે આ સમિતિ ઓકટોબર ૧૯૪૮ માં રચવામાં આવી હતી. આ સમિતિની ભલામણ અનુસાર ધાર્મિક કારણોસર દેશી તેમજ પરદેશી દારૂનો અમુક જથ્થો આપવો એમ નક્કી થયેલ છે. પરંતુ આને માટે અમુક માણસની માગણી વાજબી છે એ જાતનો લેખિત પુરાવો એ ધર્મના વડા તરફથી આપવાનો રહેશે.

જે રોમન કેથોલિકો, પ્રોટેસ્ટન્ટો, યહુદીઓ અને પારસીઓ આયાત કરેલ સેક્રેમેન્ટલ વાઇન ૩૧ મી માર્ચ ૧૯૪૯ પહેલાંના ત્રણ વર્ષથી નિયમિત વાપરતા હશે અને એ જાતનો પુરાવો રજૂ કરશે તો એમને એ વપરાશ કરવા દેવાની જોગવાઇ કરવામાં આવી છે. જે પારસીઓને ધાર્મિક વિધિ માટે દેશી દારૂ વાપરવો હશે એમને બાર ટકા મદ્યાર્કવાળો દેશી દારૂ આપવામાં આવશે.

જે જિલ્લાઓમાં ઉપર કહી તે ગણેય જાતિઓની વસતી પુરતા પ્રમાણમાં હશે ત્યાંના વડા મથકે સ્વતંત્ર સરકારી ડિપો ખોલવામાં આવશે. એવા ડિપો ઉપર સેક્રેમેન્ટલ વાઇન અથવા દારૂ રાખવાની તથા વેચવાની સગવડ કરવાની ભલામણ કરવામાં આવી છે. જે જિલ્લામાં ઉપર કહેલી જાતિઓની વસતી ઓછી હશે ત્યાંના લોકોએ નજીકના જિલ્લાના મુખ્ય મથકેથી પોતાની ધાર્મિક વિધિ અંગેના દારૂની જરૂરિયાતો મેળવવાની રહેશે.

## યોધ–કમિટિ

આયુર્વેદિક ફાર્મસીઓ અને વૈદ્યો અફીણ ગાંજો અને ભાંગનો વપરાશ કરી શકે કે કેમ તે પ્રશ્નની તપાસ કરવા માટે ડૉ. યોધની આગેવાની હેઠળ આઠ નિષ્ણાતોની એક સમિતિ સપ્ટેમ્બર ૧૯૪૮ માં નીમવામાં આવી હતી. એની ભલામણ અનુસાર ૧૯૧૨ ના બોમ્બે મેડીકલ એકટ હેઠળ અથવા તો ૧૯૩૮ ના બોમ્બે મેડીકલ પ્રેકટીશનર્સ એકટ હેઠળ મેડીકલ પ્રેકટીશનરોને અમુક નિયત જથ્થામાં આ ઔષધીઓ આપવી એમ નક્કી થયેલ છે. દેશી દવાઓ બનાવવા માટે ફાર્મસીઓને પણ આ ઔષધીઓ આપવાની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી છે.

# મદ્યનિષેધને સ્પર્શતાં કેટલાંક પ્રકાશનો



મેથ્યુ આર્નોલ્ડ કવિતાને (વિશાળ અર્થમાં લઈએ તો સાહિત્યને) જીવનનું પ્રતિબિમ્બ ગણેલ છે. સમાજજીવનમાં જે કંઈ બને છે તેની પ્રતિકૃતિ સાહિત્યમાં પડતી હોય છે. દારૂબંધીનો પ્રશ્ન આમાં અપવાદરૂપ નથી. સુધરેલા દેશોના સમાજોએ પોતાના સાહિત્યકો દ્વારા દારૂના દૈત્યને દફનાવવાનો અને સંપૂર્ણ દારૂનિષેધને અપનાવવાનો પ્રયત્ન કરેલ છે. આપણા વેદકાલીન સાહિત્યે, સ્મૃતિઓ અને શાસ્ત્રોએ સુરાપાનને ચોક્કસ અને અસંદિગ્ધ વાણીમાં વખોડી કાઢ્યું છે. અને એમ કરતાં મદ્ય નિષેધની તરફેણમાં પોતાનો યુગપ્રવર્તક ચુકાદો આપી દીધો છે. ભારતીય સાહિત્યમાં મદ્યનિષેધનો પુરસ્કાર શોધવો બહુ કઠિન નથી. પરંતુ વિશેષતા તો એ છે કે વિદેશી સાહિત્યમાં પણ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે દારૂનિષેધના પ્રશ્નને સ્પર્શતાં સંખ્યાબંધ લલિત તેમજ લલિતેતર પુસ્તકો મળી આવે છે. એ બધાંનો પરિચય આપવો એ આટલા લઘુ લેખમાં અશક્ય ગણાય. એટલે આપણે પરભાષામાં પ્રગટેલાં દારૂના પ્રશ્નને સ્પર્શતાં કેટલાંક પુસ્તકો જોઈએ.

## ૧ Standard Encyclopedia of Alcohol Problem

પાંચ વિભાગોમાં પ્રગટેલો આ બૃહદ્ગ્રન્થ દુનિયાભરના દારૂના પ્રશ્નની વિશદ અને તલાવગાહી મીમાંસા કરે છે. આ પુસ્તકમાં દારૂ જે દુનિયાભરની માનવતાને એક કોયડારૂપ રહ્યો છે તેનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. દુનિયાના જુદા જુદા દેશોએ દારૂથી નીપજતા અનિષ્ટોને દાબવા માટે શા શા ઉપાયો યોજ્યા છે તેનો પણ અહીં પરિચય મળી રહે છે. દારૂબંધીના ક્ષેત્રમાં જે મહાન માનવોએ પ્રયાસો આદર્યા છે તેઓની જીવન રેખા તથા ફોટાઓ પણ અહીં જોવા મળે છે. આ બૃહદ્ગ્રન્થનાં આખાં બાર પાનાં હિન્દના પ્રશ્ન પરત્વે રોકાયેલાં જણાય છે. પ્રાચીન હિન્દમાં માલમ પડતી મદ્યપાનની પ્રથાનું અવલોકન કરતાં પુસ્તક હિન્દમાં મદ્યવિરોધી મત કેટલો સ્પષ્ટ અને નક્કર હતો તેનો ખ્યાલ આપે છે. લોકમતનું ઉલ્લંઘન કરીને પણ બ્રિટીશરોએ હિંદમાં પોતાની આબકારી નીતિ કઈ રીતે ઘડી અને વિસ્તારી તેનો વિસ્તીર્ણ ખ્યાલ અહીં વાંચનારને મળે છે. ૧૯૨૬ની પરિસ્થિતિનું સરવૈયું કાઢતાં પુસ્તક કહે છે. "એટલું તો વિશ્વાસપૂર્વક કહી શકાય કે આજે હિન્દમાં દારૂના વ્યાપાર ઉપર સખત નિયમન અને અંકુશ દ્વારા સત્વરે દારૂબંધી અમલમાં લાવવા બાબત સબળ લોકમત પ્રવર્તી રહ્યો છે."

આ ઉપરાંત જસદણ, મૈસોર, વડોદરા અને ત્રાવણકોર જેવાં દેશી રાજ્યોમાં દારૂનિષેધના પ્રયોગો કઈ કઈ રીતે થયેલા તેમજ લોકમાન્ય તિલક, પંડિત મદન મોહન માલવીયજી, મહાત્મા ગાંધી વગેરે દેશનેતાઓએ સંપૂર્ણ દારૂનિષેધ માટે કઈ કઈ જાતના પ્રયાસો કરેલા તેનો ઉલ્લેખ પણ આ પુસ્તકમાં આપણને મળે છે.

## ૨ Why Prohibition ?—

લેખક ડા. એચ. સી. મુકરજી

દારૂ શરીરના જુદા જુદા અવયવોને કઈ રીતે નુકશાનકારક છે અને એના જે સર્વસામાન્ય ઉપયોગો લેખાયા છે (જેમકે દવા તરીકે, ખોરાક તરીકે, પાચક પદાર્થ લેખે, ઉષ્ણતાવર્ધક તરીકે) તેમાં ફાયદા કરતાં નુકશાન કેટલું વધારે છે તે વિષે દુનિયાભરના નિષ્ણાત ડાકટરો અને સમાજશાસ્ત્રીઓએ કાઢેલા ઉદ્ગારોને સુયોજિત સ્વરૂપે સાંકળી આ પુસ્તક સમગ્ર દૃષ્ટિએ વાંચકનું લક્ષ દારૂબંધી એજ એક ઇષ્ટ અને અનિવાર્ય ઉપાય છે એ વસ્તુ તરફ કેન્દ્રિત કરે છે. દારૂબંધીના વિરોધીઓ દારૂબંધી સામે જે કોઈ દલીલો કરી રહ્યા છે અથવા તો દારૂનો જે કોઈ દૃષ્ટિબિન્દુથી બચાવ કરી રહ્યા છે તેના સચોટ અને મુદ્દાસર રદિયો આ પુસ્તકમાંથી આપણને મળી રહે છે.

## ૩ A Study in Prohibition :—

લેખક થોમસ કયુરિયન

આ નાની પુસ્તિકામાં દારૂબંધી સાથે સંબંધ ધરાવતા તમામ પ્રશ્નોનો સંક્ષેપમાં સમાવેશ થઈ જાય છે. હિન્દના દારૂવિષયક પ્રશ્નનો ઐતિહાસિક પરિચય આપી લેખક મહાન નેતાઓ, તત્ત્વજ્ઞો, ધર્મગુરુઓ, રાજનીતિજ્ઞો, કવિઓ અને સાધુપુરુષો દારૂના દૈત્યને દફનાવવા બાબત શું શું કહી ગયા છે તે બાબત વિસ્તારથી અવતરણો આપે છે. દારૂબંધી એ કોઈ વ્યક્તિ કે સંસ્થાનું અંગત ગાંડપણ નથી પણ રાષ્ટ્રિય અગત્યનો એક મુદ્દો

છે એ મુદ્દાનો પ્રસ્તાર કરતાં લેખક મહેસુલી આવકમાં ખોટ, વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર તરાપ, રાજ્યનો આ વિષય ઉપર કાયદા કરવાનો હક્ક વગેરે જાણીતી દલીલોનો રદિયો આપે છે. પુસ્તકના આખા એક પ્રકરણમાં દારૂબંધીનો અમલ કઇ રીતે કરવો તે વિષે સામાજિક તેમજ કાયદાની દૃષ્ટિએ છણાવટ કરવામાં આવી છે આ બાબતમાં કેળવણીમૂલક પ્રચાર અને લોકોનો સહકાર કેટલું કામ કરી શકે તે અંગે પણ લેખકે ઠીક ઠીક સૂચન કરેલ છે. અંતમાં લેખક સાચું જ કહે છે કે દારૂબંધી જ્યારે સંપૂર્ણ રીતે સફળ થશે ત્યારે હિન્દને પોતાના ત્યાગનો અને જગતને હિન્દના દૃષ્ટાન્તનો લાભ મળશે.

### ૪ Here is Health for You :—

પ્રયોજક—મારગારેટ બેકર

વિદ્યાર્થીઓને શરીરશાસ્ત્રના અભ્યાસમાં માર્ગદર્શક નીવડે એવી આ પુસ્તિકામાં મદ્યપાનની શરીરના જુદા જુદા અવયવો ઉપર કેવી માઠી અસર થાય છે અને નિર્વ્યસની માણસ કેવો નીરોગી રહી શકે છે તે સરળ પદ્ધતિથી અને દાખલા દલીલો વડે સમજાવવામાં આવેલ છે. પુસ્તિકા મુખ્યત્વે વિદ્યાર્થીઓ માટે લખાયેલ હોઇ એને અંતે થોડાક પ્રશ્નો આપવામાં આવેલ છે જે વિષય અને એની પદ્ધતિ સમજવામાં સરળતા કરી આપે છે. પોતાના શરીરની રચના કઇ જાતની છે, એના જુદા જુદા અવયવો કઇ રીતે કામ કરે છે અને મદ્યાર્ક એમાં કઇ રીતે ખલેલ પહોંચાડે છે એ સામાન્ય માણસ પણ આ પુસ્તકના વાંચનથી જાણી શકે છે.

### ૫ India Going Dry :—

લેખક:— રેવરન્ડ હર્બર્ટ હેન્ડરસન

મદ્રાસના સાલેમ જિલ્લામાં સંપૂર્ણ દારૂનિષેધનો અમલ કરવામાં આવ્યો તે વખતનો પોતાનો અનુભવ અને સંસ્મરણો લેખક આ નાના પુસ્તકમાં આપે છે. સાલેમ જિલ્લામાં દારૂબંધીનો અમલ બહુ જ અપવાદ રૂપ સંજોગોમાં થયો હતો અને ગરીબ વર્ગના જીવન ઉપર એની અસર ખૂબ જ વ્યાપક નીવડી હતી. દારૂબંધીના પહેલા જ લાભ તરીકે ખાસ કરીને પીનાર ગરીબ વર્ગનું જીવન-ધોરણ સુધર્યું હતું. સહકારી ધોરણે વધારે સુયોજિત અને શિસ્તબદ્ધ જીવન જીવવા માટે આમજનોને આ પ્રયોગના પરિણામે તક મળી હતી. આ સઘળાંનો રસપ્રદ અહેવાલ આ પુસ્તકમાં મળી રહે છે.

× * ×

### ૬ Alcohol and other Narcotic Drugs' Education

લેખક:— હેલન એમ. ફરગ્યુસન

આ એક 'પાઠમાળા' છે અને એમાં તંદુરસ્તી કેમ જાળવવી તે વૈજ્ઞાનિક પદ્ધતિએ સમજાવવામાં આવેલ છે. મદ્યાર્કવાળાં કેફી પીણાં અને શરીર ઉપર એની ભયંકર અસર વિષે એમાં વ્યાવહારિક માહિતી આપવામાં આવી છે. લેખકનો ઉદ્દેશ વાચકને દારૂની બદીથી પરિચિત કરી નિર્વ્યસની જીવન માટેની ભૂમિકા તૈયાર કરી આપવાનો છે.

* * *

### ૭ New Lives for Old

(મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ તરફથી પ્રકાશિત)

મુંબઇ સરકારની દારૂબંધીની નીતિ ઉપર આ પુસ્તક સારો પ્રકાશ નાખે છે. અહીં મુંબઇના મુખ્ય પ્રધાન શ્રી. બાળાસાહેબ ખેર, ગૃહમંત્રી શ્રી. મોરારજી દેસાઈ તેમજ આબકારી ખાતાના પ્રધાન શ્રી. લ. મા. પાટીલે પ્રસંગોચિત આપેલાં વ્યાખ્યાનો એકત્રિત કરવામાં આવ્યાં છે. શ્રી. બાળાસાહેબે યોગ્ય જ રીતે દારૂબંધીને શક્રિયોન્કર્ષનો કૃતિપ્રેરક કાર્યક્રમ ગણેલ છે. દારૂબંધીના ક્ષેત્રમાં કામ કરતા સમાજ સેવક સામે કયા કયા પ્રશ્નો ઉકેલ માગે છે તેનો શ્રી. બાળાસાહેબે એક વ્યાખ્યાનમાં સચોટ પરિચય આપેલ છે. શ્રી. મોરારજીભાઈએ એમના વ્યાખ્યાનમાં દારૂબંધી માટે અમેરિકા તથા હિન્દ એ બંને જુદી ભૂમિકા ઉપર હોઇ હિન્દના રચનાત્મક કાર્યક્રમમાં દારૂબંધીને શા માટે આગવું સ્થાન મળવું જોઇએ તે સમજાવેલ છે. શ્રી. લ. મા. પાટીલનાં ચાર વ્યાખ્યાનો પૈકી એક મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિના ઉદ્ઘાટન સમયનું તેમજ બીજું મુંબઈ ધારાસભા સમક્ષનું છે. દારૂના વ્યાપારમાં હિત ધરાવતાં તત્વો તરફથી દારૂબંધીની નીતિ સામે થતા આક્ષેપોનો શ્રી. પાટીલે સચોટ રદિયો આપેલ છે. પુસ્તકની પ્રસ્તાવનામાં મુંબઇના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગે લોકશાહી સમાજ રચનામાં માનતા દરેક સામાજિકને આમવર્ગના-કલ્યાણના આ કાર્યક્રમમાં સહકાર આપવા વિનંતિ કરી છે.

આ થઈ પરબારામાં પ્રગટેલાં અને દારૂબંધીને પરોક્ષ કે અપરોક્ષ રીતે સ્પર્શ કરતાં પ્રકાશનોની વાત. આ ઉપરાંત મુંબઈ અને મદ્રાસની સરકાર તરફથી ૧૯૩૮-૩૯ દરમિયાન અનુક્રમે અમદાવાદ અને સાલેમમાં દારૂબંધીનો અમલ કરવામાં આવેલો તે વખતે એનાં સામાજિક પરિણામોની જે શાસ્ત્રીય તપાસણી કરવામાં આવેલી તે અંગેના આધારભૂત રિપોર્ટસ પ્રગટ કરવામાં આવેલ છે. તેની સામગ્રીનો પરિચય કરીએ.

"અમદાવાદ-રિપોર્ટ" :— અમદાવાદ વિભાગમાં આમવર્ગના જીવનધોરણ ઉપર દારૂબંધીની શી શી અસર થઈ છે તેની તપાસ કરવા માટે મુંબઈ સરકારે ૧૯૩૯ ના મે માસમાં એક "પ્રોહીબિશન રિસર્ચ એડવાઇઝરી બોર્ડ" નિયુક્ત કરેલ. એ સમિતિ તરફથી આ અહેવાલ રજૂ કરવામાં આવેલો. આ તપાસણી અમદાવાદ શહેરના મ્યુનિસિપલ વિસ્તાર પુરતી મર્યાદિત હતી. આશરે ૭૦૦૦૦ કુટુંબોમાંથી દારૂની ટેવની અસર હેઠળ આવેલાં ૫૨૭૯ કુટુંબોના અને એવી અસરથી અસ્પૃષ્ટ રહેલ ૫૨૭૯ કુટુંબોની જીવનધોરણની દૃષ્ટિએ આ સમિતિએ તપાસ કરેલી. આમાંનાં લગભગ ૪૦૦૦ કુટુંબો કાપડ સુતરના ઉદ્યોગમાં કામ કરનાર વર્ગનાં હતાં. દારૂની ટેવની અસર હેઠળ આવેલાં કુટુંબોમાં દારૂબંધીને કારણે કરજનિવારણ, તંદુરસ્તી, કાર્યદક્ષતા વગેરે પરત્વે કેવો નોંધપાત્ર ફેરફાર થયેલો એ વિષે આ અહેવાલમાં જાણવા જેવી માહિતી મળે છે. દારૂબંધીના લાભો વિષે જો કોઇને પણ કોઇ જાતની શંકા રહી જતી હોય તો તેમને આ રિપોર્ટ જોઇ જવા ભલામણ છે.

૨ સાલેમ-રિપોર્ટ :— મદ્રાસ પ્રાંતના સાલેમ જિલ્લામાં દારૂબંધીની અસરનું નિરીક્ષણ કરવા માટે મદ્રાસ યુનિવર્સીટીએ ડો. પી. જે. થોમસના માર્ગદર્શન હેઠળ એક તપાસ-સમિતિ યોજેલી એનો આ અહેવાલ છે. આ સમિતિએ સાલેમ શહેર અને બીજાં ચાર ગામોનાં અમુક નિશ્ચિત સંખ્યાનાં કુટુંબોના ૧૯૩૭ ના ઓક્ટોબર અને ૧૯૩૮ ના સપ્ટેમ્બર માસનાં બજેટોની તપાસ કરેલી. કુટુંબો એવાં પસંદ કરવામાં આવ્યાં હતાં કે જેને સમાજનાં બધાં અંગોનું પ્રતિનિધિત્વ ધરાવતાં કહી શકાય. તપાસનું ફલક વિશાળ ન હોવા છતાં દારૂબંધી પહેલાં અને પછીનું એ કુટુંબોનું નિર્વાહ ખર્ચ તપાસતાં જણાયેલું કે જે લોકો દારૂબંધી પહેલાં સમગ્ર આવકના ૪૨.૯ ટકા ખોરાક પાછળ વાપરી શકતા તે દારૂબંધી પછી ૫૫.૨ ટકા વાપરવા શક્તિમાન થયા હતા.

૩ આવો જ એક રિપોર્ટ અન્નામલાઇ યુનિવર્સીટી તરફથી સાલેમ જિલ્લાની તપાસ પરત્વે બહાર પડેલ છે. અન્નામલાઇ યુનિવર્સીટીના અર્થશાસ્ત્રના વિભાગ તરફથી ડો. બી. વી. નારાયણસ્વામી નાયડુ ની દેખરેખ હેઠળ સાલેમ જિલ્લાનાં ચાર શહેરો અને કૃષ્ણાગિરિ, સાલેમ તેમજ થિરૂચનગોડુર તાલુકાનાં સોળ ગામોની દારૂબંધીનાં પરિણામો પરત્વે તપાસ હાથ ધરવામાં આવેલી. આ અહેવાલ મુજબ ૨૯ ટકા લોકોને દારૂ અને અને કેફી પદાર્થોની આદત પડી ગયેલી જણાયેલી. એમાં દારૂની આદત હેઠળ ૨૧ ટકા હતા જ્યારે બીજા કેફી પદાર્થોની આદત હેઠળ ૮ ટકા હતા. આ અહેવાલ પણ દારૂબંધીમાં રસ ધરાવનાર વર્ગને આધારભૂત માહિતી પુરી પાડે છે.

૪ મદ્રાસ પ્રાંતના ચિત્તુર જિલ્લામાં દારૂબંધીની સામાજિક અને આર્થિક અસર પરત્વે શ્રી. ઇ. જે. એમ. શાસ્ત્રીએ એમ. એ. ની ડિગ્રી માટે એક નિબંધ લખેલ છે. આ સંશોધન ૧૯૪૦ ના ઉનાળામાં બે શહેરો અને આઠ ગામો પરત્વે કરવામાં આવેલું. આગલા અહેવાલોની સરખામણીમાં આ અહેવાલ કેવળ પ્રયોગાત્મક ગણાય.

જુદા જુદા પ્રાંતોની સરકારોએ આબકારી વહીવટ અંગેના જે અહેવાલો પ્રગટ કર્યા છે તે ઉપરથી પણ અભ્યાસીને દારૂના પ્રશ્નની ભૂમિકા સમજાય છે.

મુંબઇ સરકારે ૧૯૨૭ માં "પ્રોહિબિશન ફિનાન્સ કમિટિ" નો અહેવાલ બહાર પાડેલો. આ અહેવાલમાં સંપૂર્ણ દારૂનિષેધ અમલમાં આવતાં સરકારને કેટલી મહેસુલી ખોટ જાય અને એને કઇ રીતે પહોંચી વળાય તે અંગે સૂચનો કરવામાં આવેલ છે.

"સિંધ પ્રોહિબિશન કમિટિ" તરફથી ૧૯૩૦ માં એક રિપોર્ટ પ્રગટ કરવામાં આવેલ. આમાં સાત વરસનાં ગાળા દરમિયાન તબક્કે તબક્કે દારૂબંધી અમલમાં મૂકવાનું સૂચન થયું હતું. દારૂબંધી અમલમાં આવતાં આવનાર ખોટને કઇ રીતે પુરી પાડવી તે અંગે વ્યવહારી સૂચનો પણ અહીં જોવા મળે છે.

આ ઉપરાંત કેટલીયે ટેમ્પરન્સ સોસાયટીઓએ દારૂના પ્રશ્નને સ્પર્શતી સંખ્યાબંધ પુસ્તિકાઓ અને પત્રિકાઓ પ્રગટ કરી છે. મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિએ ગુજરાતી, મરાઠી અને કાનડા એ ત્રણ ભાષાઓમાં આશરે ત્રીસેક જેટલી પુસ્તિકાઓ પ્રગટ કરી છે. આમાં દારૂનિષેધના પ્રશ્નને ચર્ચતી વાર્તાઓ છે, નાટિકાઓ છે, કાવ્યો છે અને કેટલાક અભ્યાસપ્રદ લેખો પણ છે. 'નીરા'ને લગતું એક આકર્ષક પામ્ફલેટ પણ પ્રગટ કરવામાં આવેલ છે. ૧૯૩૮માં પણ મુંબઇ સરકાર તરફથી "દારૂબંધી : નવયુગનો ઉદય" નામે નવલિકાઓનો સંગ્રહ પ્રગટ કરવામાં આવ્યો હતો.

'લીસન' નામે એક અમેરિકન ત્રૈમાસિક અને 'વૉઇસ' નામે એક માસિક સંપૂર્ણ રીતે દારૂબંધીને લગતું સાહિત્ય જ પીરસે છે. એમાં હિન્દમાં દારૂબંધીના વિકાસની રૂપરેખા પણ કોઇ કોઇ વાર આપવામાં આવે છે.

મુંબઇ સરકાર તરફથી ૧૯૩૮માં એક 'પ્રોહીબીશન-બુલેટીન' નામે પત્રિકા અંગ્રેજીમાં પ્રગટ થતી હતી. એ પણ આ પ્રાંતમાં દારૂબંધીની પ્રવૃત્તિ કઇ રીતે શરૂ થઇ તેનો પરિચય અભ્યાસીઓને આપે છે.

આ ઉપરાંત પ્રાદેશિક ભાષાઓમાં પ્રગટ થતાં કેટલાંયે સમાયિકો અને સમાજશાસ્ત્ર, શરીરશાસ્ત્ર અને અર્થશાસ્ત્રને લગતાં કેટલાંયે પુસ્તકોમાં દારૂબંધીના મહત્ત્વનો ઉલ્લેખ આપણને મળી રહે છે.

---

## કોઇ લતે ન ચડશો!

કોઇ લતે ન ચડશો દારૂની, દારૂની, દારૂની!
કોઇ લતે ન ચડશો.
હો શાણા! કોઇ લતે ન ચડશો દારૂની!

દારૂ જેવી હરામ ચીજની લતે ન ચડશો પ્યારા!
લતે ચડયા તે મહાદુઃખ પામ્યા, અંગ ઊઠયા અંગારા!
હો શાણા! કોઇ લતે૦-

હીરો પેલો થયો કોઢીનો, વીરો વાસણ માંજે,
રામો ભેમો ભમે ભટકતા, ગટરોમાં આળોટે,
હો શાણા! કોઇ લતે૦-

ખેતરપાદર થયાં હરાજી, વાડીબાડી ખોયાં,
પંડ હવે તરફડિયાં મારે, ગળેબૂડયા દેવામાં
હો શાણા! કોઇ લતે૦-

ચોર લૂંટે ધન ચાર કોળિયા, દારૂ જીવન લૂંટે,
ધન ખોવાનું, મન ખોવાનું, પછી આળખું ખૂટે!
હો શાણા! કોઇ લતે૦-

દારૂ પીવા જાય મતિલો, મતિ મૂકીને આવે,
પાપપોટલું શિર ઉપાડી, સાથે ઘરમાં લાવે!
હો શાણા! કોઇ લતે૦-

રમણલાલ સોની

આ થઈ પરભાષામાં પ્રગટેલાં અને દારૂબંધીને પરોક્ષ કે અપરોક્ષ રીતે સ્પર્શ કરતાં પ્રકાશનોની વાત. આ ઉપરાંત મુંબઈ અને મદ્રાસની સરકાર તરફથી ૧૯૩૮-૩૯ દરમિયાન અનુક્રમે અમદાવાદ અને સાલેમમાં દારૂબંધીનો અમલ કરવામાં આવેલો તે વખતે એનાં સામાજિક પરિણામોની જે શાસ્ત્રીય તપાસણી કરવામાં આવેલી તે અંગેના આધારભૂત રિપોર્ટસ્ પ્રગટ કરવામાં આવેલ છે. તેની સામગ્રીનો પરિચય કરીએ.

**"અમદાવાદ-રિપોર્ટ" :—** અમદાવાદ વિભાગમાં આમવર્ગના જીવનધોરણ ઉપર દારૂબંધીની શી શી અસર થઈ છે તેની તપાસ કરવા માટે મુંબઈ સરકારે ૧૯૩૯ ના મે માસમાં એક "પ્રોહીબિશન રિસર્ચ એડવાઈઝરી બોર્ડ" નિયુક્ત કરેલ. એ સમિતિ તરફથી આ અહેવાલ રજૂ કરવામાં આવેલો. આ તપાસણી અમદાવાદ શહેરના મ્યુનિસિપલ વિસ્તાર પુરતી મર્યાદિત હતી. આશરે ૭૭૦૦૦ કુટુંબોમાંથી દારૂની ટેવની અસર હેઠળ આવેલાં ૫૨૭૯ કુટુંબોના અને એવી અસરથી અસ્પૃષ્ટ રહેલ ૫૨૭૯ કુટુંબોની જીવનધોરણની દૃષ્ટિએ ના સમિતિએ તપાસ કરેલી. આમાંનાં લગભગ ૪૦૦૦ ટુંબો કાપડ સુતરના ઉદ્યોગમાં કામ કરનાર વર્ગનાં હતાં ારૂની ટેવની અસર હેઠળ આવેલાં કુટુંબોમાં દારૂબંધીને ારણે કરજનિવારણ, તંદુરસ્તી, કાર્યદક્ષતા વગેરે પરત્વે વો નોંધપાત્ર ફેરફાર થયેલો એ વિષે આ અહેવાલમાં જાણવા જેવી માહિતી મળે છે. દારૂબંધીના લાભો વિષે જો કોઈને પણ કોઈ જાતની શંકા રહી જતી હોય તો તેમને આ રિપોર્ટ જોઈ જવા ભલામણ છે.

**૨ સાલેમ-રિપોર્ટ :—** મદ્રાસ પ્રાંતના સાલેમ જિલ્લામાં દારૂબંધીની અસરનું નિરીક્ષણ કરવા માટે મદ્રાસ યુનિવર્સીટીએ ડૉ. પી. જે. થોમસના માર્ગદર્શન હેઠળ એક તપાસ-સમિતિ યોજેલી એનો આ અહેવાલ છે. આ સમિતિએ સાલેમ શહેર અને બીજાં ચાર ગામોનાં અમુક નિશ્ચિત સંખ્યાનાં કુટુંબોના ૧૯૩૭ ના ઓક્ટોબર અને ૧૯૩૮ ના સપ્ટેમ્બર માસનાં બજેટોની તપાસ કરેલી. કુટુંબો એવાં પસંદ કરવામાં આવ્યાં હતાં કે જેને સમાજનાં બધાં અંગોનું પ્રતિનિધિત્વ ધરાવતાં કહી શકાય. તપાસનું ફલક વિશાળ ન હોવા ાં દારૂબંધી પહેલાં અને પછીનું એ કુટુંબોનું નિર્વાહ ે તપાસતાં જણાયેલું કે જે લોકો દારૂબંધી પહેલાં સમગ્ર આવકના ૪૨.૯ ટકા ખોરાક પાછળ વાપરી શકતા તે દારૂબંધી પછી ૫૫.૨ ટકા વાપરવા શક્તિમાન થયા હતા.

૩ આવો જ એક રિપોર્ટ અન્નામલાઈ યુનિવર્સીટી તરફથી સાલેમ જિલ્લાની તપાસ પરત્વે બહાર પડેલ છે. અન્નામલાઈ યુનિવર્સીટીના અર્થશાસ્ત્રના વિભાગ તરફથી ડૉ. બી. વી. નારાયણસ્વામી નાયડુની દેખરેખ હેઠળ સાલેમ જિલ્લાનાં ચાર શહેરો અને કૃષ્ણગિરિ, સાલેમ તેમજ થિરૂચનગોડુર તાલુકાનાં સોળ ગામોની દારૂબંધીનાં પરિણામો પરત્વે તપાસ હાથ ધરવામાં આવેલી. આ અહેવાલ મુજબ ૨૯ ટકા લોકોને દારૂ અને અને કેફી પદાર્થોની આદત પડી ગયેલી જણાયેલી. એમાં દારૂની આદત હેઠળ ૨૧ ટકા હતા જ્યારે બીજા કેફી પદાર્થોની આદત હેઠળ ૮ ટકા હતા. આ અહેવાલ પણ દારૂબંધીમાં રસ ધરાવનાર વર્ગને આધારભૂત માહિતી પુરી પાડે છે.

૪ મદ્રાસ પ્રાંતના ચિત્તુર જિલ્લામાં દારૂબંધીની સામાજિક અને આર્થિક અસર પરત્વે શ્રી. ઈ. જે. એમ. શાસ્ત્રીએ એમ. એ. ની ડિગ્રી માટે એક નિબંધ લખેલ છે. આ સંશોધન ૧૯૪૦ ના ઉનાળામાં બે શહેરો અને આઠ ગામો પરત્વે કરવામાં આવેલું. આગલા અહેવાલોની સરખામણીમાં આ અહેવાલ કેવળ પ્રયોગાત્મક ગણાય.

જુદા જુદા પ્રાંતોની સરકારોએ આબકારી વહીવટ અંગેના જે અહેવાલો પ્રગટ કર્યા છે તે ઉપરથી પણ અભ્યાસીને દારૂના પ્રશ્નની ભૂમિકા સમજાય છે.

મુંબઈ સરકારે ૧૯૨૭ માં "પ્રોહિબિશન ફિનાન્સ કમિટિ" નો અહેવાલ બહાર પાડેલો. આ અહેવાલમાં સંપૂર્ણ દારૂનિષેધ અમલમાં આવતાં સરકારને કેટલી મહેસુલી ખોટ જાય અને એને કઈ રીતે પહોંચી વળાય તે અંગે સૂચનો કરવામાં આવેલ છે.

"સિંધ પ્રોહિબિશન કમિટિ" તરફથી ૧૯૩૭ માં એક રિપોર્ટ પ્રગટ કરવામાં આવેલ. આમાં સાત વરસનાં ગાળા દરમિયાન તબક્કે તબક્કે દારૂબંધી અમલમાં મૂકવાનું સૂચન થયું હતું. દારૂબંધી અમલમાં આવતાં આવનાર ખોટને કઈ રીતે પુરી પાડવી તે અંગે વ્યવહારી સૂચનો પણ અહીં જોવા મળે છે.

આ ઉપરાંત કેટલીયે ટેમ્પરન્સ સોસાયટીઓએ દારૂના પ્રશ્નને સ્પર્શતી સંખ્યાબંધ પુસ્તિકાઓ અને પત્રિકાઓ પ્રગટ કરી છે. મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિએ ગુજરાતી, મરાઠી અને કાનડા એ ત્રણ ભાષાઓમાં આશરે ત્રીસેક જેટલી પુસ્તિકાઓ પ્રગટ કરી છે. આમાં દારૂનિષેધના પ્રશ્નને ચર્ચતી વાર્તાઓ છે, નાટિકાઓ છે, કાવ્યો છે અને કેટલાક અભ્યાસપ્રદ લેખો પણ છે. 'નીરા'ને લગતું એક આકર્ષક પામ્ફલેટ પણ પ્રગટ કરવામાં આવેલ છે. ૧૯૩૮માં પણ મુંબઇ સરકાર તરફથી "દારૂબંધી : નવયુગનો ઉદય" નામે નવલિકાઓનો સંગ્રહ પ્રગટ કરવામાં આવ્યો હતો.

'લીસન' નામે એક અમેરિકન ત્રૈમાસિક અને 'વૉઇસ' નામે એક માસિક સંપૂર્ણ રીતે દારૂબંધીને લગતું સાહિત્ય જ પીરસે છે. એમાં હિન્દમાં દારૂબંધીના વિકાસની રૂપરેખા પણ કોઇ કોઇ વાર આપવામાં આવે છે.

મુંબઇ સરકાર તરફથી ૧૯૩૮માં એક 'પ્રોહીબીશન-બુલેટીન' નામે પત્રિકા અંગ્રેજીમાં પ્રગટ થતી હતી. એ પણ આ પ્રાંતમાં દારૂબંધીની પ્રવૃત્તિ કઇ રીતે શરૂ થઇ તેનો પરિચય અભ્યાસીઓને આપે છે.

આ ઉપરાંત પ્રાદેશિક ભાષાઓમાં પ્રગટ થતાં કેટલાંયે સમાયિકો અને સમાજશાસ્ત્ર, શરીરશાસ્ત્ર અને અર્થશાસ્ત્રને લગતાં કેટલાંયે પુસ્તકોમાં દારૂબંધીના મહત્ત્વનો ઉલ્લેખ આપણને મળી રહે છે.

---

## કોઇ લતે ન ચડશો!

કોઇ લતે ન ચડશો દારૂની, દારૂની, દારૂની!
કોઇ લતે ન ચડશો.
હો શાણા! કોઇ લતે ન ચડશો દારૂની!

દારૂ જેવી હરામ ચીજની લતે ન ચડશો પ્યારા!
લતે ચડયા તે મહાદુ:ખ પામ્યા, અંગ ઊઠયા અંગારા!
હો શાણા! કોઇ લતે૦–

હીરો પેલો થયો કોડીનો, વીરો વાસણ માંજે,
રામો ભેમો ભમે ભટકતા, ગટરોમાં આળોટે,
હો શાણા! કોઇ લતે૦–

ખેતરપાદર થયાં હરાજી, વાડીબાડી ખોયાં,
પંડ હવે તરફડિયાં મારે, ગજેબૂડયા દેવામાં
હો શાણા! કોઇ લતે૦–

ચોર લૂંટે ધન ચાર કોળિયા, દારૂ જીવન લૂંટે,
ધન ખોવાનું, મન ખોવાનું, પછી આળખું ખૂટે!
હો શાણા! કોઇ લતે૦–

દારૂ પીવા જાય મતિલો, મતિ મૂકીને આવે,
પાપપોટલું શિર ઉપાડી, સાથે ઘરમાં લાવે!
હો શાણા! કોઇ લતે૦–

રમણલાલ સોની

# દા રૂ નો
# દા વા ન ળ

## એના ત્રિવિધ તાપને હરવાનો એક માત્ર ઉપાય સંપૂર્ણ દારૂબંધી

**દારૂની ભયાનકતાને જો કોઇપણ ઉપમા વધુમાં વધુ ઉચિત હોય તો તે છે દાવાનળની! દાવાનળ જેમ એના ક્ષેત્રફલકમાં આવતી તમામ ચરાચર સૃષ્ટિને ભરખી જાય છે તેમ દારૂના પાશમાં સપડાયેલ માણસનું પણ શારીરિક, માનસિક, બૌધિક, સામાજિક, આર્થિક, નૈતિક—એમ સર્વથા પતન થાય છે! कामात् संजायते क्रोध ઇત્યાદિ શ્લોકોમાં ગીતાકારે જેમ એક દોષમાંથી બીજા દોષમાં સરી પડી આત્યન્તિક પતન પામતા વિવેકભ્રષ્ટનું આલેખન કરેલ છે એ રીતે દારૂડિયો પણ એક દોષમાંથી લપસી બીજા દોષ વડે વીંટળાય છે અને આખરે સર્વનાશ નોતરે છે! નથી તો એ માપમાં રહી શકતો! નથી તો એ વ્યસનની નાગચૂડમાંથી છૂટી શકતો. એના ઉદ્ધારનો જો એક માત્ર ઉપાય હોય તો તે છે સંપૂર્ણ દારૂ નિષેધ......**

પશ્ચિમમાં અને હિન્દમાં હવે દારૂના પ્રશ્નને એની ગહનતાને અનુરૂપ મહત્વ મળતું જાય છે. જો કે બંને ગોળાર્ધમાં એ પ્રશ્ન જુદા જુદા દૃષ્ટિ-બિન્દુથી જોવાય છે. અત્યારે શરીરશાસ્ત્ર માનસ-શાસ્ત્ર અને સમાજશાસ્ત્ર એ ત્રણ વિજ્ઞાનો દારૂના પ્રશ્નને ત્રિવિધ દૃષ્ટિએ સ્પર્શે છે. એમ કહી શકાય. ત્રણેય શાસ્ત્રો કબૂલ કરે છે કે આ પ્રશ્ન પરત્વે એનાં સંશોધનો હજી અપૂર્ણ છે. અને જ્ઞાનની પરિસીમા જેમ જેમ વિકસતી જાય તેમ તેમ એનાં અનુમાનો પણ બદલવાં પડે છે. જ્યાં કેટલીક બાબતો તો કેવળ નિઃસંશય છે અને એથીજ લોકો સમક્ષ એ બને તેટલા વિશાળ પાયા ઉપર મુકવી જોઇએ.

### વિશિષ્ટ શકિતમાં વિક્ષેપ

આપણે સૌથી પહેલાં શરીરના રચનાતંત્ર ઉપર મદ્યપાનની અસર જોઇએ. જ્યારે મદ્યાર્ક વાળું કાઇક પણ પીણું લેવામાં આવે છે ત્યારે સૌથી પહેલાં તો એમાં રહેલો મદ્યાર્ક જઠર અને આંતરડાં ચુસી લે છે. એ પચાવી શકાતો નથી. પણ સીધો લોહીમાં ભળી જાય છે. અને શરીરના બધા ભાગોમાં ફરી વળે છે. એમાંનો મોટા ભાગનો ઓકસીડેશનથી નાશ થવો જોઇએ. શરીર ઓકસીડેશન વડે જ આવાં ઝેરથી પોતાનો બચાવ કરે છે. પરંતુ શરીરની આ આત્મરક્ષણની શકિતમાં મદ્યાર્ક ખૂબ ખલેલ પહોંચાડે છે. મદ્યાર્કમાં ખોરાકનાં તત્વો છે એ વાત પણ કેવળ ખોટી છે. કારણ કે ખોરાકનાં સાચાં તત્વો તો ઓકસીડેશનને ઉત્તેજન આપે છે. એટલે કે જે વસ્તુ શરીરની આ વિશિષ્ટ શકિતમાં વિક્ષેપ નાખે .. અન્તે તો તંદુરસ્તીને વ્યાઘાતક હોય જ.

### ...બુદ્ધિનાશાત્ વિનશ્યતિ

શરીરના રચનાતંત્ર ઉપર મદ્યપાનની જે જાણીતી અસરો છે તે પૈકીની એક તો એ કે એથી મગજના સૂક્ષ્મ તંતુઓની કાર્યશક્તિમાં વિક્ષેપ પડે છે. આ કારણેજ કેટલાક વૈજ્ઞાનિકો મદ્યાર્કને ઘેન ઉત્પન્ન કરે તેવો ગણે છે. મદ્યપાનની અસર હેઠળ સૌથી પહેલાં પીનારની વિવેકશક્તિનો લય થાય છે. ત્યારપછી એની વિચારશક્તિમાં ખલેલ પહોંચે છે. અને પછી હલનચલન - ઉપરનો કાબુ પણ ઓછો થઇ જાય છે. આ પળે સ્વભાવ ઉપર અંકુશ ગુમાવવાને કારણે કેટલીક વાર દારૂડિયો આવેશમાં પણ આવી જાય છે. આમ વિવેકશક્તિનો લોપ થવાને કારણે જ દારૂડિયાનો ક્રમશઃ અધઃપાત થાય છે.

ખોરાકનાં પોષક તત્વોમાં મદ્યપાન વિક્ષેપકારક હોઇ શરીરની તંદુરસ્તીને એકંદરે હાનિ પહોંચે છે. આ કારણે જ પાછળથી ચામડીના, જઠરના, લીવરના અને કીડનીના રોગો થાય છે. શરૂઆતમાં આ રોગો બાલ્યાવસ્થામાં હોય છે અને અગત્રણી કાઢી શકાય છે. પરંતુ કાળાન્તરે એમાંથી પેરેલીસીસ, કેન્સર અને ધ્રાીલેપ્સી જેવા મહારોગો પણ પરિણમે છે. મરડો અને કોલેરા જેવા રોગો પણ મદ્યપાનને કારણે કેટલીક વાર થાય છે.

### ...એ નિસંશય પરિણામ!

પરંતુ મદ્યાર્કથી જે નિર્વિવાદપણે ન ટાળી શકાય તેવો રોગ થાય છે તે તો છે દારૂ પીવાની કુટેવ! આ સંબંધે ડૉ. એલ. સી. ડુપેં લખે છે:

"આદત ન છોડી શકવાને કારણે જે માણસ દારૂડિયો થઇ ગયો હોય છે એને માટે પ્રમાણસર મદ્યપાન કરવું કેવળ અશક્ય બને છે. એનો એક માત્ર ઉદ્ધાર વ્યસનનો સંપૂર્ણ ત્યાગ છે! જેને દારૂ પીવાની કુટેવ પડી ગઇ છે એણે સમજવું જ જોઇએ કે એ હંમેશા માંદો જ રહેવાનો છે અને સામાજિક મિત મદ્યપાનમાં એનું સ્થાન નથી. દારૂનું પહેલું ટીપું એટલે વિનાશના ગર્ત તરફનું પહેલું પગથિયું."

× × ×

મદ્યાર્કની માનસિક અસર પરત્વે માનસશાસ્ત્રીઓ એમ માનતા જણાય છે કે મદ્યાર્કથી માણસની કાર્યશક્તિ ઓછી થઇ જાય છે. બુદ્ધિ, યાદદાસ્ત, વિવેકશક્તિ વગેરે માપી શકાય તેવા માનસિક વ્યાપારોમાં મદ્યપાન ખલેલ પહોંચાડે છે. માનસશાસ્ત્રીઓ એવા અનુમાન ઉપર આવ્યા છે કે લોકો વધુ સશક્ત કે કાર્યદક્ષ બનવા માટે મદ્યપાન કરતા નથી પરંતુ કંઇક આરામની લિજ્જત મેળવવા માટે અથવા દુઃખ કે ચિન્તાનો ભાર હળવો કરવા માટે મદ્યપાન કરે છે! અજ્ઞાન, નૈતિક હિંમતનો અભાવ અને ચારિત્ર્યની નબળાઇ એ ત્રણેય દારૂડિયાની મદ્યપી-વૃત્તિ માટે જવાબદાર છે.

## માનસશાસ્ત્રીય કારણ

સામાન્ય રીતે કહીએ તો દુઃખ, દર્દ, ચિન્તા, વ્યથા, અપમાન અને જીવનની ઐહિક ઉપાધિઓથી છૂટવા માટે માણસ દારૂનું શરણુ શોધે છે. રોજિન્દા જીવનની એકતાનતા કે તાલબદ્ધતામાં કંઇક નવીનતા નિરખવા એ મદ્યની ઉપાસના કરે છે. એટલે કે જે વસ્તુ સારા અને સદાચારનિષ્ઠ ચારિત્ર્યઘડતરથી કાયમને માટે તેમજ યોગ્ય રીતે મેળવી શકાય તે બહારથી અને અયોગ્ય માર્ગે મેળવવાનો મદ્યપીનો પ્રયાસ હોય છે. જીવનની ગુંચવણો અને મુશ્કેલીઓનો હિંમતભેર સામનો કરવાને બદલે એમાંથી છૂટકવા માટે માણસ કોઇવાર હલકી "કૉમિક" નવલકથાઓ પણ વાંચે છે. અને કોઇવાર જુગાર પણ રમે છે. પરંતુ ઉમ્મરલાયક માણસો માટે મદ્યપાન પાછળ જે હેતુ હોય છે તેજ હેતુ યુવાનો માટે સ્વીકારી શકાય નહીં. એમ જોવામાં આવ્યું છે કે યુવાનોમાં વધતા જતા મદ્યપાનનું કારણ તો એને મળતી વધારે તકો, સાંપડતાં આકર્ષણો અને સૌથી વિશેષ અંશે તો તલપાપડ બનાવે તેવી દારૂની જાહેરાતો છે!

## પત્રકારે શું ન કરવું?...

ડિસેમ્બર ૧૯૪૮ ના યુનિયન સિગ્નલમાં ડૉ. એડરનેસ્ટ ગૉરડન જણાવે છે તેમ **Time, Life** અને **Fortune** એ ત્રણેય પ્રસિદ્ધ અમેરિકન સામયિકોને ૧૯૪૮ ના વર્ષ દરમિયાન દારૂ પીણાંઓની જાહેરાતો મારફતે ૧૨૭૧૨૦૦૦ પૌંડની આવક થઇ હતી. આવી જાહેરાતોમાંની કેટલીકનો ઉલ્લેખ કરીને એજ લેખક લખે છેઃ

"અમેરિકામાં હાલમાં મદ્યાર્ક એ ત્રીજો મહાન વૈદકીય પ્રશ્ન ગણાય છે. એની સંગાથે બધાજ માનસિક અને શારીરિક રોગો દાખલ થાય છે. 'ટાઇમ' અને 'લાઇફ' એ બે માસિકો પોતાના માલિકોને આશરે ૯૪ લાખ પૌંડની વાર્ષિક આવક આપતાં આપતાં લોકોને મદ્યાર્કવાળાં પીણાંઓ લેવાની જૂજવી રીતે ભલામણ કરે છે! જાણે કે એનો ઉપયોગ કેવળ સામાન્ય અને સ્વાભાવિક હોય! જાણે કે શિષ્ટ સામાજિક જીવનનું એ પ્રતીક હોય!"

આગળ ચાલતાં ડૉક્ટર ગોરડન કહે છે તેમ પત્રકારોએ શું ન કરવું જોઇએ એનો આ ત્રણ સામયિકોએ દુનિયાને સચોટ દાખલો પૂરો પાડ્યો છે.

* * *

ફ્રાન્સ હવે દારૂની વિરુદ્ધ વધારે ને વધારે જાગ્રત થતું જાય છે. ન્યુયોર્ક હેરોલ્ડના એક અહેવાલ મુજબ જે સસ્તી અમેરિકન કૉમિક કૃતિઓ ચોરી, જુગાર, વેશ્યાવૃત્તિ, જુઠાણું, નબળાઇ અને એવાં બીજાં અધઃપતનને પંથે દોરતાં તત્વો ચિત્રિત કરતી હોય છે તેના ઉપર ફ્રાન્સમાં પ્રતિબંધ હોય છે. આવાં બધાં મલિન તત્વો અને મદ્યપાનને જે નિકટવર્તી સંબંધ છે તેની સામે ફ્રાન્સમાં સખ્ત ચેતવણી આપવામાં આવે છે. ફ્રાન્સના આ દૃષ્ટાન્તને બીજા દેશો પણ અનુસરશે? આવાં કૉમિકો હિન્દને પણ ભયરૂપ છે.

## આ રહ્યા આક્ષેપો!

દારૂ સામેના બીજા આક્ષેપો તપાસતાં, એની બધી આર્થિક દૃષ્ટિએ પણ કેટલી જરૂરી અને સદ્ધર છે તે નીચેના મુદ્દાઓ ઉપરથી ફલિત થશે. (૧) દારૂનું ઉત્પાદન આજની અર્ધભૂખી દુનિયા

# રામતીર્થ બ્રાહ્મી તેલ

(રજી. નં. ૧) (મેડીકેટેડ)



મગજના જ્ઞાન અને ક્રિયાતંતુઓ બળવાન બને છે. વાળ કાળા અને ચમકીલા બને છે. ખરતા અટકે છે. ટાલમાં વાળ ઉગે છે. ખોડો, જૂ, લીખ, નાશ થાય છે. યાદશક્તિ વધે છે. આંખોમાં આંજવાથી દૃષ્ટિ વધે છે. કાનમાં નાખવાથી કાનના રોગો મટે છે. ગાઢ નિદ્રા આવે છે.

બધી ઋતુમાં બધાને ઉપયોગી છે. બધે મળે છે.

કિંમત:—રતલી બાટલીના રૂ. ૩॥, નાની બાટલીના રૂ. ૨.

ટપાલથી મંગાવનારે મોટી બાટલી માટે રૂ. ૫-૫-૦ અને નાની બાટલી માટે રૂ. ૩-૭-૦ (પેકીંગ અને ટપાલ ખર્ચ સહિત) મોકલવા. વી. પી. થતું નથી.

## રામતીર્થ યોગાશ્રમ, મુંબઈ ૪.



—— પ્રગટ થઇ ચુકેલ છે ——

## પુનર્જન્મ

(દારૂનિષેધ અંગેની બે વાર્તાઓ)

: લેખક :

પ્રહલાદ બ્રહ્મભટ્ટ

કિંમત ૦-૨-૦

## ત્રિપુટી

(દારૂનિષેધ અંગેની ત્રણ નાટિકાઓ)

: લેખક :

ધનસુખલાલ મહેતા

કિંમત ૦-૮-૦

પ્રાપ્તિસ્થાન

મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ

ઓલ્ડ કસ્ટમ હાઉસ

ફોર્ટ, મુંબઈ - ૧



[illegible]તિક દારૂબંધી સમિતિએ આ મુખપત્ર લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ પ્રેસ, [illegible] અંધેરીમાં શ્રી. [illegible] પાસે [illegible] સરકારના પ્રકાશન ખાતાએ પ્રસિદ્ધ કર્યું છે.

# પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

## (૧) NEW LIVES FOR OLD:

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પૂરી પાડતી આ પુસ્તિકામાં મુંબઇના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઇના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંશયોનો રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે.

ક્રાઉન સાઇઝનાં ૧૩૧ પાનાં, દ્વિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂ. ૧-૪-૦.

## (૨) પાપનું પ્રાયશ્ચિત્ત:

લેખક: શ્રી મનુભાઈ સુખલાલ શાહ; પૃષ્ઠ સંખ્યા ૪૦; કિંમત ૦-૨-૦ ગામડામાં બહુજ ઓછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા

## (૩) દારૂનો દવ:

દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતાં અને દારૂડિયાનું કરુણ અધઃપતન વર્ણવતાં શ્રી. ઉમાશંકર જોષી, શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં સોળ કાવ્યોનો સંગ્રહ

## (૪) સ્વરાજ્યની સંગાથે:

સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતાં મજૂરજીવનમાં આવેલ નવચેતનને સ્પર્શતી ત્રણ નવલિકાઓ કિંમત ૦-૨-૦

## (૫) આંખ ઊઘડી:

(બે નવલિકાઓ) શ્રી સોપાન અને શ્રી ધનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે વેધક વાર્તાઓ: પૃષ્ઠ સંખ્યા ૨૮, કિંમત ૦-૨-૦

## (૬) માણસાઇનો વિજય:

(બે વાર્તાઓ) પૃષ્ઠ સંખ્યા ૨૪, કિંમત ૦-૨-૦. શ્રી પીતામ્બર પટેલ અને શ્રી સીતારામ શર્માની દારૂડિયાનાં હૃદયપરિવર્તન વર્ણવતી બે વાર્તાઓ

## (૭) છેલ્લી ઘડીએ.

લેખક - શ્રી ધનસુખલાલ મહેતા: બહુજ ઓછી મહેનતે ભજવી શકાય એવી દારૂનિષેધ અંગેની એક સચોટ નાટિકા

## (૮) અભ્યર્થના:

ગુજરાતના પ્રયોગશીલ કવિઓની મદ્યનિષેધ અંગેની તેત્રીસ કાવ્યકૃતિઓનો નવો સંગ્રહ પૃષ્ઠ સંખ્યા ૩૨ કિંમત ૦—૪—૦

**તમારી નકલો વી. પી.થી મંગાવો**

**મુંબઇ પ્રાંતિક દારૂબંધી સમિતિ**

ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ-૧

# રામતીર્થ બ્રાહ્મી તેલ

(સ્પે. નં. ૧) (મેડીકેટેડ)



મગજના જ્ઞાન અને ક્રિયાતંતુઓ બળવાન બને છે. વાળ કાળા અને ચમકીલા બને છે. ખરતા અટકે છે. ટાલમાં વાળ ઉગે છે. ખોડો, જુ, લીખ, નાશ થાય છે. યાદશક્તિ વધે છે. આંખોમાં આંજવાથી દૃષ્ટિ વધે છે. કાનમાં નાખવાથી કાનના રોગો મટે છે. ગાઢ નિદ્રા આવે છે.

બધી ઋતુમાં બધાને ઉપયોગી છે. બધે મળે છે.

કિંમત:—રતલી બાટલીના રૂા. ૩ાા, નાની બાટલીના રૂા. ૨.

ટપાલથી મંગાવનારે મોટી બાટલી માટે રૂા. ૫–૫–૦ અને નાની બાટલી માટે રૂા. ૩–૭–૦ (પેકીંગ અને ટપાલ ખર્ચ સહિત) મોકલવા. વી. પી. થતું નથી.

## રામતીર્થ યોગાશ્રમ, મુંબઈ ૪.

— પ્રગટ થઇ ચુકેલ છે —

## પુનર્જન્મ

(દારૂનિષેધ અંગેની બે વાર્તાઓ)

: લેખક :

પ્રહલાદ બ્રહ્મભટ્ટ

કિંમત ૦-૨-૦

## ત્રિપુટી

(દારૂનિષેધ અંગેની ત્રણ નાટિકાઓ)

: લેખક :

ધનસુખલાલ મહેતા

કિંમત૦-૪-૦

પ્રાપ્તિસ્થાન

મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ

ઓલ્ડ કસ્ટમ હાઉસ

ફોર્ટ, મુંબઈ – ૧

મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિનું આ મુખપત્ર લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ પ્રેસ, જૂનું કેદન, અંધેરીમાં શ્રી. રસિકલાલ છ. છોટે છાપ્યું છે અને મુંબઈ સરકારના પ્રકાશન ખાતાએ પ્રસિદ્ધ કર્યું છે.

# પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

## (૧) NEW LIVES FOR OLD:

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પૂરી પાડતી આ પુસ્તિકામાં મુંબઈના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઈના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એસ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંશયોનો રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે.

ક્રાઉન સાઈઝનાં ૧૩૧ પાનાં, દ્વિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂ. ૧-૪-૦.

## (૨) પાપનું પ્રાયશ્ચિત્ત:

લેખક : શ્રી મનુભાઈ સુખલાલ શાહ : પૃષ્ઠ સંખ્યા ૪૦; કિંમત ૦-૨-૦ ગામડામાં બહુજ ઓછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા

## (૩) દારૂનો દવ:

દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતાં અને દારૂડિયાનું કરુણ અધઃપતન વર્ણવતાં શ્રી. ઉમાશંકર જોષી, શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં સોળ કાવ્યોનો સંગ્રહ

## (૪) સ્વરાજ્યની સંગાથે:

સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતાં મજૂરજીવનમાં આવેલ નવચેતનને સ્પર્શતી ત્રણ નવલિકાઓ કિંમત ૦—૨—૦

## (૫) આંખ ઊઘડી:

(બે નવલિકાઓ) શ્રી સોપાન અને શ્રી ધનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે બોધક વાર્તાઓ: પૃષ્ઠ સંખ્યા ૨૮, કિંમત ૦—૨—૦

## (૬) માણસાઈનો વિજય:

(બે વાર્તાઓ) પૃષ્ઠ સંખ્યા ૨૪, કિંમત ૦—૨—૦. શ્રી પીતામ્બર પટેલ અને શ્રી સીતારામ શર્માની દારૂડિયાનાં હૃદયપરિવર્તન વર્ણવતી બે વાર્તાઓ

## (૭) છેલ્લી ઘડીએ.

લેખક - શ્રી ધનસુખલાલ મહેતા : બહુજ ઓછી મહેનતે ભજવી શકાય એવી દારૂનિષેધ અંગેની એક સચોટ નાટિકા -

## (૮) અભ્યર્થના:

ગુજરાતના પ્રયોગશીલ કવિઓની મદ્યનિષેધ અંગેની ત્રેવીસ કાવ્યકૃતિઓનો નવો સંગ્રહ પૃષ્ઠ સંખ્યા ૩૨ કિંમત ૦—૪—૦

<u>તમારી નકલો વી. પી. થી મંગાવો</u>

**મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ**

ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ–૧

# રામતીર્થ બ્રાહ્મી તેલ

(રજી. નં. ૧) (મેડીકેટેડ)



મગજના જ્ઞાન અને ક્રિયાતંતુઓ બળવાન બને છે. વાળ કાળા અને ચમકીલા બને છે. ખરતા અટકે છે. ટાલમાં વાળ ઉગે છે. ખોડો, જુ, લીખ, નાશ થાય છે. યાદશક્તિ વધે છે. આંખોમાં આંજવાથી દૃષ્ટિ વધે છે. કાનમાં નાખવાથી કાનના રોગો મટે છે. ગાઢ નિદ્રા આવે છે.

બધી ઋતુમાં બધાને ઉપયોગી છે. બધે મળે છે.

કિંમત:—રતલી બાટલીના રૂા. ૩ાા, નાની બાટલીના રૂા. ૨.

ટપાલથી મંગાવનારે મોટી બાટલી માટે રૂા. ૫-૫-૦ અને નાની બાટલી માટે રૂા. ૩-૭-૦ (પેકીંગ અને ટપાલ ખર્ચ સહિત) મોકલવા. વી. પી. થતું નથી.

## રામતીર્થ યોગાશ્રમ, મુંબઈ ૪.



— પ્રગટ થઇ ચુકેલ છે —

## પુનર્જન્મ

(દારૂનિષેધ અંગેની બે વાર્તાઓ)

: લેખક :

પ્રહલાદ બ્રહ્મભટ્ટ

કિંમત ૦-૨-૦

## ત્રિપુટી

(દારૂનિષેધ અંગેની ત્રણ નાટિકાઓ)

: લેખક :

ધનસુખલાલ મહેતા

કિંમત ૦-૪-૦

પ્રાપ્તિસ્થાન

મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ

ઓલ્ડ કસ્ટમ હાઉસ

ફોર્ટ, મુંબઇ – ૧



મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિનું આ મુખપત્ર લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ પ્રેસ, જુહુ લેઇન, અંધેરીમાં શ્રી. રસિકલાલ ઇ. પટેલે છાપ્યું છે અને મુંબઈ સરકારના પ્રકાશન ખાતાએ પ્રસિદ્ધ કર્યું છે.

# પ્રાંતિક દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

## (૧) NEW LIVES FOR OLD:

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પૂરી પાડતી આ પુસ્તિકામાં મુંબઈના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઈના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંશયોનો રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે.

ક્રાઉન સાઈઝનાં ૧૩૧ પાનાં, દ્વિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂ. ૧-૪-૦.

## (૨) પાપનું પ્રાયશ્ચિત્ત:

લેખક: શ્રી મનુભાઈ સુખલાલ શાહ: પૃષ્ટ સંખ્યા ૪૦; કિંમત ૦-૨-૦ ગામડામાં બહુજ ઓછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા

## (૩) દારૂનો દવ:

દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતાં અને દારૂડિયાનું કરુણ અધઃપતન વર્ણવતાં શ્રી. ઉમાશંકર જોષી, શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં સોળ કાવ્યોનો સંગ્રહ

## (૪) સ્વરાજ્યની સંગાથે:

સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતાં મજૂરજીવનમાં આવેલ નવચેતનને સ્પર્શતી ત્રણ નવલિકાઓ કિંમત ૦–૨–૦.

## (૫) આંખ ઊઘડી:

(બે નવલિકાઓ) શ્રી સોપાન અને શ્રી ધનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે વેધક વાર્તાઓ: પૃષ્ટ સંખ્યા ૨૮, કિંમત ૦–૨–૦

## (૬) માણસાઈનો વિજય:

(બે વાર્તાઓ) પૃષ્ટ સંખ્યા ૨૪, કિંમત ૦–૨–૦. શ્રી પીતામ્બર પટેલ અને શ્રી સીતારામ શર્માની દારૂડિયાનાં હૃદયપરિવર્તન વર્ણવતી બે વાર્તાઓ

## (૭) છેલ્લી ઘડીએ.

લેખક - શ્રી ધનસુખલાલ મહેતા: બહુજ ઓછી મહેનતે ભજવી શકાય એવી દારૂનિષેધ અંગેની એક સચોટ નાટિકા.

## (૮) અભ્યર્થના:

ગુજરાતના પ્રયોગશીલ કવિઓની મદ્યનિષેધ અંગેની ત્રેવીસ કાવ્યકૃતિઓનો નવો સંગ્રહ પૃષ્ટ સંખ્યા ૩૨ કિંમત ૦—૪—૦

તમારી નકલો વી. પી. થી મંગાવો

**મુંબઈ પ્રાંતિક દારૂબંધી સમિતિ**

ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ–૧

Registered No. B-5301

એપ્રીલ ૧૯૫૦




# દારૂબંધીને સફળ કરો

પ્રાંતિક દારૂબંધી-સમિતિ, મુંબઇ

# અનુક્રમણિકા



★ 'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામપુનર્ઘટના, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ અને બીજા રચનાત્મક કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને ફોટાઓ આવકારવામાં આવે છે.

★ બદલાનાં સામયિકો અને ગ્રંથાવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે.

★ **પ્રકાશન અર્થે પસંદ થયેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે.**

★ 'સંજીવન' માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો યોગ્ય ટિકિટો બીડી હશે તોજ પાછી મોકલવામાં આવશે.

★ 'સંજીવન'માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થતાં મન્તવ્યો સાથે મુંબઈ રાજ્યની દારૂબંધી-સમિતિ હરહંમેશ સંમત છે એમ માનવાનું નથી.

ટીપઃ-'સંજીવન' ગ્રાહકોને દર માસના પહેલા અઠવાડિયામાં પહોંચતું ન થાય તો તેઓએ ઓફિસને તા. ૧૫ મી પહેલાં જણાવવું. ત્યાર પછી કોઈપણ જાતની ફરિયાદ સાંભળવામાં આવશે નહિ.

મુંબઈ રાજ્યની દારૂબંધી-સમિતિ : ઓલ્ડ કસ્ટમ હાઉસ, ફોર્ટ, મુંબઈ ૧.

# સંજીવન

વર્ષ બીજું : મે—૧૯૫૦ અંક દસમો

## સામાજિક વિપ્લવનું મહત્ત્વ

મુંબઈ સરકારનાં ઘણા લાંબા વખતના સતત પ્રયત્ન પછી મદ્યનિષેધ યજ્ઞની આજે પૂર્ણાહુતિ થાય છે, એ મુંબઇ સરકારની એક મહાન કાર્યસિદ્ધિ છે. પાશ્ચાત્ય સંસ્કૃતિના આક્રમણના ભોગ થઇ પડવાથી અને તેના મિથ્યા તેજથી અંજાઇ ગયેલા શિક્ષિત વર્ગમાંનો કેટલોક ભાગ ભલે આ મહાન સામાજિક વિપ્લવનું મહત્ત્વ ન સમજે અથવા એનો અણસમજ્યો વિરોધ કરે, પણ વખત જતાં એનો લાભ એ વર્ગને પણ થયા વિના રહેવાનો નથી. અને તે જ્યારે એ લાભ અનુભવશે ત્યારે પોતાનો વિરોધ છોડી એની કદર કરતા થઇ જશે.



સરદારશ્રી વલ્લભભાઇ પટેલ

જેમણે મદ્યનિષેધ યજ્ઞની પૂર્ણાહુતિ નિમિત્તે શુભેચ્છા પાઠવી છે.

ટૂંકી નજરે જોતાં હાલ તુરત તો સરકારની આવકમાં મોટો ઘટાડો થશે. એ ખાડો પુરવાને કેટલાક અપ્રિય માર્ગ ગ્રહણ કરવા પડ્યા હશે ખરા, પરંતુ અસંખ્ય ગરીબ કુટુંબો વિનાશને માર્ગે જતાં અટકી જઇ આર્થિક અને નૈતિક ઉન્નતિનો અનુભવ કરતાં થઇ જશે, અને સરકારને આશીર્વાદ આપતાં થઇ જશે એ વિષે મારા મનમાં જરાયે શંકા નથી.

મારી ઉમેદ છે કે મુંબઇ પ્રાંતની મજા આ મહાન કાર્યમાં સરકારને પૂરા દિલથી સહકાર આપશે.

— વલ્લભભાઈ પટેલ

# ગરવું ગ્રન્થાલય

## સંસ્કાર ક્ષેત્રે ભૂત અને વર્તમાનનું સંગમતીર્થ

સને ૧૯૪૦માં માનનીય શ્રી બાળાસાહેબ ખેરના નેતૃત્વ હેઠળના મુંબઈના પ્રાંતીય પ્રધાન મંડળે જાહેર પુસ્તકાલયોની પરિસ્થિતિ તપાસવા અને એના વિકાસના માર્ગો સૂચવવા માટે એક સમિતિ નીમેલી. એ મુંબઈ રાજ્યના જાહેર પુસ્તકાલયોના વિકાસનાં ક્ષેત્રમાં પહેલો પદનિવેશ ગણાય. આ સમિતિએ પુસ્તકાલયના ક્ષેત્રની સમગ્ર દૃષ્ટિએ તપાસ કરેલી અને એ અંગે કેટલીક ભલામણો કરેલી. પરંતુ એ ભલામણોના પ્રકાશનને અવકાશ મળ્યો નહિ કારણ કે પ્રજાકીય પ્રધાનમંડળે ત્યાર પછી તરત રાજીનામુ આપેલું. અને ૯૩ મી કલમ હેઠળની સરકારનો અમલ શરૂ થયેલો. તેમ છતાં પ્રજાકીય સરકારે સત્તા ઉપર આવ્યા પછી તરત જ કલ્યાણ સાધક કાર્યોના તાણાવાણા ફરી હાથમાં લીધા, અને ૧૯૪૬ માં મુંબઈ સરકારે પ્રજાના તમામ વર્ગને પુસ્તકાલયનો પુરેપુરો લાભ મળે એ માટે પુસ્તકાલયને લગતું એક ખાતું શરૂ કર્યું.

### સસ્તું સંસ્કાર કેન્દ્ર

પોતાના ત્રણ વર્ષના અસ્તિત્વ દરમ્યાન પુસ્તકાલયોને લગતાં આ ખાતાંએ રાજ્યના ઘણાખરા જિલ્લાઓ અને તાલુકાઓનાં પુસ્તકાલયોનો વહીવટ સરળ અને નિયમબદ્ધ બનાવવામાં સફળતા મેળવી છે. કોઈપણ સ્થળનાં સ્થાનિક પુસ્તકાલયોનો વહીવટ તપાસી, એમાંથી કોઈપણ એકને સરકાર-માન્ય ગણી ગ્રાન્ટ આપવાની પદ્ધતિ અખત્યાર કરવામાં આવી છે. પરદેશી સરકારે જિલ્લા અને તાલુકાઓમાં વસતી આમ જનતા માટે જે થોડાઘણાં સુકૃત્યો કરેલાં તેમાં પુસ્તકાલયોની સ્થાપનાને પણ સ્થાન આપી શકાય. આમ જનતા માટે પુસ્તકાલયો માહિતી, વિકાસ અને સંસ્કારના કેન્દ્રો બની રહેતાં. આ પુસ્તકાલયો સાચા અર્થમાં જાહેર પુસ્તકાલયો ન હતાં. અને એથી જ આર્થિક દૃષ્ટિએ ભાર રૂપ હતાં. શિક્ષિતોની સંખ્યા થોડી હતી. અને ગ્રંથાલયની સેવાના બદલામાં થોડુંઘણું ખર્ચી શકે એવા વર્ગની સંખ્યા તો કેવળ ઓછી હતી. આ પૈસાદાર અને ગરીબ વર્ગ વચ્ચેના ભેદનો ઉચ્છેદ કરવા પાછળ ભૂતકાળમાં થયેલા પ્રયત્નો નાકામિયાબ નીવડેલા. વર્ગભેદને નાબુદ કરવાની મરજીએ લાયબ્રેરી જેવી કોઈપણ જાહેર સંસ્થાને માન્ય કરતાં પહેલાં અને એને ગ્રાન્ટ આપતાં પહેલાં ફક્ત સંસ્થા પોતાની સેવા કોઈપણ જાતના ભેદભાવ વગર જાહેર જનતાના મુક્ત લાભાર્થે ખુલ્લી મુકશે – એ જાતની કલમનો સમાવેશ માન્ય કરવા માટેની શરતોમાં કરેલો છે.?

### સ્થાયી ક્યારે બને ?

મુંબઈ રાજ્યમાં ૨૭ જિલ્લાઓ પૈકી વીસ જિલ્લાઓની ૨૦ લાયબ્રેરીઓને સરકારી ગ્રાન્ટ મળે છે વધારેમાં વધારે વાર્ષિક ગ્રાન્ટ રૂા. ચાર હજાર સુધીની અપાય છે. આ શરતને આધીન રહીને, લોકો પોતેજ પુસ્તકાલય ચલાવવા માટે જેટલી રકમ આપમેળે એકત્રિત કરે તેટલી રકમ પણ સરકાર સામી આપે છે. પુસ્તકાલય પાછળનું સો એ સો ટકા ખર્ચ પણ જો સરકારને આપવું હોય તો તેમ કરતાં એને અટકાવનાર કોઈ જ નથી. પરંતુ સરકાર જાહેર પ્રજા મનથી બહુ આગળ ન જઈ શકે. જાહેર સંસ્થાઓ સરકારના પ્રજાહિતલક્ષી કાર્યોનાં પ્રતીક બનવાને બદલે લોકોની પોતાનીજ આંતરિક ઇચ્છાના આવિર્ભાવ રૂપ બને તો એને માટે સ્થાયી બનવાનો વધારે સારો અવકાશ રહે. એથીજ આવી સંસ્થાઓના ખર્ચના અરધા ભાગ જેટલી જ જવાબદારી સરકાર લે છે. જિલ્લાના કોઈપણ શહેર માટે રૂ. ૮ હજારનું વાર્ષિક બજેટ એ કંઈ બહુ મોટું બજેટ ન કહેવાય. પુસ્તકાલયના પ્રમુખ, વ્યવસ્થા સમિતિના સભ્યો અને મંત્રીઓ વગેરે જો માનાર્હ સેવા ન આપતા હોય તો કોઈપણ પુસ્તકાલયને, અત્યારે અપાય છે તેવી સેવા આપવી પણ બહુ ભારે થઈ પડે. કેળવણીનો પ્રચાર જેમ જેમ વધતો જશે તેમ તેમ લોકો પોતાના સામાજિક હકો અને જવાબદારી પ્રત્યે વધુ જાગ્રત બનતા જશે. અને પુસ્તકાલયની સેવાની સંખ્યાની તેમજ ગુણવત્તાની દૃષ્ટિએ વધુને વધુ માગણી રહેશે.

### તાલુકાનાં શહેરોમાં

તાલુકાના શહેરોમાં અત્યારે ૧૬૩ લાયબ્રેરીઓ છે. આ સંખ્યા તાલુકાઓની કુલ સંખ્યા કરતાં ૧૨૮ જેટલી ઓછી છે. જે શરતોને આધીન રહીને જિલ્લાનાં પુસ્તકાલયોને ગ્રાન્ટ આપવામાં આવે છે તેજ શરતો અનુસાર તાલુકાનાં

પુસ્તકાલયોને પણ ગ્રાન્ટ અપાય છે. આવાં પુસ્તકાલયોને વધુમાં વધુ વાર્ષિક ગ્રાન્ટ રૂ. ૪૫૦ ની આપવામાં આવે છે ખાર અને વાંદરા જેવાં મુંબઇનાં પરાંઓની ગણના આ વિભાગમાં કરવામાં આવે છે. તાલુકાનાં પુસ્તકાલયો માટે પણ વાર્ષિક રૂ. ૯૦૦ નું બજેટ એ કંઈ બહુ મોટું બજેટ ગણાય નહિ. સરકાર પોતાનો ફાળો વધારે તેમ નથી કારણ કે જો એમ કરવામાં આવે તો પુસ્તકાલયની અસંતોષપ્રદ આર્થિક સ્થિતિ પરત્વે લોકમત જાગ્રત ન થાય.

## પશ્ચિમમાં પુસ્તકાલયો

પશ્ચિમના દેશોમાં લોકશાહી રાજ્યતંત્ર માટે જાહેર પુસ્તકાલયો અનિવાર્ય ગણાય છે. અને એથી યોગ્યા યોગ્ય અર્થતંત્રનો પ્રશ્ન રહેતોજ નથી. પુસ્તકાલયોનું સંચાલન ત્યાં સ્થાનિક સંસ્થાઓ, મ્યુનિસિપાલિટીઓ પરાંની કાઉન્સીલો વગેરે હસ્તક હોય છે. કાયદાની દૃષ્ટિએ આ સંસ્થાઓનું આ કાર્ય વૈકલ્પિક ગણાય છે. એટલે કે રસ્તાની સાફસુફી, દીવાબત્તી, ગટર, વગેરે જેવું ફરજિયાત, આ કાર્ય નથી. છતાં લોકમત ત્યાં એટલો બધો સબળ છે કે પુસ્તકાલયના સંચાલનનું કાર્ય પણ બીજાં ફરજિયાત કાર્ય જેવું એક આપમેળે બની ગયું છે. સારાં પુસ્તકાલયો નભાવવા માટે જેટલા ખર્ચની જરૂર પડે તેટલી રકમ પુસ્તકાલયના કર તરીકે ઉઘરાવી લેવામાં આવે છે. ગ્રેટબ્રિટનમાં અને યુરોપના દેશોમાં આ પદ્ધતિ અવશ્ય અખત્યાર કરવામાં આવે છે. અમેરિકામાં કેટલીકવાર મ્યુનિસિપાલીટીઓ પુસ્તકાલયનો જુદો દર ઉઘરાવતી નથી પરંતુ એને માટે સામાન્ય ફંડમાંથી હિસ્સો આપે છે. તાત્વિક દૃષ્ટિએ જોતાં આ બધી પદ્ધતિઓ એકંદરે તો સરખીજ છે. લોકો પુસ્તકાલય માટે આપમેળે ફાળો ઉઘરાવી પૈસા એકઠા કરે, કે મ્યુનિસિપાલીટી પુસ્તકાલય વસાવવા માટે કરવેરા નાખે કે સરકાર જનરલ ફંડમાંથી અમુક રકમ ગ્રાન્ટ તરીકે આપે એ બધું સરખુંજ છે. એકંદરે તો પ્રજાના પૈસા પ્રજાહિતાર્થેજ વપરાય છે,

ફરજિયાત બાળકેળવણી, પ્રૌઢશિક્ષણ, વગેરે નિરક્ષરતા નિવારણના વિવિધ પ્રયાસોના કારણે આપણા દેશમાં પણ જાગ્રત લોકમતનો જુવાળ વધુને વધુ નજીક આવતો જાય છે.

## ગંભીર અને અગંભીર વાચન

જિલ્લા અને તાલુકાઓનાં પુસ્તકાલયોમાં લોકોનું વધારેમાં વધારે આકર્ષણ તો સામયિકનો વિભાગ છે. દૈનિક વર્તમાનપત્રો અને સાપ્તાહિકોની રજૂઆત સ્ટેન્ડ ઉપર કરવામાં આવે છે. અને એથીજ ઘણીવાર પાંચસાત માણસો પણ એકી સાથે એક છાપું વાંચી શકે છે. ખંડમાંની બધી બેઠકો પૂરાઇ ગયા પછી હલનચલન માટે બહુ ઓછો માર્ગ રહે છે બેલગામ જેવા સ્થળે સ્ત્રીઓ માટે વાંચવાની અલાયદી વ્યવસ્થા કરવામાં આવેલ છે, અને એનો ઉપયોગ પણ પુરેપુરો થાય છે. પૂના અને ધારવાર જેવાં શહેરોમાં પ્રાદેશિક પુસ્તકાલયોમાં વાચકોની ભરતી સારા પ્રમાણમાં જણાય છે. ત્યાં પુસ્તકોની પરિશોધ કરતા ગંભીર વાંચકોની સાથે સામયિકોના વાંચકો પણ ભળી જતા હોય છે સામાન્ય રીતે આ વાચનાલયો ૮ થી ૧૨ કલાક પર્યંત ઉઘાડાં રહે છે અને કોઇપણ સમયે એમાં બસો, અઢીસોની હાજરી અવશ્ય હોય છે. મુંબઇમાં ટાઉન હોલનો મધ્યસ્થ ખંડ ગંભીર વાંચકો માટે અલાયદો રખાયો છે, અને એના એક ભાગમાં વર્તમાન પત્રોનાં સ્ટેન્ડો માટે જુદી વ્યવસ્થા કરવામાં આવી છે. ખંડને એક ખૂણે સર્વસામાન્ય અનુલક્ષણ માટે ઉપયોગમાં લઇ શકાય તેવા શબ્દકોશો, વાર્ષિક ગ્રંથો વગેરે રાખવામાં આવે છે. આ પુસ્તકાલયમાં આવા ગ્રંથોની બબ્બે નકલો રાખવાની, વાચનાલયની સગવડો વધારવાની તેમજ વાચકની જરૂરિયાતોને પહોંચી વળવા માટે હોશિયાર ગ્રંથપાલો રાખવાની યોજના વિચારણા હેઠળ છે.

## થોડો પણ રસ જાગે તો—

ઝાઝાં સામાયિકોના વાચનથી માનસિક સ્વાસ્થ્ય અનુભવાય છે કે નહિ એ બાબત કેટલીકવાર પ્રશ્ન કરવામાં આવે છે. વર્તમાનપત્રો તો રોજંદા પ્રશ્નો છણે છે. એ પ્રશ્નોનાં મૂળ અથવા ફલશ્રુતિ સાથે વર્તમાનપત્રોને કંઇ સંબંધ નથી. વાચકના મન ઉપર પણ કોઈ સીધા પર્વતના ઢોળાવ ઉપર ધોધમાર વરસાદ પડ્યો હોય એના જેવી અસર થાય છે. પરંતુ વાંચન માટેનો રસ કેળવવો એ પણ એક જરૂરી વસ્તુ છે. અને પાંચ ટકા વાંચકોને પણ સામયિકોના વાંચનથી જો વ્યવસ્થિત અભ્યાસનો રસ જાગે તો પણ પુસ્તકાલય પાછળનું ખર્ચ લેખે લાગ્યું ગણાય.

ગામડામાં બાળકો માટે શાળાઓ હોય છે અને પ્રૌઢો માટે સામાજિક શિક્ષણ વર્ગો હોય છે. બાળકો અને પ્રૌઢો અક્ષરજ્ઞાન ન વિસરી જાય એ માટે જ પુસ્તકાલયનો યથાર્થ ઉપયોગ કરવાનું કામ સરકારનું લક્ષ લાગે.

રહ્યું છે. કેળવણીખાતાની સામાજિક શિક્ષણને લગતી શાખા તરફથી પ્રૌઢોના લાભાર્થે વાર્ષિક રૂા. ૨૦ની ગ્રાન્ટ આપવામાં આવે છે. પુસ્તકાલયનું ખાતું ગામડાંની જરૂરિયાતોને હજી સુધી પહોંચી શક્યું નથી. જે જે ગામમાં પ્રાથમિક શાળા હોય ત્યાં ત્યાં સર્વત્ર પુસ્તકાલય ઉઘાડવાનો વડોદરાનો પ્રયોગ હાલ નિરીક્ષણ હેઠળ છે. અને એનું અનુસરણ થઈ શકે એમ છે કે નહિ તે વિચારાઇ રહ્યું છે.

ગામડાંઓમાં જો કે સ્વતઃસંપૂર્ણ પુસ્તકાલયો સ્થાપવાનું હજી બની શક્યું નથી તેમ છતાં ગ્રામજનોને ગ્રન્થાલયનો કિંચિદપિ લાભ અપાઇ રહ્યો છે.

## ગામડામાં જ્ઞાનપ્રસાર

જિલ્લાઓમાં પ્રકાશનખાતાની તેમજ દારૂબંધી-ખાતાની પ્રચાર ગાડીઓ અવારનવાર જાય છે. એની સાથે કેટલીકવાર જાણીતા સમાજસેવકો પણ પ્રવાસ ખેડે છે. આ સમાજસેવકો ગ્રામજનો સાથે હળેમળે છે અને એમને સરકારની કલ્યાણસાધક પ્રવૃત્તિઓનો પરિચય આપે છે. આ ઉપરાંત ગામડામાં પ્રચારાત્મક ફીલ્મો દેખાડવામાં આવે છે તેમજ વિશિષ્ટ સંદેશો દાખવતી પુસ્તિકાઓ પણ વહેંચવામાં આવે છે. સંસ્કૃત રસશાસ્ત્રમાં કહેવત છે કે ઉપદેશ તો હમેશાં કાન્તાની પદ્ધતિથી જ અપાય. કવિતા આ વસ્તુ સિદ્ધ કરે છે એમ કહેવાય છે. સરકારની કલ્યાણ–સાધક યોજનાનો પરિચય પણ ગ્રામજનોને સંગીત, નૃત્ય, વાદ્ય જેવી રંગબેરંગી પ્રવૃત્તિઓ દ્વારા ગામડામાં કરાવવામાં આવે છે. અર્વાચીન ગ્રંથાલયોના પુરસ્કર્તાઓ પણ વિચારોના સંક્રમણ માટેની આ અવનવી પદ્ધતિઓનો પોતાના ક્ષેત્રમાં સમાવેશ કરે છે. અને બીજી સંસ્થાઓ તરફથી આ દિશામાં જે કંઇ પગલાં લેવામાં આવે તેમાં હૃદયપૂર્વકનો સહકાર આપે છે.

## નવી વ્યવસ્થા

મુંબઇ, અમદાવાદ, પૂના અને ધારવારમાં જે કોપીરાઇટ પુસ્તકાલયો સ્થાપવામાં આવ્યાં છે એનો ઉલ્લેખ પણ જરૂરી લેખાશે. આવાં પુસ્તકાલયોની સ્થાપના પહેલાં, કોપીરાઇટ એક્ટની કલમ હેઠળ જે પ્રકાશકો અને મુદ્રકો પોતપોતાનાં કોપીરાઇટ પુસ્તકો મોકલતા તે કાં તો સરકારી કચેરીઓના દફતરો હેઠળ દટાઈ જતાં અથવા કોઇ અગમ્ય રીતે અદૃશ્ય થઇ જતાં. પૂના, અમદાવાદ અને ધારવારમાં પ્રાદેશિક ગ્રંથાલયો સ્થપાતાં હવે પ્રાદેશિક ભાષાઓમાં પ્રગટ થતું તમામ સાહિત્ય અભ્યાસીઓને, સંશોધકોને તેમજ કોપીરાઇટના માલિકોને વિના મુલ્યે પુરૂં પાડવામાં આવે છે. મુંબઇની સેન્ટ્રલ લાયબ્રેરીમાં પ્રાદેશિક ભાષાઓ સિવાયની ભાષામાં પ્રગટ થયેલું તમામ સાહિત્ય એકત્રિત કરવામાં આવે છે. મુંબઇમાં પ્રાદેશિક ભાષાઓમાં પ્રગટ થતું સાહિત્ય પણ આ ગ્રંથાલયમાં એકત્રિત કરવામાં આવે છે. આ કોપીરાઇટ પુસ્તકાલયોના સંચાલનનું કામ મુંબઇમાં સ્થાનિક રોયલ એશિયેટીક સોસાયટીની શાખાએ, અમદાવાદમાં ગુજરાત વિદ્યાપીઠે, પૂનામાં મહારાષ્ટ્ર ગ્રંથાલય સમિતિએ અને ધારવારમાં વિદ્યાવર્ધક સંઘે સ્વેચ્છાપૂર્વક ઉપાડ્યું છે. કોપીરાઇટ ગ્રંથાલયોના વાચકોને પોતાનાં બીજાં સાધનોનો પણ વપરાશ કરવા દેવા માટે ઉપર્યુક્ત પિતૃસંસ્થાઓએ ઉદારતાપૂર્વક સંમતિ દર્શાવી છે.

## કેળવણીનું માધ્યમ

પુસ્તકાલય એ બધી જ કલ્યાણસાધક પ્રવૃત્તિઓનું કેન્દ્ર છે એ જાતની પ્રતીતિ મધ્યસ્થ અને પ્રાદેશિક સલાહકાર સમિતિઓ તરફથી કરાવાઈ રહી છે. આ સમિતિના સભ્યો પોતપોતાના ક્ષેત્રના આગેવાન નાગરિકો છે અને એમણે પુસ્તકાલયોના કાર્યદક્ષ વહીવટ માટે માનાર્હ સેવા આપવા માટે ખુશી દર્શાવી છે.

જાહેર પુસ્તકાલય એ કેળવણીનું એક અગત્યનું સાધન છે. પુસ્તકાલય પોતે કોઇને સુધારવા જતું નથી પરંતુ જેને પોતાને આત્મવિકાસ માટેની આકાંક્ષા છે એને પુસ્તકાલય એક પ્રેરણા અને વિચારણાનું અમુલ્ય સાધન પુરૂં પાડે છે. ૧૯૪૧ની પુસ્તકાલય પરિષદમાં વડોદરાના મહારાણી શાંતાદેવીએ કહેલું તેમ યથાર્થ રીતે ગ્રંથાલય એ જૂના વિચારોનું સંગ્રહસ્થાન અને નવાનું ઉદ્ભવસ્થાન છે. *

* પુસ્તકાલયોના ક્યુરેટર શ્રી. ટી. ડી. વાકનીસના અંગ્રેજી લેખને આધારે

# જનતાએ માગ્યું, સરકારે સિદ્ધ કર્યું

વ્યાખ્યાતા
શ્રી અર્જુન લાલા



સારાયે મુંબઇ રાજ્યમાં તા. ૬ઠ્ઠી એપ્રીલથી સંપૂર્ણ દારૂનિષેધનો અમલ થઇ રહ્યો છે. આ નીતિ અખત્યાર કરવામાં સરકારને બહુ જનસમાની માગણીનો ચોક્કસ ટેકો છે. આમવર્ગના સામાજિક, આર્થિક અને નૈતિક ઉદ્ધારના એક માર્ગ તરીકે, સર્વાંગી જીવનવિકાસની સાધનાના એક અંગ તરીકે, પ્રજાની બહુમતિએ, દારૂબંધીને માન્ય ગણી છે, અપનાવી છે. મુક્ત પ્રજામતના પ્રતીક રૂપ વર્તમાનપત્રોએ પણ એને સત્કારી છે. મુઠ્ઠીભર વિરોધીઓ જે અવર્થા વાચાળ બની રહ્યા છે એમણે દૂરદૂરનાં ગામડાંઓની અકિંચન અને નિરાધાર પ્રજા, દારૂની બદીમાં પાયમાલ થયા પછી, આજે સંપૂર્ણ દારૂનિષેધ ને લીધે, મુક્તિનો જે ઉલ્લાસ અનુભવી રહી છે એ દૃશ્ય જરૂર જેવું ઘટે! દારૂબંધી એ કાઇ પરાણે પડતો સુધારો નથી. વેદો અને ધર્મોની એને સંમતિ છે; ઇતિહાસનું એને સમર્થન છે. એને મૂર્ત કરવામાં પ્રજાની માગણી જ માત્ર કારણભૂત છે. પ્રજા એને સફળ બનાવશે જ.

મુંબઇ સરકારે લાખોના જીવને પાયમાલ કરનાર કેફી પીણાની બદીને દૂર કરવા નક્કી કર્યું છે. અને તેથી માદક પીણાંની અસર નીચે આવેલાંને તેમનાં વ્યસન છોડવાની તક આપવામાં આવી છે.

સરકારના ધ્યાનમાં હતું કે તાત્કાલિક દારૂબંધી કરવામાં જોઇતી સફળતા મળશે નહિ તેમજ વ્યસનીઓને રાતોરાત વ્યસન છોડાવવાનો કાયદો કરી વ્યસનમાંથી મુક્ત કરી શકાશે નહિ, જેથી સને ૧૯૪૭થી કેફી પીણાના ક્વોટામાં આસ્તેઆસ્તે ઘટાડો કર્યો તેમજ ભાવ વધારવામાં આવ્યા અને એથી ૩ વર્ષ દરમિયાનમાં સારૂં પરિણામ આવ્યું છે.

૧૯૫૦ના એપ્રીલ માસની તા. ૬ઠ્ઠીથી આપણા પ્રાંતમાં સંપૂર્ણ દારૂબંધી થશે. અને તે અંગે કાયદામાં પણ સુધારો કરવામાં આવ્યો છે અને ગુન્હો કરનાર; કરાવનારને સખત નશિયત કરવાની જોગવાઇ કરવામાં આવી છે.

## પ્રજાજાગૃતિની ઉત્કટતા

ત્રણ વર્ષનો સમય આપ્યા છતાં કેટલાક કહે છે કે સરકારે દારૂબંધી કરવામાં ઉતાવળ કરી છે. પણ તેમને ખ્યાલ નથી કે ઘણા મોટા ભાગના વ્યસનીઓએ વ્યસનો છોડવાની પ્રતિજ્ઞાઓ લીધી છે, એટલું જ નહિ પણ તેઓ જાતે દારૂબંધીના કાર્યમાં મદદ કરી રહ્યા છે. તેમજ તેમના જીવનમાં સુંદર પલટો આવતો જાય છે. આજથી ૩ વર્ષ પહેલાં દારૂડિયાની કરૂણ હાલત રસ્તા કે મહોલ્લાઓમાં જોવામાં આવતી તે હવે સદ્ભાગ્યે અદૃશ્ય થઇ ગઇ છે. ગુજરાતમાં કેટલાંક ગામો એવાં પણ હતાં કે જ્યાં સાંજના બહેનદીકરીઓને બહાર નીકળવું મુશ્કેલ હતું. ત્યાં જઇને જોવું જોઇએ કે તે ગામોનું વાતાવરણ આજે કેવું પલટાએલું છે, ગુજરાતના ભીલવિસ્તારમાં એટલે કે સાબરકાંઠાના પોશીના વિભાગથી માંડીને સુરત જીલ્લાના વાંસદા-ધરમપુર સુધીના ભાગોમાં દારૂબંધી થયા પછી કેટલી જાગૃતિ આવી છે! અને જ્ઞાનની કેટલી ભૂખ જાગી છે! દારૂબંધીની નીતિના ટીકાકારો ત્યાં જઇને જુએ તો સરકારે ઉપાડેલા આ કાર્યની પ્રશંસા કર્યા વગર નહિ રહે

## વાહિયાત દલીલો

વળી કેટલાક લોકો વાહિયાત ચર્ચા કરે છે કે

સુરા અને શરાબ તો પુરાણુ કાળથી ચાલ્યાં આવ્યાં છે. તે સમયમાં પણુ માદક પીણાં લેવાતાં હતાં. પણુ તે ટીકા કરનારાઓ ભૂલ કરે છે કે જ્યાંસુધી દુનિયા છે ત્યાંસુધી સત્ય અને અસત્ય, સુખ અને દુઃખ, સારૂં અને ખરાબ, રહે એ સ્વાભાવિક છે. સુખી અને સંતોષી જીવન જીવવા માટે સારી અને સાચી વસ્તુ ગ્રહણુ કરવી જોઇએ. મહાભારતના કાળમાં જુગાર હતો, કે શરાબ હતો એ સત્ય છે, પણુ યાદવો દરેક રીતે સમૃદ્ધ હોવા છતાં દારૂની બદીથી તેમનો નાશ થયો, એટલે તેમાથી જ્ઞાન ગ્રહણુ કરી જીવનને સાચે માર્ગે દોરવવું એજ જરૂરી છે. મતલબ કે કોઈપણુ ધર્મ કે દેશ માદક પદાર્થ લેવાની તરફેણુ કરતો નથી, ઉલટું માદક પદાર્થ લેવાથી શારીરિક, નૈતિક, અને આર્થિક પતન થાય છે, એ ગ્રંથકારોએ સાબીત કર્યું છે અને જનતાને તેનાથી દૂર રહેવા કડક આજ્ઞાઓ કરી છે.

## વેદો અને ધર્મોની સંમતિ

વેદકાળમાં આર્યપ્રજા સોમરસનું પાન કરતી હતી. પરંતુ સોમરસ એ સોમ નામના વેલાને છુંદીને તેમાંથી રસ કાઢવામાં આવતો અને તે રસમાં દૂધ, ઘી, મધ વગેરે મેળવી પંચામૃત બનાવવામાં આવતું. ઋગ્વેદમાં પણુ તેનો ઉલ્લેખ છે અને તે ખાસ કરીને રોગોના ઉપચાર માટે લેવામાં આવતો તેમ જણુાય છે.

પારસી ધર્મગ્રંથમા સોમરસ વર્ણુન આવે છે તે પણુ મૂળ આ સોમરસની જ ક્રિયા છે. એટલે તેની શરાબ સાથે સરખામણી કરવી તે યોગ્ય નથી. ઋગ્વેદમાં પણુ જણુાવ્યું છે કે "દારૂમાં સાત પાપો સમાયેલાં છે." "દારૂને અડશો નહિ." "ચાખશો નહિ " "પીશો નહિ." "દારૂ પીવો તે બ્રહ્મહત્યા સમાન છે."

અથર્વવેદમાં પણુ આવાં વાક્યો છે. અને તેમાં દારૂ પીવો એ મોટામાં મોટૂં પાપ ગણ્યું છે. મનુની આજ્ઞાઓ જોઇએ તો અધ્યાય ૫-૬ અને ૧૧માં આ અંગે ઘણા શ્લોકોમાં ઉલ્લેખ છે, જેમાં જણાવ્યું છે કે "વ્યસન અને મૃત્યુ એ બંનેમાં ભયંકર વસ્તુ વ્યસન છે."

બાઇબલમાં પણુ આવાં કેફી પીણાંનો નિષેધ કરવામાં આવ્યો છે, અને જણાવે છે કે "દારૂડિયા ઇશ્વરના રાજ્યના વારસદાર થઈ શકે નહિ" "દારૂ એ રોગોનું, એક પ્રકારના અજાારનું જીવેલું વિષ છે." પ્રોબર્સ, જીસસ, ઈસાઈઆહ એ પણુ કેફી પીણાંના નિષેધ માટે સૂચનો કરે છે અને ચેતવણી આપે છે.

ઇસ્લામ ધર્મમાં કેફી પીણાંનો નિષેધ કરવામાં આવ્યો છે. કુરાનેપાકમાં દારૂને હરામ ગણવામાં આવ્યો છે. હજરત પયગમ્બરના વચનો જોઇએ તો 'દારૂ પીનાર, દારૂ લાવનાર, અને ઉંચકનાર, તેમજ મંગાવનાર ઉપર ખુદાએ લાનત કરી છે.' મુસ્લીમ શાસ્ત્રકારોએ તો એટલે સુધી સાવચેતી રાખી છે કે "જ્યાં દારૂનું ટીપું પડે ત્યાં ચામડી બાળી નાખવાનો પ્રબંધ કર્યો છે."

ઉપનિષદ, વેદ, હિન્દુ, મુસ્લીમ, જૈન, બુદ્ધ, ખ્રિસ્તી, પારસી વગેરેના ધર્મગ્રંથોમાં માદક પદાર્થોથી દૂર રહેવા આજ્ઞાઓ કરી છે.

## ઇતિહાસની અટારીએ

બાબર, ચંદ્રગુપ્ત, ચંદ્રશેખર, વગેરે રાજાઓએ લશ્કરી સિપાઇઓને દારૂ ન લેવા ફરમાન કરેલું એમ ઇતિહાસ કહે છે. ૧૭૮૭થી ૧૭૯૯ પર્યન્ત ટીપુ સુલતાને હુકમનામું બહાર પાડી દારૂબંધી કરી હતી. આ ઉપરથી જણુાશે કે દારૂથી માનવ શરીર ઉપર અને તેના પરિણામે કુટુંબ, સમાજ, અને દેશ પર કેટલી ખરાબ અસર પડે છે. આજે જગતમાં એક પણુ દેશ એવો નથી કે જે દારૂનો વિરોધ કરતો ન હોય!

૧૮મા સૈકાથી દારૂનિષેધનાં મંડાણુ, અમેરિકા, આફ્રિકા, ઓસ્ટ્રેલીયા, સ્કોટલેંન્ડ, ગ્રેટબ્રિટન, વગેરે દેશોમાં જુદી જુદી રીતે થયેલાં, જેની વિગતોમાં અત્યારે ઉતરવું ઉચિત નથી.

સને ૧૮૩૩માં ન્યુયોર્કના પ્રમુખ મેડીસને માદક પીણા બંધ કરવા જાહેરનામું બહાર પાડેલું. તે ઉપર સહી કરેલી, અને તે પછી દરેક પ્રમુખે આ જાહેરનામા પર સહી કરી છે. આજે દરેક દેશમાં જુદી જુદી ટેમ્પરન્સ સોસાયટીઓ અને સામાજિક કાર્યકરો દારૂબંધીનું કાર્ય કરી રહ્યા છે.

દારૂબંધી અંગે હિન્દનો ઇતિહાસ તપાસીએ તો એ ખૂબ કરુણુ છે. અંગ્રેજોનો સંસર્ગ અને તે વખતની સરકારની દારૂ વગેરેમાંથી આવક કરવાની નીતિએ ખૂબ પીડા મૂળ ઘાલ્યા જ્યાં હિન્દની જનતા તેનાથી દૂર રહેવા માગતી હતી. સને ૧૮૭૪ માં સ્વ. કેશવચંદ્ર સેને દારૂબંધીનું

આંદોલન ઉભું કર્યું. સને ૧૮૮૪ માં સ્વ. રમેશચંદ્ર દત્તે કમિશન આગળ જુબાની આપી પુરવાર કર્યું હતું કે દારૂથી હિન્દની પ્રજા પાયમાલ થઇ રહી છે. સને ૧૮૮૯ માં પાર્લામેન્ટમાં મી. સ્મીથે આ અંગે ઠરાવ મુકયો હતો અને હિન્દના દાદા સ્વ. દાદાભાઇ નવરોજીએ પાર્લામેન્ટમાં હિન્દની જનતાને દારૂની ભયંકર બંદીમાંથી મુક્ત કરવા જણાવ્યું હતું.

ઇંગ્લેન્ડની દારૂનિષેધ સોસાયટીના પ્રણેતા મી. કેઇન સને ૧૮૮૮ માં હિન્દમાં આવ્યા. અને દારૂનિષેધ અંગે જુદા જુદા પ્રાંતોમાં પ્રવાસ કર્યો. અને તેને પરિણામે સને ૧૮૮૯ માં ગુજરાતમાં દારૂનિષેધની પ્રવૃત્તિ શરૂ થઇ. અને સુરતમાંથી સુધારક મંડળ તરફથી "પહેરે જાગીર" નામનું માસિક શરૂ કર્યું. તે સમયના અમલદારોએ ગરીબ પ્રજાને દારૂની બદીમાંથી ઉગારી લેવા અને તેમાંથી ઉત્પન્ન થતી અનીતિ અને બેકારી દૂર કરવા સરકારને ભલામણ કરતા કરેલા રિપોર્ટો મોજુદ છે.

## મહાત્માજીની દોરવણી હેઠળ

રાષ્ટ્રિય મહાસભા(કોંગ્રેસ)એ દારૂની બદી સામે વ્યવસ્થિત રીતે વિરોધ કર્યો. અને માંગણીઓને સક્રિયરૂપ આપવા માંડયું. દારૂનિષેધ અંગેનો કાર્યક્રમ ઘડી કાઢી જનતા આગળ મુકયો અને જનતા એ દિશામાં પુરેપુરી જાગૃત થઇ. સ્વરાજ્યની લડતના મુખ્ય અંગ તરીકેનું સ્થાન દારૂબંધીની વૃત્તિને મળ્યું. ગુજરાતની જનતાએ દારૂબંધીનો કાર્યક્રમ અપનાવ્યો અને ગમે તે ભોગે દારૂના મહા ભયંકર રાક્ષસનો સંહાર કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. સને ૧૯૨૧ માં પૂ. ગાંધીજીની દોરવણી નીચે ગુજરાતમાં દારૂનાં પીઠાંઓ ઉપર પીકેટિંગ શરૂ થયું. અનેક યુવાનોનાં માથાં લાઠીઓ ઝીલીને લોહીથી રંગાયાં હતાં. અને અનેક બહેનોએ માર સહન કર્યો હતો. સાધુબહેનોએ જેલખાનાં ભર્યાં હતાં.

સને ૧૯૩૮ માં કોંગ્રેસ સરકારે રાજ્યની લગામ હાથમાં લીધી કે તરતજ દારૂબંધી દાખલ કરી. ગુજરાતમાં અમદાવાદ શહેર અને આસપાસના ગામોમાં દારૂબંધીથી જે સુંદર પરિણામ આવ્યું તેના આંકડા આજે પણ મોજૂદ છે. ફકત મીલમજુરો કે ગરીબોના ઘરમાંથી દારૂએ દેશવટો લીધો એમ નહિ, પણ હજારો મધ્યમવર્ગ અને શ્રીમંતના કુટુંબો દારૂબંધીને લીધે સુખી અને સમૃદ્ધ થયાં છે. તેના દાખલા આજેપણ નજર આગળ છે. મજુરોની વ્યક્તિગત આવકમાંથી સરેરાશ દારૂ પાછળ રૂ. ૧૧-૦-૦ ખર્ચવામાં આવતા તેની બચત થવા પામી. આ ઉપરાંત મીલોમાં કામ કરતા કારીગરો વગેરેમાં કામની ઝડપ પણ આવી. એ રીતે એક સુંદર પરિણામ સને ૧૯૩૮ માં આવ્યું. કોંગ્રેસ સરકાર જતાં ફરીથી દારૂનો ધીકતો ધંધો શરૂ થયો, અને ૧૯૩૮ થી મુંબઇ સરકારને ૩ કરોડની આવક થઇ. તપાસના પરિણામે આંકડા પરથી જણાય છે કે જેટલી સરકારને આવક થાય તેનાથી ત્રણ ગણાં નાણાં દારૂડીઆઓના ગજવામાંથી જાય છે.

મતલબ કે ૨૭ કરોડ રૂપિયા મુંબઇ પ્રાંતમાં આ ઝેરી પીણાંમાં ફસાયેલાઓના ખીસામાંથી જતા હતા. આ ઉપરાંત શારીરિક અને માનસિક અસર થાય, અને લાખો કુટુંબોની પાયમાલી થાય તે જુદું !

## કાયદા સાથે કેળવણી

આપણી સરકાર ફકત કાયદાથીજ દારૂબંધી થાય તેમ ઇચ્છતી નથી. પણ સાથેસાથે જાહેર પ્રજામત અને લોકજાગૃતિ કેળવાય તે પણ જોવા માગે છે, આ કાર્ય માટે સતત લોકપ્રચાર અને લોકશિક્ષણની જરૂર છે. ગુજરાતમાં દારૂબંધી ખાતાએ આ દિશામાં પ્રયત્નો કર્યા છે. પ્રાંતિક દારૂબંધી સમિતિને દરેક જીલ્લાની વિગતો મળે અને વ્યવસ્થિત કાર્ય થાય તે માટે જીલ્લામાં સામાજિક કાર્યકારોની સમિતિઓ પણ નીમવામાં આવી છે.

દારૂબંધીના કાર્યના ૩ વિભાગ પાડી કાર્ય થાય છે. [૧]:— શિક્ષણ, પ્રચાર અને સંસ્કાર [૨] દેખરેખ અને તકેદારી [૩] જનતાનો સંપર્ક અને સમજાવટ.

પહેલા વિભાગનું કાર્ય દારૂબંધીખાતાની જિલ્લાની સમિતિ અને દારૂબંધીખાતાના અધિકારીઓની દેખરેખ નીચે ચાલે છે. બીજા વિભાગનું પોલીસ, હોમગાર્ડઝ, અને ગ્રામસંરક્ષણ દળ સંભાળે છે. જ્યારે ત્રીજો વિભાગ સામજિક કાર્યકરો સંભાળે છે.

તાલુકાના જે વિભાગમાં દારૂની બદીમાં ફસાયેલાની સંખ્યા વધારે હોય ત્યાં વિભાગીય સમિતિઓ પણ નામવામાં આવી છે. અને ગામેગામની ખબર ઉપરની મુખ્ય સમિતિ પાસે આવે છે. તે અંગે ગ્રામપંચાયત, ગ્રામસંરક્ષણ દળ વગેરે મારફતે મળે એવી કાર્યપદ્ધતિ ગોઠવવામાં આવી છે. આ રીતે દરેક ગામથી વિભાગ અને [illegible] સુધી દારૂબંધી અંગે સતત કાર્યની સાં[illegible]

★ સ્વાગતા ★

રામનાં અજબ આજ રખોપાં
રામરાજ્ય તણું પારખું આજે;
આજ ઉત્સવ અનેક ગૃહોમાં
આજ માનવસમાજ વિરાજે.

પાશવી વિષમયી મદિરાની
પાશગ્રન્થિ થકી પ્રીતમ છૂટયા,
આજ રાજ પિયુ, આજ હું રાણી
આજ રામ મુજ ઉપર ત્રુઠયા.

આસ્ય ક્યાં અસહ આસવગન્ધે?
કાય ક્યાં લથડતી અથડાતી?
આજ પૂર્ણ મદિરા પ્રતિબંધે
કાન્તિશક્તિ પિયુની પરખાતી.

સ્વામિની વિરમી આસવલીલા
હેતની વરસતી ફરી હેલી,
ધન્ય આજ મુજ કાન્ત રસીલા
ધન્ય આજ હું વધૂ વરઘેલી.

હો ભલે ઘરવિશે ન ઘરેણાં
હો ભલે નગદ લેશ ન નાણું,
છો પડોશણ સુણાવતી મ્હેણાં–
કાન્ત એ જ ધન સાચું પ્રમાણું.

થાય સાંઝ, રવિ આતપ કુણો
જોઉં વાટ મિટ માંડી અધીરી–
આવતો નિરખું કાન્ત સલુણો
માનું એજ અણમોલ અમીરી.

કાન્તને સુખદ નેહસુહાણી
પીરસું સુરસ ગોરસ–વાની,
માણતા રસિક એ રસલ્હાણી
માનતા મનગમી મિજમાની.

કંકુનું તિલક લાલ લલાટે
કંકણો રણકતાં કરમાં હો!
ને સુહાગધન જીવનવાટે
કાન્ત નિત્ય શિરછત્ર વિરાજે.

'રઘુનન્દન'

## મેયો ભાઈઓ

# સેવાધર્મીની કીર્તિકથા

:અનુવાદક:
ચંદ્રશંકર પ્રા. શુક્લ

**આજથી** પચાસેક વરસ પર અમેરિકાના મિનેસોટા સંસ્થાનનું એક ગામ વાવાઝોડા ને વંટોળથી તારાજ ન થયું હોત, તો વૈદકના ઇતિહાસમાં એક અતિશય ચમત્કારિક શોધ ન થવા પામી હોત. એ તારાજ થયેલા ગામનું નામ રોચેસ્ટર હતું. હવે તે મેયો ભાઈઓના રહેઠાણ તરીકે નામીચું થયેલું છે. જગતમાં આજે જે પ્રખ્યાત સર્જનો જીવતા છે તેમાં આ બે ભાઈઓની ગણના થાય છે. એમાંના એક ભાઈ ડૉ. સી. એચ. મેયો, અત્યારે પણ ગાંડપણ મટાડવાની દવા શોધવાના કામમાં રોકાયેલા છે. આ દવા નબળા મનના કે ગાંડા માણસના શરીરમાં ઇંજેક્શન વાટે દાખલ કરો, એટલે રુધિરનું અભિસરણ બદલાઈ જાય છે, ને ગાંડો માણસ ડાહ્યો થાય છે. આ શોધથી માનવજાતિને કેટલો લાભ થશે, એને વિષે અહીં કેટલીક હકીકતો આપી છે. તે પરથી તમે પોતે ખ્યાલ કરી લો.

આજે અમેરિકાની હૉસ્પિતાલોમાં બીજા બધા રોગોના દર્દીઓની સંખ્યાનો સરવાળો કરો એના કરતાંયે વધારે દર્દી મનના રોગોથી પીડાય છે. નિશાળમાં ભણતા દર સોળ વિદ્યાર્થી દીઠ એક વિદ્યાર્થી તેના જીવનનો અમુક ભાગ ગાંડાની હૉસ્પિતાલમાં ગાળવાનો. ગયા એક દસકામાં મનના રોગોની સંખ્યા લગભગ બમણી થઈ છે. આ વધારો જો બીજાં સો વરસ સુધી ચાલુ રહે તો દેશની આખી વસ્તીનો અડધો ભાગ ગાંડાની હૉસ્પિતાલમાં જાય; ને બાકીનો અડધો ભાગ બહાર રહીને, આ ગાંડાંને પોષવા કર ભર્યાં કરે.


**— સહેજે સમજાય તેવું —**

**આજે અમેરિકાની હૉસ્પિતાલોમાં બીજા બધા રોગોના દરદીઓની સંખ્યાનો સરવાળો કરો એના કરતાંયે વધારે દર્દી મનના રોગોથી પીડાય છે. નિશાળમાં ભણતા દર સોળ વિદ્યાર્થી દીઠ એક વિદ્યાર્થી તેના જીવનનો અમુક ભાગ ગાંડાની હૉસ્પીતાલમાં ગાળવાનો! ગયા એક દસકામાં મનના રોગોની સંખ્યા લગભગ બમણી થઈ છે. આ વધારો જો બીજા સો વરસ સુધી ચાલુ રહે તો દેશની આખી વસ્તીનો અડધો ભાગ ગાંડાની હૉસ્પીતાલમાં જાય, ને બાકીનો અડધો ભાગ, બહાર રહીને, આ ગાંડાંને પોષવા કર ભર્યાં કરે!**


મેયો ભાઈઓ આ અજબ દવાની શોધ પાછળ લગાતાર કામ કરી રહ્યા છે. શસ્ત્રવૈદ્યો તરીકે તેમની નામના આખી દુનિયામાં થયેલી છે. લંડન, પારીસ, બર્લીન, રોમ, લેનીનગ્રાડ અને ટોકિયોથી ડાક્ટરો તેમને ચરણે બેસી જ્ઞાન મેળવવા રોચેસ્ટર આવે છે. દર વરસે સાઠ હજાર દર્દીઓ, જાણે તીરથની જાત્રાએ જતા હોય એવી રીતે, આ ભાઈઓના દવાખાનામાં આવે છે. એમાંના ઘણાખરા તો મોતના મોંમાંથી ઊગરવાનો આ છેલ્લો ઉપાય અજમાવવા આવ્યા હોય છે.

મેયો ભાઈઓના પિતા ડૉ. મેયો આજથી પોણોસો વરસ ઉપર રોચેસ્ટર ગામમાં વસ્યા હતા. તે વેળા ગામની વસ્તી ફક્ત બે હજારની હતી. ડાક્ટરનાં પહેલાં બે દરદી તે એક ગાય ને એક ઘોડો હતાં. રેડ ઇંડિયનો સામે ગોરાઓને લડાઈ થઈ ત્યારે ડૉ. મેયોએ બંદૂક લઈ રેડ ઇંડિયનોને ધૂળ ચાટતા કરેલા. લડાઈ પૂરી થયા પછી તે રણક્ષેત્ર પર જઈ મરેલા માણસો ને ઘાયલોની માવજત કરતા. સાધારણ વખતમાં તેમના દરદીઓ પચાસેક માઈલના ઘેરાવામાં વિખરાયેલા હતા. તેમાંના ઘણા માટીના ઝૂંપા માં રહેતા. ડાક્ટરને આપવાની ફીના પૈસા એમની પાસે ન હોય. પણ ભલા વયોવૃદ્ધ ડાક્ટર મેયો, તેમનાં દરદ મટાડવા, કેટલીકવાર તો આખી રાત મુસાફરી કરી તેમને ઘેર પહોંચે. કેટલીકવાર તો રસ્તે બરફ ને પવનનાં એવાં સખત તોફાન થાય કે ધોળે દહાડે એમનાથી પોતાનો હાથ સુદ્ધાં દેખી શકાય નહીં.

આ ડાક્ટરને વિલિયમ ને ચાર્લ્સ નામનાં બે છોકરા

હતા. તે હવે આખી દુનિયામાં મેયો ભાઇઓ તરીકે પ્રખ્યાત થયેલા છે. તેમણે પહેલાં તો ગામના એક દવાવાળાને ત્યાં કંપાઉંડરનું કામ કર્યું. તે પછી મેડીકલ કોલેજમાં ગયા. ત્યારબાદ એક ભયંકર આફત આવી પડી. એ આફતની અસર વૈદકના ઇતિહાસ પર થવી નિર્માયેલી હતી. એ પ્રદેશ પર વાવાઝોડું ફરી વળ્યું. તેના રસ્તામાં જે કંઇ આવ્યું તેને તેણે તોડી ફોડીને ચૂરા કરી નાખ્યું. રોચેસ્ટરને પણ તેનો સપાટો લાગ્યો. સેંકડો માણસ ઘાયલ થયાં, ને ૨૩ માણસ મરાયાં. મેયો ભાઇઓ ને તેમના પિતાએ ઘરોના ભંગારમાં દિવસો સુધી કામ કરી ઘાયલોને પાટા બાંધ્યા, ભાંગેલાં અંગો નવાં બેસાડયાં, ને નસ્તરો કર્યાં.

સંત ફ્રાન્સીસના સાધ્વીઓના મઠની અધિષ્ઠાત્રી ભગિની આલફ્રેડને એમના કામથી એટલો બધો સન્તોષ થયો કે મેયો બાપદીકરા જે કામ કરવાનું માથે લે તો પોતે એક ઇસ્પિતાલ બાંધી આપવાની તૈયારી બતાવી. બાપદીકરાએ હા પાડી, ને ૧૮૮૯ માં મેયો ઇસ્પિતાલ ઉઘડયું. તે વેળા ઘરડા ડૉ. મેયોની ઉંમર સિત્તેર વરસની હતી ને તેમના દીકરાઓએ ઇસ્પિતાલમાં કદી કામ કરેલું નહોતું. તેઓ કહેતા કે 'અમે તો સાવ કાચા છીએ.' છતાં આજે એમાંના મોટા ભાઇ, વિલિયમ મેયો, કેન્સરની બાબતમાં આખી દુનિયાના સૌથી મોટા નિષ્ણાત ગણાય છે. બન્ને ભાઈ માને છે કે મારો ભાઇ મારા કરતાં મોટો માણસ છે. વાઢકાપના અતિશય ચોખ્ખા કામને માટે તેઓ મશહૂર છે. તેઓ જે ચોકસાઈ ને ઝડપથી કામ કરે છે તે જોઈને ઘણા ખરા સર્જનો દંગ થઈ જાય છે.

તેઓ ઇસ્પીતાલમાં સવારે સાત વાગે આવીને રોજ ચાર કલાક ઓપરેશનનું કામ કરે છે. વરસો થયાં તેઓ રોજનાં પંદરથી ત્રીસ ઓપરેશન કરે છે. છતાં તેમણે બન્નેએ પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો છે. તેઓ હજુ પોતાના કામમાં સુધારો કરવાનો પ્રયત્ન કરે છે, 'અને કહે છે કે 'હજુ તો અમારે ઘણું શીખવાનું બાકી છે.'

આખું રોચેસ્ટર શહેર તેમની ઇસ્પીતાલને આધારે ને તેને સારુ જીવે છે. એ શહેરમાં ટ્રામો દોડાવવામાં નથી આવતી, બસો અવાજ કર્યા વિના દોડે છે, અને રસ્તાઓ પર માણસો વાતચીત પણ બહુ ધીમે સાદે કરે છે. ભિખારીઓ તેમજ બેંકોના પ્રમુખો, ખેડુતો ને સિનેમાનાં નટ-નટીઓ સહુને ઇસ્પિતાલની દર્દીઓને રાહ જોવાની ઓરડીમાં બેસાડવામાં આવે છે. ને સહુને તેમના વારા પ્રમાણે ડાકટર પાસે લઈ જવામાં આવે છે. સહુની સરખી સારવાર થાય છે. ધનિકો પોતાના ગજા પ્રમાણે પૈસા આપે છે. પણ પૈસા અપાય એમ નથી એ કારણે હજુ એક દર્દીને ના પાડવામાં આવી નથી. મેયો ભાઇઓનું ત્રીજા ભાગનું કામ ધર્માદા થાય છે. તેમણે પોતાનાં બિલ માટે કદી દાવો માંડયો નથી: તેઓ કોઈ પણ દર્દી પાસે લેણાની ચિઠ્ઠી લખાવી લેતા નથી; તેમજ કોઇ પણ માણસને ઇસ્પિતાલની ફી આપવા માટે પોતાનું ઘર તેમણે ગિરો મૂકવા દીધું નથી. માણસ આવે ત્યારે જે રોકડ પૈસા આપી શકે તે તેઓ લે છે, ને એટલાથી સંતોષ માને છે; અને 'તમે કેટલા પૈસા આપી શકશો?' એવો સવાલ ઑપરેશન પહેલાં કદી પૂછતા નથી. એક માણસે પોતાની જિંદગી બચાવ્યા માટે તેમને ફી આપવા સારુ પોતાની વાડી ગિરો મુકી. એ વાતની ડાકટરોને ખબર પડી ત્યારે તેમણે એ માણસનો ચેક પાછો મોકલ્યો, એટલું જ નહિં પણ તેને માંદગીમાં જે નુકસાન થયું તેનું વળતર આપવા પોતે સામે બીજો ચેક મોકલ્યો.

એક નાના ગામના બે છોકરાઓની આ કીર્તિકથા છે. તેમણે પૈસા ભેગા કરવાની લાલચ કદી રાખી નથી; છતાં તેમને ત્યાં પૈસાનો વરસાદ વરસી રહ્યો છે તેમને કીર્તિની પરવા નહતી; છતાં તેઓ આજે અમેરિકાના સૌથી પ્રખ્યાત સર્જનો છે. તેમની એકમાત્ર ઇચ્છા દુઃખી માણસોની સેવા કરવાની છે. દરદીઓને રાહ જોવાના ઓરડામાં તેમણે એક સૂત્ર મઢીને ટિંગાડયું છે, તેના પરથી તેમની આ ભારે સફળતાનો ખુલાસો મળી રહે છે. એ સૂત્ર આ પ્રમાણે છે :'જગતને જેની જરૂર છે એવું કંઇક તમારી પાસે રાખો; એટલે, તમે જંગલમાં રહેતા હશો તોયે, જગત જંગલમાં કેડી પાડીને પણ તમારે બારણે પહોંચી જશે.'*

* 'મહાન બનો' એ પુસ્તકમાંથી : મૂળ લેખક :- ડેલ કાર્નેગી

**'નશા દ્વારા નવજીવન'(!) લાવવા મથતા અને એજ ભ્રમણામાં પતન પામતા દારૂબંધીના વિરોધીઓ માટે**

એકાંકી નાટિકા

# સરી જતું શૌર્ય

—xox—

: પાત્રો :

**ઋષભ :** દારૂબંધીનો વિરોધી એક સુધરેલો નશાબાજ
**હૃષીકેશ :** એનો સંયમી મિત્ર
**પ્રમથેશ :** ઋષભનો દાક્તાર
**નન્દિની :** ઋષભની પત્ની
**જાનકી :** હૃષીકેશની પત્ની
**કેશી :** એક છોકરી

લેખક

**દામુભાઇ સી. શુકલ**

(દ્રશ્ય પહેલું)

એક સ્વચ્છ ઓરડામાં હૃષીકેશ, નેતરની નીચી ખુરશીમાં બેઠો બેઠો, 'અજ્ઞેય માનવી' વાંચે છે. આખા ઓરડામાં વ્યવસ્થા દેખાઇ આવે છે, એક પણ વસ્તુ એ ન હોવી જોઇએ એવી જગ્યાએ નથી. અને અહીં અમુક વસ્તુની ખામી છે એવું પણ ક્યાંય લાગતું નથી. એનાં કપડાંમાં અને એના શરીરમાં પણ એ વ્યવસ્થા દેખાઇ આવે છે. વાંચવામાં મગ્ન એના વદન ઉપર સંયમનું તેજ છે. થોડીવારમાં બહાર છેક દરવાજેથી બૂમ પડે છે. 'હૃષિન્, હૃષિન્ છે કે ?' ઊભો થઇને હૃષીકેશ ઓશરીમાં જાય છે. 'આવ, આવ, ઋષભ, અત્યારમાં ક્યાંથી ?' કહેતો પોતાના મિત્રના ખરડા ઉપર હાથ રાખી તે તેને પોતાના બેસવાના ઓરડામાં લાવે છે. ઋષભ એકદમ ખુરશીમાં પડતું નાખે છે અને બોલવા બોલવાનું શરૂ કરે છે.]

ઋષભ:— આ તારી સરકાર દારૂબંધીમાં નથી ફાવવાની. (જોરથી હસે છે)

હૃષીકેશ:— (સસ્મિત) મારી સરકાર તે તારી નહિ ? અને એ નથી ફાવવાની એમ તું શા ઉપરથી કહે છે ?

ઋષભ:— હું આજે સવારેજ મુંબાઈથી આવ્યો. છેલ્લી બે રાતથી અમે ઉંઘ્યાજ નથી. બધે રખડ્યા છીએ અને લોકો કેવી કેવી રીતે દારૂ પીએ છે તે બધું જોયું છે.

હૃષીકેશ:— એ તો બધા ધીમે ધીમે છોડી દેશે. એક બાજુથી એમને સમજાવવામાં આવે છે કે દારૂ કેવી ખરાબ વસ્તુ છે અને બીજી બાજુથી દારૂને લગભગ અપ્રાપ્ય બનાવવાનાં પગલાં લેવાય છે. એટલે એનું શુભ પરિણામ આવવાનુંજ.

ઋષભ:— આવી રહ્યાં પરિણામ, બાપ ! (કપાળ ઉપર હથેળી અફાળે છે.) અને તમે બધા કહો છો એટલે અમારે માની લેવાનું કે દારૂ ખરાબ વસ્તુ છે. કેમ ?

હૃષીકેશ:— અમે કહીએ છીએ માટે નહિ. દરેક રીતે એ પુરવાર થઇ ચૂક્યું છે માટે—

ઋષભ:— ત્યારે આપણા પૂર્વજો મૂર્ખા હતા કે સોમરસનું પાન કરતા હતા ? આધુનિક યુરોપ-અમેરિકાના બધાજ લોકો પણ મૂર્ખા છે. કેમ ?

હૃષીકેશ:— આપણા પૂર્વજો જે સોમરસ પીતા એ દારૂ હતો એમ કોણે કહ્યું ? વળી યુરોપ અમેરિકાના બધાજ લોકો દારૂ પીએ છે એમ પણ શી રીતે કહેવાય ? અને જે પીએ છે તે ચોક્કસ મૂર્ખા છેજ.

ઋષભ:— (ખુરશીમાં બેઠા થઈ જઇને) માણસને કોઇ ને કોઇ પ્રકારના ઉત્તેજકની જરૂરી પડે છે એમ તો તું માને છે ને ?

હૃષીકેશ:— ના. આળસુ માણસો એવી જરૂર ઊભી કરે છે. બાકી કોઇપણ સમયે આહારવિહારમાં નિયમિત રહેનાર માણસને એવા કશાની જરૂર નથી પડતી.

ઋષભ:— પણ અત્યારના જમાનામાં માણસ નિયમિત કેવી રીતે રહી શકે ? કેટલી ઉતાવળ, કેટલી દોડધામ, કેટલી ચિંતા ! બધા કંઇ તારા જેવા વેદીઆ પણ નથી હોતા અને તારા જેવા સારા સંજોગોવાળા પણ નથી હોતા. (જાણે કોઇ આબાદ તીર છોડ્યું હોય એવા ભાવથી તે હૃષીકેશ સામે જોઈ રહે

હૃષીકેશ:— એવી સતત ઉતાવળ અને દોડધામ કરનાર હજારો માણસો છે, જેમણે દારૂનો કદી સ્પર્શ ન કર્યો હોય. અનિષ્ટ માદક પીણાંને ન્યાય્ય ઠરાવવા તારા જેવા બુદ્ધિશાળી લોકો, બુદ્ધિનો દુરુપયોગ નથી કરતા, ઋષભ?

ઋષભ:— એમાં બુદ્ધિનો દુરુપયોગ શો થયો? અમારામાં બુદ્ધિ છે એટલે અમે તમારા ભગતવેડા સમજી શકીએ છીએ અને એનો વિરોધ કરીએ છીએ. ચા ન પીવાય, બીડી ન પીવાય, કોફિન ના પીવાય, દારૂ ન પીવાય. હું તો પછી જીંદગીમાં રહ્યું શું? (ફરીથી મોટેથી હસે છે અને પાછો અટ્ટે છે)

હૃષીકેશ:— તને આ બધી વસ્તુઓ સિવાય જીંદગીમાં કંઈજ ઉપભોગ્ય નથી લાગતું એ પણ એક આશ્ચર્યની વાત છે ને? એક વખત એક ખરાબ ટેવ પડે છે એટલે, મને લાગે છે, માણસ એમાં આગળને આગળ ચાલ્યો જાય છે અને પોતાનો નાશ કરે છે ત્યારેજ અટકે છે! (થોડીવાર થોભીને) પરિણામો એને અટકાવે છે.

ઋષભ:— આ નાશ બાશની વાતો તમે જોડી કાઢી છે. મારૂં શરીર જો, ને તારૂં? મારૂં કેટલું વજન છે, અને તારૂં? હું કેટલું કામ કરી શકું છું, ને તું? હું કેવો આખો દિવસ આનંદમાં રહું છું? અને તું?

હૃષીકેશ:— જો કે એ બધું હું માનતો નથી પણ ધારો કે તું કહે છે એમ તારૂં બધું સારૂં હોય તો પણ શું? એ બધું કંઈ તારી આ ખરાબ ટેવને લીધે નથી. એ તો તને વારસામાં મળેલા સારા શરીર ને નાનપણના તારા સારા ઉછેરને આભારી છે. ખરૂં જો તો તો તારે આમ વિચારવું જોઈએ. 'મને કુદરતે આટલી બધી સારી બક્ષિસો આપી છે, જ્યાં હું એમને, કેટલા થોડા સમયમાં વેડફી નાખવા તૈયાર થયો છું? તું એમ માની શકે છે, ઋષભ, કે તું આવું શરીર લાંબો વખત ટકાવી શકીશ?

ઋષભ:— એમાં માનવાનો કોઈ પ્રશ્નજ નથી. મારૂં શરીર સારૂં છે. ને એવુંજ રહેશે વળી ... (એટલામાં હૃષીકેશની પત્ની જાનકી પ્રવેશ કરે છે. આજેજ વાળ ધોયા છે એટલે વાળ છૂટા અને છેક કમર સુધી બરડામાં પથરાયેલા છે. એનું મોં સૌમ્ય અને સુંદર છે)

જાનકી:— ઓ હોહો હો! ઋષભભાઈ! તમે ક્યાંથી? આ શું? તમે બન્ને મળો કે ચર્ચા ને દલીલબાજી! એમણે મારી આગળ અનેક વખત કહ્યું છે કે નકામી દલીલબાજીથી તમારી મિત્રતા વણસી રહી છે, છતાં તમે કેમ પાછા એ ને એ રસ્તે જાઓ છો?

હૃષીકેશ:—શું થાય? દર વખતે ઋષભ એવી ભેંસ ભડકે એવી વાતો કરવાનો કે મારાથી એનો વિરોધ કર્યા વગર રહેવાતું નથી અને મારા તરફથી વિરોધ થાય એટલે એનો પિત્તો પણ ઉકળે છે

ઋષભ:—સાચી વાત કહું, જાનકી ભાભી, હવી પહેલેથીજ આવો છે. આમ થાય ને આમ ન થાય. હું કહું 'બે ઘડી દિલ બહેલાની, યાર' તો સામું ભાષણ ફેંકે; જાણે દુનિયા બધી બગડી ચાલી હોય અને મારા જેવા પામર જીવોને વિનાશ તરફ ધકેલાતા જોઈને એ મહાત્માનું હૃદય ન દુભાતું હોય! મને લાગે છે ઘરમાં પણ આખો દિવસ ઉપદેશજ આપ્યા કરતો હશે. કોઈ દિવસ ખુલ્લા દિલે હસે છે ખરો? [વળી પાછો મોટેથી હસતો હસતો ખુરશીમાં લંબાય છે અને ઉત્તર માટે જાનકી સામું જુએ છે.]

જાનકી: (સસ્નેહ હૃષીકેશ તરફ જોઈને) એમને મેં કદી ઉદાસ જોયાજ નથી, ઋષભભાઈ. પોતાનું કામ કરે અને નવરા પડે એટલે છોકરાં સાથે રમે, કૂદે અને આનંદ કરે કરાવે.

ઋષભ: તમે પણ સતી 'ટાઈપ' નાં લાગો છો. પતિરાજનું કદી ખોટું બોલાય કે? (હસે છે) વારૂ, તમેજ કહોને, આ જે દારૂબંધીનો કાયદો થયો છે તેનાથી માણસના વ્યક્તિસ્વાતંત્ર્યનો નાશ નથી થતો? લોકશાહીમાં લોક સર્વસ્વ હોય તો એમની મરજી વિરુદ્ધ તમે આવો કાયદો કેવી રીતે કરી શકો?

જાનકી: હું રાજકારણમાં તો બહુ ના સમજું, ભાઈ, પણ આટલું તો ચોક્ખું છે ને કે જો દારૂડિયાઓને દારૂ પીતાં રોકવાથી વ્યક્તિસ્વાતંત્ર્યનો નાશ થાય તો ચોરને ચોરી કરતાં, ખૂનીને ખૂન કરતાં અને ડાકુને ધાડ પાડતાં પણ નજ રોકી શકાય. અને એમ થાય તો?

હૃષીકેશ: શાબાશ, જાનકી. તેં બરોબર વાત કરી. આ લોકો વ્યક્તિસ્વાતંત્ર્યનું તૂત લઈને બેઠા છે. પણ એ સમજતા નથી કે કોઈ પણ સંસ્કૃત સમાજમાં વ્યક્તિને પોતાની સ્વતંત્રતા ઉપર કાપ મૂકવોજ પડે છે

દાખલા તરીકે મને રાતે બાર વાગ્યે નગારાં પાડવાનું મન થઇ આવે તો મારે તે પણ મારા પાડોશીનો વિચાર કરીને રોકવું જોઇએ અથવા મને રસ્તા ઉપર આમથી તેમ ને તેમથી આમ ટહેલવાનું મન થઇ આવે તો પણ વાહનવ્યવહારનો વિચાર કરી મારે પગથી ઉપર જ ચાલવું જોઇએ.

ઋષભ : (તાનમાં આવી જઇને) પણ બધા લોકો એવું કરે છે? આપણા રસ્તાઓ ઉપર નજર કરી જો, આપણા વસવાટોમાં ફરજે, તને તરત ખબર પડી જશે કે માણસ પોતાને ગમે છે તેમજ કરે છે.

હૃષીકેશ : માટે જ સરકારને વચમાં પડવું પડે છેને? અને કાયદા કરવા પડે છે ને? સમજ અને વિચારપૂર્વક તમે જો તમારું વર્તન ન ઘડો અને સમાજને ઉપદ્રવ કરો તો તમને ફરજ પાડ્યે જ છૂટકો. એમાં વ્યક્તિ-સ્વાતંત્ર્યને જરાપણ હરકત આવતી નથી.

ઋષભ : આ બાબતમાં તું ઠીક કહે છે. પણ માણસે શું ખાવું, શું પીવું અને શું પહેરવું ઓઢવું એ પણ જ્યારે સરકાર નક્કી કરે ત્યારે તો થઇ જ રહ્યું ને.? એમાં વ્યક્તિસ્વાતંત્ર્ય હણાય જ છે અને હું અને મારા જેવા વિચારના માણસો એનો વિરોધ કરવાના ને કરવાના જ.

જાનકી : (હૃષીકેશ કંઇ બોલવા જતો હતો એને રોકીને) હશે ત્યારે, ઋષભભાઇ પણ કાંઇ નાના કે અણસમજુ નથી. એમને ફાવે તે એ કરે અને તમને ફાવે તે તમે કરો.

હૃષીકેશ : (વ્યથિત થઇ જઇને) એ તારું કહેવું ઠીક છે, જાનકી. પણ ઋષભ મારો નાનપણનો મિત્ર છે અને એ જે રસ્તે જઇ રહ્યો છે એ રસ્તો એને... ...

ઋષભ : તું મારી ચિંતા ન કર, દોસ્ત. I can look after myself હું તો ચોક્કસ માનું છું કે દારૂના માફકસર સેવનથી કામ સારું થાય છે ને તબીઅત પણ સારી રહે છે. મને પણ તારી ચિંતા થાય છે કે બિચારો હરિન્ કંઇ જ બોલ્યા વિના લુખ્ખો આવ્યો'તો ને લુખ્ખો જશે. (મોટેથી હસે છે.) માફ કરજો, જાનકી-ભાભી, અમે તો એવી રીતે ગમ્મત કરવા ટેવાએલા છીએ. (ઉભો થઇ જઇને). લો ત્યારે, સાહેબજી. મારે એક બીજે ઠેકાણે મિજલસમાં જવાનું છે. (ચાલ્યો જાય છે)

જાનકી : ચા પીવા તો રોકવા'તા. તમેય પણ શું? બહુ ભોળા છો.

હૃષીકેશ : ખરેજ. મને આવાઓના વર્તનથી ખૂબ લાગી આવે છે. આવા અર્ધી સમજણવાળા અને પોતાની જાતને હોશિયાર માનનારા માણસો જ જાતે ખરાબ થઇ બીજાઓને ખરાબ કરે છે. [નિસાસો નાખીને બોલે છે. જાનકી ચાલી જાય છે ને પડદો પડે છે.]

## દૃશ્ય ૨જું

[ઋષભના ઘરનો સુવાનો ખંડ દેખાય છે. બધી વસ્તુઓ અસ્વચ્છ, નિસ્તેજ અને ગમે તેમ પડેલ હોય છે. એક ખાટલા ઉપર મોટા તકીઆ ઉપર છાતી દાબીને ઋષભ બેઠો છે. એને સવારના ચાર વાગ્યાથી છાતીમાં સખત દુખાવો થાય છે. એના લગભગ ધોળા થઇ ગએલા વાળ ઓળ્યા વગરના છે. એનું મોં ઉજાગરા જેવું લાગે છે. એની આંખોની આજુબાજુ કાળાં કુંડાળાં પડી ગયાં છે. એણે એક મેલું ધોતીયું અને ખમીસ પહેર્યાં હોય છે. તે વચ્ચે વચ્ચે ચિત્કાર કરે છે. એની બૂમ સાંભળીને અવારનવાર એની વહૂ આવે છે. અને પાછી ચાલી જાય છે. દૂરના ખંડમાંથી છોકરાંનાં તોફાનના અવાજો સંભળાય છે.]

ઋષભ : [બે હાથ વડે છાતી દાબીને] ઓ ... રે! આટલું બધું દુઃખ! કેમ સહ્યું જશે! ખલાસ થઇ જવાશે કે શું? કેકી આવી જ રીતે ગયો'તો ને? અને પેલો વિક્રમ અને... અને... અરે... બધાં ક્યાં ગયાં? કોઇ આવો... આવો... હું આ મરી ચાલ્યો... ... દોડો... દોડો... [બૂમો મારે છે અને આખા તકીઆ ઉપર વેદનાને લીધે પછાડા ખાય છે. એની પત્ની આવે છે.]

પત્ની : દાક્તરને બોલાવ્યા, પણ આવવાની ના કહે છે. કહે છે: 'ઢીંચ્યા કરો ને થાઓ દુઃખી. હું શું કરું? આમાં નવું શું છે? વળી બિલ પણ કેટલું ચઢી ગયું છે.' શું કરીશું? તમને આ લતે કયા મુઆએ ચઢાવ્યા? [પાસે બેસીને એના બરડા ઉપર હાથ ફેરવે છે.]

ઋષભ :— (થોડીવાર પડી રહીને અહેજ કળ વળ્યા પછી) મને આ લતે કોણે ચઢાવ્યો? મારા નસીબે, મારી મૂર્ખાઇએ, મારા ઘમંડે! (પાછો બોલતો બંધ થાય છે.) કોલેજમાંથી જ પીતાં શીખ્યો'તો. આપણે પરણ્યાં ત્યારે તો હું પીનારાઓની ટોળીનો સરદાર થઇ ચૂક્યો'તો!

હૃષીકેશ:— એવી સતત ઉતાવળ અને દોડધામ કરનાર હજારો માણસો છે, જેમણે દારૂનો કદી સ્પર્શ ન કર્યો હોય. અનિષ્ટ માદક પીણાંને ન્યાય્ય ઠરાવવા તારા જેવા બુદ્ધિશાળી લોકો, બુદ્ધિનો દુરૂપયોગ નથી કરતા, ઋષભ?

ઋષભ:— એમાં બુદ્ધિનો દુરૂપયોગ શો થયો? અમારામાં બુદ્ધિ છે એટલે અમે તમારા ભગતવેડા સમજી શકીએ છીએ અને એનો વિરોધ કરીએ છીએ. ચાન પીવાય, બીડી ન પીવાય, કૉકટેલ ના પીવાય, દારૂ ન પીવાય. હું તો પછી જીંદગીમાં રહ્યું શું? (ફરીથી મોટેથી હસે છે અને પાછો અટૂલે છે)

હૃષીકેશ:— તને આ બધી વસ્તુઓ સિવાય જીંદગીમાં કંઈજ ઉપભોગ્ય નથી લાગતું એ પણ એક આશ્ચર્યની વાત છે ને? એક વખત એક ખરાબ ટેવ પડે છે એટલે, મને લાગે છે, માણસ એમાં આગળને આગળ ચાલ્યો જાય છે અને પોતાનો નાશ કરે છે ત્યારેજ અટકે છે! (થોડીવાર થોભીને) પરિણામો એને અટકાવે છે.

ઋષભ:— આ નાશ બાશની વાતો તમે જોડી કાઢી છે. મારૂં શરીર જો, ને તારૂં? મારૂં કેટલું વજન છે, અને તારૂં? હું કેટલું કામ કરી શકું છું, ને તું? હું કેવો આખો દિવસ આનંદમાં રહું છું? અને તું?

હૃષીકેશ:— જો કે એ બધું હું માનતો નથી પણ ધારો કે તું કહે છે એમ તારૂં બધું સારૂં હોય તો પણ શું? એ બધું કંઇ તારી આ ખરાબ ટેવને લીધે નથી. એ તો તને વારસામાં મળેલા સારા શરીર ને નાનપણના તારા સારૂ ઉછેરને આભારી છે. ખરૂં જો તો તો તારે આમ વિચારવું જોઈએ. 'મને કુદરતે આટલી બધી સારી બક્ષિસો આપી છે, છતાં હું એમને કેટલા થોડા સમયમાં વેડફી નાખવા તૈયાર થયો છું? તું એમ માની શકે છે, ઋષભ, કે તું આવું શરીર લાંબો વખત ટકાવી શકીશ?

ઋષભ:— એમાં માનવાનો કોઇ પ્રશ્નજ નથી. મારૂં શરીર સારું છે. ને એવુંજ રહેશે વળી ...(એટલામાં હૃષીકેશની પત્ની જાનકી પ્રવેશ કરે છે. આજેજ વાળ ધોયા છે એટલે વાળ છૂટા અને છેક કમર સુધી બરડામાં પથરાયેલા છે. એનું મો સૌમ્ય અને સુંદર છે)

જાનકી:— ઓ હો હો હો! ઋષભભાઈ! તમે ક્યાંથી? આ શું! તમે બને મળો કે ચર્ચા ને દલીલબાજી! એમણે મારી આગળ અનેક વખત કહ્યું છે કે નકામી દલીલબાજીથી તમારી મિત્રતા વણસી રહી છે, છતાં તમે કેમ પાછા એ ને એ રસ્તે જાઓ છો!

હૃષીકેશ:—શું થાય? દર વખતે ઋષભ એવી ભેંસ ભડકે એવી વાતો કરવાનો કે મારાથી એનો વિરોધ કર્યા વગર રહેવાતું નથી અને મારા તરફથી વિરોધ થાય એટલે એનો પિત્તો પણ ઉકળે છે

ઋષભ:—સાચી વાત કહું, જાનકી ભાભી, હુંજી પહેલેથીજ આવો છે. આમ થાય ને આમ ન થાય. હું કહું 'એ ઘડી દિલ બહેલાની, યાર' તો સામું ભાષણ દે છે; જાણે દુનિયા બધી બગડી ચાલી હોય અને મારા જેવા પામર જીવોને વિનાશ તરફ ધકેલાતા જોઈને એ મહાત્માનું હૃદય ન દુભાતું હોય! મને લાગે છે ઘરમાં પણ આખો દિવસ ઉપદેશજ આપ્યા કરતો હશે. કોઈ દિવસ ખુલ્લા દિલે હસે છે ખરો? [વળી પાછો મોટેથી હસતો હસતો ખુરશીમાં લંબાય છે અને ઉત્તર માટે જાનકી સામું જુએ છે.]

જાનકી: (સસ્નેહ હૃષીકેશ તરફ જોઇને) એમને મેં કદી ઉદાસ જોયાજ નથી, ઋષભભાઈ. પોતાનું કામ કરે અને નવરા પડે એટલે છોકરાં સાથે રમે, કૂદે અને આનંદ કરે કરાવે.

ઋષભ: તમે પણ સતી 'ટાઇપ' નાં લાગો છો. પતિરાજનું કદી ખોટું બોલાય કે? (હસે છે) વારુ, તમે જ કહોને, આ જે દારૂબંધીનો કાયદો થયો છે તેનાથી માણસના વ્યક્તિસ્વાતંત્ર્યનો નાશ નથી થતો? લોકશાહીમાં લોક સર્વસ્વ હોય તો એમની મરજી વિરુદ્ધ તમે આવો કાયદો કેવી રીતે કરી શકો?

જાનકી: હું રાજકારણમાં તો બહુ ના સમજું, ભાઇ, પણ આટલું તો ચોક્કસ છે ને કે જો દારૂડિયાઓને દારૂ પીતાં રોકવાથી વ્યક્તિસ્વાતંત્ર્યનો નાશ થાય તો ચોરને ચોરી કરતાં, ખૂનીને ખૂન કરતાં અને ડાકુને ધાડ પાડતાં પણ નજ રોકી શકાય. અને એમ થાય તો?

હૃષીકેશ: શાબાશ, જાનકી. તેં બરોબર વાત કરી. આ લોકો વ્યક્તિસ્વાતંત્ર્યનું તૂત લઇને બેઠા છે. પણ એ સમજતા નથી કે કોઇ પણ સંસ્કૃત સમાજમાં વ્યક્તિને પોતાની સ્વતંત્રતા ઉપર કાપ મૂકવોજ પડે છે.

દાખલા તરીકે મને રાતે બાર વાગે બરાડા પાડવાનું મન થઇ આવે તો મારે તે પણ મારા પાડોશીનો વિચાર કરીને રોકવું જોઇએ અથવા મને રસ્તા ઉપર આમથી તેમ ને તેમથી આમ ટહેલવાનું મન થઇ આવે તો પણ વાહનવ્યવહારનો વિચાર કરી મારે પગથી ઉપર જ ચાલવું જોઇએ.

ઋષભ: (તાનમાં આવી જઇને) પણ બધા લોકો એવું કરે છે? આપણા રસ્તાઓ ઉપર નજર કરી જો, આપણા વસવાટોમાં ફરજે, તને તરત ખબર પડી જશે કે માણસ પોતાને ગમે છે તેમજ કરે છે.

હૃષીકેશ: માટે જ સરકારને વચમાં પડવું પડે છેને? અને કાયદા કરવા પડે છે ને? સમજી અને વિચારપૂર્વક તમે જો તમારું વર્તન ન ઘડો અને સમાજને ઉપદ્રવ કરો તો તમને ફરજ પાડયે જ છૂટકો. એમાં વ્યક્તિ-સ્વાતંત્ર્યને જરાપણ હરકત આવતી નથી.

ઋષભ: આ બાબતમાં તું ઠીક કહે છે. પણ માણસે શું ખાવું, શું પીવું અને શું પહેરવું ઓઢવું એ પણ જ્યારે સરકાર નક્કી કરે ત્યારે તો થઇ જ રહ્યું ને.? એમાં વ્યક્તિસ્વાતંત્ર્ય હણાય જ છે અને હું અને મારા જેવા વિચારના માણસો એનો વિરોધ કરવાના ને કરવાનાજ.

જાનકી: (હૃષીકેશ કંઇ બોલવા જતો હતો એને રોકીને) હશે ત્યારે, ઋષભભાઇ પણ કાંઇ નાના કે અણસમજુ નથી. એમને ફાવે તે એ કરે અને તમને ફાવે તે તમે કરો.

હૃષીકેશ: (વ્યથિત થઇ જઇને) એ તારું કહેવું ઠીક છે, જાનકી. પણ ઋષભ મારો નાનપણનો મિત્ર છે અને એ જે રસ્તે જઇ રહ્યો છે એ રસ્તો એને... ...

ઋષભ: તું મારી ચિંતા ન કર, દોસ્ત. I can look after myself હું તો ચોક્કસ માનું છું કે દારૂના માફકસર સેવનથી કામ સારું થાય છે ને તબીઅત પણ સારી રહે છે. મને પણ તારી ચિંતા થાય છે કે બિચારો હવિન્ કંઇ જ ભોગવ્યા વિના લુખ્ખો આવ્યો'તો ને લુખ્ખો જશે. (મોટેથી હસે છે.) માફ કરજો, જાનકી-ભાભી, અમે તો એવી રીતે ગમ્મત કરવા ટેવાએલા છીએ. (ઊભો થઇ જઇને). લો ત્યારે. સાહેબજી. મારે એક બીજે ઠેકાણે મિજલસમાં જવાનું છે. (ચાલ્યો જાય છે)

જાનકી: આ પીવા તો રોકવા'તા. તમેથય શું? બહુ આવા છો.

હૃષીકેશ: ખરેજ. મને આવાઓના વલણથી ખૂબ લાગી આવે છે. આવા અર્ધી સમજણવાળા અને પોતાની જાતને હોશિયાર માનનારા માણસો જ જાતે ખરાબ થઇ બીજાઓને ખરાબ કરે છે. [નિસાસો નાખીને બોલે છે. જાનકી ચાલી જાય છે ને પડદો પડે છે.]

## દ્રશ્ય ૨જું

[ઋષભના ઘરનો સુવાનો ખંડ દેખાય છે. બધી વસ્તુઓ અસ્વચ્છ, નિસ્તેજ અને ગમે તેમ પડેલ હોય છે. એક ખાટલા ઉપર મોટા તકીઆ ઉપર છાતી દાબીને ઋષભ બેઠો છે. એને સવારના ચાર વાગ્યાથી છાતીમાં સખત દુખાવો થાય છે. એના લગભગ ધોળા થઇ ગએલા વાળ ઓળ્યા વગરના છે. એનું મોં ઉજાગરા જેવું લાગે છે. એની આંખોની આજુબાજુ કાળાં કુંડાળાં પડી ગયાં છે. એણે એક મેલું ધોતીયું અને ખમીસ પહેર્યાં હોય છે. તે વચ્ચે વચ્ચે ચિત્કાર કરે છે. એની બૂમ સાંભળીને અવારનવાર એની વહુ આવે છે. અને પાછી ચાલી જાય છે. દૂરના ખંડમાંથી છોકરાંનાં તોફાનના અવાજો સંભળાય છે.]

ઋષભ: [બે હાથ વડે છાતી દાબીને] ઓ... રે! આટલું બધું દુઃખ! કેમ સહ્યું જશે! ખલાસ થઇ જવાશે કે શું? કેવી આવીજ રીતે ગયો'તો ને? અને પેલો ત્રિકમ અને... અને... અરે... બધાં ક્યાં ગયાં! કોઇ આવો... આવો... હું આ મરી ચાલ્યો... ... દોડો... દોડો... [બૂમો મારે છે અને આખા તકીઆ ઉપર વેદનાને લીધે પછાડા ખાય છે. એની પત્ની આવે છે.]

પત્ની: દાક્તરને બોલાવ્યા, પણ આવવાની ના કહે છે. કહે છે: 'ક્રીચ્યા કરો ને થાઓ દુઃખી. હું શું કરું? આમાં નવું શું છે? વળી બિલ પણ કેટલું ચઢી ગયું છે.' શું કરીશું? તમને આ લતે ક્યા મુઆએ ચઢાવ્યા? [પાસે બેસીને એના બરડા ઉપર હાથ ફેરવે છે.]

ઋષભ:— (થોડીવાર પછી રડીને સહેજ કળ વળ્યા પછી) મને આ લતે કોણે ચઢાવ્યો? મારા નસીબે, મારી મૂર્ખાઇએ, મારા ઘમંડે! (પાછો બોલતો બંધ થાય છે.) કોલેજમાંથી જ પીનાં શીખ્યો'તો. આપણે ભણતાં ત્યારે તો હું પીનારાઓની ટોળીનો સરદાર થઇ ચૂક્યો'તો!

પત્ની: તમને મારું ભાવી બગાડતાં કંઈ વિચાર જ ન આવ્યો? અને બે નાની છોકરીઓનું શું? પૈસા તો બધા ગયા. દેવું એટલું થયું છે કે કોઈ હવે આપતું નથી. તમને કોઈ દિવસ કંઈ વિચારજ નથી આવતો? (રડે છે.)

ઋષભ: આવે છે. હમણાં હમણાં તો કદી કદી વિચાર આવે છે. પણ...પણ - હવે હું લાચાર છું. મારાથી હવે એના વિના રહેવાતું જ નથી. આટલું દુઃખ થાય છે પણ જો હમણાં થોડો એ લઉં તો જોઈ લે મઝા! (એની આંખમાં કોઈ અમાનુષી તેજ થોડીવાર આવી જાય છે.)

પત્ની: બાળી તમારી મઝા. એ મઝાએજ આ મોંકાણ કરી છે....અને હવે તો પીવાનાજ શી રીતે છો?

ઋષભ: મને દાકતરી સર્ટિફિકેટ ઉપર મળે તો ખરો. પણ...પણ હવે બસ! હવે જીવવાનું ગમતું નથી. મારી નજર આગળ આખો ભૂતકાળ આવે છે! પ્રભુએ મને શું નહોતું આપ્યું? (બોલાતું નથી અને દુઃખ થાય છે એટલે થોડીવાર થોભે છે.)...અને ..અને અત્યારે મારી પાસે શું છે? તારા ક્લેશને મેં ન ગણકાર્યો અને મિત્રોની શિખામણને પણ...(એને એકદમ હ્રષીકેશ યાદ આવે છે.) એક સાચો મિત્ર યાદ આવે છે. પણ એને મારા ઉપર આ ટેવથી એટલો તિરસ્કાર આવી ગયો હશે કે એ તો મારું મોં પણ નહિ જુએ છતાં...છતાં...તું પ્રયત્ન કર. કેશીને મોકલ. કહીએ હમણાં ને હમણાં બોલાવે છે. એ આવશે...જરૂર આવશે. (પાછો છાતી પંપાળે છે ને બેચેનથી ડ્ડુસે છે.)

(પત્ની 'કેશી! ઓ કેશી'ની બૂમ પાડે છે અને એક પીળી ને પાતળી છોકરી દેખાય છે. 'જા તો કેશી, હ્રષીકાકાને હમણાં ને હમણાં બોલાવી લાવ. ઘર તો યાદ છે ને' છોકરી ધૂણાવીને ચાલી જાય છે.)

પત્ની: હ્રષીભાઈ આવે તો બાજ્ર દલીલે ના ચઢના. એ કહે તે બધું સાંભળજો.

ઋષભ: ગાંડી છે? અને હવે દલીલે ચઢવાની શક્તિ પણ કોનામાં છે? આ...રે...(ચીસ પાડે છે. એની આંખમાં આંસુ આવી જાય છે. પત્ની પણ આંખો લૂછે છે.)

પત્ની: આટઆટલું ભોગવવું પડે પછી દારૂનો આનંદ ક્યાં રહ્યો? તમે અત્યાર અગાઉ એ કેમ ન છોડ્યો? રે માથું તો કેટલું નીકળી પડતું'તું?

ઋષભ: હવે મને સમજાય છે કે ભૂલ ક્યાં થતી હતી. પૈસાદાર મિત્રોનું અનુકરણ કરી હું આ લતે ચઢ્યો. મારા અહંકારે મને કશું દારૂ વિરુદ્ધનું માનવા ન દીધું. અને જ્યારે ખૂબ સહન કરવું પડે અને છોડી દેવાનું મન થાય ત્યારે મારું આળસ વચ્ચે આવે! (થોડીવાર પડી રહે છે.) હા. આળસ. 'ધીમે ધીમે ઓછો કરીને છોડીશ.' 'આ વર્ષમાંથી તો એની સામું પણ નહિ જોઉં.' એવું મેં કેટલીય વખત વિચાર્યું હતું! પણ પીનારાઓનું શરીર નબળું પડે છે તેમ તેમનું મનોબળ પણ નબળું પડે છે. અને એ લતે ચઢેલા બીજા નાકકટ્ટાઓ તો હંમેશ તમને નાશને રસ્તે લઈ જવા તૈયાર હોય છે....(શાન્ત પડી રહે છે અને એની પત્ની શૂન્યમૂઢ થઈને એની પાસે બેસી રહી છે. પત્નીને કશું સાંભળવાનું અને ઋષભને કશું બોલવાનું મન થતું નથી. બંનેનું મન બીજાંજ્ઞ, ભયંકર ભવિષ્યને જુએ છે અને કંપે છે. પીળી કેશી દેખાય છે અને 'હ્રષીકાકા આવે છે' કહીને ચાલી જાય છે. ઋષભ સળવળે છે. પત્ની કપડાં ઠીકઠાક કરે છે.)

ઋષભ: મને ખાત્રી હતી કે હ્રષી આવશે! એનું કહેલું એક વાર પણ પાળ્યું હોત તો! ખેર, ઈશ્વર જો એકવાર તક આપે તો...(ચિંતાતુર અને ગંભીર વદનવાળો હ્રષીકેશ પ્રવેશ કરે છે. ઓરડાના અને ઘરના હાલ જોઈને તેનાથી નિસાસો નખાઈ જાય છે. તે સીધો ઋષભ પાસે જઈને બેસી જાય છે અને એના બરડામાં મમતાથી હાથ ફેરવે છે.)

હ્રષીકેશ: દોસ્ત, ઋષભ, જો હું આવી પહોંચ્યો. બહુ દુઃખે છે? મને પહેલાં કેમ જાણ ન કરી. મારા નાનપણના સાથી, આવું કરીએ કે? (બોલતે બોલતે હ્રષીની આંખો ભીની થાય છે પત્નીથી મોટેથી રડી દેવાય છે. ઋષભ પણ રોઈ દે છે.)

પત્ની: (સ્વસ્થ થતાં થતાં) તમે એમનું મોં પણ નહિ જુઓ એમ જો કે એ કહેતા હતા છતાં એમને ગળા સુધી વિશ્વાસ હતો કે તમે આવશો. હ્રષીભાઈ, હવે શું કરીશું? (પાછી રડી પડે છે.)

હ્રષીકેશ: દુઃખી ન થાઓ, નન્દિનીબેન. આપણે હમણાંજ કંઈ રસ્તો કાઢીશું. (ઋષભને માથે હાથ ફેરવીને) ઋષભ, ભાઈ ઋષભ, આવો હૃદય ઉપર હુમલો તને કેટલી વાર થયો?

ઋષભ: આવો સખત હુમલો તો આ પહેલી જ વાર થયો. તારું કહ્યું ન માન્યું, હર્ષી, ને આ દશા થઈ. હું તો જઈશ, આ બધાંને સાચવજે. (પાછો રડે છે.)

હર્ષીકેશ: ગભરા નહિ, દોસ્ત. એમ હિંમત શું હારે છે. તારી દુષ્ટ લતને ટકાવવામાં બધી હિંમત વાપરી કાઢી કે શું? નહિ તો ઋષભની આંખમાં આંસુ હોય કે!

ઋષભ: (સ્વસ્થ થઈને) ઠીક કહે છે ભાઈ, એ લતને વળગી રહેવામાં ઓછી હિંમત નથી જોઈતી. નહિ તો એનામાં સુખ કે આનંદ આપવાની શક્તિ લોકો જ્ઞાન અને દેખાદેખીથી માની લે છે એટલી નથી. પીતાં જ એટલો બધો ત્રાસ થાય છે. પછી તાત્કાલિક વિસ્મૃતિ આવી જાય છે અને અમુક પ્રકારનો ઉશ્કેરાટ આવે છે. એને આનંદ કહેવો હોય તો કહેવાય. અને પછી, માથાનો દુખાવો, બેચેની અને આવી અસહ્ય વેદના!

હર્ષીકેશ :— આટલું સમજતો હતો છતાં તું આ રસ્તેથી પાછો કેમ ન વળ્યો?

ઋષભ:— એનાં બે કારણ છે. હર્ષી. એક મારું ઘમંડ અને બીજું મારું જ્ઞાન હું ડરી જઉં. ?આ લત છોડી દઉં? તો હર્ષી જેવા મારા મિત્રો હસે ને? એમજ કહેને કે તે ડરતા હતા અને હું મૂર્ખો!' આવા વિચારો કરી મેં એ ટેવ ચાલુ રાખી. વળી એનાથી આવી દુર્દશા થતી હશે એમ તો મેં કદી માન્યું નહોતું. હું તો એમજ માનતો કે એનાં અનિષ્ટો તારા જેવા લોકો વધારી વધારીને ગણાવે છે. (આંખમાં પશ્ચાત્તાપ સાથે તે હર્ષી સામું પહેલી વખત જુએ છે.)

હર્ષીકેશ :— હવે શું? આમાંથી બચે તો?

ઋષભ :— એકદમ આવેશમાં આવી જઈને) હું, હું બચીશ? હર્ષી જો એકવાર તું મને બચાવે તો હું પણ બતાવી આપું કે જેટલી ચીવટથી હું આ પાપને વળગી રહ્યો હતો એનાથી બમણી ચીવટ વડે હું મારા સંયમને વળગી રહીશ. અને ... ... અને ... ...

હર્ષીકેશ :— શું અને?

ઋષભ :— તું માનીશ, હર્ષી? મેં તો નિશ્ચય કર્યો છે કે જો આ વેળા હું બચી જાઉં તો આખી જીંદગી આ પિશાચી બદીને આપણા દેશમાંથી હાંકી કાઢવા માટે હું ખર્ચી નાખીશ (થોડીવાર થોભીને) અને મને માફ કરજે, પણ તમારા કરતાં હું એ કામ સારી રીતે કરી શકીશ.

હર્ષીકેશ :— 'હજી પણ આનામાં કેટલો ઘમંડ છે'— એવો વિચાર આવતાં સહેજ રૂક્ષપણે ઉત્તર આપે છે). એમ? એ કેવી રીતે?

ઋષભ :— તમે બધા જે કહો, વ્યાખ્યાનો આપો કે ઉપદેશ આપો એમાં ઠંડું સત્ય હોય પણ અનુભવની તીવ્રતા નહોય. એટલે તમારા કથનની છાપ લોકોએ તેવી પેરી નથી પડતી. હું જે કહીશ તે હૃદયમાંથી સીધું આવશે અને સામાના હૃદયમાં સોંસરું પહોંચી જશે.

હર્ષીકેશ :— (એનું માનસ બરાબર સમજાયું એટલે) શાબાશ ઋષભ તારો નિર્ણય સરસ છે. જો હમણાં ડૉ. પ્રમથેશ આવશે. હું એને મળીનેજ આવ્યો છું. થોડીવાર તું શાંત પડ્યો રહે. અત્યાર સુધી પથ્થરની પ્રતિમાની જેમ બેસી રહેલી પત્ની ચાલી જાય છે. હર્ષી ઊભો થઈને આંટા મારે છે અને ઋષભ તકીએ દાબીને પડ્યો રહે છે. ડૉ. પ્રમથેશ આવે છે. એ ઋષભનો પણ જુનો દોસ્ત છે).

ડૉક્ટર :— હલ્લો, 'એન્ટિ-પ્રોહિબિશનિસ્ટ'! શા હાલ છે? (ઋષભ એનું બ્હીલું મોં ઊંચું કરીને સહેજ હસવાનો પ્રયત્ન કરે છે. ડૉ. એને બરાબર તપાસે છે અને હર્ષી સાથે વાતચીત કરી થોડીવારમાં ચાલ્યો જાય છે).

ઋષભ :— (આતુરતાથી) શું કહ્યું હર્ષી? હું બચીશ?

હર્ષીકેશ :— (સ્મિત કરીને) સૌ સારાં વાના થશે. લે આ દવા. દિવસમાં ત્રણ વાર લેવાની છે. હું સાંજે પાછો આવીશ. પણ પેલો નિર્ણય ન ભૂલતો.

ઋષભ :— (આછું હસીને) હવે એ ભૂલાય કે?
(પડ્યો પડે છે).



# મુહૂર્તભદ્રા - અક્ષયતૃતીયા

લેખક
મંજુલાલ સા. દેસાઈ



**અક્ષય-તૃતીયા કે અખાત્રીજ જેવા માંગલિક-મુહૂર્તની ખ્યાતિથી ભાગ્યેજ કોઈ અજાણ્યું હશે. શા માટે કોઇ પણ શુભ કાર્યની શરૂઆત વિનાસંકોચે અખાત્રીજથી થતી હશે? આનાં શાસ્ત્રીય અને ઐતિહાસિક કારણો આ અભ્યાસ-પ્રદ લેખમાં તમને વાંચવા મળશે. મુહૂર્તોમાં શ્રેષ્ઠ-મુહૂર્તભદ્રા - અક્ષયતૃતીયાનાં માંગલ્ય પાછળ જે સંકેત રહેલો છે, એ પણ તમને અહીં સરસ રીતે વ્યકત થતો દેખાશે.**

એક ઉક્તિ આપણામાં ખૂબ પ્રચલિત છે, કે "પૂનમનો પડવો, અમાસની બીજ, વણપૂછ્યાં મૂહુરત તેરસને ત્રીજ.' આ દુહાપ્રમાણે વરસમાં ચાર દિવસ એવા ગણાય છે, કે જે દિવસે બીજા ગમે તે ગ્રહદોષો નડી-શકતા નથી, ગમે તે કાર્યનો આરંભ કરી શકાય છે. આમાં પૂનમનો પડવો તે ધૂળેટી, અમાસની બીજ તે ભાઈબીજ, તેરસ તે ધનતેરસ અને ત્રીજ એટલે અખાત્રીજ — અક્ષય તૃતીયા. આ ચારેયમાં ખેતી, વિવાહ વગેરેમાં તો માત્ર અખાત્રીજ જ ઉપયોગની છે, એટલા માટે વર્ષની સર્વે તિથિઓમાં એનું મૂહુર્ત રાજી તરીકે અનોખું સ્થાન છે.

## મુહૂર્ત પાછળની વિચારણા

વિજ્ઞાનવાદી આ યુગમાં મુહૂર્તની વાત હાસ્યાસ્પદ લાગે છે. એવી માન્યતાઓ ન ધરાવનાર અને તેથીજ સમયક્ષેપ વગર કાર્યનો આરંભ કરનાર વર્ગોએ મેળવેલી આધિભૌતિક સિદ્ધિ જોતાં નાની નાની બાબતોમાં પણ મુહૂર્ત પર હદ ઉપરાંત અને આંધળો વિશ્વાસ રાખનાર વ્યક્તિઓનું વર્તન બેહુદું લાગે છે.

કોઇપણ બાબતમાં અતિરેક થાય એ ખોટું છે, અને આપણે ત્યાં મુહૂર્ત ની બાબતમાં ખૂબજ અતિરેક થયો છે એ હકીકત છે. સામાન્ય જનતામાં સ્વતંત્ર વિચાર પ્રેરે એવી કેળવણીનો અભાવ, તેનો શ્રદ્ધાળુ સ્વભાવ, આધિદૈવિક શક્તિમાં માન્યતા અને સામાન્ય જ્યોતિષી અને પુરોહિત વર્ગની સ્વાર્થપરતા—અનર્થ મૂલક છે. મુહૂર્તોના આદિ વિચારકોની જે વિચાર સરણી પર શુભાશુભ મુહૂર્તોની યોજના થયેલી તે ભૂલાઇ ગઇછે, અને એને શોધી કહાડવાની અને એને ચકાસવા-ની કોઇને પડી નથી. એક વસ્તુ ચોક્કસ છે કે તદ્દન અસત્યના પાયાપર રચાયેલી કોઇ વસ્તુ લાંબો કાળ ચાલે નહિ. આધિભૌતિક બળો જેવાંજ આધિદૈવિક બળો, જેવાં કે માનવ હૃદયની ભાવનાનું બળ, સમૂહોની શ્રદ્ધાનું બળ અને વ્યક્તિના સંકલ્પનું બળ હજી વૈજ્ઞાનિક રીતે પુરાં સંશોધાયાં નથી. Life. Thought, Will અને Faith—આ ચારેય વસ્તુ પરનું વૈજ્ઞાનિક અન્વેષણ હજી તો પ્રારંભિક અવસ્થામાં છે, પણ આ વસ્તુઓ અસ્તિત્વ ધરાવે છે એ નિર્વિવાદ છે. આ પ્રમાણે જુદાં જુદાં મુહૂર્તો પાછળ કયાં બળો કામ કરતાં હતાં અને કરે છે, એ દૃષ્ટિથી એની વિચારણા થવી ઘટે.

જૈન અને હિંદુ તત્વજ્ઞાનમાં કાળને ખૂબ પ્રધાન સ્થાન આપવામાં આવ્યું છે, કારણ કે વસ્તુમાત્રમાં કાળ રૂપાંતર કરી શકે છે. યુરોપમાં પણ કાળ ને હમણાં ચતુર્થમાન— Forth dimension તરીકે ગણવામાં આવે છે, અને આઇન્સ્ટીનનો સાપેક્ષવાદ એના પર રચાયો છે. મુહૂર્તનો આધાર આ કાળ તત્ત્વપર છે, અને તેથી કાળનું પુરૂં અન્વેષણ થયા પછી એ વિષે બરાબર વૈજ્ઞાનિક વિચારણા થઇ શકે.

કાળ અનંત અને અમેય છે. પણ સ્થળ પરત્વે તેનું માપ લઇ શકાય છે. આપણી પૃથ્વી પુરતું કાળમાપ કરનાર સૂર્ય અને ચંદ્ર છે, અને એ કાળમાપ પર ગ્રહો અને નક્ષત્રોની અસર ગણાય છે, પણ મુખ્ય અસર તો ચંદ્ર અને સૂર્યના યોગોની છે.

# મદ્યનિષેધ સપ્તાહનાં પુનિત સંસ્મરણો

## સંપૂર્ણ દારૂનિષેધ પછી મુંબઈ રાજ્યમાં પથરાયેલો નવયુગની ઉષાનો અપ્તરંગી પ્રકાશ

તા. ૬ઠ્ઠી એપ્રીલ ૧૯૫૦ના રોજ મુંબઈ રાજ્યમાં સંપૂર્ણ દારૂનિષેધનો અમલ જાહેર થયો. દારૂના દૈત્યની નાગચુડમાંથી છુટવા માટે ભારતીય પ્રજાએ સૈકાઓથી જુદી જુદી રીતે પ્રયત્નો કરેલા છે. મદ્રાસમાં સંપૂર્ણ દારૂનિષેધનું સ્વપ્ન તા. ૨૭ ઓક્ટોબર ૧૯૪૮ના રોજ સિદ્ધ થયેલું. મુંબઈમાં એ સ્વપ્ન ગયા એપ્રીલની ૬ઠ્ઠી તારીખે સિદ્ધ થયું.

### બે માસની તૈયારી

રાજ્યભરમાં સંપૂર્ણ દારૂનિષેધના અમલને ભવ્ય રીતે ઉજવવા માટે મુંબઈ શહેરની દારૂબંધી સમિતિએ બે માસ આગળથી જ તૈયારી કરવા માંડેલી. ભારતીય પ્રજાસત્તાકની બે મહાન વ્યક્તિઓ, એક તો ડૉ. રાજેન્દ્ર પ્રસાદ અને બીજા કોંગ્રેસના પ્રમુખ ડૉ. પટ્ટાભી સીતારામૈયા બંને આ શુભ પ્રસંગે મુંબઈમાં હાજર રહેલા અને મુંબઈ રાજ્યની દારૂબંધીની નીતિમાં પોતાની સંમતિ નોંધાવેલી એ હકીકત પોતેજ વાસ્તવિક દૃષ્ટિએ દારૂબંધી સપ્તાહની ઉજવણી માટે શહેરની દારૂબંધી સમિતિને કેટલી નક્કર સફળતા મળેલી તેનો પુરાવો આપે છે. રાષ્ટ્રપ્રમુખ ડા. રાજેન્દ્રપ્રસાદે તેમજ ડૉ. પટ્ટાભી સીતારામૈયાએ બંનેએ મુંબઈ રાજ્યની પ્રજાને દારૂબંધીની નીતિમાં ઉત્કટ રસ છે અને તે નીતિનો અમલ પ્રજાની માગણીના કેવળ આવિષ્કાર રૂપે જ થયો છે એ એમેલું અને એથીજ પોતપોતાના વ્યાખ્યાનોમાં પ્રજાકીય સરકારની આ પ્રજાહિતલક્ષી પ્રવૃત્તિ પ્રત્યે સંતોષ વ્યક્ત કરેલો.

### 'ચેતના' માં પ્રદર્શન

તા. ૫મી એપ્રીલના રોજ બપોરે રાષ્ટ્રપતિ શ્રી. રાજેન્દ્ર પ્રસાદનું મુંબઈમાં આગમન થયેલું. એજ દિવસે સાંજે રાષ્ટ્રપતિના વરદ હસ્તે "ચેતના" માં દારૂનિષેધ અંગેનું એક પ્રદર્શન ખુલ્લું મુકવામાં આવ્યું હતું. આ પ્રદર્શનમાં ભીંતિચિત્રો, નકશાઓ, આકૃતિઓ વગેરે આકર્ષક રીતે ગોઠવવામાં આવ્યાં હતાં અને દારૂનિષેધના કૃતિપ્રેરક અંગોનું ધ્યાન એમાંથી સરસ રીતે મળી આવતું હતું. એ પ્રસંગે સ્થાનિક પત્રકારો શહેરના આગેવાન કાર્યકરો તેમજ ઉચ્ચ સરકારી અમલદારો હાજર હતા.

એજ દિવસે રાતે સરકારીગૃહે 'રાજઆજ્ઞા' નામની એક દારૂનિષેધ અંગેની ફિલ્મ બતાવવામાં આવી હતી. નિર્વ્યસની માણસને પણ કેટલીકવાર દારૂની મોહિની કેવી રીતે ફસાવે છે એ આ ફિલ્મનું વસ્તુ હતું આ પ્રસંગે ડૉ. રાજેન્દ્ર પ્રસાદ, મુંબઈ ગવર્નર રાજા મહારાજસિંગ, મુંબઈના પ્રધાનમંડળના કેટલાક સભ્યો તેમજ શહેરના કેટલાક આગેવાન નાગરિકો હાજર હતા. ચિત્રને અંતે સર્વોદય કલામંદિરના કલાકારો તરફથી પણ થોડા કાર્યક્રમો રજુ કરાયા હતા.

### મશાલને અજવાળે

તા ૫મીએ મધ્યરાત્રિએ ઉત્તર મુંબઈમાંથી એક મશાલ સરઘસ નીકળ્યું હતું. અને નાર્દુલ્લા ટેન્ક ઉપરના સંસ્કાર કેન્દ્ર ઉપર એક જંગી સભામાં એ પરિણમ્યું હતું. એ પ્રસંગે દારૂબંધીની નીતિના કર્ણધાર શ્રી. લ. મા. પાટીલે વ્યાખ્યાન કરતાં કહેલું કે સંપૂર્ણ દારૂનિષેધ અમલમાં મુકી મુંબઈ રાજ્યની સરકારે ગરીબ જનતા માટે વધારે સુખી જીવનનો માર્ગ દર્શાવ્યો છે. દારૂનિષેધ અમલમાં આવતાં લોકોના જે પૈસા બચશે અને શક્તિનો જે સંચય થશે તેનો વિનિયોગ રાષ્ટ્રોત્થાનના કાર્યમાં થઇ શકશે. સ્થાનિક સ્વરાજ્ય ખાતાના પ્રધાન શ્રી. જી. ડી. વર્તક એ પ્રસંગે બોલતાં કહેલું કે રાજ્યે દારૂબંધીનો કાયદો અમલમાં મુકેલ,

## જ્યારે સાગરનાં નીર પણ સ્તબ્ધ થયાં હતાં!



મુંબઈ રાજ્યમાં સંપૂર્ણ દારૂનિષેધના ઉદ્ઘાટન માટે પધારેલા પ્રજાસત્તાક ભારતના પહેલા પ્રમુખ ડૉ. રાજેન્દ્ર પ્રસાદને ચોપાટીના વિશાળ પટ ઉપર એકાગ્રચિત્તે સાંભળતો મુંબઈનો માનવ મહેરામણ

હોઈ હવે એ કાયદાના વફાદાર પાલનની ફરજ પ્રજાને શિરે રહે છે. પ્રજાએ પોતે જ સરકારને ગુનાહિત કૃત્યોના સંશોધનમાં મદદ કરવાની રહેશે. અને દારૂના દૈત્યને સંપૂર્ણ રીતે દફનાવવાનો રહેશે. શ્રી. વર્તકે કહેલું તેમ સંપૂર્ણ દારૂનિષેધ અમલમાં આવેલ હોઈ લોકમાન્ય તિલક અને મહાત્મા ગાંધીજીનાં હૈયાં સ્વર્ગમાં નાચતાં હશે.

### ઉછળતા મહેરામણ સમીપે

તા. ૬ઠ્ઠી એપ્રીલે સાંજે ચોપાટી ઉપર એક વિરાટ સભા એકઠી થઈ હતી. તે પ્રસંગે રાષ્ટ્રપ્રમુખ ડૉ. રાજેન્દ્રપ્રસાદે સંપૂર્ણ દારૂનિષેધના ઉદ્ઘાટન નિમિત્તેનું મંગળ પ્રવચન કર્યું હતું. દારૂબંધી એ કઈ રીતે પ્રજાની પોતાની માગણી છે એ અંગેનો પોતાનો અનુભવ શ્રી. રાજેન્દ્રપ્રસાદે વ્યક્ત કરેલો. બિહારના પોતાના અનુભવોનો ઉલ્લેખ કરતાં, દારૂની બદીમાંથી મુક્તિ એ. સામાન્ય જન માટે નૈતિક તેમજ આર્થિક દૃષ્ટિએ કેટલી મહત્વની વસ્તુ છે તે વિષય ઉપર રાષ્ટ્રપ્રમુખે ભાર મૂકેલો અને મુંબઈ રાજ્યને આ નીતિના સફળ આવિષ્કાર માટે ધન્યવાદ આપેલો.

### સંસ્મરણોની પગદંડીએ —

મહાત્માજીના ચુસ્ત અનુયાયી તરીકે પ્રસિદ્ધ થયેલ આચાર્યશ્રી વિનોબાજી ભાવેએ પણ એ પ્રસંગે વ્યાખ્યાન કરતાં વીસમી સદીની શરૂઆતમાં લોકમાન્ય તિલક અને ત્યાર પછી મહાત્મા ગાંધીજીએ દારૂબંધી માટે દેશભરમાં જે ઝુંબેશ ઉપાડેલી તેનું બહુજ રસપ્રદ શૈલીમાં બયાન આપેલું. ચોપાટીના એ વિશાળ પટ ઉપર મુંબઈ નગરીની

અતિ ગંજાવર મેદની એકઠી થયેલી હોવા છતાં એકુયે અકસ્માત થયો નહોતો, ક્યાંયે ધાંધલ થઈ નહોતી. કોઇને ઇજા થઇ નહોતી. એનો સઘળો યશ મુંબઈની શિસ્તબદ્ધ પોલીસ-વ્યવસ્થાને ફાળે જાય છે.

સંપૂર્ણ દારૂનિષેધનો જયનાદ આખા સપ્તાહ દરમ્યાન ગાજતો રહે એ માટે સપ્તાહના સાતે દિવસો માટે જુદા જુદા કાર્યક્રમો યોજવામાં આવ્યા હતા.

તા. ૭ મી એપ્રીલે નાયગામ કલ્યાણ કેન્દ્ર ઉપર રમતગમતની હરિફાઇ યોજવામાં આવી હતી એમાં ૨૪ જેટલી હુતુતુની મંડળીઓએ ભાગ લીધો હતો. એ પ્રસંગે મુંબઇના વિકાસ ખાતાના પ્રધાન શ્રી. નાયક નિમ્બાલકર હાજર હતા. ઇનામોની વહેંચણી શ્રીમતી નિમ્બાલકરને હસ્તે થઇ હતી.

૮મી એપ્રીલે કમાઠીપુરામાં મનુરૈવાડીમાં એક 'કેમ્પ ફાયર' યોજવામાં આવી હતી તેમજ દાદરની ડેં સિલ્વા હાઇસ્કુલમાં એક સંસ્કાર કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. આ બન્ને કાર્યક્રમોનું પ્રમુખસ્થાન અનુક્રમે શ્રીયુત જી. ડી. તપાસે અને શ્રી. વૈકુંઠભાઇ મહેતાએ લીધું હતું.

તા. ૯મી એપ્રીલે ગોલવાલા બાથમાં યુરોપીયન તરનારાઓએ ખાસ તરવાના કાર્યક્રમો રજૂ કર્યા હતા.

## કામદારોની વચ્ચે

એજ દિવસે બપોરે ત્રણ વાગે હિન્દ સરકારના મજૂર ખાતાના પ્રધાન શ્રી. જગજીવન રામે ચેતનામાં યોજાયેલ દારૂબંધી પ્રદર્શનની મુલાકાત લીધી હતી.

એજ દિવસે સાંજે ૭ વાગે કામગાર મેદાનમાં મિલ મજુરોની એક રેલી સમક્ષ મજુર પ્રધાન શ્રી. જગજીવનરામે વ્યાખ્યાન આપતાં દારૂનિષેધ મજૂરો માટે કઇ રીતે લાભદાયી છે અને એને મન, વચન અને કર્મથી સફળ બનાવવા માટે મજૂરોએ શા માટે પ્રયત્ન કરવો જોઇએ એ વિષે સુચન કર્યું હતું. આ પ્રસંગે શ્રી. લ. મા. પાટીલ શ્રી. જી. ડી. વર્તક અને શ્રી. નાયક નિમ્બાલકર હાજર હતા.

તા. ૧૦મી એપ્રીલે વલી ઉપરના આંબેડકર મેદાનમાં નિશાન બાજી યોજવામાં આવી હતી તેમજ નોર્થબ્રુક ગાર્ડન્સમાં એક મુશાયરો યોજવામાં આવ્યો હતો.

## — પરખાય છે જનતાનો ઉત્સાહ —



મુંબઇના એક પ્રસિદ્ધ વિશ્રામગૃહ 'ચેતના' માં રાષ્ટ્રપ્રમુખ ડૉ. રાજેન્દ્ર પ્રસાદના વરદ હસ્તે તા. ૫મી એપ્રીલે એક દારૂબંધી વિષયક પ્રદર્શન ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. એ પ્રસંગે લેવાયેલી તસ્વીર

## તમારાજ લાભમાં છે



કામદારોની રેલી સમક્ષ પ્રવચન કરતા હિંદ સરકારના કામદાર-પ્રધાન શ્રી. જગજીવન રામ

મુશાયરાનું પ્રમુખસ્થાન મુંબઇના શેરીફ શ્રી. ફઝલ રહીમતુલ્લાહે લીધું હતું. આશરે દશ હજારની મેદનીએ સ્થાનિક તેમજ બહારના કવિઓની કાવ્યવાણી સાંભળી હતી.

### લાકડી પણ ભલે ઉગામે

તા. ૧૧મી એપ્રીલનો દિવસ સ્ત્રીઓ માટે નિયુક્ત થયો હતો. તે પ્રસંગે ગિલ્ડર ટેન્ક મેદાનમાં એકઠી થયેલી સ્ત્રીઓની એક જંગી સભા સમક્ષ વ્યાખ્યાન કરતાં મુંબઇના ગવર્નર નામદાર રાજા મહારાજસિંગે સ્ત્રીઓ પોતાના નૈતિક બળને કારણે દારૂનિષેધમાં કઇરીતે ફાળો આપી શકે તે અંગે સૂચન કર્યું હતું. પોતાના ધણીને દારૂની બદીમાંથી છોડાવવા માટે સ્ત્રી લાકડીનો પણ ઉપયોગ જો જરૂર પડે તો કરી શકે તેવો ઉલ્લેખ નામદાર ગવર્નરે કર્યો હતો. વર્તમાનપત્રોએ નામદાર ગવર્નરના વ્યાખ્યાનની વિસ્તારથી નોંધ લીધી હતી.

ચિત્રા નાટ્યકારોએ 'નૂતનરાષ્ટ્રનો જન્મ' એ નામનું એક નૃત્યરૂપક ભજવી બતાવ્યું હતું. તે પ્રસંગે ઇનામોની વહેંચણી નામદાર ગવર્નરને હસ્તે થઇ હતી.

તા. ૧૨મી એપ્રીલ એ દારૂબંધી સપ્તાહનો છેલ્લો દિવસ હતો. એ દિવસે વર્લીના જાંબુડા મેદાનમાં એક જાહેર સભા યોજવામાં આવી હતી. પ્રમુખસ્થાને મુંબઇના મેયર શ્રી. એસ. કે. પાટીલ હતા. મુંબઇ રાજ્યની પૂર્ણ દારૂનિષેધની નીતિની સફળતા વાંચ્છવા માટે રાષ્ટ્રિય મહાસભાના પ્રમુખ ડૉ. પટ્ટાભી સીતારામૈયા પણ આ પ્રસંગે હાજર રહ્યા હતા.

સારાયે દારૂબંધી સપ્તાહ દરમ્યાન હરેક પ્રસંગે સેન્ટ્રલ ટી બૉર્ડે હાજર રહેનાર દરેક વ્યક્તિને મફત ચ્હા પુરી પાડી હતી. નીરો અને નીરાની બનાવટો પણ ઓછા ભાવે પુરી પાડવામાં આવી હતી.

### નશાબંધી દ્વારા નવજીવન

દારૂબંધી સપ્તાહ દરમ્યાન મુંબઇ શહેરના રાજમાર્ગો ઉપર ઘુમતી મોટરબસો અને ટ્રામો ઉપર તેમજ આગળ પડતાં સ્થળોએ દારૂબંધી અંગેના પોસ્ટરો ચોડવામાં આવ્યાં હતાં. તે પૈકીના બે 'નશાબંધીસે નવજીવન' અને 'ખૂની શરાબ' બહુ લોકપ્રિય થયાં હતાં. બી. ઈ. એસ. ટી. કંપનીએ ટ્રામ અને બસની ટીકીટો ઉપર પણ આ પોસ્ટરો છાપ્યાં હતાં.

આ રીતે મુંબઇ શહેરમાં દારૂબંધી સપ્તાહ પ્રજાના સહકારથી અને દારૂબંધી સમિતિના સભ્યોની જહેમતથી દબદબાપૂર્વક ઉજવવામાં આવેલું.

### દારૂને દેશવટો દઇએ!



નારદુલ્લા ટેન્ક ઉપરથી મધ્યરાત્રિએ નીકળેલું મશાલ સરઘસ



તા. ૬ઠ્ઠી એપ્રીલે બપોરે મુંબઇમાં ધોબીતળાવ ઉપરથી નીકળેલ સરઘસનું એક લાક્ષણિક દૃશ્ય

સંપૂર્ણ દારૂનિષેધ સપ્તાહની ભભકાભરી ઉજવણી માટે આખાયે મુંબઇ રાજ્યનાં શહેરે શહેરે અને ગામડે ગામડે લાગતા વળગતા કાર્યકરો અને સ્થાનિક સમિતિઓ તરફથી વ્યવસ્થિત યોજના થઇ હોવાને કારણે પ્રત્યેક સ્થળે બહુજ અસરકારક, વૈવિધ્યભર્યા અને આનન્દલક્ષી કાર્યક્રમો યોજાયા હતા અને દારૂનિષેધનો જયનાદ નાનામાં નાનાં ગામડાં સુધી પણ પહોંચ્યો હતો.

## પૂર્વ સંકલ્પિત યોજના

તા. ૬ઠ્ઠી એપ્રીલનો દિવસ એક જાહેર તહેવાર તરીકે જાહેર કરવામાં આવ્યો હતો. આગલે દિવસે રાતે મુંબઈ અમદાવાદ જેવાં મોટાં શહેરોમાં તથા તાલુકાનાં મુખ્ય સ્થળોમાં મશાલ સરઘસો કાઢવામાં આવ્યાં હતાં તા. ૬ઠ્ઠી એપ્રીલે સાંજે ઘણેખરે સ્થળે જાહેર સભાઓ ભરવામાં આવી હતી. આખાયે સપ્તાહ દરમ્યાન, નાટયો ગીત,-નૃત્ય, વાદ્ય, અંગકસરત, ફિલ્મ, મુશાયરા, જેવા રંજનાત્મક કાર્યક્રમો રખાયા હતા. નાનાં ગામડાંઓમાં દારૂબંધીની પ્રચારગાડીઓ ફરી હતી. અને ફિલ્મો તથા કલાપથકોના કાર્યક્રમો યોજાયા હતા ટૂંકમાં કહીએ તો પ્રવૃત્તિથી ભર્યું રહેલું આ સપ્તાહ સારાયે રાજ્યના એક યાદગાર પ્રસંગરૂપ બન્યું હતું.

સપ્તાહનો શુભસંદેશ નાનામાં નાના ગામ સુધી પણ પહોંચે એ માટે પ્રત્યેક તાલુકાને વિભાગવાર વ્હેંચવામાં આવ્યા હતા. અને પ્રત્યેક વિભાગમાં દારૂબંધી સમિતિના સહકારથી સ્થાનિક અધિકારીએ કાર્યક્રમો યોજ્યા હતા. તાલુકાના મુખ્ય શહેરોમાં સ્થાનિક અમલદારોએ કેળવણીની સંસ્થાઓ, સ્થાનિક સામાજિક સેવાસંસદો અને સરકારનાં બીજા બીજાં ખાતાંઓના સહકારથી કાર્યક્રમો યોજ્યા હતા. પ્રત્યેક સ્થળે સ્થાનિક લોકનેતાઓ તેમજ સમાજસેવકોનો જનજાગ્રતિપ્રેરક ઉત્સાહ અને સહકાર દીપી નીકળે તેવાં હતાં. આમ સંપૂર્ણ દારૂનિષેધને યથોચિત પ્રસિદ્ધિ આપવાના કાર્યમાં જાગ્રત લોકમતનો સહકાર સરકારને મહદ્ અંશે મળ્યો હતો.

અત્રે રાજ્યનાં મુખ્ય મુખ્ય સ્થળોએ ઉજવાયેલ કાર્યક્રમની રૂપરેખા આપવામાં આવી છે.

## અમદાવાદનો ઉત્સાહ

ગુજરાતનું રાજનગર અમદાવાદ હરેક રાષ્ટ્રિય ઉત્સવની ઉજવણીમાં મોખરે રહેતું આવ્યું છે. દારૂનિષેધ સપ્તાહની ઉજવણી પાછળ પણ અમદાવાદનો ઉત્સાહ અદમ્ય હતો. અમદાવાદને આંગણે સાબરમતી આશ્રમની સેવા અને સાત્વિકતા વિલસે છે. ગુજરાત વિદ્યાપીઠની સંસ્કારિતા ત્યાં પમરી રહી છે. હિન્દના આ નામચીન ઔદ્યોગિક શહેરને મહાત્માજીના પ્રત્યક્ષ માર્ગદર્શનનો લાભ અનેકશઃ મળ્યો છે. એટલેજ મહાત્માજીને પ્રિય એવા દારૂનિષેધના કાર્યક્રમ માટે અમદાવાદની જનતાને પ્રીતિ હોય અને મહાત્માજીની ધ્યેય સિદ્ધિનો દિવસ ત્યાં દબદબાથી ઉજવાય એ કેવળ સ્વાભાવિક છે.



સાન્તાક્રુઝના વિમાની મથકે કોંગ્રેસ પ્રમુખ ડૉ. પટ્ટાભી સીતારામૈયાનો સત્કાર કરતા મુંબઇના મેયર શ્રી. એસ. કે. પાટીલ, આબકારી અને દારૂબંધી ખાતાના પ્રધાન શ્રી. સ. મા. પાટીલ અને બીજા આગેવાન નાગરિકો તેમજ સરકારી અમલદારો

### તમારાજ લાભમાં છે



કામદારોની રેલી સમક્ષ પ્રવચન કરતા હિંદ સરકારના કામદાર-પ્રધાન શ્રી. જગજીવન રામ

મુશાયરાનું પ્રમુખસ્થાન મુબઇના શેરીફ શ્રી. ફઝલ રહીમતુલ્લાહે લીધું હતું. આશરે દશ હજારની મેદનીએ સ્થાનિક તેમજ બહારના કવિઓની કાવ્યવાણી સાંભળી હતી.

## લાકડી પણ ભલે ઉગામે

તા. ૧૧મી એપ્રીલનો દિવસ સ્ત્રીઓ માટે નિયુક્ત થયો હતો. તે પ્રસંગે ગિલ્ડર ટેન્ક મેદાનમાં એકઠી થયેલી સ્ત્રીઓની એક જંગી સભા સમક્ષ વ્યાખ્યાન કરતાં મુંબઇના ગવર્નર નામદાર રાજા મહારાજસિંગે સ્ત્રીઓ પોતાના નૈતિક બળને કારણે દારૂનિષેધમાં કઇરીતે ફાળો આપી શકે તે અંગે સૂચન કર્યું હતું. પોતાના ધણીને દારૂની બદીમાંથી છોડાવવા માટે સ્ત્રી લાકડીનો પણ ઉપયોગ જો જરૂર પડે તો કરી શકે તેવો ઉલ્લેખ નામદાર ગવર્નરે કર્યો હતો. વર્તમાનપત્રોએ નામદાર ગવર્નરના વ્યાખ્યાનની વિસ્તારથી નોંધ લીધી હતી.

ચિત્રા નાટ્યકારોએ 'નૂતનરાષ્ટ્રનો જન્મ' એ નામનું એક નૃત્યરૂપક ભજવી બતાવ્યું હતું. તે પ્રસંગે ઇનામોની વહેંચણી નામદાર ગવર્નરને હસ્તે થઇ હતી.

તા. ૧૨મી એપ્રીલ એ દારૂબંધી સપ્તાહનો છેલ્લો દિવસ હતો. એ દિવસે વર્લીના જાંબુડા મેદાનમાં એક જાહેર સભા યોજવામાં આવી હતી. પ્રમુખસ્થાને મુંબઇના મેયર શ્રી. એસ. કે. પાટીલ હતા. મુંબઇ રાજ્યની સંપૂર્ણ દારૂનિષેધની નીતિની સફળતા વાંચ્છવા માટે રાષ્ટ્રિય મહાસભાના પ્રમુખ ડૉ. પટ્ટાભી સીતારામૈયા પણ આ પ્રસંગે હાજર રહ્યા હતા.

સારાયે દારૂબંધી સપ્તાહ દરમ્યાન દરેક પ્રસંગે સેન્ટ્રલ ટી બોર્ડે હાજર રહેનાર દરેક વ્યક્તિને મફત ચ્હા પુરી પાડી હતી. નીરો અને નીરાની બનાવટો પણ ઓછા ભાવે પુરી પાડવામાં આવી હતી.

## નશાબંધી દ્વારા નવજીવન

દારૂબંધી સપ્તાહ દરમ્યાન મુંબઇ શહેરના રાજમાર્ગો ઉપર ઘુમતી મોટરબસો અને ટ્રામો ઉપર તેમજ આગળ પડતાં સ્થળોએ દારૂબંધી અંગેના પોસ્ટરો ચોડવામાં આવ્યાં હતાં. તે પૈકીના બે 'નશાબંધીસે નવજીવન' અને 'ખૂની શરાબ' બહુ લોકપ્રિય થયાં હતાં. બી. ઈ. એસ. ટી. કંપનીએ ટ્રામ અને બસની ટીકીટો ઉપર પણ આ પોસ્ટરો છાપ્યાં હતાં.

આ રીતે મુંબઇ શહેરમાં દારૂબંધી સપ્તાહ પ્રજાના સહકારથી અને દારૂબંધી સમિતિના સભ્યોની જહેમનથી દબદબાપૂર્વક ઉજવવામાં આવેલું.

### દારૂને દેશવટો દઇએ !



નારદુલ્લા ટેન્ક ઉપરથી મધ્યરાત્રિએ 'નીકળેલું' મશાલ સરઘસ



તા. ૬ઠ્ઠી એપ્રીલે બપોરે મુંબઇમાં ધોબીતળાવ ઉપરથી નીકળેલ સરઘસનું એક લાક્ષણિક દૃશ્ય

સંપૂર્ણ દારૂનિષેધ સપ્તાહની ભભકાભરી ઉજવણી માટે આખાયે મુંબઇ રાજ્યનાં શહેરે શહેરે અને ગામડે ગામડે લાગતા વળગતા કાર્યકરો અને સ્થાનિક સમિતિઓ તરફથી વ્યવસ્થિત યોજના થઇ હોવાને કારણે પ્રત્યેક સ્થળે બહુજ અસરકારક, વૈવિધ્યભર્યા અને આનન્દલહરી કાર્યક્રમો યોજાયા હતા અને દારૂનિષેધનો જયનાદ નાન મા નાનાં ગામડાં સુધી પણ પહોંચ્યો હતો.

## પૂર્વ સંકલિપત યોજના

તા. ૬ઠ્ઠી એપ્રીલનો દિવસ એક જાહેર તહેવાર તરીકે જાહેર કરવામાં આવ્યો હતો. આગલે દિવસે રાતે મુંબઇ અમદાવાદ જેવાં મોટાં શહેરોમાં તથા તાલુકાનાં મુખ્ય સ્થળોમાં મશાલ સરઘસો કાઢવામાં આવ્યાં હતાં તા. ૬ઠ્ઠી એપ્રીલે સાંજે ઘણેખરે સ્થળે જાહેર સભાઓ ભરવામાં આવી હતી. આખાયે સપ્તાહ દરમ્યાન, નાટયો ગીત, નૃત્ય, વાદ્ય, અંગકસરત, ફિલ્મ, મુશાયરા, જેવા રંજનાત્મક કાર્યક્રમો રખાયા હતા. નાનાં ગામડાંઓમાં દારૂબંધીની પ્રચારગાડીઓ ફરી હતી. અને ફિલ્મો તથા કલાપથકોના કાર્યક્રમો યોજાયા હતા ટૂંકમાં કહીએ તો પ્રવૃતિથી ભર્યું ભર્યું રહેલું આ સપ્તાહ સારાયે રાજ્યના એક યાદગાર પ્રસંગરૂપ બન્યું હતું.

સપ્તાહનો શુભસંદેશ નાનામાં નાના ગામ સુધી પણ પહોંચે એ માટે પ્રત્યેક તાલુકાને વિભાગવાર વ્હેંચવામાં આવ્યા હતા. અને પ્રત્યેક વિભાગમાં દારૂબંધી સમિતિના સહકારથી સ્થાનિક અધિકારીએ કાર્યક્રમો રચ્યા હતા. તાલુકાના મુખ્ય શહેરોમાં સ્થાનિક અમલદારોએ કેળવણીની સંસ્થાઓ, સ્થાનિક સામાજિક સેવાસંસદો અને સરકારનાં બીજાં બીજાં ખાતાંઓના સહકારથી કાર્યક્રમો યોજ્યા હતા. પ્રત્યેક સ્થળે સ્થાનિક લોકનેતાઓ તેમજ સમાજસેવકોનો જનજાગ્રતિપ્રેરક ઉત્સાહ અને સહકાર દીપી નીકળે તેવાં હતાં. આમ સંપૂર્ણ દારૂનિષેધને યથોચિત પ્રસિદ્ધિ આપવાના કાર્યમાં જાગ્રત લોકમતનો સહકાર સરકારને મહદંશે મળ્યો હતો.

અત્રે રાજ્યનાં મુખ્ય મુખ્ય સ્થળોએ ઉજવાયેલ કાર્યક્રમની રૂપરેખા આપવામાં આવી છે.

## અમદાવાદનો ઉત્સાહ

ગુજરાતનું રાજનગર અમદાવાદ હરેક રાષ્ટ્રિય ઉત્સવની ઉજવણીમાં મોખરે રહેતું આવ્યું છે. દારૂનિષેધ સપ્તાહની ઉજવણી પાછળ પણ અમદાવાદનો ઉત્સાહ અદમ્ય હતો. અમદાવાદને આંગણે સાબરમતી આશ્રમની સેવા અને સાત્વિકતા વિલસે છે. ગુજરાત વિદ્યાપીઠની સંસ્કારિતા ત્યાં પમરી રહી છે. હિન્દના આ નામચીન ઔદ્યોગિક શહેરને મહાત્માજીના પ્રત્યક્ષ માર્ગદર્શનનો લાભ અનેકશ: મળ્યો છે. એટલેજ મહાત્માજીને પ્રિય એવા દારૂનિષેધના કાર્યક્રમ માટે અમદાવાદની જનતાને પ્રીતિ હોય અને મહાત્માજીની ધ્યેય સિદ્ધિનો દિવસ ત્યાં દબદબાથી ઉજવાય એ કેવળ સ્વાભાવિક છે.



સાન્તાક્રુઝના વિમાની મથકે કોંગ્રેસ પ્રમુખ ડૉ પટ્ટાભી સીતારામૈયાનો સત્કાર કરવા મુંબઇના મેયર શ્રી. એસ. કે. પાટીલ, આબકારી અને દારૂબંધી ખાતાના પ્રધાન શ્રી. લ. મા. અને બીજા આગેવાન નાગરિકો તેમજ સરકારી અમલદારો



શહેરના રાજમાર્ગમાંથી પસાર થતું અમદાવાદનું અભૂતપૂર્વ સરઘસ

દારૂનિષેધ સપ્તાહ દરમિયાન સ વાગે શહેરની સૂરત પલટાઇ ગઇ હતી. નશાબંધી દ્વારા આવનાર નવજીવનની દીપ્તિ અને સુરખી નાગરિકોના ઉત્સાહમાં પરખાઇ આવતી હતી. શહેરના મુખ્ય-મુખ્ય વિસ્તારો, મ્યુનિસિપલ બસો, જાહેર સંસ્થાઓ વગેરે ઉપર "ખૂની શરાબ" નશાબંધી દ્વારા નવજીવન' 'દારૂના દાવાનળમાં' અને 'પશુ બનશો નહિ' એવાં વિવિધ બોલિ ચિત્રો ચોડવામાં આવ્યાં હતાં. દારૂબંધીને લગતાં સૂત્રોથી વિભૂષિત ધજા-પતાકાઓ પણ સ્થળે સ્થળે ફરકાવવામાં આવેલ.

દારૂબંધી-સપ્તાહની વ્યવસ્થિત ઉજવણી માટે આખા અમદાવાદ શહેરને વિભાગોમાં વહેંચી નાખવામાં આવ્યું હતું. અને પ્રત્યેક વિભાગ માટે વિશિષ્ટ કાર્યક્રમો રખાયા હતા.

## મશાલચી બનો

સપ્તાહની મંગળ શરૂઆત તા. ૬ ઠ્ઠી એપ્રીલે સરસપુરમાં ગાંધી ચોકમાં મજૂર મહાજનના મંત્રી શ્રી. શ્યામપ્રસાદ વસાવડાના પ્રમુખપદે મળેલી ત્રણેક હજારની એક સભાથી થઇ હતી. શહેરના આગેવાન કોંગ્રેસ કાર્યકરો, મ્યુનિસિપલસભ્યો તેમજ જાણીતા નાગરિકો તે પ્રસંગે હાજર હતા શ્રી. વસાવડાએ પ્રવચન કરતાં કહેલું કે દારૂબંધી એ મહાત્માજીના આદર્શ મુજબના રચનાત્મક કાર્યક્રમનું એક મહત્વનું અંગ છે. પ્રજાને જો સુખી, સંતોષી અને સમૃદ્ધ કરવી હોય તો દારૂના દૈત્યને દેશવટો આપવોજ જોઇએ. દારૂબંધીમાં અમદાવાદના મજૂર વર્ગનું પુષ્કળ હિત સમાયેલ હોઇ એકે એક મજૂરે દારૂબંધીના સદાજાગ્રત મશાલચી બની એ બદી ક્યાંય ન રહે તેની દેખરેખ રાખવા અને સરકારના કાર્યમાં સહકાર આપવા શ્રી વસાવડાએ વિનંતિ કરી હતી.

તા. ૭ મી એપ્રીલે ચાર હજારની મેદની સમક્ષ શાહપુર વૉર્ડમાં ડૉ મોતીભાઇ પટેલે વ્યાખ્યાન કર્યું હતું.

તા. ૮ મી એપ્રીલે શહેર કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી. ગુલામ રસુલ કુરેશીના પ્રમુખપદે ગોમતીપુર તિલક મેદાનમાં એક સભા મળી હતી.

તા ૧૦ મી એપ્રીલે દૂધેશ્વર રોડ ઉપર એક સભા મળી હતી. ત્યાં મજૂર મહાજનના બે કાર્યકરોએ તેમજ



તા. ૧૩મી એપ્રીલે 'નીરા-દિન' નિમિત્તે શ્રી. વ. મા પટેલે અમદાવાદના નીરા-બૂથ ઉપર હાજરી આપી હતી તે પ્રસંગે લેવાયેલી તસ્વીર

# ગુજરાતને આંગણે

**ગુજરાતભરમાં દારૂનિષેધ સપ્તાહની થયેલી શાનદાર ઉજવણીની કેટલીક હકીકતો આંકડાઓ રૂપે જાણવી રસપ્રદ થઇ પડશે. તા. ૬ ઠ્ઠી એપ્રીલથી ૧૩ મી એપ્રીલ સુધીના એકસો ને અડસઠ કલાક દરમિયાન ગુજરાતના અગિયાર જિલ્લાઓમાં એકંદરે ૭૫૮ સભાઓ ભરાઇ હતી. ૨૮૩ પ્રભાત ફેરીઓ નીકળી હતી. ૨૦૨ ધ્વજવંદનો થયાં હતાં. ૨૫૨ સરઘસો નીકળ્યાં હતાં. ૧૪૭ નાટકો ભજવાયાં હતાં. ૨૪૨ ભજન મંડળીઓએ ભજન ગાયાં હતાં અને આ બધામાં એકંદરે અગિયાર લાખ, ચ્યાંશી હજાર, છ સો અને પચાસ માણસોએ ભાગ લીધો હતો.**

મ્યુનિસિપલ સભ્યોએ દારૂનિષેધના આર્થિક અને નૈતિક લાભો સમજાવ્યા હતા.

તા. ૧૧ મી એપ્રીલે મ્યુનિસીપલ સેનીટરી કમિટિના પ્રમુખ શ્રી. ગણપતરામ પટેલે જમાલપુર વિસ્તારમાં મળેલી એક સભામાં દાકતરી દૃષ્ટિએ દારૂના પ્રશ્નની ચર્ચા કરી હતી.

તા. ૧૨ મી એપ્રીલે નરોડા રોડ ઉપરની એક સભામાં શ્રી. વિક્રમલાલ પટેલે વ્યાખ્યાન આપ્યું હતું

તા. ૧૩ એપ્રીલે ગોમતીપુર-મહેમદાવાદમા મળેલી એક વિરાટ સભામાં મજૂર મહાજનના મંત્રી શ્રી. સોમનાથ દવેએ ઉદ્યોગના ક્ષેત્રમાં કામ કરતા મજૂરો માટે સંપૂર્ણ દારૂનિષેધ કેટલી મહત્વની વસ્તુ છે એ ભારપૂર્વક સમજાવ્યું હતું.

આ ઉપરાંત બીજા પ્રકીર્ણ કાર્યક્રમોમાં ગુજરાતના સુપ્રસિદ્ધ કવિ શ્રી ઉમાશંકર જોષીના પ્રમુખપદે એક ભવ્ય મુશાયરો તા. ૮ મી એપ્રીલે સરસપુરમાં યોજવામાં આવ્યો હતો. એ પ્રસંગે શ્રી ઉમાશંકર જોષીએ "વનરા તે વનનો વણઝારો" અને પ્રો. રામપ્રસાદ શુકલે "પીયાર પરનાં પરોણલા" એ બે કથાગીતો રજૂ કર્યાં હતાં. એ ઉપરાંત શ્રી. કેશવરામ શાસ્ત્રી, પ્રો. અનંતરાય રાવળ, શ્રી. જમિયત પંડ્યા, શ્રી. સાબિર અલી વગેરેએ પણ મુશાયરામાં ભાગ લીધો હતો.

## આગવું આકર્ષણ

આખાયે સપ્તાહનું આગવું આકર્ષણ તો તા. ૯ મી એપ્રીલે શહેરના રાજમાર્ગોમાંથી પસાર થયેલું આશરે દોઢ માઇલ લાંબું વિરાટ સરઘસ હતું. આ સરઘસમાં ત્રણ અશ્વરાજોને મચારૂધ્વજોથી શણગારવામાં આવ્યા હતા. આશરે વીસ જેટલી ખુલ્લી મોટર-ટ્રકોને ભાતી ચિત્રોથી આભૂષિત કરવામાં આવી હતી. પોલીસ ફોર્સ સહિતની સાત બેન્ડ પાર્ટીઓ જુદાં જુદાં વાદ્યો બજાવી રહી હતી. સરઘસમાં વિદ્યાર્થીઓ હતા, સરકારી અમલદારો હતા, શહેરના સંભાવિત નાગરિકો હતા; ઉત્સાહી સ્ત્રી સમુદાય હતો, પોલીસ અને હોમગાર્ડઝ હતા. આશરે દોઢ માઇલમાં વિસ્તરેલા આ વિરાટ અને અભૂતપૂર્વ સરઘસને કુતૂહલપૂર્વક નિરખવા રસ્તા ઉપરનાં મકાનોમાં અને અગાસીઓ ઉપર પ્રચંડ માનવમેદની એકઠી થઇ હતી. સરઘસ રાયપુરના કલ્યાણ કેન્દ્ર ઉપરથી શરૂ થઇ, ખાડિયા, ગાંધી માર્ગ અને ત્રણ દરવાજામાંથી પસાર થઈ ભદ્રના કિલ્લા નજીક આવ્યું હતું ત્યાં મુંબઇ સરકારના આરોગ્ય પ્રધાન ડૉ. ગિલ્ડરે પણ એમાં સાથ આપ્યો હતો. ભદ્રમાંથી સરઘસ ગાંધી-મજૂર-સેવાલયના ચોગાનમાં એક સભાના રૂપમાં ફેરવાઇ ગયું હતું. સભાનું પ્રમુખસ્થાન ડૉ ગિલ્ડરે લીધું હતું. ડૉ. ગિલ્ડરે પોતાના પ્રવચનમા બાર વર્ષ પહેલાં દારૂબંધીના પહેલા પ્રયોગ વખતે અમદાવાદે દારૂના દૈત્યને કેવી રીતિ દફનાવ્યો હતો તેનો ઉલ્લેખ કરી, ત્યાર પછીના ગાળા દરમિયાન ફરી અરધા સજીવન થયેલ એ દૈત્યને સંપૂર્ણ રીતે દફનાવી, નૈતિક ઉત્થાનના આ મહાન પ્રયાસમાં સરકારને સહકાર આપવા માટે પ્રજાજનોને વિનંતિ કરી હતી. એ પ્રસંગે અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખે તેમજ શહેર સમિતિના પ્રમુખે પણ વ્યાખ્યાન કર્યાં હતા.

ગુજરાત ખાતેના માનાર્હ દારૂબંધી વ્યવસ્થાપક શ્રી. અર્જુન લાલાએ ડૉ. ગિલ્ડરનો, સામાજિક સંસ્થાઓનો, શાળાઓનો, સ્થાનિક વર્તમાન પત્રોના તંત્રીઓનો અને પ્રજા સમસ્તનો, દારૂનિષેધ સપ્તાહ સફળ બનાવવા માટે આભાર માન્યો હતો.



દારૂનિષેધ સપ્તાહ દરમિયાન મુંબઈની ખાલસા કૉલેજમાં શીખ શ્રોતાવર્ગ સમક્ષ પ્રવચન કરતા ગૃહમંત્રી શ્રી. મોરારજી દેસાઈ

અમદાવાદ જિલ્લામાં વીરમગામ, ધોળકા, ધંધુકા આણંદ વગેરે સ્થળોએ ફિલ્મો, ભજનો, નાટકો, રમતગમતો વગેરે વિવિધ કાર્યક્રમો દ્વારા ઉત્સાહપૂર્વક દારૂનિષેધ સપ્તાહ ઉજવાયું હતું.

પંચમહાલ જિલ્લાનાં ગોધરા, ઝાલોલ, હાલોલ, લુણાવાડા વગેરે સંખ્યાબંધ ગામોમાં આશરે બત્રીસ જાહેર સભાઓ ભરવામાં આવી હતી. અને ગરબા, નાટ્ય, ભજન વગેરેના જુદા જુદા કાર્યક્રમો રાખવામાં આવ્યા હતા.

ભરુચ જિલ્લામાં આખા સમાહ દરમિયાન જુદાં જુદાં ગામોમાં વીસ સભાઓ ભરવામાં આવી હતી.

## પૂના શહેરમાં ઉજવણી

પૂના શહેરમાં સપ્તાહના કાર્યક્રમને સાત વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યો હતો. (૧) ચક્ષુગમ્ય પ્રચાર (૨) વર્તમાનપત્રો દ્વારા પ્રચાર (૩) મશાલ સરઘસ (૪) જાહેર સભા (૫) મલ્લકુસ્તીની હરીફાઈ (૬) હુતુ...તુ...હરિફાઈ (૭) આટયાપાટયા હરીફાઈ.

વેસ્ટર્ન ઈન્ડિયા થીયેટર લિમિટેડ તેમજ વસન્ત ટોકીઝના સહકારથી પૂનાનાં દસ આગળ પડતાં છબીઘરોએ દારૂબંધી સપ્તાહ દરમિયાન દારૂબંધી અંગેની સ્લાઈડો વિનામૂલ્યે બતાવી હતી. દારૂનિષેધ અંગેનો ખાસ ધ્વજ પ્રત્યેક પ્રસંગે ફરકાવવામાં આવેલો. દારૂબંધી સમિતિ તરફથી પ્રગટ થયેલ પ્રચાર મસ્લિ તેમજ દારૂનિષેધ સપ્તાહ અંગેની પત્રિકાઓ મ્યુનિસીપલ બસો તેમજ હોમગાર્ડઝ મારફત વહેંચવામાં આવેલ. રેશનની દુકાનો, સીનેમા થીયેટરો અને બીજાં આગળ પડતાં સ્થળોએ ભીત્તિચિત્રો પણ ચોડવામાં આવ્યાં હતાં.

વર્તમાનપત્રોએ પણ દારૂનિષેધ સપ્તાહને પ્રસિદ્ધિ આપવામાં સારો સહકાર દાખવ્યો હતો.

સ્થાનિક સંસ્થાઓના તેમજ ઉત્સાહી સમાજસેવકોના સહકારથી દારૂવાલા બીજ ઉપરથી એક મશાલ સરઘસ કાઢવામાં આવ્યું હતું. અને તેમાં સારી એવી સંખ્યામાં માણસોએ ભાગ લીધો હતો.

સપ્તાહ દરમિયાન આખાયે બૃહદ્ પૂના શહેરમાં આશરે પચીસ જાહેર સભાઓ ભરવામાં આવી હતી. એમાંની કેટલીક મજૂરવિસ્તારોમાં પણ યોજવામાં આવી હતી. ફિલ્મ શો, કીર્તન, કલાપથકના રંજનાત્મક

કાર્યક્રમો વગેરે પણ પ્રત્યેક સ્થળે યોજવામાં આવ્યા હતા.

## અસામાન્ય કીર્તન

એસ. પી. કોલેજના પ્રિન્સીપાલ શ્રી. સોનપંત ઘોડેકરે દારૂબંધીના વિષય ઉપર શાનવર વાડામાં એક ઘણુંજ હૃદયગમ કીર્તન રજૂ કર્યું હતું શ્રી. ઘોડેકર વારકરી પંથના હોઇ સામાન્ય રીતે જાહેરમાં કીર્તન આપતા નથી. તેમ છતાં આ પ્રસંગે એમના આવા સુન્દર કાર્યક્રમથી કલેકટર પોતે પણ ખુશ થયેલા અને એમનો આભાર માનેલો. મધ્યવિભાગના કમિશ્નર શ્રી. સરદેસાઇએ તેમજ પૂના શહેર- કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી. જી. એમ. ગુપ્તેએ પણ કીર્તનની મુક્તકંઠે પ્રશંસા કરેલી.

ઘોરપડીમાં મળેલી જાહેર સભામાં કમિશ્નર શ્રી. સરદેસાઇ પ્રમુખસ્થાને હતા. પહેલવાનોની રેલી વખતે મ્યુનિસીપલ કમિશ્નર શ્રી. એસ. જી. બર્વે પ્રમુખ સ્થાને હતા. 'આત્યાપાત્યા'નાં ઇનામોની વહેંચણી વખતે 'કેસરી'ના તંત્રી શ્રી. ડી. વી. ગોખલે મુખ્ય સ્થાને હતા. અને હુ.. તુ...તુ...ની હરીફાઇમાં પ્રમુખ સ્થાને શિવાજી મરાઠા હાઇસ્કુલના આચાર્ય શ્રી. બાબુરાવ જગતપે હતા.

સોમવાર અને મંગળવાર પેઠના રહીશોએ દારૂના દૈત્યનું એક પુતળું શાનદાર રીતે દફનાવ્યું હતું. તે પ્રસંગે ફલ્ટનના રાણીસાહેબ સૌભાગ્યવતી લક્ષ્મીબાઇ નાયક નિમ્બાલકર હાજર હતાં. તેઓશ્રીએ દારૂની બદી ટાળવામાં મદદ કરવા માટે સ્ત્રીસમુદાયને વિનંતિ કરી હતી.

પૂનામાં દારૂબંધી સપ્તાહને સફળ બનાવવા માટે નીચેની સંસ્થાઓએ જે ઉમદા સહકાર આપ્યો છે તેનો ઉલ્લેખ અવસ્ય થવો ઘટે. (૧) પૂના શહેરની તેમજ વોર્ડોની કોંગ્રેસ સમિતિઓ (૨) રાષ્ટ્રિય તાલીમ સંઘ. (૩) હું...તુ...તુ ફેડરેશન (૪) શિવાજી મંડળ, નાના પેઠ (૫) આઝાદ હિન્દ મંડળ વાંસવરી (૬) જનસેવા મંડળ, નાનાપેઠ (૭) નારાયણ પેઠ વિકાસ મંડળ (૮) શ્રીસમર્થ વ્યાયામ મંદિર (૯) પુના કોરપોરેશન (૧૦) હોમ ગાર્ડઝ ઓરગેનિઝેશન (૧૧) ભાજીપાલા વેચાણ અને ખરીદ સોસાયટી.

પૂના જિલ્લામાં પણ પૂના શહેરને ધોરણે જ દારૂનિષેધ સપ્તાહની ઉજવણી કરવામાં આવી હતી. ગ્રામ-વિસ્તારોમાં પ્રભાત ફેરીઓ, સભાઓ, કાંતણ સમારંભો વગેરે યોજવામાં આવેલ. જિલ્લા તેમજ શહેરના કાર્યકરોએ પોતપોતાના વિસ્તારોમાં ફરી જનતામાં સંપૂર્ણ દારૂનિષેધનો જયનાદ ગાજતે કરવા પાછળ સારો શ્રમ લીધો હતો.

બાર ગામોમાં મલ્લકુસ્તીની હરીફાઇઓ યોજવામાં આવી હતી. આઠ સ્થળે ભરવામાં આવેલ મેળાઓનો દારૂનિષેધના પ્રચારાર્થે વિનિયોગ કરવામાં આવ્યો હતો.

બારામતી, લોનાવલા અને જુન્નરનાં સંસ્કાર કેન્દ્રો ઉપર હુ...તુ...તુ, આત્યા પાત્યા, વૉલી બોલ, મલ્લકુસ્તી, કેરમ વગેરેની હરીફાઇઓ યોજવામાં આવી હતી.

મુંબઇના મજૂર પ્રધાન શ્રી. મલ્લોજીરાવ નાયક નિમ્બાલકરના પ્રમુખપદે કામદારોની એક ભવ્ય રેલી યોજવામાં આવી હતી. પ્રમુખશ્રીનો પરિચય પૂના જિલ્લાના કલેકટરે આપ્યો હતો. તે પ્રસંગે કામદારોને ઉદ્બોધતાં મજૂર પ્રધાને કહેલું કે સંપૂર્ણ દારૂનિષેધ મુખ્યાંશે તો ગરીબ કામદારો માટેજ છે અને એનો સફળ અમલ એ એમનાજ હાથમાં છે. વિશેષમાં શ્રી. નિમ્બાલકરે કહેલું કે દારૂબંધીનો જો અસરકારક અમલ કરવામાં આવે તોજ કામદારોનું જીવનધોરણ સુધરે. દારૂને હિન્દુ ધર્મમાં વસ્તુતાએ સ્થાન છેજ નહિ.

લોનાવાલાની લક્ષ્મીનારાયણ કલબ તરફથી "ભૂલ બંધાણી" નામે એક મરાઠી નાટક ભજવી બતાવવામાં આવ્યું હતું. દારૂના ચકચૂર નશા હેઠળ શંભાજી રાજેને કઇ રીતે શહેનશાહ ઔરંગઝેબને સોંપી દેવામાં આવ્યો હતો અને કઇ રીતે એનું મૃત્યુ થયું હતું. એ આ નાટકનું વસ્તુ હતું.

પૂના જીલ્લામાં દારૂનિષેધ સપ્તાહની સફળ ઉજવણી માટે નીચેની સંસ્થાઓના સહકાર અવશ્ય નોંધપાત્ર ગણાવો જોઇએ (૧) મહારાષ્ટ્ર પ્રાદેશિક સામાજિક શિક્ષણ સમિતિ. [૨] વી. પી. એસ. હાઇ સ્કુલ, લોનાવાલા, [૩] બારામતી હાઇસ્કુલ, બારામતી [૪] લક્ષ્મીનારાયણ કલબ, લોનાવલા, [૫] એગ્રીક ટ્રેનિંગ સેન્ટર, કલ્ભાર—આ ઉપરાંત સ્ટેટ ટ્રાન્સપોર્ટ સર્વિસ



દારૂનિષેધ સપ્તાહ દરમિયાન નાસિકના એક રાજમાર્ગ ઉપરથી પસાર થતા સરઘસનું દૃશ્ય

હોમગાર્ડઝ, બધી મ્યુનિસિપાલિટીઓ અને તાલુકા કોંગ્રેસ સમિતિઓની સેવા પણ લક્ષ્યપાત્ર ગણવી જોઇએ.

## પશ્ચિમ ખાનદેશની પ્રવૃત્તિ

પૂર્વ અને પશ્ચિમ ખાનદેશ જિલ્લાઓમાં પણ રાજ્યનાં ઇતર સ્થળોની પેઠેજ દારૂબંધી સપ્તાહની ઉજવણી કરવામાં આવી હતી. પશ્ચિમ ખાનદેશમાં શીકરી ગામમાં તા. ૯મી એપ્રીલે ભીલોનો એક મેળો ભરાયો હતો. એમા આશરે સાત હજાર ભીલો એકઠા થયા હતા. એક જાહેર સરઘસ કાઢવામાં આવ્યું હતું જે પાછળથી સભામાં પરિણમ્યું હતું. ત્યાં કામગાર કલાપથકે રંજનાત્મક અને ઉપદેશપ્રધાન કાર્યક્રમો આપ્યા હતા. આદિવાસીઓ ઉપર આની અસર બહુજ ઊંડી પડી હતી.

દારૂ નિષેધ સપ્તાહની ઉજવણીની રસપ્રદ વૈવિધ્યભરી હકીકતો. સારાએ મુંબઇ રાજ્યમાંથી સ્થળે સ્થળેથી જુદે જુદે સ્વરૂપે 'સંજીવન'ને સાંપડી રહી છે દરેકને પોત પોતાની વિશિષ્ટતા તો છેજ પરંતુ એ વિશિષ્ટતામાંએ સપ્તાહની ઉજવણી પાછળની ભાવના અને દૃષ્ટિ સહેજ પરખાઇ આવે છે અમદાવાદ સોલાપુર અને મુંબઇ જેવાં ઔદ્યોગિક શહેરોમાં આ ઉજવણીમાં વિસ્તારની વિશાળતા ને સાધનોની વિપુલતાને કારણે જે ભભકો અને ચમક દેખાઇ આવતાં, તો કોઇ ગામડાના કાર્યક્રમમાં, સંખ્યાબળ ભલે ઓછું હોવા છતાં સાદાઇ અને સાત્વિકતા છાના રહેતાં નહોતાં.

## નીરા-દિન

નીરા અને નીરા બનાવટોની ખાસ પ્રસિધ્ધિ માટે તા. ૧૩ મી એપ્રીલનો દિવસ નિયુક્ત થયો હતો. આખાયે સપ્તાહ દરમિયાન નીરા ખાસ ઓછા ભાવે વેચવામાં આવ્યો હતો. અને નીરા બનાવટોનું પ્રદર્શન જ્યાં શક્ય હોય ત્યાં ભરવામાં આવ્યું હતું. સંપૂર્ણ દારૂનિષેધ પછી નીરા અને એની બનાવટો વધારે આકર્ષણનું સ્થાન બને તે સંભવિત છે. કંઇ નહિ તો યે, દારૂનિષેધને લીધે બેકાર બનતા હજારો લોકોને ઇતર વ્યવસાય પુરો પાડવામાં પણ નીરા અને નીરા બનાવટોનો ઉદ્યોગ ઉપયોગી થશે.

## હુબલીમાં સપ્તાહ—

સપ્તાહની મંગળ શરૂઆત હુબલીમાં કર્ણાટક પ્રાંતિક કોંગ્રેસ સમિતિના ઉપપ્રમુખ શ્રી. ટી. આર. નેસ્વીના હસ્તે તા. ૬ઠ્ઠી એપ્રીલે પ્રભાતમાં ધ્વજવંદનથી કરવામાં આવી હતી. આ પ્રસંગે માયસોરના મુખ્ય પ્રધાન

## વર્તમાનપત્રોની શુભનિષ્ઠા

સંપૂર્ણ દારૂનિષેધના પદસંચારની શુભઘડીની નિશાનઘંટા બજાવવામાં મુંબઇ રાજ્યનાં નાનાં મોટાં તમામ વર્તમાનપત્રોએ જે ઉમદા સહકાર, સહાનુભૂતિ અને શુભનિષ્ઠા દાખવી છે તેની પણ કૃતજ્ઞતાપૂર્વક પ્રશંસા કરવી ઘટે છે. રાષ્ટ્રવાદી વિચારસરણી ધરાવતાં લગભગ તમામ વર્તમાનપત્રોએ, સામયિકોએ દારૂનિષેધ સપ્તાહ દરમિયાન સરકારનાં પ્રકાશન ખાતાએ તેમજ દારૂબંધી સમિતિએ આપેલ વિશિષ્ટ પ્રચાર સાહિત્યને યોગ્ય પ્રસિદ્ધિ આપેલી. શહેરનાં તેમજ જિલ્લાનાં કેટલાંક જાણીતાં વર્તમાનપત્રોએ ખાસ દારૂનિષેધ અંકો પણ પ્રગટ કરેલા. સપ્તાહભરની પ્રવૃત્તિના અહેવાલોને પણ આ વર્તમાનપત્રોએ પૂરેપૂરી પ્રસિદ્ધિ આપેલી. લોકોના સામાજિક, આર્થિક અને નૈતિક ઉદ્ધારને ઉપલક્ષતા આ મહાપ્રસ્થાન પ્રત્યે વર્તમાનપત્રોએ જે સ્વયંભૂ સહકારવૃત્તિ દાખવી છે એની અવશ્ય કદર કરવી જોઇએ.

શ્રી કે. સી. રેડીને ખાસ આમંત્રણ આપવામાં આવ્યું હતું. શ્રીયુત રેડી એમનાં પત્ની શ્રીમતી સરોજ રેડી સાથે બપોરે હુબલીમાં આવી પહોંચ્યા હતા. એમનું ખાસ સ્વાગત કરવામાં આવ્યું હતું. શહેરના મુખ્ય મુખ્ય લત્તાઓમાં ફરેલા આશરે દોઢેક માઇલ લાંબા સરઘસ સાથે શ્રી. રેડી–દંપતી પણ ફર્યાં હતાં.

### જાહેર સભા

સાંજે આ સરઘસ એક જાહેર સભાના રૂપમાં ફેરવાઇ ગયું હતું. એમાં રેડી–દંપતીએ સંપૂર્ણ દારૂનિષેધ અંગે પ્રેરક વ્યાખ્યાનો કર્યાં હતાં. શ્રી. રેડીનું વ્યાખ્યાન ઑલ ઇંડિયા રેડિયો તરફથી બ્રોડકાસ્ટ કરવામાં આવ્યું હતું.

ત્યારપછી શ્રી. કુલકર્ણી શ્રીનિવાસે એક નૃત્યનો કાર્યક્રમ આપ્યો હતો.

તા. ૭મી એપ્રીલે શ્રી. જી. સી. હલ્લીકેરીએ રેડી–દંપતીના માનમાં એક ભોજન સમારંભ યોજ્યો હતો.

ત્યાર પછી શ્રીયુત રેડી જિલ્લાનાં અન્નિગેરી, રોન, નવલગુંદ, હલકોટી વગેરે ગામોના પ્રવાસે નીકળ્યા હતા, પ્રત્યેક સ્થળે તેઓશ્રીએ દારૂનિષેધ અંગેનો લોકલાગણીનો જુવાળ નીરખ્યો હતો.

### કથા સમારંભ

તા. ૭મી એપ્રીલે હુબલીના સંસ્કાર કેન્દ્ર ઉપરના એક કથા સમારંભમાં મુખ્ય પ્રધાન બીજા સંભાવિત ગૃહસ્થો સાથે હાજર રહ્યા હતા.

તા. ૮ મીએ સંસ્કાર કેન્દ્ર ઉપર એક મલ્લ કુસ્તીની હરીફાઇ યોજવામાં આવી હતી તેમજ એક ફિલ્મ શો બતાવવામાં આવ્યો હતો. એ પ્રસંગે આશરે આઠ હજાર માણસો એકઠાં થયાં હતાં.

### રંજનાત્મક કાર્યક્રમ

તા. ૯ મી એપ્રીલે શ્રી કુબસદ અને એની પાર્ટીએ એક રંજનાત્મક કાર્યક્રમ આપ્યો હતો. તે પ્રસંગે આશરે બે હજારની મેદની એકઠી થઇ હતી. ઑલ ઇન્ડિયા રેડિયો ઉપરથી શ્રી. કે. સી. વેંકટરામૈયાનું દારૂનિષેધ અંગેનું વ્યાખ્યાન બ્રોડકાસ્ટ કરવામાં આવ્યું હતું તથા 'અધઃપાત' નામે એક નાટક પણ રજૂ કરવામા આવ્યું હતું.

તા. ૧૦ મી એપ્રીલે શ્રી કુબસદ અને એની પાર્ટીએ એક નાટ્ય સમારંભ યોજ્યો હતો. તા. ૧૧મી એપ્રીલે પણ બીજું એક નાટક ભજવવામાં આવ્યું હતું. સારા અભિનેતાઓને એ પ્રસંગે ઇનામો આપવામાંઆવ્યાં હતાં

તા. ૧૨ મી એપ્રીલે દારૂબંધીની પ્રચાર ગાડી તરફથી સંસ્કાર કેન્દ્ર ઉપર રેકોર્ડો બજાવવામાં આવી હતી એ પ્રસંગે મુંબઇ સરકારના પાર્લામેન્ટરી મંત્રી શ્રી. એસ. આર. કંથીએ જનતાને દારૂનિષેધના કાયદાનું વફાદાર રીતે પાલન કરવા ઉદ્બોધન કર્યું હતું.

સપ્તાહની સમાપ્તિ કર્ણાટક વિદ્યાપીઠના ઉપકુલપતિ શ્રી. આર. એ. જાગીરદારના પ્રવચનથી થઇ હતી. સપ્તાહને અન્તે દારૂબંધી અધિકારીની કચેરીમાં એક ચાહ સમારંભ યોજવામાં આવ્યો હતો.

છેલ્લે મ્યુનિસીપાલ હૉલમાં એક સભા યોજવામાં આવી હતી. પ્રમુખસ્થાને જિલ્લાના કલેકટર હતા. કલેકટરે પોતાના વ્યાખ્યાનમાં દારૂનિષેધની નીતિમાં સરકારને સહકાર આપવા માટે જનતાને વિનંતિ કરી હતી. સદરહુ વ્યાખ્યાનનું શ્રી. વેંકટરામૈયાને કન્નડમાં ભાષાન્તર કર્યું હતું.

## સમ્યક્ દર્શને

એકંદરે જોઈએ તો મુંબઈ રાજ્યમાં નિર્વ્યસની યુગની નવોન્મેષશાલિની ઉષાનો સત્કાર કરવા માટે જે ખાસ તૈયારીઓ કરવામાં આવી હતી તેમાં હિન્દીભાષામાં ત્રણ આકર્ષક ભીંતચિત્રો પ્રગટ કરવામાં આવ્યાં હતાં અને એની એક લાખ અને ચાલીસ હજાર નકલો સારાયે રાજ્યમાં રસ્તાઓ, શેરીઓ, ગલ્લીઓ, ટ્રામ-બસો, લોકલ ટ્રેનો, સ્ટેશનો, માર્કેટો, જાહેર સંસ્થાઓ વગેરે ઉપર સુવ્યક્ત રીતે વ્યક્ત કરવા માટે વ્હેંચવામાં આવી હતી. મુંબઈમાં ટ્રામની લાખો ટિકિટો ઉપર 'નશાબંધી દ્વારા નવજીવન' એ ધ્યેયસૂત્ર છાપવામાં આવ્યું હતું.

ત્રણ જુદી જુદી સીનેમા-સ્લાઈડોની ૩૦૨ નકલો જુદાં જુદાં શહેરોનાં સીનેમાગૃહોને આપવામાં આવી હતી.

પ્રચારગાડીઓ દ્વારા સ્થળે સ્થળે બતાવી શકાય એ માટે દારૂબંધી અંગેની જુદી જુદી ફિલ્મોની ૫૪ નકલો ખાસ તૈયાર કરવામાં આવી હતી.

૮૪ ગુજરાતી, ૫૫ કન્નડ, ૫૪૬ હિન્દી અને ૬૦ મરાઠી રેકાર્ડો દારૂબંધી સપ્તાહ દરમિયાન બજાવવા માટે વહેંચવામાં આવી હતી.

## ઈતિહાસને પાને રહેશે

આસરે દોઢ લાખ જેટલાં પોસ્ટરો, અઢીસો જેટલી સ્લાઈડો, પચાસેક જેટલી ફિલ્મો, પત્રિકાઓ અને પુસ્તિકાઓ દારૂબંધી સપ્તાહ દરમિયાન પ્રગટ કરવામાં રાજ્યની દારૂનિષેધ સમિતિએ જે પ્રયત્નો દાખવેલ તેની સારી એવી કદર થયેલી. ઑલ ઇન્ડિયા રેડિયોનાં જુદાં જુદાં સ્ટેશનો ઉપરથી દારૂનિષેધ અંગેના જે કાર્યક્રમો રજૂ થયેલા તે પણ ખૂબ ઉપયોગી નીવડેલા. આજ સપ્તાહ દરમિયાન રાજ્યની દારૂબંધી સમિતિએ પ્રગટ કરેલ 'Bombay's Alcohol Problem' નામક પુસ્તક માટે મુંબઈના ગવર્નર નામદાર રાજા મહારાજસિંગે બહુજ પ્રોત્સાહક સંદેશો મોકલેલો. ટૂંકમાં કહીએ તો એક વહીવટકુશળ રાજ્યના ઈતિહાસમાં દારૂબંધી સપ્તાહ એક સુવર્ણ સપ્તાહ તરીકે યાદ રહેશે.


—: સંજીવન :—

ગુજરાતી, મરાઠી, કાનડા અને અંગ્રેજી એ ચાર ભાષાઓમાં પ્રગટ થતું એક લોકપ્રિય સંસ્કારપ્રેરક માસિક

લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક | ૩-૦-૦ |
| છમાસિક | ૧-૮-૦ |
| છૂટક નકલ | ૦-૬-૦ |

આજેજ ગ્રાહક થવા માટે લખો

મંત્રી, દારૂબંધી સમિતિ
ઓલ્ડ કસ્ટમ હાઉસ,
ફોર્ટ, મુંબઈ-૧

## અક્ષયતૃતીયાનું મહત્ત્વ

આ દષ્ટિએજ આપણે અક્ષય તૃતીયાને અપાતું મહત્ત્વ સમજી શકીએ. આ દિવસે સૂર્ય મેષ અને ચંદ્ર વૃષભમાં હોય છે, એટલે બન્ને પોતાના ઉચ્ચ સ્થાનમાં છે. બાર રાશીઓમાં આ બે રાશીઓ પશુપાલન (મેષ-મેંઢુ) અને ખેતી (વૃષભ-બળદ) સાથે સબંધ ધરાવે છે. પ્રાણી માત્રનો અધિષ્ટાતા સૂર્ય અને વનસ્પતિનો અધિષ્ઠાતા ચંદ્ર છે. એટલે પશુપાલનની રાશી મેષમાં પ્રાણીઓનો પ્રભુદાતા સૂર્ય હોય છે, અને ખેતીની રાશી વૃષભમાં વનસ્પતિનો રાજા ચંદ્ર છે. આથી ખેડુતો માટે તો આ મહા પર્વ છે. તેથીજ આ દિવસે હળ ફેરવવાનો આરંભ થાય છે.

વળી સૂર્ય એટલે વિરાટનો આત્મા, ચંદ્ર એટલે મન. આત્મા અને મન ઉચ્ચ સ્થિતિમાં હોય એ મંગળ મુહૂર્ત જ લેખાય.

## ઋતુનો વિશિષ્ટ મહિમા

અને આ વખતેજ ખેતીના આરંભ કાર્યની ઋતુ છે. ચૈત્રના તાપમાં જમીનમાંનાં વિજાતીય તત્ત્વો શોષાઈ ગયાં હોય છે. ઉપલા પડે હવામાંથી પ્રાણતત્ત્વ ચુસી લીધું હોય છે. એટલે હવે નીચલા પડને ઉપર ચડી તેને તાપ અને હવા ખવડાવવાની હોય છે, ખાતર મેળવી, જમીનને નવા પાક માટે તૈયાર કરવાની હોય છે, અને જોકે એબે ચાર દિવસ આગળ પાછળ કરવામાં ઋતુનો બાધ નડતો નથી, પણ જો આસ્તિક જોડે શ્રદ્ધાનું બળ પણ મેળવાય તો ખોટું નથી. એથી આ દિવસેજ ખેતીનો પ્રારંભ થાય છે.

ખરું જોતાં આઠ મહિનાની કાળી મજુરીનો આ ધોમ-ધખ્યા મહિનામાં આરંભ થાય છે, અને તેથી લોકો શ્રદ્ધાનું આલંબન માગે અને મેળવે તેમાં કશું અયોગ્ય નથી.

## ક્રાન્તિનું મહાપર્વ

પણ નિત્ય મુહૂર્ત ગણાતો આ દિવસ ઐતિહાસિક દષ્ટિએ પણ ભાગ્યશાળી છે. એ દિવસે હિંદના મોટા સમર્થ ક્રાંતિકાર અને સામ્રાજ્યોચ્છેદક એવા એક નહિ પણ બે મહારથીઓનો જન્મ થયો હતો. આ બે પ્રાતઃસ્મરણીય વ્યક્તિઓ તે હૈહયકુલકન્દન ભગવાન પરશુરામ અને હિંદુપત પાદશાહીના સ્થાપક શ્રી શિવાજી મહારાજ ! એકે આખા આર્યાવર્તને આવરી લેતા હૈહયોના મદનું મર્દન કર્યું, અને મર્યાદા ત્યાગતી રાજસત્તાને નિયમનમાં આણી. બીજાએ અરબથી વિજાપુર અને કંદહારથી કામરૂપ સુધી વિસ્તરેલી, અને જાણે શેષના શિરપર ખીલી જડી સ્થિર થઈ હોય તેવી– દિલ્લીશ્વરો વા જગદીશ્વરો વા જેવી ગર્વોક્તિ કરાવનારી મોગલ સલ્તનતના મૂળમાં ઘા કર્યો, અને અવિચાર, ઇર્ષા, અભિમાન અને અવ્યવસ્થાથી મૃતઃપ્રાય થયેલી હિંદુ જાતિમાં ગૌરવ, સત્વ અને અસ્મિતાને પુનર્જીવિત કર્યાં.

## ઇતિહાસમાં પહેલી ક્રાન્તિ

પરશુરામના સમય પહેલાં જગતમાં ઘણાંયે બંડ, વિપ્લવ અને રાજપલટા થયા હશે, પણ ખરી ક્રાંતિ–રાજતંત્રમાં સમૂળ ફેરફાર અને રાજત્વની મર્યાદાનું સ્થાપન તેમના વખતમાં જ પહેલીવાર થયું. જગતની કોઈપણ પ્રજાના ઇતિહાસમાં તે પહેલાં આવી ક્રાંતિ થયાની દંતકથાઓ નથી. અપ્રિય રાજસત્તા સામે બંડ થતાં, પણ રાજાના સ્વયંભૂ હક્કનો ઇનકાર તો પહેલો પરશુરામેજ કર્યો. રાજત્વ એ પ્રજાકલ્યાણ માટેજ છે, રાજસત્તા ત્યાગ અને સંસ્કારનું નિયમન છે, માટે એ સિદ્ધાંત તો પરશુરામે જ પહેલો સ્થાપ્યો અને તેથી જ પહેલી ક્રાંતિ તેમનીજ.

## રાજસત્તાની મર્યાદા

પરશુરામનું સમગ્ર જીવન રાજત્વના દૂષણો સામે ઝુઝવામાં ગયું હતું. પશુબળથી મત્ત બનેલા, અને પ્રજા શોષણમાં જરાએ અધર્મ નહિ જોનાર રાજકુળોના નિઃશેષ ઉન્મુલનમાંજ એમનું જીવન વ્યતીત થયું હતું. એકવીસ એકવીસ મહા સંહાર કરી તેમણે પ્રજા વિરોધી રાજત્વનો ઘાણ કાઢ્યો, પણ જનક અને દશરથ જેવા દાખલાઓમાં જ્યાં જ્યાં રાજસત્તા સ્વાર્થસાધક નહિ પણ પરમાર્થસાધક હતી એવું તેમણે દીઠું ત્યાં તેમની રૂદ્ર જેવી સંહારશક્તિ સદાશિવની કલ્યાણક શક્તિમાં બદલાઈ ગઈ, અને શક્તિનું સાર્થક્ય સંહારમાં નહિ પણ સંરક્ષણમાં છે એ સિદ્ધાંત તેમણે સ્થાપિત કર્યો.

## ક્રાંતિનું પ્રધાન લક્ષણ

અગ્નિ આ રાજકુળોને ઉખેડી નાંખી પોતે ન રાખતાં બ્રાહ્મણોને આપી. આ

આણેલી અને સાધેલી ક્રાંતિમાંથી લાભ ના ઉઠાવવો જોઈએ, ક્રાંતિ (સર્વ પ્રકારની સાધના પ્રમાણે) કેવળ પરાર્થે જ થાય, એ પૂર્ણ થાય એટલે ક્રાંતિકાર નિવૃત્તિ લે એવું લોકકલ્યાણક ક્રાંતિનું પ્રધાન લક્ષણ તેમણે સ્થાપ્યું. ભારત સિવાયના જગતભરના ઇતિહાસમાં ક્રાંતિની પૂર્ણતા પછી ફળત્યાગનાં બીજા બેજ દૃષ્ટાંતો મળે છે, ઇટાલીના ગેરીબાલ્ડી અને દક્ષિણ અમેરિકાના બોલીવાર.—

## શિવાજીરાજનો જીવન સંદેશ

ભારતના ઇતિહાસમાં તો એવી એક બીજી વિભૂતિનો પણ જન્મ થયો છે સહ્યાદ્રિના ગિરિશિખરોમાંથી ધન, સાધન, અને સેનાવિહોણા એક સોળ વર્ષના બાળકે તે કાળના જગતમાં સૌથી બળવાન રાજસત્તા સામે પડકાર કર્યો. અત્યારના યુવાનો જ્યારે વેશભૂષામાંથી પરવારતા નથી એવી નાની ઉંમરમાં તેણે એકલે હાથે એ મહાસામ્રાજ્યના પાયા હલાવી નાંખ્યા, સ્વજનોનો દ્રોહ, શત્રુઓની સાધન સામગ્રી, ધૂર્તોની દગલબાજી સર્વેની સામે માત્ર ભીષણ સંકલ્પ અને વજ્ર જેવી અડગ નિષ્ઠા પર નિર્ભર રહીને તેણે હિંદુપત પાદશાહીનું સર્જન કર્યું અને નષ્ટ પામતા આર્યત્વને નવજીવન આપ્યું. પણ જ્યારે આ અવિશ્રાંત સાહસ પરંપરાને પરિણામે એને રાજપદ મળ્યું, ત્યારે તેણે તે ક્રાંતિયોગી પરશુરામને પગલે ચાલી એ રાજપદ અને એ રાજ્ય પોતાના ગુરૂ શ્રીસમર્થ રામદાસને ચરણે ધર્યાં. આ રીતે નવહિંદુત્વના નવવિધાતાએ પણ કૃતયુગના પરશુરામના ક્રાંતિના સિદ્ધાંતને કલિયુગમાં ફરીથી સ્થાપિત કર્યો.

## કર્મયોગની પરાકાષ્ઠા

આ સિદ્ધાંત તે કર્મયોગની પરાકાષ્ટારૂપ કર્મફળત્યાગ છે. ગીતાભાખ્યા નિષ્કામ કર્મયોગનું પ્રધાન લક્ષણ એ મનાય છે કે માણસે ફળની આશા રાખ્યા વિના જે કર્તવ્યો આવી પડે તે કરવાં. એ કર્મોનાં ફળરૂપે જે કાંઈ પ્રાપ્તિઓ થાય તે નિર્લેપ ભાવે એ સ્વીકારી શકે. એટલે એવા કર્મયોગમાં ફળ મળે તો ભોગવવાનું છે. પણ ક્રાંતિકારના કર્મયોગમાં તો એ ફળનો પણ ત્યાગ છે. એમાં તો એ કર્મ કરતાં આવતી આફતોનો ભોગ થવાની તત્પરતા રાખવી પડે, પણ એ સિદ્ધ થતાં એનું ફળ પારકાને આપી દેવું જોઈએ. જગતના ક્રાંતિકારો આ મર્યાદા સ્વીકારે તો ક્રાંતિના માર્ગમાંનાં ઘણાં વિઘ્નો આપમેળે શમી જાય.

## ક્રાંતિનો બીજો સિદ્ધાંત

વળી આ બે ક્રાંતિવીરોએ પોતાના પરાક્રમનાં ફળ જેમને અર્પણ કર્યા તેમણે પણ એટલી જ લોકસંગ્રહ ભાવના દાખવી ક્રાંતિનો બીજો સિદ્ધાંત રજુ કર્યો છે. પરશુરામે કશ્યપાદિ ઋષિઓને પૃથ્વી આપી. બ્રાહ્મણનું કર્તવ્ય એવું બનાવવાનું છે કે સમૃદ્ધિ અને ઉપભોગ કરતાં સ્વત્વ, સાદાઈ અને ત્યાગ ચઢીઆતાં છે. આથી ઋષિઓએ પૃથ્વીનો નામ માત્રનો સ્વીકાર કરી તરતજ યોગ્ય રાજવીઓને વહેંચી આપી. શ્રી. સમર્થે પણ મહારાજ શિવાજીને રાજ્ય પાછું આપી, નિઃસંગી સાધુના પ્રતિનિધિરૂપે વહીવટ કરવા આદેશ આપ્યો. આમ ક્રાંતિમાત્ર લોકસંગ્રહ માટે જ છે, ક્રાંતિકાર કે તેના સંબંધીઓ માટે નથી એ મહાસિદ્ધાંતનું આ બન્નેએ દર્શન કરાવ્યું.

## આ સિદ્ધાંતો અપનાવો

સ્થળ સંકોચને લીધે હું આનો વિસ્તાર કરતો નથી. પણ સર્વાંગીક્રાંતિના આ યુગમાં આ મહાન ક્રાંતિકારોએ સ્થાપેલા ક્રાંતિના સાચા સિદ્ધાંતો પ્રચાર પામે, અને અલ્પાંશે પણ અનુસરાય એ જરૂરનું છે. એટલે જેમ ગ્રામજનતા પૃથ્વીપૂજા કરે છે, તેમ એ અને ઇતર લોકો ક્રાંતિની પૂજા કરે, આજે લોકસંગ્રહી ક્રાંતિની વિચારણા થાય, અને તે માટે પ્રયત્નો આરંભાય.

આવી કોઈ ભાવનાથી પ્રેરાઈ ગુજરાતના ઘણા ભાગમાં આજે હાલલકડી વગેરે મર્દાની રમતોની હરિફાઈઓ યોજાય છે, અને યુવાનો કૃત્રિમ રણખેલો ખેલે છે, અને એ રીતે વિદ્વાનો અને શહેરીઓએ વિસારી દીધેલા રામ અને શિવાજીનું સંભારણું જાળવી રાખે છે. કદાચ ધરતીના પેટમાં જ ક્રાંતિનાં બીજ હશે. તેથી આમ થતું હશે. કે સંસ્કારની પરંપરા જાળવનારે નગરપ્રજા આવા મહોત્સવનું મૂલ્ય ભૂલી ગઈ છે, જલદી સંસ્કાર ભ્રષ્ટ થનાર દેશની પ્રજાએ મૂળ કથાઓ ભૂલી જવાં છતાંએ તેનાં મર્મ સાચવી રાખ્યા છે.

ગમે તેમ પણ હોળીમાં શરૂ થયેલી આ નવ ઉપાસના યુવાનો અખાત્રીજ સુધી ચાલુ રાખે એ એમના શરીરના બાંધા માટે જરૂરનું છે. ગ્રીષ્મના તાપથી કઠોર બનેલા તેમના શરીર જ દેશને સાચો જવાબ આપી શકે. માટે આ તહેવારની સાચી ઉજવણી કરતાં હોય તો ગુડીપડવાથી એક માસ માટે આવી રમતો રમાય, અને અખાત્રીજને દિવસે અક્ષય શરીરસંપત્તિની કસોટી કરાય.

કેવું અજબ પરિવર્તન! કાલે જે નશાબાજ દારૂડિયો હતો અને ગટરમાં સબડતો હતો તે આજે સંસ્કાર-કેન્દ્રનો મશહૂર વ્યાયામ-વીર બની ગયો! એજ છે સાચો શરાબબંધીનો પ્રભાવ!

# મહેરનો રાજા

લેખક :

કૃષ્ણદાસ શાહ

નગરના વિશાળ ચોગાનમાં જાહેરસભા ભરાઈ હતી. સભાની મધ્યમાં ત્રિરંગી ઝંડો ફરકતો હતો. આસપાસ મોટી મેદની જમા થઈ હતી અને વ્યાસપીઠ પર ગુજરાતના અગ્રણી નેતાઓ બેઠેલા હતા.

સભાની શરૂઆતમાં પૂ. બાપૂને પ્રિય એવા "એકલો જાને રે! તારી જો હાક સુની કોઈ ન આવે તો એકલો જાને રે" ના ભાવવાળી ગીતો તરફ સૌ કોઈના કાન ...ડાયા હતા. ગીતો પછી સંસ્કાર કેન્દ્ર તરફથી અંગ કસરત અને વ્યાયામના પ્રયોગો રાખવામાં આવ્યા હતા. ...ગીતના તાલબદ્ધ સુર સાથે લેઝીમ, લાઠી અને મલખમ ...ના પ્રયોગો થતા હતા અને સભાની મેદની એ પ્રયોગો રસપૂર્વક નિહાળી રહી હતી.

થોડી વાર પછી સાયકલના પ્રયોગો થયા. સાયકલને ...મે ચલાવવી, એક પગે ચલાવવી, એક હાથે ચલાવવી, ...ના પર કમાન લેવી, અને બેલેન્સ જાળવવું વિ. પ્રયોગો ...ક પછી એક થવા લાગ્યા. એક મુસ્લીમ યુવાન આ ...મ પ્રયોગો કરી રહ્યો હતો. સાયકલને મેદાનમાં સ્થિર ...રી એના પર બેલેન્સ જાળવી કપડાં કાઢવાના અને કપડાં પહેરવાના એના પ્રયોગને જનમેદનીએ તાળીઓના હર્ષ...થી વધાવી લીધો હતો. સભાના પ્રમુખશ્રી પણ એના પ્રયોગો જોઈને તાજ્જુબ થયા. પ્રમુખે પોતાના પ્રવચનમાં એને અભિનંદન પણ આપ્યા.

પણ એનો ભૂતકાળ જાણવા જેવો હતો. સંસ્કાર કેન્દ્રની છાયામાં આવ્યાં પછી અદ્‌ભૂત વ્યાયામના પ્રયોગો કરનાર મુસ્લીમનું નામ 'મહમદ હતું'. એક જમાનો હતો ...રે એ પીઠાનો રાજા હતો. મહમદ વિના પીઠું અને ...ાં વિના મહમદ શૂન્ય હતા. ગામના શરાબખાનાનો ...દો હતો. જેટલાં લોકો પીઠામાં પીવા આવતા એ પાસેથી મહમદ પૈસા પડાવતો અને એ બધા પૈસાનો એ એકલો દારૂ પીને પીઠામાં અલમસ્ત બનીને પડી રહેતો.

એની બીબી મહેરૂન્નિસા આ બધું જાણતી હતી. છતાં મુંગે મોઢે એ બધું બરદાશ કરતી હતી. મહેરૂન્નિસા નવરાશના સમયે ચરખો કાંતતી. ગામની રેંટીઆ શાળામાં જતી અને ત્યાં કાંતણ પ્રવૃત્તિમાં જે કંઈ રોકડ મળતી તે લઈને ઘેર આવતી. મહમદ વારંવાર પીને આવતો અને મહેરૂન્નિસાના પૈસા પણ એ બળજબરીથી છીનવી લઈને પીઠામાં જઈને વાપરી નાખતો હતો. છતાં પતિની સેવામાંજ તલ્લીન રહેનારી એક નિષ્ઠા વાળી બીબી આ બધું મુંગે મોઢે સહન કરતી હતી.

* * *

એક દિવસ મધરાતે મહમદ પીઠામાંથી આવ્યો. એના મોંમાથી દારૂની બદબો મારતી હતી અને માથામાંથી લોહી નીકળતું હતું અને લથડિયાં ખાતો ખાતો એ ઘેર આવ્યો. ત્યારે મહેરૂન્નિસા કેરોસીનના ઝાંખા દીવાના તેજમાં એનો ચરખો કાંતવામાં તલ્લીન હતી. રેંટીઆ શાળામાંથી એને આજે ગાંધીજીની એક નાનકડી તસ્વીર મળી હતી એ એણે બારી પર ટીંગાવી હતી અને એના સામું જોઈને મહેરૂન્નિસા ચરખાના ફરતા ચક્ર સાથે ધીમું ધીમું ગાતી હતી:—

"હમ તો ચરખા ચલાકે પીયા"

એકાએક એનું ગીત થંભી ગયું અને ધબાક દઈને અવાજ થયો ચરખો પડતો મુકી મહેરૂન્નિસાએ જોયું તો બારણામાં ઉંબરા આગળ મહમદ પડ્યો હતો અને એના માથામાંથી લોહી નીકળતું હતું. મહેરૂન્નિસાએ મહમદની પાસે જઈ એનું માથું ખોળામાં લીધું. પોતાની સાડીના છેડાથી કપાળમાંથી વ્હેતા જખમને સાફ કરી પટ્ટી બાંધી. મહમદના મોંમાથી ત્યારે પણ દારૂની બદબો મારી રહી હતી.

"કોણ, મહેર......" મહમદે સ્હેજ ભાનમાં આવતાં કહ્યું.

"હા, મહેર, આ બધું ક્યાં થયું? માથામાં વાગ્યું શાથી? દારૂડિઆઓએ ભેગા થઈ માર્યો લાગે છે કેમ ખરુંને?" મહેરે મહમદને પૂછ્યું.

"કીસકુ હમકુ મારે... મહમદકો? જાને દો..." હમ અભી સાલેકી ખબર લેતે હય... જાને દો... ...

મહમદ મહેરના ખોળામાંથી ઉભો થવા જતો હતો અને દારૂના નશામાં બબડતો હતો એને ખોળામાં ફરી સુવાડી મહેરે કહ્યું :— "ઠીક હુવા, આજ મેથીપાક મીલે, વરના તુમ્હારી સાન કભી ઠીક નહોતી" મહેરના હોઠ પર સ્મિત હતું.

"કિસકો- હમકો મેથીપાક! મહમદકો? મારને-વાલેની માને અભી તક પેદાઇ નહિ કીયા." મહમદે બડબડતાં કહ્યું.

એકાએક મહેરના ખોળામાંથી મહમદની નજર બારીમાં ટીંગવેલા મહાત્માજીના ફોટા પર ગઇ અને દારૂના નશામાં એ ફરી બબડ્યો.

"વો......ગાંધીકી હમારે ઘરમેં ક્યા જરૂરત હય? ફેંક દો ... અભી ફેંક દો' મહેરુન્નિસાએ કહ્યું: 'ગાંધીજી તો ઇન્સાનકા નુર, ઇન્સાનસે બઢકર થા, અગર હિંદમેં વો પેદા નહિ હોતે તો કલસે અપને મુલ્કમેં જો શરાબબંધી હો રહી હય વો નહિ હોતી કલકા દિન મેરે લીએ, મહેરકે લીએ ઇદકા દિન હય. ક્યોંકી કલસે મહમદ પીઠાકા રાજા નહિ લેકીન મહેરકા રાજા બનેગા. ઔર વો દિન લાનેવાલા એકહી ઇન્સાન હય, મહાત્મા ગાંધી." મહેરની આંખોમાં હર્ષનાં આંસુ હતા.

મહમદ :— "કલસે ક્યા હોનેવાલા હય?"

મહેર :— "શરાબબંધી"

મહમદ :— "તો ક્યા કલસે હમકો દારૂ નહિ મીલેગા?"

મહેર :— "બિલકુલ નહિ મીલેગા, ફીરભી જો આદમી ચોરી છુપીસે દારૂ પીયેગા તો ઉસકો જેલ મીલેંગી."

મહમદ :— "જેલસે ડરનેવાલા મહમદ નહિ."

મહેર"— વો તો મૈં જાનતી હું લેકીન મહેરકા મહમદ અયસા નહિ."

* * *

બીજા દિવસની પ્રભાત ઉગી. મહેરની ગરીબ ઝુંપડીમાં ખાટલા પર પાટો બાંધેલી હાલતમાં પડેલા મહમદને મહેર ગ્લાસમાં ઠંડુ પીણું પાઈ રહી હતી. મહમદ હર્ષથી એ પીતો હતો. આખો ગ્લાસ પી રહ્યાં પછી મહમદે કહ્યું:— "મહેર! એ ક્યા હય? યેતો અમૃત જૈસા હય."

મહેર:— "આપકા પીયા શરાબ હય."

મહમદ:— "મૈં નહિ માનતા, સચ બોલ મહેર એ ક્યા હય?"

મહેર:— "મહમદ, મેરા મહમદ તું ઠીક કહતા હય લેકીન એ શરાબ નહિ હય "નીરો" હય, શરાબીઓકી સાન ઠીકાને લાનેકે લીયે સરકારને યે "નીરો" ઔર સંસ્કાર કેન્દ્રો ખૂલવાયે હય."

મહમદ:—"મહેર, યે તો શરાબસે ભી બહતર હય."

મહેર :— "તો ફીર શરાબ છોડ દોગે?"

મહમદ :— "જરૂર, ખુદાકી કસમ, ઇમાનસે આજસે હમ શરાબ નહિ પીએંગે ઔર સંસ્કાર કેન્દ્રમેં ભી જાએંગે."

મહેર :— સચ કહેતે હય?

મહમદ :— "સચ, તેરી કસમ."

મહેરના હૈયામાં વરસો પછી ઉર્મિઓનું તોફાન જાગતું હતું. ખુદાનો પાડ માનતી મહેરનું હૈયું નાચતું હતું.

ગરીબ ઝુંપડામાં ખુદાની મહેર ફરીથી ઉતરી હતી.

શહેરની જાહેર સભા સંસ્કાર કેન્દ્રમાં જે મહમદના અદ્દભુત પ્રયોગો જોતી હતી એ મહમદ ને આજ હતો. પીઠાનો રાજા નહિ પણ મહેરનો રાજા.

((((()))))

# લોક ભવાઇ

ઓછાં ખરચે અને ઓછાં સાધને ગામડામાં લોક-જાગૃતિ આણતું આપણું એક પુરાતન પ્રચાર-અંગ

એનું

પ્રાચીન અને અર્વાચીન સ્વરૂપ, તેમજ પ્રચાર સાધન તરીકે વિશાળ પાયા ઉપર એના ઉપયોગની શક્યતા

લેખક
**પીતામ્બર પટેલ**

**'ભવાઇ'** શબ્દ સાંભળીને કોઇને થશે આ વળી જૂના જમાનાની વાત ક્યાં કરે છે? ભવાઇ તો હવે મરી પરવારી છે. જીવે છે તેય હવે મરવાની રાહ જોઇને. તેને વળી જીવાડવાની શી જરૂર છે!

આજની ભવાઇનું સ્વરૂપ જોઇને કોઇને આવો પ્રશ્ન થાય તો તે સ્વાભાવિક છે. આજે ભવાઇમાં કંઇ જોવા જેવું રહ્યું નથી. ભવૈયા લોકરંજનના બહાને ગલીચ વસ્તુઓ રજૂ કરી, ગંદા ચેન ચાળા કરી, હીન સંવાદો બોલીને ગામડાની ભોળી જનતાને બહેકી જાય છે. ગુજરાતમાંથી આ રંજનનો જૂનો પ્રકાર હવે લુપ્ત થતો જાય છે. અત્યારે તો ઉત્તર ગુજરાતમાં તેમાંય ખાસ કરીને મહેસાણા પ્રાંતમાં હજીય ભવાઈ થાય છે. ભવાઇ કરનારા મુખ્યત્વે તરગાળા હોય છે. એમની વસ્તી ઉત્તર ગુજરાતમાં છે. તેમનો ધંધો જ ભવાઈ કરવાનો હોય છે. કેટલાક તરગાળા ભવાઇ છોડીને નાટક મંડળીઓમાં જોડાયા છે. જયશંકર સુંદરી જેવાએ તો નાટકની દુનિયામાં નામના કાઢી છે. આજે પણ ઘણા નટો નાટકમાં કામ કરે છે. તોય ભવાઈ તો ચાલુ જ છે.

### લોકરંજનનો પુરાણો પ્રકાર

ભવાઈ એ લોકરંજનનો જૂનામાં જૂનો પ્રકાર છે. જ્યારે નાટકો આટલાં લોકપ્રિય થયાં ન હતાં ત્યારે ગ્રામ-જનતાને આ ભવાઇ જ મનોરંજન પૂરું પાડતી. પણ એ વખતે ભવાઈ માત્ર મનોરંજન કરતી એમ નહિ. આનંદ સાથે કંઇક કહેતી પણ ખરી. ભવાઈ દ્વારા સુધારાની વાત કહેવામાં આવતી. વહેમ, અજ્ઞાન, બાળલગ્ન, કજોડાં વગેરે પ્રશ્નો ભવાઇના વેશોમાં વણી લેવામાં આવતા. જમાનાને યોગ્ય એવા ખાસ વેશો લખવામાં આવતા એ સમયે લોક જાગૃતિના માધ્યમ તરીકે ભવાઈ કામ કરતી હતી. જ્યારે શિક્ષણનો પ્રચાર ન હતો જ્યારે વૃત્તપત્રો નીકળતાં ન હતાં ત્યારે આજની પેઠે ભાષણો થતાં ન હતાં. એ વખતે ભવાઇ દ્વારા સમાજ સુધારાની વાત કરવામાં આવતી હતી. અને લોકોના મન પર તેની ધારી અસર થતી હતી.

પણ આજે તો સાપ ગયા અને લીસોટા રહ્યા એના જેવી દશા ભવાઇની થઇ છે. જમાનો બદલાયો. લોકરુચિ બદલાઇ. લોકોમાં શિક્ષણનો પ્રચાર થયો. ગુલામી ગઇ. આઝાદી આવી. લોકતંત્ર આવ્યું. ઘણું ઘણું બદલાઇ ગયું. છતાં ભવાઇ તો એની એ જ રહી. તેના વેશો (ખેલ) એના એજ રહ્યા. આજે તો ભવાઇ માત્ર તરગાળાઓનો લાગો ઉઘરાવવા પૂરતી રહી છે. ભવાઇમાં હવે નથી રહ્યું મનોરંજન કે નથી રહી સુધારાની ભાવના. એટલે જે છે તે સ્વરૂપમાં તો ભવાઇને જીવાડવાનો કંઇ અર્થ નથી. ભવાઇના ચાલુ વેશો ભલે ભૂલાઇ જતા. ભવાઇની અશ્લીલતા ભલે લુપ્ત થઇ જતી. પણ ભવાઇમાં જે લોકજાગૃતિનું બળ રહેલું છે, તેનામાં જે ભારોભાર પ્રચારશક્તિ ભરેલી છે તેનો તો ઉપયોગ કરવો જોઇએ. ભવાઇ એ નાટક પહેલાનું સ્વરૂપ છે. ગામડાઓમાં, મજૂર વિસ્તારોમાં ભવાઈ નાટક કરતાંય વધુ અસરકારક કામ કરી શકશે. એટલે આજે જરૂર છે તે લોકભવાઇની. નવી ભાવનાવાળા, નવી દષ્ટિવાળા 'વેશો' ખાસ લખાવા જોઇએ. અને એવી ભવાઇ જો ફરીવાર, પહેલાંની પેઠે ગામે-ગામ ભજવાય તો લોકજાગૃતિમાં ભવાઇ મોટો ફાળો આપી શકે.

### જમાનાને અનુકૂળ બને તો—

આજે આઝાદી આવી છે છતાં ગામડાની સ્થિતિમાં, ત્યાંની પરિસ્થિતિમાં બહુ ફેર પડ્યો નથી. આજે દેશને અનાજની જરૂર છે. આપણી સરકાર વધુ અનાજ ઉગાડોનો પ્રચાર કરે છે.

ગામે ગામ આ વાત પહોંચી જવી જોઈએ. ખેડૂતના દિલ સુધી 'વધુ અનાજ વાવો'નું સૂત્ર પહોંચવું જોઈએ. એટલું જ નહિ પણ તેની પાછળની ભાવના પણ તેને સમજાવવી જોઈએ. આ કામ કોણ કરે! એને માટે મનોરંજન દ્વારા પ્રચાર કરવાની રીતો અજમાવવી જોઈએ. વધુ અનાજ વાવો, ગામડાં સાફ રાખો, ગૃહઉદ્યોગોને સજીવન કરો, દેશને આબાદ કરો... આના વિશે જુદા જુદા વેશો લખાવા જોઈએ. એ કામ ઘણું સહેલું છે. અને ભવાઈની રીતે લોકો સમજે એવી સાદી રીતે એ વેશો ગામડાઓમાં ભજવાવા જોઈએ. આ કામ કોણ કરે! ધંધાદારી તરગાળા કે ભવૈયાઓ તો નહિ કરી શકે. તેમનામાં હવે એવો ઉત્સાહ રહ્યો નથી. તેમનામાં નવી દૃષ્ટિ પણ નથી. છતાં જો તેઓ આ કામ હાથમાં લે, જમાનાને અનુકૂળ ભવાઈ કરે તો તો ગામડાની અને દેશની સેવા કરી કહેવાય. પણ એ લોકો તો આ કામ કરે કે ન કરે, પણ ગામના નવલોહિયા જુવાનો કરી શકે. દરેક જણાની મંડળી જો પ્રયત્ન કરે તો આવા વેશો ભજવી શકે. વિદ્યાર્થીઓ આ કાર્યમાં વધુમાં વધુ ઉપયોગી થઈ શકે. રજાઓમાં, આળસમાં દિવસો પસાર કર્યા વગર જો લોકજાગૃતિ માટે આ કામ હાથ ધરે તો લોકમાનસ ઘડવામાં ફાળો આપી શકે. ગ્રામકાર્યકરોએ અને સેવકોએ પણ આ લુપ્ત થતા આ અમોઘ પ્રચાર શક્તિવાળા ભવાઈના સ્વરૂપ વિશે વિચાર કરવા જેવો છે.

જેમ ગામડાઓમાં લોકજાગૃતિનું કામ ભવાઈ દ્વારા થાય તેમ શહેરોમાં મજૂર વિસ્તારોમાં દારૂનિષેધનું કામ પણ ભવાઈ દ્વારા થઈ શકે. કેટલાક ઉત્સાહી નવજુવાનોએ 'લોક ભવાઈ' નામનો પ્રયોગ કર્યો હતો. તેમાં પ્રચાર હતો. લોકરંજન હતું. પણ તેની દૃષ્ટિ પ્રજાકીય સરકારની નિંદા કરવાની હતી. એથી એ લોકભવાઈ લાંબી ન ચાલી. પણ એજ રીતે મજૂર કલ્યાણની વાત ભવાઈ દ્વારા કહેવા જેવી છે. મુંબઈમાં તો મહારાષ્ટ્રીય લોકરંજનનો જનપ્રિય પ્રકાર 'પવાડા'નો ઉપયોગ મજૂર વિસ્તારોમાં થાય છે. 'પવાડા' લોકોના મન પર ધારી અસર પેદા કરે છે. ભવાઈ એ પણ એવોજ લોકપ્રિય મનોરંજનનો ગુજરાતી પ્રયોગ છે. અમદાવાદમાં અવેતન કલાકારોનો મંડળીએ લોકભવાઈ દ્વારા મજૂરોમાં દારૂની છોડવવાનો પ્રચાર કરવો જોઈએ. અમદાવાદના રંગભ સ્થાનિક મ્યુનિસિપાલિટીની ચૂંટણી વખતે ભવાઈ પ્રયોગ કર્યો હતો. એ ધોરણે લોકકલ્યાણની ભાવનાવા નવા 'વેશો' ભજવાવા જોઈએ.

આપણી કેટલીક પ્રાચીન પરંપરાઓ સાચવી રાખ જેવી છે. તેમાં જમાનાને અનુરૂપ ફેરફારો કરી તે નવસંસ્કરણ કરવા જેવું છે. ભવાઈ પણ તેમાં આ જાય છે. ગામડે ગામડે ફિલ્મચિત્ર તો પહોંચે ત્યારે પ નાટકમંડળીઓ પણ શહેરો છોડીને ગામડામાં જવા નથી. એટલે ગામડા માટે ભવાઈ વધુ અનુરૂપ છે. ભવાઈ રજુઆત એવી તો સાદી અને સહેલી છે, કે તેમાં ખ ખર્ચની પણ જરૂર નથી. તેને માટે ખાસ રંગમંચ જરૂર નથી. ખુલ્લા મેદાનમાં, આકાશના ચંદરવા ની મશાલના અજવાળે ભવાઈ થઈ શકે છે. ભવા ગામડાની થાકેલી જનતાને આનંદ આપશે. એ સા નવી પ્રેરણા પણ આપશે. રંગભૂમિની દિશામાં જે ભાઈ કામ કરે છે તેઓ માત્ર શહેરનોજ ખ્યાલ કરે છે. તો ઠીક નથી. ગામડાની દૃષ્ટિએ પણ આવા પ્રયો કરવા જોઈએ. શહેરોની પ્રગતિથી દેશની પ્રગતિ થવા નથી. ગામડાનાં ઉદ્ધાર વગર હિંદનો ઉદ્ધાર થવાનો નથ અને દરેક શિક્ષિત માણસ પર ગામડાનું ઋણ છે. ઋણ ગમે તે રીતે અદા કરવું જ જોઈએ.

## પ્રાચીન પરંપરાનું નવસંસ્કરણ

શહેરવાળાઓ આવે અને ગામડાનો ઉદ્ધાર કરે ગામડાનું કામ કરે એવી આશા ગામડાવાળાઓએ ન રાખવી જોઈએ. ગામનું કામ ગામડાએ જ ઉપાડી લેવું જોઈએ તેમાંય આ જવાબદારી ગામડાના ભણેલા વર્ગે ઉપાડી લેવી જોઈએ. તેમની આગળ લોકભવાઈની આ વાત મૂકવા જેવી છે. ભવાઈ નામથી ભડકી ન જતાં તેમાં રહેલી છૂપી શક્તિને કામે લગાડવી જોઈએ. દેશની નવરચના થઈ રહી છે ત્યારે બધીય તાકાત કામે લગાડવી જોઈએ. એટલા માટેજ ભવાઈ પર આટલો ભાર મૂકવામાં આવ્યો છે.

મનુષ્યને જો ક્ષુધાનિવારણ પૂરતું જ અન્ન અને અંગ ઢાંકવા પુરતાંજ વસ્ત્રો માત્ર દુનિયામાં મળતાં હોત તો વેર-ઝેર, દુઃખ-ચિન્તા કશું જ ન હોત. પરંતુ માણસને જોઇએ તેથી વધારે મળે છે એટલેજ વધુ ને વધુ મેળવવાની તેને ઇચ્છા થાય છે.. એમાંથી જ ક્રોધ, લોભ, મોહ-પ્રગટે છે અને અધર્મનું સામ્રાજ્ય દુનિયામાં સ્થપાય છે. એ સનાતન સત્ય તમને આ વાર્તા સમજાવશે.

# ભૂત અને રોટલો

પ્રયોજક

હરીશ નાયક

—:o:—

એક દિવસ સવારના પહોરમાં એક ગરીબ ખેડૂત પોતાની પોટલીમાં બે રોટલા બાંધી ખેતરે ગયો. ખેતરમાં પહોંચી જઇ એણે પહેલાં રોટલાની પોટલી એક ઝાડ નીચે મુકી અને પોતે હળ ખેડવા લાગ્યો.

બપોર થઇ એટલે એણે બળદને ચરવા માટે છોડી મૂકયા અને પોતે ખાવા માટે ઝાડ પાસે પહોંચ્યો. ત્યાં જઇને જુએ છે તો એની રોટલાની પોટલી ન હતી. આમતેમ ખૂબ શોધી, પણ કયાંય તેનો પત્તો લાગ્યો નહિ, અને એટલામાં જતું આવતું પણ દેખાયું નહિ. ત્યારે રોટલા કોણુ લઇ ગયું?

ખરી રીતે રોટલા એક ભૂત ઉપાડી ગયો હતો, અને તે ઝાડની ઉપર ચઢી બેસી ગયો હતો.

ખેડૂત બોલ્યો "કંઇ નહિ, ચાલો! એક દિવસ ખાવાનું નહિ મળે તેથી તો કંઇ મરી ઓછોજ જવાનો છું.! બિચારો કોઇ ભૂખ્યો માણસ લઇ ગયો હશે! ભગવાન એનું ભલું કરે."

એમ બોલી કુવે જઇ પાણી પી તે ફરીથી હળ ફેરવવા લાગ્યો. ભૂત એકદમ ઉદાસ બની ગયો. તે અધર્મ પાસે પહોંચ્યો અને તેને બધી વાત કહી સંભળાવી.

અધર્મ: (ગુસ્સામાં) "તું મૂરખ છે. કામ કરતાં પણ તને આવડતું નથી! જો સંસારી લોકો આમ જ સંતોષી જીવન જીવતાં થઇ જશે તો આપણો કોઇ ભાવ પણ નહિ પૂછે. સમજ્યો! જા, તરતથી, કોઇ એવી યુકિત અજમાવ કે મનુષ્યોમાંથી સંતોષ દયા જતી રહે, નહિ તો તને ફાંસી પર ચઢાવી દેવામાં આવશે."

ભૂત વિચાર કરવા લાગ્યો કે હવે શું થાય? વિચાર કરતાં તેને એક ઉપાય જડી ગયો.

તેણે એક ખેડૂતનું રૂપ ધારણ કર્યું અને પેલા ખેડૂતની પાસે જઈ નોકર તરીકે રહી ગયો.

પહેલે વરસે તો એણે ખેડૂતને એવી શિખામણ આપી કે 'નદીના ભાઠામાં ખેતી કર'

ભગવાનને કરવું તે તે વરસે વરસાદ બિલકુલ પડયોજ નહિ. કોઇને ત્યાં પાક નહિ ઉતર્યો, ત્યારે પેલા ખેડૂતને ખૂબજ લાભ થયો. નદીના ભાઠાની જમીન પોચી અને ભીની હોવાને લીધે ખૂબજ અનાજ ઉગી નીકળ્યું.

બીજે વરસે પેલા ભૂતે ખેડૂત પાસે એક ડુંગરાના ઢોળાવ પર ખેતી કરાવી. બીજે વરસે એકદમ અતિવૃષ્ટિ થઇ અને બધાનાં ખેતરો પાણીમાં ડૂબી ગયાં અને તણાઇ ગયાં ત્યારે ઢોળાવ પરથી પાણી વહી જવાને લીધે પેલા ખેડૂતને કંઇજ નુકશાન થયું નહિ. હવે તો એ ખેડૂત પાસે એટલા દાણા ભેગા થયા કે કોઠારના કોઠાર ભરાઈ ગયા. આટલું બધું અનાજ! આટલા બધા પૈસા! એ ખરચે તો શેમાં ખરચે?

ભૂતે એને દારૂ પીવાનું શીખવાડી દીધું, અને બનાવવાનું પણ. પછી તો પૂછવું જ શું? ખેડૂત દારૂ બનાવી બનાવી મિત્રોની સાથે પીવા લાગ્યો.

ભૂત તરતજ અધર્મની પાસે પહોંચ્યો અને કહેવા લાગ્યો — "મહારાજ! હવે ચાલો, અને જુઓ મેં કેવો મંત્ર અજમાવ્યો છે તે. હવે ખેડૂત કોઇ દહાડો બચી શકે તેમ નથી."

બન્ને જણા ખેડૂતને ઘેર પહોંચ્યા, જોયું તો ત્યાં આજુબાજુના ખેડૂતો ભેગા થયા છે. અને ખૂદ ખેડૂતની પત્નીજ બધાને દારૂ પાઈ રહી છે એટલામાંજ તેને ઠોકર વાગી અને દારૂનો પ્યાલો હાથમાંથી પડી ગયો.

ખેડૂત:— (ગુસ્સે થઈને) "જંગલી જેવી! તું એને બકરીનું દૂધ કે દાળનું પાણી સમજે છે?"

ભૂત અધર્મને કહેવા લાગ્યો "આ એજ ખેડૂત છે કે જે ગરીબ હોવા છતાં રોટલાના ખોવાયાની ફીકર કરતો ન હતો."

ખેડૂત પત્નીને જબરજસ્તીથી દારૂ પાવા લાગ્યો. તેજ વખતે ત્યાં એક સાધુ ભીખ માગવા આવ્યો, ખેડૂતે તેને ધૂતકારી કાઢયો અને કહ્યું "અરે જા, ચાલ્યો જા અહીંથી, અંદર શેનો ઘુસી આવે છે! અહીં ખાવા બાવાનું કંઈજ નહિ મળે!" અધર્મ ઘણો જ રાજી થયો.

ભૂત બોલ્યો: "અરે આતો કંઈજ નથી, જુઓ તો ખરા આગળ શું થાય છે તે?"

અધર્મ: "વાહ ભાઈ ભૂત, ખૂબ મઝા પડી ગઈ આમ જ જો લોકો દારૂ પીને એકબીજા સાથે શિયાળની જેમ કપટની વાતો કરવા મંડી પડશે તો તો આપણું રાજ્ય અચળ રહેવાનું."

ભૂત: "મહારાજ! હજી તો પહેલો પ્યાલો છે. બીજો પ્યાલો તો પીવા દો પછી તો તમે એમને વાઘના રૂપમાં જોશો."

બીજો પ્યાલો પીવાને હજી વાર હતી ત્યાંજ લોકો અંદર અંદર કોલાહલ કરવા લાગ્યા અને મારામારી કરવા મંડી પડ્યા. કોઈએ કોઈનું નાક કાપ્યું તો કોઈએ કોઈનો કાન. અરે ખૂદ એ ખેડૂતનેજ ધૂમ માર પડ્યો.

અધર્મ: [ખુશ થઈ જઈ] "વાહ વાહ! વાહ વાહ!"

ભૂત: "હવે ત્રીજો પ્યાલો પેટમાં પડે એટલે જુઓ, બધા સુવર બની જવાના."

ખેડૂતોએ ત્રીજો પ્યાલો પણ ગટગટાવ્યો. દ્રશ્ય વિચિત્ર બની ગયું. તેઓ પશુની જેમ નાગા થઈ નાચવા લાગ્યા. કોઈ આમ દોડવા લાગ્યું અને કોઈ તેમ દોડવા લાગ્યું. અને પેલો અમીર બનેલો ખેડૂત તો ગંદી મોરીમાં જઈને સૂતો અને સુવરની જેમ કાદવ-ઉખેળવા લાગ્યો.

અધર્મ: "વાહ ભૂત! તેં તો ગજબનું કામ કર્યુ હો! દારૂ એ તો મનુષ્યના સર્વનાશનો એક અજબનો મંત્ર છે. મને લાગે છે તેં દારૂ બનાવતી વખતે શિયાળ વાઘ અને સુવરનું લોહી જરૂર તેમાં રેડી દીધું હશે તેથી જ તો તેઓ વારંવાર શિયાળ, વાઘ અને સુવર જેવા થતા જાય છે."

ભૂત: "મહારાજ! વાત એમ છે કે જો મનુષ્યને એના ક્ષુધાનિવારણ માટે અન્ન મળતું રહે તો એ કોઈ જાતની ધમાલ કરતો નથી. જેવું એને વધારે પડતું મળ્યું કે એણે ધાંધલ શરૂ કરી દીધી. બસ, એજ મંત્ર મેં ખેડૂત પર ચલાવ્યો. જ્યાં સુધી એ નિર્ધન હતો ત્યાં સુધી એ સંતોષથી પોતાનું જીવન વીતાવતો હતો. મેં એને એટલું બધું અન્ન આપ્યું અને એટલા બધા પૈસા આપ્યા કે એની બુદ્ધિ ભ્રષ્ટ થઈ ગઈ. મદ્ય બનાવવાનું શીખી લઈ એણે પરમેશ્વરના આપેલા ગુણકારી પદાર્થોને વિષયભોગના માદક પદાર્થો બનાવી દીધા. શિયાળ, વાઘ અને સુવરના અંશ તો એનામાં પહેલેથી જ હતા, જેવો મોકો મળ્યો કે તરત તે બધા એની મેળેજ પ્રગટ થઈ ગયા. હવે એ દારૂડીઓ બની રહી પશુ જેવું જ જીવન વીતાવશે."

અધર્મ ખુશ થયો અને તેણે ભૂતને પ્રધાન બનાવી દીધો *

---

* મહર્ષિ ટોલ્સ્ટોયની એક વાર્તા ઉપરથી

# કાવ્ય-યુગલ

## ધરતીને ખોળે —

(ભજનનો ઢાળ)

સાંતીડા લાવો, જીવડા! સાંતીડા લાવો!
હરિગુણ ગાઓ, જીવડા! હરિગુણ ગાઓ!
જીવતરની મૂડી ટૂંકી, જીવતરની માયા ટૂંકી,
ટૂંકાં આયુષની ખુટ્ટી ટૂંકી રે, સાંતીડા લાવો!
સાંતીડા ૦-

કંકાસે કટંબ લાગે, ઊભો વનવગડો લાગે,
દારૂથી તો દુનિયાં આખી લાગે રે, સાંતીડા લાવો!
સાંતીડા ૦-

[illegible]ાંતીડા લઈને આવો, ખેતરમાં અન્ન વાવો,
[illegible]રતી માતાના ગુણ સૌ ગાઓ રે, સાંતીડા લાવો!
સાંતીડા ૦-

[illegible]રતી મૈયાને ખોળે, ડુંડા કેરા હિંચોળે,
[illegible]ણાં હીંચ્યે, તમેય હીંચો ઝોલે રે, સાંતીડા લાવો!
સાંતીડા ૦-

[illegible]નખાનો દેહ મોટો, એને કરજે ના ખોટો,
[illegible]નિયામાં ખેડૂતનો મળે ન જોટો રે, સાંતીડા લાવો!
સાંતીડા ૦-

રમણલાલ સોની





## દુર્જન નિન્દા —

(દુહા)

ઝાકળ પકવે પાક, વ્યંઢળનો વેલો વધે;
તરણે સમદર તરાય (પણ) દુરિજન કિરપા નો ફળે!

તક્ષક નિરવિષ થાય, મહેરામણ મીઠા બને;
હાલાહલ (ને) ખારાશ, દુર્જન પંડ પડ્યે જતાં!

સસલાં થાય શીગાળવાં (ને) માણહાંને ઉગે પુચ્છ;
પણ અંતર આંખો ના ઉગે દુરિજનને સચમુચ.

અમરત કણ છંલે ઝમે ને ભજવે વેરંયાના ભાવ,
પણ અંતર ખલ સોમલ છલે,
એ દુર્જનથી વખડાં ભલાં!

સરખા દુર્જન ને નાગ, એ સંતોની વાણી જૂઠી;
કરડે છંછેડયા નાગ, ખલ કરડે કારણ વિના.
ભલી સુજનની લાત, મીઠી દુર્જન વાતથી;
એ લાતે ફરકે ફૂલ, મધ-વાતે વખ-વેલીઓ!

કરકોટનાં ઝેર જેર થતાં મંતરબળે,
પણ દુર્જન અંતરઝેર જેર કરે મંતર, દવા!

રણ, વન કે પર્વત પરે દેજે જલમ દીના નાથ!
પશુયોનિએ પાલવે (પણ) ભુંડા દુર્જનનો સાથ.

'અનામી'

# નીરા અને તાડ-પદાર્થોના વિકાસની



# પંચ-વર્ષીય યોજના

મુંબઈ પ્રાંતમાં નાળિયેરી, ખજુરી, તાડ, સુરમાડ વગેરે ખાંડ પેદા કરતાં તાડવૃક્ષો અનેક સ્થળે મોટી સંખ્યામાં ઊગે છે. નાળિયેરી સિવાયની બીજી ત્રણ જાતો ખાસ કરીને જંગલી જાતો છે. નાળિયેરીનું વૃક્ષ ફળ આપે છે. જ્યારે બીજી ત્રણ જાતિઓ ફળ આપતી નથી. અને એથી જ જો એનો યથાર્થ ઉપયોગ કરવામાં ન આવે તો એ કેવળ નકામી જ જવાની છે. આ તાડવૃક્ષોને કોઈપણ પ્રકારના ખાસ ઉછેરની જરૂર પડતી નથી. એનું છેદન માત્ર કરવામાં આવે તો એમાંથી રસ ઝરે છે, અને એ રસ ખાટો ન થઈ જાય તે પહેલાં તંદુરસ્તી-પોષક પીણાં તરીકે એનો ઉપયોગ થઈ શકે છે. અથવા તો ગોળ, ખાંડ, શરબત, સાકર, મિઠાઈ વગેરે એમાંથી બનાવી શકાય છે. નીરો એના અંતિમ તબક્કે આવતાં ખાટો થવા માંડે છે અને એમાંથી તાડી બની જાય છે. એ સ્થિતિમાં એને તંદુરસ્તી-પોષક નીરો કહી શકાય નહિ એને એ સ્થિતિમાં જો પીવામાં આવે તો કેફ ચડે છે.

## કુદરતી અમૂલ્ય બક્ષીસ

આ દેશની આ આકર્ષક સંપત્તિથી જે ખેંચાય છે તેને જરૂર એમ પૂછવાનું મન થાય છે કે કુદરતની આ ભેટનો ઉપયોગ માણસની સમજશક્તિ મુજબ પૂરેપુરો થાય છે કે નહિ? મોટા ભાગનાં તાડ વૃક્ષોનો ઉપયોગ અત્યારે તાડી મેળવવામાં થાય છે. આ તાડી ગરીબ વર્ગને પીણાં તરીકે આપવામાં આવે છે અને એ પીણું પોષક છે એમ આ વર્ગ માનતો થઈ જાય છે. કેટલાંક તાડ વૃક્ષો કેવળ નકામાં જાય છે. માત્ર એનાં પાંદડાંમાંથી સાદડીઓ, દોરડાંઓ વગેરે બનાવવામાં આવે છે. આ રાષ્ટ્રિય સંપત્તિનો દુર્વ્યય એટલો બધો થઈ રહ્યો છે કે એની વધુ અવગણના કરી શકાય તેમ નથી.

## ઉદ્યોગ નવો નથી

(૨) તાડ ગોળનો ઉદ્યોગ એ કોઈ નવો ઉદ્યોગ નથી. એનું અસ્તિત્વ ભૂતકાળમાં પણ હતું. પરંતુ આગળની સરકારોએ એના ઉપર દેખરેખને લગતો સખ્ત અંકુશ મૂકેલો હોઈ તેમજ પુરતી સગવડોનો અભાવ હોઈ આ ઉદ્યોગ સંતોષકારક પ્રગતિ કરી શકેલ નહિ. પરંતુ જ્યારે હાલની પ્રજાકીય સરકાર ૧૯૪૬માં સત્તા ઉપર આવી અને એણે દારૂબંધીનો અમલ કરવાનો નિર્ણય કર્યો ત્યારે તાડ-વૃક્ષોનો યથાર્થ ઉપયોગ કરવાની જરૂરિયાતની એને પ્રતીતિ થઈ અને એ હેતુ પાર પાડવા માટે બધી જ સગવડો અને છૂટછાટો આપવાની જરૂરિયાતની પણ સરકારને યોગ્યતા જણાઈ. તદનુસાર હાલની સરકારે નીરાના વેચાણ ને તેમજ ગોળ અને બીજા નીરા-પદાર્થોના ઉત્પાદનને વેગ આપવા અંગે નક્કી કર્યું. વધુમાં દારૂબંધીને કારણે બેકાર બનતા લોકોને કંઈક અંશે ઈતર વ્યવસાય આપવાનો પ્રશ્ન પતાવવામાં પણ આ નિર્ણયથી મદદ થઈ. સરકારના દારૂબંધીના કાર્યક્રમની સફળતા કંઈક અંશે નીરા અને તાડ પદાર્થોના વિકાસની યોજનાની સફળતા ઉપર પણ અવલંબે છે.

## પ્રયોગાત્મક યોજનાઓ

(૩) એટલે જ ૧૯૪૬-૪૮ના વર્ષ માટે એક પ્રયોગ તરીકે, આથો ન ચડેલા શુદ્ધ નીરાનું પીણાં તરીકે વેચાણ કરવાની યોજનાને સરકારે મંજુર કરેલી. આ પ્રયોગ મુંબઈ અને અમદાવાદમાં સરકારની દેખરેખ હેઠળ કરવામાં આવ્યો હતો. આ પ્રયોગથી એમ ફલિત થયું કે નીરાની થોડી ઘણી માંગ રહે છે. એથી જ નિષ્ણાત સમાજ-સેવકોની દેખરેખ હેઠળ સદરહુ પ્રયોગ ચાલુ રાખવાનો

સરકારે નિર્ણય કર્યો. એ ઉપરથી શ્રી. ગજાનન નાયકે અને શ્રી. કૃષ્ણદાસે શાહે ૧૯૪૭-૪૮ના વર્ષ દરમ્યાન નીરા અને તાડ પદાર્થોના વેચાણ અને વિકાસ અંગેની એક યોજના તૈયાર કરીને સુપ્રત કરી. સરકારે આ યોજના રેવન્યુ ડિપાર્ટમેન્ટ રિઝોલ્યુશન નં. ૪૬૫૫/૪૫ તા. ૧૭ ઓકટોબર ૧૯૪૭ હેઠળ મંજુર કરી. આ યોજના અમલમાં મુકતાં આવેલાં પરિણામો ઉત્સાહજનક હતાં. તેમ સાથે સાથે યોજનાને પુરેપુરૂં સાકાર રૂપ આપવાની અગત્ય પણ જણાતી હતી. આથી સરકારે રેવન્યુ ડિપાર્ટમેન્ટ રિઝોલ્યુશન નં. ૪૬૫૫/૪૫ તા. ૩જી જુન ૧૯૪૮ હેઠળ સદરહુ યોજનાનાં પ્રયોગને ૧૯૪૮-૪૯ના વર્ષ દરમ્યાન મોટા પાયા ઉપર અમલમાં મુકવાની મંજુરી આપી. આ યોજના હેઠળ શુદ્ધ અને તંદુરસ્તીપોષક નીરાનું વેચાણ કરવા માટે, તાડપદાર્થોનું ઉત્પાદન તથા સંશોધન કરવા માટે તેમજ બજારમાં એની માગણી ઉભી કરવા માટે એક "બોર્ડ" સ્થાપવાની પણ દૃષ્ટિ રાખવામાં આવી છે તદનુસાર માનાર્હ સમાજસેવકો તેમજ પગારદાર નોકરોની દેખરેખ હેઠળ મોટાં શહેરો, ગામડાંઓ તેમજ ગ્રામ વિસ્તારોમાં પદ્ધતિસરનું નીરાનું વેચાણ હાથ ધરવામાં આવ્યું છે.

નીરાની રાસાયણિક ચિકિત્સા એમાં મદ્યાર્ક જરા પણ નથી એમ દર્શાવે છે. પીણાં તરીકે નીરો ગમે તેટલો લેવામાં આવે તો પણ તેનાથી કૈફ ચડતો નથી. સેવાગ્રામ અને બીજે સ્થળે કરવામાં આવેલા તાદશ પ્રયોગોથી આ હકીકતને ટેકો મળે છે.

## પોષક અને શકિતવર્ધક

જુદી જુદી ઉંમરનાં, જુદા જુદા ધંધાવાળાં સ્ત્રી કે પુરુષ બંને જાતિનાં લોકોએ નાનાં અથવા મોટા પ્રમાણમાં, દરરોજ અથવા કોઇકોઇ વાર પીણાં તરીકે નીરો લીધેલ છે તેમ છતાં તેઓને કૈફ ચડયો નથી. એમને એ તંદુરસ્તી-પોષક પીણું જણાયેલ છે. ચુનાના સત્વરક્ષક સાથે એને સાચવી પણ શકાય છે. નીરો અને તાડી બંને ખાંડ ઉત્પન્ન કરતા તાડમાંથી પેદા થતાં હોવા છતાં બંને વચ્ચે ખૂબજ સૂચક ભેદ રહેલો છે. બીજા કોઈપણ ફળના રસની પેઠે નીરો પણ કુદરતની એક બક્ષીસ છે. પીણાં તરીકે એ લઇ શકાય છે. મનુષ્યની શરીરરચના ઉપર એની કોઇજ હાનિકારક અસર નથી. નીરામાં મદ્યાર્ક ન હોઇ એથી કૈફ પણ ચડતો નથી. આવા શુદ્ધ નીરામાંથીજ સારો, ચોકખો, કરણ અને પોષક ગોળ બનાવી શકાય છે. ખાંડ આપના કોઇપણ તાડના મીઠા રસને ૧૧૮° થી ૧૨૦° ટેમ્પરેચરે ઉકાળવામાં આવે અને ત્યારપછી એને જો ઠારવામાં આવે તો શેરડીના રસની પેઠે જ એ રસ પણ ઠરીને નક્કર બને છે. તાડગોળ શેરડીના ગોળ જેવો જ ચોકખો, તગતગતો અને કરણ હોય છે અને એને વિશિષ્ટ સોડમ પણ હોય છે. મિઠાઇ બનાવવામાં શેરડીના ગોળને સ્થાને એનો ઉપયોગ પણ થઇ શકે છે. મનુષ્યના શારીરિક વિકાસ માટે જરૂરી એવાં અને સહેલાઇથી એકરસ થઇ જતાં, પોટેશિયમ, કેલ્શ્યમ, ફોસ્ફરસ વગેરે ખનિજો તાડગોળમાં હોવાને કારણે એ તંદુરસ્તી પોષક પણ છે. તાડગોળ બનાવવાની પદ્ધતિ સાવ સાદી છે અને સહેલાઇથી શીખી શકાય તેવી છે. તાડગોળનો ઉદ્યોગ એ આપણો પ્રાચીન ગ્રામોદ્યોગ છે, આજ સુધી હિન્દમાં એ પ્રવર્તતો આવ્યો છે અને હજારો ગ્રામજનો માટે એ મુખ્ય અથવા ગૌણ આવકનું સાધન છે.

## ચાલુ યોજનાનાં આર્થિક પરિણામો

આવતા જુન માસમાં નીરાની ચાલુ ઋતુ પૂરી થશે એટલે ચાલુ વર્ષની યોજનાનાં આર્થિક પરિણામોનો પૂરેપૂરો અને આધારભૂત ખ્યાલ આપવો એ હજી ઘણું વહેલું ગણાય, છતાં અત્યારસુધી મળી આવતા હિસાબોને આધારે આ પરિણામોનો આછો ખ્યાલ કરવો આવશ્યક છે. એથી તા. ૩૧મી માર્ચ ૧૯૪૯ સુધીના આવકજાવકના કામચલાઉ આંકડાઓ નીચે પ્રમાણે આપ્યા છે.

| | રૂ. આ. પા. |
|---|---|
| આવક | ૧૯૭૭૧૮ – ૦ – ૦ |
| ખર્ચ | ૨૩૨૭૪૦ – ૮ – ૦ |
| વધારાનું ખર્ચ | ૩૫૦૨૨ – ૮ – ૦ |

રિમાર્ક રૂ. ૩૫૦૨૨-૮ નું જે વધારે ખર્ચ થયું છે તેમાં ટિપ્પણીના શિક્ષણ શિબિરના ખર્ચ રૂ. ૧૦૦૮૬-૭-૬ નો પણ સમાવેશ થાય છે. લગભગ બધાજ વિસ્તારોમાં નીરાના વેચાણમાં તાજેતરમાં થયેલા સુધારા ઉપરથી એવી આશા રખાય છે કે ચાલુ ઋતુના હવેના અઢી માસ દરમ્યાન જે નફો થશે તેને લીધે આવકજાવકના આંકડા સેળભેળ થઇ જશે.

પ્રજાકીય સરકારે આદરેલા દારૂબંધીના તાત્કાલિક અમલને લીધે જાહેર જનતાનું તેમજ

વાળાઓનું લક્ષ અત્યારસુધી ગરીબ પ્રજાને આર્થિક, સામાજિક તેમજ શારીરિક દૃષ્ટિએ નુકશાનકારક નીવડતી દેશી તાડીને ઉત્પન્ન કરવામાં જ વપરાતાં તાડવૃક્ષોનો બુદ્ધિયુક્ત ઉપયોગ કરવા તરફ વળ્યું. તાજેતરનો અનુભવ દર્શાવે છે તેમ આર્થિક દૃષ્ટિએ પણ નીરાને એક પૌષ્ટિક પીણાં તરીકે લોકપ્રિય બનાવી શકાય છે. ખાસ કરીને ખોરાકની અભૂતપૂર્વ તંગીના આ સમયમાં જનતાને ગૌણ પૂરક ખોરાક પુરો પાડવાની સરકારની ફરજ છે. એટલે જ લોકોના મોટા ભાગને લાભદાયી બનાવવાના હેતુથી નીરા યોજનાનો વિકાસ કેવળ જરૂરી છે.

## અગત્યનાં લક્ષણો

આ યોજનાનાં અગત્યનાં લક્ષણો નીચે મુજબ છે.

(ક) એ તાડ પદાર્થોના ઉદ્યોગના વિકાસને ઉત્તેજન આપે છે અને સંપૂર્ણ દારૂબંધી અમલમાં આવતાં જે હજારો તાડનું છેદન કરનારાઓ ધંધા વગરના થશે તેને આ યોજના ધંધો આપે છે.

(ખ) સરકારની દારૂબંધીની નીતિને કારણે મઘાર્ક વગરનાં ઈતર પીણાંઓ જનતાને આપવાં પડે તેમ હોઈ આ યોજના જરૂરી છે.

(ગ) દેશી તાડી ઉત્પન્ન કરવાના ઉપયોગમાં લેવાતાં તાડવૃક્ષોનો આ યોજનાથી બુદ્ધિયુક્ત ઉપયોગ થાય તેમ છે.

(ઘ) આ યોજનાથી "ધૂળમાંથી ધન" પેદા થશે.

(ચ) આ યોજના કરકસરી ધોરણે તેમજ વિશાળ પાયા ઉપર અમલમાં મુકી શકાય છે અને એક વ્યાપક માગણીને એ પહોંચી વળે છે.

(છ) તાડગોળ જેવા પદાર્થો નીરામાંથી થોડા ખર્ચે અને સહેલાઈથી બનાવી શકાય છે અને એથી જ, ગ્રામોદ્યોગને ઉત્તેજન મળે તેમ છે.

(જ) ગોળ અથવા ખાંડની જરુરત સર્વત્ર રહે છે. તાડના વનની પાસે આવેલાં ગામડાંઓને ગોળની બાબતમાં આ યોજનાથી પગભર બનાવી શકાય અને વધારાનું ઉત્પન્ન આસપાસનાં ગામડાંઓમાં વહેંચી આ તાડગોળમાં મનુષ્યની શરીર રચનાને ઉપયોગી એવા ખનિજો રહેલા છે. તંદુરસ્તી અને વિકાસ માટે ખનિજો જરૂરી છે. સગર્ભા સ્ત્રીઓ માટે એ ટોનિક પણ છે. અને એમાં, કહેવાય છે કે, ઔષધના લક્ષણો પણ છે.

(ઝ) એ પોષક અને સારા પદાર્થો ઉત્પન્ન કરે છે.

(ટ) આ યોજના દારૂબંધીની પૂરક છે.

માદક પદાર્થો ઉપરના પ્રતિબંધને કારણે તાડનો ઉપયોગ તાડી મેળવવા માટે થઇ શકશે નહિ અને એથીજ તાડનું છેદન કરનારાઓનો ધંધો પડી ભાંગશે. પરંતુ જો તાડગોળના ઉદ્યોગને હાથ ધરવામાં આવશે તો તાડવૃક્ષનો લાભદાયી માર્ગે જે ઉપયોગ થઈ શકે તેમ છે તેનો ખ્યાલ તાડીના વ્યસનીઓને આવશે અને એથી એનામાં સામાજિક દૃષ્ટિએ પણ વિચાર પરિવર્તન થશે.

## અન્યોન્યાશ્રયી ઉદ્યોગો

દારૂબંધીના હાલના કાર્યક્રમ અનુસાર એપ્રીલ ૧૯૫૦થી સંપૂર્ણ દારૂબંધીનો અમલ થશે. એટલે ઘણાંખરાં તાડવૃક્ષો નિરુપયોગી બનશે. અને જો એમાંથી નીરા નહિ કાઢવામાં આવે અથવા તો તાડપદાર્થોનું ઉત્પાદન નહિ કરવામાં આવે તો આ વૃક્ષો કેવળ નકામાં જશે. નાળિયેરીના વૃક્ષોમાંથી તો, આ દેશમાં નાળિયેરની તંગી હોઇ, નાળિયેર મેળવી શકાશે. ખજુરી, તાડ અને સુરમાડના વૃક્ષોનો ઇતર ઉપયોગ કરવાનો પ્રશ્ન રહે છે. ઉપર સ્ફુટ કરેલું છે તે મુજબ નીરાનાં એક પીણાં તરીકે વેચવાની યોજના વધુ વિકાસને પાત્ર છે. પરંતુ બધાં જ તાડવૃક્ષો માત્ર આજ ઉપયોગમાં લેવાશે એમ કહી શકાય નહિ. એટલે જ તાડવૃક્ષોના મોટા ભાગનો ઉપયોગ તાડપદાર્થો અને ગોળના ઉત્પાદન માટે કરવાનું અત્યંત આવશ્યક બને છે. આ ઉદ્યોગ હજી કેવળ બાલ્યાવસ્થામાં જ છે. અને એણે એટલો બધો ઝડપી વિકાસ હજી સાધી નથી લીધો કે જેથી કરીને ૧૯૫૦ના એપ્રીલ સુધીમાં બધાં જ મળી આવતાં તાડવૃક્ષોનો ઉપયોગ થઈ જવાની આશા રાખી શકાય. અત્યારે ગ્રામોદ્યોગ સમિતિ તરફથી આ પ્રયોગ થઇ રહ્યો છે. નીરાનું વેચાણ અને તાડગોળનું ઉત્પાદન એ બંને અન્યોન્યાશ્રયી છે. કારણ કે ન વેચાયેલો નીરો જે અત્યારે ફેંકી દેવામાં આવે છે તેનો ઉપયોગ તાડગોળ અથવા તાડ-

પદાર્થો બનાવવામાં કરી શકાશે. એટલે કે દારૂબંધીને કારણે ફાજલ પડતાં તાડવૃક્ષોમાંનાં બધાં નહિ તો ઘણાંખરાંનો ઉપયોગ આ યોજના હેઠળ જો કરવાનો હોય તો બંને યોજનાઓ નીરા અને તાડપદાર્થ વિકાસ યોજનાના માનાર્હ મુખ્ય સંચાલકના કેન્દ્રવર્તી અંકુશ હેઠળ મૂકવી એ અનિવાર્ય છે. પૂનામાં થોડા વખત પહેલાં મળેલી બીજી પ્રાંતીય નીરા-કાર્યકર-પરિષદમાં પણ આજ જાતનો અભિપ્રાય વ્યક્ત થયો હતો. આ સંયુક્ત યોજનાના સફળ વહન માટે પૂરતો લાંબો સમય જોઈએ અને એથીજ પંચવર્ષીય યોજના અનુકૂળ ગણાશે. આ યોજના હેઠળ જે માણસોને નોકરીમાં રાખવામાં આવશે એમને પણ ચાલુ નોકરીની કંઈક બાંહેધરી મળશે અને એટલા પૂરતી એમની કાર્યદક્ષતા પણ વધશે

**નવી યોજના :-**

સૂચિત યોજનાની ટૂંકી રૂપરેખા નીચે મુજબ છે.

[૧] **મુદત** ... વાર્ષિક હિસાબ સાથે પાંચ વર્ષની મુદત

[૨] **શરૂઆત** ... તા. ૧લી જુલાઇ ૧૯૪૯

[૩] **બનાવટો** ... (અ) નીરા અને નીરાની મિઠાઈ
(બ) ગોળ, ખાંડ, શરબત અને બીજી બનાવટો

[૪] **વિભાગો** ... બે વિભાગો
(૧) નીરા અને નીરા મિઠાઇઓનું વેચાણ
(૨) ગોળ, ખાંડ અને બીજી બનાવટોનું ઉત્પાદન

[૫] **ડિવીઝનો** ... ડિવીઝન ૧
'સી' ડિવીઝન-મુંબઈ અમદાવાદ અને પૂના
'ટી' ડિવીઝન-મ્યુનિસિપાલીટી વાળાં નાનાં શહેરો
'વી' ડિવીઝન-ગ્રામ પંચાયતવાળાં ગામડાં અને બીજાં ગામડાં
'આર' ડિવીઝન-લોકોની કમાણી બહુ ઓછી હોય એવો ગ્રામ વિસ્તાર
'એ' ડિવીઝન-આશ્રમો અને સંસ્થાઓ
'સી.એસ,' ડિવીઝન-સહકારી સોસાયટીઓ

ડિવીઝન ૨
ડી.જી.પી.—ઘરઘથ્થુ ગોળનું ઉત્પાદન
એમ.જી.પી.—જથ્થાબંધ ગોળનું ઉત્પાદન

[૬] **એકમો** :—નીરાનો બગાડ ઓછો થાય અને ખર્ચ ઉપર અંકુશ રહે એ હેતુથી વિભાગો અનુસાર નક્કી કરેલા કેન્દ્રોની સંખ્યા અને આપવામાં આવતું નીરાનું પ્રમાણ.

[૭] **વેચાણનાં સ્થળો :—**
(અ) કેન્દ્રો અત્યારે છે તે મુજબ જ પરંતુ સંખ્યા અબાધિત અને આશ્રમો તેમજ સહકારી સંસ્થાઓ.
(બ) નક્કી સ્થળ નહિ

[૮] **બનાવટોના ઉત્પાદનનું સ્થળ** (અ) નીરા-બન-સેન્ટર અથવા ડીપો જે અનુકૂળ પડે તે
(બ) લાઇસન્સમાં જણાવેલું સ્થળ.

[૯] **નિરીક્ષણ અને દેખરેખ** (અ) નિયુક્ત થયેલા માનાર્હ નિરીક્ષકો
(બ) નિયુક્ત થયેલા માનાર્હ નિરીક્ષકો

[૧૦] **સ્ટાફ** ... (અ) અત્યારની પેઠે પગારદાર સરકારી નોકરો
(બ) પગારદાર શિક્ષકો

[૧૧] **નાણાં વ્યવસ્થા :—**
(અ) ખર્ચ પેટે સરકાર તરફથી થતી નાણાકીય સહાય અને વેચાણ પેટે સરકારને મળતી આવક.
(બ) (૧) વ્યક્તિગત ઉત્પાદક
(૨) શિક્ષકો માટે સરકાર તરફથી થતું ખર્ચ
(૩) હિંદ સરકાર તરફથી મળનાર સબસીડી

[૧૨] શિક્ષણ શિબિરો:—

ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટક એ ત્રણ માટે યોગ્ય સ્થળે બબ્બે મહિના માટે ત્રણ પ્રાદેશિક—શિક્ષણ શિબિરો.

[૧૩] પ્રચાર ... ફીલ્મો, સ્લાઇડો, ભીત્તિ ચિત્રો, અને સાહિત્ય વગેરે બનાવવાં અને રજૂ કરવાં.

[૧૪] સંશોધન અને ઔષધીય કાર્ય — જેશભેર હાથ ધરવાં

[૧૫] હિસાબ અને ઓડિટ — હાલની પેઠેજ

[૧૬] પંચવર્ષીય યોજનાની આર્થિક અસર

| | |
|---|---|
| આવક | રૂ. ૬૫,૭૯૩૭૫ |
| ખર્ચ | રૂ. ૬૪,૩૦૫૦૦ |
| નફો | રૂ. ૧,૪૮૮૭૫ |

## યોજનાની રૂપરેખા

આ યોજના બે વિભાગોનું એકીકરણ કરવાનો ઉદ્દેશ રાખે છે—

[૧] નીરા અને નીરા—બનાવટોની વિકાસની યોજના અને

[૨] મુંબઇ પ્રાંતના ગ્રામોદ્યોગ સમિતિ તરફથી સંચાલિત તાડગોળના ઉત્પાદનની યોજના: અને તા. ૩૦ મી જુન ૧૯૫૪ ના રોજ પુરા થતા પાંચ વર્ષના સમય દરમ્યાન પ્રતિવર્ષે બન્ને વિભાગોના ક્રમશઃ વિકાસનું ધ્યેય રાખે છે. આ યોજના હેઠળ ગ્રામોદ્યોગ સમિતિની બધી પ્રાદેશિક સમિતિઓને અત્યાર માફક, આ પ્રયોગ જો ચાલુ રાખવો હશે તો બધીજ શક્ય સહકાર અને માર્ગદર્શન આપવામાં આવશે.

## બનાવટો

છેલ્લાં બે વર્ષ દરમ્યાન મેળવેલો અનુભવ એમ દર્શાવે છે કે નીરા જ્યાં કાઢવામાં આવતો હોય તેજ સ્થળે, તાડમાંથી કાઢેલો બધોજ નીરો અથવા તો વધારાનો બીનવપરાયેલ નીરો બગડે નહિ અથવા તો ખારો થતો અટકે એ હેતુથી તાડ-ગોળનું તેમજ બીજી મિઠાઇનું ઉત્પાદન પણ તેજ સ્થળે કરવું એ અર્થ દૃષ્ટિએ માત્ર વ્યવહારૂ જ નહિ પણ આવશ્યક પણ છે. આ ઉદ્દેશને પાર પાડવા માટે નીરાને આથો ચડતો થાય તે પહેલાં જ જેટલા જથ્થામાં એનું વેચાણ થઇ શકે તેમ હોય એટલોજ જથ્થો વેચાણકેન્દ્રોને આપવામાં આવશે. તાડવનોમાં મેળવાતો નીરાનો વધારાનો જથ્થો છેદનને સ્થળેજ મિઠાઇઓમાં રૂપાન્તર પામશે. અને મિઠાઇ બનાવવામાં જેટલો નીરો વપરાશે તેની કિંમત જેટલી કિંમતે આ બનાવટો વેચવામાં આવશે. સામાન્ય રીતે એક ગેલન નીરામાંથી એક શેર મિઠાઇ બનશે.

## વિભાગો

તાડ-ગોળના ઉત્પાદનને નીરા યોજના સાથે ભેળવી દેવા માટે જો કે સૂચવવામાં આવ્યું છે તેમ છતાં આ બન્ને વિભાગોને એકમેકથી જુદા રાખવાની યોજના જરૂરી છે. પહેલા વિભાગ હેઠળ નીરા અને એમાંથી બનાવાતી મિઠાઇઓનું વેચાણ જ્યારે બીજા વિભાગ હેઠળ ગોળ, ખાંડ, શરબત અને બીજી બનાવટોનું ઉત્પાદન રાખવામાં આવશે.

વિભાગ પહેલો:— નીરા અને નીરા-મિઠાઇઓ: અનુભવથી એમ જણાયું છે કે આ વિભાગ હેઠળ સી. ડી. વી. અને આર. એ અત્યારના ચાર વિભાગો ઉપરાંત એ. (આશ્રમો) અને સી. એસ. (સહકારી સંસ્થાઓ) એ બે વધુ વિભાગો આવશ્યક છે. આ બે નવા વિભાગો પોતાના સભ્યો સાથેજ કામ કરશે અને એના સત્તાવાળાઓ, અથવા કાર્યકરો જો યોગ્ય હશે તો માનાર્હ નિરીક્ષકો તરીકે નીમવામાં આવશે. અથવા તો બીજા વિભાગોની પેઠે, સભ્ય ન હોય તેવા સમાજસેવકો આ કાર્ય કરવા માટે નીમવામાં આવશે. આશ્રમોની બાબતમાં અનુભવી અને પીઢ કાર્યકરવર્ગના હસ્તક કામકાજ સુપ્રત કરવામાં આવશે. અને સહકારી સોસાયટીઓની બાબતમાં જોઇતી સંખ્યામાં તાડનું છેદન કરનાર વર્ગ જો કામકાજ હાથમાં લેવા તૈયાર થશે તો સોસાયટી સ્થાપવામાં આવશે અને એને રજીસ્ટર કરવામાં આવશે. ત્યાં સુધી બે છેદન કરનારાઓ એક સાથે આગળ આવી એ કેન્દ્રોનું એક એકમ ચલાવી શકશે અને દરરોજ પ્રત્યેક કેન્દ્ર ઉપર

અહીં ગેલન નીરો વેચી-શકશે. નીરાના વેચાણ અનુસાર એમને નક્કી કરેલા દરે કમિશન આપવામાં આવશે. સહકારી સંસ્થાઓના વિભાગમાં કોઇ પગારદાર છેદન કરનાર કામ કરનાર હશે નહિ, કારણ કે સભ્યો પોતેજ તે કામ કરશે. આમ તાડનું છેદન કરનારાઓ વચ્ચે પણ સહકારનો સિદ્ધાંત અમલમાં આવશે.

વિભાગ ૨ :—તાડ-ગોળ આ વિભાગમાં બે ઉપવિભાગો છે. એક ઘરગથ્થુ ગોળનું ઉત્પાદન (ડી. જી. પી.) અને બીજું જથ્થાબંધ ગોળનું ઉત્પાદન (એમ. જી. પી.) પહેલા વિભાગમાં કુટુંબો પોતાની જાતે જ નવરાશના સમયે પોતાને માટે ગોળનું ઉત્પાદન કરશે. અને વધારાનો જથ્થો સ્થાનિક બજારમાં વેચશે. બીજા વિભાગ હેઠળ વાડીઓના માલિકો પોતાના નોકરોની અમુક સમય પુરતી મહેનતની મદદથી જથ્થાબંધ ગોળનું ઉત્પાદન કરશે. તાડ-ગોળ કેમ બનાવવો એની સમજણ અને માર્ગદર્શન કુટુંબના સભ્યોને તેમજ વાડીના નોકરોને સરકારનિયુક્ત શિક્ષકો પદ્ધતિસર આપશે. એમ જાણવા મળે છે કે આ ઉદ્યોગના વિકાસમાં હિંદ સરકારને પણ રસ હોઈ એ પ્રાંતિક સરકારને આ ઉદ્યોગના વિકાસના ખર્ચ પુરતી ૫૦ ટકાની મદદ આપવા માટે તૈયાર છે.

એકમો:—

છેલ્લાં બે વર્ષો દરમ્યાન નીરા કેન્દ્રો કેટલાં ઉઘાડવાં એની સંખ્યા યોજના હેઠળ જ નક્કી કરવામાં આવી હતી. આ યોજના હેઠળ એકમો અંગે નિર્ણય કરેલ છે. દરેક એકમનું સંખ્યાબળ વિભાગને આધીન રહેશે દાખલા તરીકે 'સી.' ડિવીઝનમાં પ્રત્યેક એકમ દસ કેન્દ્રોનું બનેલું હશે. અને પ્રત્યેક કેન્દ્ર પાંચ ગેલન નીરો વેચશે. આમ દરરોજ આશરે ૫૦ ગેલન નીરો નીરારૂપે અથવા નીરાની મિઠાઇરૂપે વેચવામાં આવશે. અને એ રીતે સરકારને આવતી ખોટ દૂર થશે. વળી આ પદ્ધતિથી ખર્ચ ઉપર અંકુશ મુકવાની પણ સગવડ રહેશે.

વેચાણના ભાવો:—

'એમ સુચવાયું છે કે 'સી.' ડિવીઝનમાં અત્યારે નીરાના ૮ ઔંસના ગ્લાસનો ભાવ જે અઢી આના છે તે આના કરવો અને બીજા વિભાગોમાં અત્યારના દરો નીચે મુજબ ચાલુ રાખવા :—

| વિભાગ | અત્યારનો દર |
|---|---|
| 'ડી' | ૨ આના |
| 'બી' | ૧ આનો |
| 'આર' | ૬ પાઈ |

'એ' અને 'સી. એસ.' એ બે નવા વિભાગોમાં ૮ ઔંસના નીરાના ગ્લાસની કિંમત ૯ પાઇ અને ૬ પાઇ અનુક્રમે રાખવી. છેલ્લા બે વર્ષ દરમ્યાન જે અનુભવ મેળવાયો છે અને આ બાબતમાં જે લોકમત પ્રવર્તી રહ્યો છે એને અનુલક્ષીને જ આ ભાવો નક્કી કરવામાં આવ્યા છે.

તાડ-ગોળ:— બીજા વિભાગમાં ઘરઘથ્થુ કુટુંબોમાં તેમજ જથ્થાબંધ ગોળના ઉત્પાદનની જે યોજના આવે છે તેમાં પહેલે વર્ષે શિક્ષકોની સેવાનો લાભ લેવામાં આવશે. બીજે વર્ષે માનાર્હ નિરીક્ષકની દેખરેખ હેઠળ કેન્દ્ર સ્વતંત્ર રીતે કામ કરશે. અને આગલે વર્ષે નીમાયેલો શિક્ષક બીજા નવા કેન્દ્ર ઉપર કામ કરશે. અને આ રીતે ખર્ચમાં બચાવ કરવામાં આવશે. આમ પાંચ વર્ષ દરમ્યાન ૧૦ એકમોમાં પાંચસો કુટુંબો તાડ-ગોળ બનાવતાં થઇ જશે. એજ રીતે પાંચ વર્ષમાં ગોળનું જથ્થાબંધ ઉત્પાદન કરતાં ત્રીસ કેન્દ્રો ચાલુ થઇ જશે.

ઓફિસનો ખર્ચ:— ઓફિસનું ખર્ચ માનાર્હ મુખ્ય સંચાલકની હકુમત હેઠળ થશે અને એ ઉપર કહેલા બંને વિભાગો વચ્ચે વહેંચવામાં આવશે.

શિક્ષણ શિબિરો:— અનુભવથી એમ જણાયું છે કે આખા પ્રાંત માટે એક જ શિક્ષણ શિબિર ચલાવવું બહુજ મુશ્કેલ છે. ભાષાકીય ભેદ અને નિત્યના ખોરાકનો પ્રશ્ન એ બે મોટી મુશ્કેલીઓ છે. એટલા માટેજ ભાષાના ધોરણે ત્રણ વિભાગોમાં એક એક જુદું જુદું કેન્દ્ર શરૂ કરવાનું સુચવાયેલ છે. આમ ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટક એ ત્રણેય વિભાગોમાં એક એક શિક્ષણ શિબિર સ્થાપવામાં આવશે. આ રીતે અનુકૂળ સ્થળે રચાયેલાં શિક્ષણ શિબિરો અસ્તવ્યસ્ત નહિ બનતાં યોગ્ય કેળવણી આપશે. અને શિક્ષણનું માધ્યમ પ્રાદેશિક ભાષા અથવા હિન્દી રાખવામાં આવશે. શિક્ષણ શિબિર માટે પસંદ કરવામાં આવેલા સ્થળ અને સંજોગ અનુસાર આ અંગેનું ખર્ચ ઓછુંવત્તું થાય તેમ હોઇ એની વિગતો ન આપતાં માત્ર "કંટીજન્સી આઇટેમ" તરીકે અંદાજી આંકડો આપવામાં આવ્યો છે.

યોજના મંજુર થતાં તા. ૧ લી જુલાઈ ૧૯૪૯ થી એનું કામકાજ શરૂ થશે.

જુલાઇ માસમાં આગલે વર્ષ થયેલા કામકાજના અહેવાલનું અંતિમ નિરીક્ષણ કરવામાં આવશે અને નવા વર્ષ માટેના કાર્યકરોની પસંદગી કરવામાં આવશે. નીરા કેન્દ્રો શરૂ કરવાની જગ્યાઓ પણ નક્કી કરવામાં આવશે, અને એને ખુલ્લાં મુકવા માટેની પ્રાથમિક તૈયારી પણ કરવામાં આવશે. શિક્ષણ શિબિરો માટે માનાર્હ મુખ્ય સંચાલકનું મુખ્ય દફતર વ્યવસ્થા કરશે.

ઑગસ્ટ અને સપ્ટેમ્બર માસમાં ત્રણ પ્રાદેશિક શિક્ષણ શિબિરો શરૂ કરવામાં આવશે અને એમાં નીચેના વિષયો ઉપર શિક્ષણ આપવામાં આવશે.

(૧) તાડવૃક્ષો બાબતની માહિતી.

(૨) નીરા અંગેની માહિતી.

(૩) ગોળ, રાબ અને મિઠાઇના ઉત્પાદન અંગની માહિતી.

(૪) તાડવન અને નીરા-કેન્દ્રોને સાચવવાની વ્યવસ્થા અંગેની માહિતી.

(૫) સામાન્ય સ્વચ્છતા.

(૬) નવરાશના વખત માટે કાંતણ અથવા બીજા ઉદ્યોગનું શિક્ષણ.

(૭) નવરાશના સમયે વિદ્યાર્થીઓ ચરખાસંઘ સંચાલિત કાંતણ વર્ગમાં હાજરી આપશે.

હિન્દી ભાષાને શિક્ષણના એક સામાન્ય વિષય તરીકે દાખલ કરવામાં આવશે કારણ કે અત્યારે સર્વ સામાન્ય એક ભાષાના અભાવે, ખાસ કરીને કર્ણાટકમાં બહુજ મુશ્કેલી પડે છે.

## સંશોધન અને ઔષધીય કાર્ય :—

નીરા, એમાંથી બનાવવાની મિઠાઈઓ તેમજ તાડ-ગોળ એ સઘળાંમાં સંશોધન અને ઔષધીય કાર્યને ઘણોજ અવકાશ છે. એટલે આ યોજનામાં એને જુદા મુદ્દા હેઠળ દર્શાવવામાં આવેલ છે. ચાલુ વર્ષ દરમ્યાન, આ કાર્ય કરવા માટે સંતોષકારક વ્યવસ્થા થઇ શકી નથી અને એને પરિણામે યોજનાની કાર્યવહીમાં થોડો વિ પડ્યો છે. એ લક્ષમાં રાખવું જરૂરી છે કે નીરામ મિઠાઈઓ બનાવવાની સુચના અંગે પણ સ સંશોધનની જરૂર છે. અને એથીજ આ યોજના આ મુદ્દાની જોગવાઇ કેવળ યોગ્ય જ છે.

## પ્રચાર :—

આ યોજનાના સફળ વહન માટે પ્રચાર એ અગત્યનું અંગ છે. એમ કહેવાની ભાગ્યે જ જરૂર રહે તાજેતરમાં કહેવાતા નીરાના પાનને કારણે થયેલ માણસોના મૃત્યુ અંગેના બનાવ ઉપરથી કેટલાંક વર્તમાન પત્રોએ આ વિષયમાં રજનું ગજ કરેલ છે. આ બાબતોમાં પ્રચાર દ્વારા સાચી હકીકતો રજૂ કરવી ઘણુંજ જરૂરનું છે. પ્રચારનાં સાધનો તરીકે ચિત્રો અને ઇતર સાહિત્યનો પણ ઉપયોગ કરવા આવશે.

## સામાન્ય :—

આ રીતે આ યોજના પાંચ વર્ષ સુધી કરશે. શરૂઆતની પ્રાયોગિક દશામાંથી એ સફળતાપૂર્વક બહાર આવી છે. અને પૂર્ણત્વની પ્રાપ્તિ માટે વધારે લાંબા સમયની મુદતની અને વધારે પ્રયોગ જરૂર છે. કાર્યકર વર્ગને પણ આથી ચાલુ નોકરી ખાત્રી મળશે.

## યોજનાનું અર્થકારણ :—

યોજનાના પહેલા વિભાગ હેઠળ નીરાનું તેમ નીરા મિઠાઇનું જે વેચાણ કરવામાં આવશે તે આત્મનિર્ભર બનશે કારણ કે પહેલા વર્ષને અંતે મુદ્દા હેઠળ રૂ. ૧૫૫૩નો ચોકખો નફો થશે. આ ગાળા દરમ્યાન રૂ. ૧૧૪૦૦૦,ને એકંદર ખર્ચે ઉકરો અને બીજી સામગ્રીઓ ખરીદવામાં આવશે. બીજા વર્ષ દરમ્યાન આવી સામગ્રી ઉપર ફરી ખર્ચ કરવા જરૂર નહિ રહે. પાંચ વર્ષને અંતે આ વિભાગમાં આશરે જ રૂ. ૪૦૦૦૦૦, નો ચોકખો નફો થશે.

બીજો વિભાગ કેવળ ખર્ચનો જ વિભાગ છે અને એમાંથી સરકારને કોઇ રોકડ આવક મળશે નહિ. આ વિભાગ ઉપર આસરે વાર્ષિક રૂપિયા ૧૦૫૬૧૦ ના ખર્ચને

દાજ છે. એમાં રૂપિયા ૯૧૦૦, ના સ્થાયી ખર્ચનો પણ ા થાય છે. આમાંથી રૂપિયા ૯૬૮૧૦, ના ચાલુ ા ૫૦ ટકા જેટલી રકમ હિંદ સરકાર સબસીડી રૂપે . એટલે મુંબઈ સરકારને વાર્ષિક રૂપિયા ૫૦૫૦૫, ાવા પાંચ વર્ષ માટે એકંદરે રૂપિયા ૨૫૧૧૨૫, નું ખર્ચ થશે.

આ વિભાગ પગભર ન હોઈ, એની નાણાંકીય વ્યવસ્થા વિભાગના નફામાંથી કરવી પડશે. બીજા વિભાગ આ ખર્ચની ગણતરી કરતાં આખીયે યોજનાનો એકં- ા આશરે ૧૪૮૮૭૫, ની આસપાસ થાય છે.

## ારી અને ઉત્કર્ષલક્ષી

ખર્ચ અને આવકનો હિસાબ બને તેટલો ા કર્યો હોવા છતાં વ્યવહારૂ અનુભવ અને મુશ્કે- ાકારણે અહીં તહીં ફેરફાર થતાં ઉપરના આવક જાવકના માં થોડો ઘણો ફેરફાર કરવાની જરૂર પડે ખરી. આ તબક્કે આ યોજનાને કારણે અમુક નિશ્ચિત નફા અથવા નુકશાનની આગાહી કરવી મુશ્કેલ છે કેમકે ઉપર દર્શાવેલા ઘણા આંકડાઓ મુખ્યત્વે તો બન્ને વિભાગમાં થયેલી પ્રગતિ ઉપરજ અવલંબે છે. દાખલા તરીકે સંપૂર્ણ દારૂબંધીના અમલ પછી નકામાં પડેલાં મોટા ભાગનાં તાડવૃક્ષોને ઉપયોગમાં લેવાના હેતુથી આ યોજનાનો બીજો વિભાગ ધાર્યા કરતાં વધુ વિકસિત બને તો સંભવ છે કે એથી પહેલા વિભાગ હેઠળ થયેલો નફો બધોજ અથવા તો એનો મોટો ભાગ વપરાઈ જાય. તેમ છતાં સિધ્ધાંતની દૃષ્ટિએ આવી યોજનાને કંઈ અંતર્ગત અસર થશે નહિ. કેમકે એટલું લક્ષમાં રાખવું જરૂરી છે કે પ્રસ્તુત યોજના જનસામાન્યના આર્થિક, સામાજિક તેમજ સાંસ્કૃતિક ઉત્કર્ષ માટે નિયોજાયેલી છે અને ગમે તેમ પણ એ એક હિતકારી અને ઉત્કર્ષલક્ષી યોજના છે. આખીયે યોજના તૈયાર કરવાની પાછળ કરકસરની તેમજ ગરીબ જનતાના ખીસ્સાને પોષાય તેવી રીતે તાડપદાર્થોને સસ્તા બનાવવાની દૃષ્ટિ રાખવામાં આવી છે. એવા સંજોગોમાં થોડા નફાનો અથવા નુકશાનનો પ્રશ્ન યોજનાની વિચારણાની વચ્ચે આપવો જોઈએ નહિ. *

* મુંબઈ રાજ્યની નીરા યોજનાના માનાર્હ મુખ્ય સંચાલક શ્રી. કૃષ્ણદાસ શાહ અને હિંદ સરકારના તાડ-ગોળ સલાહકાર ગજાનન નાયક એ બન્નેએ સાથે મળીને તૈયાર કરેલી અને આબકારી તેમજ દારૂબંધી ખાતાના કમિશ્નરની ભલામણને અન્વયે ઇ સરકારે વહીવટીય દૃષ્ટિએ મંજુર કરેલી નીરા અને તાડપદાર્થોના વિકાસની પંચવર્ષીય યોજનાનો સંક્ષિપ્ત ગુજરાતી અનુવાદ.


## —: તમને પૂર્તિ મળી ? :—

'સંજીવન'ના ચાલુ અંક સાથે દારૂનિષેધ સપ્તાહ દરમિયાનનાં પ્રાંતભરના યાદગાર દૃશ્યોને આલેખતી બાર પાનાની એક જુદી પૂર્તિ પ્રગટ કરવામાં આવી છે. ગ્રાહકોને આ અંક સાથે જ એ પૂર્તિ જો ન મળી હોય તો તેમણે તાકીદે લખવું :—

બિઝનેસ મેનેજર
'સંજીવન'
દારૂબંધી સમિતિ,
ઓલ્ડ કસ્ટમ હાઉસ
કોટ, મુંબઈ ૧

# રામતીર્થ બ્રાહ્મી તેલ

(રજી. નં. ૧) (મેડીકેટેડ)



મગજના જ્ઞાન અને ક્રિયાતંતુઓ બળવાન બને છે. વાળ કાળા અને ચમકીલા બને છે. ખરતા અટકે છે. ટાલમાં વાળ ઉગે છે. ખોડો, જુ, લીખ, નાશ થાય છે. યાદશક્તિ વધે છે. આંખોમાં આંજવાથી દૃષ્ટિ વધે છે. કાનમાં નાખવાથી કાનના રોગો મટે છે. ગાઢ નિદ્રા આવે છે.

અધી ઋતુમાં અધાને ઉપયોગી છે. અધે મળે છે.

કિંમત:—રતલી બાટલીના રૂા. ૩ાા, નાની બાટલીના રૂા. ૨.

ટપાલથી મંગાવનારે મોટી બાટલી માટે રૂા. ૫-૫-૦ અને નાની બાટલી માટે રૂા. ૩-૭-૦ (પેકીંગ અને ટપાલ ખર્ચ સહિત) મોકલવા. વી. પી. થતું નથી.

## રામતીર્થ યોગાશ્રમ

"ઉમેશધામ" વીન્સન્ટ સ્કવેર સ્ટ્રીટ નં. ૨ દાદર (G. I. P.) મુંબઈ, ૧૪



—— પ્રગટ થઈ ચુકેલ છે ——

## પુનર્જન્મ

(દારૂનિષેધ અંગેની બે વાર્તાઓ)

: લેખક :

પ્રહલાદ બ્રહ્મભટ્ટ

કિંમત ૦-૨-૦

## ત્રિપુટી

(દારૂનિષેધ અંગેની ત્રણ નાટિકાઓ)

: લેખક :

ધનસુખલાલ મહેતા

કિંમત૦ -૪-૦

પ્રાપ્તિસ્થાન

મુંબઈ રાજ્યની દારૂબંધી સમિતિ

ઓલ્ડ કસ્ટમ હાઉસ

ફોર્ટ, મુંબઈ - ૧



મુંબઈ રાજ્યની દારૂબંધી સમિતિનું આ મુખપત્ર [illegible] ગવર્નમેન્ટ પ્રેસ, [illegible] અધિકારીમાં શ્રી. [illegible] છાપ્યું છે અને મુંબઈ [illegible] પ્રસિદ્ધ કર્યું છે.

# દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

## (૧) NEW LIVES FOR OLD:

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પૂરી પાડતી આ પુસ્તિકામાં મુંબઈના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઈના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંશયોનો રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે.

ક્રાઉન સાઈઝનાં ૧૩૧ પાનાં, દ્વિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂ. ૧-૪-૦.

## (૨) પાપનું પ્રાયશ્ચિત્ત:

લેખક: શ્રી મનુભાઈ સુખલાલ શાહ; પૃષ્ઠ સંખ્યા ૪૦; કિંમત ૦-૨-૦ ગામડામાં બહુજ ઓછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા

## (૩) દારૂનો દવ:

દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતાં અને દારૂડિયાનું કરુણ અધઃપતન વર્ણવતાં શ્રી. ઉમાશંકર જોષી, શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં સોળ કાવ્યોનો સંગ્રહ કિ-૦-૨-૦

## (૪) સ્વરાજ્યની સંગાથે:

સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતાં મજૂરજીવનમાં આવેલ નવચેતનને સ્પર્શતી ત્રણ નવલિકાઓ કિંમત ૦-૨-૦

## (૫) આંખ ઊઘડી:

(બે નવલિકાઓ) શ્રી સોપાન અને શ્રી ધનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે વેધક વાર્તાઓ: પૃષ્ઠ સંખ્યા ૨૮, કિંમત ૦-૨-૦

## (૬) માણસાઈનો વિજય:

(બે વાર્તાઓ) પૃષ્ઠ સંખ્યા ૨૪, કિંમત ૦-૨-૦. શ્રી પીતામ્બર પટેલ અને શ્રી શીતારામ શર્માની દારૂડિયાનાં હૃદયપરિવર્તન વર્ણવતી બે વાર્તાઓ

## (૭) છેલ્લી ઘડીએ.

લેખક - શ્રી ધનસુખલાલ મહેતા: બહુજ ઓછી મહેનતે ભજવી શકાય એવી દારૂનિષેધ અંગેની એક સચોટ નાટિકા

## (૮) અભ્યર્થના:

ગુજરાતના પ્રયોગશીલ કવિઓની મદ્યનિષેધ અંગેની ત્રેવીસ કાવ્યકૃતિઓનો નવો સંગ્રહ પૃષ્ઠ સંખ્યા ૩૨ કિંમત ૦—૪—૦


તમારી નકલો વી. પી. થી મંગાવો

**મુંબઈ રાજ્યની દારૂબંધી સમિતિ**

ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ-૧

**મદ્યાર્કના સેવનથી સ્નાયુઓની શક્તિ વધે છે અને કોઇપણ જાતના પરિશ્રમને સહન કરવાની શરીરની સમગ્ર તાકાતમાં વધારો થાય છે એ બન્ને કેવળ ભ્રામક માન્યતાઓ છે. મદ્યાર્ક લીધા પછી, એની અસર હેઠળ જે કામ કરવામાં આવે છે તે જથ્થાની દૃષ્ટિએ, કુશળતાની દૃષ્ટિએ, ત્વરિતતાની દૃષ્ટિએ, ગુણવત્તાની દૃષ્ટિએ, તેમજ માનસિક સ્વાસ્થ્ય અને સહનશીલતાની દૃષ્ટિએ, મદ્યાર્ક લીધા વગર કરાતા કામ કરતાં ઘણાજ ઉતરતા પ્રકારનું હોય છે.**

# કેટલીક ભ્રમણાનું ઉચ્છેદન

**મા**દક પદાર્થોનું સેવન કોઇપણ પ્રકારના શ્રમને સહન કરવાની શરીરની શક્તિમાં ખલેલ પહોંચાડે છે એ હકીકત જેટલી સ્વતઃસિદ્ધ છે તેટલી બીજી કદાચ કોઇજ નહિ હોય. મદ્યાર્કના સેવનથી માણસ પોતામાં અન્તર્ગત રહેલી શારીરિક અને માનસિક તાકાતનો પુરેપુરો ઉપયોગ કરી શકતો નથી. અહીં આપણે શારીરિક સહનશીલતા અને સ્નાયુશક્તિ એ બેજ દૃષ્ટિએ મદ્યપાનની વ્યાઘાતક અસરનો વિચાર કરીએ.

આરોગ્ય અને ખોરાકશાસ્ત્ર ઉપરનાં સંખ્યાબંધ પુસ્તકોના લેખક અને Good Health નામક સામયિકના તંત્રી ડૉ. જહોન હાર્વે કેલ્લોગે અમેરિકન મેડીકલ ટેમ્પરન્સ એસોસિયેશન સમક્ષ એક પરિપત્ર વાંચતાં કહેલું :

"માત્ર ચાર ઔંસ વ્હીસ્કી લેવાને પરિણામે એક સશક્ત જુવાન માણસની સમગ્ર તાકાતમાં ૩૩$\frac{૧}{૩}$ ટકાનો ઘટાડો થયો હતો. શક્તિના આ ઘટાડાની અસર શરીરના બીજા બધા ભાગો કરતાં પગ ઉપર વિશેષ અંશે થઇ હતી."

## તુલનાત્મક દૃષ્ટિએ

બીજા એક નામચીન વૈજ્ઞાનિક સર બેન્જામીન વૉર્ડ રિચર્ડસને પોતાનીજ સ્નાયુશક્તિ ઉપર મદ્યપાનની શી અસર થાય છે એ અંગે એક પ્રયોગ કરીને જણાવેલું:

"પ્રત્યક્ષ પ્રયોગને અન્તે મને જણાયેલું કે મદ્યાર્કનું સેવન સ્નાયુઓની શક્તિમાં ઘટાડો કરતું હતું. મદ્યપાનની અસર હેઠળની ઉત્તેજનાની પળો દરમિયાન પણ શક્તિમાં કોઇ ખરેખર વધારો થતો નહોતો જો કે ગતિની અતિરેકતા અને સ્નાયુઓમાં તરવરાટ દેખાતાં હતાં ખરાં. દરરોજ થોડા થોડા પ્રમાણમાં મદ્યાર્ક લઇને પણ મેં સતત કામ કરેલ છે અને બિલકુલ મદ્યાર્ક લીધા વગર પણ મેં કામ કરેલ છે. મારા પોતાનાજ ઉપરના પ્રત્યક્ષ પ્રયોગને અન્તે મને ખાતરી થઇ છે કે જે કામ સંપૂર્ણ રીતે મદ્યાર્ક લીધા વગર થઇ શકે છે તે જથ્થાની દૃષ્ટિએ, ત્વરિતતાની દૃષ્ટિએ, કુશળતાની દૃષ્ટિએ, ગુણવત્તાની દૃષ્ટિએ તેમજ માનસિક સ્વાસ્થ્ય અને સહનશીલતાની દૃષ્ટિએ, મદ્યાર્ક લીધા પછી કરાતા કામ કરતાં વધારે સારા પ્રકારનું હોય છે."

## પોત પ્રકાશે જ છે

મદ્યાર્કના સેવનથી શારીરિક સહનશીલતા વધે છે એવો મત પણ કેવળ ભૂલ ભરેલો છે. એનું સમર્થન એલેવ મેડીકલ કોલેજના મટીરિયા મેડીકાના પ્રોફેસર ડૉ. જેનવેએ ટાંકેલા નીચેના પ્રસંગ ઉપરથી મળે છે.

"શિયાળાની કડકડતી ટાઢમાં અમેરિકાનાં પૂર્વનાં રાજ્યોમાં અમુક કામગીરી અંગે સરકારે અમુક ગૃહસ્થની નિમણુંક કરેલી. એણે પોતાના મદદનીશો તરીકે સંપૂર્ણ નિર્વ્યસની માણસોની પસંદગી કરેલી, એજ સમય દરમિયાન, એજ કારણસર બીજી એક પાર્ટી પણ નીકળેલી એમાં બધાજ માણસોને વ્હીસ્કીનું વ્યસન હતું. પહેલી પાર્ટીના માત્ર એકજ માણસને ઠંડીની અસર થઇ જ્યારે બીજી પાર્ટીના બધાજ માણસો ઠંડીથી મરી ગયા."

આ સંબંધી વિશેષ ખુલાસો કરતાં ઇંગ્લેન્ડના રાજાના સાર્જન્ટ સર્જન-ઇન-ઓર્ડિનરી સર ફ્રેડરિક ટ્રિવ્સ લખે છે.

"મદ્યાર્કમાં થોડી ઘણી ઉત્તેજક અસર છે અને એજ કમનસીબી છે. માત્ર થોડીજ પળો સુધી આ ઉત્તેજક અસર ટકી શકે છે અને એ વિલીન થયા પછી કામ કરવાની શક્તિમાં ભારે ઘટાડો થાય છે. શરીરની સ્થાયી શક્તિને બહાર એ ચો લાવી એ કામમાં વાપરી દે છે અને જ્યારે એ ખલાસ થઇ જાય છે ત્યારે આધાર રાખવા માટે બીજો કોઇપણ શક્તિનો સંચય શરીર પાસે હોતો નથી"

બીજા એક બ્રિટિશ વૈજ્ઞાનિક લખે છે; "કાર્યોત્પાદક તરીકે મદ્યાર્ક એક અત્યંજ ઉડાઉ સાધન છે અને બીજા

બધાં ઉડાઉ સાધનોની પેઠે એનું પરિણામ પણ નાદારીમાં જ આવે છે."

કામ સહન કરવાની શરીરની શક્તિમાં મદ્યાર્ક કોઈપણ જાતનો વધારો કરતો નથી એ હકીકત બે ઉચ્ચ મિલિટરી સત્તાધીશો, ફીલ્ડ માર્શલ લોર્ડ રોબર્ટ્સ અને ફીલ્ડ માર્શલ લોર્ડ વોલ્સલેના નીચેના સંયુક્ત નિવેદન ઉપરથી જણાશે.

"મદ્યાર્ક સતેજ વિવેક શક્તિમાં ગોટાળો ઉભો કરે છે; જલદીથી થાક લાવે છે; અને રોગનો સામનો કરવાની શરીરની શક્તિને ઘટાડે છે."

## એક જ ઉત્તર

આ સંબંધી સર હરમન વેબર પોતાના On Means for the Prolongation of Life નામના પુસ્તકમાં લખે છે :

"શારીરિક શ્રમ વેઠતા સંખ્યાબંધ કામદારોને મેં ફરી ફરી ફરીને પૂછ્યું છે અને મોટા ભાગના કામદારો તરફથી એવો ઉત્તર મળ્યો છે કે તેઓ મદ્યાર્ક લઈને જેટલું કામ કરી શકે છે તેથી ઘણું વધારે કામ મદ્યાર્ક લીધા વગર કરી શકે છે."

જે કામમાં શારીરિક શ્રમ ઉપરાંત ત્વરિતતા, ચપળતા અને ચોક્કસાઈની જરૂર રહે છે, અર્થાત્ શારીરિક અને બૌદ્ધિક બંને પ્રકારની કાર્યદક્ષતાની જરૂર રહે છે, એમાં પ્રોફેસર ક્રેપેલીને પ્રયોગો કરીને અનુમાન તારવેલ છે કે,

"જે વસ્તુમાં ખૂબ સમતુલાની જરૂર રહે છે—દાખલા તરીકે બિલિયાર્ડ રમવામાં અથવા શાસ્ત્રીય સંગીતનાં વાદ્યો વગાડવામાં—ત્યાં મદ્યપાનને કારણે એ સમતુલા જાળવી શકાતી નથી. મદ્યાર્ક વગર છાપખાનાંના કંપોઝીટરો વધારે ઝડપથી કામ કરી શકે છે. જો કે મદ્યાર્કની અસર હોય તો તેઓ એવી જ માન્યતા હોય રહે છે કે તેઓ વધારે ઝડપી કામ કરી રહ્યા છે."

## પ્રત્યક્ષ દાખલો

જિન્દને સંબંધ છે ત્યાં સુધી, જે લોકોને કોલસાની ખાણોનો, કાપડ સુતરના ઉદ્યોગનો તેમજ રૂની મિલોનો અનુભવ છે તેઓ અવશ્ય કબુલ કરશેજ કે આ ક્ષેત્રોમાં કામ કરતા કામદારો પગારદિને અથવા તે પછીને દહાડે તીવ્ર માદક પીણાંઓના સેવનને કારણે, કાં તો ગેરહાજર રહે છે અથવા બહુજ ઓછું કામ આપે છે. કામદારોના પ્રશ્નો છેડતાં પ્રકાશનોમાં આ વસ્તુનો ઉલ્લેખ અનેકવાર થયેલો જોવામાં આવે છે. માદક પદાર્થોનું સેવન કામદારોની તંદુરસ્તી, સુખાકારી અને આર્થિક ઉન્નતિને નુકશાનકારક છે એટલુંજ નહિ પણ ઉદ્યોગપતિઓ માટે પણ એ ખતરનાક છે કારણ કે તેઓ એ કારણે જ પોતાની મિલો અને કારખાનાઓ દ્વારા, શક્ય તેટલું વધુ ઉત્પાદન આપી શકતા નથી.

## વિશેષ ભ્રમ રહેતો હોય તો—

વાંચનાર સમક્ષ મૂકેલા આ બધા સમર્થ પુરાવાઓ છતાં પણ કોઈને જો એમ લાગતું હોય કે મદ્યાર્ક શારીરિક કાર્યક્ષમતાનો વધારો કરે છે તો સહજ રીતે આપણે એવી આશા રાખી શકીએ કે રમતગમતની સ્પર્ધાઓના જગતમાન્ય વિજેતાઓ એનો ઉપયોગ છૂટથી કરતા હશે જ! પરંતુ વસ્તુતાએ પરિસ્થિતિ આથી અવળી જ છે. આ રહ્યા કેટલાક અનુભવો :

પહાડી પ્રદેશમાં ફરવા હરવાનો શોખ ધરાવતા એક વૈજ્ઞાનિક લખે છે:

"આલ્પ્સનાં શિખરો ઉપર ચઢનાર ગાઈડના પ્રવાસીઓ સાથેના મારા વાર્તાલાપ દરમિયાન મને જણાયું છે કે ભાગ્યેજ કોઈક અપવાદ સિવાય, મદ્યપાન, પહાડ ચઢવાની શક્તિનો વધારો નહિ પણ ઘટાડો કરે છે એવો તેમનો અનુભવ હતો. આલ્પ્સના મારા બધા જ સંગાથીઓએ, મારા ભોમિયાઓએ અને મેં, દરેક પ્રકારનાં કેફી પીણાંઓનો ત્યાગ કરેલો. અમે માત્ર બહુજ થોડા પ્રમાણમાં આવાં પીણાંઓ લેતા, અને તે પણ આખા દિવસનું કામ પુરૂં થયા પછી."

કોર્નવોલમાં બહોળો ફેલાવો ધરાવતા 'વેસ્ટ બ્રિટન' નામના એક સામયિકમાં ૧૯૩૮ના નવેમ્બરની ૨૮મી તારીખે એવી મતલબનો એક પત્ર પ્રગટ થયો હતો કે,

"વિખ્યાત ક્રિકેટર જે. બી. હોબ્સ એક સાથે સદીઓની સદીઓ નોંધાવી જ્યારે ક્રિકેટના ક્ષેત્રમાં નવો જ ઇતિહાસ ખડો કરતો હતો ત્યારે એ સંપૂર્ણ નિર્વ્યસની

નહોતો." અને "ક્રિકેટમાં સફળતાનો કોઈ મોટામાં મોટો દુશ્મન હોય તો તે દારૂ છે." એવી મતલબના એના વિધાન સાથે એક ટેમ્પરન્સ સંસ્થાએ પ્રગટ કરેલ એક ભીંતિચિત્ર અંગે હોબ્ઝે કાયદેસર પગલાં લેવાની ચેતવણી આપેલી ને પરિણામે ઉક્ત સંસ્થાએ એ ભીંતિચિત્ર પાછું ખેંચી લીધેલું."

આ જાતના પ્રગટ થયેલા પત્ર તરફ જ્યારે હોબ્ઝનું લક્ષ ખેંચવામાં આવેલું ત્યારે એણે લખેલું:

'વેસ્ટ બ્રિટન'ના ખબરપત્રીએ ઉલ્લેખેલ કોઈપણ જાતની કાયદેસર નોટિસ કોઈપણ ટેમ્પરન્સ સંસ્થાને મેં આપી હોય એવું મને યાદ નથી.

વસ્તુતાએ એજ સામયિકના શબ્દોમાં "હું જ્યારે સદીઓની સદીઓ એક સાથે નોંધાવી ક્રિકેટના ક્ષેત્રમાં નવો ઇતિહાસ ખડો કરતો હતો," ત્યારે સંપૂર્ણ **નિર્વ્યસનીજ હતો.**"

યોર્કશાયરના વિખ્યાત ક્રિકેટર લીઓનાર્ડ હટન વિષે પણ આજ જાતનું વિધાન કરવામાં આવેલું અને એનો હટને પણ પ્રતિષેધ કરેલો. બ્રિટીશ ટેમ્પરન્સ લીગના મંત્રીને ૧૯૩૮ના ઑક્ટોબરની દસમી તારીખે પાઠવેલા એક પરિપત્રમાં હટને લખેલું:

"જીવનમાં સર્વોત્તમ વિજય મેળવવા માટે માણસે, જેવું મહત્ત્વ આપણે 'બ્રેન્ડ ન્યુ બેટ'ને આપીએ છીએ તેવું જ મહત્ત્વ શરીર અને મનને આપવું જોઈએ. જુવાન માણસોને હું ભારપૂર્વક સલાહ આપું છું કે તેઓએ સંપૂર્ણ રીતે નિર્વ્યસની બનવું જોઈએ અને ક્રિકેટ રમતાં જેમ સીધા બેટ વડે બૉલનો હિંમતપૂર્વક સામનો કરવો આવશ્યક છે તેમ જીવનના કોઈપણ ક્ષેત્રમાં કોઈપણ મુશ્કેલીનો સામનો સીધે સીધી રીતે જ કરવો આવશ્યક ગણવો જોઈએ." * — [ચાલુ]

* ડૉ. એચ. સી. મુકરજીના અંગ્રેજી લેખને આધારે



## નિબંધ હરીફાઈ

**'દારૂબંધી : રાષ્ટ્રોત્થાનનો પાયો'** —એ વિષય ઉપર આશરે ત્રણ હજાર શબ્દોમાં, ગુજરાતી, મરાઠી, કાનડા, હિન્દી કે અંગ્રેજી એમાંની કોઈપણ એક ભાષામાં સર્વોત્તમ નિબંધ લખનારને મુંબઈ રાજ્યની દારૂબંધી સમિતિ તરફથી રૂપિયા ૧૦૦ નું ઇનામ આપવામાં આવશે. સદરહુ ઇનામ, ઉક્ત હેતુસર, શ્રી. **વલીમોહમદ સોનાવાલા** (લેબર્નન રોડ, ગામદેવી, મુંબઈ) તરફથી એનાયત કરવામાં આવ્યું છે.

હરીફાઈમાં ભાગ લેનારે પોતાનો નિબંધ તા. ૩૧ જુલાઈ ૧૯૫૦ પહેલાં **મંત્રી, દારૂબંધી સમિતિ.** (ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ મુંબઈ-૧) ને મોકલી આપવાનો રહેશે. હરીફાઈ અંગેની વધુ વિગતો પણ એજ શિરનામેથી મળશે.

# લોકો નશો કેમ કરે છે?

મૂળ લેખક
કાઉન્ટ લીઓ ટૉલ્સ્ટૉય

**દુનિયાના મહાન તત્વચિન્તકો અને ધર્માત્માઓમાં વિખ્યાત રશિયન લેખક ટૉલ્સ્ટૉયનું નામ પણ મોખરે રહેલ છે અધર્મ, અનાચાર, પાપ અને પાશવતા તરફ ઢળતી મનુષ્યની વૃત્તિ પાછળ કયાં ભૌતિક બળો કામ કરી રહ્યાં છે એ વિષયને સ્પર્શતું પુષ્કળ ચિન્તનાત્મક અને રહસ્યલક્ષી સાહિત્ય ટૉલ્સ્ટૉયે જગતને આપેલ છે. દારૂ, અફીણ, ભાંગ, ગાંજો અને તમાકુ જેવા માદક પદાર્થો લેવા પાછળ મનુષ્યનું દિલ કેમ લલચાય છે એ વિષય ઉપર એક તાત્વિક અને વિચાર-પ્રધાન લેખ ટૉલ્સ્ટૉયે ઘણાં વર્ષો પહેલાં લખેલો. એનો મુકત ગુજરાતી અનુવાદ 'સેવક' નામના એક સામયિકમાં પ્રગટ થયેલો. એમાંથી યોગ્ય ફકરાઓ અત્રે પ્રગટ કરવામાં આવેલ છે.**

લોકો ભાંગ, ગાંજો, શરાબ, અફીણ અને તમાકુ આદિ હોશ ગુમાવવાવાળી વસ્તુઓના પંજામાં કેમ ફસાય છે? આ હોશ ગુમાવવાની આદત તેમને કેવી રીતે પડે છે? આટલી બધી ત્વરાથી આ ટેવ ચારે બાજુ કેવી રીતે પ્રસરી ગઈ? અત્યારે શિક્ષિત અને અશિક્ષિત–બન્ને– સમાજોમાં આ બુરી લતોનો પ્રવેશ કેમ થઈ રહ્યો છે? જ્યાં શરાબ કે બ્રાન્ડીનો પ્રચાર નથી ત્યાં ભાંગ, ગાંજો કે અફીણનો વિશેષ પ્રચાર છે; એવી સ્થિતિ કેવી રીતે ઉપસ્થિત થઈ છે? અને તમાકૂનું તો કહેવું જ શું! તમાકૂએ પોતાની જાળ આખા સંસારમાં જબ્બર ફેલાવી છે. આ બધી નશાવાળી ચીજોથી હોશકોશ ઉડે છે એમ જાણતાં છતાં લોકો પોતાને બેહોશ કરવા આ બદીઓના ગુલામ કેમ બને છે?

## શરાબીનો જવાબ

કોઈ મનુષ્યને પૂછો:—'તું શરાબ કેમ પીવા લાગ્યો? અને હજુ કેમ પીએ છે?" તે એજ ઉત્તર આપશે કે 'વાહ, તે બહુ ઉત્તમ ચીજ છે. હું કાંઈ એકલો પીઉં છું?' બધા તે પીએજ છે. અને તે એમ પણ કહેવાને ચૂકશે નહિ કે 'શરાબ પીવામાં બહુ લહેર-આનન્દ છે.' એવા પણ કેટલાય દારૂડીઆઓ તમને મળશે કે જેઓએ દારૂના ગુણ દોષ ઉપર વિચાર કરવાને લેશ કષ્ટ પણ ઉઠાવ્યું નહિ હોય, છતાં તેમને પૂછવામાં આવે તો તેઓ જવાબ દેશે કે દારૂ એ તન્દુરસ્તી માટે બહુ ઉપયોગી ચીજ છે અને વળી તે શક્તિવર્ધક પણ છે. સારાંશ કે નશાબાજ નશાના વિષયમાં મોંમાથા વગરની ભળતીજ વાતો કરશે.

સમય વિતાવવા માટે, મન બહેલાવવા માટે, મોજ ઉડાવવા માટે અથવા બધા લોકો તેવાં વ્યસન કરે છે માટે, દુર્વ્યસનોના ગુલામ બનવું એ અક્ષમ્ય છે. કોઈ પ્રકારના ખેલ ખેલવા, ગીત ગાવાં, વાંસળી વગાડવી, મધુર આલાપ કરવા અગર એવાં કોઈ કામ સમય વિતાવવા અને મન બહેલાવવા કરવાં એ ક્ષમ્ય છે. કારણ, તેનાથી કુદરતી સંપત્તિનો દુરુપયોગ નથી થતો, બારે પરિશ્રમથી તૈયાર કરેલી વસ્તુઓનો અપવ્યય નથી થતો, કે પોતાને તેમજ પારકાને હાની નથી થતી પણ દારૂ, ભાંગ, ગાંજો, અફીણ, તમાકૂ વગેરે તૈયાર કરવામાં લાખો મનુષ્યોની મહેનત મજૂરી ખર્ચ થાય છે અને કરોડો એવી ઉપજાઉ જમીન આ નશાની ચીજો ઉત્પન્ન કરવા માટે મનુષ્યના જીવનને ઉપયોગી ધાન્ય રહિત કરવી પડે છે. વળી આ શિવાય આ હાનીકર વસ્તુઓના સેવનથી લોકોને અનેક આપત્તિઓ સહેવી પડે છે. લડાઈઓ અને સંક્રામક રોગોથી જેટલા મનુષ્યો મરે છે તેનાથી વધારે મનુષ્ય આ નશાની ચીજોનું સેવન કરી પોતાના જીવનથી હાથ ધોઈ બેસે છે. આ બધી વાતો સમજાવવામાં આવતાં નશાબાજ લોકો પૂરી રીતે સમજે છે, જાણે છે, તેનો સ્વીકાર પણ કરે છે; તો પછી એમ કેમ માનવામાં આવે કે આ લોકો કેવળ સમય વિતાવવા, મન બહેલાવવા કે મોજ ઉડાવવા માટે નશો કરે છે? આનું કાંઈક બીજુંજ કારણ

દરેક સમય, દરેક સ્થળે

કે લોકો પોતાનાં બાળબચ્ચાંઓથી બહુ પ્યાર કરે છે, અને તેમના ભલા માટે તેઓ સર્વ પ્રકારનો સ્વાર્થ ત્યાગ કરવાને પણ તૈયાર રહે છે; પરન્તુ દારૂ, ભાંગ, ગાંજો, અફીણ તમાકુ આદિમાં તેઓ એટલો બધો ખર્ચ કરી નાંખે છે, કે તેટલા ખર્ચથી તો તેઓ પોતાનાં પ્યારાં ભૂખ્યાં બાળબચ્ચાંઓને મજાથી ખવડાવી શકે, અગર તો કમમાં કમ બચ્ચાંઓ ઉપર ગુજરતી તકલીફોમાંથી તેમનો છૂટકારો જરૂર કરી શકે. પણ પોતાનાં બચ્ચાંઓને ભૂખ્યા રાખીને નશાબાજો નશો કરે છે એ ઉદાહરણો આપણી આંખ આગળ હમેશાં તૈયાર હોય છે. એટલે આ લોકો 'સમય વિતાવવા' કે 'મન બહેલાવવા' આ સર્વ પ્રકારના નશા કરે છે એ ઠીક કારણ નથી; કિન્તુ તેનું કોઇ બીજુંજ મોટું અને જબરદસ્ત કારણ છે.

આ વિષયનાં પુસ્તકોનો અભ્યાસ કરીને, નશાબાજોને જોઇને, અને મુખ્યત્વે જ્યારે હું પોતે તમાકૂ અને શરાબ પીતો હતો તે વખતની મારી પોતાની દશા ઉપર વિચાર કરીને જે કારણ મને જણાયું છે તે નીચે મુજબ છે.

## બે વિરોધી શક્તિઓ

પ્રત્યેક મનુષ્ય પોતાના જીવનમાં બે પરસ્પર વિરોધી શક્તિઓનો અનુભવ કરે છે. એક શક્તિ દૃષ્ટિહીન અને અને શરીરથી સંબંધ રાખવાવાળી છે. બીજી શક્તિ આત્મિક છે અને તેનું કામ સત્ અને અસત્‌ને પિછાણવાનું છે. આ શરીરની સાથે સંબંધ રાખનારી દૃષ્ટિહીન શક્તિ કોઇ યંત્રની માફક આહાર, નિદ્રા, ભય, મૈથુન આદિ ક્રિયાઓ ઉત્પન્ન કરે છે. સત્યાસત્યની પરીક્ષા કરવાવાળી આત્મિક શક્તિ આ યંત્રની માફક કામ કરનારી પાશવિક શક્તિથી જોડાયેલી હોય છે. પરંતુ તે પોતે કોઇ પણ પ્રકારનું કામ કરતી નથી: તે તો કેવળ તે શરીર સંબંધવાળી શક્તિની કાર્યાવલીનું નિરીક્ષણ કરીને સત્યાસત્યની પરીક્ષા કરે છે. જ્યાં સુધી શરીર સંબંધીની શક્તિનું કામ આત્મિક શક્તિને અનુકૂળ હોય છે ત્યાંસુધી આ બન્ને શક્તિઓ પરસ્પર અભેદ ભાવથી સંલગ્ન રહે છે; પણ જ્યારે પહેલીનું કામ બીજીથી અનુકૂળ નથી હોતું ત્યારે આત્મિક શક્તિ શરીર સંબંધવાળી શક્તિનો સાથ છોડી દે છે.

નિરીક્ષણ કરનારી આત્મિક શક્તિ, જેની પ્રતીતિને આપણે પ્રાયઃ વિવેકબુદ્ધિ કહીએ છે, તે હમેશાં સુમાર્ગ અને કુમાર્ગ દેખાડયા કરે છે: અને જ્યાં સુધી આપણે તેના બતાવેલા માર્ગ ઉપર–કુમાર્ગથી સુમાર્ગપર–ચાલતા રહીએ છીએ ત્યાં સુધી આપણે તે શક્તિને એક જુદી શક્તિ તરીકે પિછાણી શકતા નથી. પરંતુ વિવેકબુદ્ધિ વિરૂદ્ધ કોઇ કામ કર્યાથીજ તે શક્તિ પ્રકટ થાય છે અને આપણને બતાવી દે છે કે દૃષ્ટિહીન પાશવિકશક્તિ વિવેકબુદ્ધિથી કેવી રીતે અલગ થઇ પડી. તેજ પ્રમાણે વળી માનો કે એક વહાણવટી ભૂલથી પોતાના વહાણને કોઇ બીજી દિશાએ લઇ ગયો છે, અને હવે તેને તેની ભૂલ માલૂમ પડી છે. આ વખતે તે શું કરશે? કાં તો તે, દિશાદર્શક યંત્રથી ખરા માર્ગનો પત્તો મેળવી નાવને સાચી દિશાએ હંકારશે અથવા તો પોતાની ભૂલની આનાકાની કરીને તે આગળ વધતોજ જશે. તેવીજ રીતે હરેક મનુષ્ય કે જેને પોતાની આત્મિક શક્તિ અને પાશવિક શક્તિનો વિરોધ માલૂમ પડ્યો છે તે પોતાનું કામ ત્યારેજ કરી શકશે કે કાં તો તે પોતાના કામને પોતાની વિવેકબુદ્ધિને અનુકૂળ કરી લે અથવા પોતાની પાશવિક શક્તિની ભૂલને પોતાના મગજમાંથી હાંકી દે.

મનુષ્ય પોતાની સામેની વસ્તુઓને એજ પ્રકારથી નથી દેખી શકતો. કાં તો પોતાની દૃષ્ટિ કોઇ બીજી અધિક ચિત્તરંજક વસ્તુ તરફ ફેરવીને અથવા તો પોતાની આંખોની રોશનીમાંજ બાધા ઉત્પન્ન કરીને. તેજ પ્રકારે મનુષ્ય કેવળ એજ પ્રકારથી પોતાની વિવેકબુદ્ધિની આજ્ઞાને ટાળી શકે છે. કાં તો ખેલ તમાશા જેવી અન્યાન્ય વાતો તરફ પોતાનું ધ્યાન ફેરવવાનાં બહારનાં સાધનોથી અથવા બુદ્ધિને કુંઠિત કરવાનાં અંદરના સાધનથી. વિવેકબુદ્ધિની આજ્ઞા ન સ્વીકારવા માટે આ બહારનાં સાધનોથી તે લોકોનું કામ ચાલી શકે છે કે જેઓ વિચાર કરી શકતા નથી; પરંતુ જે લોકો કાંઇ પણ વિચાર કરી શકે છે તેમને આ સાધન કાંઇ પણ કામનાં નથી.

મનુષ્યના જીવન અને તેની વિવેકબુદ્ધિની આજ્ઞામાં જે ભેદભાવ હોય છે તેના જ્ઞાનથી બહારનાં સાધનોદ્વારા મનુષ્યનું ધ્યાન પૂરી રીતે હટાવી શકાતું નથી. આ પ્રકારનું જ્ઞાન મનુષ્યના જીવનને જકડી લે છે. લોકોને પોતાનું જીવન સ્વતન્ત્રતાથી ગાળવા માટે નશાવાળી ચીજોથી વિવેકબુદ્ધિને કુંઠિત કરનાર અંદરના સાધનનું

શરણ લેવું પડે છે.

વિવેકબુદ્ધિની આજ્ઞાનું પાલન થતું નથી અને સાથે એટલી શક્તિ પણ નથી કે પોતાના આ દુર્દશાગ્રસ્ત જીવનને સુધારી શકાય. આવી સ્થિતિમાં મનુષ્ય શું કરે છે? વિવેકબુદ્ધિ એને બતલાવે છે કે આ કામ બૂરું છે; પણ તે પોતાની આંખ ફેરવી લેવાની ચેષ્ટા કરે છે. અત્યાર સુધી જે સાધનથી વિવેકબુદ્ધિને દબાવી દેવાની ચેષ્ટા થયા કરતી હતી તે સાધન શિથિલ થતું જાય છે—તેમાં એટલું સામર્થ્ય નથી રહેતું કે તે બરાબર વિવેકબુદ્ધિને દબાવતું રહે, તેથી—અર્થાત્ પહેલાની માફક મોજથી રહેવા અને તેની વિવેકબુદ્ધિ કે જે બુરું કામ કરતાં તરત તેનો હાથ પકડે છે તે બુદ્ધિરૂપી બાધાને દૂર કરવા, મનુષ્ય એવા ઉપાય કરે છે કે જેમ કોઇ મનુષ્ય પોતાની આંખો બંધ કરીને પોતાની ધ્યેય વસ્તુના દર્શનથી વિમુખ રહે તેમ પોતાની વિવેકબુદ્ધિજ નકામી થઇ જાય. (અર્થાત્ થોડો નશો કરી લે છે.)

જગતમાં નશાની ચીજોની જે આટલી ખપત છે તેનું કારણ એ નથી કે, તેમાં કોઇ પ્રકારનો વિશેષ સ્વાદ હોય છે કે તેનાથી કાંઇ આનંદ મળે છે કે દિલબહેલાવ થાય છે; કિન્તુ તેનું કારણ એ છે કે મનુષ્યને પોતાની વિવેકબુદ્ધિની આજ્ઞા તરફ આનાકાની કરવામાં તેની આવશ્યકતા હોય છે.

એક દિવસની વાત છે. હું એક ગલીમાં થઇને જતો હતો. આ ગલીમાંથી કેટલાક રેંકડાવાળા પોતપોતામાં વાતો કરતા જતા હતા. તેમાંના એકના મુખથી મેં સાંભળ્યું કે:—"ખરેખર, મનુષ્ય જ્યારે હોશમાં હોય છે અથવા કોઇ પ્રકારનો નશો તેણે કર્યો નથી હોતો ત્યારે તે ખરાબ કામ કરતાં શરમાય છે."

**બેશરમ ધૃષ્ટતા.**

મનુષ્ય જ્યારે હોશમાં હોય છે અથવા નશામાં પૂરે નથી હોતો ત્યારે તે કામ કરવામાં તે શરમાય છે કે જે કામ કરવાનું તે નશાની હાલતમાં બહુ ઠીક સમજતો હોય છે. લોકો નશો કેમ કરે છે? આ પ્રશ્નનો ઉત્તર આજ એક વાક્યમાં છે. લોકો કાં તો વિવેકબુદ્ધિથી વિરુદ્ધ કામ કર્યા બાદ ઉત્પન્ન થતી લજ્જાથી બચવાને માટે નશો કરે છે, અથવા તો પહેલેથીજ પોતાનામાં વિવેક વિરુદ્ધ કામ કરવાની ધૃષ્ટતા લાવવા માટે.

મનુષ્ય જ્યારે કોઇ પણ પ્રકારનો નશો કરતો નથી ત્યારે તે વેશ્યાના ઘેર જવામાં, ચોરી કરવામાં અથવા કોઇની હત્યા કરવામાં શરમાય છે; પરંતુ તેજ મનુષ્ય નશો કર્યા બાદ આવાં ખરાબ કૃત્યો બેખટકે કરી શકે છે. મનુષ્ય જ્યારે કોઇ ભૂંડું કામ કરવાની ઇચ્છા કરે છે ત્યારે તેની વિવેકબુદ્ધિ તેને સચેત કરીને સૂચવે છે કે તું બહુ ખરાબ કરવા માગે છે; આ સૂચનાને ભૂલી જવા માટેજ તે નશો કરીને બેહોશ બને છે.

મને યાદ છે કે એક બબરચીની જુબાની સાંભળીને મને ભારે આશ્ચર્ય થયું હતું. તેના ઉપર એક બાઇનો ખૂન કરવાનો આરોપ હતો. તે એક બૂઢી ઓરત હતી અને આ તેનો બબરચી હતો. તેણે પોતાની જુબાનીમાં કહ્યું:— "જ્યારે મેં આફરડીને ઘરની બહાર મોકલી દીધી અને આ કામ કરવાનો—ખૂન કરવાનો—સમય હાથ લાગ્યો ત્યારે મેં સોચ્યું કે જ્યાં સુધી હું હોશમાં હઇશ અથવા નશો કરીને બેહોશ થયો નહિ હોઉં ત્યાં સુધી આ ધારેલું કામ થઇ શકશે નહિ." અહીં પણ આજ વાત—"જ્યા સુધી મનુષ્ય નશો કરીને બેહોશ ના થાય ત્યાં સુધી તે ખરાબ કામ કરવામાં શરમાય છે." તે બબરચી તરત પાછો ફર્યો અને બે ગ્લાસ દારૂ પીને ખૂન કરવા તૈયાર થઇ ગયો અને તેણે ખૂન કર્યું.

સોમાં નવાણુ ગુન્હા પ્રાયઃ આજ પ્રમાણે થાય છે, અને લોકો કહે છે 'દારૂ પીવાથી હિંમત વધે છે!' સોમાં પચાસ સ્ત્રીઓ નશાના જોશમાં જ મારી નાંખવામાં આવે છે. વેશ્યાના ઘેર જનારા લગભગ બધા પુરુષો નશાબાજ હોય છે. દારૂમાં વિવેકબુદ્ધિ ઉપર પડદો નાંખવાની ભારે વિલક્ષણ યોગ્યતા છે; આ વાતને લોકો ખૂબ જાણે છે અને જાણી બૂઝીને આ કામને માટે જ નશો કરે છે.

લોકો કેવળ પોતાનીજ વિવેકબુદ્ધિ ઉપર પડદો નાંખવા માટે નશો નથી કરતા, કિન્તુ જ્યારે તેઓ બીજાઓ પાસે વિવેક વિરુદ્ધ કામ લેવાનું ચાહે છે ત્યારે તેમને પણ તેઓ નશો કરાવે છે. યુદ્ધમાં ભારે કતલ ચલાવવા પહેલાં સિપાઇઓને ભરપુર નશો ક

આવે છે. 'સબસ્તોપોલ' ઉપર હલ્લો કરતાં પહેલાં દરેકે દરેક ફ્રેંચ સિપાઈઓને દારૂ પીવરાવામાં આવ્યો હતો. જ્યારે કોઈ શહેર યા કિલ્લો જીતી લેવામાં આવે અને સિપાઈઓ તેને લૂટવા તથા નિરાધાર બુઢ્ઢાં કે બચ્ચાંઓની કતલ કરવાનો સાફ ઇન્કાર કરે છે ત્યારે તેમને દારૂ પીવાની આજ્ઞા આપવામાં આવે છે: અને પછી તેમની પાસે મનમાન્યા અત્યાચાર કરાવવામાં આવે છે.

## કષ્ટોથી બચવા માટે

ખરાબ કામો કરવાથી જ્યારે વિવેકબુદ્ધિને કષ્ટ થાય છે ત્યારે તે કષ્ટોથી બચવા માટે લોકો ઘણે ભાગે નશો કરે છે. આવાં ઉદાહરણ તો બહુ લોકો જાણે છે. બીજાઓ કરતાં દુરાચારી લોકોજ નશાવાળી ચીજોના અધિક વશમાં રહે છે; આ ઉઘાડી વાત છે, ચોર, ડાકુ અને વેશ્યાઓ વગેરે નશો કર્યાં વગર રહી શકતાં નથી.

પ્રત્યેક મનુષ્ય જાણે છે અને સ્વીકારે પણ છે કે માનસિક કષ્ટોથી [વિવેકબુદ્ધિને થતાં કષ્ટોથી] બચવાને માટેજ નશો કરવામાં આવે છે અને વિવેક વિરૂદ્ધ દુરાચારી જીવન વ્યતીત કરવામાં આજ નશામય ચીજોની સહાયતા લેવામાં આવે છે. આ વાતને પણ ઘણા લોકો જાણે છે કે નશો કરવાથી વિવેકબુદ્ધિ નકામી થઈ જાય છે. ટૂંકમાં કહીએ તો દારૂ પીધેલો મનુષ્ય નશામાં એવું કરપીણ કૃત્ય કરે છે કે જ્યારે તે દારૂ પીધા પહેલાં હોશમાં હોય છે ત્યારે તેનો વિચાર પણ તેના હૃદયને થથરાવી નાંખે છે

આ વિષયમાં આ પ્રમાણે કોઈનો મતભેદ હોવો ન જોઈએ. પરંતુ જ્યારે લોકો જુએ છે કે નશો કરીને મનુષ્ય કોઈની ચોરી નથી કરતો, કોઈનું ખૂન નથી કરતો, કાંઈ ઉત્પાદ નથી મચાવતો, અને તેઓ જુએ છે કે જેઓ કાયદાને માન આપી ચાલનારા ભલા માણસો ગણાય છે તેઓ નશો કરે છે, અને જ્યારે તેઓ જુએ છે કે લોકો બહુ દારૂ કે બહુ તમાકુ એકદમ લેતા નથી પણ થોડે થોડે લે છે ત્યારે તેઓ એમ ધારે છે કે નશાથી કાંઈ વિવેકબુદ્ધિ ભ્રષ્ટ નથી થતી.

## વ્યર્થ દલીલ

વળી કેટલાક લોકોનો એ પણ ખ્યાલ છે કે જે લોકોને નશો કરવાની આદત પડી ગઈ છે તે લોક જો નશો કરીને ચોરી લૂંટ કે ખૂન ખરાબી કરતાં નથી તો તેમના સામાન્ય અશિષ્ટ વ્યહવારો નશાના પરિણામે ઉદ્‌ભવ્યા છે એમ બતાવવું એ યુક્તિયુક્ત નથી કારણ કે જો તેમને એવાં ખરાબ આચરણોની ટેવજ પડી ગઈ છે તો શું નશો કરીને કે શું વગર નશે પણ સ્વભાવત: તેઓ એવાં જ આચરણો આચરશે એમ પણ કહેવામાં આવે છે કે જો તે લોકો કાયદા વિરૂદ્ધ કોઈ કામ કરતા નથી તો તેમની વિવેકબુધ્ધિના અવાજને દબાવવાની તેમને જરૂર રહેતીજ નથી, અને જેઓ નશાની આદતમાં ફસાઈને ખરાબ જીવનને વ્યતીત કરે છે, તેઓ નશો નહિ કરીને પણ ખરાબ જીવનજ ગુજારશે. તાત્પર્ય કે કેટલાક લોકોનું માનવું એવું છે કે જેમને નશો કરવાની આદત પડી ગઈ છે તેમની વિવેકબુદ્ધિ ઉપર નશો કાંઈ ખાસ અસર કરતો નથી.

યદ્યપિ હરેક મનુષ્ય અનુભવથી જાણે છે કે નશો કરવાથી મગજ ઠેકાણે નથી રહેતું; જે કામ કરવામાં વાસ્તવિક રીતે તેને લજ્જા આવવી જોઈએ તે કામ નશો કરવાથી વગર લજ્જાએ તે કરે છે; વિવેકબુદ્ધિ ઉપર નશાના જરા પણ અસર થતાં તેને વધુ નશો કરવાની ઇચ્છા થાય છે; નશાની હાલતમાં પોતાના જીવન અને સ્થિતિ ઉપર વિચાર કરવાનું તેને કઠિન થઈ પડે છે; અને નિયમિત નશો કરવાથી શરીર પર તેજ અસર થાય છે કે જે અનિયમિત નશો કરવાથી થાય. તથાપિ આ સર્વ બાબતોનો અનુભવ કરતાં છતાં થોડો દારૂ અને થોડું તમાકુ પીનારા એમજ સમજે છે કે તેઓ વિવેકબુદ્ધિને ભ્રષ્ટ કરવા માટે નહિ પણ કેવળ સ્વાદ અને આનંદ પ્રાપ્તિ માટે નશો કરે છે.

## અનિવાર્ય અસર

પરંતુ આ બધી વાતો સમજવા માટે ગંભીર અને નિષ્પક્ષભાવથી વિચાર કરવાની આવશ્યકતા છે;

[૧] જો અનિયમિત નશો કરનારાઓની વિવેકબુદ્ધિ નશાથી ભ્રષ્ટ થતી હોય તો નિયમિત નશો કરનારાઓ ઉપર પણ નશાની તેજ અસર પડવી જોઈએ: [પહેલાં તો મગજમાં કંઈક તેજી માલુમ પડે છે, પણ થોડા વખત પછી તેનામાં સુસ્તી અને કમજોરી આવે છે.] પછી તે નશો થોડો કરે કે વધુ તેનો સવાલ રહેતો નથી.

[૨] બીજી વાત એ છે કે તમામ નશાની ચીજોમાં વિવેકબુદ્ધિને દબાવી નાંખવાની ખાસિયત હંમેશાં રહે છે. નશાના જોશમાં જ્યારે ખૂનખરાબી, લૂંટ કે બીજાં ઉત્પાદ કરવામાં આવે છે ત્યારે પણ નશામાં આ તાસીર રહે છે. અને નશામાં કેટલાકો સમજી સોચીને ગાળાગાળ કરે છે. તેમનામાં પણ તે નશાની તાસીર રહેલીજ છે.

[૩] ત્રીજી વાત એ છે કે ચોર, લુંટારૂ વેશ્યાઓને તેમની વિવેકબુદ્ધિ ઉપર પડદો નાંખવા અને તેમના હૃદયની શાન્તિ માટે જો નશાની જરૂર પડે છે તો તેવી જરૂરિયાત તેમને પણ લાગવી જોઇએ કે જેઓ પોતાના વિવેકવિરૂદ્ધ કામ કરી રહ્યા હોય; પછી ભલે તે કામ બીજાઓની દૃષ્ટિમાં ઠીક કે ઈજ્જતનું હોય

તાત્પર્ય, નશો કરવાનું--ચાહે તે થોડો હોય કે અધિક, નિયમિત હોય કે અનિયમિત, મોટા લોક કરતા હોય કે નાના, એક માત્ર કારણ એ છે કે મનુષ્યને નશાની જરૂર પડે છે.

યાદ રાખો, મનુષ્યજીવનનું મુખ્ય કામ હાથ પગ કે પાંઠથી નહિ, પરંતુ તેની બુદ્ધિથીજ થયા કરે છે. હાથ કે પગથી કામ કરવા માટે પ્રથમ બુદ્ધિમાં કાંઇક હેરફેર કે ચળવિચળ થવાની જરૂરીઆત હોય છે. અને આજ ચળવિચળ મનુષ્યના હાથથી થતાં કામોને સ્થિર કરે છે: પરંતુ આ વાત અત્યન્ત સૂક્ષ્મ અને અગમ્ય છે.

બ્રૂલાફ (Brullof) એક સુપ્રસિદ્ધ રશિયન ચિત્રકાર હતો. એક દિવસ તેનો શિષ્ય એક ચિત્ર બનાવીને તે સુધરાવવા માટે તેની પાસે લઇ ગયો. બ્રૂલાફે તેનામાં નહિ જેવો ફેરફાર કરી તેને સુધારી આપ્યું. આ જોઇ શિષ્યે આશ્ચર્યથી કહ્યું "વાહ! આમાં બહુજ નજીવો ફેરફાર કરવામાં આવ્યો, પણ તેની શોભા તો કાંઇક ઓરજ થઇ ગઇ." બ્રૂલાફે જવાબ આપ્યો:– "જ્યાંથી આ નાના નાના અને સૂક્ષ્મ ભેદનો આરંભ થાય છે ત્યાંથી કળાનો આરંભ થાય છે." બ્રૂલાફનું ઉપરોક્ત કથન ઘણુંજ ઠીક છે. કેવળ કળાના વિષયમાં નહિ. કિન્તુ મનુષ્યના જીવનના વિષયમાં પણ આજ વાત છે. વાસ્તવિક રીતે જોતાં જ્યાં સૂક્ષ્મ ભેદ યા પરિવર્તન થાય છે ત્યાંથી મનુષ્યનું સાચું જીવન આરંભ થાય છે.

મનુષ્યનું તે સાચું જીવન નથી કે જ્યારે તેનામાં મોટા મોટા બાહ્ય ભેદ યા પરિવર્તન થાય છે– જ્યારે લોકો જ્યાં ત્યાં ઘૂમતા હોય છે, લડતા હોય છે કે કોઇની કતલ કરતા હોય છે– પરંતુ તેનું સાચું જીવન તો તે છે કે જ્યારે તેના મગજમાં નાના નાના અને અતિસૂક્ષ્મ પરિવર્તન થયા કરે છે.

## સૂક્ષ્મ છતાં મહત્વનું

આમ તો આ સૂક્ષ્મ, અતિ સૂક્ષ્મ પરિવર્તન કહેવાય છે, પણ ભારે ભારે મહત્વની અને ભયંકર ઘટનાઓ તેના ઉપર આધાર રાખે છે. જ્યારે મનુષ્ય કોઇ વાતનો નિર્ણય કરીને કામ કરવાનો આરંભ કરી દે છે ત્યારે તેના કરેલા નિર્ણય ઉપર મોટાં મોટાં પરિવર્તનોનો આધાર રહે છે– મોટાં મોટાં ઘર બરબાદ થઇ શકે છે, ધનદોલતનો નાશ થઈ શકે છે અને મનુષ્યોનાં શરીર માટીમાં મળી શકે છે. પરંતુ વિવેકબુદ્ધિ ઉપર જે તેની બૂરી અસર પડે છે તેનાથી વિશેષ વધુ બીજું કોઇ નુકશાન નથી. કારણ કે થવાના બનાવોની મર્યાદા બુદ્ધિથી જ નિશ્ચિત કરવામાં આવે છે. વિવેકબુદ્ધિમાં જે અત્યન્ત સૂક્ષ્મ પરિવર્તન થયા કરે છે તેનાં ભારે મહત્વનાં પરિણામ નીપજે છે.

કોઈ એમ ન સમજે કે મારી કહેવાની મતલબ 'સ્વતંત્ર ઇચ્છા' અથવા દૃઢ નિશ્ચયની વિરુદ્ધ છે. આ પ્રશ્નનો વાદવિવાદ, શું મારે માટે કે શું બીજાને માટે, કરવો વ્યર્થ છે. અહીં હું એ વાતનો નિર્ણય કરવા નથી ચાહતો કે મનુષ્ય પોતાનું ઇચ્છિત કાર્ય કરે અથવા ન કરે; મારા કહેવાની ફક્ત એ જ મતલબ છે કે જો મનુષ્યનાં સારાં નરસાં કામો તેની બુદ્ધિમાં થતા અતિ સૂક્ષ્મ પરિવર્તનો ઉપર આધાર રાખે છે તો તેણે તેની તે હાલત ઉપર કે જે વખતે તેની વિવેકબુદ્ધિમાં એવાં સૂક્ષ્મ પરિવર્તનો થયાં કરે, બરાબર એવું જ ધ્યાન રાખવું જોઇએ કે જેવું કોઇ મનુષ્ય કોઇ ચીજને તોલતી વખતે ત્રાજવા ઉપર ધ્યાન રાખે છે. બની શકે ત્યાં સુધી આપણે એવી સ્થિતિમાં રહેવાની ચેષ્ટા કરવી જોઇએ અને બીજાઓને પણ એવી જ સ્થિતિમાં રાખવાની ચેષ્ટા કરવી જોઇએ કે જેમાં બુદ્ધિનું બરાબર કામ થવાને માટે આવશ્યક વિચારોની સ્વચ્છતા અને કામકાજમાં બાધા ન આવે. તાત્પર્ય, નશો કરીને વિવેકબુદ્ધિના કામમાં ખલેલ નાખવી ના જોઇએ.

## આંતરિક સ્થિરતા આણો

પાછળ કહેવાઇ ગયું છે કે મનુષ્યના જીવનમાં મુખ્યતઃ બે શકિતઓ જણાય છે. એક પાશવિક વા દૃષ્ટિહીન; બીજી આત્મિક વા સદસતને પિછાણનારી. અથવા એમ ધારો કે મનુષ્યના કામોમાં મુખ્યત્વે ઈચ્છાનું પ્રાબલ્ય અને વિચારનું પ્રાબલ્ય બન્ને સમાન અંશોમાં પણ માલૂમ પડે છે. ઠીક, માની લો. બરાબર વખત નહિ આપતી ઘડીઆળ બે પ્રકારથી મેળવવામાં આવે છે. બહારના કાંટાઓ ફેરવીને અથવા અંદરના યંત્રો દ્વારા. આજ પ્રમાણે મનુષ્યોનાં કામોમાં પણ છે. મનુષ્ય કોઈ કામ કેવળ ઈચ્છાથી જ કરી શકે છે અથવા તે વિચારથી પણ કરી શકે છે. જેવી રીતે ખરો વખત નહિ આપતી ઘડીઆળની ચાલ તેના અંદરના યંત્રો દ્વારા ઠીક કરવી (વખતોવખત વખતનો ફેર ભાગવા કાંટા ઘૂમાવવા કરતાં) એ સર્વથી સારો માર્ગ છે તે જ પ્રમાણે મનુષ્યનાં કામ પણ વિચારોથી સ્થિર કરવાં એ ઉત્તમ માર્ગ છે. અને જેમ ખરો સમય જાણવા માટે ઘડીઆળના અંદરના સાંચાઓ સાફ રાખવા ઉપર વિશેષ ધ્યાન દેવાની આવશ્યકતા છે તે જ પ્રમાણે મનુષ્યનાં કામ પણ ઠીક થવાને માટે મગજ સાફ રાખવાની બહુ વિશેષ જરૂરીઆત છે; કારણ કે મગજ જ એક એવી ચીજ છે કે જે મનુષ્ય પાસે સારા અને ઉંચા દરજ્જાના કામો કરાવી શકે છે. આ વાતોને પ્રત્યેક મનુષ્ય જાણે છે, તો પણ તેને કદી પોતાને પણ ધોખો દેવાની જરૂરીઆત પડે છે. લોકો મગજથી બરાબર કામ લેવામાં જેટલા ઉત્સુક નથી દેખાતા તેટલા તેઓ પોતાના કામને ઠીક અને યોગ્ય સમજવાના ઉત્સુક હોય છે. અને આટલા માટે તેઓ જે વસ્તુઓ તેમની વિવેકબુદ્ધિના કામોમાં ખલેલ પહોંચાડે છે તે વસ્તુઓનો ઉપયોગ કરે છે અને તેમની ઉત્સુકતા–ઈચ્છા–પૂરી કરે છે. *

---

* અંગ્રેજી ઉપરથી

## ખરી ઉપમા

મદિરાપાન માનવને નર્યો દાનવ બનાવે છે<br>
અને શંકા થતી સાચેજ શું દાનવ બનાવે છે?<br>
અરે મદિરા તણા લટ્ટુ! ન દાનવ–માન હોય તેને<br>
તને ઉપમા નરી વાનર તણી તુજ ઢંગ લાવે છે

કેશવરામ કા. શાસ્ત્રી

# સુરા સદા સર્વવિનાશકારી

(ઉપજાતિ)

ચક્ષુ ઠગારાં, નજરે ઠગારી
ને દર્દ ચહેરો પણ છે ઠગારો
કરાવતો યાદ ગુનો તમારો
સભામહીં આ અદની અમારી

સુરા–રસીલાં નરનાર આવો
ગીતો સુરાપાન તણાં સુણાવો
ના કોઇની પે ભુજ રાખનારી
સુરા સદા સર્વ વિનાશકારી.

વાડી ગુમાવી વઝીફા ગુમાવ્યા,
સંતાન પ્યારાં વગડે વસાવ્યાં,
રહી સહી ઈજ્જત ખોઈ સારી,
સુરા સદા સર્વ વિનાશકારી.

દે દાન જાણે ત્યમ દાસ-દાસી
ધીરે પરાણે નિજ વસ્તુ વાસી
નિજાંગણે યે ન મળી પથારી,
સુરા સદા સર્વ વિનાશકારી.

આપે શીખેલ બાળક આપ જાયાં
દશામહીં નાજુક જે મુકાયાં,
સંસર્ગ ઇચ્છે નહીં વૃન્દ-નારી,
સુરા સદા સર્વ વિનાશકારી.

શાહીદી દે મિત્ર વિરૂદ્ધ પક્ષે
સાથી નફાનો હકદાર આશે,
પાટે સહુની વચમાં ઉતારી
સુરા સદા સર્વ વિનાશકારી.

ના સાગરીતો પણ આવકારે
જો દૈવયોગે જતું થાય ક્યારે;
લાવે ખુવારીની પૂંઠે ખુવારી,
સુરા સદા સર્વ વિનાશકારી.

સો રોગ કેરી વણજાર આવે
જ્યારે પીવાની લગની સતાવે
ખોટી મતા છે મદની ખુમારી.
સુરા સદા સર્વ વિનાશકારી.

શરાબનો આદિ કહાવતો જે
કુટુંબની શાન મિટાવતો તે,
કરી દેના જિંદગી એકધારી;
સુરા સદા સર્વ વિનાશકારી.

સૂઝે નહી કામ ન કોઈ સેવા
આદર્શોમાં ઉત્તમ ભાગ લેવા.
સદાચાર બુદ્ધિ બનતી બિચારી
સુરા સદા સર્વ વિનાશકારી

બેહોશને જો અધિકાર આવે,
સ્વદેશને જોખમમાં વસાવે;
છે જુલ્મ જેવી નબળાંની યારી,
સુરા સદા સર્વ વિનાશકારી.

છે ટેકની લેશ તથા ન એને
વિશ્વાસ ખોયાની વ્યથા ન એને
છોડાતીના આંધળી જીદ પ્યારી;
સુરા સદા સર્વ વિનાશકારી.

# સામાજિક અસમાનતાના નિવારણ દ્વારા હરિજનોની કલ્યાણ સાધના

**માનવતાની અને કાયદાની દૃષ્ટિએ વર્તમાન સમાજના એક પ્રાણપ્રશ્નની વિશદ સમાલોચના**

:લેખક:
યુ. એસ. બૂચ
બી.એ.,એલ.એલ.બી.
એડવોકેટ

**અ**સ્પૃશ્યતા એ હિંદુ ધર્મ અને જાતિનું એક સૈકાઓ જૂનું કલંક છે. હિંદુ સમાજની ને એક એટલી પુરાણી સંસ્થા છે કે તેનું મૂળ શોધવું મુશ્કેલ છે. હિંદુ ધર્મના મુખ્ય સિદ્ધાન્તોમાં વર્ણવ્યવસ્થા એ એક પાયારૂપ સિદ્ધાંત છે. તે સિદ્ધાન્ત પ્રમાણે હિંદુ સમાજને ચાર વર્ણમાં વહેંચી નાખવામાં આવેલ છે—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર—અને તે દરેક વર્ણને માટે પોતપોતાનો સામાજિક વ્યવસાય નિયત કરવામાં આવ્યો છે બ્રાહ્મણોને વિદ્યા સંપાદન કરીને તેનું ધન કરવાનું કાર્ય, ક્ષત્રિયોને પ્રજાનાં રક્ષણનું કાર્ય અને વૈશ્યોને વ્યાપારવાણિજ્યનું કાર્ય નિયત થયું. પહેલા વર્ણોની સેવા કરીને ગુજરાન ચલાવવાની ફરજ શૂદ્રો ઉપર આવી પડી અને આ રીતે પોતાનાં પેટને માટે બીજાઓની સેવા કરતા શૂદ્રો સમાજમાં નીચ વર્ણના લેખાવા લાગ્યા.

## હિન્દુઓની વર્ણવ્યવસ્થા

સમાજના આ પ્રમાણે વહેંચાયેલી ચાતુર્વર્ણ્ય વ્યવસ્થાની સાથે તે દરેક વર્ણને માટે. આપણે ઉપર જોયું તેમ, તેનો સમાજ પ્રત્યેનો ધર્મ અને બીજી ફરજો પણ નક્કી કરવામાં આવ્યાં. હિંદુઓની આ વર્ણવ્યવસ્થા એક નક્કર અને અણનમ સંસ્થા હતી. તેમાં પ્રત્યેક મનુષ્યની વર્ણસ્થિતિ માત્ર તેના તે વર્ણમાં જન્મ ઉપરથીજ નક્કી થતી હતી અને એક વર્ણમાં જન્મેલો મનુષ્ય મૃત્યુ પર્યન્ત તેજ, વર્ણમાં રહેવાને સર્જાયેલો હતો. ધાર્મિક, રાજકીય અને આર્થિક બાબતોમાં ઉચ્ચ વર્ણના લોકોનીજ સત્તા ચાલતી હતી. સવર્ણોના આ ક્ષેત્રોમાં અસ્પૃશ્યોનો બિલકુલ અવાજ ન હતો. અસ્પૃશ્યોને લખવા, વાંચવાનું જ્ઞાન લેવાનો પણ અધિકાર ન હોતો. અરે, એક જમાનો એવો પણ હતો કે જ્યારે શૂદ્ર લોકોના શારીરિક સ્પર્શથીજ કહેવાતા ઉચ્ચ વર્ણ અશુદ્ધ બની જતા હતા. પરિસ્થિતિ એટલીજ નહોતી પણ અછૂતોનું દર્શન પણ અપવિત્ર મનાવા લાગેલું.

## બ્રિટીશ અમલ દરમિયાન

હિંદમાં મુસલમાન તેમજ મરાઠા રાજ્યકાળ દરમિયાન પણ આ સ્થિતિમાં કોઈ ખાસ ફેરફાર થયો નહીં. ત્યારપછી અંગ્રેજોના વખત દરમિયાન તો પરિસ્થિતિ વિષમ બની. અંગ્રેજોએ તો તેમની "ભાગલા પાડો અને રાજ્ય કરો" (Divide and Rule) ની રાજનીતિને અનુસરીને સવર્ણો અને અછૂતો વચ્ચેનું અંતર વધારવામાંજ ડહાપણ માન્યું. પરિણામે હરિજનોએ ન છૂટકે ક્રિશ્ચિયન ધર્મપ્રચારકોનો આશરો લીધો અને અસંખ્ય હરિજનોએ ક્રિશ્ચિયન ધર્મ પણ અપનાવ્યો. પરંતુ ભારતમાં રાષ્ટ્રીય કોંગ્રેસની સ્થાપના થતાંજ, દેશની અંદર એક મહાન જાગૃતિ આવી અને પૂ. મહાત્માજીની નેતાગિરી નીચે તે જાગૃતિએ રાજકીય સ્વતંત્રતા માટેજ નહિ પરંતુ ધાર્મિક તેમજ સામાજિક ઉત્થાનને માટે પણ વેગ પકડયો. 'અસ્પૃશ્યતાનિવારણ' ને કોંગ્રેસના "રચનાત્મક કાર્યક્રમ" માં પણ અગત્યનું સ્થાન આપવામાં આવ્યું છે. કારણકે સામાજિક અને આર્થિક ઉન્નતિ વગર રાજકીય સ્વાતંત્ર્ય અર્થહીન બને છે. આ રીતે પૂ. મહાત્માજીની સીધી પ્રેરણા નીચે રાષ્ટ્રિય કોંગ્રેસ અસ્પૃશ્યતા સામે એક મહાન જેહાદ ઉપાડી અને બીજા

શરાબનો આદિ કહાવતો જે
કુટુંબની શાન મિટાવતો તે,
કરી ફના જિંદગી એકધારી;
સુરા સદા સર્વ વિનાશકારી.

સૂજે નહીં કામ ન કોઇ સેવા
આદર્શમાં ઉત્તમ ભાગ લેવા
લાચાર બુદ્ધિ બનતી બિચારી
સુરા સદા સર્વ વિનાશકારી.

બેહોશને જો અધિકાર આવે,
સ્વદેશને જોખમમાં વસાવે;
છે જુલ્મ જેવી નબળાંની યારી,
સુરા સદા સર્વ વિનાશકારી.

છે ટેકની લેશ તથા ન એને
વિશ્વાસ ખોયાની વ્યથા ન એને
છોડાતીના આંધળી જીદ્ પ્યારી;
સુરા સદા સર્વ વિનાશકારી.

જુગાર જેવી નિજ જિંદગી છે
ખુમાર પે જેહ પસંદગી છે;
શી જાંજરી જાળ શરાબ, તારી!
સુરા સદા સર્વ વિનાશકારી.

દૃષ્ટિ ઠગારી, વચનો ઠગારાં
જે છેહ દેતાં થઇને અમારાં
પતીલ–હૈયે અફસોસ ભારી.
સુરા સદા સર્વ વિનાશકારી.*

— પતીલ —

* તા. ૧૨-૪-૫૦ની રાત્રે વડોદરા મુકામે, લીમડા ચોકમાં દારૂબંધી સપ્તાહ સમિતિ દ્વારા યોજાયેલા કાર્યક્રમમાં રજૂ થયેલ પસંદ લેખકની ચાર કૃતિઓ પૈકીની એક, જે બદલ લેખકને સમારંભ મજૂરમાં નિયત કરાયેલ પ્રથમ પારિતોષિક એનાયત થયું હતું

# સામાજિક અસમાનતાના નિવારણ દ્વારા હરિજનોની કલ્યાણ સાધના

**માનવતાની અને કાયદાના દષ્ટિએ વર્તમાન સમાજના એક પ્રાણપ્રશ્નની વિશદ સમાલોચના**

:લેખક:
યુ. એસ. બૂચ
બી.એ.એલ.એલ.બી.
એડવોકેટ

અસ્પૃશ્યતા એ હિંદુ ધર્મ અને જાતિનું એક સૈકાઓ જૂનું કલંક છે. હિંદુ સમાજની તે એક એટલી પુરાણી સંસ્થા છે કે તેનું મૂળ શોધવું મુશ્કેલ છે. હિંદુ ધર્મના મુખ્ય સિદ્ધાન્તોમાં વર્ણવ્યવસ્થા એ એક પાયારૂપ સિદ્ધાંત છે. તે સિદ્ધાન્ત પ્રમાણે હિંદુ સમાજને ચાર વર્ણમાં વહેંચી નાખવામાં આવેલ છે—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર—અને તે દરેક વર્ણને માટે પોતપોતાનો સામાજિક વ્યવસાય નિયત કરવામાં આવ્યો છે બ્રાહ્મણોને વિદ્યા સંપાદન કરીને તેનું ધન કરવાનું કાર્ય, ક્ષત્રિયોને પ્રજાના રક્ષણનું કાર્ય અને વૈશ્યોને વ્યાપારવાણિજ્યનું કાર્ય નિયત થયું. પહેલા વર્ણોની સેવા કરીને ગુજરાન ચલાવવાની ફરજ શૂદ્રો ઉપર આવી પડી, અને આ રીતે પોતાનાં પેટને માટે બીજાઓની સેવા કરતા શૂદ્રો સમાજમાં નીચ વર્ણના લેખાવા લાગ્યા.

## હિન્દુઓની વર્ણવ્યવસ્થા

સમાજના આ પ્રમાણે ઘડાયેલી ચાતુર્વર્ણ્ય વ્યવસ્થાની સાથે તે દરેક વર્ણને માટે, આપણે ઉપર જોયું તેમ, તેના સમાજ પ્રત્યેના ધર્મ અને બીજી ફરજો પણ નક્કી કરવામાં આવ્યાં. હિંદુઓની આ વર્ણવ્યવસ્થા એક નક્કર અને અણનમ સંસ્થા હતી. તેમાં પ્રત્યેક મનુષ્યની વર્ણસ્થિતિ માત્ર તેના તે વર્ણમાં જન્મ ઉપરથીજ નક્કી થતી હતી અને એક વર્ણમાં જન્મેલો મનુષ્ય મૃત્યુ પર્યન્ત તેજ વર્ણમાં રહેવાને સર્જાયેલો હતો. ધાર્મિક, રાજકીય અને આર્થિક બાબતોમાં ઉચ્ચ વર્ણના લોકોનાજ સત્તા ચાલતી હતી. સવર્ણોના આ ક્ષેત્રોમાં અસ્પૃશ્યોનો બિલકુલ અવાજ ન હતો. અસ્પૃશ્યોને લખવા, વાંચવાનું જ્ઞાન લેવાનો પણ અધિકાર ન હોતો. અરે, એક જમાનો એવો પણ હતો કે જ્યારે શુદ્ર લોકોના શારીરિક સ્પર્શથીજ કહેવાતા ઉચ્ચ વર્ણ અશુદ્ધ બની જતા હતા. પરિસ્થિતિ એટલીજ નહોતી પણ અછૂતોનું દર્શન પણ અપવિત્ર મનાવા લાગેલું.

## બ્રિટીશ અમલ દરમિયાન

હિંદમાં મુસલમાન તેમજ મરાઠા રાજ્યકાળ દરમિયાન પણ આ સ્થિતિમાં કોઈ ખાસ ફેરફાર થયો નહીં. ત્યારપછી અંગ્રેજોના વખત દરમિયાન તો પરિસ્થિતિ વિષમ બની. અંગ્રેજોએ તો તેમની "ભાગલા પાડો અને રાજ્ય કરો" (Divide and Rule) ની રાજ્યનીતિને અનુસરીને સવર્ણો અને અછૂતો વચ્ચેનું અંતર વધારવામાંજ ડહાપણ માન્યું. પરિણામે હરિજનોએ ન છૂટકે ક્રિશ્ચિયન ધર્મપ્રચારકોનો આશરો લીધો અને અસંખ્ય હરિજનોએ ક્રિશ્ચિયન ધર્મ પણ અપનાવ્યો. પરંતુ ભારતમાં રાષ્ટ્રીય કોંગ્રેસની સ્થાપના થતાંજ, દેશની અંદર એક મહાન જાગૃતિ આવી અને પૂ. મહાત્માજીની નેતાગિરી નીચે તે જાગૃતિએ રાજકીય સ્વતંત્રતા માટેજ નહિ પરંતુ ધાર્મિક તેમજ સામાજિક ઉત્થાનને માટે પણ વેગ પકડયો. 'અસ્પૃશ્યતાનિવારણ' ને કોંગ્રેસના "રચનાત્મક કાર્યક્રમ" માં પણ અગત્યનું સ્થાન આપવામાં આવ્યું છે. કારણકે સામાજિક અને આર્થિક ઉન્નતિ વગર રાજકીય સ્વાતંત્ર્ય અર્થહીન બને છે. આ રીતે પૂ. મહાત્માજીની સીધી પ્રેરણા નીચે રાષ્ટ્રિય કોંગ્રેસ અસ્પૃશ્યતા સામે એક મહાન જેહાદ ઉપાડી અને બીજા

વિશ્વયુદ્ધ પછી સ્થપાયેલ આજની મુંબાઈની કોંગ્રેસ સરકારે ૧૯૪૬માં હરિજનોની સામાજિક અસમાનતા દૂર કરવાનો આ ધારો પસાર કરીને પૂ. મહાત્માજીના એક આદર્શને મૂર્ત સ્વરૂપ આપ્યું છે.

## મહાત્માજીનો આદર્શ

પૂ. મહાત્માજી એક એવા આદર્શ સમાજને માટે ઝંખતા હતા કે જેમાં માનવી અને માનવી વચ્ચે કોઈપણ પ્રકારનો ભેદ સંભવી શકે નહીં. માનવસમૂહોના આર્થિક જીવન – ધોરણોમાં ભલે ફેર હોય, તેમના ધાર્મિક પંથો ભલે જૂદા હોય, તેમના સામાજિક વ્યવસાયો પણ ભિન્ન ભિન્ન હોય, પરંતુ આખરે મનુષ્ય, માનવતાની દૃષ્ટિએ તો, એક મનુષ્યજ છે, એક ઇન્સાન છે, એજ એમનું મંતવ્ય હતું. એજ ઉચ્ચ આદર્શ સિદ્ધ કરવાને માટે તેઓ જીવનભર મથ્યા અને તેમનું ભવ્ય મૃત્યુ પણ એજ ઉચ્ચ ધ્યેય પ્રાપ્ત કરવાને માટે માનવ સમાજને એક મહાન આદેશ આપી રહ્યું છે. હિંદુ સવર્ણોનો હરિજનો પ્રત્યેનો આ એક ગંભીર અન્યાય હતો. પૂ. મહાત્માજી હરિજનોને સાચા સ્વરૂપમાં હિંદુજ માનતા હતા. તેથીજ તેમની અને ડૉ. આંબેડકરની વચ્ચે "પૂના પેક્ટ" થયો હતો અને તેને પરિણામેજ હરિજનો હિંદુ સમાજમાં તેમનું સ્થાન કાયમ રાખી શક્યા છે. પૂ. મહાત્માજીની આ વિચારસરણીને અનુસરીનેજ મુંબઈ સરકારનો ઉપર જણાવેલ કાયદો કરવામાં આવેલ છે.

ભારત પ્રમુખ ડૉ. રાજેન્દ્રપ્રસાદે કહ્યું છે કે અસ્પૃશ્યતા એ આપણા સમાજમાં 'હિંસા'નું જ એક અણગમતું પ્રતીક છે. હિંદુઓમાં તે લાંબા સમયથી ચાલી આવેલી એક સાર્વત્રિક પ્રથા છે. તે કારણથી માત્ર કાંઇ તેની પ્રત્યેનો વિરોધ ઓછો થઇ શકે નહીં. હિંદુ સમાજની આ એક ક્રૂર મનોદશાને એક ધાર્મિક સંસ્થા તરીકે બહાલી આપવામાં આવી છે. અસ્પૃશ્યતાના આ રોગનાં મૂળિયાં એટલાં ઊંડા છે કે ઉચ્ચ વર્ગના લોકો તેમનેજ (અછુતોને) નીચ વર્ગના ગણે છે તેમ જાણવા છતાં અછુતોમાં પણ અંદર અંદર એક વર્ગ બીજા વર્ગને પોતાનાથી નીચો ગણે છે. પરંતુ પૂ. મહાત્માજીએ વારંવાર યોગ્ય રીતે કહ્યું છે તેમ આ તિરસ્કરણીય રિવાજનો તેની ઉત્પત્તિનાં ગમે તે કારણો હોય તો પણ, જડમૂળથીજ નાશ કરવો જોઇએ.

હિંદના જુદા જુદા ભાગોમાં અસ્પૃશ્યતાનું જુદે જુદે સ્વરૂપે પાલન કરવામાં આવે છે. સવર્ણોએ સમાજમાં નીચા અને ગંદા ગણાતા ધંધાઓ અછૂતોને સોંપ્યા છે. તેમનાં રહેઠાણો ગામને એક છેડે દૂર રાખવામાં આવે છે, તેઓને મંદિરોમાં, કેળવણીની સંસ્થાઓમાં, કૂવા તળાવો ઉપર, હોટેલો તથા ઉપહારગૃહોમાં તેમજ જાહેર વાહનોમાં પ્રવેશ કરવાની મનાઇ ફરમાવવામાં આવે છે. આ બધાં કારણોથી તેઓ કેળવણીમાં પછાત રહી ગયા છે અને સ્થિતિના ઘણાજ ગરીબ છે.

## આન્તરશુદ્ધિની વાત

હિંદુ સમાજનાં આ એક મહાન કલંકને ધોવાને માટે જૂદાં જૂદાં દૃષ્ટિબિંદુઓથી સુધારાઓ આવશ્યક છે. પહેલાં તો જનસમાજે અસ્પૃશ્યતાનો ખ્યાલ મગજમાંથી કાઢી નાખવો જોઇએ. કોઇપણ મનુષ્ય માત્ર તેના જન્મ કે ધંધાથી ઉંચો કે નીચો છે એ મનોદશામાંથી હવે આપણે મૂક્ત થવું ઘટે. આપણા હરહંમેશના વ્યવહારમાં, તન્દુરસ્તી અને ચોકખાઇના નિયમોને આધીન રહીને આપણે હરિજનો સાથે હળવામળવામાં તથા સંપર્ક સાધવામાં બિલકુલ બાધ રાખવો જોઈએ નહિ. અલબત્ત, આપણો રૂઢિચુસ્ત સમાજ હજુ આ બાબતમાં પછાત છે અને પરિણામે સુધારકોને કેટલોક વિરોધ સહન કરવો પડે તો પણ તેનો અહિંસક સામનો કરી, અસ્પૃશ્યતાનિવારણનું કાર્ય આગળ ધપાવે રાખવું જોઇએ. એ તો દુનિયાનો પુરાપૂર્વથી ચાલ્યો આવતો નિયમ છે કે સર્વે પ્રગતિકારક સુધારાઓને અને તેમના પ્રણેતાઓને આ જાતનો અવરોધ નડેજ છે અને જ્યારે સુધારકો સફળ થાય છે. ત્યારેજ તેમની વાહ વાહ બોલાય છે. આપણા પોતાના જીવનમાંથી અસ્પૃશ્યતાનો ખ્યાલ દૂર કર્યા પછી, આપણે પાડોશીઓને તથા શહેરીજનોને અને સામાજિક સંસ્થાઓને દાખલા દલીલોથી સમજાવીને તેઓને હરિજનોનું સન્માન કરવાનો આગ્રહ કરવો જોઇએ. ગ્રામજનોએ શાળા, મંદિરોમાં તથા કૂવા તળાવો ઉપર હરિજનોને આવકાર આપવો જોઇએ. અને ખાસ કરીને કેળવણીની સંસ્થાઓ, દવાખાનાંઓ તથા પુસ્તકાલયોમાં કોઇપણ પ્રકારના ભેદભાવ વગર તેઓને પ્રવેશ મળવો જોઇએ. સમજાવટથી કામ ન ચાલે તો છેવટે પૂ. મહાત્માજીનાં અમોઘશસ્ત્ર સત્યાગ્રહથી અને જ્યાં જરૂર પડે ત્યાં કાનૂન અને ન્યાયકોર્ટની મદદથી પણ રસ્તો કાઢવો રહ્યો. આ થઇ આપણી આંતરશુદ્ધિની વાત.

## હરિજનોને પક્ષે

હવે અસ્પૃશ્યતા નિવારણની બીજી બાજુ પણ એટલી જ અગત્યની છે. આપણી મનઃશુદ્ધિની સાથે હરિજનોમાં કેળવણી અને સંસ્કારનું સીંચન કરવાની અસ્પૃશ્યતા નિવારણની બીજી બાજુ છે. જમાનાઓથી પતિત દશામાં હોવાથી તેઓ કેળવણીથી તદ્દન વંચિત રહ્યા છે. નથી તેઓ માંસ-ખાતા, દારૂ પીતા પણ થઈ ગયા છે. તેમનાં આ વ્યસનો છોડાવવાં જોઈએ અને તેમની પોતાની અંગત સફાઈની સાથે તેમના રહેઠાણમાં અને ધંધામાં પણ ચોકખાઈ રાખવાનું શિક્ષણ આપી તેનું મહત્વ સમજાવવું જોઈએ, અછૂતોમાં પણ અંદર અંદર પ્રવર્તતી અસ્પૃશ્યતા દૂર થવી જોઈએ. મદ્યપાન અને જુગારની બદીઓ નાબુદ કરી તેમના ફુરસદના સમયમાં રેંટિયા કાંતણ, વણાટકામ, ચમારકામ, વગેરે ગૃહઉદ્યોગોમાં તથા રચનાત્મક કાર્યક્રમમાં તેઓને પ્રવૃત્ત કરવા જોઈએ.

ટૂંકમાં Charity begins at Homeની કહેવત પ્રમાણે આપણે આપણા પોતાના જીવનમાંથી સ્પૃશ્યાસ્પૃશ્યનો ખ્યાલ નાબૂદ કરવો જોઈએ અને જનસમાજને એ આપણા દૃષ્ટિબિન્દુ તરફ દોરવાને માટે પ્રયત્નો કરવા જોઈએ અને છેવટે હરિજનોની મૂક સેવા કરવાને તત્પર થવું જોઈએ. આ રીતે જૂદા જૂદા માર્ગોએથી અસ્પૃશ્યતા-નિવારણને માટે પ્રયત્નો કરવામાં આવે તોજ સાચી સફળતાની આશા રાખી શકાય. બિચારા શુદ્રો પરત્વેનો આપણો આ જાતનો વ્યવહાર એ ખરેખર એક અધર્મ છે. જો કે અસ્પૃશ્યતાનિવારણ વિષે હવે લોકો જાગૃત થયા છે અને હરિજનોની શિષ્ટ સમાજમાં ગણના થવા લાગી છે. ખાસ કરીને કોંગ્રેસના કાર્યકરોએ આ બાબતમાં એક જબ્બર પ્રચાર લાવી દીધો છે. તેઓ. હરિજનઆશ્રમોમાં જઈને તેમને સફાઈ તથા ચોકખાઈનું જ્ઞાન આપે છે અને તેમની જરૂરિયાતો પૂરી પાડી તેમની સેવા કરે છે. જનહિતની સંસ્થાઓનાં દ્વાર પણ તેઓને માટે ખૂલ્લાં મૂકાયાં છે. તેમના ઉદ્ધાર માટે સ્વતંત્ર રીતે થતા આ પ્રયાસોને ભારતની મધ્યસ્થ સરકારે નવાં બંધારણમાં અસ્પૃશ્યતાનિવારણ માટેની કલમ દાખલ કરીને મજબૂત ટેકો આપ્યો છે.

## ધારાકીય જોગવાઈઓ

હવે આપણે મુંબઈ સરકારે અમલમાં મૂકેલ હરિજનોની સામાજિક અસમાનતા દૂર કરતા આ ધારા તરફ દૃષ્ટિ કરીએ. સમાજસુધારાનો આ અતિઆવશ્યક ધારો ૧૯૪૬ માં ધારાસભાએ પસાર કર્યો અને ૧૯૪૯ માં તેમાં કેટલાક સુધારાઓ પણ કરવામાં આવ્યા. મુંબઈ ધારાસભામાં આજસુધીમાં પસાર થયેલા ઘણા ધારાઓ કરતાં આ ધારો તેની કલમોની ગણત્રીમાં કદાચ ન્હાનો હશે. આ કાયદામાં સમાજમાં અસ્પૃશ્યતાના ચલણની સાથે ગુન્હાઓ તથા તેમની સજાઓ ફરમાવવામાં આવ્યાં છે. પરંતુ આ ધારાનો ઉદ્દેશ માત્ર સજાઓ ફરમાવવાનો નહિં હોતાં, મુખ્યત્વે શૈક્ષણિક છે, અને તેથીજ તેમાં ફરમાવવામાં આવેલી સજાઓ ઘણીજ થોડી છે. આપણા જમાનાઓથી ચાલ્યા આવતા સામાજિક બંધારણમાં વણસમજી શ્રદ્ધા રાખતા જનસમુહને તેમાં સુધારાઓ કરવાને માટે પ્રેરણા આપવાનો આ ધારાનો એક ઉચ્ચ હેતુ છે.

આ રીતે આ ધારાનો મુખ્ય હેતુ હરિજનોની સામાજિક અસમાનતા દૂર કરવાનો છે. પહેલાં જેમને Depressed અથવા Untouchables કહેવામાં આવતા હતા તેમને આ ધારા નીચે હરિજનો સમજવાના છે. હરિજન એટલે તે જ્ઞાતિ કે જાતિનો સભ્ય કે જે હિંદી સરકારના ('શેડ્યુલ્ડ કાસ્ટ') હુકમ, ૧૯૩૬ મુજબ 'શેડ્યુલ્ડ કાસ્ટ' તરીકે ગણી શકાય. આ ધારાની નીચે કોઈપણ હરિજનને કોઈપણ જાહેર નોકરીમાં અથવા તો કોઈપણ જાહેર મંદિરોમાં, મનોરંજનનાં સ્થળોએ કે દુકાનો ઉપર – પછી તે દુકાન ગંધીયાણાંની હોય કે હજામતની હોય અગર ચાની હોય કે ઉપહાર માટેની હોય— કાયદેસર રીતે પ્રવેશની મનાઈ ફરમાવવી એ ગુન્હો બને છે. આ કાયદો અમલમાં આવ્યો ત્યારથી સમાજના એક અંગ તરીકે હરિજનોની સાથે કોઈ પણ બાબતમાં ઈતરપ્રકારનો વર્તાવ કરી શકાય નહિં.

હવે તેમાં ફરમાવવામાં આવેલી સજાઓ પ્રમાણે પહેલી વારનો ગુન્હેગાર ત્રણ મહીનાની સાદી કેદ અને/અથવા રૂ. ૨૦૦/નો દંડને પાત્ર બને છે. બીજી વખતના તેવાજ ગુન્હા માટે તેનાથી બેવડા સમયની કેદ અને રૂ. ૫૦૦/નો દંડ. ત્રીજી વખત તેવોજ ગુન્હો કરનારને ૧૨ માસની સાદી કેદ અને રૂ. ૧૦૦૦/નો દંડ ફરમાવવામાં આવેલ છે.

આ રીતે આ કાયદામાં ગુન્હાઓ માટે થોડી સજાઓ ફરમાવવામાં આવી છે. તે જોતાં ઉપલક

દૃષ્ટિએ એમ લાગે કે આ કાયદો તો અમલમાં બહુ નરમ બની જશે. પરંતુ તે દૃષ્ટિ વાજબી નથી. સમાજની ધાર્મિકતામાં રહેલાં અસ્પૃશ્યતાનાં ઊંડા મૂળ તથા તેનો સાર્વત્રિક ફેલાવો જોતાં મુંબઈની ધારાસભાએ પસાર કરેલો આ ધારો એ ખરેખર એક ધીમું પણ સક્રિય પગલું છે. સ્વતંત્ર હિંદમાં આદર્શ સામાજિક જીવનને માટે લોકોના અંતર્ગત વિચારોમાં હજુ ઘણું પરિવર્તન જરૂરનું છે અને તેને માટે લોકોને શિક્ષણ પણ આપવું પડશે. પરંતુ આ બધું કાંઈ પળવારમાં થઈ શકે નહીં તેને માટે તો ધીમેધીમેજ લોકમત કેળવવા માટે અને સમાજસુધારા માટે જનહિતવર્ધક કાયદાઓ ઘડીનેજ નવસર્જન કરી શકાય.

## વર્ગવિહીન સમાજરચના

અસ્પૃશ્યતાના આ પ્રશ્નની માત્ર ઝાંખી સમજ ઉપરના ફકરાઓમાં આપવામાં આવેલ છે પરંતુ આપણે માટે તો આ એક ઘણોજ વિસ્તૃત અને વિકટ પ્રશ્ન છે. આજે તો એ પ્રશ્ને ધાર્મિક અને સામાજિક કરતાં પણ વિશેષ તો આર્થિક સ્વરૂપ પકડ્યું છે, અને આપણું ધ્યેય આર્થિક અસમાનતા બને તેટલી ઓછી કરવાનું તથા વર્ગ-વિહીન સમાજની રચના કરવાનું હોવું જોઈએ.

અતિ વિશાળ દૃષ્ટિએ જોતાં માનવ અને માનવ વચ્ચે સામાજિક ભેદભાવનો આ પ્રશ્ન આજે માત્ર હિંદનો જ નથી રહ્યો, પરંતુ આંતરરાષ્ટ્રિય બન્યો છે. મનુષ્યની એક માનવની દૃષ્ટિએજ ગણના થવી જોઈએ અને માત્ર તેનાં નામ જાતિ કે રંગ ઉપરથી તેના નાગરિક કે સામાજિક હકોમાં ભેદભાવ કરવો તે કોઈપણ રાષ્ટ્રને માટે ન્યાયી નથી, આખા માનવસમુદાયની એક સાથેજ ઉન્નતિ થાય તેજ ઇષ્ટ છે. આ રીતે જોતું તોજ ભાવિ હિંદની ઉન્નતિનો મજબૂત પાયો આપણે નાખ્યો કહેવાય.

## લોકમાનસનું પરિવર્તન

સ્વતંત્ર ભારતસંઘના નવા બંધારણની ૧૭મી કલમ મુજબ સમાજમાંથી અસ્પૃશ્યતાને સદંતર નાબુદ કરવામાં આવી છે અને અસ્પૃશ્યતાના કોઈપણ પ્રકારે કરાતા અમલની મનાઈ ફરમાવવામાં આવી છે. બંધારણની આ કલમને અનુસરીને થોડા સમય પહેલાં પ્રગટ થયેલા સમાચાર મુજબ ભારતસંઘની મધ્યસ્થ સરકાર અસ્પૃશ્યતાના અમલને લીધે થતા ગુન્હાઓ માટે સજાઓ ફરમાવતો કાયદો ધારાસભાની ચાલુ બેઠકમાં લાવવાનો વિચાર કરી રહેલ છે. ભારતની ધારાસભામાં પસાર થયેલો આ કાયદો સમસ્ત દેશમાં એક સરખી રીતે અમલી બનશે. પરંતુ એક વાત પણ સત્ય છે કે લોકમાનસમાં જડમૂળ થયેલ જમાનાઓ જૂની રૂઢિઓ અને માન્યતાઓ કાંઈ માત્ર કાયદાના કડક અમલથીજ દૂર કરી શકાય નહીં. બંધારણની આ કલમને વાસ્તવિક બનાવવા માટે લાંબા સમય સુધી શૈક્ષણિક પ્રચાર અને રચનાત્મક કાર્યક્રમ દ્વારા લોકમાનસના પરિવર્તનની જરૂર છે.

અન્તમાં શ્રી. કાકા સાહેબ કાલેલકરે કહ્યું છે તેમ 'શૂદ્રજાતના ચાર કરોડ માનવીઓની અવગણના એ આખા મનુષ્યજાતિનો પ્રશ્ન છે. આપણા જમાનામાં જો અસ્પૃશ્યતા દૂર નહીં કરીએ તો હિંદુ ધર્મ અને હિંદુ જાતિ ટકવાનાં નથી. હિંદુ ધર્મ એ સનાતનધર્મ છે છતાં તેનો નાશ થશે. હિંદુ સમાજ એ પુરાતન જાતિ છે છતાં એનો નાશ થશે જો આપણા જમાનામાં અસ્પૃશ્યતા આપણે દૂર નહીં કરી શકીએ તો.'

પૂ. મહાત્માજીના પ્રાણપ્યારા દરિદ્રનારાયણની સામાજિક તથા આર્થિક ઉન્નતિ માટે આપણે સૌ ખરા દિલથી પ્રયત્ન કરીશું તોજ તેમના જીવનસંદેશ આપણે ખરેખરા સમજ્યા છીએ એમ કહી શકાય.





**ભૂતના ભડકાની પેઠે રાત દિવસ બિહામણા લાગતા દારૂના શીશાઓનો સંગ છોડવા કમુએ અનેક વાર જગદીશને સમજાવેલ પણ કાન્તાનો એ કમનીય ઉપદેશ કંઈ સુધરેલા નશાબાજને ગળે ઉતરે ખરો ! પરંતુ દારૂના ચકચૂર ઘેન હેઠળ બૈરીને મારતા માળીના મુખેથી "આજે હું મારૂં છું શેઠ, પણ કાલ તું યે તારી બૈરીને ઝૂડતો થઈ જવાનો, તારાય હાલ મારા જેવાજ થવાના"—એવો મીઠો ઉપાલંભ જ્યારે જગદીશે સાંભળ્યો ત્યારે એને સાચો ગુરુ મળી ગયો !**

લેખક :

ધનસુખલાલ મહેતા

'કુમુ ! તને આજે થયું છે શું ?' જગદીશે સિગરેટ સળગાવતાં પૂછ્યું.

'નહિ, કશું થયું નથી. કેમ, એમ પૂછો છો ?' કમુએ સામો સવાલ કર્યો.

'ન પૂછું ? આપણને પરણ્યાને પાંચ દિવસ નથી થયા— પાંચ 'વર્ષ' થયાં ! તારા મોં ઉપર આજે આટલો વિષાદ કેમ છે ?' જગદીશે કહ્યું.

કમુની દૃષ્ટિ સહજ સામેના કબાટ ઉપર ગઈ. અનેક જાતના વાઇન્સ અને લીકર્સ, બાટલાઓ હારબંધ એમાં ગોઠવાયેલા હતા. થોડીવાર કમુ ખંચાઈ. સાચું કહું કે નહિ એવી ભાંજગડ એના મનમાં થઈ. પછી દૃઢ નિશ્ચય કરીને કમુ બોલી. 'સાચું કહું ?'

'સાચુંજ કહેવાનું હોય ને. જૂઠું કહેવાથી અને જૂઠું સાંભળવાથી શો ફાયદો ?' જરા હસીને જગદીશે કહ્યું.

'આ કબાટ અને તેમાંની શીશીઓ જોઉં છું અને મને અમંગળની આગાહી થાય છે. હજી મારૂં માનો અને આ બધી ફેંકી દો.' કમુએ અચકાતાં અચકાતાં કહ્યું.

'તું ખરેખર ગાંડી થઈ ગઈ છે ? દુનિયામાં આટલા બધા માણસો દારૂ પીએ છે તેમને કાંઈ નહિ થાય ને મને જ થવાનું ? અને હું ક્યાં એટલો બધો પીઉં છું !' જગદીશ બોલ્યો.

'તમે આવા બુદ્ધિશાળી થઈને પોતાની જાતને છેતરો છો શા માટે ?' કમુ બોલી.

'આમાં મેં જાતને ક્યાં છેતરી ?' જગદીશે પૂછ્યું.

'ત્યારે બીજું શું કરો છો ? આપણે પરણ્યા તે વખતે તો તમે એક ટીપું ચાખ્યું પણ નહોતું. સસરાજી મરી ગયા અને તમે શેઠ થયા અને સ્વતંત્ર પણ થયા એટલે તમે આ શરૂ કર્યું. બે વરસ પહેલાં તમે પીતા હતા એટલોજ તમે આજે પીઓ છો એમ તમે કહી શકો છો ?' કમુએ પૂછ્યું.

'એમ ધાર કે હું ત્યારના કરતાં જરા વધારે પીતો હોઉં,' જગદીશે બોલવા માંડ્યું.

'આમાં ધારવાનું નથી. આ તો નક્કર હકીકત છે.' કમુ બોલી.

ઓહોહો, ભાઈસાબ, તું પણ જબરી છે ! ઘણા માણસો કહે છે એ ખોટું નથી કે ગ્રેજ્યુએટ બૈરીઓ કોઈએ પરણવી નહિ. એમાં તું તો વળી સાથે સાથે વકીલ પણ થઈ છે.' આખો પ્રસંગ હસવામાં ઉડાડી નાખવાનો યત્ન કરતાં જગદીશ બોલ્યો.

'તમે હસવામાં કાઢી નાખો છો એ ખોટું કરો છો, હાં. હજી વખત છે. પછી કદાચ એવો સમય આવશે જ્યારે બાજી સુધારવાની તક હાથમાં નહિ રહે.' કમુએ ગંભીરતાથી કહ્યું.

'પણ તને આજે થયું છે શું ? કાંઈક ભયાનક કામ હું કરી રહ્યો છું એમ કેમ તું બોલે છે ?' જગદીશે કહ્યું.

'અત્યારે તમે મારૂં માનવાના નથી એમ મને લાગે છે. મારો જીવ બળીને ખાખ થઈ જાય છે પણ ઉપાય નથી. તમે ઘણી બાબતમાં મારૂં માન્યું છે અને માનો છો. પણ આ વિષયમાંજ કોણ જાણે કેમ તમે મચક આપતા નથી.' કમુએ નિરાશ થતાં કહ્યું.

'આ બાબતમાં તું મારો ગુરૂ થઇ શકે' એમ હું માનતો નથી. એવો ગુરૂ મળશે તો છોડી દઇશ. ત્યાંસુધી તો નહિજ. પણ ચાલ, હવે મારે ઑફીસે જવાનો વખત થયો. હું જાઉં છું. સાહેબજી. અને જો, તને આ કબાટ સામે જોઇને દુઃખ થતું હોય તો જોતીજ નહિ. પછી બસને ?' આટલું હસતાં હસતાં બોલીને જગદીશ જઇને કારમાં બેસી ગયો. કાર ઉપડી ગઇ.

એકલી પડતાં કમુ પેલા કબાટને નિરખી રહી. જાણે કોઇ ભૂત પલીત પોતાના સુખી સંસારનો નાશ કરવા તત્પર થઈ રહ્યો હોય એમ તેને એ કબાટને જોઇને થયું. ઘણીવાર એને વિચાર આવતા કે પતિની ગેરહાજરીમાં આ કબાટના ચૂરેચૂરા કરી નાખું અને એમાંની બાટલીઓનો ભાંગીને ભૂકો કરી નાખું. પણ કમુ ભણેલી સાથે ગણેલી પણ હતી. એમ બલાત્કારે કબાટ અને શીશીનો નાશ કરવાથી સારૂં પરિણામ આવે એમ તેને નહોતું લાગતું. આ કબાટ અને આ શીશીઓનો નાશ કરવાથી અલ્પ સમયમાંજ, જેમ ભૂત અહીં ભડકો થઇને ચાલ્યું જાય અને બીજી જગ્યાએ પાછું ઊભું થાય એમજ, એજ કબાટ અને એજ શીશીઓ બીજે ઠેકાણે ઊભાં થાયજ એની કમુને ખાતરી લાગતી હતી. એથી એવું કરવાની ઇચ્છાને એ રોકી રાખતી હતી. છતાં એને એટલું ચોક્કસ જણાતું હતું કે પતિ જો આ માર્ગમાંથી પાછો નહિ વળે તો આજે નહિ તો કાલે, થોડા સમય પછી પણ એમના સંસારનો વિનાશ થવાનોજ. પતિ અતિશય બુદ્ધિશાળી હતો. તેને મ્હાત કરીને આ ભયંકર વ્યસન તેને છોડાવે તેવો ગુરૂ ક્યાંથી મળે? એને શોધવા પણ ક્યાં જવું? આવા વિચારમાં નિરાશ થતી કમુએ પોતાનું ચિત્ત અન્ય વ્યવસાયમાં પરોવ્યું.

છ એક મહિના વીતી ગયા. પેલા કબાટ અને એમાંની શીશીઓની અસર નબળી થતી જતી નહોતી પણ દિનપ્રતિદિન બલવત્તર થતી જતી હતી. જગદીશનો સ્નેહાળ સ્વભાવ અમુક પ્રમાણમાં બગડતો જતો હતો. એના અતિ નિર્મળ વર્તનને નોકર ચાકરના સંબંધમાં તો એ વિવેકનો ત્યાગ કરવા માંડયો હતો. ઑફીસના નીચલા દરજ્જાના માણસોને પણ જગદીશ શેઠના માનસમાં ખરાબ પરિવર્તન જણાવા માંડયું હતું. પણ હજી સુધી કમુ પ્રત્યેના વર્તનમાં જગદીશ ફરવાયો ન હતો. કમુને એટલું આશ્વાસન તો હતું એવામાં એક નાનો સરખો પ્રસંગ બની ગયો.

ઑફિસમાં મહત્વનું કામ હતું. અમુક સમયે પહોંચી જવું જોઇએ એમ હતું. જગદીશ તૈયાર થઇને કારમાં બેસવા જતો હતો ત્યાં એને સાંભર્યું કે પાનસોપારીની દાબડી અને સિગરેટ કેસ લેવાનાં રહી ગયાં છે! એણે ઘંટડી મારી પણ કોઈ નોકર આવ્યો નહિ. કમુને પણ આવતાં વાર થઇ. આવીને એણે જોયું તો પાનની બીડી તૈયાર નહતી. એ કરી આપે ત્યાં સુધી થોભાય એમ હતું નહિ

"હેં, ત્યારે હવે શું કરશો?" કમુએ પૂછ્યું. "કપાળ મારૂં કરીશ! આખો દિવસ તમે લોકો કરો છો શું? આટલી પાનની બીડી તૈયાર થઈ શકે અને સિગરેટ કેમ યાદ રાખીને મને અપાય નહિ?" જગદીશ ગુસ્સામાં ત્રાડયો.

"રોજ ક્યાં રહી જાય છે? આજેજ રહી ગયું ને!" કમુએ શાંતિથી અને મૃદુતાથી જવાબ વાળ્યો.

'સામુ ન બોલ. એક દિવસ પણ રહી કેમ જાય!' આટલું બોલીને જગદીશે બે પગલાં કમુ તરફ ભર્યાં. સ્વપ્ને પણ મનાય નહિ એવું– જગદીશ પોતાના ઉપર હાથ ઉપાડશે એવું બનશે કે શું એવા વિચારથી કમુ ત્રાસી ઊઠી. છતાં તે પાછી હઠી નહિ. માત્ર અનિમિષ નયને કમુ પોતાના પતિને નિરખી રહી. જાણે કોઇ હિંસક પ્રાણીને નજર માત્રથી ઠારવાનો યત્ન કરતી હોયને! ક્ષણભર એને એમ લાગ્યું કે પતિનો હાથ મારવા ઉપડે છે. ઉપડ્યો હોત તો સાંસારિક જીવનનું મૃત્યુ પરિણમત. પણ છેલ્લી ઘડીએ જગદીશ ખંચાયો. હજી તેનું એટલું પતન નહોતું થયું લાગતું. મહામુશ્કેલીએ જગદીશે શાંતપણે બોલવાનો યત્ન કર્યો. 'ઓહ! આજે એમ સારી! ચાલો હું જાઉં છું. પાન અને સિગરેટની ડબીઓ પાછળથી કોઈ માણસ જોડે મોકલાવી આપજે.' આટલું કહીને જગદીશ જઇને કારમાં બેસી ગયો. કાર ઉપડી ગઇ.

પતિ ગયા પછી કમુ બનેલી વાત વિષે વિચારતી ઉભી રહી. પણ આજે નહિ તો વળી કોઇ બીજીવાર એ ધ્યાન આપ્યા વગર રહેવાની નથી એમ તેને લાગ્યું. ઉચ્ચ પ્રકારના સંસ્કારો ઝીલી તૈયાર થયેલ, વિવેકી

વિનયી જગદીશ, પત્નીને મારવા હાથ ઉપાડે એવી વસ્તુસ્થિતિ શક્ય બનાવનાર કોણ, એવો પ્રશ્ન કમુના મનમાં ઊભો થયો અને પેલું કબાટ અને તેમાંની શીશીઓ પોતાનો ઉપહાસ કરતાં હોય તેમ કમુને જણાયું. કારણ પણ જણાયું. ચિકિત્સા સચોટ હતી જ્યાં એ કારણનું નિવારણ થઈ શકવું અશક્ય લાગ્યું. ચિકિત્સા થયા કેડે ઔષધ શું આપવું તેની એને સમજણ પડી નહિ.

સાંજના પતિનો ફોન આવ્યો: 'ફલાણા ચિત્રમાં જવું છે માટે ઑફિસે આવજે.' ના પાડવાથી કશો અર્થ સરવાનો નથી એમ ધારીને કમુ તૈયાર થઈ. ફિલ્મ જોઈને પાછાં લગભગ પોણાનવે બંગલા આગળ આવી પહોંચ્યાં. ગુરખાએ દરવાજો ઉઘાડ્યો. અટકેલી કાર ઘુઉઉઉ કરીને આગળ વધીને દરવાજે વટાવી જઈને સર્રર્ર કરતી આંગણે ઊભી રહેવા જતી હતી તેવામાં એક સ્ત્રીની ચીસાચીસ અને એક પુરુષના મોંમાંથી છૂટતાં ગાલિપ્રદાન તેમને ઉભયને કાને પડ્યાં. જગદીશે કાર ઊભી રાખવાનું કહ્યું. ગુરખાએ દોડતા આવીને કારમાંથી ઊતરતા જગદીશને સમાચાર આપ્યા: 'એ તો માળી પોતાની બૈરીને મારઝુડ કરે છે.

આ સાંભળી પતિ તેમજ પત્નીએ આઘાત અનુભવ્યો. કારમાંથી ઉતરીને માળીની ઓરડી તરફ જતા જગદીશને અટકાવવા જતી હતી એટલામાં કોણ જાણે શાથી કમુ એમ કરતાં અટકી ગઈ અને પોતે પણ પતિ પાછળ એ તરફ ગઈ. કાંઈક આશ્ચર્યથી ગુરખો પણ પાછળ પાછળ ગયો. જગદીશે અંદર જઈને માળીને ગળચીમાંથી પકડીને ઓરડીની બહાર કાઢ્યો. એણે એટલામાં જોઈ લીધું કે માળી દારૂથી ચિકાર છે અને એ શું કરે છે અને શું બોલે છે એનું ભાન પણ એને ભાગ્યેજ છે. છતાં, એને બહાર લાવીને જગદીશે કહ્યું. 'બેવકૂફ! આ તું શું કરે છે? બૈરીને મારે છે?'

'મારૂં નહિ તો શું કરૂં, શેઠ? આખા દિવસમાં બે વેળા ટેમસર રાંધે નહિ!' માળીએ દારૂડિયા બોલે તે પ્રમાણે તતપપ... થઈને કહ્યું.

'મૂરખા! તેં દારૂ પીધો છે, એના ઘેનમાં તું આમ કરે છે!' જગદીશ બોલ્યો.

'તે તું નથી પીતો, શેઠ? તો હું કેમ નહિ પીઉં?' મૂર્ખાઈભર્યું હસીને માળીએ જવાબ દીધો.

જગદીશને કોઈએ એક લબડાક લગાવી દીધી હોય તેમ તે લાલચોળ થઈ ગયો. છતાં ફરીથી તે બોલ્યો. 'પણ હું શેઠાણીને તારી પેઠે મારતો નથી ને!'

માળી પોતાના વર્તન માટે જવાબદાર ગણાય તેવી સ્થિતિમાં નહતો. બંદુકમાંથી ગોળી છૂટે તેમ તેણે શેઠના શબ્દોને પડકાર્યો: મારતો નથી તો, શેઠ! તું હવે મારશે. હાહાહા! હું જાણું છું. તેં અત્યાર લગણ શેઠાણીને નહિ મારી હોય તો હવે મારવાનો! હાહાહા!'

માળીની બૈરીએ એને બદલે શેઠની માફી માગી. ગુરખાએ તો ચિકાર પીધેલા અને હસ્યા કરતા માળીને એકાદ બે અડબોથ લગાવી પણ દીધી. વધારે એ મારત પણ ખરો પણ શેઠે વાર્યો અને પોતે ધીમે પગલે બંગલા ભણી ચાલ્યો ગયો. પાછળ પાછળ કમુ પણ ગઈ.

આગલાજ ખંડમાં જગદીશ અને કમુ એકલાં રહ્યાં. વીજળીના ઝળહળતા પ્રકાશમાં જગદીશના મુખ ઉપર કારમી વેદનાની અસર છવાઈ રહી હતી. તે પૂતળાં માફક ઉભો રહ્યો. કમુ એનાથી થોડે છેટે જાણે એને ન જોતી હોય તેમ એક જગ્યાએ જડાઈ ગઈ. સમય તો માત્ર અરધી પોણી મિનીટ થયો હશે પણ કમુને તો લાગ્યું કે યુગના યુગ વહી ગયા. પણ ધીમે ધીમે વેદનાની અસર અદ્રશ્ય થઈ ગઈ. જગદીશના મોં ઉપર આછાં સ્મિતની રેખાઓ જણાઈ તે બે ડગલાં આગળ આવ્યો. આવીને બંને હાથ તેણે કમુના ખભા ઉપર મૂક્યા.

'કમુ! મને ગુરુ મળી ગયો. હવે ચિંતા નહિ કરીશ.' આટલું કહીને, જાણે વર્ષોના પાપનો ભાર હળવો થઈ ગયો હોય અને એથી શરીર સહસા થાકી ગયું હોય તેમ ઢીલો થઈને જગદીશ પાસેના સોફા ઉપર ઢળી પડ્યો.

# જોડણી સહાયક નિયમો

પ્રયોજક
રતિલાલ સાં. નાયક



ગુજરાતી ભાષાનું સારું જ્ઞાન ધરાવતા હોવાનો દાવો કરતા વિદ્યાર્થીઓ, શિક્ષકો અને લેખકો પણ કેટલીકવાર કેટલાક શબ્દોની સાચી જોડણીથી અજ્ઞાત હોય છે અથવા તો એ તરફ બેદરકાર રહે છે. ભાષાની સંસ્કારિતા અને લેખનશુદ્ધિ માટે જોડણીની ચોકસાઈને જેટલું મહત્ત્વ આપીએ તેટલું ઓછું છે. અહીં લેખકે લીધેલ પરિશ્રમનો સ્વચ્છ અને સસ્કારી ભાષાનો આગ્રહ સેવતા સાહિત્યકો જરૂર ઉપયોગ કરશે.

**(ગુજરાત વિદ્યાપીઠના જોડણીના નિયમોમાંથી અગત્યના નિયમો સાથે)**

**अ–તત્સમ(બીજી ભાષાના આપણી ભાષામાં મૂળરૂપે વપરાતા) શબ્દસંબંધી.**

૧ તત્સમ શબ્દોની જોડણી મૂળરૂપે કરવી. દા. ત. આશિષ, આશીર્વાદ, ઉર્દૂ, ગુરુ, પ્રહ્લાદ, ભૂતકાળ, અદ્ભુત, રજૂ, વિદ્દલ, વિશિષ્ટ, શુશ્રૂષા, સહસ્ર, સંન્યાસી.

અધમોધમ નહિ પણ અધમાધમ,

નર્ક નહિ પણ નરક, નિરાભિમાન નહિ પણ નિરભિમાન,

પુનરોદ્ધાર નહિ પણ પુનરુદ્ધાર

પશ્ચિમાત્ય નહિ પણ પાશ્ચાત્ય,

પૌર્વાત્ય નહિ પણ પૌરસ્ત્ય.

તત્સમ ઉપરાંત તદ્ભવ (તત્સમમાંથી ફેરફાર થઈ બનેલ) રૂપ પણ ચાલુ હોય તો બંને રૂપ ચલાવવાં. દા. ત. કઠિન–કઠણ, દશ–દસ, નહિ–નહીં. ફૂબડ્–આબેહૂબ.

૨ ગુજરાતી પ્રત્યય લેતા વ્યંજનાન્ત શબ્દો ખોડા ન લખવા દા. ત. પરિષદ્ નહિ પણ પરિષદ. પરંતુ અર્થાત્, ક્વચિત્, કિંચિત્, પશ્ચાત્, સાક્ષાત્, એવા ખોડા લખવા. દા. ત. પશ્ચાત્તાપ, સાક્ષાત્કાર.
પ્યાં જો એમની પછી 'જ' આવતો હોય તો તે આખા લખવા દા. ત. ક્વચિત જ.

નોંધ: 'જ' જુદો લખવો, પણ 'ય' કે 'યે' શબ્દની સાથે લખવા. દા. ત. તમે જ તમેય, તમેયે.

૩ વિશેષણને अ, य, त्व, ता, કે પણું લાગી નામ બને ત્યારે अ કે य લગાડતાં શબ્દના પહેલા સ્વરની વૃદ્ધિ કરવી. દા. ત. 'ગુરુ' માંથી 'ગૌરવ,' 'મધુર'માંથી 'માધુર્ય' ('ગૌરવ' અને 'માધુર્ય' નામ બન્યાં જ છે એટલે ફરી પાછા 'તા' પ્રત્યય લગાડી નામ બનાવવા 'ગૌરવતા' કે 'માધુર્યતા' ન કરવાં. ઐક્યતા, સૌંદર્યતા વગેરે શાથી ખોટાં છે તે અહીં સમજી લેવું.) પરંતુ त्व, ता, કે પણું લગાડતાં વૃદ્ધિ ન કરવી. દા. ત. ગુરુત્વ, મધુરતા, મધુરપણું.

૪ વિશેષણ બનાવનાર 'માન' પ્રત્યય પહેલાં શબ્દને અંતે કે ઉપાંત્યે (છેવટના અક્ષરની પહેલાં) म કે अ કે म् હોય તો 'વાન' પ્રત્યય લગાડવો. દા. ત. નીતિમાન, શ્રીમાન, લક્ષ્મીવાન, શૌર્યવાન, ('શોભાયમાન' કે 'વિદ્યમાન' જેવામાં લાગેલો 'માન' પ્રત્યય વર્તમાનકૃદંતનો હોઈ ઉપરના પ્રત્યયથી જુદો છે એ ધ્યાનમાં રાખવું.)

૫ શ્રેષ્ઠતાદર્શક પ્રત્યય ('ઈષ્ટ' નહિ પણ) 'ઇષ્ઠ' છે. દા. ત. કનિષ્ઠ, વરિષ્ઠ.

૬ 'ઇક' પ્રત્યયમાં 'ઇ' હ્રસ્વ છે અને તે લાગતાં શબ્દના આગળના સ્વરની વૃદ્ધિ અને છેવટના સ્વરનો લોપ કરવો. દા. ત. 'સમાજ' ઉપરથી સામાજિક, 'ઇતિહાસ' ઉપરથી 'ઐતિહાસિક,' (પણ રસિક, ધનિક, રસિક ક્રમિક, કે પથિક માં આથી જુદી જાતનો પ્રત્યય લાગતો હોઈ ત્યાં ઉપરનો નિયમ લાગુ થતો નથી.)

૭ અ ભૂતકૃદંતના 'ઇત' માં 'ઇ' હ્રસ્વ છે. દા. ત. ગણિત, રચિત.

૮ નીચેના શબ્દોમાં ક્યાં 'ઇ' હ્રસ્વ છે તે ધ્યાનમાં રાખો.

[૧] ગીતિ, નીતિ, પ્રીતિ, જાતિ, કાંતિ-કાન્તિ, મૂર્તિ-મૂર્ત્તિ, સ્ફૂર્તિ-સ્ફૂર્ત્તિ, ગ્લાનિ, મ્લાનિ, હાનિ

[૨] મિતિ, તિથિ, સ્થિતિ, દિશિ,

[૩] દૃષ્ટિ, સૃષ્ટિ, વૃષ્ટિ, પુષ્ટિ મતિ, શ્રુતિ, સ્મૃતિ, ઉક્તિ, યુક્તિ, સ્તુતિ, તૃપ્તિ, જાતિ, યતિ

[૪] ઉત્પત્તિ, વ્યુત્પત્તિ, ઉન્નતિ, પર્ણતિ, વિજ્ઞપ્તિ વિભક્તિ, પ્રસૂતિ, સંતતિ

[૫] ઇતિહાસ, ઈતર, ઇત્યાદિ, ઇંદ્રિય, ઇચ્છા, ઈલા, ઇન્દુ, ઇન્દ્ર, ઇજ્જત, ઇનામ, ઇલાકો, ઇમારત—આ બધામાં પ્રથમ ઇ હ્રસ્વ છે

૮ (અ) 'ઇય ','અનીય' 'ઈય' પ્રત્યયોમાં ઈ દીર્ઘ છે. દા. ત. શાસ્ત્રીય, મનનીય, રમણીય, પ્રજાકીય

(બ) પ્રાચીન, અર્વાચીન, નવીન, કુલીન જેવામા પણ ઈ દીર્ઘ છે ( જ્યારે મલિન, પુલિન જેવામા ક્યારેક ઇ હ્રસ્વ પણ હોય છે.)

(ક) 'ઇન ' વાળાં પુંલ્લિંગ નામોનું પહેલી એકવચનનું રૂપ જ ગુજરાતીમાં વપરાય છે. અને તેની છેડેનો ઈ દીર્ઘ હોય છે. દા. ત. પ્રાણી, મનસ્વી

(ડ) નીચેનામાં ક્યાં ઈ દીર્ઘ છે તે ધ્યાનમાં રાખો.

(૧) પરીક્ષા, નિરીક્ષા, સમીક્ષા.

(૨) નીરવ, નીરોગ, નીરસ

(૩) મનીષા, જગીષા, વિજિગીષા. જિજ્ઞાસા.

૯ અંગ્રેજી આઇ(I)નો ઉચ્ચાર ઇ થતો હોય ત્યાં મોટે ભાગે ઇ હ્રસ્વ કરવો. દા. ત. સિનેમા, મ્યુનિસિપાલિટી. (અંગ્રેજી) ઓ ઓ ( oo ) નો ઉચ્ચાર ઊ થતો હોય ત્યાં પણ ઊ દીર્ઘ કરવો વધારે ઠીક પડે છે. દા.ત. સ્કૂલ

## ઘ તદ્‌ભવ શબ્દ સંબંધી

૧૦ જોડાક્ષરોમાં અલ્પપ્રાણ અને મહાપ્રાણ સંયુક્ત હોય ત્યાં મહાપ્રાણ બેવડાવવા. દા. ત. ચોખ્ખું, પથ્થર. (અપવાદ-અચ્છેર, પચ્છમ અચ્છું)

૧૧ ઝડપથી બોલાતાં 'ય ' નો ભ્રમ થતો હોય તેવા શબ્દો મૂળ રૂપે જ લખવા. દા. ત. પારણું, બારણું, શેરડી.શેરડું. ખાંડણી, દળણું, ચાળણી, બરણી, 'લ્યો ' નહિ પણ 'લો' 'દ્યો' નહિ પણ 'દો.'

૧૨ ભૂતકૃદંતના ' એલું ' પહેલાં અ, આ, કે ઓ હોય ત્યાં 'યેલું' લખવું. દા. ત. થયેલું, ગયેલું, જોયેલું, મુકાયેલું, સચવાયેલું.

૧૩ શબ્દના બંધારણમાં 'ઇ' પછી સ્વર આવતો હોય તો તે ઇ ને હ્રસ્વ કરી સ્વરની પહેલાં 'ય ' ઉમેરીને લખવું. દા. ત. દરિયો, રેંટિયો, પિયર. પણ વિભક્તિ કે વચનના પ્રત્યયોમા કે વર્તમાનકાળના રૂપોમાં આવો ફેરફાર ન કરવો. દા. ત સ્ત્રીએ, સ્ત્રીઓ, કરીએ, છીએ.

(અપવાદ - પીયો, પિયળ-પીયળ)

૧૪ બહેન, વહાલું, પહેલું પહેરણ, મહેરબાન, મહાવરો, કહે. રહે, પહેર, પહોંચ આવા શબ્દોમાં 'હ' જુદો પાડીને લખવો.

નાનું, મોટું, બીક, સામું ઊનું, ( આંબાનો ) મોર, મોં, જ્યાં, ત્યાં, ક્યારે, જ્યારે, મારું, તમારું, તારું, તેનું, અમારું-આવા શબ્દોમાં 'હ ' ન લખવો.

એટલે કે, 'હ ' જ્યા દર્શાવવો ત્યાં જુદો પાડીને દર્શાવવો અને ન દર્શાવવો ત્યાં બિલકુલ ન દર્શાવવો. ( બ્હેન, મ્હેમ ) 'હ ' ને આગલા અક્ષર સાથે જોડવો નહિ.

'નાહ ' નાં રૂપો આ પ્રમાણે કરવાં:—હું નાહું છું? અમે નાહીએ છીએ; તે નહાય છે; તમે નાહો છો; હું નાહ્યો; અમે નાહ્યા; તે નાહી; છોકરું નાહ્યું; હું નાહીશ;. અમે નાહીશું; તમે નાહાશો; હું નહાત; હું નહાતો હતો; હું નાહાનાર છું; મારે નાહવાનો અથવા નાવાનો વખત થયો છે; તું નહાજે. એજ પ્રમાણે નવડાવવું-નવરાવવું, નવાણું, નવાણ, નાવણ, નાવણિયો, નવેણ, નવાણ થાય.

૧૫ કાઢવું, વાઢવું, ટાઢ, કઢી, લોઢું, દાઢ, અઢાર–એમાં 'ઢ' લખવો, લડવું દાડમ. રાડ,–એમાં 'ડ' લખવો.

૧૬ સજા, મજા, જિંદગી, સમજ–એમાં 'જ' લખવો. ગોઝારું, મોઝાર,–એમાં 'ઝ' લખવો.
સાંજ–સાંઝ, મજા–મઝા–બંને ચાલે.

૧૭ નીચેના શબ્દોની જોડણી બંને રીતે ચલાવવી.

(૧) ડોશી–ડોસી, માશી–માસી, ભેંશ–ભેંસ, ઘાશ–ઘાસ, બારશ–બારસ, એંશી–એંસી, વિશે–વિષે. (પણ 'શક', 'શોધ', 'શું' માં એકલો 'શ' જ રાખવો.)

(૨) આંબલી–આમલી, લીંબડો–લીમડો, ઊંબરો–ઊમરો, તૂંબડું–તૂમડું કાંબળી,–કામળી, ડાંભવું–ડામવું, પૂંભડું–પૂમડું, ચાંલ્લો–ચાંદલો, સાડલો–સાલ્લો, કડલાં–કલ્લાં, ગાડલું–ગાલ્લું.

(૩) કહેવડાવ–કહેવરાવ, ગવડાવ–ગવરાવ, બેસાડ–બેસાર. (પણ 'દેખાડ' માં એકલો 'ડ' રાખવો.)

૧૮ વ્યુત્પત્તિની રીતે જોતાં ઘણાંખરા દાખલામાં સંસ્કૃતમાંથી ગુજરાતીમાં આવેલ શબ્દમાં જોડાક્ષર પહેલાંના હ્રસ્વ સ્વરમાં જોડાક્ષરનો લોપ થતાં હ્રસ્વ સ્વર દીર્ઘ બન્યા કર્યો છે. દા. ત. 'ફુલ્લ' નું ફૂલ. 'કર્મ' નું 'કામ'.

૧૯ નીચે થોડાક દાખલા આપ્યા છે તેવી જગાએ જે તે અર્થ પ્રમાણે જોડણી કરવી.

ફળાં (ફળનું ફળ)–ફરાં (કેરડીનું ફળ), ખચિત (જડેલું; બેસાડેલું), ગોળ–ગોર (પુરોહિત), દિન (દિવસ) –દીન (ગરીબ), દ્વિપ (હાથી)– દ્વીપ (બેટ), પાણિ (હાથ)– પાણી (જળ), જર (પૈસો)–જળ (પાણી), મળવું (ભેગા થવું)–મરવું (મરણ પામવું), સાંભળવું (શ્રવણ કરવું)–સાંભરવું (યાદ આવવું), સંભાળવું (જાળવવું)–સંભારવું (યાદ કરવું), સીમંત (અધરણી) –શ્રીમંત (પૈસાદાર), શાન્ત (શાંતિયુક્ત)–સાન્ત (અંતવાળું), દિલ શરીર દિલ (મન), સાપ–શાપ, શશિ–ગ્રાશી સૂચના:–(૧) ઉપરના કોઠામાં અક્ષરો ગણતાં ધાતુના (કૃદંતરૂપના અક્ષરો ન ગણતાં) મૂળ રૂપના અક્ષરો ગણવા. (૨) ક્રિયાપદનાં કૃદંતરૂપોમાં મૂળ જોડણી કાયમ રાખવી. દા. ત. મૂકનાર, મૂકેલું, મુકાયેલું, મુકાવનાર. (૩) અનુનાસિક ઉચ્ચાર હોય તેવા ઈ ઉ વાળા શબ્દોમાંથી બનતા શબ્દોમાં મૂળ જોડણી કાયમ રાખવી. દા. ત. ચૂંથવું, ચૂંથારો, ચૂંથાવું, ચૂંથાવવું.

નીચેના જેવા શબ્દો જોડણીકોશમાં બંને રૂપે સાચા છે છતાં પ્રથમ રૂપ વધારે પસંદ કરવા યોગ્ય છે.

ઉપર્યુક્ત–ઉપરોક્ત, ઉપવાસ–અપવાસ, ગુજરાત–ગૂજરાત, દૂર અંદેશી–દૂરદેશી, વિશે–વિષે, શરદુત્સવ–શરદોત્સવ, શાપ–શ્રાપ, સ્મશાન–સ્મસાન.

ઉપરના નિયમો જોડણીમાં કંઈક સરળતા થાય એ જે દૃષ્ટિએ આપ્યા છે. એટલે શંકા ઊભી થાય ત્યારે ગુજરાત વિદ્યાપીઠના 'સાર્થ જોડણીકોશ' ને જ પ્રમાણભૂત ગણવાનો છે. ઉપરાંત જોડણીમાં જેને વિશેષ રસ હોય તેમણે 'સાર્થ જોડણીકોશ' ના નિયમો ઉપરાંત 'ગ્રંથ અને ગ્રંથકાર: પુસ્તક ૯ મું' (જોડણી સંબંધી શ્રી. કે. કા. શાસ્ત્રીનો લેખ) શ્રી. કે. કા. શાસ્ત્રીકૃત 'અક્ષર અને શબ્દ,' તથા 'ગુજરાતી ભાષાનું ક્રમિક વ્યાકરણ' જોવાં.



**દારૂડિયા બાપનાં પાપને પરિણામે કુમળી ઉમ્મરના કિશોરને હોટલમાં નોકરીએ રહેવું પડ્યું : એ ભલા માણસોએ એને નવજીવન આપ્યું ન હોત તો તો એનું કોણ જાણે, શું યે થાત ?**

# કચડાતી કળી

લેખક:

**સીતારામ. જે. શર્મા**

**ઑ**ફિસેથી ઘેર આવતાં રાવજી એની હૉટલમાં જઈ એક પ્યાલો ચા પીધા સિવાય નરહરિને જવા દેતો નહિ. રાવજીનું આ નવું શહેરના મધ્યસ્થ માર્ગ ઉપર હતું. નરહરિ એનો શાળા-કૉલેજનો મિત્ર. એને મળવાનું રાવજીને વ્યસન પડી ગયું હતું. નરહરિનેય ધીરે ધીરે રાવજીનો આગ્રહભર્યો ચાનો પ્યાલો પાછો નહિ ઠેલવાની આદત પડી ગઈ હતી.

બન્ને મિત્રો એકઠા થાય એટલે ખાંડના અંકુશથી ચા ઘરને પડતી તકલીફોથી માંડીને, લેકસકસેસમાં સામસામા બાથડતા રુસો-અમેરિકા પ્રતિનિધિઓની શાબ્દિક સાઠમારી સુધીની વાતો નીકળેજ. પહેલેથીજ એ બેઉ મિત્રો આવી વાતોના ખૂબ રસિયા હતા. તેથી કૉલેજકાળમાં એમને 'વાતોડિયા યુગલ' નું બિરુદ મળ્યું હતું.

થોડા દિવસો થયાં રાવજીના ચા ઘરમાં દશેક વર્ષનો એક નવો છોકરો આવ્યો હતો. છોકરો જેટલો દેખાવડો તેટલોજ ચાલાક જણાતો હતો. આવાં ચા ઘરોમાં સામાન્ય રીતે સમાજના જે થરના છોકરાઓ કામ કરતા દેખાય છે, તે થરમાંથી આ છોકરો આવ્યો હોય તેવું નરહરિને લાગ્યું નહિ. શરૂઆતમાં નરહરિનું જ્યારે તેની તરફ ધ્યાન ખેંચાયું ત્યારે માત્ર એક દૃષ્ટિપાતેજ એ નાજુક, રૂપાળા, ચાલાક છોકરાનું આકર્ષણ થયું. પછી તો એ જ્યારે આવે ત્યારે રાવજીની સાથે વાતો કરતો હોય કે ચાનો પ્યાલો હાથમાં હોય ત્યારે પણ તેની આંખ એને શોધતી.

બે ચાર વખત તેણે એને બોલતાં સાંભળ્યો, ત્યારે એના દિલની પાકી ખાતરી થઈ ગઈ કે, તે પાયાના થરનો નજ હોઈ શકે. તેના દિલમાં એ કિશોર વિષે કુતૂહલ થયું અને એક દિવસ એણે વાતની વાતમાં રાવજીને પૂછ્યું: 'રાવજી, આ છોકરો ક્યાંથી આવ્યો છે?'

'ધ્યાન ખેંચે તેવો છે. નહીં?' રાવજીએ તેને પ્રતિપ્રશ્ન કર્યો.

'ખરેજ પૂછ્યું ને! આના જેવો છોકરો ચા ઘરમાં ક્યાંય જોયો નથી. એના બોલવા ચાલવાની છટા, વેશભૂષાની એની ઢબછબ, એની રીત-ભાત બધામાં મને કશુંક અદ્ભુત આકર્ષણ લાગે છે.'

'તારી કલ્પના ખરી છે.'

'આ છોકરો મધ્યમ વર્ગનો છે?'

'હા.'

'એને, આટલી વયે, ભણવાનું છોડીને, ચા ઘરમ નોકરી સ્વીકારવી પડી....?

'એની પાછળ ઇતિહાસ છે.'

'એ રખડેલ છે?'

'ના'

'એ વિધવાનો કમાઉ દીકરો છે?'

'તેમ પણ નથી. એને બાપ છે, બા છે.'

'તો પણ?'

'મેં કહ્યું ને કે એને આ ચા ઘરમાં ઢસરડા કરવા પડે છે તેની પાછળ ઇતિહાસ છે, પણ તે કરુણ...'

'તું એની કરુણ કથા જાણે છે?'

'જાણું છું તેથી તો એને મારા ચા ઘરમાં રાખ્યો છે. નોકરી કર્યા સિવાય એને છુટકો નહોતો. એટલે બીજે ક્યાંય ગયો હોત તો બિચારો હેરાન થઈ જાત. હૉટેલની નોકરી કેવી આકરી છે, અને તે ઉપરાંત આવડા છોકરાઓને જરા નાંકમાં આવતાં કેવા પડે છે, તથા પ્યાલા રકાબી કે ગ્લાસ અકસ્માત

જાય તો ગાળો અને માર ઉપરાંત કેવા દંડ ભોગવવા પડે છે, તે બધું તું જાણતો હોય તો તને એ જુલમની સામે બંડ ઊઠાવવાનું મન થાય, તે બધાંતેય બાજુમાં બેસાડે તેવો ભ્રષ્ટાચાર...'

'રાવજી એ વાત બીજી કોઇ વખત નિરાંતે કરજે. અત્યારે તો મને આ છોકરાનીજ વાતમાં રસ છે... શું છે એનું નામ?'

'કિશોર'

આવા છોકરાને અહીં શીદ આવવું પડ્યું?'

'વડીલના વાંકે! નરહરિ, એનો બાપ આ કિશોર વયના કિશોરનો શત્રુ છે. એ વડીલની કરણીનાં ફળ બિચારા ફૂલની કળી જેવા આ છોકરાને ભોગવવાં પડે છે...'

'રાવજી, મેં પહેલી વખત એને અહીં જોયો તેજ વખતે મન સાથે મેં એની સરખામણી 'કચડાતી કળી' ની સાથે કરી હતી.

"તે એનો બાપ...

"જીવનના આરંભમાં એ વખાણીએ તેવો જુવાન હતો. મધ્યમ વર્ગનો અને આર્થિક સામાજિક સ્થિતિ બહુ સારી નહિ તેથી ઝાઝું ભણી શકયો નહિ, છતાં આમ બુદ્ધિમાન એટલે શહેરમાં જઇને સામાન્ય નોકરી મેળવી અને કામગરા સ્વભાવને લીધે સહુને ખુશ કરીને પૈસા ઠીક ઠીક કમાવા લાગ્યો. તે વખતે એકલો એટલે આવકની સાથે આમનેમનાં આકર્ષણ વધ્યાં. એ જે થરના માનવીઓની વચ્ચે રહેતો તે સામાન્ય રીતે અશિક્ષિત અને અભણ લોકોનો વર્ગ હતો, તેથી અસંસ્કારી માણસોની પાસે વધુ પૈસા આવતાં જે જે જાળાં ઝાંખરાંની કાંટાળી ભૂલભૂલામણીમાં તે ઓ ફસે છે, તેવી દશા આ કિશોરના વડીલનીય થઇ. મૂળે એનો વાંક નહિ પણ બિચારો સંજોગનો શિકાર બની ગયો."

"ત્યારે એ પરણ્યો હતો?

'પરણેલો હોત તો તે અવળે માર્ગે ચડવાની લાલચ ઓછી રહેત. એ બાપડો અસમાન સમાજ વ્યવસ્થાનો ભોગ બન્યો. આવા માણસોને ખૂબ ખટપટો અને વધારે ખર્ચ કર્યાં વિના સમાજમાં સરળતાથી કન્યા મળતી નથી. તેથી લગ્નની વય થયા પછી, ફરજિયાત કુંવારાપણામાં જેટલાં વર્ષ વધારે જાય, તેટલો વિશેષ પ્રત્યાઘાત એમના [illegible] થાય છે. માનવીની આશા લાંબો કાળ, પ્રયત્ન પણ વણપૂરી રહે ત્યારે તેમાંથી નૈરાશ્ય જન્મે છે, કોઇની આશા કચડાઇ જાય છે અને તેમાંથી એમના જીવનની ગાડી આડેપાટે ચડી જાય છે. આ છોકરાના બાપ-ગિરિધરની પણ એવીજ સ્થિતિ થઇ હતી.

'તું એના જીવનમાં ખૂબ ઊંડો ઉતર્યો લાગે છે.'

'નરહરિ, એ મારા ગામનો છે, એ ને હું ત્યાં એક મોહલ્લામાં રહીએ છીએ.'

'પછી ગિરધરનું શું થયું?'

'પાછળથી એનું લગ્ન થયું, પણ મૂળનો ઉડાઉ સ્વભાવ કાયમ રહ્યો અને રખડેલ દશામાં લાગેલી દારૂની લત છૂટી નહિ. ગિરધરની દારૂની આદતેજ કિશોરનો ભોગ લીધો છે.'

'તે હું ન સમજ્યો.'

'ગિરધર દારૂના છંદે એવો ચડયો કે ઘરમાં એનો ટેળોજ ન ખૂપે. પત્ની સમજાવવા જાય એટલે એનાં હાડકાં ખોખરાં કરે, કોઇ સગા સંબંધી શિખામણ આપે તો એમનું ભયંકર અપમાન કરે. તે ઘરમાં ગમે તેવા દારૂડિયાઓને લાવે અને જાતે ગમે તેવા દારૂબાજને ઘેર જાય. આવી દુર્દશામાં એની નોકરી ગઇ. તે પછી બેકાર દશાનું તમામ વેર બાયડી-છોકરાં પર લેવા માંડયું."

'બિચારાં, એ લોકોની કેવી હાલત થતી હશે'

'દારૂનો દૈત્ય જેની ઉપર કાબૂ જમાવે છે, તેને એ દૈત્ય બનાવી દીધા વિના રહેતો નથી. એ ગિરિધરની વહુ બિચારી રડી રસળીને રહેતી. પણ જ્યાં સુધી એના વરની નોકરી ચાલુ હતી ત્યાં સુધી ઘરનું ગાડું ચાલતું અને કિશોર નિશાળે જતો. પણ બેકારીમાં એને વધારે પીવા જોઇતો. ઘરમાં મારઝૂડ કરીને એ દારૂ પીવા દાગીના લઇ જતો થયો. તેવામાં એક દિવસ એ કોઇ દારૂડિયા દોસ્ત ને ઘેર ગયો. ત્યાં પહેલાં એમણે કચકચાવીને દારૂ ઢીંચ્યો અને પાછળથી લાગ સાધીને ગિરિધરે એના ઘરમાં હાથ માર્યો.'...

'પછી?...

'જેવાં કર્મ તેવાં ફળ: ચોરી સાબિત થઇ. મુદ્દામાલ પકડાયો અને ગિરિધરને દોઢ વર્ષની સજા થઇ. એટલે બિચારા આ કિશોરને નોકરી માટે નિશાળ છોડવી પડી.'

નરહરિ તે દિવસે તો વાત સાંભળીને ઘેર ગયો. પણ બીજે દિવસે તેણે રાવજીને કહ્યું: "રાવજી, આ કિશોર હું

મને ન આપો? આ બિચારો ...મને થાય છે કે એને હું ભણવા મૂકું. તારે ત્યાંથી એને જેટલો પગાર મળે છે તેટલો હું એની માને આપીશ."

"મને વાંધો નથી, પણ એની માની પરવાનગી મારે લેવી જોઈએ." પછી કિશોરની બાએ નરહરિની માગણી ખુશીથી સ્વીકારી અને રડતી આંખે પોતાની વીતકવાત કહીને બોલી: "આનો બદલો તમને ભગવાન આપશે ભાઈ."

ગિરિધર જેલમાંથી છૂટીને આવ્યો ત્યારે તે કિશોરને મળવા આવ્યો. નરહરિએ એનો ગૃહસ્થને યોગ્ય આદર સત્કાર કર્યો. એક દિવસ એને પોતાને ઘેર રાખવાનો આગ્રહ કર્યો.

ગિરધરને નરહરિ જેવા સુશિક્ષિત, સંસ્કારી અને વ્યાપારી ગૃહસ્થને ઘેર રહેતાં ખૂબ સંકોચ થયો. પણ નરહરિએ એને શિખામણનો એક શબ્દ કહ્યો નહિ તેમ એની પાછલી કારકીર્દીનું સ્મરણ કરાવીને ઠપકાનો એક બોલ સુધ્ધાં ઉચ્ચાર્યો નહિ. એની એ સુજનતા અને અને ઉદારતાએ ગિરિધરના હૈયાને વલોવી નાખ્યું.

આખો દિવસ એ ગુનેગારીના ડંખની વેદના હૈયામાં ભારીને શાંત રહ્યો, પણ તેનાથી એ ભાર વધુ વખત સહી શકાયો નહિ. રાતે તેણે 'નરહરિભાઇ'ને એકાંતમાં મળવાની આજીજી કરી અને બન્ને એક ઓરડામાં બેઠા, તે પછી નરહરિના પગ પકડીને એ ડુસકે રોવા માંડયું.

નરહરિએ એના હાથ પકડી લીધા અને ઊંડા તાટસ્થ્યથી કહ્યું: "આમ શા માટે કરે છો, ભાઈ!

"સાહેબ, તમે મારા કિશોરને નવું જીવનદાન આપ્યું: હું એનો ..." છૂટે મોઢે તે રડવા લાગ્યો.

"ભાઈ, તમને જો સાચા દિલનો પસ્તાવો થતો હોય, તો વીતી ગયેલા ભૂતકાળના ભર ઉખેળવાની કશી જરૂર નથી."

"સાહેબ, આપ તો દેવ છો. મને ચાર તમાચા ચોડી કાઢો તો પણ તે બરાબર છે. હું અધમ, રાક્ષસ, મારી તમામ હકીકત જાણ્યા છતાં, આ ઘરમાં મને સગાની માફક રાખ્યો, મને શિખામણનો કે ઠપકાનો એક અક્ષર સુધ્ધાં કહ્યો નહિ ...
આપની એ મૌન ઉદારતાએ મારી આંખ ઉઘાડી દીધી છે. સાહેબ, મારા જેવો દારૂડિયો ..."

'ગિરિધરભાઈ, એ તમે જાણો છે, હું પણ જાણું છું. ફરીથી એનું વર્ણન કરવાની જરૂર નથી. તમારી સામે હજુ લાંબુ જીવન પડેલું છે. જો તમને જૂના જીવનનો પશ્ચાતાપ થતો હોય ...'

'સાહેબ, જેલની જિંદગીએ મારી આંખ ઉઘાડી હતી, પણ આપની આ અદ્ભૂત ઉદારતાએ મારા હૃદયમાં પલટો કરાવ્યો છે. હું આપના પગે હાથ મૂકીને ...'

'ભાઈ, એની કશી જરૂર નથી. માત્ર એક કામ કરો ...'

'આપ કહો તે સાહેબ ...'

'તો આવતી કાલેજ કિશોરની બાને તેડી આવો. તમે બધાં હમણાં મારી સાથે રહો. હું તમને મારી ઑફિસમાં કામ આપીશ તમારું ચિત્ત સ્થિર થાય, ભૂતકાળ ઉપર પડદો પાડી તમે નવું જીવન ગાળતા થાઓ, પછી તમે કુટુંબને લઈને જુદા રહેજો. છે કબૂલ?'

'કબૂલ સાહેબ.' કહી તેણે નરહરિને બે હાથ જોડયા.

'વારુ ત્યારે, હવે સૂઈ જાઓ અને નિરાંતે નિંદર કરો.' કહીને નરહરિ ત્યાંથી ઊઠયો.

એ ઘટના પર વર્ષોનાં વહાણાં વાઈ ગયાં છે. ગિરિધર નરહરિની ઑફિસમાં કામ કરે છે. કિશોર કૉલેજમાં અભ્યાસ કરે છે અને એનાં નાનકડાં ભાઈ બહેનને રમાડતી કિશોરની બા રાવજી તથા નરહરિને લાખ લાખ આશીર્વાદ આપતી સાચી સૌભાગ્યવતીનું સુખ માણી રહી છે. કોઈ કોઈ વખત હસીને એ કહે છે: 'મારી કચડાતી કળીને આ બે ભલા માણસોએ નવું જીવન આપ્યું છે.'

'મૂંઝવતા કિશોરો' માટે

# બાળ-પ્રજાસત્તાક

: લેખક :
બહાદુરસિંહજી માંગરોળા

ન્યુયોર્કથી આવેલા એક આયરિશ બાળકે વિલિયમ જ્યોર્જના બારણામાં પગ મૂકતાં જ પૂછ્યું, "કામ વિનાનાં બાળકો કામ કરનારાં બાળકોની વસ્તુઓ ચોરી જાય એ અયોગ્ય નથી?"

જગતમાં એક નવા જ પ્રયોગનો આરંભ થતો હતો. સંપૂર્ણરીતે સ્વશાસન કરવા માટે સર્જાતા એક નાનકડા સમાજના શરૂઆતના દિવસોમાં જ એક આયરિશ બાળક ઉપર મુગ્ધ બોલ્યો હતો. આ નવા સમાજમાં તેરથી અઢાર વરસની વયના છોકરાઓને પ્રવેશ મળે છે. અહીંની વ્યવસ્થા બાળકો જાતેજ કરે છે. ને તેથીજ તો એ સમાજ એક નાનકડા 'બાળ-પ્રજાસત્તાક' રાજ્યના સ્વરૂપમાં પલટાઇ ગયો છે. આ નવા સમાજનું નામ છે "જ્યોર્જ જુનિયર રિપબ્લીક".

એ બાળરાજ્યમાં કયાં કયાં કાર્યો ને પ્રવૃત્તિઓ થાય છે એ આપણે જોઇએ. બાળકો રમત ગમત રમે છે! નાચગાન કરે છે! રંજન કાર્યક્રમો રજૂ કરે છે! હા આવું આવું જરૂર એ બાળકો કરે છે. પરંતુ એથીયે નવાઇનાં અને મહત્વના કાર્યો અહીં થાય છે. આ રહ્યાં એ કાર્યો: "બાળકો જાતેજ કાયદા ઘડે છે, ચૂંટણી કરે છે, સભાઓ ભરે છે. કરવેરા નાખે છે, પોતાના પૈસાથી બેન્કો ખોલે છે, તેના પ્રમુખની ચૂંટણી કરે છે અને નાની-મોટી કચેરીઓ પણ ચલાવે છે." કોઇપણ બાળક 'જ્યોર્જ જુનિયર રીપબ્લીક' માં દાખલ થયા પછી છૂટા થતાં સુધી પોતાને માટે જવાબદાર ગણાય છે.

આ પ્રજાસત્તાક રાજ્યનો પાયો નાખનાર એક અમેરિકન નવજુવાન હતો. વિલિયમ આર. જ્યોર્જ એનું નામ. એણે ત્રીશ વરસની વયે કામધંધામાંથી નિવૃત્તિ લીધી. ત્યારબાદ એણે ન્યુયોર્ક પાસે ફ્રીવીલમાં થોડી જમીન ખરીદી. અહીં આ નૂતન અને વિચિત્ર પ્રયોગનો આરંભ થયો. વિલિયમ જ્યોર્જને બાળકો માટે ખૂબ મમતા, ખૂબ પ્રેમ. ઉનાળાના દિવસોમાં તે બાળકોને આમંત્રણ આપવા લાગ્યો. તે અને તેના બીજા મિત્રો બાળકોને તરેહ તરેહની ભેટ આપવા લાગ્યા. બાળકોને મઝા પડવા લાગી. ખાવાપીવાની અને રમતગમતની સગવડ મળી. તેમના આનંદનો પાર ન રહ્યો. તેઓ ન્યુયોર્ક પાછાં ફરતાં ત્યારે તેમને ભાતભાતનાં કપડાં અને મેવા-મિઠાઇની છાબડીઓ પણ આપવામાં આવતી. પણ આનું પરિણામ શું આવ્યું? બાળકોએ તો કામ કરવાનું માંડી વાળ્યું. અને કોણ સૌથી વધારે વસ્તુઓ લઇને ઘેર પાછું જાય છે તેની હરિફાઇ શરૂ થઇ. 'ડેડી' (જ્યોર્જ) ને લાગ્યું કે, તેની ઉદારતા બાળકોનું ચારિત્ર્ય ઘડવામાં સફળ થતી નથી.

૧૮૯૫ના ઉનાળાનો એક દિવસ છે. એ દિવસે 'ડેડી'ને પહેલી જ વાર નિરાશા સાંપડી. તે કપડાંની પેટીઓ અને તરેહ તરેહની ભેટ લઇને બેઠો છે. બાળકો તે લેવા માટે આસપાસ ઉભાં છે. 'ડેડી'એ એક સુંદર 'સુટ' ઉંચો કરીને પૂછ્યું: "બોલો, આની કેટલી કિંમત હશે?" "દશ ડોલર, પંદર ડૉલર, પચ્ચીસ ડોલર" એમ અવાજો સંભળાવા લાગ્યા. દરેક બાળકને ઇનામ લેવાની ઇચ્છા હતી.

અરે! પણ આ શું? વાતાવરણમાં સ્તબ્ધતા કેમ?

'ડેડી' એ કહ્યું, "આ સુટના બદલામાં કામ કરવાને કોણ કોણ તૈયાર છે?" બધાં બાળકો ચૂપ રહે છે. કોઇ કશું બોલતું નથી. વાતાવરણ શાંત! પાંચ મિનિટ, . દશ મિનિટ પંદર મિનિટ... ત્યાં પેલો આયરિશ છોકરો આગળ આવ્યો. "હું સુટના બદલામાં કામ કરવાને તૈયાર છું." 'ડેડી' એ તરતજ તેને કામ સોંપ્યું.

ઘણુ દિવસ લાગલગાટ કામ કર્યા બાદ તેને 'સુટ' મળ્યો. પણ 'સુટ' તેની પાસે વધુ વખત રહ્યો નહિ. કોઇક ઉઠાવી ગયું. તે 'ડેડી' પાસે આવ્યો. અને પોતાના હકની જાહેરાત કરી. 'ડેડી' ને લાગ્યું કે બાળકમાં પોતાના હકની ભાવના જાગી છે. તેને એ પણ લાગ્યું કે તેનામાં મહાન વિચારનું બીજ રોપાયું છે. બાળકે સુટ મેળવવા માટે કેટલું કામ કર્યું હતું? છતાં કોઇક તે ઉપાડી

ગયું. આથી ગુસ્સે થયેલા એ આયરીશ બાળકે પોતાના હક્કનું રક્ષણ માગ્યું.

તેણે કહ્યું, "મને લાગે છે કે ચોરી કરનાર બાળકો માટે એકાદ જેલીની જરૂર છે"

ડેડી સંમત થાય છે. ખરી રીતે બાળવસવાટના તર્કની ખાત્રી હવે જ થઇ. વ્યક્તિગત અને સમષ્ટિગત જવાબદારીઓ નાખવામાં આવે તો સમાજના ગમે તે થરમાંથી આવેલ છોકરાઓ અને છોકરીઓ તેમને હક્કના ખરડાની માગણી કરે, તેમના રક્ષણ માટે કાયદા ઘડે અને ન્યાય મળે છે કે કેમ તે પણ જુએ.

છોકરાઓ અને છોકરીઓના વસવાટનાં તેના તત્વજ્ઞાનનું આજે ચોપનમું વરસ છે. તેનું 'બાળ પ્રજાસત્તાક' પચ્ચીસમાંથી એકસો પચ્ચીસ નાગરિકોની વસ્તીવાળું બન્યું છે. થોડાક એકર જમીનમાંથી તો આજે ત્યાં ૫૫૦ એકર જમીન છે. એમાં છવ્વીસ મકાનો, એક દેવળ, કસરત હૉલ, વેપારની દુકાનો, ઘરો અને ધર્મશાળાઓ છે. 'ડેડી'ના દીર્ઘદર્શી વિચારોનો આજે દુનિયાભરમાં 'યુવાનોની તાલીમ' ના નમુના તરીકે અભ્યાસ કરવામાં આવે છે.

'જ્યોર્જ જુનિયર રિપબ્લીક' માં દાખલ થતાં જ બાળકને પોતાના પગ પર ઉભા રહેવાનું હોય છે. પોતે શું કરે છે, કેવી સારી રીતે રહે છે, કેટલું કમાય છે, પોતે કઇ નોકરી મેળવે છે: આ બધું તેના પોતાના પર જ અવલંબે છે. બાળક દાખલ થાય ત્યારબાદ ૨૪ કલાક પછી "નાગરિકોની જાહેર સંબંધક સમિતિ" તેને ગામની આસપાસ ફેરવીને બધું બતાવે છે.

તેઓ તેને 'પ્રજાસત્તાક' ના નિયમોની જાણ કરે છે. તેને સમજ પાડવામાં આવે છે કે, તેણે નોકરી શોધવી જોઇશે, કાયદાનું પાલન કરવું જોઇશે, સારા નાગરિક બની પોતાના પગ પર ઉભા રહેવું જોઇશે. તેના જીવન નિર્વાહના ધોરણનો આધાર પણ તેના પ્રયત્નો પર જ હોય છે.

તે ઓછામાં ઓછા અઠવાડિક અઢીથી ત્રણ ડોલરના ભાડાની રૂમ રાખી શકે. 'નાગરિક સલાહકાર સર્વિસ'—જેમાં નોકરી મેળવવાની પણ સગવડ છે—પહેલી નોકરી મેળવી આપવામાં મદદ કરે છે. પરંતુ પછી આગળ તો બાળકે પોતે જ નોકરી મેળવી લેવી પડે છે.

આ બધી માહિતી આપ્યા પછી તેઓ તેને નમ્રતાથી સમજાવે છે કે, તે નોકરીએ નહિ જાય તો તેની 'રખડેલ' તરીકે ધરપકડ કરવામાં આવશે.

નવો નાગરિક જુદા જુદા રસ્તાઓ વચ્ચે ઉભો રહે છે. તેને કોઇ કામ કરવા ફરજ પાડતું નથી. તેને કોઇ નિશાળે જવા પણ ફરજ પાડતું નથી. ત્યાં કોઇ જાતની અટકાયત નથી. તેનું રહેઠાણ સંપૂર્ણ રીતે મરજિયાત હોય છે. બાળકોએ પોતે બેન્કમાં, ઓજારની દુકાનમાં, રસોડામાં કે ખેતરમાં - ક્યાં કામ કરવું તે નક્કી કરવાનું હોય છે. પોતે સેક્રેટરી, શિક્ષક, નિષ્ણાત તરવૈયો, ન્યાયાધીશ કે વકીલ થવું તે જાતેજ નક્કી કરવાનું હોય છે. કોઇ પણ નાગરિક સ્વતંત્ર રીતે પોતાનો ધંધો શરૂ કરી શકે અને બીજાઓને નોકરીએ પણ રાખી શકે.

કેટલાંક બાળકો મકાનો બાંધવાનો ઇજારો રાખે તો કેટલાંક વળી મજૂરો તરીકે પણ રહે. કોઇને વેપાર માટે ઉછીના પૈસાની જરૂર હોય તો બેન્કને અરજી કરવી પડે છે. બેન્કના સંચાલકો તેની ચર્ચા કરે છે. દરેક બાળક પોતાની અંગત કમાણીમાંથી મનગમતી ચીજ ખરીદી શકે છે.

માબાપો બાળકો માટે કંઇ પણ મોકલી શકે નહિ. જો તેમ કરે તો મોકલેલી ચીજ 'જકાત ઘર' માં જાય. એટલે તેના પર ભારે કર ભરવો પડે. આથી કેટલાંયે બાળકો તેમનાં માબાપોને કંઇ પણ ચીજ મોકલવાની ના લખી દે છે. કેમકે તેમને કર ભરવો પોષાય નહિ.

ઉપરનાં બધાં કામ બાળકો જાતે જ કરે છે. તેમાં મોટેરાંની ડખલ હોતી નથી. કોઇ બાળ નાગરિક ગુન્હો કરતાં પકડાય તો 'બાળ કચેરી' તેને સજા ફરમાવે છે. બાળન્યાયાધીશ આમાં ભાગ્યે જ કોઇ વડીલની સલાહ લે છે. કોઇક વેળા તો તે કચેરી બરખાસ્ત કર્યા પછી ગુન્હેગાર સાથે હૃદયપૂર્વક વાતો પણ કરે છે. ગુન્હો ગંભીર હોય તો કેદની સજા થાય છે. જે કોઇ ખોટી સહી, જુઠાણું, ચોરી જેવા મોટા ગુન્હા કરે તેને તો 'સામાજિક સેનીટેરીયમ' માં કુશળ સામાજિક દાક્તરની દેખરેખ હેઠળ મુકવામાં આવે છે.

આ બાળ કચેરીના નામથી તો ભલભલા 'દાદાઓ' પણ ધ્રુજી ઉઠે છે. ૧૪-૨૫ વરસના છોકરાઓની જ્યુરી

બને, ૧૭ વરસનો ન્યાયાધીશ અને ૧૬ વરસનો વકીલ. ફરમાવાયેલી સજાનું પૂરેપૂરું પાલન કરાવવામાં આવે છે.

આ 'પ્રજાસત્તાક' માં સરકારી નોકરી માટે બહુ માન છે. દરેક અમલદારને બહારની દુનિયાના અમલદારની માફક જ નોકરીએ રાખવામાં આવે છે. આથી ત્યાં સિવિલ સર્વિસ, બાર વગેરેની પરીક્ષા પણ લેવાય છે. પરીક્ષામાં પાસ થનાર જ એટર્ની જનરલ, જજ, કે વકીલ કે પ્રોસીક્યુટર બની શકે.

બીજા સમાજની માફક અહીં પણ સારા અને નરસા નાગરિકો હોય છે. 'પ્રજાસત્તાક' નો મૂળભૂત હેતુ બાળ. કોમાં પરિપક્વ નિર્ણય શક્તિ, આત્મ વિશ્વાસ વગેરે ગુણોની જમાવટ કરવાનો છે. વિલિયમ જ્યોર્જના આ મૂળભૂત વિચારને આજે તેનો જમાઈ ડોનાલ્ડ અર્કહાર્ટ અનુસરે છે. તે આ બાળ પ્રજાસત્તાકનો વહીવટી દિગ્દર્શક છે.

'ડેડી' જ્યોર્જના મરણ પછી અર્કહાર્ટે આ 'પ્રજાસત્તાક' નો વહીવટ પોતાના હાથમાં લીધો. આ પહેલાં તે 'સીરાક્યુઝ ચિલ્ડ્રન્સ બ્યુરો' માં કામ કરતો હતો. ત્યાં તે બાળકોની સ્થિતિનું અવલોકન કરીને એવા નિર્ણય પર આવ્યો હતો કે, જે બાળની કાળજી રાખવામાં આવતી નથી તે નકામું જ બની જાય છે પણ બાળપણની બેદરકારી દૂર કરવાનો એક માત્ર ઈલાજ તેને આ નવીન પ્રયોગમાં જણાયો છે.

અર્કહાર્ટે સમાજસેવકો, માનસશાસ્ત્રીઓ વગેરેનો લગભગ છવ્વીસ શિક્ષકોનો સ્ટાફ ભેગો કર્યો છે. અર્કહાર્ટનું લગ્ન 'ડેડી' જ્યોર્જની દીકરી એસ્ટર સાથે થયું છે. તેને બે છોકરીઓ અને એક છોકરો છે. તેની રૂમ તો જાણે મહેમાનોના સત્કારનું ધામ બની ગઈ છે. 'પ્રજાસત્તાક' ના નાગરિકો અને બહારના બીજા લોકોને આ રૂમની મુલાકાત લેવાની ઇચ્છા થયા વિના રહેતી નથી.

અર્કહાર્ટ એકાદ બાળક માટે પણ ગમે તે કરવા તૈયાર થાય છે. અદ્ભુત છે એનો બાળપ્રેમ. એક દિવસ બે નાગરિકોએ 'પ્રજાસત્તાક' છોડી ચાલ્યા જવાનું નક્કી કર્યું. એકની ઉંમર સોળ વરસની અને બીજાની સત્તર વરસની હતી. બંને એક રાતે ભાગી ગયા. પણ ભાગી ભાગીને જાય ક્યાં? બીજે દિવસે બંને ચોરાયેલી મોટર સાથે વર્જીનિયામાંથી ઝડપાઇ ગયા. અર્કહાર્ટને આ ની ખબર પડતાં જ તે ત્યાં ગયો. તેણે ત્યાંના એટર્નીને પોતાની કચેરીઓ વિષે સમજ પાડી. 'પ્રજાસત્તાક' ની કચેરીના નામથી જ પેલા બેઉ છોકરાઓ થરથરતા જોઇ 'એટર્ની' એ તેને સોંપી દીધા. તેમાંને એક તો આજે બોસ્ટનનો પ્રખ્યાત વકીલ છે. તે અર્કહાર્ટની મહેમાનગીરી ચાખવા અવારનવાર આવે છે

આ 'પ્રજાસત્તાક' માં કંઈક વિચિત્ર બનાવો પણ બની જાય છે. રોબર્ટ વૉલ્ટર ત્યાં આવ્યો ત્યારે તેના વ્યક્તિત્વ પરથી કંઈક આશા બંધાતી હતી. પણ તેનામાં તેના રૂપ અને વ્યક્તિત્વ સિવાય બીજું કંઈ ન હોતું. તે આળસુ અને લુચ્ચો હતો. તોફાની પણ પૂરો. અર્કહાર્ટે તેના થોડા ઘણા સારા ગુણો અદૃશ્ય થતા જોયાં.

એક રાત્રે પોલીસ અધિકારી વૉલ્ટરને બાંધીને અર્કહાર્ટ પાસે લાવ્યો. તે એક બીજા ગોઠિયા સાથે નીસરણી માંડી છોકરીઓની ઝુંપડી પર ચડયો હતો. ત્યાં તેણે 'હાઉસ મધર' ને બ્હીવડાવી હતી. અધિકારીએ વૉલ્ટરને કાઢી મુકવા કહ્યું. અર્કહાર્ટે જવાબ આપ્યો, "કાલે તમે કચેરીમાં જે કરો તે ખરું, બાકી હું મારા જીવનમાં પહેલીજ વખત એને મારીશ" અને તુરત જ તેણે વૉલ્ટરને દસ ફટકા લગાવી દીધા.

બીજે દિવસે વૉલ્ટરને 'પ્રજાસત્તાક' માં રહેલો જોતાં અર્કહાર્ટને જરા નવાઇ લાગી. કચેરીએ પણ તેને ભારે સજા ન કરતાં તક આપી હતી. સજા પૂરી થતાં જ તે આગળ વધવા લાગ્યો. પછી તો તે નાનામાં નાના હોદ્દા પરથી છેક મોટામાં મોટી પદવી પર પહોંચી ગયો.

વૉલ્ટર એક દિવસ એક કેદીને લઇ અર્કહાર્ટને ઘેર આવ્યો. તેણે કહ્યું, "તે દિવસે મને જે સજા કરી હતી તે આને પણ કરો!" અર્કહાર્ટે હસીને કહ્યું, "ના વૉલ્ટર, સજાથી આ નહિ સુધરે. તારી વાત જુદી હતી. તું જાણે ને કચેરી જાણે, હું વચ્ચે પડવા માગતો નથી."

વૉલ્ટરે પણ હસીને કહ્યું, "મને લાગે છે કે તમે સાચું જ કહો છો. પણ તમે મારા માટે જે કર્યું હતું તે હું ભૂલ્યો નથી. મારા આખા જીવનમાં તમે એક જ એવા છો કે જેણે મને ફટકા લગાવવાનો વિચાર કર્યો."

પછી તો વૉલ્ટરમાં ખૂબ પરિવર્તન થઇ ગયું. તે સુધરી ગયો અને આગળ વધીને 'પ્રજાસત્તાક'ના પ્રમુખ-પદ સુધી પહોંચ્યો. હમણાં તે કૉલેજનો 'ઓનરી' વિદ્યાર્થી છે.

આ 'પ્રજાસત્તાક'ની પાછળ વૉલસ્ટ્રીટ બેન્કર અને 'પ્રજાસત્તાક'ની બોર્ડના પ્રમુખ ડૉનાલ્ડ એસ. સ્ટ્રેલેનનું પીઠબળ છે. એક વખત ફંડ માટેની વિનંતિમાં તેણે કહ્યું હતું, " 'બાળ ગુનેગારી' શબ્દ ન્યાયાધીશે જ્યારે ગુનેગારને એ પ્રમાણે ગણે છે ત્યારે વાપરે છે. આપણે આ બાળકોને, એટલે કે ૧૩ થી ૧૮ વરસની ઉમરનાને માટે 'મુંઝવતો કિશોર' (પ્રોબ્લેમ ચિલ્ડ્રન) શબ્દ વાપરીશું"

"માબાપોએ તેમનાં આ ઉમરનાં બાળકોના વર્તનની વારંવાર નોંધ રાખવી જોઇએ. જો આ રીતે પૃથક્કરણ કરતાં લાગે કે, બાળક યોગ્ય રીતે આગળ વધતું નથી તો એકાદ-બે વરસ તેને "જ્યોર્જ જુનિયર રીપબ્લીક" જેવા વાતાવરણમાં મુકવું જરૂરી છે. અહીં બાળક જરૂર સુધરશે."

આ પ્રજાસત્તાકમાં તાલીમ પામેલા લગભગ ૬,૦૦૦ નાગરિકો, આ પ્રયોગની સફળતાના નમુના રૂપ આજે ઠેરઠેર જણાઇ આવે છે. આમાંના ઘણાએ કલા-વિજ્ઞાનના ક્ષેત્રમાં, ઘણાએ સરકારી નોકરીઓમાં, અમેરિકાના ખૂણે ખૂણે નામના મેળવી છે. બાકી રહેલાઓની 'સારા નાગરિક' તરીકેની ખ્યાતિ તો છે જ.

આ નવતર પ્રયોગની સફળતા વિષે કંઇ જ શંકા નથી. ઘણા ઘણા અગત્યના માણસો આમાંથી તૈયાર થયા છે. ભવિષ્યમાં કદાચ બાળકચેરીનો કોઇ જાણીતો ન્યાયાધીશ ન્યુયોર્કમાંથી જાહેર કરે કે જો યોગ્ય તક આપવામાં આવે તો બુદ્ધિ પરિપક્વ થઇ શકે છે, તો નવાઇ નહિ. *

* અંગ્રેજી ઉપરથી

---

## બધા રોગનું મૂળ!

'દારૂ પીવા પાછળ જેટલા પગારો ગુમાવાયા છે, તેમાં જેટલી તંદુરસ્તી બરબાદ થઇ છે, જેટલું કામ બગડ્યું છે, એનો ક્રમેય કરતાં હિસાબ નીકળે તેમ નથી. કારખાનાઓમાં થતા અકસ્માતોનો સીધી કે આડકતરી રીતે દારૂ કારણભૂત હોય છે એટલું જ નહિ પરંતુ વૈદક શાસ્ત્રીઓનો એવો અનુભવ છે કે જેઓ દારૂ પીનારા છે, તેમને જ્યારે અકસ્માત થાય છે ત્યારે તેઓ બીજાની અસરને સહન કરવા જેટલી શક્તિ પણ ધરાવતા નથી. તેમજ દારૂ નહિ પીનારાઓની શિરામાં ઘા સહવાની શક્તિ જેટલા પ્રમાણમાં હોય છે તે પણ તેમનામાં હોતી નથી.'

સર થોમસ ઓલીવર

# સ્વર્ગનું દ્વાર

—: અનુવાદક :—

પ્રભાકર વૈષ્ણવ

ગામનો દાદો ગણાતો શિવરામ, અમસ્તો તો પીઠું બંધ કરાવવાના કોઇપણ પ્રયાસમાં મચક આપે તેમ નહોતો, પરંતુ નોધારાં બાળકોની જવાબદારી સોંપતાં સોંપતાં બિમારીને ખાટલેથી પત્નીએ ડચકાં લેતાં લેતાં પણ દારૂ છોડવાનું વચન માગ્યું ત્યારે શિવરામના હૈયામાં પ્રજળતો વડવાનળ એકાએક ઠરી ગયો. અને તે દિવસથી જ એને માટે જીવનમાં મહાન પરિવર્તન આણતું ઉઘડયું.

V

એક અંટુલી ટેકરીની ટોચ ઉપર આવેલ ધોળા નાજુક ઝુંપડાં ભણી દોરતી પગદંડી ઉપર ચિન્તનમાં ગુંથાયેલ ભવાંઓ સાથે ગામનો મુખી કૃષ્ણાજી પંત ચાલ્યો જતો હતો. સીતેરની સીમાએ તેનું વય પહોંચી રહ્યું હતું અને ખભાસુધી વેરાતાં તેનાં સફેદ સુંવાળાં ઝુલફાંઓ તેને વાર્ધકયની ભવ્યતા આપનાં હતાં. છતાં, તેનાં પગલાંની ચપળતા અને સદાયે રહેતી મુખની દક્ષતાને જોઇ કોઈ પણ માનતો થઈ જતો કે પાકટ વર્ષનો હોવા છતાં કૃષ્ણાજી એક તરવરીઓ આદમી છે અને તેણે યૌવનનું જોમ અને ધગશ હજીપણ પોતાના દિલમાં ભારી રાખ્યાં છે.

પગલે પગલે ચઢાવ દુરારોહ થવા લાગ્યો. શ્વાસ એકઠો કરવા કૃષ્ણાજી જરા ઊભો. દૂરે નહિ તેમ અન્તિકે નહિ તેવાં, હરિયાળી ખીણમાં જાણે શાન્ત સ્વપ્ને સુતું હોય તેવાં ગામડાંનું દશ્ય આ સ્થળેથી રમ્ય લાગતું હતું. યાંના ઉદ્યમી જીવનમાંથી ઊઠતો ધ્વનિ ઉંચાણનાં નીરવ વાતાવરણમ વેરાઇ કૃષ્ણાજીના કાન સુધી પહોંચતાં એક ઊંડા નિશ્વાસના સ્વરમાં ફેરવાઇ જતો હતો.

નીચેના દશ્ય ઉપર એક છેલ્લી મીટ માંડી તે ફર્યો અને ચડવાનું શરૂ કર્યું. આથમતા સૂર્યનાં સોવાતાં અજવાળાં કિરણોની આળપંપાળ માણતું પેલું શ્વેત ઝુપડું ઊભું હતું. "કેવો વિચિત્ર વિરોધ!" કૃષ્ણાજીએ વિચાર્યું, "કુદરત જ્યારે મલકી રહી હોય છે અને જગતની સર્વ વસ્તુઓ સુખદ અને શાન્તિદા ભાસતી હોય છે, ત્યારે મનુષ્યની દુનિયામાં શા માટે ગંદી ગરીબી, પીડા અને કલહનું તાંડવ હોવું જોઇએ ?" આ પ્રશ્ન તેણે પોતાની જાતને હજારો વાર પૂછ્યો હતો અને હજી પણ અનુત્તરજ રહ્યો હતો.

થોડી વાર ચાલીને તે ઝુપડાંના દરવાજા પાસે આવી પહોંચ્યો અને ઝાંપો ખોલી તેના જાળવણુ વિના પડી રહેલ બગીચામાં તે દાખલ થયો. પહેલી નજરેજ તેને લાગ્યું કે ઘરનાં માણસોની પરિસ્થિતિ સારી ન હતી. બગીચામાં જાખરાંઓ ઊગી નીકળ્યાં, કુંડાંઓ ઉથલાવતી કે વાડનો ઘાણ કાઢી નાખતી ગાયો આમતેમ ભમી રહી હતી. શાકપાન ઉગાડવા માટે અલાયદો રાખેલ ભાગ જોતાં તેનું દિલ દુભાયું. કુટુંબનાં પોષણ માટે આવકનું આવું સરળ સાધન વેડફાઈ જતું તેણે જોયું.

ઝુપડાંમાં દાખલ થતાંજ ચીંથરેહાલ, મેલાં અને દુકાળિયા જેવા બે છોકરીઓ બ્હાર આવી અને કૃષ્ણાજીને જોતાં જ ખુશી થઇ બૂમો પાડવા લાગી. તેને નાનાં બાળકો ગમતાં હતાં અને બાળકોને પણ તે ગમતો હતો. તેણે તરતજ ગજવામાં હાથ નાંખ્યો અને સુંદર રીતે બંધાયેલ બે પડીકાં બ્હાર કાઢી બન્નેનાં બાળકો લંબાયેલ હાથમાં મૂકયાં.

ઓરડો અંદરથી ગંદો, અંધારો અને ગુંગળાવે તેવો હતો. તેના એક ખૂણામાં થોડો અગ્નિ ઝબકતો હતો, એક વાસણમાં કંઈ પાકી રહ્યું હતું અને સ્ત્રી જેવી એક આકૃતિ તેના ઉપર નમી રહી હતી. કૃષ્ણાજીનો પદરવ થતાં પેલી સ્ત્રી ફરી અને તેને જોઇ ચમકી.

"કેમ બેન," કૃષ્ણાજીએ નમ્રતાથી પૂછ્યું, "બધાં મજામાં છો નાં?"

"ના રે!", નિશ્વાસ સાથે એક ઉત્તર આપ્યો. "કંઇ પાંસરું પડતુંજ નથી. હવે તો રડવું મારે પડતું જાય છે, હું એકલી નિરાધાર સ્ત્રી બે ભૂખ્યાં બાળકો અને એક પોતાને કયાં સુધી પોષી શકું!"

"કેમ તારો વર હજી બાજે

જતો નથી ?" નવાઈ પામી કૃષ્ણાજીએ પૂછ્યું.

"ના રે, ભાઈ," ધીરે અવાજે પેલી સ્ત્રીએ જવાબ વાળ્યો," હમણાં કંઈ કામ કરતા નથી મોડી રાતે ઢીંચીને આવે છે અને સવારે મોડા ઊઠે છે. પછી ક્યાંથી કામે જઈ શકે ? વળી આ આદત તો આળસથી દિલ ભરી દે છે." તે આ શબ્દો બોલતી હતી ત્યારે ઊનાં આંસુ તેના ફીક્કા ગાલ ઉપર રેલાતાં હતાં.

"હું જાણું છું, બાઈ, તારું દુઃખ, હજારો ઘરોમાં આવી કરૂણ વાતો બની રહી છે તે હું ક્યાં નથી જાણતો ? આ ભૂંડી લતે લાવેલ યાતના અને વિનાશથી કંઈક દારૂડિયાનાં ઘરો મેં ભાંગતાં જોયાં છે. કંઈક મલકાતા જુવાનિયાઓનું મેં નખ્ખોદ નીકળી ગયેલું ભાળ્યું છે."

"ખરી વાત છે, ભાઈ," પેલી સ્ત્રીએ કહ્યું, "આજનું રળ્યું આજ જ હજમ કરી જતાં એવાં અમ જેવાં ગરીબ લોકોની તો ભૂંડી દશા થાય છે. નજીવી આવક તેમાંથી ઘણોખરો ભાગ દારૂ પાછળ જતાં ઘર માટે તો કંઈજ રહેતું નથી. પૈસાદારોને ભલે તે મોજનું સાધન હોય. પણ ગરીબનું તો તે લોહી ચૂસી નાંખે છે. પૈસા અને શક્તિનો આવો બગાડ તમે કોઈપણ રીતે રોકી ન શકો ?"

"બ્હેન, જીંદગીનાં ચાલીસ વર્ષ તમારી વચ્ચે મેં કાઢ્યાં અને તનતોડ મહેનત કરી, પણ હજુ મનની મુરાદ મારી બર આવી નથી. પણ હું નિરાશ થાઉં તેમ નથી. ઈશ્વરની ઈચ્છા તો કોઈ પણ દિવસે મારી મેહનતનાં ફળ ઊગી નીકળશે."

'તમારી ઈચ્છા પૂરી થાઓ.' બિચારી દુઃખી સ્ત્રીએ અન્તરના ઉદ્‌ગાર કાઢ્યા, 'કલ્યાણનું કામ કદી નિષ્ફળ જતું નથી. આપણી પ્રાર્થના ઈશ્વર સાંભળશે. અમના જુવાનિયા સમજે અને દારૂની લતને છોડે તો આપણે બધા કેવા સુખી થઈએ!'

'એ લત તો મેલરીના પડલા જેવી છે,' કૃષ્ણાજીએ સૂર પૂરાવ્યો, 'દારૂ એ તો ઝેર છે. તે કાળા નાગના ઝેરથી પણ વધારે ખતરનાક છે. આજથી હું નિશ્ચય કરું છું કે જે પીણાંએ કંઈક હૈયાંઓને ર જેણે કંઈક હર્યાંભર્યાં ઘરોનો ઘાણ કાઢી નાંખ્યો છે; જેણે કંઈક કોડીલા યુવાનોને રીબાવી અકાળ નાશને પંથે ધકેલ્યા છે તેને હું મારા આ ગામમાંથી હદપાર કરીશ ત્યારેજ જંપીશ. બ્હેન, હવે બહુ મોડું થયું. હું જાઉં છું. પણ તારા ધણીને કહેજે કે મને કાલે મળી જાય. ભૂલતી નહિ હો!'

'જરૂર, જરૂર,' એકઢૂંપું આંસુ લૂછતાં સ્ત્રીએ જવાબ આપ્યો.

સંધ્યાના મોહનમંત્રની અસર તળે બહારની દુનિયા સ્તબ્ધ થવા લાગી હતી. પંખીઓ છેલ્લાં ગીત ગાઈ દિવસને વિદાયમાન દઈ રહ્યાં હતાં. પણ કૃષ્ણાજીના દિલમાં શાન્તિ ન હતી, 'શું કરવું? દારૂની બદીને કેમ કાઢવી? પીઠાંઓ બંધ કરું? વિરોધ ઊઠે તો તેને કેમ ખાળવો? વગેરે વિચારો તેના મનમાં ઘોળાઈ રહ્યા હતા.

સીમ કે ખેતરેથી ગામડીઆઓ પાછા વળી રહ્યા હતા. તેમાંથી કેટલાક પરબારા ઘેર જઈ આરામ કરતા હતા. પણ કેટલાયે એવા હતા કે જે નજીકનાં પીઠાંમાં દિવસની કમાણી ફના કરવા પહોંચી જતા હતા. ગામનું પીઠું વાતરસીઆઓનું કેન્દ્ર હોય છે. અહીં અનેક વાતો ચર્ચાય છે અને ઢીલીલોમાં શબ્દોથી માંડી ગુસ્તાપાટુ સુધીનાં સાધનો વપરાય છે. જેમ અંધારૂં વધતું જાય તેમ શબ્દની સાઠમારી, ઘોંઘાટ, બૂમો, ચીસો, ગાળાગાળી, લવલવાટ વગેરે વધતાં જાય છે. નશામાં ચકચૂર બનેલા માનવીઓ સભ્યતાનું નામનિશાન રહેવા નથી દેતા. કોઈ ધૂળમાં બેભાન પડ્યા રહે છે; કોઈ દુર્ગંધ મારતી ઉલટી કાઢતા કાઢતા તેમાંજ લોટી રહે છે; કોઈ લવલવાટ કરે છે; કોઈ મારકુટ કરે છે; કોઈ બરાડા પાડે છે. ટૂંકામાં, દિવસે તદ્દન નિર્જન લાગતું આ સ્થળ રાત્રે ભૂતોના બિભત્સ તાંડવલીલાથી ભયાનક બનેલ કાળીચૌદશની રાત્રીનાં મસાણ જેવું ભાસે છે. તૂટતી પ્યાલીઓના તાલે કારમી કીકીઆરીઓના નાદે ચાલતું, એ ઘમસાણ રૌરવ નર્કનું આબેહુબ દશ્ય ત્યાં ખડું કરી દે છે.

આવતાં નથી, ત્યાં આબરૂ કે વિનયનું નામનિશાન રહેતું નથી. ઘડીબેઘડીના ચટકા ખાતર માનવી જીવનભરની નર્કયાતના સહી લેવા તૈયાર થઈ જાય છે.

એવાં એ નરકાગારમાં ગામનો દાદો શિવરામ દાખલ થયો અને મૂઠી ઉગામી ક્રોધાગ્નિથી જલતા તિખારા જેવા બે ડોળા કાઢીને એક ત્રાડ પાડી. વીજળીનો એક આંચકો લાગ્યો હોય તેમ સૌ ચમક્યા અને શાન્ત પડી ગયા. ચડેલા નશાનો તોફાની ઉન્માદ ઠરી જતાં સૌ કોઇ જાદુઇ લાકડીને લીધે આરસનાં પૂતળાં બની ગયા હોય તેવા સ્તબ્ધ થઇ ગયા.

'અરે માલુ! એક બાટલી!' ઉકળતા અવાજે શિવરામે હુકમ કર્યો. એક ઉત્તમ દારૂની બાટલી અને એક મોટી પ્યાલી સત્વર તેની સામે ગોઠવાઈ ગયાં. તેણે અર્ધી પ્યાલી ભરી, ઓરડામાં એક તીરછી નજર નાંખી અને એક ઘૂંટડે ગળી ગયો. તેની ધારી અસર થઇ.

'દોસ્તો!' આસપાસ ભરાઈ ગયેલ બાંકડાઓ તરફ અંગારા જેવી આંખો ફેરવી તે બોલ્યો, 'દારૂ બંધ કરવાની વાતો સંભળાય છે, આ બધું શું માંડ્યું છે? મરતાં સુધી દારૂ પીતાં આપણને કોણ અટકાવી શકે છે? કોણે શેર સૂંઠ ખાધી છે? સાંભળ્યું છે કે કૃષ્ણજીપંત જરૂર પડશે તો જુલ્મથી પણ દારૂનું વેચાણ બંધ કરવાનો છે. બોલો, શું વિચાર છે. જો બધા એકી અવાજે વિરોધ કરો તો એની શું ગુંજાશ છે?

'બરાબર છે,' પીધેલ અવાજોએ સૂર પૂર્યો.

'તો પછી આપણે નવો સુબો ચુંટીએ.'

'સાચું!' બે કોડી દારૂડીઆના અવાજે જવાબ વાળ્યો, અને એટલા હાથોએ ઊંચા થઈ અનુમતિ જાહેર કરી.

કોઇ એકાદો વિરોધી રહી ગયો નથી ને તેની ખાતરી કરવા તે સૌ તરફ કરડી નજર ફેરવી. તેણે જરા વિચારમાં પડી જઇ નીચું જોયું. એક પાપસૂચી સ્મિત તેનાં મુખ ઉપર ઝબકી ગયું. તેણે ફરી ઊંચું જોઇ પોતાનું ગર્વભર્યું મસ્તક કડક કર્યું, કાળી રૂંવાટીવાળા ... હાથ ખુલ્લા કર્યા અને ઘોઘરે અવાજે પોતાની છાતી ફુલાવી બોલવા લાગ્યો, 'તમારામાંથી જો એકપણ કાયર નહિ હોય તો આપણે જરૂર જીતશું.' તેણે પોતાની મૂઠી પછાડી મેજ પર અવાજ કર્યો. સૌ ધ્રુજ્યા કારણ કે આવી ગડીમાં શિવરામની બાજુએ ઉભવું જોખમ ભરેલું હતું.

શિવરામે પીણું છોડ્યું ત્યારે શાંત ઘણી વધી ગઇ હતી. ભૂખ્યાં અને રાહ જોઈ થાકેલાં બાળકો રોઇરોઇને પોઢી ગયાં હતાં; પણ તેઓની માતા પોતાના પતિની રાહ જોતી એક નાની દીવડીને અજવાળે ખૂણામાં લપાઇને જાગતી પડી હતી. શોખનાં એકનાં એક સાધન સમાન ઘડીઆળનો ટીકટીક અવાજ પણ તેને એક યુગને અન્તરે થતો હોય તેવો લાગવા માંડ્યો.

અન્તે થાકનો પ્રભાવ દુર્ધર્ષ થતાં તે ... નિઃસ્વપ્ન નિદ્રામાં પડી. લથડતે પગલે શિવરામ જ્યાં ઘરનાં દ્વાર પાસે આવી પહોંચ્યો ત્યારે મધરાત વીતી ગઈ હતી. તેની જલદ પ્રકૃતિ અત્યારે શાન્ત હતી. ... સૂતેલી સ્ત્રીનું સ્વરૂપ જોઇ તેનો સંયમ ગળી ગયો તેના સ્વભાવમાં રહેલો વડવાનલ બહાર ભભૂકી ઊઠ્યો. તેના પાશવી હાથ લંબાયા અને ઘરીના છૂટા ભાગમાં તો તેની સ્ત્રીનું શરીર હચમચી ગયું. પતિની લોહીઆળ આંખો જોઈ ત્રાસ પામી તે ઝબકીને ધ્રુજવા લાગી.

'એમ? ઊભી રે ફરી આમ કરતાં તને શીખવું,' તેનો પતિ તેનાં ડઘાયેલ મુખ તરફ હાથ ઉગામી બબડ્યો. બિચારી સ્ત્રી વધારે અને વધારે ખૂણામાં સંકોચાવા લાગી અને અંધારામાંથી એક ઊંડો ગદ્‌ગદિત સ્વર આવ્યો;

'હું આટલી રાહ જોઇ કેમ શકું? ભૂખ અને થાકને લીધે અજાણતાં હું ભાન ભૂલી ગઇ.'

તે કંઇ ગણગણ્યો અને પછી તરત પૂછ્યું 'કંઇ ખાવાનું છે?'

'કંઇ નથી. મેં પણ કંઇ ખાધું નથી. છેલ્લો રોટલો હતો તે બિચારાં બાળકો ખાઇ ગયાં.'

'તું કામે કેમ જતી નથી? ઘરમાં શું તારો દાબ્યો દાટ્યો છે?'

'મારાથી કંઈ કામ થઈ શકે એમ નથી,' સ્ત્રીએ દુઃખી સ્વરે જવાબ વાળ્યો, 'હું તો હવે થાકી ગઈ છું. મારા દિવસો હવે ભરાઈ ગયા છે. હવે તો ઈશ્વર છુટકારો આપે એટલે બસ.'

'શું થયું છે તને?' શિવરામે જરા હળવેથી પૂછ્યું. 'કાલે ડાક્ટરને બોલાવું?'

'ડાક્ટર કંઈ કામમાં નહિ આવે. દર્દ અને ચિન્તા, ભય અને ગરીબીએ મારું દિલ ભાંગી નાખ્યું છે. હવે છેડો નજીક આવી ગયો છે.'

કોણ જાણે કેમ, પણ પત્નીના છેલ્લા શબ્દોએ શિવરામને તે રાતે જાગતો રાખ્યો. આન્તરદૃષ્ટિના એક જ ઝબકારામાં તેને પોતાના દિલની કાળાશ પરખાઈ ગઈ અને ચિન્તનના ભારે તેનું મગજ સળકવા લાગ્યું. આ ક્ષણે તો પોતાની જાત પરનો કાબુ પીગળી ગયો, કારણ કે કોઈ અકથ્ય કંપ તેના દિલ સોંસરવો ચાલ્યો ગયો. અન્તરાત્માના ડંખોએ તેને બહાવરો બનાવી મૂક્યો અને તેનું નબળું હૃદય ભયંકર આગાહીઓથી ભટકવા લાગ્યું. કંગાલ ભાવિની કલ્પના માત્રથી તેને પ્રસ્વેદ છૂટવા લાગ્યો.

આજસુધી દુભવેલી અને પ્રેમથી વંચિત રાખેલી પોતાની સ્ત્રી વિશે જે પાપશંકી ભયો તેણે અનુભવ્યા હતા તે ખરા પડયા. પત્નીની માંદગી મણીજ ટૂંકી અને અન્તિમ નીવડી. વર્ષોથી તે પીડાતી હતી પણ, કોઈને અણસારે પણ જણાવ્યા વિના, પોતે એક દિવસ સાજી થશે એવી વ્યર્થ આશામાં પોતાનું જીવતર ખેંચે ગઈ હતી. પણ ગરીબ માનવીના ઘરમાં જીવની એક પણ ચીજને પોતાના વિનાશક સ્પર્શથી ધ્રુજાવ્યા વિના ન રહેતા એવા ભયંકર ક્ષયરોગના પંજામાં તે પડી હતી.

જાણે જીન્દગીથી છૂટવા માગતી ન હોય તેવી મૂર્છાની સ્થિતિમાં તે સ્ત્રી થોડીવાર પડી રહી. પણ જ્યારે અન્તના ભણકારા સાંભળી રહેલ બાળકોનાં દયામણાં મુખો તેણે જોયાં, ત્યારે તેની જિજિવિષા વધારે ઉત્તેજિત થઈ.

બીજા દિવસે વધારે ખરાબ પલટો લીધો. ઘડી ભરાઈ ગઈ. હિંમત અને શ્રદ્ધાથી તે શાન્ત બની છેલ્લી ઘડીને વધાવવા તૈયાર થઈ ગઈ. મૃત્યુ પહેલાં તેણે બાળકોને બોલાવ્યાં અને પોતાના સુકાઈ ગયેલા બાહુઓમાં તેને છાતીસરસાં કરી બોલી:

'મારાં નોધારાં બાળકો, મારા મરણ પછી તમારું શું થશે? તમારે માટે કંઈ સદ્ભાગ્ય લખાયું છે ખરું?" આ શબ્દોના શ્રમે તેની શક્તિનું છેલ્લામાં છેલ્લું ટીપું હરી લીધું અને થાકીને તે પટકા પડી. નિર્દોષ અંબાર આંખે બાળકો માની કુંતાઈ ગયેલ કાયાને જોવા લાગ્યાં ત્યારે તેની આંખે આંસુ રેલવા લાગી.

મૃત્યુના હાથમાંથી જાણે પાછી ચાલી આવી હોય તેવી તે ફરીથી ભાનમાં આવી અને ભયાનક ચહેરો પતિ ભણી ધરી તેને ઈશારત કરી બાજુએ બોલાવ્યો અને મોંડે નબળે અવાજે બોલી:

"વચન આપશો? દારૂ છોડી દેશો? હું જાઉં છું અને તમારા પર જવાબદારી ફેંકતી જાઉં છું. આ બાળકોને ખવડાવવું પડશે; ઢાંકવાં પડશે; તેની ભાળ રાખવી પડશે. તેનું પોષણ કરવા કમાવું પડશે."

'હા', શિવરામ ફક્ત એટલું જ બોલ્યો. પણ તેનું પાષાણ જેવું હૃદય ઓગળીને આંસુની ધારારૂપે વહેવા લાગ્યું હતું.

શિવરામ બદલી ગયો. તેની તપશ્ચર્યા કઠિન હતી. અનેક વખતે એવી ઘડીઓ આવતી હતી કે પિપાસા, પ્રબલ થઈ જતી અને તે પોતાની પત્નીને આપેલ વચન તોડી બેસે તેવી પરિસ્થિતિ ઊભી થતી. પણ તેવી ક્ષણે પોતાની મરતી સ્ત્રીનું હસતું મુખ તેની સામે ચમકતું, તેના પરની યાચના વિજયી થતી અને તેની સાથે તેનાં મૃત્યુ માટેની પોતાની જવાબદારીના ખ્યાલનો ડંખ પણ તેને સતેજ કરતો.

એક મહિનાથી તે પીઠે ગયો ન હતો. સવારથી સાંજ કામ કરવામાં તે મન પરોવતો. સાંજ પડે બાળકોની સાથે રમવા તે તલપી રહેતો. મા વિહોણાં થતાં બાળકો નબળાં થવા લાગ્યાં. તેના ફિક્કા ગાલોમાં લોહી ભરાઈ જતાં તંદુરસ્તીની લાલાશ ચમકવા લાગી. એક વખતનું ગરીબ અને દુઃખી ઘર હવે સ્વર્ગ સમાન શોભવા લાગ્યું. શિવરામે પત્નીને આપેલ વચન અને તેનાં પાલને જાણે સ્વર્ગનું દ્વાર ખોલી આપ્યું ન હોય!

સૌ એ જોયું કે શિવરામનો વૈભવ વધવા લાગ્યો. અને સૌ એને એકશ્વાસે પૂછવા લાગ્યા, " આ તોફાની સ્વભાવમાં આવો અદ્‌ભુત પલટો કોણે આણ્યો ?"

કૃષ્ણાજીએ જ્યારે સંપૂર્ણ દારૂબન્ધીનો સુધારો ગામમાં દાખલ કર્યો ત્યારે સૌને તેનો ભેદ સમજાયો. એક પણ આદમી હવે વિરોધી રહ્યો ન હતો; કારણ કે શિવરામનો દાખલો મોજુદ હતો. સૌ કોઈએ જોયું હતું કે દારૂ છોડયો ત્યારથી જ શિવરામ સુખી થવા માંડયો હતો. કૃષ્ણાજીને મનં એક મહાન વિજેતાના જેટલો આનંદ હતો કારણ કે તેણે માનવજાતના એક કારમા દુશ્મનનો નાશ કર્યો હતો. સૌ કોઈ તેના સુધારાને આવકારી તેની બોલબાલા ગાતાં હતાં.*

* અંગ્રેજી ઉપરથી

# — દારૂ-નિષેધ —

## વિકસાવે છે

(૧) સાચો આત્મવિશ્વાસ અને સ્વમાન

(૨) તંદુરસ્તી અને શરીર, મન તેમજ આત્માની શુદ્ધિ

(૩) સારા આચાર, વિચાર અને ચારિત્ર્ય

(૪) વધુ સારાં ગૃહો, વધુ સારો સમાજ અને વધુ વધુ સબળ રાષ્ટ્ર

## અટકાવે છે

(૧) મદ્યપાનને કારણે નીપજતી ભયંકર માનસિક ભ્રાન્તિ

(૨) મદ્યપાનને આભારી દુઃખ, સંતાપ અને પરેશાની

(૩) મદ્યપાનને કારણે થતો આર્થિક અને માનસિક વિનિપાત

(૪) દારૂની સામાન્ય આદતમાંથી બેહદ મદ્યપાન તરફ લપસવાની ભીતિ

પી. પ્ર. ત્રાંબડી

# ગ્રામોદ્યોગને ઉત્તેજન શા માટે?



:લેખક:

'સેવક'

## સર્વોદયનો માર્ગ

**કાશ્મીરથી કન્યાકુમારી અને કટકથી કોડીનાર સુધી જે દેશની ધરતી અસંખ્ય ગામડાઓથી આચ્છાદિત છે એનો સર્વદેશીય ઉત્કર્ષ ગામડાંના ઉત્કર્ષ ઉપર જ અવલંબે એ સ્વાભાવિક છે. ગામડાંનો ઉત્કર્ષ એટલે એની આર્થિક અને સામાજિક ઉન્નતિ. અર્થાત્ એના જીવનધોરણની સમૃદ્ધિ. એને માટે જોઇએ ગામડાંના પોતાનાજ હસ્તઉદ્યોગની ખીલવણી. અને વધુ સારી કેળવણી. પ્રસ્તુત લેખમાં આ વસ્તુ બહુજ સરળ રીતે વ્યક્ત કરવામાં આવી છે. અહીં કોઈ પીઠ સાહિત્યકની અર્થગંભીર ગિરા નથી તેમ કોઇ અર્થશાસ્ત્રીની આંકડાજાળ પણ નથી. લેખક એક સાદા-સીધા ગામડાના કાર્યકર છે અને એમણે પોતાનીજ ભાષામાં, કશાયે ડોળદમાક વગર પોતાની ધરતીનો પ્રશ્ન રજૂ કર્યો છે.**

હિંદુસ્તાન એ ખેતી-પ્રધાન દેશ છે. દેશની મોટા ભાગની વસતી ગામડાંમાંજ રહે છે. હિંદ એટલે ગામડાંઓનો સમૂહ એટલે ગામડાંની આબાદી એ જ દેશની આબાદી. ગ્રામોધ્ધાર એજ દેશોધ્ધાર. આજ આપણને ગામડાંનાં હિતની વાતો કરવી છે પણ પ્રત્યક્ષ ગામડામાં બેસી ગ્રામ-સંસ્કૃતિ કે ઉદ્યોગને ખીલવવાં નથી–વિકસાવવાં નથી.

અત્યારે ગામડાં જે હીન દશામાં પડેલાં છે તેનું કારણ માત્ર એકજ, તેની આર્થિક અને સામાજિક અવદશા...સેંકડો વર્ષ પહેલાં જે હાથ ઉદ્યોગો, ગૃહ ઉદ્યોગો કે ગ્રામ-ઉદ્યોગો હતા તેની સ્થિતિ અત્યારે કેવી હીન છે? એ નષ્ટ થયેલા ઉદ્યોગોને જ્યાંસુધી પુનર્જીવિત નહિ કરવામાં આવે ત્યાં સુધી ગામડાની આર્થિક અને સામાજિક સ્થિતિ સુધરશે નહિ એ નિ:શંક વાત છે, આમ ગામડું એ રાષ્ટ્રની દૃષ્ટિએ બહુજ અગત્યનું અંગ છે.

### ગ્રામ-ઉદ્યોગ શા માટે?

ગામડાંની જનતા ખાસ કરીને કે ખેડૂત, સુથાર, લુહાર, મોચી, મજૂર વગેરે શ્રમીણ વર્ગની બનેલી હોય છે. આના ધંધાદારી લોકો પોતાના મૂળ ધંધાને તિલાંજલી આપી, ગામડાં છોડી, મોટાં શહેરોમાં જઇ વસ્યા છે કંઇક સુધરેલા ગણાતા, બે ચોપડી ભણેલા, સમજુ કહેવાતા લોકો તો ગામડાંમાં રહેવું એજ મૂર્ખાઇ માને છે.

આજે ખેડૂત ને ખેતી કરવી ગમતી નથી. મજૂરને ગામડામાં રહી મજૂરી કે ધંધો કરવો નથી. દરજી સુથાર, મોચી કે લુહારને પોતાનો મૂળ ધંધો ગમતો નથી. તેને તો શહેરોમાં જઇ એશ આરામ - મોજ શોખ કરવો છે અને પરિણામે આજ દિન પ્રતિદિન ગ્રામવાસીઓ પોતાનો મૂળ ધંધો છોડી અવળે માર્ગે જઇ રહ્યા છે આમ પ્રાચીન બાપીકો ધંધો છોડી ગામડું કંઇ દિશાએ ગમન કરી રહ્યું છે તેનો પણ આપણને ખ્યાલ નથી. જગત ભલે કૂદકે ને ભૂસકે આગળ ધપી રહ્યું હોય પણ આપણા દેશમાં આ પાયાની વાતને ભૂલી ન જતાં, ગામડાંરૂપી ઇમારતનો પાયો પાકો નાખવા ઉદ્યોગો તરફ તાકીદે વળવું યોગ્ય છે. નહિ તો પરિણામે વણખીલેલા ગ્રામોદ્યોગોને વિશેષ જબ્બર ફટકો લાગશે.

ગ્રામોદ્યોગથી ભલે ગામડિયા લક્ષાધિપતિ કે ધનવાન નહિ થાય પણ ધનવાન થવાની ઘડી આપણા હાથમાં ન આવે ત્યાંસુધી એક પણ ગૃહ ઉદ્યોગ કરવો નહિ ને

માત્ર બેકારીજ વધારે જવી એમાં કંઇ વ્યવહાર ચાલતા નથી. આજે દરેક ગ્રામવાસી યંત્ર વસાવવાને અસમર્થ છે તેની સાથે ધનવાન થવાને પણ અશક્ત છે. જેથી ગ્રામોદ્યોગથી વર્ષે લાખ રૂપીયા નહિ કમાય પણ સરેરાશ હિંદમાં ગ્રામવાસીની વાર્ષિક રૂ.૧૫૦ ની આવકમાં અવશ્ય રૂ. ૧૦ નો સહેલાઇથી વધારો થશે. અને આજીવિકામાં ઉમેરો કરી શકશે. આજ એક મજૂરે સાંજે એક રૂપિયો કમાતો હોય તેને બીજે દિવસે રૂપિયો દોઢ રોજી મળે તો તેને કેટલો ફાયદો છે? તેમ એકંદરે આ સફળતાજ ગણાય!

યંત્રોદ્યોગની મોટા પાયા પર યોજનાનો વિચાર કરનારાઓને 'ગ્રામઉદ્યોગ' હાસ્ય જનક લાગશે પણ હાલના આ સંક્રાંતિ કાળમાં, આ ઉદ્યોગો એવી વસ્તુ છે કે તે ચાલી શકે તેમ છે. માટે હાલના દશકાને– ગ્રામોદ્યોગ' યંત્રોદ્યોગની પેઠે લાભકર્તા છે.

## ગૃહઉદ્યોગ એજ કામધેનુ

કામધેનુ એટલા માટે કે એ ગૃહની ધેનુ છે. આપણે આપણા થોડા ઘણા કે વધુ સમયનો સદુપયોગ કરવા ઇચ્છતા હોઇએ ત્યારે કરી શકાએ છીએ. આ ધેનુ બારે માસ દૂઝે છે.

ખેડૂત વર્ષના ૭ માસ ખેતીમાં કામ કરે છે ત્યારે બાકીનો સમય ફાજલ રહે છે તો તેને સ્થાને જો હાથ કે ગૃહ ઉદ્યોગ ચાલતો હોય તો જરૂર પોતાને ઉપયોગી એવી અન્ય વસ્તુઓ ઉત્પન્ન કરી શકે. શરીરસ્વાસ્થ્ય, આત્મબુદ્ધિનો વિકાસ, પવિત્ર ભાવના તથા જીવન વિકાસની સાધના તરીકે પણ તેને અગત્યનું સ્થાન છે. પોતાની વિવિધ કળાથી ઉદ્યોગમાં રસ લઇ શકે છે. ઘણા યંત્રવાદીઓ માને છે કે ગ્રામ ઉદ્યોગ શુષ્ક, ક્ષુલ્લક અને રસહીન છે તો તે તદ્દન નાપાયાદાર વાત છે,

## વિકેન્દ્રીકરણ એજ પવિત્રતા

પવિત્રતાનો વિચાર કરતાં માલૂમ પડશે કે સમાજમાં જ્યારે અર્થતંત્ર સમાન થશે, સંપત્તિની વહેંચણી સમાન ધોરણે વહેંચાશે, શોષિત તત્ત્વો નાબુદ થશે, આર્થિક આઝાદીથી જીવન ધોરણ ઉચ્ચ થશે ત્યારે જ માનુસ માનવતાથી–પવિત્રતાથી જીવતો થઇ શકશે. પૂ. ગાંધીજી વારંવાર કહેતા કે જ્યારે હિંદમાં વિકેન્દ્રીકરણ થશે ત્યારેજ આર્થિક સમાનતા આવશે. જ્યાંસુધી આર્થિક સમાનતા નહિ આવે ત્યાંસુધી મૂડીવાદ ને મજૂર, રાજાશાહી ને લોકશાહી, શ્રીમંત અને ગરીબ એમ વર્ગવિગ્રહ મટશે નહિ. વર્ગ વિગ્રહ નાબુદ કરવા વિકેન્દ્રીકરણ દ્વારા ઉદ્યોગ એજ અત્યુત્તમ માર્ગ છે માટે હિંદના આવેલા સ્વરાજને ટકાવવા ને આબાદ બનાવવા હાલ ખાસ જરૂર હોય તો 'વિકેન્દ્રીકરણ' જ છે.

ગ્રામ ઉદ્યોગને નજીવો માનનાર માનવી સમજી લે કે જ્યાંસુધી ગ્રામ જનતાને પોતાની પરિસ્થિતિનું, ગામનું અને પોતાના સ્થાનનું આત્મભાન નથી કરાવ્યું ત્યાંસુધી કોઇપણ કાર્ય ફળીભૂત નથી થવાનું.

## નર્યા યંત્રવાદથી હિંદને નુકશાન

આજે ઠેર ઠેર યંત્રનો પવન ફૂંકાઇ રહ્યો છે ગામડામાં પણ યંત્રો આવી રહ્યાં છે. યંત્રો દેશ પરદેશથી મંગાવવાં પડે છે. હિંદની હજી એટલી શક્તિ [illegible] કે દેશનાં જોઇતાં યંત્રો પોતે પૂરાં પાડી શકે. એથી દેશની સંપત્તિ બહાર મોકલવી પડે છે.

ગરીબ કંગાલ કહેવાતો આપણો દેશ આજે કરોડો રૂપિયાનાં યંત્રો વસાવવા લાગ્યો છે. યંત્રો ભલે આપણે વસાવીએ પણ જો ગૃહ ઉદ્યોગોને દેશવટો દેવાઇ જશે તો દુનિયાના બીજા દેશો જેવી આપણી સ્થિતિ થઇ જશે. દેશમાં યંત્રો વધે તેથી એકદમ્યુ માલનું વેચાણ કરવા, વેપાર ખીલવવા, વધુ પૈસા કમાવા વગેરે માટેની વૃત્તિઓ વધે. પછી દુનિયાના બીજા દેશોની બજારોમાં તેના ભાવ લેવાના કોડ જાગે. માલ ન વેચાય એટલે યુદ્ધ કરવાની હોંશ થાય. અંતે લડાઇ કરી વિનાશ સર્જવો પડે. યુરોપની આજની પરિસ્થિતિ તપાસો, તેનું કારણ માત્ર 'યંત્ર' જ છે. વાસ્તવિકતાએ તેઓ ધનવાન બન્યો હોય, લાખો યંત્રો વસાવ્યાં હોય ને યંત્રોથી 'એટમ' જેવી શક્તિ ઉત્પન્ન કરી પણ તેથી દુનિયાને શો ફાયદો? ફાયદો માત્ર માનવ–સંહાર!

ટૂંકમાં, યંત્રોદ્યોગ ને લાવવા જતાં ગ્રામોદ્યોગનો નાશ ન થાય એ વિષે ખાસ ધ્યાન રાખવું પડે છે. જો ગ્રામઉદ્યોગ હશે તો પ્રાચીન સંસ્કૃતિ કે રામરાજ્યની કલ્પનાનું ચિત્ર જરૂર હિંદમાં સર્જાશે.

## સાથેનો સંબંધ

સમાજ સાથે ગ્રામઉદ્યોગને નિકટનો સંબંધ છે. માજનો મુખ્ય આધાર તેની કેળવણી પર અવલંબે છે. ાપણી ગઈ કાલ સુધીની કેળવણીનો ઘડો હયો. બાળશાળા, ાથમિક, માધ્યમિક કે ઉચ્ચ શિક્ષણ આપતી શાળામાં ાાર્થીઓને માત્ર ચોપડીયું—પુસ્તકીયું જ્ઞાન જ અપાયું . ખેડૂતોના બાળકને કેળવણી આપી ખરો ખેડૂત બનાવવાને લે ધંધામાંથી મુક્ત કરે છે. એવી રીતે મજુર, ધોબી, હાર, દરજી વગેરેના બાળકોની પણ તેવીજ દશા કરી કે છે. પણ તેને સ્થાને જો ઉદ્યોગ દ્વારા શિક્ષણ ાપવામાં આવે (જેનો પ્રયોગ હવે થાય છે) તો વિદ્યાર્થીની ાખી સ્થિતિ બદલાઈ જાય. જે તે ધંધાના વિદ્યાર્થી હોય ની પણ તેને પુરતી કાળજી રહે તથા પ્રત્યક્ષ કાર્યથી. ાોગથી કેળવણીમાં બુદ્ધિ અને શક્તિ ખીલે ને છેલ્લે ઉદ્યોગ-ક્ષણ મારફત સ્વતંત્ર જીવન જીવી ધંધો પણ કરી કે.

## ્રીયકરણનું મૂળ ગામડું

રાષ્ટ્રને આગળ લાવવા માટે રાષ્ટ્રમાં અનેક પ્રકારની વિચારશ્રેણીનાં માણસો, વાદો કે સંઘો કામ કરી રહ્યા દરેકનો ઉદ્દેશ માનવ જાતિનું ભલું કરવાનો છે માત્ર ઓ જુદા જુદા છે. રાષ્ટ્રીયકરણનો સિદ્ધાંત ીકારીએ પણ એનો મુખ્ય આધાર કોના પર છે તે જોવુ ઈએ. રાષ્ટ્રવૃક્ષ ભલે ગમે તેટલું મોટું હોય પણ ં મૂળિયાં ખવાઈ જશે એ મૂળિયાંને પાણી નહિ — પોષણ નહિ મળે તો વૃક્ષ જરૂર સુકાઈ જશે. તેવી ને ભલે ઔદ્યોગીકરણની વાતો વહેનમાં ી હોય પણ જો એ વહેન ક્યાં જઈને મળે છે, નમાંથી કોઈ ઉપયોગ કરી શકાશે કે નહિ તેનો પૂર્ણપણે વિચાર ન કરતાં માત્ર સમાજને ક્રાંતિના ાં ધકેલી દેવામાં આવશે તો એજ મુખ ે ભરખી જશે.

ગામડું ભલે ગંદુ હોય, કીચડ કાદવનું ઘર હોય જંગતનું ધામ હોય પણ શહેરોને પોષણ આપનાર છે જ. આવાં ગામડાંને સતેજ, પ્રાણવાન જાગૃત કરવા આપણે કમર કસવી પડશે.

## ઉત્કર્ષ એજ દેશ ગૌરવ

ગામડાંના ઉત્કર્ષમાંજ દેશનું ગૌરવ સમાયેલું છે એ ઉત્કર્ષને તાદૃશ સ્વરૂપમાં રજુ કરવા શબ્દો નહિ પણ કાર્ય જોઈએ! સ્વદેશી ચીજો વાપરતાં આપણું મન હજી કેમ પ્રેરાતું નથી? વાપરવું અને વિચારવું એ બે ભિન્ન વસ્તુ છે. જો કે વિચારવાન કોઈ દિવસ વાપરતો થશે. તેથી કહેવા; એકજ કારણ છે તે ઉદ્યોગ પ્રત્યેની આપણી ઉદાસીનતા ...... તૈયાર માલ લઈએ છીએ એટલે માલની મહત્તા, કિંમત આંકવાને બદલે માત્ર વેપાર જ કરીએ છીએ અને વેપાર પણ સ્વાર્થની નફાની દૃષ્ટિએ—પણ જો ગ્રામ ઉદ્યોગો વિકસે તો આપણી બનાવેલી ચીજોનું માન વધે—વપરાશ વધવાથી ઉત્પાદન પણ વધે.

આમ દેશગૌરવનો વિચાર કરતાં સમાજ માટે શું કરી શકીએ તેનો ખ્યાલ નીચેના મુદ્દાઓ વડે આવશે. (૧) ગૃહઉદ્યોગો ખિલવવાથી ગરીબોને રોજી પોષણ મળે અને પોતાનું સ્થાન શું છે તે જાણતા થાય (૨) શહેર અને ગામડાં વચ્ચે સમાનતાની ભાવના પ્રગટ થાય (૩) પવિત્રતા જળવાય, કાળાબજાર, શોષણખોરી નાબુદ થાય, (૪) ગામડાનો સર્વાંગી વિકાસ થાય (૫) ગ્રામવાસીમાં દૃઢતા આરોગ્ય અને ઉદ્યોગી જીવનનો લાભ સમજવાની શક્તિ જાગે.

## ગૃહ ઉદ્યોગના પ્રકાર

(૧) સ્વતંત્ર પોષણ મેળવનારા:—

(અ) ખેતી:— અનાજ ઉત્પાદન, બાગાયત, શાકભાજી અને ઢોરઉછેર

(બ) સુથારી કામ:— ખેતીના ઓજારો તથા ખાટલા-પાટલા જેવાં જીવન વહેવારનાં સાધનો:

(ક) લુહારી કામ:— ખેતીના ઓજારો, લોઢી, તવેથા જેવી સામાન્ય ગૃહ વપરાશની ચીજો.

(ડ) વણાટ કામ:— ખાદી તથા હાથવણાટ, પાટી, ધાબળા, સાદડીઓ, પંખા શેતરંજી ઈત્યાદિ.

(ઇ) કુંભાર કામ:— લોકોપયોગી વાસણો, નળીયાં.

તદુપરાંત ભરતગૂંથણ, શીવણ, ચિત્રકામ, તરેહ તરેહનાં રમકડાંઓ, સાબુકામ, હાથ બનાવટનો કાગળ વગેરે કામોનો સમાવેશ થાય છે. ઉપર્યુક્ત ઉદ્યોગો સાથે ગ્રામ ગરીબ જનતાને હર હમેશનો સંપર્ક રહે છે તેથી

ગરીબાઈ દૂર કરવા, ઘેર બેઠાં ધંધો કરી પૈસા મેળવવા, વખતનો સદુપયોગ કરવા, પોતાના ઘરમાંથી પૈસાનો વ્યય થતો રોકવા અને પોતાની જીવનજરૂરીયાતોની ચીજો અરસ પરસથી મેળવી લેવા અને સમાજને બોજારૂપ ન થવા 'ગૃહ ઉદ્યોગ' એજ સર્વોદયનો માર્ગ છે.

આ ઉદ્યોગોની પાછળ લાખો રૂપિયાની જરૂર હોતી નથી. દરેક ગ્રામવાસી પોતાની જરૂરીઆતનાં સાધનો વસાવી ધંધો કરી શકે. આપણે પૂ. બાપૂજીની કલ્પનાનું સ્વરાજ કરવા ધારતા હોઈએ તો ગામડાંના ઉદ્યોગો વધારી, ગામડાંની ગરીબાઈ દૂર કરી, પગભર થતાં શીખવું જરૂરી છે.

## રચનાત્મક કાર્યોનું એક અંગ

ગ્રામોદ્યોગ એ રચનાત્મક કાર્યોનું એક મહત્વનું અંગ છે. શરીરમાં જેમ હૃદયનું સ્થાન છે તેવું જ સ્થાન ગ્રામઉદ્યોગનું રચનાત્મક કાર્યોમાં છે. દેશની સામાજિક અને આર્થિક આબાદીમાં રચનાત્મક કાર્ય અગત્યનો ફાળો ભજવે છે. અંતમાં સમાજનો આધાર પણ આના ઉપરજ છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

'ગ્રામોદ્યોગ' એ સ્વરાજની ઇમારતનો પાયો છે. પૂ. ગાંધીજીએ પોતાનું આખું જીવન સમાજની નવરચનામાં નવસર્જનમાં વિતાવ્યું. જીવન પર્યંત સ્વાવલંબી બનવાનો આદેશ આપ્યો. છેલ્લાં વીસ વર્ષોમાં જો સમગ્ર રાષ્ટ્રને કંઇક પોતાની ફરજનું વધુ ભાન કરાવ્યું હોય તો તેનો સઘળો યશ પૂ. ગાંધીજીનેજ જાય છે. રચનાત્મક ક્ષેત્ર એ એમનું રાજ્ય હતું તેમણે જીવન પર્યંત એ કાર્યોથી નિઃસ્વાર્થ ભાવે રાજ કર્યું. આજ એ આપણી વચ્ચે નથી છતાં પણ તેમણે રચેલું કાર્ય-રાજ આપણી પાસે છે. તો તેનું ખરૂં રાજ્ય ટકાવવા આપણે રચનાત્મક કાર્યોને આપણા જીવનમાં અગ્રસ્થાન આપવું એ ખાસ જરૂરી છે. ભલે એવાં કાર્યોનો ફાયદો આજ ન જણાતો હોય પણ થોડાં વર્ષો પછી જરૂર તેનો લાભ દેખાશે માટે ગ્રામોદ્યોગનું આર્થિક અને સામાજિક મહત્વ, વગેરે સમજીને અમલી બનાવી, રચનાત્મક કાર્યને વધુ મજબુત બનાવવા ગામડે ગામડે ઉદ્યોગ શરૂ કરી દેવા એ ખાસ જરૂરી છે.



# અનર્થોની પરંપરા

'મદ્યાર્ક મનુષ્યની શારીરિક શક્તિના ટકાવને ઓછો કરી નાખે છે. થાક ઉતારવામાં ઢીલ કરે છે. અતિશય ગરમી કે અતિશય શરદી જેવી ખરાબ અસરને વધારી મૂકે છે. બુદ્ધિને બુઠ્ઠી કરે છે. જ્ઞાનતંતુઓની કાર્યતત્પરતાને અવરોધે છે. આત્મભાન હરી લે છે. નિર્ણય શક્તિને કલંકિત કરી મુકે છે.'

ડા. સર આલ્ફ્રેડ પીઅર્સ

તમે જાણો છો?

# પ્રાણીઓની ઉંઘવાની રીતો

લેખક:
કૃષ્ણદાસ કોટડાવાળા

મનુષ્યની પેઠે પ્રાણીઓને પણ નિદ્રાની જરૂર છે બાબતમાં શંકા નથી. જે પ્રાણીઓની ઉંઘવાની આશ્ચર્યજનક જાતની રીતો હોય છે તે આપણું તરત ધ્યાન ખેંચે છે. દાખલા તરીકે સર્પની એક જાત બપોરના …ક વાગે ઉઠે છે, એક કલાક જાગૃત અવસ્થામાં ગાળીને …થી તે ઉંઘે છે, અને પછી ફરીથી બીજે દિવસે એક …ગે બપોરે ઉઠે છે.

સમગ્ર ૨૪ કલાકના ગાળામાં ૧૬ વખત કકડે …કે ઉંઘ લે છે. ગ્રેટ નામે બ્રીટનમાં એક ગાતું પક્ષી છે. …ળામાં તે પક્ષી લગભગ ૯ કલાક કલ્લોલ કરે છે, …રંતુ ઉનાળામાં તે મધ્યરાત્રિના બે વાગે ઉઠે છે, અને …ના દસ સુધી સૂતું નથી. એ પ્રમાણે ઉનાળામાં તે … કલાક સુધી મજા કરે છે.

કેટલાંક પંખીઓની ઉંઘ બહુ કાચી હોય છે, અને …જ ભય જેવું લાગતાં તે જાગી જાય છે. પરંતુ ઓસ્ટ્રે… દેડકાને મળતા મોંઢાનું એક પંખી છે, જેને …ળામાંથી હાથમાં ઉંચકીને ફેરવીએ તો પણ …ી ઘેર કુંભકર્ણ નિદ્રામાંથી જાગૃત થતું નથી.

પથારીઓની બાંધવાની રીતમાં પણ જુદા જુદા …ઓમાં વિવિધતાઓ જોવામાં આવે છે. એકંદરે એમ કહી શકાય કે પંખીઓમાં ખાસ પથારી કરવા જેવું છે જ નહિ, અને ઘણાં સ્તનવાળાં પ્રાણીઓ પણ થોડી સુંવાળી જગા શોધીને તેમાં ઉંઘ ખેંચે છે.

આથી વિરોધમાં, ગેરીલા વાનરો પોતાની પથારીઓ બનાવવામાં ખૂબ મહેનત લે છે, પરંતુ તેઓ ભાગ્યેજ એક જ આરામસ્થાનમાં બે થી વધારે સતત રાત્રિ ગાળે છે. આનું કારણ એ છે કે પોતાના આરામસ્થાન નજીકના વૃક્ષો ઉપરનાં નવાં પાન અને નવા ફણગાઓને તેઓ ત્વરિત રીતે ખાઈ જાય છે, અને તેથી અઠવાડીઆના ગાળામાં તો તેમને ત્રણથી ચાર નવી ખાવાની જગાઓનો આશરો લેવો પડે છે.

પ્રાણીઓનાં જ્યાં સંગ્રહસ્થાનો હોય છે ત્યાં તેમની સુવાની સગવડો બરાબર છે કે નહિ તેને માટે ખાસ ધ્યાન આપવામાં આવે છે. જર્મનીના મ્યુનીચ શહેરના પ્રાણીની મ્યુઝીઅમમાં એઇપ વાનરોને ઓઢવા માટે કામળાઓ આપવામાં આવે છે, જે થોડા થોડા દિવસના અંતરે ધોવાતા રહે છે.

હાથીઓને કેટલીક વખત સખ્ત સાંકળોથી બાંધવામાં આવે છે. જેથી તેમનામાં સલામતીની ખાત્રી રહે. થોડું ઉંઘીને હાથી ધીમે ધીમે ઉભો થવા લાગે છે, અને પછી પોતાને આળોટવા જેવી સગવડ થાય એવી રીતે સુવે છે.

હાથીઓ મોટેથી નસ્કોરાં બોલાવે છે, તેઓને પણ સ્વપ્નો આવતા હશે. ઘણી વખત તેઓ બેચેનીથી અવાજ કરે છે. સ્વપ્નોનો પરવાનો માણસ અને હાથીને જ નથી. ઉંઘતા કુતરા, વાનરો, બિલાડાં, ઘોડા અને બીજા સ્તનવાળા પ્રાણીઓ ઘણી વખત એવા અવાજ કરે છે, જે અવાજો માણસમાં થાય ત્યારે તો સ્વપ્ન જ દર્શાવે છે. અને કુતરા નસ્કોરાં બોલાવે છે એ તો જાણીતી હકીકત છે. વધારે વિકાસ થયેલા વર્ગનાં સ્તનવાળા ઘણાં પ્રાણીઓમાં સ્વપ્નો આવે છે.

ન્યુઝીલેંડનું પ્રખ્યાત "કીવી" (બુટગોલીશની કેટલીક ડબ્બીઓ ઉપર એનું ચિત્ર જોવામાં આવે છે) પંખી દિવસ દરમીઆન જમીનની નીચે બખોલમાં પડી રહે છે. ચામાચીડીયું પોતાના આરામની જગાએ એક પગથી ચોંટીને વળગી રહે છે, અને એ દશામાં પોતાની ઉંઘ લે છે.

લગભગ બધાં પંખીઓ પવનમાં

નાપસંદગી દાખવે છે. એવું કરવું જ પડે તો તેમને તેનો સામનો કરવો પણ ગમે છે. એનાથી નેઓનર પીંછા નીચાં રહે છે.

પક્ષીઓ સુતા પછી પડી જતાં નથી તેનું કારણ એ છે કે તેમના સ્નાયુઓ પગની ખરીઓને સુતી વખત સુવાની જગા સાથે મજબુત વળગાડી રાખે છે.

બતકો અને હંસો કેટલીક વખત પાણી ઉપર સુવે છે. એકાએક સખ્ત ઠંડી પડી અને પાણીનો બરફ થઇ ગયો હોય ત્યારે તેઓ પણ તેમાં જકડાઇ ગયા હોય અને બહાર નીકળવા અશક્તિમાન થઇને થીજી ગયા હોય એવા દાખલા નજરે પડેલા છે.

માછલીઓ અને બીજાં દરીઆઇ પ્રાણીઓ સ્તનવાળાં પ્રાણીની જેમ ઉંઘતા હશે કે કેમ એ સવાલ છે કેટલાંક જળચર પ્રાણીઓ રાત પડતાં તરવાનું બંધ કરે છે, અને પછી પાણીના તળીએ આરામ લે છે, એવું જળચરપ્રાણીના સંગ્રહસ્થાનની ટાંકીઓમાં દેખાયું છે.

ભમરાઓ સારી ઉંઘ લેતા લાગે છે. પથારીની તેમની પસંદગી વિવિધતાઓ ધરાવે છે. કેટલીક વખત જુના કોહારના એકાદ મોભમાં કાણું પાડીને તેમાં સુઇ રહે છે. કેટલાક ફુલમાં, અથવા પાંદડાં ઉપર સુઇ રહે છે. કેટલાક દિવસે એકાદ સ્થળે કાણું પાડીને રાત્રે તેમાં ઉંઘ ખેંચે છે.

પરોઢ થતાંની સાથે કેટલીક ઉધાઇઓ પોતાનું કામ શરુ કરી દે છે, અને સંધ્યાકાળ થાય ત્યાંસુધી ચાલુ રાખે છે. ને પછી તે પરોઢ થાય ત્યાંસુધી સુઇ રહે છે.

કીડીઓની ઉંઘ સંબંધમાં ડૉ. જુલીઅન હક્સલી જણાવે છે, 'કીડીઓ જમીન ઉપર એકાદ જગાએ સુવે છે, અને ત્યાં પોતાના પગને પોતાના શરીર તરફ ખેંચીને પડી રહે છે. લગભગ એકેક કલાકના આરામ કર્યા બાદ તેઓ ઉઠે છે ત્યારે આપણી ગર્વયુક્ત મનુષ્ય જાતની માફક વર્તન કરે છે. આ હકીકત ખાસ ધ્યાન ખેંચે એવી છે: માથું, અને પછી જ પગને અને એટલા વધારે લંબાવવામાં આવે છે, અને ઘણી વખત પછાડાય છે. બગાસાંને યાદ આપે એવી રીતે તેના જડબાંનાં હલનચલનો થાય છે.'



# સુણો કોઇ વાત અમારી



સુણો કોઈ વાત અમારી રે!
કથા કહું આજ અમારી રે!

ભર જુવાનીમાં લત લાગી મહને દારૂ પીવાની ખૂબ,
દારૂ પીધો કે રાજ મળ્યું જાણે દિલ્હી તણો હું ભૂપ.
સુણો .

સુખતણું બસ એકજ સાધન દારૂ દુનિયા માંય.
દારૂ જ બૈરી, દારૂ જ છૈયાં દારૂ દુનિયા છાંય.
સુણો...

આખા દિવસની કાળી કમાણી દારૂ મહીં વહી જાય,
ઘરનાં છૈયાં હારાં ઘંટી ચાટે તોયે બુરી કુટેવ ન જાય.
સુણો ...

સોનું વેચ્યું મ્હેં, રૂપુ વેચ્યું મ્હેં વેચ્યો સરસામાન,
ભરયુવાનીમાં તન તોડયું ને ખોયાં વળી માનપાન.
સુણો....

આવી આઝાદીને ગઇ બરબાદી આપણે આપણું રાજ,
દારૂબંધીની હાક પડી હવે હું કેમ રહું તારાજ?
સુણો ...

ભાન થયું મ્હને, સાન સુઝી હવે લીધી પ્રતિજ્ઞા ભાઇ!
વર્ષ એકનાં વ્હાણાં વીત્યાં ત્યાં તો શું કહું શુભ વધાઇ?
સુણો....

જંગલમાં જાણે મંગલ છાયું ચિત્ત થયું રે! ચતુર.
નિત્ય ઉદાસીન નાર ઉરે હવે પ્રેમ, રમે રસપૂર!
સુણો....

દારૂ ખરેખર! છુપો દાવાનળ કોઇ કરો ના વાદ,
સુખી સંસારે આગ લગાડે કરે જીવન બરબાદ.
સુણો....

—છગનલાલ ઘકડી—



બાળ વિભાગ

# છત્રી અને જોડા

અત્યારે ઉનાળો ચાલી રહ્યો છે. આપ અમારો ઉપયોગ તો જરૂર કરતાજ હશો, પણ અમારા વિષે કશું જાણવાનો કદી પ્રયત્ન કર્યો છે ખરો? લ્યો અમારા વિષે અમેજ તમને સઘળી માહિતી આપીયે છીયે. ખૂબ ધ્યાનથી વાંચજો હો?

જમદગ્નિને તીર ચલાવવાનો શોખ નહોત. તેની પત્ની રેણુકાને તે લેવા જતા કષ્ટ ન પહોંચ્યું હોત. રેણુકાનું શરીર કરમાઈ ન ગયું હોત, પગમાં ફોલ્લા ન પડ્યા હોત તો અમારો જન્મ ન થયો હોત.

ઘણા વર્ષો પૂર્વે જમદગ્નિ નામનો એક ભારે તપસ્વી રહેતો હતો, તે અને બીજા ઋષિમુનિઓ ફકત તપ કરવામાંજ નહીં પણ અસ્ત્ર - શસ્ત્ર ચલાવવામાં પણ ખૂબ હોશિયાર હતા. જમદગ્નિની પત્નીનું નામ રેણુકા હતું.

જમદગ્નિને તીર ચલાવવાનો ખૂબ શોખ હતો. તે રોજ એક મોટા મેદાનમાં જઈને તીર ફેંકવાનો અભ્યાસ કરતા. તેઓ ધનુષ્યપર તીર ચઢાવીને છોડતા, અને રેણુકા એ તીર શોધી, લાવતી.

એક દિવસ જમદગ્નિ રોજની જેમ તીર ફેંકી રહ્યા હતા, ત્યારે દિવસ ઉપર ચઢી રહ્યો હતો, અને તાપ પુષ્કળ પડી રહ્યો હતો, રેણુકા ફેંકેલું તીર લેવા ગઈ હતી, પણ જ્યારે ઘણીવાર સુધી ન આવી ત્યારે મુનિને ચિંતા થવા લાગી. થોડે દૂર જઈને એમણે જોયું તો રેણુકા પગ ઘસડતી ધીરે ધીરે આવી રહી છે. તાપને લીધે એનું સારૂં યે શરીર લાલ લાલ ગયું છે. પગમાં ફોલ્લા પડી ગયાં છે. અને તે ખૂબ કષ્ટથી પગ ઉઠાવી રહી છે.

આ જોઈને મુનિને ખૂબ ગુસ્સો આવ્યો. એણે કહ્યું "ઓહ. સુરજની આટલી બધી હિમ્મત. કે એ મારી સ્રીને કષ્ટ આપે! એ મને શું સમજે છે? હું હમણાંજ એની દુર્ગતિ કરૂં છું." આમ કહીને એમણે ધનુષ્ય પર એક ભયંકર તીર ચઢાવી. સુરજ પર નિશાન તાક્યું.

જમદગ્નિનો ક્રોધ જોઈને, સુરજ એક બ્રાહ્મણના સ્વરૂપમાં પૃથ્વી પર ઉતરીને મુનિની સામે ઉભો રહ્યો. અને કહેવા લાગ્યા,

અનુવાદક
રતુભાઈ મ. દેસાઈ

"મુનિવર! તમે આ શું કરી રહ્યા છો? શું તમે ભગવાન સૂરજ-દેવને પણ મારી નાંખવા માંગો છો? તો પછી આ સારી દુનિયા કેવી રીતે બચશે? સૂરજની રોશની વગર લોકો જીવશે કંઇ રીતે? મહાન જ્ઞાની થઇને આપને માટે આ કાર્ય શું ઉચિત છે?

બ્રાહ્મણ દેવતા, મને રોકો નહિ. તમે નથી જાણતા કે સૂરજે મારી સાથે કેવી ધૃષ્ટતા કરી છે. તમે જાણો છો કે એણે મારી પત્નીને કેટલી સતાવી છે? હું એ ધૃષ્ટને દંડ આપ્યા સિવાય નથી રહેવાનો." જમદગ્નિએ જવાબ આપ્યો, એટલે સૂરજે પોતાનું અસલી સ્વરૂપ પ્રગટ કર્યું. અને કહ્યું, "મુનિવર! હવે હું તમારાથી શું છુપાવું? હુંજ સુરજ છું. મારી ભૂલ થઇ, એટલે આપની સ્ત્રીને કષ્ટ પહોંચ્યું, એ માટે હું આપની પાસે ક્ષમા માંગુ છું."

સુરજને ક્ષમા માંગતા જોઇને જમદગ્નિનો ક્રોધ ઠંડો પડ્યો, એમણે સુરજને જરા મીઠો ઠપકો આપતાં કહ્યું, "તમે કેવા ધૃષ્ટ છો સુરજ?. જૂઓ તો, બિચારી રેણુકા કેવી કરમાઈ ગઇ છે, એ પસીનાથી તર-બતર થઈ ગઇ છે, પગમાં ફોલ્લાં પડી ગયા છે, અને મૂખ પણ કરમાઇ ગયું છે, તમેજ કહો, મને ક્રોધ ન આવે તો બીજું શું થાય?" ત્યારે સૂરજે હસતાં હસતાં છત્રી અને જોડા જમદગ્નિના હાથમાં મુકી દીધાં ને કહ્યું, "ભગવાન! આ લ્યો. આ બેઉ વસ્તુ ખૂબ કામની છે. મેં માતા રેણુકા માટે એની ઉત્પત્તિ કરી છે. જોડા પહેરવાથી પગ બળશે નહિ અને ફોલ્લા પડે નહિ, છત્રી ઓઢવાથી તાપ કશું નહિ કરી શકે, જે આનાથી કામ લેવાશે તો તમને કંઇ કષ્ટ નહિ પડે" આમ કહી સુરજ અંતર્ધાન થઈ ગયા.

અને એ દિવસથી દુનિયા અમારો ઉપયોગ કરવા લાગી.

બાલમિત્રો, આ અમારી કહાણી છે. કેમ વાંચવાના મઝા પડી ને?*

* હિંદી પરથી.



# વર્ષાનો છડીદાર



ઉનાળો ઉતરે છે. વૈશાખ–જેઠના ધગધગતા તડકા ઓસરી રહ્યા છે. વરસાદનું પહેલું ઝાપટું હજી પડયું નથી. આકાશ ધૂળથી ઘેરાયેલું છે. ઘડી ઘડી તડકો અને છાંયડો ડોકિયાં કરે છે કોઈ કોઈ વાર એકાદ અટૂલું વાદળું એ ચાર પાણીનાં ફોરાં ફેંકી પસાર થઈ જાય છે. એમાંનું એકાદ બિન્દુ વૃક્ષની ઘટામાં બેઠલા મોરલા ઉપર પડે છે. મોરલો નાચી ઉઠે છે. " મે.. આવ... મે..આવ... "નો પોકાર વૃક્ષની ઘટામાંથી દૂર દૂરનાં વાદળો સુધી અથડાય છે.

અને જાણે વર્ષાના એ છડીદારનો પોકાર મેઘરાજાએ સાંભળ્યો હોય તેમ બારેય મેઘ એક સામટા વરસી રહે છે.

મોરલા જેવું ઘાટીલું અને સુંદર પક્ષી કદાચ બીજું કોઇજ નહિ હોય. એનો ઉંચો ભરાવદાર દેહ, લાંબી ઘેરા આકાશી રંગની ઉંચી ડોક અને કલગી, કાબરચીતરી પાંખો અને અનેક રંગનાં મિશ્રણવાળાં લાંબા પીછાં, આ બધું જોતાં તમને એમજ લાગે કે સુંદરતા આપવામાં કુદરતે મોરલા તરફખાસ પક્ષપાત દર્શાવ્યો છે. સામાન્ય રીતે નર કરતાં માદા વધારે સુંદર અને કોમળ ગણાય છે. પરંતુ એમાં મોરલો એક અપવાદ છે ઢેલને તમે જોશો તો મોરને મુકાબલે એ સાવ ફિક્કી લાગશે મોરલો તો જાણે નાચતો કૂદતો કલાધર! કવિઓએ કોકિલાના કંઠને વખાણ્યો છે. હરણની આંખોને વખાણી છે હંસના શુભ્ર રંગને વખાણ્યો છે તેમ મોરલાનું વખાણ્યું છે નૃત્ય. રંગ બેરંગી પીછાંઓને અર્ધ ગોળાકારમાં ઉંચાં કરી જ્યારે મોરલો નાચે છે ત્યારે અનુપમ સુંદર લાગે છે.

પરંતુ એમ માનશો કે તમે ઉભ રહો અને મોરલે તમારી સામે નાચ્ય કરે! એમ તો એ બહુજ શરમાળ પક્ષ છે. એ તો એકાન્તમ જ નાચે વનની વન રાઇઓ વચ્ચે નચે. અથવા કોઇ ન હોય તે તમારા આંગણામાં પણ ઢેલની સાથે નાચે. પરંતુ જેવા તમે બહાર નીકળો કે તરત એ કલાધરન રંગમસ્તીમાં ભંગ પડે અને એ પીછાને સંકેલી સર...ર . ર . કરતો નાસી જાય.

મોરલા જેવું મોટું પક્ષી બહુજ ઉડી તો ન જ શકે તે દેખીતું છે. છતાં મોરલાને તમે પકડી નહિ શકો. પકડવા જશો તો સહેજ દોડી એ ઝડપથી ઉંચો જશે અને તમારા ઘરના છપરાં ઉપર ચડશે. ત્યાંથી મે આવ મે...આવ કરતો એ લીમડાંની ડાળે ચડશે ત્યાં પણ કાંકરો ફેંકી તમે પજવવા જશો તો કાંતો એ એની તીણી ચાંચનો ચમત્કાર તમને બતાવી જશે અથવા ઝાડની ઘાટી ઘટામાં સંતાઇ જશે. પણ પકડાશે તો નહિજ.

મોરલો બહુજ સુન્દર છે એટલેજ કદાચ સરસ્વતીએ એને પોતાના વાહન તરીકે પસંદ કર્યો હશે. વિષ્ણુનું વાહન જેમ ગરુડ છે, ગણપતિનું વાહન જેમ ઉંદર છે. શિવનું વાહન જેમ નંદી છે તેમ સરસ્વતીનું વાહન છે મયૂર. વિદ્યા સાથે સૌંદર્યનો સુમેળ આપણાં પુરાણોમાં આવો બીજે ભાગ્યેજ કદાચ મળે. વિદ્યા એજ સૌન્દર્ય છે અથવા સૌંદર્યમાં જ સંસ્કારિતા છે એવું કંઇક મયૂર અને સરસ્વતીની જોડી નથી દર્શાવતી?

# ★ ન ★ વા ★ યુ ★ ગ ★ ની ★

# નવી આશા

મુંબઈ રાજ્યનાં તમામ નાનાં મોટાં શહેરો અને ગામડાંઓમાં એપ્રીલ માસ દરમિયાન ઉજવાયેલ દારૂબંધી-સપ્તાહ પછી પણ પ્રચારની પ્રવૃત્તિ એવી ને એવી જ વેગવન્ત રહી છે. જનહિતના આ મહાન કાર્યક્રમની કૃતિ કર્તવ્યતા માત્ર સમાહની ઉજવણીથીજ થતી નથી. દારૂનિષેધ ચોક્કસ રીતે જનસામાન્યને કયા કયા લાભો અર્પે છે, કઇ કઇ સગવડો વધારે છે, કયાં કયાં અનિષ્ટો ટાળે છે, એનું નક્કર ધ્યાન હજી ફરી ફરીને આપવાનું રહેજ છે. દારૂબંધીના પ્રચારના ક્ષેત્રમાં કામ કરતો બિનસરકારી અને સરકારી કાર્યકરવર્ગ હવે જનતાનું લક્ષ નવા યુગની આ નવી આશાઓ તરફ દોરી રહેલ છે. આ દૃષ્ટિબિન્દુને લક્ષમાં રાખી થયેલી પ્રવૃત્તિની રૂપરેખા અહીં જોઇએ.

## મજૂરોની ચાલીએ ચાલીએ

ચાલુ માસ દરમિયાન અમદાવાદમાં દારૂબંધી પ્રચારને અંગેની આશરે બાવન સભાઓ ભરવામાં આવી હતી. આ સભાઓમાંની ઘણીખરી મજૂર વિસ્તારોમાં યોજવામાં આવી હતી અને સ્થાનિક સમાજ સેવકો, મ્યુનિસિપલ સભ્યો અને બીજા આગેવાન કાર્યકરોએ સંપૂર્ણ દારૂ-નિષેધમાં રહેલું આમવર્ગનું હિત જુદા જુદા દૃષ્ટિબિન્દુથી



સંપૂર્ણ દારૂનિષેધ, મજૂરોને વધુ સારા વસવાટ, વધુ પૌષ્ટિક ખોરાક, આમોદપ્રમોદનાં વધુ સારાં સાધનો અને સુખી કૌટુમ્બિક જીવન— રફતે રફતે કઇ રીતે આપી શકશે તે મજૂરોની ચાલીએ ચાલીએ ભમીને સમજાવવામાં આવ્યું હતું. શહેરની પ્રત્યેક સામાજિક સંસ્થાએ, મિલ માલિક મંડળે તેમજ મજૂરમહાજને આ સભાઓ યોજવામાં ખરા દિલનો સહકાર આપ્યો હતો. અમદાવાદ જેવા ઔદ્યોગિક શહેરનો વિશાળ મજૂર વર્ગ દારૂબંધીના કાયદાના વ્યવસ્થિત પાલનમાં સ્વેચ્છાપૂર્વક સહકાર આપે એ ઓછા હર્ષની વાત નથી.

## સોલાપુરની મુલાકાતે

તા. ૫મી મેના રોજ દારૂબંધી અને આબકારી ખાતાના કમિશ્નર શ્રી. એમ. ડી. ભણસાલીએ સોલાપુરની મુલાકાત લીધી હતી. એમની સાથે જિલ્લાના પોલીશ તેમજ આબકારીખાતાંના સુપ્રીન્ટેન્ડેન્ટો પણ હતા. સોલાપુર શહેર તેમજ જિલ્લાની દારૂનિષેધ સમિતિઓની સંયુક્ત પરિષદમાં આ અમલદારોએ હાજરી આપી હતી. આ પરિષદમાં દારૂબંધીની નીતિ અંગેના સર્વસામાન્ય પ્રશ્નોની છણાવટ થઇ હતી. હૈદ્રાબાદ રાજ્યની સરહદ પરથી ગેરકાયદેસર રીતે પ્રવેશતા દારૂની અટકાયત અંગે તેમજ નીરા-યોજનાના વિકાસ અંગે પણ ચર્ચા કરવામાં આવી હતી. બે ટકા મધાર્કવાળા બીઅરનો પ્રશ્ન પણ ચર્ચવામાં આવ્યો હતો. આ જાતના બીયરને માદક પીણું ગણી શકાય નહિ એવો અભિપ્રાય વ્યક્ત થયો હતો.

કમિશ્નરે સોલાપુર શહેરના સંસ્કાર કેન્દ્રની તેમજ ક્રાઇસ્ટ સેવામંદિરની મુલાકાત લીધી હતી. તેમજ ત્યાંની રમતગમતો નિહાળી હતી.

## કોલાબા જિલ્લામાં

કોલાબા જિલ્લામાં સાત ફિલ્મ શો અને અઢાર કલાપથકના કાર્યક્રમો રજુ કરાયા હતા. એમાં એકંદરે અઢાર હજાર માણસોએ હાજરી આપી હતી.

તા. ૨૧મી એપ્રીલે દારૂબંધી અને આબકારી-ખાતાના ડેપ્યુટી કમિશ્નરે મુરુદમાં ભંડારીઓના એક પ્રતિનિધિ મંડળને મુલાકાત આપી હતી. દારૂબંધીને કારણે બેકાર બનતા લોકોને બીજા વ્યવસાયમાં પરોવવાની સરકારની યોજનાઓ તેમણે

ખ્યાલ આપ્યો હતો અને એથી એ લોકોને સંતોષ થયો હતો.

કોલાબા જિલ્લામાં દારૂના વ્યસનીઓની સંખ્યા ઠીક ઠીક પ્રમાણમાં છે. સંપૂર્ણ દારૂનિષેધ અમલમાં આવતાં આ લોકોના જીવન વ્યવહારમાં ઠીક ઠીક ઉથલ-પાથલ થઇ છે. સમય જતાં એમને પણ દારૂનિષેધના લાભો સમજાશે અને સરકારની આ કલ્યાણકારી નીતિમાં સહકાર આપતા થઇ જશે એવી આશા રાખવામાં આવે છે.

## બિજાપુરનાં ગામોમાં

બિજાપુર જિલ્લાના બદામી, મુધોલ, રામદુર્ગ અને હુંગુંદ તાલુકાઓમાં પખવાડાના વિવિધ કાર્યક્રમો ચાલુમાસ દરમિયાન રાખવામાં આવ્યા હતા. મુરવલીમાં દારૂબંધીની પ્રચાર ગાડીએ દારૂબંધી અંગેની ફિલ્મો બતાવી હતી. હવેરી તેમજ સિંદગીમાં મેજીક લેન્ટર્ન શો બતાવવામાં આવ્યા હતા.

બિજાપુરનું સંસ્કાર કેન્દ્ર સ્થાનિક સમાજ સેવકોના સહકારથી સારી પ્રગતિ કરી રહેલ છે..



દારૂબંધી સપ્તાહ દરમિયાન 'ચેતના' માં યોજાયેલ દારૂનિષેધ-પ્રદર્શનમાં રાષ્ટ્ર પ્રમુખ ડૉ. રાજેન્દ્ર પ્રસાદને નીરા ની કીમતો સમજાવતા મુંબઇ રાજ્યની નીરા-યોજનાના માનાર્હ મુખ્ય સંચાલક શ્રી. કૃષ્ણદાસ શાહ

# ............ એથીજ જીવનધોરણ સુધરશે



મુંબઇ શહેરમાં પણ દારૂબંધીના પ્રચારનું કાર્ય વ્યવસ્થિત રીતે વેગ ધરી રહ્યું છે.

તા. ૨૪ મી એપ્રીલે શીખ લોકોની રામગઢીય સેવા સંસદના આશ્રયે એક સભા ગોઠવવામાં આવી હતી. એમાં પંજાબ ટેમ્પરન્સ એસોશિએશનના મંત્રી સરદાર સંત સિંગને ખાસ આમંત્રણ આપવામાં આવ્યું હતું. સભાનું પ્રમુખસ્થાન મુંબઇના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગે લીધું હતું. દારૂબંધી તેમજ આબકારી ખાતાનાં પ્રધાન શ્રી. એસ. એમ. પાટીલ તેમજ મુંબઇ શહેરના કોંગ્રેસ સમિતિના મંત્રી શ્રી. એસ. એલ. સોમેમ બંને એ પ્રસંગે હાજર હતા.

સભાને ઉદ્બોધન કરતાં સરદાર સંતસિંગે શીખ જનતાને મુંબઇ સરકારની દારૂબંધીની નીતિમાં સંપૂર્ણ સહકાર આપવાની વિનંતિ કરી હતી. નામદાર ગવર્નરે, શ્રી. પાટીલ તેમજ શ્રી. સોમેમે પણ જનતાના સહકાર માટે વિનંતિ કરી હતી.

## પ્રકાશની પગલી

રાત્રિના ગાઢ અંધકાર પછી નવ–ઉષાની લાલિમા સાથે સર્વત્ર આનંદ, ઉત્સાહ અને પ્રવૃત્તિનો પદ–સંચાર થાય છે તેમ સંપૂર્ણ દારૂનિષેધને પરિણામે પણ વધુ સુખસંપત્તિ, વધુ સમૃદ્ધિ, વધુ કૌટુમ્બિક સ્વાસ્થ્ય પરિણમે છે. દારૂનિષેધ એ માત્ર નિષેધાત્મક નીતિ નથી પણ રચનાત્મક નીતિ છે, એના પણ નક્કર અને સમજાય તેવા લાભો છે એ હકીકત ઉત્તર મુંબઇમાં જુદે જુદે સ્થળે જુદી જુદી સામાજિક સંસ્થાઓના સંયુક્ત આશ્રયે મળેલી સભાઓમાં સમજાવવામાં આવેલી. પ્રત્યેક સભામાં સારી સંખ્યામાં સ્ત્રીપુરુષો હાજર રહેતાં.

## પ્રત્યાકર્ષણની અગત્ય

દારૂની જેમને લત લાગી છે એમને એ લત છોડાવવા માટે અવનવાં પ્રત્યાકર્ષણો તો આપવાં પડે જ છે. છેલ્લાં બધું વર્ષનો અનુભવ એમ દર્શાવી રહ્યો છે કે આ બાબતમાં મલ્લ કુસ્તીની હરી ફાઇઓ, હુ...તુ. તુ.. ખો...ખો વગેરે રમતગમતો વગેરે ખૂબ ઉપયોગી નીવડે છે. સત્યનારાયણની મહાપૂજા, નવરાત્રિ, વાર્ષિક મેળાઓ વગેરે સામાજિક ઉત્સવોનો વિનિયોગ આવી રમતગમતોના સમારંભ દ્વારા દારૂબંધીના પ્રચારાર્થે કરવામાં આવે છે. ખાસ કરીને મુંબઇ શહેરમાં આવી પ્રવૃત્તિ માટે ઘણો અવકાશ રહે છે.

મઝગામના આસપાસના વિસ્તારમાં "તડવાડી રહેવાશી સંઘ" દારૂનિષેધના ક્ષેત્રમાં સારી પ્રવૃત્તિ કરી રહેલ છે. તા ૩૦ મી એપ્રીલે આ સંઘના ઉપક્રમે એક હુ તુ તુ... ટુર્નામેન્ટ યોજવામાં આવી હતી. એનું ઉદ્ઘાટન શ્રી. પુરુષોત્તમ કાનજીના હસ્તે થયું હતું. કોઇ પણ જાતના ખર્ચ વગર રમી શકાતી હુ...તુ... તુ...જેવી હિન્દની દેશી રમતો આમોદપ્રમોદ અને તંદુરસ્તી માટે કેટલી ઉપયોગી છે તેમજ દારૂડિયાઓ માટે પ્રત્યાકર્ષણનું એ કેવું સુન્દર સાધન છે એ વસ્તુ તરફ શ્રી. પુરુષોત્તમ કાનજીએ અંગુલિ નિર્દેશ કર્યો હતો.

## જીવન ધોરણ સુધરશે

તા. ૩૦ મી એપ્રીલે તારદેવમાં એક જાહેર સભા યોજવામાં આવી હતી. એમાં દૈનિક "નવાકાલ" ના તંત્રી શ્રી. અપ્પાસાહેબ ખાડિલકર, મુંબઇ પ્રાંતિક કોંગ્રેસ સમિતિના સામાન્ય મંત્રી શ્રી. મહાશબ્દે, તેમજ જિલ્લા કોંગ્રેસ સમિતિના મંત્રી શ્રી હાર્ડીકર વગેરે એ વ્યાખ્યાન કર્યાં હતાં અને આમવર્ગનું જીવન ધોરણ સુધારવા માટે જો કોઇપણ શક્તિસંપન્ન રચનાત્મક કાર્યક્રમ હોય તો તે દારૂબંધીજ છે એમ ભારપૂર્વક દારૂબંધીના કાયદાનું યથાયોગ્ય પા. શ્રોતાજનોને વિનંતિ કરી હતી.

# રામતીર્થ બ્રાહ્મી તેલ

(સ્પે. નં. ૧) (મેડીકેટેડ)



મગજના જ્ઞાન અને ક્રિયાતંતુઓ બળવાન બને છે. વાળ કાળા અને ચમકીલા બને છે. ખરતા અટકે છે. ટાલમાં વાળ ઉગે છે. ખોડો, જુ, લીખ, નાશ થાય છે. યાદશક્તિ વધે છે. આંખોમાં આંજવાથી દૃષ્ટિ વધે છે. કાનમાં નાખવાથી કાનના રોગો મટે છે. ગાઢ નિદ્રા આવે છે.

**બધી ઋતુમાં બધાને ઉપયોગી છે. બધે મળે છે.**

કિંમત:—રતલી બાટલીના રૂ. ૩ાા, નાની બાટલીના રૂ. ૨.

ટપાલથી મંગાવનારે મોટી બાટલી માટે રૂ. ૫-૫-૦ અને નાની બાટલી માટે રૂ. ૩-૭-૦ (પેકીંગ અને ટપાલ ખર્ચ સહિત) મોકલવા. વી. પી. થતું નથી.

## રામતીર્થ યોગાશ્રમ

"ઉમેશધામ" વીન્સન્ટ સ્કવેર સ્ટ્રીટ નં. ૨ દાદર (G. I. P.) મુંબઈ, ૧૪

---

## પ્રગટ થઈ ચુકેલ છે

# પુનર્જન્મ

(દારૂનિષેધ અંગેની બે વાર્તાઓ)

: લેખક :

પ્રહલાદ બ્રહ્મભટ્ટ

કિંમત ૦-૨-૦

# ત્રિપુટી

(દારૂનિષેધ અંગેની ત્રણ નાટિકાઓ)

: લેખક :

ધનસુખલાલ મહેતા

કિંમત૦ -૪-૦

પ્રાપ્તિસ્થાન

**મુંબઈ રાજ્યની દારૂબંધી સમિતિ**

ઓલ્ડ કસ્ટમ હાઉસ

કોર્ટ, મુંબઈ - ૧

મુંબઈ રાજ્યની દારૂબંધી સમિતિનું આ મુખપત્ર લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ પ્રેસ, ન્યુ લેઈન, અપેરીમાં શ્રી. રસિકલાલ ઇ.
...ું છે અને મુંબઈ સરકારના પ્રકાશન ખાતાએ પ્રસિદ્ધ કર્યું છે.

# દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

## (૧) NEW LIVES FOR OLD:

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પૂરી પાડતી આ પુસ્તિકામાં મુંબઈના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઈના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંશયોનો રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે.

ક્રાઉન સાઈઝનાં ૧૩૨ પાનાં, દ્વિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂ. ૧-૪-૦.

## (૨) પાપનું પ્રાયશ્ચિત્ત:

લેખક: શ્રી મનુભાઈ સુખલાલ શાહ: પૃષ્ઠ સંખ્યા ૪૦; કિંમત ૦-૨-૦ ગામડામાં બહુજ ઓછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા

## (૩) દારૂનો દવ:

દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતાં અને દારૂડિયાનું કરુણ અધઃપતન વર્ણવતાં શ્રી. ઉમાશંકર જોષી, શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં સોળ કાવ્યોનો સંગ્રહ કિ-૦-૨-૦

## (૪) સ્વરાજ્યની સંગાથે:

સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતાં મજૂરજીવનમાં આવેલ નવચેતનને સ્પર્શતી ત્રણ નવલિકાઓ કિંમત ૦-૨-૦

## (૫) આંખ ઊઘડી:

(બે નવલિકાઓ) શ્રી સોપાન અને શ્રી ઘનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે રોચક વાર્તાઓ; પૃષ્ઠ સંખ્યા ૨૮, કિંમત ૦-૨-૦

## (૬) માણસાઈનો વિજય:

(બે વાર્તાઓ) પૃષ્ઠ સંખ્યા ૨૪, કિંમત ૦-૨-૦. શ્રી પીતામ્બર પટેલ અને શ્રી સીતારામ શર્માની દારૂડિયાનાં હૃદયપરિવર્તન વર્ણવતી બે વાર્તાઓ

## (૭) છેલ્લી ઘડીએ:

લેખક - શ્રી ધનસુખલાલ મહેતા: બહુજ ઓછી મહેનતે ભજવી શકાય એવી દારૂનિષેધ અંગેની એક સચોટ નાટિકા

## (૮) અભ્યર્થના:

ગુજરાતના પ્રયોગશીલ કવિઓની મદ્યનિષેધ અંગેની તેવીસ કાવ્યકૃતિઓનો નવો સંગ્રહ પૃષ્ઠ સંખ્યા ૩૨ કિંમત ૦—૪—૦

**તમારી નકલો વી. પી. થી મંગાવો**

**મુંબઈ રાજ્યની દારૂબંધી સમિતિ**

ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ-૧

Registered No. B-5301







બાપ— દારૂબંધી પહેલાં ઘર કજિયાનું ધામ હતું. હવે એ શાંતિ અને સંતોષનું સદન છે.



મા— દારૂબંધી પહેલાં ઘરમાં બિલકુલ સુખ નહોતું. પતિ હંમેશાં ગાળો ભાંડતો અને જુલમ કરતો. હવે એ બધાનો અંત આવ્યો છે અને અમે સુખી છીએ.



પુત્ર— કપડાં અને ખોરાકની બાબતમાં હવે આપણે ખૂબ વધારે સુખી છીએ. હું નિશાળે જાઉં છું અને બાપા મને વાંક સિવાય બિલકુલ મારતા નથી.

(૧૯૩૮–૩૯ દરમ્યાન અમદાવાદ માટેની ડ્રાય એરિયા સ્કીમના પરિણામોના અહેવાલમાંથી)



દારૂબંધી

સફળ કરો!

# અનુક્રમણિકા



★ 'સંજીવન' માટે મદ્યનિષેધ, કેળવણી, ગ્રામપુનર્ઘટના, ગ્રામોદ્યોગ. પ્રૌઢશિક્ષણ અને રચનાત્મક બીજા કાર્યક્રમને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, એકાંકી નાટિકાઓ, વ્યંગચિત્રો અને ફોટાઓ આવકારવામાં આવે છે.

★ બદલાનાં સામયિકો અને ગ્રંથાવલોકન માટે પુસ્તકો પણ મોકલવા આમંત્રણ છે.

★ **પ્રકાશન અર્થે પસંદ થયેલી કૃતિઓ માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવે છે.**

★ 'સંજીવન' માટે આવતા લેખોની પહોંચ લખવામાં આવતી નથી. નાપસંદ થયેલી કૃતિઓ જો યોગ્ય ટિકિટો ચોડી હશે તોજ પાછી મોકલવામાં આવશે.

★ 'સંજીવન'માં લેખકની સહી સાથે પ્રગટ થયેલા લેખોમાં વ્યક્ત થતાં મન્તવ્યો સાથે મુંબઈ રાજ્યની દારૂબંધી-સમિતિ હરહંમેશ સંમત છે એમ માનવાનું નથી.

ટીપ:-'સંજીવન' ગ્રાહકોને દર માસના પહેલા અઠવાડિયામાં પહોંચતું ન થાય તો તેઓએ ઓફિસને તા. ૧૫ મી પહેલાં જણાવવું. ત્યાર પછી કોઈપણ જાતની ફરિયાદ સાંભળવામાં આવશે નહિ.

મુંબઈ રાજ્યની દારૂબંધી-સમિતિ : એલ્ફ્રેડ કરટમ હાઉસ, કોર્ટ, મુંબઈ ૧.

# સંજીવન

વર્ષ બીજું :] જુલાઈ—૧૯૫૦ [ અંક બારમો


##  વન મહોત્સવ 

હો! વનવગડે ઉત્સવ ઉજવાય
જાગો વનદેવતા...
રંગરંગની લહેરી લહેરાય
જાગો વનદેવતા...

કુંજે કોકિલ બોલે, મોરલાઓ નૃત્યે ડોલે
પંખી કલકલ નાદે ઉરનું સંગીત ખોલે
ગોપની વેણુ વાગે, ઝુલે જગ સ્વર-હિંડોળે
સૂરના પૂર છલકાય
જાગો વનદેવતા...

વેલડીઓ વાંકીચૂકી લટકાળી નારશી
ફળફૂલે ભરી ભરી લચકાતી ભારથી
ઉમંગે રંગે ભરી પ્રેમની બહારથી
વૃક્ષોને ભેટવા ધાય
જાગો વનદેવતા...

વડલો ઘુમાવે ઘટા છોડીને ઈશની જટા
તાલી પાડી નાચે તાડ એની અનોખી છટા
ગુલમોર ગુલાલ વેરે આંબાની ડાલે ઘટા
રસ-રાસ-હાસ ઉભરાય
જાગો વનદેવતા...

વૃક્ષો ખેલે રાસ ડાળડાળીઓને ઠમકે
વાયુ સંગે પાંદડાની ઘૂઘરીઓ ઘમકે
કોડભરી કળીઓ કૈં અણધારી ચમકે
મંજરી મીઠું મલકાય
જાગો વનદેવતા...

ભૃંગોના વૃંદ ગુંજે મસ્તી આનંદમાં
ઉડે પતંગ રંગ રંગના ઉમંગમાં
છોડ ઊભા ફૂલ કેરા જામ લઇ હાથમાં
રસરંગ ગંધ છલકાય
જાગો વનદેવતા...

હો! વનવગડે ઉત્સવ ઉજવાય
જાગો વનદેવતા...

કુમુદચંદ્ર મહેતા

**ભારત સરકારના અન્નસચિવ શ્રી. કનૈયાલાલ મુનશીએ જુલાઈના પહેલા સપ્તાહ દરમિયાન વૃક્ષારોપણનું રાષ્ટ્રવ્યાપી આંદોલન જગાવવા સમગ્ર પ્રજાને વિનંતિ કરી છે. વૃક્ષપ્રેમ ભારતીય ધાર્મિક પરંપરામાં ઊંડે સુધી ઉતરી ગયો છે. પ્રાચીન ભારતીય સાહિત્ય વૃક્ષો અને ઉપવનોના ઉલ્લેખોથી ભરપૂર છે. ભારતના ઉત્તમોત્તમ ઉમદા સંસ્કારો તપોવનની ભવ્યતામાંથી પાંગર્યા છે. અશોકવન અને નન્દનવન, પંચવટી અને વૃંદાવનની રમણીયતા ભારત પુનઃ ક્યારે પ્રાપ્ત કરશે?**

પદ્મપુરાણમાં કહ્યું છે કે જે માણસ રસ્તાની બાજુ પર ઝાડ રોપશે તે માણસ એ ઝાડ પર જેટલાં ફળ, ફૂલ, અને પાંદડાં હશે તેટલાં વરસ સ્વર્ગમાં સુખ પામશે

અગ્નિપુરાણમાં પણ કહ્યું છે કે જો તમે તમારા કુટુમ્બની, ધનના અને ભાવિ સુખની અભિવૃદ્ધિની ઇચ્છા રાખતા હો તો કદી પણ સારાં ફળ-ફૂલવાળું કોઈપણ ઝાડ કાપતા નહિ.



શ્રી કનૈયાલાલ મુનશી

# પ્રાચીન ભારતીય સાહિત્ય અને વૃક્ષમહિમા

આપણા પૂર્વજો વૃક્ષો માટે કેટલો આદર રાખતા હતા અને કેટલી કાળજી રાખતા હતા તેનાં દૃષ્ટાન્તોથી ભારતીય સાહિત્ય ભરપૂર છે કેટલીક ટોળીઓ અને ગામડામાં વૃક્ષપૂજાનો રિવાજ આજે પણ ચાલુ છે અને તેથી, રાષ્ટ્રીય વાર્ષિકોત્સવ તરીકે વનમહોત્સવ (વનશ્રીનો મહોત્સવ) ઉજવવા માટે જે હાકલ કરવામાં આવી છે તે તો ભારતના પ્રાચીન સાહિત્યમાં અગણિત સ્વરૂપે દેખા દેતા આપણા પ્રાચીન સંદેશનું અનુસંધાનજ છે.

વૃક્ષપ્રેમ ભારતીય ધાર્મિક પરંપરામાં ઊંડે સુધી ઉતરી ગયો છે. પ્રાચીન ભારતીય સાહિત્ય વૃક્ષ અને વનના ઉલ્લેખોથી ભરપૂર છે અને ભારતીય શિલ્પ અને ચિત્રોમાં વૃક્ષો અને ફૂલોની અગણિત આકૃતિઓ જોવામાં આવે છે.

## પ્રાચીન સંસ્કૃતિનું પ્રતીક

ઇતિહાસમાં જે સૌથી પ્રાચીન સંસ્કૃતિઓમાંની એક તરીકે ઓળખાઈ છે તે સિન્ધુ નદીની ખીણની સંસ્કૃતિના અવશેષો, ઇસ્વી સન પૂર્વે ત્રીજી સહસ્રાબ્દી-માં સિન્ધુ નદીની ખીણના રહીશો વૃક્ષો માટે કેટલો આદર અને પ્રેમ રાખતા તે બતાવી આપે છે. તદેશમૃની સાથે દાટેલ માટીનાં પાત્રો ઉપર શોભા માટે જે આકૃતિઓ ચીતરવામાં આવતી હતી તેમાં રાતી પશ્ચાદ્ભૂમિ ઉપર કાળા રંગે ચીતરેલી પીપળાના પાંદડાંની આકૃતિ ખૂબ પ્રચલિત હતી. તેમનાં રાજચિહ્નોમાંનું એક રાજચિહ્ન ઝૂકેલી ડાળીઓવાળા એક નાજુક વૃક્ષની આકૃતિને ટેરા-કોટા (બારીક રેતી અને મુલાયમ માટીનું મિશ્રણ) ઉપર દોરીને બનાવવામાં આવ્યું છે. બીજા એક રાજચિહ્નમાં એક ઊંચા ઝાડ ઉપર બેઠેલા શ્રમિત મનુષ્ય સામે ભૂખાળવી નજરે તાકી રહેલો વાઘ જોવામાં આવે છે.

## ખડતલ કવિતાનો જુવાળ

ત્યાર પછી ગર્વિષ્ઠ અને સંવેદનશીલ આર્ય આક્રમકોનું આગમન થતાં ભારતમાં ખડતલ કવિતાનો જુવાળ આવ્યો. પોતાના નવીન નિવાસસ્થાનમાં આગન્તુકોને જે અદ્ભુત અને પ્રભાવશાળી અનુભવ થયો હશે તે એ સમયના કાવ્યોમાં વ્યક્ત થયો છે. વેદના સમયના કવિઓ પર્વત અને નદી, મેઘગર્જના અને વીજળી, પ્રકૃતિનું ભીષણ તાંડવ, રમણીય ઉષા, શીતળ ઝરણાં, વૃક્ષો અને અરણ્યોનાં ગીત ગાય છે. ઋગ્વેદમાં વનદેવતા (અરણ્યાની) વિષેના એક સૂક્તની ભાષાની ખૂબી તેમજ પ્રકૃતિ સાથેના ઐક્યની તેની ભાવના, એ બંને એક સરખાં વિલક્ષણ છે.

આપી અણીદાર છેડાવાળાં અને લીસા હાથાવાળાં

લાકડાનાં હળ વાપરતાં. જંગલના વૃક્ષોમાંથી એ હળ બનાવવામાં આવતાં. અશ્વત્થ (પીપળો) અને ન્યગ્રોધ (અંજીરનું ઝાડ) માંથી બનાવેલાં હળ અને રથો વિષે પ્રાચીન ભારતીય સાહિત્યમાં ઘણી વાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

અહીં આરણ્યકોનો ઉલ્લેખ કર્યા વિના ચાલે એમ નથી. આ પવિત્ર ગ્રન્થોમાં એટલું ઊંડું રહસ્ય સમાયલું છે કે અરણ્યની શીતળ અને વિક્ષેપરહિત ગુફાઓમાં વાંચવાથીજ તે સમજાય

જ્યાં પક્ષીઓ અને બીજાં હરણાં, તેમજ અસુરો અને રાક્ષસો નિત્ય વસતા હતા એવાં જંગલો રામાયણ અને મહાભારતની પશ્ચાદ્ભૂમિ બન્યાં છે. મહાભારતમા ખાંડવ વનના દહનનું વર્ણન કરવામાં આવ્યું છે અને રામાયણમાં પંચવટી-વનની શોભા વર્ણવી છે.

## પુરાણોમાં વૃક્ષમહાત્મ્ય

પુરાણોમાં વૃક્ષોનું માહાત્મ્ય, વૃક્ષો રોપવાથી મળતા સુખો અને વૃક્ષનો નાશ કરનારને માથે આવી પડતા દુઃખો, વગેરેનાં વર્ણનો ઢેર ઢેર જોવામાં આવે છે.

મકાન બાંધનારને માટે અગ્નિપુરાણમાં એવી આજ્ઞા કરવામાં આવી છે કે, ઘરની ઉત્તર દિશામાં પ્લક્ષ, પૂર્વમાં વડ; દક્ષિણમાં આંબો અને પશ્ચિમમાં અશ્વત્થ (પીપળો) રોપવો. કાંટાળા છોડ એવી રીતે રોપવા કે જેથી તે ઘરની દક્ષિણની સીમા બને. ઘરની નજીક પુષ્પવાટિકા બનાવવી અને તેમાં સપુષ્પ છોડવા અથવા તલ ઉગાડવા.

એજ પુરાણમાં વૃક્ષોની આરાધના વિષે પણ એટલાજ ભારપૂર્વક કહેવામાં આવ્યું છે "જે માણસ લોકકલ્યાણ અર્થે વૃક્ષ રોપે છે તે પરમ સુખને પામે છે. વૃક્ષ રોપનાર માણસ પોતાના ૩૦ હજાર પિતૃઓ (ભૂતકાલીન તેમજ ભવિષ્યના) ને મોક્ષ અપાવે છે." મત્સ્યપુરાણમાં કહ્યું છે કે "દસ કૂવા ખોદવાનું પુણ્ય એક તળાવડી બાંધવા જેટલું છે; દસ તળાવડી બાંધવાનું પુણ્ય એક સરોવર બાંધવા જેટલું છે; દસ સરોવર બાંધવાનું પુણ્ય એક ધર્મિષ્ઠ પુત્ર પેદા કરવા જેટલું છે અને એવા દસ પુત્રો પેદા કરવાનું જેટલું પુણ્ય છે તેટલુંજ, માત્ર એક વૃક્ષ રોપવાનું પુણ્ય છે."

## સમ્રાટ અશોકનું ધર્મકૃત્ય

ભગવાન બુદ્ધે મૃગલાંના વનમાં બોધિવૃક્ષ નીચે બુદ્ધત્વ પ્રાપ્ત કર્યું હતું. બૌદ્ધ કલા અને સાહિત્યનો આ સનાતન વિષય છે. અલેકઝાંડર અને બીજા ગ્રીકોએ ભારતમાં વિશાળ વટવૃક્ષો જોઈને આશ્ચર્ય વ્યક્ત કર્યું હતું. સમ્રાટ અશોકનાં શાસનોમાં એ સાધુચરિત સમ્રાટના મુખ્ય મુખ્ય ધર્મકૃત્યોમાંના એક તરીકે વૃક્ષારોપણનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. "રસ્તા ઉપર માણસો અને પશુઓ માટે કૂવા પણ ખોદાવવામાં આવ્યાં છે, અને વૃક્ષો પણ રોપાવ્યાં છે." વળી બીજે એક ઠેકાણે લખ્યું છે કે "મેં મનુષ્યો અને પશુઓને છાયા આપવા માટે રસ્તા ઉપર વડનાં ઝાડ રોપાવ્યાં છે. મેં આંબાની ઘટાઓ તૈયાર કરાવી છે."

## કાલિદાસનું તપોવન

અમર કવિ કાલીદાસે શાકુન્તલમાં વન વિષેનો પોતાનો ઊંડો પ્રેમ વ્યક્ત કર્યો છે. કાલિદાસના નાટકની આ મૃદુ નાયિકા – અપ્સરાની પુત્રી શકુન્તલા – તપોવનના સૌમ્ય અને રમણીય વાતાવરણમાં ઉછરી છે. અહીં શકુન્તલા ફૂલોના સુકુમાર સૌન્દર્ય, પ્રેમાળ હરણોની વિશ્વાસભરી નિર્દોષતા અને વૃક્ષઘટાની પ્રભાવશાળી ભવ્યતાના વાતાવરણમાં ઉછરે છે. બીજા અમર કવિ રવીન્દ્રનાથ ટાગોરે લખ્યું છે કે "શકુન્તલા એ તો વનનું જાણે કે એક અંગ છે. જો આપણે એને વનમાંથી દૂર કરીએ તો તેથી નાટકના વસ્તુમા ભંગાણ પડે, એટલુંજ નહિ પણ શકુન્તલા પોતે પણ અપૂર્ણ રહે, શકુન્તલાની પ્રકૃતિ ઉપર વનની ગાઢ છાયા, માધવીની ફૂલભારથી લદાયલી શાખાનાં ફૂલો અને પશુ પંખીની નિર્દોષ મૈત્રીની છાપ પડી છે. કાલિદાસે વનનું પૃથક્ વિષય તરીકે વર્ણન કર્યું નથી પણ એના નાટકની નાયિકાના ચારિત્ર્યના તાણાવાણામાં વનને વણી લીધું છે."

ભારતના ઉત્તમોત્તમ અને સૌથી ઉમદા સંસ્કારો દેશભરમાં જ્યાં ઋષિઓ રહ્યા હતા અને જ્યાં પોતાના તપ વડે અને વનની ભવ્યતામાંથી જેમણે બળ પ્રાપ્ત કર્યું હતું એવા આશ્રમો અને તપોવનમાં ઘડાયા હતા. નન્દનવનની શોભા, અને જે અશોકવનમાં સીતા અનેક સૈકા સુધી પણ જેની દીપ્તિ ઝંખવાઇ નથી એવી શ્રદ્ધાની અને સતીત્વની ઉજ્જ્વળ પરાકાષ્ઠાએ પહોંચ્યા તે અશોકવનનું કરુણ વાતાવરણ આપણી પ્રજાની સ્મૃતિમાં ગુંથાઇ ગયેલાં છે. છેલ્લે છેલ્લે શ્રી કૃષ્ણે શાશ્વત જીવનનો સંદેશ આપ્યો તે પણ વૃન્દાવનમાંજ. *

* માનનીય શ્રી. કનૈયાલાલ મુનશીના અંગ્રેજી લેખ

**દારૂના સેવન વિષે શિક્ષિત વર્ગની માન્યતા કેવળ વિચિત્ર છે! વ્હીસ્કીની એકાદ પ્યાલી લેવાથી કોઇ વકીલને પોતાના કેઇસમાં કોઈ નવીજ બુદ્ધિયુક્ત દલીલ સૂઝે! કોઈ સાહિત્યકારનાં પ્રજ્ઞાચક્ષુ ઉઘડે! કોઇ કવિની કલ્પનાશક્તિ ખીલી ઊઠે! કોઇ તંત્રીની કલમમાંથી દુનિયાને ડોલાવતો અગ્રલેખ સરી પડે! આ બધીય કેવળ ભ્રમણા છે! મદ્યાર્કથી નથી તો બુદ્ધિ સતેજ થતી કે નથી કોઇ કલ્પના ખીલી ઊઠતી!**

# કેટલીક ભ્રમણાનું ઉચ્છેદન

સને ૧૯૩૬ના ઓગષ્ટમાં ન્યુ સાઉથ વેલ્સના એક સામયિકમાં દારૂ ગાળવાની એક કંપનીની કોઇ એક જાહેરખબર છાપવામાં આવી હતી. એમાં તે વખતનો વિખ્યાત કસરતબાજ સીડની વુડર્સન દોડવાની એક હરિફાઇ કઈ રીતે જીતતો હતો તે દર્શાવવામાં આવ્યું હતું. જાહેરાતની મતલબ એ હતી કે સદરહુ કસરતબાજ અમુક જાતનો બીઅર વાપરતો હતો અને એથીજ હરિફાઇમાં પહેલે નંબરે આવતો. નેશનલ સન્ડે સ્કુલ યુનિયનના મંત્રીએ આ વાત તરફ વુડર્સનનું લક્ષ દોર્યું. વુડર્સન તો હતો સંપૂર્ણ રીતે નિર્વ્યસની! એટલે પોતાની કસરતબાજ તરીકેની કીર્તિનો ઉપયોગ આવી જાહેરાતમાં થાય એમાં પોતાની આબરૂ ઉપર એને બટ્ટો લાગતો લાગ્યો. એટલે એણે સદરહુ કંપની, કલાલ અને સામયિક સામે કાયદેસર પગલાં લીધાં અને એને પરિણામે કંપનીને જાહેરમાં દિલગીરી પ્રદર્શિત કરવી પડી અને કેસનું તમામ ખર્ચ આપવું પડેલું.

## કસરતબાજનો સંદેશો

ગયા અંકમાં આપણે સંપૂર્ણ નિર્વ્યસની જીવન પ્રત્યેના વિખ્યાત ક્રિકેટર હોબ્સ અને હટનના અભિપ્રાયો જોયેલા. એવાજ અભિપ્રાયો આપણને ટેનીસ, હોકી, ફુટબોલ વગેરે બીજી રમતગમતોના વિખ્યાત નિષ્ણાતો તરફથી પણ મળે છે. જગતનો મશહુર ટેનીસ ચેમ્પીઅન બ્રુટસ એ રમતમાંથીજ નિવૃત્તિ લેતી વખતે સંદેશો આપતાં કહે છે:

"રમતગમતની હરિફાઇઓમાંથી નિવૃત્તિ લેવાની આ પળે મારે આગળ વધવાની ધગશ રાખતા કસરતબાજોને એટલોજ સંદેશો આપવાનો છે કે તેઓએ ભૂલેચુકે પણ માદક પદાર્થોનું કોઈ દિવસ સેવન કરવું નહિ."

ફુટબોલની રમતના આંતરરાષ્ટ્રિય ચેમ્પીઅન જે. બી પાર્કને કેફી પદાર્થોના સેવન વિષે અભિપ્રાય આપવા માટે કહેવામાં આવેલું ત્યારે તેણે લખેલું:

"મારા સમગ્ર જીવન દરમ્યાન મેં કોઈ દિવસ દારૂનું ટીપું પણ ચાખ્યું નથી તેમજ બીડી પણ કોઇ દિવસ પીધી નથી. રમતગમતમાં મને જે કંઇપણ સફળતા મળી હોઈ તો તે મારા નિર્વ્યસની જીવનનેજ આભારી છે. મારા મત અનુસાર જે કોઇપણ કસરતબાજને રમતગમતમાં આગળ આવવું હોય તો એણે કોઇપણ સંજોગોમાં કેફી પીણાંનું સેવન કરવું જોઇએ નહિ."

## શિક્ષિત વર્ગનો ભ્રમ

કેટલાક વકીલો, તંત્રીઓ અને લેખકો એમ માનતા હોય છે કે મદ્યાર્કના સેવનથી એમની કામ કરવાની શક્તિમાં અભિવૃદ્ધિ થાય છે અને તેઓ ધાર્યા કરતાં ઘણુંજ વધારે સારૂં કામ આપી શકે છે. તેઓ એમ માને છે કે મદ્યાર્કના સેવનથી એમની યાદશક્તિ સતેજ થાય છે, માનસિક સ્વાસ્થ્ય વધે છે અને અવનવી પ્રેરણાને અવકાશ મળે છે.

વિખ્યાત અંગ્રેજ નિબંધકાર એડીસન વિષે એવું કહેવાય છે કે જ્યારે એ કોઇ ગંભીર વિષય ઉપર હોલેન્ડહાઉસની લાયબ્રેરીમાં નિબંધ લખવા બેસતો ત્યારે એના ઓરડાના બન્ને છેડે એક એક ટેબલ ઉપર એક એક દારૂની બાટલી રાખવામાં આવતી. એડીસન ઓરડાની મધ્યમાં મુકેલા ટેબલ ઉપર નિબંધ લખવા બેસતો અને જ્યારે એના વિચારોનો પ્રવાહ સ્ખલિત થતો ત્યારે સામસામા ટેબલ ઉપર પડેલી દારૂની બાટલીઓમાંથી એક એક વારાફરતી લઈ ઢીંચી લેતો. વિખ્યાત અમેરિકન વાર્તાકાર એડગર એલન પો વિષે એમ કહેવાય છે કે બ્રેન્ડીની એક પ્યાલી ચડાવ્યા પછીજ એનાથી સારી વાર્તા લખી શકાતી. જાણીતા ફ્રેન્ચ લેખક વરલેઇન વિષે એમ કહેવાય છે કે એના ઉત્તમોત્તમ સર્જનો એબ્સીન્થની અસર નીચેજ પડાયેલાં. એડીસનને દારૂના વ્યસનને કારણે કેટલું બધું સહન કરવું પડેલું

અને બીજા બે લેખકોનું કેવી કરુણ હાલતમાં મરણ થયેલું એ વસ્તુ આપણાથી અજાણી નથી. આવા કિસ્સાઓ પરથી એટલું તો જરૂર ફલિત થાય છે કે મદ્યાર્કની જ્ઞાનતંતુઓ ઉપર જે ઉત્તેજક અસર થાય છે તે કેવળ ક્ષણિક હોય છે. અને જેમ જેમ વખત વીતતો જાય છે તેમ તેમ અમુક મર્યાદિત ઉત્તેજના મેળવવા માટે પણ બહુજ મોટા પ્રમાણમાં મદ્યાર્ક લેવો પડે છે. નેવું વર્ષની ઉંમરે દીર્ઘાયુષ્ય વિષે લખતાં સર હરમન વેબરે જે અભિપ્રાય વ્યકત કર્યો છે તે અહીં ટાંકવો જરૂરી ગણાશે.

"મદ્યાર્કના સેવનને પરિણામે કેટલાક માણસોને માનસિક ઉત્તેજનનો જે અનુભવ થાય છે તે કેવળ ક્ષણિક હોય છે. અને ત્યાર પછી તરતજ મનની કાર્યશક્તિમાં ઝડપી અને અસાધારણ ખલેલ પહોંચે છે."

## લાંબા ગાળાની દૃષ્ટિએ

લાંબા ગાળાની દૃષ્ટિએ આ વિષયનો વિચાર કરતાં સર વિક્ટર હોર્સ્લેએ તદ્દવિષયક ૧૯૦૫ માં કરેલ અભ્યાસ અને તારવેલ નિર્ણયનો ઉલ્લેખ કરવો જરૂરી લેખાશે. "બ્રિટિશ જર્નલ ઓફ ઇનબ્રિઇટી" માં હોર્સ્લે લખે છે:

"મદ્યાર્ક જ્ઞાનતંતુઓ ઉપરની અસર દ્વારા મનની કાર્યશક્તિને વેગવતી બનાવે છે એમ માનવા કે મનાવવા માટે કોઈજ આધાર નથી. નાનામાં નાના પ્રમાણમાં લેવાયેલો મદ્યાર્ક પણ મગજની સૂક્ષ્મ ક્રિયાશક્તિમાં ભારે ખલેલ પહોંચાડે છે."

બૌદ્ધિક ક્રિયાશક્તિ ઉપર કાયમી મદ્યપાનની ટેવ કઈ જાતની અસર કરે છે તે અંગે કેટલાક જર્મન વજ્ઞાનિકોએ પ્રયોગો કરેલા. ડૉ. એન હોપરે કરેલા એક પ્રયોગ દ્વારા એને જણાયેલું કે:—

"નિયમિત મદ્યપાન કરનારની કલ્પનાશક્તિ બુઠ્ઠી થઈ જાય છે અને બધુંજ ઊંધુંજ સમજાય છે કોઈપણ વસ્તુ ઉપર એમનું લક્ષ ચોંટતું નથી. અને એની યાદદાસ્ત કેવળ નબળી પડી જાય છે."

એક અંગ્રેજ સંશોધકને પણ માલમ પડેલું કે:—

"જે લોકો દરરોજ થોડા પ્રમાણમાં મદ્યાર્ક લેતા હતા, તેમની માનસિક શક્તિમાં બીજા દિવસથી માંડીને કાયમી ઘટાડો દેખાતો હતો."

## મધ્યમસર મદ્યપાનનો ભ્રમ

આટલે સુધી આપણે કેવળ આ વિષયની સિદ્ધાંતિક ચર્ચા કરી. મદ્યાર્કનું સેવન દરરોજ નિયમિત રીતે કોણ કરી શકે? કાંતો એ સારી એવી કમાણી મેળવતો ધનિક હોય અથવા તો પોતાની જરૂરી કમાણીનું વ્યસન પાછળ પાણી કરતો બેફીકર દારૂડિયો હોય! અલબત્ત સંપૂર્ણ દારૂનિષેધનો પુરસ્કાર કરનારે તો આ બન્ને વર્ગને અધઃપાતમાંથી બચાવવા રહ્યા. છતાં વધુનાઓનો દારૂના દૈત્યના પંજામાં કચડાતા વિશાળ આમ વર્ગનેજ બચાવવાની આપણી દૃષ્ટિ હોઈ શકે.

આવો વર્ગ દરરોજ તો કંઈ દારૂનું સેવન નજ કરી શકે. કોઈ કોઈ વાર જ પ્રસંગોપાત જ એમને મદ્યપાનનો લાભ મળે. આમ હોઈ સહેલાઈથી એવી દલીલ કરી શકાય કે આ લોકોની બૌદ્ધિક કાર્યશકિતનો વિનિપાત પહેલા દરરોજ દારૂ ઢીંચનાર વર્ગ જેવો ન જ થાય. ફરીફરીને કરવામાં આવેલા પ્રયોગોને અંતે એમ ફલિત થયું છે કે મદ્યપાનની વ્યાઘાતક અસર પીનારની માનસિક શક્તિ ઉપર બહુજ લાંબે ગાળે પણ થાય છે. ફ્યુરર અને રૂડી નામના બે જર્મન સંશોધકોએ એવું સાબિત કર્યું છે કે:—

"કેટલાયે કિસ્સાઓમાં પીનારને માનસિક શક્તિનો વિનિપાત નશો કર્યા પછી બાર કલાકે, ચોવીસ કલાકે કે અડતાળીસ કલાકે પણ થાય છે."

આમ હોઈ સ્વાભાવિક રીતે જ જે લોકો કોક કોઈવાર દારૂ પીએ છે એમને કેટલીકવાર નશો કર્યા પછી બેત્રણ દિવસે પણ પોતાની મૂર્ખાઈનું પરિણામ ભોગવવું પડે છે. શહેરના કારખાનાઓમાં કામ કરતા કામદારો ક્ષણિક માનસિક અસ્થિરતા હેઠળ અકસ્માતોના જે ભોગ બને છે તેથી આપણે અપરિચિત નથી.

વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોઈએ તો મદ્યાર્ક એ એક એવી વસ્તુ છે કે જેને બહુ જ સહેલાઈથી આદત પડી જાય. ગાંજો, અફીણ, કોકેન વગેરેનું પણ એમજ સમજવું. આ બધી વસ્તુઓ એવી છે કે એનું જેમ જેમ સેવન

મીણબત્તીની પેઠે જાતેજ ઝળીને થોડો ઘણો પણ પ્રકાશ
જો હું બીજાને આપી શકું તો મારા જીવનને ધન્ય માનીશ.

— સાને ગુરુજી



❀

# ભારતીય જીવનનાં આર્ય તત્ત્વોના ઉપાસક

# સાને ગુરુજી

❀ ❀

ગયે તા. ૧૧મી જુનના રોજ મહારાષ્ટ્રના પ્રખર લોકસેવક, કવિ અને સાહિત્યકાર સાને ગુરુજીનું મુંબઇ ખાતે આકસ્મિક અવસાન થયું. એમના અવસાન સાથે માત્ર મહારાષ્ટ્રેજ નહિ પરંતુ સમગ્ર ભારતે મહાત્માજીનો એક ચુસ્ત અનુયાયી અને ભાવનાશીલ રચનાત્મક કાર્યકર ગુમાવેલ છે. જેટલી અનુનમ નિષ્ઠાથી, જેટલી સક્રિય પ્રવૃત્તિથી અને જેટલી શ્રદ્ધાપૂર્વક સાને ગુરુજીએ મહાત્માજીના સિદ્ધાંતોનું અનુશીલન કરેલું છે તેટલું બીજા થોડાએ કરેલ હશે.

× × ×

## સંસ્કૃતિના સંસ્કાર

પાંડુરંગ સદાશીવ સાને એ એમનું મુખ્ય નામ એમનો જન્મ ઇ. સ. ૧૮૯૯માં રત્નાગિરી જિલ્લાના ચિતપાવન બ્રાહ્મણ કુટુંબમાં થયેલો. ચિતપાવન બ્રાહ્મણો એમના બુદ્ધિ વૈભવ અને જ્ઞાન ગાંભીર્ય માટે પ્રસિદ્ધ ગણાય. પાંડુરંગ સાનેમાં પૂર્વજોની પ્રતિભાના પરાપૂર્વ સંસ્કાર પહેલેથીજ પડેલા. પચીસ વર્ષની ઉંમરે સંસ્કૃત સાથે એમ. એ. થઇ તેઓ એક શાળાના આચાર્ય તરીકે જોડાયેલા બાળપણમાં માતા પાસેથી વારસા તરીકે મેળવેલા અને વિદ્યોપાર્જન દરમ્યાન અભ્યાસ વિષય તરીકે ખીલવેલા પ્રાચીન હિંદુ વૈદિક સંસ્કૃતિના સંસ્કાર એમણે શિક્ષક તરીકે વિદ્યાર્થીઓમાં પણ રેડવા માંડેલા. હિંદુ ધર્મના કેટલાંક રહસ્યપૂર્ણ શાસ્ત્રોનું એમણે રસપૂર્ણ શૈલીમાં મરાઠીમાં ભાષાંતર પણ કરેલ છે. સાહિત્યકાર તરીકે સ્વર્ગસ્થ પાંડુરંગ સાનેની આ પ્રવૃત્તિ અસ્ખલિત રહી હોત તો તેઓશ્રી મહારાષ્ટ્રના સર્વોત્તમ સાહિત્યકોમાં અગ્રસ્થાને વિરાજતા હોત. પરંતુ કેવળ અક્ષરસેવા તરફ એમનું લક્ષ કેન્દ્રિત બને તે પહેલાં એમને મહાત્માજીના રાષ્ટ્રિયોત્થાનના મંત્રોચ્ચારે જાગ્રત કર્યા અને દેશસેવા એ એમની પ્રવૃત્તિનું મુખ્ય ફલક બની રહ્યું. કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે કે આ દિશામાં એમના ત્યાગ અને વીર્ય વડે તેઓશ્રી સાને ગુરુજી એ નામ વડે મહારાષ્ટ્રમાં લોકપ્રિય બન્યા.

## દેશોત્કર્ષની અભિલાષા

અસહકારની ચળવળમાં કમ્મર કસી સામેલ થવા માટે ભારતના યુવાનોને મહાત્માજીએ જ્યારે ઉદ્બોધન કર્યું ત્યારે સાને ગુરુજીએ સેવા અર્થે પોતાનું શિર મહાત્માજીને ચરણે ઝુકાવ્યું. ગાંધીજીએ એમને સાહિત્ય અને સંભાષણ દ્વારા લોકોમાં ચેતના આણવાની સુચના કરી ત્યારપછી સાને ગુરુજીએ જે સાહિત્ય આપવા માંડ્યુ તેમાં દેશોત્કર્ષની એમની આંતરિક અભિલાષા વ્યક્ત થતી હતી.

## બેતાજ બાદશાહ

એક કાળ એવો હતો કે જ્યારે મહારાષ્ટ્રને ખૂણે ખુણે સાને ગુરુજીનું સાહિત્ય રસપૂર્વક વંચાતુ. સાને ગુરુજીની કેટલીક કૃતિઓ ચૌદ ચૌદ જેટલી આવૃત્તિઓ પામી છે અને પ્રત્યેક આવૃત્તિમાં હજારોની સંખ્યામાં નકલો ખપી છે એ મશહુર લેખની અપ્રતીમ લોકપ્રિયતાનું સુચક છે. જેવું એમનું સાહિત્ય લોકપ્રિય હતું એવી જ એમની વાણી પણ લોકહૃદયે વસી હતી. મહારાષ્ટ્રની ઉછળતી જનતા ગુરુજીનો પડ્યો બોલ ઝીલતી. ગુરુજીને મુખેથી વિચારનું એક બિન્દુ સરે ન સરે તેટલી વારમાં તો સહ્યાદ્રિની કોતરોમાંથી એ વિચાર બિન્દુના ફળરૂપ અનેક ઝરણાંઓ મહારાષ્ટ્રની ધરતી ઉપર ફરી વળતાં. ખરેખર સાને ગુરુજી મહારાષ્ટ્રના સાહિત્ય જગતના માત્ર શિરોમણિ નહિ પણ બેતાજ બાદશાહ હતા.

× × ×

## એ આદર્શનું અનુસરણ

રાજકીય સ્વાતંત્ર્ય મેળવવા પાછળ મહાત્માજીનો મુખ્ય ઉદ્દેશ તો હિન્દનાં લાખો ગામડાઓમાં પ્રસરેલી પારાવાર ગરીબાઈ, નિરક્ષરતા અને સામાજિક અસમાનતા ટાળવાનો હતો. એટલે કે રાજકિય સ્વાતંત્ર્ય એ મહાત્માજીને મન સમાજસુધારણાની દિશામાં પહેલું પગલું હતું. સમાજ સુધારણાના મૂળભુત અંગ તરીકે મહાત્માજીએ બે આદર્શ રાખેલા. એક તો સંપૂર્ણ દારૂનિષેધ અને બીજું અસ્પૃશ્યતાનું આમૂલાગ્ર નિવારણ. સાને ગુરુજીએ મહાત્માજીએ પ્રબોધેલા બન્ને માર્ગોનું હૃદયપૂર્વક અનુસરણ કર્યું અને તે વિષય ઉપર પુષ્કળ સાહિત્ય રચ્યું. દારૂનિષેધની વિખ્યાત ચળવળ દરમ્યાન સાને ગુરુજીએ મહારાષ્ટ્રમાં સંખ્યાબંધ સભાઓમાં ભાષણ આપેલાં અને દારૂની દુકાનો ઉપર પીકેટીંગ દ્વારા ખાનદેશમાં એ વ્યાપારને લગભગ દાબી દીધેલો. આશરે સોએક જેટલાં પુસ્તકો, પુસ્તિકાઓ અને પત્રિકાઓમાં સાને ગુરુજીએ દારૂનિષેધના પ્રશ્નમાં એક વાતો ચીજી રીતે છેડ્યો છે. અને એના સંપૂર્ણ આવિષ્કાર માટે જેહાદ ઉઠાવી છે.

## વિઠોબાના મંદિરમાં

અસ્પૃશ્યતાનિવારણના ક્ષેત્રમાં સાને ગુરુજીએ વધુ ચિરંજીવી કાર્ય કરેલું. પંઢરપુરનું વિખ્યાત વિઠોબાનું મંદિર હરિજનો માટે સદંતર બંધ રહેલું. અનેકવિધ ઉપાયો છતાં મંદિરના ટ્રસ્ટીઓએ હરિજન પ્રવેશ માટે સંમતિ ન આપેલી. ટ્રસ્ટીઓને એમ ખાતરી હતી કે તેઓના નિર્ણયમાંથી તેમને હઠાવવા કોઈ સમર્થ નથી. સાને ગુરુજીએ આ મુદ્દા ઉપર આમરણાંત ઉપવાસ શરૂ કરેલા. પંદરેક દિવસ પછી મહારાષ્ટ્રના જાણીતા કોંગ્રેસ કાર્યકરોએ એમને ઉપવાસ છોડી દેવા અને ટ્રસ્ટીઓને આ વિષય ઉપર પુનઃ વિચારણાનો અવકાશ આપવા વિનંતિ કરેલ. સાને ગુરુજી એક વખત તો કબુલ થયા પરંતુ ટ્રસ્ટીઓ એકના બે ન થયા. છ માસ પછી સાને ગુરુજીએ ફરી લડત ઉપાડી અને એને પરિણામે વિઠોબાનું જગવિખ્યાત મંદિર હરિજનો માટે ખુલ્લુ મુકાયું.

## પુરાણનો સંદેશો

મહારાષ્ટ્રના સાંસ્કૃતિક જીવનમાં સાને ગુરુજીનો જો કોઈ મોટામાં મોટો ફાળો હોય તો તે એમણે ફેલાવેલો ભારતીય સંસ્કૃતિ પ્રત્યેનો આદર્શ છે. ભારતીય જીવનનાં આર્ય નવીન સાને ગુરુજી ઉપાસક હતા. તેઓ કહેતા કે પુત્રનો આદર્શ તે શ્રવણ અને ધ્રુવ. પત્નીનો આદર્શ તે જાનકી અને સાવિત્રી, ભાઈનો આદર્શ તે લક્ષ્મણ, દાતાનો આદર્શ તે કર્ણ, ભક્તનો આદર્શ તે સગાળશા—ભારતીય ઇતિહાસનાં અમર પાત્રોના જીવનને સાને ગુરુજીએ વર્તમાન યુગના આદર્શ તરીકે પ્રબોધ્યાં છે.

ગુરુજીનો ક્ષર દેહ વિલિન થયો છે. પણ અક્ષર દેહે તો તે આપણી વચ્ચે અમર રહેશેજ

# રથ યાત્રા

## સમત્વ અને સ્વાર્પણનું પ્રતીક

:લેખક:

મંજુલાલ સા. દેસાઇ

**વર્ષાના આરંભે એટલે આષાઢી બીજે આવતું રથયાત્રાનું પર્વ એ બહુજન સમાજનું એક મંગળ પર્વ છે. વર્ણાશ્રમની દૃષ્ટિએ શ્રાવણી બળેવ એ બ્રાહ્મણોનું, દશેરા એ ક્ષત્રિયોનું, દીપોત્સવી એ વૈશ્યોનું અને હોળી એ શૂદ્રોનું પર્વ છે ત્યારે રથયાત્રા તો છે વર્ણભેદથી પર એવું સમષ્ટિનું પર્વ! ત્રિલોકપતિ ભગવાન જગન્નાથ એ દિવસે ભક્તોનાં દર્શને નીકળે છે. રથમાં બેસી સૃષ્ટિની પરકમ્મા કરે છે. દર્શન ઘેલા ભક્તો એ દિવસે ભીડભંજન ભગવાનને સર્વસમર્પણ કરવા તૈયાર થઇ જાય છે. ત્યાં કોઇ ઉચ્ચ નથી, કોઇ નીચ નથી; કોઇ સત્કાર્ય નથી, કોઇ નિષિદ્ધ નથી. રથયાત્રા એ સમત્વના પ્રતીકરૂપ પર્વ છે. પ્રસ્તુત લેખમાં આ ઉત્સવના રહસ્ય ઉપર પ્રકાશ નાખવામાં આવેલ છે.**

### વર્ષાના આરંભનો ઉત્સવ

હિંદ જેવા ખેતી પ્રધાન દેશમાં વર્ષા એ વર્ષનો સર્વથી અગત્યનો ભાગ છે, અને જો કે ખગોળનું વર્ષ ચૈત્રમાં અને વ્યાપારનું વર્ષ કાર્તિકમાં શરૂ થાય છે, પણ ખેતી અને ગોધનપર આધાર રાખતી વિશાળ ગ્રામજનતાનું ખરૂં વર્ષ તો આષાઢથી શરૂ થાય છે. ખરૂં જોતાં વર્ષ શબ્દજ વર્ષા પરથી આવ્યો છે. આપણે જે માટે 'વરસ' શબ્દ વાપરીએ છીએ તે કાળગણના માટે જૂના સંસ્કૃતમાં તો વત્સર, સંવત્સર એવા શબ્દો છે. વર્ષ શબ્દ બહુ પછીથી યોજાયો છે.

આમ વર્ષાનો આરંભ વર્ષારંભ—અને વર્ષનો આરંભ—વર્ષારંભ એ એકજ ગણાય તેમાં અજુગતું નથી.

#### વર્ષારંભનો ઉત્સવ

આષાઢસ્ય પ્રથમદિવસે— એ કવિવચનમાં આષાઢનો મહિમા છે પહેલે દિવસે વર્ષાનું આગમન થાય, અને મેઘરાજના માનમાં બીજે દિવસે જગન્નાથનો રથ નીકળે. આમ વર્ષારંભે જગન્નાથ—જગત પિતા—ની વિજય યાત્રા એ એક શુભઅંકિત છે.

હિંદુઓના તહેવારો ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુથી યોજાયા છે. તેમાં પાંચ મહાપર્વ જુદાં તરી આવે છે. એ છે રથયાત્રા, શ્રાવણી, દશેરા, દિવાળી, અને હોળી. આ તહેવારો વર્ણ પરત્વે યોજાયા છે. જ્યારે બીજા વિશિષ્ટ સામાજિક, આધ્યાત્મિક, આધિદૈવિક કે જન્મ તહેવારો તરીકે યોજાયા છે.

પાંચમાં શ્રાવણી-બળેવ-એ મુખ્યત્વે બ્રાહ્મણોનું, દશેરા ક્ષત્રિયોનું, દિવાળી વૈશ્યોનું અને હોળી શૂદ્રોનું પર્વ છે, જો કે દરેકમાં ઇતર ત્રણે વર્ણોને ગૌણ સ્થાન છે જ. પણ રથયાત્રા એ તો વર્ણ સમસ્તનું મહાપર્વ છે—બલ્કે, એ વર્ણએકતા—વર્ણ સમત્વનું પર્વ છે. આમ વર્ષારંભના પર્વોમાં એ શ્રેષ્ઠ છે, અને વર્ષારંભે એજ પહેલાં આવે એ સુયોગ્ય છે.

#### ગરવો ઠાઠ

આથીજ હિંદુઓ જેટલાં પર્વ ઉજવે છે, તેમ રથ યાત્રાનો ઠાઠ અનેરો છે. બીજાં સર્વ પર્વોમાં પ્રજા દેવો પાસે જાય છે, આ પર્વમાં દેવ પ્રજાને મળવા બહાર નીકળે છે. બીજાં પર્વો ઘરમાં કે અમુક જ્ઞાતિઓમાંજ ઉજવાય છે, અને તેની વિધિક્રિયાઓ ઘરમાં કે બહુ તો કોઇ મંદિરમાં જઇ કરવાની હોય છે. આ પર્વને દિવસે ઘેર કે વ્યક્તિગત કાંઇ કરવાનું નથી. આખા વરસમાં એકજ વાર બહાર નીકળતા દેવની સ્વારીજ શોભાવવાની હોય છે, અને એ સ્વારીનો ઠાઠ કોઇ ચક્રવર્તીની સ્વારી જેવો હોય છે.

એ સવારીનું રૂપ સૌને વિદિત છે જ. લાકડાના જંગી રથમાં લાકડામાંથી બનાવેલી ત્રણ અધૂરી પ્રતિમાઓ પધરાવવામાં આવે છે, અને પછી તે રથને માણસો હાથે ખેંચીને લઇ જાય છે. હિંદુઓના પ્રત્યેક સંપ્રદાયના અને વર્ણના મનુષ્યો એ સ્વારીમાં જોડાય છે, અને દરેક સંપ્રદાયના સાધુઓ આ યાત્રામાં સામેલ થાય છે લગભગ દરેક ગામમાં

જગન્નાથનું મંદિર હોય છે, અને ત્યાંથી આ સ્વારી નીકળે છે, પણ જગન્નાથની ખરી સ્વારી તો પુરીની. આ ઉત્સવનું એ મૂળ ધામ બીજે બધે સ્થળે તો એનું અનુકરણ. આથી પુરીમાં આ ઉત્સવ અને તેનો બધો વિધિ ઘણા મોટા પાયા પર થાય છે

## નિષ્ઠુર મહાકાળનું પ્રતીક?

અને એકવારી આસુરીભ રૂપમાં ચાલ્યા જતા પુરીના જગન્નાથના રથ નીચે ઘણા માણસો દર વર્ષે કચડાઈ જતાં. આ જોઈને અંગ્રેજોએ એ રથને વ્યક્તિ કે સમષ્ટિની પરવા કર્યા વગર વહી જતા સમય–મહાકાળનો પ્રતીક ગણ્યો હતો. અંગ્રેજી ભાષામાં Jugger Naut એ શબ્દ નિષ્કંપ, અબાધિત, નિષ્ઠુર શાસનચક્ર માટે વપરાય છે. પાશ્ચાત્યોના આ ખ્યાલ માટે હિંદુઓમાં પ્રચલિત કેટલીક માન્યતાઓ જવાબદાર છે. સ્વર્ગ, મોક્ષ કે ઇષ્ટ પ્રાપ્તિના ટૂંકા માર્ગ તરીકે કેટલીક વિચિત્ર રીતની કલ્પનાઓ આપણે અપનાવી છે:– કાશીએ કરવત મૂકાવવું, હિમાળે હાડ ગાળવા, ભૈરવજવ ખાવો, કમળપૂજા કરવી વગેરે રીવાજો પાછળનું આધિદૈવિક શક્તિઓનો વૈજ્ઞાનિક પદ્ધતિએ સંશોધાય ત્યારે ખરું. પણ ચિર તપ તિતિક્ષા, યાતના, દુઃખ ને શૌર્ય, શ્રદ્ધા અને કલ્પનાથી રંગી સ્વાર્પણની ઉન્માદભરી એકાગ્રતામાંથી નિષ્પન્ન થતા બળની આત્માના સંચિત કર્મો પર જે અસર થાય છે, તે આ શક્તિશાસ્ત્રમાં માનનારા અને તેના ઉંબર પર ઉભેલા પણ સમજી શકે છે. આવી સ્વાર્પણ ઇચ્છાનું દર્શન જગન્નાથની રથયાત્રા વખતે થતું. પ્રભુનાં ચરણમાં પ્રિયતમ વસ્તુના અર્પણથી ઇચ્છિત રૂપ મળે છે, એ બાબરે હુમાયુને આપેલા આરોગ્ય અને આયુષ્યથી સાબીત થાય છે. ઇતિહાસમાં આવાં બીજાં પણ ઉદાહરણો છે. અને પોતાના દેહ કરતાં સામાન્ય માનવીને કઈ વસ્તુ પ્રિયકર હોય છે? આથીજ ઇચ્છાપ્રાપ્તિ માટે દેહનું બલિદાન એ સૌથી શ્રેષ્ઠ વસ્તુ ગણાય છે. અને એજ ધોરણે, સરકારે કાયદાથી પ્રતિબંધ ના કર્યો ત્યાં સુધી, જીવનસંગ્રામથી થાકેલા, કે ઉત્કટ આકાંક્ષા વરેલા અનેક ભાવિકો જગન્નાથના રથ તળે દેહને ઢાળીને કર્મવિધાન પલટવા કે સમૂળું નાશ કરવા મથતા. આ બલિદાનનો મર્મ સમજવા અશક્ત પાશ્ચાત્યોએ આ ક્રિયાને જંગલીપણાની પરાકાષ્ઠા ગણી, પરમકૃપાળુ જગન્નાથને લોહીતરસ્યા નિષ્ઠુર કાળદેવ ગણ્યા તેમાં તેમની ભાવનાની મર્યાદાજ જવાબદાર છે.

## હિંદુ ધર્મનો પરમ સાર

પણ પાશ્ચાત્યો જગન્નાથનું રહસ્ય સમજ્યા નથી, તો આપણે પણ ઓછા દોષપાત્ર નથી. આપણે તેનું ખરું રહસ્ય પચાવ્યું નથી કે ઉકેલ્યું છે. અને આખરે ભૂલી ગયા છીએ. જગન્નાથની યાત્રા એ તો પ્રભુની સ્મૃતિ જગાવવાનું સાધન છે. ગમે ત્યાં એ યાત્રા થાય. કે એ ઉત્સવ પળાય ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે હિંદુઓને યાદ આવવું જોઈએ કે જગન્નાથ એ સર્વ દેવોમાં શ્રેષ્ઠ છે, એના મુખ્યધામ પુરીમાં સ્પર્શાસ્પર્શ નથી, જાતિભેદ કે વટાળ નથી. હિંદુ સમાજમાં, એની વર્ણવ્યવસ્થામાં દાખલ થયેલ ભેદભાવરૂપી અનિષ્ટને જગન્નાથના દરબારમાં સ્થાન નથી. ભારતના ચાર મહાધામમાંના એ એક મહાન સ્થળમાં એકલી રથયાત્રાને દિવસેજ નહિ, પણ બારે માસ પંક્તિભેદ કે સંપ્રદાયભેદ પળાતો નથી; ત્યાં વર્ણાશ્રમની પાળો નથી. આમ હિંદુધર્મનાં સારરૂપ, ધર્મમાત્રના સત્વસમા, જ્ઞાનની અંતિમ કક્ષા જેવા સમત્વ (समत्वं योग मुच्यते) વિશ્વબંધુત્વની ઘોષણા કરવા, અને એ ભૂલાતા જતા મહાધર્મનું પ્રતિપાલન કરવા માટેજ સ્થળે સ્થળે રથયાત્રાની યોજના કરવામાં આવેલી. આ ભૂલાયેલા રહસ્યને ફરીથી તાજું કરી પ્રજાજીવનમાં ઉતારવામાંજ આ ઉત્સવનો ઉપયોગ થવો જોઈએ.

## અધૂરી મૂર્તિઓ

જગન્નાથના રથમાં વિરાજતી મૂર્તિઓમાં એક વિચિત્ર વિશિષ્ટતા છે. તે લાકડાની બનેલી હોય છે. તેની આકૃતિ અધૂરી, અણઘડ અને કદંગી છે. એના હાથ, પગ કે કોઈ અંગનાં ઠેકાણાં નથી. આના ખુલાસામાં આ મૂર્તિઓના જેવીજ કઢંગી કથા જોડી કાઢી છે. કોઈક રાજાએ વિશ્વકર્માને ભગવાન વિષ્ણુની મૂર્તિ બનાવવા કહ્યું. વિશ્વકર્માએ શરત કરેલી કે એ પૂરી થાય ત્યાં સુધી કોઈએ જોવી નહિ; પણ રાજાની અધીરાઈ કાબુમાં રહી નહિ, અને તેણે એ શરતનો ભંગ કર્યો. પરિણામે મૂર્તિઓ અધુરી રહી. આવાં અર્થહીન, **હસવા** જેવાં ગપાષ્ટકમાં માનનારા આપણે ત્યાં હતા

ઉ એ ખ્યાલ આપણી પ્રજા માટે

ઉપજાવે એવો નથી. એક તો વિશ્વકર્મા જેવી વ્યક્તિનું અસ્તિત્વ માનીએ તો એની શક્તિ એટલી હોવી જોઈએ, કે લાકડાની ત્રણ મૂર્તિઓ ઘડતાં એને ત્રણ ઘડીથી વધારે લાગે નહિં, અને એનામાં એટલી અક્કલ અને આવડત હોવી જોઈએ કે મૂર્તિ માટે પથ્થર કે ધાતુ વાપરે, અલ્પજીવી લાકડું નહિં. પ્રજાના બાલ્યકાળની આવી ભેવકુફીભરી વાત અને ભોળા (!) લોકોને ભરમાવવા માટે દર બાર વર્ષે નવી મૂર્તિઓ દરિયામાંથી તણાઈ આવે એવો ખેલ એ હિંદુપ્રજા માટે કલંકરૂપ છે, અને એવો પ્રચાર ચાલુ રાખવો એ હિંદુધર્મનો દ્રોહ છે.

## સાચી વાત શું છે?

સાચી વાત તો એમ લાગે છે, કે આ મૂર્તિઓ હિંદની જૂનામાં જૂની મૂર્તિ છે. આર્યો તો પ્રકૃતિમાંજ મળી આવતાં દૈવી પ્રતીકોનેજ પૂજતા. આકાશી તત્વોથી અસંસ્કૃત વર્ગને સંતોષ ન થતાં વેદી, દીપક, સ્વસ્તિક, શિવલિંગ વગેરેની પૂજા થવા માંડી. આ અરસામાં જે પ્રદેશમાંથી હજીએ જૂનામાં જૂની અનાર્ય જાતિઓ મળી આવે છે, ત્યાંથી મનુષ્યાકાર દેખાવાનો પ્રયત્ન કરતી આ મૂર્તિઓ આર્યોને મળી આવી. ગોત્રસમાસ assimilation એ હિંદની આર્યસંસ્કૃતિનું પ્રધાન લક્ષણ છે. એમણે એ આદિવાસીઓની સાથે સાથે તેમની પ્રચલિત માન્યતાઓને પણ નભાવી લીધી. મૂર્તિનો કદરૂપો ઘાટજ કહી આપે છે, કે સૌંદર્ય, સૌષ્ઠવ અને સુપ્રમાણતાના શોખીન આર્યો આની ઉત્પત્તિ માટે જવાબદાર કોઈ શકેજ નહિ અણઘડ બનાવનારાઓને હાથે બનેલી, (અને મેળાઓમાં હજીએ વેચાતી) લાકડાની પૂતળીઓ જેમણે જોઈ હશે, તેમને ખ્યાલ આવશે, કે આ મૂર્તિની રચના છેક હલકી કક્ષાની પ્રજાના પ્રયાસમાંથી ઉદ્ભવેલી હોવી જોઈએ.

## મૂળ મૂર્તિઓ કોની હશે?

આ મૂર્તિઓ ત્રણ છે: બે પુરૂષની અને એક સ્ત્રીની. એનો ઉત્સવ છે અષાડ સુદ બીજને દિવસે:— વર્ષાઋતુનાં આરંભ નક્ષત્ર આર્દ્રામાં સૂર્ય હોય અને જગત્ પોષક પુષ્ય નક્ષત્રમાં ચંદ્ર હોય તે દિવસ એનાં મહાપૂજન માટે નક્કી થયેલ છે. જગન્નાથનું પ્રધાનસ્થાનક ઓરીસ્સામાં છે. ગોંડ, અંતામ વિ. આદિવાસીઓનો એ પ્રદેશ છે. ખેતીને લગતી વસ્તુઓ માટે એ પ્રજાને પહેલેથીજ અત્યાર સુધી આદર છે, અને વર્ષાના આરાધન માટે નરમેધ સુધી એ લોકો ક્રિયા કરતા હતા. આ બધી વસ્તુઓનો વિચાર કરતાં મને એમ લાગે છે, કે મૂર્તિઓ મેઘ, સૂર્ય અને પૃથ્વીની છે. ખેતી માટે જમીન, વરસાદ અને તે પછી તાપની જરૂર પડે છે. આ ત્રણે વસ્તુને દૈવીભાવ આપી આ મૂર્તિની યોજના થયેલી. મેઘ અને સૂર્ય એમના પ્રતાપને લીધે પુરૂષ અને પૃથ્વી માતા ગણાતી હોવાથી સ્ત્રી કલ્પાય તે સમજી શકાય એવું છે. આ સિવાય બે દેવ અને એક દેવીની ભેગી પૂજાનું કારણ અહિં કલ્પી શકાતું નથી

અલબત્ત, મીસરમાં ઓસીરીસ, આઇસીસ અને હોરસ એમ પિતા, માતા, પુત્રની ત્રિપુટી પૂજાતી, પણ તેમની ભેગી પૂજા થતી નહિં. પછીથી ખ્રીસ્તીઓએ પિતા, માતા અને પવિત્ર યક્ષ. (Father, mother and holy ghost)ની ત્રિપુટી પૂજવા માંડી. એમનો ખ્યાલ સીધો મીસરની કલ્પનામાંથી ઉતર્યો છે, પણ જે પ્રાથમિક દશામાં ઓરીસ્સાના આદિવાસીઓ હતા એ જોતાં એમની પૂજા તદ્દન પ્રાકૃત અને પ્રકૃતિના સત્વો લગતીજ હોવી જોઈએ.

## હિંદુ સંસ્કાર—

મૂળ વતનીઓની આ પ્રાકૃત કલ્પનાને હિંદુઓએ નવા સંસ્કાર આપ્યા. શ્યામ મેઘને કૃષ્ણ બનાવ્યા, શ્વેતાંગ સૂર્યને બલરામ ગણ્યા અને બે દેવ વચ્ચે એકજ દેવી હોવાથી તેને બન્નેની બેન સુભદ્રા ગણવામાં આવી. અત્રે યાદ રાખવું ઘટે છે, કે સુભદ્રાની સ્વતંત્ર મૂર્તિ કોઈ સ્થળે નથી, તેમ તેને પૂજનીય દેવી પણ ગણી નથી. બળરામનું પણ તેમજ છે.

વળી બીજા કોઈ દેવ દેવીની કાષ્ટની મૂર્તિ નથી. કૃષ્ણની બીજી મૂર્તિઓ પત્થરની છે. માત્ર આ ત્રિપુટીમાંજ તે કાષ્ટનું સ્વરૂપ લે છે.

ઓરીસ્સાના વતની કૃષિકારોને પત્થરનું મહત્વ જરાએ નથી. એને તો પૃથ્વી, મેઘ અને સૂર્યના સંયોગથી ઉત્પન્ન થતી વસ્તુ—કાષ્ટ—જ પૂજન માટે યોગ્ય લાગે તે સ્વાભાવિક છે. આમ વિચાર કરતાં એમજ લાગે છે. કે આ મૂર્તિત્રિપુટી આદિવાસીઓની પ્રાથમિક દશા વખતની એની વિષયક મતિઓ છે.

## મૂર્તિઓ અધુરી શા માટે?

તો પછી સવાલ ઉઠે છે, કે અણઘડ આદિવાસીઓની અધકચરી મૂર્તિઓ આર્યોએ શા માટે એવીજ અધુરી રાખી? સૌંદર્યની અદ્દ્ભુત પ્રતિકૃતિઓ નીપજાવનાર, અજંટા વગેરે સ્થળોના નિર્માતા શિલ્પીઓની જન્મભૂમિ શું સર્વાંગસુંદર મૂર્તિઓ નહોતી યોજી શકતી, કે આવી અપરૂપ કૃતિઓને પૂજનીયતા આપવામાં આવી? એનો જવાબ જેટલો નિગૂઢ છે તેટલોજ મર્મ ભર્યો છે.

## મૂર્તિપૂજાનું રહસ્ય-

ખરી વાત એ છે, કે પૂજનીય મૂર્તિ માત્રને કદરૂપીજ રાખવી એ નિયમ હિંદુઓએ બધે અનુસર્યો છે. છેક અર્વાચીન કાળમાં રચાયેલી મૂર્તિઓ બાદ કરીને જુના સમયની કોઈપણ હિંદુ મૂર્તિ જોશો તો તેમાં ભયાનકતા, રૂદ્રતા કે વિરૂપતાજ નજરે પડશે. બુદ્ધ, જૈન વગેરે મૂર્તિઓ તો સુરેખ અને સુશ્લીષ્ઠ હોય છે. માત્ર હિંદુ મૂર્તિઓજ આવી હોય છે, માટે શિલ્પકળાની ચાતુરીનો અહિં સવાલજ નથી. વળી હિંદુધર્મીઓની દેવ, દેવી, અપ્સરા વગેરેની કલ્પના પણ અત્યુત્તમ સૌંદર્યથી છવા કરી છે. એમના કવિઓનો સૌંદર્યનો ખ્યાલ ઘણો ઊંચો છે, અને આ મૂર્તિઓના ઘડતરથી તદ્દન ઊલટો છે. આમ સ્થિતિ હોવાથી આ વિષય વધારે વિચારણા માંગે છે.

મૂર્તિઓ વિરૂપ રાખવાનુ કારણ મને તો એટલુંજ લાગે છે, કે દેવત્વ વસ્તુમાં નહિ, પણ ભક્તના ભાવમાં છે એ સત્ય લોકોના મનમાં ઠસાવવાનુ હતું. શાસ્ત્રકારોએ કહ્યું છે, જ, કે.

न स्ति देवोहि व पाणे न क ष्टे न च मृण्मये ।
भ.वेन विद्यते देवो दस्माद् भावो हि कारणम् ॥

આ વસ્તુ ભાવિકના મગજમાં ઠસાવવા માટેજ જૂના મૂર્તિકારોએ મૂર્તિમાં વિરૂપતાને પ્રધાન લક્ષણ ગણ્યું લાગે છે. એ દ્વારા તેમણે ભકિત અને કલાનો મહા સિદ્ધાંત કે સૌંદર્ય કે સૌષ્ઠવ વસ્તુમાં નથી પણ દૃષ્ટાની આંખમાં એટલે ભાવમાં છે એ પરમરહસ્ય પણ ના ભૂલાય એટલી સચોટતાથી લોકોની આગળ રજુ કર્યુ છે. એટલુંજ નહિ, પણ 'પ્રેમ જુએ નહિં નાત કે જાત,' એ મહાવાક્ય પણ લોકો સમક્ષ મુકયું છે.

આનું કારણ સ્પષ્ટ છે: વિરૂપતાઓને બદલે સુન્દર મૂર્તિઓ રચવામાં આવે તો મૂર્તિ પાછળનાં તત્વને બદલે મૂર્તિના જડ દેહ પરજ ધ્યાન ખેંચાય, અને એ રીતે મૂર્તિપૂજા ખરેખરી સ્થૂળ મૂર્તિ પૂજા બને, નહિં કે તત્વપૂજા. અને આ રીતે મુર્તિ પૂજા દ્વારા ભાવના કેળવી, છેવટે ભાવ અને ભાવનામય તન્મયતા પામવી એ મૂર્તિ પૂજાનું ધ્યેય ભૂલાઈ જાય. સ્થૂળ કરતાં કલ્પના વધારે સત્વશીલ છે, એની રજુઆત માટેજ આ મૂર્તિઓ એમની એમ રહેવા દેવામાં આવી છે.

## ભાઈ બહેન શા માટે?

પછી બીજો સવાલ એ છે કે આ બે પુરૂષ અને એક સ્ત્રીની ત્રિપુટીને ભાઈ બહેન શા માટે ગણ્યાં? શા માટે રામ,સીતા અને લક્ષ્મણની પરમ પુનિત ત્રિપુટીનુ આમાં આરોપણ કરવામાં આવ્યું!

આનો ખુલાસો એ છે, કે સ્ત્રી અને પુરૂષના સંબંધની ઉચ્ચતમ અને અંતીમ કક્ષા બહેન ભાઇના સંબંધની છે. સૃષ્ટિ ઉત્પત્તિની દરેક ધર્મની પૌરાણિક કલ્પનાઓમાં આદ્ય પુરૂષ અને સ્ત્રી સહોદર કલ્પાયાં છે. વાસનાનાં ક્ષણિક આવેશોના સમય સિવાય બાકીના સમયમાં પતિ-પત્ની વચ્ચે પણ બહેન ભાઇ જેવી નિર્મળ દૃષ્ટિ રહેવી જોઇએ. તેથીજ દેવ દેવીની સર્વોચ્ચ ભાવનામાં ભાઇ બહેનનીજ કલ્પના સુયોગ્ય છે. જગન્નાથથી ઉતરતી નીચેની કોટીએ આવીએ ત્યારે સ્ત્રી પુરૂષના દાંપત્ય ભાવોને અનુરૂપ મૂર્તિ મળે.

## સમાનતાનો આદર્શ-

અને જે સમાનતાનો આદર્શ હજુયે જગદીશના ધામમાં પળાય છે, તેમાં મૂળ આદિ જાતિઓની ભાવનાજ કારણરૂપ છે. મેઘ, સૂર્ય કે પૃથ્વીને કોઈ અસ્પૃશ્ય નથી. એ ત્રણે જરાયે પક્ષાપક્ષી કે ભેદભાવ દાખવતા નથી. હવે આભડછેટના વિધિ વિધાનોમાં ચોખલીઆવેડાની અંતીમ કક્ષા સુધી જનારા વૈષ્ણવોના સંપૂજ્ય દેવો કૃષ્ણ, બળરામ, અને સુભદ્રાને આ મૂર્તિમાં આરોપવામાં કેટલું સુંદર, 'કટાક્ષપૂર્ણ' રહસ્ય સમાયેલું છે? આ આરોપણજ એ નિર્મળ માન્યતાને પડકાર રૂપ છે. જગન્નાથને કોઇ અસ્પર્શ્ય નથી. તેથી આ દેવોને કોઇ અસ્પર્શ્ય હોઇ શકે નહિં, કોઈ અસમાનતા હોઇ શકે

નહિ. આમ ગૂઢ છતાં વિચારકને સહજ પ્રાપ્ય એવા આ મર્માળાં સૂચનમાં હિન્દુત્વનું પરમ સારસત્વ સમાયું છે. આર્થિક, સામાજિક અને સ્થાપિતહિતસ્પૃહા કારણોથી વિસ્તરતી જતી ભેદભાવની જાળથી આર્યત્વ અને હિંદુત્વ નિર્વીર્ય અને નિષ્પ્રાણ બની ગયાં છે. આ જાળ જોઈને કે આગળથી પારખી લઈને જાણે આ મૂર્તિ ત્રિપુટીની યોજના કરવામાં આવી છે એમ લાગે છે, કારણ કે જગન્નાથને સાચા ભાવથી પૂજનાર માણસ પોતાની જાતને ત્યારેજ પ્રમાણિક કરી શકે, કે જ્યારે તે કોઈપણ પ્રકારના જન્મગત ભેદભાવને સ્વીકારે કે સન્માને નહિ.

## જગદીશનો આદેશ

આમ આ કાષ્ટ ઘડ્યાં, વિરૂપ જગન્નાથના મહોત્સવમાં જગદીશના આદેશ નિર્વિકારી ચિત્ર અને નયન માટે તો સ્પષ્ટજ છે:- (૧) જગન્નાથના દરબારમાં સર્વે સરખા છે. ત્યાં ભેદભાવ, જાતિભેદ કે પંક્તિભેદ નથી. (૨) દેવને પામવા મંદિરોની જરૂર નથી. જગન્નાથ તો ભક્તને મળવા સામે આવે છે. (૩) સૌંદર્ય, પ્રેમ અને પૂજનીયતા, દૃષ્ટા ઉપર અવલંબે છે, વસ્તુ ઉપર નહિ. જેટલે અંશે ભક્તિ અને ભાવના વિશુદ્ધ તેટલે અંશે સાધના સફળ. (૪) જગન્નાથને ચરણે સર્વ સમર્પણ-(એના આદેશને અનુસરીને) એજ જીવન-ચારિત્વની ચાવી છે. એ માટે રથ નીચે પીલાવાનું નથી, જગન્નાથના આદેશને અનુસરતાં વિલય પામવાનું છે. (૫) અને આ સર્વે સફળતા પુરૂષ સ્ત્રી વચ્ચેના નિર્વિકાર બંધુ ભગિનિ ભાવ અને માનવ માનવ વચ્ચેનાં સમાનતા ભર્યાં વર્તાવ પર આધાર રાખે છે.

જગન્નાથની રથયાત્રામાં જોડનાર હરકોઈ વ્યક્તિ આ વસ્તુ ધ્યાનમાં રાખે, એમ વર્તવા પ્રયત્ન કરવાનો ઠરાવ કરે. આમ ના કરે તે દંભી અને ઢોંગધાલુ છે, અને આત્માનો, હિંદુ ધર્મનો અને બ્રહ્મનો દ્રોહ કરે છે.

આથીજ મેં આ ઉત્સવને હિંદુસંસ્કૃતિના સારસત્વ (Quint essence) ગણ્યો છે, અને પાંચ મહાપર્વોનો શિરોમણિ ગણ્યો છે. જગદીશનો ઉત્સવ એટલે તેની કૃતિમાત્ર પ્રત્યે આદર અને સમભાવનો સત્કાર.

## અભય વચન

એક દિવસ મેં ગાંધીજીને પૂછ્યું. "હવે આપણે શું કરીશું? બધુંજ આપણી વિરૂદ્ધ જતું લાગે છે."

પોતાના સ્વાભાવિક મર્માળાં હાસ્ય સાથે ગાંધીજીએ તરત જવાબ આપેલો: "ભય વળી શાનો? રચનાત્મક કાર્યક્રમમાં જો તમને સંપૂર્ણ વિશ્વાસ હોય તો ભયનું કોઈજ કારણ નથી."

શ્રી. જી. રામચન્દ્રન્

કેળવણી હોઇ શકે શારીરિક, માનસિક અને હૃદયની. એ ત્રણેય વિભાગો સમતુલા જાળવીને ખીલે, વિકસે, ત્યારે માણસને પોતે કેળવાયેલો છે એમ કહેવાનો અધિકાર પ્રાપ્ત થાય.... જેનામાં મૂળભૂત ગુણ, માણસાઇનો ધર્મ ખીલ્યો નથી તે કદી માણસ કહી શકાય નહિ.

# કેળવણી

## સાચી અને જૂઠી

: લેખક :

સાકરલાલ અ. દવે

કેળવણી વિષે આજ સુધીમાં વિદ્વાનોએ ઘણું લખ્યું છે, અને હજી ઘણું ઘણું લખશે—એટલો વિશાળ અને એટલો મૂળભૂત મહત્ત્વનો એ વિષય છે.

કેળવણી સંપૂર્ણ ક્યારે કહેવાય ? કેળવાયેલા માણસને પોતાના હાથનો, હાથનાં આંગળાંનો, બરાબર ઉપયોગ કરતાં આવડે ત્યારે; પોતાની ચિત્ત-શક્તિ અથવા વિચાર-શક્તિનો વિકાસ થાય ત્યારે; પોતાની લાગણીઓ, શુદ્ધ વિશુદ્ધ બને, અને બીજાના સુખદુઃખે અનુકંપા અનુભવે ત્યારે; અને છેલ્લે શરીર, મન, હૃદય, એ બધાંથી પર રહેલો આત્મા સ્વયંપ્રકાશ આત્મા, એનો અનુભવ થાય ત્યારે.

સાધારણ રીતે કેળવણીના ત્રણ મોટા વિભાગ પાડવામાં આવે છે—શારીરિક, માનસિક, અને હૃદયની. એ ત્રણે વિભાગો સમતુલા જાળવીને ખીલે, વિકસે, ત્યારે માણસને પોતે કેળવાયેલો છે એમ કહેવાનો અધિકાર પ્રાપ્ત થાય. શરીરે બળવાન ગોધો આપણને રસ્તામાં મળે એને આપણે કેળવાયેલો નથી કહેતા, કેમકે એનામાં મન અને હૃદય વિકસેલાં નથી. તેમ મહાબુદ્ધિશાળી વિદ્વાન આપણી પડોશમાં રહેતા હોય, પણ તેનાથી એક રોટલી પણ પચાવી શકતી ન હોય અને સદાના માંદા રહેતા હોય તો તેને પણ દિલગીરી સાથે આપણે બિનકેળવાયેલો કહેવા પડશે. તેવી જ રીતે શારીરિક બળવાળો અને સતેજ બુદ્ધિવાળો મનુષ્ય ક્રૂર નિષ્ઠુર હોય, લાગણી વિનાનો હોય, પારકાના દુઃખે એના દિલનું રુવાટું પણ હાલે નહી એવો હોય, તો તેને પણ કેળવાયેલો કેમ કહી શકાય? અર્થાત, શરીર, મન, અને હૃદય એ ત્રણેની યથાયોગ્ય કેળવણી જેણે પ્રાપ્ત કરી હોય, તેને જ આપણે કેળવાયેલો માણસ કહી શકીએ.

માણુસ, મનુષ્ય એ શબ્દ મન એટલે વિચારવું એ ધાતુ ઉપરથી થયેલો છે. જે વિચાર કરી શકતો નથી, સાચું શું-ખોટું શું એ પારખવાની જેનામાં શક્તિ નથી, સારા સાર વિવેક જેણે ખીલવ્યો નથી તે મનુષ્ય શાનો ? અને તેમાંય વિશેષ કરીને જેનામાં માણસાઇ-મનુષ્યત્વ-ખીલ્યું નથી, તે મનુષ્ય અથવા માણસ કહેવાવાને બિલકુલ યોગ્ય નથી. બીજી બધી શક્તિઓ સારી રીતે ખીલી હોય, પરંતુ જેનામાં મૂળભૂત ગુણ, માણુસાઇનો ધર્મ, વિકસ્યો નથી, તે કદી માણુસ કહી શકાય નહી. એનામાં અને સ્વાર્થી પશુમાં કશો તફાવત નથી. માટે સાચી કેળવણી જૂઠી કેળવણી આ રીતે જુદી પડે છે, કે સાચી રીતે કેળવાયેલો મનુષ્ય માણસાઇના બધા જ ધર્મોથી વિભૂષિત હોય, અને માણુસાઇ રહિત માણુસ કેળવાયેલો હોય તો પણ જૂઠી અથવા ખોટી રીતે કેળવાયો છે એમાં જરાયે સંદેહ નથી.

દરેકે વિચારવું જોઇએ કે પોતાનામાં મનુષ્યત્વ અથવા માણુસાઇ કેટલી ખીલેલી છે.

# ઘેલો ઘેર આવ્યો!

**ખોડાભાઇનો 'ભણેલ' દીકરો ઘેલો, ઘનશ્યામ બનીને બાપીકે ગામ પાછો આવ્યો. ગામ લોકોને એમ કે ઘેલો ભણીગણીને 'સાહેબ' બનશે અને ગામનો મોભો વધારી દેશે. એજ આશાએ મથુર મુખીએ વીસ હજારનું પાણી ઘેલાના ભણતર પાછળ કર્યું. પણ ઘેલાએ ઘેર આવીને શું કર્યું?**

લેખક:
**દામોદરદાસ પી. શાહ**
બી. એ. બી. ટી. એલએલ. બી.

અંક પહેલો —

(પ્રવેશ ૧ લો)

[દિવાળીના દિવસો છે રાજપુર ગામના લોકો દિવાળીનો ઉત્સવ ઉજવી રહ્યા છે. આ સાલ પાક સારો થયો છે તેથી સૌનાં દિલમાં આનંદ ઉછળી રહ્યો છે. દીપમાળાઓ પ્રગટી છે. આખી શેરી–આખું ગામ–હર્ષના હિલોળે ચઢ્યું છે. ઘેર ઘેર દિવેલનાં કોડિયા ઝળઝળી રહ્યાં છે. આંગણે આંગણે સાથિયા પુરેલા છે. ચોકઠે ચોકઠે રાસ રચાયા છે. પડદો ઉપડે છે ત્યારે રાસની રમઝટ ચાલતી હોય છે]

રાસ

આવી દિવાળી, આવી દીવાળી, આવી દીવાળી આજ ...
રુમઝુમ કરતી, રુમઝુમ કરતી, રુમઝુમ કરતી આજ...
એ......કૂવે આ કોશ શું બોલે?
એ......મીઠી આ જાર શી ડોલે!
એ......એને જોઇ જોઇ દિલડું ડોલે
રે...આવી દિવાળી, આવી દિવાળી, આવી દિવાળી આજ...
રુમઝુમ કરતી, રુમઝુમ કરતી, રુમઝુમ કરતી આજ ...
એ......પેલાં નદિયુંનાં નીર શું કે'તા?
એ......પેલા ભમરાનાં ગીત શું કે'તાં
એ......એને સૂણી બિહૂલ હરખન્તા,
રે...આવી દિવાળી, આવી દિવાળી, આવી દિવાળી આજ...
રુમઝુમ કરતી, રુમઝુમ કરતી, રુમઝુમ કરતી આજ ...

વાઘજીભાઇ: [અંદરથી હર્ષભર્યો દોડતો આવતાં] એ... ખોડાભાઇ ...... એ ...... ખોડાભાઇ! [રાસ થંભી ... આવે છે]

ખોડાભાઇ: અલ્યા, શું છે? કેમ આમ ભેંસ બરાડે તેમ બરાડે છે? માળો દિવાળીના દિ' એ ય જરા જંપતો નથી. જ્યારે જુઓ ત્યારે —

વાઘજીભાઇ: અરે પણ બાપા! મારી વાત તો સાંભળો,

ખોડાભાઇ: હવે સાંભળી તારી વાતો! ઇ વાતમાં કાંઇ માલ નો મળે [પાછો જવાની તૈયારી કરતાં] હાલો ભાઇ, આપણો રાસ આગળ હાલવા દો.

વાઘજીભાઇ: [ખોડાભાઇનો હાથ પકડી] પણ ભાઇસા'બ! જરા થાભો તો ખરા

ખોડાભાઇ: લે બાપા! લે. તેં તો જીવ લીધો. હવે ભસી નાખ, જે ભસવુ હોય તે.

વાઘજીભાઇ: આપણો ઘેલો આવે છે.

ખોડાભાઇ: હેં! [બીજાઓને બૂમ મારી] અલ્યા, આંઇ આવો, આંઇ!

મથુરમુખી: શું છે?

ખોડાભાઇ: આ વાઘજી વધાઇ લાવ્યો છે.

મથુરમુખી: (દોડતો બીજા ચાર પાંચ જણ સાથે આવતાં) એ ખોડા પટેલ, શાની વધાઇ? અલ્યા, કાંઇ ગળ્યું મોં કરવાનું હોય તો કે' ને.

ખોડાભાઇ: આ વાઘજી કે' છે કે ઘેલો આવે છે.

મથુરમુખી: ઘેલો? અલ્યા વાઘજી, તુ યે ઘેલોજ છે ને! તું એકલો આંઇ દોડ્યો આવ્યો તે ઘેલો ક્યાં છે!

વાઘજીભાઇ: 'ઘેલો ટેસને ઊતર્યો ત્યારે મારું ગાડુ

સનેજ હતું. મેં કીધું, 'હેંડો ઘેલાભાઈ, ગાડામાં બેસી જાઓ.'

ખોડાભાઈ: તારું ગાડું ક્યાં છે? અલ્યા, હું તો ઘેલો આવ્યો છે તેને આંઈ લઈ આવીએ.

વાઘજીભાઈ: પણ ભાઈસા'બ ઘેલો આંઈ નથી આવ્યો.

મથુરમુખી: કેમ? તારું ગાડું ક્યાં મૂકી આવ્યો?

વાઘજીભાઈ: ગાડું તો એ ..ડેલીએ છોડ્યું.

ખોડાભાઈ: ત્યારે ઘેલો ક્યાં ગયો? ઘેર ગયો?

વાઘજીભાઈ: ના રે ના. ઘેલો તો રયો ટેસને.

મથુરમુખી: મારા હાળા! ગામના છોકરાને ગાડામાં બેહાડીને લાવતાં ભવ ચડે છે!

વાઘજીભાઈ: તમેય મુખી, પૂરું હાંભળો નંઈ ને તપી જાઓ છો. મેં તો ઘેલાને કહ્યું, 'કે ભાઈ, ગાડામાં બેસી જા.' પણ ઈ કે' છે, 'કે ગાડામાં ડચુક ડચુક કરતા કોણ જાય! કેડ્યો ભાંગી જાગ, ને હોડ શેર ધૂળ પેટમાં પેસી જાય; ને પાટલૂનની ઈસ્ત્રી બગડી જાય. હું તો ઘોડા-ગાડીમાં આવીશ.'

મથુરમુખી: મારો વા'લો આ ને આંઈ મમ્મઈ હમજતો હશે! આંઈ ઘોડાગાડી એણે કયે દિ' ભાળેલી!

ખોડાભાઈ: પછી? આંઈ ઘોડાગાડી તો ઈ હો વરહ ટેસને ઊભો રે'ય તોય નો મળે. આજકાલનાં છોકરાં ભારે અનાડી!

વાઘજીભાઈ: મેં તો કીધું, 'ભાઈ સાબ! આંઈ ઘોડાગાડી નો મળે; ને મારું ગાડું હાલ્યું જાહે તો પછે મજૂર પણ નઈ મળે,' પણ ઈ તો કે,' 'મારો સામાન તમે ગાડામાં લઈ જાઓ. હું તો ચાલતો આવીશ.'

મથુરભાઈ: . ને ઈ ચાર ગાઉ ટાંટિયા ઘસતો આવશે!

ખોડાભાઈ: ને કોઈની ગરજે આવશે? શોખ કરવા છે તે પગે ચાલીનેય આવશે ને . . . આવશે.

મથુરભાઈ: તું નો હમજે ઈમાં, ખોડા, ઈ મોટો સાહેબ થાહે ત્યારે તારો દિ' ફરી જાહે. અટાણે ઈની છોકરવાદી હામું જોઈશ મા. મારી ઘોડી લઈને જા. ઈને ઘોડી પર બેહાડીને તું તારે ફુલાંગો ભરતો આવી પૂગ. (બીજાઓને) હાલો ભાઈઓ, આપણો ઘેલો આજ ઘેર આવે છે. આજ તો રાસ એવો જમાવો કે બસ—ઈ પણ જાણે કે ઈની એલી કોલેજની છોકરીયુંના ટાયેટા કરતાં આ ભાયડાઓના રાસડા જોવા જેવા છે. હાલો, સૌ સૌને ઘરે જાવ. બે ઘડી પછી ખોડાભાઈની ડેલીએ બંધાય આવજો. (સૌ જાય છે)

મથુરભાઈ: તે હેં વાઘજી! ઇ ઘેલો' કવેક દેખાય છે?

વાઘજીભાઈ: હાચું પૂછાવો તો, મુખી, ઘેલો હાવ ફરી ગયેલો લાગ્યો.

મથુરમુખી: ફરી ગયો કેવી રીતે?

વાઘજીભાઈ: મેં ઈને જોયો ને હોંસભેર મેં તો હાકોટો દીધો, 'એ...ઘેલો?' ત્યાં તો ઈનો મિજાજ ગયો. ઈ કે' કે, 'આઈ રોયા! ઘેલો કોને કે' છે? જરા બોલવાનું ભાન છે કે નહિ? મારું નામ તો છે. મિ. ઘનશ્યામરાય અમીન!'

મથુરભાઈ: ઘનશ્યામરાય અમીન! શું કીધું? ઘનશ્યામ-રાય! અલ્યા, ત્યારે તો ઈ કોઈ બીજો હશે; આપણો ઘેલો નહિ.

વાઘજીભાઈ: ના ભાઈસા'બ, ના. ઈ હતો તો આપણો ખોડાભાઈનો ઘેલો જ. ગામના છોકરાને હું ના ઓળખું ઈ બનેજ કેમ?

મથુરભાઈ: એણે ઓલો ચોરણો ને અંગરખું પહેરેલાં કે?

વાઘજીભાઈ: ના ના, મુખી. ઈ ચોરણો ને ઈ અંગરખું તો આપણે ગામડામાં! મમ્મઈમાં તો જુદો દરવેશ પહેરે.

મથુરભાઈ: હેં હેં !ઈ વળી કેવો દરવેશ?

વાઘજીભાઈ: આપણા મેલાએ તો પાટલૂન, ને ... ને માથે ઓડકી જેવી સાહેબ ટોપી; ને ગળામાં શું કે' છે ઈને?

મથુરભાઈ: નાકટાઈ કે એવું

વાંધજીભાઈ: હા તે ઈ નાકકટી બાંધેલી. ને મુખી! આંખ્યોએ તો ચશ્મા!

મથુરભાઈ: તે ઈ તો છે વીહ વરહનો. ઈને બેતાળો આવી ગયો?

વાંધજીભાઈ: ઈ તો પરભુ જાણે પણ ઈની આંખ્યોએ ચશ્મા મેં ભાળેલાં.

મથુરભાઈ: મારે ઈને જોવો પડશે. હાલ, આપણે ખોડાભાઈને ઘેર જઈએ. [જવા કરે છે ત્યાં સામેથી ઘોડી પર ખોડાભાઈ આવતા દેખાય છે.]

મથુરભાઈ: આ ખોડો ય અક્કલ વનાનો છે કહ્યું કે ઘેલાને ઘોડી પર બેહાડીને તું દોડતો આવી પૂગ; પણ ઈને તો પંડને ઘોડા પર બેહવાનો શોખ લાગ્યો [ખોડાભાઈ આવે છે.]

ખોડાભાઈ: મુખી! ( માથે હાથ દઈને બેસી પડે છે)

મથુરભાઈ: [તેનો હાથ ઝાલી ઝાટકીને ઊભો કરતાં] ઈમ બાયડિયુંની જેમ માથે હાથ દઈને બેસી શું પડે છે! શું થયું? આપણો ઘેલો ક્યાં?

ખોડાભાઈ: ઘેલો? મુખી, ઘેલો આપણો નથી રહ્યો.

મથુરભાઈ: ઘેલો આપણો નથી રહ્યો! ત્યારે એ વળી કોનો થઈ ગયો?

ખોડાભાઈ: મેં કહ્યું, 'ભાઈ, આ ઘોડી પર બેહી જા.' તયેં ઈ કે' છે." ડોસા, તમારી બુદ્ધિ બગડી છે. આ મિનારા પર ચઢતાં ક્યાંક પડું તો હાડકાં ખોખરાં થઈ જાય. હું તો મારી મેળે ચાલતો આવીશ."

મથુરભાઈ: તને ડોસો કહ્યો! મારા વાલાનું ચસક્યું કે શું?

ખોડાભાઈ: મુખી! માન ના માન, પણ મને મારો પરભુ બોલાવે છે. આ ઘેલો આપણું શું દળદર ફેડશે?

મથુરભાઈ: ખોડાભાઈ, તમે નો હમજો. ઈ શે'રમાં રહેલો તે ત્યાંના રિવાજ પરમાણે ઈમ કે' વાતું હશે. કાલ ઊઠીને ગવંડર થશે.

ખોડાભાઈ: મથુરભાઈ, આ પેટ પાક્યું છે તે પારો ક્યાં બાંધશું? તમે તો ઘરના માલુમ છો એટલે કે'વામાં વાંધો નહિ. હું ઘોડા પર બેસી ઘેલાને લેવા સામો ગયો ત્યાં શું દેખ્યું તે જાણો છો?

મથુરભાઈ: શું દેખ્યું?

ખોડાભાઈ: આંઈ જરા આઘા આવો. [મથુરભાઈ બાજુએ લઈ જાય છે. બીજા જતા રહે છે]

મથુરભાઈ: લ્યો, હવે કહો, આપણે બેજ છિયેં.

ખોડાભાઈ: ઘેલો દારૂ પીએ છે.

મથુરભાઈ: હેં !!

ખોડાભાઈ: હા મેં મારી સગી આંખે દેખ્યું. ઘોડું લઈ હું સામો ગયો ત્યાં ઘેલો કે' છે, "હું તો ચાલતે આવીશ." મેં કહ્યું, "ઘેલા, ચાર ગાઉ તારાથી નો' હેંડાય." ને એણે કીધું, "મારી પાસે ઈલાજ છે" એમ કહેતાંક ને એણે ગજવા માંથી બાટલો કાઢ્યો, ને...ખાસ્સો એક ગલાસ જેટલો ગટગટાવી ગયો. [નિસાસો નાખી] શું કહું, મથુરભાઈ! મારી આંખે અંધારાં આવ્યાં. મેં ઘોડી પાછી ફેરવી, ને આંઈ આવી પૂગ્યો

મથુરમુખી: હે રામ! શું આટલા માટે ગામ આખાનો પૈસા નીચોવીને આ ઘેલાને મેં ભણવા મોકલેલો! મેં જાણ્યું કે ભણી ગણીને ઘેલો ગામનો ઉધ્ધાર કરશે; પણ આ તો પુત્રનાં લક્ષણ પારણાંમાંથી જણાઈ આવ્યાં. પ્રભુ! તું કરે ઇ ખરું. ખોડાભાઈ, આપણે આંઈ ઊભા રહીએ ને ઈને હાચવીને ઘરે લઈ જઈએ. ગામમાં ફજેતી નો' થાય એટલે ગંગા ન્હાયા!

[થોડીવારે દૂરથી બિભત્સ શબ્દો અંગ્રેજીમાં બોલતો ઘેલો પ્રવેશે છે]

ઘેલો: By Satan! I'll slash every bit of these monkeys, the fools! [શેતાનના સોગન ખાઈને કહું છું કે આ વાંદરાઓનાં રાઈ રાઈ જેવડા કટકા કરી નાખીશ, મૂર્ખાઓ!]

ખોડાભાઈ: ઘેલા! ભાઈ ઘેલા! તું બોલ્યા વિના ઘેર ચાલ બાપુ!

ઘેલો: You old rascal! I shall hang you. [અરે કચરા! હું તને ફાંસીએ ચઢાવીશ]

મથુરાભાઈ: [એક અડ બોટ ઘેલાને લગાવી] સુવ્વર! આટલા માટે પૈસા ખરચીને તને ભણાવ્યો, એમ? જાને ભાનો ઘેર જઈને સૂઈ જા નહિ તો ઘોડાના ચાબુકથી ચામડી ચી.ી નાખીશ. [ઘેલો ખોડાભાઈ સાથે સીધો સીધો ઘેર જાય છે]

મથુરભાઈ: [ ઊંડો નિસાસો નાખી] પ્રભુ ! પ્રભુ! અમારા ગામે કયાં પાપ કર્યાં હશે?

[અંદરથી અવાજઆવે છે]

અવાજ: પરદેશી ભણતરનો મોહ! મથુરમુખી તમારા હૃદયને પૂછો. તમારા પાડોશના ગામના ભીખા મુખી સામે તમારે વેર હતું તેને લીધે આખા ગામને તારાજ કરવાના મનસુબા સેવી તમે ઘેલાને ભણવા મોકલ્યો. તમારી ઈચ્છા હતી કે ઘેલો મોટો સાહેબ બનીને આવશે એટલે તેની સત્તાના જોરે ભીખામુખી પર ને તેના ગામ પર વેર લેવાશે. જેવી કરણી તેવી પાર ઉતરણી! જેવું વાવો તેવુ લણો!

મથુરાભાઈ: ગેબી 'અવાજ! પ્રભુનો અવાજ! પ્રભુ! ખરેખર, મેં ગુનો કર્યો છે, પણ એની સજા આખા ગામને થશે? ખોડાના કુટુંબનું સુખ હણાઈ જશે?

અવાજ: આગેવાનની ભૂલનું પરિણામ બધાંને ભોગવવું પડે છે. ઇતિહાસ એનો સાક્ષી છે. [ મથુરભાઈ માથે હાથ દઈ બેસી રહે છે.

[ પડદો પડે છે ]

## પ્રવેશ બીજો

[ગામના ચોતરા પર પાટલૂન ને ખમીસ પહેરી ઘેલો ઉભો છે. આજુબાજુ ગામના યુવાનો ભેગા થયા છે. ઘેલાના હાથમાં નાનું દુરબીન છે. તેમાં નાની ફિલ્મનાં ચિત્રો મુકી ઘેલો એક પછી એક યુવકને બતાવે છે]

ઘેલો: [એક ચિત્ર મૂકી એક યુવકને બતાવતાં] જો, આ પેરીસના મ્યુઝિયમના એક ભાગનો દેખાવ છે.

પહેલો યુવક-શકરો: તે...હે ઘેલા! મુઝિમ એટલે શું?

ઘેલો: [છેડાઈ પડી ] You wild goose, [એ ઇ જંગલી] જરા બોલતાં શીખ મારૂં નામ તો છે ઘનશ્યામરાય અમીન.

શકરો: એવડું લાંબું નામ તો, ભાઇસા'બ, મને બોલતા નો' આવડે.

ઘેલો: ના આવડે તો ટૂંકું નામ 'ઘનુભાઇ' બોલ; કે મિ. અમીન બોલ.

શકરો: હું તો 'ઘનુભાઈ' કહીશ.

ઘેલો; જો, મ્યુઝિયમ એટલે સંગ્રહસ્થાન. સારી સારી જોવા જેવી વસ્તુઓ ઠેકાણે ઠેકાણેથી આણીને અહીં ભેગી કરે.

શકરો: હું ઘનુભાઇ!આવો કાચ મને આણી આપશો?

ઘેલો: આણી આપીશ. પણ એના તો દશ રૂપિયા બેસે છે.

શકરો: દશ રૂપિયા તો, ભાઇસા'બ, મારી પાસે નથી.

બીજો યુવક—ગોપાળ: ઓહો! એમાં શું? ઘનુભાઈ! એ મને લાવી દેજો. હું લાવી આપીશ, દશ રૂપિયા.

શકરો: તું ક્યાંથી લાવી આપીશ?

ગોપાળ: કાલે શે'રમાં જાર વેચવા જવાનું છે. ખાસ્સી એંસી રૂપિયાની જાર છે. બાપાને કહીશ કે સિત્તેર રૂપિયા ઉપજ્યા. દશ મૂકીશ ખીસ્સામાં. કેમ, ઘનુભાઈ! અક્કલ હોય તો હજાર રસ્તા!

ઘેલો: હિંમત જોઇએ ભાઈ. અમારે મુંબઇમાં તો એવા 'સતા' થવા જોઈએ તો ભૂખે મરીએ.

ભીખુ—બીજો યુવક: પણ ઘનુભાઈ! કોઇ દિ' એની ચોરી કરેલી નહિને, તે બીક લાગે.

ઘેલો: લે આમાં વળી ક્યાં ચોરી છે? જાર પકવવામાં ગોપાળે જરા મહેનત તો કરી જ હશે ને. અને એના બાપાને જોઇતી હોય તો ટપ દઇને વસ્તુ લઇ આવે તો પછી ગોપાળને ગમે તે વસ્તુ ગોપાળ લાવે એમાં ચોરી શાની?

શકરો: ત્યારે તો હું યે કાલે ઘઉં વેચવા જવાનો છું તે હું ય પંદરેક રૂપિયા તફડાવી લઈશ.

[ઘેલો ગજવામાંથી સિગારેટ કેસ કાઢી સિગારેટ મોંમાં મુકી સળગાવે છે અને ધુમાડા

શકરો: બળ્યું ધનુભાઇ! આ ધુમાડો તો ના વેઠાય.

ઘેલો: અરે આ તમારી દેશી બીડી ન હોય. આ તો છે સિગરેટ. એની મજા તો ઓર છે. જો એક દમ મારી જો.

શકરો: ના ભાઇ! મારા બાપા'જાણે તો મારી નાખે.

ગોપાળ: ધનુભાઈ, એ તો છે જ બીકણુ. મને આપો. હું જરા 'ટેસ' કરી જોઉં [ઘેલો એક સિગરેટ કાઢી ગોપાળને આપે છે. ગોપાળ સળગાવી દમ લગાવે છે]

શકરો: કેં ગોપાળ! કેવીક લાગે છે?

ગોપાળ: કેવીક તે વળી સરસ! પોતાને પીવાની હિંમત તો છે નહિ ને મોઢેથી પૂછ પૂછ કરે તે શી રીતે કે'વાય? જરા પી જોને.

શકરો: પણ મોં ગંધાય તો મારા બાપુ તો આડું લઇ ફરી વળે.

ઘેલો: અરે, આનાથી તો મોં ના ગંધાય. આ તો વિલાયતી બીડી.

શકરો: ત્યારે મને ય એક આપોને, ધનુભાઇ.

ઘેલો: [એકસિગારેટ કાઢી આપતાં] લે

[શકરો સળગાવે છે ને એક ફૂંક મારે છે.]

શકરો: અલ્યા, આ આપણા હોકા જેવી નહિ.

ગોપાળ: હોકા જેવી કેમ, હોકા કરતાં તો ખૂબ સરસ.

શકરો: ધનુભાઇ, એ કેટલાની આવતી હશે!

ઘેલો: ચાર આનાની દશ.

ગોપાળ: તો ભાઇ મને લાવી આપશો?

ઘેલો: મારી પાસે છે. તને કાઢી આપીશ.

શકરો: તો મને ય ચાર આનાની આપજો.

ઘેલો: સારું લાવી આપીશ. પણ અલ્યા, તમે આવે વેશે સિગારેટ પીઓ તે તમે તો ઠીક, પણ તમારા મોંમાં સિગરેટ લાજી મરે.

શકરો: પણ ભાઇસા'બ, ખેતરમાં કામ કરવાનું તો એવું ય પહેરવું પડે.

ઘેલો: પણ ખેતરમાં કામ કરવા શું કામ જાઓ છો?

ગોપાળ: તે ખેડૂતના દીકરાને કામ તો કરવુંજ પડે ને.

ઘેલો: હું ય ખેડૂતનો દીકરો છું. પણ હું તો કાંઇ જતો નથી.

શકરો: પણ તમે તો ભણીને સાહેબ થયા છો.

ઘેલો: અરે, ભણવા ગણવાનું તો ઠીક. તમારા ગામડામાં એ બધું છે. અમારે મુંબઇમાં તો અભણ હોય તોય કોટ-પાટલૂન પહેરે, અઠવાડિયે એકાદ સિનેમાય જુએ; હોટલમાં ચા નાસ્તો કરે, ને સાંજ પડે ચોપાટી પર ફરવા જાય. એ તો શોખ જોઇએ.

શકરો: પણ અમને એ બધું ક્યાંથી મળે? આ તમારાં કપડાં જેવાં કપડાં કાંઇ અહીંનો ઘનો દરજી સીવી આપે!

ઘેલો: તમારી ઇચ્છા હોય તો તમારા દેદાર ફેરવી નાખું.

ગોપાળ: શી રીતે?

ઘેલો: પૈસા જોઇએ. જુઓ, હું પરમ દિવસે શહેરમાં જવાનો છું. તેને બદલે કાલેજ તમારી સાથે આવીશ. તમને કપડું લઇને સીવડાવી આપીશ.

શકરો: તમે શહેરમાં કેમ જવાના છો?

ઘેલો: મારે એક સાયકલ ખરીદવી છે. સિગારેટ થઇ રહેવા આવી છે, અને બીજું ય થોડુંક ખરીદવું છે. અને જુઓ, આ કંઇક બતાવું. (ફોટોગ્રાફનું આલ્બમ કાઢી બતાવે છે)

ગોપાળ: (એક ફોટો જોઇ) ઓય મારો વાલો! આ તો અસ્સલ જાણે આપણા ધનુભાઇ! હેં ધનુભાઇ, આ તમારી જોડે કોણ છે?

ઘેલો: એ મારાં Companion-friend-છે.

શકરો: ભાઇસા'બ! કાંક સમજાય એવું તો બોલો.

ઘેલો: એ મારાં મિત્ર છે, દોસ્તદાર છે.

ગોપાળ: અલ્યા, તે બાયડિયું ય દોસ્તદાર બને! આંઇ તો છોકરિયુંને છોકરા ભેળી રમતી દેખે તો એમની મા મારીજ નાખે ને તમે તો એની જોડે છબી ય પડાવી છે!

શકરો: તું ના સમજે, ગોપાળ. ધનુભાઇ એની જોડે પરણવાના હશે. એ તો ભણેલા ગણેલા છબિયું પડાવે.

ગોપાળ: તું કયાંથી જાણે?

શકરો: મારી માસીની નણંદનો દીકરો ભરુચ ભણે છે. ઇનું લગન થયું પછી એક દિ' ઇની બાયડીને એ ભરુચ લઇ ગયેલો ને છાની માની છબી પડાવેલી.

ઘેલો: ના, ના. એની સાથે મારાં લગ્ન થયાં ય નથી, ને થવાનાંય નથી એ તો પરણેલી છે.

ગોપાળ: હેં! પરણેલી! તે એનો ધણી એને કાંઈ કે'તો નથી?

શકરો: હશે કોઇ નામર્દ. બાકી મરદ હોય તો આમ પોતાની બાયડીને બીજાઓની હારે ફરવા દે, ને છબિયું પડા'વા દે!

ઘેલો: અરે, એ તો ફેશન છે. મુંબઈમાં તો પાર્ટી હોય ત્યારે આપણી પત્ની બીજાની સાથે બેસે ને બીજાની પત્ની આપણી સાથે બેસે.

ગોપાળ: હશે, આપણે એની સાથે કામ નથી. જેને જે ગમે તે કરે. પણ હેં ધનુભાઇ! આવી છબી તમે કયાં પડાવેલી?

ઘેલો: એ તો કેમેરાથી પાડી. જો તારે કેમેરા જોવો હોય તો મારે ઘેર આવજે.

ગોપાળ: હું બપોરે આવંત. પણ બપોરે તો મારે ખેતરે જવું છે.

શકરો: હવે ખેતરે તો રોજ રોજ જવાનું છે જ તો ધનુભાઇ કયાં રોજ રોજ આવવાના છે. બાપાને કહી દઇશું કે ધનુભાઇ ગામમાં છે ત્યાંસુધી ખેતરે નહિ જઇએ.

ઘેલો: બરાબર. એમ હિંમત કેળવવી જોઇએ. આપણે કાંઈ માબાપના ગુલામ નથી. આપણને ય સ્વતંત્ર વ્યકિતત્વ છે.

વાઘજીભાઇ: (પ્રવેશ કરતાં) અલ્યા, શકરા, આંઇ શું કરો છો? હાલો, ખેતરે જવું છે કે નહિ?

શકરો: (ગોપાળને કાનમાં) ગોપાળ! વાઘજીકાકા આવ્યા. શું કરશું?

ગોપાળ: લે, આ...ઘડી પહેલાં તો તું ડંફાસ મારતો'તો, ને હવે કેમ ઢીલો થઈ ગયો?

શકરો: કોક ઉપાય બતાવ ને.

ગોપાળ: ધનુભાઈને જ કહેને. એ કોક ગોતી કાઢશે.

શકરો: (ઘેલાને કાનમાં) આ ડોસાને પતાવી દો, ધનુભાઇ.

ઘેલો: કેમ, વાઘજીકાકા! અત્યારમાં અહીં કયાંથી?

વાઘજીભાઇ: આ છોકરાઓની વાંહે ગોવાળી કરવાસ્તો. આ શકરાના બાપા મકનદાસ ને આ ગોપાળના બાપા અમથાભાઇ બિચારા ખોળી ખોળીને વાજ આવી ગયા. પછી મેં કીધુ કે આપણા ઘેલા પાસે મને તપાસ કરી આવવા દો. ત્યા તો આ મારા વાં'લા અહીં ભરાઇ રહ્યા છે. તેંય ઘેલા, ગામના છોકરાઓ પર ઠીક જાદુ કર્યું છે! લે, હેંડ. આજ તો તુંય ચાલ ખેતરે.

ઘેલો: હું આવીને શું કરીશ?

વાઘજીભાઇ: ખેડૂતનો દીકરો છે તોય મારે શીખવવું પડશે? પણ આજ તો તને કામ કરવા નથી લઇ જતો, મગફળીનો ચોખો પાડયો છે તે ચાખી જોજે.

ઘેલો: પણ કાકા, આજે બપોરે તો શકરાને ને ગોપાળને હું કેમેરા બતાવવાનો હતો.

વાઘજીભાઇ: કેમેરા! તે વળી શું?

ગોપાળ: એ તો છબિયું પાડવાનું છે કાં વાઘજીકાકા! ધનુભાઇ પાસે તો કેવી કેવી છબિયું

મથુરભાઈ: (ખોડાનો ખભો હલાવી) લે, હવે આમ જડ જેવો કેમ થઈ ગયો છે? તને એમ લાગતું હશે તો હું એને બોલાવીશ. ઘરમાં ભણેલો ગણેલો છોકરો છે ને પારકાંની ખુશામત તે વળી કોણ કરે!

ખોડાભાઈ: સારું ત્યારે, બોલાવો એ .. પેલી ઓસરીમાં બેઠો.

મથુરભાઈ: ઘેલા એ .. ઘેલા ...!

ઘેલો: (આવતાં) મથુરકાકા! તમને કેટલી વાર કહ્યું કે મને 'ઘેલો' ન કહેવો.

મથુરભાઈ: કેમ ભાઈ, 'ઘેલો' નામ ખરાબ છે?

ઘેલો: હા, ખરાબ જ છે. એનો અર્થ તમે જાણો છો?

મથુરભાઈ: ના, ભાઈ. અમે કાંઈ તારા જેટલું ઓછું જ ભણ્યા છીયે! તું જ કહેને, એનો અર્થ.

ઘેલો: એનો અર્થ થાય છે Mad (ગાંડો). શું હું ગાંડો છું?

મથુરભાઈ: અરે, ભાઈ! એમ નામમાં શું? નામ ગમે તે હોય. માણસમાં ગુણ હોય તો બસ. અને પેલી કહેવત જાણે છે?—

લક્ષ્મી વેચે લાકડાં, ભીખન્તો ધનપાળ:
અમરસિંહ મરતા દિસે, નામે ગુણ ન કળાય.

ઘેલો: પણ કાકા, મને ધનુભાઈ કહો તો?

મથુરભાઈ: ધનુભાઈ કહીશું: એમાં શું? પણ ઘણા વરસ સુધી તને ઘેલો કહીને બોલાવેલો એટલે એજ નામ હોઠે આવી જાય છે.

ઘેલો: એ તો Practice (મહાવરો) પડશે એટલે આવડી જશે. પણ મને કેમ બોલાવેલો?

મથુરભાઈ: આ મગફળીનો હિસાબ કરી આપ ને.

[ઘેલો ગજવામાંથી ડાયરી ને ઇંડીપેન લઇને હિસાબ માંડે છે. થોડીવાર હિસાબ કરી]

ઘેલો: આ પાકમાંથી બધો ખરચ કા[illegible] ભાગે બે હજાર રૂપિયા આવે તેમ છે. પણ આ કોનો પાક છે?

મથુરભાઈ: લે, આ દીકરાને હજી કાંઈ ખબર જ નથી! અલ્યા, આ તો તારા ઘરનો જ હિસાબ છે.

ઘેલો: હેં! આટલી બધી મગફળી પાકી! તો તો બાપા, મને આમાંથી માત્ર અઢીસો રૂપિયા આપો.

મથુરભાઈ: અઢીસો રૂપિયા! તારે શું કરવા જોઈએ? તું તો મુંબઈમાં ખૂબ કમાય છે.

ઘેલો: કમાઉં છું માટે શું થયું? વડિલોપાર્જીત મિલ્કતમાં મારો પણ ભાગ છે.

ખોડાભાઈ: આ મોટા ભાગવાળા નીકળી પડ્યા છે! તને ભણાવતાં રૂપિયા 'દશહજારનું' પાણી થયું છે, તે કયા સગલાના ભાગમાંથી લેવાના?

ઘેલો: બાળકને કેળવણી આપવી તે માબાપની ફરજ છે. તમે તમારી ફરજ બજાવી.

ખોડાભાઈ: અમે અમારી ફરજ બજાવી તો તારે તારી ફરજ બજાવવી જોઈએ. ઘડપણમાં અમારી ચાકરી કરવાની મૂકીને ઉલટો અમારી પાસે પૈસા માગે છે! તને શરમ નથી આવતી? આટલો બધો પગાર આવે છે તે નાંખે છે કયાં? નથી બૈરી કે નથી છોકરું!

ઘેલો: મારો હિસાબ માગવાનો તમને અધિકાર નથી.

ખોડાભાઈ: ત્યારે મારી પાસે એક પૈસો ય માગવાનો તને અધિકાર નથી. રૂપિયા જોઈએ છે! શું કરવા? દારૂ પીવા?

ઘેલો: હું દારૂ પીઉં છું તેમાં તમારૂં શું જાય છે?

મથુરભાઈ: અમારૂં શું જાય છે! અમારૂં નહિ, ત્યારે કોનું જાય છે? આ ..પેટે પાટા બાંધીને તને ભણાવ્યો તે અત્યારે અમને મદદ કરવાને બદલે આમ સામું બોલે છે! અરે, તારા છાંટા તો આખા ગામને લાગશે.

ઘેલો: હું કાંઈ ગામમાં ઘેર ઘેર કહેવા નથી કે તમે બધા મારી જેમ દારૂ પીઓ.

સ્વાદ લાગશે તે પીશે જ.

ખોડાભાઈ: હવે ભાઈ, બહુ થયું. તારી સાથે લમણાઝીક કરવાનો મને વખત નથી. તું તારે જા, અહીંથી.

ઘેલો: જાય ક્યાં? મને રૂપિયા આપો. મારે જરૂર છે.

મથુરભાઈ: પણ તારે કામ શું છે, રૂપિયાનું?

ઘેલો: મારે સાયકલ લાવવી છે. આ તમારૂં ગામ તો ખોબા જેવડું તે ચાલીને જ્યાં જવું હોય ત્યાં જવાય પણ અમારે મુંબઈમાં તો એક ઠેકાણું અહીં હોય તો એક વળી પાંચ માઈલ દૂર હોય. એટલે ચાલીને જઈએ તો બીજે દિવસે સ્મશાન ભેગા થઈ જઈએ. એટલે સાયકલ જોઈએ.

મથુરભાઈ: ખોડા! છોકરાની વાત તો સાચી છે. બિચારાને નોકરી કરવી ને કાંઈ સાધન વિના ચાલે! આપ, એને રૂપિયા. ભગવાન કાલ સવારે સારો દિ' બતાવશે ને ઘેલો મોટો સાહેબ થઈ જશે તો રૂપિયા જ રૂપિયા!

ખોડાભાઈ: આ દારૂડિયો શું સારો દિ' બતાવશે?

ઘેલો: બાપા! તે દિ' પીધો તે પીધો. હવે કોઈ દિ' દારૂ નહિ પીઉં. સાયકલના તો ત્રણસો રૂપિયા બેસે છે, પણ મેં એક મિત્રની પાસેથી લેવાનું નક્કી કર્યું છે. તે અઢીસો રૂપિયામાં આપી દે તેમ છે. તમે રૂપિયા આપો તો કાલેજ શહેરમાં જઈને લઈ આવું.

ખોડાભાઈ: ઠીક. આટલી વખત આપીશ. લઈ જજે. પણ યાદ રાખજે. જો દારૂ પીતો કે બીડી પીતો દીઠો તો ઘરમાંથી કાઢી મૂકીશ.

ઘેલો: હા. જો દારૂ પીતો દેખો તો કાઢી મૂકજો. પણ બાપા! બીડી પીવાની તો છૂટ આપો. મથુરકાકા! મને એટલી છૂટ અપાવો.

મથુરભાઈ: હશે, ખોડા. છોકરો મોટી ઉંમરનો છે. ને કમાતો ધમાતો દીકરો આમ તારી આમન્યા રાખે છે ત્યારે એટલી છૂટ આપ.

ખોડાભાઈ: કમાતો ધમાતો! મથુરમુખી, જરા પૂછો તો ખરા, કે આ સાહેબે કેટલી મૂડી બચાવી છે!

મથુરભાઈ: બચાવી તો હશે જ ને.

ખોડાભાઈ: અરે, શું ધૂળ બચાવી હશે! બચાવી હોય તો આમ સાયકલ લાવવા મારી પાસે ભીક માગે!

મથુરભાઈ: તું ના સમજે, ખોડા. એમ કાંઈ રૂપિયાની થેલીઓ જોડે વેંઢાળાતી હશે! એ તો બેંકમાં જમા મૂક્યા હશે.

ખોડાભાઈ: બેંકમાં મૂકી હશે રાખ. એ તો બધું ગયું દારૂમાં. ભાઈને ઢીંચવા ઓછું જોઈએ છે!

મથુરભાઈ: લે, હવે મોટ મોટેથી બોલીને ઘરની આબરૂ ઉઘાડી ના પાડ. વાડ સાંભળે, વાડનો કાંટો સાંભળે. બાંધી મૂઠી લાખની!

ખોડાભાઈ: હવે મૂઠી તો ક્યારની યે ઉઘડી ગઈ છે. ને ઘરની આબરૂમાં યે ક્યારનોય ખૂબો મૂકાયો છે.

મથુરભાઈ: ઘેલા, જો, સાંભળ. તારા બાપની આંતરડી કેટલી કકળે છે! ભલા માણસ, મરચું ને રોટલો ખાઈ ખાઈને તને ભણાવ્યો છે. તે જરા ડાહ્યો થા. તું મોટો સાહેબ છે તે તને કાંઈ અમારાથી ઝાઝું તો ના કહેવાય.

ઘેલો: એ તો તમે માબાપ, તે તમારી આગળ છોકરવાદી થઈ જાય. પણ ત્યાં તો સાહેબ તરીકે આબરૂભેર રહેવું પડે છે. તમે એક વખત ત્યાં આવીને જુઓ તો ખરા.

મથુરભાઈ: ભાગ્યમાં હશે તો આવીશું, ભાઈ. પહેલાં તારા બાપને તો લઈ જા. એને મોટરમાં બેસાડીને ફેરવજે.

ઘેલો: હા. બાપાને તો રોલ્સ મોટરમાં બેસાડીશ. કેમ બાપા? સારૂં, તો મને રૂપિયા આપો. હું કાલે સાયકલ લઈ આવીશ.

ખોડાભાઈ: લે ભાઈ. રૂપિયા તો આપું છું; પણ મારા ખરા પરસેવાના રૂપિયા છે તે દારૂમાં ના ઉડાવી મૂકીશ; નહિ તો મારી કકળતી આંતરડીનો શાપ તને લાગ્યા વિના નહિ રહે.

ઘેલો: બાપા, તમે બેફિકર રહોને. હવે તો, હું સુધરી ગયો છું.

[ખોડાભાઈ રૂપિયા ગણી આપે છે. ઘેલો તે લઇને ગજવામાં મૂકી ચાલ્યો જાય છે]

મથુરભાઈ: હેં ખોડા! આ ઘેલાને કેટલા રૂપિયા પગાર મળતો હશે?

ખોડાભાઈ: દેવ જાણે. મને તો એ કેટલું ભણ્યો છે તેય ખબર નથી, ને કેટલો પગાર લાવે છે તેય ખબર નથી. શાની નોકરી કરે છે તે ય હું જાણુતો નથી.

મથુરભાઈ: ત્યારે તું પૂછી દેખતો હોય તો?

ખોડાભાઈ: એક દિ' પૂછેલું. ત્યારે કે' છે કે, 'બાપા, તમને એમાં ના સમજ પડે. હું તો આપણા મામલતદારથી યે વધારે ભણ્યો છું. ને મોટા સાહેબની નોકરી છે.' પણ મને તો એનું કાંઇ સાચું લાગતું નથી.

મથુરભાઈ: આપણે એમ કરીએ. એક દિ' મુંબઈ જઇને જોઇ તો આવીએ.

ખોડાભાઇ: પણ આપણે ક્યાં જઇને જોઇએ? મુંબાઇ કાંઇ નાનું છે?

મથુરભાઇ: તું એનું સરનામું લઇ લેજે.

ખોડાભાઇ: એનું સરનામું! અરે, એ તો રહેતો હોય ઉત્તરમાં તો બતાવે દખ્ખણમાં. મને તો એના બોલવામાં જરાયે ભરોસો નથી.

મથુરભાઈ: ઠીક. હું બાતમી મેળવી લાવીશ. લે, રામ રામ! મારે ખેતરમાં જવું છે.

ખોડાભાઇ: ચાલો હુંય આવું. મારે ય ખેતરમાં જવું છે. [બન્ને જાય છે]

[પડદો]

## પ્રવેશ ચોથો

(ઘેલો શહેરમાં જઈ આવ્યો છે. એક સેકંડ હેન્ડ સાઇકલ લઇ આવ્યો છે. તેને છૂટી કરી સાફ કરી રહ્યો છે. શકરો તથા ગોપાળ આવે છે.)

શકરો: કેમ ધનુભાઈ, શે'રમાં જઇ આવ્યા?

ઘેલો: હા, જઈ આવ્યો.

ગોપાળ: ત્યારે અમારી વસ્તુઓ લાવ્યા?

ઘેલો: લાવ્યો તો છું; પણ—

શકરો: પણ શું?

ઘેલો: પૈસા ધાર્યાં કરતાં વધારે બેઠા. લડાઇનો સમય ખરોને તે ભાવ ખૂબ વધી ગયા છે. તેમાંય અત્યારે તો જર્મનીના માલની અછત છે એટલે કાળાં બજારમાંથી મારે સામાન ખરીદવો પડયો.

ગોપાળ: કાળું બજાર! એ વળી ક્યાં આવ્યું! હું તો શે'રમાં પાંચ છ વખત જઇ આવ્યો, પણ મેં કાળું બજાર ક્યાંયે જોયું નહિ.

ઘેલો: કાળા બજારની ખૂબીજ એ છે. જેમ અંધારામાં કાળી વસ્તુ જડે નહિ તેમ સમાજના આ અંધેર વહીવટમાં કાળું બજાર ક્યાંયે ખોળ્યું જડે નહિ.

શકરો: તમે તો ધનુભાઇ, ઓલ્યા એક ભાઇ શે'ર-માંથી એક દિ' ભાષણ કરવા આવેલા ઇના જેવું બોલો છો. ભણેલા ખરાને!

ગોપાળ: પણ મને સમજાવો તો ખરા, એ કાળું બજાર ક્યાં આવ્યું? ને એમાં કઇ કઇ વસ્તુઓ વેચાય?

ઘેલો: જો, તને દાખલો આપી સમજાવું. જાણે ખાંડની અછત છે એટલે સરકારે બધાને ખાંડ મળે એટલા માટે એના પર અંકુશ મૂકી માપબંધી કરી છે.

શકરો: એ અંકુશ ને માપબધીજ ખોટાં. આ... આપણે ત્યાં કેટલું બધું ધાન થાય છે! પણ શે'રમાં તે દિ' આપણા ઓળખીતા શેઠને ત્યાં હું ગયેલો ત્યારે ગુમાસ્તો સરકારી દુકાનેથી અનાજ લાવ્યો તે મહિનાના અચ્છેર ચોખ્ખા અલ્યા, અચ્છેરનો ભાત તો હું એકલોજ એક ટંકમાં ખાઇ જાઉં. ને શે'રનાં માણુહ મહિનો દિ' શી રીતે ચલાવતાં હશે?

ગોપાળ: સરકારી માણુહ'ને અક્કલજ ઓછી.

ઘેલો: એમ નથી. આપણે તો આ

સાચવવાનું, એટલે આપણા ગામમાં ચોખા પાક્યા એટલે આપણને સંતોષ. આપણને ચિંતાજ નહિ. આપણને ખાંડ જોઈતી હોય તો આપણને કેટલી મુશીબત પડે છે? તેવુંજ બધાને થાય. અને સરકાર ને તો આખા દેશની ચિંતા કરવાની છે. ચુંવાળીશ કરોડ માણસોને ખાવાનું આપવા છે. જો અંકુશો ને માપબંધી ના રાખે તો અમુક પૈસાદાર લોકો ધાન્યનો સંગ્રહ કરી લે ને ગરીબોને ભૂખે-મરવું પડે.

શકરો: હા. પણ આ કાળાં બજાર એટલે શું તે તો તમે કહ્યું જ નહિ.

ઘેલો: હવે આ અંકુશો ને માપબંધી બીજા દેશો-માંય છે; પણ ત્યાં કાળાં બજાર નથી. કાળાં બજાર તો માત્ર હિંદમાંજ જોવામાં આવે છે અહીં—

ગોપાળ: ભાઈસા'બ એ તમારા ભાષણમાં અમને શી સમજ પડે! અમને ગામડાંના લોકને સમજાવવું હોય તો અમારી બોલીમાં કહો.

ઘેલો: જુઓ, આપણે ત્યાં ખાંડ બનતી નથી. અહીં માપબંધીની દુકાને તો માત્ર મહિનાની પોણોશેર ખાંડ મળે છે. હવે તમારે ત્યાં વરો આવે ને તમારે વધારે ખાંડ જોઈતી હોય તો તમે શું કરો?

ગોપાળ: દલીચંદ શેઠને ઘેર વણીયે મળે છે.

ઘેલો: પણ શું ભાવે મળે છે?

ગોપાળ: ભાવ વળી શું હોય! બજાર ભાવ. દોઢ રૂપિયે શેર.

ઘેલો: ત્યારે એનુંજ નામ કાળું બજાર. સરકારે ખાંડનો ભાવ બાંધ્યો છે સાત આને શેર, ને દલીચંદ લે છે દોઢ રૂપિયો. એટલે એક શેરે એક રૂપિયો ને એક આનો વધારે લે છે.

ગોપાળ: પણ એ તો અજાના ભાવ.

ઘેલો: પણ દલીચંદ શેઠ ખુલ્લી રીતે તમને વેચી શકે છે?

શકરો: ખુલ્લી રીતે વેચે તો પોલીસવાળા પકડી જાય.

ઘેલો: ત્યારે હવે સમજ્યા. સરકારે દરેકને અમુક જથ્થાથી વધારે ખાંડ ઘરમાં સંઘરવાની મનાઈ કરી છે. ને સરકારી દુકાનદાર સિવાય બીજાથી ખાંડ વેચાયજ નહિ. અને સાત આનાથી વધારે ભાવ લેવાયજ નહિ. છતાં દલીચંદ શેઠે છાની રીતે ખાંડનો જથ્થો સંતાડી રાખ્યો, અને પ્રજાની મુશ્કેલીનો લાભ લઈ ખૂબ ભાવ લેવા માંડયો. એનું નામ કાળાં બજાર. આ...એવા એક બજારમાંથી હું તમારે માટે કાપડ લાવ્યો છું ને સીવવાએ નાખી આવ્યો છું. પંદર દિવસ પછી તૈયાર થઈ જશે એટલે લઈ આવીશું.

શકરો: ને પેલી વિલાયતી બીડિયું લાવ્યા કે?

ઘેલો: હા. તેય લાવ્યો છું. (અંદર જઈ બે સિગારેટનાં પેકેટ લઈ આવે છે. ને બન્નેને આપે છે. બન્ને સળગાવી પીએ છે.)

ગોપાળ: હવે ઓલો કાચ? ઓલી છબિયું દેખવાનો!

ઘેલો: એય લાવ્યો છું. (દૂરબીન અને થોડાં કચકડાની પટ્ટી પર લીધેલાં ચિત્રો આપે છે. બન્ને જોવામાં તલ્લીન થાય છે. એટલામાં ઘેલો સાયકલ ગોઠવી લે છે.)

ગોપાળ: (સિગારેટનો દમ મારી) ધનુભાઈ, આ બધું થઈને કેટલા રૂપિયાનું થયું?

ઘેલો: સાત રૂપિયે વારનું કાપડ. એક સૂટમાં સાત વાર જોઈએ. એટલે ઓગણપચાસ રૂપિયા એના થયા. ત્રણ ત્રણ વારનાં બે ખમીસ તે ૭ વાર કાપડ થયું તે અઢી રૂપિયે વારનું. એટલે પંદર તેના. ચાર રૂપિયાનાં મોજાં ને પંદરના બૂટ. કેટલા થયા?

શકરો: દેવ જાણે. અમને વળી હિસાબ કરતાં આવડતો હોત તો જોઈએ છે શું!

ઘેલો: (હસીને) Simpleton (તદ્દન મૂર્ખ) ને. ત્યાંશી રૂપિયા થયા. હવે સિગારેટનો એક રૂપિયોને આ કાચના દશ રૂપિયા એટલે અગિયાર એ થયા. કુલ રૂપિયા થયા ચોરાણું. સૂટ ને ખમીસના સિલાઈના જુદા. પણ મારે જવા આવવાના ને આ પાઘડીના બાર રૂપિયા તે દરેકને ભાગ ૭૭ રૂપિયા આવ્યા. એટલે એક એક જણ સો સો રૂપિયા લાવો.

ગોપાળ: સો રૂપિયા! અલ્યા શકરા, શું કરશું? મારી પાસે તો કાંઈ નથી. ને ડોસો તો આપે એવો નથી.

શકરો: કાંક કરવું તો પડશે જ. ધનુભાઈએ બિચારાએ આપણે લીધે મહેનત કરીને બધું લાવ્યા ને એમના પૈસા ખોટાં ના કરાય.

ગોપાળ: ખોટા કરવાનું કોણ કહે છે! પણ લાવવા ક્યાંથી?

ઘેલો: અરે, એમાં શું! તમારી ઉંમર કેટલી?

શકરો: હું બાવીસ વરસનો થયો. ને ગોપાળ તું?

ગોપાળ: હુંયે બાવીસનો તો થયો.

ઘેલો: ત્યારે જુઓ હું આ ખાતું પાડું છું એમાં તમે સહી કરી આપો. પછી તમને મળે ત્યારે આપજો.

ગોપાળ: પણ એમ ક્યારે મળશે!

ઘેલો: અરે, ડોસો મરે ત્યારે તો તમારા હાથમાં આવશે ને.

શકરો: મારો ડોસો તો મનેય પહેલો ભગવાનને ઘેર મોકલે એવો છે.

ઘેલો: ત્યારે કાંક કરીશું વળી, યુક્તિ. હમણાં તો ખાતા પર સહી કરી આપો. મારે ક્યાં વ્યાજ લેવું છે!

ગોપાળ: ના, ના, તમે તો અમારા સારા માટે કરો છો.

ઘેલો: અને જુઓ, તમારાં કપડાં આવી જાય, પછી એ પહેરીને તમે ઊભા રહેજો હું તમારી છબી પાડી દઈશ.

શકરો: હેં ધનુભાઈ! તમે પાડી દેશો?

ઘેલો: હાસ્તો. મને આવડે છે તો પાડી દઈશ.

ગોપાળ: બરાબર તમારા જેવી જ છબી આવશે!

ઘેલો: મારા જેવી જ. માત્ર પેલી મારી બાજુમાં સ્ત્રી છે એવી કોઈ સ્ત્રી તમારી બાજુમાં નહિ હોય એટલો ફ.

શકરો: એ તો ઠીક ભલા, પણ હેં ધનુભાઈ! કપડાં વહેલાં ના આવે? અહીં ધનો દરજી તો સાંજ પડે કેડિયું સીવીને આપી દે.

ઘેલો: હા. પણ આ તો કંપનીમાં સીવવા આપ્યું છે. કંપનીમાં તો કેટલાયે દરજીઓ કામ કરે તોય પાર ના આવે. આ તો સ્પેશિયલ ચાર્જ આપ્યો એટલે પંદર દિ'માં તૈયાર થશે. નહિ તો ત્રણ મહિનેય વારો ના આવે.

ગોપાળ: હેં ધનુભાઈ! પછી અમને મુંબઈ લઈ જશો?

ઘેલો: લઈ જાઉં. પણ પણ મુંબઈ જતાં પહેલાં ત્યાં રહેવા માટે તમારે લાયક બનવું પડશે.

શકરો: તમે કહેશો તેમ અમે કરીશું; પણ અમને મુંબઈ લઈ જજો.

ઘેલો: સારું, એમ કરીશું. હવે પેલા ખાતા પર સહી કરી આપો છો ને?

ગોપાળ–શકરો: (એક સાથે) લાવો. એમ નહિ?

ઘેલો: (કાગળ કાઢી લખે છે) "આજરોજ અમે નીચે સહી કરનાર ગોપાળ અમથા તથા શકરો મકનદાસ લખી આપીએ છિયે કે અમે બન્નેએ તમારી પાસેથી બસો રૂપિયા રોકડા લીધા છે તે તમે જ્યારે માગો ત્યારે અમે બન્ને અગર અમારામાંનો પ્રત્યેક તમને પાછા આપવા બંધાયેલા છે. અમે જો તમને ના આપીએ તો અમારી મિલ્કતમાંથી અમારે ભાગે આવતી મિલ્કતમાંથી–તમે વસુલ કરવા હકદાર છો. આ ખાતું અમે શુદ્ધિમાં અને અક્કલ હોશિયારીથી વાંચી વંચાવી વાકેફ થઈ પાડી આપ્યું છે ને તે અમારા વાલી વારસોને કબૂલ મંજૂર છે."

(ઘેલો વાંચી બતાવે છે)

ઘેલો: હવે સહી કરો.

ગોપાળ: પણ અમે તો ભણેલા નથી.

ઘેલો: હું ઘૂંટાવું તેમ ઘૂંટો (બન્નેના હાથ પકડી ઘૂંટાવી સહી કરાવી લે છે. પાછળથી ઘોડાનો અવાજ દૂરથી આવે છે. બધા સફાળા [illegible] [illegible] ...

ઘડી વાળી ખિસ્સામાં મૂકે છે. બધા ચિત્રો જોવા મંડી પડે છે)

વાઘજીભાઇ: (પ્રવેશ કરતાં) અલ્યા છોકરાઓ, શું કરો છો?

ઘેલો: એ તો આ છબિયો ગોપાળને ને શકરાને બતાવું છું.

વાઘજીભાઇ: પણ હમણાં ઘડી પહેલાં તું એમના હાથ ઝાલીને કાગળ પર કાંઇ લખાવતો'તો ને?

શકરો: એતો—એતો—કાકા, જાણે એમ છે કે—કાકા! એતો—એ ...

વાઘજીભાઇ: આમ ગેંગેં ફેંફેં કેમ થઇ જાય છે?

ઘેલો: એ તો કાકા, આમને હું લખતાં શીખવતો હતો, આજે થોડો કક્કો શિખવાડ્યો.

વાઘજીભાઇ: જોઉં. મને દેખાડ તો ખરો. એમણે કેવુંક લખ્યું છે?

ઘેલો: હજી તો આજે જ શરૂઆત કરી તેમાં શું દેખાડું? ચાર પાંચ દિવસ પછી બરોબર આવડી જશે એટલે બતાવીશ. હમણાં તો માત્ર આડા અવળા લીટા દેખાશે.

વાઘજીભાઇ: (સ્વગત) મારો બેટો પાકો ગઠિયે છે. કાંક દાળમાં કાળું હશે જ. નહિ તો આ શકરો આમ શિયાવિયા ના થઇ જાય. (પ્રગટ) હશે ભાઇ, ના બતાવીશ પણ આ છબિયું તો બતાવ.

ઘેલો: [કેટલીક બિભત્સ છબિયો સંતાડી બાકીની બતાવતાં] લ્યો કાકા, જુઓ.

વાઘજીભાઇ: [સ્વગત] પેલી સંતાડી એમાંય કાં ભેદ છે. [પ્રકટ] સરસ છે ભાઇ. ગોપાળ તથા શકરાને લ્યો, હવે કાલે જોજો. તમે કોઇ નાના કીકલા નથી ! આખો દિ' છબિયું દેખ્યા કરો. હાલો, ખેતરમાં.

ગોપાળ: હાલો કાકા. [ગોપાળ વાઘજીભાઇની પાછળ જાય છે. શકરો ઝડપથી ઘેલાના કાનમાં કાંઇક કહીને વાઘજીભાઇની સાથે થઇ જાય છે. વાઘજીભાઇ બધું સંઘરી જોઇ રહે છે]

ઘેલો: [બધાના ગયા પછી] બે માછલીઓ તો જાળમાં આવી છે. મુંબઇમાં બેકાર રખડતો હતો તેના કરતાં અહીં સારી પેદાશ છે. ખાસ્સાં સો રૂપિયાનું ભથ્થુ પડ્યું!

(મનમાં મલકાતો સાયકલ દોરીને જાય છે)

(અંક ૧લો સમાપ્ત)



સખાવતો અને ધાર્મિક ટ્રસ્ટોના વહીવટમાં અનાયાસે પેસી જતાં દૂષણોને દૂર કરવાના અને દાતાઓના ધ્યેય અનુસાર એને ખરા અર્થમાં લોકોપકારક બનાવવાના હેતુસર રચાયેલો

# મુંબઇ રાજ્યનો
# સાર્વજનિક ટ્રસ્ટનો કાયદો



લેખક:
યુ. એસ. બૂચ
બી.એ., એલએલ.બી.
એડવોકેટ

એપ્રિલ ૧૯૫૦માં મુંબઇ ધારાસભામાં પસાર થએલો "પબ્લિક ટ્રસ્ટ એક્ટ" (Public Trust Act) એ જાહેર હિતાર્થે થએલો એક અતિ આવશ્યક અને અગત્યનો ધારો છે. સખાવતી અને ધાર્મિક ટ્રસ્ટોમાં કરોડો રૂપીઆની મૂડી સમાયેલી છે, અને આ મોટી રકમોના હિસાબ ખિતાબોમાં ઘણીજ ગેરવ્યવસ્થા પ્રવર્તે છે. આ પરિસ્થિતિમાં જનહિતના આવા ઉપયોગી ધારાને જનતાની ધાર્મિક બાબતોમાં આડખીલી રૂપે ગણવો એ ઘણુંજ બેહુદું છે. આ ધારો ઘડવાં પહેલાં મુંબઇ સરકારે સાર્વજનિક ટ્રસ્ટોની વ્યવસ્થામાં તપાસ કરવાના હેતુથી માનનીય શ્રી. જસ્ટીસ ટેન્ડોલકરનાં પ્રમુખપણાં નીચે એકસમિતિની રચના કરી હતી. આ સમિતિને, તેના કાર્યક્ષેત્ર પ્રમાણે હિંદુ અને જૈન જ્ઞાતિઓના લાભાર્થે થયેલાં જાહેર ધાર્મિક અને સખાવતી ટ્રસ્ટોની વ્યવસ્થાની તપાસ કરવાની સુચના કરવામાં આવી હતી. આ સમિતિએ પોતાની ભલામણો જુદા જુદા ૧૭ વિભાગોમાં રજુ કરી હતી.

## ધારાની પશ્ચાદ્ ભૂમિકા

સરકારે આ સમિતિની ભલામણો અને તેની સાથે સમિતિના કેટલાક સભ્યોનાં અન્ય મતમતાંતરોને પુરતું લક્ષ આપેલ છે. મુંબઇ ધારાસભાના કેટલાક મુસ્લિમ સભ્યોએ 'વૌકફ' સંબંધે તૈયાર કરેલ એક ખરડા ઉપર પણ, આ ધારો ઘડતી વખતે, ધ્યાન આપવામાં આવ્યું હતું. આ રીતે સમગ્ર દૃષ્ટિએ વિચાર કરીને, મુંબઈ સરકારે ઉપરની સમિતિની કેટલીક અગત્યની ભલામણોને એક ખરડાનાં સ્વરૂપમાં મુકીને તે સંબંધી એક કાયદો પસાર કરવાનો નિશ્ચય કર્યો— આમ આ કાયદો, યોગ્ય રીતે, સર્વ જ્ઞાતિઓના લાભાર્થે કરવામાં આવેલ ધાર્મિક તેમજ સખાવતી ટ્રસ્ટોને લાગુ પડી શકે તેવી જોગવાઇ કરવામાં આવી છે.

ત્યાર પછી આ ખરડો મુંબઈના બન્ને ધારાગૃહોના સભ્યોની બનેલી એક સમિતિ (Joint Committee) ને તેની ભલામણો અને અભિપ્રાય રજુ કરવા માટે સોંપવામાં આવ્યો હતો. આ સમિતિના સભ્યોએ ખરડાનો તેમજ જનતાના તેની ઉપરના પ્રત્યાઘાતનો કાળજીપૂર્વક અભ્યાસ કર્યો. કેટલાક લોકોએ મરજીયાતપણે પણ આ સમિતિ સમક્ષ ખરડા ઉપર પોતાના વિચારો દર્શાવ્યા અને સમિતિના સભ્યોએ આ વિચારો લક્ષમાં લઇને ખરડાની કલમોમાં કેટલાક આવશ્યક સુધારાઓ સૂચવ્યા. આ પ્રમાણે મુંબઇના આ ધારો, ધારાસભ્યોની ભલામણો ઉપર તેમજ બીજા નિષ્પક્ષ અનુભવીઓના મતમતાંતરો ઉપર અને મુસ્લિમ ધારાસભ્યોએ તૈયાર કરેલ 'વૌકફ' ઉપરના ખરડા ઉપરથી રચાયેલો છે અને તેથી આ ધારો બહુજ વિશાળ દૃષ્ટિથી અને જુદા જુદા પક્ષો વચ્ચે સમજુતીથી ઘડવામાં આવ્યો છે.

## ધારાનો શુભ હેતુ

આ ધારા પ્રમાણે, બીન ઉપયોગી અને અંધશ્રદ્ધાથી કરેલાં દાનને 'સખાવત' શબ્દની વ્યાખ્યામાંથી બાકાત રાખવામાં આવેલ છે. સાર્વજનિક ટ્રસ્ટોના મૂળભૂત હેતુઓની નિષ્ફળતાને અંગે કે બીજા કોઇપણ કારણોને અંગે તેમની આવક કે તેમનાં અવશિષ્ટ નાણાં બીન ઉપયોગી ન પડયાં રહે તે માટે આ ધારામાં ખાસ કલમ દાખલ કરવામાં આવી છે. સખાવતી–અધિકારીઓ (Charity Commissioners) અને તેમના મદદનીશ અધિકારીઓને વિશાળ સત્તાઓ આપવામાં આવી છે. પરંતુ સાથે સાથે તેઓ વધુ પડતી કનડગત ન કરી શકે તેવી પણ જોગવાઇ કરવામાં આવી
નિરીક્ષણ, યોગ્ય હિસાબખીતાબ

ની ગેરવર્તણૂક માટે શિક્ષા વગેરેને માટે બીજી કેટલીક કલમોનો પણ સમાવેશ કરવામાં આવેલ છે. વ્યવસ્થિત ટ્રસ્ટોને કારોબારીની કનડગત નહીં થાય તેવી પણ આ ધારામાં ખાત્રી આપવામાં આવી છે. કાયદાનો અમલ કરનારા અધિકારીઓમાં જો જનહિતની ભાવના અને પ્રમાણિકતા હશે તો સાર્વજનિક ટ્રસ્ટોનાં જે દૂષણો આજે દાતાઓની, દાનોના હેતુઓની અને જનતાની હાંસીરૂપ થઇ પડયાં છે તે જરૂર દૂર થશે, અને સુવ્યવસ્થાને લીધે દાનની અવિરત ધારાને યોગ્ય ઉત્તેજન મળશે એમ અવશ્ય આશા રાખી શકાય.

લોકકલ્યાણ માટેના ધાર્મિક તેમજ સખાવતી ટ્રસ્ટોના નિયમન માટે તેમજ તેમની સુવ્યવસ્થા માટેના આ ધારાનાં, મુંબઇ ધારાસભામાં, બીજાં વાંચન વખતે મુંબઇના કાયદાપ્રધાન શ્રી. દિનકરરાવ દેસાઇએ એવી ખાત્રી આપી હતી કે આ ધારા નીચે 'સાયપ્રસ' (Cypres)નો સિદ્ધાન્ત લાગુ પાડવામાં આવેલ હોવાથી એક જ્ઞાતિનું ભંડોળ બીજી જ્ઞાતિના ઉપયોગ માટે વપરાશે તેવી દેહશત રાખવાને કોઈ કારણ નથી. વધુમાં તેમણે એમ પણ જણાવ્યું હતું કે આ ધારાથી કોઇપણ ધર્મનું કે સાર્વજનિક ટ્રસ્ટનું રાષ્ટ્રીયકરણ કરીને તેમનાં નાણાં બિનધાર્મિક ઉપયોગમાં લેવાનો સરકારનો કોઈ ઇરાદો નથી. તેમજ અમુક જ્ઞાતિને માટેજ કરેલા ટ્રસ્ટના લાભથી તે જ્ઞાતિને વંચિત રાખવાનો પણ આ ધારાનો હેતુ નથી. આ ધારાનાં બીજાં વાંચન વખતે કેટલાક મુસ્લિમ ધારાસભ્યોએ એવી દલીલ કરી હતી કે 'મુસ્લીમ વોકફ્સ'ને આ ધારામાંથી બાકાત રાખવાં જોઇએ, કારણ કે તે ટ્રસ્ટો ખુદાની માલીકીના છે. પરંતુ માનનીય કાયદાપ્રધાને આ મતનો અસ્વીકાર કર્યો હતો અને જણાવ્યું હતું કે મુંબઇ સરકાર જ્ઞાતિ અને જ્ઞાતિ વચ્ચે ભેદ ઉત્પન્ન કરવાને તૈયાર નથી. તેમણે એમ પણ કહ્યું હતું કે મુસ્લિમ ટ્રસ્ટોને પણ હિન્દુ અને જૈન ટ્રસ્ટો જેવાજ હિસાબખાતાના નિયમો લાગુ પડે છે અને આ ધારો કાયદાનું સ્વરૂપ લેશે ત્યારે સઘળી જ્ઞાતિઓને એક સરખી રીતે લાગુ પાડવાથી કોઇપણ જ્ઞાતિ ઉપર આભ તૂટી પડવાની બિલકુલ શકયતા નથી. આ ધારામાં 'મુસ્લીમ વોકફ્સ'ને અંગે જે કલમો દાખલ કરવામાં આવી છે તે 'પ્રાંતીય વોકફ સમિતિ'એ રજુ કરેલ ખરડા ઉપર રચાયેલ છે. તદુપરાંત 'વોકફ્સ'માં પણ કેટલીક ગેરવ્યવસ્થાઓ ચાલે છે તે સંબંધી ઉચ્ચ અદાલતોના ચુકાદાઓ પણ ખાત્રી પુરે છે અને તેથીજ 'વોકફ્સ' ઉપર પણ સરકારી અંકુશની ઘણીજ જરૂર છે.

## વિરોધીઓની શંકાનું સમાધાન

આ ધારાની ચર્ચા દરમિયાન મુસ્લીમ સખાવતી ટ્રસ્ટોને પણ, વિસ્તૃત અર્થમાં લાગુ પાડવામાં આવેલ 'સાયપ્રસ' (Cypres)ના સિદ્ધાન્તનો, મુંબઇ ધારાસભાના વિરોધપક્ષના નેતા શ્રી. એ. એ. ખાને સખ્ત વિરોધ કર્યો હતો. આ 'સાયપ્રસ'ના સિદ્ધાન્ત પ્રમાણે દાતાનું ટ્રસ્ટ પાછળનું મૂળ ધ્યેય જો નિષ્ફળ જાય કે અસંભવિત બને તો તેને બદલે તેને ઘણુંજ મળતાં આવતાં બીજાં કોઇપણ ધ્યેયને અપનાવી શકાય. શ્રી. ખાને જણાવ્યું હતું કે આ જાતનો સિદ્ધાન્ત મુસ્લીમ ટ્રસ્ટોને લાગુ પાડવાથી મુસલમાનોની અંતર્ગત ધાર્મિક લાગણીઓને ઘણુંજ દુઃખ થશે.

સરકાર ઉપર, સાયપ્રસ'ના સિદ્ધાંત બાબત મૂકાયેલા આક્ષેપોના જવાબમાં કાયદાપ્રધાન શ્રી. દિનકરરાવ દેસાઇએ જણાવ્યું હતું કે હિન્દુઓએ પણ કોઇપણ કચવાટ વગર તે સિદ્ધાન્તનો અને ટ્રસ્ટોકે ભંડોળોની, હેતુએ પૂરતી ફેરબદલીનો સ્વીકાર કર્યો હતો. મુંબઇ શહેરમાંજ હિન્દુઓનાં કેટલાંક મંદિરો માટેનાં ભંડોળોનો કેળવણીના હેતુઓ માટે ઉપયોગ કરવામાં આવેલ છે. "દેવ દ્રવ્ય" સિવાયનાં ભંડોળો માટે જૈનોએ પણ આ સિદ્ધાન્તને અનુમોદન આપેલ છે. શ્રી. દેસાઇએ પ્રખ્યાત ધારાશાસ્ત્રીઓના ચુકાદાઓમાંથી અવતરણો ટાંકીને પુરવાર કરી બતાવ્યું હતું કે મુસ્લીમ કાયદામાં અને મુસ્લીમ વ્યવહારમાં પણ 'સાયપ્રસ'ના સિદ્ધાન્તને માન્ય રાખવામાં આવેલ છે. જ્યારે દાતાનો મૂળભૂત હેતુ મર્યાદિત હોય કે તે કોઇપણ કારણસર નિષ્ફળ જાય ત્યારે 'સાયપ્રસ'ના સિદ્ધાંત અનુસાર તેને મળતા આવતા બીજા કોઇપણ હેતુ માટે ટ્રસ્ટનાં ભંડોળનો ઉપયોગ થવો જોઇએ. મુસ્લીમ કાયદાશાસ્ત્રીઓ માનતા હતા કે ભંડોળોના હેતુઓની આ જાતની ફેરબદલી જરૂરી, ઇચ્છનીય અને યોગ્યજ છે. જ્યારે સમય અને સંજોગો બદલાય ત્યારે ભંડોળોના ઉપયોગ પણ જરૂર બદલાવા જોઇએ. કાયદાપ્રધાન શ્રી દિનકરરાવે એમ પણ જણાવ્યું હતું કે આ ધારાથી મુસલમાનોની ધાર્મિક લાગણીઓને દુઃખ પહોંચશે એવું માનવાને તેઓ તૈયાર નથી. કારણ કે આ ધારો કોઇ અમુક ધર્મ કે જ્ઞાતિ માટે થયેલ નથી, પરંતુ તે સમગ્ર જનતાના લાભાર્થે ઘડાયેલ છે. આ ધારામાં એવું કાંઇ પણ નથી કે જે કોઇપણ ધર્મના સિદ્ધાન્તોની વિરૂદ્ધ હોય. આ ધારા

નીચે સખાવતી—અધિકારીઓને એકહથ્થુ સત્તા આપવામાં આવી છે તેવી સૂચના જવાબમાં તેઓએ જણાવ્યું હતું કે સખાવતી–અધિકારીઓને 'સાયપ્રસ'ના સિદ્ધાન્તોનો અમલ કરવાની સત્તાજ નથી, પરંતુ માત્ર સૂચનાઓજ કરવાનો અધિકાર છે.

આ ધારાને ૧૨ પ્રકરણોમાં વહેંચી નાખવામાં આવેલ છે. હવે આપણે તે ખરડાની અગત્યની કલમો તપાસીએ:—

## ધારાકીય જોગવાઇઓ:—

પહેલી કલમમાં ખરડાનું ટૂંકું નામ, તેનું કાર્યક્ષેત્ર તથા તેના અમલ વિષે કહેવામાં આવ્યું છે. તેની પેટા કલમ (૩) માં જણાવ્યા મુજબ મુંબઇ રાજ્યની સરકાર એક જાહેરનામાથી કોઇપણ એક ટ્રસ્ટ કે કોઇપણ વર્ગના સઘળા સાર્વજનિક ટ્રસ્ટોને આ કાયદો લાગુ પાડશે અથવા તો તે કાયદાની કોઇપણ કલમમાંથી તેમને બાકાત રાખી શકશે. સાથે સાથે એવી પણ સગવડ રાખવામાં આવી છે કે ઉપર વર્ણવેલું, કોઇપણ ટ્રસ્ટને કાયદો લાગુ પાડવું કે તેને તેમાંથી બાકાત રાખવું, જાહેરનામું બહાર પાડતાં પહેલાં, તે જાહેરનામાંનો ખરડો, લોકમત મેળવવાને માટે, છપાવવામાં આવશે. આથી કોઇપણ ટ્રસ્ટોને આ કાયદો લાગુ પડતાં પહેલાં તેમાં રસ ધરાવતી વ્યક્તિઓને સરકાર સમક્ષ તેમના વાંધા રજુ કરવાની તક મળશે. બીજી કલમમાં કેટલાક શબ્દોની વ્યાખ્યાઓ આપવામાં આવી છે.

ત્રીજી અને ચોથી કલમોમાં આ કાયદાને અમલી બનાવવાને માટે જરૂરી સખાવતી–અધિકારીઓ (Charity Commissioners) અને તેમના મદદનીશો તથા બીજા અધિકારીઓની નિમણુંકોને માટે જોગવાઇ કરવામાં આવી છે. નવમી કલમમાં સખાવતી હેતુઓ (Charitable Objects) કોને કહેવાય તે દર્શાવવામાં આવ્યું છે. આ કલમ હિંદની તેમજ ઇગ્લેંડની અદાલતોના ચુકાદાઓ ઉપરથી ઘડવામાં આવી છે.

કલમ ૧૪ થી ૩૧ સાર્વજનિક ટ્રસ્ટોની નોંધણી (Registration) સંબંધી છે. નોંધણીમાં અમુક ટ્રસ્ટ સાર્વજનિક ટ્રસ્ટ છે કે નહીં કે અમુક મિલ્કત ટ્રસ્ટ મિલ્કત છે કે નહીં તે સંબંધી સખાવતી–અધિકારીના ચુકાદાની વિરૂદ્ધ હાઇકોર્ટમાં અપીલ થઇ શકશે કલમ ૩૧મીમાં જણાવવામાં આવ્યું છે કે સાર્વજનિક ટ્રસ્ટ સંબંધી કોઇપણ દાવો, તે ટ્રસ્ટની નોંધણી ન થઇ હોય તો, કોઇપણ અદાલતમાં સાંભળવામાં આવશે નહીં, તથા તે સંબંધે કોઇપણ ચુકાદો આપવામાં આવશે નહીં.

કલમ ૩૨ થી ૩૬ માં સાર્વજનિક ટ્રસ્ટના હિસાબખીતાબ માટેની વ્યવસ્થા કરવામાં આવી છે. ૩૪મી કલમ ઓડીટર ઉપર બેદરકારી અને ગેરકાયદેસરના તમામ કિસ્સાઓ ઉપર 'રીપોર્ટ' કરવાની ફરજ પાડે છે. કલમ ૩૭ થી ૪૧ સખાવતી અધિકારીઓના સાર્વજનિક ટ્રસ્ટ ઉપરના કાબુ સંબંધે છે. કલમ ૪૪થી ૪૭ માં સખાવતી અધિકારીને જરૂર પડે ત્યારે સાર્વજનિક ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે કાર્ય કરવાની સત્તા આપવામાં આવી છે અને કોર્ટ તેની આ જાતની નિમણુંક કરી શકે છે. ૫૦મી કલમ સાર્વજનિક ટ્રસ્ટ સંબંધી દાવાઓ માંડવાની વિધિની રજુઆત કરે છે. આવા દાવાઓ સખાવતી– અધિકારી દાખલ કરી શકે અથવા તો તેની સંમતિથીજ દાખલ કરી શકાય. ૫૧મી કલમમાં એમ જણાવવામાં આવ્યું છે કે જો ૫૦મી કલમ નીચે સખાવતી–અધિકારી દાવાની મંજુરી ન આપે તો તે નિર્ણયની સામે Bombay Revenue Tribunal ને અપીલ થઇ શકે. કલમ ૫૦ થી ૫૨ ને અંગે મુંબઇમાં એડવોકેટ જનરલ અને જીલ્લાઓમાં જીલ્લા કલેક્ટરો સાર્વજનિક ટ્રસ્ટો સંબંધક કામગિરીમાંથી મુક્ત થશે. ૫૩મી કલમ 'એકઝીક્યુટર' ઉપર કોઇપણ સખાવત કે ટ્રસ્ટ સંબંધી હકીકતની, સખાવતી અધિકારીને ખબર આપવાની ફરજ પાડે છે. ૫૪મી કલમ ધર્માદા ભંડોળોની વ્યવસ્થા માટેની છે. ૫૫મી કલમમાં સખાવતી અધિકારીઓને ટ્રસ્ટ મિલ્કતને 'સાયપ્રસ'નો સિદ્ધાન્ત લાગુ પાડવાને માટે કોર્ટને અરજી કરવાની સત્તા આપવામાં આવી છે ટ્રસ્ટી અથવા તો સખાવતી અધિકારી આવી અરજી કરી શકે. કલમ ૫૭ થી ૬૦ Public Trust Administration Fund સંબંધી છે.

૬૬ અને ૬૭ નંબરની કલમો ગુન્હાઓ સંબંધે છે, અને ૭૦થી૭૨ નંબરની કલમો મદદનીશ સખાવતી અધિકારીના ચુકાદાઓ ઉપર સખાવતી અધિકારીને અને કેટલાક કિસ્સાઓમાં સખાવતી અધિકારીના ચુકાદાઓ સામે પણ, અપીલની જોગવાઇ કરે છે. કલમ ૭૯માં ઠરાવવામાં આવ્યું છે કે કોઇપણ મિલ્કત ટ્રસ્ટ મિલ્કત છે કે નહીં તે નક્કી કરવાનો અધિકાર સખા-

વતી અધિકારી કે તેના મદદનીશ અધિકારીઓને હોવા છતાં, તેઓના તે ચુકાદા ઉપર ન્યાયકોર્ટ નિર્ણય લઈ શકે છે. ૮૦મી કલમમાં કહેવામાં આવ્યું છે કે જ્યાં કાયદાની રૂએ નીમાયેલ અધિકારીઓના ચુકાદાઓ અંતિમ હોય ત્યાં ન્યાયકોર્ટને કાંઇપણ સત્તા નથી. કલમ ૮૧ (૧) પ્રમાણે આ કાયદાની નીચે આપેલી સત્તાના અમલ દરમિયાન સરકારે કે કોઇપણ અધિકારીએ શુદ્ધબુદ્ધથી કાંઇપણ કર્યું હોય તો તેની સામે દાવો કરી શકાય નહીં. રાજ્યની સરકારની અગાઉથી સંમતિ લીધા વગર કલમ ૫૦ની નીચે સખાવતી અધિકરની સામે કોઈ પણ દાવો લાવી શકાય નહીં.

આ પ્રમાણે મુંબઈની કોંગ્રેસ સરકારની જનહિત અને લોકકલ્યાણની નીતિ અનુસાર રાજ્યની અંદરનાં ધાર્મિક તેમજ સખાવતી સાર્વજનિક ટ્રસ્ટોની સુવ્યવસ્થા માટે આ કાયદો અમલમાં લાવવામાં આવેલ છે.



## ચલાવો હળ

ચલાવો હળ, ચલાવો હળ, ચલાવો હળ,
આવો ગ્રામ વાસીઓ ચલાવો હળ
સહુ કિસાન સાથીઓ ચલાઓહળ
...ટેક ૧

સ્વદેશબંધુઓ તરફ કરી નજર
ભૂખે રહે ન કોઈ ભાઈ, કોઇ ઘર
અપાર પાક અન્નની લણો ફસલ
મુક્તિની બઢો મજલ ચલાવો હળ. ૨

સૌ અન્ય પાકમાં કરીને કરકસર
તસુ તસુ જમીનમાં અનાજ કર
રાત'દી' મચ્યો રહે તું ખેતપર
મુક્તિની બઢો મજલ, ચલાવો હળ ૩

આજ ના ઉભો રહી નિરાંત કર
આજ ના સુતો રહે તું બેફીકર
બચાવ તારો દેશ તું કસી કમર
મુક્તિની બઢો મજલ, ચલાવો હળ ૪

કામદાર જો મચ્યો મશીનપર
સૈન્ય ઘા ઝીકે છે સમર ભોમપર
વિજયની ધ્વજા ચઢી છે વ્યોમપર
ગડ ગડે છે મોત, બધાની ઉપર
મચ્યો રહેતું મોરચે જમીનપર
મુક્તિની બઢો મજલ, ચલાવો હળ ૫

ખાતરો પુરાય જેમ ખેતમાં
બંધનો કપાય માતૃભોમનાં
જો સ્થાય રાજ્ય, આજ લોકનાં
ખેડ, ખેતરો ઝઝુમી જોરમાં
મુક્તિની બઢો મજલ ચલાવો હળ ૬

મગનલાલ ચાંદલીયા

"એ... શે'રમાં કોઈ જાતા નં... ઈ..."એ શે'રમાં કોઈ જાતા નહિ"— એવા સાદ ગોકળ શા કારણે પાડતો હશે? શું એને ચિત્તભ્રમ થઈ ગયો હશે? એવું તો કંઈ નહોતું. ગોકળ શહેરમાં ગયો. શહેરનાં અમનચમન જોયાં અને પાયમાલ થઈ ગયો. એટલેજ એ જે બોલતો હતો, તે હતો એનો—

# અન્તર્નાદ

—:૦:—

લેખક:
બલવન્ત દવે

શેરીએ શેરીએ તે સાદ પાડે છે: "...એ...શે'રમાં કોઈ જાતા નં...ઈ...શે'રમાં કોઈ જાતા નં...ઈ...! એ...શે'ર...માં...!!!"

ઊંઘમાંથી ઊઠીને કોઈ ચાલ્યા જતા વટેમાર્ગુને એ પૂછે છે: "તમે શે'રમાં જાઓ છો?"

ખેતરે જતા કોઈ રખોપિયાને એ દોડીને પૂછે છે: "તમે શે'રમાં તો નથી જાતા ને?"

કોઈ હેઠમાં હસીને તો કોઈ મો મચકોડીને, એને સહુ કોઈ જવાબ આપે છે: "ના, ભઈ, ના, તું એકલોજ જા ને!!"

ગામલોકો એનાથી ટેવાઈ ગયા છે. કેટલાય તો એના પ્રત્યે દિલસોજી પણ ધરાવે છે. કેટલાક એની સાથે વાત કરવા પણ ઊભા રહે છે. પણ હોય છેજ એની વાત ઢંગધડા વગરની.

અને વિચિત્ર તો એ છે કે કોઈ વાર તો ઘોર અંધારી રાતમાં પણ એ ડેલીએ ડેલીએ ને ખડકીએ ખડકીએ જઈ જઈને સાદ પાડી આવે છે: "...શે'રમાં કોઈ જા...તા...નં...ઈ!!"

આમ ગોકળ અને ગામ વચ્ચે મેળ સારો છે; છતાં પણ ગામ પાસે તો ગોકળની કિંમત એક પાગલ સરખીજ છે.!!!

* * *

આ ગામમાં આવ્યે મને આજ દોઢ મહિનો પૂરો થયો. વેકેશનની રજા ગાળવા અહીં આવ્યો'તો. વેકેશન પૂરું થયેથી મેં જવાની તૈયારી કરી.

હું જ્યારે મારી કપડાંની પેટી વ્યવસ્થિત કરી રહ્યો હતો ત્યારે મારા મામા આવીને મને કહે: "લે...ભાણા! ઝટ કર હવે. સૂઈજા જલદી, સવારમાં વે'લું હાલવાનું થાશે. આપણાથી તને ઉઠાડવા માટે સવારના પો'રમાં ઘાંટા નહિ પડાય!" કહીને ચાલ્યા ગયા.

બે ડગલાં આગળ ચાલીને પાછા ફરતાં બોલ્યા: એ લપ તો સામી મળવાનીજ. તને પૂછે તો કે'જે કે અમે શે'રમાં નથી જાતા એની સાથે માથાકૂટ કરવા કોણ નવરું હોય? સમજ્યો!" કહીને ચાલતા થયા.

મેં કહ્યું: "પણ એમ કેમ, મામા?"

"અરે કેમ શું વળી? એ પાગલને બીજો શો જવાબ હોય?"

મારા મામા ઓરડામાંથી ચાલ્યા ગયા, પણ મને તો વિચારોના ઊંડા-ઘેરા મહાસાગરમાં છોડી ગયા.

હું જ્યારે રોજ સાંજે ફરવા જતો ત્યારે તેને વિચારમગ્ન સ્થિતિમાં પેલા પૂલના છેડા પર બેઠેલો જોતો. એનામાં એકેય ચિહ્ન પાગલપણાનું નહોતું અને છતાંય ગામ એને પાગલ કહેતું હતું!

વિચારોની પરંપરાએ મારી નિદ્રા કોણ જાણે ક્યાંય ઉડાડી મૂકી.

કેટલી રાત્રિ વીતી છે તે જોવા હું હજી જ્યાં પથારીમાંથી બેઠો થાઉં, ત્યાં તો ગોકળની બૂમ મારે કાને અથડાણી. હું એકાએક પથારીમાં પાછો પડ્યો—પટકાયો.

અનેકોની ઘૃણા, અનેકોની અવગણના ને અનેકોના તિરસ્કારને પાત્ર બનેલા આ ગોકળ-ગાંડો શે'રીએ શે'રીએ ને ગલીએ ગલીએ લોકોનાં હૃદયને જાણે કોઇ મહાભયથી સજાગ રાખવા કયા બળે—કયા વિશ્વાસે ટેલ નાખતો હશે? કયા મહાસર્પે એના હૃદયમાં હળાહળ ઝેર ભરી દીધું હશે? અને દાઝેલો, બીજાને એ અગ્નિજ્વાળાઓથી દાઝતા બચાવવા, પોતાની માનવતાભરી ફરજ બજાવવા એનું હૃદય ક્ષણે ક્ષણે જાગૃત બની જતું હશે! આ ગોકળ—ગોકળ ગાંડો છે? કોણ કહે છે કે ગોકળ ગાંડો છે?

મારા મગજમાં વિચારોની કડીઓ એક પછી એક જાણે ચલચિત્રની માફક પસાર થઇ રહી હતી.

ને મારાથી કંઇક ધૂનમાંજ જરા વધુ સ્પષ્ટતાથી બોલી જવાયું: "ગોકળ ગાંડો? કોણ કહે છે, ગોકળ ગાંડો?

ત્યાં તો ગોકળની કારુણ્યભરી ચીસ ફરી મારે કાને સંભળાઇ—તદ્દન નજીકથી—જાણે હું શહેરમાં જવાનો છું તે એ જાણી ગયો હોય ને હાલીચાલીને મનેજ કહેવા આવ્યો હોય તેમ ગોકળ મારી ખડકીએ આવીને પોકાર કરી રહ્યો હતો: "શે'રમાં કોઇ જાતા...નં...ઇ...! એ શે'રમાં કોઇ જાતા.. નં...ઇ...!"

અનાયાસે મારા પગ ખડકી તરફ ઊપડયા. ખડકીને ઉંબરે આવીને હું ઊભો રહ્યો.

સ્મિતભરી રાત્રિ જાણે પૃથ્વી પર પોતાનો કાયમી વસવાટ લાવીને ઉતરી પડી હતી. નાની-ટચુકડી વાદળીઓ જાણે સંતાકુકડી રમતી, ઘડી ચંદ્રને ઢાંકી દેતી તો ઘડીમાં ખૂલો કરતી હતી.

શુભ્રવર્ણું નીલગગન, સપ્તર્ષિનો ઝુમખો, આકાશગંગાનો ધવલ પગથાર, હસું હસું થતા દૂર દૂરના તેજસ્વી તારલા જાણે હાસ્યના કોદાર ફાલવી રહ્યા હતા.

માતાની ગોદમાં સૂતેલા બાળકને અમીઝરની મીઠી ઝરનો મળતો આસ્વાદ જાણે આ સુસ્મિતભરી માદક દિની પૃથ્વીને આપી રહી હતી.

ત્યને આવા -કુદરતસર્જ્યા અનોખા વાતાવરણમાં પણ ગોકળને પોતાની-નિંદા વર્જ્ય હતી?

કે કોઇ ભયંકર સ્વપ્નવત્ આકૃતિએ પાગલ બનાવી હતી? ગાંડો ગોકળ શું આનો સ્વમુખે ફો સ્ફોટ પાડે ખરો?

ખડકીની બહાર ઊભો રહી હું ધીમેથી બોલ્યો: "ગોકળ...!"

અને ગોકળ જાણે મારી પડખેજ ઊભો હોય તેમ ડાબી બાજુથી સરકીને મારી સન્મુખ આવી ઊભો રહેતાં કહે: "કોણ ભાણુભાઈ કે?

હું આશ્ચર્યસહ ગોકળની મુખમુદ્રા નિહાળી રહ્યો.

તરતજ ગોકળ બોલ્યો: "ભાણુભાઈ! તમે ય શું હજી જાગતા ફરો છો?"

મેં કહ્યું: "ના, ભાઈ, હું તો તારી બૂમથી જાગી ગયો."

"તે તમે શે'રમાં જવાનો છો?"

મેં કંઈક અચકાતાં કહ્યું: "હા...હું...જવાનો તો છું...પણ..કેમ...કંઇ?" પ્રશ્નસૂચક દૃષ્ટિએ મેં તેના સામે જોયું.

—પણ ગોકળ?

ગોકળ જાણે કોઇ ઊંડા વિચારમાં મહાસાગરને તળિયે જઇ બેઠો હોય તેમ મુખની રેખાઓ બદલી જમીનને નીચે નજરે એકીટસે નીરખી રહ્યો હતો.

મેં તેનો હાથ હલાવી કહ્યું: "ગોકળ!"

ને ગોકળ પોતાની તંદ્રામાંથી જાગ્યો. એક ડાહ્યા માણસના જેવાજ ક્ષોભના ઓળા મેં તેના મુખ પર જોયા.—મને જવાબ આપ્યા વગરજ ગોકળ વિચારે ચડી ગયો હતો ને?

ગોકળ બોલ્યો: "તે તમે શે'રમાં જવાનાજ!!"

મેં તેનો હાથ પંપાળતાં કહ્યું: "કેમ ભાઈ, તું આટલો બધો શે'રથી ડરે છે?"

ને જાણે ગોકળ હાસ્યજ કરતો હોય - કોઈ બીહામણા હૃદયથી—તેમ એકાએક તેણે મારો સાથ લીધો. મેં ગોકળનો હાથ ઝાલીને તેને ઓટલા પર બેસાડયો.

તેના વાંસા પર હાથ ફેરવતાં મેં કહ્યું: " તું મને કહીશ કે તું શા માટે બધાને શે'રમાં જવાની ના પાડતો ફરે છે?"

ગોકળ શું અવકાશમાંજ કોઈ વણ-ભૂલાયા ભયંકર ભૂતકાળનાં ચિત્રોમહું નીરખી રહ્યો હતો?

એક કારુણ્યયુક્ત-યાચનાભરી દૃષ્ટિ ફેંકીને ગોકળ બોલ્યો: "તમે સાંભળશો, ભાણુભાઇ?"

"જરૂર, ગોકળ જરૂર!" મેં તેનો વાંસો પંપાળવો ચાલુ રાખીનેજ કહ્યું.

અને ગોકળ બદલાઇ ગયો. કોઈ નવોજ પ્રાણ એના અંગે અંગમાં વ્યાપી ગયો. એની આંખો તેજસ્વી બની ચમકવા લાગી. એનું અંગ-પ્રત્યંગ કોઇ અનોખી સ્ફૂર્તિ અનુભવવા લાગ્યું. જાણે વર્ષો પછી એના અવાજને હૃદયના ધબકારને સાંભળનાર વ્યકિત આજ એને હાથ લાગી. મારા ફકત સાંભળવાના હકારમાંજ જાણે તેનો વર્ષોનો અસંતોષ કોઇ પરમ સંતોષનું સુખભર્યું તૃપ્તિભર્યું આહ્વાન મેળવતો હતો.

ગોકળે મારો હાથ પોતાના બંને હાથમાં દબાવ્યો. જાણે રસનો ઘૂંટડો ગળે ઉતરતો હોય તેમ અમીનો ઘૂંટડો ગળે ઉતરતાં ગોકળે કહેવાનું શરૂ કર્યું:

"ભાણુભાઇ! ગોઠણિયા ભરથી માંડીને ઓગણીસ વર્ષનો મને આ ગામની ધરતીએ કર્યો. એમાં ન તો એણે કદી ઋણનો બદલો માગ્યો કે ન તો મેં આપ્યો.

"ત્યારે ઓગણીસ વર્ષ પછી મારી મા કહે : 'આણુ સાલ તો વહુ ઘેર આવવાની. હવે તારી છોકરમત છોડને ખેતીમાં કંઇક મન પોરવ. સુખે રહીને આ ધરતી માતાની સેવા કરીશ તો તારાં તો શું — તારાં છોકરાંનાં છોકરાં એ કોઇ દિ' ભૂખે નહિ મરે. મા ધરતીની મે'ર આપણા ઘર પર આજ દિ' લગી એવી ને એવીજ રહે છે.'

"ત્યારે મારે કાંઇ ઓછાં કામ નહોતાં! કોઇનાં ખેતર ભેળવી દેવાં, કોઇની વાડ-વંડી તોડી-ફોડી નાખવી, કોઇની વાડીનાં ચીભડાં ચોરવાં; ને આવાં આવાં તો અનેક. પણ ભાઇ, મેં ઘરમાંથી કદી ચોરી કરી ન હતી. ને એ ચોરીનો માલ પણ અમે સીમને શેઢે બેસીનેજ ખાતા, ચાસડીઓ ચોરતા તોય પૂળે-પૂળો સૈ વાછરડાંને ખવડાવી દેતા — આ અમારો દાન-ધરમ.!!

"પણ...એ ચોરવાનો ને રખડવાનો જમાનો જાણે એકાએક પલટાઇ ગયો.

ગામના છોકરાં કહેતાં: 'ગોકળ આજ તો પેલી આંબલીએ જાવું છે.'

કોઈ કહેતું: 'ધુવ્રને ધુને ના'વા જાવું છે.'

તો કોઇ કહેતું: 'અલ્યા કાળા આતાનો તે શુ વાડ થયો છે—શું વાડ થ્યો છે?' પણ ભાઈ, મારું મન એવી લલચામણી વાતોથી મૂળેય ચળતું નહિ.

'કહેશો મને એનું કારણ?' કહીને ગોકળ મારી સામે જોઇ રહ્યો.

એના ગાલ ફૂલી રહ્યા હતા. એના નાકનાં ટેરવાં ઉપસી આવ્યાં હતાં. મોઢું જાણે પહોળું પહોળું બન્યે જતું હતું. પળે પળે એના મુખની રેખાઓ હર્ષોન્માદમાં પલટા ખાઇ રહી હતી

'કેમ ખબર ભાઇ?', વધુ વખતના મારા મૌનથી એ હતાશ થતો લાગ્યો એટલે મેં બોલી નાખ્યું

ને...ગોકળ બોલ્યો:

'હું.. હું...મારી મારી...' ગોકળ શું ખરેખર કંઇ બોલતાં શરમાતો હતો?

'મારી વહુ...સમજુ...આણું વળીને આવી હતી. હું ક્યારે પરણ્યો એ તો કોણ જાણે? પણ મારી મા કહેતી હતી કે હું બહુ નાનો હતો— સાત વરસનો— ત્યારે મારાં લગન કરી લીધાં હતાં. સમજ્યાને કારણ તમે?' કહીને ગોકળ મારી સામે જોઇ હસ્યો.

હું કંઇક હસવું માંડ દબાવીને નીચું જોઇ ગયો.

ત્યાં તો ગોકળે ફરી શરૂ કર્યું:

હા...અને હું સમજુને એવી તો હેરાન કરતો કે તે મારાથી ત્રાસી જતી. પણ તો ય એ મને કશુંજ કહેતી નહિ.

'અને કોઇ દિ' નહિ ને એક દિ' સમજુ કહે: 'તમે તે કંઇ વિચાર કરો છો? આમ રાતદા'ડો ઘરમાં ને ઘરમાં પડ્યાપાથર્યા રહો છો તે ગામ આખું શું વાતું કરે છે તેની તમને ખબર છે?

'મેં તેને હરામ ચાવી નાખતાં પૂછયું: 'શું કહે છે? બાયલો ને?'

કોણ જાણે કેમ, પણ સમજુને 'બાયલો' શબ્દ ન ગમ્યો. મારા ગાલ પર એક હળવી ટાપલી મારતાં સમજુ બોલી: 'વહુઘેલો!' અને એકદમ દોડીને કોળિયામાં ચાલી ગઈ.

તે પછી તો સમજુએ મને કેટલી ય ડાહી ડાહી શિખામણો આપી. અને ધીમે ધીમે મારે ગળે પણ એ બધી ઉતરતી ગઈ.

'ભાગવી વવાની અમારી જમીનમાંથી મેં એક કકડો ઘેર રાખ્યો. હું ખેતરે જવા લાગ્યો ને સમજુ ભાતે આવવા લાગી.— આવું આવું જોઈને મારી મા યે બિચારી ખૂબ ખુશી થતી.

'અને એક દિવસ તો અમે–બેય જણાંએ ભગવાનને એવી પ્રાર્થના કરી: 'હે! ભગવાન! આણુ સાલ એવો વરસાદ દે કે મૂઠી ફાટે એવો બાજરો અને......!' પણ ભાઈ—'

ગોકળની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં હતાં.

ગોકળે આગળ ચલાવ્યું:

પાણીનું એક ટીપું યે એ સાલ ન પડ્યું. ભઠ્ઠ જેવી કાળી કરાડ ધરતી સામી ખાવા ધાતી હતી. હતું એટલું બીજ વાવી નાંખ્યું. અને ખાવા સરખો એક કણ–દાણો ય ઘરમાં ન રહ્યો.

ને ગામ ખાલી થવા લાગ્યું. સૌ શે'ર તરફ જવા લાગ્યાં. ને હું પણ ઉપડ્યો. સમજુને સાથે લઈ જવાની મરજી તો ઘણી હતી પણ લઈ જવી કેમ કરીને? એ... ને ..એને... મહિના રહ્યા હતા. એટલે દર મહિને ઘેર પૈસા મોકલવાનું નક્કી કર્યું. અને હું એકલોજ શે'ર જવા ઉપડ્યો.

'શરૂઆતમાં તો શે'રમાં સારી મજૂરી મળવા લાગી. પણ આસપાસનાં ગામડાંમાંથી જેમ જેમ શે'રમાં માણસો ભરાવા લાગ્યાં તેમ તેમ મજૂરી ઘટવા લાગી. આખા દા'ડાની મજૂરીમાંથી મારૂં પોતાનું પેટ માંડ ભરાતું, ત્યાં ઘરે હું શું મોકલું? ને એમ વગર મોકલ્યેજ ત્રણ મહિના તો નીકળી ગયા.

'ને એક દિ' ઘેરથી કાગળ આવ્યો. મારી માએ લખાવ્યું હતું: 'ભાઈ, ગમે તેમ કરીને તું વહુ–છોકરાંને તેડી જા. અહીં દુઃખી થાય એ મારાથી નથી જોવાતું હું તો અંઈ પડી પડી ગમે તેમ કરીને સખે–દુઃખે દા'ડા કાઢીશ.'

'હું જઈને સમજુ ને કાળિયાં (--!)ને તેડી આવ્યો.

કાળિયાનું મો જોવા માટે તો હું ય ક્યારનો તલપાપડ થઈ રહ્યો'તો. પણ એ બંનેનાં પેટ કેમ કરીને ભરવાં એજ સવાલ હતો.

'બિચારી સમજુ! મારી ભેગી ભેગીજ એ વૈતરું કરવા આવવા લાગી. જરાય વિસામો નો' ખાતી— આખું બીજું દુકાળનું ગયું. મારી માને એક રાતી પાઈ યે નહોતી મોકલી.'

'આ વરસે તો જે કોઈ ગામડાંમાં પડ્યાં હતાં, એ ય સૌ કાળિયો ધાન મેળવવા સારૂ શે'રમાં આવવા લાગ્યાં. મનખા–દેહનાં તો જાણે શે'ર ભણી ધાડિયાંનો ઉભરાયાં.

મજૂરીના દર ઘટવા લાગ્યા. હું ને સમજુ અમ બેય કમાતાં તોય ત્રણ પેટ પૂરાં નહોતાં ભરાતાં.

'...ને એમાં સમજુને મહિના રહ્યા. જતાં એ તો બિચારી મારા જેટલુંજ કામ ઢસરડતી. ને એક દિ' માથા પર ભાર ઉપાડીને ચાલતાં ચાલતાંજ એ ભોંય પર બેસી ગઈ. તે દિ'થી હું એને કામ પર નો લઈ જતો. હું એકલો સવારથી માંડીને સાંજ સુધી આંટા–ફેરા કરતો ત્યારે માંડ રૂપિયો કમાતો.—એ એક રૂપિયામાં ત્રણ પેટ: અને ..તેમાંય સમજુની સુવાવડ... મારૂં મગજ ફરી ગયું. શું કરવું? ક્યાં જવું?—ને એમાંજ તો મારો સ્વભાવ ચીડિયો બની ગયો' તો!

છેવટે તો હું ખૂબ કંટાળ્યો. એ માંદી હતી— સુવાવડી હતી તો ય એકાદી બે વાર એને મેં મારી, પણ બિચારી હરફ સરખો નો કાઢે.

'થાક્યો–પાક્યો સાંજે ઘેર આવું ત્યારે કો'ક દિ' હાંડલું ચૂલે ચડ્યું હોય તો કો'ક દિ' ચૂલો ટાઢો બોળ! ઘરમાં એકાદ કણ દાણો હોય ત્યાં સુધી તો એ બિચારી મરતી–પડતી પણ મને રાંધીને ખવડાવતી.

પણ જે દિ'... અને એજ પળે હું ઘરમાંથી બહાર ચાલ્યો જતો. હોટલમાં જઇને ખાઇ લેતો—પણ કાળિયો શું ગળે વળગે ને? ખાતાં ખાતાં વધેલા ગાંઠિયાના ચાર દાણા કે ભજિયાનાં બે બટકાં કાગળમાં મારા કાળિયા સાર' બાંધી લેતો.

પણ મારું મન ચક્કર ચક્કર ભમ્યા કરતું. મને ક્યાંય ચેન પડતું નહિ.

'—પણ એક દિ' મેં એનો એક ઉપાય શોધી કાઢ્યો: સહેલો ને સસ્તો. 'સસ્તુ ભાડું ને સિદ્ધપુરની જાત્રા હો!' — ફક્ત પાંચ આનીમાં એક પ્યાલી. પીધા પછી નિરાંત આખી રાતની. ન તો કોઈનું દુઃખ જોવું કે ન તો કોઇનો કકળાટ સાંભળવો.

વધારે તો હું કદી પીતોજ નહિ. એકજ પ્યાલી પીતો. કેવી મજા! એ રાત ગુલાબી પાણીમાં ભરી હતી? એ એકજ પ્યાલી પાછળ મારાં આખા દિવસનાં થાક, ભૂખ, તરસ, કલેશ, કંકાશ સર્વ છુપાઇ જતાં.

'હું જાણતો'તો કે એ પીણું સારું નથી. સારું નથી એટલુંજ નહિ, કોક વાર તો મને પોતાનેજ એક જાતનું દુઃખ પેદા થતું. મારો ધરમ, મારી જાત, મારી મા, મા...રી...સમજુ... !! બિચારી સમજુ! એણે તો મને એકજ વાર કહ્યું: 'અરે આ તે તમે શું માંડ્યું છે? જાત વટલાવીને... !' પણ મારા એકજ સીસકારે એનું બોલવું બંધ કરી દીધું. ત્યાર પછી એણે કદી મને મોઢેથી ના ન કહી. પણ... આંખો તો એની મારી પાસે કંઇક કરગરી રહી હતી... શું માગતી હતી, તમે જાણો છો ભાણાભાઈ?' કહીને ગોકળ મારી સામે તાકી રહ્યો.

મેં એના પ્રશ્નનો ઉત્તર ન આપ્યો.

ગોકળે ફરી આગળ ચલાવ્યું.

હું માનતો હતો કે એક દિ' પસાર થાય છે, બીજો, ત્રીજો, ચોથો ને... જોતજોતામાં તો આખું વરસ આમ વહ્યું જશે. ને પછી ગામડે પાછાં ચાલ્યાં જશું... અને... પાછા...

'પણ સમજુ હજી જ્યાં પથારીમાંથી ય બેઠી થઇ જાણે એ તે ક્યા ગયા ભવના પાપની સજા હોય પણ કાળિયાના. માતા એટલે તો તોબા! ખમા કરે માતાજી!' કહીને ગોકળે બે હાથ જોડ્યા.

'સમજુ પથારીમાં પડી પડી મને કહે: 'આ કાળિયા માટે ટાઢક કરવા તો બે પૈસાની કંઇક ચીજ લાવો.' પણ શું લાવું! ક્યાંથી લાવું? હું ત્યારે કેવી મજૂરી કરતો હતો તે તો હુંજ જાણતો હતો. સમજુની એક સોનાની સેર, એના બાવડાનું કડું, અને એના પગના વેઢલા તો ક્યારના યે, સમજુને હજી એની ખબરે ય નહોતી પડી એમ, પેલા જેઠુભાના લાલ પાણીમાં ઉકળતા પાણીમાં મીઠું ઓગળે એમ ઓગળી ગયા'તા. હવે મારી નજર સમજુના છલ્લા ને કાનની ઝીણી વાળીઓ પર ક્યારની ઠરી હતી. પણ એ કેમ કરીને— ?

'માંદાને જોતું'તું ને વૈદે બતાવ્યું. કાળિયાનું નામ ને મારું કામ. સમજુએ—ભોળી સમજુએ વગર કહે પોતાના કાનની વાળીઓ ઉતારી આપી. ઘડીક તો ક–મન દેખાડ્યું. પણ... પછી તો ઘરમાં બેઠાં બેઠાં મારા પગ સળવળવા લાગ્યા. હું ઘરની બા'ર નીકળતો'તો ત્યાં સમજુ કહે: થોડા દાણા પણ લેતા આવજો... બે દિ' ચાલે એટલા...' 'હો' કહીને મેં હંકારી મૂક્યું સીધા જેઠુભાની દુકાને.

'જતાં વે'તજ જેઠુભાએ મારી ગળચી દબાવી. આગલા પૈસા એના બાકી હતા એટલેજ તો! ચૂકતે હિસાબ કરીને દસ રૂપિયાની એક નોટ મારા હાથમાં એણે મૂકી. હું તો આભોજ બની ગયો.

ત્યાં તો જેઠુભા તાડૂક્યો: 'ડાચું ફાડીને સામું શું જોઈ રહ્યો છે? બીજો કોઈ હોત તો એટલા પાછા નો આપત! આ લાલ-પાણી શાક-બકાલાંની જેમ ઉધાર આપનારો આ જેઠુભાજ પાક્યો છે! બીજે જા તો ખબર પડે. લાત મારીને ભોંય ભેગો કરી દે સમજ્યો?

"જેઠુભાની વાત સાચીજ હતી. દારૂડિયાને વળી દારૂ કોણ ઉધાર આપે? ચૂપચાપ હું એક બાંકડા પર બેસી ગયો ને છેલ્લા એક મહિનામાં નહોતો પીધો એટલો—ધરાઇને— દસેય રૂપિયાનો પી લીધો. પછી મારો કાળિયો

"—પણ મારું જ્યાં ઘેન ઊતરે ત્યાં એના માથે સદાનું ઘેન માતાજીના પ્રતાપે ચડી બેઠું હતું. તે દિ' હું છાતી કૂટીને રોયો. હાથે કરીને રતન જેવો દીકરો ખોયો, પછી કોને કહેવું ? તે દિ' મેં મનમાં ને મનમાં કેવીય ને કેટલીય ગાંઠો વાળી પણ નકામી. બે દિ' પછી ફરી હું તો હતો એનો એ."

'ને એ બે દિ' પછી મેં સમજુના પગ પર હાથ મૂક્યો. સમજુએ વગર આનાકાનીએ છડા ને વેઢલા ઉતારી આપ્યા. હવે સમજુના હાથ પર મારો હાથ મૂકતાં જીવ નહોતો હાલતો. ચાર દા'ડા વિચારમાં ને વિચારમાં કાઢી નાખ્યા. પણ તલપ ભૂંડી છે ભાઈ. છેવટે મેં ધ્રૂજતા હાથે જ્યારે સમજુના છલ્લા કાઢયા ત્યારે— ઢોરની જેવી હું મારતો તોયે સમજુની આંખમાં આંસુ ન આવતાં— એ સમજુની આંખોમાંથી દડ...દ...ડ મોતીડાં જેવા બે આંસુ ટપકી પડયાં. ઘડી ભર તો મારો હાથ થંભી ગયો. ...પણ...પણ હું બહુ દૂર નીકળી ગયો હતો...... બહુ ઊંડો ઊતરી ગયો હતો. એ આંસુની અસર મારા પરથી બીજીજ પળે ચાલી ગઈ. છલ્લા લઈને હું હાલતો થયો ત્યારે એ જૂની બે કાચની બંગડીઓ તેના માંદલા હાથે ચડાવવાનો વ્યર્થ પ્રયત્ન કરી રહી હતી...!

'પણ, ભાઈ, આ બધું બહુ ઝાઝા દિ' ન ચાલ્યું. ખૂટવાનું હતું એ ખૂટી ગયું. સમજુની બીજી–ત્રીજી સુવાવડના ભણકારા વાગતાજ હતા. એ માંદી હતી. ભૂખી–તરસી રહેતી હતી. પેટમાં બાળક હતું— કોણ જાણે એ કેમ જીવતી હતી એજ હું નહોતો સમજી શકતો. જો કે એ મરી જાય એમ તો હું નહોતોજ ઇચ્છતો; છતાં ક્યારેક મારા મુખમાંથી શબ્દો સરી પડતા: 'આ જાય તો હું પાપની લપમાંથી છૂટું!'

'સમજુને પીડા આજ વધુ હતી. આખો દિ' હું ઘરમાંથી બહાર નીકળ્યો. ગોદડું ઓઢીને એક ખૂણામાં પડ્યો રહ્યો. છેક સાંજે હું સમજુના ખાટલા નજીક ગયો. સમજુ કણસતી હતી.

મેં કહ્યું: 'સમજુ!'

'પણ સમજુ તો પેટની પીડાથીજ આમ...તેમ...!

મેં ધીમે રહીને સમજુના નાક પર હાથ મૂક્યો. ને એ સફાળી બેઠી થઈ ગઈ.

'સમજુ બરાડી ઊઠી: 'આ શું કરો છો?'

'મેં તેને સુવડાવતાં કહ્યું: 'સમજુ, આજ મ પાસે એક પણ પૈસો નથી.'

'આશ્ચર્યસહ સમજુ બોલી: 'બધા...ય...પૈસા?'

'મેં કહ્યું: 'હા...બધાજ વપરાઈ ગયા!'

'ફાટી આંખે એ મારી સામે જોઈ રહી.'

'લાચારીથી મેં કહ્યું: 'આજે કંઈક તો આપ!'

'પણ સમજુની આંખો 'કંઈક જુદુંજ ભાળી ર હતી. અત્યાર સુધીમાં આ પહેલીજ વારનો નકાર સમજુ પાસેથી સાંભળ્યો. મને આશ્ચર્ય પણ થયું, નવા પણ લાગી અને ક્રોધ પણ ચડ્યો. મારે ને ક્રોધને તો જ ભાઈબંધી થઈ ગઈ હતી.

'આજ દિ' સુધી— છેલ્લા ૭ મહિનાથી તો બિલ કુલ એમ કહો કે મેં મજૂરીજ કરી નહોતી. ઘરે આવતો એટલે સમજુ પાસે પૈસા લેવાજ; અને બહા નીકળતો એટલે એ પૂરા કરવાજ.

'પણ ભાઈ, જ્યાં રાજાના રાજ-ભંડાર પણ ખૂટ જાય છે ત્યાં આ એક ગરીબની ઝૂંપડી શું વિસાતમાં! ને તેમાં એક સ્ત્રી ? બિચારી ક્યાં સુધી શેહ પૂરી શકે

'પણ મેં મારી હદ વળોંગી હતી. મોટા ઝાડનાં મૂળજ કાપ્યાં હતાં ને ? જે ડાળ પર હું ચડીને બેઠો હતે એના પરજ અત્યાર સુધી કુહાડા મારતો રહ્યો હતો. આજ સુધી કુહાડા માર્યે રાખ્યા પણ હળવા—'

'—પણ આજ મારા મગજ પરનો કાબૂ હું ખોઈ બેઠો...ને... ઉભો થતાં વેંત એક એવી પાટુ......એના પેટ પર મારી કે......'

'મેં એના નાકમાંથી ચૂંક તો કાઢી લીધીજ હતી. ને એની એ કારમી ચીસ મારે કાને અથડાય તે પહેલાં તો હું રસ્તા પર બળના સુધરાઈના ટમટમિયાંના થાંભલા સાથે અથડાયો.

'તે દિ' મેં ખૂબ પીવાનો નિશ્ચય કર્યો— ખૂબ પીવાનો. પણ કોણ જાણે મારા હાથમાંથી પહેલોજ પ્યાલો પડી ગયો. ને જમીન પર ઢોળાયેલું લાલ પાણી જાણે

...તું-જાગતું સળવળતું હોય એવો મને આભાસ થયો.

'હું પીઠામાંથી દોડ્યો, સીધો ઘર તરફ. ત્યારે આવીજ ઘોઇ રાત હતી. પણ મને તો કોઇ ભયંકર બિહામણી ી. જે રસ્તા પર થઇને હું હમેશાં પસાર થતો હતો ે મને ભયંકર ભાસ્યા. ખરેખર, શું બીતો હતો? ની બીક મારા પેટમાં ઘર કરી ગઇ હતી?'

'હું ઘરની અંદર આવ્યો ત્યારે?

'ત્યારે નવો મહેમાન– તેનો આત્મા તો આ દુનિયામા આવ્યા પહેલાંજ ક્યાંય ઊડી ગયો હતો. સમજુ લોહી–લોહાણ હાલતમાં બેભાન પડી હતી. મારી આંખે તમ્મર આવી ગયાં. મેં પડતાં-પડતાં ભીંતનો ટેકો લીધો. ધીમે ધીમે પગ મૂકતો હું સમજુના ખાટલા નજીક ગયો.— જાણે સમજુ હમણાં મને પીંખી નાખશે....હમણાં...'

કહીને ગોકળે એક ઊંડો નિઃશ્વાસ નાખ્યો.

આંખોનાં પોપચાં દબાવીને ગોકળે આગળ ચલાવ્યું.:

'સમજુને એની અંત ઘડી સુધી હું સમજી ન શક્યો. મરતાં સુધી મૂંગે મોઢે સહન કરનાર સમજુના આત્માને મારો પાપી આત્મા પિછાણી ન શક્યો. સમજુ ખરેખર સમજુજ હતી. સમજુના મૃત શરીર આગળ મારું માથું નમી પડ્યું ને હું ધબ દઇને એના પર પટકાઇ પડ્યો.— એક પવિત્ર પૂંજની સ્મૃતિ અર્થે પણ એના ચીમળાયેલા ગાલ પર મારા દુર્ગંધયુક્ત હોઠ અડકાડું તે પહેલાં તો એ પુણ્યશાળી પ્રકાશ અંધકારમાં ફેરવાઇ ગયો....!'

'મારી બંને આંખો પર મેં જોરથી મારા બંને હાથ દાબ્યા, પણ....જાણે કાળિયો, પેલો નવો મે'માન, સમજુને કોઈ નવીજ આકૃતિ– છતાં પરિચિત– સ્મશાન-નૃત્ય કરતાં સર્વે મને ઘેરી વળ્યાં. મારાથી બીકના માર્યા ચીસ પડાઇ ગઈ.'

'અને હું એ નૃત્ય–કુંડાળામાંથી ભાગી છૂટ્યો. જીવ લઇને નાઠો.... મૂઠીઓ વાળીને ભાગ્યો....દોડ્યો પાછળ જોયા વગરજ દોડ્યો... દોડ્યેજ રાખ્યું....

બીજે હું અહીં રખડતો-રઝળતો આવી પહોંચ્યો. ખડકીમાં પગ મૂકું ત્યાં તો એક ડાઘુ સામું મળ્યું. એની વચમાં જઇને હું પટકાઈ પડ્યો. 'મા' બોલતાં તો મારી રાડ ફાટી ગઈ.

'ત્યાં તો એક જણ ડાઘુમાંથી બોલી ઊઠ્યો: 'હા હા ..તારી મા તને ગોતવા ગઇ છે...શે'રમાં!!'

'ને હું ઊભો થઇને ખડકી તરફ દોડ્યો. ત્યાં તો એક વૃધ્ધે મને બાવડું ઝાલીને ઊભો રાખતાં કહ્યું: 'મૂરખ, મા તો તારી પ્રભુના ધામમાં ગઈ. પણ જતાં જતાં કહેતી ગઈ છે કે 'મારો ગોકળો-ગાંડિયો પાછો આવે તો એને શે'રમાં જવા દેતા ન'ઈ' સમજ્યો.'

'ભાઈ, હવે હું કોઇ દિ' શે'રમાં નથી જવાનો!!' કહીને ગોકળ ઊભો થયો

પ્રભાતની ટશરો ફૂટતી હતી. આકાશમાં ગ્રહ અલોપ થતી હતી. સપ્તર્ષિ ક્યારનાયે આથમી ગયા હતા. ચમકતા તારલા ઝાંખા પડતા જતા હતા. કો' પૂર્વાભિમુખેથી આવતી અદ્ભુત તેજધારામાં અંધકાર વિલીન થતો જતો હતો.

—ત્યારે ગોકળ ઊઠીને હાલતો થયો

મેં પૂછ્યું: 'ભાઈ, ભાગ્યો કેમ?'

ગોકળ કહે: 'અત્યાર સુધી હજી ગોંદરે ક્યાં ગયો છું? કહીને વળાંક લેતા રસ્તા પરથી ગોકળ અદૃશ્ય થઈ ગયો.

એક ઊંડો નિઃશ્વાસ નાખીને હુંય ઊઠ્યો. હજી ઘરના ઉંબરામાં પગ મૂકું ત્યાં તો ગોકળ ગોંદરે જઇને ગામને પ્રભાતના પહોરમાં સંભળાવતો હતો:

"શે'રમાં કોઈ જા...તા...નંઇ! શે'રમાં કોઈ જા. તા. નં ઈ...!!"



**દાદાની આગેવાની હેઠળ ગામમાં બધાયે સાફસૂફી કરી મચ્છરોને હાંકી કાઢયાં, ન માન્યા એક ચોધરી સાહેબ! ઘરની પાસેના ખાડામાં પાણી ભરાયાં, મચ્છર ગણગણ્યાં, મેલેરિયા આવ્યો અને ચોધરી સાહેબને સમજાયું ગ્રામ સફાઇનું મહત્ત્વ**

# ગ્રામ સફાઇ

## પાત્રો

દાદા :— એક સમાજ સેવક

ચોધરી લપટરાય :—ગામનો ચોધરી

પાંચ યુવક, એક બિમાર બાળક, ગામના રહેવાસીઓ વગેરે.

:પ્રયોજક:

હરીશ નાયક

### દશ્ય પહેલું

(સ્ટેજપર ગામની એક ચોપાળનું દશ્ય. શેતરંજી પાથરેલી છે. એક બાજુ ઝાડને અઢેલીને એક ગાદી તકીઓ પણ મુકેલો છે ત્યાં એક આગળ પડતી વ્યક્તિ બેઠેલી છે. ગામના બધા માણસો એને દાદા કહે છે. અત્યારે દાદા રામાયણ વાંચી રહ્યા છે. એટલા પર વીસપચીસ બાળકો, યુવકો, વગેરે બેઠા છે)

દાદા : **સરિતા સર નિર્મળજલ સોહા,**<br>
**સંત હૃદય જસ ગત મદ મોહા,**<br>
**પંક ન રેણુ સોહ અસ ઘરની,**<br>
**નીતિનિપૂણ નૃપ કૈં જસિ કરની.**

ભાઇઓ, શ્રી રામચંદ્રજીના વખતમાં ચોમાસા પછી ઋતુ કેવી સુંદર બની જતી હતી, એનું વર્ણન તુલસીદાસજીએ કરેલું છે. ત્યારે નદી અને તળાવોનું પાણી કાચના જેવું સ્વચ્છ બની જતું હતું, કાદવ અને કીચડનું તો નામ નિશાન રહેતું નહિ. કાદવ અને કીચડ થતાં નહિ એટલે મચ્છરો પણ ઉત્પન્ન થતાં નહિ. અને મચ્છરો ન હતા એટલે કોઇ માંદુ પણ પડતું ન હતું.

એક માણસ: 'ખરેખર દાદા, એ તો રામરાજ્ય હતું રામરાજ્ય!'

બીજો માણસ : 'એટલે તો આપણા ગાંધીજી રામરાજ્યની વાતો કર્યા કરતા હતા.'

દાદા: 'બિચારા બાપુ! કહેતા તો હતા, પણ કોણ સાંભળતું હતું એનું? હિન્દુસ્તાનના લોકોએ જો બાપુની વાત પહેલેથીજ સાંભળી હોત તો આપણા દેશમાં પણ અત્યારે એજ 'રામરાજ્ય હોત.'

પહેલો માણસ: 'સાચું કહો છો દાદા, આજે તો બધું રામરાજ્યથી ઉલટુંજ છે'

દાદા: 'હા ભાઈ, આજે વર્ષાઋતુ આવે છે અને શરદઋતુ આવે છે, પણ નથી કાદવ દૂર થતો કે નથી ખાડા ટેકરા ઠીક થતા. ખાડાઓમાં ઠેર ઠેર પાણી ભરાયેલું રહે છે. લોકો તેમાં ધૂળ અને માટી નાંખે એટલે કાદવ થાય છે અને પછી તેમાં મચ્છરો પેદા થાય છે.'

બીજો માણસ: 'દાદા, બધા રોગો મચ્છરોને લીધેજ થાય છે?

દાદા: 'હા ભાઇ, મચ્છરોજ બધી બિમારીઓના દૂત છે. રોગ એના ખભા પર બેસીને આવે છે. એટલા માટે તો મચ્છર આપણને પ્રેમ કરે છે. મચ્છર કોઇ દિવસ ભેદભાવ રાખતા નથી, બધાને સરખી રીતે પ્રેમ કરે છે. અને આપણને લોભાવવા માટે ગાયન પણ ગાય છે.'

(બધા હસી પડે છે)

દાદા: 'અરે! તમે લોકો હસો છો? તમને લોકોને ગાયન બહુ ગમે છે નહિ? પણ મચ્છરનું એજ ગીત તો બિમારી લઇ આવે છે. ભાઈઓ'

એક યુવક: 'અમે જાણીએ છીએ દાદા! અમને કોઇને એનું ગીત ગમતું નથી. અમે કાંઈ એના ગાયનને

ચાહતા નથી. અમે તો એને અને એના ગાયનને ધિક્કારીએ છીએ.'

બીજો યુવક: 'હા દાદા, અમે એનો નાશ કરશુ.'

દાદા: (હસીને) 'નાશ કરશો? કેવી રીતે નાશ કરશો? વાતો કરીને?'

ત્રીજો યુવક: 'નહિ દાદા, અમે કામ કરીને, મહેનત કરીને, બધા ખાડા પુરી દઈને મચ્છરોનો નાશ કરીશું.'

બીજો યુવક: 'હા દાદા અમે ટેકરાઓ ખોદીશું, અને ખાડાઓ પૂરીશું.'

દાદા: 'અને કાદવ પાડોશીના ઘર આગળ નાંખશો, નહિ?'

બીજો યુવક: 'નહિ નહિ દાદા, કાદવ પાડોશીના ઘરની પાસે નહિ કાદવ તો જંગલમાં નાંખી અવાય. અમે કાદવને દૂર દૂર વસ્તીથી ઘણે દૂર નાંખી આવીશું'

પહેલો યુવક: 'અમે કાદવ કીચડ, માખી મચ્છર, બધાને દૂર નસાડી મુકીશું'

દાદા: 'તો પછી રાહ કોની જુઓ છો? સારાં કામો માટે મૂરત જોવાની જરૂર નથી હોતી ભાઈઓ. ચાલો, આપણે આજથીજ કામ શરૂ કરી દઈએ,

બધા ભેગા થઈ: દાદા, અમે તૈયાર છીએ.'

એક ગામના રહેવાસી સૌ
એક બીજાના યાર છીએ.

(બધા જલ્દીથી જાય છે. પાછળ એક માણસ રામાયણ સંભાળે છે.)

(પડદો પડે છે)

* * *

## દૃશ્ય બીજું

(સ્ટેજ પર ગામની એક સડકનું દૃશ્ય. ઘરની સામે માટીના ઢગલા છે. જગાએ જગાએ ખાડાઓ પડેલા છે. તેમાં પાણી ભરાયેલું છે. પાણીપર મચ્છરો ગણગણે છે. આજ વખતે દાદા અને આઠેક યુવકો પાવડા, કોદાળી, તગારા, વગેરે સાધનો લઈને આવે છે. પાવડાથી કાદવ ઉપાડાય છે અને તગારામાં નંખાય છે. તગારા લઈ લઈને વારાફરતી યુવકો જાય છે અને આવે છે. ત્યાંથી આવતાં જતાં માણસો આ લોકોને નવાઈ પામતા જોઈ રહે છે, અને જ્યાં ના ત્યાં ઉભા રહે છે.)

દાદા: "જુઓ ભાઈ, ચોધરી લંપટરાયના ઘર આગળ કેટલો મોટો ખાડો છે. ચાલો એને પણ આપણે પૂરી દઈએ."

એક યુવક: 'હમણાંજ દાદા, ચાલો'

બીજો યુવક: 'નહિ દાદા, અમે એના ઘર સામેનો ખાડો નહિ પૂરીએ'

પહેલો યુવક: કેમ?

બીજો યુવક: 'કારણ તે પોતાની જાતને મોટો સરપંચ સમજે છે. તે અમને ઘણી વખત હેરાન કરે છે.'

પહેલો યુવક: 'હા દાદા, એ છે તો એવોજ'

દાદા: 'એ ગમે તેવો ભલેને હોય, પણ આ ખાડામાં પોષાનારા મચ્છરો કોઈ પણ જાતના ભેદભાવ વગર બધાને સરખી રીતે માંદગી વહેંચી આપશે, જ્યારે એ મચ્છરો કરડવા દોડશે ત્યારે નહિ જુએ કે આ ચોધરી છે કે આ દાદા.'

પહેલો યુવક: 'દાદા ખરું કહે છે. મચ્છર જો નહિ મરે તો નુકશાન બધાનેજ થશે'

બીજો યુવક: બરાબર છે

ત્રીજો યુવક: 'તો ભાઈ, રોકાઈ કેમ ગયા. ચલાવો કામકાજ આગળ.'

ચોથો યુવક: 'ચાલો, પહેલ હું જ કરું છું'

દાદા: 'શાબાશ! તમે લોકો અહીં ખાડો પૂરો. હું જરા પેલી બાજુ ધ્યાન આપું છું.'

(દાદા જાય છે. પાવડાઓનું કામકાજ શરૂ થઈ જાય છે. એકાએક શોરબકોર થાય છે, ત્યારેજ ચોધરી ઝડપથી અંદર આવે છે.)

ચૌધરી: (ગુસ્સામાં) 'આ શું છે? હું...તમે અહીં શું કરો છો?'

(કોઈ જવાબ આપતું નથી. સૌ પોતપોતાનું કામ કરે છે)

ચૌધરી: (વધારે ગુસ્સે થઈ જોરથી) 'અરે હું પૂછું છું તેનો જવાબ કેમ કોઈ આપતું નથી? તમે લોકો આ શું કરી રહ્યા છો?'

પહેલો યુવક: 'ખાડા પૂરી રહ્યા છીએ. દેખાતું નથી?'

ચૌધરી: 'એ...! મને આંધળો કહે છે? તારા મનમાં તું શું સમજે છે? હું પૂછું છું તમે બધા ભંગી છો ભંગી. ખાડા પૂરતાં તમને શરમ નથી આવતી? દુનિયાનો ધરમ ભ્રષ્ટ કરવા બેઠા છો કે શું?'

બીજો યુવક: 'ધરમ બરમ અમે કંઈ જાણતા નથી. બાબા તુલસીદાસે રામાયણમાં કહ્યું છે ને કે...'

ચૌધરી: (એકદમ) 'અરે તુલસીદાસના દીકરા, ચુપ મરને! મને ધરમ શીખવાડવા આવ્યો છે? જાજા, તારે ઘેર ચાલવા માંડ. ખાડો પૂરી દેશો તો કચરો શું ગજવામાં ભરીશું? પિશાબ કયાં કરીશું?

(બધા હસી પડે છે)

ત્રીજો યુવક: 'ચૌધરી સાહેબ, કચરો ગજવામાં નહિ, પણ જંગલમાં નાંખી આવવામાં આવે છે'

ચોથો યુવક: 'અને પિશાબ કરવા માટે ચોકડી બનાવો.

પાંચમો યુવક: અને રહી છોકરાના હાજતની ની વાત. હવેથી એમને માટે જાજરૂનો પ્રબંધ કરવો પડશે. તમારા છોકરાઓ કંઈ નાના નથી!'

પહેલો યુવક: 'હા, તમે જો એમ નહિ કરો તો મચ્છર તમારી સાથે અમને પણ કરડશે'

ચૌધરી: 'એ...! મચ્છર કરડશે! અને તે પણ તને! અલ્યા ખાડો તારા ઘર આગળ છે કે મારા? અને જ્યારે મને કરડશે ત્યારે હું જોઈ લઈશ. આ પચાસ વરસથી જોતો આવ્યો છું, બોલ! પેલા દાદાએ તમારા લોકોનું ભેજું બગાડી મુક્યું લાગે છે. હું કહું છું, જાવ છો કે નહિ અહીંથી. નહિ તો..."

બીજો યુવક: 'જી નહિ, ખાડો પૂર્યા વગર અમે અહીંથી કોઈપણ સંજોગોમાં જવાના નથી.'

ચૌધરી: 'શું કહે છે? નથી જવું એમને! હું કહું છું, આ જમીન મારી છે મારી.'

ત્રીજો યુવક: 'અમારે તમારી જમીન નથી લેવી'તી પણ એ જમીનને ગંદી રાખીને આખા ગામમાં રોગચાળો ફેલાવવાની આજ્ઞા પણ અમે નહિ આપી શકીએ.'

ચૌધરી: 'એં...! શું કહ્યું? તમે આજ્ઞા નહિ આપી શકો? તમે...આજ્ઞા આપશો? આ જમીન મારી છે મારી, મને ફાવે તે કરીશ. તમે કોણ આવ્યા વચ્ચે દખલ કરનારા! હં...! મોટા ગામસફાઈના ઠેકેદાર અને ચોકીદાર! ખબરદાર જો આગળ વધ્યા છો તો...'

ચોથો યુવક: 'હું જ આગળ વધું છું, લો. શું કરી લેશો તમે?'

ચૌધરી: 'આગળ તો વધી જો. જો તારૂં માથું નહિ ફોડી નાંખું તો...'

પાંચમો યુવક: 'તો લો. ફોડી નાંખો મારૂં માથું.'

(તે યુવક આગળ વધી જાય છે. ચૌધરી પણ મારામારી કરવા માટે હાથ ઉગામે છે, ત્યાં જ દાદા આવી પહોંચે છે.)

દાદા: 'શું થયું? શું થયું?'

પહેલોયુવક: 'દાદા, ચૌધરી અમને ખાડો નથી ભરવા દેતા.'

દાદા: 'કેમ?'

બીજોયુવક: 'કહે છે જમીન મારી છે. એની ઉપર પગ મુકશો તો માથું ભાંગી નાંખીશ'

દાદા: 'જમીન એની છે'?

બીજો યુવક: હા દાદા.

દાદા: ' એ વાત કાયદાની દૃષ્ટિએ તો બરાબર છે. પણ એની જમીન ઉપર હક કરી શકીએ નહિ. ચોધરી સાહેબ, અમે તો તમારી અને ગામવાળાની ભલાઇ માટે આ કામ કરીએ છીએ. તમે નહિ માનો તો તમારી પણ યાદ રાખો, એક દિવસ તમારે જરૂર પસ્તાવું પડશે.'

ચોધરી: 'જોયું જશે ત્યારે. મોટો આવ્યો છે શિખામણ આપવા. પસ્તાવું પડશે ત્યારે પસ્તાઇશું. પણ તને કોણે દોઢ ડહાપણ કરવા બોલાવ્યો?

દાદા: 'હું તો તમારો સેવક છું', ચોધરી સાહેબ ગુસ્સે શા માટે થાવ છો? ચાલો ભાઇઓ ચાલો. વિશ્વાસ રાખો, આપણેજ આ ખાડો જલ્દીથી પૂરી દઇશું.'

ચોધરી: મોટા ખાડા પુરવા આવ્યા હતા. હં, તમારા જેવા તો સોને સાફ જોઈ નાંખ્યા. મને પણ બીજાના જેવો હાલી મવાલી સમજ્યો છે? ચોધરી છું ચોધરી હા...

(પડદો પડે છે)

* * *

દૃશ્ય ત્રીજું

(પહેલા દૃશ્યનું સ્થળ. દાદા રામાયણ વાંચે છે સાંભળનારાઓની સંખ્યા પહેલાં કરતાં ઘણી વધારે છે.)

દાદા: '**મન કુરૂપ, તન સુંદર કૈસે**
**વિષભરા કનક ઘટ કૈસે...'**

એક અવાજ: 'દાદા...દાદા...'

દાદા: 'કોણ છે? જુઓ તો ભાઇ, કોણ છે?'

(ગભરાયેલો હોય તેવો એક યુવક પ્રવેશ કરે છે)

યુવક: 'દાદા, કોલેરા–!'

દાદા: 'કોલેરા કોને કોલેરા થઇ ગયો?'

બીજો યુવક: 'કોલેરા! નહિ નહિ, અમારા ગામમાં કોલેરા નહિ આવી શકે.'

પહેલો યુવક: 'દાદા, ચોધરી લંપટરાયનો છોકરાને જોરથી બે ઝાડા થઇ ગયા, અને ઉલટી પણ.'

દાદા: 'ઝાડા અને ઉલટી તમે જોઇને આવ્યા છો?

પહેલો યુવક: 'હા દાદા, બીલકુલ પાણી જેવા ઝાડા'

દાદા: 'એ તો બીજા કોઇ કારણને લીધે પણ થાય'

પહેલો યુવક: 'દાદા, ઉલટી પણ...'

દાદા: 'ઉલટી પણ થાય. મેલેરિયાની તો મોસમ ચાલે છે. પીત પણ હોઇ શકે છે. પણ ગભરાશો નહિ ભાઇ, હું હમણાં જ આવું છું. મારી દવાની પેટી લાવો'તો!'

યુવક: 'ભલે દાદા, ચાલો.'

(યુવક પેટી ઉપાડે છે.)

બે ત્રણ જણા: 'અમે પણ આવીએ છીએ'

દાદા: 'માંદા માણસની પાસે ભીડ કરવી સારી નહિ. તમે લોકો અહીંજ બેસો. હું હમણાંજ આવું છું.'

(દાદા જાય છે. પડદો પડે છે.)

* * *

દૃશ્ય ચોથું

(ચોધરીના ઘરની અંદરની ઓસરીનું દૃશ્ય. ઘરની વસ્તુઓ વેરવિખેર પડેલી છે. એક બિમાર માણસ ચીસો પાડે છે. ગંધ પણ ઘણી આવે છે. છોકરાના ખાટલાની આસપાસ વીંટળાઇને ઘરનાં માણસો રડી રહ્યાં છે. ત્યારે જ દાદા પ્રવેશ કરે છે.)

ચોધરી: [રડતાં રડતાં] 'તમે આવી ગયા દાદા! મારા છોકરાને જુઓને! બોલતો પણ નથી.'

દાદા: 'ગભરાવ નહિ ચોધરી સાહેબ. હમણાં જ જોઉં છું એને. ક્યાં છે એ?'

ચોધરી: 'આ બાજુ, આવો દાદા. અરે! ખસી જાવ બધા અહીંથી, આઘા ખસો. દાદા આવી ગયા છે.'

[દાદા દરદીને તપાસે છે]

દાદા: 'તાવ જરા વધારે છે, ચોધરી સાહેબ. એને પિશાબ તો બરાબર આવે છે ને?'

ચોધરી: 'હા, દાદા.'

દાદા: 'એને ટાઢ વા'તી હતી?'

ચોધરી: 'હા દાદા.'

દાદા: 'ચોધરી સાહેબ ગભરાશો નહિ. મેલેરીઆ છે. દવા આપું છું. એક ભાગ અત્યારે જ આપી દો અને બીજો કલાક પછી આપજો. સાંજ સુધીમાં તાવ ઉતરી જશે.'

ચોધરી: 'એને સારૂં તો થઈ જશે ને?'

દાદા: 'હા, એકવાર તો જરૂર સારૂં થઈ જશે.'

ચોધરી: 'એકવાર...'

દાદા: 'હા, ચોધરી સાહેબ મેલેરીઆ બરાબર તમારા ઘરની સામે જ રહે છે. એની મરજી પડે ત્યારે એ અંદર આવી તમને હેરાન કરી શકે છે.'

ચોધરી: 'ઓ...હ! સમજ્યો. તમે ખાડાની બાબતમાં કહી રહ્યા છો નહિ?'

દાદા: [હસીને] 'હવે તમે સમજ્યા. એ ખાડો જ આવી જાતના રોગોનું જન્મસ્થાન હોય છે.'

ચોધરી: 'તો, એ ખાડાને તો હું અત્યારે જ પૂરી દઉં છું.' [અંદર જઈ પાવડો અને તગારૂં લઈ આવે છે]

દાદા: 'ઉભા રહો, ચોધરી સાહેબ. તમે એકલા નહિ. આપણે બધા મળી એ ખાડાને પૂરી દઈશું.'

ચોધરી: 'નહિ નહિ દાદા, હું એકલો જ એ ખાડો પૂરીશ. હું એકલો જ, મારી જાતે.' [ચોધરી પાવડો લઈ ખાડો ખોદવા મંડી પડે છે. કેટલાક લોકો નવાઈ પામતાં અને જોઈ રહે છે]

દાદા: 'અરે ભાઈઓ, જોઈ શું રહ્યા છો?'

કેટલાક યુવક: તૈયાર છીએ દાદા અમે તૈયાર છીએ
એક ગામના રહેનારા સૌ,
એક બીજાના યાર છીએ

ચોધરી: 'હા, એક બીજાના યાર છીએ'

યુવકો: 'સુખદુઃખના છે સાથી સર્વે,
જન્મ-મરણના યાર છીએ'

ચોધરી: 'હા, જન્મ-મરણના યાર છીએ'

[જોતજોતામાં ઘણા બધા યુવકો ખાડા પૂરવા મંડી છે. કેટલાક યુવકો તગારાં લઈ આમથી તેમ જાય છે. ગીત ધીમું પડે છે. પડદો પડે છે]*

* શ્રી વિષ્ણુ પ્રભાકરના એક નાટક પરથી.



બાળ વિભાગ

# કામણગારી કોયલ

શિયાળાની કડકડતી ટાઢ ઓસરી રહી છે. અને ઠંડો – મીઠો તડકો વસન્તનું આગમન દર્શાવી રહ્યો છે. વાતાવરણમાં ઉષ્મા છે, નવી તાજગી છે, તરવરાટ છે. પાનખર ઋતુમાં ઠુંઠાં જેવાં થઇ ગયેલાં વૃક્ષો ઉપર નવાં લીલાં પર્ણોની ટશરો ફૂટે છે. આંબે મ્હોર ખીલે છે. મધમાખીઓ ગણગણે છે. મંદમંદ પવન વાય છે. અને દૂરદૂરનાં વૃક્ષોમાંથી તમારા કાનને ચમકાવતો મીઠો, તીણો, અવાજ આવે છે ... કૂ ઉ ઉ ઉ ... કૂ ઉ ..ઉ...ઉ... કૂ ..ઉ...ઉ...

શાનો અવાજ હશે એ? ક્યાંથી આવતો હશે એ? એની તપાસ કરવા તમે જ્યાં જશો ત્યાં તો એ અવાજ બંધ થઇ જશે જાણે કંઇજ બન્યું નથી એમ માની વૃક્ષોની ઘટામાં તમે આગળ વધશો ત્યાં ફરી અવાજ સંભળાશે. કૂ ઉ...ઉ ઉ . કૂ ઉઉઉ તમે આંબો, આંબલી, પીપળ, આસોપાલવ બધેજ ફરી વળશો. પણ ક્યાંથી એ અવાજ આવે છે તેની તમને ખબર નહિ પડે. માત્ર કૂ ઉ...ઉ...ઉ. કૂ ઉ...ઉ...ઉ નું મધુર સંગીત તમારા કાનમાં ગુંજ્યા કરશે. બહુ વખત સાંભળ્યા પછી તમને ખબર પડશે કે એ તો કોયલનો અવાજ છે. પણ કોયલ ક્યાં?



કોયલ તો ઊંડે ઊંડે આંબાની ઘટામાં હશે. એ એનાં ગાનમાંજ તલ્લીન હશે. કોઇ એને જૂએ છે કે નહિ, કોઇ એને વખાણે છે કે નહિ, કોઇ એનાં ગીતમાં આસક્ત છે કે નહિ, એની કોયલને પરવાજ નહિ હોય, એ તો સવારે, બપોરે, સાંજે કે રાતે પોતનું મધુર ગીત રેલાવ્યાજ કરશે.

કોયલ વસન્તનું પક્ષી છે. વસન્તની તાજગીનાં, યૌવનના થનગનાટનાં એ ગીતો ગાય છે એટલે એને 'વસન્ત વૈતાલિક' પણ કેટલાક કહે છે. કોયલ જેવું બેફિકરું, બેજવાબદાર પંખી પણ કદાચ બીજું કોઇજ નહિ હોય. કોયલને માળાની જરૂર નહિ, બચ્ચાંની પણ જરૂર નહિ! અખંડ આનંદની મસ્તી એજ જાણે કોયલનું ધ્યેય! વરસાદ આવે તે પહેલાં કીડી કણ એકઠાં કરી લે. દિવસ ઉગે અને ચકલી ચણ ગોતવા જાય. પણ કોયલને કંઇ એવી ઉપાધિ ખરી? એ તો એમ જ કદાચ મનમાં

માનતી હશે. "વખત આવે થઈ પડશે સઘળું : આજ તો ગાઇ લ્યો!" અને એટલેજ કદાચ એ પોતાનાં ઈંડાં રાત દિવસ વૈતરૂં કરી કરીને પેટ ભરતી અને ઢગલાબંધ ઇંડાં સેવતી કાગડીના માળામાં સેવવા માટે મૂકી આવતી હશે. અને કાગડી પણ કેવી પરગજુ, કે એવું વૈતરૂં કર્યાજ કરે.

કોયલ કાળી છે તે છતાં બહુજ કામણગારી છે એનું કામણ ખાસ કરીને એના મધુર ગીતમાં રહેલું છે. કોકિલાના કંઠને કવિઓએ અનેક યુગોથી ખૂબજ વખાણ્યો છે. એ કંઠમાંથી જે માધુર્ય નીતરે છે તે અનુપમ છે. કોયલ ભલે દેખાવડી ન હોય, ભલે એ બેડ્કિરી હોય પણ એના કંઠમાં જે લાવણ્ય રહેલું છે જે અનુપમ મધુરતા રહેલી છે તે કારણેજ એ સૈકાઓથી અમર રહી છે.



# બાળ સપનાં

મને લાધે સપનાં ભાતભાતનાં, હાં રે મને,
હાં હાં રે મને, લાધે સપનાં જાત જાતનાં!
એની વાતો કરવામાં આવે મજા રે, મને...

જાણે લીધો ઘોડો મેં બજારથી,
ઉપર બેઠો ઉમંગે સવાર થૈ,
કેવાં ખુદ્દુક ખુદ્દુક એનાં કૂદણાં રે મને ..

ઘોડો કૂદે ને યાળ એની ઉછળે,
મારૂં હૈયું શું નાચે પળે પળે,
ભોંય ધૂળના ધૂમાડા ઊડે ઘણાં રે મને .

ચડ્યો હું પે — કર્યો એક લટકો,
જાણે સરકસ કરવાનો થયો ચટકો!
ઘોડે ઊભો થયો બહુ તાનમાં રે મને .

એથી લાગ્યો મુજ પાય તણો આંચકો!
એણે તેજી તોખાર પણ ચમક્યો!
સાથે બંદા દડબડિયા મેદાનમાં રે મને...

માથું ફૂટ્યું ને લોહીરેલ ચાલી,
ઊભા થઇને મેં કાછડી સંભાળી!
આંખ ખુલી – તો લાંબો બિછાનામાં રે મને...
પડી ગમ્મત ઘણેરી એ યાદમાં રે મને...

"મધુરક"

# મદ્યના પ્રવાહમાં



ગયા મે માસની સાતમી તારીખના રોજ મલાડની ... દ લાલચંદ હાઇસ્કૂલમાં એક વાસન્તિક સંમે- ... યોજવામાં આવ્યું હતું. તે પ્રસંગે પ્રમુખસ્થાને મુંબઇના ... પ્રધાન શ્રી. વૈકુંઠભાઇ મહેતા હતા. પરાવિભાગના ... બંધી અધિકારીએ આ કાર્યક્રમનો વિનિયોગ દારૂ- ... ષેધના પ્રચાર અર્થે કર્યો હતો. બીજા બે સમારંભો ઘાટકોપર અને કુરલામાં અનુક્રમે શ્રીમતિ ઇન્દુમતી શેઠ અને શ્રી. નાયક નિમ્બાલકરના પ્રમુખસ્થાને યોજાયા હતા. ઘાટકોપરમાં કાંતણ વર્ગના વિદ્યાર્થીઓને ઇનામો- પત્રો આપવામાં આવ્યાં હતાં. જ્યારે કુરલામાં સાર્વ- જનિક સત્યનારાયણની મહાપૂજા યોજવામાં આવી હતી. આ બંને પ્રસંગે મોટી જનમેદની એકઠી થઈ હતી. અને તેનો પણ દારૂબંધી અધિકારીએ લાભ લીધો હતો.

## શ્રદ્ધા અને સાધના

ભરૂચમાં તા. ૯મી મેએ સંપૂર્ણ દારૂનિષેધ છીની પરિસ્થિતિ તપાસવા માટે એસિસ્ટન્ટ ઇન્સ્પેક્ટર જન- રલ ઑફ પોલિસે એક પરિષદ યોજી હતી. એમાં જિલ્લા પોલિસ સુપ્રીન્ટેન્ડન્ટ, જિલ્લાના આબકારી તથા દારૂબંધી- ખાતાના સુપ્રીન્ટેન્ડન્ટ, દારૂબંધી અધિકારી હોમગાર્ડના કમાન્ડન્ટ અને જિલ્લા કોંગ્રેસ સમિતિના પ્રમુખ વગેરે હાજર હતા. આ પરિષદમાં દારૂનિષેધની નીતિ અંગેના કેટલાક પ્રશ્નોની ચર્ચા કરવામાં આવી હતી. ૧૯૫૧ ના માર્ચ સુધીમાં ભરૂચ જિલ્લામાંથી દારૂની બદીનું સંપૂર્ણ ઉચ્છેદન કરવામાં આવશે એ જાતની બાંહેધરી જિલ્લા કોંગ્રેસ સમિતિના પ્રમુખે આપી હતી.

દારૂનિષેધની અસર આમવર્ગના સામાજિક જીવન ઉપર કઈ જાતની પડે છે તેની ચિકિત્સા કરવા માટે આમોદ મહાલ અને વાગરા તાલુકાનાં કેટલાંક સરહદ ઉપરના ગામો પસંદ કરવામાં આવ્યાં હતાં. આ પ્રત્યેક ગામમાં દારૂબંધી અંગેની ફીલ્મ બતાવવામાં આવ હતી. અને એકજ વિષય ઉપરની રેકોર્ડો બજાવવામાં આવી હતી. વાગરા તાલુકાના પખાજણ ગામે મળેલ એક સભામાં જિલ્લા કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી. ચંદ્રશંકર ભટ્ટે વ્યાખ્યાન આપ્યું હતું.

# ભરુચ જિલ્લાની પ્રશસ્ય બાહેંધરી
# પંચમહાલનાં સંસ્કાર કેન્દ્રોની પ્રવૃત્તિ
# સોલાપુરમાં મલ્લકુસ્તીની હરિફાઇ
# પ્રાદેશિક વૈદ્યપરિષદનો શુભ નિર્ણય

## સુખવૈભવની અભિવૃદ્ધિ

રાજપીપળા વિભાગમાં ભીલ અને બીજા પછાત વર્ગના લોકોનો સંપર્ક સાધવામાં આવ્યો હતો. દાદીપાડા તાલુકાના સોરિયા ગામમાં રાજપીપળાના આદિવાસી સેવા સંઘના મંત્રીએ આશરે એક હજાર માણસોની એક સભામાં દારૂનિષેધ અંગે વ્યાખ્યાન આપ્યું હતું. એજ રીતે પાંચપીપળી ગામમાં આશરે પાંચેક હજારની સંખ્યામાં મળેલી એક સભા સમક્ષ કેટલાંક સમાજ- સેવકોએ વ્યાખ્યાનો આપ્યાં હતાં. વલિયા તાલુકાનાં કેટલાંક ગામોમાં પણ આવી સભા ભરવામાં આવી હતી. ભરૂચમાં તા ૧૪ મી મેના રોજ જિલ્લા કલેક્ટર શ્રી. રમેશ દેસાઇના પ્રમુખપદે ભીલોની એક સભા મળી હતી. દારૂબંધી એ કેવળ એક આશીર્વાદરૂપ છે. એ જાતનો ઠરાવ એ સભામાં પસાર કર્યો હતો. સંપૂર્ણ દારૂનિષેધ દ્વારા સુખ અને વૈભવની અભિવૃદ્ધિની સાધના કરવા માટે કલેક્ટરે શ્રોતાઓને વિનંતિ કરી હતી.

ગુજરાત ખાતેના માનાર્હ દારૂબંધી વ્યવસ્થાપક શ્રી. અર્જુનલાલાએ તા. ૭મી થી ૧૧મી જુન દરમ્યાન સાબરકાંઠા જિલ્લામાં પ્રવાસ કર્યો હતો. એ દરમ્યાન એમણે તલોદ, પ્રાંતીજ, મોડાસા, ધનસુરા, કાસણા, બીમપુરા વગેરેની મુલાકાત લીધી હતી. અને તે તે સ્થળે દારૂનિષેધની વ્યવસ્થા અંગે તપાસ કરી હતી.

## પંચમહાલનાં સંસ્કારકેન્દ્રો

પંચમહાલ જિલ્લામાં ચાલુ માસ દરમ્યાન બત્રીસ સભાઓ યોજવામાં આવી હતી. તે પૈકીની ચૌદ સભાઓમાં મોબાઇલ પબ્લિસીટી વાન તરફથી તેમજ દારૂ- બંધી અંગેની પ્રચારગાડી તરફથી જુદી જુદી ફીલ્મો બતાવવામાં આવી હતી. અને એમાં લોકોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. પંચમહાલ જિલ્લામાં હાલમાં આઠ સંસ્કાર કેન્દ્રો કામ કરી રહ્યાં છે તે પૈકી- નાં ચાર સર... તરફથી ચલાવવામાં આવે છે અને બાકીના ... ત... ...

# રામતીર્થ બ્રાહ્મી તેલ

(રજી. નં. ૧) (મેડીકેટેડ)



મગજના જ્ઞાન અને ક્રિયાતંતુઓ બળવાન બને છે. વાળ કાળા અને ચમકીલા બને છે. ખરતા અટકે છે. ટાલમાં વાળ ઉગે છે. ખોડો, જુ, લીખ, નાશ થાય છે. યાદશક્તિ વધે છે. આંખોમાં આંજવાથી દૃષ્ટિ વધે છે. કાનમાં નાખવાથી કાનના રોગો મટે છે. ગાઢ નિદ્રા આવે છે.

બધી ઋતુમાં બધાને ઉપયોગી છે. બધે મળે છે.

કિંમતઃ—રતલી બાટલીના રૂા. ૩ા, નાની બાટલીના રૂા. ૨.

ટપાલથી મંગાવનારે મોટી બાટલી માટે રૂા. ૫–૫–૦ અને નાની બાટલી માટે રૂા. ૩–૭–૦ (પેકીંગ અને ટપાલ ખર્ચ સહિત) મોકલવા. વી. પી. થતું નથી.

રામતીર્થ યોગાશ્રમ

"ઉમેશધામ" ૨૭ વીન્સન્ટ સ્કવેર સ્ટ્રીટ નં. ૨ દાદર (G. I. P.) મુંબઈ, ૧૪



## પ્રગટ થઇ ચુકેલ છે

**પુનર્જન્મ**

(દારૂનિષેધ અંગેની બે વાર્તાઓ)

: લેખક :

પ્રહલાદ બ્રહ્મભટ્ટ

કિંમત ૦–૨–૦

**ત્રિપુટી**

(દારૂનિષેધ અંગેની ત્રણ નાટિકાઓ)

: લેખક :

ધનસુખલાલ મહેતા

કિંમત ૦–૪–૦

પ્રાપ્તિસ્થાન

મુંબઈ રાજ્યની દારૂબંધી સમિતિ

ઓલ્ડ કસ્ટમ હાઉસ

ફોર્ટ, મુંબઇ – ૧

# દારૂબંધી સમિતિનાં પ્રકાશનો

## (૧) NEW LIVES FOR OLD:

દારૂબંધી અંગેના સાહિત્યમાં લાંબા વખતથી રહેલી જરૂરતને પૂરી પાડતી આ પુસ્તિકામાં મુંબઈના ગવર્નર નામદાર રાજા મહારાજ સિંગની પ્રસ્તાવના સાથે મુંબઈના વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર, ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઈ અને આબકારી ખાતાના પ્રધાન શ્રી એલ. એમ. પાટીલનાં પ્રબોધક અને વિચારપ્રેરક વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. દારૂબંધી અંગેના સઘળા સંશયોનો રદિયો આ પુસ્તિકામાં સચોટ રીતે મળી રહે છે.

ક્રાઉન સાઈઝનાં ૧૩૧ પાનાં, દ્વિરંગી જેકેટ અને વિવિધ ફોટોગ્રાફ્સ સાથે કિંમત રૂા. ૧-૪-૦.

## (૨) પાપનું પ્રાયશ્ચિત્ત:

લેખક: શ્રી મનુભાઈ સુખલાલ શાહ; પૃષ્ઠ સંખ્યા ૪૦; કિંમત ૦-૨-૦ ગામડામાં બહુજ ઓછા શ્રમે અને ઓછા ખરચે ભજવી શકાય તેવી દારૂનિષેધ અંગેની નાટિકા

## (૩) દારૂનો દવ:

દારૂના દૈત્યનાં તાંડવને ચિત્રાંકિત કરતાં અને દારૂડિયાનું કરુણ અધઃપતન વર્ણવતાં શ્રી. ઉમાશંકર જોષી, શ્રી નારદ વગેરે પ્રસિદ્ધ કવિઓનાં સોળ કાવ્યોનો સંગ્રહ કિં-૦-૨-૦

## (૪) સ્વરાજ્યની સંગાથે:

સ્વરાજ્યના આગમન પછી દારૂબંધી અમલમાં આવતાં મજૂરજીવનમાં આવેલ નવચેતનને સ્પર્શતી ત્રણ નવલિકાઓ કિંમત ૦-૨-૦

## (૫) આંખ ઊઘડી:

(બે નવલિકાઓ) શ્રી સોપાન અને શ્રી ધનશંકર ત્રિપાઠીની દારૂના અનિષ્ટને સ્પર્શતી બે રોમક વાર્તાઓ; પૃષ્ઠ સંખ્યા ૨૮, કિંમત ૦-૨-૦

## (૬) માણસાઈનો વિજય:

(બે વાર્તાઓ) પૃષ્ઠ સંખ્યા ૨૪, કિંમત ૦-૨-૦. શ્રી પીતામ્બર પટેલ અને શ્રી સીતારામ શર્માની દારૂડિયાનાં હૃદયપરિવર્તન વર્ણવતી બે વાર્તાઓ

## (૭) છેલ્લી ઘડીએ:

લેખક - શ્રી ધનસુખલાલ મહેતા: બહુજ ઓછી મહેનતે ભજવી શકાય એવી દારૂનિષેધ અંગેની એક સચોટ નાટિકા

## (૮) અભ્યર્થના:

ગુજરાતના પ્રયોગશીલ કવિઓની મદ્યનિષેધ અંગેની તેવીસ કાવ્યકૃતિઓનો નવો સંગ્રહ પૃષ્ઠ સંખ્યા ૩૨ કિંમત ૦-૪-૦

**તમારી નકલો વી. પી. થી મંગાવો**

**મુંબઈ રાજ્યની દારૂબંધી સમિતિ**

ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ, મુંબઈ-૧

ગ્રંથ છે, જેમાં તેના સિદ્ધાંતોનું વિવેચન છે. નાનકશાહીઓ અને દાદુપંથીઓ તથા શીખો પણ તેને ગુરૂ તરીકે માન આપે છે.

"કબીરના અનુયાયીઓ અવિવાહિત રહેતા નથી, અને શાંત જીવન ગુજારે છે. વિલ્સન તેમને બ્રિટનના ક્વેકરો સાથે સરખાવે છે."

કબીરજી સંબંધી આટલી થોડીજ વાતો નોંધીને હવે અમે તેના અમૂલ્ય ઉપદેશમાંથી એક નવી મણિરત્નમાલા અમારા વાચનારાઓને આપવા સારૂ પ્રવૃત્ત થઇએ છીએ—

"કબીર કુત્તા રામકા, મોતી નામ ધરાય;
ગલે બિચ દોરી પ્રેમકી, જિત ખેંચે તિત જાય."

અર્થ સ્પષ્ટ છે. નમ્ર ભક્ત હજી પોતાની નમ્રતા વધારે પ્રગટ કરે છે:—

"દાસ કહાવન કઠિન હય, મૈં દાસનકો દાસ;
અબ તો એસા હો રહું, પાંઉ તલેકી ઘાસ!"

જગતની ક્ષણભંગુર વસ્તુઓમાં સુખ સમજનારને કબીરજી કહે છે:—

"જુઠે સુખકો સુખ કહે, માનત હય મત મોદ;
જગત ચબેના કાલકા, કછુ મુખમેં કછુ ગોદ."

જગત્ કાલનું ચવેણું એટલે ખોરાક છે, જેમાંનો કેટલોક મ્હોંમાં ચવાતો હોય છે, અને બાકીનો ખોળામાં પડ્યો હોય છે.

"આયા હય સો જાયગા, રાજા રંક ફકીર:
કોઇ સિંહાસન ચઢ ચલે, કોઇ બંધ જાત જંજીર!"

કોઇ રાજગાદી ભોગવીને, તો કોઇ બંધીખાને રહીને, પણ સૌ જવાના છે. અને તેટલા માટે કબીરજી ચેતાવે છે—

"જાગો લોકો, મત સોવો, ન કરો નીંદસે પ્યાર:
જૈસો સપનો રૈનકો, ઐસો યહ સંસાર!"

પણ મરણ એટલે શું*? કોણ મરે છે? કબીરજી સમજાવે છે—

"મરૂં મરૂં સબ કોઇ કહે, મેરી મરે બલાય:
મરના થા સો મર ચુકા, અબ કોન મરેહિ જાય?"

દુનિયામાં સૌ કોઇ કહે છે, કે 'હું મરૂં છું' 'હું મરૂં છું', પણ કબીરની તો બલાએ મરતી નથી. કારણ કે જે મરવાનું હતું, તે બધુ મરી ગયુ. ત્યારે બાકી શું રહ્યું, કે તે મરી જાય?

---

* સરખાવો—

" या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः॥"

અર્થ.—" જે સર્વ ભૂતની રાત્રિ છે, તેમાં સંયમી જાગે છે, જેમાં ભૂતો જાગે છે, તે જોનાર મુનિને રાત્રિ છે." — શ્રીમદ્ ભગવદ્ ગીતા.

ફરી એ વિચારને વધારે સ્પષ્ટ રૂપમાં મૂકે છે :—

“ મન મુવા, માયા મુઇ, સંશય મુવા શરીર;
અવિનાશી તો ના મરે, તુ ક્યું મરે કબીર ? ”

એથી પણ આગળ ચાલીને કબીરજી એક વધારે મહત્ત્વનું સત્ય બતાવે છે :

“ જીવતસેં મરનો ભલો, જો મર જાણે કોય :
મરને પહેલે જો મરે, કુલ ઉજિયારા હોય ! ”

આ દોહરા ઉપરથી લગ્નમાં કામ કરનારા ગિરિશ અને હિંદી વિદ્વાનોને પણ ઘણો ઉપદેશ મળે તેમ છે. કબીરજી મરણ પહેલાના જે મરણની વાતેં કરે છે, તે સ્વાર્થી કામનાના અહંકારનું મરણ છે

વળી, જાણે આપણનેજ કહેતા હોય તેમ, કબીરજી કહે છે —

“ અજહુ તેરા સબ મિટે, જો જગ માને હાર :
ઘરમેં ઝગડા હોત હય, સો ઘર જારહિ ડાર !

અર્થ —“ જો તું એમ સમજે, કે જગતમાં મળતી બધી ફતેહો હારજ છે, તો તારી બધી જંજાળોનો છેડો આજેજ આવી જાય. માટે આ તારા ઘટમાં જે મારામારી ચાલી રહી છે, ઇંદ્રિયોની જે ખેંચતાણ મચા કરે છે, તેને તું બાળી મૂક ! કારણ કે —

“ ઘર જાલે ઘર ઊગરે, ઘર રાખે ઘર જાય:*
એક અચંબા દેખિયા, મડા કાલકો ખાય ! ”

આ પ્રકારની વાણીને આપણા લોકો “ અવળ વાણી ” ના નામથી ઓળખે છે. ઘર બાળવાથી ઘર ઉગરે છે, એ ખરી વાત છે, પણ જે ઘર બળે છે તે જુદું છે, અને જે ઉગરે છે તે જુદું છે. જે ઉગરે છે તે આત્માનું જીવન છે, અને જે બળે છે તે અહંકારનું. મસ્તોના જીવન માટે કબીરજી કહે છે — .

“ સૂલી ઉપર ઘર કરે, બિખકા કરે અહાર,
કાલ તીનકો ક્યા કરે, આઠ પહર હુશિયાર ! ”

પણ આ “ સૂલી ઉપર ઘર ” કરવાનો ઉપદેશ આપનાર મહાત્માનું હૃદય દયારસથી ભરપૂર છે. જાણે કે હાલના વખતને માટે કહેતા હોય તેમ કબીરજી કહે છે —

“ જલતી આઈ વાદલી, બરખન લાગા અંગાર;
ઊઠ કબીરા ! દોર જા, દાઝન હય સંસાર ! ”

અને દાઝતા સંસારીઓને તે કહે છે —

---

* સરખાવો —

“ He that findeth his life shall lose it : and he that loseth his life for my sake, shall find it,” Matthew, II 39 —

અર્થ —“ જે પોતાનું જીવન મેળવે છે, તે તે ખોશે, અને જે મારી ખાતર પોતાનું જીવન ખુએ છે, તે તે મેળવશે ” માત્થી, ૧૧ ૩૯.